

# સમર્પણ

પરમ ઉપકારી શાસ્ત્રજ્ઞ આચાર્ય સમ્રાટ બા. બ્ર સ્વ. પૂજ્ય શ્રી પુરુષોત્તમજી મહારાજ તથા સૌરાષ્ટ્ર કેસરી બા. બ્ર પંડિત મુનિશ્રી પ્રાણલાલજી મહારાજ તથા કવિયત્રી જવેરબાઈ મહાસતી, મીઠીબાઇ મહાસતી, ઉજમબાઈ મહાસતી, મોતીબાઈ મહાસતી તથા બા. બ્ર મણીબાઇ મહાસતી વગેરે સંત-સતીજીઓ, જેઓ મારા ગામ મેંદરડામાં અવાર-નવાર પધારી, મારા પુત્રો અને પુત્રીઓમાં જ્ઞાન-સિંચન કરી સદ્‌ગુણી બનાવેલ છે તે ઉપકારીઓને ..

તથા મારા પૂજ્ય પતિ દેવ, કે જેમને ધર્મનો રંગ હાડોહાડમા લાગેલ, તે ધર્મનું-સંસ્કારોનું સિંચન તેમના છએ સંતાનોમાં અવતરેલ હોઈ, આ વ્યાખ્યાન-ગ્રન્થ તે સ્વર્ગસ્થ ઉપકારી આત્માઓને સમર્પણ કરું છું.

લી. મુમુક્ષુ
સાંકળીબેન કપુરચંદ ગાંધી.



ઘાટકોપર સંઘને આંગણે સં. ૨૦૨૭નું ચાતુર્માસ કરવા જે જે મહાસતીજીઓ પધાર્યા અને તપશ્ચર્યા કરી તેમની શુભ નામાવલી.

| | | | |
|---|---|---|---|
| ૧ | શાસનરત્ન મહાવિદુષી પ્રખર વક્તા બા. બ્ર. પૂજ્ય લીલાવતીબાઈ મહાસતીજી | | |
| ૨ | ઉગ્રતપસ્વી પૂ૦ કમળાબાઈ મહાસતીજી | | ઉપવાસ ૩૬ |
| ૩ | બા. બ્ર પૂ૦ હીરાબાઈ | ,, | |
| ૪ | બા. બ્ર. પૂ૦ કુસુમબાઈ | ,, | છઠનો વરસી તપ |
| ૫ | ,, સુશીલાબાઈ | ,, | ઉપવાસ ૮ |
| ૬ | ,, નિર્મળાબાઈ | ,, | |
| ૭ | ,, ભારતીબાઈ | ,, | ઉપવાસ ૧૬ |
| ૮ | સેવાભાવી પૂ૦ સુભદ્રાબાઈ | ,, | |
| ૯ | બા. બ્ર. પૂ૦ જાગૃતિબાઈ | ,, | ઉપવાસ ૬ |
| ૧૦ | ,, ચંદ્રિકાબાઈ | ,, | ઉપવાસ ૧૮ |
| ૧૧ | ,, રંજનબાઈ | ,, | ઉપવાસ ૧૨ |
| ૧૨ | ,, નલિનીબાઈ | ,, | ઉપવાસ ૬ |
| ૧૩ | ,, પ્રતિભાબાઈ | ,, | |
| ૧૪ | ,, હસુમતીબાઈ | ,, | ઉપવાસ ૧૬ |
| ૧૫ | ,, કૌશલ્યાબાઈ | ,, | |
| ૧૬ | ,, જયંતિકાબાઈ | ,, | ઉપવાસ ૮ |

# પ્રકાશકનું નિવેદન

ઘણાં વરસ પહેલાં, બા બ્ર. વિદુષી પૂ. લીલાવતીબાઈ મહાસતીજી ગ્રામાનુગ્રામ વિહાર કરતાં, અમારા ગામ મેંદરડા પધારેલા ત્યારે તેમની યુવાન વયમાં, જુસ્સાદાર વ્યાખ્યાન તથા તેમનાં ચારિત્રબળથી પ્રભાવિત થઈને, અમારા ગામના નગર શેઠ શ્રી રતીલાલ આણંદજીભાઈ એ, ફક્ત ૩૭ વર્ષની યુવાન વયમાં સજોડે આજીવન બ્રહ્મચર્યવ્રત અંગીકાર કરેલ તથા બીજા ઘણા ભાઇ–બહેનોએ, નાનાં મોટા વ્રત ગ્રહણ કરેલ તેમજ સંઘજમણ વગેરે શાસન પ્રભાવનાનાં કાર્ય થયેલ. ત્યારથીજ તેઓની વૈરાગ્ય ઝરતી વાણી સાંભળવા હું ઉત્સુક રહેતી ઘાટકોપર સંઘના પ્રબળ પુણ્યોદયે સં. ૨૦૨૭નું ચાતુર્માસ પ્રસ્તુત મહાસતીજીઓનું ઘાટકોપરમાં થયું.

પૂ. મહાસતીજીની બોલવાની સરલ અને સચોટ શૈલી, તેમજ તળપદી ભાષામાં શાસ્ત્રસંગત વ્યાખ્યાન આપે, જેથી નાના મોટા બધાયને તેમાં રસ આવે. દુહા, કાવ્યો, શ્લોકો બધા સાધ્વીજીઓ, સાથે બોલે, જેથી શ્રોતાઓના હૈયા ડોલી ઉઠે. અમારા જેવાને તો સાંભળવાનું મન થાય, પણ યુવાનો અને બાળકો એક ધ્યાને સાંભળતા. જેનાં ફળ સ્વરૂપે ઘાટકોપરમાં ઘણા મોટા પ્રમાણમાં તપશ્ચર્યાઓ થઈ તેમાં મારા લાડીલા પૌત્ર ચિ સુધીર વૃજલાલે ઈજનેરનો અભ્યાસ કરતા, પહેલી વખત અઠાઈ કરી. તેમજ પૌત્રી સુધા કાંતિલાલે બી એ નો અભ્યાસ કરતાં ૯ ઉપવાસની તપસ્યા કરી, તથા મારા સુપુત્ર વૃજલાલે, મુંબઈનાં ધમાલીયા જીવનમાં રહેતા છતાં આજીવન ચૌવિહાર કરવાનું વ્રત સ્વીકાર્યું.

આથી મને એમ લાગ્યું કે આ વીરવાણીના પ્રકાશનનો લાભ શ્રી સંઘ જો મને આપે, તો હું મારી જાતને ધન્ય માનીશ શ્રીસંઘે મારી વિનતી સ્વીકારી તે બદલ શ્રીસંઘનો હું આભાર માનું છું. બોધદાયક પુસ્તકો જ્યા ત્યાં નહિં રખડાવતાં, સાચવીને રાખવા તેમજ કબાટમાં મૂકી ન રાખતાં, સમયે સમયે તેનું વાંચન કરવું. અને બીજાને પણ તે વાંચવાનો લાભ આપવો, તેવી મારી વિનંતી છે આવા વૈરાગ્ય પ્રેરક પુસ્તકોની કિંમત નાના ગામડાંઓમાં તથા પરદેશોમાં બહુ હોય છે, કેમ કે તેઓને ત્યાં સંત સતીજીઓના પગલાં થતાં નથી તો તેવાં સ્થળે પણ આ પુસ્તકો મોકલવા વિનંતી છે.

: પ્રકાશક

સાંકળીબાઈ કપુરચંદ ગાંધી.

# અગાઉથી થયેલ ગ્રાહકોની નામાવલી

| પુસ્તક | નામ | ગામ |
|---|---|---|
| ૮૦૧ | એક બ્હેન, હ. વાડીભાઇ શાહ | મુંબઈ |
| ૧૨૫ | શ્રી વાડીલાલ મોહનલાલ શાહ | માટુંગા |
| ૧૦૧ | ,, પાનાચંદ ડુંગરશી તુરખીયા | માટુંગા |
| ૧૦૧ | ,, મોતીચંદ કાનજી શાહ | ઘાટકોપર |
| ૧૦૧ | ,, વર્ધ. સ્થાનકવાસી જૈન સંઘ | બોરીવલી |
| ૧૦૧ | ,, ,, | મુલુન્ડ |
| ૧૦૧ | ,, ,, | કાંદાવાડી–મુંબઇ |
| ૧૦૧ | સંઘવી ધારશી રવાભાઇ સ્થા. જૈનસંઘ | લીંબડી |
| ૫૦ | શ્રી લક્ષ્મીચંદ કાનજી, ભાત બજાર | મુંબઈ |
| ૫૦ | ,, બચુભાઈ ગુલાબચંદ દોશી | ઘાટકોપર |
| ૫૦ | ,, વીરચંદ મેઘજી થોભણ | મુંબઈ |
| ૫૦ | ,, જયંત પેપર કું. હ હરગોવિંદભાઈ, વજુભાઈ, જયંતીભાઈ | ઘાટકોપર |
| ૫૦ | ,, મહેતા રામજી ઝવેરચંદના સુપુત્રો<br>જયંત પેપરવાળા હ પ્રતાપરાય ગાંધી | ઘાટકોપર |
| ૫૦ | ,, ભાઈચંદ ગુલાબચંદ ગોડા | ,, |
| ૫૦ | ,, એક સદગૃહસ્થ હ સેવંતીભાઈ | ,, |
| ૫૦ | શ્રી હીરાલાલ મોહનલાલ તુરખીયા | ,, |
| ૫૦ | ,, કાન્તિલાલ મગનલાલ | ,, |
| ૫૦ | ,, વૃજલાલ કેશવલાલ લીંબડીવાળા | ,, |
| ૫૦ | ,, ગુણવંતલાલ મફતલાલ કામદાર | ,, |
| ૫૮ | ,, શીવલાલ સાકળચંદ શાહ | ,, |
| ૫૦ | શ્રી ચંદુલાલ લક્ષ્મીચંદ શાહ | માટુંગા |
| ૫૦ | ,, ચંદુલાલ અમૃતલાલ ઠોસાણી | ,, |
| ૨૫ | ,, હિંમતલાલ હરજીવન ખંભાતવાળા | ઘાટકોપર |
| ૨૫ | ,, વૃજલાલ જીવરાજ ગાધી | ,, |
| ૨૫ | ,, સુરજબેન હરીલાલ ખોખાણી | ,, |
| ૨૫ | ,, નરેન્દ્ર કીરચંદ ગોસલીયા | ,, |

| પુસ્તક | નામ | ગામ |
|---|---|---|
| ૨૫ | ,, લીલાવતીબેન રામદાસ | ,, |
| ૨૫ | ,, નગીનદાસ આણંદજી વસા | ,, |
| ૨૫ | ,, કાન્તાબેન જમનાદાસ દામાણી | ,, |
| ૨૫ | ,, પોપટલાલ ડાહ્યાભાઈ હ. સૂર્યકાન્તભાઈ | ,, |
| ૨૫ | ,, પોપટલાલ ભાઈચંદ શાહ | ,, |
| ૨૫ | ,, હરખચંદ હીરાચંદ મહેતા | ,, |
| ૨૫ | ,, રાયચંદ અવિચલ શેઠ | ,, |
| ૨૫ | ,, સોજપાળ ગાંગજી | કુરલા |
| ૨૫ | શાહ બ્રધર્સ. હે. પ્રાણજીવન જુઠાભાઈ | વિલેપારલા |
| ૨૫ | શ્રી હરજીવન દેવજી ચુડાવાળા | ઘાટકોપર |
| ૨૫ | ,, ત્રિભોવન જગજીવનદયાળ | ,, |
| ૨૫ | ,, છગનલાલ કરસનજી ચુડાવાળા | ,, |
| ૨૫ | ,, વૃજલાલ મણીલાલ | ,, |
| ૨૫ | ,, નટવરલાલ વરજીવનદાસ | ,, |
| ૨૫ | ,, કાન્તિલાલ ચત્રભુજ વેકરીવાળા મુંબઈ | ,, |
| ૨૫ | ,, નંદલાલ જગજીવન તુરખીયા | ,, |
| ૨૫ | ,, વર્ધ. સ્થા. જૈન સંઘ | કલ્યાણ |
| ૧૫ | ,, હરજીવન કેશવજી ટીંબડીયા | મુંબઈ |
| ૧૧ | ,, જયસુખલાલ ભુરાભાઈ રૂપાણી | ઘાટકોપર |
| ૧૧ | ,, પ્રેમચદ લક્ષ્મીચંદ શાહ | થાનગઢ |
| ૫ | ,, લીલાવતીબેન દલીચંદ શાહ | રાજકોટ |
| ૧૫ | ,, અમૃતલાલ કેશવલાલ ગીરધરનગર | અમદાવાદ |
| ૧૧ | ,, જીવણલાલ છગનલાલ સંઘવી | ,, |
| ૫ | ,, હિંમતલાલ શામળદાસ શાહ | ,, |
| ૫ | ,, હરીલાલ જેઠાલાલ શાહ સાબરમતી | ,, |
| ૫ | ,, રમણલાલ સાંકળચંદ શાહ | કલોલ |
| ૫ | ,, મેરાજભાઈ પ્રેમચંદ શાહ | ઘાટકોપર |
| ૫ | ,, પ્રાણલાલ ચુનીલાલ | થાણા |
| ૫ | ,, રવિચંદ સુખલાલ શાહ | દાદર |
| ૫ | ,, જયંતીલાલ કસ્તુરચંદ | માટુંગા |

| પુસ્તક | નામ | ગામ |
|---|---|---|
| ૫ | " કે કે. સંઘવી | ઘાટકોપર |
| ૫ | " ગુલાબચંદ ભગવાનજી | " |
| ૫ | " તારાચંદ ગોરધનદાસ જસાણી | " |
| ૫ | " તલકસી લાલજી | " |
| ૫ | " વીરજી સંઘજી ગાંધી | ભીવંડી |
| ૫ | " રમણિકલાલ એન્ડ સન્સ | સાંગલી |
| ૫ | " રતીલાલ દલીચંદ | ઘાટકોપર |
| ૫ | " હરિલાલ વૃંદાવનદાસ ઝવેરી | ઘાટકોપર |
| ૫ | " નરસિંહદાસ વખતચંદ સંઘવી | ધ્રાંગધ્રા |
| ૫ | " કાંતિલાલ પોપટલાલ ચુડગર | બોરીવલી |
| ૫ | " બાટવીયા ટેક્સટાઈલ્સ હ. મહાસુખભાઈ | જેતપુર |



# પ્રસ્તાવના

વિદ્વાન સંત–સતીજીઓના વ્યાખ્યાનો તેઓએ પ્રાપ્ત કરેલ શ્રુતજ્ઞાનના દોહન રૂપે હોય છે તેથી તે વ્યાખ્યાનો જનહિતાર્થે છપાવવાની શરુઆત છેલ્લા કેટલાક વર્ષોથી થઈ રહી છે. આ શુભ હેતુ લક્ષમાં લઈ ઘાટકોપરના સ્થા. જૈન સંઘે સં. ૨૦૨૨માં બા. બ્ર. પૂજ્ય શારદાબાઈ મહાસતીજીનું ચાતુર્માસ થતાં, તેમનાં ચાતુર્માસિક વ્યાખ્યાનો "શારદામાધુરી" નામથી પ્રકાશિત કરેલાં. તેમજ સં. ૨૦૨૩ની સાલમાં બા બ્ર સદ્ગત પૂ. શ્રી કિશનલાલજી મ. સા.ના સુશિષ્ય પ્રિયવક્તા બા. બ્ર શ્રી વિનયમુનિજીનું ઘાટકોપરમાં ચાતુર્માસ થયેલ, તેમનાં વ્યાખ્યાનો પણ "જીવન વૈભવ" નામથી પુસ્તક રૂપે છપાવ્યા. ત્યારબાદ સં. ૨૦૨૫માં માલવકેસરી પં.ર. પ્રવર્તક બા. બ્ર શ્રી સૌભાગ્યમલજી મ. તથા શાસ્ત્રજ્ઞ શ્રી વિજયમુનિજી ઠા. ૬નું ચાતુર્માસ થતાં પૂ સૌભાગ્યમલજી મ ના વ્યાખ્યાનો 'જીવન વિચાર' નામથી તથા પૂ વિજયમુનિના વ્યાખ્યાનોના સારરૂપ 'સન્મતિ સાહિત્ય'ના પુસ્તકના સેટને સાકાર રૂપ આપેલ છે.

સંવત ૨૦૨૭માં શ્રી સંઘની ભાવપૂર્વક વિનંતીને સ્વીકારી, બા. બ્ર વિદુષી પૂ. લીલાવતીબાઈ મહાસતીજી ઠાણા ૧૬ ચાતુર્માસ કરવા પધાર્યા. તે દરમ્યાન તેમના ૧૦ સુશિષ્યાઓએ તપશ્ચર્યાના મોટા થોક કરેલ, તેમાં પૂ કમલાબાઈ મહાસતીજીએ ૩૬ ઉપવાસની ઉગ્ર તપશ્ચર્યા કરીને શાસનની શોભા વધારી. આ ચાતુર્માસમાં ઘાટકોપર સંઘમાં નાનીમોટી ૪૦૦ તપસ્યા થઈ. એ રીતે પૂ. સતીજીઓની તપસ્યાનો જવાબ શ્રી સંઘના ભાઈબ્હેનોએ વિપુલ તપસ્યાઓથી જ આપ્યો. જેથી ઘાટકોપર સંઘમાં ચોથા આરા જેવું દશ્ય ખડું થયું હતું.

એ જ પ્રમાણે પૂ. લીલાવતીબાઈ મહાસતીજીનું નિર્મળ ચારિત્ર, તે સાથે જ્ઞાનાભ્યાસની જિજ્ઞાસા વૃત્તિ હોવાથી તેઓશ્રી એક ક્ષણ પણ વ્યાવહારિક વાતચિતોમાં નહિં ગુમાવતાં, વાંચન, મનન અને નિદિધ્યાસનમાં જ પોતાના સમયનો સદુપયોગ કરતા. વ્યાખ્યાન, વાંચન અને સાધુચર્યાથી થોડીક નિવૃત્તિ લઈને, તેઓશ્રી શ્રમણ વિદ્યાપીઠમાં પણ જતા અને ત્યાં અભ્યાસી સાધ્વીજીઓ અને ભાવ દીક્ષિતો જે સ્વાધ્યાય કરતા હોય તે પૂ મહાસતીજી સાંભળતા અને પોતાની શિષ્યાઓને પણ અભ્યાસ વખતે વિદ્યાપીઠમાં મોકલતા. ઉપરાંત જ્યારે જ્યારે પોતાને સમય મળે ત્યારે વિદ્યાપીઠના અધ્યાપકો જ્ઞાનવૃદ્ધ પંડિત શ્રી શોભાચંદ્રજી ભારિલ્લ તથા પં શ્રી રોશનલાલજી જૈન પાસે જ્ઞાન ચર્ચા કરતા.

સાંજના પ્રતિક્રમણ પૂરું થયા બાદ વિદુષી મહાસતીજી પોતાના શિષ્યાઓ તથા સંઘના ધર્મજિજ્ઞાસુ બહેનો પાસે પરશાળમાં બેસતા ને પંડિતો તથા મુમુક્ષુ શ્રાવકો ઉપાશ્રયના કમ્પાઉન્ડમાં બેસતા ને ત્યાં કલાકો સુધી નહિં સમજાયેલા પ્રશ્નોની છણાવટ થતી.

વ્યાખ્યાનમાં પૂ. વિદુષી મહાસતીજી નિરયાવલિકા સૂત્રમાં આવેલ "વન્હિદશા" સૂત્રમાંનો "નિષધકુમાર"નો અધિકાર ફરમાવતા. તે એટલી રોચક, વૈરાગ્ય ભરપૂર શૈલીથી

ફરમાવતા કે માણસોને વ્યાખ્યાનમાંથી ઉઠવાનું મન ન થાય. વૈરાગ્યમય વાણી ઉપરાંત તેઓશ્રી આજના ધમાલીયા જીવન પર છણાવટ કરી શ્રાવિક શ્રાવિકાઓને પોતાનું સાંસારિક જીવન આદર્શ બનાવવાનો બોધ આપતાં કાવ્યો, દુહાઓ, સૂત્રની ગાથાઓ, સ્તોત્રો વગેરે સંભળાવતા. તેઓશ્રીની વાણીને સૌ કોઈ સત્કારપૂર્વક ઝીલતા અને સમજી મનમાં ઉતારવાનો શકય પ્રયત્ન કરતા.

શ્રી સંઘને એમ લાગ્યું કે પૂ. મહાસતીજીનાં વ્યાખ્યાનોને પુસ્તક આરૂઢ કર્યાં હોય તો અનેક ભવ્યાત્માઓને તે ઉપકારક થઈ પડે. પ્રકાશનની સંઘમાં વિચારણા થઈ, ત્યાં તો લગભગ ત્રણ હજાર જેટલા ગ્રાહકો નોંધાઈ ગયા. જેથી શ્રી સંઘને તેમના વ્યાખ્યાનો છપાવવા માટે ખૂબ ઉત્સાહ વધ્યો.

આ પુસ્તકના પ્રકાશનમાં, ઘાટકોપર સંઘના માનદમંત્રી શ્રી વૃજલાલ કપુરચંદ ગાંધી તથા ટ્રસ્ટી શ્રી રતીલાલ કપુરચંદ ગાંધીના પૂ. માતુશ્રી શ્રી. સાંકળીબેન કપુરચંદ ગાંધીએ સહકાર અને પ્રેરણા આપતાં તેમજ તેમની વિનંતી માન્ય કરીને પ્રકાશક તરીકે તેઓનું નામ પ્રગટ કરતાં શ્રી સંઘને ખૂબ આનંદ થાય છે, તે માટે શ્રી સંઘ તેઓશ્રીનો આભાર માને છે.

પ્રકાશન કાર્યમાં, શ્રી સંઘને ઉપયોગી થવા માટે, સદ્‌ભાવનાથી પ્રેરાઈને, શેઠ દલપતરાય જટાશંકર વોરા શોલાપુર વાળાએ રૂ. ૧૧૦૧નો ચેક મોકલેલ છે તે બદલ શ્રી સંઘ તેઓનો આભાર માને છે.

જનતા બુકડીપોના ભાગીદાર વીરજીભાઈએ તથા ગાલા પેપર માર્ટે, કાગળની ખરીદીમાં તથા પ્રકાશન કાર્યમાં ઉપયોગી સૂચન અને સહકાર આપેલ તે માટે અમે તેઓશ્રીનો આભાર માનીએ છીએ.

"સ્થાનકવાસી જૈન" પત્ર (અમદાવાદ) ના તંત્રી શ્રી જીવણલાલ છ. સંઘવીએ આ પુસ્તકના પ્રુફો તપાસવાનું તથા પુસ્તકને સમયસર છપાવવાનું કાર્ય, ઉત્સાહ અને કાળજી પૂર્વક કરેલ છે તે માટે અમે તેમનો આભાર માનીએ છીએ. કેટલાક કારણોથી પાછળથી કંપોઝ કામમાં ઝડપ કરી હોવાથી, પુસ્તકમાં ભૂલો રહી જવા પામી હશે તે સુધારી લેવાની સુજ્ઞ વાંચકોને વિનંતી છે. કેમકે શુદ્ધિ પત્રક મૂકવાનો સમય રહેવા પામ્યો ન હતો.

આ પુસ્તકના અગાઉથી ગ્રાહક થઈ શ્રી સંઘને પ્રોત્સાહન આપનારા તમામ ગ્રાહકબંધુઓનો અમે આભાર માનીએ છીએ. શ્રી સંઘના ઠરાવને માન આપી જેમણે પાંચથી ઓછી નકલ નોંધાવી છે તેમના નામો છાપ્યા નથી. તો તે ભાઈઓ દરગુજર કરે.

આ વીરવાણીનું આધ્યાત્મિક પુસ્તક વાંચી મુમુક્ષુઓ સ્વજીવનમાં પ્રગતિ સાધશે તો અમારા આ પ્રકાશનનો હેતુ સફળ થયો ગણાશે.

માનદ મંત્રીઓ

ઘાટકોપર : તા. ૧-૯-૭૨ શ્રી વર્ધમાન સ્થા. જૈન સંઘ ઘાટકોપર.

## (૧) મુશ્કેલી જ્યારે પડે

મુશ્કેલી જ્યારે પડે, હું ત્યારે તને યાદ કરૂં છું,
સુખી થતાં વિસરૂં તને, ને દુઃખી થતાં યાદ કરૂં છું,
મૂડી થાયે બે પૈસાની, થઈ જાઉં ત્યાં હું અભિમાની,
જ્યારે ખાવાના સાંસાં પડે, હું ત્યારે તને યાદ કરૂં છું.
સુખી થતાં વિસરૂં તને........
જોબન જ્યારે અંગે છલકે, પાપ કરૂં ત્યાં મુખડું મલકે,
જ્યારે કાયામાં કીડા પડે, હું ત્યારે તને યાદ કરૂં છું,
સુખી થતાં વિસરૂં તને.......
ભણતર લઉં જ્યાં આ દુનિયાનું, હસ્તી તારી હું ના માનું,
જ્યારે હથિયારો હેઠાં પડે, હું ત્યારે તને યાદ કરૂં છું,
સુખી થતાં વિસરૂં તને........
સાથે ફરે જ્યાં એ સંગાથી, ગજ ગજ ફૂલે મારી છાતી,
જ્યારે એકલડાં મરવું પડે, હું ત્યારે તને યાદ કરૂં છું;
સુખી થતાં વિસરૂં તને........

---

## (૨) તમ કને શું માગવું !

તમ કને શું માંગવું, એ અમે ના જાણીયે,
તમે જેનો ત્યાગ કર્યો એ જ અમે માગીએ.......
રાજપાટ વૈભવમાં સુખ નહિ લાગ્યું,
દુઃખરૂપ સમજીને તમે બધું ત્યાગ્યું,
તમે દુઃખ માન્યું એમાં અમે સુખ માનીએ........તમે જેનો
કંચનને કામિની તમે દીધાં ત્યાગી,
મોહ માયા છોડીને થયા વીતરાગી,
વીતરાગી પાસ અમે લાડી વાડી માંગીએ...    તમે જેનો........
દેવાધિદેવ તમે મોક્ષ કેરા દાની,
અમે માંગનારા કરીએ નાદાની
પારસની પાસ અમે પથરાઓ માંગીએ....    તમે જેનો.......
હે પ્રભુજી અમને એવું જ્ઞાન આપજો,
માંગવાનું રહે નહિ એવું જ્ઞાન અપાર,
માંગીએ તો એટલું કે તુજ દર્શન જ માંગીએ...    તમે જેનો.......

## ૩ કેટલું કમાણા ?

જીંદગીમાં કેટલું કમાણા રે, એનો સરવાળો માંડજો
સમજુ સજ્જન ને શાણા રે, એનો સરવાળો માંડજો
સમજો સમજાવું તમને શાણા રે, એનો સરવાળો માંડજો

મોટર વસાવી તમે બંગલા બંધાવ્યા, ખુબ કર્યાં એકઠા નાણાં રે....એનો
દેશ ફર્યા તમે વિદેશે વિચર્યા, ટેબલ પર ખુબ લીધા ખાણા રે....એનો
ઊગ્યાથી અસ્ત સુધી ધંધાની ઝંખના ઉથલાવ્યા આમ તેમ પાના રે....એનો
ખાધું પીધું ને તમે મોજ બહુ માણી, મમતાના પૂરમાં તણાયા રે....એનો
ડાહ્યા થઈને તમે પંચમાં પૂછાણાં, મોટા થઈને મનાણા રે....એનો
લાવ્યાતા કેટલું ને લઈ જવાના કેટલું, આખર તો લાકડાં ને છાણા રે....એનો
માનવધર્મને જેણે ન જાણ્યો, સરવાળે મીંડા મુકાણા ,રે....એનો
વીરના ધર્મને જેણે નવ જાણ્યો, ચોરાસીમાં અટવાણાં રે....એનો
આત્મધર્મને જેણે પીછાણ્યો, ભવ ભ્રમણથી મુકાણા રે....એનો

---

## પૈસા કે પ્રભુ !

પત્થરજેવા પૈસા ને સોના જેવા પ્રભુ ! એમાં કોણ તમને પ્યારૂં. બોલો, પૈસા કે પ્રભુ !
છે કોણ તમને પ્યારૂં, બોલો, પૈસો કે પ્રભુ ! પૈસા... પૈસા....
પૈસો તમને પ્યારો છે પણ એને કોઈ નથી પ્યારૂં,
બે ઘડી દિલને બહેલાવે ને ત્રીજી ઘડીએ અંધારૂં,
સુખદુઃખમાં સાચા સંગાથી, પૈસો કે પ્રભુ ? કોણ તમને........
મળશે તો પણ પૈસાથી તો સંસારી સુખ મળવાનાં.
નિતનિત નવલી તૃષ્ણા જાગે એવા સુખ શું કરવાનાં,
સઘળાં દુઃખથી મુક્તિ આપે પૈસો કે પ્રભુ ? કોણ તમને........
સાચા દિલથી એક જ વેળા સંભારો ત્યાં પ્રભુ આવે,
જીવનભર પૈસાને પૂજો તોય સદા એ તડપાવે,
સહેલું ને સુખદાયી સાધન પૈસો કે પ્રભુ ? કોણ તમને.......
આત્માને પરમાત્મા જ્યારે એકબીજાને અપનાવી
શાંતિને સંતોષ તણો ત્યાં, શાશ્વત સંગમ સજાવે,
સિદ્ધિના દ્વારે પહોંચાડે, પૈસો કે પ્રભુ ? કોણ તમને........

---

## વ્યાખ્યાન નં....૧

### અષાડ વદ ૨ શુક્રવાર, તા. ૯-૭-૭૧.

શ્રમણ ભગવંત મહાવીર સ્વામીએ બારમા ઉપાંગ વન્હિદશામાં સુંદર પ્રરૂપણા કરી છે સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ હોય તેનું નામ સિદ્ધાંત. ભગવાનની વાણીમા જાગૃતિનો ઝણકાર છે, પ્રભુતાનો પડકાર છે, રત્નત્રયનો રણકાર છે. તપ-ત્યાગનો ટહુકાર છે. ભગવાન અર્થ રૂપે વાણી કહે છે અને ગણધરો સૂત્રરૂપે ગૂંથણી કરે છે. ભગવાન મહાવીર સ્વામીની પાટે સુધર્મા સ્વામી બિરાજે છે ત્યારે તેમના આયુષ્યમાન્ શિષ્ય તેજસ્વી, ઓજસ્વી, વર્ચસ્વી, યશસ્વી ભગવાન સુધર્મા સ્વામીને વંદન-નમસ્કાર કરી પ્રશ્ન પૂછે છે કે હે પૂજ્ય! શ્રમણ ભગવંત મહાવીરે બારમા ઉપાગ વન્હિદશામાં શા ભાવો બતાવ્યા છે? સુધર્મા સ્વામી જંબુ સ્વામીને નિષધકુમારનો અધિકાર સમજાવશે. જંબુ સ્વામી સુપાત્ર શિષ્ય છે અને સુધર્મા સ્વામી સુપાત્ર ગુરૂ છે. બંનેની જોડ અનુપમ છે. ભગવાન મહાવીરના એક એક સાધુ કેવા હોય! શ્રમણ એટલે શ્રમજીવી, પરાશ્રિત જીવન નહીં. પોતે પોતાનાં જ પગ પર ઉભો રહેનારો, સ્વાવલંબી, પુરૂષાર્થી, શ્રમણને પ્રમાદમાં પડયું રહેવું પાલવે નહિ. અઘોરીની માફક નિદ્રા લેવી પાલવે નહિ. નિદ્રા લેવી તે સર્વઘાતી પ્રકૃતિ છે. નિદ્રા લેવી એટલે પોતાની સર્વ શક્તિઓને ઢાંકી દેવી. એ અવસ્થાને તમે છોડી દ્યો. ઊંઘતા ઊંઘતા કદી મોક્ષ મળતો નથી. જ્યાં સુધી તમે તમારા સ્વરૂપને જાણતાં નથી, આત્માને ઓળખતા નથી, સ્વલક્ષી ધ્યેય નથી, સ્વઘરની ઓળખ નથી, પરઘરમાં દષ્ટિ દોડાવી છે, ત્યાં સુધી શાશ્વતઘેર પહોંચી શકાતું નથી. જેને આત્માનું સ્વરૂપ પામવું છે, એને કેટલી તૈયારી જોઇએ! સિદ્ધપદ મેળવવા માટે મહાવીર સ્વામીએ કેવી ઝુંબેશ ઉઠાવી? કેવો પુરૂષાર્થ કર્યો હતો? આત્માની આરાધના માટે કેવી સાધના કરી હતી? ભગવાને આપણને જે રાહ બતાવ્યો, જે માર્ગ દર્શાવ્યો, જે પુરૂષાર્થ દેખાડયો, તે પ્રમાણે પુરૂષાર્થ કરવો જોઇએ. ભગવાન મહાવીર પોતાના સ્વરૂપમાં રમણતા કરી રહ્યા હતા તે વખતે ગમે તેટલા દેવોએ તેમને ડગાવવા પ્રયત્ન કર્યો છતાં તેઓ અડગ રહ્યા. જેને ગુણ રૂચે તે ગુણની પ્રશંસા કરે, જેને ધર્મ ગમે, વિતરાગની વાણી ગમે તે, તેની પ્રશંસા કરે છે ઘણાં માણસો અદેખા તથા ઈર્ષાવાળા હોય છે બીજાને અદેખાઇથી તથા ઈર્ષાથી બાળે છે જે જીવ ભારે કર્મી છે, તેને કદી પણ મોક્ષની ઇચ્છા થતી નથી, ધર્મ રૂચતો નથી, ધર્મને તે હંબગ માને છે. તેવા જીવો ભગવાનને પણ હેરાન કરવાનુ ચુકતા નથી. કોઇ બાપ પોતાના પુત્રને કહે કે બેટા! આવો રૂડો જૈન-

ધર્મ મળ્યો છે. માટે ધર્મને જીવનમાં અપનાવવો જોઈએ. તો પુત્ર ક્રોધથી ધમધમી ઉઠશે. અને કહેશે કે ધર્મ તો તમારા માટે છે. અમે તો ધર્મ કે કર્મને માનતા જ નથી. માટે જ્ઞાનીપુરૂષો કહે છે. પ્રથમ ક્ષમા ધર્મ લાવો. આપણને શરીર ઉપર આસક્તિ કેટલી છે? જ્યારે ભગવાને શરીર ઉપર કેટલી અનાસક્તિ કેળવી હતી? દેહપરનાં મમત્વભાવને ઉડાડી દીધો હતો. સંસારીના મનમાં કેવા ભાવો રમી રહ્યા છે? અનેક જાતનાં ફોટા પડે છે. પણ મનનો ફોટો પડતો નથી. જ્યારે માણસ અસમર્થ નિવડે છે ત્યારે વધારે ગુસ્સે થાય છે. તમે શરીરને જુઓ છો કે આત્માને? બારદાનની કિંમત વધારે કે માલની? આ શરીર તો કોથળો છે. અંદરના આત્માની કિંમત છે. પાડોશમાં ઘી ઢોળાય તો જરાપણ દુઃખ થતું નથી. પણ ઘરમાં વાટકો ઘી ઢોળાય તો કેવા ગુસ્સે થઈ જાવ છો? શરીર પાડોશી છે. શરીર તે હું નથી. મકાન નથી. મકાન જુદું અને માલિક જુદો. શરીર જુદું, આત્મા જુદો. બોલવું તે જુદી વાત છે અને આચરણમાં ઉતારવું એ જુદી વાત છે. વાતો કરનાર જુદા છે. સંગ્રામ ખેલનાર જુદા છે.

"જુઓ જુઓ જંબુસ્વામી, બાળવયે બોધ પામી,
તજી રાજ–રિદ્ધિ જેણે તજી આઠ નારી."
તજી આઠ નારી તેને વંદના અમારી.
જુઓરે જુઓરે જૈનો કેવા વ્રતધારી.

જંબુ સ્વામીએ કેવી ભગવાનની વાણી ઝીલી. આઠ આઠ કન્યા સાથે પાણી ગ્રહણ કરેલું, છતાં આઠેય કન્યા છોડી, સંસાર ભાવને ત્યજી, વિષયોમાં–રંગ–રાગમાં નહિ લોભાતા, સઘળી સમૃદ્ધિને ત્યાગી સંયમ પંથ સ્વીકાર્યો. સાધના પંથમાં અપૂર્વ પુરૂષાર્થ ખેડી, શાશ્વત સુખ મેળવ્યું.

ભગવાન મહાવીર સ્વામી જે આપણાં પરમ પિતા છે તેમણે કેવાં ક્ષમાના પાઠ જીવનમાં ઉતાર્યા? પરિષહ અને ઉપસર્ગની ઝડીઓ વરસી, છતાં કેવાં કષ્ટોને સહન કર્યા! ભગવાન એક વખત કાઉસગ્ગ ધ્યાને ઊભા હતા, ત્યારે સંગમ દેવ પૂર્વ ભવના વેરથી, ભગવાનને ઊભેલા જુએ છે અને એકદમ ક્રોધાયમાન થઈ જાય છે. 'આને ચલાયમાન કરૂં.' ભગવાન ઉપર સર્પો વિકુર્વીને નાખે છે. સર્પો ભગવાનનાં શરીર પર જેમ ઝાડ પર વેલ વિંટળાય તેમ વીંટળાઈ જાય છે અને અતિ તિક્ષ્ણ દાઢો બેસાડે છે, ખૂબ પીડા આપે છે, તો પણ ભગવાન ચલાયમાન નથી થતાં. ત્યારે વજ્રમુખી કીડીઓ હજારો લાખો વિકુર્વે છે. કીડીઓ એવા તો શરીર પર ચટકે ચટકાં ભરે છે કે ભગવાનનાં શરીરમાં ખૂબજ બળતરા થાય છે. છતાં પણ કેવી ક્ષમાવીરની તિતિક્ષા! ત્યાર પછી સંગમ કીડીઓને સંહરી લે છે. અને વજ્ર સમા દાંતવાળા ઉંદર વિકુર્વે છે. વિકુર્વેલા ઉંદરે પોતાનાં ભયંકર અને તીક્ષ્ણ નખથી, દાંતથી અને મુખથી ભગવાનનાં શરીરને ખોતરવા માંડ્યું. ખોતરેલા શરીર પર ઉંદરોએ લઘુનીત કરી, એક તો ઘા ને ઉપર ખારાશનું સિંચન થાય

છે. કેવી વેદના ! છતાં પણ ધ્યાનમાં મસ્ત તારક પ્રભુને ચલચિત્ત કરી શકયા નહિ. સંગમ પોતાના એકએક દાવમાં નિષ્ફળ જવાથી વધારે ને વધારે ગુસ્સે થાય છે. આકુળ-વ્યાકુળ બને છે. પછી નવો ઉપાય શોધે છે. ઉંદરોને સંહરી ઉંચી સૂંઢવાળો અને મોટા દાંતોવાળો હાથી વિકુર્વે છે. એ હાથીનું એક પગલું પડે ને ધરતી નમી પડે એવા જોરથી દોડતો, ધસમસતો ભગવાનનાં શરીર પર ધસી આવ્યો. ફુટબોલની જેમ ભગવાનનાં શરીરને સૂંઢમાં જકડી, આકાશમાં ઊંચે ઉછાળે છે. આટલા ઉપસર્ગથી પણ તે પાછો હઠતો નથી કે હું આ કોના ઉપર શું કરી રહ્યો છું? તે વિચારે છે કે હું એવું કરૂં કે ભગવાનનાં શરીરનાં કણેકણ થઈ જાય એવા આશયથી પોતાના બે દંતૂશળ પર ઝીલી દાંતે ને દાંતે વીંધી નાખે છે. વજ્ર સમા શરીરપર વેદનાના તણખા ઝરવા લાગ્યા, છતાં પણ ભગવાન ચલાયમાન થતાં નથી. કેવા અતુલબળી ભગવાન ! આખા વિશ્વના બળ કરતાં ભગવાનની ટચલી આંગળીનું બળ વધારે છે. સંગમ કેવા વેરભાવથી પાપનું ઉપાર્જન કરી રહ્યો છે. પાપ કરવા માટે પુણ્યની જે યારી જોઈએ તે મળ્યા કરે ત્યાં સુધી એ પાપથી પાછો પડે નહિ ખરાબ પુણ્ય બાંધ્યા હોય તો તે પાપ કરવાની સગવડતા કરી આપે છે. કરેલા કર્મનું ફળ ભોગવ્યા વિના છૂટકો નથી. જ્ઞાની આત્મા દુઃખને પણ સુખમાં ફેરવી નાખે છે. દુઃખને દુઃખરૂપ ન જોતાં સુખરૂપે જુએ છે. પોતાનાં દુઃખે દુઃખી થનારા ઘણા છે. બીજાનાં દુઃખે દુઃખી થનારા બહુ ઓછાં છે. જ્યાં સુધી દેહ છે, ત્યાં સુધી દર્દ ઊભું છે.

"દેહ છે ત્યાં સુધી દર્દ આવ્યા કરે, જીવને કર્મનો સબળ દોરો,
દેહનાં દંડ તો ભોગવ્યે છૂટકો, એ જ આદેશ છે ઈશ કેરો,
દુઃખ વ્યાધિ જરા સર્વને આવતા, જ્ઞાની કે મૂર્ખ હો પ્રાણી કોઈ,
જ્ઞાની વેદે બહુ ધૈર્ય ને શાંતિથી, મૂર્ખ વેદે સદાકાળ રોઈ."

ભગવાન સંગમના ઉપસર્ગ વખતે વિચારે છે કે જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી દર્દ-દુઃખ આવવાનાં જ છે, કારણકે જીવને કર્મનો સબળ દોરો છે. દેહનો દંડ તો જ્ઞાની કે અજ્ઞાની, રોગી કે ભોગી સહુને ભોગવવાનો જ છે. દુઃખ, વ્યાધિઓ અને જરા તો સર્વ કોઇને કર્માનુસાર આવે છે. પણ જ્ઞાની તેને ધૈર્ય અને શાંતિથી સહન કરે છે. જ્યારે અજ્ઞાનીને રોતાં-રોતાં પણ સહન તો કરવુંજ પડે છે. રોતાં કે હસતાં જીવને કર્મ છે તે તો ભોગવવાં જ પડે છે. ભગવાનને સંગમદેવે કેવા ઘોર ઉપસર્ગ આપ્યા, છતાં ભગવાનનાં ચિત્તમાં વ્યાકુળતા ન આવી. અને પોતાના ધ્યાનમાં સ્થિર રહ્યા. ઉત્તમ સંઘયણ હોય એ જ એકાગ્ર ચિત્ત કરી શકે. હલકા સંઘયણ વાળો ધ્યાન કરી શકતો નથી. જે પરિસ્થિતિ સર્જાય તેને અનુરૂપ થવું એ પોતાના હાથની વાત છે. ક્રોધી માણસને વાત-વાતમાં ગુસ્સો આવી જાય છે. જ્યારે મહાપુરૂષો કે જેણે પોતાનાં મનને કેળવ્યું છે તે તો દરેક પરિસ્થિતિમાં સમભાવ રાખી શકે છે.

પૂજે, નિંદે કોઈ માનવી રે, એમાં રાખે સમભાવ. (૨)
પરિષહ સહે અતિ આકરા, છંડે તો યે ના સ્વભાવ. (૨)
યોગી રમે સમભાવમાં....

કોઈ પુષ્પો વડે પૂજા કરે તો પણ ભલે, અને કોઈ નિંદા કરે, પથ્થર ફેંકે તો પણ મહાપુરૂષો પોતાનાં સ્વભાવને છોડતાં નથી. ગમે તેવા ઘોર-પરિષહ પડે તો પણ સમભાવે સહન કરે છે. આત્માનો સ્વભાવ જ ક્ષમામય છે. ક્રોધને સમયે સામો માણસ અગ્નિ જેવો થાય તો તેની સામે ક્ષમાનું પાણી છાંટી તેને શાંત કરવો જોઈએ. પણ તેની સામે ક્રોધી ન બનવું જોઇએ. કષાયની આગ આપણાં જીવનબાગને બાળી ન નાખે માટે ભગવાને આપેલા ક્ષમાના પાઠને ભણવો જોઈએ. તમારા અવગુણ ગાવા વાળાને તમે કદી પણ મીઠાં શબ્દોથી બોલાવી શકો છો? આપણે જો આત્માનું કલ્યાણ કરવું હોય તો બધા નિમિત્તોથી પર થઈને સ્વઘરમાં કષાયની આગ ન લાગે તે માટે જાગૃત રહેવાનું છે. શ્રમણ ક્ષમાની પ્રતિમા હોય. આપણે પણ કષાયને ટાળી તિતિક્ષાને ધારણ કરીશું. તો અવશ્ય કલ્યાણ થશે.

---

## વ્યાખ્યાન નં........૨

### અષાડ વદ ૧૦ ને શનિવાર, તા. ૧૦-૭-૭૧

નાથે સિદ્ધાંતથી સમજાવ્યા. સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનું નામ સિદ્ધાંત. જંબુસ્વામી સુધર્માસ્વામીને પૂછે છે કે હે ભગવાન! બારમા ઉપાંગમાં ભગવાને શા ભાવો સમજાવ્યા છે? ત્યારે સુધર્માસ્વામી કહે છે કે હે આયુષ્યમાન શિષ્ય! ભગવાને બારમા અંગ વન્હિદશામાં જે ભાવો સમજાવ્યા છે તે હું તને યથાતથ્ય કહીશ. તેને તું એકાગ્રચિત્તથી સાંભળ. બહારના વિચારોમાં જેનું મન જકડાઈ ગયું છે, પરભાવમાં રહ્યું છે, તે ભગવાનની વાણીને હૃદયમાં ઉતારી શકતા નથી. જે ભાવો અહીં કહેવાશે, તેને એકાગ્ર ચિત્તથી સાંભળો. આ વીતરાગની વાણી અમૂલ્યમાં અમૂલ્ય છે. દુનિયાની કોઈ પણ વાણી વીતરાગ-વાણીને તોલે આવી શકે નહિં. ભગવાનની વાણી મહામંગલકારી અને પાવનકારી છે. શાંતિને આપનારી છે. વિઘ્નની હરનારી છે. મનવાંચ્છિત સુખને આપનારી છે. જેની કોઈ કિંમત આંકી શકતું નથી. ભગવાન જે ભાવો સમજાવે છે તે અફર છે. તેમાં કોઈ ફેરફાર કરી શકે નહિં. ભગવાન એ છે કે જેણે કાયાનો મોહ વોસરાવી

દીધો છે. જેનો આત્મા પવિત્ર છે. જેણે કેવળજ્ઞાન કેવળદર્શન પ્રાપ્ત કર્યું છે. ભગવાને થવું એટલે ભવનો અંત કરવો. પછી જન્મ-જરા-મરણ, આધિ-વ્યાધિ કશું રહેતું નથી. આવા ભગવાનની વાણી જાણીને જેઓ જીવનમાં ઉતારશે તેમનું કલ્યાણ થઈ જશે. જ્ઞાન મેળવવાની ઈચ્છા જાગૃત કરો. રૂચિ પ્રગટાવો. મારે જ્ઞાન ભણવું જ છે, એવો નિર્ણય કરી ભણવાનો પુરુષાર્થ કરો. જૈન સિદ્ધાંતને યથાર્થ ભાવે જાણશો તો સત્ય દષ્ટિ મળશે. બીજા ધર્મનો અને જૈન ધર્મનો મુકાબલો કરી જે શ્રેષ્ઠ છે તેને અપનાવી શકશો. ભગવાનને રાગ તથા દ્વેષ નથી. રાગદ્વેષ હોય તે ભગવાન નથી. ભગવાન નિજ સ્વરૂપની અંદર મસ્ત રહે છે. જે ભગવાન થઈ ગયા તેને અવતાર લેવાનો નથી. અન્યદર્શની એવું માને છે કે જ્યારે ભક્તોને ખૂબ ભીડ પડે છે ત્યારે ભગવાન ભક્તોની ભીડ ભાંગવા માટે અવતાર લે છે. જૈનદર્શન આવું બોલતું નથી. જૈનદર્શન તો કહે છે કે જેનામાં રાગદ્વેષ હોય તેને અવતાર લેવા પડે છે. અવતાર લેવો એ ઝેરના ટુકડા ખાવા બરોબર છે. જન્મ-મરણ એ જીવનો શુદ્ધ સ્વભાવ નથી, પણ વિકારી ભાવ છે. વિકારી ભાવને દૂર કરી જીવે પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરવું જોઈએ. દેવ, ગુરુ અને ધર્મનું સ્વરૂપ બરોબર સમજવું જોઈએ. દેવ, ગુરુ તથા ધર્મમાં ભૂલ કરે છે તે સત્યને પીછાણી શકતો નથી. માટે દેવ, ગુરુ, ધર્મના સ્વરૂપને સમજો. દેવ તે અરિહંત. ગુરુ તે નિર્ગ્રંથ. ધર્મ તે કેવળીનો પ્રરૂપિત. શ્રીમદ્ રાજચંદ્ર કહે છે—

"કર્તા ઈશ્વર કો નહિ, ઈશ્વર શુદ્ધ સ્વભાવ;
અથવા પ્રેરક તે ગણ્યે, ઈશ્વર દોષ પ્રભાવ."

ઈશ્વર કોઈનો કર્તા નથી. ઈશ્વર તો શુદ્ધ સ્વરૂપમાં છે. ત્યારે અન્યદર્શની કહે છે કે ભગવાનની આજ્ઞા વિના એક પાંદડું પણ હલતું નથી. ઈશ્વર સારી કે નરસી કોઈપણ જાતની પ્રેરણા કરે જ નહિ. જો પ્રેરક માનવામાં આવે તો ઈશ્વરમાં દોષ આવે છે. ઈશ્વર કોઈપણ વસ્તુ ઉપર રાગ કરાવે તો રાગી કહેવાય છે અને દ્વેષ કરાવે તો દ્વેષી કહેવાય છે. ઈશ્વર તો જ્ઞાતા અને દ્રષ્ટા છે. ઈશ્વર જગતને બતાવનાર છે. પણ બનાવનાર નથી. ઈશ્વર જ્યારે સૃષ્ટિની રચના કરે છે ત્યારે રાગભાવને પોષે છે અને સૃષ્ટિનો સંહાર કરે છે, ત્યારે દ્વેષભાવને પોષે છે. ઈશ્વર જગતને બનાવનાર હોય તો ઈશ્વરને બનાવનાર પણ કોઈ હોવો જોઈએ. આમ અનવસ્થા દોષ આવે. જો જગતકર્તા ઈશ્વર જ છે તો તેણે વ્યભિચારી, દુરાચારી, કુસંગી એવા માણસોને શા માટે બનાવ્યા? વળી તેનાથી વિરુદ્ધ દર્શની જેવા કે જૈન-બૌદ્ધ વગેરેને શા માટે બનાવ્યા? ઈશ્વરમાં અનંત કરૂણા હોય. જગતમાં ઘણા એવા દુઃખી જીવો દેખાય છે કે જેના પર આપણને પણ દયા આવી જાય છે તો કરૂણામય (ઈશ્વર) પિતા જીવોને આવા દુઃખ શા માટે આપે? શું આ ગુન્હાને માફ ન કરી શકે? અને જો એમ કહીએ કે કર્મ પ્રમાણે સૌને શિક્ષા ભોગવવી પડે છે તો

ઇશ્વર જ દુઃખસુખ આપે છે એ ક્યાં રહ્યું ? માટે સાબિત થાય છે કે જગતકર્તા ઈશ્વર નથી. લોક દ્રવ્યથી એક છે, ક્ષેત્રથી અસંખ્ય જોજન ક્રોડા–ક્રોડી લાંબો અને પહોળો છે. તે નિત્ય છે, શાશ્વત છે, ત્રણેય કાળે રહેવાવાળો છે. જીવ પણ અનાદિ અનંત છે. ભગવાન સર્વજ્ઞ છે. સંપૂર્ણ પદાર્થને જાણનારા છે. ભગવાનની કોઈપણ સ્તુતિ કરે, ગુણગાન ગાય અથવા ગાળો બોલે તો પણ તે રાગદ્વેષ કરતાં નથી. ભગવાનની પૂજા કરવી એટલે ભગવાનના ચરણમાં પોતાના સ્વચ્છંદોને છોડી એના ગુણોને ગાવા. આ કરવાની જરૂર છે. જેનાથી મન બહાર ભટકતું હોય તે અટકે છે. ભગવાનની પૂજા કરતાં લોકો ધૂપ કરે છે. ધૂપ કરો તો ધ્યાનનો ધૂપ કરો. ધૂપસળી વાતાવરણને મઘમઘતું બનાવે છે. ધ્યાન એટલે એકાગ્ર ચિત્ત. કોઈ પણ બાહ્ય વિચારને આવવા ન દેવા, એને ધ્યાન કહે છે. તમારા ઘરનું રક્ષણ કરવા જેમ ચોકીદાર રાખો છો કે જેથી કોઇ અજાણ્યો માણસ કે દુષ્ટ માણસ પ્રવેશ કરી ન શકે, તેમ તમે તમારા ચોકીદાર બનો કે જેથી દુષ્ટ વિચારો મનમાં પ્રવેશી ન શકે. નાનામાં નાનું કામ પણ ધ્યાનપૂર્વક કરવું જોઇએ. મનમાં શુભ ભાવનું ચિંતન કરો. અશુભ ભાવને ટાળી દો. તો તમારો આત્મા ઉચ્ચ કોટીનો બનશે. મહાનતા લાવવી હોય તો મહાન ગુણો કેળવવા પડશે. દરેક કાર્ય પાછળ શ્રમ લેવો પડશે. ભગવાન સાડાબાર વરસ સુધી ગમે તે સ્થળે– ગામમાં, જંગલમાં, શ્મશાનમાં, સુના ઘરમાં, લુહારની કોડમાં– ગમે તેવા ભયાનક સ્થળમાં એકાગ્ર ચિતે ધ્યાન ધરતાં. દુઃખ દેનાર થાક્યા, પણ સહન કરવાવાળા થાક્યા નથી. ભગવાને તેમના નામ પ્રમાણે મહા પરાક્રમ બતાવ્યું. આજે નામ સુંદર પાડે પણ નામ પ્રમાણે ગુણ ન દેખાય. નામ હોય પરમાનંદ પણ આનંદનો છાંટો ન હોય. નામ હોય લક્ષ્મીબેન પણ પારકા કામ કરતી હોય છે. લક્ષ્મી તો તેને જોવા પણ મળતી નથી. નામ હોય મનસુખલાલ, પણ જીવનમાં ક્યાંય સુખ ન હોય. નામ હોય ઇન્દ્રવદન પણ શ્યામ વર્ણ હોય તમારૂં નામ શું ? શ્રાવકને ! પણ

"ચારે ચુક્યો, બારે ભુલ્યો, છનું ન આવડે નામ,
જગતમાં ઢંઢેરો ફેરવે, શ્રાવક મારું નામ."

તમે શ્રાવક છોને ? જ્ઞાન દર્શન ચારિત્ર અને તપ મોક્ષનાં સાધનો છે, એને ચુકી ગયા. બાર વ્રતના સ્વરૂપને જાણો છો ? છકાયના નામ આવડે છે ? છકાય કોને કહેવાય ? આવું કાંઇ આવડતું ન હોય અને જગતમાં પાછો ઢંઢેરો ફેરવે છે કે અમે શ્રાવક છીએ. સાધુ–સાધ્વીજી પાસે આવીને શું કહો ? અમો તો આપના શ્રાવક છીએ. શ્રાવક થઈને અનેક જીવોને દુભાવે. સતામણી કરે. ચોરીઓ કરે. ખોટાં કામ કરે. અને પાછો શ્રાવક કહેવરાવે છે ! !

એક બેન પરણીને સાસરે આવે છે ત્યારે એના પતિને કહે છે કે મને તમારૂં નામ ગમતું નથી. માટે તમારૂં નામ બદલી નાખો. ત્યારે એનો પતિ કહે છે : નામથી

શું છે? મારા નામની પેઢીઓ ઠેક ઠેકાણે ચાલે છે. બધીજ વહેવાર આ નામથી ચાલી રહ્યો છે, તેથી મારૂં નામ ફરશે નહીં. પત્ની ખૂબજ હઠ પકડે છે. યોગીહઠ, સ્ત્રીહઠ, બાલહઠ, રાજહઠ એ એવી હઠ છે કે લીધું મૂકે નહિ. પત્નીને ખૂબજ સમજાવે છે, છતાં તે સમજતી નથી. ત્યારે એકદમ ગુસ્સે થઈને કહે છે કે જા! ચાલી જા! મારે તારૂં કામ જ નથી. બાઈ તો નીકળી જાય છે. પ્રભાતનો સમય છે. પિયરની વાટ પકડી ચાલવા માંડયું. ત્યાં એક બાઈ લાકડાની ભારી લઈને સામે મળે છે. બાઇને પૂછે છે તારૂં નામ શું? બાઈ કહે છે. લક્ષ્મી. વિચારે છે લક્ષ્મી નામ અને ટાઢતડકામાં, વનવગડામાં જઈ લાકડા કાપવા, ભેગા કરવા અને માથે ચડાવી વેચવા જવું, આટલી મજુરી કરવી! ત્યાંથી આગળ ચાલે છે. કોઇ ભીખારી ભીખ માંગી રહ્યો છે, હાથમાં લાકડી અને તુટલ ફૂટલ પાત્ર છે. ગાભા વીંટાળેલા છે. અને બોલે છે અરે બેન! કોઇ દયા લાવો! હું ગરીબ છું. ત્રણ દિવસનો ભુખ્યો છું. કાંઇક તો આપો બા! આમ યાચના કરી રહ્યો છે. બાઈ પૂછે છે એય, તારૂં નામ શું? ધનપાલ. અરે નામ ધનપાળ ને ભીક્ષા માગે! ત્યાંથી આગળ ચાલતાં "રામ બોલો ભાઈ રામ! રામ બોલો ભાઈ રામ!" એમ બોલતાં કેટલાક માનવી નનામી લઈને નીકળે છે, પૂછે છે કોણ મરી ગયું! અમરચંદભાઈ! અમરને વળી મરવાનું? બાઈ વિચારે છે, અરે, નામથી શું વિશેષતા છે? આના કરતાં તો મારો ઠણઠણપાલ ભલો છે એમ વિચારીને તે પોતાના ઘેર પાછી આવે છે. પતિ પૂછે છે કે કેમ પાછા આવ્યા? શુકન ન વધ્યા? ત્યારે કહે છે.

"લક્ષ્મી વેચતી લાકડા, ને ભીખ માગતો ધનપાળ,
અમર મરંતાં મેં દીઠા, ભલો મારો ઠણ ઠણપાલ."

નામ હોય સીતા દેવી ને કુળમાં કલંક લગાડે છે. અત્યારે નામનો અર્થ નીકળે નહીં એવા નામ પાડે છે. નામ ગુણ નિષ્પન્ન રાખવું જોઇએ. વર્ધમાન સ્વામી નામ શામાટે પાડયું? તેઓ ગર્ભમાં આવ્યા ત્યારથી રિદ્ધિ સિદ્ધિ ધનભંડાર આદિ બધામાં વૃદ્ધિ થઈ એટલે વર્ધમાન નામ રાખ્યું, મહાવીર સ્વામી નામ શા માટે રાખ્યું? પ્રચંડ તપ અને સંયમની ભઠ્ઠી સળગાવી, જેમાં કર્મના કચરાને બાળી ભસ્મ કરી નાખ્યા. ઘોર ઉપસર્ગ પડયા છતાં અડગ રહ્યા. દેવોએ કહ્યું કે અમે આપની સેવામાં રહીએ પણ મદદ માગે એ મરદ નહિ. મર્દાનગી જોઈએ એમ જણાવી મહા પરાક્રમ બતાવ્યું તેથી મહાવીર નામ આપ્યું.

"ક્ષમાએ શૂરા અરિહંતા"

તીર્થંકરો એક વરસ સુધી દાન આપે છે. દાનના પાઠ, શીલના પાઠ, ચારિત્ર તથા આચરણના પાઠ આપણને બતાવનાર ભગવાન છે. ઉપસર્ગના પહાડો તૂટી પડયા છતાં કેવા અણનમ રહ્યા? સામે જઈને દુઃખનો સામનો કર્યો, "લડુ ભી ખાના ઔર મોક્ષ ભી

જિના" લાડવા ખાતા ખાતા મોક્ષ જોઈએ તો એમ નહીં મળે. પુરૂષાર્થ કરશો તો પરમાત્મપદ પ્રાપ્ત થશે. તારે જે કાંઈ કરવાનું છે એ તારા માટે કરવાનું છે. આપણે જે કાંઈ મહેનત કરવાની છે તે આપણા માટે કરવાની છે. મેં આટલું કર્યું, આટલું કરાવ્યું, આટલા પરોપકાર કર્યા, એ કાંઈ પણ બોલાય નહીં. જે કાંઈ સાધના કરવાની છે એ પોતાના આત્મા માટે કરવાની છે. સુકૃત્યો કરેલા જીરવાય નહીં તો અજીર્ણ થઈ જાય છે. આજે કાંઈપણ સારૂં કામ કરશે તે તરત બીજાને કહી નાખે છે. મેં બધું કરાવ્યું, મને બધા ઓળખે. ધર્મ કરવા માટે ઇન્દ્રિય અને મન પર પ્રથમ કાબુ મેળવવો પડશે. જે મન અને ઇન્દ્રિય ઉપર કાબુ રાખી શકતો નથી તે મહાન બની શકતો નથી. પાંચે ઇન્દ્રિયના વિષયો ખરજવાની મીઠી ચળ જેવા છે. ચળ ઉપડી પછી જીવ રહી શકતો નથી. ખંજોળવાથી ચળ વધે છે. માટે વિષયોની આસક્તિ છોડી, ધર્મક્રિયા કરો. જે કાંઈ ધર્મક્રિયા કરો તે ઉપયોગ પૂર્વક કરો. જેથી કર્મના રોગ મટી જાય. બીજાને દેખાડવા માટે કે પ્રશંસા માટે નથી કરવાનું પણ તપ–જપ–ધર્મ–ધ્યાન–ત્યાગ–વૈરાગ્ય આ બધું આત્મ લક્ષે કરીને આત્મામાં કારૂણ્યભાવ, સમતા, ધૈર્યતા, નમ્રતા વિગેરે ગુણો પ્રાપ્ત કરવાના છે. જે આત્મામાં ગુણો વધશે તે મહાન થશે.

---

## વ્યાખ્યાન નં....૩

### અષાડ વદ ૪ ને રવિવાર તા. ૧૧-૭-૭૧

વિશ્વની મહાન વિભૂતિ ભગવાન મહાવીર સ્વામીએ સિદ્ધાંતની પ્રરૂપણા કરી છે. ભગવાનની વાણી ભવ્ય જીવોને માટે ઉપકારક છે. આ વાણી મોક્ષના માર્ગનું દર્શન કરાવી શકે છે. જીનેશ્વર દેવોએ પ્રરૂપ્યું છે એ જ સત્ય છે. અજ્ઞાનીની વાણી ફરતી હોય છે. વૈજ્ઞાનિક પહેલાં પૃથ્વીને ગોળ કહેતા હતા, પછી મોસંબી જેવી ચપટી. અમેરિકાની શોધ કરી અને તેને ઈન્ડિયા (India) છે એમ કહી દીધું. પછી વળી ભૂલ સુધારી કે આ અમેરિકા છે. આમ જે છદ્મસ્થ છે, અધૂરા છે, તેમની વાણી સત્ય જ છે એમ ન કહી શકાય. પણ જ્ઞાનીની વાણી કદી ફરતી નથી. અજ્ઞાની આજે કાંઈ બોલશે અને ફરી કાલે વળી બીજું કાંઈ બોલશે. જેને કેવળજ્ઞાન અને કેવળ દર્શન પ્રાપ્ત થયું છે તે લોકાલોકનાં ભાવોને જાણી શકે છે.

जेय अतिता, जेय पडुपन्ना जेय ओगमिस्सा अरहंता ।
भगवंतो ते सव्वे एव भाइक्खंति एवं भासंति एवं पन्नविंति एवं परुविंति ॥

તીર્થંકરો ભૂત-વર્તમાન-ભવિષ્ય ત્રણે કાલમાં હોય છે. અને તેમાં જે ભુતકાળનાં તીર્થંકરો એ કહી તે જ વાત વર્તમાનનાં તિર્થંકરો કહે છે. અને ભવિષ્યનાં પણ તે જ કહેશે. જેમ કે ભગવંતે છ દ્રવ્ય કહ્યા છે. તો બધાં જ છદ્રવ્ય કહેશે. તત્વ નવ છે તો બધાં એમ કહેશે. કોઈ આઠ તત્વ નહિં કહે ત્રણે કાળનાં ભગવંતોની વાણી એક જ છે. અનેક વિદ્યાર્થીઓ ગણિતની પરીક્ષા આપતાં હોય તેમાં જેના દાખલાના જવાબો સાચા હશે તે દરેકનાં એક જ જવાબ આવશે અને ખોટાં હશે તેનાં દરેકનાં જુદા-જુદા જવાબો હશે. આપણી ખૂબ પુન્યાઈ છે ! વર્તમાનકાળમાં તિર્થંકર નથી, ગણધરો નથી, વિદ્યાધરો પણ નથી. પૂર્વધારીઓ નથી પણ ભગવાનની વાણી તો છે તે આપણને સાંભળવા મળી છે. આનાથી આપણે ભાગ્યવાન છીએ. પણ એટલો ખ્યાલ રાખજો કે સાધન મળવાથી જીવનનાં કોઈ પ્રશ્નનો ઉકેલ થઈ શકતો નથી, પણ સાધનોનો સદ્વ્યય કરવો જોઈએ તમારા જીવન-રથને કઈ તરફ ચલાવી રહ્યા છો ? તમારી પાસે શક્તિ અનંતી પડી છે, પણ તમે તે શક્તિનો સવળે માર્ગે ઉપયોગ કર્યો નથી. જે શક્તિનો સવળે માર્ગે ઉપયોગ કરે છે તે મહાન બની શકે છે. સારા વિચાર કરો અને એ વિચારને આચરણમાં મૂકવા પ્રયત્ન કરો. આપણો ધર્મ બોલવા કરતાં આચરણને વધારે મહત્વ આપે છે. ज्ञानस्य फलं विरति । જ્ઞાનનું ફળ વિરતી છે. નવ તત્વના સ્વરૂપને જાણ્યું. આ મોક્ષનો પંથ અને આ સંસારનો પંથ એમ જાણ્યું પણ આગે કદમ નહિં ભરો, તો જાણવા માત્રથી મોક્ષ નહીં મળે. જ્ઞાન એજ મોક્ષનું કારણ નથી. " ज्ञान क्रियाभ्यां मोक्षः । " જ્ઞાન અને ક્રિયાનો સુમેળ થાય ત્યારે જ મોક્ષ પ્રાપ્ત થાય છે. એકલી વિદ્વતા એ તો કેસુડાના ફુલ જેવી છે.

"કેસુડા પુષ્પ સમ રૂપ રંગે ભરી, વિદ્વતા જીવનની બાહ્ય શોભા,
સાધુતા જીવનની ઉચ્ચ પરિમલ પ્રભા, વંદવાયોગ્ય તે દેવ ટોભા.
સાધુતા વગરની વિદ્વતા એકલી, વ્યર્થ છે રાખી ઉપાધિ મોટી,
વિદ્વતા સાધુતા ઉભય જેમાં વસે, ધન્ય તે પુરૂષવર દેવ કોટી"

સાધુતા ન હોય ને એકલી વિદ્વતા હોય. ખૂબ બોલી જતો હોય, આત્માને કર્મ લાગતા નથી. સિદ્ધનો આત્મા એવો મારો આત્મા છે, પણ આચરણમાં કાંઈ મુકતો ન હોય તો તેવી વિદ્વતાની કાંઈ કિંમત નથી. વીતરાગ માર્ગે ચાલનારા સાધુ માત્ર આઠ પ્રવચન માતા જાણતાં હોય પણ આચરણમાં મૂકનારા હોય તો તે મોક્ષમાર્ગી થઈ શકે છે. નવ પૂર્વનો પાઠી હશે છતાં આચરણમાં નહી હોય તો તેનો કશો અર્થ નથી.ચૌદપૂર્વી પણ પ્રમાદને વશ થઈ નિગોદમાં ચાલ્યા જાય છે, એમ જૈનદર્શન કહે છે, માટે સાધુતા જીવનની સુવાસ છે. સાધુતા વગરની વિદ્વતા વ્યર્થ ઉપાધિરૂપ છે. અને જેનામાં સાધુતા, વિદ્વતા બંને છે તે નરવીર ધન્યવાદને પાત્ર છે ! વિદ્વતા, સાધુતા વગર શોભાયમાન લાગતી નથી. જ્ઞાન-પ્રાપ્તિ કરી, મનવાણી અને ક્રિયાને એકરૂપ બનાવો. મન જુદી વાતો વિચારતું

હશે, ભાષામાં જુદું જ આવતું હશે, અને આચરણ પણ જુદી જાતનું હશે તો તેનો કાંઇ અર્થ નથી. જગતમાં પણ તે પૂજનીય બની શકતો નથી. આપણાં જીવનની સુધારવા માટે ખૂબ સુંદર સાધનો ઉપલબ્ધ થયા છે. લાખો અને કરોડો રૂપિયા દેતાં ન મળે તેવો ધર્મ આપણને પ્રાપ્ત થયો છે. તો તેની કિંમત સમજી ધર્મને આચરણમાં ઉતારો. લાખો રૂપિયાનું મશીન લાવો પણ જો મશીનને નહીં ચલાવો તો તેની ઉપર કાટ ચડી જશે. તેની પાછળ ખરચેલાં પૈસા વ્યર્થ જશે. એમ આપણને આ જન્મ, ઉત્તમ ઈન્દ્રિયો, ઉત્તમ ધર્મ, પુણ્યની ખૂબ પૂંજી આપતાં પ્રાપ્ત થયો છે. તેમાં આળસ અને પ્રમાદ કરીશું તો જીવન ચાલ્યું જશે. અને સાધનોનો સદ્‌વ્યય કર્યા પહેલાં નાશ પામશે. જન્મ છે એનું મૃત્યુ અનિવાર્ય છે. જન્મીને મરી જવાનું છે. પણ કર્તવ્યને વિસરી વચગાળામાં (જન્મ અને મૃત્યુમાં) જીવ ઘણી ધાંધલ કરે છે આત્માની અંદર તદાકાર બનવાનું છે, તે વાત ભૂલી જાય છે.

ભણી ગણીને એને ડાહ્યા થઈ મહાલવું, પંચમાં પૂછાવું એણે મોટા થઈ મ્હાલવું,
મોટાં થવાનાં એને કેટલાં ઉચાટ છે (૨)....એમાં તો માનવીને કેટલી પંચાત છે!"
જન્મીને મરી જવું એટલી જ વાત છે, (૨) એમાં તો માનવીને કેટલી પંચાત છે!

સાથે શું લઈને આવ્યા હતાં. અને જશો ત્યારે શું લઇને જશો? જ્યારે જવાનો વખત આવે છે ત્યારે તો ઉપરથી બધું ઉતારી લેવામાં આવે છે. જે ઉપલબ્ધિ પ્રાપ્ત થઇ છે તે ક્ષણિક છે, સગાં-વહાલાઓ તને મૂકીને ચાલ્યા જશે. કાં તું એને મૂકીને ચાલ્યો જઇશ. અનંતકાળમાં અનેકની સાથે સંબંધ બાંધ્યા અને છોડયાં. જ્યાં જન્મ્યો અને જ્યાં રહ્યો ત્યાં મમત્વભાવ જમાવ્યો પણ આ બધો તારો વિભાવભાવ છે. મિથ્યાદર્શનને કારણે જીવે પરભાવમાં જ રમણ કર્યું છે. સ્વભાવનો સ્વાદ પણ ચાખ્યો નથી. સ્વભાવને પામવા સદ્‌બુદ્ધિને પ્રાપ્ત કરો. સદ્‌બુદ્ધિથી વિકારો દૂર થઈ જશે. જ્યાં સુધી સુબુદ્ધિ તમારી પાસે નહીં હોય ત્યાં સુધી ખરેખર તમે ભાગ્યવાન નથી. સદ્‌બુદ્ધિ વિના પૈસો પણ તમને ખોટા માર્ગે લઈ જશે. ગીતામાં દૃષ્ટાંત આવે છે.

પાંડવો અને કૌરવો વચ્ચે જ્યારે યુદ્ધ થવાનું છે ત્યારે દુર્યોધન અને અર્જુન બંને કૃષ્ણ પાસે મદદ માગવા આવે છે. દુર્યોધન કૃષ્ણ મહારાજ પાસે એના લાવલશ્કરને માગે છે જ્યારે અર્જુન એક કૃષ્ણની માંગણી કરે છે. કૃષ્ણ મહારાજ કહે "હું આવીશ પણ હથિયાર નહિં ચલાવું. માત્ર રથનો સારથી બનીને રહીશ." "ભલે ભગવાન! મારે એટલું જ જોઈએ છે." અર્જુન આનંદથી નાચી ઉઠયો. અંતે અર્જુનની જીત થાય છે. જે રથનો ચલાવનાર કૃષ્ણ હોય ત્યાં અવશ્ય વિજય હોય જ છે એમ કહેવાય છે. આમાં જીવનનું દર્શન છે. કૃષ્ણ એટલે સુબુદ્ધિ. સૈન્ય એટલે સંપત્તિ. જીવનના રથને દોરનારો સારથિ જો સુબુદ્ધિ નહીં હોય તો સમજી લેજો કે જીવનરથ કયાંય અથડાઈ જશે. સમરાંગણમાં

અર્જુન સફળ થયો હોય તો તેની બાણાવળી તરીકેની કુશળતાથી કે ગાંડીવના પરાક્રમને લીધે નહિ પણ એક કુશળ સારથિને લીધે. જીવન–સંગ્રામમાં જેના જીવન રથને સારથિ શ્રીકૃષ્ણરૂપી સુબુદ્ધિ છે એ આત્મારૂપી અર્જુનને વિજય મળ્યા વિના રહે ખરો ? સુબુદ્ધિનાં જોરે જીવનમાં સાધુતા લાવો. સર્વ વિરતી ન બનો તો કાંઈ નહીં, દેશવિરતી બનો. અણુગાર ધર્મની અંદર ન આવો તો આગાર ધર્મમાં આવો. જેના જીવનમાં ધર્મ વણાયો છે, તેને દેવો આવીને નમસ્કાર કરે છે. સ્વર્ગના દેવો માનવના અવતારને ઇચ્છે છે. "ભલે અમે ગરીબને ત્યાં અવતાર લઈએ પણ અમને ધર્મનો લાભ મળે" અને જેમણે માનવ–જન્મ પ્રાપ્ત કર્યો છે તે સ્વર્ગને ઇચ્છે છે. કેટલી વિપરીત વાતો છે ? જેના જીવનમાં સાધુતા નથી, એકલી વિદ્વતા છે, તેથી સાધક સિદ્ધિને હાંસલ કરી શકતો નથી. શ્રીમદ્ રાજચંદ્ર પાસે એક માણસ આવે છે અને બીડી એના હાથમાં છે, અને પૂછે છે : મોક્ષ–માર્ગ કેવી રીતે પ્રાપ્ત થાય ?

શ્રીમદે કટાક્ષમાં કહ્યું : "આમ બીડી પીતા પીતા મોક્ષ મળી જાય." આચરણ વગર મોક્ષ પ્રાપ્ત થાય નહિ રૂડો અવસર મળવાથી, શક્તિ મળવાથી જીવનનો કોઈ પ્રશ્ન હલ થશે નહિં. એ માટે પ્રયત્ન કરો. શક્તિ મળી પણ સદ્ર્વ્યય કરવો કે દુર્વ્યય કરવો એ તમારા હાથની વાત છે. ભગવાનની વાણી, અને તેના ગૂઢ રહસ્યોને સમજો, ન સમજાય તો કહો. "હું અલ્પબુદ્ધિવાળો છું, એના અર્થને હું જાણી શકતો નથી. છતાં ભગવાને કહ્યું છે તે સત્ય છે, તહત્ છે. પ્રમાણભૂત છે. તેમાં સંશય લાવવા જેવો નથી. ભગવાનની વાણીને આચરણમાં મૂકશે તે મોક્ષમાર્ગના ગામી થશે. પણ વિતરાગની વાણીનું યથાતથ્ય આચરણ નહિ કરવાથી અનાદિકાળથી પરિભ્રમણ કરતો જીવ શિવ થયો નથી. જીવમાંથી શિવ પ્રયત્નો દ્વારા થઈ શકાય છે. જે જીવોએ શિવ થવાના પ્રયત્નો કર્યા છે તેમના જીવન ચરિત્રો સોનેરી પાનાઓ ઉપર લખાયા છે. જીવ સમ્યક્ જ્ઞાન દર્શન ચારિત્ર તપનું આરાધન કરવાથી મોક્ષના પંથે પ્રયાણ કરી શકે છે. ધૂળમાં ધાતુ છે, તલમાં તેલ છે, દુધમાં ઘી છે, પણ એને પ્રગટ કરવા પ્રયત્ન તો જોઈએ ને ? એમ આત્મામાં કેવળ જ્ઞાન છે. તેને પ્રગટ કરવા માટે પુરૂપાર્થ કરવો જોઇએ. તેને માટે મનને કેન્દ્રિત કરો. મનને સ્થિર કરો. કાયાને કાબુમાં રાખી શકાય છે. પણ મનને કાબુમાં રાખવું મુશ્કેલ છે. મન વધારેમાં વધારે કર્મ બંધાવે છે. જેને ફક્ત કાયા છે, તે એકેન્દ્રિય જીવ ઉત્કૃષ્ટ એક સાગરનું કર્મ બાંધે છે. જેને કાયા અને જીભ છે. તેવા બે ઈન્દ્રિય ઉ. ૨૫ સાગરનું કર્મ બાંધે છે. જેને કાયા, જીભ અને નાક છે, તેવા તેઈન્દ્રિય ઉ. ૫૦ સાગરનું કર્મ બાંધે છે. જેને કાયા, જીભ, નાક અને આંખ છે, એવા ચોરેન્દ્રિય ઉ. ૧૦૦ સાગરનું કર્મ બાંધે છે. જેને કાયા, જીભ, નાક, આંખ અને કાન છે. તેવા પંચેન્દ્રિય ઉ. એક હજાર સાગરનું કર્મ બાંધે છે, જેને પાંચ ઇન્દ્રિય અને છઠું મન મળ્યું છે તે ૭૦ કોડાકોડી સાગરનું કર્મ બાંધે છે. રખડતું મન ઘણા અનર્થો કરી નાંખશે. મનને સંયમની

એક મારો, નહીંતર તે માતા, બેન કે સ્ત્રી નહીં જુએ. જ્યારે વિષયમાં મન ઉછાળા મારે ત્યારે સમજાવો કે કામભોગ ઝેર છે. "પંચહિ કામ ગુણેહિં" શબ્દ-રૂપ-રસ-ગંધ-સ્પર્શ આમ પાંચ પ્રકારના કામગુણ છે. શું કરવાથી જીવ કર્મ બાંધે છે, શું કરવાથી જીવ કર્મ છોડે છે, તે બતાવતા કહે છે કે–

"જે જે કારણ બંધના, તેહ બંધનો પંથ,
તે કારણ છેદક દશા, મોક્ષ પંથ ભવ અંત."

બંધના કારણો રાગ-દ્વેષ છે અને તે કારણને છેદે તો મોક્ષ પ્રાપ્ત થાય.

પરભાવ ટળી જાય તો સ્વભાવમાં આવી જાય છે. અવગુણ ખુંચતા હોય તો તેને કાઢવાનો પ્રયત્ન કરવો જોઈએ.

હે પ્રભુ ! હે પ્રભુ ! શું કહું, દીનાનાથ દયાળ,
હું તો દોષ અનંતનું, ભાજન છું કરૂણાળ."

હે પ્રભુ ! હે પ્રભુ ! હું શું કહું ? હું અનંત દોષનું ભાજન છું, અનાદિ કાળથી રખડું છું. જીવ પોતાના જ પાપે રખડી રહ્યો છે. રઝળપાટ ટાળવા તમારા જીવનને દરરોજ દસ મીનીટ સુધી જુઓ તો તમારા દોષો નીકળી જશે.

"મારો પ્રાણ પુકારે, મને કોણ ઉગારે, ચારે બાજુથી દુશ્મન દબાવે,
કોઈ બચાવોને કોઈ બચાવોને....
ચાર બળુકા દુશ્મન ચીટકયા, માન ચડ્યું મારા મસ્તક માથે,
હાથ દબાવ્યા ક્રોધે લોભે, માયા વિંટળાણી ચરણોની સાથે,
કોણ બંધનને નાથે....મારો"........

જ્ઞાની પુરૂષ કહે છે. ચાર દુશ્મનને તમે ઓળખો છો ? ચાર કષાય એ આત્માના ચાર દુશ્મનોએ આપણા આત્માને દબાવી દીધો છે. હું પણાને પોતે આગળ કરે છે. હું શ્રીમંત છું. મારામાં કાંઈક છે. એટલે માથું ઉંચું રાખીને ફરે છે. માન માટે ક્રોધ કરે છે. લોભ દશાએ માણસને મારી નાખ્યો છે લોભ દશાથી કેટલા પાપ કરો છો ? લોભથી ચીકણાં કર્મ બંધાય છે. જે તુટતા નથી. લોભ એ સર્વનાશનું કારણ છે. લોભ કષાય દશમા ગુણસ્થાનક સુધી હોય છે. કેટલાયને મોક્ષમાં જતા અટકાવ્યા છે. બીજા બધા ગુણોનો નાશ કરે છે. કર્મ બંધનું કારણ કષાય છે તેને તોડો અને ધર્મને આચરો. ધર્મ વગર આત્માનો ઉદ્ધાર નથી. ભગવાન કહે છે. તારા આત્માનું કલ્યાણ કરવું હોય તો ક્રોધ માન માયા લોભ મોહને છોડ, છોડીશ તો તને શાશ્વત સુખ મળશે. આ બધી વાત ઉપર એક દૃષ્ટાંત યાદ આવે છે. એક નગરી હતી. તેમાં ધનરાજ નામે એક ભાઈ

રહેતો હતો. વધારે પૈસા કમાવા માટે પોતે પરદેશ ગયો. પાંચ વરસ સુધી એક શેઠને ત્યાં વફાદારીથી નોકરી કરી. ઘણા પૈસા કમાયો. શેઠની રહેમ નજરથી ઘણું દ્રવ્ય મેળવ્યું. પાંચ વરસ બાદ પોતાના વતન તરફ જવાની ઈચ્છા થઈ. અને પોતાની પત્ની માટે દાગીના તથા હાર બનાવરાવ્યાં અને રોકડા પૈસાથી "મારા જુના દેણાં ચુકવી દઈશ. ને દેણામાંથી મુક્ત થઈશ." આવો મનમાં વિચાર કરી, શેઠ પાસે જવાની રજા માગે છે. અને દેશમાં જવા માટે સારી એવી ઘોડી લે છે. શેઠ રજા આપે છે અને કહે છે, જ્યારે તમારી ઈચ્છા થાય ત્યારે પાછા ખુશીથી પધારજો. આ પેઢી તમારી છે. પછી ઘોડી કેવી વેગવાળી છે એ જોવા માટે તળાવના કીનારે આવે છે. ઘોડી વેગવાળી જોઈને તે આનંદમાં આવી ગયો ને બોલવા લાગ્યો કે : કાલે વતનમાં જઈશ, મારી પત્નીને દાગીના, હાર તથા સોનું રૂપું આપીશ. આમ હર્ષાવેશમાં બોલે છે. ત્યાં રણજીતમલ નામનો એક ગરાસીયો પાછળ આવી રહ્યો છે. એ વાત સાંભળે છે. અને પૂછે છે : શેઠજી, શું વિચારો છો? તો તે પોતાની વાત કરી દે છે. પાંચ વરસ સુધી રહીને થોડું ધન કમાયો છું, હવે તો વતનમાં પાછું ફરવું છે. જઈને પત્નીને મળીશ. અને મારું જુનું દેવું પતાવીશ. ઠીક. ગરાસિયાએ કહ્યું:- ક્યારે જવું છે? પરમ દિવસે. ત્યારે રણજીતમલ કહે છે. રસ્તામાં આપને એક વિસામો તો લેવો પડશે, તો શેઠજી, તમે નીકળો ત્યારે અમારે ગામ જરૂર પધારજો. અમને તમારા આતિથ્યનો લાભ મળશે. ગરાસિયો ખૂબજ આગ્રહપૂર્વક આમંત્રણ આપે છે. ધનરાજ બીજે દિવસે વતન જવા નીકળે છે. સાથમાં દાગીના તથા રૂપીયા લીધા છે. જેથી બધાનું દેવું ચુકતે કરી શકાય. રણજીતમલ ગરાસીયો અને તેનો સાથી શેઠજીની વાટ જુએ છે. ત્યાં તો માર માર કરતી ઘોડી ઉપર શેઠ આવતા દેખાય છે. અને તેઓ તરત બૂમ મારે છે. શેઠજી આવો, પધારો. અમે તમારી આગતા-સ્વાગતા કરવા માટે તૈયાર છીએ. ત્યારે તેને એમ થાય છે કે આવો પ્રેમ બતાવે છે, છતાં નહિં જાઉં તો ખોટું લાગશે. વળી એમનો પ્રેમ તથા આગ્રહ બહુ છે એટલે એક રાત રોકાઈ જઈશ. રણજીતમલ તેને સારી રીતે રાખે છે. ભોજનમાં મીઠાઈ વગેરે સારી રીતે જમાડે છે અને સારા એવા માનપાન આપે છે પછી રાત્રે શેઠ સુતા છે, ઉંઘી ગયા છે એમ સમજી રણજીતમલ તેના સાથીને કહે છે, ધ્યાન રાખજે, શિકાર હાથમાંથી ચાલ્યો ન જાય. તું પાકી તકેદારી રાખજે. શેઠજી હજુ જાગે છે. પોતાની પત્નીના વિચારમાં ઊંઘ આવતી નથી. રણજીતમલ અને નોકર વચ્ચેની વાત સાંભળે છે અને સુતા સુતા વિચારે છે. અરેરે! અહીંયા આવીને તો હું ફસાઇ ગયો હવે આનાથી કેવી રીતે બચવું! ધીરજથી કામ લેવું પડશે. આખી રાત ઉંઘ આવતી નથી. સવાર પડતાં રણજીતમલનો સાથી તેમને દાતણપાણી આપે છે. ધનરાજના મોઢા ઉપર જરા પણ ખબર પડી છે એવો ભાવ આવતો નથી. સાથી વિચારે છે. અરેરે! બિચારાને કેવો લૂંટશે, પાંચ પાંચ વરસથી ધંધો કરીને મેળવેલો પૈસો આ ગરાશીયો લુંટી લેશે હું આ ગરાશીયાનું લૂણ ખાઉં છું એટલે કાંઇ

બોલાય નહીં પણ મને આની દયા આવે છે. આ તો સાવ અજાણ છે. તેને કાંઈ ખબર નથી. જરા દાતણ કરે છે ત્યાં ઉપરનું કામ આટોપીને આવું ! એમ વિચારી પેલો માણસ જાય છે. પાછળથી વાણિયો લાગ જોઈ પોતાની ઘોડી લઈને નીકળી પડે છે. ઘોડીના ડાબલાનો અવાજ સાંભળી ગરાશીયો એકદમ જાગી જાય છે. અરે ઘોડીનો અવાજ કેમ આવે છે ? બારીમાંથી નીચે જુએ છે તો શેઠજી દેખાતા નથી. અરે, શેઠ તો ચાલ્યા ગયા. હાથમાંથી શિકાર ચાલ્યો ગયો. તરત નીચે આવે છે અને કહે છે "કયાં ગયો નોકર ? એલા ! તને ધ્યાન રાખવા માટે કહેલ ને પાસે રહીને તેં છોડી મૂકયો. હરામખોર ! મારો નોકર થઈ મને દગો દેવા તૈયાર થયો ? રણજીતમલ ખૂબ ગુસ્સે ભરાય છે. ક્રોધથી ધમધમી ઊઠે છે ને પોતાના નોકરને ખૂબ જ માર મારે છે. નોકર કહે છે: મારો શો વાંક છે ? મેં એને જરાપણ નિશાની કરી નથી. જરા ઉપર કામ માટે આવ્યો ને તે ચાલ્યો ગયો. એમાં હું શું કરું ? નોકર બિચારો આજીજી કરે છે. ઉપરથી ગરાસણી જુએ છે અને તરત નીચે ઉતરે છે ને કહે છે કે આને શું કામ મારો છો ? એને છોડી દો અને ઘોડા પલાણો. હું ઉપરથી જોવું છું, તમારો શિકાર હજી આટલામાં હશે. રણજીતમલ ઘોડા ઉપર ચડે છે. અને ગરાસણી કહે છે. જુઓ, આંબલીયા વાવની બાજુએથી જાય છે. તે હજુ દૂર ગયો નથી. તમે દોડો અને જાવ ઝટ પકડી લ્યો. પછી રણજીતમલ તુરત ઘોડો પલાણીને શેઠની પાછળ પડે છે. આગળ ઘોડી ઉપર જતાં શેઠને અવાજ સંભળાય છે. પાછળ જુએ છે તો અરે, મારી પાછળ તો મારો કાળ આવે છે. ઘોડીને એડી મારી જોરથી દોડાવે છે. આગળ તે ને પાછળ ગરાસીઓ માર માર કરતો આવે છે. બંને વચ્ચે એક બે માઈલનું અંતર થઈ જાય છે. આ જોઈ રણજીતને જોર ચડે છે. તેનો ઘોડો પણ તીવ્ર ગતિએ દોડે છે. એકબીજા નજીક આવી જાય છે એટલામાં રણજીતમલનો ઘોડો હણહણાટ કરે છે. ઘોડાનો હણહણાટ સાંભળીને ઘોડી વિકારમાં પાગલ બને છે. તે દોડતી અટકી જાય છે. શેઠ ઘોડીને ઘણા ચાબુક મારે છે પણ ઘોડી હઠે ભરાણી છે. ચાલતી નથી. ઘણી લગામો ખેંચે છે તો પણ જરાય ચસકતી નથી છેવટે ઘોડી મૂકીને ચાલવા માંડે છે પણ કયાં ઘોડાની વેગીલી ગતિ ને કયાં શેઠની ? પાછળથી રણજીતમલ બૂમો પાડે છે, ઉભો રહે, ઉભો રહે, જેટલો માલ હોય તેટલો આપી દે, એમ બોલતામાં થોડીવારમાં જ શેઠને પકડી પાડે છે. બધો માલ છીનવી લે છે. ખૂબ માર મારે છે. માર મારીને અધમૂઆ જેવો કરી નાખે છે. લોહીની તો શેરો ઉડે છે. ધનરાજ રણજીતમલને કહે છે ભાઈ ! મને છોડી દે. હું પાંચ વરસ સુધી મહેનત કરી કમાયો છું. મને જવા દે. હું તારી ગાય છું, જે મારી સ્ત્રી પાંચ પાંચ વરસથી મારી રાહ જોઈને બેઠી છે તેને મળી આવું ને મંગલસૂત્ર તેને બહુજ ગમે છે તેથી તું અત્યારે આપી દે. હું તારો ગુલામ બનીને રહીશ અથવા તું કહેશે તેટલું ધન કમાઈ દઈશ. ખૂબ આજીજી કરે છે, વિનવે છે. પણ ગરાસીયાના દિલમાં જરાય દયાનો અંકુરો ફૂટતો નથી. પેલો એકેક ઘરેણું કાઢીને દૂર દૂર ફેંકે છે. એમ વિચારીને કે એ લેવા કરવા જાય ને હું છુટું, પણ ગરાસિયો તો વધુ ગુસ્સામાં આવી જાય છે. બધા ઘરેણાં તેની પાસે

સેગા કરાવે છે ને પછી ઝાડ સાથે બાંધી દે છે. પેલો કરગરીને કહે છે કે મેં તને બધું આપી દીધું છે હવે તો જીવતો મૂકો, છતાં રણજીતમલને જરાપણ દયા આવતી નથી. તલવારથી ડોકું ઉડાડી દે છે. જાનથી મારી નાંખે છે. ધનરાજ મરીને ગરાસણીના ગર્ભમાં ઉત્પન્ન થાય છે. આ બાજુ ગરાસિયો બધો માલ લૂંટીને અને તેની ઘોડીને લઈને ઘરે આવે છે. અને ગરાસણીને સોના રૂપાથી મઢી દે છે. મનમાં ફુલાય છે. ગરાસણી પણ કહે છે, મેં તમને કેવો રસ્તો બતાવ્યો! જો મેં ઉપરથી ન જોયું હોત તો તમારો શિકાર ક્યારનો ચાલ્યો ગયો હોત, આ વાત કરીને ફુલાય છે. થોડા વખત પછી પુત્રનો જન્મ થાય છે. ગરાસીયો રણજીતમલ ને બધા ખુશ થાય છે. આનંદમાં આવી જાય છે. છોકરો ખૂબ રૂપાળો છે, નામ ધનપાલ રાખે છે. સારીરીતે લાલનપાલન કરીને મોટો કરે છે. બે વર્ષ પછી ઘોડી મરણ પામે છે, ધનપાલ ભણીગણીને બાહોશ થયો અને થોડા વખતમાં રણજીતમલનો કારભાર ઉપાડી લે છે. ગરાસણી એને માટે સારી એવી કન્યા શોધે છે. તેનું નામ નિર્મળા. શુભ દિવસે ધામધૂમથી (ઠાઠમાઠથી) લગ્ન કરે છે અને સારો એવો પૈસો ખર્ચે છે. લગ્નની ચોરીમાં જ ધનપાલને એકદમ તાવ આવે છે. માતા પિતાને ખૂબજ ચિંતા થાય છે. જલ્દી વિદાય લઈ ઘેર આવી જાય છે. આ બીમારી ખૂબ વધતી જાય છે. ઘણા ઉપચારો કરે છે. દવા–ઓષધમાં સારો એવો પૈસો ખર્ચે છે, છતાં કશો ફેર પડતો નથી. રાત–દિવસ ઉજાગરા કરી સેવા કરે છે. ગામમાં જેટલા વૈદ્ય–ડૉકટરો હતા તે બધાને બોલાવે છે. કોઇપણ ઈલાજ કામયાબ નિવડતો નથી. દીવસે દીવસે તબિયત બગડતી જાય છે અને ખૂબ થાકી જાય છે. ગરાસણી પણ ખૂબ ખૂબ ત્રાસી જાય છે. રડી પડે છે. અને કહે છે, કેવો કલૈયો કુંવર છે? નખમાં પણ રોગ ન હતો. આમ એકાએક શું થઈ ગયું? કોઈએ મારા પુત્ર ઉપર શું કરી નાખ્યું? હે પ્રભુ! આને બચાવ. ગરાસીયો કહે છે. મેં એવા કયા પાપો કર્યા હશે? કે અત્યારે મારે આ દુઃખો જોવા પડે છે! હે ભગવાન! મેં શાં એવાં પાપો કર્યા છે, કે આ સજા મારે ભોગવવી પડે છે. ત્યારે કુંવર કહે છે. બાપુ! ભૂતકાળ યાદ આવે છે? તમે જે શેઠને માર્યો હતો અને એનું ધન લૂંટયું હતું, તે યાદ આવે છે? રણજીતમલને ધનપાલના ચહેરામાં વાણીયો દેખાય છે. તે જરા ચમકી જાય છે. હું આ શું જોઉં છું? ત્યાં દીકરાને ઉધરસ આવે છે અને પછી બોલે છે. પિતાજી! તમે જે શેઠને માર્યો હતો તે હું ધનપાલ છું. તમે મને લૂંટી લીધો તો હું જ તમારા દીકરા રૂપે લેણું લેવા અવતર્યો છું. આ સાંભળી ગરાસિયાને પશ્ચાતાપ થાય છે. બધું સમજાઈ જાય છે. અને ખૂબ દુઃખ અનુભવે છે. પછી ગરાસણી પૂછે છે. એમણે તો તને માર્યો પણ મારો શો વાંક? કે મને આવા દુઃખો પડે છે? પુત્ર કહે છે કે તેં ગરાસીયાને રસ્તો બતાવ્યો કે જો જાય. જાવ જલ્દી કરો, નહીંતર તમારો શિકાર ચાલ્યો જશે. એમ તમે આંગળી ચીંધી હતી. તેથી તમારે આવા દુઃખો ભોગવવા પડયાં. પછી નિર્મળાકુંવર જે એની પત્ની હતી તે પૂછે છે કે મારો શો વાંક? કે મારે પરણી તુરત આવું જોવું

પડયું ! બોલતાં બોલતાં ખૂબજ રડે છે. ત્યારે ધનપાલ કહે છે :– તું મારી ઘોડી હતી. ઘોડાનો હણહણાટ સાંભળી તને વિકારી ભાવ ઉછળ્યો. વિષયમાં અંધ બની. તને ઘણું કર્યું, છતાં તું ચાલીજ નહીં. એક ડગલું પણ ન ખસી, તારે કારણે તો મારૂં મૃત્યુ નીપજ્યું અને ઘોડી મરીને તું નિર્મળા થઈ એટલે તું પણ દોષને પાત્ર છે. બધા રડી રહ્યા છે ને તે પુત્ર ભગવાનનું નામ સ્મરણ કરતો અવસાન પામે છે. આ ઉપરથી એટલું સમજવાનું છે કે લોભથી મનુષ્ય જે કર્મો કરે છે એનો બદલો અહીંયા ને અહીંયા મળે છે અથવા બીજા જન્મમા મળે છે કર્મના ફળ ભોગવ્યા વિના છુટકો નથી દુઃખ ન ભોગવવું હોય તો સારા કર્મ કરો, ધર્મની આરાધના કરશો તો અવશ્ય તમારું કલ્યાણ થશે. અને મોક્ષ પ્રાપ્ત થશે

---

## વ્યાખ્યાન......નં. ૪

## અષાડ વદ ૫ ને સોમવાર તા. ૧૨–૭–૭૧

શ્રમણ ભગવાન મહાવીર સ્વામી સિદ્ધાંતથી સમજાવે છે. ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનું નામ સિદ્ધાંત. શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ બારમા ઉપાંગ વન્હિ દશામાં બાર અધ્યયનો કહ્યા છે

निसरे मॉयानि वद्दंवहे, पगता जुत्ती दसहरे दढरहेया।
महा धणू सत धणू, दस धणू नामे सय घणूय ॥

(૧) નિષધ (૨) માયની (૩) વહ (૪) વહ (૫) પગતા (૬) જ્યોતિ (૭) દશરથ (૮) દઢરથ (૯) મહાધન્વા (૧૦) સપ્તધન્વા (૧૧) દશધન્વા (૧૨) શતધન્વા

જંબુસ્વામી સુધર્માસ્વામીને પૂછે છે હે ભગવાન ! તેમાં પ્રથમ અધ્યયનમાં શો ભાવ બતાવ્યો છે? ત્યારે બાવન ગુણના ધારક ગંણધર દેવ સુધર્માસ્વામી જંબુસ્વામીને કહે છે.

एव खलु जबु ! तेणं कालेणं तेणं समएण

આ અવંસર્પિંણિ કાળના તે કાળ ને તે સમયની વાત છે અવસર્પિંણિ એટલે ઉતરતો કાળ. તેમાં છ આરાના ભાવો બતાવે છે.

પ્રથમ આરામાં જુગલિયાનું ૩ ગાઉનું દેહમાન અને ૩ પલ્યોપમનું આયુષ્ય
બીજા " " ૨ ૨ " "
ત્રીજા " " ૧ ૧ " "

પ્રથમ આરામાં અટ્ઠમ ભકતે, બીજા આરામાં છઠ્ઠ ભકતે અને ત્રીજા આરામાં ચઉત્થ ભકતે આહાર કરે. કલ્પવૃક્ષ મનોવાંછિત સુખ આપે છે. પ્રથમના ત્રણ આરામાં વજ્ર-ઋષભનારાચ સંઘયણુ શરીરવાળા હોય છે. તેના હાડકાની મજબૂતાઈ એટલી બધી હોય કે તેના ઉપરથી હાથી ચાલ્યો જાય તો પણ હાડકું ખસે કે ભાંગે નહિ દાંતની બત્રીસી એવી હોય કે જાણે એક જ દાંત હોય. સદાય યુવાન રહે. માનવીની પાસે પુન્યનો સ્ટોક સારો એવો હોય છે ત્યારે બધી જાતની અનુકૂળતા પ્રાપ્ત થાય છે. જુગલિયાને જરા કે રોગ આવતા નથી. જુગલિયા શુભ પરિણામથી મરીને દેવગતિમાં જ જાય છે. જુગલિયા જોડલારૂપે જ અવતરે છે. મરે ત્યારે એકને છીંક ને એકને બગાસું આવે છે ને સાથેજ મરે છે. કોઈને વિયોગ પડતો નથી. છ મહિના બાકી રહે છે ત્યારે પરભવનું આયુષ્ય બાંધે છે ત્યારે એક જોડલું પ્રસવે છે. તેમાં પ્રથમ આરામાં છોરૂની પ્રતિપાલના ૪૯ દિવસ કરે. બીજા આરામાં ૬૪ દિવસ, ત્રીજા આરામાં ૭૯ દિવસ કરે. ભાઈ-બ્હેન હોય ને તે જ પતિ-પત્ની થાય છે. આ ત્રણ આરા જુગલિયાના જાણવા. ત્રીજા આરાના (૮૪ લાખ પૂર્વ ૩ વર્ષ ને ૮।। મહિના) ચોરાશી લાખ પૂર્વ ત્રણ વર્ષ ને સાડા આઠ મહીના બાકી રહ્યા ત્યારે શ્રી ઋષભદેવ સ્વામીનો જન્મ થયો. તેમનું ૫૦૦ ધનુષ્યનું દેહમાન ને ૮૪ લાખ પૂર્વનું આયુષ્ય હતું. સીતેર લાખ ક્રોડ અને છપ્પન હજાર ક્રોડ વર્ષે એક પૂર્વ થાય. આવા ૮૪ લાખ પૂર્વનું ભગવાનનું આયુષ્ય હતું. અને આદિનાથ ભગવાનના માતા મારૂદેવાનું આયુષ્ય ક્રોડ પૂર્વનું હતું. ઋષભદેવ સ્વામીને સો દીકરા હતા.

"ઋષભદેવના ભરતાદિક સો પુત્ર, વૈરાગ્ય મન આણી સંયમ લીયો અદ્ભુત,

કેવલ ઉપરાજ્યું કરી કરણી કરતુત, જિન મત દિપાવી સઘળા મોક્ષ પહુંત"

ભગવાનનું આદર્શ કુટુંબ તો જુઓ! કેટલા મહાભાગ્યવાન આત્માઓએ ત્યાં આવી જન્મ લીધો. તેમના માતાને હાથીના હોદ્દા પર અનિત્ય ભાવના ભાવતાં ભાવતાં કેવળજ્ઞાન અને કેવળદર્શન ઉત્પન્ન થયું. સો એ સો દિકરાએ દીક્ષા લીધી. અને તદ્ભવે મોક્ષમાં ગયા. તમારે કેટલા દીકરા છે? કેટલાને દીક્ષા આપી? ધર્મને પંથે દોરતા જીવ નથી ચાલતો અને કર્મના પંથે ઉત્સાહથી જોડો છો. પણ બાંધેલાં કર્મ અવશ્ય ભોગવવા પડશે. કર્મ કોઈની શરમ રાખતું નથી. તમે એનો કશો વિચાર કર્યો છે? પુત્રનો ભવ ન બગડે, એને રખડવું ન પડે. એવી ભાવ દયા આવે છે? કરૂણા આવે છે? તમને તમારી પોતાની જ દયા ન આવે ત્યાં પુત્રની દયાની વાત કયાં કરવી? શરીરનો રોગ જેટલો ખટકે છે તેટલો ભવરોગ ખટકતો નથી. દિકરાને તાવ આવે તો ઢીલો ઢીલો થઇ જાય છે. જલ્દી ડોકટરને બોલાવે છે. દેહનું દર્દ મટાડવા પૈસાનું પાણી કરે છે. તાવ ઉતરે ને ઝટ સાજો થાય એમ ઇચ્છે છે. પણ આ દિકરો ભવ રોગમાંથી કેમ મુક્ત થાય એવું ઇચ્છો છો? એને કદિ પણ ધર્મનું રહસ્ય સમજાવો છો? સારા અને

નરસા કાર્યોથી કઈ ગતિ મળે છે તે સમજાવો છો? ધર્મનું જ્ઞાન શિખવાડો કે (૧) માંયા કરવાથી (૨) કપટ સહિત માયા કરવાથી (૩) જુઠું બોલવાથી (૪) ખોટા તોલામાપ રાખવાથી, એ ચાર કારણે જીવ તીર્યંચ ગતિમાં જાય છે. આડા ચાલવાથી, વંકાઈ કરવાથી ગધેડા–ઘોડા–કુતરા વિગેરેમાં જન્મ લેવો પડે છે. એવું કોઈ દિવસ કીધું છે? કોલેજમાં ખૂબ ભણતર ભણાવી ડોકટર, બેરિસ્ટર, ઇન્સપેકટર ને વકીલ બનાવો અને પછી ગર્વ કરો કે અરે! મારો પુત્ર તો સર્જન ડો. થયો છે એમ કહી ફુલાય છે. પણ મારો પુત્ર સાધુ થયો છે. આમ બોલવાનો કયારે શુભ અવસર આવે. આવી ચિંતવણા કરો છો? તમારો દીકરો ડોકટર થાય અને અમેરીકાથી ડીગ્રી મેળવીને આવે તો તમારી છાતી ગજગજ ફુલે છે પણ એનું ભાવી કેવું છે તે સમજાય છે? તમે તમારા સંતાનોના ખરા હિતસ્વી હો તો એનો સંસાર ન વધે અને સંસારમાં ભટકવું ન પડે, એવો સુંદર માર્ગ બતાવો.

"ભરતેશ્વરના હુવા પટોધર આઠ, આદિત્ય જશાદિક પહોંચ્યા શિવપુર વાટ.

ભરતેશ્વરના આઠ પટોધર કેવળજ્ઞાન પામી મોક્ષમાં ગયા. ભગવાનની બે દીકરીઓ બ્રાહ્મી અને સુંદરી પણ મોક્ષમાં ગયા. એ ધર્મનો કેવો સુંદર કાળ હતો. પચ્ચાસ લાખ ક્રોડ સાગર સુધી ભગવાન ઋષભદેવનું શાસન ચાલ્યું. પછી અજીતનાથ ભગવાન થયા. તે વખતે ૧૭૦ તિર્થંકર હતાં. નવ હજાર ક્રોડ સાધુ હતાં. નવ કરોડ કેવળી હતા. ભગવાન અજીતનાથ વખતે ઉત્કૃષ્ટ ધર્મ કાળ પ્રવર્તતો હતો. ભગવાન ઋષભદેવ સ્વામી સિવાયના ત્રેવીસ તીર્થંકર ચોથા આરામાં થયાં. ચોથો આરો દુષમ સુષમ નામે હતો. એમાં દુઃખ વધારે અને સુખ ઓછું હોય છે. પાંચમા આરામાં મોક્ષ ગતિ અટકી. ચોથા આરામાં જન્મેલા પાંચમા આરામાં મોક્ષ જાય. પણ પાંચમા આરાના જન્મેલા પાંચમા આરામાં મોક્ષ ન જાય. ગૌતમ સ્વામી, સુધર્મ સ્વામી, જંબુ સ્વામી ચોથા આરામાં જન્મેલાં હતાં. અને પાંચમા આરામાં મોક્ષે ગયા. પાંચમા આરામાં આપણે કેટલા કમભાગી છીએ કે અહીંથી મોક્ષમાં જઈ શકાતું નથી, પણ પુરૂષાર્થ કરીએ તો એકાવતારી થઈ શકાય છે. માટે હતાશ થવાની જરૂર નથી.

"અહીં નહીં તિર્થંકર કેવળી ગણધર, અવધિ મુનિવર મનઃજ્ઞાની,
જંઘા વિદ્યાચારી પૂરવધારી, આહારક શરીરી મહાધ્યાની,
નહીં ગગન ગામિની પદાનુસરણી, વૈક્રિય લબ્ધિ પરિહારી,
ધન્ય ધન્ય પ્રભુવાણી સબસુખદાની, ભવિજન પ્રાણી ઉરધારી."

આ પાંચમા આરામાં તીર્થંકર દેવો નથી. કેવલી ભગવંતો નથી. અવધિ કે મનઃપર્યવ જ્ઞાની નથી. વિદ્યાચારી કે જંઘાચારી પણ નથી. કોઈ લબ્ધિ પણ આજે વિદ્યમાન નથી. પણ આજે એટલો તો પુણ્યોદય છે કે ભવ્યતારણી જિનેશ્વર દેવની વાણી મોજુદ

છે. જીવ સ્વભાવમાં સ્થિર થઈ, સિદ્ધાંતનું અવગાહન કરી તેને જીવનમાં ઉતારે તો કલ્યાણ માર્ગે ચડી શકે. પહેલા જંઘાચારી–વિદ્યાચારીની લબ્ધી હતી. તેનું વર્ણન નીચે પ્રમાણે છે.

જંઘાચારી લબ્ધી થવા માટે નિરંતર લબ્ધી પ્રાપ્ત ન થાય ત્યાં સુધી અઠમ અઠમના પારણા કરે. આવી સાધના કરવાથી લબ્ધિ પ્રગટ થાય છે. તેઓ જંઘા પર હાથ મૂકી સંકલ્પ કરે એટલે સીધા પંડગવન પહોંચી જાય. અને વળતાં નંદનવને વિસામો લઇ અને સ્થાનકે આવી જાય. આ ઉપર જવાનો વિષય થયો. અને ત્રીજે જાય તો પંદરમા રૂચક દ્વિપે, અહીંનું ઉપાડેલું પ્રથમ પગલું ત્યાં મૂકે. અને વળતાં ૮ મા નંદીશ્વર દ્વીપે થઈને પાછા સ્થાનકે આવે

વિદ્યાચારી લબ્ધિ પ્રાપ્ત કરવા નિરંતર છઠ્ઠ છઠ્ઠના પારણા કરે. આ પ્રમાણે સાધના કરે તેથી લબ્ધિ પ્રગટ થાય છે. વિદ્યાચારી સ્થાનકેથી પગ ઉપાડે અને સીધા નંદનવન ઉપર જાય, ત્યાંથી પંડગવન પર જઈ પાછો સ્થાનકે આવે, ત્રિછા માનુષોત્તર પર્વત પર જઈ અને સીધા નંદીશ્વર દ્વીપે જાય. ત્યાંથી સીધા સ્થાનકે આવી જાય. આવ્યા પછી જો તે આલોચના કરે તો આરાધક થાય. ભગવાને દ્વીપ–સમુદ્ર આદિની જે વાત કરી છે, તેને પ્રત્યક્ષ નિહાળવા માટે તેઓ લબ્ધિનો ઉપયોગ કરે છે. આવી લબ્ધિ સાધુને ઉત્પન્ન થાય પણ તેનો ઉપયોગ કરવો કલ્પતો નથી. તેથી લબ્ધિનો ઉપયોગ કર્યા પછી જો આલોચના ન કરે તો વિરાધક થાય

મંદિરો, પર્વતો, પહાડો, કુદરતી સૌંદર્ય, કારખાનાઓ–ફેક્ટરીઓ જેવાં સ્થળો સાધુને જોવા કલ્પે નહીં. શ્રાવક સામાયિકમાં બેઠો હોય ને વરઘોડો નીકળે તો જોવા ન જઈ શકે, તો મુહપતીવાળો સાધુ કયાંથી જઈ શકે? જોવા જેવો હોય તો એક આત્મા જ છે. આત્માના સ્વરૂપને નહીં નિહાળતા પરને જોવાની તારી ઉત્સુકતા તારામાં વિરાધકતા ઉત્પન્ન કરાવશે. માટે આત્મદર્શન કરી ભગવાનના ગુણગાન ગા. હે જિનેશ્વર દેવ! તમે કહો તે જ સત્ય છે. એમાં કાંઈ શંકા નથી.

"तमेव सच्चं निस्संकं जं जिणेहिं पवेदित"

તમને હરવા–ફરવાનો, જોવાનો–માણવાનો મોહ લાગ્યો છે. મુંબઇનો કેટલો મોહ છે? ગામડામાંથી બધા મુંબઈ આવ્યા, ગામડાઓ ભાંગી ગયા છે. ભણતર માટે, છોકરાને પરણાવવા વગેરે કામો માટે અને ધંધા માટે લોકો મુંબઈ આવ્યા. ભગવાને પાંચમા આરાના લક્ષણમાં કહ્યું છે કે મોટા નગર તે ગામડા સરખા થશે. ને ગામડા ઉજ્જડ થશે. ભલા કુળની સ્ત્રી દાસીપણા કરશે મોટા કુળની સ્ત્રી વેશ્યા સરખી થશે. આજે આ લક્ષણો પ્રત્યક્ષ દેખાય છે. આજનો પહેરવેશ કેવો? પ્રથમ સ્કર્ટ, તેમાંથી મીનીસ્કર્ટ થયા. કેટલા

ફીટ! વાંકું ન વળી શકાય! એક બેનનું પર્સ પડી જાય છે તો રસ્તે જતાં ભાઈને કહે છે : પ્લીઝ! જરા આપો ને! અને હવે તો લૂંગી આવી. બ્હેનો વાળ કપાવે અને ભાઈઓ વધારે. બન્ને લૂંગી પહેરે, ઓળખવા પણ મુશ્કેલ બને. કેવો ઉદ્ભટ અને તોછડો વેશ? કેવું અનુકરણ કરી રહ્યા છે! પફ-પાવડર, લાલી-લિપ્સ્ટીક લગાડીને નીકળે એટલે સામા માણસનું મન પણ મહેંકી ઉઠે. પછી વિકારી ભાવો જાગ્યા વગર કેમ રહે? મા-બાપ સમજે કે આપણી ફરજ છે માટે ઉચ્ચ કેળવણી આપવી જોઈએ. પણ આજે કોલેજમાં ભાઈ-બેનો સાથે ભણે. વાતાવરણ પણ કેવું! તેમના ઉપર કોઈ જાતનો અંકુશ નહીં. મન ફાવે તેમ પ્રેમ કરી શકે. આ કેળવણી છે કે કોળવણી! મોટા કુળની સ્ત્રી લજ્જા રહિત થશે. ખૂબ ભણાવી ડીગ્રીધારી બનાવો, મહીને ૫૦૦-૭૦૦ના પગાર લાવે. એમાં પુત્ર-પુત્રીઓ આઉટ લાઇને ચડી ગયા. તમે તેને શિખામણના બે શબ્દો કહેશો તો તે સાંભળશે કે સામું બોલશે? આ કેવી દશા છે? આજનો સમાજ કયાં જઈ રહ્યો છે! અધોગતિના પંથે જ ને? બોલવાની, ચાલવાની જરાપણ શરમ રહી નથી. છતાં તમને આટલો બધો મમત્વ કેમ છે? એ સમજાતું નથી.

છોકરાને ભણવા માટે અમેરીકા મોકલ્યો અને માંસાહાર પણ કરે. ઇંડાને શાકાહાર માને! કોઇ બેન-બેટીની લાજ લેવી તેમાં શરમ જેવું નહીં. પાણીને બદલે દારૂ પીએ છે. જે દેશોમાં હિંસાની હોળી સળગતી હોય એવા દેશોમાં તમારો દીકરો જાય. તેનો તમને હર્ષ થાય. આવા બધા પાંચમા આરાના લક્ષણો છે. પાંચમા આરામાં ગુરુ શિષ્યને ભણાવશે નહીં, બ્રાહ્મણ અર્થના પૂજારી થશે. હિંસા ધર્મના પ્રરૂપક ઘણા થશે. માણસને દેવ-દર્શન દુર્લભ થશે. વિદ્યાધરની વિદ્યાના પ્રભાવ ઘટશે. મ્લેચ્છના રાજ્ય ઘણા થશે. જે ભગવાને ભાવો બતાવ્યા છે તે તાદસ્ય દેખાય છે. જેના ઘરમાં સવાશેર કાંસુ હશે તે ધનવાન ગણાશે. પહેલા કાંસાની થાળી વગર જમતાં નહીં. આજે તો સ્ટીલની થાળી જોઈએ છે. લોઢું આવી ગયું ને? આવા સિદ્ધાંતના ઉંડા રહસ્યોને સમજાવનાર સદ્ગુરૂઓ છે. સદ્ગુરૂનો આપણા પર મહાન ઉપકાર છે. મોહ-અજ્ઞાનના અંધકાર ઉલેચી મીઠા ઠંડા જ્ઞાનવારિ વરસાવનાર, દરિયા જેવા દિલમાંથી જ્ઞાનની સુવાસ પાથરી મનો-મંદિરને પવિત્ર કરનાર એવા પૂજ્ય મણીલાલજી મહારાજની આજે તીથી છે. મણીલાલજી મહારાજ ખૂબ જ વિદ્વાન હતાં. તેમનામાં જ્યોતિષનું પણ વિશાળ જ્ઞાન હતું. મરીને જીવ કઈ ગતિમાં જશે એ પણ જોઈ શકતા. ૧૮ વરસની ઉંમરે દીક્ષા લીધી. ચોપન વરસ સંયમ પાળ્યો. ચોપન વરસમાં ચોપન ગ્રંથો લખ્યા છે. આખો દિવસ સિદ્ધાંતના રહસ્યો ઉકેલવામાં તલ્લીન રહેતાં. આવા મહાન પવિત્ર આત્મા. જેને છેલ્લી જીંદગીમાં કેન્સર થયું. ઘણી વ્યાધિ થઈ પણ અજોડ સમતા. પાણી તો પીવાય નહીં. એવી અતુલ વેદનામાં પણ એવી સમતા. આમ છતાં ત્રણ કલાક સુધીની સમાધિ લગાવી. સમાધિ પૂર્ણ થયા પછી તેઓએ કહ્યું કે અષાઢ વદ પાંચમને પાંચ વાગે ને પાંચ મીનીટે દેહ

વિલીન થવાનો છે. જ્યાં જવાનું છે એ જગ્યા હાલ ખાલી થઈ નથી. આવા પ્રખર જ્ઞાની–નિત્ય આત્મ સ્મરણ કરવાવાળાનો આજે તૂટો પડી ગયો છે. જૈન શાસનને આનો મોટો ફટકો છે. આજે સમાજમાંથી સાધુ થવા નીકળે છે ઓછા અને જે થાય છે તેમાં પણ ઉત્કૃષ્ટ ચારિત્ર પાળવાની ધગશવાળા અને ભગવાનને માર્ગે યથાર્થ રીતે ચાલવાવાળા ઘણાં ઓછા છે.

આવા મહાપુરૂષોનું જીવન અને મૃત્યુ આપણને ખૂબ બોધ આપી જાય છે. મહારાજ સાહેબની છેલ્લી અવસ્થા અમે જોઇ છે. જબ્બર આરાધના કરી હતી. દેહાધ્યાસ કેટલો બધો છૂટી ગયો હતો, તે પ્રત્યક્ષ દેખાતું હતું. નિરંતર સમાધિ ભાવમાંજ સ્થિર જોઇને આપણને એમ થાય છે કે કયાં એમની સમતા અને કયાં આપણી પામરતા ! એમના જીવનમાંથી આપણે સદ્‌ગુણ લેવાના છે. મહાપુરૂષોના જીવન સાંભળીને–વિચારીને તેમના જીવનની સુવાસ આપણા જીવનમાં ઉતરે તો કલ્યાણ થાય.

---

## વ્યાખ્યાન નં.....૫

## અષાડ વદ ૬ ને મંગળવાર તા. ૧૩-૭-૭૧

સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનું નામ સિદ્ધાંત. વન્હિ દશામાં નિષધકુમારના અધિકારમાં ભગવાન ફરમાવે છે, તે કાળ તથા તે સમયની એટલે વર્તમાન અવસર્પિણી કાળના ચોથા આરામાં જ્યારે ભગવાન નેમનાથ પ્રભુ વિચરતા હતા એમના વખતની આ વાત છે. દ્વારિકા નામની નગરી હતી. નગરી બાર જોજનની લાંબી એટલે અડતાલીસ ગાઉ લાંબી હતી. નવ જોજનની પહોળી એટલે છત્રીસ ગાઉની પહોળી હતી. નગર ચોરસ હોય છે. પણ નગરી લાંબી વધારે અને પહોળી ઓછી હોય છે. નગરીમાં ખૂબ બાગ–બગીચા હોય. જ્યાં વાવ, કુવા, નદી તથા પહાડ હોય. આંબા તેમજ અનેક જાતના વૃક્ષ હોય. અનેક જાતના ફુલો હોય. આ બધું નગરીનું સૌંદર્ય છે. જંગલમાં પણ ઝાડ હોય છે. અને બાગમાં પણ ઝાડો હોય છે પણ કેટલો ફેર છે. વ્યવસ્થાપૂર્ણ અને કલાપૂર્ણ ગોઠવાયેલા ઝાડોને બાગ કહીએ છીએ. માળી એક જગ્યાએ અમુક રોપો તથા વૃક્ષોને રોપીને સુશોભિત કરે છે. મેંદીને કાપી કાપીને વનસ્પતિમાં અનેક આકારો પાડી બાગની શોભા વધારે છે. ત્યાં પાણીનો છંટકાવ કરે છે. ફુવારા કરે છે. બેસવાના આસનો ગોઠવે છે. ત્યાંનું વાતાવરણ એકદમ શાંતિપૂર્ણ અને આહ્‌લાદ ઉત્પન્ન કરવાવાળું

હોય છે. આખા દિવસનો થાકેલો માનવી ત્યાં જઇને વિસામો લે તો તેનો થાક ઉતરી જાય છે અને નવી સ્ફૂર્તિ મેળવે છે.

માળી પોતાના બાગમાં રોપાઓના વિવિધ પ્રકારનાં ફુલોને ચુંટી ટોપલીમાં ભરે છે અને કલાપૂર્ણ રીતે પરોવી હાર-ગુચ્છો બનાવે છે. તેને માણસો પ્રેમથી ગ્રહણ કરે છે.

સુતાર લાકડાને કાપી સુંદર ટેબલ-ખુરશી, પલંગ બનાવે છે અણઘડ લાકડું હતું તેમાં બુદ્ધિનો ઉપયોગ થયો અને જનમન આકર્ષિત બન્યું.

કલાત્મક વસ્તુ સૌને પ્રિય લાગે છે. આપણે પણ આપણા જીવનબાગને વ્યવસ્થિત કરવાનો છે આપણામાં વેરવિખેર થઇને પડેલી શક્તિઓને એકત્ર કરી, જીવનનું સુંદર સર્જન કરવાનું છે. અણઘડ વસ્તુ કોઇને પ્રિય થતી નથી સારી ગાડી, સારી ગાડી, સારી વાડી, સારી દુકાન, સારો શો કેશ, સારું ફરનિંચર, સારો રેડિયો વગેરે જે જે સારૂં જોશો તે તમને ગમી જશે તેમ જીવન પણ સારૂં બને તો બીજાને ગમે. અણઘડ જીવન પણ પ્રિય બનતું નથી જીવનની શોભા પોતાના જીવનને ધર્મના રંગે રંગી દેવામાં જ છે તમારો જીવનબાગ કેવો છે તે જરા તપાસી જજો. તમારા જીવનને ઉર્ધ્વગામી અને કલાપૂર્ણ બનાવવા તમારે શું કરવું, તે જ્ઞાની પુરૂષો બતાવે છે.

'ધમ્મારામે ચરે ભિકખું ધિઇમં ધમ્મ સારહિં,
ધમ્મારામે રયે દતે, બંભચેર સમાહિએ"

ધર્મરૂપી બગીચામાં સાધુઓ વિચરનારાં હોય. ધીરજવાન હોય. જેનાં જીવનરથને ચલાવનાર ધર્મરૂપી સારથી હોય ઇન્દ્રિયોનુ દમન કરવામાં રક્ત-બ્રહ્મચર્યમાં સમાધિવંત હોય છે. બગીચાની સુવાસ લેવા સહુ કોઈ જાય. કોઈના સદ્દગુણોને જોઈ ને તેના તરફ સદ્દભાવ લાવી તેની પ્રસસા કરો. પણ દુર્ગુણ તરફ દૃષ્ટિ કરશો નહિ કોઇના દુર્ગુણ જોઇ તેની નિંદા કરશો તો એ વ્યક્તિ સુધરશે નહિ પણ તમે ભારે કર્મી બનશો. અને તમારામાં બધાના દુર્ગુણો જોઈ નિંદા કરવાની આદત પડી જશે ને તે દુર્ગુણો જ તમારામા ઘર કરી જશે કોઈ ને ઉકરડામાં આળોટવાનું મન થાય છે? પારકી નિંદા કરવી તે ઉકરડામા આળોટવા બરાબર છે તમારા મનને કચરાપેટી બનાવશો નહીં. પારકી નિંદા કરવી તે પૃષ્ટમાસ ખાવા બરાબર છે. જો તમે તેના હિતસ્વી હો, તેને સુધારવાની ઇચ્છા હોય તો પાછળથી નિંદા ન કરતા તમે તેની પાસે જાવ અને સમજાવો. પાછળથી કરેલી નિંદા વેરને વધારે છે ને વિષના વૃક્ષ રોપે છે તમારે આત્માનું સુધારવું હોય તો ધર્મ કરો, પ્રભુની પ્રાર્થના કરો, ભક્તિ કરો મારે હાથે કોઈનું ખરાબ ન થાય, બધાનું હું સારૂં કામ કરૂં, એવી ભાવના ભાવો ભક્તિ વિના મુક્તિ નથી ભક્તિ કરવી એટલે દીવો લઇને ફેરવવો અને આરતી ઉતારવી, ધુપસળી આમ તેમ ફેરવી એને ભક્તિ

કહેવાતી નથી. ભક્તિ શરતવાળી ન હોય. ભક્તિ કરવી એટલે પોતાને તે રૂપ બનાવવું. મારૂં સ્વરૂપ અને તારૂં સ્વરૂપ સરખું છે. મારે તારા જેવું બનવું છે. ભક્તિ એટલે એકતા. ધ્યેય ભગવાન થવાનો હોવો જોઈએ. મારો અને તારો આત્મા સરખો છે તો હું તારા જેવો કયારે બનું ? એવી અંદરથી ઉર્મિ ઉછળવી જોઈએ. અદમ્ય ઉત્સાહ પ્રગટવો જોઇએ. જેને મોક્ષના ફળ ચાખવા છે તેને તેવાં કાર્યો કરવા જોઇએ. ભાવ વગરની સાધનાથી સિદ્ધિ નહીં મળે ખાલી વાતો કરવાથી મુક્તિની પ્રાપ્તિ નહીં થાય. પાણીનું ગમે તેટલું વલોણું કરી નવનીત મેળવવા મથામણ કરશો તો શું એમ નવનીત મળશે ?

" રેતમાંથી કદિ તેલ શું નિકળે, દૂધ વંધ્યા સ્તને હોય કયાંથી,
ઝાંઝવાના જળે તરસ છીપે કદિ, તો સુખ સંસારમાંથી,
વસ્તુ કે વ્યક્તિમાં સુખ રહેતું નથી, સુખ સાચું ભર્યું આત્મખાણે,
બંધનો તોડી જે દ્રષ્ટિ અંતર કરે, તો નિજાનંદ તે અચળ માણે. "

રેતને ગમે તેટલી પીલો તો શું તેમાંથી તેલ નીકળશે ? રણની અંદર જઈ રહ્યા હોય, ગ્રીષ્મ ઋતુ હોય, મધ્યાન્હનો સમય હોય. તૃષા ખૂબ લાગી હોય સામે ઝાંઝવાના જળ દેખાય ને તે પીવા માટે દોડો તો ત્યાંથી પાણી મળશે ? નહિ મળે. તેમ સંસારમાંથી સુખ મળતું નથી. કોઇપણ વસ્તુ કે કોઇપણ વ્યક્તિમાં સુખ નથી. જેની જેની ખાણ ખોદતાં જાવ તેમાંથી તે તે વસ્તુ પ્રાપ્ત થતી જ જાય છે. તેમ અઢળક સુખ આત્માની ખાણમાંથી પ્રાપ્ત થાય છે. મોહ–મમત્વના, રાગ–દ્વેષના બંધનો તોડી માયા મરિચિકા–માંથી છુટી જો દૃષ્ટિ અંદરમાં કરો તો નિજાનંદની મસ્તી માણી શકાય.

" સસા સીંગનું વહાણ કર્યું અને મૃગતૃષ્ણામાં જઈને તર્યું,
વંધ્યા સૂત બે વહાણે ચડયાં, ખંપુષ્પો વસાણાં ભર્યાં. "

આ બધું જેમ અશકય છે તેમ સંસારમાથી કદિ પણ સાચું સુખ મળતું જ નથી. શાશ્વત સુખ મેળવવા માટે પ્રભુની સાથે પ્રીત કરો. પ્રભુ વીતરાગી છે. એને રાગ-દ્વેષ નથી પણ આપણે એના જેવા બનવા માટે એનું સ્મરણ કરવાનું છે. અરિહન્ત થવા માટે અરિહન્તને ભજવાના છે.

"ક્ષણે ક્ષણે તમે જાગૃત રહીને, અનુપમ સાધના કીધી,
નિદ્રા અને પ્રમાદ કરીને ઘોર વિરાધના કીધી,
પેલે પાર તમે પહોંચ્યા ને હું રહ્યો કાંઠા ઉપર,
મારી તમારી વચ્ચે લાખો જોજન કેરૂં અંતર. "
સિદ્ધશિલા ઉપર આપ બીરાજો ને હું ધરતી ઉપર,
મારી તમારી વચ્ચે લાખો જોજન કેરૂં અંતર. "

હે પ્રભુ! ક્ષણે ક્ષણે તમે જાગૃત રહીને અનુપમ સાધના દ્વારા આત્માની આરાધના કરી. ત્યારે મેં પ્રમાદની પથારી કરી. આળસનું ઓસિકું કરી. સુસ્તિની લાંબી સોડ તાણી છે. નિદ્રા અને વિકથામાં હું આત્માની ઘોર વિરાધના કરી રહ્યો છું. આપ પેલે પાર પહોંચી ગયા. ને હું તો હજુ કાંઠા ઉપર જ છું. મારી અને તમારી વચ્ચે લાખો જોજનનું અંતર છે. મારું મુળ સ્થાન તો ત્યાં જ છે. આ તો ચકડોળ છે. ઉપરથી નીચે ને નીચેથી ઉપર જાય છે. ચારગતિના ચકરાવામાંથી મુક્ત થઈ પાંચમી ગતિમાં જવા કેવો પુરૂષાર્થ જોઈશે? આચારાંગ સૂત્રમાં કહ્યું છે કે "खणं जाणाहि पंडिए" અવસરને જાણે એ પંડિત. આપણો કેટલો સમય નિંદ્રામાં જાય છે? પ્રમાદમાં પણ કેટલો સમય કાઢો છો? પ્રમાદ એ મોહનૃપતિનો સેનાપતિ છે જીવનો સંસાર વધારનાર છે. કિંપાકફળ સરખો છે. અનેકગુણોનો નાશ કરનાર છે અનેક દોષોને લાવનાર છે. માટે પ્રમાદને તજો. સાધના કરવાનો સુઅવસર છે. માટે પુત્ર-પરિવારની માયા જાળમાંથી છુટો. જેવા જેના નસીબ હોય એવું એને મળે છે. સૌનું ભાવી સૌની સાથે છે. એની ચિન્તા તારે શા માટે? દરેક જીવ છ બોલ લઈને આવે છે (૧) ગતિ (૨) જાતિ (૩) સ્થિતિ (૪) અવઘેણા (૫) અનુભાગ (૬) પ્રદેશ. નામ ગોત્રની સાથે આયુષ્ય બંધાય છે. જે પ્રકૃતિના ભદ્રિક હોય, વિનિત હોય, જેનું હૃદય અનુકંપા વાળું હોય. એને મનુષ્યગતિનું આયુષ્ય મળે છે. તો તમને મનુષ્યગતિ પ્રાપ્ત થઈ છે. અહિં કેટલું રહેવાના છો? જેટલી સ્થિતિ બાંધી હશે એટલું રહી શકશો. આયુષ્ય હોય તો જીવાય છે. પંચેન્દ્રિય જાતિ પામ્યા, પંચેન્દ્રિયની ચાર જાતિ છે. નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવતા. તેમાં તમે મનુષ્યભવમાં આવ્યા. મનુષ્યના ગર્ભમાં આવ્યા ત્યારથી આયુષ્ય સ્થિતિ ભોગવાય છે. અવઘેણા એટલે તમારી ઉંચાઈ પણ એટલી મળી. અનુભાગ એટલે પાપ અને પુન્યનો રસ. શુભ રસ અને અશુભરસ. જો શુભ અનુભાગનો ઉદય હોય તો કચરામાંથી લાખો રૂપીયા મળી જાય. અને અશુભ અનુભાગનો ઉદય હોય તો મહેનત કરવા છતાં મળે નહિ. ને મળેલું હોય છતાં ચાલ્યું જાય તો પણ જીવ અજ્ઞાન દશાથી પારકાને અર્થે ક્રૂર કર્મો કરે છે. કાળા બજાર કરવા, કોઈને છેતરવા, કોઈ ને બગલમાં દબાવવા, આ બધુ થાય છે એ તમને કેમ સમજાતું નથી?

> "કાળા ને ધોળા નાણાં, છોડીને જાવું શાણા, મૂકી દે, મૂકી દે, તું જંજાળ,
> મહેલો ને બંગલા, બાગ બગીચા, લાડી અને વાડી, મોટર ગાડી,
> અહીંનું અહીંયા રહેવાનું, સાથે નહીં આવવાનું, મૂકી દે મૂકી દે તું જંજાળ."

તમે શાણા થઈને બેઠા છો. પણ કાળા ને ધોળા નાણાં છોડીને જાવું જ પડશે. એક વખત અર્જુન જંગલમાં જાય છે અને ધોળો હાથી જુએ છે. તે હાથી બે સૂંઢવાળો હોય છે. કૃષ્ણ સમજાવે છે. આ ધોળા હાથી જેવા માણસો બે બાજુથી પાપો કરે છે.

આજે લોકોની કેવી પરિસ્થિતિ છે? જીવન ધોરણ ઉંચું કેમ આવતું નથી? લાંચીયા ખાતું બહુ છે. એટલે ઉંચું આવતું નથી. અહીં કાળા કર્મો કરશો પણ કર્મને શરમ નથી. કર્મનો કોયડો અફર છે. એને ઉકેલવો સહેલો નથી. પુન્યના ઉદય હોય તો પાપ કરવામાં ફાવટ આવે પણ અંતે તો ભોગવવું જ પડે છે. દુર્ગતિને જ દેખાડે છે દુર્ગતિમાં ન જવું હોય તો ધર્મનું શરણું લ્યો. ધર્મ દુર્ગતિમાં પડતાં જીવને અટકાવે છે. તમે ધર્મને, સેવો. આ ધર્મરૂપી બગીચો છે. તેમાં પ્રવેશ કરો તો શાંતિ મળશે, આનંદ મળશે. ધર્મમાં બધી ચોકખી વાતો છે. અહીંનો મોટો શહેનશાહ હોય, ફુલની શૈયામાં સુનાર હોય, છતાં કાળાં કર્મ કરે તો તેને આગની પથારીમાં સુવું પડે છે.

કર્મ પોતાના ફળ આપે ત્યારે બન્ધવનું બન્ધવપણું પણ રહેતું નથી. મહાઆરંભ કરી, હિંસાકારી કર્મો બાંધવા વાળો, મહાપરિગ્રહ વાળો નારકીમાં જાય છે. જે પરિગ્રહમાં તમને સુખ લાગે છે એને જ્ઞાનીઓ નરકનું કારણ કહે છે ગાંધીજી લંગોટી પહેરતા હતાં. મગફળી ખાતા હતા. ઘર ભરવું હોત તો કરોડો રૂપીયા ભેગા થાત. જ્યાં જાય ત્યાં તેને ઢગલો નાણું મળી જાત. પણ તેઓ અપરિગ્રહી હતાં અને દેશની સેવા કરતા હતાં. આજે કોઈ માણસ ચોરી કરે છે. એ તમારી નજરમાં હલકો ગણાય છે. જ્યારે તમે ધોળી ગાદી અને તકીયે બેસી કંઈકના ગળા કાપો છો. તેનો તમને શો દંડ મળશે? એનો વિચાર કર્યો છે? બહારનો ચોર સારો પણ ઘરનો ચોર બહુ ખરાબ છે. કયાં મહાવીરના શ્રાવકો અને કયાં અત્યારના શ્રાવકો? ન્યાય, નીતિ અને સદાચાર આદિ શ્રાવકના એકવીશ ગુણ છે. એમાંથી એક ગુણ તો અપનાવો. આદર્શ શ્રાવક બનવું હોય તો દુનિયાને ઠગવી ન જોઇએ.

ખરાખોટા હીસાબોથી કમાણી તું છુપાવે છે,<br>
ખુલે ચોરી રૂશ્વતથી ઘરો ઘર તું પતાવે છે,<br>
પ્રભુ પૂરા પ્રમાણિક છે અહીંયા તું કરે છે,<br>
એવી પતાવટ ત્યાં નહીં ચાલે (૨)<br>
બનાવી લે તું દુનિયાને પરન્તુ યાદ રાખી લે<br>
બનાવટ ત્યાં નહીં ચાલે (૨)

ખરા ખોટા કરી હરામનું દ્રવ્ય લાવો પણ એ ભોગવાશે? આજે માણસનું મૃ ચપટીમાં છે. ઘણાંને હાર્ટ ફેઈલ થઈ જાય છે. મળેલું ભોગવી પણ શકતા નથી. ધન માટે કેટલી ચોરી કરો છો? કેટલી જાતના ચોપડા બનાવો છો? જ્યારે ચોરી ખુલ્લી પડે છે ત્યારે ઘરોઘર રૂશ્વતથી પતાવે છે! શ્રાવકના કામ આવા ન હોય. બાર વ્રત એ શ્રાવકનું જીવન છે, ચારિત્ર છે. શ્રાવકના ધર્મમાં તો આવો!

દૃષ્ટાંત :—એક વખત એક શેઠ નિર્દોષ હોવા છતાં ખોટી રીતે પકડાઇ ગયા.

જેલમાં બેસાડવામાં આવ્યા. શેઠ બેઠેલા છે, પણ જરાય ચિંતા નથી. છુટવા માટેના પ્રયત્નો કરતા નથી. પણ ત્યાં વિચારે છે. મારે નિયમ છે બે વખત પ્રતિક્રમણ કરવાનો, તે અહીં કેમ પળાશે ? ચોકીદારને બોલાવી કહે છેઃ મને જો બે ટાઈમ પ્રતિક્રમણ માટે તું સગવડ કરાવી આપીશ તો હું તને રોજ બે સોનામહોર આપીશ. ચોકીદાર શેઠની ઈચ્છા મુજબ બધી સગવડ કરી આપે છે. શેઠની મુદત પુરી થઈ જાય છે. શેઠને જેલમાંથી મુક્તિ મળે છે, ત્યારે શેઠ ચોકીદાર પર ખૂબ જ પ્રસન્ન થાય છે. અને સોનામહોર ગણીને ચોકીદારના હાથમાં મૂકતા કહે છે, આ હું તને લાંચ નથી આપતો, પણ તેં મને જે પ્રતિક્રમણ કરવાની સગવડ કરી આપી તેથી હું પ્રેમથી ભેટ આપું છું. જેલર વિચારે છે કે આ શેઠનું જીવન કેવું સુંદર છે! કેવા ધર્મી છે, તેના જીવન બાગમાં કેવી સદ્ગુણની સુવાસ મહેંકી રહી છે. આ શેઠ કદિ પણ ખોટું કાર્ય કરે જ નહિ છતાં કોણે પકડયા હશે ? જેનું જીવન ધર્મના રંગે રંગાયેલું છે, એની કેવી સુંદર છાપ પડે છે. તો આ અનાદિ કાળની જેલમાંથી મુક્ત થવા તમે શું કરશો ? તમારે જીવન સુધારવું છે ? તો સુધરવા માટેના પ્રયત્ન કરો. ધર્મનું આચરણ કરો. ધર્મ રૂપી બગીચામાં રમો. જે ધર્મ રૂપી બગીચામાં રમે છે તેના પાપ-તાપ-સંતાપ અને પરિતાપ ટળી જાય છે. તેને શાંતિ પ્રાપ્ત થાય છે. ધર્મમાં રસ લેશો તો તમારૂં કલ્યાણ થશે.

---

## વ્યાખ્યાન નં. ૬

### અષાડ વદ ૭ ને બુધવાર તા. ૧૪-૭-૭૧

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનું નામ સિદ્ધાંત. તે કાળે અને તે સમયે દ્વારિકા નામની નગરી હતી. તેને સોનાનો ગઢ અને મણિરત્નનાં કાંગરા હતા. જોતાં જોતાં આંખને થાક ન લાગે તેવી સુંદર જોવા યોગ્ય નગરી દેવોએ રચેલી હતી.

જીવન નગરીને રમણિય-સુંદર બનાવવા માટે સત્સંગની ખાસ જરૂર છે.

મેં.તો સત સંગ સાવરણે વિકારો વાળ્યા, નાથ મનના મંદિરીયામાં આસન ઢાળ્યા;
ધરી બેઠી છું કયારનું ધ્યાન....આવો આંગણિયે."

ભગવાનની પધરામણી મનોમંદિરમાં કરવી હોય તો પ્રથમ હૃદયને શુદ્ધ બનાવવું પડે, દુષ્ટ વૃત્તિઓ અને વિકારોથી મુક્ત બનો તો જ હૃદય શુદ્ધ અને નિર્મળ બને. પ્રાઈમ મિનિસ્ટર ( rime Minister) પધારવાના હોય તો પૂર્વ તૈયારીઓ કેટલી કરો

છો? પધારતા તેમનું સન્માન-સત્કાર કેટલો કરો છો? અને તમારા મનને કેટલો આનંદ આવે છે? જે વ્યક્તિ પ્રજા પાસેથી કર લે છે, વળી માંસાહારી છે, છતાં તમે તેનું ઉજળે દિલે સ્વાગત કરો છો તો ત્રિલોકીનાથ ભગવાનને માટે કેટલી તૈયારી કરવી પડે? હૃદયની શુદ્ધિ વિના પરમેશ્વરની પધરામણી શકય નથી. વ્યાખ્યાન સાંભળો છો, માળા ફેરવો છો, પણ મન કયાં હોય છે? મન તો આડતિયા સાથે વાત કરતું હોય છે. નવકારવાળી હાથમાં લીધી એટલે પંચપરમેષ્ઠીને પરોક્ષ મળવા માટેનું રીસીવર હાથમાં લીધું. ફોન લીધા પછી મન અવ્યવસ્થિત હશે તો બરાબર વાર્તાલાપ થઈ શકશે નહિ. વેપાર કરવો હોય પણ આડતિયાને રૂબરૂ મળી શકો તેમ ન હો તો ફોન દ્વારા તેમની સાથે વાત કરો છો તે સમયે ચિત્તની એકાગ્રતા બરાબર હોય છે કે બીજા વિચારોમાં ભમતું હોય છે?

આજે માનવ પૈસા માટે તો પૂરેપૂરો સાવધાન અને જાગૃત છે, પણ પરમેશ્વરનું ધ્યાન ધરવા બેસશે તો મનની સ્થિતિ ડામાડોળ થઈ જશે. કારણ તેમાં જે રૂચિ-પ્રીતિ જોઈએ તે નથી, જાપ કરવાથી જંપ વળે, શાંતિ મળે, ત્યાગની ભાવના વિકાસ પામે. તમે નવ લાખ મંત્રનો જાપ કરો છો. માળા ફેરવો છો તો પણ શાંતિ મળતી નથી, તેનું કારણ શું? નવકાર મંત્ર ભાવથી બોલતા નથી. નવકાર મંત્ર પ્રથમ મંગલ છે. છતાં ગાયને અને કુંવારિકાને મંગળ ગણો છો. તમે બાહ્ય મંગળમાં પડી ગયા છો. નવકાર મંત્રનો ગણનારો કદી ભૂખ્યો ન હોય. ડૉકટરે હાથ ખંખેરી નાખ્યા હોય છતાં નવકાર મંત્રના પ્રભાવે સારા થાય છે, એવા અનેક દાખલાઓ આજે પણ મોજુદ છે. પણ આ સર્વશ્રેષ્ઠ મંત્ર પર પૂર્ણ શ્રદ્ધા હોવી જોઈએ શ્રદ્ધા વિના જીવ ખુવાર થાય છે.

"માળા તો મનકી ભલી, ઔર કાષ્ટકા પારા,
જો માળામાં ગુણ હોય તો શીદ વેચે મણિયારા;
માળા તો કરમાં ફરે, મુખમાં ફરે જીભાય,
મનડાં ચૌદિશ ફરે એસો સ્મરણ થાય."

હાથમાં માળા ફરે છે પણ મન કયાંય ભમતું હોય છે. પ્રભુની સાથે જે જોડાણ થવું જોઈએ એ થતું નથી. એમાં માળા બિચારી શું કરે? અંદર એકાગ્ર થવું જોઈએ. મન ઇન્દ્રિયો સર્વ સાધનામાં એકતાર બની જાય છે, જ્યારે આત્મસ્વરૂપને પામવાની તાલાવેલી જાગે છે ત્યારે જગતના પદાર્થો અશાશ્વત છે એવી અનિત્ય ભાવનાના જોરે આગળ વધનાર સ્વરૂપને પામી જાય છે.

"દેખી આંગળી આપ એક અડવી વૈરાગ્ય વેગે વર્યા,
છાંડી રાજ સમાજને ભરતજી કેવળજ્ઞાની થયા."

ભરત ચક્રવર્તી શણગાર સજવા અરીસા ભવનમાં ગયા. જેને ૮૪ લાખ હાથી, ૮૪ લાખ ઘોડા, ૮૪ લાખ રથ, ૯૬ ક્રોડ પાયદળ તેમજ ૭ ખંડનું રાજ્ય સર્વ સુખ-

સાધ્વી હતી. તેમને શણગાર સજતાં એક આંગળી અડવી લાગે છે. અંદરથી પ્રશ્ન ઉપડે છે કે શું હું પરથી શોભું છું? દાગીના તથા કપડાં ઉતારતા ગયા અને ભરત ચક્રવર્તી કેવળજ્ઞાની થયા. સાચું પોતાનું આત્મિક સ્વરૂપ નીહાળ્યું. પરની શોભા મારે ન જોઈએ. શરીર તે હું નથી. વાણી તે પણ હું નથી. હું સચ્ચિદાનંદ છું. જેટલા અરિહંત થયા તે સાધુ થયા વિના થયા નથી. જેટલા સાધુ થયા એ સમકિત પામ્યા પછીથી થયા છે. જીવને સાચી શ્રદ્ધા નથી એટલે તેની રખડપટ્ટી અટકતી નથી. તમને બીજા મંત્રો પર શ્રદ્ધા છે એટલી નવકારમંત્ર પર શ્રદ્ધા છે?

"હજારો મંત્ર શું કરશે મારો નવકાર બેલી છે,
જગત રૂઠીને શું કરશે મારો નવકાર બેલી છે.

હજારો મંત્રની તુલનામાં નવકારમંત્ર ન આવી શકે. અંદરથી લગની લગાડો, અંદરથી ધ્યાન ધરો અને અરિહંત થવાની ઇચ્છા રાખો. શેઠ પણ એના નોકરની સારી ચાલ-ચલગત જોઈને એના જેવો બનાવે છે તો હે ત્રણ લોકના નાથ! જે તમારું સ્મરણ કરે તે તમારા જેવો કેમ ન બને?

"નવકારમંત્ર વિનાશ કીધો અન્ય મંત્રો જાણીને,
કુશાસ્ત્રના વાક્યો વડે હણી આગમોની વાણીને,
કુદેવની સંગત થકી કર્મો નકામા આચર્યા,
મતિભ્રમ થકી રત્નો ગુમાવી કાચ કટકા મેં ગ્રહ્યા."

ભગવાને કહ્યું છે પહેલાં સ્વદર્શનનો અભ્યાસ કર, પછી બીજાનો અભ્યાસ કરજે. તમે કુશાસ્ત્રને સાંભળીને સ્વદર્શન ભુલી જાઓ છો. રત્ન આપી દીધા અને કાચના કટકા ભેગા કર્યા છે. આગમવાણીને હણી નાખી છે. જૈનધર્મ પર યથાર્થ શ્રદ્ધા નથી, ને કુદેવનું સ્થાન હૃદયમાં સ્થાપિત કર્યું છે. કોઇ દેવ હાથમાં તલવાર રાખે છે. વિતરાગને તલવાર રાખવી પડતી નથી. કોઈ દેવના હાથમાં લોહી ટપકતું માથું હોય. અનેક હાથ હોય, અનેક હથિયાર હોય માણસની ખોપરીની માળા હોય આવાને તમે પગે લાગો છો! આ મહાકાળી છે એમ તમે બોલો છો તમે ક્યાં ઉભા છો? નોરતામાં સ્ત્રીનો વેશ પહેરીને પુરૂષો નાચે છે. તમે કોના ઉપાસક છો? જૈન ધર્મના! બીડીના ધુમાડા કાઢનારના પંડમાં દેવી આવે છે. અને કહે છે જા, બાપ, સારૂં થઈ જશે સારૂં થાય તો ઠીક છે, અરે જો સારૂં ન થાય તો કહે છે તમારા કર્મ તમને નડે છે. આ વાત તો અમે પહેલેથી જ કહીએ છીએ. તમારા કર્મ તમને નડે છે. આજે માણસમાં અશ્રદ્ધા ખૂબ જ વધી ગઈ છે. કર્મ હસી હસીને કરો છો, તે રોતાં-રોતાં પણ છૂટતાં નથી. ચીકણાં કર્મનાં બંધ વખતે જીવ ચેતતો નથી, અને કર્મ ઉદયમાન થાય છે ત્યારે દેવદેવીઓની માન્યતામાં પડી જાય છે. કોઇ દેવના બેય પડખે સ્ત્રી બેઠેલી હોય છે અને શંકરના ખોળામાં પાર્વતીજી બેઠેલાં હોય છે. આ દેવોમાં કામ-વિકાર દેખાય છે, જ્યાં નિર્વિકાર અવસ્થા નથી ત્યાં ધર્મ

કેવી રીતે હોઈ શકે ? કુદેવ, કુગુરૂ અને કુધર્મને માનવા એ મિથ્યાદષ્ટિ છે. મિથ્યાત્વનું મૂળ કાઢી નાખો. દેવદેવી કહે–અમને પાડો ચડાવજો, બોકડો ચડાવજો, તેમાં કેટલી હિંસા થાય છે ? સંતબાલે તથા ગાંધીજીએ હિંસા અટકાવવા માટે કલકત્તામાં કેટલું કર્યું, પણ મિથ્યામાન્યતા છોડી નહિ. માંદા પડે તો ભોગ આપવાની માનતા માને છે. 'લોટરી લાગી જાય તો એક પાડો ચડાવીશ' આવી માનતા માને છે. કોઈ દેવી સિંહ–વાઘનો ભોગ માંગે છે. પણ વાઘનો ભોગ કોણ દેવા જાય ? જે જાય એ પોતે જ ભોગ થઈ જાય છે. ભોગ દુર્બળનો માગે છે. પણ સબળનો માંગતા નથી. આવા દેવોની આશા રાખનારથી મુક્તિનાં સુખ ઘણા છેટા થઈ જાય છે. માનવ ભૌતિક સુખની આશાએ દેવ–દેવીઓની માન્યતા રાખે છે. લોભને થોભ નથી. આપણાં દેવ રાગ–દ્વેષ વિનાનાં છે. વિતરાગની પાસે ત્યાગનો ખજાનો છે. ત્યાગીઓની દુકાનમાં ત્યાગનો માલ ભર્યો છે. "ભાવ ધરીને જે ગુણ ગાય, તે જીવ તરીને મોક્ષે જાય". માંગલિકમાં આ જ કહીએ છીએ. મોક્ષમાર્ગની સાધના એ નાના છોકરાનાં ખેલ નથી. સાચા દિલથી જો એની આરાધના કરે તો કર્મના ભૂક્કા ઉડી જાય છે. નવકાર મંત્રના જાપ વિષે અનેક પુસ્તિકાઓ છપાય છે. તેમાં કોઈ વ્યક્તિની પૂજા નથી. અરિહંત એટલે ચાર ઘનઘાતી કર્મ ક્ષય કરનાર. વૈશ્ય હોય, ક્ષત્રિય હોય, શુદ્ર હોય, કે બ્રાહ્મણ હોય, પણ ચાર કર્મનો ક્ષય-કરેલ હોય તેને જ નમસ્કાર કરવામાં આવે છે. નમોસિદ્ધાણું–સિદ્ધ ભગવાનને નમસ્કાર, ભગવાન આઠ કર્મથી રહિત થઈ લોકાગ્રે બિરાજે છે. આપણે તેવા થવું છે, આપણું લક્ષ્યબિંદુ એ છે.

"કુંથુનાથ પ્રભુ મારે ઉપર આવવું છે, એરંડાના બીની માફક ઉપર આવવું છે;
મહાવીર કોલેજમાં ભણતર ભણવાનાં, સૂત્ર સિદ્ધાંતના ચણતર ચણવાના,
શુદ્ધાચારી નિર્વિકારી બની જાવું છે,અગ્નિના ધૂમાડાં માફક ઉપર આવવું છે...કુંથુનાથ.

સૂત્ર–સિદ્ધાંત ચારિત્રનું સારૂં ઘડતર કરે છે, માટી રહિત થતા તુંબડી પાણી ઉપર તરે. ધનુષ્યમાંથી બાણ છૂટી સીધું નિશાન પર વાગે છે. ધુમાડો અગ્નિમાંથી બહાર નીકળતાં ઊંચે જાય છે. તેમ નિર્લેપ માણસ ઊંચો જાય છે. મારૂં શાશ્વત ઘર સિદ્ધશિલા ઉપર મોક્ષમાં છે. આવા ઘરને બતાવનાર અંગુલી–નિર્દેશ કરનાર સદ્ગુરૂઓ છે. સાધુ-પુરુષો એક ગામથી બીજે ગામ વિહાર કરી ટાઢ, તડકો સહન કરીને ધર્મનો માર્ગ બતાવે છે. એ ઉપદેશની કોઇ ઉપેક્ષા કરે તો મનમાં લાવતા નથી, અને સમતામાં રહે છે. પ્રભુ મહાવીરની હાજરીમાં બધાએ તેઓનું અનુકરણ કર્યું નથી. તો હું કોણ ? મારી ફરજ વીતરાગની વાણી સંભળાવવી, એ જ છે, આમ સમજી મહાપુરૂષો ઉપદેશની ધારા વહેવડાવે છે. એકાદ વચન જો સદ્ગુરુનું દિલમાં બેસે તો ઉદ્ધાર થઈ જાય. તમે કેટલું સાંભળો છો ! આ છોડવા જેવું છે અને આ છોડવા જેવું નથી, પણ આચરણમાં મૂકો છો ? ભેંસ ખાઈને વાગોળે ત્યારે સ્વાદની ખબર પડે છે. એમ તમે પણ સાંભળીને

મનન કરો. જેમ જેમ મનન કરશો એમ એમ ઓર મજા આવશે. ભૌતિક પદાર્થોની આશાએ જીવો દેવને આરાધે છે. દેવની આરાધનામાં એકાગ્ર ચિત્ત ભાવ ભજવે છે. દેહની પણ સ્થિરતા જોઈએ. પુણ્યનો ઉદય હોય તો દેવતાઓ આવીને બધું કરી જાય છે. દ્વારિકા નગરીમાં તમામ રાચ-રચીલું દેવતાઓએ વસાવી દીધું. દેવ રચિત રળિયામણી દ્વારિકા નગરી હતી. તે નગરીના રાજા કોણ હતા તે અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન નં. ૭.

### અષાડ વદ ૮ ને ગુરૂવાર તા. ૧૫-૭-૭૧

નાથે સિદ્ધાંતથી સમજાવ્યા. સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ એનું નામ સિદ્ધાંત. અહીં વહ્નિ દશામાં નિષધકુમારનો અધિકાર ચાલે છે. દ્વારિકા નામની નગરી હતી. દ્વારિકા નગરીના રાજા કૃષ્ણ વાસુદેવ હતા. આ વસુંધરાના વિશાળપટ પર અનેક માનવીઓ જન્મે છે. કોઈ રાજા થઈને આવે છે, કોઇ ભિખારી થઈને આવે છે.

"આ દુનિયાની રંગભૂમિ પર, કોઈ બને મોર તો કોઇ બને ઢેલ,<br>
આવ્યા છે સૌએ કરવાને ખેલ.<br>
કોઈ થાય રાજા, કોઈ છે ભિખારી, કોઈ ખાય ખાજાં કોઇનું પેટ ખાલી,<br>
વિધિએ વ્હેંચ્યા છે વિધ-વિધ પાઠો, કોઈને મળે મહેલ તો કોઈને,<br>
મળે જેલ....આવ્યા છે....."

આ દુનિયા એક રંગભૂમિ છે. કોઈ શ્રીમંતને ત્યાં જન્મે છે, કોઇ ખાવાના સાંસા હોય એવા દરિદ્રીને ત્યાં જન્મે છે. કોઇને નિત નવલાં પકવાનો ખાવા મળે છે. તો કોઇને પેટનું કેમ પુરું કરવું એ પ્રશ્ન રોજ મુંઝવતો હોય છે. કર્મે બધાં પાઠ વહેંચી દીધા છે. જુદા-જુદા પાઠ ભજવવા માટે આપણે દુનિયાની ભૂમિપર આવ્યા છીએ. પાઠ ભજવી સૌને ચાલ્યા જવાનું છે. આપણે અહીં સ્થિર રહેવાનું નથી, પણ જવાનું છે. તમને કોઈ પૂછે કે તમે કયાંના રહેવાસી છો ? તો તમે કહો કે આ અમારૂં મૂળ ગામ છે. પણ જ્ઞાનીપુરૂષો કહે છે કે તું રહેવાસી નથી, પ્રવાસી છો. તારૂં શાશ્વત ઘર જુદું છે. તું સંયોગ સંબંધે અહીં આવ્યો છે. સંયોગ તેનો વિયોગ અવશ્ય છે. આ તો ભાડુતી મકાન છે. ભાડુતી મકાન હોય, બે-ચાર વરસ પછી ખાલી કરવાનું હોય તેને રંગ-રોગાન નહીં કરો, રીપેરીંગ નહીં કરો, કારણ કે ભાડુતી મકાન છે. શરીર પણ

ભાડુતી મકાન છે. શરીર કર્મનું ભાડે આપેલું મકાન છે. તારો તાદાત્મ્ય સંબંધ આત્મા સાથે છે કે કર્મ સાથે છે? जे आया से विन्नाया, जे विन्नाया से आया" । જે આત્મા છે એ જ્ઞાતા છે, જે જ્ઞાતા છે, તે આત્મા છે. તે જ્ઞાન તારી સાથે શાશ્વત ટકવાવાળું છે. માલ, મિલ્કત, લાડી, વાડી, ગાડી વિ. સંયોગિક સંબંધ છે અગ્નિની અંદર ઉષ્ણતા અને પાણીની અંદર શિતળતા છે. એ તાદાત્મ્ય સંબંધે રહેલા છે. તેને કદી જુદા પાડી શકાય નહિં. જુદા પાડો તો તે વસ્તુનું અસ્તિત્વ ટકે નહિ. તેમ જ્ઞાન અને આત્મા તાદાત્મ્ય સંબંધે સાથે રહેલાં છે. જીવ અંદરની વસ્તુ ખોળતો નથી પણ પૌદ્ગલિક વસ્તુ પ્રાપ્ત કરવામાં આકાશ–પાતાળ એક કરવા મથે છે. આખો દિવસ એના જ પ્રયત્ન. એને મેળવવા માટેની જ દોડધામ કરી રહ્યા છે. આખા દિવસમાં સાંસારિક પ્રવૃત્તિ કરતાં તમને ભગવાન કેટલીવાર યાદ આવે છે? મોક્ષને દિવસમાં કેટલી વાર યાદ કરો છો? સ્ત્રી જો માંદી હશે તો તમને કેટલી ફિકર હશે? કઈ દવા લાવું, કયા ડોક્ટર બોલાવું, કયો ઈલાજ કરું? અને તે કેવી રીતે સાજી થાય! આવા વિચાર આવે છે. જ્યારે, મોક્ષ માટે તમને કોઈ વિચાર આવે છે?

તમારે ત્યાં ભિક્ષુ આવે અને ભિક્ષા માંગે છે, કે "બા કોઈ બટકું રોટલો આપોને! તો તમે તેને વધ્યું ઘટયું પડેલું હશે તે આપશો, નહિં તો ચોખ્ખી ના પાડશો. એનો તિરસ્કાર કરશો. જ્યારે વેવાઇ રાતની ગાડીમાં આવી ચડયા હશે તો પણ રાત્રે ગરમાગરમ ભોજન બનાવી જમાડશો. શ્રાવકને રાત્રિ–ભોજન જમાય? "ન જમાય", છતાંય હોંશે હોંશે રાત્રિ–ભોજન કરાવશો, અને બહુમાન કરશો. તેમ અહીં પણ શું કરો છો? પૈસાને, ધન–માલ–મિલ્કતને વેવાઇ જેટલું માન આપો છો. આખો દિવસ તેની પાછળ ગુમાવો છો, અને ટાઇમનો ટુકડો વધે તો ધર્મ માટે રાખો છો અને ન વધે તો ધર્મ કાલે કરીશું, એમ કહી ઉપેક્ષા કરો છો. ધર્મને ભિખારી તુલ્ય માન્યો છે, અને પૈસાને વેવાઈનું સ્થાન માન્યું છે. આમાં મોક્ષ કેવી રીતે મળે? જેને મોક્ષ જોઈએ છે તેના હાડ–હાડની મિજ્જામાં ધર્મનો રંગ હોય. શ્વાસોશ્વાસમાં ભગવાન રમતો હોય.

"સમ્યગ્દ્રષ્ટિ જીવડો, કરે કુટુંબ પ્રતિપાળ,
અંતરથી ન્યારો રહે, જેમ ધાવ ખીલાવત બાળ."

જેમ ધાવ માતા બાળકનું લાલન–પાલન કરે, રક્ષણ કરે છે, સાર–સંભાળ લે છે, છતાં બાળક પોતાનું છે એમ માનતી નથી. તેમ સમ્યગ્દ્રષ્ટિ જીવ પણ કુટુંબનું ભરણ–પોષણ ફરજ સમજીને કરે પણ અંતરથી ન્યારો રહે. તેમાં ઓતપ્રોત ન બને. જો તારે મોક્ષ મેળવવો હશે તો સંસારની વળગણાથી દૂર રહેવું પડશે. તને સંસારના સંબંધો કેવા લાગે છે? બંધન–બંધનરૂપ લાગે તો તેનાથી મુક્ત થવા પ્રયત્ન કરો. આ બંધનો બેડી રૂપ છે, અને ઝકડી રાખનાર છે, આવી કોઈ દિવસ પ્રતીતિ થઈ છે?

"બંધન બંધન ઝંખે મારૂં મન પણ આતમ ઝંખે છૂટકારો,
મને દહેશત છે આ ઝઘડામાં, થઈ જાય પૂરો ના જન્મારો... બંધન.
મધુરાં, મીઠાં ને મનગમતાં, પણ બંધન અંતે બંધન છે,
લઈ જાય જનમનાં ચકરાવે, એવું દુઃખદાયી આલંબન છે,
હું લાખ મનાવું મનડાને પણ એક જ એનો ઉંહુંકારો....બંધન.

તમારા અંતરાત્મામાંથી છૂટવાનો અવાજ આવે છે? બંધનો તમને મીઠાં-મધુરાં લાગતા હશે, તો પણ તે ભવના ચક્કરમાં પાડનાર છે. પુત્ર-પરિવાર-શરીર આદિને આલંબન રૂપ માનતા હો પણ તે દુઃખરૂપ આલંબન છે. જૈન ધર્મ શરીરને ગૌણ ગણે છે અને આત્માને મુખ્ય ગણે છે તમે કોને મુખ્ય ગણો છો? આત્માને મુખ્ય ગણતા હો તો આત્મા માટે શું કરો છો? નાસ્તિક હોય એ આત્માને માનતો નથી, સ્વર્ગને માનતો નથી એમ ખુલ્લેખુલ્લું કહે છે. આસ્તિકો પોતાની જાતને આસ્તિક કહેવડાવતાં હોય, પણ ધર્મ સાથે-આત્મા સાથે એને કાંઇ લેવા દેવા ન હોય. ધન ખાતર ધર્મને વેચી દેતા હોય તો પ્રચ્છન્ન નાસ્તિક છે. જૈન ધર્મ આત્માવાદી છે. જો તમે જૈન ધર્મી હો તો આત્માને જુઓ. ભવથી મુક્તિ કેમ થાય એ વિચારો. આપણા અંતરના રંગ-મહેલની અંદર બે વ્યક્તિનું શાસન ચાલી રહ્યું છે. (૧) આત્મા, (૨) મન. આત્મા જેનું સર્જન કરે છે, તેનું વિસર્જન કરવા મન હંમેશા પ્રયત્નશીલ રહે છે. આત્મા અને મન બંને એક જ મહેલની અંદર પોતાના કુટુંબીજનો સાથે વસે છે. છતાં બંનેના પંથ ન્યારા છે. આત્માનો પંથ મુક્તિનો છે, મનનો પંથ બંધન છે. આત્માની સખી સુમતિ છે, મનની પ્રેયસી કુમતિ છે. મનની પત્ની કુમતિ વિલાસી તારપર વાસનાનું સંગીત છોડે છે. તેના મીઠાં-મધુરા સૂરો પણ આત્માનંદમાં અગન જલાવે છે. આત્મારામ કંટાળી જાય છે એટલે પોતાની પત્ની સુમતિને કહે છે કે તારૂં સુમધુર સંગીત મને સંભળાવ. સુમતિ નિજાનંદના તાર પર સંયમનું સંગીત છોડે છે. ત્યારે આત્મા સુમધુર સુરાવલીમાં સ્વર્ગીય આનંદ અનુભવે છે. ડોલવા લાગે છે. ગાનાર વ્યક્તિ બે છે. એકની અંદર ત્યાગ છે, વૈરાગ્યની ભાવના છે, છુટવાની તમન્ના છે. બીજાની અંદર વાસના છે, કામના છે, એને મોહનાં બંધન પ્યારાં લાગે છે. રંગ-રાગ, નાચ-ગાન, ખાન-પાનની અંદર અપૂર્વ આહ્લાદ અનુભવે છે. આત્માને થાય છે કે આ બંધનને છોડી દઉં. ઉપાધિ જોઈતી નથી. ઉપાધિ ટાળી સાચી સમાધિ સાધું. મન ના પાડે છે. બન્નેનું જોર-શોરથી યુદ્ધ થાય છે. આત્મા સંયમ, તપ, ત્યાગનાં સાધનો વડે લડે છે. ત્યારે મન બહિર્ભાવના શસ્ત્રો લઈ યુદ્ધ કરે છે. બંને લડે છે. જેનું બળ વધારે, જેની શક્તિ વધારે એનો વિજય નક્કી થાય છે. ભગવાન પણ ઉ. ૧ માં ફરમાવે છે કે-

"वरं मे अप्पा दंतो, संजमेण तवेण य,
माहं परेहि दम्मंतो, बंधणेहिं वहेहि य ॥ १६ ॥

સંયમ અને તપથી આત્માનું દમન કરવું એજ શ્રેષ્ઠ છે. વિષય અને વાસનાને દુર કરવા એજ સાચો માર્ગ છે. નહિં તો વધ ને બંધનથી દમાવું પડશે. સંયમ વડે ઇંદ્રિયોનું દમન કરવાનું છે. આત્માને શુંગળાવી મારનાર ઇંદ્રિય અને મનદ્વારા ઉભી કરેલી વાસના જ છે. કે જે દેહમંદિરમાં બિરાજમાન ચૈતન્ય સ્વરૂપ, આનંદઘન આત્માને ઓળખવા દેતી નથી. આત્માને ઓળખવો હોય તો જીવનને સુધારો. સદ્‌ગુણનો વિકાસ કરો. સદાચારને અપનાવો. સદાચારમાં જ સર્વની શોભા છે. સ્ત્રીઓની શોભા પણ શીલમાં જ છે, લજ્જામાં છે. જેના હ્રદયમાં શીલધર્મ લેપાયો હોય તેને ભય નથી. વનવગડામાં સતીસ્ત્રી ચાલી જતી હોય. ઘોર અટવી હોય. બિહામણું સ્થાન હોય, ત્યાં કોઇ વિષયી માનવ સામે આવી ચડે, અને કહે કે મારે તાબે થઇ જા. ખૂબ સતાવે. માર મારે છતાં સતી સ્ત્રી પોતાના શીલધર્મનું રક્ષણ કરે છે મૃત્યુને સ્વીકારે પણ પોતાનાં ધર્મને છોડે નહિ. બ્રહ્મચર્ય શરીરની સાચી શક્તિ છે. જીવનનું તેજ છે. આત્માનો પ્રકાશ છે. શરીરને સશક્ત રાખનાર જડીબુટ્ટી છે. સતીસ્ત્રી પોતાની દૃષ્ટિ કોઈ પર-પુરૂષ તરફ માંડે નહિં. આ જમાનામાં તો સ્ત્રીને પુરૂષ મિત્ર હોય છે. પછી ઉત્થાન કે પતન ? વિચારો તો ખરા ! તમારા સંતાનો ક્યાં જઈ રહ્યા છે ?

એક સુશીલા નામની બાઇ છે. જેનામાં માતા-પિતાએ બચપણથી શીલનાં સંસ્કાર રેડયા છે. કોઈ પુરૂષ સામે જોવું નહિ, અતિ પરિચય ન કરવો. વાર્તાલાપમાં ન ઉતરવું. પુરૂષો સ્ત્રીઓ સામે ટીકી-ટીકીને જુએ, અને સ્ત્રીઓ પુરૂષો સામે ટીકીટીકીને જુએ તેમાં વિકાર ઉત્પન્ન થાય છે.

"સ્ત્રીઓના અંગ પ્રત્યંગ, ચારૂ વેણુ નિરીક્ષણુ,
ન દેખે ચિંતવે સાધુ, કામ રાગ વિવર્ધક"

સ્ત્રીનાં અંગોપાંગનું નિરીક્ષણ કરવાથી કામ રાગ વધે છે. કોઈ સ્ત્રી શણગાર સજીને ચાલી જતી હોય તેની સામું એક વખત જોવાઈ જાય એ સ્વાભાવિક છે. પણ વારંવાર જોવાથી વિકાર ઉત્પન્ન થાય છે. જેમ સૂર્ય સામે નજર નાખવાથી દૃષ્ટિ તરત પાછી ફરે છે, એમ સ્ત્રી તરફ જોઇને નજરને પાછી ખેંચી લેવી જોઇએ. જેમ કાચબો પોતાના ચાર પગ અને માથું ઢાલની અંદર છુપાવી લે છે. પછી તેને ભય રહેતો નથી. તેમ ડાહ્યા પુરૂષો પાંચે ઇન્દ્રિય અને મનને કબજામાં રાખે છે. એમને છુટી મૂકતા નથી અજ્ઞાનીજીવો ઇન્દ્રિયનાં ગુલામ થઈ ગયા છે. તેથી ઇદ્રિયો જે જે હુકમો કરે એ પ્રમાણે નાચે છે. રૂપરંગ જોવાથી પણ ઇન્દ્રિયો સતેજ બને છે. ઉચ્ચ સંસ્કાર લઈ ને બાઈ શ્વસુરગૃહે આવે છે. સુશીલાનાં પતિદેવ ઉદયચંદ્ર છે, બંનેનું સુંદર જોડું છે. ઉદયચંદ્રને પુનમચંદ્ર નામનો મિત્ર છે. તે વારંવાર મિત્રને ત્યાં આવે જાય છે. ઘેર આવેલાનો આતિથ્ય સત્કાર કરવો જોઈએ એમ હિંદની એક-એક નારી માનતી હોય છે. પુનમચંદ્રને સુશીલા ચા-પાણી-નાસ્તો આપે છે. સુશીલા પુનમચંદ્ર આવે ત્યારે ઘરની પ્રવૃત્તિ કરે પણ નીચી નજરે કરે

છે. આંખથી આંખ પણ મિલાવતી નથી. રૂપ સાથે ગુણની સુગંધ છે. ઘણામાં રૂપ હોય તો ગુણ નથી હોતા. ઘણામાં ગુણ હોય તો રૂપ નથી હોતું. પુણ્યના ઉદયે સુશીલા રૂપ–વાન પણ છે અને ગુણવાન પણ છે. ગુલાબનાં ફુલમાં રૂપ અને સુગંધ બન્ને છે. આકડાના ફુલમાં રૂપ નથી અને સુગંધ પણ નથી. રાતરાણીનાં ફુલમાં રૂપ નથી પણ સુગંધ છે. કેસુડાના ફૂલમાં રૂપ છે પણ સુગંધ નથી. એવા ચાર જાતના ફૂલ હોય છે. એમ માનવી પણ ચાર જાતના છે. સુશીલામાં ગુલાબના પુષ્પની જેમ બન્ને છે. પુનમચંદ્રને તો સુશીલાને જોતાં જ વિષયરૂપી વિષ ચડે છે. વિષ તો એક જ ભવમાં મારે છે. પણ વિષયરૂપી વિષ અનંતા જન્મ–મરણ વધારે છે.

"એક વિષયને જીતતાં, જીત્યો સહુ સંસાર,
નૃપતિ જીતતાં જીતીયે, દળ, પૂર ને અધિકાર.
વિષય રૂપ અંકુરથી, ટળે જ્ઞાન ને ધ્યાન,
લેશ મદિરા પાનથી, છાકે જેમ અજ્ઞાન.

જેમ લડાઈની અંદર એક રાજા જીતાઈ જાય તો પછી તેનું લાવ–લશ્કર–અધિકાર બધું જીતાઈ જાય છે. તેમ એક વિષય જીતાય તો સઘળો સંસાર જીતાઈ જાય છે! વિષય રૂપી અંકુર જેના હૃદયમાં ઉગે છે, તેના જ્ઞાન–ધ્યાન ટળી જાય છે. મદિરાના પાનથી જેમ–તેમ બકવાટ કરે છે. તેનો વિવેકનો દિવડો ઓલવાઈ જાય છે. તે આગળ પાછળનું વિચારી શકતો નથી. તેમ વિષય પણ મદિરા તુલ્ય છે. વિષયરૂપી મદિરા પીનાર પણ વિવેક ભ્રષ્ટ થાય છે. પારકી બ્હેન–દિકરી પર ખરાબ દ્રષ્ટિ કરતાં અચકાતો નથી.

સુશીલાને જોતાં પુનમચંદને વિચાર આવે છે કે આવી સુંદર સ્ત્રી મારી થઈ જાય તો કેવો આનંદ આવે! સુશીલા વિચીક્ષણ છે, પુનમચંદની વિકારી દ્રષ્ટિને પારખી જાય છે, પણ બન્ને મિત્રો વચ્ચેની મિત્રતા તૂટે તે માટે કંઈ બોલી શકતી નથી. પુનમચંદ આવે જાય તો તેને બરાબર સાચવી લે છે. પુનમચંદને એમ થાય છે કે હું જાઉં ત્યારે સુશીલા મારૂં સન્માન કરે છે એટલે કે તે મને ચાહે છે, એમાં જોગાનુજોગ એક વખત એમ બને છે કે ઉદયચંદ્રને એક મહિના માટે બહારગામ જવાનું થાય છે. તે પોતાના મિત્ર પુનમચંદને કહે છે–મારે થોડા વખત માટે બહારગામ જવાનું છે. માટે તારી ભાભીની તું બરાબર ખબર રાખજે. જે ચીજ–વસ્તુ જોઈતી હોય તે લાવી આપજે. આ સાંભળી પુનમચંદે કહ્યું: તમે કોઈ જાતની ફિકર રાખશો નહિં. પુનમચંદને તો જોઈતું હતું. તે મળી ગયું. ઉદયચંદ બહારગામ જાય છે. અને પુનમચંદ દિવસમાં એક–બે વાર સુશીલાને મળવા માટે આવે છે. એક દિવસ તે સુશીલાને કહે છે–મારા ભાઇ બહારગામ ગયા છે તેથી તમને ગમતું નહીં હોય. હું પણ તે જ છું, તેના જેવો જ છું. તમે જરા પણ ઓછું લાવશો નહિં. તમારો દિવસ તો પસાર થઈ જતો હશે, પણ રાત્રિ

એકલાં-એકલાં લાંબી થઈ પડતી હશે, માટે આજે રાતના હું તમને કંપની આપવા આવીશ, તેથી તમને એકલવાયું નહીં લાગે. સુશીલા વિચાર કરે છે કે આની શાન ઠેકાણે લાવવી જ જોઇએ. નહીંતર અનર્થ કરી નાખશે. ભગવાને કહ્યું છે કે, શીલને સાચવવા કોઈ આપઘાત કરે, કોઈ ઝેર ખાઈને મરે, કોઈ દરિયામાં પડે, આમ કોઈપણ રીતે મરણ સ્વીકારે તો તે આપઘાત આપઘાત નથી. આજની નારી લાજ-મર્યાદા અને શરમ વગરની થઇ ગઈ છે. ફેશન પણ કેટલી વધી ગઈ છે. અંગ્રેજી પિકચર જોવા જાય છે. નગ્નતા જુએ છે. તે જોતાં આનંદ માણે છે પણ કર્મના ભારા બાંધે છે. જ્ઞાની પુરૂષો કહે છે આ બધો પરભાવ છે. જે કર્મ બાંધ્યા તેને આ ભવમાં કે અન્ય ભવમાં ભોગવવા પડશે. એનો છૂટકારો થાય તેમ નથી. પુનમચંદ કહે છે-રાતના આવું ને? ત્યારે સુશીલા હા પાડે છે. ભલે, રાતના આવજો. પુનમચંદ સ્નો, પાવડર લગાવીને, ઈસ્ત્રી-ટાઈટ વસ્ત્ર પરિધાન કરીને અત્તર-સેંટથી મઘમઘાયમાન બનીને રાતની મોજ માણવા જાય છે. મોજ માણવા કે નરકમાં પડવા જાય છે. ઇન્દ્રિયો નચાવે એમ જ નાચે છે. સારાસારનો વિવેક ખોઇ બેઠો છે. શીલ એ મૂડી છે. શીલ એ રત્ન છે. જેનામાં શીલ રત્ન છે, એ બધાથી ઊંચો રહે છે. એને ગમે તેવા નિમિત્તો મળે તોપણ તેમાં લેપાતો નથી. કાદવ અને પાણીમાં રહેવા છતાં કમળ લેપાતું નથી તેમ શીલવાન વ્યક્તિ વિષય ભોગમાં લેપાતી નથી.

પુનમચંદને એમ થાય છે કે મારી સામે સુશીલા સારો વર્તાવ કરે છે, તેણી મને ચાહે છે. આજ હું સ્વર્ગીય સુખ ભોગવીશ. એમ વિચારતો આંગણમાં પગ મૂકે છે. ત્યાં જ કાદવ, કીચડ અને ડામરથી પગ ખરડાય છે. છતાંય ચાલ્યો જાય છે. આગળ જતાં રેશમી સાડીઓ, બનારસી શેલાઓ પાથરેલાં છે. તેમાં કાદવ ખરડાયેલાં પગ કેમ મૂકાય? એટલે તરત બૂમ પાડે છે. આ બધું ઉપાડી લ્યો તો હું આવી શકું. સુશીલા કહે છે તમે તમારે ચાલ્યા આવો ને? પુનમ કહે છે-મારા પગ તો જુઓ. હું આવીશ તો બધી સાડીઓ બગડી જશે. સુશીલા કહે છે-સાડીઓ તો ધોવાથી પણ સ્વચ્છ બની જશે પણ તમે મારૂં તથા તમારૂં જીવન બગાડવા બેઠાં છો એનું કાંઇ થતું નથી તો સાડીની શી ચિંતા! સુશીલા તેને શીલ અને વાસનાનું સુંદર સ્વરૂપ બતાવે છે. શીલ જીવન છે. વાસના મૃત્યુ છે. શીલ અમૃત છે. વાસના વિષ છે. શીલમાં શાંતિ અને સુખનો દરિયો છલકાય છે. વાસનામાં દુઃખનો દરિયો છે. શીલ જ્યોતિ છે. વાસના અંધારૂં છે. શીલ જ્ઞાન-વિજ્ઞાન છે. વાસના ભ્રાંતિ-અજ્ઞાન છે. શીલમાં અપૂર્વ શક્તિ અને બળ છે. માટે વાસના પર કાબૂ મેળવો. નહિ તો વાસનાના દાસ જ નહિં, પણ દાસના દાસ બનશો. પુનમચંદની આંખ ઉઘડી જાય છે. અરે! મેં મિત્રદ્રોહ કર્યો. તું મારી બહેન છે, માતા છે. તેં મને દિવ્યદ્રષ્ટિ આપી. સુશીલા બધું ઉઠાવી લે છે. પુનમચંદ દોડીને પગમાં પડી જાય છે. હૃદયમાં પશ્ચાતાપનો પાવક પ્રગટે છે. ચોધાર આંસુએ રડી પડે છે. સુશીલા તેને પ્રેમથી સમજાવે છે.

"હા પસ્તાવો વિપુલ ઝરણું, સ્વર્ગથી ઊતર્યું છે,
પાપી તેમાં ડૂબકી દઈને, પુણ્યશાળી બને છે."

જ્ઞાનીઓ કહે છે જે પશ્ચાતાપનાં વિપુલ પવિત્ર ઝરણામાં સ્નાન કરે છે તે પાપી પણ પુણ્યશાળી બની જાય છે. જેનો વર્તમાન સુધર્યો, એનું બધું સુધર્યું. પછી તે સુશીલાના પગમાં પડી ક્ષમા માગે છે. પુનમચંદ સુશીલા પાસે ક્ષમા-યાચના કરી દૂર દૂર ચાલ્યો જાય છે. ઉદયચંદ આવી તેની ખૂબ તપાસ કરે છે પણ તેનો પત્તો લાગતો નથી.

તમારા જીવન white છે કે black તે વખત આવે ત્યારે ખબર પડે. આ સુંદર મજાની જીંદગી મળી છે. તો કર્મની સાથે જંગ ખેલી લ્યો.

નારીની શોભા શીલમાં છે. સદાચારમાં છે. તમારા આચાર-વિચાર સુધારો. બ્રહ્મચર્યની સાધના એ જીવનની કળા છે. કળા વસ્તુને સુંદર બનાવે છે, તેના સૌંદર્યમાં વૃદ્ધિ કરે છે. આચાર પણ એ જ કામ કરે છે. તે જીવનને સુંદર, સુંદરતર, સુંદરતમ બનાવે છે. આવા ઉત્તમ આચાર અને વિચારથી જીવન ઘડાશે તો આત્માનું કલ્યાણ થશે.

---

## વ્યાખ્યાન......નં. ૮

### અષાડ વદ ૯ ને શુક્રવાર તા. ૧૬-૭-૭૧

સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ હોય તેનું નામ સિદ્ધાંત. બારમા ઉપાંગ વિશે ભગવાન મહાવીર સ્વામી સમજાવે છે.

રૈવન્તગિરી નામનો પર્વત હતો. તે એટલો ઊંચો હતો કે જાણે વાદળ સાથે વાતો ન કરતો હોય! ખૂબજ રમણિય હતો. અનેક ઝાડપાન, ફળફૂલ ઘટાઓથી શોભતો હતો. આ બધી નગરીની શોભા છે. ઝાડપાન હોય, દવાખાના હોય, બાગ-બગીચા હોય એ બધાં નગરના રમણિય સ્થાનો છે. રસ્તા, મકાનો એકસરખા હોય તો નગરીનો દેખાવ ભવ્ય લાગે છે. દ્વારિકા નગરી મનહરણીય હતી.

નગરી સોહંતી જલવૃક્ષમૂલા, રાજા સોહંતા ચતુરંગી સેના,
નારી સોહંતી સુશીલવંતી, સાધુ સોહંતા નિર્વધવાણી"

નગરી જળાશય, વાવ, કૂવા, બાગ-બગીચા, વાડી, વનરાજી, જાતજાતનાં વૃક્ષો વગેરેથી

શોભે છે. અશ્વસેના, ગજસેના, રથસેના અને પાયદળસેનાથી રાજા શોભે છે. સ્રીની શોભા શીલમાં છે. સાધુની શોભા નિર્વદ્ય વાણીમાં છે. નિર્વદ્ય એટલે પાપ રહિત. સાધુની વાણી કર્કશ ન હોય. કોઇ પણ જીવની હિંસા થાય એવી ન હોય, કોઇ જીવને પીડા થાય એવી ન હોય, નિશ્ચયકારક ભાષા ન હોય, માર્મિક પણ ન હોય.

"मुसं परिहरे भिक्खु, न य ओहारिणिं वए,
भापा–दोसं परिहरे, मायं च वज्जए सया ॥" ઉ. અ.૧–૨૪

કર્મની ભેખડો તોડનારને 'ભિખ્ખુ' કહેવાય છે. કર્મના ગંજે–ગંજ આત્મા ઉપર લાગેલા છે, એને તોડે તે ભિખ્ખુ. જીવ જાય તો કુરબાન કરી નાખે પણ જુઠું બોલે નહિ. જુઠુ બોલવું તે મરવા બરાબર છે. ભાષા બોલવામાં કાબુ રાખવો જોઇએ. ભાષા બોલતાં સહેજ પણ દોષ લાગી જાયતો તેવી ભાષાને પણ વર્જી દે છે. અને સદા માયાથી પણ દૂર રહે છે.

એક જંગલની અંદર મુનિ ભગવંત ઊભા છે. પાછળથી શિકારી આવે છે. અને પૂછે છે. "હરણનું ટોળું તમે અહીંથી જતાં જોયું"? બે રસ્તામાં કયા રસ્તે ગયું તે મને બતાવો. પણ મુનિ ભગવંત બોલતાં નથી. જો સાચેસાચું બોલે તો હિંસાનું પાપ લાગે. જો જુઠું બોલે તો અસત્યનું પાપ લાગે છે. એવા સમયે મુનિ ભગવંતો મૌન ધારણ કરે છે, નહિં બોલવાથી મરણાંત કષ્ટ પણ આવે તો તે સમભાવે સહન કરે. પ્રાણ જાય પણ હિંસાકારી ભાષા બોલે નહિ. ઉપાશ્રય બનાવો, રસોડા ખોલો, આવી વાતો સાધુથી બોલાય નહિં. હિંસા કરનારને અનુમોદન પણ ન આપે. જ્ઞાનીપુરૂષો કહે છે, હિંસાની વાતો તારાથી થાય નહિં.

એક મુનિવર ગોચરીએ નીકળ્યા છે. માસખમણનું પારણું છે. જે રાજગૃહીની રાજકન્યાને પરણનાર મેતાર્યમુનિ છે. મહીના મહીનાના ચોવિહારા ઉપવાસ કરે છે અને પારણે પોતાના જ હાથે વહોરવા જાય છે. મુનિ શ્રમજીવી હોય છે મુનિને કોઈ ટિફીન લાવીને આપે તો કલ્પે નહિ, વેચાતું લાવીને આપે તો કલ્પે નહિં. મુનિ ભગવંત ફરતા ફરતા ઉચ્ચ, નીચ અને મધ્યમ કુળની અંદર વહોરવા જાય છે. એક ઘરમાં પ્રવેશ કરે છે. સોનીનું ઘર છે. સોની જવલા ઘડી રહ્યો છે. ને તેનું ધ્યાન મુનિ–ભગવંત પર પડે છે. તરત ઊભો થઈ જાય છે.

"જવલા ઘડવા પડતાં મૂકયા વંદ્યાં મુનિના પાય,
ભિક્ષા દેવા મુનિરાજને સોની ગયો ઘરમાંય"

પધારો મહારાજ! સોની કહે. આજે મારે આંગણે કલ્પવૃક્ષ ઉગ્યો, મોતીડે મેહ વરસ્યા. તમે મારૂં આંગણું પાવન કર્યું. સાધુ નિર્દોષ વસ્તુ વહોરે છે. સાધુ માટે બનાવે

તે વસ્તુ ન હો. સચેતનાં સંઘટા વાળું પણ મુનિને ખપતું નથી. જવલા ઘડવાનું કાર્ય ત્યાં જ પડતું મૂકીને મુનિને વહોરાવવા માટે અંદર ગયો. જ્યાં અંદર જાય છે ત્યાં પાછળથી પંખી સાચા જવ માની ચણી જાય છે. મુનિ ભગવંતને ખૂબ જ ભાવથી વહોરાવે છે અને ઓડે સુધી મૂકવા જાય છે. મુનિને મુકી આવીને સોની ઘડવા બેસે છે. જુએ છે તો જવ દેખાયા નહિં. તેથી એને લાગ્યું કે આ કામ સાધુનું જ છે.

"સોનીને શંકા ગઇ સાધુનાં એ કામ,
દોટ મૂકીને સત્વરે, બોલાવ્યો તત્કાળ."

સોનીને એમ થાય છે કે આ સાધુ નહિ પણ ઠગ જ હોવો જોઈએ. મારા જવલા એજ લઇ ગયો હોવો જોઈએ. સોનું દેખીને મુનિવર પણ ચળે. સોની એકદમ દોટ મૂકીને મહારાજને કહે છે, જલ્દી પાછા વળો. મુનિવર પાછા પધારે છે. પાત્રી તથા કપડાંની જડતી લીધી. મોઢું ખોલાવ્યું, કદાચ મોઢામાં સંતાડયા હોય પણ ન મલ્યા એટલે કહે છે કે બોલ, મારા જવલા કયાં છે? જલ્દી બતાવ, નહીં તો તારી બરાબર ખબર લઇ લઇશ. એમ સોની ધમકી આપે છે.

"મેતારજ સમજી ગયા ને પંખીડાની આવી દયા,
પંખીડાનું નામ લઈશ તો મરી જાશે બિચારૂં,
એના કરતાં બહેતર છે કે શરીર સળગે મારૂં,"

મેતારજ સમજી ગયા કે જવલા ચણી જનાર પક્ષી છે. પક્ષીનું નામ લેવું તેના કરતાં મારા જીવનનો ભોગ આપવો એજ શ્રેષ્ઠ છે. કેવા જીવદયાના હિમાયતી! પક્ષીનાં જીવનને બચાવવા ખાતર પ્રાણની આહુતિ આપવા તૈયાર થાય છે. સોની મુનિને ખૂબ માર મારે છે. ચોર કદી માને નહી એમ કહીને ઢંઢોળે છે. મુનિભગવંત વિચારે છે. મૌન રહેવું એ જ મારા માટે શ્રેયસ્કર છે. તેથી સોનીના મારના પ્રહાર સહે છે, પણ બોલતા નથી. સોની ખૂબ જ ક્રોધાયમાન છે.

"બળબળતાં બપોરે સોની વાધર શીષ વીંટાળે,
મુનિના મસ્તકમાંથી જાણે વીજ કડાકા બોલે.
ફટ ફટ ફૂટે હાડકાં ને ત્રડ ત્રડ તૂટે ચામ,
સોનીડે સંતાપીયા પણ મુનિ રહયા મનઠામ."

મૌનને સાધે તે મુનિ. પ્રાણને ભોગે પણ ચારિત્ર્ય ન જવા દે. સોની વાધર લઇને માથે વીંટાળીને ચૈત્ર વૈશાખનો-ગ્રીષ્મ ઋતુનો તડકો, જાણે આગનો ભડકો. સમય પણ મધ્યાન્હનો છે, સૂર્ય તપી રહ્યો છે. એના અસહ્ય તાપમાં મુનિભગવંતને ઊભા રાખ્યા. "હવે આનો કરૂણ અંજામ તું જોઈ લે." એમ સોની બબડે છે. ચામડાની વાધર તડકાના

તપથી સંકોચાય છે ને શરીરની ચામડી તણાય છે. મહીના મહીનાના ઉપવાસ છે. શરીર તો હાડપિંજર જેવું થઈ ગયું છે. મસ્તકે તો જાણે વીજળી કડાકો કરે છે. હાડકા ફટ ફટ ફૂટે છે. તડતડ ચામડી તૂટે છે, છતાં સાધુને જરા પણ ક્રોધ ન આવ્યો. સોનીનો જરા પણ દોષ ન જોતાં વિચારે છે કે મારા પોતાનાં જ કર્મ ઉદયમાન થયા છે એમાં સોનીનો શો દોષ? જેમ કોઈને હડકાયું કુતરૂં કરડયું હોય તો તરત જ હડકવા લાગતો નથી. પણ કરડયા પછી અમુક ટાઈમે હડકવા ઉપડે છે. તેમ જે કર્મ બંધાય છે તે કર્મ તરત ઉદયમાં આવતું નથી. તેની પણ મુદત પડે છે. અબાધાકાળ એટલે બંધ અને ઉદય વચ્ચેનો કાળ. જ્યાં સુધી મુદત ન પડી હોય ત્યાં સુધી સજા થવાની નથી. કર્મ ચેલેન્જ ફેંકીને કહે છે કે કર્મબંધ અને ઉદયના વચલા ગાળામાં તું સ્વતંત્ર છે. તે વખતે તું સંયમ અને તપથી કર્મને ઉડાવવા ધારે તો ઉડાડી શકે છે.

"બંધ સમયે જીવ ચેતીયે રે, ઉદયે શો સંતાપ....સલુણા."

કર્મ બાંધતી વખતે સાવચેતી રાખવાની જરૂર છે. અને જે બંધાયાં છે તેને ઉદયમાન થયાં પહેલાં પુરૂષાર્થથી ઉડાડી દેવાની જરૂર છે, પણ ઉદયમાં આવ્યા પછી રાડો પાડશો કે અરેરે, હવે તો આ દુઃખો ખમાતાં નથી. હે ભગવાન! દોરી ખેંચી લે તો સારૂં, હવે આનાથી છૂટું. એમ હાયવોય કરવાથી કર્મ છૂટી નહીં જાય. કોઈ માણસ પીડાતો હોય અને પછી મરી જાય તો તે પીડાથી અત્યારે દેહ છૂટયો. પણ કર્મ તો આત્મા સાથે જ ગયા છે. તે કર્મોને અન્ય ગતિમાં ભોગવવા પડે છે. તપશ્ચર્યા કરવાથી કર્મની નિર્જરા થાય છે. કોઈ માણસને ક્ષયનું દર્દ થયું. તેને ઉપરથી મલમ ચોપડ્યા કરે પણ જે જોઈએ તે દવા ન કરે તો ક્ષય મટતો નથી. ઉપવાસ કર્યા, માળા ફેરવી, પણ અંદરના કષાય ન ટળ્યા તો શા કામનું? બહારની ક્રિયાઓ અભ્યંતરમાં જવા માટે છે. ઉપવાસ કર્યા અને પારણું ન સચવાયું તો અંદરથી ધમધમાટી થાય છે. આવી વ્યક્તિ શું ધર્મ પામી છે? 'પારણાની હજુ તૈયારી કરી નથી? કયારે હું પારણું કરીશ?' એમ જોરજોરથી બોલે છે. કજીયા કરે, બોલાચાલી કરે, અપાસરામાંથી છૂટયા પછી કહે કે આવી જા, તારા બાપનો અપાસરો છે? આ કષાયના રમખાણ છે ત્યાં સુધી મોક્ષ મળવાનો નથી.

"કષાયની ઉપશાંતતા માત્ર મોક્ષ અભિલાષ,
ભવે ખેદ પ્રાણી દયા, એ કહીએ જિજ્ઞાસ,
તે જિજ્ઞાસુ જીવને થાયે સદ્દગુરૂ બોધ,
તો પામે સમકિત ને વર્તે અંતર શોધ."

કષાયની ઉપશાંતતા એટલે કષાય શમી જવો જોઇએ. જેનાથી સંસારનો લાભ -

થાય, જન્મમરણ વધે એનું નામ કષાય છે. આવા કષાય જીવે કયા કયા ભવમાં નથી કર્યા ? એક શેરીનો કૂતરો બીજી શેરીમાં આવે તો તે બીજા કૂતરાને લોહીલુહાણ કરીને ભગાડે, પાડે, પાડા અને ભેંશે ભેંશું શીંગડે શીંગડે બાઝે અને બારે યુદ્ધ કરે. આ કષાય નથી દેખાતો ? આવી યોનીમાં પણ કષાય દેખાય છે. માણસમાં પણ જો પોતાનું ધાર્યું ન થાય તો આંખ ફરી જાય છે અને ન બોલવાનું પણ બોલે છે.

કષાય કરવા જેવો છે ? ના; છતાં ફૂંફાડો ન બતાવું તો બધા મારા માથે ચડી જાય છે, જ્યારે છોકરાને માવતર ખૂબ મારે છે. નિર્દય રીતે મારે છે. ત્યારે બાળક નિંભર બની જાય છે. કંઈ ઢોળી, ફોડી નાખે તો શું મારવાના હોય! મોટાના હાથે કદિ તુટતું ફૂટતું નહિ હોય ? જરા વિચારો.

> "ક્રોધ પ્રત્યે તો વર્તે ક્રોધ સ્વભાવતા,
> માન પ્રત્યે તો દીનપણાનું માન જો,
> માયા પ્રત્યે માયા સાક્ષી ભાવની,
> લોભ પ્રત્યે તો વર્તે લોભ સમાન જો,
> અપૂર્વ અવસર એવો ક્યારે આવશે"

જ્યારે ક્રોધ આવે છે ત્યારે સમજી જવું કે મારો ક્રોધ જેટલું મારૂં ખરાબ કરે કરે છે એવું બીજા કોઈ ખરાબ કરી શકતું નથી. ક્રોધથી બચવા સમભાવને કેળવવો જોઈએ. માનના પર્વત પર આરૂઢ થયેલો ભાન ભૂલે છે. પગ લપસે છે ને નીચે ઊંડી દુર્ગતિરૂપી ખાઈમાં પડે છે માટે માન પ્રત્યે દીનપણાને ધારણ કરો. માયા નાગણની જેમ ક્યારે વીંટળાઈ ડંખશે તે ખ્યાલ નથી માટે માયા પ્રત્યે સાક્ષી ભાવ કેળવો, લોભની ખાઈ એવી ઊંડી છે કે ગમે તેટલું નાખવા છતાં ભરાતી નથી માટે લોભને છોડી સંતોષને ધારણ કરવો જોઈએ.

મુનિને કષાયનું નિમિત્ત મળ્યું છે. જીવનમરણનો સંગ્રામ ચાલે છે. વાધરથી માથાની ખોપરી તૂટે છે. શું જીવ નીકળવો સહેલો છે ? લાખો કરોડો સોનામહોરો મૂકીને જે નીકળી ગયા છે એ આવા જવલાની ઈચ્છા રાખે ? મુનિ માથે ખોટું આળ આવ્યું, છતાં તેઓ આત્મસાધના ચૂકયા નહીં. કોઈનો આશ્રય માગ્યો નહીં. "મેં લીધા નથી અને મારી પાસે નથી." એવો બચાવ પણ કર્યો નહીં. એમણે તો કર્મ સામે યુદ્ધ માંડયું છે.

> "તોયે આ મોટા મુનિ મન ના આણે રોષ,
> આતમ નિંદે આપણો સોનીનો શ્યો દોષ!
> સમભાવે સંકટ સહી સત્વર કેવળી થાય,
> વધતી ચાલી વેદના મુનિવર મોક્ષે જાય."

અનંત અતુલ વેદનામાં મુનિવરે સમભાવમાં સ્થિર રહીને કર્મ ખપાવ્યા. બહારથી દેહ છૂટયો. અભ્યંતરથી કાર્મણ શરીર (કર્મ) છુટી ગયું ને મોક્ષ સીધાવ્યા.

આપણામાં વીર્ય કેટલું કમ છે? જે માણસમાં તાકાત નથી, શક્તિ નથી, એ વાત-વાતમાં ખીજાય છે. ઘણા દિવસ સુધી મંદવાડ ખાઈને માણસ ચીંગો થઈ જાય છે, પછી તેને બોલાવાતો નથી. તેમ તપશ્ચર્યાનું અજીર્ણ થઈ જાય, તેને ક્રોધ થઈ જાય. કાંઈ કામ હોય તો એના ઘરનાં કહે કે અત્યારે એને અઠમ છે. માટે બોલાવશો નહીં

પચાસ મણ રૂની ગાંસડી હોય, એમાં અગ્નિનો એક તણખો પડે તો શું થાય? બળીને ભસ્મ થઈ જાય, તેમ ક્રોધ રૂપી તણખો પડતાં તપરૂપી રૂ બળીને ખાખ થઈ જાય. પહેલી વાત એ છે કે સહનશીલતા આવવી જોઈએ. ગમે તેટલું કોઇ ખરાબ બોલે કે બે કડવા શબ્દો કહી જાય તો પણ પોતાનો ઉદય એ જાતનો જ છે. એમાં નિમિત્તનો શો દોષ? એમ સમજીને સમભાવ રાખતા શીખવું.

એક શેઠના ઘરની અંદર સોનામહોરના ઢગલા પડયા છે. રાત્રે એક માણસ આવ્યો. બારી ખોલીને ઘરમાં પ્રવેશ કર્યો. શેઠ જાગી ગયા અને શું કરે છે, સોના મહોર સામે એણે ન જોયું. અને બહાર ધૂળ તથા ઢેફા પડયાં છે, એને લઇને જાય છે. શેઠ રાજી થાય છે કે અરે! જે કામ મારે પૈસા દઈને કરાવવું પડત એ મફતમાં થઈ ગયું. તેમ તમારી નિંદા કરનાર તથા અવગુણ ગાનાર તમારા કચરા સાફ કરે છે. તો એના પર ગુસ્સે શામાટે થવું? એ મારૂં વાંકુ બોલે છે તો હું એનો બદલો બરાબર લઈશ, આવી ભાવના ન રાખવી જોઇએ.

તને કોઈપણ હણવા આવે તો તું તેની ઉપર ક્રોધ ન કર. કોઈ મારે કુટે પણ એની ઉપર ક્રોધ કરવો તે તારો સ્વભાવ નથી. ભગવાન કહે છે કે જેના હૈયામાં આ વાત બેઠી છે કે મારે કાંઈ કરવું છે, મારે આત્માનો ઉદ્ધાર કરવો છે, તેણે આવો સમતા ભાવ કેળવવો જોઈએ.

સમભાવથી મેતારજ મુનિની જેમ આત્માનું કલ્યાણ થાશે.

"ત્યાંતો આવી એક નારી. ફેંકી એણે કાષ્ઠની ભારી,
ધબકારે પેલું પંખી ચમકયું સત્વર જવલા દીધા કાઢી.
વિષ્ટામાં જવલા જોઈને સોની ભુલ્યો ભાન,
નાહક મેં માર્યા મુનિવરને આખર આવ્યું ભાન."

એક વૃક્ષપર પેલું પક્ષી બેઠેલું છે. ત્યાં લાકડાના ભારાવાળીએ ભારો ફેંકયો, તેના ધબકારે પેલું ક્રૌંચ પક્ષી ચમકયું, ચમકતાની સાથે જ તે ચરકી ગયું, તેની ચરકમાં જવલા

નીકળી પડયા. સોનીની દૃષ્ટિ પડતાં હૈયામાં ધડક થઈ કે હાય! હાય! મેં પાપીએ મુનિને મારી નાંખ્યા! હવે પશ્ચાતાપનો પાવક અગ્નિ હૈયામાં પ્રજળ્યો. તે બોલ્યો–હે પ્રભુ! મને માફ કરો.

"પશ્ચાતાપે રડતો સોની આંસુડે ચોધાર,
માફ કરો મને માફ કરો એમ બોલે વારંવાર"

પાપના પ્રાયશ્ચિતમાં સોની દીક્ષા લઈને ચાલી નીકળ્યો. કહેવાનો સાર એ છે કે મુનિઓ પ્રાણ જાય પણ હિંસાદિ કોઈપણ પાપ કરે નહિ, કરાવે નહિ અને અનુમોદન પણ કરે નહિ. આવા નિર્વંધ વ્યાપારથી સાધુઓ જીવન જીવે છે. હજુ પણ શું આવશે તે અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં. ૯

### અષાડ વદ ૧૦ ને શનિવાર તા. ૧૭–૭–૭૧

નાથે સિદ્ધાંત દ્વારા તત્વ સમજાવ્યાં છે. અહીં બારમું ઉપાંગ વન્હિ દશા ચાલે છે. દ્વારિકા નગરીની ઈશાન દિશામાં રેવન્તગીરી નામનો પર્વત હતો. ત્યાં બુલબુલ, કોયલ, મેના, પોપટ, મોર, કોયલ વિગેરે વિવિધ જાતના પક્ષીઓ કલરવ કરી રહ્યા હતાં. આ પર્વત દેખાવે ખૂબ સરસ હતો. આવો રેવન્તગીરી પર્વત એ ગામની શોભા હતી પર્વતોની હારમાળા દેખાતી હોય એ નગરી સુંદર લાગે છે. રેવન્તગીરી પર્વત ઉપર અનેક સાધુઓએ સંથારા કર્યા હતા. માણસોની અવરજવર ન હોય તેથી ત્યાં શાંતિ મળતી હતી. આવા સ્થાનમાં ચિત્તની પ્રસન્નતા રહે છે. જડ વસ્તુનું વાતાવરણ પણ કેવું અદ્ભુત છે!

વાસુદેવ જ્યારે ગર્ભમાં હતાં ત્યારે દેવકીજીને સાત સ્વપ્નો આવેલાં. સ્વપ્ના કુલ ૭૨ છે. તેમાં ૩૦ શુભ સ્વપ્ના અને ૪૨ અશુભ સ્વપ્ના છે. ચક્રવર્તી તથા તીર્થંકરની માતાને ૧૪ સ્વપ્ના આવે છે. સાત સ્વપ્ન વાસુદેવની માતાને આવે છે ચાર સ્વપ્ન બળદેવની માતાને આવે છે. અને એક સ્વપ્ન મંડળીક રાજાની માતાને આવે છે સ્વપ્નને ધારણ કરનાર દેવકીદેવી રૂપરૂપના અંબાર જેવા હતાં દેવકી પોતાનું મુખદર્શન કરવા અરીસાને બદલે તલવાર માગે છે. દાસી તલવાર આપે છે તેમાં પોતાનું પ્રતિબિંબ જોઈ ખુશ થાય છે. આ, ગર્ભમાં રહેલ બાળકની શુરવીરતાનું સૂચન કરે છે માતાને ત્રીજે માસે દોહદ ઉત્પન્ન થાય છે. કોઈ સારો જીવ આવીને ઉત્પન્ન થયો હોય તો

માતાને પ્રતિક્રમણ, સામાયિક વગેરે ધર્મની ક્રિયા કરવાના ભાવ થાય. જે માતાને ભુતડો, ડુંગળી, લસણ કે ધૂળ વિ. ખાવાના ભાવ થાય તેવો જીવ કોઈ હલકી કોટીમાંથી આવ્યો હોય છે. ગર્ભવતી સ્ત્રીના દોહદ ઉપરથી ખ્યાલ આવી જાય છે કે ગર્ભસ્થ બાળક કેવો હશે ? કંસની માતાને પતિના કાળજાનું માંસ ખાવાનો દોહદ ઉત્પન્ન થાય છે. કંસનો જન્મ થાય છે ત્યારે કાંસાની પેટીમાં બંધ કરીને નદીમાં વહેતો મુકે છે. કાંસાની પેટીમાંથી આવેલો એટલે તેનું નામ કંસ રાખ્યું. તે કંસ મોટો થયો ત્યારે પિતાને જેલમાં પૂરી ૫૦૦ ફટકા લગાવતો. જ્યારે કોણિકનો જીવ ચેલણાદેવીના ગર્ભમાં આવે છે ત્યારે ચેલણા માતાને રાજા શ્રેણીકનું માંસ ખાવાનો દોહદ જાગે છે. ગર્ભમાં જ કેવો વેરભાવ ? પછી અભયકુમાર દોહદ પૂરો કરાવે છે. અને જન્મ થાય છે. ચેલણા કહે છે.– આ પુત્ર મારે ન જોઈએ. કારણ કે નક્કી એના પિતાનું વેર લેશે. દાસી દ્વારા તેને ઉકરડે નખાવી દીએ છે. શ્રેણીક રાજાને આ ખબર પડી અને બાળકને બચાવી લીધો. એની આંગળી કુકડે કરડેલી હોવાથી પાકી જાય છે અને પરૂ થાય છે. એટલે ચીસાચીસ નાંખે છે. રાજા આંગળીને મોઢામાં લઈ પરૂ ચુસી નાખે છે. એમ કોણિક મોટો થાય છે. કોણિક પૂર્વભવમાં તાપસ હતો. માસખમણને પારણે માસખમણ કરતો હતો. રાજા એને આમંત્રણ આપે છે "આપ મારે ત્યાં પધારો." જયારે તપનો ટાઈમ પૂરો થયો ત્યારે રાજા રાજકારભારમાં ભૂલી ગયા. તાપસ પાછો ફર્યો ને રાજાને યાદ આવ્યું. પાછળ જાય છે ને કહે છે, પધારો પારણું કરવા." તો તાપસ કહે છે, બીજું માસખમણ શરૂ થયું. રાજા કહે છે મારી ભુલ થઈ ગઈ. હવે બીજી વાર આવી ભુલ નહીં થાય. મારે ત્યાં જરૂર પધારશો. બીજું માસખમણ પૂરું થાય છે ત્યારે યુદ્ધની વાતમાં રાજા ભુલી જાય છે. રાજા તેડવા આવશે એમ માનીને રાહ જુએ છે પણ રાજા ભુલી જાય છે. ત્રીજું માસખમણ શરૂ કરે છે. તપશ્ચર્યા સારી છે પંણ ક્રોધ ભૂરો છે. "આ રાજા મારી કસોટી કરવા માંગે છે અને શું આવી રીતે મને મારી નાંખશે ?" ત્રીજું માસખમણ પુરું થયું. પારણે રાજાને ત્યાં જાય છે પણ પુત્ર જન્મના મહોત્સવમાં ભુલી જાય છે. તાપસ પાછા ફરે છે. શરીર કૃષ થઈ ગયું છે. શરીર કૃષ થયું પણ કષાય કૃષ ન થયાં. વેર લેવાની ભાવના જાગી. હવે તો સંથારો જ કરવો છે. પણ હૈયામાં વેરનો અગ્નિ જાગ્યો છે. એટલે વિચારે છે કે જો મારા તપનું ફળ હોય તો આવતા ભવમાં હું ગમે તેમ કરી તેનું વેર લઉં. ,તપના ફળમાં એણે વેરનો બદલો લેવાનું માંગ્યું. તપશ્ચર્યા કરવી સારી પણ ક્રોધ કરવો નહીં સારો.

શ્લોક : ક્રોધ મહા ચંડાળ મુંજાવે છાતી, ક્રોધ મહાચંડાળ આંખ કરાવે રાતી,
ક્રોધ મહાચંડાળ ન જાણે ખાળ કે કુંડો, ક્રોધ મહાચંડાળ જાય નરકમાં ઊંડો.

ક્રોધ બહુ ભુરો છે. ક્રોધ આવે ત્યારે શરીર ગરમ થાય છે, આંખ લાલ થઈ જાય

છે. આવેશ બહુ બુરી ચીજ છે. માને ગાળો દે છે અને બાપને મારી નાંખવા સુધી તૈયાર થાય છે. ભાન નથી કે હું શું બોલું છું. આ મારા પૂજ્ય પિતાશ્રી છે, પૂજ્ય માતુશ્રી છે, એ સમજણનો દીપ ઓલવાઈ જાય છે. વિવેકચક્ષુ બંધ થઈ જાય છે અને મોઢું ખુલી જાય છે. ભાષાની ગોળીઓ ધડાધડ છોડે છે. જ્યારે ક્રોધ આવે ત્યારે માણસ સાનભાન ભુલી બેસે છે. "જ્ઞાની પુરૂષની આંખ ખુલે છે અને મોઢું બંધ થાય છે." (knowledge is power) જ્ઞાન એ ચેતના છે.

જ્ઞાની વિવેક કરનાર હોય છે. માટે જ્ઞાનની બહુ જરૂર છે. ક્રોધનો પ્રસંગ પડતાં જ્ઞાની વિચારે કે એનો આત્મા કર્મથી ઘેરાઇ ગયો છે. તો મારે એના જેવું ન થવું જોઇએ.

જ્ઞાનીને જ્ઞાન હોય છે એટલે અજ્ઞાની જેવા ચેનચાળા કરતા નથી. જે સમતા રાખે છે તેનો વિજય છે. જે અજ્ઞાન દશામાં બોલે તેનો પરાજય છે. જેવો ક્રોધ કર્યો કે તરત જ કર્મ ચોંટી જાય છે. કર્મને આવવાનું કારણ પોતે ઉભું કરે છે. બે માણસ છે, એક તેલ ચોપડીને અખાડામાં કુસ્તી કરે છે, બીજો તેલ ચોપડયા વગર કુસ્તી કરે છે. તેલ ચોપડયું તે કેવો ચીકણો થાય છે, એને રજ વધારે ચોંટે છે. તેમ જે કષાય વધારે કરે છે એને કર્મબંધ વધારે થાય છે.

> "હસતાં હસતાં પાપ કરું છું, આવે જો પરિણામ પાપનું,
> રડી રડી સંતાપ કરું છું....હસતાં.
> કર્મ જે બાંધ્યા હસતાં હસતાં, કદી ન છુટે રડતાં રડતાં,
> વેળા વીતી જાય પછીથી, તેનો પશ્ચાતાપ કરું છું....હસતાં"

હસતાં હસતાં જીવ ખૂબજ પાપકર્મ કરે છે જ્યારે ફળ રૂપે ઉદય પામે છે ત્યારે એનું પરિણામ ભોગવવા રડવું આવી જાય છે. એટલે હસતાં બાધેલા કર્મ રડતાં પણ છુટતાં નથી. જ્યારે એવું કોઈ પાપ થઈ જાય છે, સત્તા માટે, ધન માટે, ઐશ્વર્ય માટે ત્યારે વિચાર પણ આવતો નથી. વિચારવાની વેળા વિતી જાય પછી એનો પશ્ચાતાપ કરે છે. અરે, મારા હાથે આવું દુષ્કાર્ય થઈ ગયું! પણ રાંધ્યા પછીનું ડહાપણ શા કામનું? વિષય-કષાય-રાગદ્વેષ કેવા ભયંકર પરિણામ લાવે છે! બે માણસો એકસાથે જમવા બેઠા છે. એક માણસ જમતાં જમતાં રસની મસ્તી માણે છે. આ મીઠાઈ કેવી મધુર છે? આ ખમણ કેવા સ્વાદિષ્ટ છે? આ શાકભાજી કેવી મસાલાથી ભરપુર છે,' તીખાં તમતમતાં અને દેખાવમાં સુંદર છે! કચુંબર અને ચટણી સુંદર બનાવેલાં છે. આવા ભાવથી ખાતાં ખાતાં સાત આઠ કર્મ બાંધે છે. જ્યારે બીજો માણસ સાત આઠ કર્મ તોડે છે. તે જમતાં જમતાં વિચારે છે કે જેમ એન્જીનમાં કોલસા ભરવા પડે છે તેમ આ શરીરરૂપી એન્જીન ચલાવવા માટે પેટને ભરવું પડે છે. જીભ સુધી જ સ્વાદ છે,

પછી તો અંદર કંઇ જ નથી. આહાર એ એકેન્દ્રિયોનાં મૃત કલેવર છે. તેની ઉજાણી હું ન કરી શકું. ખાધા વિના છુટકો નથી એટલે ખાઉં છું.

> "कसाय पयणू किच्चा, अप्पाहारो तितिक्खए
> अह भिक्खु गिलाएज्जा, आहारस्सेव अंतियं ॥३॥" આચારંગ સૂત્ર

સાધુ કષાયની મંદતા કરે છે. અલ્પ આહાર મળવા છતાં ક્ષમાને મૂકે નહિ. ભોજન નજીક આવતાં તેને ગ્લાનિ થાય.

જ્યારે મુનિ વ્હોરીને આવે ત્યારે એમ થાય કે મારે હજી પેટ ભરવું પડશે ! હું સિદ્ધની લાઇનમાં કયારે બેસું ? ખાય છે ખરા, પણ સ્વાદ માટે એક ગાલેથી બીજા ગાલે લઇ જતાં નથી. ભાવના તો અણાહારિક પદ મેળવવાની છે.

> "વિધવિધ વહેવારો છો કરતાં, સઘળું કરતાં છતાં અકર્તા,
> દોર ઉપર જેમ સૂરતા નર ચૂકે નહિ રે,
> જ્ઞાની જ્ઞાનદશાનો દોર કદી ચુકે નહિ રે"

વ્યવહારમાં રહેવું પડે છે, શરીરને ખોરાક આપવો પડે છે. દા. ત એક માણુસને ગુમડું થયું હોય અને મલમ લગાડે તો પછી એ મલમ કાળો છે કે ગુલાબી છે, એવું કદી વિચારતો નથી, જે હોય તે અહીંતો મટાડવાનું કામ છેને ? તેવી રીતે જ્ઞાનીપુરુષો આહાર કરે છે તે ક્ષુધાના દર્દને દૂર કરવા માટે, શરીરને ટકાવી રાખવા માટે પણ સ્વાદ માટે, ઇન્દ્રિયોના વિષયને પોષવા માટે આહાર કરતાં નથી. ગુમડા પર મલમપટ્ટી રહે તે માટે પાટો બાંધે છે. પાટો ગમે તેવો હોય તો પણ તેના પર આસક્તિ હોતી નથી. તેમ લજ્જા પરિસહ જીતી શકાતો નથી. તેથી શરીરને ઢાંકવા માટે કપડાં પહેરવા પડે છે. પણ વસ્ત્રોની અંદર મુર્છા નથી. સાધુને તો દેહ ઉપર પણ મુર્છા નથી. આ શરીરને ખોરાક આપવો પડે છે, એમ માનીને ભોજન કરનાર સાત-આઠ કર્મને તોડી નાંખે છે. આ શરીર સારામાં સારી ચીજને બગાડનાર છે. ટીફીનમાં રાખેલી સુખડી આઠ દસ દિવસ સુધી તેવી ને તેવી જ રહે પણ પેટમાં નાખો અને વમન દ્વારા બહાર નીકળે તો સુગ ચડે માટે શરીર પરનો મોહ છોડવા જેવો છે. જ્યાં મોહ-મમતા અને લોભ નથી ત્યાં સમતા-સંતોષ છે. ત્યાં કર્મના ગંજેગંજ ઉડી જાય છે. સમતાભાવ કર્મની ભોખડો તોડી નાંખે છે. આત્માનું કાર્ય રસ અને ઉલ્લાસ પૂર્વક થાય તો કર્મના ગંજેગંજને ઉડાડી દે છે અને એજ કાર્ય જો સાંસારિક રસ અને આસક્તિપૂર્વક થાય તો કર્મના ગંજેગંજને ખડકાવી દે છે.

એક દ્દષ્ટાંતમાં સમજાવે છે કે એક ચોર રસ્તા ઉપર જતાં એક માણુસને છૂરી ભોંકી દે છે અને આંતરડા બહાર કાઢે છે. જ્યારે ડાકટર સાહેબ ઓપરેશન-થિયેટરમાં

છે. આવેશ બહુ બુરી ચીજ છે. માને ગાળો દે છે અને બાપને મારી નાંખવા સુધી તૈયાર થાય છે. ભાન નથી કે હું શું બોલું છું. આ મારા પૂજ્ય પિતાશ્રી છે, પૂજ્ય માતુશ્રી છે, એ સમજણનો દીપ ઓલવાઈ જાય છે. વિવેકચક્ષુ બંધ થઈ જાય છે અને મોઢું ખુલી જાય છે. બાપાની ગોળીઓ ધડાધડ છોડે છે. જ્યારે ક્રોધ આવે ત્યારે માણસ સાનભાન ભુલી બેસે છે. "જ્ઞાની પુરૂષની આંખ ખુલે છે અને મોઢું બંધ થાય છે." (knowledge is power) જ્ઞાન એ ચેતના છે.

જ્ઞાની વિવેક કરનાર હોય છે. માટે જ્ઞાનની બહુ જરૂર છે. ક્રોધનો પ્રસંગ પડતાં જ્ઞાની વિચારે કે એનો આત્મા કર્મથી ઘેરાઇ ગયો છે. તો મારે એના જેવું ન થવું જોઇએ.

જ્ઞાનીને જ્ઞાન હોય છે એટલે અજ્ઞાની જેવા ચેનચાળા કરતા નથી. જે સમતા રાખે છે તેનો વિજય છે. જે અજ્ઞાન દશામાં બોલે તેનો પરાજય છે. જેવો ક્રોધ કર્યો કે તરત જ કર્મ ચોંટી જાય છે. કર્મને આવવાનું કારણ પોતે ઉભું કરે છે. બે માણસ છે, એક તેલ ચોપડીને અખાડામાં કુસ્તી કરે છે, બીજો તેલ ચોપડયા વગર કુસ્તી કરે છે. તેલ ચોપડયું તે કેવો ચીકણો થાય છે, એને રજ વધારે ચોંટે છે. તેમ જે કષાય વધારે કરે છે એને કર્મબંધ વધારે થાય છે.

"હસતાં હસતાં પાપ કરું છું, આવે જો પરિણામ પાપનું,
રડી રડી સંતાપ કરું છું....હસતાં.
કર્મ જે બાંધ્યા હસતાં હસતાં, કદી ન છુટે રડતાં રડતાં,
વેળા વીતી જાય પછીથી, તેનો પશ્ચાતાપ કરું છું....હસતાં"

હસતાં હસતાં જીવ ખૂબજ પાપકર્મ કરે છે જ્યારે ફળ રૂપે ઉદય પામે છે ત્યારે એનું પરિણામ ભોગવવા રડવું આવી જાય છે. એટલે હસતાં બાંધેલા કર્મ રડતાં પણ છુટતાં નથી. જ્યારે એવું કોઈ પાપ થઈ જાય છે, સત્તા માટે, ધન માટે, ઐશ્વર્ય માટે ત્યારે વિચાર પણ આવતો નથી. વિચારવાની વેળા વિતી જાય પછી એનો પશ્ચાતાપ કરે છે. અરે, મારા હાથે આવું દુષ્કાર્ય થઈ ગયું! પણ રાંડયા પછીનું ડહાપણ શા કામનું? વિષય-કષાય-રાગદ્વેષ કેવા ભયંકર પરિણામ લાવે છે! બે માણસો એકસાથે જમવા બેઠા છે. એક માણસ જમતાં જમતાં રસની મસ્તી માણે છે. આ મીઠાઈ કેવી મધુર છે? આ ખમણ કેવા સ્વાદિષ્ટ છે? આ શાકભાજી કેવી મસાલાથી ભરપુર છે,' તીખાં તમતમતાં અને દેખાવમાં સુંદર છે! કચુંબર અને ચટણી સુંદર બનાવેલાં છે. આવા ભાવથી ખાતાં ખાતાં સાત આઠ કર્મ બાંધે છે. જ્યારે બીજો માણસ સાત-આઠ કર્મ તોડે છે. તે જમતાં જમતાં વિચારે છે કે જેમ એન્જીનમાં કોલસા ભરવા પડે છે તેમ આ શરીરરૂપી એન્જીન ચલાવવા માટે પેટને ભરવું પડે છે. જીભ સુધી જ સ્વાદ છે,

પછી તો અંદર કંઇ જ નથી. આહાર એ એકેન્દ્રિયોનાં મૃત કલેવર છે. તેની ઉજાણી હું ન કરી શકું. ખાધા વિના છુટકો નથી એટલે ખાઉં છું.

"कसाय पयणू किच्चा, अप्पाहारो तितिक्खए
अह भिक्खु गिलाएज्जा, आहारस्सेव अंतियं ॥३॥" આચારંગ સૂત્ર

સાધુ કષાયની મંદતા કરે છે. અલ્પ આહાર મળવા છતાં ક્ષમાને મૂકે નહિ. ભોજન નજીક આવતાં તેને ગ્લાનિ થાય.

જ્યારે મુનિ વ્હોરીને આવે ત્યારે એમ થાય કે મારે હજી પેટ ભરવું પડશે ! હું સિદ્ધની લાઇનમાં ક્યારે બેસું ? ખાય છે ખરા, પણ સ્વાદ માટે એક ગાલેથી બીજા ગાલે લઈ જતાં નથી. ભાવના તો અણાહારિક પદ મેળવવાની છે.

"વિધવિધ વહેવારો છો કરતાં, સઘળુ કરતાં છતાં અકર્તા,
દોર ઉપર જેમ સૂરતા નર ચૂકે નહિ રે,
જ્ઞાની જ્ઞાનદશાનો દોર કદી ચુકે નહિ રે"

વ્યવહારમાં રહેવું પડે છે, શરીરને ખોરાક આપવો પડે છે. દા. ત. એક માણુસને ગુમડું થયું હોય અને મલમ લગાડે તો પછી એ મલમ કાળો છે કે ગુલાબી છે, એવું કદી વિચારતો નથી, જે હોય તે અહીંતો મટાડવાનું કામ છેને ? તેવી રીતે જ્ઞાનીપુરુષો આહાર કરે છે તે ક્ષુધાના દર્દને દૂર કરવા માટે, શરીરને ટકાવી રાખવા માટે પણ સ્વાદ માટે, ઇન્દ્રિયોના વિષયને પોષવા માટે આહાર કરતા નથી. ગુમડા પર મલમપટ્ટી રહે તે માટે પાટો બાંધે છે. પાટો ગમે તેવો હોય તો પણ તેના પર આસક્તિ હોતી નથી. તેમ લજ્જા પરિસહ જીતી શકાતો નથી. તેથી શરીરને ઢાંકવા માટે કપડાં પહેરવા પડે છે. પણ વસ્ત્રોની અંદર મુર્છા નથી. સાધુને તો દેહ ઉપર પણ મુર્છા નથી. આ શરીરને ખોરાક આપવો પડે છે, એમ માનીને ભોજન કરનાર સાત-આઠ કર્મને તોડી નાંખે છે. આ શરીર સારામાં સારી ચીજને બગાડનાર છે. ટીફીનમાં રાખેલી સુખડી આઠ દસ દિવસ સુધી તેવી ને તેવી જ રહે પણ પેટમાં નાખો અને વમન દ્વારા બહાર નીકળે તો સુગ ચડે માટે શરીર પરનો મોહ છોડવા જેવો છે. જ્યાં મોહ-મમતા અને લોભ નથી ત્યાં સમતા-સંતોષ છે. ત્યાં કર્મના ગંજેગંજ ઉડી જાય છે. સમતાભાવ કર્મની ભેખડો તોડી નાંખે છે આત્માનું કાર્ય રસ અને ઉલ્લાસ પૂર્વક થાય તો કર્મના ગંજેગંજને ઉડાડી દે છે અને એજ કાર્ય જો સાંસારિક રસ અને આસક્તિપૂર્વક થાય તો કર્મના ગંજેગંજને ખડકાવી દે છે.

એક દષ્ટાંતમાં સમજાવે છે કે એક ચોર રસ્તા ઉપર જતાં એક માણુસને છૂરી ભોંકી દે છે અને આંતરડા બહાર કાઢે છે. જ્યારે ડોકટર સાહેબ ઓપરેશન-થિયેટરમાં

ત્યાંના સાધનો વડે આંતરડા બહાર કાઢે છે. બંનેની પ્રક્રિયામાં સમાનતા હોવા છતાં ભાવનામાં કેટલો ફેર છે? એક માણસ જાનથી મારી નાખે છે જ્યારે બીજો માણસ જીવન બચાવે છે.

જીવને પરિણામે બંધ થાય છે. વિવિધ પ્રકારના શુભ પરિણામે શુભ કર્મનો બંધ થાય છે અને અશુભ પરિણામે અશુભ કર્મનો બંધ થાય છે.

કોણિકનો જીવ તાપસના ભવમાં અશુભ નિદાન કરે છે. તાપસનો ભવ પૂર્ણ કરી ચેલણારાણીની કુક્ષિમાં આવે છે અને એજ કોણિક બને છે. જ્યારે મોટો થાય છે ત્યારે બાપની ઉપર વેર રાખવાવાળો થાય છે. બાપની ઉપર તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે. અભયકુમાર છે તેથી તેની કારી ફાવતી નથી. અભયકુમાર ચાર બુદ્ધિનો ધણી છે. રાજ્યમાં રહેવા છતાં તે ભાવનાપૂર્વક ધર્મ ક્રિયાનો કરનાર છે ત્યારે કોણિકે પૂર્વે તપ કર્યો પણ કેવો ભાવ સેવ્યો? કેવી ભાવના ભાવી છે? ભાવની કિંમત છે.

"મારો થાળ ભર્યો રે શગ મોતીડે રે હું તો હરખે—
વળાવવાને જઇશ, મારે સોના સમો રે સુરજ ઉગીયો.

આવા ગીત લગ્ન પ્રસંગે ગાય છે ને! આમાં ભાવની પ્રધાનતા છે. થાળમાં મોતી ભર્યા નથી પણ ભાવનાના મોતી ભર્યા છે. 'હાથી ઝુલે રાજ્યમાં' પણ ગાનારને ત્યાં ગધેડા પણ હોતા નથી. પણ ભાવના સારી છે. કરણી કરી, ક્રિયા કરી અને શરીર સુકવ્યું. શરીરને હાડપિંજર જેવું કરી નાંખ્યું. લોહી માંસ ઉડી ગયા પણ કષાય ન ગયો. તેથી કોણિક બાપનું વેર લેવા તૈયાર થાય છે. કષાય કરવાથી બધી કરણી નકામી થાય છે. આ સંસારમાં રહેવાં છતાં, મોટા રાજ્યનો વહિવટ કરતા હોવા છતાં અભયકુમાર ચિત્તની એકાગ્રતાથી સામાયિક કરે છે. તમે સામાયિક કરો છો પણ તમારો જીવ કયાં કયાં ચાલ્યો જાય છે? સામાયિકમાં તમને દુકાનની, ઘરની, પુત્ર પરિવાર વગેરેની ચિંતા હોય છે. જેને બે ઘડીમાં પ્રીતિ છે તે અવસર આવતાં જાવજીવની સામાયિક લેવા તૈયાર થાય છે. અભયકુમાર તેના બાપુજીને કહે છે—મારે દીક્ષા લેવી છે. મને દીક્ષા આપો! શ્રેણીકરાજા વિચારે છે કે અભયકુમારે રાજ્યનો કારભાર ઉપાડી લીધો છે. તેને કેવી રીતે દીક્ષા આપું? છતાં શ્રેણીક કહે છે કે જે દિવસે હું તને જાકારો આપું ત્યારે તું દીક્ષા લેજે. એક વખત ચેલણારાણી મુનિ ભગવંતોના દર્શન કરવા માટે જાય છે. પોષ મહિનાની કડકડતી ઠંડી છે. ઠંડી એટલી બધી પડે છે કે પાણી પણ બરફ થઈ જાય છે. આવી કડકડતી ઠંડીમાં દર્શન કરીને પાછા ફરે છે, ત્યાં એક મુનિ ભગવંતને ધ્યાનમાં ઉભા રહેલા જુએ છે

આયાવયન્તિ ગિમ્હેસુ, હેમન્તેસુ અવાઉડા,
વાસાસુ પડિસંલિણા, સંજયા સુસમાહિયા"

સંયતિ, સુસમાધિવંત. સાધુ ગ્રીષ્મઋતુમાં આતાપના લે

શીયાળાની કડકડતી ઠંડીમાં વસ્ત્ર દૂર કરી ઠંડી સહન કરે અને વર્ષાકાળમાં ઈન્દ્રિયોનું ગોપન કરતાં વિચરે. આવી કડકડતી ઠંડીમાં આ મુનિવર ઉઘાડા શરીરે ધ્યાન ધરી રહ્યા છે. ચેલણારાણી તેને ઝુકી ઝુકીને નમસ્કાર કરે છે અને પછી પોતાના મહેલમાં આવે છે. રાત્રે શયનખંડમાં પલંગ પર ચેલણા સુતી છે, મહેલના બારણાં તો બંધ છે. પણ કોઈ બારી ભુલથી ખુલ્લી રહેલી છે, આ બારીમાંથી ઠંડો પવન ખૂબ જ આવે છે. અને આ પવનને લીધે ચેલણા રાણીનો હાથ ઠંડીથી ઠુંઠવાઈ જાય છે, અને ખોટો પડી જાય છે. વિચાર કરતાં ચેલણા રાણીને મુનિવર યાદ આવે છે. અને ઉંઘમાં બોલી નાંખે છે "શું કરતાં હશે એ" આ વાકય શ્રેણીક રાજા સાંભળી જાય છે અને વિચાર કરે છે 'શું કરતાં હશે એ!' આવું શા માટે બોલે છે? શું એનો કોઈ યાર પુરૂષ હશે? રાજાના મનમાં સંદેહ ઉત્પન્ન થાય છે કે નક્કી આ રાણી સતી નથી. અભયકુમારને ચેલણારાણીનો મહેલ સળગાવી દેવાનું કહે છે. પણ અભયકુમાર બહુ જ્ઞાની છે. અભયકુમારને એમ થાય છે કે નક્કી રાજાને ચેલણા ઉપર સંદેહ ગયો લાગે છે. પિતાના હુકમનું પાલન કરવા અભય-કુમાર અગાસીની ઉપર, છાણા, લાકડા અને નકામી વસ્તુઓ સળગાવે છે. તેથી આકાશમાં ધુમાડાના ગોટેગોટા દેખાય છે. આ બાજુ શ્રેણીક રાજા ભગવાનના દર્શન કરવા માટે જાય છે ત્યારે તે વિચાર કરે છે કે ચેલણા રાણી વિષે પ્રભુને પૂછી ખુલાસો મેળવીશ. શ્રેણીક, ભગવાનને નમસ્કાર કરે છે. ભગવાન કહે છે હે રાજન્! તું પ્રશ્ન પૂછવા આવ્યો છે કે ચેલણા રાણી સતી છે કે નહીં? પણ ચેડા રાજાની સાતે પુત્રીઓ સતી છે. પછી ભગવાન રાણીના મનની વાત કરે છે. રાજા એકદમ ઉભા થઇ જાય છે. 'જેણે કયારેય પણ મારૂં વચન લોપ્યું નથી એવો અભયકુમાર નક્કી ચેલણા રાણીનો મહેલ બાળશે'. માટે દોડીને રાણીને બચાવું. મારી શંકા ભગવાને દૂર કરી. મેં સતી જેવી સતીને કેવું દુઃખ આપ્યું! સતી ઉપર કેવું સંકટ નાખ્યું? રાજા જ્યાં આવે છે ત્યાં દૂરથી મહેલને જાણે સળગતો જોયો. સામે અભયકુમાર મળે છે. રાજા ગુસ્સામાં બોલી જાય છે: જા રે જા! આ શું કર્યું? જાકારો આપ્યો, એટલે અભયકુમારને દીક્ષાની રજા મળી ગઇ. અભયકુમાર કહે છે-મારી માતામાં કોઇ દિવસ ફેર પડે નહીં એમ હું પણ જાણું છું. તોય આપની આજ્ઞા પાંલન માટે મેં નકામી ચીજો બાળી નાખી છે. ત્યાર-પછી અભયકુમાર કાલિ આદિ રાણીના દસ દીકરા છે તેમને બોલાવીને કહે છે કે કોણિક રાજ્યમાં લુબ્ધ છે. માટે તમે દસે ભાઇઓ પિતાશ્રીનું રક્ષણ કરજો. અને અભયકુમારે દીક્ષા લીધી. દીક્ષા પાંચ વરસ પાળી. અભયકુમાર વિજય વિમાનમાં પહોંચ્યા આ દસ ભાઈઓ પિતાની સેવા કરે છે. અને તેની પાછળ ને પાછળ ફરે છે, તેથી કોણિક કોઇ પણ રીતે ફાવતો નથી. "જો આ દસ ભાઇઓને વશ કરૂં તો બાપ મારા હાથમાં આવી જાય. અને બાપને આકરી સજા કરૂં." જુઓ, બાપદીકરાની કેવી સગાઈ છે? દીકરા માટે તમે પણ પત્થર એટલા દેવ માનીને પૂજો છો, એને વારસો આપવા કાળાધોળા કરો છો. પણ દિકરો તમારી કેવી સેવા કરશે? બધે સ્વાર્થની સગાઈ છે.

શ્રેણીક રાયને પાંજરે પુર્યો, કોણીકે રાજ લુભાઈ રે,
પુત્રે પિતાને અતિ દુઃખ દીધાં, તો કયાં રહી પુત્ર સગાઈ રે.
કોના રે સગપણ કોની રે માયા, જીવ રહ્યો લોભાઈ રે."

કોણિક દસ ભાઈઓને બોલાવે છે. અને "આપણે બધું ધન સરખી રીતે વહેંચી લેશું", તેમ સમજાવે છે. આ મારું એકનું રાજ્ય છે. તમે બધા બાપને જો હેઠા મુકો તો હું તમને બધાને સરખો ભાગ આપીશ. ભાઈઓ કબુલ થાય છે અને શ્રેણીકને એકલા મુકે છે. તેમાં એક દિવસ લાગ જોઈ ને શ્રેણિકને કેદ કરે છે અને પાંજરે પુરે છે. લુગડા ઉતારીને કોરડાના માર મારે છે. માર મારીને અધમુઆ જેવા કરે છે. અને પોતે અગ્યાર ભાગે રાજ વહેંચે છે. રાજા જેમ દુઃખી થાય તેમ એ રાજી થાય છે. પિતાને પુત્ર કેવા અસહ્ય દુઃખો આપે છે. પિતા-પુત્રની સગાઇ કયાં ગઈ! બીજાને દુઃખી જોઈ ને રાજી થનારા જીવો ભારે કર્મો બાંધે છે. રાજા મનમાં વિચારે છે કે કોણિકનો શો દોષ? રાણીએ તો ઉકરડે નાંખેલ. પણ હું એને લઇ આવ્યો રાજા જેલમાં રહે છે તો પણ સમજણથી સુખી છે અને રાણી મહેલમાં રડે છે. થોડા દિવસ પછી રાજ્યાભિષેક થયા બાદ કોણિક માતા ચેલણાને પગે લાગવા આવે છે. રાણી મોઢું ફેરવી નાંખે છે ત્યારે કોણિક માતાને કહે છે કે હું રાજગાદીએ આવ્યો તે તમોને શું ન ગમ્યું? ત્યારે માતા કહે છે: જે પિતાને તેં કેદમાં પુરેલ છે તે બાપને તારા ઉપર કેવો પ્રેમ હતો! તું ગર્ભમાં આવ્યો ત્યારે તને પિતાના કાળજાનું માંસ ખાવાનું મન થયેલ, અને તેવો દોહદ ઉત્પન્ન થયો. તે પણ તેમણે પુરો કર્યો તે તને ખબર છે? ગર્ભ પડી જાય તે માટે મેં ગર્ભ પાડવા કેટલી કોશીષ કરી પણ મારું કાર્ય પાર પડયું નહિ અને પુરા માસે તું અવતર્યો. તારો જન્મ થતાં મેં તને ઉકરડામાં નંખાવ્યો તો તારા પિતા ત્યાંથી તને લઇ આવ્યાં. અને કુકડાએ તને આંગળીમાં ચાંચ મારી હતી તેથી તારી આંગળી પાકી ગયેલ જેની અસહ્ય વેદના તને હતી, તું મોટેથી રડતો હતો ત્યારે શ્રેણીક રાજા તારી તે આંગળીને ચુસતા અને પરુ બહાર કાઢતા ત્યારે તારી પીડા ઓછી થતી અને તને શાંતિ થતી. તેઓ બધાને કહેતા કે આનો કોઇ વાંકો વાળ કરશો નહીં. આવા તારા પૂજ્ય પિતાશ્રીને પાંજરે પુરી તું રાજા બન્યો, એમાં મને શું આનંદ હોય? આવું સાંભળતાં કોણિકને ત્યારે પસ્તાવો થાય છે. અને બાપને બંધનથી મુક્ત કરવા હથોડી ને છીણી લઈને જેલ તરફ જાય છે. ત્યાં શ્રેણીક રાજા એને એકદમ ધસમસતો આવતો જોઇને વિચારે છે કે આ મને કેવા કમોતે મારી નાંખશે? અને મારા ટુકડે ટુકડા કરી નાંખશે. તેથી હીરાની વીંટી ચુસીને મરણ પામે છે. કોણિક અંદર આવે છે. અને મૃતદેહને જુએ છે. આ વખતે તેના ભાવ વેર લેવાનાં ન હતા પણ રાજાને છોડાવવાનાં હતા. અહીં વેર પુરું થાય છે. અને કોણીકને પોતાના કર્તવ્ય પ્રત્યે ખૂબ પશ્ચાતાપ થાય છે. હવે રાજગૃહીમાં તેનું મન ખૂબ બેચેની અનુભવે છે. તેથી પોતાની રાજ્યધાની ચંપાનગરીમાં રાખે છે. અને પોતે ત્યાં સ્થાયી બને છે. ન્યાય નીતિથી રાજ્ય કરે છે, પ્રજાને સંતોષે છે. શ્રી કૃષ્ણ મહારાજના પુણ્ય પ્રતાપે દ્વારિકા નગરી દેવોએ રચી છે. ત્યાં રેવન્ત ગીરી પર્વત અતિ રમણીય હતો. તેનું વિશેષ વર્ણન અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં....૧૦

## અષાડ વદ ૧૧ ને રવિવાર તા. ૧૮-૭-૭૧

અનંત જ્ઞાની શ્રમણ ભગવાન મહાવીર સ્વામી સિદ્ધાંતથી સમજાવે છે. સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ, તેનું નામ સિદ્ધાંત.

બારમા ઉપાંગ વન્હિ દશાનો અધિકાર ચાલે છે

"तीसेणं वारवइए नयरीए वहिया उत्तर पुरित्थिमे दीसीभाए
एत्थणं रेवए नामं पव्वए होत्था तुंगे गगण तल मणुलिहंतसिहरे."

રેવતગીરી નામનો પર્વત હતો. જે દ્વારિકાની ઉત્તર અને પૂર્વદિશા તરફ આવેલ હતો. આ પર્વત ખૂબ જ રમણીય હતો. ક્રીડા કરવા અપ્સરાઓ તથા દેવો ત્યાં આવતા હતા. કૃષ્ણ અને બલભદ્રની અનેક સ્ત્રીઓ ત્યાં આનંદ કરવા આવતી. સૌન્દર્યનું નિરીક્ષણ કરતાં આંખો થાકતી નહીં. રેવતગીરી પર્વતની નજીકમાં નંદનવન નામનું ઉદ્યાન હતું જે ફળો, ફુલો અને પુષ્પોથી શોભિત હતું અને લોકોને આનંદ આપે તેવું હતું. ઉદ્યાનમાં જનારા જીવો આનંદ મેળવે છે. એ કરતાં ધર્મમાં પ્રવૃત્ત થનારા જીવો સાચો આનંદ મેળવે છે. પૈસાથી સીનેમા જોનારા ખરો આનંદ મેળવી શકતા નથી. જેના કર્મ ખપે છે, એને જ ખરો આનંદ મળે છે જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપમાં રમણ કરતાં જીવો કર્મને કાપી નાખે છે.

"ચંદન ને બંધન સર્પના છુટી જાય મયુર ટહુકાર,
ઉરમાં આવોને પારસ પાતળીયા,
એમ આત્મ ચંદન ને કર્મના છૂટે બંધન તુમ આધાર
ઉરમાં આવોને પારસ પાતળીયા,
ઘટમાં અંધારૂં અનાદિનું તેને ટાળી કરો પ્રકાશ
ઉરમાં આવોને પારસ પાતળીયા"

જ્ઞાની પુરૂષો કહે છે. આત્મારૂપી ચંદનના વૃક્ષો છે. ચંદનમાં સુગંધ અને શીતળતા છે. એની ફરતા સર્પો વીંટળાયેલા છે. તે વૃક્ષ પાસે રાત દીવસ પડયા રહે છે. છતાં પણ સર્પમાં શીતળતા આવતી નથી. તેવી રીતે ઉપાશ્રયમાં રહેવા માત્રથી પણ શીતળતા આવતી નથી. કામ, ક્રોધ, મોહ, માયા, લોભને છોડે તો શાંતિ અને શીતળતા મળે. ક્રોધ તો જલ્દી આવે છે, બસ, મારૂં જ ધાર્યું થાય અને હું કહું તેમ ચાલે, આવી

માન્યતા રાખે છે. પણ બધે પોતાનું ધાર્યું તો ન જ થાય ને? ધાર્યું ન થાય-કોઈ સામું બોલી જાય એટલે તુરત જ ક્રોધ આવી જાય. આમાં શાન્તિ કયાંથી મળે?

આત્મા રૂપી ચંદનની ઉપર કર્મ રૂપી સર્પો વીંટળાઈ ગયા છે. એને દૂર કરવા માટે શું કરવું જોઈએ? મોરના ટહુકારથી વનની અંદર ચંદનના વૃક્ષોને ચીટકી રહેલા સર્પો શિથિલ થઈ જાય છે. અને વૃક્ષને છોડીને આમતેમ ભાગવા માંડે છે, અને તેના બંધન છુટી જાય છે. સર્પો મોર અને ગરૂડની સામે ઉભા રહી શકતા નથી. તેમ ભગવાનની વાણી સાંભળીને કર્મ બધા તડો તડ તુટવા માંડે છે વીતરાગની વાણી સાંભળવાથી કર્મના બંધન તુટી જાય છે. જ્યાં સુધી ભગવાનની વાણીનો ટહુકાર સાંભળ્યો નથી ત્યાં સુધી કર્મ ઉભાં છે અને કર્મનો નાશ થતો નથી.

વીર ભગવાને કયા બંધન કહ્યા છે? અને શું કરવાથી કર્મ તુટી શકે છે એનો મુળ મુદ્દો એ છે કે જીવને કર્મનો અનાદિ કાળથી સંયોગ છે. કર્મ તુટવાથી સિદ્ધ થવાય છે સિદ્ધ દશા પામવી એ આપણું ધ્યેય છે. સિદ્ધાલય આપણું શાશ્વતું ઘર છે. ઘર એ ધરતીનો છેડો છે. પુરૂષો સાસરે જઇ રહ્યા હોય, ત્યાં માલપાણી ખાવા મળતાં હોય, છતાં ઘેર જવાનું યાદ આવે છે ને? કયું ઘર! તમને યાદ આવે છે? તમે જેને ઘર માન્યું તે ઘર તમારૂં નથી. તે ઘર તો ભાડુતી છે. તેને છોડીને જવું પડશે એમાં છુટકો નથી.

"છોડીને જાવું પડશે જગની આ માયા, માટીમાં જઈને મળશે માટીની કાયા,
રાખોમા જરા શંકા રાવણની ગઇ લંકા, ભજોને ભજોને ભજોને જીનરાજ.
હળીમળી સૌ આવો પ્રભુના ગુણ ગાવો, ભજોને ભજોને ભજોને જીનરાજ.
આ જગતની માયા છોડીને એક દીવસ, ચાલ્યા જવું પડશે સાથે કશું નહીં આવે"

તમારી મહેલાત, મોટર, બાગ-બગીચા, કુટુંબ-પરિવાર કોઇ સાથે આવશે? અરે! તમારી નિકટમાં નિકટ રહેલી આ કાયા તે પણ તમારી સાથે ચાલવાની છે? ના, અરે! એ પણ માટીમાં મળી જવાની છે રાવણની સોનાની લંકા શું એની સાથે ગઈ? 'ના;' દુનિયામાં દેખાતા કોઇપણ પદાર્થો તમારી સાથે આવનાર નથી તો શા માટે માયામાં રાચો છો?

દ્રષ્ટાંત-એક મોટા શેઠે બંગલો બંધાવ્યો, ખુબ સરસ રીતે તૈયાર કરાવ્યો તેમાં દાદર ન ચડવા પડે માટે લીફ્ટ મુકાવી. એકએક રૂમને રાચરચીલાથી-ફરનીચરથી શણગાર્યો. બંગલાના પ્રાંગણમાં બગીચો કરાવ્યો. બગલાની આધુનિક ઢબથી સારી એવી સજાવટ કરી, ગામનાજ માણસો-સંબંધી સ્વજનોને બંગલો જોવા માટે બોલાવે છે. પોતે સાથે ફરી ફરીને બધું બતાવે છે. જોનાર વખાણ કરે ત્યારે શેઠની છાતી ગજ ગજ ફૂલે છે. એવામાં એકવાર મુનિરાજને વહોરવા માટે બોલાવે છે. અને કહે છે, પધારો! મારું આંગણું પાવન

કરો ! મુનિરાજને બંગલો ફરી ફરીને બતાવે છે અને જોયા પછી કહે છે. કેવો લાગ્યો મારો બંગલો ? બધું બરાબર તો છે ને ? તમને કશી ખોડખાંપણ લાગતી હોય તો કહો, પણ મુનિરાજ બોલતા નથી ફરી પૂછે છે તમને કશી ખામી લાગતી હોય તો બતાવો. પછી મુનિ મહારાજ કહે છે, તમે આ દરવાજો મુકયો તે તમારી મોટી ભૂલ છે. તું જ્યારે મરી જશે ત્યારે આ દરવાજામાંથી તને કાઢશે જો દરવાજો ન હોય તો કાયમ અંદર રહેવાય. કાઢતી વખતે બધા કહેશે એને સાચવીને કાઢજો, જરા પણ કયાંય અડે નહીં. અડી જશે તો અવગતિયો થશે અને આપણને બધાને હેરાન કરશે. આ વાતમાં સમજાવે છે કે આ બંગલામાં રહેવાનું નથી. બંગલો શાશ્વત નથી. 'મારો બંગલો' મારો બંગલો ! એમ માનો છો એ મોટી ભુલ છે. તું કયાંથી આવ્યો અને કયાં જવાનો છે, એનો તો વિચાર કર ! મારૂં છે એ મારાથી જુદું પડે નહીં, તમને કદી એવો વિચાર આવ્યો છે ? હવે આવી વળગણા છોડવી છે કે રાખવી છે ? તમે તમારા આત્માને પુછો કે તમે શું કરી રહ્યા છો ? આ કાયા માટીમાં મળી જશે સારાં કપડાં પહેર્યા, સારી રીતે રહ્યા હશો, પણ માટીમાં મળી જવાનું છે. શ્રીમન્તની રાખમાં અને ભીખારીની રાખમાં કશો ફેર દેખાય છે ? શું શ્રીમન્તની રાખ સુગંધી હોય અને ગરીબની રાખ દુર્ગંધી હોય એવું તમને લાગે છે ? આ શરીર તો માટીમાં મળી જવાનું તો પછી તારે જે આત્મા માટે કરવાનું છે તો કર. તમારે તમારો ઉદ્ધાર કરવો છે તો કયે દિવસે કરશો ? અવસર મળ્યો છે તેનો સદુપયોગ કરો. આવો સમય ફરીને કયારે મળશે ? વરસાદ આવ્યા પહેલા જો ખેડૂત સોડ તાણીને સુતો રહે અને ભૂમિકાની શુદ્ધિ ન કરે તો બીજારોપણ કેવી રીતે થાય ? અને બીજારોપણ ન થાય તો શું નીપજ થાય ? વરસાદ આવી ગયા પછી કહે કે શેરડી વાવી હોત તો કેવી શેરડી થાત ? ઘઉં વાવ્યા હોત તો કેવો સરસ પાક આવત ? આમ હવે ડહાપણ કરવાથી શું વળે ?

" जब चिडिया चुंक गइ खेत
अब पछताए होत कया ?"

પક્ષીઓ ખેતરમાંથી ચણી જાય પછી પસ્તાવો કરે તો શું વળે ? રાંડયા પછી ડહાપણ શું કામનું ? તેવી રીતે કર્મને દૂર કરવા માટે ગારૂડી મંત્ર એટલે ભગવાનની વાણી છે જે ભગવાનની વાણી સાંભળે છે, એના કર્મ દૂર થતા જાય છે.

સર્પ સાથે નોળીયો લડાઈ કરે તો તેમા કોનો વિજય થાય છે ? સર્પ નોળીયાને ઝેરીલો ડંખ મારે છે બંને સામ સામા ઝૂઝ લડે છે. જ્યારે નોળીયો થાકી જાય છે ત્યારે નોળવેલને સુંઘે છે અને ઝેર ઉતરી જાય છે પાછો લડવા માટે તૈયાર થાય છે. અને સર્પ સામે વિજય મેળવે છે. એમ કર્મ સામે યુદ્ધ કરવાનું છે સદ્‌ગુરૂની વાણી એ નોળવેલ છે, એ એવી શકિત આપે છે કે કર્મ સામે લડવા તૈયાર થઈ જાય છે. સંસારની

અનેક પ્રવૃત્તિ કરતાં કર્મનું તીવ્ર ઝેર અંગે અંગમાં વ્યાપી જાય ત્યારે સદ્‌ગુરૂ પાસે આવો એમની વાણીના પ્રભાવે કર્મ બીચારા રાંકડા થઈ જાય છે અને કર્મ તુટી જાય છે. આવો વીતરાગની વાણીનો પ્રભાવ છે.

"જોમ ભર્યાં મારા પ્રાણુ મહીં એ રાજ્ય ચલાવે જે ત્રણુ લોકે,
દુશ્મન ટપકયા એવે ટાણે જ્યારે ચડયો તો લગરીક એકે,
ઢીબી રહ્યા ધોકે ધોકે મારો પ્રાણુ પુકારે,
મને કોણુ ઉગારે ચારે બાજુથી દુશ્મન દબાવે,
કોઈ બચાવોને બચાવોને મારો પ્રાણુ પુકારે. (૨)

મારા આત્મામાં જોમ છે, શક્તિ છે અને પાવર છે. ત્રણુ લોકનો નાથ થઈ શકું એવી મારી શક્તિ છે. પણુ દુશ્મન જોઈને ઢીલો થઈ જાઉં છું. અહીંયા રહેવાનું કેટલું એ પણુ કર્મને આધીન, જવાનું કયારે એ પણુ કર્મને આધીન, રાજાને ભીખારી બનાવે, ભીખારીને રાજા બનાવે એ પણુ કર્મને આધીન છે. કર્મ સત્તા મહાન છે. આની સામે હું કેવી રીતે ટકી શકીશ? આ દુશ્મનો મને હેરાન કરે છે જ્યારે ઝોકે ચડયો ત્યારે દુશ્મનોએ ઓચિંતો હુમલો કર્યો. પ્રમાદ એટલે અસાવધાની. જરા પણુ અસાવધાની થાય તો કેટલું નુકશાન થાય છે? તપ અને સંયમનું આચરણુ કરવામાં અપ્રમાદી બનો.

" જેમ કાષ્ટના ગંજને નર નહીં શકે ઉઠાય,
પણુ જરા આગ સંયોગથી ક્ષણુમાં ઉડી જાય "

હજાર મણુ રૂની ગાંસડી પડી હોય તો એમા એક અગ્નિનો તણુખો બસ છે. એક તણુખો રૂની ગાંસડીઓને બાળી નાખે છે એમ ધ્યાન કે તપશ્ચર્યાનો અગ્નિ કર્મનો નાશ કરી નાખે છે. તમારામા કેવી આવડત છે? ગાંધીજીએ સ્વરાજ્ય લેવા માટે કેવી ઝુંબેશ ઉઠાવી? અને દેશને કેવી રીતે સ્વરાજ્ય અપાવ્યું ગાંધીજીની કોઈએ મશ્કરી કરી, ઠેકડી ઉડાવી છતાં સ્વરાજ્ય લેવા માટે કેવો પુરૂષાર્થ ઉઠાવ્યો? હજી આજે પણુ આપણે મહાત્મા ગાંધીજીને યાદ કરીયે છીએ આત્મા કર્મની સાથે બંધાયેલો છે તેથી તમે કર્મની સામે ઝુંબેશ ઉપાડો. મન ઉપર કાબુ રાખો. મનને કેન્દ્રિત કરો. કોઈપણુ ઈચ્છા થાય એને દાબી દો અને બળપૂર્વક સામનો કરો. રખડતા મનને તમે પાછું વાળો. એક માળા ફેરવવાથી કદી મોક્ષ મળતો નથી મોટું ઈનામ લેવુ છે પણુ કામ નાનું કરવું છે. તે ઈનામ કેમ મળશે? બહુ મોટું દાન આપે છે. અને બધાને કહે કે, મારૂં નામ છાપામાં વાંચ્યું! વાત વાતમાં પોતાને આગળ લાવે છે, પણુ આમાં કેટલું રાખ્યું અને કેટલું આપ્યું? આ પૈસા મેળવતા કેટલા કાળા ધોળા કર્યાં હશે! કેટલાને છેતર્યાં હશે! કેટલાને દબાવ્યા હશે! આવા દાનનો શો અર્થ છે?

સાધના વગર સિદ્ધિ મળતી નથી. આત્મતત્વને પીછાણો અને ધર્મને ઓળખો. ધર્મને સત્ય રૂપે સમજનારા થોડા છે. તમારે શાશ્વત સુખ જોઈતું હોય તો સંસારની લપ મુકો અને ધર્મમાં જોડાઈ જાવ. પ્રમાદને ટાળો. કષાય તથા વિષયમાંથી મુકત થઈને આત્મા માટે કાંઈક કરવાની જરૂર છે. તમે પૈસા–વૈભવ પરિવાર માટે કેટલું કરો છો ?

દ્રષ્ટાંત આપી સમજાવે છે :–

ભીમસેન નામના એક ભાઈ છે, અને તેમની પાસે લાખ રૂપિયા જેવી મોટી રકમ છે. પૈસાને ક્યાં મુકવા અને ક્યાં રાખવા એની રાત દિવસ ફીકર થયા કરે છે. તે દાન પણ કરી શકતો નથી. પરોપકારના કામ પણ કરી શકતો નથી. લોભી એટલો છે કે પૂરૂં ખાઈ પણ શકતો નથી. આટલો પૈસો હોવા છતાં લોભ તથા કંજુસાઈનો પાર નથી ! થોડા દિવસમાં તે મરણ પથારીએ પડે છે ગળામાંથી કફ પડે છે. ઉધરસ થાય છે. ત્યારે તેનો દીકરો પૂછે છે : બાપુજી ! તમારી તબિયત સારી નથી. તો વૈદને બોલાવી લાવું ? ત્યારે ના પાડે છે. વૈદ કોઈ દિવસ મફત આવતો નથી. વૈદ આવે તો પૈસા આપવા પડને ? એવા પૈસા ક્યાં વધારાના છે ! બાપુજી એવો જવાબ આપે છે. ફરીને પાછો દીકરો પૂછે છે, તમે ત્યાં મારી સાથે આવો. હું ઘોડાગાડી કરીને તમને લઈ જઈશ. તો કહે છે. ઘોડા-ગાડીના પણ પૈસા લાગશે. એ તો એમ ને એમ મટી જશે. અંતે તેની તબિયત એકદમ બગડે છે એટલે ઘીનો દીવો કરે છે. તો તેને કહે છે શા માટે ઘીનો દીવો કર્યો ! મેં પુરૂં ખાવામાં પણ ઘી વાપર્યું નથી. તો ઘીનો દીવો કરીને ઘી શા માટે બગાડો છો ! જુઓ, કેવા લોભી–કંજુસ માણસો થાય છે અને છેવટે મરવા ટાણે દીકરાને શીખામણ આપતો જાય છે, હું તારા માટે રૂપિયા લાખ મુકતો જાઉં છું. એ વાપરતો નહીં પણ તેમાં એક લાખનો વધારો કરજે. આમ છોકરાને પણ કેવી કેળવણી આપે છે. છોકરો પણ લાખમાં લાખ રૂપિયા ઉમેરીને ચાલ્યો ગયો. એવી સાત પેઢી થઈને સાત લાખ રૂપિયા ભેગા થયા. આઠમી પેઢીએ ધનદેવ થયો, એ પણ એવોજ લોભી છે. તેના સુમતી નામની કન્યા સાથે લગ્ન થયા છે. સુમતી સાસરે આવે છે. સુમતી સંસ્કારી અને વિનય-વાળી છે. ધર્મને જાણનારી છે. ધનદેવ, રોટલો તથા મરચુ ખાય છે. અને ખેતરમાં કામ કરે છે.

સુમતી એક દિવસ પૂછે છે–સ્વામી ! આપણી પાસે સાત લાખ રૂપિયા છે. તો તે શા કામના છે ? તો ધનદેવ જવાબ આપે છે. પૈસા છે તે વાપરવા માટે નથી. મારા દાદાના દાદા આ પૈસા મૂકી ગયા છે, અને એમાં વધારો કરવાનો છે. સુમતી કહે, તમે વેપાર કરો તો પાંચ પંદર લાખ રૂપિયા કમાશો. ધનદેવ જવાબ આપે છે, વેપારમાં ખોટ જાય તો પૈસા ચાલ્યા જાય, એ કરતાં હું જે કરું છું તે ઠીક છે.

એક વખત મુનિરાજ વહોરવા માટે ઘેર આવે છે. અને સુમતી મુનિરાજને રોટલો વહોવરાવે છે. પેલો બેઠો બેઠો અંદરથી બળે છે અને ખીજાય છે. મુનિ મહારાજ વહોરીને

જાય છે એટલે પત્નીને કહે છે સુમતી! શા માટે મારી રજા વગર આવાં કામ કરે છે? હું જે કહું તે પ્રમાણે તારે વર્તવું પડશે. આ ધન વેડફી નાખવા માટે નથી. કોઈને આપેલું દાન સર્વશ્રેષ્ઠ છે તેમ તે માને છે, પણ એમ કરવા જતાં આંતર કલેશનું કારણુ થાય તેમ લાગે છે. તેથી પતિને કહે છે. "હવે આપ કહેશો તેમ કરીશ." સુમતી ધનદેવને રોટલા બનાવી આપે છે તે લઈને ધનદેવ કામ ઉપર જાય છે. ઘરની પ્રવૃત્તિમાંથી નિવૃત્ત બની સુમતી મુનિ મહારાજનું વ્યાખ્યાન સાંભળવા ઉપાશ્રયમાં આવે છે. મહારાજ સરસ શૈલીમાં વ્યાખ્યાન સંભળાવે છે. આત્માનું કલ્યાણુ કેવી રીતે થાય એ સમજાવે છે. ગુરુ વિના જ્ઞાન નથી. જ્ઞાન એ દિવો છે. તમારે અંધકાર કાઢવો હોય તો જ્ઞાનરૂપી દિવો જોઈએ એમ સમજાવે છે. તમારે તમારા જીવનનો ઉદ્ધાર કરવો હોય તો તમારું હૃદય મુનિ પાસે ઠાલવો. બી સારૂં હોય છતાં તેને પણુ ખાતર, પાણી અને સારી જમીન જોઈએ. તે પ્રમાણે ધર્મના બી વાવવામાં ગુરૂદેવની જરૂર પડે છે, અને ગુરુદેવના ચીંધેલા રાહે ચાલવાથી આત્મામાંથી પરમાત્મા થવાય છે.

"ઉપાદાનનું નામ લઈ એથી તજે નિમિત્ત,
પામે નહીં સિદ્ધત્વને રહે ભ્રાંતિમાં સ્થિત"

રોટલી બનાવવા માટે કેટલી ચીજ જોઈએ છે? પાટલો જોઈએ, વેલણુ જોઈએ, ચૂલો જોઈએ, લોટ જોઈએ, અગ્નિ જોઈએ, એમાં એક સાધન ઓછું હોય તો ચાલતું નથી. ભગવાન કહે છે તું એક વખત સાચો સ્વનો પુરુષાર્થ કર. પણુ તમે તો પૈસાને સર્વસ્વ સમજો છો. તમે પૈસાને બધા કામમાં વધારે મહત્વ આપો છો.

"પૈસો તમને પ્યારો છે પણુ તેને કોઈ નથી પ્યારૂં,
બે ઘડી દીલને બહેલાવે ને ત્રીજી ઘડીએ અંધારું,
સુખ દુઃખના સાચા સંગાથી પૈસો કે પ્રભુ?
કોણુ તમને પ્યારું બોલો પૈસો કે પ્રભુ?
પથ્થર જેવા પૈસા ને સોના જેવા સ્વામી તેમાં,
કોણુ તમને પ્યારૂં બોલો પૈસો કે પ્રભુ?

તમને તો રાત દિવસ પૈસાનાં સ્વપ્ન દેખાય છે. ઉંઘમાં પણુ પૈસા દેખાય છે. તમારૂં આત્મધન કોઈ ઉપાડી જાય છે એની ખબર છે? ક્રોધ, માન, માયા અને લોભ આ ચાર ચોર આત્મધન ઉપાડી જાય છે એની ખબર છે? પૈસો મેળવવા કેવા કામ કરવા પડે છે, કેટલા કર્મ બાંધવા પડે છે? આખો દિવસ ધન-વૈભવ, પુત્ર-પરિવાર અને સ્ત્રી યાદ આવે પણુ પરમેશ્વર ક્યારેય યાદ આવે છે?

"મુશ્કેલી જ્યારે પડે હું ત્યારે તને,
સુખી થતાં વિસરું તને ને દુઃખી થતાં

મૂડી થાયે બે પૈસાની થઈ જાઉં ત્યાં હું અભિમાની,
જ્યારે ખાવાના સાંસા પડે, હું ત્યારે તને યાદ કરું છું.
જોબન જ્યારે અંગે છલકે, પાપ કરૂં ત્યાં મુખડું મલકે,
જ્યારે કાયામાં કીડા પડે (૨) હું ત્યારે તને યાદ કરૂં છું....

જ્યારે તમારી પાસે બે પૈસાની મૂડી થાય ત્યારે અભિમાન આવે છે પણ ધંધામાં જાય, બૈરી માંદી પડે, કેન્સર જેવા જીવલેણ દર્દ ઉભા થાય, જ્યારે પેટ ભરવાના પણ સાંસા પડે છે, ત્યારે પ્રભુ યાદ આવે છે. સુખમાં પ્રભુ કેટલી વાર યાદ આવે છે? જ્યારે લગ્ન થતા હોય, સારી કન્યા ઘેર આવતી હોય, સારો કરીયાવર સાથે આવતો હોય ત્યારે તમારી છાતી ફૂલે છે. અને જ્યારે માંદગી આવે છે, મરવાનો સમય થાય છે ત્યારે નવોઢાને જોઇને આંખમાંથી આંસુ આવે છે. અને વિચારે છે: અરે! આ બિચારીનું હું નહીં હોઉં ત્યારે શું થશે? પણ તું તારો વિચાર કર. તેં તારા આત્મા માટે શું કર્યું છે? એ એના નસીબનું ફોડી લેશે. તું એની ચિંતા કરે છે પણ તેં તારા માટે શું કર્યું? એની ચિંતા તને કદી થાય છે?

સુમતી વ્યાખ્યાન સાંભળીને ઘરે આવે છે. અને સ્વામીને જરા આનંદમાં જોઈને વાત કરે છે. તમે મારી વાત જરા સાંભળશો? "હા તારી વાત જે હશે તે માનીશ પણ મારે પૈસા ખરચવા ન પડે એવી વાત કરજે." સારૂં! આ વાત પણ એવીજ છે. તમે ધર્મગુરૂનું વ્યાખ્યાન સાંભળવા આવશો? એમાં તમારે પૈસો આપવો નહીં પડે. જો આરતીમાં જાવ તેમજ કથાકીર્તનમાં જાવ તો તમારે પૈસા આપવા પડે. વ્યાખ્યાન સાંભળવામાં કાંઇ પણ દેવું પડતું નથી. ચપટી ચોખા પણ મૂકવાના નથી. ધનદેવ વ્યાખ્યાન સાંભળવા આવવાની ના પાડે છે. મારે ત્યાં જવું નથી. ત્યાં ફાળા થાય, ખરડા થાય અને મારે ખરચ કરવો પડે માટે હું ત્યાં નહીં જાઉં. ધનદેવની આ વાત સાંભળી સુમતી પતિને ધર્મમાં સ્થિર કરવા કહે છે કે ઠીક તમને થોડું પુન્ય થાય એવી વાત કરૂં. તમારે રોજ આખા દિવસમાં ગમે ત્યારે એકવાર મુનિરાજના દર્શન કરવા જવું, તેમાં તમને એક પૈસાનો પણ ખર્ચો નહીં લાગે. ઠીક તારી આ વાત માનીશ અને રોજ ગમે ત્યારે ગુરુદેવના દર્શન કરીશ. પતિને વધુ મજબૂત કરવા, કહે છે. એમ નહીં, તમે બોલીને ફરી જાઓ તો? પ્રતિજ્ઞા લો કે રોજ દર્શન કરવા જઈશ. "ભલે પ્રતિજ્ઞા લઉં છું." ધનદેવે જવાબ આપ્યો અને પછી સુમતિએ પચ્ચખાણ આપ્યા.

એક દિવસ ધનદેવ કામ ઉપરથી ઘેર આવે છે. ખૂબ જ શ્રમિત થયેલ છે. પેટમાં આજે ઠીક નથી એટલે ખીચડી બનાવરાવી છે. સુમતી થાળીમાં ખીચડી ને ઘી આપે છે. ધનદેવ તુરત બોલે છે કે ઘી ખાવાથી ખોટો ખર્ચ થાય એટલે તેલ આપ. તેલ સાથે ખીચડી હલાવી જ્યાં ખાવા જાય છે ત્યાં તેને પેલી પ્રતિજ્ઞા યાદ આવે છે. અરે! આજે તો દર્શન

કરવાનું ભૂલી ગયો છું! હવે કેવી રીતે જાઉં ? ત્યાં તેની પત્ની કહે છે. હજુ કયાં મોડું થયું છે! જાઓ, હાથ ધોઇને દર્શન કરી આવો. લોભી ધનદેવ જવાબ આપે છે. અરે હાથ ધોવાથી હાથમાં ચોંટેલી ખીચડી ને તેલ ચાલ્યા જાય. આટલો બગાડ આપણને ન પોષાય. આમ ને આમ આ હાથ ઉપર લુગડું ઢાંકવા દે જેથી બીજાને એમ લાગશે કે આને હાથે કાંઇ થયું હશે, એટલે પાટો બાંધ્યો હશે. ધનદેવ લુગડું વીંટીને ગુરુભગવંતના દર્શને જવા માટે તૈયાર થાય છે. ત્યારે સુમતિ કહે છે. કોઇ કાંઈ માંગવાનું કહે તો મને પૂછ્યા વિના માગશો નહિ. સુમતી રોજ ભગવાનની પ્રાર્થના કરીને સૂવે છે. એ સૂતી હતી તે રાત્રે સ્વપ્ન આવેલું કે હવે તારો સારો દિવસ આવશે. આ બાજુ ધનદેવ મુનિના દર્શન કરે છે અને શાસનદેવ સુમતીની સ્તુતિથી પ્રસન્ન થાય છે. ઉપાશ્રયમાં ધનદેવને આકાશમાંથી ગેબી અવાજ સંભળાય છે. માગ! માગ! માગ! હું તારા ઉપર પ્રસન્ન થયો છું. તારે "જે કાંઇ માંગવું હોય તે માંગ!" પણ હું શું માગું ? તમે ઉભા રહો, હું મારી પત્નીને પૂછીને આવું છું" એમ કહીને દોડે છે અને ઘરે જઈ સુમતીને કહે છે. દેવ મારી ઉપર પ્રસન્ન થયા છે. હવે હું શું માગું ? દસ કરોડ રૂપિયા માંગુ ? સુમતિ કહે છે સ્વામી! તમને પૈસા સિવાય કશું દેખાતું જ નથી. આપણી પાસે પૈસાનો કયાં તૂટો છે. તમારા દાદા અને એના દાદા પૈસા મૂકીને ચાલ્યા ગયા. કોણ પૈસાને સાથે લઈ ગયા છે ? માટે તમે જો માગો તો વિવેકનું વરદાન માગો. તમે દેવને કહો કે મને વિવેક આપો. પત્નીની શીખામણ માથે ચડાવી ધનદેવ ઉપાશ્રયમાં જાય છે. અને કહે છે દેવ, મને વિવેકનું વરદાન આપો. તથાસ્તુ કહીને દેવ અંતર્ધાન થઇ જાય છે. દેવના વરદાનથી ધનદેવના વિચારોનો-હૃદયનો અને જીવનનો પલ્ટો થઇ જાય છે. તેનામાં વિવેકનો આવિષ્કાર થાય છે. અને ઘેર પહોંચી હાથપગ ધોવા પાણી માગે છે. આજુબાજુમાં પડોશીમાં કોઇ ભુખ્યા હોય એને જમાડીને પછી પોતાને જમવું એવો વિચાર આવે છે. રૂપીયાનું દાન દેવા માંડે છે અને બાપાના દટાયેલા રૂપિયા બહાર કાઢે છે અને પૈસાનો સદ્વ્યય કરે છે.

" દે ગયા સો લે ગયા, ખા ગયા સો ખો ગયા,
મૂક ગયા વો જખ માર ગયા " (૨)

જેઓ ધનને પરાર્થે-બીજાને માટે વાપરે છે તેઓ પરભવનું ભાતુ બાંધે છે. ખાઈ જાણે છે તેનું ખોવાઈ જાય છે. અને મૂકીને જાય છે તે જખ મારતો જાય છે. ધનદેવ પરભવનું ભાથું બાંધે છે. સુમતી જેવી સ્રી પતિને સુધારે છે અને ધર્મી બનાવે છે. તમને સુમતિ જેવી સ્રી મળી છે ? તમને આ સુંદર અવસર મળ્યો છે, તો ધર્મ કરો. ધર્મ કરશો તો તમારા આત્માનું પરમ કલ્યાણ થશે.

## વ્યાખ્યાન. નં. ૧૧

### અષાડ વદ ૧૨ ને સોમવાર તા. ૧૯-૭-૭૧

અનંત કરૂણાના સાગર વિશ્વ વંદનીય, પરમપંથના પ્રકાશક, માર્ગ ભુલેલા જીવોના માર્ગ દર્શક ભગવાને સિદ્ધાંતથી સમજાવ્યા. સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનું નામ સિદ્ધાંત. બારમા ઉપાંગ વિશે ભગવાન સમજાવે છે.

" तत्थणं रेवयगस्स पव्वयस्स अदूर सामंते एत्थणं नंदणवणे नामं उज्जाणे होत्था सव्वोउय पुप्फ जाव दरिसणिज्जे तत्थणं नंदणवणे उज्जाणे सुरप्पियस्स जक्खस्स जक्खायथणे होत्था। चिराइए जाव बहुजणो आगम्म अच्चेइ सुरप्पियं जक्खायथणं । सेणं सुरप्पिए जक्खायथणे एगेणं महया वणमंडेणं सव्वओ समंता संपरिक्खित्ते जावं पुण भद्दे जाव सिलावट्टए "

રેવત ગીરી પર્વતની નજીક નંદનવન નામનું ઉદ્યાન હતું. તેમાં અનેક જાતનાં વૃક્ષો હતાં. જોતાં માણસને આનંદ આવે એવાં અનેક જાતનાં ફળ-જમરૂખ, સીતાફળ, જામફળ, ચીકુ, કેળા, મોસંબી તેમાં થતા તથા ફૂલોમાં-જાઈ, જુઈ,ડમરો-મરવો, જાસુદ, કેવડો, કેતકી, મોગરો, માલતી, ગુલાબ, ચંપો, વગેરે અનેક જાતના ફૂલ થતાં, અનેક જાતનાં પક્ષીઓ પોતાના મધુર કલરવથી ઉદ્યાનને કિલ્લોલતું બનાવે છે. આવું નંદનવન દેખવા યોગ્ય છે. ત્યાં જતાં લોકોના શોક તથા સંતાપ શમી જાતા ને દિનભરનો થાક ઉતરી જાતો.

તે નંદન વનની અંદર યક્ષનું મંદિર હતું. તે યક્ષનું નામ સુરપ્રિય હતું, તે મંદિરની બહુ જુની પુરાણી બાંધણી હતી. અનેક લોકો આ યક્ષને વાંદવા અને દર્શન કરવા આવતાં. દેવાલયની આજુબાજુ મોટું કંપાઉન્ડ હતું. તે બગીચામાં પૃથ્વી શીલા જેવો પથ્થર હતો. તે બહુ સુંવાળો હતો. લોકો ત્યાં આનંદ-પ્રમોદ કરતાં હતાં. આવા વાતાવરણથી નગરીની શોભા અદ્ભુત હતી. થાકી ગયા હોય, બેસી બેસીને જેના પગ અક્કડ થઇ ગયા હોય, તેવા લોકો ત્યાં ટહેલવા આવતા. ભગવાન મહાવીર સ્વામી કહે છે. મિથ્યાત્વ જીવની સાથે અનાદિ કાળથી છે, મિથ્યાત્વની માન્યતાઓ જેવીકે માનતા કરવી, ધુપ દીવા કરવા, નૈવેદ્ય ધરવા, ગોત્રીજ ઝારવા વિગેરે પ્રકારની માનતા અનાદિ કાળથી ચાલી આવે છે. મિથ્યાદૃષ્ટિ લોકો એમ મનાવે કે યક્ષાદિની માન્યતા કરે તેને ત્યાં ધનના ઢગલા થાય. જૈન ધર્મ આવું માનતો નથી. એ સાફ સાફ ના પાડે છે. પોતે પોતાના પાપથી દુઃખી થાય છે, અને પોતાના પુણ્યથી સુખી થાય છે.

"अप्पा कत्ता विकत्ताय दुहाणय सुहाणय ।
अप्पा मितममितं च दुप्पट्ठिय सुप्पट्ठिय ॥" ઉત્ત. અ. ૨.

સુખનો કર્તા પોતાનો આત્મા છે. અને દુઃખનો કર્તા પણ પોતાનો જ આત્મા છે. પોતાના કર્મ પ્રમાણે નિમિત્ત મળ્યા જ કરે છે. 'એણે મારૂં આમ કર્યું', એ મારી ચડતી જોઈ ન શક્યો. એણે ખોટી રીતે મારું નુકશાન કર્યું" આમ તમે બહારનાને શત્રુ બનાવી દીધા છે. "એ મને મળે છે ત્યારે મારી સામે પણ જોતો નથી, આનું હું ક્યારે ખરાબ કરું? આનું હું કોઈ દિવસ સારું થવા ન દઉં." આ બધા અજ્ઞાનીનાં કામ છે. જ્ઞાની માણસ આવું કદી બોલે નહીં. આપણે અજ્ઞાન દશામાં કેટલાં કર્મ બાંધ્યા છે, તેની આપણને ખબર છે? ના. આજે સાજો સારો માણસ કેન્સર જેવા જીવલેણ દર્દનો ભોગ બને છે. તો આમ કેવી રીતે બનતું હશે? પોતાના કર્મ પ્રમાણે ફળ મળે છે. જે કાંઈ થાય છે એ મારા કર્મના પ્રતાપે થાય છે. પડતી થઈ, ધંધામાં ખોટ આવી, આસામી પડી ભાંગી, વૈરી માંદી થઇ, ભાગીદાર પૈસા ખાઈ ગયો, આ બધું કર્મને આધીન થાય છે. પોતાના ઉપાદાન પ્રમાણે થાય છે. સામી વ્યકિતઓ તો તેમાં નિમિત્ત છે.

"નથી કોઈ શત્રુ મારે આ દુનિયામાં,
ખરા દુશ્મનો મારા દિલમાં છુપાયા,
લડતો રહ્યો છું નિરંતર ઝઝુમી,
છતાં દુશ્મનો તો જરી ના જીતાયા,
કલેજે પડયાં છે એવા કંઈક કાણાં,
કેમ કરી ગાવું હું તો પ્રભુ તારા ગાણાં"

જ્ઞાની પુરૂષો કહે છેકે આ દુનિયામાં મારે કોઇ શત્રુ નથી. તમે કેટલાના દુશ્મન છો? અને તમે કેટલાને શત્રુ માનો છો? તમે કેટલા સાથે વેર ઝેર રાખો છો? કેટલાને છેતર્યા છે? શું આનો હીસાબ તમે કદી કર્યો છે ખરો!

"જોર કરીને જીતવું ખરેખરૂં રણખેત,
દુશ્મન છે તુજ દેહમાં, ચેત ચેત નર ચેત."

તારા દેહમાં દુશ્મન બેઠેલા છે. એની સામે યુદ્ધ કરો. આત્માના દુશ્મન સામે જોર કરીને લડવાનું છે. આ દુનિયામાં કોઈ મારૂં બગાડનાર નથી. મહાવીર સ્વામી સામે ગૌશાળો હતો. ગજસુકુમાલની સામે સોમિલ હતો. ખંધકની સામે પાલક હતો. સામસામા વિરોધી પક્ષ તો ઉભા જ હોય છે. જે વીર પુરૂષો મહાન થઈ ગયા તે કોઈ જીવને દુભાવતા નથી, કોઇનું બુરૂં ઇચ્છતા નથી. જે ઉપસર્ગ સામે અડગ રહ્યા, પરિષહોને જેણે

હસતાં હસતાં સહ્યા. વિપત્તિના વાદળાં વરસાવનારની સામે કરૂણાની વૃષ્ટિ કરી. દુઃખ દેનાર સામે પણ દયાભાવ દાખવ્યો. એવા ભગવાનને પણ ઉપસર્ગ થયા છે તો આપણે પામર માનવી કયા હીસાબમાં! કર્મને શરમ નથી. આણે મારું બગાડયું એ ભ્રમને ભાંગી નાખ.

"આત્મભ્રાંતિ સમ રોગ નહીં, સદ્ગુરૂ વૈદ્ય સુજાણ,
ગુરૂ આજ્ઞા સમ પથ્ય નહીં, ઔષધ વિચાર ધ્યાન."

મોટામાં મોટો રોગ મિથ્યાત્વનો છે. મિથ્યાત્વના રોગને લીધે જીવ ખૂબ હેરાન થાય છે. મેં એનું આમ કર્યું, મેં એનું તેમ કર્યું. પરનો દોષ અને પોતાના ગુણને જુએ છે. અભિમાનને પોષે છે. તું મારા ઘર સામેય જોતો નથી! મારા દાણા ખાઈને મારી સામે બોલે છે? મેં જો દાણા ન આપ્યા હોત તો ભુખ ભેગો થઈ જાત. મેં આ કર્યું ને આમ કર્યું, એમ અભિમાનમાં અક્કડ બનીને ફરે છે.

"નિત્ય અભિમાનના ઓટલે ઉભીને, જીવ મમતા તણી મ્હોર મારે,
હું કરૂં હું કરૂં મારુ આ છે બધું, એમ ગુંચાય સંસાર ગારે,
હું જ સર્વોપરી ધનિક વિદ્વાન છું, મારું મારું નગારું વગાડે,
હાય અભિમાનના પંકમાં ગબડતા, માનવી કિંમતિ જીવન હારે."

હું જ કરૂં છું, મારે લીધે જ બધું થાય છે. મેં આવડી મોટી મીલ, મોટર તેમજ બંગલા બનાવ્યા. મેં આટલી ચાલી બનાવરાવી. કેટલાયને રહેવા મકાન આપ્યા. મેં સારૂં એવું દાન આપ્યું. હું બધું કરૂં છું. હું કાંઈક છું. આમ અભિમાનના ઓટલે ઉભો રહીને જીવ મમતાની મ્હોર મારે છે. હું સર્વોપરી છું, સત્તાધીશ છું. શ્રીમંત છું, વિદ્વાન પંડિત છું. એમ ગુમાનમાં ફરે છે. આ મારૂં, આ બંગલો મારો, આટલી પેઢી મારી. એમ મારૂં મારૂં કરી મારાપણાનું નગારૂં વગાડે છે. અભિમાનના પંકમાં પડેલા હે માનવ! જાગૃત થા. 'મેં કર્યું, મેં કર્યું' આમ મમત્વની જાળમાં તું ગુંચાતો જાય છે પરંતુ આ શરીર પણ તારું નથી તો આટલો મોહ શા માટે કરે છે? તું ચૈતન્ય ભગવાન છે. તારે આ જંજાળ શેની છે?

"एस वीरे पसंसिए, जे अच्चेइ लोग संजोगं" આચારંગ સૂત્ર. અ. ૨. ઉ. ૬

ભગવાન એમને વખાણે છે કે જે લોકના સંયોગથી છુટા થયા છે. તમે છુટા થયા છો કે વળગી રહ્યા છો? છોકરો તૈયાર થશે પછી વ્યાખ્યાનમાં આવીશું. જ્યારે છોકરો તૈયાર થાય છે ત્યારે બીજી દુકાન કરાવી આપે છે પણ પોતાના માટે શું કરશે? છોકરાઓ પણ કહે છે કે હવે અમે તૈયાર થઈ ગયા છીએ અને વહીવટ સંભાળી લીધો છે. તમારે હવે દુકાને આવવું નહીં. પણ દુકાનથી એવો ટેવાયેલો છે કે દુકાને ગયા વગર એને ચેન પડતું નથી. હવે તો પૌષધશાળામાં બેસી જાવ. હું કોણ? કયાંથી આવ્યો છું?

ક્યાં જવાનો છું? તેનું ચિંતન કરો. જ્યારે અંદરથી આત્માની લગની લાગે અને સ્વરૂપાનંદની લહેર આવે ત્યારે આ બધું છોડી દે છે, અને મોક્ષ માર્ગ તરફ પ્રયાણ કરે છે. સંસારનું સુખ મળવું કે ટળવું એ કર્મને આધીન છે. મજુરો કેટલું વજન ઉંચકે છે, કેટલી કાળી મજુરી કરે છે, પણ સાંજ પડે રોટલો ને મરચું મેળવી શકે છે. ઘીનું ટીપું પણ પામતા નથી. શું તમે આવી મજુરી કરો છો? ના; શેઠને સહી કરતા પણ નથી આવડતી છતાં ભણેલો અને ગ્રેજ્યુએટ એને ત્યાં નોકરી કરે છે. આ કેવી વિચિત્રતા છે? કચરામાંથી લાખો રૂપિયા મળી જાય છે. સ્વપ્નમાં પણ નહીં ધારેલ એટલા રૂપિયા મળે છે. આ બધું ભાગ્યને આધીન છે. જુઠું બોલીને, કાળા બજાર કરીને, કોઇને છેતરીને પૈસા મલશે આવું તમારા ભેજામાં કેમ બેઠું છે? લાખો રૂપિયા ભેગા કરનારા પણ નર્કમાં જાય છે. ભવ બદલાયા પછી કોણ કોને ઓળખે છે? લાખો રૂપીયા મૂકી જનાર વ્યક્તિ તે જ ઘરમાં પારેવું થઇને બેસે છે. એને ઉડાડે તો પણ ફરી તે ત્યાં ને ત્યાં બેસે છે. ઉડાડનારને ક્યાં ખબર છે કે એ મારો બાપ છે. ગમે તેટલા પાપના પોટલા બાંધશો તો પણ પરભવમાં તમારી સાથે વૈભવ આવવાનો નથી. મરીને જનારા સાથે શું બાંધી ગયા!

જન્મીને મરી જાવું એટલી જ વાત છે,<br>
એમાં તો માનવીને કેટલી પંચાત છે!".

બર્થડે ઉજવો છે ને! આ ગાંઠમાંથી વરસ છુટી ગયું. ઘણા પુન્યથી મનુષ્ય દેહ મળ્યો. તેનું આખું વરસ વહી ગયું તેમાં પુન્ય કેટલું ઉપાર્જન થયું! તમે ઘણા ભાગ્યશાળી છો કે તમે અમેરીકામાં જન્મ્યા નથી કે જ્યાં ધર્મ નથી. અહીં સદ્‌ગુરૂ મળ્યા છે, સદ્‌ધર્મ મળ્યો છે, આવો રૂડો અવસાર મળ્યો છે, વીતરાગની વાણી સાંભળવા મળી છે. હવે તમારે આરાધના કરવી છે કે વિરાધના? આવો રૂડો અવસર મળ્યો છે. ને આરાધના નહી કરો તો ક્યાં જશો! કરોડપતિનો દીકરો નિશાળે જતો હોય અને કોઈ દાદા ચોકલેટ વેચે તો તે પણ બધાની જેમ ચોકલેટ લેવા માટે હાથ લંબાવે છે. પણ એને ખબર નથી કે હું શ્રીમંત પુત્ર છું, અણુ સમજમાં ચોકલેટ માગે છે. જ્યારે મોટો થશે ત્યારે સમજણ પડશે કે હું કોનો દીકરો છું અને મારી પાસે કેટલી સંપત્તિ છે. હું ચોકલેટ માટે હાથ લંબાવું? પ્રથમ લંબાવ્યો હતો તેની હવે શરમ આવે છે. 'મારા પિતા તો આવી કેટલી ચોકલેટો આપી શકે તેમ છે.' એમ જ્યારે સ્વરૂપ ભણી દ્રષ્ટિ વળે છે ત્યારે ચૈતન્ય દેવની વિભૂતિ નિહાળતા ખ્યાલ આવે છે કે મારા આત્મામાં કેટલો વૈભવ છે! કેટલી તાકાત છે! કેટલી શક્તિ ભરેલી છે! ટચલી આંગળીએ મેરું પર્વત ધ્રુજાવી નાંખે એવી ચૈતન્યમાં તાકાત છે. અનંત ઋદ્ધિનો સ્વામી હું-મારે આવી રીતે ભીખ માંગવાની હોય? કદી નહીં, અઢળક સંપત્તિનો સ્વામી ભીખ માંગે? મારે પંખો જોઇએ, રેફ્રીજેટર જોઇએ, રેડીયો જોઇએ,

ફોન જોઈએ, અદ્યતન સાધનો જોઈએ. કેટલી મોટી ભીખ ? મોટાને મોટી ભીખ, નાન ને નાની ભીખ. શ્રીમંત કે ગરીબ પણ જેની તૃષ્ણા વધારે એ જ્ઞાનીની દૃષ્ટિએ ભીખારી જ છે.

"દુકખં હયં જસ્સ ન હોઈ મોહો, મોહો હઓ જસ્સ ન હોઈ તણ્હા
તણ્હા હયા જસ્સ ન હોઈ લોહો, લોહો હઓ જસ્સ ન કિંચણાઈ".

ઉત્તરા. અ. ૩૨. ગાથા. ૮.

જેણે દુઃખનો નાશ કર્યો છે તેને મોહ નથી, જેણે મોહનો નાશ કર્યો છે તેને તૃષ્ણા નથી, જેણે તૃષ્ણાનો નાશ કર્યો છે તેને લોભ નથી અને જેણે લોભનો નાશ કર્યો છે તેને લોકમાં કોઈ પ્રકારની લાલસા રહેતી નથી. એક ભીખારી ભીખ માગે છે, અને એક દીવસ તેના પર દેવી પ્રસન્ન થાય છે. દેવીને તે કહે છે કે જો તમે પ્રસન્ન થયા હો તો આ મારી થેલી સોના મહોરથી ભરી દયો. દેવી કહે છે એક શરતે ભરી દઉં. જો મારી સોના મહોર નીચે પડશે તો કાંકરા થઈ જશે. 'ભલે'. ભીખારીએ પોતાની જર્જરિત થેલી ધરી. દેવીએ તેમાં સોના મહોર નાખવા માંડી. થેલી અર્ધી ભરાણી, પોણી ભરાણી, 'હવે બસ કર'. દેવીએ ભીખારીને કહ્યું. પરંતુ ધનના લોભી ભિખારીએ કહ્યું, આટલા-માં શું ! હજુ નાખો. થેલીને ઠાંસીને ભરી પણ સોના મહોરના વજનથી જર્જરિત થેલી ઝીલી ન શકી અને ફાટી ગઈ. અને બધી સોનામહોર જમીન ઉપર પડતાં કાંકરાના રૂપમાં ફેરવાઈ ગઈ. અતિ લોભ એ પાપનું કારણ છે. તમારો કોથળો પણ પેલા ભીખારી જેવો છે. તમારે કેટલું જોઇએ છે ? તૃષ્ણાનો તો કોઈ પાર નથી. હવે તો જિન માર્ગ ઉપર આવો, હવે કાંઈક સમજો તો સારું, વધારે મોટી ડીગ્રી મેળવીને પૈસો મેળવવો છે. તમને પૈસામાં પરમેશ્વર દેખાય છે. પૈસો મેળવવા કરતાં આત્મા માટે પુરૂષાર્થ કરો તો કલ્યાણ થઈ જાય. ભણેલા ગણેલા બનવું છે. પાંચમાં પુછાવું છે. મોટા થઇને મ્હાલવું છે. ખુરસી મેળવવી છે અને ખુરસી લેવા માટે વોટ મેળવવા છે. 'મને વોટ આપજો, મારું નિશાન ઘોડો છે. મારું નિશાન તારો છે આની ઉપર ચોકડી કરજો.' ખુરશી લેવી છે. સત્તા લેવી છે, એને માટે કેટલી મહેનત ? પણ સત્તા ખત્તા ખવરાવે છે. માણસ જ્યારે સત્તા ઉપર આવે ત્યારે ઘર ભરવામાં પડી જાય છે. અધિકાર મળ્યો, સત્તા મળી પણ પછી જો સારાં કામ ન કર્યા તો ધિક્કાર મળશે. રામચંદ્રજીને ગાદી મળવાની હતી ત્યારે રાતના ઊંઘ પણ આવી ન હતી. એમને વિચાર આવતો હતો કે આ કાંટાળો તાજ કાલે મારા માથે મુકાશે ! પણ સવારે ઉઠતા સાંભળ્યું કે ભરતને ગાદી અને રામચંદ્રજીને બાર વરસનો વનવાસ; ત્યારે રામચન્દ્રજી રાજી થયા.

"ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રી ગોપાલ".

મીરાંબાઈના જીવનમાં પણ શું બને છે ! તે જુઓ. રાણો પરણીને ઘરે આવ્યો, પછી કહે છે કે મારે નથી જોઈતી, ત્યારે મીરાં શું કહે છે : સારૂં થયું. મને ભગવાન ભજવાનો

સમય મળ્યો. ત્યારે તમે શું કરો છો? રાજ્ય માટે, પૈસા માટે ભાઈ પણ દુશ્મન બને છે ને? કોર્ટમાં પણ જાવ છો ને! જ્ઞાનીઓ કહે છે ભાઇ, આ તારી ભૂલ છે. બહાર તારા દુશ્મન નથી. પણ તારા દીલમાં દુશ્મન બેઠેલા છે. એમની સામે બળવો પોકાર્યો નથી તેથી તે વશ થતા નથી. અંદરની જોઇએ તેવી જાગૃતિ નથી. જોઇએ તેવી શક્તિ ફોરવી નથી. તાકાત કેળવી નથી. તેથી દુશ્મનો તમારા ઉપર ચડી બેઠા છે. દુશ્મનને દુશ્મન તરીકે ઓળખી એની સામે પડકાર ફેંકીએ. એની સાથે લડી લઈએ તો જરૂર જીતી જવાય. કારણ કે કર્મ બીચારા રાંકડા છે જ્યારે આત્મા અનંત શક્તિનો ધણી છે. જો સાચું સુખ મેળવવું હોય, સાચો આનંદ માણવો હોય, દુશ્મનોથી બચવું હોય તો પુરૂષાર્થ કરવાની જરૂર છે. જે કર્મથી છૂટવાના પ્રયત્ન કરશે તેનું અવિનાશી કલ્યાણ થશે. વિશેષ અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન નં.....૧૨

### અષાડ વદ ૧૩ ને મંગળવાર તા. ૨૦-૭-૭૧

નાથે સિદ્ધાંત પ્રરૂપ્યા સિદ્ધાંત. એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ, તેનું નામ સિદ્ધાંત. અહીં બારમું ઉપાંગ વન્હિદશા જેમાં નિષધ કુમારનો અધિકાર ચાલે છે. રૈવતગીરી પર્વત પાસે નંદનવન નામનો બગીચો હતો. તે દ્વારિકા નગરીની શોભામાં અભિવૃદ્ધિ કરતો હતો.

આ દ્વારિકા નગરીમાં કૃષ્ણ નામના (વાસુદેવ) રાજા રાજ્ય કરતા હતા. એનામાં ઘણાં ગુણ હતાં. ગુણ વિના કંઈ પ્રાપ્ત થઈ શકતું નથી. રાજા ગુણવાન હોય તો તેની પ્રજા ગુણવાન હોય. રાજા ઉદાર દીલનો હોય, પરદુઃખભંજન હોય, પોતાના સુખને જતા કરીને પારકાના દુઃખ હરનાર હોય તો તે રાજાના ગુણો પ્રજામાં પણ ઉતરે છે.

જેના હાથમાં સમાજનું નેતૃત્વ છે, તેનામાં ઉદારતા, સહનશીલતા, વાત્સલ્ય, સહાનુભૂતિ, આવા અનેક ગુણો હોવા જરૂરી છે.

ગણેશને ઘણાં પૂજે છે. ગણેશ એટલે સમાજ નેતૃત્વનું પ્રતિક અને ગણ એટલે સમુદાય-મંડળી, એનો ઇશ એટલે સ્વામી, નેતા, ઉપરી, પ્રજા પર શાસન ચલાવનારનાં લક્ષણ આમાં પડયાં છે. ગણેશ એટલે વડીલ-ઉપરી, આપણે કોઇ પણ સારૂં કામ કરીએ છીએ ત્યારે વડીલને પગે લાગીએ છીએ.

ગણેશનું પેટ મોટું હોય છે. જેનું પેટ દરિયા જેવું મોટું છે, તે જ ઘરનો વડીલ, સમાજનો નેતા કે પ્રજાનો શાસક બનવાને યોગ્ય છે. દરિયો પોતાનામાં સારી–ખરાબ બધી ચીજને સમાવી લે છે. તેમ વડીલ કે રાજા પણ બીજાના દોષો તરફ ન જુવે. બધાને પોતાના તરફથી પ્રેમ સાથે હૂંફ આપે. પણ કોઈનો તિરસ્કાર ન કરે.

ગણેશની આંખ ઝીણી હોય છે. ઝીણી આંખ સૂક્ષ્મ દૃષ્ટિને સુચવે છે. નેતા–રાજા સ્થૂલદૃષ્ટિવાળો ન હોય. દરેક પ્રશ્નો અને દરેક પરિસ્થિતિનો સૂક્ષ્મ રીતે વિચાર કરે. માણસ ઝીણી નજરે જુએ તો વસ્તુના હાર્દને પામી શકે. સ્થૂલદૃષ્ટિને કારણે માણસ ભોગ–વિલાસ, કંચન અને કામિનીના રેસમાં ઉતર્યો છે. સૂક્ષ્મદૃષ્ટિ આવતાં શરીર અને સંપત્તિ કે કામનો વિચાર નહી રહે. આત્મા અને પરમાત્માનો વિચાર પણ કરશે.

ગણેશના કાન મોટા હોય છે. એનો ભાવ એ છે કે સમાજનો નેતા, પ્રજાનો પાલક-પિતા કાન વિશાળ રાખે. નાના–મોટા, ગરીબ, શ્રીમંત આદિના ભેદભાવ વિના ફરિયાદ કરવા આવનાર દરેકની વાત પ્રેમપૂર્વક સાંભળે. જો દરેકને સંતોષ ન આપી શકે તો તે પ્રજાપ્રિય ન બની શકે. પૂર્ણ સત્યને પામી શકે નહિ. માટે વડીલે દરેકની વાત સાંભળી સારાસારનો વિવેક કરવો જોઈએ.

ગણેશનું નાક લાંબુ હોય છે. એનો અર્થ એ છે કે દૂર દૂર રહેલી વાત પણ લક્ષ બહાર ન હોવી જોઈએ. ઘરમાં શું બની રહ્યું છે તે વડીલે અને પ્રજામાં શું બની રહ્યું છે તેનું રાજાએ ધ્યાન આપવું જોઈએ. સારી ખરાબ બધી જાતની વાતો અને બધી જાતની વ્યક્તિ તેની પાસે આવે. તેમાં સારાનો સ્વિકાર કરે અને ખરાબને દૂર કરે.

ગણેશનું વાહન ઉંદર છે. ગણેશ કેવડા મોટા ! તે ઉંદર ઉપર બેસે તો ઉંદર બિચારો મરી જ જાય ! પણ આની અંદર ગૂઢાર્થ રહેલો છે. માણસ મોટો હોય, પણ તેનું સૈન્ય નાના નાના માણસોનું બનેલું હોય છે. નાના માણસો મોટાના વિચારોનું વાહન હોય. ખૂણામાં અને ગલીઓમાં–ઘરઘરમાં રહેલી વ્યથા અને કથા એ લાવી શકે. અને નેતાના વિચારો નીચલા ઘરમાં પહોંચાડી શકે.

વડીલો નાનામાં રહેલી મોટાઈ જુએ. નાનાને પણ આદર અને સન્માન આપે. શ્રીકૃષ્ણ મહારાજ ઉપરોક્ત ગુણોથી વિભૂષિત હતા. તેથી તેમની પ્રજા શાંતિ અને સુખ અનુભવી શકતી.

આજે દેશના નેતાઓમાં પ્રજાને સુખી કરવાની વૃત્તિ લોપ થઈ ગઈ છે. અને પોતાના સ્વાર્થ સામે સૌ જુએ છે. નેતાઓને એશઆરામ કરવા છે. પ્રજાને ચુસવી છે. જ્યાં જુઓ ત્યાં લાંચીયું ખાતું વધી ગયું છે ન્યાયાધીશ પાસે, ડોકટરો પાસે કે પ્રોફેસરો પાસે જ્યાં જાવ ત્યાં લાંચ આપો એટલે તમારો વિજય થાય છે.

આ લાંચને હિસાબે જ આવું અધઃપતન થયું છે. અબ્રાહમ લીંકનનાં જીવનનો એક પ્રસંગ છે. તેઓ એક આદર્શ વકીલ હતાં. એક વખત એક અમીર તેમની પાસે આવે છે. અને કહે છે. સાહેબ ! મારે એક ખેડૂત પાસે અઢી ડોલરનું લેણું છે. તે એવો અભિમાની બની ગયો છે કે મારી વાતને ધ્યાનમાં લેતો જ નથી. તેને બરાબર પાઠ ભણાવવાની જરૂર છે. તેથી આપની પાસે આવ્યો છું. તેના ઉપર કેસ કરવા માગું છું. આ સાંભળી વકીલ સાહેબ હસી પડે છે. ભાઈ! અઢી ડોલરમાં શી મોટી વાત છે? ન આપે તો પણ તારે શો ફાયદો આવવાનો છે? અમીર અને ખેડૂત વચ્ચેનો સંબંધ બાપ-બેટા જેવો હોય. તમે જતું કરતાં શીખો. વળી આપને ખબર હશે કે મારી ફી ૧૦ ડોલર છે. અઢી ડોલર માટે ૧૦ ડોલર ભરશો ?

અમીરે જવાબ આપ્યો " સાહેબ ! આ પૈસાનો સવાલ નથી. પ્રતિષ્ઠાનો સવાલ છે હું દસ ડોલર ભરીશ પણ કેસ તો લડવો જ છે"

"ભલે-દસ ડોલર ફી મૂકી દો. તારૂં કામ પતાવી આપીશ." વકીલ સાહેબે ટૂંકામાં પતાવ્યું. પેલો અમીર ૧૦ ડોલર આપી રવાના થયો. પછી લિંકન સાહેબે ખેડૂતને બોલાવ્યો અને પૂછ્યું. "તારી પાસે પેલા અમીરના અઢી ડોલર માગણા છે"? 'હા સાહેબ, ખેડૂતે કહ્યું. "આ પાંચ ડોલર લઈ જા, તેમાંથી રાા ડોલર શેઠને આપી આવ અને પહોંચ મને આપી જજે. બાકીના અઢી ડોલર તારી પાસે રાખજે." એમ કહી વકીલ સાહેબે પાંચ ડોલર ખેડૂતના હાથમાં મૂકયા. ખેડૂને તે પ્રમાણે કર્યું. અઢી ડોલર શેઠને આપી, પહોંચ વકીલ સાહેબને પહોંચાડી દીધી. પેલા અમીરને પોતાના પૈસા મળી જતાં મોટર લઈ વકીલ પાસે આવ્યા અને કહ્યું "સાહેબ ! પૈસા મળી ગયા છે. હવે કેસ ચલાવવાની જરૂર નથી." અમીરે લિંકન સાહેબના ટેબલ ઉપર પોતાના હાથે લખેલી પહોંચ જોઈ અને લિંકન સાહેબની વિચિક્ષણતાને પામી ગયા.

ઘણા વકીલોને આવી રીતે કુનેહથી કામ લેતાં આવડે છે. બુદ્ધિશાળી માણસો ઝગડા કરતા નથી. ઘણાં વકીલો પણ સારા હોય છે. જે ઝગડા થતાં અટકાવે છે અને બન્ને બાજુના પક્ષોની સાથે સમજાવટથી અને શાંતિથી કામ લે છે.

"મન મોટું છે જેહનું, તે જન મોટા હોય,
ક્ષમા, ગુણ, ધૈર્ય, નમ્રતા, સહાય તેનામાં હોય."

ઉંમરમાં મોટો તે ખરેખર મોટો નથી પણ જેનું મન મોટું છે, ક્ષમા, ધૈર્ય આદિ ગુણો જેનામાં છે તે મોટો માણસ છે. જેનામાં ગંભીરતા નથી તે કુટુંબમાં કલેશ, જ્ઞાતિમાં કલેશ અને વાતવાતમાં કલેશ કરે છે. કલેશ થતાં વેરનાં બીજ વવાય છે નાની વાતને મોટું સ્વરૂપ આપી સંબંધ તોડી નાખે છે. જરા જેટલી પણ ઉદારતા બતાવી

શકતા નથી. અસહિષ્ણુ માણુસ તો જે પોતાના હોય, તેની સાથેનો વર્ષોનો જુનો સંબંધ પણ જરાક વારમાં તોડી નાખે છે. જ્યારે સહિષ્ણુતાવાળા બધું જતું કરે છે. લોઢું ગરમ હોય તો કાંઈ હથોડો કે ઘણ ગરમ થતાં નથી. કોઈ માણુસ ગમે તેમ બબડે, ભલે ગાળો દે, અને ન બોલવા જેવા શબ્દો બોલે પણ આદર્શ મહાત્માઓ ખૂબ સમતા રાખે છે. નમ્રતા રાખે છે. સાધુના માર્ગમાં આગળ વધવા કષાયની મંદતાની અત્યંત આવશ્યકતા છે.

"કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ,
ભવે ખેદ અંતર દયા, તે કહીએ જીજ્ઞાસ."

જે જિજ્ઞાસુ જીવ હોય તેને એક મોક્ષની જ ઈચ્છા હોય. ભવ કરવામાં ખેદ વર્તતો હોય, સાચું સુખ આત્માનું જ છે. તમે પૈસામાં અને પત્નીમાં સાચું સુખ માન્યું છે. તેને પ્રાપ્ત કરવા અનેક તરંગો મનમાં ઉઠયા કરે છે.

મનકી તરંગ માર લો, બસ હો ગયા ભજન,
આદત બૂરી સુધાર લો, બસ હો ગયા ભજન,
આયા કહાં સે કૌન હૈ, ઔર જાયેગા કહાં,
ઈતના યહી દીલ વિચાર લો, બસ હો ગયા ભજન."

કવિ કહે છે કે તમે પ્રાર્થના કરો છો, ભક્તિ કરો છો પણ તમારું મન કયાં રખડે છે? મનને વશ કરો. ચિત્તને એકાગ્ર કરો. મનને એકાગ્ર કરવાથી ચિત્તમાં પ્રસન્નતા આવે છે. દુકાનમાં, બાળકોમાં, ધંધામાં, સમાજમાં આમ અનેક જગ્યાએ તમારી શક્તિઓ વેડફી નાખો છો. પરભાવથી દૂર રહી બધી શક્તિઓને ભેગી કરીને આત્મા માટે વાપરો, તો એક ચમત્કાર દેખાશે. જીવનમાં ઘર કરી રહેલી ખરાબ આદતને સુધારવા પ્રયત્ન કરો. જરા જરા વારમાં ગુસ્સો આવી જાય છે, આવેશ આવી જાય છે, માંન–માયા–લોભના પરિણામો થઈ જાય છે, આ બધી બૂરી આદતો છે. કાંટો વાગ્યો હોય તો ખુંચે, આંખમાં કણું પડયું હોય તો ખુંચે, એમ અવગુણ તમને ખુંચે તો કાઢવા પ્રયત્ન કરો. અવગુણને કાઢી નાખો એટલે સરસ થઈ જશો. આપણામાં ખામી શું છે, આપણામાં બદી શું છે તેને તપાસીને કાઢશો તો મહાત્મા બની જશો. તમારો આત્મા ઉંચ કોટીનો બની જશે. એક આત્મા ઉપર જ લક્ષ આપો. આત્માને કેળવવો છે એવો નિર્ણય કરો. બીજાની ઉપર હું નજર રાખું છું, બીજામાં કેટલા અવગુણ છે તેની ગણતરી કરું છું, પણ પોતે કયાં છે તેની ખબર પડતી નથી. આખા ગામની ચિંતા માથે લઈને ફરે એમાં પોતાને શો ફાયદો થવાનો?

"જુઠા જગનાં જુઠા ખેલ, મનવા મારું તારું મેલ,
તું તો છોડી દેને ચિંતા આખા ગામની.

તું તો ભજી લે ને માળા ભગવાનની.
રાત્રે નિંદ્રા દિવસે કામ, ક્યારે ભજશો શ્રી ભગવાન,
તારી એક એક પળ જાય લાખની,
તું તો ભજી લે ને માળા ભગવાનની."

હું એક આત્મા છું. હું કોઈનો નથી. અને કોઈ મારું નથી. દેખાતા ભૌતિક પદાર્થો ખરેખર મારા નથી, આત્મા મારો છે. સ્વ સિવાય બધું પર છે તો પારકાની ચિંતા શા માટે કરવી? શ્રીમદ્ રાજચંદ્ર કહે છે.

"ના મારાં તન રૂપ કાંતિ યુવતી, ના પુત્ર કે ભ્રાત ના,
ના મારાં ભૃત સ્નેહીઓ સ્વજન કે, ના ગોત્ર કે જ્ઞાતના,
ના મારાં ધન ધામ યૌવન ધરા, એ મોહ અજ્ઞાત્વના,
રે રે જીવ વિચાર એમજ સદા, અન્યત્વદા ભાવના."

આ તન મારું નથી. શરીર પણ મારું નહિં. આ રૂપ એ મારું રૂપ નહીં. આ તો જ્ઞેય પદાર્થ છે. મારે મારાં સ્વભાવમાં ટકવું તે મારો ધર્મ છે. વિભાવમાં જવું તે પર ભાવ છે. તને જે ચામડાની આંખથી દેખાય એ તારું નથી.

અમે સંઘવી, અમે વીરાણી, અમે શેઠ, અમે સખીદા—અમને કોઈ ન પહોંચી શકે, તમે જે જ્ઞાતિ અને ગોત્રને તમારા માનો છો તે પણ તમારા નથી. આ નોકર-ચાકરો, સગાવહાલા, મિત્રો એ પણ તારા નથી. આ મારી મૂડી છે. મારો આ વિમો છે. પણ આમાં તમારું કાંઈ નથી. આમ ને આમ જીંદગી ચાલી જવાની છે. આ મારું નહીં, આ મારું નહીં! એમ તમને કદી લાગે છે? બધી વાતની બાદબાકી કરતાં બાકી રહે તે આત્મા. તે હું છું. તમારા શરીરને, વેપારને, સગાસ્નેહીને કોઈ નુકશાન પહોંચાડે ત્યારે ક્રોધનો આશ્રય લ્યો છો. પણ જ્ઞાની પુરૂષો કહે છે તે બધા તારા છે જ નહિં. તારો તો એક આત્મા જ છે. કષાયના પરિણામો વખતે આ વિચારધારા ટકી રહે, તો આત્માનું અધઃપતન થતું અટકી જાય. ક્રોધ રૂપી અગ્નિને ઠારનાર ક્ષમા છે. ક્ષમા જેવો કોઈ તપ નથી.

"જાણુ પાસે અજાણુ થઈ તત્વ લેવું તાણી, સામો થાય અગ્નિ તો આપણે થવું પાણી."

આમાં તત્વ શું છે તે સમજો. દરેક બાબતમાંથી તત્વને, તથ્યને પકડતાં શીખો. સામો માણસ અગ્નિ હોય તો તમે તેના પર ક્ષમાનું પાણી છાંટો. "क्षमा वीरस्य भुषणम्" ક્ષમા વીરનું ભૂષણ છે.

તમારી બૂરી આદતને સુધારો. પ્રસંગ પડે અને ક્રોધ, માન, માયા, લોભના ભાવો સેવાઈ જાય. અને પછી એમ થાય કે મારે આ પ્રમાણે ન કરવું જોઈએ, એ રાંડયા પછીનું

ડહાપણ છે. માત્ર વાતો કરવાથી મોક્ષ મળતો નથી. તમને એ બધામાં સુખ લાગ્યું છે. પૈસા કમાવવામાં, બંગલા બનાવવામાં સુખ માનો છો પણ એ સાચું સુખ નથી.

સંતો પાસે ભૌતિક વૈભવ કાંઈ નથી, છતાં તમારા કરતાં તેઓ કંઈ ગણા સુખી છે. તેઓને જે સુખ છે તે સ્વસંવેદનનું, સ્વાનુંભૂતિનું સુખ છે. બહારની વસ્તુથી સુખ મળતું નથી. પણ સુખનો ખજાનો અંદર છે. આત્માની અનુભૂતિનું સુખ સાચું છે.

"જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં, કહી શક્યા નહીં તે પણ શ્રી ભગવાન જો,
તેહ સ્વરૂપને અન્યવાણી તે શું કહે, અનુભવ ગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો,
અપૂર્વ અવસર એવો ક્યારે આવશે!

આધ્યાત્મિક સુખ કહી શકાતું નથી. પણ તેનો અનુભવ થઈ શકે છે. આત્માનો અનુભવ મેળવવો હોય તો આખા જગતનું વિસ્મરણ કરો. અંતરમાં ડુબકી મારો. અવગુણને કાઢતા શીખો. આઠ દિવસમાં તમે એક દિવસ તો તમારા આત્માની સંભાળ લ્યો. રવિવારનાં દિવસે એક કલાક ધ્યાન ધરો. તો પણ તમને કાંઈક મળશે.

હે જીવ! તું આટલું વિચાર. હું કોણ અને હું કયાંથી આવ્યો છું.! અને મારુ સ્વરૂપ શું છે? આત્મા ત્રિકાળ ટકવા વાળો છે. તેની સ્વતંત્રતાને પ્રાપ્ત કરવી એ લક્ષ હોવું જોઈએ. બધા દોડી રહ્યા છે. કોઈને જરાપણ ટાઈમ નથી. પણ કયાં જવું છે તેનો ખ્યાલ જ નથી.

એક ભાઈના લગ્ન લેવાયા છે. તેનો એક મિત્ર તેને કહે. "કેમ દોસ્ત! તારા લગ્ન થવાનાં છે તો મને જાનમાં લઈ જઈશ? વરરાજા જવાબ આપે છે. "મિત્ર! મને પણ ખબર નથી કે મારા બાપુજી મને જાનમાં લઈ જશે કે નહિ? પછી તને લઈ જવાની વાત કેમ કરી શકું? કેવી હાસ્યાસ્પદ વાત છે. આવી જ વાત છે અજ્ઞાની આત્માની. જીવ પ્રવૃતિ જોરશોરથી કરે છે, પણ આત્માના અસ્તિત્વમાં જ શંકા છે. સંસારના સુખો અનિત્ય છે. આત્મા નિત્ય છે. તેમાં શ્રદ્ધા લાવી, મોહને છોડો તો મોક્ષ મળશે.

"નિર્મોહી બન, મીટ જાય ફેરા, આયા કહાં સે કૌન હૈ તેરા."

તું નિર્મોહી બની જા. મોહ છે ત્યાં મોક્ષ નથી. મોહથી મુક્ત થાય તેને મોક્ષ મળે છે. મોહ રાખવા જેવો જ નથી. પરિગ્રહનો, સગાસ્નેહીઓનો, અરે! શરીરનો પણ મોહ કરવા જેવો નથી. ભવ ચક્રના ફેરા મટાડવા હોય તો નિર્મોહી જ બનવું પડશે. મોહનો કેફ ચડેલો હશે તો ગમે તેટલી ક્રીયા કરીશ, તો પણ ત્યાં ને ત્યાં રહીશ.

એક ગામની અંદર એક ગરાસીયો રહે છે, તેની સ્થિતિ સાધારણ છે. પણ અફીણનો તે ભારે બંધાણી છે. એક વખત તેની પત્ની કહે છે "કમાવા બહાર ગામ જાવ. બેઠા બેઠા

ખાવાથી કુબેરનો ભંડાર પણ ખૂટી જાય. આપણી પાસે ખાસ મૂડી તો છે નહિં. તમે કુટુંબની જવાબદારી લઈને બેઠા છો તો કમાવા તો જવું જ પડે ને? ઘણીવાર પછી ગરાસિયાએ જવાની હા પાડી. બાઇએ ભાતું બાંધી દીધું. કપડાં બાંધી દીધા. અફીણ બંધાવ્યું. કુટુમ્બની વિદાય લઈ ઘોડા ઉપર બેસીને ગરાસીયો ચાલતો થયો. દશ માઈલ સુધી ગયો. પછી વિસામા માટે એક ઝાડ નીચે બેઠો. અને અફીણનો કેફ કર્યો. ઘોડાને એક બાજુ બાંધ્યો. એક બે કલાક વિસામો લઈ ફરી મુસાફરી શરૂ કરી. પણ ઘોડાનું મોઢું જે દીશામાંથી આવ્યો હતો તે તરફ થઈ ગએલું. અફીણના કેફમાં ભાઈને કાંઇ ખ્યાલ રહ્યો નહિં. દસ માઈલની મુસાફરી પછી એક ગામ દેખાયું. ગરાસીયાને થયું: આ ગામનું પાદર અમારા ગામના પાદર જેવું જ છે. આગળ ગયો, એવી જ શેરીઓ, એવી જ બજારો, ગરાસીયો તો મનમાં વિચાર કરે છે. આ ગામ તો અસલ અમારા ગામ જેવું જ છે. દરરોજનો ટેવાયેલો ઘોડો માલીકની ડેલી પાસે આવી ઉભો રહે છે. ગરાસણી બહાર જ ઉભી છે. ગરાસીયો વિચાર કરે છે. "આ ઘર પણ મારા ઘર જેવું જ છે. અરે! આ સ્ત્રી પણ મારી સ્ત્રી જેવી જ છે." ત્યાં તો ગરાસણી પોતાના પતિને જોઈને કહે છે, અરે! તમે પાછા કેમ આવ્યાં? કાંઇ ભૂલી ગયા છો.? કાંઈ લેવા પાછા આવ્યા છો? તે કહે છે. અરે બાઇ, હું તો બીજે ગામ આવ્યો છું. હું કાંઈ તારો પતિ નથી. બાઇ કહે છે. અફીણના કેફમાં તમે ભૂલી ગયા. પણ હું જ તમારી પત્ની છું અને આ તમારું ઘર છે. તમે તો પાછા હતાં ત્યાં આવ્યા છો. ગરાસીયાને કેફ ઉતરતા ખ્યાલ આવે છે કે ઘોડીનું મોઢું ફરી ગયેલું એટલે પાછો મારા ગામમાંજ હું આવી ગયો. તમે ઉપાશ્રયે ગયા, પોસો કરીને આવ્યા, પણ જીવનનો વિકાસ કેટલો કર્યો? અવગુણ કેટલા ગયા? ક્રોધ કેટલો ઓછો થયો? જો આત્મ ગુણની વૃદ્ધિ ન થઇ હોય તો હતા ત્યાંના ત્યાં!

તપશ્ચર્યા ઉપવાસ પૌષધ આદિ ધર્મ ક્રિયાઓ કરે પણ તે બધાની પાછળ હેતુ ભૌતિક પદાર્થની પ્રાપ્તિનો હોય તો ધર્મ માર્ગમાં એક ઇંચ પણ તમે આગળ વધ્યા નથી. તપશ્ચર્યાદિ એકાંત નિર્જરા અને મોક્ષ માટે જ કરવાની છે. દરેક વ્રત પ્રત્યાખ્યાન, તપાદિમાં સંવરપૂર્વકની નિર્જરા થવી જોઈએ. મોટી તપશ્ચર્યા કરી. ચંદનના લેપ લગાડયા. પણ અંદર શીતળતા ન આવે, જીવનમાં સુધારો ન થાય તો ભવચક્રનો આટો એકેય ઘટવાનો નથી.

'મારા સ્વભાવને મારે સુધારવો છે.' એવું મનપર થાય તો અવશ્ય સુધારો થઇ શકે. માનવી માટે કોઇ વસ્તુ અશકય નથી, પણ તેની પાછળ પુરૂષાર્થ કરવો જોઇએ.

એક સાહેબને ગુસ્સો ખૂબ આવતો. પણ તે ગુસ્સો કરવા જેવો નથી. આ મારા સ્વભાવની વિકૃતિ છે, એમ તેને લાગ્યા કરે. એક દિવસ તેમને એક ઉપાય મળી ગયો. એક કવર ઉપર લખ્યું. "ક્રોધ કરનાર માણસનું મોઢું ગધેડા જેવું છે." પોતાના નોકરને બોલાવી કવર આપ્યું અને કહ્યું. જયારે મને ગુસ્સો આવે ત્યારે આ કવર તારે બતાવવું."

આ પ્રમાણે કરવાથી થોડા વખતમાં સાહેબનો સ્વભાવ સુધરી ગયો. તેમ દરેક વ્યક્તિ પોતાની પ્રકૃતિને સુધારવા માટે આવા કોઈ પ્રયત્નો કરે તો અવશ્ય સુધરી શકે. અવગુણથી તો જગતની અંદર પણ જીવ નિંદાને પાત્ર બને છે. અને સદ્ગુણની સુવાસથી પ્રશંસાને પાત્ર બને છે. દ્વારિકાના મહારાજા શ્રી કૃષ્ણ વાસુદેવ અનેક સદ્ગુણોથી અલંકૃત હતા.

વિશેષ અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન. નં. ૧૩

### અષાડ વદ ૧૪ ને બુધવાર તા. ૨૧-૭-૭૧

ભગવાન મહાવીરસ્વામી સિદ્ધાન્તથી સમજાવે છે. સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ.

બારમા ઉપાંગ વન્હિ દશામાં નિષધકુમારનો અધિકાર ચાલે છે. દ્વારિકા નગરીમાં કૃષ્ણ વાસુદેવ નામના રાજા હતા. અનેકના દુઃખ હરનારા અને ધર્મના થાંભલા જેવા હતા. એ વાસુદેવને બેતાલીશ હજાર હાથી, ૪૨ હજાર ઘોડા, ૪૨ હજાર રથ, વગેરે હતું. અને અડતાલીશ કરોડ મનુષ્યનું પાયદળ હતું. વાસુદેવ સામે પ્રતિવાસુદેવ હોય છે. વાસુદેવની સાથે પ્રતિ વાસુદેવને લડાઈ થાય, તેમાં વાસુદેવ જીતે છે. એકની પાસે હથિયાર હોય અને બીજા પાસે હથીયાર ન હોય તો લડાઈ નથી થતી. લડાઈ કરવામાં પણ નીતિ હોય છે. કૃષ્ણને મારવા ઘણા પ્રયત્ન કર્યા, પણ વાસુદેવ ઘણા પુણ્યશાળી હતાં. તેથી પ્રતિ-વાસુદેવ ફાવી શકતા નહિં.

> પુન્ય હોય જેના પાધરા, એને શત્રુથી શું થાય,
> પત્થર ફેંકે પાપી જન, તો ફુલ થઈ ફેલાય."

જેના પુણ્ય ઘણાં હોય, તેને દુશ્મન પણ શું કરી શકવાના હતા? પ્રતિ વાસુદેવ-ને ખબર હતી કે મારૂં મૃત્યુ વાસુદેવના હાથે થવાનું છે. પ્રતિ વાસુદેવે સુદર્શન ચક્ર ફેંક્યું તો તે ચક્ર વાસુદેવની ત્રણ પ્રદક્ષિણા કરી તેના ખોળામાં બેસી ગયું. ત્યારે વાસુદેવે એજ સુદર્શન ચક્રને ફેરવીને સામે દુશ્મન તરફ ફેંક્યું અને જરાસંઘનું મૃત્યુ થયું. જે શસ્ત્ર દુશ્મનને મારવા માટે ફેંક્યું હતું તે પોતાના જ શસ્ત્રે પોતાના મોતને

"જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત,
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્‌ગુરૂ ભગવંત."

ભૌતિક સુખ ગમે તેટલું મેળવો. પણ એ વાસ્તવમાં સુખ નથી જે આત્મા મમત્વ બુદ્ધિને છોડે છે, જે મમત્વને છોડે છે તે મોક્ષનો અધિકારી બને છે. આપને મોક્ષ જોઈએ છે તો સમતા લાવવી પડશે અને મમતાને છોડવી પડશે તારો સંસાર કયારે ટૂંકો થશે ? જ્યારે મમત્વ ભાવને છોડીશ ત્યારે. તમને તો સવારના ઉઠતાં પૈસા મેળવવાની તાલાવેલી લાગે છે. કયારે બંગલા બનાવું, કયારે મીલો નાખું, કેવી રીતે મારી આબરૂ વધે, પાંચમાં પુછાઉં અને જ્યાં જાઉં ત્યાં માન સન્માન મળે આવા જ વિચારની હારમાળા ચાલે છે ને ?

વાસુદેવ ત્રણ ખંડના, અને ચક્રવર્તી છ ખંડના અધિપતિ હતા. શું સાથે લઈ ગયાં ? કાંઇ સાથે ગયું ? ના. તો "મરણના બિછાને પણ સ્ત્રી માટે વીલ કરતો જાઉં, પછી મુશ્કેલી ન પડે." મરતાં મરતાં પણ મમત્વભાવ નહિ છોડો તો કઇ ગતિ થશે ?

જ્ઞાની પુરૂષ કહે છે કે, તું કયાં અટવાઈ ગયો છે ! તેલના ઘાણા ઉભા કરીને તલની સાથે તારૂં પુણ્ય પીલાઇ રહયું છે. પુન્યની કોઠી ખાલી થતી જાય છે. પુન્ય ખલાસ થઇ જશે, પછી શું કરીશ ! મનુષ્યનો ઉત્તમભવ પૈસા કમાવવા માટે નથી, પણ ધર્મ કરવા માટે છે. દેવોની કેટલી ઋદ્ધિ ! વિમાન, આભરણો બધું શાશ્વત હોય છે પણ એ રિદ્ધિ–સિદ્ધિની મહત્તા નથી. સમૃદ્ધિના શિખરે બેઠેલા દેવો પણ મનુષ્ય જન્મને માગે છે. "दुल्लहे खलु माणुस्से भवे." મનુષ્ય ભવમાંથી જ મોક્ષમાં જવાય છે. દેવતાઓને પણ મોક્ષમાં જવું હોય તો ત્યાંથી સીધા નથી જઇ શકતા, પણ મનુષ્ય ભવમાં આવવું પડે છે. મનુષ્ય ગતિ સિવાય બીજી કોઇ ગતિમાં મોક્ષ મળતો નથી

જ ભગવાન માને છે. આ પ્રીતિ કાયમ ટકવાવાળી નથી-ઉપાધિવાળી છે.-જ્યારે પ્રભુની પ્રીત નિરુપાધિક છે.

પ્રીત સગાઇ રે નિરુપાધિક કહી રે, સોપાધિક ધન ખોય....ઋષભ૦"

સાંસારિક સંબંધો જોડવાથી ઉપાધિ વધે છે. બે માંથી ચાર થાય અને ચારમાંથી આઠ થાય. સંસારી સંબંધોથી ઉપાધિ વધી કે ઘટી? ભગવાન કહે છે, મમતાને મૂક અને સમતાના ઘરમાં આવ. તો તારો ઉદ્ધાર થશે. આ પ્રીતથી કેવી ઉપાધિ વળગી? આ ઉપાધિમાં એવો ઘેરાઇ ગયો છું કે હવે મરણ આવે તો સારૂં એમ થાય છે. ભગવાન સાથે પ્રીત કરવાથી ઉપાધિ ટળી જાય છે. સગા-વ્હાલાપર, પુત્ર-પરિવાર-પત્ની પર પ્રેમ કરવાથી મોહ ઉત્પન્ન થાય છે. મોહના કારણે કેવાં કૃત્યો કરો છો? તેથી પાપના પોટલા બંધાય છે.

અમેરિકામાં બે બાઇઓ બગીચામાં ફરવા આવે છે. એક હિન્દી બાઇ છે. ને એક અમેરિકન છે. ફરતાં ફરતાં બંને ભેગી થાય છે. અમેરિકન બાઇ પુછે છે કે તમે સંયુક્ત કુટુંબમાં રહો છો? હિન્દી બાઇ કહે છે: હાં, ત્યારે અમેરિકન કહે-અમારે ત્યાં પતિ-પત્ની બેજ જોવા મળે છે. આજે હિન્દમાં પણ ઘણી જગ્યાએ આવું જોવા મળે છે. આગળના જમાનામાં જેમ ઝાઝા ભેગા રહે તેમ તેના ઘરમાં સંપ-જાહોલાલી, કુળ, પ્રતિષ્ઠા વધુ છે, એમ કહેવાતું. હિન્દી બાઈ પૂછે છે કે તમે કેમ ઉદાસ દેખાઓ છે!: 'મારે ત્રણ દીકરા અને એક દીકરી છે, છતાં હું નિરાધાર છું. છોકરીને પરણાવી એટલે જમાઇ લઇ જાય. દીકરાને ભણાવ્યા, ગણાવ્યા, મોટા કર્યા, એટલે એને સાથે રહેવામાં સ્વતંત્રતા છીનવાઈ ગયેલી લાગે છે. છુટથી ફરવું છે. સાથે રહે ને કાંઈ પણ વાત કરીએ તો ટક ટક લાગે છે. મને તો હવે જીવવું ગમતું નથી. ફક્ત રવિવારે એકવાર મળીને ચાલ્યા જાય છે, સાવ એકલું એકલું લાગે છે. જીવન શુષ્ક બની ગયું છે, જીવનમાંથી ઉછરંગ ઉડી ગયો છે. જીવવામાં આનંદ લાગતો નથી. એકલવાયા જીવવાથી કંટાળો આવે છે. અને આ કરતાં આપઘાત કરીને મરવાનું મન થાય છે.' વૃદ્ધોની તો કેવી કફોડી સ્થિતિ છે? ઘરડા મા-બાપ કોઇને ગમતા નથી. વિદેશોનું જોઇને આપણે પણ અનુકરણ કરવા મંડયા છીએ. જ્યારે મા બાપના ઉપકારનો બદલો વાળવાનો સમય આવે ત્યારે વૃદ્ધાશ્રમમાં મૂકી દે છે. તમે સંતાનોપર મોહ અને મમતા કેવાં રાખો છો? મારૂં મારૂં કરીને આત્માની સાધના પણ કરતા નથી. સામાયિક થતી નથી. અને માળા ફેરવતા મન પણ ફરવા ચાલ્યું જાય છે, પણ અહીંથી જશો ત્યારે પરભવમાં ધર્મ સિવાય કોઇનો સથવારો થવાનો નથી. તમે આખો દિવસ શેના વિચાર કરો છો? ધર્મના કે દીકરા-દીકરીને પરણાવવાના? દુઃખમાં, આપત્તિમાં ધર્મ સિવાય કોઈ ત્રાણ-શરણ નથી રાજ્યપાટ, વૈભવ આદિ બાહ્ય પદાર્થોથી ક્ષણ પૂરતું સુખ મળે છે. અંતે તો દુઃખને જ વધારનાર છે. જે સાચું

તમારો ભવ બગાડવો છે કે સુધારવો છે? જો ભવ ન બગાડવો હોય તો આત્માનું સાધો. આ સમય સુંદર મળ્યો છે. મનુષ્યનો જન્મ પણ રૂડો મળ્યો છે. જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપ રૂપ ઉત્તમ કોટીનો ધર્મ મળ્યો છે. ધર્મનું સારી રીતે આરાધન કરો. પર ઉપરથી મમત્વ ભાવ ઉઠાવી લ્યો. પોપો કરવો છે પણ નીકળાતું નથી. "મારા પર બધો આધાર છે, હું નહીં હોઉં તો આ પેઢી કેવી રીતે ચાલશે, હું નહીં હોઉં તો આ બધાનું ધ્યાન કોણ રાખશે?" એમ હું હું કરીને ફૂલાય છે. અને મમતાને છોડવાને બદલે વધારતો જાય છે. કેટલાય માણસો હાર્ટફેઇલથી મરી જાય છે. કેટલાય માણસો મોટરમાં અને ટ્રેઇનમાં, કચરાઇ જાય છે, મરી જાય છે, છતાં તેનાં પત્નિ-પરિવાર જીવે છે ને? મા પ્રસૂતિ વખતે મરી જાય તો પણ છોકરા જીવે છે ને? અને મોટા થાય છે ને? સૌ પોત પોતાનું ભાગ્ય લઇને આવે છે. તું તારી ફિકર કર. તારા આત્મા માટે કંઇક કર. તું મારું કહીને સંસારના કીચડમાં લપસતો જ જાય છે અને રત્ન તુલ્ય-મહામૂલ્યવાન એવું જીવન હારી જાય છે, માટે દરેક ઉપરના મમત્વપણાને ઉઠાવી લ્યો.

"મમતાને મારો રે, જીવડાને વારો રે, છોડી દેને મમતા"

જ્યાં જ્યાં મમત્વપણાની બુદ્ધિ થતી હોય ત્યાં ત્યાંથી જીવને સમજાવી લ્યો કે હે જીવ! અહીંથી જઇશ ત્યારે કોઇ સાથે આવનાર નથી. સાથે કરેલાં કર્મો લઇને તારે એકલાએ જ જવાનું છે

एगोऽहं नत्थी मे कोइ હું એકલો છું, મારૂં કોઈ નથી. હું આવ્યો છું એકલો અને જવાનો એકલો. સાથે કાંઇ લઈ જવાનો નથી. પોતાની વ્હાલામાં વ્હાલી પ્રિયતમા ક્યાં સુધી આવશે? સગાવહાલા પણ સ્મશાન સુધી આવવા વાળા છે. જે શરીરનું આજ સુધી લાલન-પાલન કર્યા કર્યું, વસ્રાભૂષણોથી શણગાર્યું, શરીરને કંઇક થાય ત્યાં તો ઢીલો-પોચો થઈ જાય છે. તમારૂં નિકટવર્તી છે તે પણ બળીને ખાખ થઈ જાય છે અને આત્મા તો ક્યાંય પહોંચી જાય છે.

"કોઈ કંત કારણ કાષ્ટ ભક્ષણ કરે રે, મળશું કંતને ધાય,
એ મેળો નવિ કંઇએ સંભવેરે, મેળો ઠામો ન ઠાય. ઋષભ.

કેટલીક સ્રીઓ પતિ પાછળ સતિ થાય છે, અગ્નિમાં બળે છે, જલ્દી પતિનો મેળાપ થાય ને પતિને અને મારે છેટું ન પડે, પણ સર્વના કર્મ પ્રમાણે ગતિ મળે છે. માટે મેળાપ થાય એ શક્ય નથી. અત્યારે તો સ્રીને નચાવવા કેવા રાગના રમકડા મોકલો છો ને કેવાં કેવાં પ્રલોભનો આપો છો? આવા રંગ-રાગના સાધનો અધોગતિમાં લઈ જાય છે. હાથમાં પહેરેલી બંગડીઓ એ બેડી છે. મોહનું બંધન એ ઓછું બંધન નથી. ઘણી યુવતીઓ ઘાટી સાથે પ્રેમમાં પડે છે. મુસલમાન સાથે લગ્ન કરે છે, એને

જ ભગવાન માને છે. આ પ્રીતિ કાયમ ટકવાવાળી નથી-ઉપાધિવાળી છે. જ્યારે પ્રભુની પ્રીત નિરુપાધિક છે.

પ્રીત સગાઇ રે નિરુપાધિક કહી રે, સોપાધિક ધન ખોય....ઋષભ૦"

સાંસારિક સંબંધો જોડવાથી ઉપાધિ વધે છે. બે માંથી ચાર થાય અને ચારમાંથી આઠ થાય. સંસારી સંબંધોથી ઉપાધિ વધી કે ઘટી? ભગવાન કહે છે, મમતાને મૂક અને સમતાના ઘરમાં આવ. તો તારો ઉદ્ધાર થશે. આ પ્રીતથી કેવી ઉપાધિ વળગી? આ ઉપાધિમાં એવો ઘેરાઇ ગયો છું કે હવે મરણ આવે તો સારૂં એમ થાય છે. ભગવાન સાથે પ્રીત કરવાથી ઉપાધિ ટળી જાય છે. સગા-વ્હાલાપર, પુત્ર-પરિવાર-પત્ની પર પ્રેમ કરવાથી મોહ ઉત્પન્ન થાય છે. મોહના કારણે કેવાં કૃત્યો કરો છો? તેથી પાપના પોટલા બંધાય છે.

અમેરિકામાં બે બાઇઓ બગીચામાં ફરવા આવે છે. એક હિન્દી બાઇ છે. ને એક અમેરિકન છે. ફરતાં ફરતાં બંને ભેગી થાય છે. અમેરિકન બાઇ પુછે છે કે તમે સંયુક્ત કુટુંબમાં રહો છો? હિન્દી બાઇ કહે છે: હાં, ત્યારે અમેરિકન કહે-અમારે ત્યાં પતિ-પત્ની બેજ જોવા મળે છે. આજે હિન્દમાં પણ ઘણી જગ્યાએ આવું જોવા મળે છે. આગળના જમાનામાં જેમ ઝાઝા ભેગા રહે તેમ તેના ઘરમાં સંપ-જાહોજલાલી, કુળ, પ્રતિષ્ઠા વધુ છે, એમ કહેવાતું. હિન્દી બાઈ પૂછે છે કે તમે કેમ ઉદાસ દેખાઓ છે?- 'મારે ત્રણ દીકરા અને એક દીકરી છે, છતાં હું નિરાધાર છું. છોકરીને પરણાવી એટલે જમાઇ લઇ જાય. દીકરાને ભણાવ્યા, ગણાવ્યા, મોટા કર્યાં, એટલે એને સાથે રહેવામાં સ્વતંત્રતા છીનવાઈ ગયેલી લાગે છે. છુટથી ફરવું છે. સાથે રહે ને કાંઈ પણ વાત કરીએ તો ટક ટક લાગે છે, મને તો હવે જીવવું ગમતું નથી. ફક્ત રવિવારે એકવાર મળીને ચાલ્યા જાય છે, સાવ એકલું એકલું લાગે છે. જીવન શુષ્ક બની ગયું છે, જીવનમાંથી ઉછરંગ ઉડી ગયો છે. જીવવામાં આનંદ લાગતો નથી. એકલવાયા જીવવાથી કંટાળો આવે છે. અને આ કરતાં આપઘાત કરીને મરવાનું મન થાય છે.' વૃદ્ધોની તો કેવી કફોડી સ્થિતિ છે? ઘરડા મા-બાપ કોઇને ગમતા નથી. વિદેશોનું જોઇને આપણે પણ અનુકરણ કરવા મંડયા છીએ. જ્યારે મા બાપના ઉપકારનો બદલો વાળવાનો સમય આવે ત્યારે વૃદ્ધાશ્રમમાં મૂકી દે છે. તમે સંતાનોપર મોહ અને મમતા કેવાં રાખો છો? મારૂં મારૂં કરીને આત્માની સાધના પણ કરતા નથી. સામાયિક થતી નથી. અને માળા ફેરવતા મન પણ ફરવા ચાલ્યું જાય છે, પણ અહીંથી જશો ત્યારે પરભવમાં ધર્મ સિવાય કોઈનો સથવારો થવાનો નથી. તમે આખો દિવસ શેના વિચાર કરો છો? ધર્મના કે દીકરા-દીકરીને પરણાવવાના? દુઃખમાં, આપત્તિમાં ધર્મ સિવાય કોઈ ત્રાણ-શરણ નથી. રાજ્યપાટ, વૈભવ આદિ બાહ્ય પદાર્થોથી ક્ષણ પૂરતું સુખ મળે છે. અંતે તો દુઃખને જ વધારનાર છે. જે સાચું

સુખ છે તે આત્મામાં જ છે. ધર્મ કરવાથી આત્માનું સાચું સુખ મળે છે માટે મમત્વ-ભાવ ને છોડો, સમતા ભાવમાં આવો, ધર્મ આરાધો, તો શાશ્વત સુખના સ્વામી બનશો.

---

## વ્યાખ્યાન નં.....૧૪

### અષાડ વદ ૦)) ને ગુરૂવાર તા. ૨૨-૭-૭૧

શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ સિદ્ધાન્તથી સમજાવ્યું છે. સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ, એનું નામ સિદ્ધાંત. અહીં નિષધકુમારનો અધિકાર ચાલે છે, દ્વારિકા નગરીના રાજા કૃષ્ણ મહારાજા છે. બળદેવ તથા વાસુદેવ બંને ભાઈઓ હતા. બંને ભાઈઓમાં અપાર પ્રેમ હતો. પિતા એક પણ માતા જુદી હતી. કૃષ્ણ મહારાજા દેવકીજીનાં પુત્ર હતા. અને બળદેવ રોહિણીનાં પુત્ર હતા. બંનેનો સંપ એવો હતો કે એક-બીજા વગર ચાલતું નહી. જ્યાં સંપ છે ત્યાં શાંતિ છે, સુલેહ છે, સુખ છે, તે આનંદથી રહી શકે છે. મનની શાતિ મેળવી શકે છે. જ્યાં કલેશ છે ત્યાં કંકાસ છે, ઝઘડા છે. અશાંતિ છે. વિસંવાદ છે. અને દુઃખ છે. તે આત્માનો આનંદ મેળવી શકતો નથી, જીવન કંટાળા-ભર્યું વિતે છે. માટે જીવનમાં શાંતિ-સંપ હોવા જોઈએ.

"સંપ થકી સુખ સાંપડે, સપે જાય કલેશ,
જેના ઘરમાં સંપ નહીં, એને સુખ નહી લવલેશ".

સંપથી સુખ મળે છે. એકબીજા એકબીજા પર સહાનુભૂતિ રાખવાવાળા હોય તો ગમે તેવા પ્રસંગો સારી રીતે ઉજવી શકે છે. સંપ નથી ત્યાં ઝઘડાઓ ઉત્પન્ન થાય છે. જરા પણ વિસંવાદ ઊભો થાય કે એકબીજાના મનને જરાપણ દુઃખ લાગ્યું તો એકબીજા એકબીજા સમક્ષ બેસો અને શો વાંધો છે તે ખુલાસો કરી સમાધાન મેળવો, નહિં તો ઝઘડો વધતો જશે અને ભયાનક સ્વરૂપ ધારણ કરશે. અને લોકો જોવા મળશે. એ ઝઘડો પછી અંતરાત્માનાં સ્વરૂપને ભૂલાવી દેશે જોર-શોરથી બીજાની વાતોમાં રસ લેશે તબિયત સારી નહિં હોય તોય ઝઘડા કરવામાં અને વાતો કરવામાં સાજો થઈ જશે. સદ્ગુરૂ કહે છે કે ભાઈ! તબિયત સારી નથી અને ઘેર છો, તો સામાયિક કરો છો. ? તો કહેશે-સાહેબ! વાત તો સાચી છે, પણ સામાયિક કરતાં એક આસને બેસી શકાતું નથી. શ્વાસ ચડી જાય છે, શરીર ટાઢું-ટાઢું થઇ જાય છે, એટલે પોતાનો નિજ-વૈભવ કેટલો બધો, છતાં હું

ભીખ માણું ! અનંતજ્ઞાન-દર્શન-વીર્ય-ક્ષમા-સંતોષ, નમ્રતા મારા આત્મામાં ભરેલા છે, આત્માના ગુણુની કિંમત હૃદયમાં અંકિત થઈ છે ? જો થઈ હોય તો સ્ત્રીકથા, ભક્તકથા, દેશકથા, રાજકથા છોડી ધર્મકથા કરતાં શીખ. આ બધી વિકથા છે. વિકથામાં ખાવા-પીવામાં અમુલ્ય સમય વેડફાઈ જાય છે. તેનો વિચાર આવે છે ? આત્મા તો અણાહારક-પદનો સ્વામી છે. પણ તમારે કેટલી વાનીઓ ખાવા જોઈએ છે ? શાક જોઈએ. ચટણી જોઇએ. પાપડ જોઈએ. આના વગર ન ચાલે. કેટલી જાતનાં અથાણાં થાળીમાં ભરો છો ? જે તે બધું ખાધા કરવું તે રાક્ષસ જેવી વૃત્તિ છે. દાળ તથા રોટલાથી પણ પેટ ભરાય છે. માત્ર દેહને પોષણ આપવા માટે જ ખાતા હોય તેને તો કોઈપણ વસ્તુથી ચાલે. અનેક જાતની વાનગીઓ-મિષ્ટાન રસેંદ્રિયને પોષવા માટે ખાય છે. સાધુને પણ વહોરવા જવું પડે છે. ગણધરને પણ વહોરવા જવું પડે છે. પણ તે આહાર કરવા બેસે ત્યારે વિચારે કે ભૂખને સંતોષવા માટે પેટમાં નાંખવું પડે છે. સાધુ સ્વાદ માટે ન ખાય. આહાર કરતાં કરતાં પણ કર્મને ખપાવે છે. અત્યારે તો કેટલીય બહેનો લીલોતરીનો ઘાણ વાળે, રસવંતી બનાવતાં પણ આનંદ માને. છે. અને રસ રેડી રેડીને જમે. આગળનાં માણસો છાશ તથા રોટલો ખાઇ લેતાં. સાંજનાં ખીચડી કઢી ખાઈ લેતાં. બે જ વખત જમતાં. અને જીભ ઉપર ખૂબ કાબૂ રાખતાં. ફરસાણુ, મિષ્ટાન આદિ પેટ બગડે તેવાં પદાર્થો રોજ ખાતા નહિ. જેટલો જીભ ઉપર કાબૂ નથી તેટલાં રોગો વધતાં જાય છે. વ્યાધિનું મૂળ રસ છે. આચારાંગ સૂત્રમાં પણ કહે છે કે ભોગથી રોગો ઉત્પન્ન થાય છે, માટે જેટલો. સગાવહાલાં પર સ્નેહ, રાગ, તેટલું દુઃખ છે. સ્નેહને દૂર કરી નાખો, શરીર ઉપરનો પણ મમત્વભાવ છોડી દો. પોતાની દીકરીને સારો કરીયાવર કરી પરણાવી સાસરે મોકલી અને જરા વાતમાં જમાઇએ છોકરીને રસ્તાપર રઝળતી મૂકી દીધી. એ છોકરીનાં દાગીનાં, કપડાં, એની સાસુએ લઈ લીધાં ને રોતી રોતી પિયર આવી ત્યારે તેના માવતરને તે છોકરીનું દુખ જોઈ કેવું થશે ? આવો જ બનાવ બાજુમાં પાડોશીને ત્યાં બન્યો હોય તો તમને શું થાશે ? તે વખતે એટલું દુ.ખ નહિ થાય. કારણ કે તે પરાયાં છે. જ્યાં પોતાપણાની બુદ્ધિ છે ત્યાં દુઃખ છે. રાગ એ મોટો રોગ છે. બીજા રોગ મટાડવા માટે આકાશ પાતાળ એક કરીએ છીએ, પણ રાગ રૂપી રોગને દૂર કરવા કેટલી કાળજી લેવાય છે ? આત્માની કેટલી કાળજી લેવાય છે ! શરીરની સાર-સંભાળ ખૂબ કરો છો પણ શરીરનો ધર્મ શું છે તે જાણો છો ને !

ખાખમેં ખપી જાના, બંદા માટીમેં મીલ જાના,
તુમ થોડા કરો અભિમાન, એક દિન પવનસે ઉડ જાના.
સોના પહેનો ચાંદી પહેનો, ઘહેનો હીરા કા હાર,
રૂપિયે ગજકા રેશમ પહેનો, નહીં જીવન કી આશ,
દાતા સુનલો મેરે લાલા, એક દિન મિટ્ટિસે મિલ જાના.....

આ શરીરને ગમે તેટલું શણગારો, અત્તરનાં ધાણ વાળી નાંખો, પણ થોડીવારમાં શરીરની અંદરથી દુર્વાસ નીકળે છે. સુગંધી તેલથી મર્દન કરી સુગંધી સાબુથી શરીરને નવડાવો છો, પણ શરીર તો વિષ્ટાનો ઘડો છે. મળમૂત્રની ખાણ છે. નવ દ્વારમાંથી અશુચિનાં ફુવારા ઉડી રહ્યા છે. શરીરને શણગારવામાં, વિધવિધ વાનગીઓ બનાવવામાં, ખાવામાં, કેટલો ટાઈમ કાઢો છો? ખૂબ રસપૂર્વક બે પેટ કરીને ખાધુ હોય એટલે નિંદ આવે, પલંગ તો ઘરમાં તૈયાર જ હોય, તરત સૂઈ જાય. પહેલાં તો પથારી રાખવી એ અપશુકન ગણાતું પણ આજે તો ચોપડી વાંચે તો સૂતા સૂતા અને છાપું વાંચે તો પણ સુતા સુતા! કેટલો આરામ કરો છો? આરામ હરામ છે? શરીર એ રોગનું ઘર છે. શરીરમાં સાડા ત્રણ કરોડ રૂંવાડા છે. એકએક રૂંવાડે પોણા બબ્બે ઝાઝેરા રોગ છે. તે રોગ ક્યારે ફૂટી નીકળશે તે ખબર નથી. શરીર રોગાયતન જ છે. શરીર રૂપી કોથળાને શું જુઓ છો? આત્મા કિંમતી છે, તેને ઓળખો. આત્માનાં ઊંડાણમાં ડુબકી મારો. ડુબકી મારે એ મોતી લઈ આવે છે. અને કાંઠે બેઠેલો છીપલાં વીણે છે.

સાહસ સાગરમાં ઝંપલાવે, વીરલા ફેંકી દે છીપલાં અને વીણીલે હીરલા,
કોક દિન ઉગશે તારી સવાર, જ્ઞાની સુકાની તારી હોડી હંકાર....

"અમારે ઘરે બે જ્ઞાન સાગર છે," પણ જ્ઞાન સાગરમાંથી શું લીધું? આત્માનો પ્રેમ કોઈ વીરલ જ પામે છે. જેણે આત્મામાં ડુબકી મારી એને પાછું આવવું ગમતું નથી. સમજવા જેવું તત્ત્વ આ છે. અનાદિ કાળથી પોતાનાં સ્વરૂપનો વિચાર કર્યો નથી. લાડવો બોલવો એ જુદી વાત છે. લખવો એ જુદી વાત છે અને સાચોસાચ મોઢામાં નાખવો એ જુદી વાત છે. લખવા કે વાંચવાથી માત્ર ભૂખ મટતી નથી, પણ લાડવાંને ખાવાથી ભૂખ મટે છે. તૃપ્તિ મળે છે, તેમ આત્માને એમને એમ પામી શકાતો નથી પણ જે સ્વસ વેદન કરે છે, સ્વાનુભવ કરે છે, તે આત્માનાં આનંદને પામી શકે છે. આ માર્ગ તો કોઈ વીરલાને જ જડે છે. જો અંદર ડુબકી મારીશ તો સાચા રત્નોને પ્રાપ્ત કરી શકીશ. તરવા શીખનારને પહેલાં તો બીક લાગે છે કે દાઢ ચઢશે કે ડૂબી જવાશે પણ હિંમતથી અંદર ઝંપલાવે છે. પહેલાં થોડાં પાણીમાં પછી ઊંડા પાણીમાં જાય છે. તરતા શીખે છે. પછી બહાર પણ નીકળવાનું મન થતું નથી. તું એકવાર આત્માના સ્વરૂપને જાણ. જેણે આ સ્વરૂપ જાણ્યું તે બહારનાં ખોખાને જોતો નથી. આત્મતત્ત્વને નિહાળ. આજે માણસ સવાર પડતાં પ્રભુનું નામ નહીં લે પણ ઉઠતાવેંત વિકથા શરૂ કરશે. મોઢામાં દાતણ, હાથમાં છાપું, અહીંયા આમ બન્યું? પણ તારામાં જો ને! તારામાં શું બની રહ્યું છે? તારા આત્મા તરફ જો. એક છોકરી આર્ય સમાજમાં હતી. એ કહે કે જૈનદર્શનમાં કાંઈ નથી. એક મહારાજ તેને પૂછે છે કે તને એવું કેમ લાગ્યું કે જૈન દર્શનમાં કાંઈ નથી!

તેં એવું શું વાંચ્યું ? મેં કાંઈ વાંચ્યું નથી, હું તો એમ જ ખાલી કહું છું સિદ્ધાંતનાં ગૂઢ રહસ્યોને જાણ્યા વિના તેને અસાર કહેવા એ મૂર્ખતા છે.

સિદ્ધાંત એટલે અફર નિર્ણય. જીવનો અજીવ ન થાય. લોકનો અલોક ન થાય. દ્રવ્ય અને ભાવની વાત, કાર્ય અને કારણની, સામાન્ય અને વિશેષની, બંધ અને મોક્ષની આ બધી વાત સમજવી જોઈએ. પ્રભુએ પાપસ્થાન એટલે પાપ આવવાનાં ઠેકાણાં અઢાર કહ્યાં છે. તેમની વાણીમાં જરાપણ ફેર ન પડે અનંત કાળથી જીવ કેટલાં પાપ કરતો આવ્યો છે ! છતાં પણ હજી થાક લાગતો નથી દેહ, વાડી, ગાડી, બંગલા બધું છૂટી જશે. જીવને એકલાં જવું પડશે અને કર્મનાં ફળ એકલા ભોગવવાં પડશે માટે હવે જ્ઞાનસાગરમાં ડુબકી મારી કેવળજ્ઞાન રૂપી હીરાને ગોતી લે. અને ભૌતિક સુખરૂપી શંખલાને ફેંકી દે.

"સાહસીને દુનિયા ગાંડો ગણે છે,
સિદ્ધ મળે તો તેની માળા જપે છે"

સિદ્ધપદ લેવા તું થઈજા તૈયાર, જ્ઞાની સુકાની તારી હોડી હંકાર." જે લોકો સાહસ કરે છે, તેને દુનિયા પ્રથમ વખોડી કાઢે છે, પણ જ્યારે સિદ્ધિ મેળવીને બહાર આવે છે ત્યારે તેને ફૂલમાળ પહેરાવે છે. તમે પણ સિદ્ધપદ લેવા તૈયાર થઈ જાઓ. તેને માટે સાહસ ખેડીને, જીવનને હોડમાં મૂકીને પણ પુરૂષાર્થ કરો.

સામાયિક, પ્રતિક્રમણ, તપશ્ચર્યા આદિ જે કંઇ ક્રિયાઓ કરવાની કહી છે તે એકાંત નિર્જરા માટે જ કરવાની છે. મારે મોક્ષસુખ જોઇએ છે એવી તાલાવેલી જીવને લાગવી જોઇએ. એક ખેડુત પોતાનાં ખેતરમાં દાણા ન ઉગતાં એકલું ઘાસ ઉગેલું જુએ તો શું તે રાજી થાશે ? તેવી રીતે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપનું ફળ પુણ્ય રૂપી ફક્ત ખડ જ ઊગ્યું હોય અને નિર્જરા રૂપી દાણા ન થયાં હોય તો કયો જ્ઞાની ખુશી અનુભવશે ? કાચનાં ટુકડા લાખો ભેગા થાય પણ મણિને તોલ કદી આવે ? કિંમત કોની વધે ? મણીની જેમ સાચા શ્રાવક બનો સંસારમાં રહેવા છતાં કમળની માફક નિર્લેપ રહેતા શીખો. મોક્ષને માટે પુરુષાર્થ કરો. મોક્ષ પ્રારબ્ધ આધીન નથી પણ પુરુષાર્થ આધીન છે.

હેમચંદભાઈને બે દિકરા હતાં. નવલચંદ તથા હેમંત. બે દીકરાને સારી રીતે ઉછેર્યાં. છોકરાઓ મોટા થયાં ત્યાં એની મા મરી જાય છે. એટલે હેમચંદભાઈ વિચારે છે. હું તો ખર્યું પાન છું. મારી મિલકતનાં ભાગલાં પાડી દઉં. બંને ભાઈઓને તમામ મિલકત સરખી રીતે વહેંચી આપે છે. બધાનાં બબ્બે ભાગ કરી મિલકત વહેંચી, પણ એક ઘડિયાળ બાકી રહી ગયું. ને શેઠ ચિરનિદ્રામાં પોઢી ગયાં. બંનેની પત્નીઓ ઘરમાં આવી ગઈ છે, બાપુજીની ક્રિયા પત્યા પછી બધું વહેંચી લીધું. પેલી ઘડિયાળ બાકી રહી.

મોટાભાઈ કહે કે આ ઘડિયાળ હું રાખું, બાપુજીની યાદગીરી મારી પાસે રહેશે. નાનો કહે–આ ઘડિયાળ મારે જોઈએ.

"એક માતાનાં એક પિતાનાં એક વડની બે વડવાઈ,
એક કોઠામાં આળોટેલા, એક લોહીની સગાઈ...."
ખૂંદેલા એક જ ખોળે, સૂતેલા એક હિંચોળે–સગી માના જણ્યા બે ભાઈ."

નાનાં હોય ત્યારે કેવો ભાઇ-ભાઇનો પ્રેમ હોય છે. સાથે જ હરે ફરે, ખાય પીએ. બે ભાઈ કોઈ દિવસ ઝગડે નહિ. કોઇ દિવસ બાઝે નહિ. માબાપ પણ ભાઈઓનાં પ્રેમ જોઇને રાજી થાય છે. મા માને છે કે મારી આંખનું રત્ન છે. અને પિતા માને છે કે મારી બે ભુજા છે. લોકો રામલક્ષ્મણની જોડી માને છે. આવી કૃષ્ણ–બળદેવની જોડી છે. બે ભાઇ એકજાતનાં કપડાં સીવડાવે. એક જ થાળીમાં જમવા બેસે. નિશાળે સાથે ભણવા જાય. ઘરમાં કિલ્લોલ કરતા હોય ત્યારે વાતાવરણ પણ કેવું સુંદર લાગે છે? પણ મોટા થયા પછી કેવો પ્રેમ રહે છે? બન્ને ભાઇએ મઝિયારો વહેંચ્યો ત્યારે કોઇને ખબર ન પડી. પણ ઘડિયાળ માટે ઝઘડો ઊભો થયો. મોટાભાઈ કહે છે, સારી ચીજ તો મોટાને ઘરે જ શોભે. નાનોભાઈ કહે, પિતાનો લાડકવાયો હું હતો, એટલે મારે ઘરે જોઇએ. એમ બંને વચ્ચે ખેંચતાણ ચાલી. વાત ખૂબ આગળ વધી ને હરેરાજી કરવા તૈયાર થયા. બોલો, સો રૂપિયા, એમ કરતાં હજાર, અગીયાર સો, બારસો, ચૌદસો, એમ આગળ વધ્યા. કજીયા કરીને બાપનું સંભારણું રાખવું એ શું યોગ્ય છે? આમ ને આમ બોલી વધતી જાય છે. અને નાનાએ સત્તરસોમા ઘડીયાળ ઘરમાં વસાવ્યું, સાથે કજીયો પણ ઘરમાં આવ્યો. એકબીજા સામા મળે ત્યારે સામું પણ ન જુએ. બોલવાની તો વાત જ ક્યાં કરવી? આ વટની વાત છે. રૂ કેવું પોચું પણ એને વળ ચડાવવામાં આવે તો ફાંસી થાય.

તમે કેટલા વટવાળા છો.? બે ભાઇઓની વાત કરતાં ગામ લોકો વિખરાયા પછી તો એક ઉપર એક આક્ષેપ કરવા લાગ્યા. બન્ને વચ્ચે બોલ્યા વ્યવહાર રહ્યો નહિ. બન્ને વચ્ચે આ પૂળો મુકનાર પરિગ્રહ છે. આ પરિગ્રહ દશમો ગ્રહ છે. મમતા મૂકી દે. કોણ સાથે લઈ જવાનું છે! સમય જતા નાનાભાઈની ચડતી થઈ અને મોટાભાઇની પડતી થઈ. ચિંતાએ શરીર નબળું પડ્યું. વ્યાધિએ ઘેરી લીધો. નાનાભાઈને ખબર પડે છે કે મારો ભાઈ પૈસે–ટકે ઘસાઈ ગયો છે. અને શરીર પણ દર્દથી ઘેરાઈ ગયું છે.

કડવી હોજો લીંબડી મીઠી હોજો છાંય, બાંધવ હોય અબોલડા તોય પોતાની બાંય"

નાના ભાઈને મોટાભાઈનું દુઃખ સાલે છે, એટલે તે વિચારે છે કે મોટાભાઇ ઘેર ન હોય ત્યારે જઉં અને ભાભીને આ બાબતમાં પૂછું. પછી બસો રૂપિયા લઇને જાય છે. ભાભીને પરિસ્થિતિનાં તથા તબિયતનાં સમાચાર પૂછે છે. ભાભી કહે છે–તમારા ભાઇનું શરીર ખરાબર નથી. વળી ધંધામાં પણ ખોટ આવતી જાય છે. આ સાંભળી નાના ભાઇને

ખૂબ દુઃખ થાય છે. દુઃખી દિલે ભાભીને કહે છે "ભાભી, હું કાંઈ પરાયો નથી, મારા પૈસા એ આપના જ છે. આપ જરાય સંકોચ રાખ્યા વિના મોટાભાઈની દવા બરાબર કરાવજો અને તબિયતનો ખ્યાલ રાખજો. નાનો ભાઈ મોટા ભાઈની દવાના પૈસા ચુકવી દે છે. મોટો ભાઈ તો ઘસાતો જ જાય છે ખાવાના પણ સાંસા પડવા લાગ્યા છે, પણ નાના ભાઈએ તો ગુપ્ત મદદ કરવા માંડી. તેથી પૈસાની તંગી જણાતી નથી. મોટા ભાઈને એક વખત શંકા પડવાથી પત્નીને પૂછે છે. તારી પાસે આટલા પૈસા આવે છે કયાંથી? શું તારી પાસે આઠ છે? જે હોય તે સત્ય હકીકત કહે. પત્ની કહે છે, તમારા નાનાભાઇ પૈસા આપે છે. આ સાંભળી મોટાભાઈ એકદમ તિરસ્કારયુક્ત શબ્દમાં બોલે છે: એના પૈસા લેવાય? ભૂખ્યે મરી જવું કબૂલ છે, પણ મારે એના પૈસા આ ઘરમાં ન જોઇએ. એના પૈસા લે તો હવે તને મારા સોગન છે. પત્ની કહે છે. સગાભાઇ તમને આપે છે. એમાં તમને શો વાંધો છે? મોટાભાઈ પત્નીને કહે છે, નહીં, હું કહું છું એમ તારે કરવાનું. એ મારો ભાઇ નથી દુશ્મન છે. હવેથી પૈસો લઈશ તો તારી ખેર નથી. જ્યારે નાનો ભાઈ પૈસા આપવા આવે છે ત્યારે ભાભી ના પાડે છે. "તમારા ભાઈ ખીજાય છે. તેથી હું પૈસા રાખવા લાચાર છું." આ સાંભળી નાનાભાઈને ખૂબ દુઃખ થાય છે. રાત્રે ઊંઘ આવતી નથી. વિચારે ચડે છે. 'બે ભાઈના પ્રેમમાં પૂળો મૂકનાર આ ઘડિયાળ છે.' તો ઘડિયાળ આપી આવું. રાતના બાર વાગે ઘડિયાળ લઈને મોટાભાઇને ત્યાં આવે છે' શું તમને તમારા દુઃખી ભાઈ, દુઃખી બંધુ સાધર્મિ યાદ આવે છે? તમે ફૂલની પથારીમાં છત્રપલંગે પોઢો અને તમારો ભાઇ ફૂટપાથરી પર પડયો રહે! તમારે રોજ-પાર્ટી, જન્મદિવસ, ચાંલ્લા, લગ્ન વિ. કંઇ ને કંઈ પ્રસંગો હોય. એટલે મેવા ને મિષ્ટાન ઉડાવો; પણ જ્યાં નાના ભાઈઓ ભૂખે ટળવળતા હોય એવા સમયે તમને મીઠી વાનગી કેમ ભાવે છે! કેમ તમારી નિદ્રા ઊડતી નથી.?

"ફુલપથારીમાં તમે સુઓ ને, તમારો ભાઈ રઝળે છે,
મેવા ને મિષ્ટાન તમારે, ત્યાં બાલુડાં ટટળે છે!
ઊડી કેમ જાયે ના નિંદર તમારી,
મીઠી વાનગી કાં બને ના અકારી!"
સુખમાં સુતેલા મનને જગાડો, તમોને મળ્યું એને બધાનું બનાવો,
વચન સુણ્યા જે વીર પ્રભુના, ફોગટ જોજો જાય ના....સહારો..."

મહાવીર પ્રભુના જેણે વચન સાંભળ્યા છે, એના હૈયામાં દયાનું ઝરણું વહેતું હોય, અનુકંપા ભાવ ભર્યો હોય, નાનોભાઇ વિચારે છે કે બધાં કષાયનું કારણ ઘડિયાળ છે રાતના ભાઈને ત્યાં જાય છે, વંડી ઠેકીને જાય છે. બધા ભર-નિંદ્રામાં સૂતેલા છે. બહાર એક-ઢાળીયામાં ફાનસ ટીંગાડેલું હતું તે ઉતારી પેલી ઘડિયાળ ભરાવી દે છે બાજુમાં ઘાસ છે,તેને.

મોટોભાઈ કહે કે આ ઘડિયાળ હું રાખું, બાપુજીની યાદગીરી મારી પાસે રહેશે. નાનો કહે-આ ઘડિયાળ મારે જોઈએ.

"એક માતાનાં એક પિતાનાં એક વડની બે વડવાઈ,
એક કોઠામાં આળોટેલા, એક લોહીની સગાઈ...."
ખૂંદેલા એક જ ખોળે, સૂતેલા એક હિંચોળે-સગી માના જણ્યા બે ભાઈ."

નાનાં હોય ત્યારે કેવો ભાઈ-ભાઇનો પ્રેમ હોય છે. સાથે જ હરે ફરે, ખાય પીએ. બે ભાઈ કોઈ દિવસ ઝગડે નહિ. કોઇ દિવસ બાઝે નહિ. માબાપ પણ ભાઈઓનાં પ્રેમ જોઇને રાજી થાય છે. મા માને છે કે મારી આંખનું રત્ન છે. અને પિતા માને છે કે મારી બે ભુજા છે. લોકો રામલક્ષ્મણની જોડી માને છે. આવી કૃષ્ણ-બળદેવની જોડી છે. બે ભાઇ એકજાતનાં કપડાં સીવડાવે. એક જ થાળીમાં જમવા બેસે. નિશાળે સાથે ભણવા જાય. ઘરમાં કિલ્લોલ કરતા હોય ત્યારે વાતાવરણ પણ કેવું સુંદર લાગે છે? પણ મોટા થયા પછી કેવો પ્રેમ રહે છે? બન્ને ભાઇએ મઝિયારો વહેંચ્યો ત્યારે કોઇને ખબર ન પડી. પણ ઘડિયાળ માટે ઝઘડો ઊભો થયો. મોટાભાઈ કહે છે, સારી ચીજ તો મોટાને ઘરે જ શોભે. નાનોભાઈ કહે, પિતાનો લાડકવાયો હું હતો, એટલે મારે ઘરે જોઈએ. એમ બંને વચ્ચે ખેંચતાણ ચાલી. વાત ખૂબ આગળ વધી ને હરરાજી કરવા તૈયાર થયા. બોલો, સો રૂપિયા, એમ કરતાં હજાર, અગીયાર સો, બારસો, ચૌદસો, એમ આગળ વધ્યા. કજીયા કરીને બાપનું સંભારણું રાખવું એ શું યોગ્ય છે? આંમ ને આમ બોલી વધતી જાય છે. અને નાનાએ સત્તરસોમાં ઘડીયાળ ઘરમાં વસાવ્યું, સાથે કજીયો પણ ઘરમાં આવ્યો. એકબીજા સામા મળે ત્યારે સામું પણ ન જુએ. બોલવાની તો વાત જ ક્યાં કરવી? આ વટની વાત છે. રૂ કેવું પોચું પણ એને વળ ચડાવવામાં આવે તો ફાંસી થાય.

તમે કેટલા વટવાળા છો.? બે ભાઇઓની વાત કરતાં ગામ લોકો વિખરાયા પછી તો એક ઉપર એક આક્ષેપ કરવા લાગ્યા. બન્ને વચ્ચે બોલ્યા વ્યવહાર રહ્યો નહિ. બન્ને વચ્ચે આ પૂળો મુકનાર પરિગ્રહ છે. આ પરિગ્રહ દશમો ગ્રહ છે. મમતા મૂકી દે. કોણ સાથે લઈ જવાનું છે! સમય જતા નાનાભાઈની ચડતી થઈ અને મોટાભાઈની પડતી થઈ. ચિંતાએ શરીર નબળું પડયું. વ્યાધિએ ઘેરી લીધો. નાનાભાઈને ખબર પડે છે કે મારો ભાઈ પૈસે-ટકે ઘસાઈ ગયો છે. અને શરીર પણ દર્દથી ઘેરાઈ ગયું છે.

કડવી હોજો લીંબડી મીઠી હોજો છાંય, બાંધવ હોય અબોલડા તોય પોતાની બાંય"

નાના ભાઈને મોટાભાઈનું દુઃખ સાલે છે, એટલે તે વિચારે છે કે મોટાભાઇ ઘેર ન હોય ત્યારે જઉં અને ભાભીને આ બાબતમાં પૂછું. પછી બસો રૂપિયા લઇને જાય છે. ભાભીને પરિસ્થિતિનાં તથા તબિયતનાં સમાચાર પૂછે છે. ભાભી કહે છે-તમારા ભાઇનું શરીર બરાબર નથી. વળી ધંધામાં પણ ખોટ આવતી જાય છે. આ સાંભળી નાના ભાઇને

દ્વારિકા નગરીમાં કૃષ્ણુ વાસુદેવ નામના રાજા છે. બળદેવ તેમના મોટાભાઈ છે. જ્યારે કંસનો કોરડો ફરતો હતો ત્યારે કૃષ્ણુ મથુરામાં હતાં. કંસને બરાબર ખબર ન પડે એ માટે બળદેવ ભણાવવા માટે સાથે ત્યાં રહે છે. વાસુદેવનું બરાબર રક્ષણુ કરે છે. બળદેવે કૃષ્ણુ માટે ઘણું કર્યું છે. બળદેવની પત્નીનું નામ રેવતી હતું. જે સર્વાંગ સુંદર હતી. દાડમની કળી જેવા દાંત, હરણુ જેવી આંખ, નાગની ફેણુ જેવો ચોટલો, સૂડાની ચાંચ જેવું નાક છે. સ્ત્રીના બધા શુભ લક્ષણોથી યુક્ત છે. બંને સંસારના સુખ ભોગવતા હતા. તેમાં રાતદિવસ ક્યાં પસાર થતાં એ ખબર પણુ પડતી નહિ. ગમે તેવા પ્રસંગે પતિ તરફથી ઠપકો મળે તો તેનું મોઢું ચીમળાય નહિ "અપરાધ હોય તો મને નિઃસંકોચ કહેવું." એમ કહે છે. પતિના સુખે સુખી, અને પતિના દુઃખે દુઃખી. એવી એ સ્ત્રી હતી. સ્ત્રીને અર્ધાંગના કહેવાય છે. પતિનું અરધું અંગ છે. દુઃખ આવે ત્યારે પિયરમાં જાય અને સુખમાં સાથ આપે. આવા સંબંધો સ્વાર્થી છે. કેટલીક સ્ત્રીઓ દેખાદેખી અને ઘરેણાં કપડાં વિગેરેનું બીજાનું અનુકરણુ કર્યા કરે છે. ઘરની સ્થિતિ પણુ જોતી નથી. પરંતુ સુલક્ષણી નારી તો પતિના પગલે ચાલનારી હોય છે.

હરિશ્ચંદ્રના પ્રસંગમાં તારામતી પણુ હરિશ્ચંદ્ર સાથે વેચાય છે. એ કેવું આદર્શ દંપતીનું ઉદાહરણુ છે! તારામતી કહે છે, હું તમારું અરધું અંગ છું.

"પરની દયા પર ગુજરવાનું, વીર કદી ચાહતા નથી,
આવી પડે તે સહન કરતાં, ગરીબપણું ગાતા નથી."

વીર માણુસો બીજાની દયા ઉપર જીવતા નથી. રાજા નોકરી શોધવા જાય છે, ત્યારે રાણી પણુ પાછળથી નોકરી શોધવા જાય છે. અને એક ઘેર કામ કરવા રહે છે. જુઓ, રાજા અને રાણી છતાં કર્મ કેવાં કાર્યો કરાવે છે! વાસણુ માંજવા જેવું કામ પણુ સારૂં અને ચોખ્ખું કરે છે. આ બાજુ હરિશ્ચંદ્ર રાજા પણુ મજૂરો સાથે રહીને કામ કરે છે. મજૂરો પણુ જોઈ રહે છે. શી એના ભાલની કાન્તિ છે! ક્ષાત્ર તેજ ઝળકી રહ્યું છે. રાજાને પૂછે છે, આપ કોણુ છો? તેણે કહ્યું કે હું મજૂર છું. રાજા કામ કરીને ઘેર આવે છે. અને જુએ છે તો રસોઈ તૈયાર છે. અરે, આ રસોઈ કેવી રીતે કરી? અણુહક્કનો પૈસો ક્યાંથી લાવ્યા? ત્યારે રાણી કહે છે હું પણુ તમારી જેમ કામ કરીને પૈસો લાવી છું. તમે જ્યારે રાજા હતા ત્યારે હું રાણી હતી. અત્યારે તમે મજૂર છો તો હું મજૂરણુ છું. રૂમનું પણુ ભાડું આપે છે. ધર્મશાળામાં સદાવ્રત અપાય છે. પણુ ધર્માદાનું ભોજન તેઓ જમતા નથી. નીતિથી પૈસા કમાવા એમાં સાચું સુખ છે. બ્રાહ્મણુને ત્યાં તારામતી વેચાય છે. બ્રાહ્મણુ કહે છે. અરે અમારે આ તમારા છોકરા માટે પણુ ભાણું આપવું? તો કહે છે. ન આપતાં. કાંઈ નહી. હું અડધી ભૂખી રહીશ. અને મારા ભાણુમાંથી અડધું એને ખવડાવીશ. બાઈ બાળકને અડધું ખવડાવે છે ને અડધું પોતે ખાય છે. બ્રાહ્મણુના

સળગતા શી વાર લાગે ? મોટો ભડકો થાય છે ને ઘરનાં મોભને અડકે છે. ઘર સળગ્યું. બધાં જાગી જાય છે અરે, આ એકાએક લાય કેમ લાગી તે તપાસ કરે છે. તપાસ કરતાં ખીંટી પર નજર જાય છે. ત્યાં ઘડિયાળ મૂકેલું જુએ છે. નક્કી આ નાનાભાઈએ વેર વાળવા જ કર્યું લાગે છે! આજુબાજુનાં લોકો કહે છે, અમે રાત્રે તમારા નાનાભાઇને વંડી ઠેકતાં જોયો હતો. મોટાભાઇનો વ્હેમ મજબુત થાય છે. અને નાનાભાઈને ન્યાયના પાંજરામાં ઉભો કર્યો. મોટો ભાઈ આવે છે અને નાનાભાઇને પાંજરામાં ઊભો કર્યોછે.મોટાભાઈને બધાં લોકો કહે છે. બહુ ચડયો હતો, એને બરોબર કરજો, ઠેકાણે પાડજો. બધા લોકો વિચારી રહયા છે કે નાનાભાઈને તો કેવી આકરી સજા થશે ! ચુકાદો આપતાં પહેલાં જજ કહે છે "બોલો, તમારે આ બાબતમાં શું કહેવાનું છે ? મોટોભાઇ અત્યારે જે ધારે તે કરી શકે તેમ છે. નાનાભાઇને કાયમ માટે સળિયા પાછળ પણ મોકલી શકે છે પણ એ તો કહે છે, મારા ભાઇનો દોષ નથી. કદી મારો ભાઈ મારૂં અહિત કરે નહિ. માટે મારા ભાઇને છોડી દો. ભાઇને છોડાવે છે.' લોકો તો કહે છે :- આ શું કર્યું ? નાનો ભાઇ ઘેર આવે છે અને મોટાભાઈના પગમાં પડે છે. પણ મોટાભાઈનો ક્રોધ હજુ ગયો નથી. હૃદયમાંથી વેર ઓછું થયું નથી. "જા, મારી સામે આવતો નહીં" એમ કહી નાનાભાઇનો તિરસ્કાર કરે છે. થોડા દિવસ જાય છે ને મોટોભાઇ માંદો પડે છે. ખૂબ બિમારી આવે છે. મોટાભાઇ પાસે તો પૈસા નથી. નાનો ભાઇ ડોકટર મોકલે છે તો ડોકટરને પણ ના પાડે છે. ખૂબ સીરીયસ (ગંભીર) થઈ જાય છે. બેભાન અવસ્થા છે ત્યાં નાનો ભાઈ જાય છે. મોટાભાઈની સેવા કરવા લાગે છે. ત્રણ દિવસ સુધી રાત્રિના ઉજાગરા કરીને સેવા કરે છે. નાના ભાઈની સેવા અને ડોકટરની ટ્રીટમેન્ટ( treatment )થી આરામ થાય છે. મોટાભાઈએ જોયું.સામે નનોભાઇ ઊભો છે. ખરો પશ્ચાતાપ થાય છે. આ બધાનું કારણ ઘડિયાળ છે, તેથી ઘડિયાળનું ઢીમ શોધી કુવામાં નાખી દે છે. નાનોભાઇ મોટરમાં મોટાભાઈને પોતાને ઘેર લાવે છે. બંને પ્રેમથી ભેટી પડે છે. પહેલાંની જેમ સાથે સંપથી રહેવા લાગે છે. ભગવાન મહાવીરનો ધર્મ મૈત્રીભાવ રાખવાનું શીખવાડે છે. આ દષ્ટાંતથી સમજાવે છે કે જ્યાં સંપ છે, ત્યાં શાંતિ અને સુખ છે. જ્યાં સંપ નથી ત્યાં કલેશ અને ઝઘડાઓ છે, માટે સંપ રાખશો તો તમે સુખી થશો.

---

## વ્યાખ્યાન નં....૧૫

### શ્રાવણ સુદ ૧ ને શુક્રવાર તા. ૨૩-૭-૭૧

અનંતજ્ઞાની ત્રણ જગતના નાથે સિદ્ધાંતથી તત્ત્વો સમજાવ્યા. સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ.

દ્વારિકા નગરીમાં કૃષ્ણ વાસુદેવ નામના રાજા છે. બળદેવ તેમના મોટાભાઈ છે. જ્યારે કંસનો કોરડો ફરતો હતો ત્યારે કૃષ્ણ મથુરામાં હતાં. કંસને બરાબર ખબર ન પડે એ માટે બળદેવ ભણાવવા માટે સાથે ત્યાં રહે છે. વાસુદેવનું બરાબર રક્ષણ કરે છે. બળદેવે કૃષ્ણ માટે ઘણું કર્યું છે. બળદેવની પત્નીનું નામ રેવતી હતું. જે સર્વાંગ સુંદર હતી. દાડમની કળી જેવા દાંત, હરણ જેવી આંખ, નાગની ફેણ જેવો ચોટલો, સૂડાની ચાંચ જેવું નાક છે. સ્ત્રીના બધા શુભ લક્ષણોથી યુક્ત છે. બંને સંસારના સુખ ભોગવતા હતા. તેમાં રાતદિવસ કયાં પસાર થતાં એ ખબર પણ પડતી નહિ. ગમે તેવા પ્રસંગે પતિ તરફથી ઠપકો મળે તો તેનું મોઢું ચીમળાય નહિ "અપરાધ હોય તો મને નિઃસંકોચ કહેવું." એમ કહે છે. પતિના સુખે સુખી, અને પતિના દુઃખે દુઃખી. એવી એ સ્ત્રી હતી. સ્ત્રીને અર્ધાંગના કહેવાય છે. પતિનું અરધું અંગ છે. દુઃખ આવે ત્યારે પિયરમાં જાય અને સુખમાં સાથ આપે. આવા સંબંધો સ્વાર્થી છે. કેટલીક સ્ત્રીઓ દેખાદેખી અને ઘરેણાં કપડાં વિગેરેનું બીજાનું અનુકરણ કર્યા કરે છે. ઘરની સ્થિતિ પણ જોતી નથી. પરંતુ સુલક્ષણી નારી તો પતિના પગલે ચાલનારી હોય છે.

હરિશ્ચંદ્રના પ્રસંગમાં તારામતી પણ હરિશ્ચંદ્ર સાથે વેચાય છે. એ કેવું આદર્શ દંપતીનું ઉદાહરણ છે! તારામતી કહે છે, હું તમારું અરધું અંગ છું.

"પરની દયા પર ગુજરવાનું, વીર કદી ચાહતા નથી,
આવી પડે તે સહન કરતાં, ગરીબપણું ગાતા નથી."

વીર માણસો બીજાની દયા ઉપર જીવતા નથી. રાજા નોકરી શોધવા જાય છે, ત્યારે રાણી પણ પાછળથી નોકરી શોધવા જાય છે. અને એક ઘેર કામ કરવા રહે છે. જુઓ, રાજા અને રાણી છતાં કર્મ કેવાં કાર્યો કરાવે છે! વાસણ માંજવા જેવું કામ પણ સારૂં અને ચોખ્ખું કરે છે. આ બાજુ હરિશ્ચંદ્ર રાજા પણ મજૂરો સાથે રહીને કામ કરે છે. મજૂરો પણ જોઈ રહે છે. શી એના ભાલની કાન્તિ છે! ક્ષાત્ર તેજ ઝળકી રહ્યું છે. રાજાને પૂછે છે, આપ કોણ છો? તેણે કહ્યું કે હું મજૂર છું. રાજા કામ કરીને ઘેર આવે છે. અને જુએ છે તો રસોઈ તૈયાર છે. અરે, આ રસોઈ કેવી રીતે કરી? અણહક્કનો પૈસો કયાંથી લાવ્યા? ત્યારે રાણી કહે છે હું પણ તમારી જેમ કામ કરીને પૈસો લાવી છું. તમે જ્યારે રાજા હતા ત્યારે હું રાણી હતી. અત્યારે તમે મજૂર છો તો હું મજૂરણ છું. રૂમનું પણ ભાડું આપે છે. ધર્મશાળામાં સદાવ્રત અપાય છે. પણ ધર્માદાનું ભોજન તેઓ જમતા નથી. નીતિથી પૈસા કમાવા એમાં સાચું સુખ છે. બ્રાહ્મણને ત્યાં તારામતી વેચાય છે. બ્રાહ્મણ કહે છે. અરે અમારે આ તમારા છોકરા માટે પણ ભાણું આપવું? તો કહે છે. ન આપતાં. કાંઈ નહી. હું અડધી ભૂખી રહીશ. અને મારા ભાણામાંથી અડધું એને ખવડાવીશ. બાઈ બાળકને અડધું ખવડાવે છે ને અડધું પોતે ખાય છે. બ્રાહ્મણના

છોકરાની દાનત ફરે છે વિષય વાસના જાગે છે. તેથી તારામતીને પજવે છે. બ્રાહ્મણનો પુત્ર વિચારે છે. આ બાઈને મારે કેવી રીતે વશ કરવી? એને કેવી રીતે સપડાવવી? તારામતીને કહે છે, તમને આખો દિવસ કામ રહે છે. સુંવાળી કાયા થાકી જતી હશે તો મારી પાસે કલાક કલાક સારા પુસ્તકો સાંભળો. બાઈ કહે છે, મારે ઘણું કામ છે. મને એવી ફુરસદ નથી, તમે ધર્મકથા તમારી સ્ત્રીને તથા ઘરનાને સંભળાવો. મને સદાચારથી કેમ જીવવું તે બધી ખબર છે. બાઇ સમજી ગઈ કે આની આંખમાં વિકાર છે. બ્રહ્મચારી જગતમાં બધાથી ઊંચો છે. બ્રહ્મચારીને ચક્રવર્તીઓ, ઇન્દ્રો, દેવો અને દાનવો અને માનવો નમસ્કાર કરે છે. બ્રહ્મચર્ય એ જ તાકાત છે, એ જ સાચું ખમીર છે. બ્રહ્મચર્ય એ જ તેજ છે. પણ પેલો તો ગમેતેમ કરીને તારામતીને વશ કરવા ખૂબ પ્રલોભનો આપે છે. ખૂબ ધમકાવે છે ખૂબ દુઃખી કરે છે અને વધારે કષ્ટ થાય તેવું કરે છે. તારામતીનો પુત્ર રોહીત કહે છે બા, હું મારો ખોરાક મેળવી લઈશ. જંગલમાં ફળવાળાં ઝાડો ઘણાં હોય છે. તેનાથી ફળ મેળવી ગુજરાન ચલાવે છે.

એકવાર કુમાર વૃક્ષ ઉપર ફળ લેવા જાય છે, અને સર્પ કરડે છે. છોકરાઓ સંદેશો લાવે છે. રોહિતને સર્પદંશ થયો છે. તારામતી તે સાંભળી મૂર્છાવશ થઈ જાય છે. ઘરનાને કહે છે; કોઈ મારી સાથે ચાલો, પણ કોઈ ઘરેથી સાથે આવતું નથી, કોઈ મદદ કરવા પણ તૈયાર નથી. તારામતી રોતી કકળતી ત્યાં આવે છે. છોકરાને મરેલો જુએ છે, એટલે છોકરાનું મડદું લઈને સ્મશાને આવે છે. સ્મશાન પણ કેવું ભેંકાર છે. ચોમાસાની મેઘલી રાત છે, અંધારું ઘોર છે. ત્યાં સ્મશાન ઉપર હરિશ્ચંદ્ર પોતે પહેરો ભરે છે. બાઈ મૃતદેહને બાળવા માટે આજુબાજુ લાકડાના ટુકડા વીણી ભેગા કરે છે. ત્યાં એને રાજા કહે છે, પહેલાં કર ભર પછી મૃતદેહ બાળ. ત્યાં વીજળીનો ઝબકારો થાય છે. અને રાજા રાણીને ઓળખી જાય છે. તારામતી પણ રાજાને ઓળખી જાય છે અને કહે છે. રાજન્! આપનો જ આ પુત્ર છે. આપને જ આ કાર્ય કરવાની ફરજ છે. એકના એક પુત્રનું મૃત્યુ જાણી રાજા રડે છે. હું તમારી અર્ધાંગના છું, છતાં મારી પાસે કર માગો છો? હરિશ્ચંદ્ર કહે છે કે "હા" પહેલાં કર્તવ્ય પછી લાગણીને સ્થાન આપું છું. અત્યારે હું જે નોકરી પર છું તે મને આમ કરવા ફરજ પાડે છે. માટે પહેલાં કર લાવ પછી બાળવા દઉં. પણ જો અહીં મારો માલિક આવી ચડે ને તે રજા આપે તો એમ ને એમ બાળવા દઉં. તારામતી રડતાં રડતાં કહે છે, મારી પાસે કશું નથી. હું શું આપું! અંતે સાડી ફાડી કર ભરવા તૈયાર થાય છે. કહેવાય છે કે સતિયાનું સત્ રાખવા ઉપરથી દેવોએ વૃષ્ટિ કરી. છોકરો પણ બેઠો થઈ ગયો. સત્યની કસોટી કયાં સુધી થાય છે? રાજા સ્વયં વિચારે છે: સત્ય માટે રાજ્ય આપી દીધું અને શું કર માટે સત્યને છોડવું? કેટલી અડગતા! અને કેટલો આત્મવિશ્વાસ! કેવી પ્રમાણિકતા અને કેવી નીતિ! કેવા [illegible] માં

થઈ ગયા છે, અને અત્યારે દગાબાજી, ચોરી, છેતરપીંડી, અન્યાય, અનીતિ કેટલાં વધી ગયા છે? શુદ્ધ ઘીને બદલે વેજીટેબલ ઘી શુદ્ધ કહીને વેચે છે. તું અહીંયા બનાવટ, સજાવટ, પતાવટ, ખુશામત કરી લે પણ કર્મ પાસે તારૂં કાંઇ ચાલે તેમ નથી.

એક માણસે સર્પનું ઝેર ઉતારવાની દવા શીખી લીધી અને એનાં ઇંજેકશનો બનાવ્યાં. એનાથી ઝેર અચુક ઉતરી જાય છે. એ ઈન્જેકશનો સોળ રૂપિયામાં વેચવા માંડયા. અને ગમે તેવો સર્પ કરડયો હોય તો તેનું ઝેર ઉતરી જાય. બીજા ઈર્ષાળુ માણસને ઈર્ષા થઈ. અને તેણે તેવા જ રંગના પાણી ભરીને આઠ રૂપીયામાં આ ઇજેકશનો વેચવા માંડયા. પેલા વેપારીનો ધંધો બંધ પડવા માંડયો. એમાં એક યુવાનને સર્પે ડંખ દીધો અને ઈન્જેકશન લીધું, પણ સર્પનું ઝેર ઉતર્યું નહીં. પાણીના ઈન્જેકશનથી થોડું ઝેર ઉતરે? એ ઇન્જેકશનની અસર ન થવાથી તે બિચારો મરી ગયો. મા-બાપે કારમું રૂદન કર્યું. યુવાન પુત્રના મૃત્યુનો માબાપને ખૂબ આઘાત લાગ્યો. પછી પેલાને કહે છે, તમારા ઈન્જેકશનની કંઈ અસર થઈ નહીં, અને મારો પુત્ર મરી ગયો. વેપારી કહે છે: ઝેર વધારે પ્રસર્યું હશે, અથવા લાંબા ટાઈમે ઈન્જેકશનનો પાવર ઉડી ગયો હશે. એમાં હું શું કરૂં? કેવી બનાવટ કરે છે!

"સાત માળના મહેલ બનાવ્યાં, ફરનીચર છે ન્યારૂં,
સાત વેંતમાં સાથરો તારો, બાકી બધું પરભાર્યું,
વધારે તેમાં શું તારૂં!" (૨)

અનેકને છેતરી, બનાવટ કરી, લાંચરૂશ્વત લઈ, ચાલાકીથી પૈસા ભેગા કર્યા. એમાંથી મોટા મકાનો બનાવ્યા, અનેક સાધનો વસાવ્યાં, ૭ માળના મકાનમાં પોતે રહેવા લાગ્યો. પણ તું મરશે ત્યારે સાત વેંતમાં જ સાથરો થવાનો છે. જશો ત્યારે ખાલી હાથે જવાનું. મોઢામાં સોનાનો દાંત હશે તો તે પણ કાઢી લેશે. સાથે કરેલાં કર્મ લઈને જવાનું છે. કર્મનાં ફળ પોતાને જ ભોગવવા પડે છે. પેલા વેપારીને એનો પુત્ર ચેતવે છે કે તમે આ શું કર્યું? કેટલા માણસો તમારા ઈન્જેકશનોથી મરી ગયાં. અને પેલો સાચો વેપારી છે તેને પોતાની કંપની પણ બંધ કરવી પડી. આ પુત્રના વચનથી પિતાને કાંઈ અસર ન થઈ. એક વખત મિત્રો સાથે તે યુવાન પુત્ર પીકનીકમાં ગયો છે. એમાં તેને સર્પ કરડયો. બધા છોકરાઓ દોડીને કહેવા આવ્યા, તમારા છોકરાને સર્પ કરડયો છે. હેં! મારા છોકરાને સર્પ કરડયો છે? તે તરત જુના વેપારીને ત્યાં દોડી જાય છે. અને કહે છે, તમારૂં એક ઇન્જેકશન મને ગમે ત્યાંથી આપો. મારા છોકરાને સર્પ કરડયો છે. તમારે જેટલા રૂપિયા લેવા હોય એટલા લ્યો, પણ મને તમારૂં ઇન્જેકશન આપો. અરે શેઠ, તમે તો ઇન્જેકશનના વેપારી છો. અને તમારી હરીફાઈને લીધે મારે મારો

ધંધો બંધ કરવો પડયો. અત્યારે મારી પાસે એક પણ ઇન્જેકશન નથી. આ સાંભળી તે શેઠ માથે હાથ દઈ રડવા લાગ્યો. એકનો એક છોકરો હવે મરી જશે. અરે! પણ તમારે તો ઇન્જેકશનનો સ્ટોર ભર્યો છે અને કાં રોવા બેઠા? પેલો વેપારી આશ્વાસન આપે છે. ભાઈ! પૈસા કમાવાના હેતુથી અને આપને પછાડી દેવાના હેતુથી મેં તો ખાલી પાણી ભરીને ઇન્જેકશનો વેચ્યા છે. કેટલાય મારા ઇન્જેકશનથી મરી ગયાં છે. અન્તે મારો પુત્ર પણ મરી ગયો. જેવા કર્મ કરશો તેવા ફળ અવશ્ય ભોગવવા પડશે.

વેપારીએ પુત્ર ગુમાવ્યો, અને પછી માથે હાથ દઈને રોવા બેઠો. દિકરા! તું કહેતો હતો એ સાચું હતું. એ વખતે મેં માન્યું નહિ પણ કર્મને શરમ નથી.

"લાજ્યાના સ્થાને તું લાજ્યો નહીં, સાચામાં હવે શું શરમાવું (૨)
હું છું પથ્થર તું છે નીલમ....
દે માફી મને નારાજ ન કર, કીધાં મે કરમ ના રાખી શરમ."

હે ભગવાન! મેં કેવા કર્મ કર્યા! હવે હું સાવ સાચું કહી દઉં છું. મેં તો રંગીન પાણી ભર્યું હતું. મારી પાસે દવા ન હતી. મેં કેટલાના પ્રાણ ખોવરાવ્યાં. હે ભગવાન! તું તો નીલમ જેવો છે. અને હું તો પથ્થર જેવો છું. મેં કાંઇ શરમ રાખી નહીં. કેટલાયના છોકરા કેવી વ્યથા કરતાં મરી ગયાં, ત્યારે મને જરાય એની દયા ન આવી. જુઓ! જ્યારે પગમાં રેલો આવ્યો ત્યારે ખબર પડી. પશ્ચાતાપથી હૃદય દ્રવી રહ્યું છે. જ્યારે લાજવાનુ હતું ત્યારે લાજ્યો નહિ તો હવે શું શરમ રાખવી! સત્ય વાત કહી દે છે. સત્ય વાત સમજાય તે નરમ બને. પોચો થાય. કર્મ કરવામાં નરમ બનો. પાછા હઠો. કોઈની ઈર્ષા, અદેખાઈ કરવી નહી. ખોટાં કામ કરવા નહિ, સજ્જન બનવા માટે પ્રમાણીકતાનો ગુણ કેળવો.

*Honesty is the best Policy* પ્રમાણિકતાથી જીવન-વ્યવહાર ચલાવશો તો કર્મથી હળવા બની મોક્ષના સુખ પામશો.

---

## વ્યાખ્યાન નં....૧૬

### શ્રાવણ સુદ ૩ ને રવિવાર તા. ૨૫-૭-૭૧

અનંત કરૂણાનાં સાગર, ભગવાન મહાવીર દેવ જેનું શાસન વિદ્યમાન વર્તાઈ રહ્યું છે, તેમણે ભવ્ય માનવના કલ્યાણને અર્થે વાણીની પ્રરૂપણા કરી છે. ભગવાન મહાવીરે

જ્યારે દીક્ષા લીધી ત્યારે તેમની સાથે કોઈ માર્ગ દેખાડનાર ભોમીયો ન હતો. તેઓશ્રી એકલા જ હતાં. તેમણે ૧૨ા વર્ષ ને ૧૫ દિવસ સુધી ઘોર તપ કરીને કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. જગતના જીવોને દુઃખી જોઈને હૈયામાં કરૂણા વસી. પછી જ ધર્મનો ઉપદેશ આપ્યો અને લોકોને કલ્યાણનો રાહ બતાવ્યો. કર્મને લીધે જીવ સંસારમાં પરિભ્રમણ કરે છે. કર્મરહિત દશા પ્રાપ્ત થતાં પરિભ્રમણ અટકી જાય છે. જે જન્મ મરણથી થાકી ગયા હોય, જેને સંસાર દુઃખમય લાગ્યો હોય તેને આ ધર્મના માર્ગે આવવાની જરૂર છે. જીવ જેવા કર્મ કરે છે એવાં એને ફળ મળે છે. તે કરેલાં કર્મનું ફળ ગમે ત્યારે, ગમે તે સ્થળે અને ગમે તે ભવમાં ભોગવવું પડે છે. પાંચશો ગાયના ટોળામાં વાછરડું એની માને ઓળખી કાઢે છે, તેમ કર્મ કર્તાને જ્યાં હોય ત્યાંથી ગોતી કાઢે છે. જ્ઞાની પુરુષ કહે છે જે તને બહારનાં પદાર્થોમાં સુખ દેખાય છે એ ક્ષણિક છે. એ સુખ કાયમી નથી. સંસારના ભાવોને નિહાળો, અને ઊંડાણથી વિચારો તો તમને ખ્યાલ આવશે. ભગવાને જે વાણી પ્રરૂપી છે તેને હાથમાં અપનાવો. જે વાણી ઝીલી શકે છે, એ પોતાનું જીવન સુધારી શકે છે. કોઈ માણુસ જમે અને કહે કે મારી ભૂખ ન મટી, હું ભૂખ્યો છું એ બને નહિં. પાણી પીવે છતાં કહે હું તરસ્યો છું એ બને નહિ તેમ વીતરાગની વાણી મળી છે. એ વાણીનું પાન કરે અને શાંતિ સમાધિનો અનુભવ ન થાય એવું બને જ નહિ. આપણા મહાન પુણ્યોદયે મહામૂલું શાસન મળ્યું છે, આપણે એ માર્ગે ચાલવું જોઈએ.

વીતરાગ વાણી ઝીલવા માટે પહેલાં નમ્રતાની જરૂર છે. છોકરો પહેલાં એકડો શીખવા જાય ત્યારે પાટીમાં લીટા હોય તે ભૂંસી નાખે છે. પાટીને સ્વચ્છ કરી પછી એકડો લખાવે છે. એમ તમે ધર્મક્રિયા કરો તે પહેલાં તમારા હૃદયમાં રહેલી મલિનતાને દૂર કરી હૃદયને સ્વચ્છ બનાવો. વીતરાગ વાણીને સમજવી હોય તો ક્રોધને કાઢવો પડશે, કષાયને પાતળા કરવા પડશે.

એક પેઢીમાં એક માણુસને નોકરી ઉપર રાખ્યો. શેઠને નોકર ઉપર ખૂબ વિશ્વાસ હતો તેથી પેઢીનો બધો કારભાર નોકરને સોંપતા ગયા. અને પોતે મોજ-શોખમાં પડી ગયા. નોકર ઉપરથી પ્રમાણિકતાનો ડોળ કરતો પણ અંદરમાં કુડકપટ કરી પોતાનું ઘર ભરતો. આ બધું કામ એટલી સિફતથી કરતો કે શેઠને તેની ગંધ પણ ન આવે. આ બધાનું પરિણામ એ આવ્યું કે શેઠની પેઢી ધીમે ધીમે ઘસાતી ગઈ. અંતે દિવાળી ફુંકવાનો સમય આવ્યો. શેઠ હવે જાગૃત થયાં. ચોપડા હાથમાં લીધા. ખાતા સંભાળવા લાગ્યા. નોકરના કારસ્તાનની ગંધ શેઠને આવી ગઈ એટલે નોકરને રજા આપી. શેઠે પોતાની કુનેહ-બુદ્ધિથી થોડા વખતમાં પેઢીને તરતી કરી દીધી, પેલો નોકર ફરીથી નોકરી માટે આવે તો શેઠ તે નોકરને વગર પગારે પણ રાખે ખરા? ન રાખે. કારણ કે શેઠ સમજી ગયા

છે કે મારી પેઢીમાં નુકસાન કરનાર આ માણુસ જ હતો. એમ આ આત્મદેવની પેઢીને નુકશાન પહોંચાડનાર વિષયો છે, કષાયો છે, દુર્ગુણો છે. પણ જીવે તે બધાને મિત્રો માન્યા છે. તેથી જ તે કષાયાદિના શરણે જાય છે અને ગૌરવપૂર્વક કહે છે. ક્રોધ કર્યો એટલે બધાં ચૂપ થઇ ગયા. જુઠું બોલ્યો એટલે સારા પૈસા મળ્યા અને ફાયદો થયો. ભાઈ! અત્યારે ફાયદો લાગશે પણ ભાવિમાં ભોગવવું પડશે, તમને સંસાર દુઃખમય લાગે છે! જ્યારે તમારૂં માન સચવાય નહીં, પત્ની કહ્યાગરી ન હોય, છોકરા કશું કમાતા ન હોય અને એમાં તબિયત લથડે તો તમને સંસાર દુઃખમય લાગશે. પણ સંજોગો તમારી તરફેણમાં હોય તો તમને સંસાર મીઠો મધ જેવો લાગશે. વીતરાગ વાણીના ભાવો જે રીતે હૈયામાં સ્પર્શવા જોઇએ એ રીતે સ્પર્શ્યા નથી તેથી પરિભ્રમણ ચાલુ રહ્યું છે. સંસારમાં સુખ નથી પણ આત્મામાંથી જે સુખ મળે છે એ સાચું સુખ છે. જે કાંઈ છે તે તારી પાસે છે. બહાર પ્રયત્ન કરવા ખોટાં છે. હે માનવો! જો તમને આ સંસારના દુઃખો ખટકતા હોય તો ધર્મના માર્ગે આવો. આ માર્ગ એક સુંદર માર્ગ છે. જેણે આત્માનો આનંદ માણ્યો એ અપૂર્વ શાંતિને માણી શકયા છે. આ શાંતિ અનુભવી જ કહી શકશે. આ આનંદ એ અનુભવ ગોચર છે. શબ્દમાં આવી શકે તેવો નથી.

એક રાજા અટવીમાં ભૂલો પડી જાય છે. તેને રસ્તો મળતો નથી. ત્યાં એક ભીલનો છોકરો મળે છે. રાજા એને કહે છે કે હું રસ્તામાં ભૂલો પડી ગયો છું. મને માર્ગ બતાવ. ભીલનો છોકરો કહે છે ચાલો બતાવું. હું તો આ રસ્તાનો ભોમીયો છું. તે ભીલપુત્ર રાજાને બરાબર રસ્તો બતાવે છે. અને રાજા રાજી થઇને એને કેરી ખવડાવે છે. આ ભીલના છોકરાએ કોઈ દિવસ કેરી ખાધી નથી, અને તેનો સ્વાદ કોઇ દિવસ ચાખ્યો નથી એટલે ખુશ થાય છે. પછી ઘેર આવે છે અને ઘરનાં બધાં પૂછે છે, અત્યાર સુધી કયાં હતો? તે બધાને કહે છે, રાજા રસ્તામાં ભૂલા પડી ગયા હતા. મેં એને રસ્તો બતાવ્યો. તેણે મને એવી ચીજ ખવરાવી કે સ્વાદ રહી ગયો. અરે કઈ ચીજ ખાધી? એનો કેવો સ્વાદ હતો તે અમને બતાવ તો ખરો! પણ આ છોકરો શું બતાવે? બહુ સ્વાદિષ્ટ હતી પણ કેવી સ્વાદિષ્ટ? તો કહે એ હું શું બતાવું? સ્વાદની તો જે ખાય એને ખબર પડે. એમ જેણે આત્માનો આનંદ માણ્યો હોય એને ખબર પડે કે આમાં કેટલો આનંદ છે. જેણે હજુ સુધી આ સ્વાદ ચાખ્યો નથી એને શું ખબર પડે કે આમાં કેવો સ્વાદ છે. આત્માનો આનંદ ખરેખર અદ્ભુત છે.

અનંત જ્ઞાની, અનંત ઉપકારી એવા વીતરાગ પરમાત્મા વિશ્વના પ્રાણીઓને સંબોધી રહ્યા છે. જાગો અને ઉઠો. પ્રમાદને ટાળી તમારા સાધ્યને સિદ્ધ કરવા માટે તૈયાર બનો. જેમણે પુરૂષાર્થ કર્યો છે એ અવશ્ય પંચમ ગતિને પ્રાપ્ત કરે છે. ખાલી કામ કર્યા કરવું

એને પુરૂષાર્થ કહેનાં નથી. આત્માને લગતી ક્રિયા કરવી એને પુરૂષાર્થ કહે છે. જીવો માત્ર વૈભવ ખાતર મજુરી કરે છે. અને પૈસા કમાવવા માટે ગદ્ધાવૈતરૂં કરે છે. જે સિદ્ધ કરવાનું છે એ સિદ્ધ કરે તો અવશ્ય ફળ પ્રાપ્ત થાય છે. જીવને મોહ નિંદ્રા એવી છે કે એને ઉઠવાનું મન થતું નથી કોઈક ઉઠાડનાર જોઈએ તમારા છોકરાઓ પરિક્ષા આપવાનાં હોય અને વાંચતા વાંચતા ઊંઘી જાય તો તમે કેવા ઊઠાડો છો? અને એને જલ્દી તૈયાર કરીને પરીક્ષા આપવા મોકલો છો. જો મોડો પહોંચે તો અંદર બેસવા ન મળે, નાપાસ થાય, વરસ બગડે. ઊંઘ ઊડતી ન હોય તો તમે આંખે પાણી છાંટવાનું કહેશો કે જેથી ઊંઘ ઊડી જાય. તમે તે માટે કેટલી કાળજી રાખો છો? એવી જ રીતે જ્ઞાની પુરૂષ કહે છે કે તારી પરીક્ષાનો સમય આવી ગયો છે. મનુષ્ય ભવની અંદર એવા પેપર ભરી લે કે તારો ઉદ્ધાર થઈ જાય. જ્ઞાની પુરૂષો આપણને ઊઠાડી રહ્યા છે, ઢંઢોળી રહ્યા છે. વીતરાગની વાણીનું પાણી છાંટો જેથી ઊંઘવાનું મન થાય નહીં. જેમની મોહ-નિંદ્રા ઊડી ગઈ છે એનો અવશ્ય ઉદ્ધાર થશે. વૈભવમાં નહીં રાચતા, વિષય અને વિકારોમાં નહીં રાચતા. હું મારા નિજ-સ્વરૂપને જાણું. આવો પુરૂષાર્થ કરે તેને જ્ઞાની-ઓએ સાચો પુરૂષાર્થ કહ્યો છે. તો મજુરી મૂકીને હવે સાચો પુરૂષાર્થ કર. ઉત્તમ માણસોનો સંગ થવો, આજ્ઞાંકિત સ્ત્રી મળવી, શરીર નિરોગી મળવું એ મહાભાગ્યની નિશાની છે.

> "ઊંચની સંગત ધર્મ શું પ્યારી, પુત્ર સુપુત્રને વેણુવસુ નારી,
> ઘરમાં હોય સંપદા, નિરોગી કાયા એ ખટ બોલ તો પુન્ય પસાયા,
> નીચની સંગત કર્મ શું પ્યારી, પુત્ર, કુપુત્ર ને વાદીલી નારી,
> ઘરમાં હોય આપદા ને રોગીલી કાયા, એ ખટ બોલ તો પાપ પસાયા "

સારા માણસો પાસે બેઠક મળવી, સંતપુરૂષોનો સંગ થવો એ મહાભાગ્યની નિશાની છે. હજી પણ તમોને મહાત્માઓને સાંભળવાની પણ અંદરથી રૂચી પડી છે. સતસંગ કરવા જેવો છે અને કુસંગ છોડવા જેવો છે. એવું હૈયે બેઠું છે એ પણ તમારા પુણ્યોદય છે. ઘોર પાપી માણસ પણ સત્માર્ગે ચડીને કર્મના ભૂક્કા ઉડાવી દે છે. અને સારો અને સજ્જન માણસ કુસંગે ચડવાથી દુર્ગતિમાં ફેંકાઈ જાય છે. વંકચુલ જેવો ચોર ધર્મિષ્ઠ મા-બાપને ત્યાં જન્મેલ છતાં કુસંગથી નીચે પડયો. પરદેશી રાજાને કેશી સ્વામીનો સંગ થયો. અર્જુન માળીને મહાવીરનો સંગ થયો, અને જીવન સુધારી લીધું. નદી વહેતી હોય ત્યાં હરિયાળી છવાઈ જાય. તેમ જ્ઞાનગંગા વહેતી હોય ત્યાં જીવનબાગ હરિયાળો બને છે. જૈન ધર્મ ઉત્તમમાં ઉત્તમ છે. એમાં શંકાને સ્થાન નથી. આ માર્ગે આવ્યા વિના ઉદ્ધાર થયો નથી અને થવાનો પણ નથી ધર્મથી આત્માનો ઉદ્ધાર થાય છે. જ્યાં ત્યાં જાય પણ આ ઘરે આવ્યા વિના છૂટકો નથી. પણ તમને તો વળગાડ કેટલા વળગ્યા છે!

કષાયના અંગારા વરસી રહ્યા છે. પાપના પંથે દોડયો જાઉં છું. વિદ્વતા એ જુદી વાત છે અને સાધુતા એ જુદી વાત છે. કેસુડાનાં ફૂલ ભલે દેખાવે સુંદર હોય પણ એમાં સુગંધ નથી. એમ એકલી વિદ્વતા શા કામની? જે બોલીએ એને આચરણમાં ઉતારવાની જરૂર છે. આચરણ સારૂં હોય તો જ તેની શોભા છે. દુઃખ સહન કરવું પણ બીજાને દુઃખ આપવું નહિં. શેરડીને પીલવાથી રસના કટોરા ભરાય છે. ધુપસળી બળીને પણ સુગંધ આપે છે. એમ તમે માનવ થઈને શું કરશો? હવે સંતોનો સંગ કરો. સંત-સમાગમથી હૃદયનો પલટો થઈ જાય છે નાસ્તિક માણસ પણ આસ્તિક થઈ જાય છે. ઘણાં ઘરોમાં બ્હેનો એટલી શિક્ષિત હોય છે કે તે પોતાનાં પતિને સુધારે છે. ભાઇ-ભાઇના, બાપ-દિકરાના, પડોશી-પડોશીના વેરને પ્રેમમાં પલટાવી દે છે.

નારંગીલાલ અને આનંદીલાલ બંને બાજુ-બાજુમાં રહે છે. કુટુંબી છે. પણ કોઇ કારણસર બંને ઘર વચ્ચે ત્રણ પેઢીથી વેર ચાલ્યું આવે છે. એકબીજાને બોલ્યા વ્યવહાર નથી. બંનેની પેઢી ધીકતી ચાલે છે. સર્વ રીતે સુખી છે, પણ સામે મળે તો એકબીજાની આંખો વઢાય. એક વખત પાપના ઉદયે આનંદીલાલને ધંધામાં મોટો ફટકો લાગે છે. મોટી ખોટ જાય છે. અને બજારમાં મોઢું પણ કેવી રીતે બતાવવું? પત્નીના દાગીના વેચાય તોય આ દેવું ભરપાઇ થાય એમ નથી. ચારે બાજુથી મુંઝાય છે. એમાંથી રસ્તો કેવી રીતે કાઢવો એ વિચારે છે. નારંગીલાલ પાસે ઘણું છે પણ દુશ્મન પાસે કંઈ હાથ લાંબો કરાય! ભાગ્ય ફરે ત્યારે આજનો કરોડપતિ કાલે રોડપતિ થઈ જાય છે.

"આજનો લખેસરી તે ધરતીને ધ્રૂજવે, કાલે એને જાર માટે મનડું તો મૂંઝવે,
મિઠાઇઓના થાળ બદલે આવીયા લૂખા, એવા આ સંસારીઓના સુખ છે કૂચા,
રાગ કેરા રંગથી સંસાર છે રૂડો, ઉપરથી ભભકતો ને માંહી છે કૂડો,

લખપતિ ધરતીને ધ્રૂજવે છે. પૈસા હોય ત્યારે બોલાવો તો જવાબ પણ નહિ આપે, અને જાણે ધરતીથી બે ફૂટ અદ્ધર ચાલશે. પણ કર્મની થપાટ વાગે ત્યારે રાંકડો થઈ જશે, નરમ ઘેંસ થઇ જશે.

આનંદીલાલ ખૂબ જ ઉદાર છે. સારી સ્થિતિ હતી ત્યારે કેટલાયને પૈસા આપ્યા હતા. પણ આજે બધા મોં ફેરવીને બેઠાં છે. એક ઘરે પૈસા મેળવવા માટે જાય છે. તો ત્યાંથી જવાબ મળે છે, "અરે, પૈસા હતાં પણ હમણાં જમીન લેવામાં ત્રણ લાખ રૂપિયા આપી દીધા. તમારા જેવા શેઠને ના પડાય!" આમ ગોળ ગોળ વાત કરીને ના પાડી દે છે. બીજાને ત્યાં જાય છે તો કહે છે, શું કરીએ! જમાઇ માંદા છે અને એમની દવા-દારૂમાં પૈસા ઘણા ખરચાઈ ગયા, નહીંતર તમને આપત આમ બધેથી ના, ના, મળે છે. બીચારો નિરાશ થઇને ઘરે આવે છે જેમને પૈસા આપ્યા હતા એ પણ મોં ફેરવીને

બીજું કાંઈ બની શકે નહિં. નીલાબહેને ઘણી રીતે સમજાવ્યા પણ 'ના' ની 'હા' ન થઈ.

નીલાબહેને ફરીથી દાણો દાબી જોયો, એમ એક વાર, બે વાર અને ત્રણ વાર વાત કરી છતાં નારંગીલાલ માન્યા નહિં. એટલે નીલાબહેને બીજી યુક્તિ અજમાવી અને દ્રઢતાથી કહ્યું, "જો કાલે મદદ નહીં કરો તો હું અનશન ઉપર ઉતરીશ. આવી મુસીબતમાં વેર રાખવું કોઈ રીતે ઉચિત નથી.

"વેરથી વેર શમે ના કદાપિ, આગથી આગ બુઝાય ના,
હિંસાથી હિંસા હણાય ના કદાપિ, શસ્ત્રોથી શાંતિ સ્થપાય ના,
બોમ્બના બનાવનાર વૈજ્ઞાનિકોને એક દિ જરૂર પસ્તાવું પડશે,
પ્રભુ મહાવીરે ચિંધ્યા રાહે જાવું પડશે........ (૨)

નીલાબ્હેન કહે છે, વેર રાખવાથી વેર વધે છે. તમે વેરઝેર ભૂલીને મદદ કરો. સ્ત્રીહઠ એટલે પૂછવું જ શું ? ખૂબ રકઝક પછી નારંગીલાલને નમતું મૂકવું પડયું. ઠીક ત્યારે, તમારું માન્યું અને અમારૂં ગયું. નારંગીલાલ આનંદીલાલને પોતાને ઘેર બોલાવે છે. આનંદીલાલને એમ થાય છે કે, "આ મારી પડતી દશા જોઈને મને બોલાવીને મારી મશ્કરી કરશે તો!" છતાં મારે તો જવું જોઈએ. એમ વિચારી ઘણાં સંકોચ સાથે આનંદીલાલ નારંગીલાલને ત્યાં જાય છે. આનંદીલાલને જોતાં નારંગીલાલ પ્રેમથી બોલાવે છે. આગતા-સ્વાગતા કરે છે અને આશ્વાસન આપતાં પૂછે છે, હમણાં કેમ નર્વશ દેખાવ છો? તમારી વાત સાંભળી છે. આજથી હું તમારો મિત્ર છું, દુશ્મન નથી. ખુલ્લા દિલે કહો, તમારે કેટલા નાણાં જોઈએ છે? અને તમારૂં દેવું કેટલા રૂપિયા આપું તો પૂરું થાય એમ છે. આવી વાત સાંભળીને આનંદીલાલ આશ્ચર્યચકિત થઈ જાય છે. અરે મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે જેને હું દુશ્મન ગણું છું, જેની સાથે મારે ત્રણ પેઢીથી વેર છે, તે મને પૈસા આપવા તત્પર છે! તે કહે છે જો બે લાખ રૂપિયા મળે તો બધું પતી જાય તેમ છે. તરત આનંદીલાલને બે લાખ રૂપિયાનો ચેક લખી આપે છે અને કહે છે, ત્રણ શરત તમારે મંજૂર રાખવી પડશે. શરતનું નામ સાંભળીને શેઠ વિચારમાં પડી જાય છે. વળી કોથળામાંથી શું બિલાડું કાઢશે? છતાં પૂછે છે, કહો શી શરત છે? ત્યારે નારંગીલાલ કહે છે. મેં તમને રૂપિયા આપ્યા તે વાત કોઈને કરવાની નહિં, બીજું વ્યાજ લેવાનું નથી અને ત્રીજી શરત એ, કે રૂપિયા પાછા દેવા માટે જરાય ઉતાવળ કરવાની નથી. આ શરતો સાંભળીને રાજી થઈ તેમનો ઉપકાર માની ઘરે જાય છે.

આ ચેકના પૈસા મળતાં આનંદીલાલની આબરૂ બચી જાય છે. પાછો વેપાર ધમધોકાર ચાલવા માંડે છે. સારા પૈસા મેળવે છે. એકવાર આનંદીલાલનાં જન્મદિવસે તે નારંગીલાલના ઘરનાંને તેમજ અન્ય સગાસ્નેહીઓને જમવા બોલાવે છે. નારંગીલાલની પાસે બેસીને તે કહે છે કે, જો તે દિવસે તમે મને મદદ ન કરી હોત તો હું રખડતો ભિખારી બની જાત. પણ તમારી મદદથી હું પાછો સારી સ્થિતિમાં આવ્યો

બેઠાં. હવે કોની પાસે જાઉં ? અને કોની સહાનુભૂતિ મેળવું ? હવે તો આપઘાત સિવાય કાંઈ રસ્તો નથી. અને અંતે આપઘાતનો વિચાર આવે છે.

"આપત્તિ કે મુસીબતમાં રડે સૌ પગમાં પડી,
થઈ જાયે કામ પછી ઓળખાણુ કંઈયે નહીં,
એવી દુનિયાની ચાલમાં ફસાયો હું યે વળી,
મારામારા કરી પસ્તાયો છું હું પેટ ભરી,
બધે આવું હશે નહિં ખ્યાલ મને દુનિયામાં.—મારામારા"

જ્યારે આફત આવે ત્યારે પગમાં પડી મદદ મેળવવા કાકલૂદી કરે છે. 'તમારી ગાય છું, તમારા પૈસા હું દૂધે ધોઈને આપીશ.' પણ કામ પતી જાય પછી પૈસા કેવા અને વાત કેવી ? આવા પણ જગતમાં માણસો હોય છે. આનંદીશેઠ બધી રીતે મુંઝાએલા છે. સગાં-સ્નેહી જેને પોતાનાં માનતા હતાં તે પણ વિમુખ વર્તી રહ્યા છે. આજે પોતાના સાધર્મી બંધુની શી મુસીબત છે. તે જોનારા બહુ ઓછા છે.

"સાધર્મીને કાજ તમારા ખોલી દ્યો ભંડાર,
એક દુઃખી ના રહેવા પામે મહાવીરને ભજનાર,
સહારો દ્યો તમે આ દુઃખી માનવોને,
નવકારને ગણનારા સાધર્મી બાંધવોને—સહારો"

સમાજનાં દુઃખી બંધુને મદદ કરવી, તેની મુશીબતને યથાશક્તિ દૂર કરવા પ્રયત્ન કરવો તે દરેકનું કર્તવ્ય છે. નારંગીલાલનાં પત્નીનું નામ નીલાબહેન છે. તેઓ ખૂબ સંસ્કારી અને સદાચારી છે. કોઇ દુઃખીને જોઇ તેમનું દિલ દ્રવી ઉઠે છે. તેમને પોતાના પડોશીની પરિસ્થિતિનાં સમાચાર મળે છે. બીજે દિવસે સવારે આનંદીલાલ પર તેમની નજર પડે છે. આનંદીલાલનો ચહેરો ચીમળાયેલો તથા નિરાશ થયેલો જુએ છે. બીચારો કેવો નિરાશ દેખાય છે ? માણુસ જ્યારે મુશ્કેલીમાં મુકાય છે ત્યારે શું કરી બેસે છે તેની તેને ખબર પડતી નથી. આનું દુઃખ દૂર કરવું જોઇએ. આમ વિચારી નીલાબેન તેમનાં પતિનાં આગમનની રાહ જુએ છે. નારંગીલાલ જમવા આવે છે ત્યારે કહે છે :- તમને આ કોળિયો ગળે કેમ ઉતરે છે ? આપણી બાજુમાં આનંદીલાલ રહે છે તે ભારે દુઃખમાં છે, મોટી મુશીબતમાં મૂકાઈ ગયા છે. એને ધંધામાં ખોટ આવી છે. આપણે એને મદદ કરવી જોઇએ. આપણને હમણાં ધંધામાં પાંચ લાખ રૂ. મળ્યા છે, તો આ પૈસાથી આપણે તેમને મદદ કરીએ. "છટ્" નારંગીલાલ કહે છે. આવી વાત ફરી મને કહીશ નહિં. આપણે તો એની સાથે ત્રણ પેઢીના વેર છે. હું તો એનો પડછાયો પણ લેવા માગતો નથી. આપણે એની સાથે શો સંબંધ ? તે દુઃખી થાય એમાં હું રાજી છું.

બીજું કાંઈ બની શકે નહિં. નીલાબહેને ઘણી રીતે સમજાવ્યા પણ 'ના' ની 'હા' ન થઈ.

નીલાબહેને ફરીથી દાણો દાબી જોયો, એમ એક વાર, બે વાર અને ત્રણ વાર વાત કરી છતાં નારંગીલાલ માન્યા નહિં. એટલે નીલાબહેને બીજી યુક્તિ અજમાવી અને દ્રઢતાથી કહ્યું, "જો કાલે મદદ નહીં કરો તો હું અનશન ઉપર ઉતરીશ. આવી મુસીબતમાં વેર રાખવું કોઈ રીતે ઉચિત નથી.

> "વેરથી વેર શમે ના કદાપિ, આગથી આગ બુઝય ના,
> હિંસાથી હિંસા હણાય ના કદાપિ, શસ્ત્રોથી શાંતિ સ્થપાય ના,
> બોમ્બના બનાવનાર વૈજ્ઞાનિકોને એક દિ જરૂર પસ્તાવું પડશે,
> પ્રભુ મહાવીરે ચિંધ્યા રાહે જાવું પડશે........ (૨)

નીલાબ્હેન કહે છે, વેર રાખવાથી વેર વધે છે. તમે વેરઝેર ભૂલીને મદદ કરો. સ્ત્રીહઠ એટલે પૂછવું જ શું ? ખૂબ રકઝક પછી નારંગીલાલને નમતું મૂકવું પડ્યું. ઠીક ત્યારે, તમારું માન્યું અને અમારૂં ગયું. નારંગીલાલ આનંદીલાલને પોતાને ઘેર બોલાવે છે. આનંદીલાલને એમ થાય છે કે, "આ મારી પડતી દશા જોઈને મને બોલાવીને મારી મશ્કરી કરશે તો!" છતાં મારે તો જવું જોઇએ. એમ વિચારી ઘણાં સંકોચ સાથે આનંદીલાલ નારંગીલાલને ત્યાં જાય છે. આનંદીલાલને જોતાં નારંગીલાલ પ્રેમથી બોલાવે છે. આગતા-સ્વાગતા કરે છે અને આશ્વાસન આપતાં પૂછે છે, હમણાં કેમ નર્વંશ દેખાવ છો? તમારી વાત સાંભળી છે. આજથી હું તમારો મિત્ર છું, દુશ્મન નથી. ખુલ્લા દિલે કહો, તમારે કેટલા નાણાં જોઈએ છે? અને તમારૂં દેવુ કેટલા રૂપિયા આપું તો પૂરું થાય એમ છે. આવી વાત સાંભળીને આનંદીલાલ આશ્ચર્યચકિત થઈ જાય છે. અરે મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે જેને હું દુશ્મન ગણું છું, જેની સાથે મારે ત્રણ પેઢીથી વેર છે, તે મને પૈસા આપવા તત્પર છે! તે કહે છે જો બે લાખ રૂપિયા મળે તો બધું પતી જાય તેમ છે. તરત આનંદીલાલને બે લાખ રૂપિયાનો ચેક લખી આપે છે અને કહે છે, ત્રણ શરત તમારે મંજૂર રાખવી પડશે. શરતનું નામ સાંભળીને શેઠ વિચારમાં પડી જાય છે. વળી કોથળામાંથી શું બિલાડું કાઢશે? છતાં પૂછે છે, કહો શી શરત છે? ત્યારે નારંગીલાલ કહે છે. મેં તમને રૂપિયા આપ્યા તે વાત કોઈને કરવાની નહિં, બીજું વ્યાજ લેવાનું નથી અને ત્રીજી શરત એ, કે રૂપિયા પાછા દેવા માટે જરાય ઉતાવળ કરવાની નથી. આ શરતો સાંભળીને રાજી થઈ તેમનો ઉપકાર માની ઘરે જાય છે.

આ ચેકના પૈસા મળતાં આનંદીલાલની આબરૂ બચી જાય છે. પાછો વેપાર ધમધોકાર ચાલવા માંડે છે. સારા પૈસા મેળવે છે. એકવાર આનંદીલાલનાં જન્મદિવસે તે નારંગીલાલના ઘરનાંને તેમજ અન્ય સગાસ્નેહીઓને જમવા બોલાવે છે. નારંગીલાલની પાસે બેસીને તે કહે છે કે, જો તે દિવસે તમે મને મદદ ન કરી હોત તો હું રખડતો ભિખારી બની જાત. પણ તમારી મદદથી હું પાછો સારી સ્થિતિમાં આવ્યો

અટકાવવા. "જે કાંઈ થઈ રહ્યું છે તે મારા પોતાના ઉદય પ્રમાણે થઈ રહ્યું છે. તો મારે શા માટે વેરની ગાંઠો રાખવી ?"

એક હાથની પાંચ આંગળીઓ પણ સરખી હોતી નથી, તો ઘરના બધા માણસોના સ્વભાવો ક્યાંથી સરખા હોય ? સૌ સૌના સ્વભાવ પ્રમાણે બોલે-વર્તન કરે પણ એમાંથી પોતાના આત્માને કેવી રીતે તારવી લેવો એ આવડી જાય તો કંઈ મુશ્કેલી ન પડે. ભગવાનનો દાખલો સામે રાખો.

છું. માટે હું તમારો આ ચેક તમને પાછો આપું છું. એ સ્વીકારો. તમારો ઉપકાર જીંદગીભર નહીં ભૂલું. નારંગીલાલ કહે છે, મેં એવી કશી મદદ કરી નથી અને મેં કાંઈ કર્યું નથી. મારામાં હજી દયા છે. આ બધો તારી નીલાભાભીનો પ્રતાપ છે. એણે મને મદદ કરવા પ્રેર્યો. એણે અણુસણની ધમકી આપી. અને મેં એની વાત માની તને મદદ કરી. ખરેખર, નારી એ નારાયણી છે. નારીમાં કેટલી શક્તિ ભરી છે! સારી સ્ત્રી મળવી એ સદ્‌ભાગ્યની નિશાની છે.

નીલાબહેને આનંદીલાલને સંકટ વખતે સહાય કરી અને ત્રણ શરતો પણ તે ફળદ્રુપ ભેજાનો પરિપાક હતો. આ સાંભળી આનંદીલાલ નીલાબહેનનાં પગમાં પડયા. બહેન, તેં મારા પર અસીમ ઉપકાર કર્યો છે. શેઠ બોલ્યા, મિત્ર આનંદીલાલ! મને એક વિચાર આવે છે કે હવે આ પૈસા મારે નથી જોતા. તારા જેવા કંઈક બિચારા સાધર્મી બંધુઓની આકરી કસોટી થતી હશે. આ વખતે જો આ રૂપિયા સાધર્મી સહાયક ફંડમાં મૂકીએ તો કેટલાયને આપણે મદદગાર થઈ શકીએ આનંદીલાલને ગળે આ વાત ઊતરી ગઇ. આ બે લાખ રૂપિયા અને બે લાખ રૂપિયા આનંદીલાલના, એમ ૪ લાખ રૂપિયા બેંકમાં મૂકયા અને તે ફંડનું નામ "સાધર્મી ફંડ" રાખવામાં આવ્યું.

સ્ત્રી જો સંસ્કારી હોય તો આખા ઘરનું વાતાવરણ ફરી જાય. બળભદ્રની ધર્મપત્ની રેવતી પણ અનેક સદ્‌ગુણોથી અલંકૃત છે. વિશેષ અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં.....૧૭

### શ્રાવણ સુદ ૪ ને સોમવાર તા. ૨૬-૭-૭૧

અનંતજ્ઞાની ત્રૈલોકય પ્રકાશક પ્રભુ મહાવીરે સિદ્ધાંત દ્વારા સમજાવ્યું છે. અહીં વન્હિદશાનો અધિકાર ચાલે છે. બળભદ્રની પત્ની રેવતી. અનેક ગુણોથી અલંકૃત છે. નીરોગી કાયા, પાંચ ઇન્દ્રિયની પૂર્ણતા અને સૌદર્ય. આ બધું પુણ્ય ઉદયથી પ્રાપ્ત થાય છે. પણ ગુણોનો વિકાસ પુરુષાર્થથી થાય છે.

સંસાર વ્યવહારની અંદર પડેલા જીવોના જીવનમાં પ્રતિકૂળ કે અનુકૂળ અનેક પ્રસંગો પડે છે. ગમે તેવા દુઃખના પ્રસંગો પડે, સામેથી કડવાં વચનની ઝડીઓ વરસે પણ તે બધામાં સમતા રાખવી તે પુરુષાર્થથી બની શકે. પાપનો ઉદય હોય તો ઉપસર્ગો આવે. પણ તે વખતે મનને સ્થિર રાખવું, હૃદયને બળવા દેવું નહિ, કુવિચારોને આવતા

અટકાવવા. "જે કાંઈ થઈ રહ્યું છે તે મારા પોતાના ઉદય પ્રમાણે થઈ રહ્યું છે. તો મારે શા માટે વેરની ગાંઠો રાખવી ?"

એક હાથની પાંચ આંગળીઓ પણ સરખી હોતી નથી, તો ઘરના બધા માણસોના સ્વભાવો કયાંથી સરખા હોય? સૌ સૌના સ્વભાવ પ્રમાણે બોલે–વર્તન કરે પણ એમાંથી પોતાના આત્માને કેવી રીતે તારવી લેવો એ આવડી જાય તો કંઈ મુશ્કેલી ન પડે. ભગવાનનો દાખલો સામે રાખો.

ગોશાળો પ્રભુ મહાવીરનો શિષ્ય બન્યો છ વર્ષ સુધી ભગવાન સાથે રહ્યો, છતાં ભગવાનને કેવા હેરાન કર્યા ? ઉપકારી ઉપર અપકાર કર્યો. ભગવાન સાચા ભગવાન નથી પણ હું જ ચોવીસમો તીર્થંકર છું, એવું ભાષણ કર્યું. ભગવાનના સમોસરણમાં પશુઓ જન્મવેર અને જાતિવેર ભૂલી જાય. ત્યાં ગોશાળાએ ભગવાનનાં બે શિષ્યોને તેજુલેશ્યા મૂકી બાળી નાંખ્યા. ખુદ ભગવાન ઉપર પણ તેજુલેશ્યા મૂકી. પણ પ્રભુ મહાવીરની ક્ષમા કેટલી ? કેવળજ્ઞાન અને કેવળદર્શનમાં પ્રભુ સમગ્ર જીવોના પરિણામોને જોયા કરે છે, પણ પોતાને જરા પણ વિકાર આવતો નથી. શત્રુ તથા મિત્ર પર સમાન દ્રષ્ટિ રાખે છે.

ભગવાન જેવા મહાપુરુષ, ચરમશરીરી અસંખ્ય દેવોના પૂજનીયને પણ સંકટો આવ્યા. આપણે તો પામર પ્રાણી છીએ. એટલે દુઃખ તો આવવાના. અને દુઃખના સમયમાં ભગવાન વધારે સાંભરે.

એકલા સુખમાં પરમાત્મા કે મોક્ષ યાદ આવતો નથી. પહેલાં ત્રણ આરા જુગલિયાના છે. ત્યાંસુધી ત્યાં ધર્મ નથી. થોડું પણ દુઃખ આવે તો ધર્મ કરવાની ભાવના જાગે છે.

"દુઃખને મિત્ર સાચો ગુરુ માનવો, દુઃખ તો દેવની ભેટ મોટી,
ભક્તિ વૈરાગ્ય પણ દુઃખથી જન્મતા, દુઃખમાં સ્નેહીઓની કસોટી.
મેઘના જુથથી તનખતી વિજળી, દુઃખથી દેવ ખેંચાય પાસે,
દુઃખમાં આત્મ શક્તિઓ ખીલતી, દુઃખથી કર્મ ઘેરા વિનાશે"

દુઃખ–વિપત્તિ મિત્ર સમાન છે. ગુરુ સમાન છે. કર્મની ભેટ છે. દુઃખમાં વૈરાગ્ય અને ભક્તિની વૃદ્ધિ થાય છે. દુઃખમાં સ્નેહીઓની કસોટી થાય છે. માનવીને દુઃખ પારખતાં આવડવું જોઈએ. પ્રભુ મહાવીર દેવ આર્ય દેશ અને અનાર્ય દેશમાં ગયા. સામેથી દુઃખને આહ્વાન કર્યું.

"સામે ચડીને એને દુઃખડાને નોતર્યા,
ઝેરી જંતુઓએ એના અંગે અંગ કોતર્યા.

જીવકોર છે. એક વખત શેઠની વરસગાંઠનો દિવસ છે. ઘરમાં દુધપાકના તાવડા મૂકાણાં છે. એક બાજુ ચટણી વટાય છે. પૂરીઓ થાય છે. બધે આનંદ આનંદ વર્તાઈ રહ્યો છે. જીવકોર શેઠાણી કહે છે, "દીર્ઘાયુ ભોગવો." શેઠ આજે ખૂબ આનંદમાં આવી ગયા છે, અને શેઠાણીને કહે છે. માગ માગ, તું માગીશ તે આપીશ. શેઠાણીએ પ્રત્યુત્તર વાળ્યો. હું જે માગીશ તે તમે આપી શકશો? જરૂર આપી શકીશ, કેમ નહીં આપું! શેઠાણી કહે છે કે મારી તો ઘણાં વખતથી એક ઈચ્છા છે કે આપણે અઢળક દ્રવ્ય છે તો તેનો સદ્વ્યય કરીએ. એક સદાવ્રત બાંધીએ અને દુઃખી દરિદ્રી-ગરીબ સૌ ત્યાં આવીને ભોજન કરી જાય. અને આપણને સુપાત્ર-દાનનો સુઅવસર પ્રાપ્ત થાય. પહેલાંના માણસો બીજાને જમાડીને જમતાં. ઉદારતાનાં ઊંચા નમૂના હતા.

"ઉદારતાનો ઉંચો નમુનો, જેની જોડી તો હજુએ નથી રે,
સ્વદેશ રક્ષણ ધર્મની ખાતર, દ્રવ્યની રેલો જેણે રેલી હતી એ,
એક દિન જેઓ ભારત-વર્ષનું ભૂષણ થઈને શોભ્યા હતા એ."

આગળના જૈનો કેવા હતા? વીર ભામાશા, જગડુશા. જેનો જોટો દુનિયામાં ન જડે, એવા વીર પુરૂષો થઈ ગયા છે. સ્વદેશ માટે પૈસાની રેલમછેલ કરી હતી. આજે લોકો છાસના પૈસા લે છે. પહેલાનાં લોકો છાસ લેવા જતા ત્યારે જેની સ્થિતિ સાધારણ હોય તેની દોણીમાં સોનામહોર નાખી દેતાં. આવું ગુપ્તદાન કરતાં. આજે ક્યાંય ક્યાંય આવા શ્રાવકો ઝબકે છે. બાકી મોટે ભાગે તો પાટીયાદાન દેનારા વધારે છે. ગુપ્તદાન દેનારા ઓછા છે.

પહેલાં કોઈ શ્રાવકને ત્યાં હજાર ગાય, કોઈને ત્યાં બે હજાર, દશ હજાર ગાયો હતી. આજે તો ગોધન કતલખાને જઈ રહ્યું છે. શ્રીમંત મોટર રાખવા ગેરેજ રાખે છે પણ એક ગાય રાખવા તેને ત્યાં જગ્યા નથી. પહેલાનાં લોકોને ગોધનની કિંમત હતી. ગાય, બળદ આદિ અનેક રીતે ઉપયોગી છે એમ માનતાં. અને આજે તો ટ્રેકટર વાપરવાથી બળદ ખેતીના કામ માટે નિરુપયોગી બની ગયા છે, અને કતલખાના વધી ગયા છે. નિર્દોષ પશુઓની કત્લેઆમ થઈ રહી છે.

જીવકોર શેઠાણી કહે છે "આપણે આંગણે આવેલાને ભોજન કરાવવું." શેઠે પણ મંજુરી આપી. જીવકોર શેઠાણી પ્રેમથી અતિથિને જમાડે છે. દીકરાને જમાડે એવી રીતે અતિથિને જમાડે છે. કોઈનો તિરસ્કાર પણ કરતા નથી. હુંકારો-તુકારો પણ કરતાં નથી. ઘણા લોકો દાન આપે છે પણ બે ચાર સંભળાવીને આપે છે. દાન આપી અભિમાન કરે છે. દાન આપવામાં જે ભાવ જોઈએ એ ભાવ આવતો નથી. જે દાન આપે તેમાં જેવી ભાવના હોય એવું ફળ મળે. ગોળ નાંખે એવું ગળ્યું થાય.

આ શેઠ-શેઠાણીના હૈયામાં ધર્મ છે, એમની ઉદારતાની વાત બધે ફેલાણી. ગામે-

દેહને દુભાવનાર પ્રત્યેક જીવને દીધા અભયના દાન. (૨)
ચાલ્યા રે જાય વર્ધમાન ચાલ્યા રે જાય,
જંગલની કેડીએ જોગી બનીને પેલા
ચાલ્યા રે જાય, વર્ધમાન ચાલ્યા રે જાય......"

ભગવાને કેવા દુઃખોને નોતર્યાં? ભગવાનની શક્તિ અનંતી હતી. આવી શક્તિ છતાં કેવી સમતા રાખી? આપણી સામે આ નમૂનો રાખો અને જીવનને સુધારો. "મને આવા દુઃખ નથી. મારા કાનમાં કોઈ ખીલા તો ભોંકતું નથી ને? મને કોઈ બારણામાં ભીંસતું તો નથીને? મને કોઈ ડંડાનો માર તો નથી મારતું ને?" આવા વિચારો નિરંતર તમારી સામે રાખો, તો જરૂર લાગશે કે ભગવાનનાં દુઃખ પાસે મારા દુઃખ તો નહીવત્ છે. નિમિત્ત ગમે તેવા આવે પણ સમતા રાખવી એ આપણા હાથની વાત છે. કોઈ કષાયનું નિમિત્ત આપણે બનવું નહિ. કોઈ આપણને કાંઈ કહે તો ખોટું લગાડવું નહિ. કષાયને આવવા દેવા નહિ.

દીનબંધુ એન્ડ્રુઝનાં મેજ પર એક સુંદર વાકય લખ્યું હતું. "એમાં મારી શી મહત્તા?" તેમના એક મિત્રે તેમને પૂછયું. આ વાકય શા માટે લખ્યું છે? ત્યારે તેમણે જવાબ આપ્યો, મારા જીવનમાં કોઈ પ્રલોભનોનો કે પતનનો સમય આવે ત્યારે હું મારી જાતને પ્રશ્ન કરું છું "એમાં મારી શી મહત્તા?

કોઈ મને ગાળો આપે, કોઈ પથ્થર મારે અને હું પણ જો તેમ કરું તો મારામાં અને સામા માનવીમાં ફેર શું? કડવાશને મીઠાશથી ધોવામાં, બુરાઈનો બદલો ભલાઈથી આપવામાં, અને વિષ આપનારને અમૃત આપવામાં આપણી મહત્તા છે.

આત્મામાં સ્થિરતા રાખવી એનું નામ છે ચારિત્ર. આવું ચારિત્ર જીવન પર્યન્ત રાખવું જોઈએ. ક્ષમા બે ચાર દિવસ રાખવી અને પછી ક્રોધ કરવો-એવું જીવનમાં ન જોઈએ. સહાયને માટે તારા ક્ષમામય સ્વભાવમાં તારે રહેવું જોઈએ. તને તારા આત્માની દયા આવવી જોઈએ. 'બીજા ખાતર હું મારા આત્માનું શા માટે બગાડું ?' આ એક વાત જીવનને સ્પર્શી જાય તો જીવન સુધારણા શીઘ્રતાથી થઈ શકે છે. તારે આગળ વધવું છે કે પાછળ રહેવું છે? સદૈવ આત્માને આ પ્રશ્ન પૂછો. આગળ વધવું હોય તો ગુણોનો વિકાસ કર. નહિ તો પતનનો માર્ગ દૂર નથી. બળભદ્રના પત્ની રેવતી સહનશીલતાનો નમૂનો હતા. સમજણા અને સુશીલ હતા. દાનમાં, તપમાં અને ભાવમાં અનુરક્ત હતાં. જે જીવનમાં આદર્શોને વળગી રહે છે તેનો આત્મા ઉચ્ચ કોટીનો બને છે. જે વૈભવ-વિલાસ અને કામવાસનામાં મગ્ન રહે છે તે હેઠા ઉતરી જાય છે.

એક ગામડામાં એક શેઠ-શેઠાણી રહે છે. શેઠનું નામ પ્રભુદાસ છે. શેઠાણીનું નામ

જીવકોર છે. એક વખત શેઠની વરસગાંઠનો દિવસ છે. ઘરમાં દુધપાકના તાવડા મૂકાણાં છે. એક બાજુ ચટણી વટાય છે. પૂરીઓ થાય છે. બધે આનંદ આનંદ વર્તાઈ રહ્યો છે. જીવકોર શેઠાણી કહે છે, "દીર્ઘાયુ ભોગવો." શેઠ આજે ખૂબ આનંદમાં આવી ગયા છે, અને શેઠાણીને કહે છે. માગ માગ, તું માગીશ તે આપીશ. શેઠાણીએ પ્રત્યુત્તર વાળ્યો. હું જે માગીશ તે તમે આપી શકશો ? જરૂર આપી શકીશ, કેમ નહીં આપું ! શેઠાણી કહે છે કે મારી તો ઘણાં વખતથી એક ઈચ્છા છે કે આપણે અઢળક દ્રવ્ય છે તો તેનો સદ્ વ્યય કરીએ. એક સદાવ્રત બાંધીએ અને દુ:ખી દરિદ્રી–ગરીબ સૌ ત્યાં આવીને ભોજન કરી જાય. અને આપણને સુપાત્ર–દાનનો સુઅવસર પ્રાપ્ત થાય. પહેલાંના માણસો બીજાને જમાડીને જમતાં. ઉદારતાનાં ઊંચા નમૂના હતા.

"ઉદારતાનો ઉંચો નમુનો, જેની જોડી તો હજુએ નથી રે,
સ્વદેશ રક્ષણ ધર્મની ખાતર, દ્રવ્યની રેલો જેણે રેલી હતી એ,
એક દિન જેઓ ભારત–વર્ષનું ભૂષણ થઈને શોભ્યા હતા એ."

આગળના જૈનો કેવા હતા ? વીર ભામાશા, જગડુશા. જેનો જોટો દુનિયામાં ન જડે, એવા વીર પુરૂષો થઈ ગયા છે. સ્વદેશ માટે પૈસાની રેલમછેલ કરી હતી. આજે લોકો છાસના પૈસા લે છે. પહેલાનાં લોકો છાસ લેવા જતા ત્યારે જેની સ્થિતિ સાધારણ હોય તેની દોણીમાં સોનામહોર નાખી દેતાં. આવું ગુપ્તદાન કરતાં. આજે ક્યાંય ક્યાંય આવા શ્રાવકો ઝબકે છે. બાકી મોટે ભાગે તો પાટીયાદાન દેનારા વધારે છે. ગુપ્તદાન દેનારા ઓછા છે.

પહેલાં કોઇ શ્રાવકને ત્યાં હજાર ગાય, કોઈને ત્યાં બે હજાર, દશ હજાર ગાયો હતી. આજે તો ગોધન કતલખાને જઈ રહ્યું છે. શ્રીમંત મોટર રાખવા ગેરેજ રાખે છે પણ એક ગાય રાખવા તેને ત્યાં જગ્યા નથી. પહેલાનાં લોકોને ગોધનની કિંમત હતી. ગાય, બળદ આદિ અનેક રીતે ઉપયોગી છે એમ માનતાં. અને આજે તો ટ્રેકટર વાપરવાથી બળદ ખેતીના કામ માટે નિરુપયોગી બની ગયા છે, અને કતલખાના વધી ગયા છે. નિર્દોષ પશુઓની કત્લેઆમ થઈ રહી છે.

જીવકોર શેઠાણી કહે છે "આપણે આંગણે આવેલાને ભોજન કરાવવું." શેઠે પણ મંજુરી આપી. જીવકોર શેઠાણી પ્રેમથી અતિથિને જમાડે છે. દીકરાને જમાડે એવી રીતે અતિથિને જમાડે છે. કોઈનો તિરસ્કાર પણ કરતા નથી. હુંકારો–તુકારો પણ કરતાં નથી. ઘણા લોકો દાન આપે છે પણ બે ચાર સંભળાવીને આપે છે. દાન આપી અભિમાન કરે છે. દાન આપવામાં જે ભાવ જોઈએ એ ભાવ આવતો નથી. જે દાન આપે તેમાં જેવી ભાવના હોય એવું ફળ મળે. ગોળ નાંખે એવું ગળ્યું થાય.

આ શેઠ–શેઠાણીના હૈયામાં ધર્મ છે, એમની ઉદારતાની વાત બધે ફેલાણી. ગામે–

ગામથી રોજ દુઃખી-ગરીબ-ભૂખ્યા માણસો આવવા લાગ્યા. અને એમનો પૈસો સન્માર્ગે વપરાવા લાગ્યો. પૈસો, ધનમાલ, મિલ્કત મૂકીને જવાનું છે તે નક્કી વાત છે. સાથે કાંઈ આવવાનું નથી, પણ જીવ સ્વપ્ના કેટલા સેવે છે?

"ધરતી પર રહેવું ને સ્વપ્ના આકાશનાં,
પ્રભુ નામ લેવાનો એને અવકાશ ના,
બીજાની વાતોમાં કેટલો સજાગ છે,
એમાં તો માનવીને કેટલી પંચાત છે,
જન્મીને મરી જવું એટલી જ વાત છે."....એમાં તો....

પૈસાની પ્રાપ્તિ માટે જીવ આકાશ પાતાળ એક કરે છે. લાખો અને કરોડોપતિ થવાના સ્વપ્ન સેવે છે. પ્રભુનું સ્મરણ કરવાનો ટાઇમ પણ મળતો નથી, પણ જ્ઞાની પુરૂષો કહે છે કે પૈસો પ્રારબ્ધથી મળે છે. ગમે તેટલા ઉચા નીચા થાવ, કાળાધોળા કરો, બીજાને છેતરો. અનીતિ અને અત્યાચાર કરો પણ જેટલું નસીબમાં હશે તેટલું જ મળશે જે કાંઇ મળે છે અથવા ટળે છે, એમાં પુન્ય-પાપ ભાગ ભજવે છે. બધું ભાગ્યને આધીન છે. તારો ભગીરથ પુરૂષાર્થ ત્યાં કામ આવવાનો નથી. તો બે ટાઇમ સામાયિક કર. પ્રતિક્રમણ કર. સાધર્મિકની ભક્તિ કર. કાંઇક આત્માનું કરી લે. આવો સરસ સમય મળ્યો છે તેનો સદ્દુપયોગ કર.

"જયું જાને તું કર લે ભલાઈ,
જનમ જનમ સુખ પાવે, અવસર બેર બેર નહીં આવે."

આવો અવસર ફરીને ક્યારે આવશે? ભલાઇ કર અને બુરાઈ છોડી દે. આજ સુધી થઈ ગએલી ભૂલને સુધારી લે. જીવનને રોજ રોજ જોતાં શીખો અને ભૂલને કાઢવાનો પ્રયત્ન કરો. તમારે ઉચે જવું છે કે અધોગતિમાં પડવું છે? જો ઉચે જવું છે તો ક્રોધ કેમ આવે છે? માયાના પાશમાં કેમ પડો છો? અભિમાન કેમ આવી જાય છે? આ કષાયો જીવનનું અધઃપતન કરવાવાળા છે. જો એને કાઢશો તો ઉત્થાન થશે. તમારી ભૂલ તમને દેખાય છે? જો દેખાતી હોય તો અને ખૂંચતી હોય તો ભૂલોને ટાળવા પ્રયત્ન કરો છો? અમારી વાત તમારા હૈયા સુધી પહોંચે છે? સજ્જન માણસો પાસે વાત કરીએ છીએ. આ કંઇ ભેંસ આગળ ભાગવત નથી. સારાસારનો વિચાર કરી શકવાની માનવીમાં શક્તિ છે. એટલે એને જ્ઞાનીઓએ ઉપદેશ આપ્યો છે. એક ભૂલને કાઢવા પાછળ મથો તો ધીરે ધીરે ભૂલ નીકળી જશે. જો તમે જાગૃત થશો તો અવગુણને તમારામાં સ્થાન નહીં મળે. એટલે એને નીકળે જ છૂટકો છે મારાથી જુઠુ તો બોલાય જ નહિં. નિંદા થાય નહીં. એવો મક્કમ નિર્ણય કરો જીવનની સુધારણામાં પ્રગતિ

થવી જોઈએ. આગળના શ્રાવકો કેટલા નીતિમાન હતાં. કોઈને દુઃખી જોઈ તેમના હૈયામાં કરૂણાભાવ ઉભરાતો. દુઃખીને મદદ કરવામાં લક્ષ્મીનો સદ્વ્યય કરતાં. કોઈ ભૂખે ટળવળતા હોય અને ધા નાખતાં આવે તો તમારાથી એનું દુઃખ જોઈ શકાય? શ્રાવકના હૃદયમાં તો અનુકંપા ભાવ હોય. કોઈ ભૂખ્યા યાદ આવે તો એનો જમવાનો આનંદ ઉડી જાય.

"ભુખ્યા કોઈ જોઉં તો મીઠાઈ મને ભાવે ના,
કોઈ રઝળે દુઃખી તો નિંદ મને આવે ના.
દ્વારેથી જાય ના પાછો દુઃખી જન હે ભગવાન!
દેને વરદાન તો નાચે મારું મન હે ભગવાન!
માગું આ જીંદગીમાં એવું વચન હે ભગવાન."

હે પ્રભુ! કોઈ ભુખ્યા હોય અને દુબળા પાતળા હોય તેને જોઉં તો આનું દુઃખ હું કેમ ભાંગું અને કેમ એને મદદ કરું, એવી ભાવના ભાવવી જોઈએ. કોઈ દુઃખી પોતાના આંગણેથી પાછો ન ફરે એવી તકેદારી રાખવી જોઈએ. આ રીતે કેળવેલો અનુકંપા ભાવ જીવનમાં કલ્યાણકારી નિવડે છે.

રેવતી એક આદર્શ નારી છે. વિશેષ અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં...૧૮

### શ્રાવણ સુદ ૫ મંગળવાર તા. ૨૭-૭-૭૧

અનંતજ્ઞાની ભગવાન મહાવીરે ભવ્ય જીવોનો ઉદ્ધાર કરવા માટે સિદ્ધાંતની પ્રરૂપણા કરી છે. નિષધકુમારની વાત ચાલે છે. આ ધર્મકથાઓમાં બોધ વધારે છે. સામાન્ય માણસો માટે ધર્મકથા ખૂબ ઉપયોગી છે. ધર્મકથા સાંભળીને, તેનું શ્રવણ કરીને, જીવનમાં અપનાવવામાં આવે તો જીવન કૃત કૃત્ય બની જાય છે. આ જીવે સુખ-સંપત્તિ અને વૈભવની પ્રાપ્તિ માટે જગતનું પરિભ્રમણ કર્યું છે. પણ આત્માનો ખજાનો મેળવવા માટે કશું કર્યું નથી. જ્ઞાની પુરૂષોએ કહ્યું છે એને જીવનમાં અપનાવ્યું નથી. પ્રમાદની અંદર જીવન વેડફી નાંખ્યું છે. જીવનને ઉત્તમ અને સુંદર બનાવવું હોય તો ભગવાને ફરમાવેલા સૂત્રોને જીવન સાત કરવા પડશે. આત્માનું ઘડતર કરવું પડશે. લોખંડના કટકાનું ઘડતર કરવામાં આવે અને સ્ટીમરમાં જડવામાં આવે તો સમુદ્રમાં તરી શકે છે. એમ જીવનને પણ યોગ્ય આકૃતિ આપવામાં આવે; તો ભવ સમુદ્રમાંથી તરી જવાય છે.

ગામથી રોજ દુઃખી-ગરીબ-ભૂખ્યા માણસો આવવા લાગ્યા. અને એમનો પૈસો સન્માર્ગે વપરાવા લાગ્યો. પૈસો, ધનમાલ, મિલ્કત મૂકીને જવાનું છે તે નક્કી વાત છે. સાથે કાંઈ આવવાનું નથી, પણ જીવ સ્વપ્ના કેટલા સેવે છે?

"ધરતી પર રહેવું ને સ્વપ્ના આકાશનાં,
પ્રભુ નામ લેવાનો એને અવકાશ ના,
બીજાની વાતોમાં કેટલો સજાગ છે,
એમાં તો માનવીને કેટલી પંચાત છે,
જન્મીને મરી જવું એટલી જ વાત છે."....એમાં તો....

પૈસાની પ્રાપ્તિ માટે જીવ આકાશ પાતાળ એક કરે છે. લાખો અને કરોડોપતિ થવાના સ્વપ્ન સેવે છે. પ્રભુનું સ્મરણ કરવાનો ટાઇમ પણ મળતો નથી, પણ જ્ઞાની પુરૂષો કહે છે કે પૈસો પ્રારબ્ધથી મળે છે. ગમે તેટલા ઉંચા નીચા થાવ, કાળાપીળા કરો, બીજાને છેતરો. અનીતિ અને અત્યાચાર કરો પણ જેટલું નસીબમાં હશે તેટલું જ મળશે. જે કાંઇ મળે છે અથવા ટળે છે, એમાં પુન્ય-પાપ ભાગ ભજવે છે. બધું ભાગ્યને આધીન છે. તારો ભગીરથ પુરૂષાર્થ ત્યાં કામ આવવાનો નથી. તો એ ટાઇમ સામાયિક કર. પ્રતિક્રમણ કર. સાધર્મિકની ભક્તિ કર. કાંઈક આત્માનું કરી લે. આવો સરસ સમય મળ્યો છે તેનો સદુપયોગ કર.

"જ્યું જાને તું કર લે ભલાઈ,
જનમ જનમ સુખ પાવે, અવસર બેર બેર નહીં આવે."

આવો અવસર ફરીને ક્યારે આવશે? ભલાઈ કર અને બુરાઈ છોડી દે. આજ સુધી થઈ ગએલી ભૂલને સુધારી લે. જીવનને રોજ રોજ જોતાં શીખો અને ભૂલને કાઢવાનો પ્રયત્ન કરો. તમારે ઉંચે જવું છે કે અધોગતિમાં પડવું છે? જો ઉંચે જવું છે તો ક્રોધ કેમ આવે છે? માયાના પાશમાં કેમ પડો છો? અભિમાન કેમ આવી જાય છે? આ કષાયો જીવનનું અધઃપતન કરવાવાળા છે જો એને કાઢશો તો ઉધ્ધ્યન થશે. તમારી ભૂલ તમને દેખાય છે? જો દેખાતી હોય તો અને ખૂંચતી હોય તો ભૂલોને ટાળવા પ્રયત્ન કરો છો? અમારી વાત તમારા હૈયા સુધી પહોંચે છે? સજ્જન માણસો પાસે વાત કરીએ છીએ. આ કંઇ ભેંસ આગળ ભાગવત નથી. સારાસારનો વિચાર કરી શકવાની માનવીમાં શક્તિ છે. એટલે એને જ્ઞાનીઓએ ઉપદેશ આપ્યો છે. એક ભૂલને કાઢવા પાછળ મથો તો ધીરે ધીરે ભૂલ નીકળી જશે. જો તમે જાગૃત થશો તો અવગુણને તમારામાં સ્થાન નહીં મળે. એટલે એને નીકળે જ છૂટકો છે મારાથી જુદુ તો બોલાય જ નહિં. નિંદા થાય નહીં. એવો મક્કમ નિર્ણય કરો. જીવનની સુધારણામાં પ્રગતિ

થવી જોઈએ. આગળના શ્રાવકો કેટલા નીતિમાન હતાં. કોઈને દુઃખી જોઈ તેમના હૈયામાં કરૂણાભાવ ઉભરાતો. દુઃખીને મદદ કરવામાં લક્ષ્મીનો સદ્વ્યય કરતાં. કોઈ ભૂખે ટળવળતા હોય અને ધા નાખનાં આવે તો તમારાથી એનું દુઃખ જોઈ શકાય? શ્રાવકના હૃદયમાં તો અનુકંપા ભાવ હોય. કોઈ ભૂખ્યા યાદ આવે તો એનો જમવાનો આનંદ ઉડી જાય.

"ભુખ્યા કોઈ જોઉં તો મીઠાઈ મને ભાવે ના,
કોઈ રઝળે દુઃખી તો નિંદ મને આવે ના.
દ્વારેથી જાય ના પાછો દુઃખી જન હે ભગવાન!
દેને વરદાન તો નાચે મારું મન હે ભગવાન!
માગું આ જીંદગીમાં એવું વચન હે ભગવાન."

હે પ્રભુ! કોઈ ભુખ્યા હોય અને દુબળા પાતળા હોય તેને જોઉં તો આનું દુઃખ હું કેમ ભાંગું અને કેમ એને મદદ કરું, એવી ભાવના ભાવવી જોઈએ. કોઈ દુઃખી પોતાના આંગણેથી પાછો ન ફરે એવી તકેદારી રાખવી જોઈએ. આ રીતે કેળવેલો અનુકંપા ભાવ જીવનમાં કલ્યાણકારી નિવડે છે.

રેવતી એક આદર્શ નારી છે. વિશેષ અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં...૧૮

### શ્રાવણ સુદ ૫ મંગળવાર તા. ૨૭-૭-૭૧

અનંતજ્ઞાની ભગવાન મહાવીરે ભવ્ય જીવોનો ઉદ્ધાર કરવા માટે સિદ્ધાંતની પ્રરૂપણા કરી છે. નિષધકુમારની વાત ચાલે છે. આ ધર્મકથાઓમાં બોધ વધારે છે. સામાન્ય માણસો માટે ધર્મકથા ખૂબ ઉપયોગી છે. ધર્મકથા સાંભળીને, તેનું શ્રવણ કરીને, જીવનમાં અપનાવવામાં આવે તો જીવન કૃત કૃત્ય બની જાય છે. આ જીવે સુખ-સંપત્તિ અને વૈભવની પ્રાપ્તિ માટે જગતનું પરિભ્રમણ કર્યું છે. પણ આત્માનો ખજાનો મેળવવા માટે કશું કર્યું નથી. જ્ઞાની પુરૂષોએ કહ્યું છે એને જીવનમાં અપનાવ્યું નથી. પ્રમાદની અંદર જીવન વેડફી નાંખ્યું છે. જીવનને ઉત્તમ અને સુંદર બનાવવું હોય તો ભગવાને ફરમાવેલા સૂત્રોને જીવન સાત કરવા પડશે આત્માનું ઘડતર કરવું પડશે. લોખંડના કટકાનું ઘડતર કરવામાં આવે અને સ્ટીમરમાં જડવામાં આવે તો સમુદ્રમાં તરી શકે છે. એમ જીવનને પણ યોગ્ય આકૃતિ આપવામાં આવે; તો ભવ સમુદ્રમાંથી તરી જવાય છે.

બીજાની પંચાત કરવામાં જીવન વેડફાઇ રહ્યું છે. ભગવાન કહે છે: "जहेत्यमए संघा सोसिए एवमन्नत्थ संघा दुल्लोसए भवइ" જે કાળ અને મળ્યો હતો, એ કાળ અને એ સમય તને પ્રાપ્ત થયો છે. કેવળજ્ઞાન અને કેવળદર્શનને પ્રાપ્ત કરવાની શકિત આપણામાં છે. આપણે આ શકિત અને સમયનો સદ્વ્યય કરતા નથી. એટલે પરિભ્રમણનો અંત કરતા નથી. જીવ બધે દૃષ્ટિ દોડાવે છે, પણ આત્મામાં જોવાનો તેને ટાઇમ નથી. ટાઇમ અમુલ્ય છે એમ બોલે છે, પણ ટાઇમનો સદ્વ્યય કેવી રીતે કરવો જોઇએ એ જાણતો નથી. જ્યાં સુધી સ્વતત્વને પ્રાપ્ત કરે નહિં, ત્યાં સુધી બધું કરવા છતાં એકડા વિનાના મીંડા છે. આજે બધા ખૂબ દોડી રહ્યા છે, પણ ગતિ કરે છે કે પ્રગતિ ? એ તો જરા પૂછો. ગતિ અને પ્રગતિમાં ફેર છે. ગતિ વર્તુલમાં થાય છે, પ્રગતિ ચોક્કસ દિશા તરફ થાય છે. ઘાણીનો બેલ ગતિ કરે છે. પણ તેનો પંથ કપાતો નથી. ગમે તેટલું ચાલે તો પણ ત્યાં જ રહે છે, પ્રગતિમાં વિકાસ છે. આપણે પણ આજ સુધી ગતિ કરી છે. પ્રગતિ કરી નથી. તેથી જ મોક્ષને પ્રાપ્ત કરી શકયા નથી.

જો વિકાસને ઇચ્છો છો તો લક્ષ ફેરવો. તમારું લક્ષ સંસારમાં છે, પૈસામાં છે અને વાસનામાં છે.

> વિષય સંસ્પર્શ તો દુઃખ દેનાર છે, આદિનો અંત એમાં રહેલો,
> ત્યાં ન ડોકાય ડાહ્યા અને દેખતા, સ્થૂલમાં અંધ છે કામ ઘેલો;
> બાહ્ય ઉપચારથી ઇન્દ્રિયો સંયમી, વિષય મનમાં સ્મરે તે ઠગારા,
> વિષય છુટે નહિં જો રહી વાસના, વાસના છુટતી ઇશ દ્વારા....

કામઘેલા મનુષ્યો વિષયમાં અંધ બને છે, પણ જ્ઞાની પુરૂષો કહે છે, વિષય કિંપાક વૃક્ષના ફળ જેવા છે, દુઃખ દેવાવાળા છે. જન્મ મરણના ફેરાને વધારનાર છે. જીવનનું પતન કરનાર છે અને દુર્ગતિમાં લઈ જનાર છે. ડાહ્યા પુરૂષો વિષયમાં અંધ બનતા નથી. પણ વિષયથી નિવૃત્તિનો માર્ગ ગ્રહણ કરી લે છે. બહારથી સાધુનો વેશ પહેરી લીધો. ઈન્દ્રિયોને ઉપચારથી સંયમમાં રાખી અને જો મનમાં વિષયોનુંજ સ્મરણ થતું હોય તો તે સંયમી નથી, પણ ઠગારા છે. જ્યાં સુધી હૃદયમાં વાસના છે ત્યાં સુધી વિષય છુટી શકતા નથી. સાધના કરતાં જાગૃતિ ન રાખે તો કયારે પતન થાય છે તે કહી શકાતું નથી. સ્ટીમર ચલાવનાર કપ્તાન જો અસાવધાન રહે, તો કાંઠે આવેલી સ્ટીમર ડૂબી જાય છે. એમ જીવન નાવ ચલાવનાર આત્મા અસાવધાન રહે, તો મનુષ્યભવ હારી જાય છે. ભગવાને ગૌતમસ્વામીને સંબોધીને કહ્યું છે.

> तिण्णो हु सि अण्णवं महं, किं पुण चिठसि तीरमागओ ।
> अभीतुर पारं गमित्तए, समयं गोयम मा पमायए ॥ ઉ. અ. ૧૦-૩૪ ॥

હે ગૌતમ ! સંસારના મહા ઓઘને તું તરી ગયો છે. હવે કાંઠે શા માટે ઉભો છે ? બુદ્ધિશાળી, શીઘ્રતાથી પાર થઈ જા, તેમાં એક ક્ષણનો પણ પ્રમાદ કરીશ નહિં. પ્રમાદ છે ત્યાં પતન છે. ગૌતમસ્વામી ચૌદ પૂર્વધારી અને ચાર જ્ઞાનના ધણી હતા. પ્રમત્ત ગુણ સ્થાનમાં ઝુલવાવાળા હતા. પોતાની સાધનામાં સજાગ હતા, પણ તેમનું નામ લઈ આપણને જાગ્રત કર્યા છે.

આજે મહિનાનું ઘર છે એલાર્મ આપણને જાગૃત બનાવે છે. પાંચ વાગે ઉઠવું છે. તો એલાર્મ બરાબર પાંચ વાગે વાગશે અને તમને ઉઠાડશે. એમ પર્વના દિવસો આપણને જાગૃત કરવા માટે આવે છે. જેની સાથે વેર થયા હોય, અણબનાવ થયા હોય, તો એને માફી આપવાની તૈયારી કરો. આજથી મહિના પછી સંવત્સરી આવશે. પણ આ મહિનામાં એવી હૃદય શુદ્ધિ કરી લ્યો, કે ભાવીમાં કોઈની સાથે નવા વેર ન બંધાય અને જેની સાથે વેર બંધાણા હોય તે ભૂલી મૈત્રીનું સ્થાપન થાય. અહીં થોડા ટાઈમનાં આપણે બધા મહેમાન છીએ. તો એકબીજા સાથે બગાડવું શા માટે ?

"આપણે કોણ અને આપણું શું જગે, કેટલું રે'વું આ જગત માળે,<br>
વિવિધ દિશા તણા પંથીઓ આપણે, આવી ભેગા મળ્યા ધર્મશાળે,<br>
ખાઈ પોરો અહિં બે ઘડી આપણે, ઉડવાના બધા વિવિધ સ્થાને,<br>
તો પછી બંધુઓ એકબીજા લડી, કેમ નારાજ કરવા પિતાને ?"

સૌનો ટાઈમ પુરો થતાં સૌ પોતપોતાના સ્થાને ચાલ્યા જવાના છે, તો પછી કોઈની સાથે દુશ્મનાવટ શા માટે રાખવી ? મળેલા પૌદ્ગલિક પદાર્થો પણ છુટી જવાના છે, તો એના પર આસક્તિ શા માટે કરવી ?

આવો સુંદર જૈનધર્મ આપણને પ્રાપ્ત થયો છે. અત્યારે વિષય-વિકારોથી મુક્ત નહિ થઈએ તો કયા જન્મમાં થશું ? પણ મમતાની જાળમાં જીવ એવો અટવાઈ ગયો છે કે એ લાલચમાંથી મુક્ત બની શકતો નથી.

"આમ ચુંથ્યા મુક્તાફળ મૂકી, ઝેર પીધા અમીરસને છોડી,<br>
ખાધું ઘાસ છોડીને વનરાઈ, હાં ...સારી ઉમર ગઈ લલચાઈ....(૨)"

આ આખી ઉંમર લાલચમાં જાય છે, મુક્તાફળ જેવો ધર્મ મળ્યો પણ જીવ લાલચ છોડી શક્યો નહિં. આધ્યાત્મ જ્ઞાનનાં અમીરસને છોડી વિષયના ઝેર પીવા દોડયો, અતીન્દ્રિય સુખની લીલીછમ વનરાજીને છોડી ઈન્દ્રિય સુખના ઘાસ ખાવા લલચાયો. આમ આખી જીંદગી લાલચમાં ને લાલચમાં પસાર થઇ જાય છે.

જબલપુરની અંદર ધુંવાધાર નામનો એક પાણીનો ધોધ છે. નીચેના ભાગમાં મોટી મોટી શીલાઓ છે. આ ધોધનું પાણી શિલા ઉપર અથડાય છે. અને પાણીની એટલી

"અપને ખાતર બંગલા બનાયા,
આપ હી જાકર જંગલમેં સોયા.
ઈસ તન ધનકી ક્યોં બડાઈ."

બંગલાનાં વખાણ કરતાં તેમની ગજગજ છાતી ફૂલે છે. તેમનાં પત્ની પણ કહ્યાગરાં અને સૌન્દર્યની સાક્ષાત્ પ્રતિમા જેવા છે. લગન પછી ઘણાં વખતે શેઠને ત્યાં પુત્રનો જન્મ થાય છે. તેનું નામ દીપક રાખે છે. ખૂબ લાડકોડમાં દીપકભાઈ મોટા થાય છે. થોડો અભ્યાસ કરાવી દીકરાને કહે છે. બેટા! હવે મારી ઉંમર થઈ છે. માટે તું પેઢીની જવાબદારી લઈ લે, તો હું નિવૃત થઈ શકું. યુવાન અને આજ્ઞાંકિત પુત્ર કહે છે. ભલે! હવે હું પેઢીએ આવતો જઈશ અને ધંધાનો માહિતગાર બનવા શકય એટલી કોશીષ કરીશ. પિતા પુત્રને ખૂબ પ્રેમપૂર્વક ધંધાથી માહીતગાર બનાવે છે. તમારો પુત્ર તમારા ધંધામાં માહિતગાર બને એવી અપેક્ષા તમે રાખો છો અને તદ્ રૂપ શિક્ષણ આપો છો, પણ પુત્ર ધર્મમાં કેમ આગળ વધે એ તમે એને શિખવાડો છો? મારો પુત્ર ધંધામાં હોશિયાર થાય અને સારું કમાય એવી અપેક્ષા રાખનાર માબાપ ઘણાં હશે પણ ધર્મનું જ્ઞાન મેળવે અને પોતાનું જીવન ધર્મમય બનાવે એવી અપેક્ષા રાખનાર માબાપ જવલ્લેજ હશે.

"મધપુડો બાંધી બેઠા માખીના ટોળા વનમાં, માનીને કાયમ મીઠું ખાશું,
પારધીએ આવી આગ લગાડી ત્યારે. માખીને, રસને લોભે બળી ખાક થાવું રે."
જન્મ્યા તેને તો વહેલા મોડું મરી જાવુ રે, સ્થિર નથી રહેવું અમર નથી રહેવું રે.....

દરેકને વહેલા મોડાં મરવાનું તો છે જ ને? મરણ પછી જન્મ લેવો. અને જન્મ પછી મરણ થવું, એમ ચાલ્યા જ કરે છે. જંગલમાં મધમાખીઓ મધપુડો બાંધે છે. અને કાયમ મધ ખાશું એવી અભિલાષા રાખે છે પણ જ્યારે પારધી આવીને ધુમાડો કરે છે. ત્યારે ઘણી માખીઓ મૃત્યુને વશ થાય છે, ઘણી ઉડી જાય છે, પોતે મહેનત કરીને મધ બનાવ્યું તે ખાઈ શકતી નથી. મધ, માખણ આદિ મહાવિગય છે. માખણ બે ઘડી છાશની બહાર પડયું રહે તો તેની અંદર જીવાત ઉત્પન્ન થઈ જાય છે. વડના ટેટામાં પણ કેટલી જીવાત હોય છે! આવું શ્રાવકને ખવાય નહીં.

ભગવાન કહે છે કે ગોશાળાના શ્રાવક કંદમૂળ ન ખાય, રાત્રી ભોજન ન કરે, માંસ ન ખાય, દારૂ ન પીએ, માખણ ન ખાય. પારકી સ્ત્રી ભોગવે નહીં. તો હું મારા શ્રાવકની તો શી વાત કરું! એ તો એનાથી આગળ હોય. મારા શ્રાવકો પંદર કર્માદાનના વેપાર ન કરે. તમે પ્રભુ મહાવીરના સાચા શ્રાવક છો? પ્રભુના ફરમાનનું બરાબર પાલન કરો છો? તમે સાચા શ્રાવક બનો. ઈમીટેશન નહી. પિત્તળ તથા સોનું સરખું દેખાય, પણ એની કિંમત સરખી હોય? પસ્તીના કાગળીયા તથા નોટોના કાગળીયા સરખા માનો છો કે

એમાં ભેદદૃષ્ટિ છે? નોટોને તો તિજોરીમાં મૂકી દો છો અને પસ્તીને ગમે ત્યાં મૂકો તો પણ ચાલે.

ભગવાને શ્રાવકનો ધર્મ શું છે તે બરાબર બતાવ્યું. છે. તમારા જીવનમાં ધર્મ કેટલો પરિણમ્યો છે. તે તપાસો. વિવેક દૃષ્ટિ કેળવો. ભગવાનના શ્રાવક–શ્રાવિકાઓ વ્યસન અને ફેશનથી દૂર હોય. આજે વ્યસન કેટલા વધી ગયા છે? ચા વિના તો ચાલે જ નહીં જ્યાં જાય ત્યાં ચા પીએ. એક અનુભવી લખે છે એક દિવસની ઈન્ડિયાની ચામાં સ્ટીમર તરી શકે. આના ઉપરથી હિસાબ કરો. ચા કેટલી વપરાય છે? હોટલો કેટલી વધી? રેસ્ટોરાં કેટલા વધ્યાં? પહેલા લોકો હોટલ સામે પણ જોતા નહીં અને આજે તો હોટલમાં આવનાર ભિન્ન ભિન્ન રોગવાળા પણ હોય છે તેમનાં એંઠા કપ–રકાબી એક જ ડોલમાં બોળી સાફ કરે. તે નિરોગીને આપે એટલે તેને પણ તે રોગનો ચેપ લાગે ત્યાં ઉઘાડા ખોરાક રાખે આવું ખાવું તમને કેમ ગમે છે? પહેલાના શ્રાવકો આઠમ, ચૌદશ, પાખી પાળતાં, પૌષધ શાળામાં જઇ પૌષધ કરી આત્માનું ધ્યાન ધરતા. તમે આખા વર્ષમાં કેટલા પૌષધ કરો છો?

કાર્ય કર્યા વગર સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. કોઈ પણ વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય તો પ્રથમ તેને માટે સાધનો એકઠાં કરવા પડે છે. પછી સાધનો છૂટી જાય છે અહીંથી ઓમ્બે જવાના લક્ષે બસમાં બેઠા. બસ તે સાધન છે. બસ દ્વારા ઓમ્બે પહોંચાય છે પણ ઓમ્બે આવ્યા પછી બસ છૂટી જાય છે. પુરીને તળો છો, કયાં સુધી? કે જ્યાં સુધી તે કાચી છે ત્યાં સુધી. જ્યારે તૈયાર થઇ જાય ત્યારે ઉતારી લ્યો છો ને? ખીચડી ચડી ગઈ, બરાબર થઈ ગઈ, પછી ચૂલે રાખવાનું કંઇ પ્રયોજન નથી. જ્ઞાન–દર્શન–ચારિત્ર અને તપ મોક્ષ પ્રાપ્ત કરવાના સાધન છે. મોક્ષ પ્રાપ્ત થાય એટલે સાધન સાધ્ય રૂપે પરિણમી જાય છે. મોક્ષમાં ગયા પછી સામાયિક–પૌષધ આદિ ક્રિયાઓ કરવાની જરૂર રહેતી નથી. ધર્મી આત્માનું હૃદય દયાળુ હોય, જીવનમાં માનવતા ન આવે, માનવમાનવ પ્રત્યે સહાનુભૂતિનો દિવડો ન પ્રગટે તો ત્યાં ધર્મ કેવી રીતે ટકી શકે?

પેલા પ્રેમચંદ શેઠ પાસે ધન ઘણું છે, પણ હૃદયમાં દયા નથી. ગરીબો પ્રત્યે તેને તિરસ્કાર છે. એક વખત એવું બને છે કે એક ભિખારી ત્રણ દિવસનો ભૂખ્યો પ્રેમચંદ શેઠની હવેલીની પાસે એક હોટલ છે ત્યાં આવે છે અને હોટલના માલીકને કહે છે, "ભાઇ! હું ત્રણ દિવસનો ભૂખ્યો છું. કાંઈ ખાવા મળતું નથી, તમે મારા પર કૃપા કરો. અને થોડું ખાવા આપો". હોટલના માલીકને આ સાંભળી દયા આવે છે અને એક પડીકામાં પૂરી આપે છે. તથા તે ભિખારી પાસે ડબલું છે તેમાં ચા આપે છે. ભિખારી તે લઈ હોટલવાળાનો આભાર માની પ્રેમચંદ શેઠની હવેલીના બહારનાં ઓટલે ખાવા બેસે છે. ભૂખ

ભૂખ લાગી છે, ખાવાનું પણ મળી ગયું છે. જ્યાં પુરી હાથમાં લે છે ત્યાં શેઠ આવે છે. અને બરાડા પાડતા કહે છે. "એય ભિખારી! ઉભો થા, અમારા ઓટલા બગાડે છે? અહીંથી ચાલ્યો જા. આમ કહી તેને એવો જોરથી ધક્કો મારે છે કે ભિખારીની પુરીનો પડીઓ અને ચા બન્ને ગટરમાં ચાલ્યા જાય છે. રડતો, કલ્પાંત કરતો ભિખારી ચાલતો થાય છે.

શ્રીમંતોને તેમની શ્રીમંતાઈના અભિમાનમાં ગરીબોની પરિસ્થિતિનો ખ્યાલ આવતો નથી, પણ ગરીબોને લાત મારતાં એના ભાગ્યને લાત લાગે છે.

પ્રેમચંદ શેઠ ઘરમાં જાય છે. અને દિપકને કહે છે "દિપક! અત્યારે મગફળીનો સોદો કરવા તારે જવાનું છે. દસહજાર રૂપિયા સાથે લઈ જજે. બહાર મોટર ઉભી છે. જલ્દી તૈયાર થઈ રવાના થા."

થોડીવારમાં દીપક રવાના થાય છે. પેલો ભિખારી ભુખના દુઃખથી તરફડતો અને પોતાના કિસ્મતનો દોષ કાઢતો પોતાની ઝુંપડીએ પહોંચે છે. દીપકની મોટર ત્યાંથી જ પસાર થાય છે. પણ ત્યાં સામેથી એક બસ આવતાં એકસીડન્ટ થાય છે. અને દીપક એકદમ ઘાયલ થાય છે. પેલો ભિખારી આ દ્રશ્ય જુએ છે. તરત બહાર નીકળી દીપક પાસે જાય છે. દીપક બેભાન અવસ્થામાં પડયો છે. બાજુમાં પાકીટ પડયું છે તેમાંથી રૂપિયા બહાર વેરવિખેર થઈ પડયા છે. ભિખારી રૂપિયા વીણી પાકીટમાં નાખે છે. અને દીપકને ઉપાડી પોતાની ઝુંપડીમાં લઈ જાય છે. પાકીટમાં તપાસ કરતાં તેનો ફોટો તથા સરનામું મળે છે.

ભિખારી દીપકને ઓળખી જાય છે. "આ પેલા પ્રેમચંદ શેઠનો પુત્ર છે." આજે મારા પર તેમણે ક્રૂરતા બતાવી હતી પણ મારો ધર્મ મારે ન ચુકવો જોઈએ. શેઠને જલ્દી સમાચાર આપવા જોઈએ. બધાં ગરીબનાં દિલ ગરીબ નથી હોતા. ભલે બહારનો વૈભવ તેમની પાસે નથી, પણ અંતરના વૈભવથી તેઓ સમૃદ્ધ હોય છે.

ભિખારી શેઠને સમાચાર દેવા રવાના થાય છે. ચાલતાં લથડીયા આવે છે, પણ કર્તવ્ય પાસે દેહની વેદના ગૌણ બનાવી દે છે. થોડું ચાલે છે ત્યાં સામેથી મારમાર કરતી એક મોટર આવે છે અને ભિખારીને હડફેટમાં લઇ લ્યે છે.

આ મોટર પ્રેમચંદ શેઠની છે. ઘણીવાર 'થઈ પણ પુત્ર પાછો આવ્યો નહિં', એટલે શેઠ તપાસ કરવા નીકળ્યા છે તેમાં આ ભિખારીનો એકસીડન્ડ થઈ જાય છે શેઠ નીચે ઉતરે છે. ભિખારીના હાથમાં દીપકનો ફોટો અને ડાયરી જુએ છે. ભિખારીને વાગ્યું છે ઘણું પણ તે ભાનમાં છે તે શેઠને બધી વાત કરે છે. એ સાંભળી શેઠને ખૂબ દુખ થાય છે. ભિખારીને મોટરમાં નાખી તેની ઝુંપડીએ જાય છે. ત્યાં દીપકને જુએ છે. અને શેઠની આંખ ઉઘડી જાય છે. તેઓ ભિખારીને ઓળખી ગયા છે,

શેઠ વિચારે છે કે મેં આના પર કેવો અત્યાચાર કર્યો હતો ! ખાવાનું દેવાને બદલે તેની પાસે જે હતું તે પણ મેં ગટરમાં નાખી દીધું હતું. આ બિચારો વૃદ્ધ છે, ભુખ્યો છે, છતાં તેનામાં માનવતા કેટલી છે ?

શેઠ ભિખારીની માફી માગે છે. અને તેને પણ હોસ્પીટલમાં દાખલ થવાનો આગ્રહ કરે છે. ભિખારી કહે છે. "શેઠ, મારો જીવનદીપક તો હમણા જ બુઝાઈ જવાનો છે. આપનાં દીપકની વ્યવસ્થા જલ્દી કરો. મને મરતાં મરતાં પણ આનંદ છે કે, હું દીપકને બચાવી શક્યો છું. અને આપને સોંપી શક્યો છું."

વૃદ્ધ મરી જાય છે. દીપક બચી જાય છે. પણ કહેવાનું તાત્પર્ય એ છે કે જેનામાં માનવતા છે તે ધર્મમાં આગળ વધી શકે છે.

સદ્‌ગુણોને જીવનમાં ખીલવવા જોઈએ. ગુણ વિનાની જીંદગી સુગંધ વિનાના ફૂલ જેવી છે. વિશેષ અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન નં ૧૯

### શ્રાવણ સુદ ૬ બુધવાર તા. ૨૮-૭-૭૧

અનંતજ્ઞાની ત્રૈલોકય પ્રકાશક ભગવાન મહાવીરસ્વામીએ સિદ્ધાંતથી સમજાવ્યું. સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ. બારમા ઉપાંગસૂત્રમાં વન્હિ દશાનો અધિકાર ચાલે છે.

એક વખત રેવતી દેવી રાજ્યભવનમાં સુતી છે. ઈન્દ્રપુરીનું સ્મરણ કરાવે છે. સુવર્ણનો પલંગ છે. તેના પર સુંવાળી અને પોચી ગૈયા પાથરેલી છે. મલમલનો ઓછાડ છે. મધરાતનો વખત છે ત્યારે રેવતી દેવીને એક સ્વપ્ન આવે છે. "છલાંગ મારતો, ત્રાડ પાડતો, આખા વનને ગજાવતો, મોટી મોટી ફલાંગો ભરતો એક સિંહ આવે છે." રેવતી દેવી બગાસું ખાય છે અને સિંહ પેટમાં ઉતરી જાય છે. રેવતી દેવી ક્ષત્રિયાણી છે. આવું સ્વપ્ન જોઈને તે ગભરાતી નથી. આવું સ્વપ્ન વણિક સ્ત્રીને આવ્યું હોય તો તે જીરવી ન શકે. રેવતી દેવીએ પૂર્વે આવું સ્વપ્ન કદિ જોયું નથી, પણ ધૈર્યવાન-હિંમતવાન છે. સ્વપ્ન આવ્યા પછી તરત તે જાગ્રત થાય છે, અને પોતાને શુભ સ્વપ્ન આવ્યું છે તે જાણી આનંદ પામે છે. પણ આ સ્વપ્નનું ફળ શું હશે તે જાણવાની જીજ્ઞાસા થવાથી બળદેવજીનાં

ખંડમાં જાય છે. તેણે ધીમા અવાજથી પોતાના સ્વામીને જગાડયા. મહાપુરૂષોની નિદ્રા બહુ અલ્પ હોય છે, બળદેવજી તરત જાગી ગયા મધ્યરાત્રીએ પત્નીને આવેલી જોઈ તરત બેઠા થયા અને સુખાસન પર રેવતીને બિરાજમાન થવાનું કહ્યું. રેવતી દેવીએ પતિના આદેશનો સ્વિકાર કર્યો. પછી બળદેવે અત્યારે આવવાનું પ્રયોજન શું થયું ? એમ પૂછ્યું.

રેવતી દેવીએ ખૂબ શાંતિથી પોતાને આવેલા સ્વપ્નની વાત કરી. એ સાંભળી બળદેવને પણ આનંદ થયો. અને કહ્યું "દેવી ! તમે ખૂબ જ ભાગ્યવાન છો. તમે સુંદર સ્વપ્ન પ્રાપ્ત કર્યું છે આપણા કુળમાં કેતુ સમાન, ધ્વજા સમાન, કુળનું રક્ષણ કરનાર ઓજસ્વી, વર્ચસ્વી, તેજસ્વી, શૌર્યવાન, મહાભાગ્યવાન તથા પાંચ ઈન્દ્રિયથી સંપૂર્ણ બહોતેર કળામાં પ્રવીણ એવા પુત્રની તમે માતા બનશો રાજાની વાત સાંભળી રેવતીદેવી– ને ખૂબ સંતોષ થયો. ખૂબ આનંદ થયો. અને પછી રાજાને નમન કરી પોતાને સ્થાને પાછી ફરી. પછી સૂઇ ન જતાં તેણે ધર્મ ધ્યાનમાં બાકીની રાત્રી વીતાવી. જો સૂઈ જાય અને કોઈ બીજું સ્વપ્ન આવે તો સારૂં સ્વપ્ન હણાઈ જાય.

સવાર પડતાં રાજાએ કૌટુંબિક પુરૂષને મોકલી આઠ સ્વપ્ન પાઠકને બોલાવ્યા. રાણીને માટે પણ પડદા પાછળ આસનની ગોઠવણ કરી. સ્વપ્ન પાઠકે એ આવી મહા– રાજને જય વિજય શબ્દથી વધાવ્યા મહારાજે યોગ્ય સન્માન કરી બધાંને યથાસ્થાને બેસવા વિનંતી કરી. પછી રાજાએ તેઓને રાણીના સ્વપ્નની વાત કરી, અને સ્વપ્નનું ફળ શું છે તે ફરમાવવા કહ્યું જેવો રાજાએ ફળાદેશ કહ્યો હતો તેવો જ સ્વપ્ન પાઠકોએ ફલાદેશ કહ્યો. સ્વપ્નનું ફલ સાંભળતા રાણીના હૃદયમાં એકદમ આહ્લાદ થયો. તેઓ ખૂબ પ્રફુલ્લિત બન્યા. રાજાએ સ્વપ્ન પાઠકોને યોગ્ય પુરસ્કાર આપી રવાના કર્યા.

રાજાએ રાણીને પૂછયું: આપે સાંભળ્યું ને ? રાણીએ જવાબ આપ્યો "હા ! જેવી વાત આપે કરી હતી તેવી જ તેઓએ કરી. આપનું જ્ઞાન પણ કેટલું અગાધ છે ? ત્યાર- પછી રેવતીદેવી ગર્ભનું પાલન કરતાં દિવસો પસાર કરે છે અતિ ખોરાક લેતા નથી, આડી અવળી વાતોમાં રસ લેતા નથી, માત્ર ધર્મધ્યાનમાં વિશેષ સમય પસાર કરે છે. બાળકને ગર્ભમાં સારા જ સંસ્કારોનું સિંચન કરે છે. પેંડો જો નરમ હોય તો તેની ઉપર છાપ જલ્દી પડે છે, પણ જો કઠણ થાય પછી છાપ પડી શકતી નથી.

એક ખેડૂત બાજુના ગામમાં પ્રદર્શન ભરાણું હતું ત્યાં કોળું લઈને આવે છે. કોળું દૂરથી જોનારને એમ લાગે છે કે જાણે કુંજો છે. પણ નજીક આવીને જુએ તો કોળું જણાય આ કોળું કેવી રીતે બનાવ્યું હશે ? આશ્ચર્ય થાય છે એક ભાઇ ખેડૂતને પૂછે છે કે આ કોળાને કુંજાનો આકાર કેવી રીતે આપ્યો ? ખેડુતે કહ્યું: જ્યારે આ કોળું નાનું હતું. ત્યારે તેને કુંજામાં નાખી બાંધી દીધું હતું, પછી મોટું થતાં કોળાને કુંજાનો આકાર મળી

ગયો, ત્યારબાદ તેના ઉપરથી ડીટીયું કાઢી નાખ્યું તેથી આવો આકાર બની ગયો.. કુમળા ઝાડની જેમ નાના છોકરાને જેમ વાળીયે એમ વળે છે જેવી ટેવો પાડવી હોય એવી નાની ઉંમરમાં પડે છે. સારી ટેવ પાડવી કે ખરાબ એ માબાપના હાથમાં છે. વડીલોએ એક આંખમાં પ્રીતિ અને એક આંખમાં ભીતિ રાખવી જોઇએ. માબાપ ઉપરથી છોકરા ઓળખાય છે. આ પ્રેમચંદભાઇના દીકરા, આ મગનશેઠના દીકરા, એમાં શું કહેવાનું હોય ? મોરના ઇંડાને કાંઈ ચીતરવા ન પડે.

પહેલાના જમાનામાં ગુરૂકુળની વ્યવસ્થા હતી ગામથી દૂર ગુરૂકુળો હતાં. રાજાનો કુંવર હોય કે ગરીબનો પુત્ર હોય. પણ બધા વિદ્યાર્થી ગુરૂકુળમાં સાથે ભણતા. નાત-જાતનો ભેદ ન હતો. ગુરૂ પણ બધાને ભેદભાવ રાખ્યા વિના શિક્ષણ આપતાં અને વેતન લેતા નહીં, ભેટ આપે એ ગ્રહણ કરતા. સૌથી પહેલાં કચરો કાઢવાનું, પાણી ભરવાનું વગેરે કામ કરાવતા. રાજાનો કુંવર હોય તો પણ તેને કામ કરવાનું રહેતું. ગુરૂકુળમાં વિદ્યાર્થીઓને ખૂબ સુંદર સંસ્કારનું સીંચન થતું. તેઓ ભણીને ગુરૂનો ઉપકાર કદી નહીં ભૂલતા. આજની શિક્ષણ પદ્ધતિ ઘણી કઢંગી બની ગઈ છે. વિદ્યાર્થીઓ ગુરૂનું માન જાળવતાં નથી. છોકરાઓ ભણવા જાય પણ તેના પર કોઈનો અંકુશ રહ્યો નથી: એકાદ પીરીયડ ભરી સીનેમા જોવા ચાલ્યા જાય, તો પણ કોઈ કહેનાર નથી. આજના સમાજનું નૈતિક ધોરણ કેટલું નીચે જઇ રહ્યું છે ?

જે કુટુમ્બમાં સંતાનો વિવેકી, સદાચારી અને સંસ્કારી હોય તે ઘરમાં પગ મૂકતા જ ખબર પડી જાય. કેળવાયેલી કન્યા સાસરે આવે તો તેના સંસ્કાર અછાના ન રહે. તે ઘરના દરેક સભ્યોનો યથોચિત વિવેક સાચવે. તેનાં પરિચયમાં આવનારને પણ મનમાં તો જરૂર એમ થઈ જાય કે આપણે પણ આપણા બાળકોને આવા સંસ્કારી બનાવવા જોઈએ. સંસ્કારી બાળકોમાં વિનય ખૂબ જોવા મળે છે, વિ=વિશેષ, નય=દોરી જવું = લઈ જવું વિશેષે જે મોક્ષ તરફ લઇ જાય, એનું નામ વિનય. જેનામાં વિનય હશે તે કોઈની આશાતના નહીં કરે. કોઇને ભૂલથી વાગી ગયું હોય તો તેની ક્ષમા માગી લે. એની વાતચિતમાં અને ભાષામાં સંસ્કારીતા હશે. તે કોઈની નિંદામાં ભાગ નહીં લે. તે માને કે દરેક જીવને દુ:ખ અળખામણું લાગે છે. તો બીજાને દુઃખ થાય, 'એવું હું શા માટે કરું'! આગળ વધવું હોય તો દરેક પ્રાણીઓ ઉપર મૈત્રીભાવ રાખવો જોઈએ, વેરભાવ નહીં. ગુણવાનને જોઈને તેના ગુણ પ્રત્યે પ્રમોદભાવ આવવો જોઇએ, પણ કોઈની ઈર્ષા ન થવી જોઈએ. દીન-દુઃખી જીવોને જોઈને તેના ઉપર કરૂણાભાવ આવવો જોઈએ. જે અવળે માર્ગે ચાલવાવાળા છે, જેને ઉંધે માર્ગે જ જવું છે, એને તમે ગમે તેવી સલાહ આપો, છતાં તે પોતાના જીવનને સુધારવા જ ન માગતા હોય એવા જીવો ઉપર માધ્યસ્થ ભાવ રાખવો જોઈએ.

"માર્ગ ભુલેલા જીવન પથીકને માર્ગ ચીંધવા ઉભો રહું,
કરે ઉપેક્ષા એ માર્ગની તો યે સમતા ચિત્ત ધરું,
મૈત્રી ભાવનું પવિત્ર ઝરણું, મુજ હૈયામાં વહયા કરે,
શુભ થાઓ આ સકલ વિશ્વનું, એવી ભાવના નિત્ય રહે."

માર્ગ ભુલેલાને માર્ગ બતાવવા છતાં જો તે ધિઠાઇ કરે તો તમારે માનવું કે એની ભવિતવ્યતા હજુ પાકી નથી. જ્યારે સન્માર્ગે પગરણ માંડવાની એને તાલાવેલી લાગશે ત્યારે કોઈનીયે રાહ જોવા વિના દોટ મૂકશે. વળી જગતનાં બધા જીવો સર્વગુણ સંપન્ન હોતા નથી. કોઇનામાં વધુ, કોઇનામાં ઓછા એમ ગુણોનો વિકાસ થએલો હોય છે, તો મારું કર્તવ્ય તો મારા ગુણોનો વિકાસ કેમ થાય એ જ છે. ગુણ વિનાની ઉપાધિ નકામી છે. "અનેક ગુણાલંકૃત સુશ્રાવકજી" એમ તમને કોઈ ઉપનામ આપે તો રાજી થાવ ને? પણ તેવા ગુણો તમારામાં છે? જો ગુણ નહીં હોય અને ઉપાધિ મળી જશે તો વિકૃતિ આવી જશે. દૂધમાં તેજાબ નાખવાથી દૂધ ફાટી જાય, ગુણ વિના પદવી મળી જાય તો અભિમાન આવી જાય. ગુણ ન હોય અને કોઈ પદવી આપે તો સરળતાથી કહી દેજો કે આપ મારા પર મહેરબાની કરો. મારામાં આ ગુણ નથી. હું આવી ઉપાધિને યોગ્ય નથી.

"લઘુતા સે પ્રભુતા મિલે, પ્રભુતા સે પ્રભુ દૂર,
કીડી મુખ સાકર લહે, હાથી ફાક્ત ધૂળ."

કીડી ધૂળમાં મળેલી સાકરને ગ્રહણ કરે છે, પણ હાથી કરી શકતો નથી. તેમ જેનામાં લઘુતા છે. નમ્રતા છે. તે પ્રભુતાને પ્રાપ્ત કરી શકે છે. પણ જે અભિમાની છે. તેને મોટાઈ મળતી નથી. ખાલી ફાંકામાં ને ફાંકામાં ટાઇમ પસાર કરે છે. પણ ગુણોને પ્રાપ્ત કરી શકતા નથી. તેમને અભિમાન શેનું છે? આબરૂ જોઈએ છે? મોટું નાક ઇચ્છો છો! હાથીને પણ મોટું નાક હોય છે. ચોપગા જાનવરમાં જવું છે? જે કાંઈ કરો તે માન માટે નહીં, પણ કર્મની ભેખડો તોડી આત્માને ઉંચે લાવવા માટે કરો. જો હૈયામાં સર્વગુણ સંપન્ન થવાની ભાવના હોય તો હજુ પોતાનામાં કયા ગુણ નથી આવ્યા, એનું નિરીક્ષણ કરો. આત્મ નિરીક્ષણ કરતાં ઘણી જાગૃતિ આવે છે.

કલકત્તામાં એક કરોડપતિ બાબુ હતા. સાંજે દરરોજ ફરવા જવાની તેમને ટેવ હતી. મોટર લઇને જાય. અને મોટર બાજુમાં મુકે. પછી ત્રણચાર માઈલ ફરે. અને કુદરતી સૌંદર્ય જોવામાં મસ્ત બને.

એકબાજુ મોટર મૂકી નદી કિનારે આવે છે અને નૌકામાં બેસી સામે કિનારે જાય છે. ત્યાં થોડું ફર્યા પછી શાંત અને ખુશનુમા વાતાવરણ લાગતાં એક જગ્યાએ બેસે

છે. કુદરતી શાંતિમાં તે એવાં મસ્ત બની ગયા કે રાત્રીના દસ વાગ્યા તો પણ પોતે સારે કિનારે છે અને ઘેર જવાનો ટાઈમ થઈ ગયો છે તે સાવ વિસરીજ ગયા. તેમાં નાવિક બૂમ પાડે છે કે આ છેલ્લો ફેરો છે. જેને આવવું હોય તે આવી જજો. કોઇ રહી ન જાય. " છેલ્લો ફેરો " જ્ઞાની પુરૂષો પણ ભવ્ય આત્માઓને ચેતાવે છે. મનુષ્ય જન્મનો આ છેલ્લો ફેરો છે. સંયમની હોડીમાં બેસવા આવવું હોય તો આવી જજો.

પેલા બાબુજીના કાનમાં આ શબ્દો પડયાં. અને વિચાર–તંદ્રામાથી જાગૃત થયા. બસ, આ છેલ્લો ફેરો છે ? હું તો વિષય કષાય અને મોહ મમતામાં ખુંચી ગયો છું. શું મારો છેલ્લો ફેરો અફર જશે ? આ લાડી, વાડી, ગાડી બધું તો અહીં પડયું રહેશે. અને હું ચાલ્યો જઈશ, તો પછી ફેરો સફળ થાય તેવું શા માટે ન કરું ? તેઓ ત્યાંથી સીધા મથુરા આવ્યા. ઘેર ન ગયા.

બાબુજી એક લંગોટી પહેરીને આરાધના કરવા લાગ્યા. ત્યાં મસ્તરામ નામનાં એક યોગી હતા, તેમને ગુરૂ માન્યા. ગુરૂજી કહે છે. શેઠીયા, આ ઘડીકનો ઉફાળો છે. થોડા વખત પછી તને સ્ત્રી, મોટર, બંગલા બધું યાદ આવશે. માટે ઘરે પાછો જા. બરાબર મક્કમતા આવ્યા પછી આવજે. પણ બાબુજીએ કહ્યું. " નહિ, હું પુરો મક્કમ બનીને આવ્યો છું. બાબુજી ઘેર ન આવ્યા, તેથી બધાંને ચિંતા થવા લાગી. તાર ઉપર તાર છોડયાં, પણ કયાંય પતો નથી લાગ્યો. આ બાજુ ગુરૂજી બાબૂજીની આઠ દિવસ બરાબર કસોટી કરે છે. અને યોગ્યતા જોઈ, તેમને શિષ્ય બનાવે છે. થોડા દિવસ પછી એક આડતીયો મથુરાની યમુના નદીમાં ન્હાવા આવે છે. બાબુજીને ભગવા વેશમાં જુએ છે, તેઓ તેને ઓળખી જાય છે. તરત ત્યાં જાય છે. અને કહે છે. તમારા કુટુમ્બીઓએ તો તમને શોધવા આકાશ પાતાળ એક કર્યા, છતાં પતો લાગ્યો નહીં. બિચારા કેવા કલ્પાંત કરે છે ! તમને દયા નથી આવતી ? મહેરબાની કરી, પાછા ફરો. નવા યોગીએ કહ્યું, ના, એ નહીં બને. હવે બધું છોડીને હું સાધુ થયો છું. મારે આ છેલ્લો ફેરો સફળ કરવો છે.

" આ જીવન છે છેલ્લો ફેરો, ચુકવી દે સૌનો કરવેરો,
લેતી દેતી પતવી આતમ, પરમાતમ એક તાર કરી લે.
થોડા પ્રભુ સે પ્યાર કરી લે."

આ મનુષ્ય જન્મમાં મારે કર્મનું દેણું પતાવી દેવું છે. મારૂં ખાતું સરભર કરી, મારે કર્મ રહિત બનવું છે. અને પરમાત્મામાં એકતાર બનવું છે. જગતના બંધન હવે મને મુંઝવી શકે તેમ નથી. યોગીની જ્ઞાનભરી વાતો સાંભળી તે આડતીયો વધુ કાંઈ બોલી શકયો નહીં, પણ બહાર જઇ બાબુજીને ત્યાં તાર કર્યો. અને જણાવ્યું કે " શેઠે ભગવા પહેર્યા છે. મથુરામાં રહે છે. તાર મળતાં ઘરના નાનામોટા બધાં સવ્યો ત્યાં આવ્યા અને આ મુસકે મુસકે રડવા લાગ્યા. ખોળા પાથર્યા અને કહે છે કે હજુ બાળકો

નોનાં છે, તેનું પતાવીને તથા કરોડોનો પથારો પાથરીને આવ્યા છો, તો તે સંકેલીને પછી અહીં આવજો." તથા મસ્તરામજી ગુરૂને વિનંતી કરી કે, તમે સમજાવીને બાણુજીને પાછા મોકલો. પણ જે ખરેખર સમજણ પૂર્વક જાગી ગયો છે તે ફરી સંસારમાં પડે ખરો ?

કહેવાનું તાત્પર્ય એ છે કે જેનામાં સુષુપ્ત સંસ્કાર પડેલા છે તે અવસર આવતાં જાગૃત બની જાય છે. આત્મ નિરીક્ષણ કરનારને વહેલો મોડો સત્યપંથ પ્રાપ્ત થઈ જાય છે.

રેવતી દેવીના ગર્ભમાં સંસ્કારી જીવ આવ્યો છે. માતા ગર્ભનું પાલન ખૂબ સંભાળપૂર્વક કરે છે. વિશેષ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં....૨૦

### શ્રાવણ સુદ ૭ ને ગુરૂવાર. તા. ૨૯-૭-૭૧

શ્રમણ ભગવાન મહાવીર સ્વામી સિદ્ધાંતથી સમજાવે છે. બારમા ઉપાંગ વન્હિ-દશામાં નિષધ કુમારનો અધિકાર ચાલે છે.

રેવતી દેવી ગર્ભનું યથાર્થ રીતે પાલન કરે છે. મનુષ્યનો જન્મ સતકર્મથી મળે છે. મનુષ્ય જન્મમાંથી મોક્ષમાં જઇ શકાય છે જ્યારે નાળિયેરનો સૂકો ગોળો કાચલીથી છુટે ત્યારે આખો બહાર નીકળે છે એમ જીવ મોક્ષમાં જાય ત્યારે સર્વાંગપી આત્મ પ્રદેશો એકી સાથે છૂટા પડે છે. પગને તળીયેથી જીવ નીકળે તો નર્કમાં જાય, જાંઘેથી નીકળે તો તિર્યંચમાં જાય, છાતીએથી નીકળે તો મનુષ્યમાં જાય, ગળાના ઉપરના ભાગથી નીકળે તો દેવલોકમાં જાય અને સર્વાંગથી નીકળે તો મોક્ષમાં જાય. કર્મ કરતાં જીવ પાછું વાળીને જોતો નથી. કર્મના બંધ પ્રમાણે કર્મનું ફળ મળ્યા કરે છે. જ્ઞાની પુરુષ કહે છે કે કર્મની પેઢી બંધ કરવી હોય તો જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, દયા, કરૂણા પ્રગટાવે તો કર્મની પેઢી બંધ થશે. જેમ બળી ગયેલું બીજ ઉગી શકતું નથી, ફરીને અંકુરની પ્રાપ્તિ થઇ શકતી નથી તેમ જેનાં કર્મ બળી ગયા એને ફરીને જન્મ ધારણ કરવો પડતો નથી. કર્મ એ કૃ ધાતુથી બન્યો છે. કરાય છે એ કર્મ છે. જીવનો વિકારભાવ થાય ત્યારે કર્મ યોગ્ય વર્ગણા આત્મ પ્રદેશ પર આવી ચોંટે છે ત્યારે તેને કર્મ કહેવાય છે. સિદ્ધ ભગવાનને કર્મ ચોંટતા નથી કેમકે ત્યાં વિકારીભાવ નથી. રાગદ્વેષ ન હોય તો કર્મ આવી શકતા નથી. કર્મના ફળ જીવને ચાર ગતિમાં ભોગવવા પડે છે. કર્મના ધક્કાથી પરિભ્રમણ

કરવું પડે છે. અહીં આપણો જન્મ થયો એ આપણી મરજીથી થયો છે? ના, કર્મના ધક્કાથી અહીં આવ્યા છીએ અને જવાનું પણ કર્મના ધક્કાથી જીવ જુદા જુદા કર્મ બાંધે છે અને જુદી જુદી રીતે ભોગવે છે. બધાને એક સરખું દુઃખ આવતું નથી. બધાને અલગ અલગ દુઃખ આવે છે. કોઈને શારીરિક બીમારી, કોઈની સ્ત્રી બીમાર હોય, કોઈનો છોકરો બરાબર ન હોય, કોઈને ધનનું દુઃખ હોય, એમ દુઃખો બધાને અલગ અલગ આવે છે. મારો આત્મા જુદો છે. તમારો આત્મા જુદો છે. એક આત્મા લોકમાં વ્યાપી રહ્યો છે એ માન્યતા મિથ્યા છે.

"લોક માત્ર પ્રમાણોહી નિશ્ચયે નહી સંશયઃ
વ્યવહારો ચેક માત્રે પિ કથયંતિ મુનીશ્વરાઃ".

જેટલા લોકાકાશના પ્રદેશ છે તેટલા આત્માના પ્રદેશ છે. જ્યારે કેવળી કેવળ સમુદ્‌-ઘાત કરે છે ત્યારે તેમના આત્મ પ્રદેશ આખા લોકમાં વ્યાપી જાય છે. આત્મ પ્રદેશનો સંકોચ અને વિકાસ થાય છે. નિગોદના એક શરીરમાં અનંતા જીવ રહે છે, તો પણ દરેકના આત્મ પ્રદેશ અસંખ્યાતા જ રહે છે. પ્રદેશમાં વધઘટ થતી નથી. દીવો હોય એની ઉપર એક થાળી ઢાંકો તો તેટલામાં પ્રકાશ આપે અને સુંડલો ઢાંકો તો એટલો પ્રકાશ આવશે અને દિપકને ઓરડામાં મુકયો હોય તો ઓરડામાં પ્રકાશશે એમ આત્માને જેવડું શરીર મળે એ પ્રમાણે આત્મ પ્રદેશનો સંકોચ અને વિસ્તાર થાય છે. એક કંથવાના શરીરમાં જેટલા આત્મપ્રદેશ છે તેટલા જ આત્મ પ્રદેશ હાથીના શરીરમાં પણ છે. જ્યારે જીવો ઉત્પન્ન થાય છે ત્યારે પહેલા સમયે આહાર ખેંચે છે. ગર્ભજ માતાનું લોહી અને પિતાનું વીર્ય બંનેના મિશ્રણવાળો આહાર ખેંચે છે. પહેલે સમયે જે આહાર ખેંચે એને ઓજ આહાર કહેવાય છે. ઓજ આહાર મરણ સુધી શરીરમાં રહે છે જે આહાર રુંવાડાથી લે એને રોમ આહાર કહેવાય છે અને કવળ એટલે કોળીયા લે તેને કવળ આહાર કહેવાય.

જે સમયે ઉપજે તે જ સમયે જીવ ઓજ આહાર કરે છે. જીવ તે આહાર તાવડામાં નાખેલા વડાની માફક ચારે બાજુથી ગ્રહણ કરે છે. આ આહાર જિંદગીમાં એક જ વાર કરે છે. તે આહાર પર્યાપ્તિ બાંધતાં એક અંતર્મુહુર્ત લાગે છે. ત્યાર પછી તે આહારના પુદ્‌ગલો સાત ધાતુ રૂપે પરિણમે છે. અને તેનાથી શરીરની આકૃતિ બને છે. તે બીજી શરીર પર્યાપ્તિ કહેવાય. તેને બાંધતા અંતર્મુહુર્ત લાગે છે. શરીરની મજબુતી થતાં તેમાં ઇન્દ્રિયના અવયવ પ્રગટ થાય છે. તે ઈન્દ્રિય પર્યાપ્તિ છે, તેમાં પણ અંતર્મુહુર્ત લાગે છે. ત્યાર પછી એક અંતર્મુહુર્તમાં પવનની ધમણ શરૂ થાય છે તે શ્વાસોશ્વાસ પર્યાપ્તિ થાય છે. ત્યાર પછી અંતર્મુહુર્તમા ભાષા પર્યાપ્તિ બાંધે છે. અને ત્યાર પછી છેલ્લે મન પર્યાપ્તિ બાંધે છે. છ પર્યાપ્તિમાંથી પહેલી ત્રણ પર્યાપ્તિ દરેક જીવો અવશ્ય બાંધે જ છે ચોથી

બાંધતા બાંધતા મરી જાય તો અપર્યાપ્ત કહેવાય. જેને જેટલી પર્યાપ્તિ હોય તેટલી ન બાંધે અને તે પહેલા મરે તો તે અપર્યાપ્ત અવસ્થામાં મરણ પામ્યો કહેવાય. પર્યાપ્તિ બાંધવાની શરૂઆત અનુક્રમે કરે છે અને પર્યાપ્તિ સાથે થાય છે. કેટલાક કહે છે કે જેટલાં શ્વાસોશ્વાસ લેવાના લખ્યા હોય તેટલા લેવાય પણ આયુષ્યનો બંધ સામી ગતિમાંથી થઈ જાય છે અને એ ગતિમાંથી નીકળ્યો એટલે તરત આયુષ્ય ભોગવવાની શરૂઆત થઈ જાય છે. ગર્ભમાં આવેલો જીવ પ્રથમ સાત દિવસમાં ચોખાના ધોવણ જેવો તેલદાર થાય છે. ચૌદ દિવસ સુધીમાં પાણીનાં પરપોટા જેવા આકારમાં આવે છે. એકવીશમા દિવસ સુધીમાં નાકનાં શ્લેષ્મ જેવો અને અઠાવીશમા દિવસ સુધીમાં અડતાળીશ માસા જેટલો વજનદાર થાય છે. પહેલે મહિને બોરના ઠળીઆ જેવડો, બીજે કાચી કેરી જેવો–ત્રીજે માસે પાકી કેરી જેવો થાય છે. ચોથે માસે કણિકના પીંડા જેવડો થાય છે, તેથી માતાનું શરીર પુષ્ટિ પામે છે. પાંચમે માસે પાંચ અંકુરા ફુટે છે. બે હાથ, બે પગ, પાંચમું મસ્તક અને છઠે માસે રૂધીર તથા રોમ નખ ને કેશની વૃદ્ધિ થાય છે. સાતમે માસે સાતસો શીરા એટલે રસહરણી નાડીઓ બંધાય છે. આઠમે માસે સર્વ અંગ–ઉપાંગ પૂર્ણ ઉત્પન્ન થાય છે, નવમે માસે સર્વ અવયવ સાથે શરીર મજબૂત થઈ જાય છે.

ગર્ભસ્થ જીવ મહાકષ્ટ અને મહાપીડા ભોગવે છે. જેમ કોઇ પુરુષને કોઢ તથા પિત્તનું દર્દ થયું હોય અને શરીરમાંથી પરૂ વહેતુ હોય તેને સાડાત્રણ ક્રોડ સોય અગ્નિમાં ધખાવીને તેના સાડાત્રણક્રોડ રૂંવાડામાં પરોવે, તેના ઉપર ખાર અને ચુનાનું પાણી છાંટે તે પછી આળા ચામડાથી મઢીને તડકે નાખે અને દડાની જેમ અથડાવે તો તેને કેટલી વેદના થાય? ગર્ભસ્થ બાળકને પહેલે મહિને આવી વેદના ભોગવવી પડે છે. તેથી બીજે મહિને બમણી, ત્રીજે મહિને ત્રણગણી એમ નવમે મહિને નવગણી પીડા થાય છે ગર્ભાવાસની જગ્યા નાની છે. અને ગર્ભનુ શરીર મોટું છે. ગર્ભમાં નવમાસ ઊંધે માથે લટકી રહેવું પડે છે. તે વખતે બે ઢીંચણ છાતીમાં ભરાયેલા અને બે હાથની મુઠી આંખો આડી દીધેલી હોય છે.

માતાની વડીનીત ગર્ભના નાકની દાંડી ઉપર થઈ નિકાલ થાય છે. બેઠેલી માતા ઉભી થાય તો આકાશમાં ઉછાળ્યો એમ લાગે, હેઠે બેસે તો પાતાળમાં પેસી ગયો એમ લાગે. માતા રસોઈ કરે ત્યારે ઈંટની ભઠીમાં બળતો હોય તેમ લાગે, માતા દળતી હોય તો પોતે કુંભારને ચાકડે ચડયો છે એમ લાગે. માતા ચત્તી સુવે તો ગર્ભ પર સવામણની શીલા પડી હોય તેમ લાગે.

ગર્ભ કાળ પૂરો થાય ત્યારે માતા તથા ગર્ભની નાભીથી વિંટળાએલી રસહરણી–નાડી ઉખડી જાય છે ત્યારે જન્મ થવાની તૈયારી થાય છે. તેમાં માતા તથા ગર્ભના પુન્યનું તથા આયુષ્યનું બળ હોય, તો સીધે–સીધો પ્રસવ થાય છે. જો બંને ભારેકર્મી હોય,

સ્રી. ગર્ભ આડો પડી જાય છે અને બંને મરણ પામે છે. અથવા માતાને બચાવવા ખાતર ગર્ભના ટુકડે ટુકડા કરી નાખવામાં આવે છે (૧) જેમ સોની જતરડા સોંસરો તાર ખેંચે તેમ ગર્ભ ખેંચાઈ કોટી કષ્ટે બહાર આવે છે આવા ગર્ભના દુઃખોનું વર્ણન સાંભળ્યાં પછી ફરી ગર્ભમાં ન આવવું પડે તેવાં પ્રયત્નો કરવાની રૂચી ઉપડે છે ?

કર્મનાં પરિપાક દરેક જીવોને ભોગવવાં પડે છે કોઈના સારા કાર્યથી નાખુશી બતાવી હોય, કોઈની સારી વાતોને કાપી નાખી હોય, કોઈના ગુણગાન સાંભળતા ઈર્ષા થઈ હોય અને તેને કારણે તેના અવગુણ આગળ કરી પાણો મુકયો હોય, આવા બધાં કાર્યોને લીધે જે કર્મ બંધાય છે તેને વર્ણવંજ કર્મ કહેવાય છે. તેના ફળ રૂપે ગર્ભ આડો પડી જાય છે. કોઈ પણ રીતે પ્રસવ થતો જ નથી, તેથી કાપીને બહાર કાઢવો પડે છે જન્મ વખતની પણ અનંતી વેદના ભગવાને કહી છે

એક નગરમાં એક શ્રેષ્ઠીને લલિતાંગ નામનો પુત્ર છે. પૂર્વના પુણ્યના યોગે રૂપ-સૌંદર્ય ખુબ પ્રાપ્ત થયું છે. ક્રમે કરીને તે યૌવન-પ્રાંગણમાં પ્રવેશે છે પણ તેનામાં યૌવનનો ઉન્માદ નથી. અસદાચારી વર્તન નથી. ભણી રહ્યા પછી પિતાને કાપડનો વેપાર છે તે સંભાળી લે છે. એક વખત કેટલાક મુદ્દા લઈ કોઈને ત્યાં માલ દેખાડવા જઈ રહ્યો છે. રાજાના રાજભવન પાસેથી પસાર થાય છે. ભવનના ઝરુખામાં ઉભેલી રાણીની નજર લલિતાંગકુમાર પર પડે છે. મદમાતું યૌવન અને રૂપ સાથે નમણાશ જોઈ તેની આંખ ચળે છે. "અહાહા, આવા યુવાન સાથે જીવનનો આનંદ માણ્યો નથી ત્યા સુધી નકામું છે રાણી એકદમ દાસીને બોલાવે છે અને આજ્ઞા કરે છે પેલો કાપડીયો જાય તેને બોલાવી લાવ. દાસી લલીતાગકુમાર પાસે આવે છે અને રાણીનો સંદેશો આપે છે લલીતાંગકુમાર વિચાર કરે છે, રાણી સાહેબને કાપડ ખરીદવું હશે એટલે બોલાવતા હશે તે રાણી પાસે આવી નમસ્કાર કરી બોલાવવાનું પ્રયોજન પૂછે છે. રાણી તેને અંદરના રૂમમાં આવવાનું કહે છે, અને પાછળથી બારણા બંધ થતા જાય છે. લલીતાગ કુમાર ગભરાય છે. રાણી તેને કહે છે, આપને ગભરાવાની જરૂર નથી. મારી કૃપા આપના પર ઉતરી છે "આપ મારું માનશો તો માલમાલ થઈ જશો. મેં રસ્તે ચાલ્યા જતાં તમને જોયાં અને તમારી સાથે સંસારના સુખ માણવાની તીવ્ર ઈચ્છા ઉત્પન્ન થઇ છે. આપ મારી ઈચ્છાને પૂરી કરો." આ સાંભળી લલીતાંગ કુમાર કહે છે, માતા, આપ આ શું બોલો છો ? આપનું સ્થાન કયું છે ? હું આપનો પ્રજાજન એટલે પુત્રતુલ્ય છું આપની આ માગણી કોઈ રીતે યોગ્ય નથી. માતા, મારા પર મહેરબાની કરી મને પાછો જવા દો મારે પરસ્રીના પચક્ખાણ છે રાજાની રાણી છે. સુખ વૈભવનો પાર નથી રાજાના તેમના પર ચારે હાથ છે છતા વિષયની વૃત્તિ કેવા અનર્થ કરવા પ્રેરે છે ? તે કુમારને કહે છે, હું કોણ છું તે તું ઓળખે છે ? જો મારો અનાદર કરીશ તો તારા ઘરબાર બધા લુંટાઈ જશે અને ભીખ માગવાનો વખત

આવરીશ; માટે વાણીયા-વિદ્યા મુકી મારો બની જા. લલીતાંગ કુમાર આવેશમાં આવી કહે છે, મારી દ્રષ્ટિમાં તમે રાણી નહિ, એક સાધારણ વ્યક્તિથી પણ ઉતરતા છો. તમારે ફાવે તેમ કરી શકો છો. કોઈપણ ઉપાયે હું તમારો થવાનો નથી તે બરાબર સમજી લેજો હલકા કુળમાં પણ ઘણી સ્ત્રીઓ પોતાના ચારિત્ર્યને વફાદાર રહે છે. એક હરિજન બાઈ લાકડા કાપીને જંગલમાંથી ગામ તરફ ચાલી આવતી હતી. તેના રૂપમાં અંધ બનેલો એક ગરાસીયો તેની પાછળ પડે છે અને તાબે થવા દબાણ કરે છે. બાઈ કહે છે: ભાઈ, તારે દાગીના જોઈતા હોય તો મારા અંગ પર થોડાં ઘણાં છે તે આપી દઉં, પણ તારી ઈચ્છાને તાબે તો હું નહીં જ થઇ શકું. શીલની રક્ષા કરવી એ દરેક સ્ત્રીનો ધર્મ છે, માટે મારો છેડો તું છોડી દે. ઘણું સમજાવવા છતાં ગરાસીયો માનતો નથી અને બાઈ પર બળાત્કાર કરવા જાય છે. ત્યારે બાઇએ હાથમાં રહેલી કુહાડી ખૂબ બળપૂર્વક ગરાસીયાના માથા પર મારી. અને તેના ત્યાં ને ત્યાં રામ રમી ગયા. પછી તેને ઢસડીને ચોરા પાસે લાવી અને ત્યાં બેઠેલા ગરાસીયાઓને સંબોધીને કહ્યું, જુઓ, આ તમારો જાતિ ભાઈ, મારા પર અત્યાચાર કરવા ગયો તેથી તેની આ દશા કરી છે. હવે તમારે મને જે સજા કરવી હોય તે કરજો. હરિજન બાઈ હતી, છતાં તેને શીલ પર કેટલો પ્રેમ હતો. અને આ ક્ષત્રિય કુળની બાઈ છે, છતાં વિષયનો હવસ કેટલો છે! રાણી તથા લલીતાંગકુમાર બંનેની વાતો ચાલે છે. ત્યાં રાજાને આવવાની ઘંટડી વાગી. રાણીને થયું, રાજા આવશે અને આને જોશે તો રાજાને શંકા આવશે. એટલે લલીતાંગ કુમારને દોરડે બાંધી સંડાસમાં ઉંધે માથે ઉતારી દે છે. રાજા આવીને સંડાસમાં જાય છે. વિષ્ટા, પાણી વગેરે લલીતાંગ કુમાર ઉપર થઈને પસાર થાય છે. રાજા તો કાર્ય પતાવી થોડી વાર આરામ કરીને ચાલ્યા જાય છે. પણ તે પછી રાણી તેને બહાર કાઢતી નથી. છ મહીના સુધી એ વિષ્ટાની કોટડીમાં રહે છે તેથી તેનું શરીર કુલાઈ ગયું છે. છ મહીને દોરડું ઘસાઇને તૂટી ગયું અને લલીતાંગકુમાર ગટરમાં પડયો. આ બાજુ લલીતાંગકુમાર ગુમ થવથી તેમના માતાપિતા ખૂબ શોધ કરાવે છે. શોધી શોધીને થાકી જાય છે પણ કયાંય પત્તો લાગતો નથી. છ મહીના ગટરમાં પડયો, ત્યાં ગટર સાફ કરવા આવતી ભંગડીની નજર પડે છે અને લલીતાંગકુમારને ઓળખી જાય છે. તરત શેઠને સમાચાર મોકલે છે. શેઠ પોતાના પુત્રને ઘેર લઇ જાય છે. શરીર સાફ કરાવે છે અને ખૂબ ગરમાવો આપે છે. થોડા દિવસમાં તે પૂર્વવત્ સ્વસ્થ થઇ જાય છે અને પોતાના ધંધાને સંભાળી લે છે.

વળી કોઇ વખત તે રાજભવન પાસેથી નીકળે છે. રાણીએ તેને જોયો. ત્યાં તેને પૂર્વની વાત યાદ આવી. અરે! આને તો સંડાસમાં પૂર્યો હતો! ફરી દાસીને બોલાવવા મોકલી, દાસી તેને બોલાવવા આવે છે હવે લલીતાંગ કુમાર ભૂલેચૂકેય ત્યાં જાય ખરો? ગમે તેટલી લાલચ આપે તો પણ તે ત્યાં ન જાય. એમ જ્ઞાની પુરૂષ કહે છે, કે જેને ગર્ભની વેદના, ગર્ભના

દુઃખ, ત્યાંની અશુચિ વિગેરેનો ખ્યાલ છે તે આવી કોટડીમાં ફરી પૂરાવાની ઈચ્છા ન કરે. તમને ગર્ભનું વર્ણન સાંભળ્યા પછી ત્રાસ છૂટતો હોય તો હવે એવી જબ્બર સાધના કરો કે ભવનાં દુઃખનો અંત જ આવી જાય, ફરીને જન્મ જ ન લેવો પડે એવી સિદ્ધ ગતિ પ્રાપ્ત થાય.

"गब्भाइ मिज्जंति बुयाबुयाणां णरा परेपंचसिहा कुमारा।
जुवाणगा मज्झिम थेरगा य, चयंति ते आउखए पलीणा.॥१०॥ સૂય૦ અ૦ ७

કેટલાક જીવો ગર્ભમાં મરી જાય છે. આ દુનિયા પણ જોઈ નથી. કેટલાંક જન્મતા જન્મતાં માતાનું જોશ આવી જાય કે ડોકું-ગરદન ભીંસમાં આવી જાય અને મરી જાય. આ શું ધર્મ કરી શકે? તમે કેટલાં પુણ્યશાળી છો? કેટલાયે બાળમોવાળા ન ઉતાર્યા હોય અને મરી જાય છે. કેટલાંક જુવાનજોધ થયા ને પીઠીભર્યા મરી જાય છે. અને પ્રૌઢ અવસ્થામાં પણ કેટલાંય મરી જાય છે. કેટલાંય વૃદ્ધાવસ્થામાં મરી જાય છે. આયુષ્ય પૂરું થયા પછી કોઈ રહી શકતું નથી.

"મોતના ભણકારા વાગે એની ખબર પડતી નથી,
મોત ક્યારે આવશે એની ખબર પડતી નથી,
મોતને અટકાવવાની જડીબુટ્ટી જડતી નથી."

મોત ક્યારે આવશે એની કોઈને ખબર પડતી નથી. પોતે ગયો હોય માંદાને જોવા હોસ્પીટલમાં, એમાં પોતે જ મરી જાય છે, અને માંદો જીવી જાય છે. આવા અનેક બનાવો તમે પ્રત્યક્ષ નિહાળો છો ને? ઘણાને ખભે ઉપાડી મૂકવા જાવ છો, સ્મશાનમાં જઈ અંતિમ ક્રિયા કરતાં 'મારે પણ મરવાનું છે' એમ થાય છે? આજે માનવો માત્ર સ્વાર્થ સિવાયના વિચારો કરી શકતા નથી. કારણ આખું જીવન સ્વાર્થમય બની ગયું છે. પિતા મૃત્યુ પામે તો પુત્ર એ હિસાબ ગણશે કે મારા માટે શું મૂકી ગયા? પિતા લાખો રૂપિયા મૂકી ગયા હોય તો છોકરાને કેટલો સંતોષ થાય. અને જો કંઈ ન મૂકી ગયા હોય તો કેટલું દુઃખ થાય? મૂડીનું તમને મહાત્મય આવે છે, પણ આપણા પરમ પિતા અનંતજ્ઞાની પરમાત્મા જે જ્ઞાનની મૂડી મૂકી ગયા છે તેનું મહાત્મ્ય તમારા હૃદયમાં કેટલું છે? આ જ સાચું નિધાન છે. સાચી પુંજી છે. અજ્ઞાની જીવોને ભગવાનની વાતમાં શંકા આવે છે જેનાથી ભવબંધન છૂટી જાય તે વાત હૃદયમાં ઉતરતી નથી. અને જે ભવ વધારનાર છે, બંધનમાં જોડનાર છે, ક્ષણિક છે તેના પર કેટલો મોહ છે? કેટલી આસક્તિ છે?

"આવ્યો હતો તું છોડવા, બાંધીને શાનો જાય છે,
સ્વમાંથી તું પરમાં જઈ, શાને વધુ રીબાય છે (૨)
ચેતી જા, આતમ ચેત હવે, અવસર ચાલ્યો જાય છે. (૨)"

હે ચેતન, તું હવે ચેત. તું અહીં શા માટે આવ્યો છે? કર્મ બાંધવા આવ્યો છે કે છોડવા? માનવનો અવતાર એ કર્મથી મુક્ત થવાનું શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સાધન છે. પણ આજે તમારી કાર્યવાહી કેવી છે? સિદ્ધ પદ જોઈતું હોય, ગર્ભના દુઃખો ન જોઈતા હોય તો ભગવાનની આજ્ઞાને અનુસરો અને ચારિત્રને જીવનમાં અપનાવો. તો આત્માનું અવિનાશી કલ્યાણ થશે.

---

## વ્યાખ્યાન નં.....૨૧

### શ્રાવણ સુદ ૮ ને શુક્રવાર તા. ૩૦-૭-૭૧

અનંતજ્ઞાની શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ બારમા ઉપાંગ વન્હિદશામાં નિષધ-કુમારનો અધિકાર કહ્યો છે. તરવાનો માર્ગ બતાવીને સુંદર સૂત્ર-સિદ્ધાંત આપીને ભગવાને આપણી ઉપર ઘણી કરૂણા વરસાવી છે. આપણો ચૈતન્યદેવ કર્મના દબાણમાં આવી ગયો છે. અને વિકારીભાવો ઉભા કરે છે તે ચૈતન્યને સ્વ માં લાવી જીવનનું ઘડતર કરવાનું ભગવાન કહે છે.

રેવતીદેવી ગર્ભનું બરાબર પાલન કરે છે. ગર્ભનું રક્ષણ કેમ કરવું? એ માતાએ સમજવું જોઈએ. જે માતા સમજણી છે એ બહુ તીખું ન ખાય. બહુ બોલ-બોલ ન કરે, બહુ જલ્દીથી ચાલે નહીં. એવી સંસ્કારી માતા ઉચ્ચ કોટીનાં પુસ્તકોનું વાંચન કરે. સંતોનો સમાગમ કરે, સામાયિક-પ્રતિક્રમણ વિ. ધાર્મિક ક્રિયાઓ કરે. દાન-શીલ-તપની ભાવના ભાવે. આ બધા સંસ્કાર ગર્ભસ્થ બાળક પર પડે છે.

ભગવતી સૂત્રમાં કહ્યું છે કે પ્રત્યેક માસના આયુષ્યવાળો જીવ મરીને બીજા દેવલોક સુધી જઈ શકે છે ગર્ભમાં એવા શું પુણ્ય કર્યા કે દેવલોકમાં જાય! તે માટે સમજાવે છે કે, કોઈ ગર્ભિણી બાઈ વ્યાખ્યાન સાંભળવા આવે તે વખતે ગર્ભસ્થ બાળક પણ જો વીર્ય-લબ્ધિ-યુક્ત હોય તો ગુરૂ મહારાજનું વ્યાખ્યાન સાંભળે ગુરૂમહારાજ બંધ મોક્ષની વાત એવી લાક્ષણિક ઢબથી કરે કે તે સાંભળતા તે બાળકને ખૂબ આનંદ આવે. ધર્મનો પિપાસુ, સ્વર્ગનો પિપાસુ, મોક્ષનો પિપાસુ એવો આ જીવ ગુરૂદેવની વાણી ખૂબ ધ્યાનપૂર્વક સાંભળે છે. ગુરૂદેવ કહે છે.

" અનંત કાળથી આથડયો, વિના ભાન ભગવાન,
સેવ્યા નહિં ગુરૂ સંતને, મૂકયું નહીં અભિમાન"

અનાદિકાળથી અંતરમાં વિષય–ભોગની ગંદી લાલસા અને વાસના છૂપાએલી છે. વિષયો પ્રત્યે રસ છે ત્યાં સુધી મનમાં અપવિત્ર વિચારો આવે છે. માટે પહેલું કામ અંતરની સફાઈનું કરવાનું છે આ જીવ અનાદિકાળથી રખડે છે. તેને સત્સંગ કરવાની જરૂર છે જેણે પ્રભુનું નામ ન જાણ્યું, તેણે જનેતાનું દૂધ લજાવ્યું છે. અંતરના ઓરડામાં અનેક પાપરૂપી કચરાઓના ગંજ ખડકાયા છે. તેને સાફ કરવાનું સાધન તે સત્સંગ છે. માંડ કરીને મનુષ્યદેહ મળ્યો છે. જો વીતરાગ ભગવંતનું નામ ન જાણ્યું તો અવતાર એળે જશે.

"કર વિચાર તો પામ." આત્મ ધર્મનો વિચાર કર તો તને તત્વ મળશે. જે ભગવાનને માનતા નથી અને ધર્મને માનતા નથી તેઓ મિથ્યાત્વી જીવો છે મિથ્યાત્વી જીવો મિથ્યાંવાણી કાન માંડીને રસથી સાંભળે છે. તમને ભગવાનનું મહાત્મ્ય કેમ આવતું નથી? પ્રભુએ સૂક્ષ્મ વાત પણ કેવી સરસ રીતે કહી છે ?

"અનંત અનંત ભાવ ભેદથી ભરેલી ભલી અનંત અનંત નય નિક્ષેપે વ્યાખ્યાની છે,
સકલ જગત હિતકારિણી હારિણી મોહ તારિણી ભવાબ્ધી મોક્ષ ચારિણી પ્રમાણી છે,
ઉપમા આપ્યાની જેને તમા રાખવી તે વ્યર્થ આપવાથી નિજમતિ મપાઇ મેં માની છે,
અહો ! રાજ ચંદ્ર બાલ ખ્યાલ નથી પામતા એ, જીનેશ્વર તણી વાણી જાણી તેને માણી છે.

પરમાત્માની વાણી અપૂર્વ અલૌકિક છે. તેની કિંમત તો કોઇ ભાગ્યશાળી વિરલ વ્યકિતને જ થાય છે. જેમાં નય, નિક્ષેપા, પ્રમાણ, કાર્ય, કારણો વિગેરેનું ઘણું ઘણું વર્ણન કર્યું છે તેને યથાર્થ રીતે જાણો લાખ રૂપિયાના હીરાને કોઈ પચાસ હજારનો કહે તો હિરાની કિંમત તો જેટલી છે એટલી જ છે પણ કિંમત કરનારની કિંમત ઘટે છે જ્યાં પ્રભુ–વાણીનો આદર નથી ત્યાં ઉપદેશની પણ અસર નથી

જ્ઞાની કહે છે કે ગર્ભનો જીવ પણ દેવલોકમાં જાય છે. વીર્ય અને વૈક્રિય લબ્ધિથી ધર્મ સાંભળી શ્રદ્ધા કરી દેવાયુ બાંધી દેવલોકમાં જાય છે. તેને એવો વિચાર થાય છે કે મેં સંતનો આશ્રય લીધો નહીં. હે ભગવાન ! કયારે આવો સુંદર યોગ આવે કે હું સંતનો સમાગમ કરૂં ! પ્રત્યેક માસનો જીવ વૈક્રિયના પંદર ઘરમાં જાય દશ ભવનપતિ ૧ વાણુવ્યંતર, પહેલા બે દેવલોક ને પહેલી નર્ક, બે મહિનાથી નવ મહિનાનો જીવ પણ દેવલોકમાં જઈ શકે છે અને નરકમાં પણ જઈ શકે છે. કોઇ કહે "અરે આ છોકરાએ કયા પાપ કર્યા હશે કે તે આંધળો આવ્યો, રોગી આવ્યો ?" ગર્ભમાં જીવ સારી ભાવના કરી શકે છે તેમ જ ખરાબ ભાવના પણ કરી શકે છે ગુરૂ મહારાજનો બોધ સાંભળીને શુભવિચારો જાગે અને તેમાં જો આયુષ્યનો બંધ પડી જાય તો દેવલોકમાં જાય છે. ગૌતમસ્વામીએ પૂછ્યુ. "ગર્ભનો જીવ નર્કમા કેવી રીતે જાય છે ?" ભગવાન કહે છે કે–હે ગૌતમ ! નર્કમાં જનારા તે જીવને વીર્યલબ્ધિ અને વૈક્રિયલબ્ધિ હોય છે.

એકદા એક રાણી રાજાને કહે છે, "અત્યારે શેની તૈયારી કરવા માંડી ?" રાજા જવાબ આપે છે. "એક સૈન્ય ચડી આવે છે. એની સામે લડાઈ કરવા જાઉં છું." આ વાત ગર્ભનો જીવ પણ સાંભળે છે તે વિચાર કરે છે. "અરે, માતા પિતા ઉપર દુશ્મનો ચડી આવે છે તો હું એને ખતમ કરી દઉં, જેથી એમને તકલીફ લેવી ન પડે." આમ વિચારી, વૈક્રિયલબ્ધિથી હાથી કર્યો, પાયદળ કર્યું. ચતુરંગી સેના સજ્જ કરી અને રણસંગ્રામમાં મોકલી. અને સંગ્રામ રચાયો, કાપો, મારો, મારો એમ બૂમો પડે છે. દેક્કારો થઈ રહ્યો છે. ગર્ભના જીવનું લશ્કર ઘણો સામનો કરે છે. તેનો એકપણ સૈનિક મરાતો નથી. અને સામેના લશ્કરમાં ઘમસાણ મચી જાય છે. લડાઈ ચાલું છે. વિચાર કરે છે કે આ વચમાં કોનું લશ્કર આવ્યું ? આની સામે કોણ લડાઈ કરે છે ? મારૂં લશ્કર તો આ રહ્યું. રાણી સાતમે માળે લડાઈ જોવા માટે ચડે છે. રાજાનું લશ્કર જઈ રહ્યું છે. પણ યુદ્ધ મેદાનમાં યુદ્ધ ચાલું છે. આ કોણ લડી રહ્યું હશે ? અરે આ કેવાં બહાદુરીથી લડે છે. ત્યાં સામેથી એક બાણ ખૂબ વેગથી આવે છે. અને રાણીના પેટમાં રહેલા ગર્ભના મૂળ શરીરને બાણ વાગે છે. યુદ્ધના પરિણામમાં ગર્ભનો જીવ મરીને પહેલી નર્કમાં જાય છે. અને માયા બધી સંકેલાઇ જાય છે. લડાઈ કરતું આખું લશ્કર સમાપ્ત થઈ જાય છે. ગર્ભમાં રહેલા જીવો ભાગ્યશાળી હોય છે અને ક્રૂર પણ હોય છે. રેવતીદેવીના ગર્ભમાં કોઇ સુપાત્ર જીવ આવ્યો છે, કારણ કે તેને સિંહનું સ્વપ્ન લાધ્યું છે. ગર્ભ રહ્યા પછી બાળક ત્રણ વરસનું થાય ત્યાં સુધી બ્રહ્મચર્ય પાળે તેનું બાળક સ્વરૂપવાન અને બળવાન થાય. જે ઠેઠ સુધી અબ્રહ્મચર્યનું સેવન કરે છે, એનું બાળક રોગી થાય છે. બ્રહ્મચર્યમાં જે બળ છે, તાકાત છે, એ બળ અને એ તાકાત બીજામાં નથી. ઘણાં જીવો મુઆની આળપે જીવે છે. બે તપેલી ચુલેથી ઉતારે પણ થાકી જાય છે. અને કહે, આપણાથી કામ ન થાય. આગળનાં માણસો કેટલું કામ કરતાં, પણ થાક કોને કહેવાય એ ખબર ન હતી. પાણી ભરવું તો હાથે ને વાસીદુ વાળવું તો હાથે. આવા અનેક ઘરનાં કામ તેઓ કરતાં. આજે જે તાકાત જોઈએ તે નથી. બ્રહ્મચર્યથી નસોને બળ મળે છે. જ્ઞાનતંતુને બળ મળે છે. રોજનું એકશેર અનાજ ખાય તો ૪૦ દિવસે એક મણ અનાજ થાય. અને તેનું ૪ શેર લોહી થાય. અને આમાંથી એક રૂપિયા ભાર વીર્ય થાય. એક વખતના અબ્રહ્મ સેવનથી તે વીર્ય નાશ પામે છે. એક જ ગુણવાન, બળવાન અને સંસ્કારી પુત્ર પિતાની જે ખ્યાતિ અને આબરૂ વધારે છે તે બળહીન અનેક પુત્રો વધારી શકતા નથી. તારાઓ હજારો હોય પણ ચન્દ્ર જેટલો પ્રકાશ આપી શકતા નથી. સિંહનો સંભોગ જીંદગીમાં એક જ વખત થાય છે. એનાથી ઉત્પન્ન થએલ સિંહમાં કેટલી તાકાત હોય છે ! કયાં હાથીનું કદાવર શરીર અને કય સિંહનું શરીર ! પણ તાકાતની દૃષ્ટિએ સિંહ વિશેષ તાકાતવાળો છે.

બ્રહ્મચર્યનાં મહિમાને સમજો. ખરાબ વાંચન ન વાંચો. ખરાબ ચિત્રો પણ ન જુઓ. આજે જ્યાં જુઓ ત્યાં પ્રેમલા પ્રેમલીના ફોટા, અને અર્ધ નગ્ન ફોટા જોવા મિળે છે. આથી પ્રજા ઉપર ખરાબ અસર થાય છે. બ્રહ્મચર્યનાં ભાવ ઉતરી જાય છે. તમારા બાળકોને સંસ્કાર આપશો તો તેઓ અવશ્ય સારા અને સંસ્કારી બનશે

એક વિદ્યાર્થી ઈન્ટર ભણીને બી. એ, માં આવ્યો. સ્વભાવ શાંત અને સંસ્કારી છે. તે પિકચર જોવા પણ જતો નથી. પણ એક વખત તેના મિત્રો તેને ખૂબ આગ્રહ કરે છે. "ચાલને, એક પિકચર દોઢ વર્ષથી ચઢયું છે, ખૂબ સરસ ચાલે છે. જોવા જેવું છે. પિકચરનું નામ 'તૂફાન' છે." મિત્રના ખૂબ આગ્રહથી આ ભાઈને પિકચર જોવા જવાનું મન થયું.

"દુર્જનોના સંગથી શુભ ચિત્ત પણ ડહોળાય છે,
દરિયા નજીક પાણી મીઠું સરિતાનું ખારૂં થાય છે,
એક તણખો અગ્નિનો, જથ્થો જલાવે ઘાસનો,
દૂધને વિકૃત કરે છે, એક છાંટો છાશનો......"

દીનું પાણી મીઠું હોય છે પણ દરિયાનો સંગ થતાં ખારૂં બની જાય છે. અગ્નિનો એક તણખો રૂનાં મોટા ઢગલાને પણ બાળી નાખે છે. દૂધમાં છાશનું એક ટીપું પડે તો દૂધ પણ વિકૃત થઈ જાય છે માણસ સોબતથી બગડે છે. સારી સોબત હોય તો સંસ્કારી અને સારો બને છે. અને ખરાબ સોબત હોય તો અસંસ્કારી બને છે. સુખ શાંતિ, આનંદ, બધુ આત્મામાં છે પણ અજ્ઞાની માણસ 'સીનેમા જોવાથી શાંતિ મળશે, આનંદ મળશે' એમ માને છે. સિનેમાને જ ફેકટરી માની છે બહુ પ્રવૃતિ કરીને મન જ થાકી ગયું હોય તો મગજને તાજું કરવા સીનેમામાં જાય છે. આ યુવાન 'તૂફાન' પીકચર જોવા માટે જાય છે તેમાં એક પ્રસંગ ઘણો જ રોમાંચ હોય છે. એક યુવાન અને યુવતી સાથે કોલેજમાં ભણતા હોય છે. વાતચિત કરતાં પરિચય વધતો જાય છે. યુવતીની દષ્ટિમાં પવિત્રતા છે. પણ યુવાન પવિત્ર રહી શકતો નથી યુવતીના રૂપ પાછળ એ ગાંડો બને છે. એક વખત યુવતી પાછળ યુવાન ચાલ્યો જાય છે. અને પ્રસંગ મળતાં કહે છે. "તુ મારી સાથે લગ્ન કર" મને તારા પર ખૂબ પ્રેમ છે, પણ આ યુવતી ના પાડે છે. તેથી યુવાનને ખૂબ ક્રોધ ચડે છે અને વિચાર કરે છે કે હું આને બતાવી દઉં કે હું કોણ છું ? મનમાં અભિમાન જાગ્યું. યુવતીને મનાવવાના બે–ત્રણ વખત પ્રયત્ન કરી જોયા, પણ યુવતીએ સંબંધ કાપી નાખ્યો. હવે તેની સાથે વાત કરતી નથી. ભેગો થઈ જાય તો દૂર ખસી જાય છે. એક વખત યુવતી તેની ભાભી હોસ્પીટલમાં છે તેને ટીફીન દેવા ગઈ હતી. ત્યાંથી પાછી ઘર તરફ જઈ રહી છે. રાત્રીના અગિયાર વાગ્યા છે. સાથે કોઈ છે નહિં. રસ્તા પર પણ ખાસ અવર—જવર નથી. પેલો યુવાન લાગ જોઈને રસ્તા પર ઊભો રહ્યો છે. અને જેવી તે નીકળે છે કે તરત જ ચોટલો પકડીને પૂછે છે કે બોલ,

મારી સાથે લગ્ન કરીશ ને? યુવતી સાફ સાફ ના કહે છે. બંને વચ્ચે ઝપાઝપી થાય છે. યુવતી ધુમાધુમ કરે છે ત્યાં તો છુપાવી રાખેલો છરો હુલાવી દીધો. જોવા ગયેલાં યુવાનને આ પ્રસંગ હૈયામાં પેસી ગયો. સારી વાત મગજમા જલ્દી બેસતી નથી. પણ ખરાબ વાત જલ્દી મગજમાં બેસે છે. આ છોકરાએ બે વાર, ત્રણ વાર એમ અઢારવાર આ પીકચર જોયું. અને પેલો પ્રસંગ રસથી જુએ છે. આ યુવાનને થોડા વખતમાં B. A માં ભણતી છોકરી ભાનુમતી સાથે સારો સંબંધ બંધાય છે. અને પૈસની આપ-લે કરે છે. થોડા વખતમાં પરિચય ખૂબ વધી ગયો. તે યુવાન પેલી ભાનુમતીને કહે છે "જો તું માનતી હો તો આપણે લગ્ન કરી લઈએ." ભાનુમતીએ સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું. હું તમને ઈચ્છતી નથી. તમે મારી સાથે, પ્રેમની વાત કરશો નહિં. આ યુવાનને પિકચર જોયા પછી, એના મન ઉપર એની અસર ગાઢ પડી ગઈ છે બે-ત્રણવાર ભાનુમતીને કહી જોયું. પણ તે માની નહિં. એકવાર ભાનુમતી રાતનાં નીકળી તો સિનેમાનાં દશ્યની જેમ જ તેને ચોટલો પકડી ઢસડે છે. અને મારી સાથે લગ્ન કરીશ, કે નહિ? એમ પૂછે છે. છોકરી કેમેય માનતી નથી. એટલે તેને છરો મારીને તે યુવાન ભાગી જાય છે. પકડાવાની બીકે નાનાં ગામડામાં રહેવા ચાલ્યો જાય છે સવારે તો પેપરમાં આ પ્રસંગ આવ્યો સી આઈ. ડી. એ તપાસ કરી અને યુવાનને ગામડામાંથી પકડયો. પોલીસે જેલમાં બેસાડયો. અને પૂછયું. તારામાં આવા સંસ્કાર કયાંથી આવ્યા? યુવાને જવાબ આપ્યો, મે 'તૂફાન' પીકચર ૧૮ વાર જોયેલું અને આ પીકચર જોવાથી એના સંસ્કારો એવા પડી ગયા કે મારાથી આવું કૃત્ય થયું. રે સીનેમા! તારા પાપે કેવો કરૂણ અંજામ આવ્યો? સીનેમા જોવાથી કેવા ખરાબ પરિણામ આવે છે!

સદ્ગુરનાં સંગથી મોક્ષ મળે છે. ગર્ભનો જીવ સારા વિચારથી દેવલોકમાં જાય છે. અને ખરાબ પરિણામોથી નરકમા પણ જાય છે. બીજી નરકથી સાતમી નરક સુધી અને ત્રીજા દેવલોકથી સર્વાર્થસિદ્ધ વિમાન સુધી જાય તે જીવ પ્રત્યેક વરસનો હોવો જોઈએ. નંવ વરસનો બાળક પણ કેવળજ્ઞાની થઈ શકે છે. આપણે કેટલા વરસના થયા? કેવા સુંદર જોગમાં આવ્યા! પણ મળેલી સગવડતાની કંઈ કિંમત છે?

"દેવદુર્લભ મળ્યો, માનવી દેહ આ, વિષયની વાટમાં કેમ ગાળે!
અર્ક ગુલાબનો ખૂબ મોંઘો મળ્યો, ઢાળતો કાં અરે કીચ-ખાળે!
રત્નચિંતામણી હાર હાથે જડયો, કાચ બદલે અરે કાં ગુમાવે!
આંખ ઉઘાડીને નિરખ તું માનવી, પ્રાસ અવસર ફરી હાથ ના'વે"

જ્ઞાનીપુરૂષ કહે છે. હે ભાઈ! આ મનુષ્ય અવતાર મળ્યો છે એ દેવ-અવતારથી પણ દુર્લભ છે તેને પાંચ ઈન્દ્રિયનાં સુખમાં શા માટે બરબાદ કરી નાખે છે? હિનાનું અનેગુલાબનું કિંમતી અત્તરતને પ્રાપ્ત થયું છે તેને કાદવથી ખરડાયેલા પગ વડે કેમ ઢોળી નાખે છે? વિષયની

વાસનામાં જીંદગી ક્યાં ચાલી જાય છે તે પણ ખબર પડતી નથી. રત્નચિંતામણી જેવો શ્રેષ્ઠ ધર્મ મળ્યો પણ તમને તેની કિંમત ક્યાં છે? સરસ યોગ મળ્યો, સરસ જીંદગી મળી. અને સુંદર સમય મળ્યો, માટે અધ્યયન કરો, સારૂં વાંચન કરો. માળા ફેરવો અને ભગવાનનું સ્મરણ કરો. પેલા યુવાનને અંતે ફાંસીની સજા મળી. અને મરતાં મરતાં તે કહેતો ગયો કે કોઈ સીનેમા જોશો નહીં.

બાળકોને ગર્ભમાંથી જ સુંદર સંસ્કાર પમાડવા અને જન્મ પછી પણ સારા સંસ્કારો આપવા જોઇએ સારા સંસ્કારથી સંતાનો સારા બને છે. માતપિતા એ પહેલાં ગુરૂ છે. રેવતી દેવી ગર્ભનું ખૂબ સારી રીતે પાલન કરે છે. આખો દિવસ ધર્મની પ્રવૃત્તિ કરે છે. વિશેષ અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં...૨૨

### શ્રાવણ સુદ ૯ ને શનિવાર તા. ૩૧-૭-૭૧

અનંત જ્ઞાની પરમાત્મા ભવ્ય જીવોને સિદ્ધાંત દ્વારા સમજાવે છે. સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ, તેનું નામ સિદ્ધાંત.

અહીં નિષધ કુમારનો અધિકાર ચાલે છે. રેવતી દેવી ગર્ભનું સારી રીતે પાલન કરે છે, એમ કરતાં ૯ માસ અને સાડા સાત રાત્રિ વ્યતીત થતાં પુત્રને જન્મ આપે છે. રાણીને પુંત્રનો જન્મ થવાથી દાસી બળભદ્રજી પાસે જાય છે અને રાજાને જય વિજય શબ્દથી વધાવી પુત્ર જન્મની વધામણી આપે છે. પુત્ર જન્મની વધામણી સાંભળતા રાજા એકદમ આનંદમાં આવી ગયા. અને દાસીને જીવે ત્યાં સુધી ચાલે એટલું પ્રીતિદાન આપ્યું. તથા તેને ગુલામીમાંથી મુક્ત કરી.

પહેલાના રાજાઓ હૃદયનાં ખૂબજ ઉદાર હતા. તિર્થંકર કે સદ્ગુરૂ પધાર્યાની વધામણી વનપાલ આપે ત્યારે રાજા તેને મુગટ વર્જીને બધાં અલંકારો ભેટ આપી દેતાં. તમને સદ્ગુરૂ પધાર્યાના સમાચાર મળે તો સમાચાર આપનારને શું આપો? રાજાઓ પુત્ર-જન્મના આનંદમાં દાસીઓને દાસત્વમાંથી મુક્ત કરતાં, જેલમાં જન્મટીપમાં સડતાં હોય એને મુક્ત કરતાં. તેમને એટલો બધો આનંદ થતો કે આવી ક્રિયાઓ સહેજે થઇ જતી.

બલભદ્રને ત્યાં પુત્રનો જન્મ થાય છે. દુનિયામાં જન્મ તો ઘણાંનો થાય છે. આપણે પણ આ ધરતી પર જન્મ ધારણ કર્યો અને તિર્થંકરો પણ જન્મ્યા. તિર્થંકરો " લોગસ્સ ઉજ્જોયગરે." લોકમાં ધર્મના ઉદ્યોતના કરનારા હોય છે. આપણો જન્મ કોઈએ જાણ્યો પણ નહીં. અને તિર્થંકરના જન્મ વખતે ત્રણ લોકમાં અજવાળા પથરાય છે. નારકીમાં અંધકાર જ હોય છે. ત્યાં પણ પ્રકાશ પ્રકાશ થઈ જાય છે. ત્રણ નર્ક સુધી પરમાધામીઓ માર મારે છે તે પણ માર મારતા બંધ થઇ જાય છે. આ વખતે જુના નારકીને નવા નારકીઓ પૂછે છે કે આ પ્રકાશ કેમ થયો.? પરમાધામીનો માર પડવો કેમ બંધ થયો! ત્યારે જુના નારકી કહે છે. અત્યારે મનુષ્ય ક્ષેત્રમાં કોઇ તિર્થંકર દેવનો જન્મ થયો હશે, અથવા તેમને કેવળ જ્ઞાન થયું હશે. આ સાંભળી તેઓ વિચાર કરે છે " હું કેવો પાપી, અધમ છું! જ્યારે મનુષ્યનો જન્મ મળ્યો ત્યારે ધર્મ તરફ મેં ઉપેક્ષા કરી. વીતરાગની વાણી સાંભળી નહિં. સત્સંગ કર્યો નહિ. વૈરાગ્ય ભાવને હૃદયમાં સ્થાપ્યો નહિ. વિષયોમાં ઉન્મત્ત બની, આરંભ પરિગ્રહનાં સેવનમાં રત બની, પંચેન્દ્રિયનો વધ કરવામાં પણ અચકાયો નહિં, પરિણામે આ દુઃખમય નરકમાં જન્મ લેવો પડયો." આમ પોતાના દુષ્કૃત્યનો પશ્ચાતાપ કરતાં કરતાં ૧-૨-૩ થી માંડી અસંખ્યાતા નારકીને સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય છે.

રાજકુટુંબમાં દિકરાનો જન્મ થાય ત્યારે તોપો ફુટે છે અને તીર્થંકરનો જન્મ થાય છે ત્યારે ઇન્દ્રનું ઇન્દ્રાસન ચલાયમાન થાય છે. ઇન્દ્ર મહારાજા અવધિ જ્ઞાનનો ઉપયોગ મૂકી જુએ છે. ચલાયમાન થવાનું કારણ જાણે છે કે ભરત ક્ષેત્રમાં તિર્થંકર દેવનો જન્મ થયો છે. આનંદના સમાચાર સુઘોષા નામના ઘંટ દ્વારા ૩૨ લાખ વિમાનવાસી દેવોને આપે છે. અને કહે છે "ભરત ક્ષેત્રમાં તિર્થંકર દેવનો જન્મ થયો છે. તેમનો જન્મ-મહોત્સવ કરવા શકેન્દ્ર મહારાજ મેરૂ પર્વત પર જઈ રહ્યા છે અને બધાને તે મહોત્સવમાં ભાગ લેવા આજ્ઞા કરે છે. પાલક વિમાન તૈયાર થઇ ગયું છે. સૌ પોતાના નામાંકિત આસને આવી બેસી જાય છે અને અસંખ્યાત દેવદેવી ભગવાનનો જન્મ મહોત્સવ ઉજવવા આવે છે.

પ્રભુ કમળ માફક નિર્લેપ બની જીવનને અપૂર્વ બનાવે છે. સંસારનો કોઈ ભાવ એમને ભીંજવી શકે નહિં. કોઈપણ ઝગડો એમને ખીજવી શકે નહિં. કોઇ પણ પદાર્થનો રાગ એમને રીઝવી શકે નહીં. દુન્યવી કોઈ પણ ચમત્કાર એમના ચિત્તને ચમકાવી શકે નહિં. ભગવાનની કેવી દશા અને આપણી કેવી દશા! કાંઇ વિચાર થાય છે?

હું જન્મ્યો છું એ ધરતી પર તું જનમ્યો તો જે ધરતીમાં ને પહોંચ્યો મુક્તિમાં,
હું તો લટકું છું ભવમાં ભટકું છું, તું શીવધામી છે, તું કયાં! હું કયાં?

ભગવાન જે ક્ષેત્રમાં જનમ્યા હતાં તે ક્ષેત્રમાં આપણો પણ જન્મ થયો છે. ભગવાન પોતાના પુરુષાર્થથી મોક્ષમાં પહોંચી ગયા. અને આપણે અજ્ઞાનને કારણે હજી ભટકી રહ્યા

છીએ. ક્યાં ભગવાનની પ્રભુતા અને ક્યાં આપણી પામરતા ? અનંતા વીરપુરૂષો સિદ્ધ-ગતિને પામી ગયા અને તેમાં આપણો નંબર ન લાગ્યો. કેટલી અફસોસની વાત છે ! ભગવાને ઉગ્ર તપ કરી કર્મોને ખપાવ્યા, જ્યારે આપણે કર્મના તાપથી તપાઇ ગયાં. સેકાઈ ગયા. સંસારના તાપથી બેચેન બની ગયાં. પ્રભુએ અપ્રમત્ત દશા કેળવી. જ્યારે આપણે પ્રમાદમાં પડી શારીરિક સુખને મહત્વ આપ્યું. માનસિક વ્યથાથી ધર્મરૂપી ધન લૂંટાવી દીધું. ક્રોધથી ક્ષમારૂપી ધન ખલાસ કર્યું. નમ્રતા નસાડી, માયા પાછળ શાન-ભાન ખોયુ. પારસમણી જેવા પ્રભુ મળ્યા, છતાં આપણી કેવી દુર્દશા થઈ! માનવનો જન્મ તો મળ્યો પણ જીવનની સુધારણા કરી શકયા નહીં.

જન્મ થવો એ એક સામાન્ય વાત છે. પણ જન્મ થયા પછી જન્મને સફળ બનાવવો એ ખૂબ મહત્ત્વ પૂર્ણ વાત છે. જન્મ પાછળ મૃત્યુ તો દરેકને અનિવાર્ય છે. પણ ધન્ય જીવન કોનું ? જે મમતાને મૂકીને સમતાને આરાધીને, આત્મ કલ્યાણ તરફ લક્ષ આપે છે, તેનું જીવન ધન્ય છે.

"લેખા વિનાના પ્રાણીઓ પહોંચી ગયા છે કાળને,
લેખા વિનાના જાય છે મૂકી સર્વ જંજાળને,
લેખા વિનાના જશે વળી આદિ અનાદિ ન્યાય છે,
જન જાણીએ મન માણીએ, નવ કાળ મૂકે કોઇને."

કાળ પાસે કોઈનું ચાલતું નથી. જન્મ એનું મૃત્યુ એ અનાદિથી ચાલ્યું જ છે. પણ મૃત્યુ થયાં પછી જન્મ ન લેવો પડે એવું જીવન બનાવો. સિદ્ધપદને પામેલા અનંતા જીવો મૃત્યુ લોકમાંથી નિર્વાણ પામ્યા. પણ હવે ફરી એમને સંસારના દુઃખો ભોગવવા આવવાનું નથી. જેને ફરી જન્મ લેવાનો નથી. એનો જન્મ પણ ધન્યવાદને પાત્ર છે. નિષધ કુમારનો જન્મ થાય છે. તેનાં જન્માક્ષર અને કુંડળી જ્યોતિષિ કહે છે.

ભગવાન સુયગડાંગ સૂત્રમાં કહે છે.

" केइं निमित्ता तहिया भवन्ति कसिंचि तं विप्पकिण्इ नाणं
ते विज्जभावं अणहिज्जमाणा आहंसु विज्जा परिमोक्खमेव ॥१०॥

" કેટલાંક નિમિત્તને જોનારા સાચા પણ પડે છે. કેટલાક ખોટા પડે છે, જ્યારે રાણકદેવીનો જન્મ થયો ત્યારે તેમના પિતાશ્રીએ જોષીઓ તેડાવ્યા. તેઓએ કુંડળી કાઢી પણ ભાવિ અનિષ્ટ દેખાણું એટલે રાજાને કહ્યું: હે રાજન્ ! કુંવરી સાહેબનું ભાવિ જાણવા યોગ્ય નથી. માટે અમે કહી શકશું નહીં." રૂપરૂપનાં અંબાર જેવી અને ચાંદીના ટુકડા જેવી તેજસ્વી, નમણી એ બાળકી છે, છતાં ભાવિ કેટલું ભયંકર લઈને આવી હશે કે જોષીઓ કહી શકતા નથી.

સામાન્ય રીતે એવો નિયમ છે કે જે જાણવાની કોઈ ના કહે તેનો આગ્રહ વિશેષ થાય. રાજાએ વાત જાણવાનો ખૂબ આગ્રહ કર્યો ત્યારે જોષીએ કહ્યું. "આ કુંવરી જ્યાં જશે ત્યાં સાસરા પક્ષનું અને પિયર પક્ષનું નિકંદન કાઢશે." આ સાંભળી રાજાને ખૂબ દુઃખ થયું. અને બાળકીને જંગલમાં મૂકાવી દીધી. રાણકનું આયુષ્ય બળવાન હતું. તે જંગલમાં એક કુંભાર નીકળ્યો અને રાણકને લઈ ગયો. અને મજેનડીમાં રાખી. રાણકનું રાખેંગાર સાથે લગ્ન થાય છે. પણ તેના રૂપમાં પાગલ બનેલો સિદ્ધરાજ ચડાઈ કરે છે. અને રાખેંગાર વિ. નો સંહાર થાય છે.

એક ભાઈ એક જ્યોતિષી પાસે પોતાનું ભાવિ જોવડાવવા ગયા. જ્યોતિષીએ તેને એક કવર આપ્યું. અને કહ્યું. અમુક તારીખે ૧૦ વાગ્યે આ કવર ખોલજો. થોડા દિવસમાં આ ભાઈને પ્રધાનપદ મળ્યું. નિયત દિવસે કવર ખોલ્યું, તો એમાં લખેલું હતું કે આ દિવસે તમને પ્રધાનપદ મળશે.

આ પ્રધાનને જ્યોતિષી ઉપર ખૂબ વિશ્વાસ બેસી ગયો. પોતાનું આયુષ્ય કેટલું છે, તે પણ જાણી આવ્યો. ૬૦ વર્ષની ઉંમરે તે ખૂબ બિમાર પડયો. માંદગી અસહ્ય હતી. તેમના પુત્રોએ કહ્યું. "બાપુજી! તમારા હાથે ધર્માદો કરી નાખો. જ્યાં પૈસા વાપરવાની ઈચ્છા હોય ત્યાં અમે વાપરશું. આપ કહી દો." બાપુજીએ કહ્યું "બેટા! મારું આયુષ્ય ૬૫ વર્ષનું છે. ગમે તેવી બિમારી હોય તોપણ હું તે પહેલા મરવાનો નથી." ડોકટરોએ હાથ ખંખેરી નાખ્યા. પણ 'હું મરી જઈશ' એમ આ ભાઈને લાગ્યું નહિં. અંતે બેચાર દિવસમાં મરી ગયો. અને ધર્માદો કરવાનો રહી ગયો. આમ કેટલાક નિમિત્તો સાચા પડે તો કેટલાક ખોટા પડી જાય છે.

કાલીદાસ પંડિત બહુ વિદ્વાન હતાં. જ્યોતિષનાં જાણકાર હતાં. તેમને ઘેર પુત્રનો જન્મ થાય ત્યારે તે કુંડલીદ્વારા જુએ કે આ પુત્ર લેણીયાત છે કે દેણીયાત? જો લેણીયાત હોયતો લેણું ભરી તેને વિદાય આપી દે. તેમનાં ત્રણ પુત્રો લેણું લઈ ચાલ્યાં ગયાં. ચોથા પુત્રનો જન્મ થયો. પણ તે દેણીયાત હતો. નવલાખ રૂપિયાનું દેણું હતું. કાળીદાસે તે છોકરાને ભણાવ્યો નહિં. ઘરમાંથી બહાર પણ કાઢયો નહિં. અને તેમના પત્નીને કહી દીધું કે, આ છોકરા નિમિત્તે કોઈ કાંઇ પણ આપી જાય તો લેવું નહિં.

પંડિતજી પોતાના મકાનની નીચે વિદ્યાર્થીઓને અભ્યાસ કરાવતાં. તેમનો બાળક દાદર પર બેસીને બધી વાત સાંભળતો. એની બુદ્ધિ એટલી શીઘ્ર હતી. કે પંડિતજી જેટલું બોલતા તે બધું તેને યાદ રહી જતું. પંડિતજીએ બાળકને ભણાવ્યો નહિ પણ આવી રીતે તેણે ઘણું જ્ઞાન પ્રાપ્ત કરી લીધું.

એક વખત તે ગામની રાણીને પ્રસુતિનો ટાઈમ છે. કાળીદાસનાં પત્ની રાણીની ખબર કાઢવા જાય છે, પણ આ પુત્રને ઘરમાં એકલો કેવી રીતે રાખવો અને

રાણીના મહેલમાં છોકરાને લઈ જવાની મનાઈ હોય છે, આથી પુત્રને છોકરીનો વેશ પહેરાવી લઈ જાય છે. ત્યાં પહોંચતાં રાણીને પુત્ર જન્મે છે. નવવર્ષના કાળીદાસના પુત્રે જન્મ સમય જોઈ ભીંતપર કુંડળી બનાવી. ધમાલમાં કોઈનું લક્ષ એ તરફ ન્હોતું. થોડીવાર પછી કાળીદાસના પત્ની પુત્રને લઈ ઘેર પાછા આવ્યા. પુત્ર જન્મનો બરાબર ટાઈમ માના લક્ષમાં રહ્યો નહિં. આથી થોડા ફેરફાર વાળો ટાઈમ અપાઈ ગયો. રાજાએ જ્યોતિષીઓને બોલાવ્યાં. અને કુંવરનું ભાવિ કહેવા માટે કહ્યું. જ્યોતિષીએ કુંડળી કરી. અને રાજાને કહ્યું: "તમારે આ દિકરાનું નવ વર્ષ સુધી મોઢું જોવું નહિં. જો જોશો તો તમારૂં મૃત્યુ થશે." આ સાંભળી રાજાને ખુબ ખેદ થયો. પણ શું થાય? રાણીવાસમાં જઈ એક રૂમમાં લમણે હાથ દઈને બેઠા છે. ત્યાં તેમની નજર કુંડળી પર જાય છે. તાજી જ બનાવેલી કુંડળી છે. આ કોણે બનાવી હશે? તપાસ કરતાં ખબર પડી કે અહીં કાળીદાસનાં પત્નિ આવ્યાં હતાં. તેમની સાથે એક દીકરી હતી. તેને રમત કરી હોયતો ખબર નહિં. એ કુંડળી જ્યોતિષીને બતાવી. તેઓએ કહ્યું. જો આ ટાઈમ પ્રમાણે કુંવર સાહેબનો જન્મ થયો હોય તો કોઈ વિઘ્ન નથી. તમે ખુશીથી કુંવરનું મોઢું જોઈ શકો છો. વળી આ કુંવર ખૂબ પરાક્રમી અને બાહોશ થશે." આ સાંભળી રાજાને ઘણો હર્ષ થયો. અને જન્મનો સાચો ટાઈમ એજ હોવો જોઈએ એવું અનુમાન કર્યું.

રાજાએ ખુશ થઈને કાળીદાસને ત્યાં દાગીના, કપડાં વિ. મોકલાવ્યાં, પણ તેમના પત્નીએ લેવાની ના પાડી. રોકડા રૂપિયા આપવા માંડ્યા, તો પણ ન રાખ્યાં. બાઈએ કહ્યું. છોકરા નિમિત્તે મારે કાંઈ લેવું નથી. "બ્રાહ્મણ તો હાથીના હોદ્દે બેઠો હોય તો પણ મૂળો માગે" એમ કહેવત છે. તો આ કેમ નહિ રાખતા હોય.? એમ બધાને આશ્ચર્ય થયું. છેવટે રાજાએ લાખ લાખ રૂપિયાના એક એક રત્ન નાખી નવ લાડવા વળાવ્યા. અને પીરસણા તરીકે મોકલ્યા. કાળીદાસના પત્નીએ તે લેવાની પણ ના પાડી. ત્યારે દેવા આવનાર માણસે કહ્યું "રાજાને આપવાની દેરવી બધી દચ્છિા છે, છતાં આપ લેવાનો ઈન્કાર કેમ કરો છો? આ તો પીરસણું છે. એમાં શું વાંધો છે? બહુ જીદ પકડશો તો રાજા સાહેબનો કોપ આપના પર ઉતરશે. કાળીદાસનાં પત્નિને પણ આ વાત ઠીક લાગી. તેને થયું: આમાં ક્યાં કોઈ રૂપિયા કે રત્નો લેવાના છે! પીરસણુમાં શું વાંધો છે? તેઓએ નવ લાડવા લઈ લીધાં અને કબાટમાં મૂકી દીધાં.

આ વખતે પંડિતજી બહારગામ ગયા હતાં. પેલા બાળકને એકદમ કાંઈક થઈ ગયું અને તેનું પ્રાણ પંખેરૂ ઉડી ગયું. તાબડતોબ કાળીદાસને બોલાવવામાં આવ્યાં. અને પુત્રના મૃત્યુની વાત કરી. કાળીદાસે કહ્યું, મારો પુત્ર મરે જ નહિં. મારૂં નવલાખનું તેની પાસે લેણું છે. તે ચુકવ્યા વિના જઈ કેમ શકે? પુત્રનું શબ પણ પડ્યું છે. મૃત્યુ તો થયુંજ છે, તેમાં શંકા નથી. પંડિતજીએ તેમના પત્નીને પૂછ્યું, કોઈ તરફથી લેટણું

કે કાંઈ આવ્યું છે ? તું દિકરાને લઈ કયાંય ગઈ હતી ? પત્નીએ બનેલી હકીકત કહી અને કહ્યું. મેં કાંઈ જ રાખ્યું નથી. પણ ખૂબ આગ્રહ થયો ત્યારે માત્ર નવ લાડવા રાખ્યા છે."

કાળીદાસે લાડવા મંગાવ્યા અને ભાંગ્યા તો તેમાંથી રત્નો નીકળ્યા. કાળીદાસ સમજી ગયા કે નવલાખનું દેણું ચુકવાઈ ગયું છે. એટલે દિકરો ચાલ્યો ગયો છે.

બલભદ્રને ત્યાં પુત્રનો જન્મ થાય છે. તે વખતે ગ્રહો પણ સારા છે, અને અમૃત-સિદ્ધિ યોગ છે. ત્રીજે દિવસે સૂર્ય ચંદ્રના દર્શન કરાવે છે. છઠે દિવસે જાગરણ છે અને બારમે દિવસે નામકરણ વિધિ કરે છે. આ કુંવરનું નામ નિષધકુમાર રાખે છે.

કર્મ પ્રમાણે અનુકુળતા કે પ્રતિકુળતા મળે છે. માનવ ભૂમિમાં જન્મ લેનાર દરેક માનવ સરખા પુણ્ય લઇને આવતાં નથી. કોઇ શેઠ થાય છે, કોઇ મુનિમ થાય છે, કોઈ રાજા થાય છે. રાજા પાલખીમા બેસીને જાય તોય લોકો તેને ઉપાડે, છતાં પાલખીમાંથી રાજા નીચે ઉતરે ત્યારે તેઓ રાજાના પગ દાબે છે. શ્રીમંતને ત્યાં અનેક ખાવાની વાનગીઓ હોય છે. એકને ઘેર ઘેર જઈ રોટલા ઉઘરાવવા પડે છે. જ્યારે એકને ખાધેલું પચાવવા માટે ગોળીઓ લેવી પડે છે. એકને પેટનો ખાડો પુરાતો નથી. કોઈને મહેલ મળે છે. તો કોઈને જેલ મળે છે. કોઇના હાથમાં હીરાની બંગડી હોય છે. તો કોઈના હાથમાં હાથકડી પડે છે. કોઇને આનંદ ને કોઇ ને દીલગીરી છે. કોઇને જીવન છે, તો કોઈ ને મૃત્યુ છે.

"કોઈ જાય આજે કોઇ જશે કાલે,
કોઇને કલંક કોઈને તિલક છે ભાલે.
કોઈનો અંત સુખમાં તો કોઇનો અંત દુઃખમાં,
એમજ પુરો આ થઇ જાશે ખેલ....આવ્યા છે સૌએ કરવાને ખેલ.

કોઈ ને કાળરાજાના તેડા આજે આવ્યા છે તો કોઇને થોડા વખત પછી આવશે. જતાં જતાં પણ કોઇની પ્રશંસા જગત આખામાં ગવાય છે. ત્યારે કોઈ કલંક લઈને જાય છે. કોઈ મૃત્યુ વખતે સંપૂર્ણ સમાધિ જાળવી શકે છે. તો કોઈ હાયવોય કરતાં મરી જાય છે. આવાં પાઠો ભજવતાં સૌની જીંદગી પૂર્ણ થાય છે. પુણ્ય-પાપના ઉદયમાં ખુશી-દિલગીરી મનાવવા જેવું નથી.

આપણો આતમરામ કર્મની કાળી સજા ભોગવતો હોય ત્યારે જીભને મીઠા સ્વાદનાં ચટકામાં આનંદ કેમ આવે ? જે સ્ત્રીનો પતિ કારાવાસમાં હોય તે સ્ત્રીને મોજ શોખ કરવા ગમે ? દરરોજ મેવા મીઠાઇ કરી રસાસ્વાદ લેવો ગમે ? ન જ ગમે. આપણો આત્મા-રામ સંસારની જેલમાં પુરાયો છે. સિદ્ધ દશા પ્રાપ્ત કરવી એ આપણી મૂળભૂત અવસ્થા છે. તે પ્રાપ્ત કરવા પ્રયાસો થાય છે. નિરાંતે ઉંઘ આવી જાય છે કે હૃદયમાં

ફફડાટ છે? સ્વાધ્યાય કરી, ચિંતન કરી, તપશ્ચર્યા કરી સંયમનું યથાર્થ પાલન કરી કર્મના દેણા ચુકવી દેવા છે એની ચિંતા છે ખરી? પાંચ પચીશ ભવમાં મોક્ષ દેખાય છે?

જેલમાં જનારની વર્તણુક સારી હોય તો જેલની મુદત ઓછી થાય છે અને જેલમાં પણ જેલને તોડવાના પ્રયત્નો કરતો હોય તો જેલ વધી જાય છે. સંસારની જેલમાં પણ એમ છે. જે જીવ મિથ્યાત્વમાંજ પડયો રહે છે, મોક્ષથી વિપરીત વર્તન કરે છે, તેનો સંસાર વધી જાય છે. . અને સમ્યગ્દષ્ટિ પ્રાપ્ત કરી મુક્ત થવા પ્રયત્ન કરે તથા સંયમ અને તપની આરાધના કરે તો સંસાર પરિત્ થઈ જાય છે.

તમે કર્મ વધારી રહ્યા છો કે ઘટાડી રહ્યા છો? ઉત્તમ માનવ જન્મ પ્રાપ્ત થયા પછી શ્રેષ્ઠ કાર્યો કરશો, આરાધના કરશો તો કલ્યાણ થશે.

---

## વ્યાખ્યાન નં. ૨૩

### શ્રાવણ સુદ ૧૦ ને રવિવાર. તા. ૧-૮-૭૧.

અનંતજ્ઞાની ત્રૈલોકય પ્રકાશક ભગવાન મહાવીર સ્વામીએ ભવ્ય જીવોને સન્માર્ગ બતાવ્યો છે. સિદ્ધાંતરૂપી સાધન દ્વારા મોક્ષ રૂપી સાધ્યને સિદ્ધ કરી શકાય છે ભગવંતે જે માર્ગ બતાવ્યો છે એને જાણવો જોઈએ જે છોડવા જેવુ છે એ છોડવું જોઈએ, અપનાવવા જેવું છે એ અપનાવવું જોઈએ, જ્યારે ધર્મ રગ-રગની અંદર વણાઈ જાય છે ત્યારે ધર્મી સાધનાની અંદર આગળ વધે છે.

નિષધકુમારના અધિકારની વાત ચાલે છે. અનાર્ય દેશ કે કુળમાં જન્મ ન થતાં આર્ય દેશ ને આર્યકુળમાં આવ્યા એ ભાગ્યનાં ઉદયે આવ્યા કોઈ વૃત્તિના અનાર્ય છે. તો કોઇ કુળનાં અનાર્ય છે. કુળનાં અનાર્ય કયારેક ધર્મ પામી શકે પણ જે વૃત્તિનાં અનાર્ય છે તે વૃત્તિનું પરિવર્તન ન કરે ત્યાંસુધી સુધરી શકતા નથી. આપણે એટલા તો ભાગ્યશાળી છીએ કે અનાર્ય કુળથી ઉગરી ગયા છીએ, આપણાં પગ નીચે કીડી આવી જશે, તો આપણને કેટલું દુઃખ થશે? કારણ હૈયામાં આર્યકુળનાં સંસ્કાર પડયા છે. સાધનો સારા મળ્યાં, સદગુરૂ મળ્યા અને સારો અવસર મળ્યો. આ આવેલી તકનો સદ્ઉપયોગ નહીં થાય તો તક ચાલી જશે તકને ઝડપશો તો ઘણું કાર્ય કરી શકશો. અનંત ભવોની અંદર આ જીવે વિભાવ-દશાનું જ સેવન કર્યું છે. વિષય અને વાસનામાં જ જીવ તરબોળ રહ્યો છે. હવે આ

માનવજીવનમાં આવું કરવાનું નથી. જીવ જ્યારે વિષયનો ગુલામ બને છે ત્યારે તેની શક્તિ હણાઈ જાય છે. તમારે શક્તિ મેળવવી હોય તો ઈન્દ્રિયોને વશ કરો. ચક્રવર્તીની રુદ્ધિને પણ પગ લુછણિયાની જેમ ગટરમાં ફેંકી દેતાં અચકાશો નહીં. જે ત્યાગ કરવાનું છે એનાં કરતાં અનેકગણું પ્રાપ્ત કરવાનું છે.

એક રાજા ચતુરંગી સેના લઈ દુશ્મનો પર વિજય પ્રાપ્ત કરવા જઈ રહ્યા છે. માર્ગમાં એક મુનિ ધ્યાનસ્થ દશામાં આત્મધ્યાનને ધ્યાવતાં સ્થિરભાવે ઊભા છે. રાજા ત્યાં ઊભા રહે છે. 'મુનિનાં આશીર્વાદ લઇને આગળ વધીએ,' એમ વિચારી મુનિ ધ્યાન ક્યારે પાળે તેની રાહ જોઈ રહ્યા છે. થોડીવાર પછી મુનિ ધ્યાન પાળે છે. રાજા મુનિની નજીક જઈ પગમાં પડે છે. મુનિ કહે છે. "રાજન્! હું તને પગે લાગું છું." "મહાત્મન્! આપ મારી મશ્કરી શા માટે કરી રહ્યા છો?" હું તો સંસારી જીવડો છું. આપ તો ત્યાગી છો આપ મને શા માટે પગે લાગો છો?" રાજાએ પૂછ્યું. મુનિએ જવાબ આપ્યો. "હે રાજન! તું મોટો ત્યાગી છે. કારણ કે સંસારના વૈભવો તુચ્છ છે, તણખલા તુલ્ય છે, તેનો મેં ત્યાગ કર્યો છે. અને આત્માનો સુખ-વૈભવ અલૌકિક છે, મહાન છે, તેને તોલે કાંઇ આવી શકે તેમ નથી. આવી મહાન ચીજનો તેં ત્યાગ કર્યો છે. હવે બોલ! મોટો ત્યાગી તું કે હું?" મુનિનો કટાક્ષ રાજા સમજી ગયા. અને યુદ્ધ કરવાનો વિચાર મુલતવી રાખી પોતાનાં રાજ્યમાં પાછા ફર્યા. છોડવા કરતાં મેળવવાનું અનંતગણુ છે એવું ભાન થાય તો છોડવું પડતું નથી, સહજ છૂટી જાય છે. બાળકે મુઠીમાં ચાર આની પકડી હોય અને તેને રૂપિયો આપો તો મુઠી આપો-આપ ખુલ્લી જાય છે. સાધકને સગાવહાલા, સ્નેહી, સંબંધી, ધન, માલ આદિ પરાણે છોડવા પડતા નથી. સત્ય ભાન થાતાં સહજમાં છૂટી જાય છે. જે આત્મલક્ષ્મી પ્રાપ્ત થાય એ ત્રિકાળ છે. આજે દેખાતાં ભૌતિક-પદાર્થોનાં સુખો ક્ષણિક છે કે કાયમી ક્ષણિક છે! આત્મ ખજાનાને મેળવ્યો હશે એને રડવાનો વખત નહીં આવે, મુંઝાવાનો વખત પણ નહી આવે. મૃત્યુ સમયે પણ એને એમ થાય છે કે હું બીજે જવાનો છું. આ શરીર જીર્ણ થઈ ગયું છે. જેમ વસ્ત્ર જીર્ણ થતાં છોડી દે છે, અને નવાં વસ્ત્રોને ધારણ કરે છે, એમ આ શરીર જીર્ણ થાય ત્યારે આત્મા તેનો ત્યાગ કરે છે અને નવા શરીરને ધારણ કરે છે.

આત્મા નિકટ છે. જે તારૂં છે તે તારાથી છુટું પડતું જ નથી. આત્મા તારો છે તે તો કાયમ રહેવાનો જ છે. આપણે પણ વ્યવહારની અંદર બોલીએ છીએ કે 'પેલા ભાઈ પાછા થયા "પાછા થયા" એટલે શું? ફરીને જન્મ લીધો બીજે ઉત્પન્ન થયા. અહીંથી બીજે ઉત્પન્ન થવાનું તો નક્કી છે. હવે પ્રશ્ન એ છે કે જવાનું છે ત્યાંની તૈયારી શી કરી? વાણીયાભાઈ દીર્ઘ-દ્રષ્ટિવાળા હોય. પોતાની પાસે લાખો રૂપિયાનો ખજાનો હોય તો પણ મૃત્યુ પહેલાં દિકરાને સોંપતા નથી, કારણ કે બધું જ દિકરાને આપી દીધા પછી દિકરા

સેવા ન કરે તો ? મરતાં-મરતાં સોંપે છે, કારણ કે સાથે લઈ જવાતું નથી. જો લઈ જવાતું હોત તો પિતા એના પુત્ર માટે એક પાઈ પણ મુકીને જાત ખરા ?

પરભવની અંદર સાથે આવે એવો એક માત્ર ધર્મ છે. કરેલું સતકર્મ સાથે આવે છે. ઈન્દ્રિય પર વિજય મેળવ્યો હશે, જીવનમાં અનાસક્ત યોગને કેળવ્યો હશે તો દેવગતિમાં ઉત્પન્ન થતાં દેવાંગનાઓ, ધન, માલ, ખજાનો વિ. યાદ નહીં આવે, પણ તિર્થંકર દેવ ક્યાં બિરાજે છે તે યાદ આવશે. અહીંનો અનાસક્ત યોગ ત્યાં વધુ પુષ્ટ બનશે, માટે જ્ઞાની પુરૂષો કહે છે કે તમે તમારા જીવનને ધર્મમય બનાવો.

"ધર્મ ત્રિલોકે ઢાલ છે, ધર્મ જ સાચો માલ છે,
ધર્મ વિનાની જીંદગી, ભવભયનો સવાલ છે. (૨)
કોને ખબર છે કાલની, દેહ તણી દિવાલની....(૨)

યુદ્ધના મેદાનમાં જતાં યોદ્ધાને ઢાલ એ રક્ષણ કરનાર ધર્મ છે. ધર્મ વિનાની જીંદગી ભવાટવીમાં ભટકાવનાર છે. ધર્મ દુર્ગતિમાં પડતાં જીવોને ધારી રાખે છે. તમે સ્ત્રી-પુત્ર -પરિવાર-વૈભવને સારભૂત પદાર્થ માનેલા છે, પણ ધર્મ જ સાચો સાર છે, સાચો માલ છે. પર પદાર્થ ગમે તેટલા મેળવશો પણ કાયમી શાંતિ મળવાની નથી. ઇન્દ્રિયનાં તર્પણમાં ઈંધન જેમજેમ નાખતા જશો તેમ તેમ જીવ વધુ ને વધુ અતૃપ્ત બનતો જશે. ઇન્દ્રિયોનો સ્વભાવ જ એવો છે કે એને અનુકુળ વિષયો પ્રાપ્ત થતાં જાય તેમ-તેમ એ અનુકુળ વિષયોની અધિક ને અધિક સ્પૃહા કરતી જાય. ઇન્દ્રિયને સામાન્ય ન માનશો. દેખાવમાં સીધી-સાદી લાગતી હોય તો પણ એ આત્માને વફાદાર નથી, મોહ સમ્રાટની એ આજ્ઞાંકિત સેવિકા છે. વિષયાભિલાષ એ ઈન્દ્રિયોનો જાદુઇ પાશ છે ઈન્દ્રિયનું ઉદર સાગર જેવું અતલ ઊંડાણવાળું છે અનંતકાળથી જીવ ઇન્દ્રિયોને તૃપ્ત કરવા મથામણ કરી રહયો છે. છતાં ઈન્દ્રિયો તૃપ્ત થઈ જ નથી. ગઈ કાલે-ગયા મહિને-આ મહિને ઇન્દ્રિયોને મનોહર શબ્દ-અનુપમ રૂપ-મજેદાર રસ-ગંધ-સ્પર્શ નહોતાં આપ્યા, આ મહિને પાછી ઈન્દ્રિયો એવી ને એવી જ ભૂખી. રેડિયા પર કેટલાં ગીતો, કેટલી કોમેન્ટ્રી સાંભળી ? છતાં ફરી-ફરીને એ ગીતો રસપૂર્વક સાંભળવા ગમે છે ને ? વિષયોનાં ક્ષણિક આનંદથી ઈન્દ્રિયો ઉન્મત્ત બની નાચ કરવા માંડે છે પણ એ નાચમાં એવા મચકોડાઈ જાય છે કે હાડવૈદ્ય પણ એ ભાંગેલા પગને સાંધી શકતાં નથી. ઈન્દ્રિયાસક્ત આત્મા મોહરાજાને વશ થાય, પછી જ્યાં સુખ નથી ત્યાં સુખ માને છે અને શાશ્વત સુખ છે તેને જોતો નથી. જે પોતાની અંદર છે તેની શોધ બહાર ચલાવે છે.

"વનવને કંદરા ડુંગરા શોધતાં, મૂર્ખ કુરંગ કસ્તુરી કાજે,
વાસ એને ભમાવે બહુ સ્થાનમાં, વસ્તુ નિજ નાભિ મધ્યે બિરાજે,

"એમ જન દોડતાં અધિક આળોટતાં, ખોળતાં ઈશને વાટ ઘાટે,
ક્યાંથી જાણે અરે મોહઘેલા જનો, ઈશ બિરાજતો હૃદય ઘાટે."

હરણની નાભિમાં કસ્તુરી છે. એને કસ્તુરીની ખુબ સુવાસ આવે છે. કસ્તુરી મેળવવા તે વને-વને ભટકે છે, અને ડુંગરા પર ચડીને ડુંગરાને સૂંઘે છે છોડવે-છોડવે જઈને સૂંઘે છે, પણ કસ્તુરી પ્રાપ્ત થતી નથી, કારણ કસ્તુરી એની નાભિમાં જ છે. તમારે સુખ જોઈએ છે, શાંતિ જોઈએ છે. તે અંદર છે. બહાર નથી. પણ જીવ સુખ પ્રાપ્ત કરવા માટે જગતનાં પદાર્થોને પ્રાપ્ત કરે છે. સુખની શોધ બહાર ચલાવે છે. મોહથી વિંટળાયેલો પ્રાણી સત્ય સ્વરૂપને જાણી શકતો નથી. ઈન્દ્રિયપર વિજય પ્રાપ્ત કરી શકતો નથી. ઇન્દ્રિય ઉપરનો વિજય એ આત્મ ખજાનાના કૂંચી છે.

જેણે પોતાની ઈન્દ્રિય ઉપર વિજય મેળવ્યો તે આધ્યાત્મિક અર્થમાં દેવાળિયો છે. જે દેવાળિયો હોય તે મોટા વેપાર કરવાનાં તથા મોટી મહેલાતો બંધાવવાના બણુગા કેવી રીતે ફૂંકી શકે? જે ઈન્દ્રિયજીત છે તેને અગાધ જીવન શક્તિની મુડી પ્રાપ્ત થાય છે. જ્યાં આ મુડી છે ત્યાં પૂર્ણહારમાં ધર્મનો વ્યાપાર થઈ શકે છે પણ આ મુડી વિહોણો આધ્યાત્મિક બજારનો કોઈ પદાર્થ ખરીદવાની લાયકાત ધરાવતો નથી. ઇન્દ્રિય પર વિજય પ્રાપ્ત કરી અનાસક્ત યોગને કેળવો. તમારી રોનક ફરી જશે. એ પછી તમારૂં જીવન અરીસા જેવું સ્વચ્છ બની જશે. અરીસો બધાનો સત્કાર કરે છે, પણ સ્વીકાર કોઈનો કરતો નથી. અરીસા સામે તમે આવ્યા. તમારૂં પ્રતિબિંબ પડયું, તમે ચાલ્યા ગયા. વળી અરીસો એવો ને એવો જ સ્વચ્છ રહે છે. તમારા આવવા કે જવાથી તેનામાં જરાય વિકૃતિ થઈ નહિં. જ્યારે તમારે ત્યાં મહેમાન આવે ત્યારે તમે તેને આદર-સત્કાર આપો છો, યોગ્ય સરભરા કરો છો, જ્યારે જાય છે ત્યારે By, By, Tata કહી વળાવો છો, પણ તેનું તમને દુઃખ થાય છે? ના....... તેમ પૈસો આવ્યો, જાણ્યું, તેને સત્કાર્યો અને જાય ત્યારે *By By Tata* કહી દ્યો તમારાથી આ બની શકશે?

"સૂર્ય શીતળ અને ચંદ્ર અગ્નિ બને, જ્ઞાની આશ્ચર્ય એમાં ન જોતો,
વ્યોમ તૂટી પડે ધરણી ધ્રુજી ઊઠે, તોય જ્ઞાની નહિં શાંતિ ખોતો,
દેહમાં તે રહયો દેહથી પરવશે, અચળ સાગર સમો તે ચળે ના,
સ્વજન કે શ્વાનમાં ભેદ એને નથી, હર્ષ કે ખેદ એને અડે ના"

જ્ઞાની પુરૂષો દરેક પરિસ્થિતિમાં સમતુલા જાળવી શકે છે. જગત આખાને આશ્ચર્ય પમાડનારી ઘટના એને આશ્ચર્ય પમાડી શકતી નથી ગમે તેટલી વિપત્તિ આવે તો પણ તેને ડગાવી શકતી નથી પાણીમાં પથ્થર પડે ત્યારે જરાક કુંડાળું થાય પણ થોડીવારમાં પાણી પૂર્વવત્ શાંત બની જાય. જ્ઞાનીની સામે ગમે તેવા-ગભરાવી મૂકે તેવા પ્રસંગો આવે તો પણ પોતાની સ્થિરતાને તેઓ ખોતાં નથી, વિપત્તિને, દુઃખને પોતે સર્જેલા કર્મનું

ફેળ માને અબરખની ભસ્મ બનાવવી હોય ત્યારે તેને ચારે બાજુથી અગ્નિ આપવામાં આવે છે. આત્માને શુદ્ધ કાંચનમય બનાવવો હોય ત્યારે તેને પણ દુ:ખમાંથી, વિપત્તિમાંથી પસાર કરવો પડે છે. દુ:ખ વિના સુખની કિંમત સમજાતી નથી. આ બધી અવસ્થાને પ્રાપ્ત કરવા, સ્વને જાણવો પડશે જ્યાં સુધી જીવ સ્વને જાણતો નથી, સ્વને પીછાણતો નથી, ત્યાં સુધી તેને પ્રાપ્ત કરવાની તાલાવેલી પણ લાગતી નથી. સાચાને સમજતાં ખોટું સહજ છૂટી જાય છે.

વૈશાલીમાં રાજ્ય કરતાં એક રાજાને ત્યાં રાજકુંવરનો જન્મ થાય છે. આખા ગામમાં હર્ષનું મોજું ફરી વળે છે. રાજ્યનો વારસદાર પ્રાપ્ત થતાં રાજા પણ અપૂર્વ આનંદ અનુભવે છે. ખૂબ લાડકોડથી કુમારનો ઉછેર થાય છે. અનેક દાસ–દાસીઓ વચ્ચે વસતો કુમાર પંચ વર્ષનો થાય છે. એક વખત તે રાજમાં ચોર લોકો આવે છે. અને રાજાના મહેલમાં જ પ્રવેશ કરે છે. ચોરનો સરદાર આ રાજકુમારને જુએ છે અને તેને વિચાર થાય છે કે વાહ! રાજ્યની ખરી સંપત્તિ તો આ રાજકુમાર છે, મારે એકેય બાળક નથી. આ કેવો સુંદર છે! તેનેજ ઉપાડવો શ્રેષ્ઠ છે. આમ વિચારી બાળકને લઈ જાય છે ચોરનો સરદાર તે બાળકને પોતાની પલ્લીમાં લઈ જઈ મોટો કરે છે. આ બાજુ રાજા કુંવરની તપાસ કરે છે. રાજાને સંતાપનો પાર નથી. આખી નગરીમાં હાહાકાર મચી જાય છે. ચોરને આનંદનો પાર નથી. કુંવરને ખૂબ પ્રેમથી ઉછેરે છે. અનેક વિદ્યાઓ શિખવે છે. સાથેસાથે ચોરી કેમ કરવી, તે પણ શીખવે છે. અનુક્રમે કુંવર પચીસ વરસનો થાય છે. આ કુંવરને કાંઈ ખબર નથી કે હું કોણ છું? પોતાનું મૂળભૂત સ્વરૂપ ભૂલી ગયો છે. અજ્ઞાનનાં પ્રતાપે તે માને છે કે અમારો ધંધો તો ચોરી અને લૂંટફાટનો છે. પલ્લિપતિની એવી ઈચ્છા હતી કે મારી પલ્લીમાં આ હોંશિયાર બને અને મારા ધંધામાં ઉપયોગી થાય, તેમ જ મારા પછી આ કુંવર પલ્લિપતિ બને. એકવાર કુંવર જંગલમાં શિકાર માટે જાય છે. અને તેના પિતા–રાજા પણ ત્યાં જ શિકાર કરવા આવે છે. પિતા–પુત્રનો મેળાપ થાય છે. પુત્ર–પિતાને ઓળખી શકતો નથી, પિતા–પુત્રને ઓળખી શકતા નથી. પણ આ કુંવરને જોતાં રાજાનાં હૈયામાં ઉમળકો આવે છે. આ જ મારો પુત્ર છે એમ તેને લાગે છે. તે વિચારે છે: મારા કુંવરને કપાળમાં લાખું હતું અને આને પણ કપાળે લાખું છે. મારો કુંવર હોત તો તે આવડો હોત કુતુહલને વશ થઈ રાજા પૂછે છે "તું કોણ છે? અને તારા પિતા કોણ છે? તું અહીં શા માટે આવ્યો છે? તારા પિતા અત્યારે ક્યાં છે?" કુંવર કહે છે. "હું પલ્લિપતિનો પુત્ર છું. મારા બાપુજી બિમાર છે હું જંગલમાં શિકાર કરવા માટે આવ્યો છું." કુંવરની વાત સાંભળી રાજા કહે છે. "ચાલ, હું તારી સાથે તારા પિતાની ખબર કાઢવા આવું છું." રાજા પલ્લિપતિ પાસે જાય છે. તબિયતનાં સમાચાર પૂછી કહે છે: આપ અત્યારે સાચે સાચું બોલજો. આ પુત્ર કોનો છે? મારા પુત્રને ચોર લઈ ગયો છે.

તમે મારી સાથે બનાવટ ન કરશો." રાજાને જોઇ પલ્લિપતિ ઓળખી જાય છે. અને કહે છે: "રાજન ! આ આપનો જ પુત્ર છે. પાંચ વર્ષનો હતો ત્યારે હું તેને ચોરી ગયો હતો. મેં આખી જીંદગી કાળાં–ધોળાં કરવામાં ગાળી છે હવે મરતાં–મરતાં એક સત્કર્મ કરતો જાઉં છું. તમારા પુત્રને હું પાછો સોપું છુ. મને એમ હતું કે હું મારી પલ્લીનો તેને વારસદાર બનાવીશ પણ તમે લઈ જાવ. અહીં કરતાં ત્યાં તે વધુ સુખી અને સમૃધ્ધ બનશે. વળી પુત્રનો વિયોગ થતાં પિતાને કેવો આઘાત થાય તે પણ હું જાણું છું. આપ મને માફ કરજો. મેં આપના પુત્રને જરાપણ દુઃખ આપ્યું નથી ખૂબ લાડકોડથી ઊછેરી યોગ્ય વિદ્યા આપી છે." રાજા કુંવરને લઈ વૈશાલીમાં આવે છે. કુંવર આવતાં હવે આખી નગરીમાં આનંદ થઈ ગયો. હવે આ કુંવર લૂંટફાટ ચલાવશે ? ના કારણ શું ? હવે એને પોતાના સ્વરૂપની જાણ થઈ છે કે, હું પલ્લિપતિનો કુંવર નથી પણ રાજાનો કુવર છું. એ સમજે છે કે આ બધી મારી જ પ્રજા છે, તો હું કોને લૂટું ? મારૂં જ રાજ્ય છે. તો હું ચોરી કયાં કરૂં ? રાજ્યનું રક્ષણ કરવું તે મારો ધર્મ છે. તેવી જ રીને સ્વ–સ્વરૂપની જાણ થતાં પોતાને ખ્યાલ આવશે કે વિષય– કષાયમાં જઇને હું મારા આત્મગુણ રૂપી લક્ષ્મીને કેમ લૂંટું ! સાધનો મળ્યાં તો સાધનોનો સદુપયોગ કરી આત્મશકિત પ્રાપ્ત કરવાની છે. તે માટે પુરૂષાર્થ કરી આત્મસ્વરૂપને પામો.

આ સુંદર જીવનને ઇંદ્રિયનાં તર્પણમાં હોમી દઇશ તો આવો અવતાર, આવી અનુકુળતા ફરી–ફરી મળવાની નથી. વિષય કષાય કરી કર્મ બાંધીશ, પણ જીવ જેવા કર્મ કરે છે એવા એને ફળ ભોગવવા પડે છે ચાર પ્રકારનાં બંધ છે પ્રકૃતિબંધ, સ્થિતિબંધ, અનુભાગ બંધ, પ્રદેશ બંધ. તેમાં પ્રકૃતિ અને પ્રદેશ એ યોગનાં ઘર છે. લાંબી સ્થિતિનું તીવ્ર રસવાળું કે મંદરસવાળું કર્મ આવે છે તે બધું વિભાવદશાનું ફળ છે. કોઈનું પાપ કોઇ લઈ શકતું નથી બીજાનું કરેલું હું ભોગવું એમ બનતું નથી. જે કર્તા થાય એ જ ભોગવે છે. જે બંધાયેલું કર્મ છે એ ખરવાનું છે. જે પાકેલું ફળ તૂટી ગયું એ પાછું ચોટતું નથી વિભાવ ભાવે બંધાયેલાં કર્મનો ઉદય થાય છે અને ભોગવાય છે, પરંતુ જ્ઞાનની બલિહારી અહીં જ છે કે ઉદય વખતે સમતા રાખે તો નવાં કર્મ ન બંધાય. દર્દ આવે એને જાણે ને જુએ, પણ રાગ દ્રેષ ન કરે.

દાઢનો દુઃખાવો ખૂબ ઉપડયો, સહન થઇ શકયો નહિં. અને તીવ્ર કષાય કર્યા, પરિણામે નવાં કર્મ બંધાયાં. વેદનીય કર્મ રૂપાંતર કરે, એકને બદલે બીજો દુખાવો થાય. દાઢ મટે ને ગળાનો દુખાવો થાય. ગળું સૂજી જાય, પાણી પણ ઉતરે નહિં. એ મટયું ત્યાં તાવ આવ્યો, તાવ તો ઉતરી ગયો પણ અશકિત આવી ગઈ. જીવ કર્મ કરે છે એ જ ભોગવે છે, કોઈ ભોગવી દેતું નથી. તમને ડોકટરનાં ઇજેકશનમાં શ્રદ્ધા છે. દવા–ટીકડીમાં શ્રદ્ધા છે, પણ ભગવાનનાં વચન ઉપર શ્રદ્ધા નથી. તું જેટલા તીવ્ર કષાય કરીશ એટલાં

ચીકણાં કર્મ બંધાશે. જાવું છે લગ્નમાં અને થઈ ગયા ઝાડા. કાંઇ હતું નહિં અને એકાએક શું થઇ ગયું ? શરીર પણ આપણી ઈચ્છા પ્રમાણે વર્તતું નથી તો બૈરાં–છોકરાં શું વર્તવાનાં હતાં ? જો દુઃખમાંથી મુક્ત થવું હોય તો ધર્મ પર શ્રદ્ધા રાખો. ભાવપૂર્વક સદ્‌ગુરૂઓને વંદન કરો. 'વંદના પાપ–નિકંદના', પણ દુઃખનો વિષય એ છે કે જેટલી સ્થિરતા–એકાગ્રતા સાંસારિક પ્રવૃત્તિમાં આવે છે, એટલી ધર્મમાં નથી આવતી. માળા ફેરવે તો પણ કેવી રીતે ? રાતના પગ લાંબા કરીને, ઓશીકાનો ટેકો લઈને ઝોકાં ખાતાં ખાતાં; એમાં એકાગ્ર ચિત્ત થાય ક્યાંથી ? માળા હાથમાં રહી જાય અને ભાઈસાહેબ ઊંઘી જાય. કાર્ય કરવું હોય એની અંદર ઓતપ્રોત થવું જોઈએ.

એક જોષી મહારાજ, શેઠ શેઠાણી બેઠાં છે ત્યાં આવ્યા. શેઠે જોષી મહારાજને જોઈને કહ્યું–"આવો જોષી મહારાજ ! તમે જરા જોઇ આપો કે મારો વૈભવ ક્યાં સુધી ટકશે ? જીવને ભાવિ જાણવાની બહુ ઇચ્છા થાય છે. જોષી મહારાજે કહ્યું. "શેઠીયા ! તમે તો બહુ ભાગ્યશાળી છો. તમારા હાથમાં લક્ષ્મી રમે છે. આ તમારો વૈભવ સાત–સાત પેઢી સુધી રહેશે. આઠમી પેઢીએ ખાવા ધાન પણ નહીં રહે. જોષીને તો પુરસ્કાર આપી રવાના કર્યો પણ તે બંનેને ખૂબ દુઃખ થયું. "અરેરે ! અમારી આઠમી પેઢી બિચારી કેવી રીતે દિવસો પસાર કરશે ?" આ ચિંતામાં બંને માંદા પડી ગયા. અને બ્લડપ્રેસરની ઉપાધિ વધી પડી. બધાં ખબર કાઢવા આવવા લાગ્યા. શેઠનાં એક મિત્રને પણ શેઠની બિમારીની ખબર પડી અને તે ખબર કાઢવા આવ્યો. તેણે શેઠને કહ્યું–અરે જમનાદાસ, બહુ બિમાર થઇ ગયા છો, ઉભા પણ થઈ શકતા નથી, આટલી બધી બિમારી કેમ વધી ગઇ ? આ શરીર પર શેની અસર થઈ છે ? હું તમારો મિત્ર છું. મને હૃદય ખોલી વાત કરો. "શેઠ કહે છે," મિત્ર, થોડા દિવસ પહેલાં એક જોષી મહારાજ આવેલા. તેમણે કહ્યું, કે આ તમારો વૈભવ સાત પેઢી સુધી રહેશે અને આઠમી પેઢીને 'ખાવા ધાન નહીં' રહે. મને ખૂબ ચિંતા થાય છે કે મારી આઠમી પેઢીનાં બાળકો શું કરશે ? આ સાંભળીને મિત્ર પૂછે છે : શેઠ, તમે પરણેલા છો ? શેઠે જવાબ આપ્યો : અરે, આ મંદવાડમાં તને મારી મશ્કરી કરવાનું સૂઝે છે ! આ ખાટલામાં કોણ સૂતું છે ? તે પણ જોતો નથી. ઠીક, ઠીક, પણ તમારે બાળક કેટલા છે ? મિત્રે ફરી પ્રશ્ન પૂછ્યો ! બાળકો તો એકપણ નથી. શેઠનો પ્રત્યુત્તર સાંભળી તેમનો મિત્ર ખડખડાટ હસી પડ્યો અને બોલ્યો, અરે શેઠ ! હજી પહેલી પેઢી નથી ત્યાં આઠમી પેઢીની ચિંતા શા માટે કરો છો ? ઊભા થઈ જાવ, અને મનની નિરાશાને ખંખેરી નાખો. આવી ખોટી ઉપાધિ શા માટે કરો છો ?

કહેવાનું તાત્પર્ય એ છે કે જીવને જેટલી પોતાનું ભાવિ જોનાર જોષી મહારાજમાં શ્રદ્ધા છે તેટલી ભગવાનની વાણીમાં નથી, જેટલી ચિંતા બાહ્ય પદાર્થની–પુત્ર, પુત્રી, સગાં,

સ્નેહી, વગેરેની છે એટલી પોતાનાં આત્માની નથી. જો આત્મકલ્યાણ કરવું હોય તો ચિંતા મૂકી આત્મ ખજાનાને ઓળખી સ્વસ્વરૂપને નિહાળી આત્માનંદની અંદર મગ્ન બનો. આવો અવસર ફરી ફરી મળવો દુર્લભ છે. નિષધકુમાર માનવનો અવતાર પામ્યા છે. તેનું ભાવિ ખૂબ ઉજ્જવળ છે, જીવનને તેઓ કેવી રીતે ઉજ્જવળ બનાવશે તે વાત અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં...૨૪

### શ્રાવણ સુદ ૧૩ ને બુધવાર તા. ૪-૮-૭૧

અનંતજ્ઞાની પરમાત્મા જીવોને સિદ્ધાંત દ્વારા સમજાવે છે. સિદ્ધાંત એટલે ત્રણે ય કાળે સિદ્ધ થયેલી વસ્તુ. એનું નામ સિદ્ધાંત. અહીં નિષધકુમારનો અધિકાર ચાલે છે. નિષધકુમારને ગુરૂકુળમાં મુકવામાં આવે છે. જ્યાં તે બહોતેર કળાનો અભ્યાસ કરે છે. આ કળા લૌકિક છે. ગૌતમ કુલકની અંદર કહ્યું છે કે,

"सव्वं कला धम्मं कला जिजाई सव्वं कहा धम्मं कहा जिजाई ।
सव्वं बलं धम्मं बलं जिजाई सव्वं सुहं धम्मं सुहं जिजाई ।"

બધી કળામાં ધર્મકળા શ્રેષ્ઠ છે. સર્વ કથામાં ધર્મકથા, સર્વ બલમાં ધર્મબલ અને સર્વ સુખમાં ધર્મ (આત્મિક) સુખ શ્રેષ્ઠ છે. "सा विद्या या विमुच्यते" વિદ્યા એને કહેવાય કે જે બંધનથી છોડાવે. સંસારમાં લૌકિક વિદ્યા વગર ચાલતું નથી. આજે સરકાર નાના ગામડાંઓમાં શાળા બંધાવે છે. પ્રૌઢ શિક્ષણનાં પણ કલાસો ચલાવે છે "शैशवे अभ्यस्तविद्यानाम्" શૈશવ વિદ્યાનાં અભ્યાસથી સુંદર બને છે. બાલ્યકાળમાં જેમણે વિદ્યા નથી મળતી હોતી, જીવન કેળવ્યું નથી હોતું અને રમત-ગમત, તોફાન, મોજ-મઝામાં દિવસો વિતાવ્યા હોય છે તે જ્યારે તરૂણ અવસ્થામાં પ્રવેશ કરે છે ત્યારે, તેને આંસુ સારવા પડે છે. પરંતુ વિદ્યા કહેવી કોને? ઘણું અક્ષર-જ્ઞાન મેળવી લીધું તેને વિદ્યા કહેવી? 'ના'. જુઓ આ કાવ્ય શું કહે છે?

ગણિતાદિક શાસ્ત્રોને ગણ્યા રે, વળી ભાષા અનેકને ભણ્યા રે,
ચતુરાઈનાં ચણતર ચણ્યા રે, ખળભળતું રે ચિત્ત મંદિર ના ચણાયું,
જે બુદ્ધ જનોએ બતાવ્યું.

જ્ઞાની પુરૂષો કહે છે કે ઘણાં ગણિતના કોયડા ઉકેલ્યા, ભાષાઓ ઘણી ભણ્યા, બધાંએ 'બહુ ભણ્યાં' (૨) એમ કહીને સત્કાર્યા, પણ મનમાં જે લુચ્ચાઈ ભરી છે તે જ્યાં સુધી નહીં જાય ત્યાં સુધી બધું ભણતર નકામું છે. જે વિદ્યાર્થી વાણી, વિચાર અને વર્તન વિશુદ્ધ રાખે છે તે જ સાચી વિદ્યા ભણ્યો છે. આવી વિદ્યા પ્રાપ્ત કરનાર વિદ્યાર્થી શાન્ત હોય, તેનામાં ઉશ્કેરાટ ન હોય, તે જીવનમાં શ્રદ્ધાની જ્યોતિ જગાવે છે. શ્રદ્ધાનાં પાયા મજબૂત થયા વિના કોઈ જીવ આગળ વધી શકતો નથી.

વીતરાગની વાણીનો કેટલો પ્રભાવ છે ? તિર્થંકરો શું કહેવા માગે છે. સિદ્ધાંતમાં શું રહસ્ય ભરેલું છે ! એ ભાવને જે સમજે છે. એણે જ જ્ઞાન મેળવ્યું છે. જે બંધનથી મુક્ત કરાવે છે. જેનાથી તરાય એ જ સાચું ભણતર છે. આજનાં ભણતર પાછળ પણ લક્ષ્ય ગુલામીનું છે. ભણી-ગણીને નોકરી કરે છે. જ્ઞાની પુરૂષ કહે છે કે જે ભણતર વિષય-વાસનાનો ગુલામ ન બનાવે, પણ આત્માનું સાચું ભાન કરાવે એ જ સાચું ભણતર છે. આજે આપણે જે ભણ્યા છીએ એ મહાપુરૂષોની દષ્ટિએ સાચું ભણતર છે ? એ તપાસો.

ભણ-ભણવું, તર-તરવું એટલે કે એવું ભણો કે જે તમોને તરતાં શીખડાવે. બંધન કેવી રીતે તોડવા એ બતાવનાર પૂ. કેશવલાલજી મહારાજની આજે તિથી છે.

કચ્છની અંદર દેશલપુર નામનું ગામ છે. ત્યાંના તેઓ વતની હતાં જેતસીભાઈ તેમના પિતાનું નામ હતું. માતાનું નામ સંતોકબ્હેન હતું. સંતોકબ્હેનની કુક્ષિએ આ નરરત્ન ઉત્પન્ન થયા. નાની ઉંમરમાં માતા મૃત્યુ પામી, નવી મા આવી. એનું નામ હીરૂબાઈ હતું. થોડા વખતમાં બાપુજી પણ ગુજરી ગયા, પછી મુંબઈમાં અનાજની દુકાન નાખી અને તેમના મોટાભાઈને મુંબઈનું પાણી લાગ્યું અને જળોદર થયું તેથી તેમને દવા કરાવવા માટે દેશમા લઈ આવ્યા. થોડાં દિવસ ભાઈની સારવાર માટે દેશલપુર રોકાયા. પછી મુંબઈ જવાની તૈયારી કરી ત્યારે તેમનાં મોટાભાઈ તેમને કહે છે કે આચાર્ય શામજી સ્વામી ઉપાશ્રયમાં બિરાજે છે, તેમનાં દર્શનનો લાભ લે પૂજ્ય મહારાજ સાહેબનું એકાદું વ્યાખ્યાન તો સાંભળ. કેવું સરસ તેઓ સમજાવે છે ! નાનાભાઈ કહે છે, ભલે ત્યારે, સાંભળવા જઈશ. મોટાભાઈનું વચન સ્વીકારીને વ્યાખ્યાન સાંભળવા જાય છે. સુંદર શૈલીથી વિધ-વિધ પ્રકારની વ્યાખ્યા કરીને પૂજ્ય શ્રી ધર્મ-દેશના સંભળાવે છે. તૃષ્ણામાંથી તૃપ્તિ તરફ વળવાનો માર્ગ બતાવે છે. "એક વિકાસનો માર્ગ છે, બીજો વિનાશનો માર્ગ છે. જ્યાં તૃષ્ણા છે ત્યાં વિનાશ છે, જ્યાં તૃપ્તિ છે ત્યાં વિકાસ છે."

"વિષય સુખનો ક્ષણિક ચમકાર કેટલાં કાળાં કર્મ બંધાવે છે ! તેનાથી કેટલી આત્મ-હિંસા થાય છે ? જીવે બંધનથી મુક્ત થવું જોઈએ. સંસાર અસાર છે. જ્યાં સ્વદયાનો અભાવ ત્યાં શાશ્વત સુખ કેવું ? એ તો ક્ષણિક સુખ છે. ખુજલીની ખણ જ વધુ પીડા મૂકે છે, તેમ વિષય સેવનથી મન વધુ ને વધુ અતૃપ્ત રહે છે" આવી અનેક વાતો તેઓ

પહેલી-વહેલી સાંભળે છે. હૃદયમાં રૂચિ જાય છે. હવે તો રોજ-રોજ વ્યાખ્યાન સાંભળવા જાય છે. અને સાંભળીને મનન કરે છે. ત્રણ દિવસ થયા પણ મુંબઈ જવાનું નામ લેતાં નથી, તેથી તેમના મોટાભાઈ કહે છે, હવે ક્યારે મુંબઈ જવું છે? તેઓ જવાબ આપે છે કે હમણાં મારે અહીં રહેવું છે, જીવનમાં આવો સાંભળવાનો જોગ ક્યારે મળે? પૈસા તો ગમે ત્યારે કમાઈશું પણ આવી વીતરાગની વાણી ક્યારે સાંભળશું? માટે મારો વિચાર તો એવો છે કે મહારાજ સાહેબ જ્યાં સુધી અહીં છે ત્યાં સુધી અહીં રહેવું. મોટાભાઈ કહે છે. 'ભલે, તું મહારાજ સાહેબનો લાભ લઈ ધર્મને જીવનમાં વણ, તેથી હું રાજી છું." હવે તો તેઓ વધુ લાભ લેવા લાગ્યા. ગુરૂદેવ વિધ-વિધ વાનગી પીરસે છે. અજ્ઞાનમાંથી-કેમ નિવૃત્ત થવું? સંસારનું સાચું સ્વરૂપ શું છે તે બતાવે છે સાચી સમજણ આપે છે. કેશવલાલ ભાઈ વિચારે છે કે મારે તો ગુરૂદેવ કહે તેમ કરવું છે. થોડાં પરિચય પછી ગુરૂદેવ પૂછે છે-તને સામાયિક આવડે છે? તેઓ કહે છે," મને ફક્ત નવકાર-મંત્ર આવડે છે" પછી ગુરૂદેવ સામાયિક શીખવાડે છે. એક દિવસમાં સામાયિક શીખી જાય છે. અભ્યાસ સાથે ગુરૂદેવ "આત્માને પાપમાં જતો કેમ અટકાવવો" એ પણ ખૂબીથી સમજાવે છે. સામાયિક એ ચારિત્ર્ય છે. શ્રાવકોને બે ઘડીનું સામાયિક હોય છે અને સાધુને જીંદગી સુધી સામાયિક કરવાની હોય છે. સામાયિક તે મોક્ષનું પ્રવેશદ્વાર છે, એમ અનુયોગ-દ્વારમાં કહેલ છે. છ આવશ્યકમાં પ્રથમ આવશ્યક સામાયિક છે.

સામાયિકમાં સમભાવની સાધના કરવાની છે. સામાયિક પૂર્ણ થયા પછી કેશુભાઈ કહે છે. "હે પૂજ્યશ્રી! મારી ઈચ્છા પ્રતિક્રમણ શીખવાની છે. જો આપની આજ્ઞા હોય તો? ગુરૂદેવની આજ્ઞા મળતાં પ્રતિક્રમણ શરૂ કરે છે આઠ દિવસમાં પ્રતિક્રમણ શીખી જાય છે. ત્યાર પછી છકાયનાં બોલ, નવ તત્વ, છ આરા, કર્મપ્રકૃતિ એમ કરતાં છ મહિનામાં ૭૫ થોકડાં કંઠસ્થ કરી લીધા અને બધાં અસ્ખલિત ચાલવા લાગ્યા. જ્યારે પુછો ત્યારે તરત જવાબ આપે. જેમ અધરાત્રિએ ઊંઘમાં પણ કોઈ તમારૂં નામ પૂછે અને તરત જવાબ મળે, નામ ન ભૂલી જવાય તેમ જે ભણ્યા તે ગાથા કે થોકડા એવી સરસ રીતે હૃદયમાં ઊતરી જવા લાગ્યા, કે જ્યારે પૂછો ત્યારે જવાબ હાજર જ હોય. કેશવલાલભાઈ અભ્યાસમાં આગળ વધતાં જાય છે. આ બાજુ ભાઈની માંદગી પણ આગળ વધતી જાય છે. અને ભાઈનો જીવન દીપ બુઝાઈ જાય છે. મોટાભાઈનું મૃત્યુ તેમને વૈરાગ્યમાં વધુ દૃઢ બનાવે છે.

એક વખત તેમની માતાએ પૂછયું "મુંબઈ કયારે જવું છે?" તેઓ કહે છે કે "મને અહીં ગમી ગયું છે, મારે તો સંયમ પંથે જવું છે. હવે મુંબઈનું કામ સમેટી લેવું છે." "શું તારે અમને ભૂખ ભેગા કરવા છે?" માતા એકદમ બોલી ઊઠયા. તેઓએ શાંતિથી માતાને જવાબ આપ્યો-"મારે પૈસા જોઈતા નથી. દુકાન વધાવીને પૈસા

તમને આરી દઉં. પછી હું મારા કાર્યમાં લાગી જાઉં. મા–દિકરા વચ્ચે ખૂબ વાટાઘાટ થાય છે. પણ અંતે મુંબઈ આવી દુકાનનો માલ વેચી, રોકડા રૂપિયા કરી લીધા. અને માતાના હાથમાં સોંપી દીધા અને પછી દીક્ષા માટેની રજા માંગી.

આત્મા જ્યારે જાગે છે ત્યારે કોઈ બંધન એને નડતું નથી. સંયમમાં સ્થિર થવા માટે મોહનો ત્યાગ જરૂરી છે.

"જ્યારે આતમનો દિવડો જાગે, ત્યારે વૈભવ અળખામણાં લાગે,
લાગે ખારો સંસાર, લાગે પ્યારો અણગાર,
એને મુક્તિનાં પંથની રટ લાગી....જાગ્યો રે આત્મા....

એકવાર આત્મજ્ઞાનનું સ્વસંવેદન થયું તેને સંસાર ક્ષાર ભુમિ લાગશે. અંધારાં કૂવા જેવો લાગશે સ્મશાન જેવો લાગશે. મૂલ્ય વગરનો સાવ અસાર લાગશે. કાજળની કોટડી જેવો લાગશે. જેનો આત્મા જાગી ગયો તેની ચેતના પુકાર કરે છે કે આ ભવ એને ગુમાવવો નથી. એક જીંદગી આત્મા માટે ઘસી નાખવી છે. માનવ દેહ કર્મના ભૂક્કા ઊડાડવા માટે છે, નહીં કે વિષય વધારવા માટે. કેશવલાલભાઈને સાચો વૈરાગ્ય છે કે ખોટો છે એની કસોટી માતા કરે છે. ત્રણ દિવસ સુધી ઓરડામાં પૂરી રાખે છે. આકરી કસોટી થાય છે, છતાં આત્માનો એક જ અવાજ છે કે મારે સંયમ જોઈએ, સ્વપ્ને પણ સંસાર ન જોઈએ.

"ચાહે ભડભડતી ભીષણ ભઠ્ઠીમાં નાખજે, ચાહે દરિયાના ઊંડા જળમાં ડૂબાડજે,
લાખ લાખ રીતે મુજને લેજે લસોટી રે, કરી લે કસોટી....કોટી .. કોટી વાર.

કસોટીએ ખબર પડે છે કે આ સોનું છે કે પિતળ ! તેઓ તો કહે છે કોટી–કોટી તમે મને તાવી જુઓ તો પણ મારો તો એક જ પોકાર છે. વીતરાગના માર્ગે જવું છે. અંતે તેઓએ મહારાજ સાથે વિહાર કર્યો. સગા–વહાલાને જઈને તેડી આવ્યા તો પાછા મહારાજ પાસે ચાલ્યા ગયા. જાગ્યો એ દાબ્યો શી રીતે રહે ? જેનો અંદરનો આત્મા જાગ્યો છે, જેને ગુરુનું જ શરણું જોઈતું હોય તે બીજા શરણની ઇચ્છા કેમ કરે ? ગુરૂ બંધન તોડાવે છે. ગુરૂ લઘુને મહાન, અપૂર્ણને પૂર્ણ અને પામરને પુનિત બનાવે છે.

"બિના નયન પાવે નહિં જિના નયનકી વાત, સેવે સદગુરૂ ચરણ, સો પાવે સાક્ષાત."

જેને અંદરથી એમ થાય છે કે આ બધું છોડવા જેવું છે અને આત્માનું કરવા જેવું છે તે સંસારમાં રહી શકતાં નથી અંતે દેશલપુરમાં નાની પક્ષનાં પૂજ્ય શામજી સ્વામી પાસે દિક્ષા લીધી. અને અભ્યાસમાં લાગી ગયા. થોડાં વખત પછી ત્રિલોકચંદ્રજી મહારાજ સાહેબ સાથે સૌરાષ્ટ્રમાં આવી ગયા અને આ રત્ન પૂ. મોહનલાલજી મહારાજને સોંપાયું. તેમણે સાત સૂત્રો કંઠસ્થ કર્યા, પણ સૂત્રની અંદર તેમનું અગાધ અવગાહન હતું.

કાવ્ય, વ્યાકરણ, વિ બહુ જલદીથી શીખી જતાં. બુદ્ધિ એટલી સરસ કે જે પંડિત ભણાવતાં એ પંડિત કહેતાં કે મને હજી સુધી આના જેવો વિદ્યાર્થી મળ્યો નથી. યાદશકિત પણ જબરદસ્ત હતી. અત્યારે સામાયિક શીખવામાં છોકરાં બાર મહિના કાઢે છે. બુદ્ધિ તો હોય પણ આજે છોકરાઓ રમતમાં રહે છે. અને ભણાવનારને પણ પુરી કાળજી હોતી નથી. પૂ. મહારાજશ્રીનો બુદ્ધિનો વૈભવ વિશાળ હતો. સ્વદર્શન, સ્વસમય નાં ભાવોને યથાર્થ રીતે જાણી લીધા પછી પરસમયનો અભ્યાસ શરૂ કર્યો. બૌદ્ધ, વેદાંત સાંખ્યાદિ અનેક દર્શનોનો ઝીણવટપૂર્વક અભ્યાસ કર્યો. જેમ-જેમ અભ્યાસ વધતો ગયો તેમ-તેમ જૈન ધર્મનું બહુમાન વધતું ગયું ને દ્રઢ શ્રદ્ધાવાન બન્યા. દરેક સાધુએ જૈન દર્શનનો બત્રીસ શાસ્ત્રનો પૂરેપૂરો અભ્યાસ કરવો જોઇએ. પૂ. મહારાજ સાહેબે આધ્યાત્મિક પુસ્તકો ઘણાં વાંચ્યા. બીજા પણ ઘણાં પુસ્તકો વાંચ્યા.

આજે તેઓ આપણી સમક્ષ નથી પણ તેમનાં સાહિત્યો "છ જીવોનો અધિકાર, ઉદાયન રાજાનો અધિકાર" વિ વ્યાખ્યાનનાં પુસ્તકો બહાર પડી ચૂકેલ છે. તે વાંચતા તેમના આધ્યાત્મિક ભાવો અને આધ્યાત્મિક જીવનની ઝાંખી જરૂર થાય છે બાવન વર્ષની ઉંમરે ધોલેરાથી વિહાર કરતાં ગામડામાં હાર્ટ-એટેક આવ્યો. બીજો હાર્ટ-એટેક ધંધુકામાં આવ્યો. તો પણ ડોળી વગર પગે ચાલીને વઢવાણ સુધી વિહાર કરીને આવ્યા. કુસુમબેનને દિક્ષા આપવા માટે સુરેન્દ્રનગર જે દિવસે પધારવાના હતા, તેની આગલી રાત્રે વઢવાણમાં ત્રીજો હાર્ટ-એટેક આવ્યો. પણ કોઇને વાત કરી નહિં. તેમનાં શિષ્યોને પણ કહી દીધું કે તમે કોઇને કહેશો નહિં. સવાર પડતાં વિહાર શરૂ કર્યો. ગામ બહાર આવતાં બે-ત્રણ વિસામા લેવા પડયા. અને તેઓ ચાલવાને માટે અસમર્થ બન્યા વઢવાણનાં ભાવિક શ્રાવકો સાથે હતાં. તેઓએ ડોળી મંગાવી અને પરાણે ડોળીમાં બેસાડયા. ડોળી વઢવાણ તરફ રવાના થઈ તો પણ મહારાજ સાહેબે કહ્યું : મારે કુસુમને દિક્ષા દેવા જવું છે. સુરેન્દ્રનગર તરફ ડોળી ચલાવો. પણ શ્રાવકોએ વિનંતી કરી કે આપની તબિયત આવી હોય અને અમે આપને જવા ન દઇએ. સારૂં થાય પછી ખુશીથી પધારજો મહારાજ સાહેબ વઢવાણ પાછા પધાર્યા અને આ સમાચાર વાયુવેગે બધે પ્રસરી ગયાં. અને બધાં શોકમય બની ગયા.

અમે બધાં પણ વઢવાણ આવી ગયાં પૂજ્ય મહારાજ સાહેબે ત્રણ વરસ પહેલાં કહ્યું હતું કે હવે આ શરીર બહુ નભશે નહિં. મારૂં આયુષ્ય વધારે નથી. માટે તમો અમદાવાદ ચોમાસુ કરી તરત પાછા આવી જજો. ઓગણીશ દિવસ સુધી મંદવાડ રહ્યો હાર્ટની ટ્રબલ થાય પણ તેઓ ચારિત્રધર્મમાં મક્કમ હતાં. ડોકટરો, સંઘ વિ. ઈજેકશન લેવા કહે પણ તેઓ ના જ પાડે. રાત્રિએ અમારે કાંઈ કલ્પે નહિં, એમ ચોખ્ખું કહી દે. દેહ એ રોગનું ઘર છે તેને માટે ચારિત્ર ગુમાવાય નહિ. તેઓશ્રીને પડખું ફેરવવાની પણ મનાઈ હતી, તો પણ ધ્યાનમાં બેસી જાય. રોજ રાતનાં ત્રણ વાગે ઊઠીને બે કલાક ધ્યાનમાં

બેસવાની ટેવ હતી તેથી તે વિનાં એમને મજા આવે નહિ. ડોકટરો તથા શ્રાવકો ના પાડે છતાં ધ્યાનમાં બેસે. જડ જુદું, ચેતન જુદું. એ માત્ર વાતમાં જ નહિ. પ્રેક્ટીકલ જીવનમાં તેઓએ બતાવી આપ્યું. જ્યારે નાડી તૂટે છે, નાડીનાં ધબકારા વધી રહ્યા છે ત્યારે લીંબડીના પ્રેમચંદભાઈ પૂછે છે, શું ધારા ચાલે છે? તો કહે છે :–
અનંતગુણી આત્મા, કરે નિજ–નિજ ગુણનું કામ, જો સમજે આ જીવડો, સારે પોતાનું કામ.

જીવન–મરણનો સંગ્રામ ચાલે ત્યારે આવા આધ્યાત્મિક શ્લોક હૃદયમાંથી નીકળે છે. તે જ બતાવી આપે છે કે તેમનાં મનમાં અત્યંત શાંતિ હતી. કેટલું જ્ઞાનનું દોહન હશે? કેવી ભેદ–વિજ્ઞાનની પક્કડ હશે? કેટલી ઉપયોગ–જાગૃતિ હશે? છેલ્લી સ્થિતિ છતાં શ્લોકો પર શ્લોકોની સરવાણી વહી રહી હતી.

સત્ સ્વરૂપી આત્મા, ઉત્પાત વ્યય – ધ્રુવ – યુક્ત,
સમજે કોઈ વિરલા, થઈ જાય તે ભવમુક્ત.

તેઓશ્રીનો અંતિમ બોધ કાગળ ઉપર લખવા માંડયો. જરા ભૂલ થાય તો ત્રણ–ચાર વાર બોલીને લખાવતાં. સત્ એટલે અસ્તિત્વ–ગુણ. આત્મા ભૂતકાળમાં હતો, અત્યારે છે, અને ભવિષ્યમાં હશે. આત્માની ત્રણ પર્યાય. (૧) ઉત્પાત, (૨) વ્યય (૩) ધ્રુવ. ઉત્પાત અને વ્યય જે સમજે એને કદી દુઃખી થવાનો વખત ન આવે. જેણે આત્માને જાણ્યો અને માણ્યો એવા સદ્‌ગુરૂદેવને ધન્ય છે. પૂજ્યશ્રીએ બપોરના બાર ને પિસ્તાલીસ મીનીટે દેહ છોડયો અને બારને ચાલીસે આ વાત કરે છે.

વેદું છું નિજ આત્મા, બાકી સઘળું ફોક,
છુટી જાય આ દેહ તો, નહીં કાંઈ હર્ષ કે શોક.

આ દોહરાનું ખરેખરું મનન કરો. આ દેહ ઉપર આસક્તિ નહીં રહે. મહારાજ સાહેબે પોતાના દેહ સામે જોયું નહીં. છેલ્લી ઘડીએ પણ આત્માનું વેદન છે. તેઓશ્રી વિશાળ અભ્યાસને કારણે ગમે તેવા કઠણ પ્રશ્નો પણ સહેલાઈથી હલ કરતાં. બાળક હોય કે મોટાં હોય, દરેકના પ્રશ્નો શાંતિપૂર્વક સાંભળતા અને યોગ્ય ઉત્તર આપતા. તેઓશ્રીનો આત્મા મહા પવિત્ર હતો. દૃષ્ટિ દ્રવ્ય ઉપર હતી તેઓશ્રી સરલ સ્વભાવી અને નિખાલસ હૃદયનાં હતાં. ચોમાસા માટે વિનંતી કરવા આવે તો તરત જ જવાબ આપી દેતાં. ત્રણ–ચાર વાર ધક્કા ખવડાવતાં નહીં.

આવા સરલ સ્વભાવી મહાપુરુષમાંથી ઘણો ઘણો બોધ લેવા જેવો છે. વૈશાખ સુદ ૧૩ ને બુધવારનાં રોજ તેઓશ્રીનો દેહવિલય થયો. મહારાજ સાહેબનાં જવાથી હાહાકાર મચી ગયો. ચોમાસામાં આવા મહાપુરુષોને યાદ કરીએ તો આપણા જીવનમાં જાગૃતિ આવે. આજે આવા મહાન આત્માના–જૈન સમાજમાં સ્થંભ જેવા આત્માના તૂટા પડયા છે.

ખરેખર, આવા મહાપુરૂષોનાં જીવનમાંથી આપણને કેટલું જાણવાનું મળે છે. મહાપુરૂષોનાં જીવન સાંભળી તેમના ગુણોને આપણે યથાશક્તિ જીવનમાં ઉતારીએ તો કલ્યાણ થશે. વિશેષ અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન નં. ૨૫

### શ્રાવણ સુદ ૧૪ ને ગુરૂવાર તા. ૫-૮-૭૧

અનંતજ્ઞાની ત્રૈલોક્ય પ્રકાશક ભગવાન મહાવીર સ્વામીએ સિદ્ધાંત દ્વારા ભવ્ય જીવોને તત્વો સમજાવ્યા છે.

"कुसग्गे जह ओस बिन्दुए, थोवं चिट्ठइ लम्बमाणए ।
एवं मणुयाण जीवियं, समयं गोयम मा पमायए" ઉ. અ. ૧૦ ગા. ૨

ભગવાન કહે છે; ડાભના અગ્રભાગ ઉપર પાણીનું બિંદુ પડે એ થોડીવારમાં-કાં તો પવનના ઝપાટાથી સરી પડે છે. અથવા તો સૂર્યના તાપથી શોષાઇ જાય છે. અનંતકાળની અપેક્ષાએ આપણું પચાસ કે સો વરસનું આયુષ્ય તદ્દન અલ્પ છે. મનુષ્યનું આયુષ્ય અલ્પ સ્થિતિવાળું છે, સિદ્ધના અનંત સુખની આગળ આ દેખાતા વૈભવો જેમાં જીવ સુખ માની રહ્યો છે, એ બહુ જ અલ્પ સમય ટકવાવાળા છે. જ્ઞાની પુરૂષ કહે છે, આ બધું તને અનેકવાર મળ્યું છે પણ એક ધર્મ મળ્યો નથી; ધર્મ વિનાનું જીવન નકામું છે. માનવની મહત્તા વિદ્યા અને વિવેકથી છે. વિદ્યા વિવેકને અપાવે છે. જેનાથી હેય-જ્ઞેય અને ઉપાદેયની બુદ્ધિ આવે છે એ સાચી વિદ્યા છે. તમે સ્વીચ દબાવી કે પ્રકાશ પથરાઈ ગયો અને વસ્તુનું દર્શન થયું. સારા કે નરસા પદાર્થને ગ્રહણ કરવા તે તમારા હાથની વાત છે. હેય અને ઉપાદેયનો વિવેક તમારે કરવાનો છે. જ્ઞાન જીવનનું અમૃત છે. જ્ઞાન વિનાની જીંદગી પશુ સમાન છે. જ્ઞાન વગરના જીવનની કાંઈ કિંમત નથી. વિદ્યાની શોભા શેમાં છે? દાનથી લક્ષ્મી શોભે છે એમ વિદ્યા સુકૃત્યથી શોભે છે. જે વિદ્યા હેય અને ઉપાદેયનો વિવેક ન શીખવે, સમતા ન શીખવે, સારાસારનું જ્ઞાન ન શીખવે એ વિદ્યા નથી, પણ મગજ ઉપર લદાયેલ ડીગ્રીનો બોજો છે.

નિષધકુમાર અભ્યાસ કરે છે. બોંતેર કળાની અંદર પારંગત બને છે. બાલ્યકાળ એ વિદ્યાભ્યાસ માટે શ્રેષ્ઠ કાળ ગણાય છે. બ્લોટીંગ પર શાહી પડે કે તરત તે ચૂસી લે છે

તેમ બાળકને ગુરૂ જ્ઞાન આપે છે એ જલદી ગ્રહણ કરી લે છે. બાળકનું મગજ કોમળ હોય છે. કુમળું મગજ જ્ઞાનને જલદી ગ્રહણ કરી શકે છે. વિદ્યા આવી પણ મૈત્રીભાવના ન જાગી, સમતા ન આવી તો એ સાચી વિદ્યા નથી. સુવિદ્યાથી સંસ્કારોનું સિંચન થાય છે. સુંદર ચારિત્ર ઘડાય છે. સુંદર વિચારોથી સુંદર ચારિત્ર ઘડાય છે.

"Strong character is produced by strong thinkings good deeds are the out come of good thoughts. No man can live a nobel life without thinking nobly."

"ઉચ્ચ આચરણ ઉચ્ચ વિચારમાંથી ઉત્પન્ન થાય છે. સારાં કૃત્યો એ સારા પરિણામ છે. ઉમદા વિચાર વિના ઉમદા જીવન કોઈ પણ માણસ જીવી શકતો નથી.

સારૂં દેખાવું એ જુદી વસ્તુ છે જીવનમાં સારૂં આચરવું એ જુદી વસ્તુ છે. જે આવે તે ખાવું, સ્વાદિષ્ટ ખાવું, અને પથ્ય ખોરાક ખાવો એ ત્રણમાં તફાવત છે. પશુ જે આવશે તે મોઢામાં નાખશે. મનુષ્ય તો સ્વાદ આવશે એ ખાશે, બાકીનું કાંઈ ખાશે નહીં. સ્વાદિષ્ટ ખાવું. જ્યારે વિવેકશીલ માણસો પુષ્ટિવાળું ખાશે. આ બધામાં ફેર છે. એમ સદાચારી કહેવરાવવું અને સદાચારી થવું એમાં ફેર છે. માનવ જીવન પાઠશાળા છે. આ પાઠશાળામાં સદાચારના એકડા ઘુંટવાના છે. બાળક જો પાટીમાં એકડા કરશે તો આગળ શીખી શકશે. પણ કહેશે કે હું એકડા નથી કરવાનો, મારે તો ચોકડા જ પાડવા છે, તો તે ક્યાંથી શીખશે ? સદાચારી થવું હોય તો સદ્‌વિચાર પ્રથમ કેળવવા પડશે. માનવ જીવનમાં સદાચારના એકડા ઘુંટવાં છે ?

"જગત છે જીવનની પાઠશાળા મહા, જ્યાં શીખવાતા દયા પ્રેમ પાઠો,
વિશ્વ બંધુત્વના સૂત્ર સમજાય છે, છુટતી સ્વાર્થની જટીલ ગાંઠો;
ધર્મ તપ ને તિતિક્ષા વ્રતો આચરી, હૃદય સાગર વિશાળ બને છે,
અડગ ને અમિટ અહીં આત્મબળ ખીલતું, જીવ કલ્યાણ પથે ચડે છે."

કલ્યાણના માર્ગ ઉપર ચાલવું હશે તો આ પાઠને શીખવા પડશે. જો કોઈ પણ ડીગ્રી મેળવવી હશે તો તેને અનુસાર જ અભ્યાસ કરવો પડશે આપણે પણ આત્માના સ્વરૂપને પ્રાપ્ત કરવું છે. મેંદીમાંથી રંગ મેળવવા મેંદીને વાટવી પડશે. મેંદીને વાટતા રંગ પ્રાપ્ત થાય છે. દહીંમાંથી માખણ મેળવવું હોય તો દહીંને વલોવવું પડે છે તલને પીલવાથી તેલ મળે છે. લીંડી પીપરને ૬૪ પહોર સુધી ઘુંટ્યા કરો તો તેમાંથી તીખાશ ઉત્પન્ન થાય છે, એમ આત્માના સ્વરૂપને પ્રાપ્ત કરવા માટે અવશ્ય પુરુષાર્થ કરવો પડશે પણ આજે માનવે પૈસો આદિ જે પ્રારબ્ધને આધીન છે, એને પુરુષાર્થમાં મુકી દીધો અને ધર્મ જે પુરુષાર્થને આધીન છે એને પ્રારબ્ધમાં મુકી દીધો. પ્રારબ્ધથી ટાંકીમાં જ્યાં સુધી

પુણ્યરૂપી પાણી છે ત્યાં સુધી નળ ખોલતાં પાણી પ્રાપ્ત થાય છે, પણ પાણી ખલાસ થયાં પછી ગમે તેટલા પ્રયત્નો કરો તો પણ પાણી મળી શકશે નહીં. પુણ્યનો ઉદય હોય તો લાખો રૂપિયાની ટંકશાળ પડે. તમે એમ માનો છો કે ફોન કરતાં કરતાં લાખો રૂપિયા મળી શકે તો મોક્ષ કેમ ન મળે? મોક્ષ માટે ભગીરથ પુરુષાર્થની જરૂર છે પુરુષાર્થ વિના સિદ્ધિ પ્રાપ્ત થઈ શકે નહિં. માનવ જીવનમાં અનેક ગુણોનો વિકાસ કરવાનો છે. આ જગત પાઠશાળા છે. આ પાઠશાળામાં દયાના, ધૈર્યના અને ક્ષમાના પાઠો શીખવાના છે. જો જીવ સાધનાના માર્ગ ઉપર આગળ વધે તો એવું આત્મબળ વધે, કે ભૌતિક ભુતાવળ તેને દબાવી શકે નહીં. પૌદ્ગલિક સુખો તેને લલચાવી શકે નહીં. સૌન્દર્ય જોવું હોય તો અંદર છે. અંદર ઘણું સૌન્દર્ય ભર્યું છે, તો આત્માના સૌન્દર્યને નિહાળ. આજે તમને મોક્ષ કેટલીવાર યાદ આવે છે? માણસને ચાર પ્રકારની ચિંતા છે—પૈસાની, પ્યારની, પુત્ર-પુત્રીની અને પ્રસિદ્ધિની. પૈસો મળશે કે નહીં? પૈસાની પ્રાપ્તિ માટે કોઈને છેતરશે, કોઈને ઠગશે, કાળા ધોળા કરશે. અને એમ માને કે પૈસાથી બધું મળશે. બીજી પ્યારની ચિંતા છે. સ્ત્રી મારી બને, બધા મને પ્યાર કરે અને બધા મારા કહ્યામાં રહે. ત્રીજી ચિંતા સંતાનોની છે અને ચોથી પ્રસિદ્ધિની છે. આટલું દાન દીધું. છાપામાં મારું નામ આવ્યું કે નહિં! પોતાના નામ માટે કેટલું કરો છો? દાન આપી પ્રસિદ્ધિ મેળવે છે. જમીનની અંદર જે બીજ ઢંકાયેલું હોય તેના પર માટી લદાયેલી હોય, તો બીજમાંથી ઘણી નિષ્પત્તિ થાય. પણ બીજને જમીન પર ખુલ્લું મુકી દેવાંમાં આવે તો બીજમાંથી અનેક બીજ થાય નહિ. દાન જો પ્રસિદ્ધિ માટે હોય તો આવા દાનની કોઈ કિંમત નથી. જરા તમારા આત્માને પૂછી જોજો, કે જે સત્કર્મ કરીએ છીએ, એ આત્મા માટે કે બીજા માટે? દરેક કર્તવ્ય જો આત્મલક્ષી બને તો સુંદર પરિણામ આવે. અને ગુણોનો વિકાસ શીઘ્રતાથી થાય. આપણા સંત મહાત્માઓએ આપણને સુંદર પાઠો શીખવ્યા છે.

ખંધક મુનિની ચામડી બનેવીએ ઉતરાવી નાખી, છતાં ક્રોધ ન કર્યો, આંખ પણ લાલ ન કરી. કેવી સમતા અને સહનશીલતા! અન્ય દર્શનમાં જુઓ—કોઈ ઋષિ કોપાયમાન થાય તો શ્રાપ આપે છે. જૈન દર્શનમાં કોઈ એવા મુનિઓ બતાવો કે જેણે શ્રાપ આપ્યો હોય! તેઓ સમજે છે કે મારા કરેલાં કર્મોનું આ ફળ છે. એમાં બીજા ઉપર રોષ શા માટે કરવો? એમ જૈન દર્શન ક્ષમાના સુંદર પાઠ શીખવે છે. જ્ઞાનને જેને પચાવ્યું હોય તેને કોઈ પ્રત્યે ઈર્ષા, અસૂયા કે દ્વેષભાવ ન આવે.

'દલપતરામ નામના કવિ થઈ ગયા. એમના મિત્ર ડાહ્યાભાઈ નાટ્યકાર હતા. કોઈ કારણસર બંને વચ્ચે દુશ્મનાવટ થઈ. બંનેના સ્વતંત્ર છાપા નીકળે. બન્ને વચ્ચે હરિફાઈ થાય. ડાહ્યાભાઈ દલપતભાઈ કવિ પર લખે કે દલપતના ગીતો નથી પણ રોદણાં છે. સ્ત્રીઓ ગાય તેવાં જોડકણાં લખે છે. આવું નાટ્યકાર લખે ત્યારે એની સામે કવિ

લખે કે, ડાહ્યાભાઈના નાટકો એ નાટકો નથી, પણ ભવની ભવાઈ છે. એમ બન્ને વચ્ચે દુશ્મનાવટ વધતી જાય છે વિદ્યામાં જો વિકૃતિ આવે તો વિદ્યા ન રહે. દૂધમાં તેજાબના બે ટીપાં પડે તો દૂધને ફાડી નાખે. વિકૃત કરી નાખે. પણ દૂધને જો કોલ્ડ્રીંક બનાવવા એમાં એસેન્સના ટીપાં નાખે તો દૂધની કિંમત વધે છે. એમ વિદ્યામાં સદાચારના ટીપાં પડે તો વિદ્યા સુગંધિત થઈને પ્રસરી જાય.

એક દિવસ ડાહ્યાભાઈ વ્યાખ્યાન સાંભળવા ગયા. મહારાજ સાહેબ વ્યાખ્યાનમાં કહે છે, કે વિચારોની અંદર અશુદ્ધિ હશે, એક બીજાને કાપવાની વાતો હશે તો તમે વિદ્વાન નથી. મનના વસ્ત્ર ઉપર મૈત્રીનો રંગ ન લાગે તો આ જીવન ગંદુ-મેલું અને અપવિત્ર છે. પછી ભલે એ માનવ પોતાની જાતને મહાવિદ્વાન કેમ ન કહેવડાવતો હોય!

ડાહ્યાલાલ વિચારે છે કે હું સદાચારની વાત કરું છું, પણ મારા જીવનમાં શું છે? હું તો કવિ દલપતનું વારું છું. વ્યાખ્યાન સાંભળીને ઘેર ન જતાં કવિને ઘેર ગયાં બંને એકબીજાને દુશ્મન માને છે, પણ આર્ય સંસ્કૃતિનો નિયમ છે કે ઘરને આંગણે આવેલ દુશ્મનનો પણ સત્કાર કરવો. ડાહ્યાભાઈ કવિશ્રીને નમસ્કાર કરી બોલ્યા. આજે હું આપની સાથે થોડી વાત કરવા આવ્યો છું. જ્યારે સમરાંગણમાં યુદ્ધવિરામ થવાનો હોય ત્યારે ધોળી ઝંડી શાંતિ સ્થાપનાના પ્રતિકરૂપે ફરકાવવામાં આવે છે, ખરું ને! જુઓ, આપણે માથે પણ કુદરતે ધોળી ઝંડી ફરકાવી છે, છતાં આપણે ક્યાં સુધી લડયા કરીશું? આ આપણી ચોટી એ સફેદ ઝંડીની નિશાની છે. કવિ નમ્ર બનીને નાટયકારને ભેટી પડયા. અને મૈત્રીનું મંગલ સ્થાપન કર્યું. એકબીજાની ભૂલો માટે ક્ષમા માગી સદ્-વિચારોનું આ પરિણામ છે. જગતની અંદર એક પણ માણસ એવો નહીં મળે કે જેના વિચારો ઉમદા ન હોય. અને જીવન ઉમદા બનાવી શકયો હોય. જો સદ્‌વિચાર આવશે તો સદાચાર આવશે. તમારા જીવનને શુદ્ધ બનાવો વિદ્યા મળ્યા પછી સુકૃત કરનાર થવું જોઈએ. "સા વિદ્યા યા વિમુચ્યતે" વિદ્યા એ છે કે જે મુક્તિ અપાવે અને મુક્તિ અપાવે તે જ સાચી વિદ્યા છે.

નિષધકુમાર બોંતેર કળામાં પ્રવીણ થાય છે. સંસારમાં રહેનારાને આ બધી કળાઓ શીખવી પડે છે. પણ બધી કળાઓમાં ધર્મકળા જ સર્વશ્રેષ્ઠ કળા છે, ચાર ગતિના દુઃખોને કાપનાર ધર્મ છે. દુઃખ બધાને અપ્રિય છે. ગર્ભમાં રહેલો જીવ પણ દુઃખ પડતાં સંકોચાઈ જાય છે. નારકીના જીવો પણ દુઃખ પડતાં ત્રાસી જાય છે.

"हण छिन्दह भिन्दह णं दहेति सद्दे सुणिता परहम्मियाणं ।
ते नारगाओ भयमीव सन्ना कंखंति कि नाय विस वयामो।"

સૂ. અ. ૫. ઉ. ૧ ગા. ૬

નારકીના જીવો પરમાધામીઓના "છેદી નાખો, હણી નાખો, ભેદી નાખો," આવા શબ્દો સાંભળે છે ત્યારે ભયભીત થઈ જાય છે, ડરી જાય છે. અને કલ્પાંત કરે છે કે અમે કઇ દિશામાં ચાલ્યા જઇએ કે આ લોકો અમને નજરે ન ચડે. અને અમે આનાથી બચી જઈએ? ભાવ નરક તો જીવ અહીં જ ઉભી કરે છે. તેના પરિણામે દ્રવ્ય નરકમાં ધકેલાઇ જાય છે. માનવ જીવનમાં ઘણા જીવોના કચ્ચરઘાણુ કરી નાખ્યાં. મીલો ઉભી કરીને ઘણા જીવોને મારી નાખ્યાં. આવા કાર્યથી નર્ક મળે છે. જેવું કારણ આપે તેવું કાર્ય થાય. વાવે બંટી અને બાજરો ક્યાંથી મળે? વાવે બાવળીયા અને આશા રાખે કે આંબો જોઈએ, તો તે ક્યાંથી મળશે? કર્મ કર્યા તેનું ફળ જીવને અવશ્ય ભોગવવું પડશે. તમારે ક્યાં જવું છે? મોક્ષમાં જવું છે? રસ્તો જાણ્યો છે? જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપથી મોક્ષમાં જવાય છે. મોટા પરિગ્રહવાળા, દારૂ પીનારા, માંસ ખાનારા, મહારંભ કરવાવાળા નર્કના અધિકારી બને છે. આવું ભગવાન ભાંખે છે દરેક જીવોને સુખ જોઈએ છે, કોઈને દુઃખ જોઈતું નથી. જગતના પ્રાણીઓ દુઃખ ભીરૂ છે. પણ પાપભીરૂ નથી. જે પાપથી બીએ છે, "મને કાંઇ પાપ તો લાગતું નથી ને" એ રીતે જીવનની એક એક પ્રવૃત્તિનું નિરીક્ષણ કરે છે તે પાપથી મુક્ત બની શકે છે. નિંદાથી પાપ બંધાય છે. મારી પાસે કોઈની નિંદા કરશો નહીં, આવું તમે નિંદકોને કહી શકશો? આવું ક્યારે બને? જ્યારે જીવ પાપ ભીરૂ બને ત્યારે. દોષોને દૂર કરવા અને ગુણોની પ્રાપ્તિ માટે પ્રભુનો જાપ કરો અને મનન કરો તો અવશ્ય તમને શક્તિ મળશે.

અરિહંત થવા માટે અરિહંતનું ભજન કરવાનું છે.
"અરિહંત ભજો, અરિહંત ભજો, અરિહંત થવા અરિહંત ભજો."

સારા વિચારો માણસને સારો બનાવે છે. ખરાબ વિચારો ખરાબ બનાવે છે. જીવન સુધારવું હોય તો ગુરૂ પાસે જાવ. આજે બળેવનો દિવસ છે. આજે બ્રાહ્મણ જનોઈ બદલે છે. જનોઈમાં ત્રણ તાર હોય છે. એમ સમ્યગ્ દર્શન, સમ્યગ્ જ્ઞાન, સમ્યક્ ચારિત્ર એ ત્રણ તાર છે. બ્રાહ્મણ પણ જનોઇ બદલે ત્યારે પ્રતિજ્ઞા લે છે કે પરસ્ત્રી સામે જોઈશ નહીં. પ્રમાણિકતા, નીતિ અને ન્યાયથી જીવન વિતાવીશ. દ્વિજ એટલે બીજો જન્મ. એમ જનોઇ લે ત્યારે આજે બીજો જન્મ થયો છે એમ માને છે. જે સાધુપણું લે છે એ પણ નવો જન્મ લે છે.

'અણગારે જાયા।' એટલે સંસાર અવસ્થાનું મૃત્યુ થયું અને સાધુપણામાં જન્મ થયો. જીંદગી એની દિશા બદલી નાંખે છે. મરી જાય પણ કાચું પાણી ન પીવાય. માંદગી હોય, ગરમી થતી હોય, પરસેવાના રેલા જતા હોય તો પણ પંખો ન ચલાવે. જનોઇના ત્રણ તાર હોય એમ, સાધુને સમ્યક દર્શન, સમ્યક જ્ઞાન, અને સમ્યક ચારિત્ર રૂપી ત્રિ તાર છે. સંસારનો માર્ગ જુદો છે અને મોક્ષનો માર્ગ જુદો છે. જનોઈ તુટી તો તે આગળ

બધી શકતો નથી, એમ જેના વ્રત તુટ્યાં તેનો વિકાસ થઈ શકતો નથી બળેવનો દિવસ એટલે જનોઇને ધારણ કરવાનો દિવસ છે, આજે રક્ષા બંધન છે, એટલે બેન ભાઇને રાખડી બાંધે છે તેનો અર્થ એ કે મારા જીવનનો ભાર તને સોંપું છું. ગમે તે મુશ્કેલીમાં પણ બહેનની રક્ષા ભાઈએ કરવાની હોય છે.

એક બહેન મુસલમાન ભાઇને રાખડી બાંધે છે. સમય જતાં તે ભાઇ રાજા બને છે અને બેન રાખડી મોકલે ત્યારે યાદ કરે છે. બીજા રાજાની આ બહેન પર કુદૃષ્ટિ થાય છે, એને મેળવવા માટે તે ચડી આવે છે. ત્યારે બેન ભાઇને ચિઠ્ઠી મોકલે છે અને લખે છે કે મારૂં શિયળ લુંટાવાના ભયમાં છે. તે વખતે રાજા લશ્કર સાથે બીજી જગ્યાએ લડવા જઈ રહ્યા હતા ત્યાં જવાનું બંધ રાખે છે અને પોતાની ફરજ ગણીને તે લડાઈનું કામ સેનાપતિને સોંપીને પોતે બેનના શિયળની રક્ષા કરવા જાય છે. અને બહેનને આફતમાંથી બચાવે છે. આમ આ દિવસનો મહિમા ઘણો છે.

મહેશ્વરદત્ત નામનો એક છોકરો છે, અને તેની બાજુમાં રીટા નામની છોકરી રહે છે. બંને સાથે રમે છે. અને મોટા થાય છે. રીટા ગરીબ માતાની પુત્રી છે. મહેશ્વર માલદાર પિતાનો પુત્ર છે. આ બંનેની જોડી શોભે એવી છે. બંને જીવનસાથી બને તો સારૂં એમ રીટાની માતા વિચારે છે. મહેશ્વરની બાને રીટાની બા આ વિચાર જણાવે છે. મહેશ્વરની માતા તિરસ્કારભર્યો જવાબ આપે છે. ક્યાં તમારૂં ખોરડું અને ક્યાં અમારી મહેલાત? ક્યાં તમારી ઘરવખરી અને ક્યાં અમારી જાહોજલાલી? તમારી પાસે શું છે કે તમારી પુત્રીને મારી પુત્રવધૂ તરીકે સ્વીકારું ? આવો અપમાન ભરેલો જવાબ સાંભળીને બાઈ હતાશ થઈ ગઈ. ઘેર આવી આંસુડા પાડ્યા. આ બાજુ મહેશ્વરનું વાસંતી સાથે સગપણ થાય છે. રીટા મહેશ્વરને કહે છે ભાઈ! ભાભી આવ્યા પછી મને ભુલી તો નહિ જાવને? બંને વચ્ચે નિર્દોષતા છે વિકાર નથી. અને ભાઈ બેનનો પ્રેમ છે. તેના પ્રતિક રૂપે રીટાએ ભાઈને રક્ષા બાંધી યથા અવસરે રીટા પણ પરણી જાય છે મહેશ્વરદત્તના ભાગ્યોદય ખીલી ઉઠે છે. એક શહેરમાં બ્લોક ખરીદે છે ઘેર મોટર છે. વ્યાપાર ધંધા ધમધોકાર ચાલે છે. આ બાજુ રીટાનો પતિ જુગારી છે. જે આવે તે જુગારમાં ખોઈ નાખે છે. રીટાને ત્રણ ચાર છોકરા થયા છે ગરીબાઈમાં આખું કુટુંબ પીસાઈ રહ્યું છે અને બાઈ પારકા ઘરનાં કામ કરીને માંડ માંડ પુરૂં કરે છે. છતાં તેનો પતિ જુગારને મુકી શકતો નથી. જુગારીની દશા અંધ જેવી છે જુગારી વિવેકને વિસરી જાય છે.

> રમતા જુગારે રાજ્ય સ્ત્રી હય ગય બધું હારી ગયા,
> અતિ દુષ્ટ દુર્યોધન કને, સતી દ્રૌપદી કબજે થયા.
> પતિઓ છતાં એંચ્યા સભામાં ચીર સતી દ્રૌપદી તણા,
> પુરૂષો તણા અવિચારથી, સંકટ સહ્યા સતીએ ઘણા."

જુગાર રમતા રમતા પાંડવોએ હસ્તિનાપુરનું રાજ્ય હોડમાં મુકી દીધું. હય, ગય, રિદ્ધિ, સિદ્ધિ, સમૃદ્ધિ બધું રમતમાં મુકી દીધું, છતાં પાછાં વળી શકયા નહીં. છેલ્લે દ્રૌપદી સતીને પણ રમતમાં મુકી દીધી અને દ્રૌપદીના ચીર ભરી સભામાં ખેંચાયા. જુગાર માણસને કયાં લઈ જાય છે? મુંબઈમાં સ્ત્રીઓ પણ રેસદોડ અને જુગાર રમે છે જુગારે તો દશા બેસાડી દીધી છે. જુગાર અશુભ ગતિએ લઈ જાય છે. જુગાર રમવા જેવો નથી. જુગાર રમવું એ મહાન પાપ છે. સપ્ત મહાવ્યસનોનો શ્રાવકોએ ત્યાગ કરવો જોઈએ. જુગાર, પરસ્ત્રીગમન, વેશ્યા ગમન, માંસાહાર, શિકાર, ચોરી કરવી, દારૂ પીવો, આદિ સાત વ્યસનો જીવને ઘોર નર્કમાં લઈ જનાર છે.

રીટાબેન મજૂરી કરી-કામ કરી કમાણી કરે છે. સંસાર કેવો છે! પતિની તબીયત બગડે છે. કામ કરવા જાય. અને માંડ માંડ પુરૂં કરે છે. એ જ ગામમાં એનો ભાઈ મહેશ્વર મોજશોખ કરે છે. મહેશ્વરને ત્યાં કામ કરવાવાળી બાઈ જોઈએ છે. રીટા મહેશ્વરના મોટા બંગલામાં કામ કરવા જાય છે તે તરત જાણી જાય છે કે આ તો મહેશ્વરનું ઘર છે. હું આજે મારી ઓળખાણ કેવી રીતે આપુ? ગરીબાઈમાં ઓળખાણ આપવી તે હાથે કરીને અપમાનને નોતરવા જેવુ છે. રીટા કામકાજ બરાબર કરે છે. રીટા અને વાસંતી વચ્ચે મૈત્રી જામે છે. બંનેનો પ્રેમ વધે છે. રીટા પોતાની વાસ્તવિક પરિસ્થિતિ જણાવા દેતી નથી. સુખી માણસને દુઃખીની કલ્પના કયાંથી આવે?

"ફુલ પથારી તમે સુઓ ને, ભાઈ તમારો રઝળે છે,
મેવા અને મિષ્ટાન તમારે, ત્યાં બાલુડા ટટળે છે,
ઉડી કેમ જાયે ના નીંદર તમારી, મીઠી વાનગી કાં બને ના અકારી!
સુખમાં સુતેલા મનને મનાવો, તમોને મળ્યું એને બધાનું બનાવો.
વચન સુણ્યા જે વીર પ્રભુના ફોગટ જોજો જાય ના,
સહારો ઘો તમે આ દુઃખી માનવોને, નવકારને ગણતા સાધર્મી બાંધવોને".

નવકાર મંત્રના ગણનાર કેવા દુખો ભોગવી રહ્યા છે. એને સહકાર આપવો એ શ્રાવકની ફરજ છે. જો તમારા પૈસાથી દુખીના દુઃખો ન ધોઈ શકતા હો તો તમારી તિજોરીમાં નોટો પડી નથી પણ પસ્તી પડી છે. આ બાઈ પણ રીટાને સારી રીતે રાખે છે. રક્ષાબંધનનો દિવસ આવે છે. રીટાને કથામા જવું છે તો વાસંતી કહે છે કે "તારી પાસે દાગીના નથી. મારા દાગીના પહેરવા લઈ જા. અને રીટા ઘરેણાં પહેરી કથા સાંભળવા જાય છે. ત્યાં તેનો પતિ કોલેરાના દર્દમાં એકદમ સપડાય છે ગરીબને ઘરે ડોકટર પણ કેવી રીતે આવે? ભરપુર માંદગી છે. આવી પરિસ્થિતિમાં રીટા પતિને મૂકીને કયાંથી કામ કરવા માટે જઈ શકે? બે દિવસ સુધી રીટા દાગીના પાછા આપવા જઈ શકતી નથી વાસંતીને ચિંતા થાય છે, આ કામવાળી હજુ દાગીના દેવા ન આવી અરે, આવી

બેઈમાન ? મીઠું બોલીને ભરમાવી ગઇ. રાત પડી અને બીજો દિવસ પણ થયો, પણ હજી તે ન આવી. 'પેલી રીટા કામવાળી મારા દાગીના લઈ ગઈ' એમ મહેશ્વરને વાત કરે છે. એટલે મહેશ્વર પોલીસને લઈને તેના ઘેર જાય છે. આ તરફ રીટા તેના પતિને જરા ઠીક થતાં વિચારે છે કે જલ્દી દાગીના પહોંચાડી દઉં. રીટા દાગીના દેવા જાય છે. રીટા અને મહેશ્વર બને રસ્તામાં મળે છે. ભાઈ, બહેનને દાગીના લીધા એ બદલ જેલમાં મોકલે છે. ત્યારે રીટા કહે છે કે તમારે જેલમાં મોકલવી હશે તો જઈશ, પણ મારો ધણી બિમાર છે તેથી આવી શકી નહોતી. હું કાંઈ ચોર કે ઉઠાવગીર નથી. મેં તને રક્ષા બાંધેલી તો તું મને આજ હાથકડી પહેરાવે છે ! તું તારી બહેનને ઓળખે છે કે સાવ ભુલી ગયો ? મેં જ્યારે રક્ષા બાંધી ત્યારે તેં ભાર ઉપાડયો હતો કે જીવન પર્યન્ત હું તારું રક્ષણ કરીશ. ભાઈ બહેનને ઓળખી ગયો. જેલમાંથી છોડાવીને ઘેર લઈ ગયો. અને આંખમાં આંસુ લાવી પૂછે છે : તારી શી પરિસ્થિતિ છે ? આવી તારી ગરીબાઇ હતી તે છતાં તેં મને વાત પણ ન કરી ! તું મારે ઘરે કામ કરતી હતી, છતાં હું તને મારી શ્રીમંતાઈની ખુમારીમાં ઓળખી ન શકયો. હું ભાન ભૂલી ગયો. આજે તેં મને મારી જવાબદારીનું ભાન કરાવ્યું છે. ચાલ જલદી તારા પતિને બતાવ મારા બંગલાની બાજુમાં એક મારું મકાન છે, ત્યાં બધા રહેવા આવી જાવ. રીટા તેના પતિ તથા સંતાન સહિત ભાઈને ત્યાં રહેવા આવે છે. ધીરે ધીરે તેના પતિની તબીયત સુધરી અને મહેશ્વરે તેને સારી લાઈને ચડાવી દીધો. આ રક્ષાબંધન એટલે ભાઈ, બહેનની રક્ષા કરવા બંધાયેલો છે. આજે બહેનની રક્ષા ભાઈ કેટલી કરે છે ?

"ખમા ખમા કહી બંધવ માટે બહેની સદા સુકાય,<br>
સાળી ઘરમાં રાજ કરે ને બહેની રોતી જાય. (૨)<br>
તું વીર, વીર પુકાર, છે સ્વાર્થીઓ સંસાર."

વીર માટે ભાઈ ભાઈ કરતી બહેનની જીભ સુકાઈ જાય. બહેન ઘરમાં આવે તો ભાભી માંદી પડી જાય. 'મારી બહેન પાંચ વરસે આવી છે, બધું બતાવું, એમ ભાઇ કહે ત્યારે સ્ત્રી કહે કે મારી તબીયત સારી નથી કામ કોણ કરશે ? બહેન પંદર દિવસ રહે એમાં તો બધુ કામ કરાવે. સાળી આવે તો સાડલો પહેરીને જાય અને બહેન આવે તો રોતી રોતી જાય. કેવો સ્વાર્થમય સંસાર છે ! બહેનની રક્ષા કરવી એ ભાઈની ફરજ છે એમ મુનિઓ સંયમ માર્ગે આવે છે. સમ્યક્ જ્ઞાન-ચારિત્રની આરાધના સાથે છ કાયના જીવોના રક્ષક બને છે. એ જવાબદારી અને જોખમદારી સમજવી જોઈએ જેની પાસે સદ્‌વિદ્યાનું ભાતું છે તે આદર્શ જીવન જીવી શકે છે. નિષધકુમાર વિદ્યા મેળવે છે. વિશેષ અધિકાર અવસરે."

## વ્યાખ્યાન નં....૨૬

### શ્રાવણ સુદ ૧૫ ને શુક્રવાર. તા. ૬-૮-૭૧

અનંતજ્ઞાની ત્રૈલોકય પ્રકાશક, વિશ્વઉદ્ધારક, વિશ્વની વિરલ વિભૂતિએ સિદ્ધાંતથી તત્ત્વો સમજાવ્યાં છે. બારમું ઉપાંગ વન્હિ દશામાં નિષધકુમારનો અધિકાર ચાલે છે.

નિષધકુમારને સારા ચોઘડીએ ગુરૂકુલમાં દાખલ કરેલ છે. જ્ઞાન એ જ્યોતિ છે. જ્ઞાન એ અમૃત છે. જ્ઞાન મેળવવાને યોગ્ય કયો જીવ છે તે પ્રભુએ બતાવ્યું છે

જ્ઞાન લેવું હોય તેણે જ્ઞાનાચારના જે આઠ ભેદ બતાવ્યા છે તે લક્ષમાં લેવા જોઈએ.

(૧) જ્ઞાન ભણવાના સમયે ભણવું. (૨) જ્ઞાન લેતાં વિનય કરવો, (૩) જ્ઞાનનું બહુમાન કરવું (૪) જ્ઞાન ભણતાં યથાશક્તિ તપ કરવું (૫) અર્થ તથા ગુરુને ગોપવવા નહિં (૬) અક્ષર શુદ્ધ (૭) અર્થ શુદ્ધ (૮) અર્થ અને અક્ષર બન્ને શુદ્ધ ભણે.

" अब्भुठाणं अंजलिकरणं तहेवासणदायणं,
गुरुभत्तिभाव सुस्सूसा विणओ एस वियाहिओ " ઉ. અ. ૩૦ ગા. ૩૨

ગુરૂ આવે ત્યારે ઉભા થવું, હાથ જોડીને વંદન કરવું, આસન આપવું, ભાવપૂર્વક ભક્તિ શુશ્રુષા કરવી, તેમને સુખશાતા પૂછવી. આ બધા વિનયના પ્રકારો છે. વિનયથી વિદ્યા પ્રાપ્ત થાય છે અને શોભે છે. શિષ્ય હંમેશા ગુરૂની આજ્ઞામાં રહી તથા સમાધિયુક્ત હોઇ ઉપધ્યાન-તપ કરવાવાળો હોય.

ગચ્છમાં બધાને માટે અનુકૂળ કાર્ય કરવાવાળો હોય તે વિનયવાન શિષ્ય શિક્ષા પ્રાપ્ત કરવાને માટે યોગ્ય છે. ગમે તેટલો અભ્યાસ કરી લે પણ જો જીવનમાં વિનય ન આવે તો ગુરૂના હૃદયને પ્રસન્ન કરી શકતો નથી. ગુરૂની કૃપા મેળવી શકતો નથી. જ્ઞાનાવરણીય કર્મોના ક્ષયોપશમથી જ્ઞાનમાં વૃદ્ધિ થઈ શકે છે. પણ ગુરૂકૃપા વિના મોહનિય કર્મની ધરતી ધણધણી ઉઠે નહીં અને મોહના નાશ વિના મોક્ષ નહીં મલે.

ગુરૂકૃપા એ મેગાટન બોમ્બ છે. જીવન 'સફળ બનાવવું' હશે તો ગુરૂકૃપા વિના નહીં ચાલે. લૌકિક વિદ્યા પ્રાપ્ત કરનાર વિદ્યાર્થીના હૈયામાં પણ ગુરૂ પ્રત્યે પૂજ્યભાવ રહેવો જોઇએ. જે ગુરૂના ઉપકારને ભૂલી જાય છે તેને ખરેખર જીવનમાં પશ્ચાતાપ કરવાનો વખત આવે છે.

એક ગામમાં સુંદરજી નામના હેડમાસ્તર હતાં. તેમની ભણાવવાની પદ્ધતિ ઘણી જ સારી હતી. આખી જીંદગી એમણે ભણાવવાની જ પ્રવૃત્તિ કરી. એમની પાસે ભણનાર

વિદ્યાર્થીને ખૂબ જ સંતોષ મળતો. એમના વિદ્યાર્થીમાં ભાગ્યે જ કોઈ નાપાસ થતું. ટ્યુશન માટે આવનારના તેઓ પૈસા ન લેતા. તેઓ તન તોડીને મહેનત કરતાં. 'મારા શિષ્ય ભણીને કેમ આગળ વધે તેવી ભાવના તેઓ હંમેશા રાખતા.' તેમની એ ભાવના પૂર્ણ પણ થતી. એમના હાથ નીચે ભણેલો એક વિદ્યાર્થી હેડમાસ્તર તરીકેની ડ્યુટી બજાવવા લાગ્યો. આ નવા આવનાર હેડમાસ્તર ઘણા તુમાખી મગજના હતાં. નવી નવી પદ્ધતિઓ સ્કૂલમાં દાખલ કરતાં. એમણે દરેક શિક્ષકોને કહ્યું કે તમારે બધાએ રોજનીશી રાખવી. શું ભણાવ્યું તેની નોંધ કરવી. સુંદરજી માસ્તરથી વિદ્યાર્થીઓને ખૂબ સંતોષ હતો. પણ હેડમાસ્તર તેમને ખોટી રીતે દબાવીને ડીસમીસ કરી નાખવા માટે પ્રયત્ન કરતા. તેઓ કહેતા કે નવા વિચારના વિદ્યાર્થીઓ માટે આવા જુનવાણી વિચારના શિક્ષક નકામા છે. એક દિવસ નજીવા પ્રસંગ પર તેમણે સુંદરજી માસ્તરને લખ્યું કે આજ સાંજથી તમને છુટા કરવામાં આવે છે. કારણ કે તમે દૈનિક અભ્યાસ નોંધ બરાબર લખતા નથી. અને વિદ્યાર્થીઓને બરાબર ભણાવતાં નથી. વિદ્યાર્થીઓને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેઓ કહેવા લાગ્યા. અમારે તો સુંદરજી માસ્તર જ જોઈએ. તેઓ આ ઉંમરે કયાં જાય ? વળી અમને તેમના વિના કોઈની પાસે ભણવું ફાવે નહીં: અંતે તેઓએ નિર્ણય કર્યો કે જો આ માસ્તરને ડીસમીસ કરે તો આપણે હડતાલ પાડવી. ત્યારે સુંદરજી માસ્તરે વિદ્યાર્થીઓને કહ્યું : મારી ચિંતા કરશો નહિ મારું નસીબ મારી સાથે છે. વળી હું નિવૃત્ત થઈશ તો પ્રભુ ભક્તિમાં વિશેષ ટાઈમ આપી શકીશ. આવનાર શિક્ષક તમોને વધારે સારી રીતે ભણાવશે. તેની હું ખાત્રી આપું છું. વિદ્યાર્થીઓ હેડ-માસ્તર પાસે જાય છે, પરંતુ તેઓ કોઈ હિસાબે સુંદરજી માસ્તરને રાખવા માગતા નથી, એ અરસામાં એક નિરીક્ષક સાહેબ સ્કૂલ તપાસવા આવે છે. તે પણ આ સુંદરજી માસ્તરના હાથ નીચે ભણેલા છે. એક એક કલાસને તપાસતાં સાહેબ સુંદરજી માસ્તરના કલાસમાં આવે છે. ત્યાં વિદ્યાર્થીઓ ગમગીન બની બેઠેલા છે. મુખ એ ચિત્તવૃત્તિનો અરીસો છે. સાહેબને તરત જ ખ્યાલ આવી જાય છે કે આ વિદ્યાર્થીઓના મનમાં કાંઈક ગ્લાનિ લાગે છે. તેઓ પ્રેમથી પૂછે છે : કેમ, આજે તમારા મુખ પર આનંદ નથી? વિદ્યાર્થીઓ બનેલી હકીકતથી સાહેબને વાકેફ કરે છે. આ સાંભળી તેમને ખૂબ દુઃખ થાય છે. આ હેડમાસ્તર અને હું બન્ને સુંદરજી માસ્તર પાસે ભણ્યા છીએ. તેમણે અમારામાં સુંદર સંસ્કારનું સિંચન કર્યું છે. એ ગુરૂનો ઉપકાર કેમ ભૂલી શકાય ? આવા અનેક વિચારો કરતાં કરતાં સાહેબ હેડ માસ્તર પાસે આવે છે અને કહે છે કે આજથી આપણા ઉપકારી સુંદરજી માસ્તરને હું નિરીક્ષક સાહેબની પદવીએ સ્થાપું છું. હેડમાસ્તર જેને ડીસમીસ કરવા માંગતા હતા તે પોતાના પણ ઉપરી બની ગયા. આ વિચારથી તેનું હૈયું ધડકવા લાગ્યું, પણ શું બોલી શકે ? એ પછી સાહેબ સુંદરજી માસ્તરને મળી બધી વાતચીત કરી ચાલ્યા ગયા. પણ હેડ માસ્તરના દિલમાં એક ભય પેસી ગયો

કે સુંદરજી માસ્તર મારા પર શું કરશે? વડીલોના હૃદય હંમેશા ઉદાર હોય છે. સુંદરજી માસ્તરે તો હેડમાસ્તરને શાબાશી આપી. અને કહ્યું કે જો તમે મને ડીસમીસ ન કર્યો હોત તો આ પદવી મને કયાંથી પ્રાપ્ત થાત? હેડ માસ્તર શરમીંદા બની ગયા. અને સુંદરજી માસ્તરની માફી માંગી. એક જ ગુરૂના બે શિષ્યો પણ એકને ગુરૂ પ્રત્યેની ભક્તિ કેટલી? અને બીજાને ગુરૂ પ્રત્યેનો અવિનય કેટલો?

વિદ્યાર્થીના આઠ ગુણ ઉત્તરાધ્યયન સૂત્રના અગ્યારમાં અધ્યયનમા બતાવ્યા છે.

अह अठहिं ठणेहिं सिक्खा सीलित्ति वुच्चई
अहस्सिरे सयादन्ते नय मम्म मुदाहरे (४)
नासीले न विसीले न सिया अइलोलुए,
अक्कोहणे सच्चरए सिक्खा सीलित्ति वुच्चइ" ઉ. અ. ૧૧. ગા. ૫

(૧) પહેલો ગુણ નહી હસવાનો છે. જે બહુ હસે અને વાતને હસવામાં કાઢે તે વિદ્યાને લાયક નથી. (૨) હંમેશ ઈન્દ્રિયોનું દમન કરે (૩) માર્મિક વચનો ન બોલે (૪) દેશથી વ્રતખંડન ન કરે (૫) સર્વથી પણ ખંડન ન કરે, વ્રતને વફાદાર રહે અને પૂરેપૂરા પાર પહોંચાડે (૬) કદાપિ અતિ લોલુપી ન બને (૭) અક્રોધી સ્વભાવ હોય (૮) સત્યમાં રક્ત હોય. ક્રોધી વિદ્યાને પાત્ર નથી. ક્રોધી માણસો પોતાના દોષ દેખતા નથી. જેનો ક્રોધી સ્વભાવ હોય તેનું મગજ ઠેકાણે હોતું નથી. જ્ઞાની પુરૂષ કહે છે: અપ્રશસ્ત અધ્યવસાયથી આવેલું અવધિ જ્ઞાન ચાલ્યું જાય છે. ક્રોધી માણસને વિદ્યા ચડતી નથી. સુકાયેલા સરોવરને હંસ મુકીને ચાલ્યો જાય છે. એવી રીતે ક્રોધી મનુષ્યની બુદ્ધિ ચાલી જાય છે. ક્ષમાશીલ માણસને વિદ્યા વરે છે. ક્રોધી માણસ મર્યાદા છોડી દે છે વિવેક ચૂકી જાય છે. માટે ક્રોધ કરવા જેવો નથી. કોઇ તમારી સામે ક્રોધ કરે ત્યારે વિચારો કે હું કાદવ સામે કાદવ ઉડાડું તો તેનામાં અને મારામાં ફેર શો? ડોકટર મેયોએ તેના મિત્રની સાથે એક કંપની ખોલી. બન્ને મિત્રો વચ્ચે એક દિવસ મતભેદ પડયો અને બન્નેની મિત્રતા તૂટી ગઈ. ડોકટર મેયોનો મિત્ર જેમતેમ બોલવા લાગ્યો, પણ ડોકટર શાંત રહ્યા. એક પણ પ્રત્યુત્તર વાળ્યો નહીં. પહેલાના લોકો રણસંગ્રામમાં જતા ત્યારે બખ્તર પહેરીને જતા, જેથી ગમે તેવા બાણ આવે છતાં વાગે નહીં. તેમ જે ક્ષમાનું બખ્તર ધારણ કરે તેને પણ કડવા કે કઠોર વચનરૂપી બાણ આવે તો પણ વાગતા નથી. પહેલો ખૂબ બોલે છે. મિત્રતા કેવી હોય? મિત્રતા બે પ્રકારની હોય છે. એક હંસ જેવી અને બીજી માછલી જેવી. હંસ છે તે સરોવરમાં પાણી સુકાતાં સરોવરને છોડીને ચાલ્યા જાય છે. તેમ કેટલાક મિત્રો સંપત્તિરૂપી સરોવર હોય ત્યાં સુધી રહે છે અને સંપત્તિ ચાલી જતાં છોડીને ચાલ્યા જાય છે. કેટલાકની મિત્રતા સરોવરના માછલા જેવી હોય છે. સરોવરનું પાણી સુકાતાં માછલા તરફડીને પ્રાણ ગુમાવી દે છે, પણ

સરોવર છોડી ચાલ્યા જતા નથી. તેમ કેટલાક મિત્રો આપત્તિમાં પણ સાથે જ રહે છે અને ટાઈમ આવે માથું આપવા પણ તૈયાર હોય છે. ડોકટર મેયો મિત્રતા ટકાવી રાખવા માગે છે. પેલો મિત્ર બોલી બોલીને થાકી જાય છે ત્યારે મેયોને પૂછે છે કે તમો કેમ કાંઈ બોલતા નથી? ત્યારે ડોકટર હસીને જવાબ આપે છે *One mad man is enough in this Room* આ રૂમમાં એક જ ગાંડો માણસ બસ છે, બીજાની જરૂર નથી. જુવો, કેવી સમતા! ક્રોધને શાંત કરી નાખ્યો. ક્ષમા કરે એ શૂરવીર હોય છે. ક્ષમાએ શૂરા અરિહંત ભગવંતો, યુદ્ધમાં શૂરવીર વાસુદેવ અને તપમાં શૂરવીર અણગાર હોય છે.'

"ખૂંદ્યું તો ધરતી ખમે, તાપ ખમે વનરાઈ,
એમ કઠણ વચન મુનિ ખમે, જેમ સાગરમાં નીર સમાય".

મુનિઓએ પૃથ્વી જેવા બનવું જોઈએ. ભગવાને મુનિઓને પૃથ્વીની ઉપમા આપી છે. કોઈ ખોદે ને કોઈ વાવે, કોઈ ઉકરડો કરે તો કોઈ બગીચો બનાવે, એમાં ધરતીને શું થાય? એમ સાધુ ભગવંતને ગમે તેમ કરે કે કહે, તો પણ તેઓ સમતા રાખે, તેમ આપણને પણ એજ ઉપદેશ આપે છે કે, શાંતિ રાખતા શીખો ઘણાનું નામ શાંતિલાલ કે. શાંતિબેન હોય પણ જીવનમાં જરાય શાંતિ રાખી શકતા ન હોય. નામ મનસુખભાઈ પણ મનનું સુખ ન હોય. નામ ઈન્દ્રવદન હોય પણ મોઢું કદરૂપું હોય. નામ હોય પરમાનંદ પણ જરાય આનંદ ન હોય. નામ હોય સમતાબેન પણ ક્રોધનો પાર ન હોય. જૈનકુળમાં જન્મ્યા એટલે શ્રાવક નામ ધરાવ્યું પણ હૃદયમાં મિથ્યા ભાવ ભરપૂર હોય. શીતલા, સીકોતર, ભોળી ભવાની અને દાતાપીરને પુજનાર હોય. હનુમાન પર તેલ ચડાવીને પીપળે પાણી રેડનાર હોય, છતાં નામ શ્રાવક ધરાવે.

મિથ્યાત્વ અનંત સંસારને વધારનાર છે, છતાં મિથ્યાત્વ ભાવથી મુક્ત કેમ થતા નથી? શીતળા સાતમને દીવસે ટાઢું ખાય અને શીતળા પૂજવા જાય. બોળચોથને દીવસે ગાયનું પૂજન કરે પણ ઘેર પોતાની માતાની સેવા ન કરે. તેને જેવા તેવા શબ્દો કહીને તરછોડે. વડીલોની સાથે અસભ્ય વર્તન કરે પ્રથમ પુજનીય "માતાપિતા" છે. તેમની સેવા કરવી તે સંતાનોની ફરજ છે. તેમનું મન ન દુભાય તેની કાળજી રાખવી જોઈએ.

"મા-બાપનું માને નહી એ પુત્રને ધિક્કાર છે, સેવા કરી જાણે નહી. એ પુત્રને ધિક્કાર છે.
નાના થકી મોટા કર્યા ભીના થકી કોરા કર્યા ઉપકાર ભૂલે અભાગીયો એ પુત્રને ધિક્કાર છે.
મોજે કરે મન ફાવતી હોટલ સીનેમાની મહીં, મા-બાપ મરે દાણા વિના એ પુત્રને ધિક્કાર છે.
દેવું કરી પરણાવીયા દાગીના વેચી અંગના, દેવું ભરે નહી બાપનું, એ પુત્રને ધિક્કાર છે.
પરણ્યા પછી જુદા થયા, લઈ ને લાડી સાથમાં, માતા કરે જો વૈતરૂં તો પુત્રને ધિક્કાર છે.

માતા પિતા તો સાચું તીર્થ છે. તેમના પગમાં પડ. માતાની આંખો ગમીભરી હોય છે. આવી (જનેતા) માતા સાક્ષાત હોવા છતાં ગારાની શીતળા માતાને પૂજવા જાય છે. શ્રધાનો પાયો ડગમગતો હોય એને સ્થિર કરો. પ્રાઈમ મીનીસ્ટર પધારવાના હોય ત્યારે રસ્તાઓ બધાં સાફ થાય છે. એમ એક સમ્યગ દર્શન પ્રાપ્ત થતાં આયુષ્ય વર્જીને સાતે કર્મની સ્થિતિ એક કોડા કોડી સાગરની અંદર આવી જાય છે. મોહનીય કર્મની ૭૦ કોડા–કોડી સાગરમાંથી ૬૯ કોડા–કોડી જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અશાતા વેદનીય અને અંતરાયની ૩૦ કોડાકોડી માંથી ૨૯ કોડાકોડી અને નામ ગોત્રની ૨૦ કોડાકોડી માંથી ૧૯ કોડાકોડી સાગરથી અધિક કર્મને ખપાવી નાખે છે. આવો અપૂર્વ મહીમા એક સમ્યગ્ દર્શનનો છે. સમ્યગ્ દર્શનનો મહિમા જુઓ : સમ્યગ દૃષ્ટિ આત્મા મિથ્યાત્વી દેવોને પૂજતા નથી, તેનાથી અમે સુખી થઈએ એમ માનતા નથી. સુખ મળવું કે દુઃખ મળવું એ તો પોતાના કરેલાં કર્મને આધીન છે. જો પુણ્યનો ઉદય હોય તો વિપરીત દેખાતી પરિસ્થિતિમાં પણ લાભ પ્રાપ્ત થાય. એક શેઠ બેઠેલા છે ત્યાં એક જ્યોતિષી આવે છે. શેઠ જ્યોતિષીને પોતાનો હસ્ત બતાવીને પુછે છે કે મારૂં ભાગ્ય કેવું છે? જ્યોતિષી કુંડળી જોઈને કહે છે કે અત્યારે તમારૂં ભાગ્ય ખૂબ ચડીયાતું છે, ગૃહો પણ સારા છે. અવળા નાખો તો પણ સવળા પડે તેમ છે. જ્યોતિષી તો કહીને ચાલ્યો જાય છે. ગૃહો કાંઈ કરતા નથી પણ સુચક છે. કરનાર તો પોતાનાજ કર્મ છે. શેઠ વિચારે છે કે, મારે મારા ભાગ્યની પરીક્ષા કરવી છે. એટલે ભાગ્યની પરીક્ષા કરવા રાજ્ય દરબારમાં જાય છે. વધારેમાં વધારે જોખમ તો રાજ્ય કચેરીમાં જ ને? રાજસભામાં જઇ રાજા જે સિંહાસન પર બેઠેલા છે તેની નજીક જઈ મુગટ પર એક જોરથી થપ્પડ લગાડે છે. રાજાના મસ્તક પરથી મુગટ ઉડી પડે છે બોલો, ભાગ્યની પરીક્ષા કરવા તમો આવું જોખમ વહોરો ખરા? તમને તમારા ભાગ્ય પર વિશ્વાસ હોય તો ધર્મકાર્યમાં શું તમે કૃપણ બનો ખરાં?

સુપાત્રે દાન દેવામાં જેટલા ખર્ચીશ તેટલા પાછા મલશે એવો વિશ્વાસ છે? રાજાનો મુગટ પડી ગયો એટલે સીપાઈઓ મ્યાનમાંથી તલવાર કાઢી દોડી આવ્યા. તલવાર શેઠની ગરદન પર પડે તે પહેલાંજ પુણ્યના જોરે બધો મામલો પલટાઈ ગયો. નીચે પડેલા મુગટ પર રાજાની દૃષ્ટિ પડી તો તેમાં એક નાનકડો ભયંકર ઝેરી નાગ જોવામાં આવ્યો. રાજાને થયું : અરે? આ ઉપકારી ન આવ્યો હોત તો શું થાત?

રાજાએ સીપાઈઓને રોકી દીધા અને મંત્રીને હુકમ કર્યો કે આ શેઠને ઈનામમાં પાંચ હજાર સોના મહોરો આપો. પુણ્ય પર ભરોસો હોય તો આવો લાભ થાય. પ્રારબ્ધ વધે કે પુરુષાર્થ? પુરુષાર્થ ગમે તેટલો કરો પણ ભાગ્યમાં નહિ હોય તો મલવાનું નથી. જૈન દર્શન પાંચેય સમવાયને માને છે. પાંચે ભેગા થાય ત્યારે જીવને લાભ મલે છે. પેલા શેઠે ભાગ્યની પરીક્ષા કરી તેના અવળા પ્રયત્નનું પણ સવળું પરિણામ આવ્યું. થોડા વખત

પછી શેઠ ફરી વખત જ્યોતિષી પાસે આવ્યા. અને પૂછયું : જોષી મહારાજ ! હવે મારા ભાગ્ય કેવાછે ? જોશીએ કુંડલી મુકીને કહ્યું "ગૃહો બલવાન છે". તમને કોઈ રીતે હરકત આવશે નહી. શેઠ ફરી રાજ્ય દરબારમાં ગયા. રાજાએ તેનું સન્માન કર્યું. ત્યાં તો શેઠે રાજાના બન્ને પગ પકડી રાજાને નીચે પછાડયા. સર્વે સભાજનો હાહાકાર કરવા લાગ્યા. સુભટો મારવા દોડયા. એવામાં સિંહાસનની પાછળની ભીંતનો કરો તૂટી પડયો. આ જોઈ રાજા ખુશ થયા. આ ઉપકારી પુરુષ ન આવ્યો હોત તો હું જરૂર દબાઈ જાત અને અહીંજ મારૂં મૃત્યું થઈ જાત. શેઠને ૧૦૦૦૦ રૂ. ઈનામમાં અપાવ્યા. આ બધું પુણ્યનું ફલ છે. પુણ્ય જેના પાધરા હોય તેને કયાંય વાંધો આવતો નથી. જેવું ભાગ્ય હોય તેવા નિમિત્તો તરફ મનુષ્ય ખેંચાય છે છ માસ પછી વળી પાછા શેઠ જોષી પાસે જાય છે અને ગૃહો કેવા છે તે બાબત પૂછે છે. જોશી મહારાજે કહ્યું : હજુપણ ગૃહો ખૂબ જ બલવાન છે. તમને કાંઇ આંચ આવે તેમ નથી. શેઠ ત્યાંથી પાછા ફરી ગામમાં પ્રવેશવાની તૈયારીમાં હતાં ત્યાં દરવાજામાં સામેથી રાજાને પગે ચાલીને આવતા જોયા. રોજ હાથી ઘોડા પર ફરનારને આજે ચાલવાનું મન થયું. સાથે થોડા માણસો અને સૈનિકો પણ હતા. રાજાએ શેઠને જોયા. ઉપકારીનો ઉપકાર સાંભર્યો અને પ્રસન્ન ચિત્તે એકદમ મલવા માટે આગળ આવ્યા. ત્યાં શેઠે જોરથી ધક્કો માર્યો, રાજા એકદમ દૂર ફંગોળાઇ ગયા. દાંતમાંથી લોહી નીકળવા લાગ્યું. મુઢ માર પણ ખૂબ વાગ્યો. સાથેના સૈનિકો શેઠ તરફ ધસ્યા. ત્યાંતો શેઠના પુણ્યે જોર કર્યું. નગરનો દરવાજો પૂરાણો હતો તેથી જીર્ણ થઈ ગએલો, તે એકાએક તૂટી પડયો. રાજા, માણસો અને સૈનિકો બધાં બચી ગયા. રાજા વિચારે છે કે આ શેઠ કેટલા ઉપકારી ? તેણે મને ત્રણ ત્રણ વખત બચાવ્યો, માટે મારે આ વખતે તો તેને સારામાં સારૂં ઈનામ આપવું જોઈએ એમ ધારી રાજાએ શેઠને પોતાનું અર્ધું રાજ્ય આપી દીધું. વિપરીત કામ પણ સીધા પડે એ પ્રગલ પુણ્યની નિશાની છે. ભગવાને સુંદર રીતે નવતત્વનું સ્વરૂપ સમજાવ્યું છે. તેને યથાર્થ રીતે સમજો. બહેનો દરેક ડબાપર નામ લખી રાખે છે કે, તુવેરની દાળ, મગની દાળ, ચોખા એટલે જે વસ્તુ જોઇએ તે નામ વાંચીને ખોલે તો તરત જ મળી જાય, એમ એક એક તત્વને તપાસીને વસ્તુના સ્વરૂપને સમજો. પુણ્ય શું છે? પાપ શું છે ? જીવ શું છે? અજીવ શું છે ? એમ નવેય તત્વોનું સ્વરૂપ સમજો, તો બરાબર નિર્ણય કરી શકશો. તત્વના સ્વરૂપને સમજશો તો જૈન ધર્મ ઉપર અતૂલ શ્રદ્ધા પ્રગટ થશે. નિષધકુમારને અભ્યાસાર્થે ગુરૂકુલમાં મુકવામાં આવ્યો છે. આગળ શો અધિકાર આવશે તે અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં...૨૭

### શ્રાવણ વદ ૯ ને શનિવાર તા. ૭-૮-૭૧

અનંતજ્ઞાની, ત્રૈલોક્ય પ્રકાશક, શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ ભવ્ય જીવોને સિદ્ધાંતથી તત્ત્વો સમજાવ્યા છે. સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ. બારમા વન્હિદશા ઉપાંગસૂત્રમાં નિષધકુમારનો અધિકાર ચાલે છે.

विद्या विवादाय धनंमदाय, शक्ति परेषां परपीडनाय ।
खलस्य साधो विपरीतमेतत्, ज्ञानाय दानाय च रक्षणाय ॥

જે દુર્જન મનુષ્ય છે તે વિદ્યા શીખ્યો, તેનો ઉપયોગ બીજા સાથે વિવાદ કરવા માટે, બીજાને હરાવવા માટે તથા બીજાને પાછા પાડવા માટે કરે છે. ધન મેળવ્યું, પણ ધનથી મદ વધ્યો છે. "અમે પૈસાવાળા, અમારે મોટર, અમારે એર-કન્ડીશન રૂમ, અમારે અદ્યતન સાધનો, અમારે આમ ને તેમ." આમ પૈસો તો વધ્યો પણ સાથે-સાથે અભિમાનનો પારો સાતમે આંસમાને ચડી જાય પહેલાનાં રાજામહારાજાને ત્યાં જે સાધનો ન હતાં તે આજે ઘણાંની પાસે છે.

સૌ સાધન બંધન થયાં, રહ્યો ન કોઈ ઉપાય,
સત્ સાધન સમજ્યો નહિં, ત્યાં બંધન શું જાય!"

સાધન સજ્યાં પણ એ સાધનો જ ભવ અટવીમાં ભમાડનાર બંધન રૂપ થયાં. જે સાધનથી ભવબંધન તૂટે એને ઓળખી શક્યો નહિં. બાહ્ય સાહ્યબી મળી એમાં તો આટલું ગુમાન આવી ગયું કે અભિમાનમાં મરી ગયો. વળી સૂત્ર-સિદ્ધાંત ભણી લીધાં. થોડું બીજું જ્ઞાન મેળવી લીધું એટલે માને કે મારા જેવી વિદ્યા કોઈની પાસે નથી પણ જ્ઞાની પુરૂષો કહે છે માન ગળે તો જ્ઞાન મળે જ્યાં સુધી માન હોય છે ત્યાં સુધી કેવળજ્ઞાન થતું નથી. 'હું' પદ રાખવું છે, અને કેવળજ્ઞાન મેળવવું છે એ ક્યાંથી મળે?

સુધર્મા સ્વામીને ગૌતમ સ્વામી ચૌદ પૂર્વનું જ્ઞાન હતું. તેમની પાસે આપણું શું જ્ઞાન છે? કાલે વ્યાખ્યાનમાં શું કહ્યું હતું એ પણ યાદ રહેતું નથી. આપણા મગજ કેવા થઈ ગયા છે?

"સાંભળી સાંભળીને ફૂટયાં કાન, તો ય ન આવ્યું અખા બ્રહ્મ જ્ઞાન."

સાંભળી–સાંભળીને આખી જીંદગી ચાલી જાય તો પણ બ્રહ્મ જ્ઞાન થતું નથી. સાચી વિદ્યા કેમ પ્રાપ્ત થતી નથી? કારણ કે જીવમાં માન અને કષાય ભરચક ભર્યા છે. યશોવિજયજી મહારાજ ભણી–ગણીને તૈયાર થયાં, પણ તેમને એમની વિદ્યાનો ગર્વ છે. તેઓ ગામે–ગામ ફરે છે અને કહે છે. દુનિયામાં મને પરાસ્ત કરનાર કોઈ નથી. કોઈનામાં એ શકિત હોય તો મારી સામે આવી જાય. જે તેમની સામે આવે તે બધાને હરાવતાં જાય છે હરાવીને વિજયનાં પ્રતિકરૂપે પાંચસો ધજાઓ પ્રાપ્ત કરીને એક ગામમાં પધારે છે. ત્યાં તેમનો ભવ્ય વરઘોડો નીકળે છે. આનંદઘનજી મહારાજ પણ તે નગરમાં બિરાજે છે. યશોવિજયજી અને આનંદઘનજી એક–બીજાને મળે છે. યશોવિજયજી મહારાજનો ઠઠારો જોઈ આનંદઘનજી વિચાર કરે છે કે મહારાજ પાસે જ્ઞાન ઘણુ છે, પણ જ્ઞાનનું અજીરણુ થઈ ગયું છે. એની શાન ઠેકાણે લાવવી જોઈએ, નહી તો પતનનાં ખાડામાં પડી આત્માના ઉદ્ધારને બદલે અધોગતિને પ્રાપ્ત કરી લેશે. એક વખત મોકો જોઈ આનંદ–ઘનજી મહારાજ કહે છે કે ઘણા વખતથી આપને મળવાની ઈચ્છા હતી તે પૂરી થઈ છે. આપનું વ્યાખ્યાન પણ ઘણું સુંદર છે આપ પ્રતિભાશાળી છો. વળી આપે ઘણાંને પરાસ્ત કર્યા છે. આ એક ગાથાનો આપ મને અર્થ કરી આપો. એમ કહી નીચેની ગાથા આપી.

> धम्मो मंगल मुक्किठं, अहिंसा संजमो तवो,
> देवावि तं नमंसंति, जस्स धम्मे सयामणो ॥ દશ. અ. ૧–૧

યશોવિજયજી ગાથા જોઈ જરા હાસ્ય કરે છે. આવી ગાથાનો અર્થ કરવો તે તો મારા જેવા માટે શું મુશ્કેલ છે! એમ વિચારી અર્થ શરૂ કરે છે ધર્મ એ ઉત્કૃષ્ટ મંગલ છે. અહિંસા, સંયમ અને તપરૂપી ધર્મમાં જેઓનું મન હંમેશા દૃઢ રહે છે તેઓને દેવો પણ નમસ્કાર કરે છે. આમ ત્રણ–ચાર જુદી–જુદી રીતે અર્થ કરીને સમજાવ્યું. આ ગાથામાં ખૂબ ઊંચા ભાવો ભર્યા છે, અનેક ઊંડા રહસ્યો છૂપાયેલા છે પણ એને ઉકેલનાર જોઈએ. સમજનાર જોઈએ. યશોવિજયજીએ ત્રણ–ચાર વાર અર્થ કર્યા છતાં આનંદઘનજીએ કહ્યુ કે હજુ વિશેષ રીતે સમજાવો. તેમણે એક ગાથાનો પંદરવાર અર્થ કર્યો, જ્ઞાનનો ધોધ વહેવડાવ્યો, પણ આનંદઘનજીને હજુ સંતોષ થયો નહિં, તેથી કહ્યું, "હજુ સમજાવો." આ સાંભળી યશોવિજયજીએ કહ્યુ: હવે આપ જ સમજાવો. આનંદ ઘનજી મહારાજ વિદ્વાન હતા. આત્મામાં રમણ કરનાર હતાં. જ્ઞાન મેળવીને ખૂબ જ મંથન કરેલું જેથી અનુભવી હતા. ગમે તેવા વિકટ અર્થોના ખુલાસા કરી શકતાં. અને એક રીતે નહિં પણ અનેક રીતે સમજાવી શકતાં. તેમણે આ એક ગાથાનો અર્થ અને રહસ્ય ત્રણ દિવસ અને ત્રણ રાત સુધી સમજાવ્યાં યશોવિજયજી મહારાજ તો તે સાંભળીને આશ્ચર્યમુગ્ધ બની ગયા. તેમનું માન ગળી ગયું ને ઊભા થઈ આનંદઘનજી

મહારાજના ચરણોમાં ઝુકી ગયા. પછી આનંદ ઘનજી મહારાજ કહે છે. આપણું જ્ઞાન તો ઘણું અલ્પ છે. ભગવાન મહાવીર સ્વામીનાં જ્ઞાન પાસે ગૌતમ સ્વામીનું જ્ઞાન અનંતમા ભાગનું હતું. સ્વયંભૂરમણ સમુદ્રમાં અગાધ પાણી તેમાંથી ચકલાની ચાંચમાં કેટલું પાણી આવે? "બહુ જ અલ્પ. ભગવાનું જ્ઞાન સ્વયંભૂરમણ સમુદ્રનાં પાણી જેટલું, અને ગૌતમ સ્વામીનું જ્ઞાન ચકલાની ચાંચમાં આવે એટલું. ગૌતમ સ્વામી ચાર જ્ઞાનનાં ધણી અને ૧૪ પૂર્વના પાઠી હતાં. તેમનું જ્ઞાન અલ્પ તો તેની પાસે આપણું કેટલું અલ્પ? આટલા જ્ઞાનમાં શું અભિમાન કરવા જેવું છે? આ બધો શો ઠઠારો કર્યો છે? યશોવિજયજી તરત બધી ધજા ઉતારી નાંખે છે અને સત્ય સમજણની ધ્વજા ગ્રહણ કરે છે. કોઈ ભૂલ બતાવે તો એનો ઉપકાર માનવો જોઈએ યશોવિજયજી એ કહ્યું "તમારી વાત સાચી છે. આ મેં પાંચસો ધજા મેળવી એ ખોટું કર્યું". ટકોરને સમજે ચકોર. એકવાર કહેવાય એ ટકોર અને વારંવાર કહેવાય એ ટક, ટક! ઘડીયાળમાં શું થાય છે? "ટક-ટક" કોઈ તેના પર ધ્યાન દેતું નથી. પણ ડંકા પડે એટલે ખબર પડે કે કેટલા વાગ્યા! અને તેના પર કેવું ધ્યાન જાય છે? જ્ઞાની પુરૂષો બહું બોલતા નથી. બોલે તો થોડું અને એવું મિષ્ટ બોલે કે તેમના વચન સાંભળનારને ઈષ્ટ લાગે. તેમની વાણી ફુલ જેવી કોમળ હોય છે. રાગ મિટાવનાર અને સાચી સમજણ આપનાર હોય છે. કોઈના જીવનમાં કજીયા થાય એવી ભાષા બોલતાં નથી. કોઈનું સ્વાભિમાન હણાય એવા માર્મિક શબ્દો બોલતા નથી. માયાના સ્થાન બધાં છોડી દે છે. વિચારીને બોલે પણ વગર વિચાર્યું જેમ ફાવે તેમ બોલતાં નથી. તેથી તેઓ જે વાત બોલે એ બરાબર મગજમાં બેસી જાય. આનંદઘનજીની વાત કેવી સરસ હતી. કેટલી સચોટ હતી. અને હિતકર હતી, તેથી જ યશોવિજયજીના હૈયા સોંસરી તે વાત ઊતરી ગઈ. જ્યાં સુધી અભિમાન હોય ત્યાં સુધી કેવળી પાસેથી પણ સમજણ મેળવી શકે નહિં.

"કેવળી આગળ રહી ગયો કોરો, તનમન ન લાગ્યા મીઠા રે,
શ્રી સીમંધર સાહેબ મોરા રે, હું દર્શન ચાહું પ્રભુ તોરા રે."

હે ભગવાન! હું કેવળી આગળ કોરો રહી ગયો ભગવાનની મિષ્ટ, મિષ્ટતર અને મિષ્ટતમ વાણી કાનને સારી લાગી પણ હૈયામાં ન ઉતરી. વિદ્યા વાદવિવાદ માટે નથી ભણવાની કોઈને ઉતારી પાડવા માટે નથી ભણવાની, પણ અપૂર્વ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે ભણવાની છે. અજ્ઞાનીઓ અજ્ઞાનદશામાં અટવાઈ ગયા છે. નિજ સ્વરૂપનું ભાન નથી એટલે વિભાવ ભાવમાં રમી રહ્યા છે. પણ અનાદિની રખડપટ્ટી છોડી નિજ સ્વરૂપમાં મસ્ત બનવું જોઈએ. પોતે જ પોતામાં ઠરવું, સ્થિર થવું જોઈએ આવી મસ્તી મહાપુરૂષોની હોય છે. જેમનામાં શુદ્ધ આત્મજ્ઞાન હોય, જે આગમધર અર્થાત સિદ્ધાંતોને સમ્યક્ પ્રકારે જાણનારા હોય, શુદ્ધ સમ્યક્ત્વી હોય, સંવર આદિ પ્રધાન ક્રિયાના કરનારા હોય, ગુરૂકુળની

પવિત્ર મર્યાદાને જાળવી રાખનારા હોય સ્વસ્વરૂપ લક્ષને નહિં ઠગનારા એવા અવંચક હોય. શુદ્ધ આત્માનુભાવી હોય તે જ આત્મ-શાંતિ મેળવી શકે છે. નિજ સ્વરૂપમાં મસ્ત બની એકાંત આત્મ-સાધના સાધે છે.

"એકાકી વિચરતો વળી સ્મશાનમાં, વળી પર્વતમાં વાઘ-સિંહ સંયોગજો,
અડોલ આસન ને મનમાં નહીં ક્ષોભતા, પરમમિત્રનો જાણે પામ્યા યોગ જો.
અપૂર્વ અવસર એવો ક્યારે આવશે !

અજ્ઞાની સંગને ઇચ્છે છે. જ્ઞાની અસંગને ઇચ્છે છે. સાધુઓ એકલા વિચરે છે અને પોતાના નિજ સ્વરૂપમાં આત્માને સાધે છે. આવા જીવો સ્મશાનની અંદર ઊભા રહે, ચારે બાજુ ભુતાવળ હોય, ગમે તેવા અવાજો આવે, ભયપ્રદ અને રૂદ્ર શબ્દો સાંભળવા મળે તો પણ તેઓનું ચિત્ત ખળભળે નહિ. પર્વતમાં વાઘ, સિંહ અને ચિત્તાનો સંયોગ થાય તો પણ જરાય ક્ષોભ ન થાય. સિંહની ત્રાડોથી ત્રાસ ન પામે. એ સિંહ છે, તો હું પણ જૈનશાસનનો સિંહ છું. સિંહને સિંહ સામે શો ભય? એક મંકોડા ચડયો હોય ત્યાં ઓયવોય કરે, એ શી આત્મસાધના કરી શકે? મુનિ વૃક્ષ નીચે કાઉસગ્ગ ધ્યાનમાં બેઠા હોય અને સર્પો ઉપરથી પસાર થાય, છતાં અડોલ રહે છે, પણ પોતાના આસનને છોડતાં નથી, આસન પણ ચલ-વિચલ ન થાય. કાયા પણ આઘીપાછી ન થાય. આવી સ્થિરતા સાધુ-પુરૂષની હોય છે દેહનો પણ સંગ તેને ગમતો નથી. આ દેહ એ પડોશી છે. હું જુદો અને શરીર જુદું, જડ જુદું અને ચૈતન્ય જુદું. આમ તેના હૃદયમાં બરાબર બેસી ગયું છે જડપદાર્થ જડ મટી ચૈતન્ય થાય નહીં અને ચૈતન્ય જડ થાય નહીં. એક એક પ્રદેશ ઉપર બધાં દ્રવ્યો રહ્યા છે, છતાં કોઈ કોઈમાં ભળતા નથી જડ અને ચૈતન્યનો સ્વભાવ ભિન્ન ભિન્ન છે જ્યારે કોઈનું મૃત્યુ થાય છે ત્યારે મડદું અહીંયા રહી જાય છે. ચૈતન્ય દેવ બીજી ગતિમાં ઊપડી જાય છે.

"સમતા રમતા ઊર્ધ્વતા જ્ઞાયકતા સુખ ભાસ,
વેદકતા ચૈતન્યતા એ સબ જીવ વિલાસ."

આ બધાં જીવનાં ગુણો છે. ગુણગુણી અભેદ છે. જીવનો સ્વભાવ સમતા છે. પણ તેમાં જ્યારે વિકૃતિ આવે ત્યારે જીવ ક્રોધ કરવા લાગે છે. "હવે તો કંટાળી ગયા. આ ઘર કેવું છે? રોજના લોહી ઉકાળા! આ વહુને જુદી કરીએ તો નિરાંત થાય." આમ જ્યારે સાસુ બોલે છે ત્યારે શું વહુનાં એકનાં વાંકે જ લોહી ઉકાળો થાય છે? બે હાથે તાળી પડે, એમ બંનેનો વાંક હોય ત્યારે ઝઘડો થાય. તમે શાંતિને ઈચ્છો છો? ચોવીસ કલાકમાં કેટલીવાર ક્રોધ કરો છો? ક્રોધથી આત્માનું ઘણું અહિત થાય છે. ક્રોધની અગ્નિ

પ્રગટાવી એટલે ગાળા-ગાળી, મારા-મારી થાય. તારો મૂળભૂત સ્વભાવ સમતા રાખવો તે છે, તેને ભૂલી વિભાવમાં શા માટે જાય છે?

એક શેઠે પોતાના જીવનમાં ક્ષમાને ખૂબ કેળવી છે, પણ કોઈ પાપોદયે એમને સ્ત્રી એવી મળી છે કે ક્રોધ કરી ઝઘડાં કર્યા જ કરે. બંને વિપરીત સ્વભાવના છે. સ્ત્રી ગમે તેટલું બોલે પણ શેઠ શાંત રહે છે. એક દિવસ શેઠને રવિવારનો દિવસ છે. રવિવારે દુકાન બંધ હોય એટલે ચોપડાં ઘેર લાવે છે. જમીને બેઠા બેઠાં નામું લખે છે. શેઠાણી એંઠવાડ કાઢીને બહાર નીકળે છે. હાથમાં એંઠવાડનું ભરેલું હાંડલું છે. વચલી રૂમમાં છોકરો રાડો પાડે છે. છોકરાને રડતો જોઈને શેઠાણી ગુસ્સે થઈને કહે છે. "તમારા ચોપડાને હવે એક બાજુ મૂકોને! આ છોકરાને જરા શાંત કરવા દોરી તાણોને!" શેઠાણીની ભાષામાં કઠોરતા છે, કર્કશતા છે ભાષા સુંદર હોવી જોઈએ કોઈને પણ તુંકારો હુંકારો પણ ન કરાય. વડીલો પ્રત્યે મર્યાદા રાખવી જોઈએ. વિદ્યા વિનયથી શોભે છે. આંબો ફળ આવવાથી નમતો જાય છે, એમ જ્ઞાન મળતાં નમવું જોઈએ. નમ્રતા એ ધર્મનું પહેલું પગથિયું છે. નમ્ર બનો. જેનામાં સરળતા હોય, નમ્રતા હોય ત્યાં ધર્મ ટકે છે આ બાઈ ગાળોનો વરસાદ વરસાવે છે તો પણ શેઠ એની સામે જોતા નથી. એના સ્વભાવ પ્રમાણે એ કરે અને મારા સ્વભાવ પ્રમાણે હું કરું એમ વિચારી શેઠ શેઠાણીનાં વચનની ઉપેક્ષા કરે છે. તમારો સ્વભાવ કેવો છે? શેઠની માફક Let go કરતાં આવડે છે?

શેઠની સામે શેઠાણી ખૂબ બડબડાટ કરે છે, તો પણ શેઠ એક શબ્દ બોલતાં નથી. તમે આવો સ્વભાવ કેળવી શકશો? જો એમ થાય તો કોઈ ઝગડો આગળ વધે નહિં. શેઠાણી ફરીને બોલે છે. 'મોઢામાં જીભ છે કે નહિ, કાંઇ જવાબ તો આપો.' ગુસ્સામાં ને ગુસ્સામાં શેઠાણીએ હાંડલું શેઠ પર ફેંક્યું. શેઠનાં કપડાં બગડ્યા, ચોપડાં ખરાબ થયા. છતાં શેઠ એટલું બોલ્યા, "રોજ તો ગાજતો હતો, આજે વરસાદ વરસ્યો પણ ખરો." સાચું હોય તો પણ ક્રોધ કરીને કોઈને કાંઈ ન કહેવું. સત્ય વાત નમ્રતાથી કરવી જ્યારે પોતાના સ્વભાવથી વિપરીત વાત આવે ત્યારે ખબર પડે કે થર્મોમીટર પર ક્રોધનો પારો કેટલી ડીગ્રી ચડે છે. જ્યારે જ્યારે ક્રોધનાં પ્રસંગો પડે ત્યારે ત્યારે સમતા રાખો.

એક દિવાસળીથી કાગળ સળગાવવો છે. તો દિવાસળીનું મોઢું પહેલાં સળગે છે. પોતે પ્રથમ બળે પછી બીજાને બાળે. ક્રોધ એક વિષધર સર્પ છે. જેના ડંખથી આત્મા પોતાનું સ્વરૂપ ભૂલી જાય છે. ક્રોધમાં ગાંડો બનેલો માનવ આગળપાછળ જોતો નથી. ક્રોધને કારણે ભોજન વિષ બને છે ક્રોધી માણસના મુખમાંથી અપશબ્દ નીકળે છે. ક્રોધથી તન નિર્બળ બને છે. મન અપવિત્ર બને છે. બુદ્ધિ અસ્થિર થાય છે આત્મા મલિન થાય છે. ક્રોધ બધાં અનર્થોનું મૂળ છે. ક્રોધી માણસ કદી સ્વસ્થ ન રહે. તેનો ચહેરો પીળો પડી જાય છે. શરીર સુકાઈ જાય છે. પાચનશક્તિ મંદ પડી જાય છે. અને

ધીરે ધીરે શરીર રોગોથી ઘેરાઈ જાય છે. શેઠમાં પર એંઠવાડનું હાંડલું પડયું, તેથી ગાદી બગડી, ચોપડાં બગડયા, કપડાં બગડયાં. પણ આત્માને શેઠે ન બગાડયો. શેઠાણી તો ચૂપ થઈ ગયા. અને વિચારે છે અરે ! મેં શેઠ ઉપર કેવું કર્યું, છતાં તેઓ હસે છે, ખરેખર હું મૂર્ખ છું. શેઠને ઓળખી શકી નથી. હવે હું આવું નહિં કરું. શેઠની ક્ષમાની અસર કેવી થઇ ? શેઠાણી સુધરી ગયા. જ્યારે નિમિત્ત ભટકાય ત્યારે ક્રોધ ન કરે. અને સમતા રાખે તો જ્ઞાન પરિણમ્યું કહેવાય. માટીનાં તથા લાકડાંનાં રમકડાં, જામફળ, બોર, જાંબુડા, બદામ, પીસ્તા, લવીંગ વગેરે એવા દેખાય છે કે તે સાચા છે કે ખોટાં તે ઓળખી ન શકાય; લાકડાંનાં ફળ, લાકડાના રમકડાં એ જોવાનાં છે, કંઈ ખવાય થોડાં ? એનાથી કાંઈ ભૂખ ભાંગે ખરી ? શબ્દજ્ઞાન કર્યું, પણ તેનાથી આત્માની ભૂખ ભાંગતી નથી. જ્ઞાતા અને દ્રષ્ટા જીવનો સ્વભાવ છે. આત્મા તો પોતાને જાણે છે અને પરને પણ જાણે છે. જ્ઞાયકતા જીવનો સ્વભાવ છે પણ નિમિત્તમાં ભળવું તે આત્માનો સ્વભાવ નથી.

ઘણું ભણ્યા, ઘણું વિચાર્યું, એથી શું થયું ? અંદરથી ક્રોધ અને કષાયને કાઢવો જોઈએ. અને સમતાભાવ રાખવો જોઈએ તો અવશ્ય કલ્યાણ થશે. તમારો સ્વભાવ કેવો છે ? જો સ્વભાવ ખરાબ હોય તો એ તમને ખૂંચે છે ? તમે ધારો તો સ્વભાવ સુધારી શકો. આજથી પોતાનો કેસ પોતાના હાથમાં લેવાનો છે. ગમે તેટલાં નિમિત્ત આવે તો પણ મારે ક્રોધ ન કરવો. ક્રોધ આવે ત્યારે ક્ષમાનો, ઉપશમ ભાવનો વિચાર કરવો. મનમાં શાંતિનો વિચાર કરો શાંતિ, ક્ષમા અને ઉપશમ ભાવથી જ ક્રોધ શમશે. ભુલ થાય તો માફી માંગો. અને કોઈ તમારી પાસે ક્ષમા માગે તો માફી આપો. ક્ષમાનું આદાનપ્રદાન કરવાથી આત્મા હળવો ફૂલ બને છે આની રોજ પ્રેકટીસ પાડો. Try and try again સજ્જનપુરૂષોની વિદ્યા બીજાનાં જ્ઞાનને માટે, લક્ષ્મી દાનને માટે તેમ જ શક્તિ બીજાનું રક્ષણ કરવા માટે હોય છે. આવું અમૂલ્ય જ્ઞાન મેળવશો તો અવિનાશી કલ્યાણ થશે.

---

## વ્યાખ્યાન નં.....૨૮

### શ્રાવણ વદ ૨ ને રવિવાર તા. ૮-૮-૭૧

અનંત જ્ઞાની ત્રૈલોક્ય પ્રકાશક ભગવાન મહાવીર સ્વામીએ કરૂણા વરસાવીને સિદ્ધાંતથી સમજાવ્યું છે સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ, એનું નામ સિદ્ધાંત.

મનુષ્યભવ દુર્લભ છે. ભગવાને મનુષ્યભવને વખાણ્યો છે. બીજા ભવને વખાણ્યા

નથી. આ ભવમાં પ્રભુની વાણી સાંભળવા મળી છે. અને આચરણમાં મુકવી શકય બને છે. નિષધકુમારને ગુરૂકુળમાં મુકયા છે. કેળવણી લેવી એ દરેકનું કામ છે. ખેતરમાં કપાસ વાવ્યો અને કપાસમાંથી રૂ, રૂમાંથી સુતર અને સુતરમાંથી કાપડ થાય છે. પછી એ કાપડ વડે દેહને ઢાંકી શકાય છે, એમ જીવનને પણ બરાબર ઘડવું જોઇએ. લોખંડના ટુકડાની ખાસ કિંમત નથી પણ લોખંડના ટુકડા ઉપર કારીગરી કરવાથી લોખંડના ટુકડાની કિંમત કેટલી વધી જાય છે એની ખબર છે? એક ટુકડો પરદેશ પહોંચી ઘડીયાળ આદિનું અંગ બની જાય કે મશીનનું કોઇ સાધન બની જાય તો તેની કિંમત ઘણી વધી જાય છે. પુત્ર તથા પુત્રીઓને ઉચ્ચ સંસ્કાર આપવાથી તેઓનું જીવન ઉચ્ચ બને છે. જે મહાપુરુષો થયા તેમના જીવન કેવા સુંદર ઘડાયા હશે? બચપણમાં કેવા સંસ્કાર મળ્યા હશે? બાળકને સુંદર બનાવવાનું કામ માતાપિતાનું છે. પિતામાં દુર્ગુણ હશે તો બાળકમાં એવી ટેવ પડશે. જો પિતા સામાયિક કરતા હશે, માળા ફેરવતા હશે, મુહપત્તિ બાંધતા હશે તો બાળક પણ એ કરવા પ્રેરાશે. પિતા બીડી પીતા હશે તો બાળક પણ બીડી પીશે પિતાનું જોઈને અનુકરણ કરશે. બાળકોમાં અનુકરણશક્તિ ખૂબ જ હોય છે. નિષધકુમાર ગુરૂ પાસે અભ્યાસ કરે છે. ગુરૂ પણ ગરીબનો પુત્ર હોય કે રાજાનો પુત્ર હોય, બધાને સરખી કેળવણી આપતા. પહેલાંના ગુરૂઓ માતૃદેવો ભવ, પિતૃદેવો ભવ આવું શરૂઆતમાં શિખવતા. અને આજે ઇન્ગ્લીશમાં ડી. ઓ જી = ડોગ અને સી. એ. ટી = કેટ. આવું શિખવાડાય છે. આજે કેળવણી માત્ર નોકરી મેળવવા માટે છે, કોઈ ઉચ્ચ ધ્યેયનું લક્ષ રાખી કેળવણી અપાતી નથી. એક સ્કુલની અંદર એક શિક્ષક પરીક્ષા લેવા આવે છે. બધા છોકરાઓને એમ થાય છે કે શેમાંથી પૂછશે? બધા વિદ્યાર્થી ગભરાય છે. શિક્ષક પ્રથમ વિદ્યાર્થીને પૂછે છે, તમે જે ભણી રહ્યા છો તેનો હેતુ શું છે? વિદ્યાર્થી વિચારે છે, અરે! આ કેવો પ્રશ્ન પૂછે છે? તારા જીવનનું ધ્યેય શું છે? તે તો તરત કહે છે આવું કાંઇ અમારી બુકમાં આવતું નથી. તમારે આવા પ્રશ્નો પૂછવાનો કોઈ અધિકાર નથી બધા છોકરાઓને શિક્ષક તો આ જ પ્રશ્ન પૂછે છે, પણ કોઈ યોગ્ય જવાબ આપતું નથી કોઈ કહે છે, મારે ડોકટર થવું છે. કોઈ કહે છે, મારે વકીલ થવું છે. કોઈ કહે છે, મારે એન્જીનીયર થવું છે. પછી છેલ્લા છોકરાને પૂછે છે, ત્યારે એ કહે છે કે મારે આવી ડીગ્રી જોઈતી નથી. મારે ભણીને મારૂં જીવન સુધારવું છે, મારૂં જીવન સારું બને એ મારો હેતુ છે. આ છોકરાને સુવર્ણચંદ્રકનું ઈનામ અપાય છે અને પેલા પરીક્ષક રાજી થાય છે.

"શું થયું શાસ્ત્ર પુરાણ દર્શન ભણે, જો રહ્યો અંતરે પાપ મેલો,
વેદ ચારે ભણ્યો જેમ લંકાપતિ, ના થયો દેવ રાક્ષસ રહેલો;
શું થયું જ્ઞાનની શુષ્ક વાતો કર્યે, ના થયું આત્મ ચારિત્ર સારૂં,
તો પછી ભાર ચંદન ગધેડે વહ્યો, વાંદરાએ પીધો જેમ દારૂ."

રાવણ ચાર વેદનો અભ્યાસી હતો, પણ મનને વિકારથી મુક્ત ન કરી શકયો. તો

એવા જ્ઞાનથી શો લાભ? ગમે તેટલા શાસ્ત્રો ભણવા છતાં પાપનો મેલ ન જાય તો ભણતર શા કામનું છે? ભણતર ભણીને જીવન સદાચારી બનાવવું જોઇએ. ગમે તેટલી કેળવણી લીધા પછી ચારિત્ર્ય સારૂં ન હોય તો તેનો કશો અર્થ નથી. ગધેડા ઉપર ચંદન રાખો પણ તે ચંદનની સુવાસ કેવી રીતે લઇ શકે?-એવી રીતે મગજ ઉપર કેળવણીનો ભાર લાદી દીધો પણ એવી ડીગ્રીથી તમારા આંતરિક જીવન સુધારણાનો પ્રશ્ન કેમ હલ થશે? જીવનને સુધારવા સદાચારની સુવાસ ભરવાની છે. જો તમારા વિચાર સુંદર હશે તો તમે જીવનને સુંદર બનાવી શકશો. જો વિચાર સારા નહીં હોય તો કેવી રીતે જીવન સુંદર બનશે? જો બાળકને નાનપણથી સારી ટેવ પડશે તો અવશ્ય બાળકમાં સારા સંસ્કાર આવશે. સુંદર ટેવ પાડવાથી આપણું જીવન સુંદર બની શકશે. પ્રમાદી માણસ આઠ વાગ્યા સુધી સૂતો હોય તે કેવી રીતે વ્યાખ્યાનમાં આવશે? ભગવાનની વાણીને કેવી રીતે સાંભળી શકશે? જીવનનું ધ્યેય શું છે તે નક્કી કરવું પડશે. સુંદર વિચાર કરશો તો અવશ્ય તમારૂં જીવન સુંદર બનશે.

નિષધકુમાર ગુરૂકુળમાં અભ્યાસ કરી રહ્યા છે. વિદ્યા મેળવ્યા પછી કરવાનું શું છે? જ્ઞાન મેળવ્યા પછી જીવન ઉમદા બને છે. જીવનમાં સહનશીલતા આવે છે. સાચું સમજાય એટલે ખોટું છુટી જાય છે. જ્યારે જીવનમાં સત્ય આવે છે ત્યારે તેનો ચળકાટ ઓર પડે છે. આજે પૂજ્ય અજરામરજી મહારાજની તિથી છે. જેમનો જામનગર પાસે આવેલા પડાણા ગામમા જન્મ થયો. પુત્રના જન્મથી માતાપિતાને ખ્યાલ આવી જાય છે કે પુત્ર ભાગ્યવાન અને પરાક્રમી છે. નાનપણમાં સામાયિક શીખી જાય છે. મા-બાપ ધાર્મિક હોય તો બાલપણમાં ધર્મના સંસ્કાર મળે છે તમે ભૌતિક જ્ઞાન અપાવવા તૈયાર છો તો આધ્યાત્મિક જ્ઞાન આપવા કેમ તૈયાર નથી? આ જ્ઞાન જેણે મેળવ્યું છે તેઓ શાશ્વત સુખના અધિકારી બન્યા છે.

" पंचालराया वि य बम्भदत्तो, साहुस्स तस्स वयणं अकाउं ।
अणुत्तरे भुंजिय कामभोगे, अणुत्तरे सो नरए पविट्ठो ॥३४॥ ઉ. અ. ૧૩

આધ્યાત્મિક જ્ઞાન ભોગથી વિરક્ત બનવાનું શીખવે છે. જે ભોગની અંદર જ આસક્ત રહ્યા તેના શા હાલ થાય છે તે ઉત્તરાધ્યયનનું તેરમું અધ્યયન બતાવે છે.

બ્રહ્મદત્ત ચક્રવર્તીએ ઉંચા ભોગ ભોગવ્યા તો મરીને સાતમી નરકે ગયો. બ્રહ્મદત્ત ભોગનો ભિખારી થઈ, મૂર્છિત થયો અને ભોગને છોડી ન શક્યો તેથી ભોગ ભોગવતા પોતે ભોગવાઈ ગયો. અને સાતમી નરકે ગયો. કેટલું મોટું રાજ્ય હતું, કેટલી સમૃદ્ધિ હતી, છતાં કાંઈ આડે આવ્યું નહિ જેવાં કર્મ કર્યા હશે તેવાં ભોગવવા પડશે ચિત્તમુનિએ બ્રહ્મદત્તને ખૂબ સમજાવ્યો, આર્યકર્મ કરવા કહ્યું. ભોગના કેવા કડવાં ફળ ભોગવવાં પડે

છે તે પણ બતાવ્યું, છતાં ભોગમાં ખૂબ ખૂચી ગયેલા, ભોગોને છોડી શક્યો નહીં. ત્યારે મુનિ પોતાના જ સ્વરૂપમાં મસ્ત રહ્યાં. માર્ગ ભૂલેલાને માર્ગ બતાવે એ કરુણાદૃષ્ટિ છે. જ્ઞાની અજ્ઞાનીને માર્ગ બતાવે છતાં તે માને નહીં, તો પણ એની ઉપર ક્રોધ ન કરે. એની ઉપર ખેદ કરે તો પોતાનું બગડે. પોતે વિરક્ત થઈ ગયા. ઉંચામાં ઉંચું ચારિત્ર પાળી મોક્ષને પ્રાપ્ત કર્યો.

चित्तो वि कामे हि विरत्तकामो, उद्ग्गचारित्त तवो महेसी।
अणुत्तरं संजम पालइत्ता, अणुत्तरं सिद्धिगइं गओ ॥३५॥ ઉ. અ. ૧૩

ચારિત્રથી ભોગની વિરક્તિ, ભોગની વિરક્તિથી સંયમશુદ્ધિ, સંયમશુદ્ધિથી વીતરાગતા અને વીતરાગતાથી વિરક્તિ. એટલે મોક્ષના સુખ પ્રાપ્ત થાય છે. સામાયિક ચારિત્ર, યથાખ્યાત ચારિત્રને લાવનાર છે. તમને ચારિત્ર ઉપર પ્રીતિ છે? સામાયિક બધાને આવડવી જોઈએ. સામાયિક કરવાવાળો પોતાના આત્મા તથા બીજાના આત્માને સમાન જુએ છે. સમ એટલે સરખાપણું, ભેદભાવ વગર સમભાવમાં ટકી રહેવું, રાગદ્વેષ ન કરવો તે વીતરાગ થવાનું પ્રથમ પગથીયું છે. આખા લોકમાં કોઈ પણ જીવ સાથે વેર નહીં રાખવું. તમે સામાયિકનું હાર્દ સમજો. વિષમભાવ છોડીને સમભાવમાં ટકવું એ સામાયિકનું હાર્દ છે. જ્યાં સુધી કષાય ભાવ હોય ત્યાં સુધી સંપૂર્ણ જ્ઞાની થઈ શકાતું નથી. છોકરાને સ્કૂલમાં ભણવા બેસાડયો અને રોજ રોજ લીટા દોરે એનો કાંઈ અર્થ નથી. આગળ વધવા એકડો ઘુંટવો જોઈએ. તેથી તમે તેને કહો ને કે, હવે તું નાનો નથી. એકડો ઘુંટ પણ પોતાની મેળે એકડો કરે અને ઉંધો કરે એનો પણ કાંઇ અર્થ નથી. તે શિખવા ગુરૂ પણ ધારવા પડે છે, અને ગુરૂ એકડો શીખવાડે છે. વળી ઉંધો એકડો કરે તો ફરી શિખવાડે છે. ધર્મગુરૂઓ તમને શ્રદ્ધાનો એકડો શીખવાડે છે. ધર્મ પર શ્રદ્ધા રાખો. આરંભ પરિગ્રહ છોડો. પણ અમે પરિગ્રહ છોડવાની વાત કરીએ તો તમે પૈસા મેળવવાની વાત કરશો. જ્યાં સુધી ધર્મગુરુની હિતશિક્ષા હૈયામાં નહી ઉતરે ત્યાં સુધી આત્મકલ્યાણનો માર્ગ નહીં મળે

અજરામર ભાઈના પિતાશ્રી માંદગી આવવાથી ગુજરી ગયા. કંકુબાઈ ઉપર આફત આવી પડી. પાંચ વરસના બાળકને મૂકીને પિતા ચાલ્યા ગયા. કમાઈને આપનાર ગુજરી જાય ત્યારે માણસની પરિસ્થિતિ કેવી વિષમ થાય? કંકુબાઈ રોજ સવાર સાંજ સામાયિક, પ્રતિક્રમણ કરે છે આ છોકરાને પણ પ્રતિક્રમણ અને સામાયિક કરાવે છે. ધર્મના સંસ્કાર બાળકમા રેડે છે. ખેતરમાં થોડા દાણા નાખવાથી અનેક ગણાં દાણા ઉગે છે, તેમ બાળકમાં પણ સંસ્કારની વૃદ્ધિ થાય છે. આ બાળક નવ વરસનો થાય છે. અને કહે છે કે મારી ભાવના સંયમ લેવાની છે. પછી મા-દિકરો ગોંડલ આવે છે. ગોંડલમાં કાનજી સ્વામી અને હિરાજી સ્વામી બિરાજમાન છે. માતા ગુરૂદેવ પાસે આવી વિનંતી કરે છે: આ મારું બાળક આપને સોંપું છું. આપ એને તૈયાર કરો. મારે સંયમના માર્ગે જવું

છે. છોકરો કહે છે, મારે પણ દીક્ષા લેવી છે. નવ વરસનો છોકરો દીક્ષાની વાત કરે છે. જુઓ, ધર્મના કેવા ઉંડા સંસ્કાર છે. મહારાજ સાહેબ પાસે અભ્યાસ કરવા માંડયો. ખૂબ જ સરસ રીતે અભ્યાસ કરે છે. જે શિખવાડે એ બધું મોઢે રહી જાય. એક જ વાત કે જલ્દી ભણું. કોઈ બીજી પંચાત નહીં. ખોટા કોઈ દોસ્તો નહી. વૈરાગ્યભાવના કોને કહેવાય ? જે પાંચ ઇન્દ્રિયોનું દમન કરે તેને વૈરાગ્ય કહેવાય જેમના બોલવામાં, ચાલવામાં વૈરાગ્ય નીતરતો હોય, વૈરાગ્યભાવના હોય તે વીતરાગને માર્ગે જઈ શકે છે.

"ત્યાગ વૈરાગ્ય ન ચિત્તમાં, થાય ન તેને જ્ઞાન,
અટકે ત્યાગ વિરાગમાં, તો ભૂલે નિજ ભાન."

ત્યાગ, વૈરાગ્ય વિના આત્મજ્ઞાન થતું નથી આ બાળક ભણવામાં દત્તચિત્ત છે. ખૂબ ખંતથી ભણે છે. ત્યાંના એક ગુસાંઈજીની નજર બાળક પર પડે છે ભણીને જાય છે. લડકામાં તાલકુ ચમકે છે આ બાળક રોજ નીકળે છે અને તેઓ જુએ છે. એક દિવસ માણસને મોકલ્યો કે જા, પેલા બાળકને બોલાવી લાવ બાળક ત્યાં આવે છે. ગોસાઈજી તેને પૂછે છે, તું ક્યાંનો છે ? અને ક્યાં રહે છે ? અજરામર કહે—અમે પડાણાના છીએ. અને મહારાજ મને અભ્યાસ કરાવે છે. તારે પિતા છે ? તો કહે છે, મારે પિતા નથી. માતા છે. તેઓ પણ અહીં છે અને એમનો દિક્ષા લેવાનો ભાવ છે અને મારો પણ દીક્ષા લેવાનો ભાવ છે ગોસાંઈજી કહે છે, જૈનની દીક્ષા કેટલી કઠણ છે એની ખબર છે ? ઉઘાડા પગે ચાલવું અને માથાનાં કેશનો લોચ કરવો પડે છે. એના કરતાં મારી ગાદી ઉપર આવી જા. મારી પાસે કેટલું ધન છે અને તું ગાદીનો વારસ થઈ જઈશ. અજરામરજી કહે છે, તમે આવી વાત કદી કરશો નહીં. મારો જૈન ધર્મ જ સાચો છે. મારે તો વીતરાગના માર્ગે જવું છે. આવો મહામુલો અવસર મળ્યો છે, હવે ભૌતિક પદાર્થોમાં હું ફસાઉં તેવો નથી. ગોસાંઈજી એની રેખા જોઈને કહે છે, આ કેટલો ભાગ્યશાળી છે ! આને ગમે તેમ કરીને મારો વારસદાર બનાવવો છે. બીજી વાર બોલાવે છે. પણ તેઓ તો ચોકખી ના પાડે છે પછી મા તથા દિકરાએ દીક્ષા લઈ લીધી. પછી સંસ્કૃતનો અભ્યાસ કરવા સુરત તરફ જાય છે ત્યાં યતિશ્રીની પાલખી ત્યાંથી નીકળે છે. તેઓએ ધુળમાં કોઇ ભાગ્યવાનના પગલા જોયાં. તેથી કહે છે, કોઈ ભાગ્યશાળી જીવ અહીંથી ગયો છે. આ પગલાં તાજાં છે. ચાલો તપાસ કરીએ. ગુરુ શિષ્ય ઝાડ નીચે જરા વિસામો લેવા બેઠા છે. આ મુનિની ઉંમર સાવ નાની છે. આવા નાના મહારાજને જોઇને યતિશ્રી પૂછે છે, કેમ મહારાજ ! કઈ તરફ પધારો છો ? ગુરુ જવાબ આપે છે, સુરત જવું છે. સંસ્કૃતના અભ્યાસ માટે જઇ રહ્યા છીએ યતિશ્રી સહર્ષ કહે છે, આ ભાગ્યશાળીને હું ભણાવીશ. આ કામ મને સોંપો હું વગર વેતને ભણાવીશ આમ ભણાવનારનો પ્રશ્ન ઉકલી ગયો. સુરત જઈ સંસ્કૃતનું ઘણું જ્ઞાન મેળવી લીધું. હવે શાસ્ત્રનું જ્ઞાન મેળવવાનું

બાકી હતું. આને માટે મારવાડથી હુકમીચંદજી મહારાજને અહીં પધારવાની વિનંતી કરવાનું સંઘે નક્કી કર્યું કે મહારાજ સાહેબ અહીં પધારે તો આપણને પણ લાભ મળે. મહારાજ સાહેબને બધી વાત કરી. અને હુકમીચંદજી મહારાજને લેવા માટે માણસો ગયા. પૂજ્ય મહારાજ સાહેબ મારવાડથી વિહાર કરી અમદાવાદ પધાર્યા. મહારાજ સાહેબના આવવાના સમાચાર મળતાં સંઘે વધામણીમાં સમાચાર આપનારને ૧૨૫૦નું ઇનામ આપ્યું અને તેમની પાસે સૂત્રનો અભ્યાસ કર્યો. જેને ભણવું હોય એ જેટલું ધારે તેટલું ભણી શકે છે. જ્ઞાન મેળવવા માટે હંમેશા નાના બનવું જોઈએ. આજે જ્ઞાન મેળવવા માટે સાધનો પણ છે, પંડિતો પણ છે, પણ ભણનાર નથી. ઘણા પાત્ર જીવો તો ઈશારો કરે તેમાં સમજી જાય. ગણધર ભગવંતોએ ત્રિપદીમાં ચૌદ પૂર્વનું જ્ઞાન ગ્રહણ કર્યું. કેવો જ્ઞાન સાગર છલકાણો હશે? કેવી જ્ઞાનમાં ડુબકી મારી હશે! જ્ઞાનની બહુ જરૂર છે. પૂજ્ય જયમલજી મહારાજને જ્ઞાન મેળવવાની ધગશ કેવી હતી તે જાણો છો? તેઓ રજપુતના દિકરા હતાં. અને પરણેલા હતાં. ચોમાસામાં ગાડું લઈને વેપાર માટે એક નગરમાં આવે છે. વાણીયા હાટડી બંધ કરીને પોષામાં બેઠા છે. પુછતા ખબર પડે છે કે આજે તો પાખી છે. તેઓ વિચાર કરે છે :– ચાલો આપણે પણ મહારાજને સાંભળવા જઈએ. એમના મિત્રની સાથે જાય છે. મહારાજશ્રી વ્યાખ્યાન સંભળાવી રહ્યા છે. જડ અને ચેતનનો, શરીર અને આત્માનો ભેદ સમજાવે છે. આવી તેજીલી વાણી સાંભળીને મન પીગળી ગયું. પેલા મિત્રને કહે છે, તારે ગાડું લઈને જાવું હોય તો જા, હું તો ઉપાશ્રયમાં રહીશ. ભણીગણીને દીક્ષા લઈશ. ઘેર આવવું નથી. સામાયિકના પાઠ જોયાં અને પ્રતિક્રમણ જોયું. જ્યાં સુધી આ પાઠ શીખું નહીં ત્યાં સુધી ઉભો જ રહું, આવી પ્રતિજ્ઞા આપો, એમ મહારાજ સાહેબને વિનંતી કરે છે. મહારાજ સાહેબ કહે છે એવી પ્રતિજ્ઞા અજાણ્યા માણસને કેમ અપાય? પણ તેની દૃઢતા જોઈ મહારાજ સાહેબે પ્રતિજ્ઞા આપી. પ્રતિક્રમણ અને સામાયિક વાંચી ગયાં. અને કલાકમાં પ્રતિક્રમણ સંભળાવી દીધું. થોડો અભ્યાસ કર્યા પછી ગુરુ મહારાજને કહે છે, હવે મને દીક્ષા આપશો ને? મહારાજે તેમનામાં યોગ્યતા જોઈ અને સમજાવે છે, તમારા કોઈ સગાસંબંધી છે? કયાં છે? તેઓની રજા વગર દિક્ષા આપી શકાય નહીં. તેઓ જવાબ આપે છે. હું રજપુત છું, પરણેલો છું. મોહનદેવી મારી સ્ત્રીનું નામ છે. માતાનું નામ માયાદેવી છે. પણ મારા સાચા સગા આપ બધા છો. મને તો એક દીક્ષાની લગની લાગી છે.

"મને લાગીરે લગન વીર તારા નામની, તારા નામની,
નથી રે પરવા મને જુઠ્ઠા જગની, મને લાગી રે લગન....

પેલો મિત્ર ઘરે ગયો. અને જયમલજીના માતા-પિતાને સમાચાર આપ્યા કે તેઓ તો ત્યાં રહી ગયા છે. અને દીક્ષા લેવાનું કહેતાં હતાં. આ સાંભળી માતા તથા

તેમના પત્ની શહેરમાં જાય છે. પુત્રને ઘેર લઈ આવવા ખુબ સમજાવે છે તેઓ એક જ જવાબ આપે છે. "મારે દીક્ષા લેવી છે, હું ઉપાશ્રયમાંથી દીક્ષા લીધા વગર બહાર જવાનો નથી. માતા કહે છે તને દીક્ષામાં શી ખબર પડે? તું હજી નાનો છે. તેઓ માતાને સચોટ જવાબ આપે છે કે તમે માલ લેવા મને મોકલો છો તેમાં મને ખબર પડે અને મને દીક્ષામાં કેમ ખબર ન પડે? માતા મહારાજશ્રીને કહે છે. આ કાચા કાળજાના મારા પુત્ર ઉપર તમે શું કરી નાંખ્યું છે? મારા એકના એક પુત્રને આપે ભોળવી નાંખ્યો. તમારૂં સત્યાનાશ જાય! તો મહારાજ કહે છે, બહેન! સત્યાનાશ જાય એમ કહે છે ને? સાત કર્મના નાશ પછી એક કયું કર્મ તેં બાકી રાખ્યું! મારે તો આઠેય કર્મનો નાશ થાય એમ કરવું છે. એમ થાય તો જ મારે સિદ્ધ થવાય મહારાજને ગાળ આપે છે પણ મહારાજ સવળો અર્થ કરે છે. કોઈ ગાળો ગમે તેટલી દે પણ લેવી નહીં, એમ નક્કી કરો તો ઘણી સમાધિ રહે એની મા કહે છે ચાલ ઉભો થા, આ તારી વહુ રોવે છે. સગાવહાલા બધા રોવે છે. તેઓ જવાબ આપે છે જો એને મારી ઉપર પ્રેમ હોય તો મારા રસ્તે આવે ઠાકોર આવે છે અને બીજા પણ ઘણું સમજાવે છે, પણ જયમલજી કાંઈ બોલતાં નથી જ્યાં સુધી દીક્ષાનું લખી ન દે ત્યાં સુધી મૌન કરી લે છે. અને ચારે આહારનાં પચ્ચખાણ કરે છે. અંતે લખી દીધું અને દીક્ષા આપી સંયમ લીધો તે જ દિવસથી જીવું ત્યાં સુધી એકાંતરા ઉપવાસ કરવા એવા પચ્ચખાણ લીધાં. જાવ જીવ સુધી એકાંતર ઉપવાસ અને તે પણ ચૌવિહારા. આ પ્રકારની પ્રતિજ્ઞા લીધી પછી સુત્ર અને સિદ્ધાંત હાથથી લખવા માંડયા. જ્યારે નવરાશ મળે ત્યારે જુદા જુદા છંદો—સાધુ વંદણા વિ બનાવે. અનેક કૃતિઓ તેમણે બનાવેલી છે.

એક વખત આ જયમલજી મહારાજ ગુરુદેવની સાથે વિહાર કરી રહ્યાં છે. ત્યાં ગુરુદેવને એકદમ તરસ લાગી છે. અને પોતે પાણી લેવા જાય છે ત્યાં ભુદરજી મહારાજ સાહેબ કાળ કરી જાય છે. જયમલજી મહારાજ સાહેબને કયાંય પાણી મળતું નથી. ગામમાં જવું પડે છે. ગામથી પાણી લઈને આવે ત્યાં ગુરુ મહારાજ કાળ ધર્મ પામી જાય છે. 'ગુરુ મહારાજની છેલ્લી ઘડીએ હું પાસે ન રહ્યો. અને મારે ગુરુનો વિજોગ થયો.' એ માટે તેમને ખુબ દુઃખ થાય છે. ત્યાં પ્રતિજ્ઞા લીધી કે આજથી મારે સુવું નહીં. કોઈવાર બેઠા બેઠા ઉંઘ આવી જાય તો અલગ વાત છે, પણ પથારી કરીને ન સુવું. ગુરુદેવને તરસ લાગી અને હું પાણી ન પહોંચાડી શકયો, માટે જાવજીવ સુધી પાણી પીવું નહીં. પાણીને બદલે છાસથી પતાવતાં. આવા મહાપુરૂષો પાંચમા આરામાં થયા છે. પુજ્ય અજરામરજી મહારાજ પછી ગોંડલ, બરવાળા, લીંબડી એમ જુદાં જુદાં સંપ્રદાયો થયાં. લગભગ ૪૫ સાધુ એમની પાસે હતાં. લીંબડીમાં છેલ્લું ચોમાસુ કર્યું, અને શરીર ગળવા માંડયું. શ્રાવણ વદ બીજને દિવસે સંથારો કરીને કાળધર્મ પામ્યા. આ સાથે આજે અમારા પરમ

ઉપકારી તરણ તારણ પૂજ્ય સૂરજબાઇ મહાસતીજીની પણ પુણ્યતીથી છે. તેઓશ્રી ધ્રોલેશના હતાં. તેમનું સગપણ નાનપણથી થયેલું હતું. તેઓશ્રીને સંતોનો સમાગમ થતાં દીક્ષા લેવાની ભાવના જાગી. સાસરીયાવાળાએ દીક્ષા લેવાની ના પાડી. અમે દીક્ષા લેવા ન દઇએ કેમ કે અમારે આ સગપણથી રિદ્ધિ-સમૃદ્ધિમાં વધારો થયો છે અંગ્રેજ અમલદારને સમજાવવા મોકલ્યા તે વખતે એમને સચોટ જવાબ દીધો. સાહેબ, તમે બંદગી કરો છો ? હા, તો હું પણ એ જ કામ કરું છું. તમે અઠવાડીયામાં એકવાર બંદગી કરો છો હું આખી જિંદગી ઇશ્વરમય બનવા માંગું છું. વળી આપ મને વચન આપો કે લગ્ન પછી મને વૈધવ્ય નહીં આવે, તો હું લગ્ન કરું આ સાંભળી સાહેબને એમ થયું કે આને તો ખરેખરો ધર્મનો રંગ છે. આને કોઇનાથી રોકી શકાય નહી સૂરજબાઈ રૂપરૂપના અંબાર હતાં. માથામાં લાખું હતું ઘણાં ભાગ્યવાન હતાં. સાધુ પણ જવાબ ન આપી શકે તેવા પ્રશ્નોના જવાબ આપે એવા વિદ્વાન હતા એમને એક જ શિષ્યા કરવી એવી પ્રતિજ્ઞા હતી. દિવાળી બાઇ મહાસતીજી એકને જ શિષ્યા કર્યા. બાર વરસની નાની ઉમરે તેઓએ દીક્ષા લીધી હતી. ખૂબજ પ્રભાવશાળી હતાં તપની, સંયમની ખૂબ આરાધના કરી જીવનને ઉજ્જવળ બનાવી ગયાં. પંચાવન વર્ષની ઉંમરે કાળધર્મ પામ્યાં. આજે પૂજ્ય અજરામરજી સ્વામી તથા પૂજ્ય સૂરજબાઈ મહાસતીજીની તિથી છે. જે તેઓશ્રીના જીવન ચરિત્રો સાંભળી, તેઓનાં સદ્ગુણો પોતાના જીવનમાં ઉતારશે તેનું કલ્યાણ થશે.

---

## વ્યાખ્યાન નં ૨૯

### શ્રાવણ વદ ૩ સોમવાર તા. ૯-૮-૭૧

પરમ પંથના પ્રકાશક, સત્યનાં સાધક, મમતાનાં મારક, ભવ્ય જીવોના ઉદ્ધારક ભગવાને સિદ્ધાંત સમજાવ્યા સિદ્ધાંત એટલે ત્રણે ય કાળે સિદ્ધ થયેલી વસ્તુ. અહિં નિષધકુમારનો અધિકાર ચાલે છે. બોંતેર કળા ભણીને નિષધકુમાર પારંગત થયા. વિદ્યા વિનયથી શોભે છે જાણવું અને વર્તનમાં મૂકવું. જાણવું એ જ્ઞાન છે. વર્તનમાં મૂકવું એ ચારિત્ર છે. જીવનમાં જ્ઞાન અને ક્રિયા બને જોઇએ. પક્ષી એક પાંખે ઉડ્ડયન કરી શકતું નથી. અહીં પણ જ્ઞાન અને ક્રિયા બને પાંખો જોઇશે તો જ મોક્ષમાર્ગ પ્રતિ ઉડ્ડયન થઈ શકશે.

"કોઈ ક્રિયા જડ થઈ રહ્યા, શુષ્ક જ્ઞાનમાં કોઇ,
માને માર્ગ મોક્ષનો, કરૂણા ઉપજે જોઇ.

"બાહ્ય ક્રિયામાં રાચતાં, અંતર ભેદ ન કાંઈ,
જ્ઞાન માર્ગ નિષેધતાં તેહ ક્રિયા જડ આંહી."

શ્રીમદ્ રાજચંદ્ર

કોઈ બાહ્ય ક્રિયાને જ વળગી રહ્યા છે. તો કોઈ શુષ્ક જ્ઞાનને વળગી રહ્યા છે. અને પોત-પોતાની માન્યતામાં મોક્ષ માને છે. આ પ્રમાણે ત્રિરત્ન રૂપ સરળ, પૂર્ણ, શુદ્ધ, હિતાર્થ અને યથાર્થ મોક્ષમાર્ગને ભુલી ગયા છે. જે ક્રિયા કરવામાં આવે છે તે ક્રિયા કયા લક્ષ્યે કરવામાં આવે છે તે યથાર્થપણે જાણ્યું નથી. જેઓ તત્વજ્ઞાનથી પરાંગમુખ છે જેમને અંતર્દષ્ટિ ઉદ્ભવી નથી, પરંતુ બાહ્ય ક્રિયા કરીને જે મોક્ષ માને છે, તે શુષ્ક જ્ઞાનીઓ છે, તે કેવળ સત્શાસ્ત્રના શબ્દોને ધારણ કરી એકાંત નિશ્ચયને પકડી રાખી કહે કે "આત્મા તો સિદ્ધ જેવો છે. તેને રાગ-દ્વેષ નથી." વિગેરે કથન માત્રથી પોતાને જ્ઞાની ધારી સદ્વ્યવહારને નિષેધે છે. પરંતુ તેને અંતરંગ વૈરાગ્ય અને ઉપશમ નથી." કષાયોને ટાળવા સત્પુરૂષાર્થ નથી. પ્રતિકુળતામાં સમભાવ રાખી શકતા નથી. જે જીવો બાહ્ય ક્રિયામાં જ માત્ર રાચી રહ્યા છે, જેઓનું અંતર ભેદાયું નથી, એવા જીવો જ્ઞાનમાર્ગને નિષેધે છે. તેથી તેઓને અહીં ક્રિયાજડ કહ્યા છે. જ્ઞાન-ક્રિયાનું સમન્વયપણું સ્થાપિત કરવું એ જ નિર્જરાનો સુંદર માર્ગ છે. ગમે તે ક્રિયા-તપ, જપ, સ્વાધ્યાય, સત્શાસ્ત્ર વાંચન કરીને એક જ કાર્ય કરવાનું છે. જગતનું વિસ્મરણ અને આત્માનું સ્મરણ. જે જ્ઞાનને પ્રાપ્ત કર્યું તેને વર્તનમાં મૂકવું જોઈએ, નહિં તો તે જ્ઞાન એકડા વિનાનાં મિંડા જેવું છે.

એક શેઠ હતા તે પોતાનાં દિકરાને ભલામણ કરે છે કે મારે બહારગામ જવાનું છે તો ઘરનું બરાબર ધ્યાન રાખજે. આપણી પાસે હીરા, મોતી, રોકડ તથા દાગીના ઘણાં છે. તો કમાડ સાચવીને સૂજે. પિતા બહારગામ ગયા પછી છોકરાને વિચાર થયો કે મારા પિતાશ્રીએ કમાડ સાચવવાનું મને કીધું છે એટલે તે તો કમાડનાં મિજાગરા કાઢી કમાડને ઉપરાઉપરી ગોઠવી એના ઉપર ગાદલાં નાખીને સૂતો. ઘર ખુલ્લું થતા ચોરોને પ્રવેશવાનો માર્ગ ખુલ્લો થયો અને ધન લૂંટી ગયા. શેઠ બહારગામથી આવ્યા અને જોયું તો ચોર બધું લૂટી ગયા છે. તેથી પુત્રને કહે છે કે, "તેં કેમ ધ્યાન ન આપ્યું?" જો આપણું બધું ચોરાઈ ગયું ને આપણે સાવ ખાલી થઈ ગયા." ત્યારે પુત્ર કહે છે, "જુઓ તો ખરા! કેવા કમાડ સાચવ્યા છે? આપે કમાડ સાચવવાનું કહ્યું હતું. મેં આજ્ઞા બરાબર પાળી છે છતાં મારો વાંક કાઢો છો!

વાતનો આશય ન સમજાય ત્યાં સુધી સારી વસ્તુ સમજાતી નથી. ક્રિયા કરવાની પાછળ પણ સાચા ધ્યેયનું ભાન ન હોય તો તે ક્રિયા ભવનો ફેરો ટાળે નહિં

"સમકિત વિનાની કીધી કરણી, મેં આજ સુધી,
ટાળ્યો નહિં ભવનો ફેરો સમકિતનો લઈને લા'વો,

મહાવીરનું શાસન ચારે બાજુ ઓર ફેલાતે જાઓ,
કરો ટંકાર એવો કે છૂટે પાખંડી ટેવો,
ઘર ઘર સંદેશો વહાલા વીરનો સુનાતે જાઓ."

જીવ જ્યાં સુધી સમ્યગ્ દર્શન એટલે સાચી શ્રદ્ધા પ્રાપ્ત કરતો નથી. ત્યાં સુધી મોક્ષને મેળવી શકતો નથી. જ્યારે જીવ પ્રથમ ગુણસ્થાનકથી ચોથે ગુણસ્થાનકે આવે છે, ત્યારે ત્રણ કરણ કરે છે. (૧) યથાપ્રવૃત્તિકરણ. એટલે નદીમાં ઘસાતો ઘમાતો પ્તથર ગોળ થઈ જાય છે. તેમ જીવ અનેક દુઃખો સહન કરતાં કરતાં અકામ નિર્જરા કરીને યથા-પ્રવૃત્તિ કરણમાં પહોંચી શકે છે આ કરણમાં ભવ્ય-અભવ્ય બન્ને જીવો આવી શકે. પછી (૨) અપૂર્વ કરણમાં આવતાં સ્થિતિઘાત, રસઘાત, ગુણશ્રેણી, ગુણ સંક્રમણ અને અપૂર્વ સ્થિતિ બંધનો સ્થિતિઘાત કરે છે. લાંબા ટાઈમનાં કર્મ ટુંકાં ટાઈમવાળા કરી નાખે. ગાઢ કર્મનાં બંધનને શિથીલ બનાવે છે. તીવ્ર રસના કર્મ મંદરસના કરે છે. મિથ્યાત્વનો બંધ પાડતો નથી. અપૂર્વ કરણમાં ભવ્ય જીવો જ આવી શકે છે અને (૩) અનિવૃત્તિકરણમાં આવે એટલે સમકિત લીધા વિના પાછો પડે નહિં. જે મિથ્યાત્વે અનાદિકાળથી પોતાનો અડ્ડો નાખી બળ જમાવ્યું છે તે બળ ભાંગી નાખે છે સમકિતી જીવ સંસારમાં રખડવા છતાં નક્કી મોક્ષમાં જાય છે.

જેમ સોયમાં દોરો પરોવેલો હોય અને સોય ખોવાઈ જાય તો તે ગમે તેવા કચરામાંથી પણ જડી જાય છે. તેમ સમકિતનો દોરો પરોવાઈ ગયો, પછી જીવ અર્ધપુદ્ગલ પરાવર્તન માં આવી જાય છે. માટે જબ્બર પુરૂષાર્થ ઉપાડો. અને સમ્યક્ત્વને પ્રાપ્ત કરો. જો સમકિતની ઉત્કૃષ્ટ આરાધના થાય તો તે જ ભવે જીવ મોક્ષ પ્રાપ્ત કરી શકે છે. મધ્યમ આરાધનાથી ત્રીજે ભવે અને જઘન્ય આરાધનાથી પંદર ભવે મોક્ષ મેળવે છે. પણ આજ સુધી જીવ મિથ્યાત્વ ભાવમાં જ રખડયો છે. ઘણી ક્રિયાઓ કરી પણ બધી સમ્યગ્દર્શન વિનાની જ કરી છે તેથી જીવની રખડપટી હજું પણ ઊભી છે.

સમ્યગદર્શન એ પાયો છે. શ્રદ્ધાના પાયાને મજબૂત કરો. ભગવાનના એકેક વચનમાં શ્રદ્ધા લાવો. મહાવીર સ્વામીએ જે પ્રરૂપણા કરી છે એ સત્ય છે, પ્રમાણ છે, તેમાં શંકા-કુશંકાને સ્થાન નથી. સમ્યગદર્શનનો એવો ટંકાર કરો કે અનાદિની પાખંડી ટેવો છૂટી જાય. રામ ધનુષ્યના ટંકારે સીતાદેવીને પરણ્યા તેમ આપણે જો શિવરમણીને પરણવું હશે તો સમ્યગદર્શનનો ટંકાર કરવો જોઇશે. અનાદિકાળથી જીવે વિભાવદશાનું જ સ્મરણ કર્યું છે સ્વભાવ તરફ દષ્ટિ કરી નથી કુસંસ્કારો અને ખરાબ ટેવોને જીવનમાં સ્થાન આપ્યું છે. તમારી ટેવો તમને ખૂચે છે? મકાનની સુધારણા, શરીરની, વસ્ત્રની, કેળવણીની સુધારણાનો વિચાર કર્યો છે, પણ જીવનની સુધારણા માટે કયારેય વિચાર કર્યો છે? વાત-વાતમાં ક્રોધનો ધમધમાટ થાય છે, નિંદા કેટલા રસથી કરો છો? કોઈ

વાત કરતું હોય તો સાંભળવા થોભો છો કે, સાંભળી-અણસાંભળી કરી નાખો છો કે પછી અડધી વાત પકડીને બોલી નાખો છો? બોલી નાખવાથી શું પરિણામ આવશે તેનો વિચાર કરો છો?

પાડોશીના છોકરાને સીડી પર ચડતો જુએ છે તો એના હૈયામાં દયાનું ઝરણું ફૂટે છે. તે આવીને કહે છે, "ભાઈ, સીડી ચઢવાનું કામ તારું નથી. ચડીશ તો પડીશ અને મરીશ." એમ કહે છે ત્યાં એની મા બહારથી આવે છે. મરીશ એ શબ્દ સાંભળે છે. એકદમ ગુસ્સે થઈને કહે છે "આ બાઈ તો ડાકણ છે, મારા છોકરાને મરીશ એમ કહે છે." મારા છોકરાને મરવાનું કેમ કહી શકે? ખૂબ આવેશમાં આવી કજીયો કરે છે. પેલા બહેન કહે છે, મારી પૂરી વાત તો સાંભળો. પણ સાંભળે કોણ? એમ પૂરું સાંભળ્યા વિના વચમાં કૂદી પડવું એ ખરાબ ટેવ છે. માટે બરાબર સાંભળો. નહિ તો અર્થનો અનર્થ થઈ જશે. બીજાના દોષ જોતા પહેલાં પોતાના દોષનું દર્શન કરો. અને કોઈ દોષ બતાવે તો તેનો ઉપકાર માની દોષ ટાળવા પ્રયત્ન કરો.

"હે પ્રભુ! હે પ્રભુ! શું કહું, દિનાનાથ દયાળ,<br>
હું તો દોષ અનંતનું-ભાજન છું કરૂણાળ"

હે ભગવાન! હું તો દોષથી ભરેલો છું, અધમ છું, વિવેકશક્તિ હિન છું. એમ મુખેથી તો પ્રભુ પાસે પોતાના દોષો બોલે છે, પણ જો કોઈ માણસ કહે કે તું તો વિવેકહિન છું તો તરત ઝઘડવા મંડી પડે. ગુસ્સો આવી જાય છે. તું મને વિવેકહિન કહેનાર કોણ? પણ એલા, ભગવાન આગળ તો બોલતો હતો કે હું તો વિવેકહિન છું અને હવે ગુસ્સે શા માટે થાય છે? માટે મોઢેથી બોલવા કરતાં અંતરમાં દ્રષ્ટિ દઈ કઈ કઈ ખામી છે એ શોધો. પોતાની ભૂલ સમજાતી નથી એટલે જીવ ગુસ્સો કરે છે, પણ આ તારો સ્વભાવ નથી. આવું જીવન ક્યાં સુધી ગાળીશ? આવી અર્થહીન વાતોમાં જીંદગી વિતાવી દઈશ તો કરવાનાં કર્તવ્યો એક બાજુ રહી જશે. જીવન બહુ થોડું છે. અને કરવાનું કામ ઘણું છે.

"જેવો કુંજર કેરો કાન, જેવો સંધ્યા કેરો વાન,<br>
જેવું પાકું પીપળનું પાન, એવું જોર જુવાનીનું જાણ,<br>
જેવો ધુમાડાનો ગોટો, જેવો પાણી તણો પરપોટો,<br>
જેવો સુંદર કાચનો ફોટો, એવો અસ્થિર સંસાર ખોટો."

આપણું જીવન બહુ ચલિત, ચંચળ અને ક્ષણિક છે. હાથીનો કાન આખો દિવસ ફડ-ફડ થાય છે. એક નાનકડું મચ્છર જો હાથીના કાનમાં ઘૂસી જાય તો હાથીનું મૃત્યુ

થઇ જાય છે. તેથી હાથી એના કાનમાં કાંઈ ન પેસી જાય માટે કાન ફફડાવે છે. એટલે એના કાન જેમ સ્થિર રહેતા નથી તેમ મનુષ્યનું જીવન પણ સ્થિર નથી. જેવો સંધ્યાનો રંગ અને પાકું થયેલું પીપળનું પાન ક્ષણવારમાં સરી પડે છે, તેમ જુવાનીનું જોમ થોડા વખતમાં ચાલ્યું જાય છે. યુવાનીમાં પાટું મારી પાણી કાઢે એવી શક્તિ હતી, એ વૃદ્ધાવસ્થા આવતાં ચાલી જાય છે. જેવો ધુમાડો ક્ષણિક છે. પાણીનો પરપોટો તરત નાશ પામે છે અને કાચનો ફોટો જરા ટકરાતાં ફૂટી જાય છે, તેમ આ મનુષ્યનું જીવન પણ ક્ષણિક છે. ભગવાને કહ્યું છે.

जरा जाव न पीडेई, वाहि जाव न वढई ।
जाविन्दिया न हायन्ति, ताव धम्मं समायरे ॥

જ્યાં સુધી જરા અવસ્થા આવી નથી ત્યાં સુધી ધર્મ કરી લ્યો. પાંચ ઈન્દ્રિય કામ આપે છે તો તેનો ઉપયોગ કરી લો. આંખ કામ આપે છે તો સદ્‌વાંચન કરી લો. શ્રવણેન્દ્રિય સતેજ છે ત્યારે સુંદર શ્રવણ કરી લ્યો શ્રવણેંદ્રિયનું બળ હીણ થશે ત્યારે સાંભળી નહીં શકો. મહાપુરૂષોનાં જીવન–ચરિત્રો સાંભળો, વાંચો અને આચરણમાં મૂકો તો તમારૂં જીવન ઊર્ધ્વગામી બનશે.

જીવોની દયા પાળવા અને સંતપુરૂષોના દર્શન કરવા આંખ મળી છે, તેને જીવ કયાં રોકે છે? સ્ત્રીઓ સામે ટીકી–ટીકીને જોવામાં, સિનેમામાં કેવા ચિત્રો બતાવે છે? સ્ત્રીઓનાં હાવ–ભાવ, નાચ–ગાન ધારી–ધારીને જુએ છે. જુએ પણ એવા રસ રેડીને કે પરિણામે પાપનાં ગાંસડા બાંધે છે. જો આંખથી વિકારી ભાવોમાં વૃદ્ધિ થતી હોય તો આંખનો સદ્‌વ્યય નથી પણ દુર્વ્યય છે. એની આંખમાં ઝામર થાય છે. જેણે જીભથી બધાનું વાઢયું છે એને જીભના કેન્સર થાય છે. ગમે તે મોઢામાં નાખે તો સ્વાદ આવતો નથી. જીભ ખોટી પડી જાય છે. જેના કાનમાંથી પાણી નીકળે છે, કાનમાં ધમ–ધમ જેવા અવાજ આવે છે, કાનમાં રસી થાય છે. તેણે કાનનો દુરુપયોગ કર્યો છે. પારકી નિંદા રસપૂર્વક સાંભળે છે. એટલે આવું દુઃખ ભોગવવું પડે છે. ઘણાં માણસો ઉપયોગ વિના ઊંચી દ્રષ્ટિ રાખીને ચાલે છે. પગ નીચે શું આવે છે તે પણ જોતા નથી. કેટલીય લીલોતરીને ખુંદતા ખુંદતા ચાલે છે. ઘણાં માણસો હાલતા જાય ને વૃક્ષ ઉપર લાકડી ઠપકારે છે. એ પ્રહારથી વનસ્પતિના જીવોની વિરાધના થાય છે. જીવોની હિંસાથી જીવને વિવિધ પ્રકારના રોગો થાય છે.

જીવ પોતાનાં કરેલાં કર્મ ભોગવે છે. કોઇનું કોઈ કર્મ ભોગવતું નથી. કર્મની કોર્ટનો અદલ ઇન્સાફ છે. અહિંયા તો કરેલા ગુના કદાચ માફ થશે, પણ ત્યાં તો પોતે કરેલાં કર્મ પોતાને જ ભોગવવા પડે છે. પાંચ ઇંદ્રિયો મળી, એને જે જોઈ એ

તે આપશે અને વિષયોનાં ભોગવટામાં તેનો ઉપયોગ કરશો તો પુણ્ય ચવાઈ જશે. અને એકે-ન્દ્રિયમાં મુકાઈ જાશો. તમને તમારી દયા આવે છે? તો પાંચ ઇંદ્રિયોનાં વિષયથી પાછા હઠી એનો સદુપયોગ કરો.

"પર વસ્તુમાં નહીં મૂંઝવો, એની દયા મુજને રહી,
એ ત્યાગવા સિદ્ધાંત કે પશ્ચાત્ દુઃખ તે સુખ નહીં."

પર પદાર્થને પોતાનાં માનીને જીવ તેમાં મુંઝાઈ ગયો છે. પણ પર પદાર્થ તારા નથી. તેમાંથી મળતું સુખ તે ક્ષણિક છે. જે સુખની પાછળ દુઃખ છે તે સાચું સુખ નથી. એક માણુસે સુંદર મજાનો બગીચો બનાવરાવ્યો. તેમાં સુવાસિત પુષ્પોનાં છોડ, મીઠાં ફળોનાં વૃક્ષો, સુંદર વેલો, મંડપો વિ કરાવ્યા છે. તે ભાઇ બગીચો જોઇ ખુશ થાય છે. તેની સુવાસથી મન નાચી ઉઠે છે. બીજો માણુસ રસ્તા પરથી પસાર થાય છે. તે બગીચાનું સૌન્દર્ય જુએ છે, અને પુષ્પોની સુવાસ લ્યે છે, પેલાએ બગીચાને પોતાનો માન્યો છે. તેના પ્રત્યે આસકિત છે. તેથી કર્મબંધ થાય છે. અને ચાલ્યો જતો માણુસ સુવાસ લ્યે છે, પણ તેમાં તેને આસક્તિ નથી. પ્રેક્ષક બનવું છે. પડદા પાડવા અને બંધ કરવા. વિ. ચિંતા પ્રેક્ષકને નથી હોતી. પ્રેક્ષકો તો ટિકિટ લીધી અને જોઈને બહાર નીકળી ગયા. તેમ આત્માનો સ્વભાવ જ્ઞાતા–દૃષ્ટા છે. બીજાની ચિંતા માથા ઉપર રાખીને શા માટે ફરો છો? બહારની ચિંતા છોડી આત્માની ચિંતા કરો. ભૌતિક વસ્તુ પાછળ પડયા છો એટલે આધ્યાત્મિક વસ્તુ સમજાતી નથી.

આત્મામાં અનંતજ્ઞાન પડયું છે. પણ એમાં સ્થિર થવું જોઈએ. આત્માને પામવો હોય તો નિર્વિકલ્પ દશા જોઇએ. બધાં વિકલ્પોને છોડી દો ને આત્મ સૌન્દર્યને નિહાળો. જેણે આત્માનો ચમત્કાર જોયો, તેને કેવી અનુભૂતિ થાય છે? કેવો આનંદ આવે છે? એ તો અનુભવવાળા જ જાણે છે. "લાડવો" એમ કાગળ ઉપર લખ્યું, પછી જીભથી ચાખો તો સ્વાદ આવશે? નહિ આવે. એમ સિદ્ધાંત, શાસ્ત્ર કે પુસ્તક રાહદારીની માફક રસ્તો બતાવે છે. ચાલવાનું તો પોતાને છે. અંદરથી તમારા આત્માને જાગૃત કરો. કયાં સુધી પ્રમાદમાં બેસી રહેશો? તમારી તબિયત બગડે તો તરત ડોકટર પાસે પહોંચી જાવ છો ને? જરાક માથું દુઃખે છે, તરત એનેસિનની ટીકડી લ્યો છો ને? તારા શરીરની તને ખબર પડે છે, કેટલી એની કાળજી! પણ આત્માની કયારેય ખબર લીધી? જડ અને ચૈતન્યનાં ભેદજ્ઞાનની વિદ્યા મેળવવાની જરૂર છે.

કયા સોવત ઉઠ જાગ બાઉરે,
અંજલી જલ જયું આયુ ઘટત હૈ, દેત પહોરિયા ઘરિય ઘઉ રે....કયા.
ઇંદ્ર ચંદ્ર નાગિંદ મુનિ ચલે કોણ રાજાપતિ સાહ રાઉ રે,
ભમત ભમત ભવ જલધિ પાય કે ભગવંત ભજન વિના ભાઉ નાઉરે....કયા

આનંદઘનજી મહારાજ કહે છે કે, હે બાવરા ! કયાં સુધી સૂતો રહીશ ? હવે ઊઠે, ઊભો થા. હથેળીમાં લીધેલું પાણી ટપકીને પડી જાય છે. એમ આયુષ્ય ટપકી રહ્યું છે. દરેક ક્ષણે, દરેક મિનિટે, કલાકે, દિવસે તારૂં આયુષ્ય ઘટતું જાય છે. તારી ક્ષણો વ્યર્થ જાય છે. હાથમાં મોગર લઇ પહેરેગીર આંટા મારે છે. ડંકા વગાડે છે. ઘડીયાળ પણ ડંકા વગાડે છે. ઘંટા વગાડીને બધાંને ઉઠાડે છે, તથા સંદેશો આપે છે કે બધાને ચાલ્યા જવાનું છે. કોઈ અમર નથી. આયુરૂપી હથેળીમાં ખોબામાંથી પાણી ટપકતાં ટપકતાં હવે થોડું પાણી રહ્યું છે. થોડી જીંદગી બાકી રહી છે તો કાંઈ કરી લો. આત્મિક કાર્યમાં પ્રવૃત્તિ કરવા લાગી જાવ. સ્વભાવ દશામાં જાગૃત થાવ. જેણે ધર્મનું ભાથું બાંધ્યું છે એ કર્મરહિત થઈ જાય છે, અને મોક્ષ માર્ગના અધિકારી બને છે. ખોટાં લાડવાને ખાવા કરતાં સાચો લાડવો ખાઓ તો તેનો સ્વાદ આવશે, એમ જીંદગીને માણવી હશે તો ઉપાધિ ટાળી ધર્મની આરાધના કરશો તો અવશ્ય ધર્મ તમને બંધનથી મુક્ત કરશે. સાચી વિદ્યા બંધનથી મુક્ત કરાવશે. જ્ઞાનીઓ સાચો માર્ગ ચીંધે છે. જો તે માર્ગે નહીં ચાલીએ તો આપણે દુઃખી થવું પડશે.

જ્ઞાની પુરૂષો સામાન્ય ઋદ્ધિ, સંતતિ કે સ્ત્રીમાં આસક્ત થયેલાં જીવોને સમજાવે છે કે તારાથી પ્રબળ ઋદ્ધિવાળા પણ આખરે ચાલ્યા ગયા છે. જેના નામનિશાન પણ રહ્યા નથી. માટે ભગવદ્ ભક્તિમાં લીન થઈ મનુષ્ય–ભવને સાર્થક બનાવ. જ્ઞાનીઓએ કહેવામાં કાંઈ બાકી રાખ્યું નથી. નિષધકુમાર ભણીગણીને તૈયાર થઇ જાય છે. પછી તેમના આચાર્ય રાજાને કહેવડાવે છે કે નિષધકુમાર ભણીને બરોબર તૈયાર થએલ છે. તમે બીજા પંડિત પાસે પરીક્ષા લેવડાવો તો ખબર પડશે કે મેં કેવો અભ્યાસ કરાવ્યો છે. તમારી પરીક્ષા જીવનને અંતે લેવાશે કે તમે આખી જીંદગીમાં અનાસક્ત યોગને કેવો કેળવ્યો છે? પાઘડીનો વળ છેડે નીકળશે. દુનિયા તમારી પાછળ આંસુ પાડે પણ તમારૂં મોઢું હસતું રહે તેવી તૈયારી કરો. હવે નિષધકુમારની પરીક્ષા કેવી રીતે લેવાશે, એ અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં...૩૦

### શ્રાવણ સુદ ૪ મંગળવાર તા. ૧૦–૮–૭૧

અનંતજ્ઞાની ત્રૈલોકય પ્રકાશક, શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ સિદ્ધાંતથી સમજાવ્યું છે. સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનું નામ સિદ્ધાંત. બારમા ઉપાંગમાં (વન્હિદશા) નિષધકુમારનો અધિકાર ચાલે છે નિષધકુમાર ભણી–ગણીને તૈયાર થયા છે.

આખા વનની અંદર એક ચંદનનું ઝાડ હોય તો વન સુગંધી બને છે. જેમ સૂર્યનું કિરણ રાત્રિના અંધકારનો નાશ કરે છે. તેમ એક ગુણવાળો પુત્ર કુટુંબને ઉજ્જવળ બનાવે છે.

"જનની જણુ તો ભક્ત જણ, કાં દાતા કાં શૂર,
નહી તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર."

હે જનની! જો પુત્રનો જન્મ આપે તો ભક્ત અથવા પરાક્રમી પુત્રને જન્મ આપજે. જેનામાં પરાક્રમ છે, ગંભીરતા છે, ધીરતા છે એનામાં વિદ્યા શોભે છે. બોંતેર કળાની પરીક્ષામાં નિષધકુમાર ઉત્તીર્ણ થયા. પંડિતને સારો એવો પુરસ્કાર મળ્યો. જીવે ત્યાં સુધી ખાય તો પણ ન ખૂટે એટલું ધન આપ્યું.

આગળના વખતમાં વિદ્યાર્થી ગુરૂનું બહુમાન કરતા, અને ગુરૂનો ઉપકાર કયારેય પણ ન ભૂલતા. ગમે તે મોટા હોદ્દાપર કે રાજ-સિંહાસન પર હોય તો પણ ગુરૂનો વિનય નહિં ચૂકતા, એક વખત ગાંધીજીને કોઈ સભામાં બોલાવવામાં આવ્યા અને એ ભાષણ કરવા મંચ પર ઊભા થયા ત્યાં તેમની નજર પોતાનાં જુના ઉપકારી માસ્તર ઉપર પડી. તરત મંચ પરથી નીચે ઉતરી ગયા, શિક્ષકને પગે લાગી તેમનાં ખબર-અંતર પૂછ્યા, તે પછી ત્યાં ને ત્યાં બેસી ગયા. બધા કહે છે. "હવે મંચપર પધારો અને ભાષણ ચાલુ કરો. ત્યારે જુઓ, વિનયી શિષ્ય શું કહે છે? "મારા ગુરૂ નીચે બેસે અને હું મંચપર ભાષણ કરૂં? હું તો અહીંથી જ ભાષણ આપીશ. ગાંધીજી મહાત્મા પુરૂષ હતા, પણ તેમનામાં નમ્રતા કેવી હતી? નમ્રતા માણુસને મહાન બનાવે છે માટે મહાન બનવું હોય તો નમ્ર બનો.

એક શિક્ષક વિદ્યાર્થીઓને ખૂબ પ્રેમથી ભણુવે છે. ગરીબ વિદ્યાર્થીઓને ઘેર ટયુશન આપે છતાં તેમનાં જીવનમાં સંતોષ એટલો કે કોઈની પાસેથી વેતન ન લે. ૫૫ વર્ષ સુધી નોકરી કર્યા પછી રીટાયર્ડ થયા, છતાં ઘેર ભણાવવાનું ચાલુ જ રાખ્યું. તે પણ વગર વેતને. તેમના પત્ની તેમને કહેતાં-એક પેન્શન પર આપણું કેવી રીતે પૂરૂં થાય? આ છોકરીએ યૌવનનાં પ્રાંગણમાં પગ મૂકયો છે. હવે તેનાં લગ્ન કરવાના છે. આપણી પાસે મુડી તો છે નહીં. તમે કયાંથી પૈસા લાવશો? તમે છોકરાઓને ભણાવવાની ફી રાખો તો છોકરાઓને ભારે નહિં પડે ને આપણું કામ ચાલે, પણ ઉદાર હૃદયના શિક્ષકને એ વાત ન રૂચી. તેઓ વિચાર કરે છે કે આવેલું કામ પાર તો પાડવું પડશે. દિકરીના લગ્ન ઉપર બેહજાર રૂપિયાનો ખર્ચ તો થશે તે માટે કાંઈક રસ્તો તો કાઢવો જ પડશે. ખૂબ વિચારને અંતે એમની પાસે ભણી ગયેલા એક વિદ્યાર્થી જીવણલાલ પાસે તેઓ ગયા અને તેને કહ્યું. "થોડા વખતમાં મારી દિકરીના લગ્ન કરવાના છે તે માટે મારે બે હજાર રૂપિયાની જરૂર છે. તમે આપી શકશો? થોડા વખતમાં હું તે ભરપાઈ કરી દઈશ." આ સાંભળી જીવણલાલ કહે છે, એમાં શું? આપ થોડીવાર અહીં બેસો, હું હમણા જ રૂપિયા લાવી આપું છું.

તરત જ ઘેર જઈને હજાર રૂપિયા લઈ આવે છે અને એનો બીજો મિત્ર જોરાવરસિંહ છે, તે પણ આ શિક્ષક પાસે જ ભણેલો, તેની પાસે જઈને શિક્ષકની વાત કરે છે. એમ બે મળીને બે હજાર રૂપિયા શિક્ષકને આપે છે. બંનેનો આભાર માની શિક્ષક ઘેર જાય છે અને દિકરીનું લગ્ન આનંદથી પતાવે છે. રૂપિયા લીધે છ મહિના થઈ ગયા ત્યારે જીવણલાલને વિચાર આવે છે કે શિક્ષક થોડા વખતમાં રૂપિયા આપી દઈશ એમ કહેતાં હતાં. હજુ કેમ પૈસા આપવા આવ્યા નહીં ? આ વાત શિક્ષકને યાદ કરાવવી તો જોઈએ. એમ વિચારી એક વખત માસ્તરને મળે છે અને કહે છે. "આપ રૂપિયા લઈ ગયા છો તેની મારે ઉતાવળ નથી, પણ સગવડે મોકલી આપવા મહેરબાની કરશો." માસ્તર કહે છે, હું પૈસા ભરી શકું એવી સ્થિતિમાં નથી. પણ મારી પાસે મોટી જમીન પડી છે. એ હું તને આપી દઉં. એ જમીનમાંથી રૂપિયા બે હજાર તમને મળી રહેશે. શિક્ષકે પોતાની જમીન જીવણલાલને લખી દીધી. જીવણલાલ ખતપત્ર લઈ ને ઘેર જાય છે.

તે અરસામાં થોડાં પરદેશી માણસો તે ગામમાં આવેલા, તેઓને એક મિલ નાખવી છે તેથી જગ્યાની તપાસ કરે છે. જગ્યા જોતાં જોતાં માસ્તર સાહેબની જગ્યા હતી, એ તેઓને પસંદ પડી જાય છે. અને રૂપિયા એંસી હજારમાં જીવણલાલ પાસેથી જગ્યા ખરીદી લે છે. બે હજારનાં ૮૦ હજાર રૂપિયા આવે છે. જીવણલાલના આનંદનો પાર નથી. તેને આનંદિત જોઈ તેની પત્ની પૂછે છે." આટલાં બધાં રૂપિયા કયાંથી લાવ્યા ? " આ રૂપિયા જે માસ્તરની જગ્યા મેં લીધેલી તેના આવ્યા છે, હું માસ્તર સાહેબ પાસે એક હજાર રૂપિયા માંગતો હતો. તેમની પાસે રોકડા રૂપિયા નહીં હોવાથી મને જમીન આપી. એ જમીન મારી હોવાથી મેં વેચી. અને તેના એંશી હજાર રૂપિયા મળ્યા. બે હજારમાં હજાર તો મિત્ર જોરાવરસિંહના છે. તેથી હજાર રૂપિયા તેને આપવાના છે. ત્યારે જીવણ-લાલની પત્ની સુસંસ્કારી હોવાથી કહે છે કે હજાર રૂપિયા જોરાવરસિંહ ભાઈએ આપેલા તેથી અડધી જમીન તેમની કહેવાયને ? અને રૂપિયા તેમને દેવા જોઈએ ને ?

જીવણલાલને એ વાત સાચી લાગે છે. તેથી પોતાના મિત્ર પાસે જાય છે. તે વખતે જોરાવરસિંહ ઘેર નથી. થોડીવાર રાહ જુએ છે, અને એ આવે છે ત્યારે બધી હકીકતથી મિત્રને વાકેફ કરે છે. એ સાંભળી જોરાવરસિંહ કહે છે, " મિત્ર, તેં એક મોટી ભુલ કરી છે. ગુરૂજીના પૈસા કેમ લેવાય ? ગુરૂ તો આપણા કેટલા ઉપકારી છે ? તેમણે સુંદર જ્ઞાન આપ્યું. તેનાથી આપણે અત્યારે તરતા છીએ. આ ગરાસિયો છે પણ એની ઉદારતા તો જુઓ ! મિત્રને ખૂબ જ સમજાવે છે કે આ રૂપિયા તો માસ્તર સાહેબના જ કહેવાય. આપણા તો બે હજાર જ હતાં માટે જલદી ચાલ, આપણે ગુરૂજીના પૈસા આપી આવીએ. આપણે એ ન જોઈએ." મિત્રને સદ્બુદ્ધિ આવી. તેઓ ગુરૂજી પાસે આવ્યા. અને ગુરૂજીને કહ્યું "આ રૂપિયા એંસી હજાર તમારી જગ્યા વેચી તેના આવ્યા છે તે આપ સ્વીકારી

હ્યો.. આ સાંભળી માસ્તર કહે છે. "મારે આ પૈસા જોઈએ નહીં, કારણ કે મેં તો તમને જમીન આપી દીધેલી છે. તમારે આ પૈસાનો ઉપયોગ કરવો હોય તે કરો. હું આ પૈસાને હાથ પણ અડાડવાનો નથી. તમે આ પૈસા લઈ જાવ." માસ્તરની પરિસ્થિતિ કેવી છે? છતાં કેટલાં નિઃસ્પૃહી છે! ૮૦ હજાર જેટલી મોટી રકમ હોવા છતાં જરા પણ લોભાતા નથી. વિદ્યાર્થી તો વિચારે છે કે બ્રાહ્મણને લોભ ઘણો હોય પણ, આ શિક્ષકે જ્ઞાન કેટલું પચાવ્યું છે, માસ્તર સાહેબ કહે છે. "મારી તો જંજાળ ઓછી થઈ છે. આ જગ્યા હોત તો અવાર-નવાર તેની સંભાળ લેવી પડત. હવે વેચી દેવાથી મારી ચિંતા ટળી છે. માટે પરિગ્રહની ઉપાધિ મારે ન જોઈએ."

"જીવન ભર મોહી રહ્યો તું પરમાં, જાવું તજી પલભરમાં, જીવનભર મોહી રહ્યો તું પરમાં"

જર માટે માણસ જંગ મચાવે છે. પૈસા માટે બાપ-દિકરો કોર્ટમાં લડે છે. ભાઈ-ભાઈને જેલના સળિયા પાછળ ધકેલે છે. પૈસો, જમીન વિ. ભાઈ-ભાઈ વચ્ચે વેર કરાવે છે. સામા મળ્યે બોલ્યા વ્યવહાર પણ રહેતો નથી. સર્વ નાણું એ કલેશનું કારણ છે, પરિગ્રહ એ પાપને પેદા કરનાર છે. પૈસાથી આરંભ-સમારંભ વધે છે, પણ અહિંથી જશો ત્યારે પૈસો સાથે આવશે નહીં. જીવને પૈસો બહુ વ્હાલો લાગે છે. પૈસાવાળાનો જય-જયકાર બોલે છે. નાણાંવાળાઓના આંગણામાં પંડિતો ઊભા રહીને સલામ કરે છે. ધનપતિને ત્યાં બેરીસ્ટરો નોકરી કરે છે અને શેઠની વાહ! વાહ! કરે છે. અન્યાય, દગો, કૂડ-કપટ-પ્રપંચ આ બધું પૈસો લાવે છે. આ બધા પાપ પૈસાથી ઊભા થાય છે.

પૈસાથી શરમ ચાલી જાય છે. વિષય-વિલાસના દરેક સ્થળે તે જાય છે. સ્ત્રી બોલ-ડાન્સમાં જાય છે અને પરપુરૂષ સાથે નાચે છે. પૈસો કેવા પાપો ઉભા કરે છે? યૌવન મળ્યું હોય પણ યૌવનના સૌન્દર્યનો વિવેક ન હોય તો એ યૌવન મળ્યું શા કામનું? કાળા માથાનો માનવી શું નથી કરી શકતો? ધારે તો કર્મના ભુક્કા ઉડાવી શાશ્વત સુખ મેળવી શકે છે ને ધારે તો નરકનાં અનંતા દુઃખો ભોગવવા પણ ચાલ્યો જાય છે. જો વિવેક હોય તો ધનનો સદ્ઉપયોગ થાય વૃદ્ધાશ્રમ બાંધે, છાત્રાલય સ્થાપે અને ઘણાનો આશ્રયદાતા બને કોઈ દુઃખી છે, એ વાત ધ્યાનમાં આવતા ગુપ્ત કવર મોકલી દે. કવર ક્યાંથી આવ્યું? તે મેળવનારને ખબર ન પડે. ગરીબોને અનાજનાં કોથળાં મોકલી આપે. છોકરાઓ ભુખથી ટળવળતાં હોય, લોહીનાં આંસુ પડતાં હોય એમાં આવી મદદ આપે તો કેટલા આશીર્વાદ વરસાવે?

એક રાજા ઘણાં દાની હતા. દાન કરે ત્યારે વિચાર ન કરે. જે હાથમાં આવ્યું તે આપી દે. એમનો પ્રધાન બહુ શાણો અને વિચક્ષણ હતો. તે વિચારે છે કે રાજા જે આવે તે દાનમાં આપી દે છે, તો ભંડાર ખાલી થઈ જશે. ને કોઈ વાર મુશ્કેલીમાં મુકાઈ જશું. પણ

રાજાને રૂબરૂ કેવી રીતે કહેવું એટલે રાત્રીનાં વખતે રાજાનાં શયનગૃહમાં જઈ ભીંત પર એક વાકય લખે છે, "आपदार्थे धनं रक्षेत्।" હે રાજન્ ! આપ દાન આપો છો તે સારી વાત છે પણ કયારે રાજ્ય પર આપત્તિ આવી પડશે તે ખબર નથી. માટે તેનું રક્ષણ કરવું જોઇએ. જેથી આપત્તિમાં કામ આવે. રાજાએ વાકય વાંચ્યું. રાજા પણ ખૂબ જ વિદ્વાન હતો એટલે તેણે એની નીચે બીજું વાકય લખ્યું, "धर्मीणो क्व आपदा"? રાજા લખે છે, "ધર્મીને આપદા કયાંથી?" ધર્મીને એના ધર્મપ્રભાવે કયાંય પણ વાંધો આવતો નથી. બીજા દિવસે પ્રધાને આ વાંચ્યું. એટલે તેણે તે વાકય નીચે લખ્યું. "कदापि दैव कोप्यते"। કદાચિત દૈવ કોપાયમાન થાય તો શું કરશો ? તે વાંચી. રાજાએ લખ્યું, "संचितो ऽपि विनश्यति"। નસીબ પલટો ખાય છે ત્યારે સંચિત કરેલું દ્રવ્ય પણ ચાલ્યું જાય છે. ધનના ચરૂ દાટેલા હોય તો પણ કાં તો કોલસા થઈ જાય છે. અથવા તો ભમરા થઈ ઉડી જાય છે તમને તમારા ભાગ્ય પર આવો વિશ્વાસ છે ?" રાજા કહે છે કે જે સત્કર્મમાં વાપરેલું છે તે સાથે આવશે. નહિં તો લક્ષ્મીનો મોહ માર ખવડાવે છે. જેમ મદીરા પીવાથી નશો ચડે છે, તેમ જીવને પૈસાથી મદનો નશો ચડે છે પણ જે વિવેકી છે તેને કાંઈ વાંધો આવતો નથી. પેલા શિક્ષક કહે છે, આ પૈસો મારે જોઈએ નહીં અને પેલા બે મિત્રો કહે છે અમારે એ જોઇએ નહીં. માસ્તર કહે છે, આ પૈસો મને કાળા નાગ જેવો દેખાય છે માટે મારે ન જોઈએ, પેલા મિત્રો કહે છે અમે અમારા હજાર હજાર લઇ લઇએ. બાકીના તમે લઈ લ્યો તો પણ માસ્તર ના પાડે છે. આ પૈસા મારે જોઇએ જ નહીં. કોઈ માણસ સાણસામાં નાગ પકડીને તમારે ઘેર મુકવા આવે તો તમે મુકવા દેશો ? નહિં, કેમકે તમને તેની ભયંકરતા સમજાઇ છે. એમ આ પરિગ્રહ એ કાળો નાગ છે. શું તમને નથી લાગતું કે પરિગ્રહ કેટલી ઉપાધિ કરાવે છે ?

માસ્તર તો પેલા પૈસા લેવાની ચોક્ખી ના પાડે છે. પરિગ્રહ જીવને બહુ લોભાવનાર અને લલચાવનાર છે. આ વાત માસ્તર સાહેબને બરાબર સમજાઇ ગઇ છે, તેથી હાથ પણ લગાડતાં નથી. પેલાઓએ રૂપિયા પાછા ભરવા માંડયા ત્યારે માસ્તરની પત્ની જે આ વાર્તાલાપ સાંભળી રહી છે તે બોલે છે. તમારી બુદ્ધિ છે કે નહીં ? "સાઠે બુદ્ધિ નાઠી છે !" આમાંથી થોડાં રૂપિયા તો રાખો. આ દાણાવાલાનું બીલ આવ્યું છે. કોલસાવાળાને પૈસા દેવાના છે. જુઓ, આ ધર્મપત્ની કે કર્મપત્ની ? માસ્તર કહે છે, હું બધાને પહોંચી વળીશ તું તારે ઘરનું કામ કર. જીવણલાલ અને જોરાવરસિંહ તો આ સાંભળીને આભા જ બની ગયા. તેઓ વિચારે છે કે કોઇને ય ન જોઇએ તો હવે શું કરવું ?

પછી બંને મિત્રો વિચારે છે કે આ રૂપિયા દાનમાં આપી દઈએ. માસ્તર કહે છે,

તમારે દાન આપવું હોય તો આપો, પણ મારૂં નામ નહીં. જે મહાપુરૂષો હોય છે તે આવી વૃત્તિવાળા હોય છે. આ માસ્તરે પણ ફી લીધા વગર કેવું જ્ઞાન આપ્યું અને જીવનને કેવું નિસ્પૃહી બનાવ્યું ! તમારા ગુરૂદેવો પણ આત્માને કર્મ બંધનથી છોડાવવાનું સુંદર જ્ઞાન આપે છે. છતાં વેતન લે છે? ના, પણ તમને જ્ઞાન લેવાની કયાં પડી છે? શું તમારે વ્યાખ્યાન સાંભળીને કાંઈ આપવાનું છે? કેવા તમારા ગુરૂભગવંતો છે!

निम्ममो निरहंकारो, निस्संगो चत्तगारवो।
समो य सव्व भूएसु, तसेसु थावरेसु य॥ ઉ. અ. ૧૯ ગા. ૮૯

સાધુ કેવા હોય? નિર્મમતી, નિરહંકારી, સંગરહિત, ગર્વને છોડીને ત્રસ અને સ્થાવર સર્વ જીવોમાં સમાનભાવ રાખે. જેમણે સાચી સમજણ આપી એવા ગુરૂનો ઉપકાર કેમ ભૂલાય? ભલે લાખોપતિ થયો હોય છતાં પણ ગુરૂનો વિનય કરે છે તો જેણે આત્માનું સુંદર જ્ઞાન આપ્યું એવા મહાઉપકારી ગુરૂનો વિનય કેમ ભૂલાય? વિનયનો માર્ગ ભગવંતે કેવો સુંદર બતાવ્યો છે? જૈનદર્શનમાં વિનયનું મહામૂલ્ય છે.

"જે સદ્ગુરૂ ઉપદેશથી, પામ્યો કેવળજ્ઞાન,
ગુરૂ રહ્યા છદ્મસ્થ પણ, વિનય કરે ભગવાન."

ગુરૂ છદ્મસ્થ હોય અને શિષ્યને કેવળ જ્ઞાન થાય તો પણ ગુરૂનો વિનય ચૂકે નહિ. ગુરૂને ખબર પડે તો પૂછે કે આપને કેવળજ્ઞાન થયું છે? તો વિનયી શિષ્ય જવાબ આપે કે આપનો પ્રતાપ! ગુરૂદેવો પોતાના આત્મસ્વરૂપમાં મગ્ન રહે. અને પ્રભુએ આપેલો ઉપદેશ એવો સરલ શૈલીમાં સમજાવે કે તે સાંભળતા ચૈતન્યદેવ જાગી જાય.

ગાય હાલરડાં સ્યાદ્વાદ સૂત્રનાં,
એક જ ક્ષણમાં ચૈતન્ય જાગી જાય રે....
શાસનનાં હીરા, ડંકો વગાડયો દેશે દેશમાં.

અનાદિકાળથી સુખની શોધમાં ભટકતાં જીવોને સમજણ આપનારાં ગુરૂદેવો છે. તેઓ સમજાવે છે કે તારી વસ્તુ તારા ઘરમાં છે. માટે બહાર કયાં ભટકે છે? ઘરમાં શોધ ચલાવ. આવી આત્મ-ખજાનાની અદ્ભુત ચાવી બતાવનાર સદ્ગુરૂ મળે તો ભવના ફેરા ટળી જાય.

આ રે અવસરીયે જેણે સદ્ગુરૂ સેવીયા રે....
સદ્ગુરૂ સેવ્યા એના ટળીયા અંધેરા,
આ રે અવસરીયે જેણે સદ્ગુરૂ સેવીયા રે....

માનવ જન્મ અમૂલ્ય મળ્યો છે, તો સાચા સદ્ગુરૂની પીછાણ કરી સાચા સદ્ગુરૂને સેવો. જેણે આત્માનો અલખ જગાવ્યો છે, જે નિજાનંદમાં મસ્ત છે અને જેણે આત્માને

કર્મબંધનથી મુક્ત કરવા ભેખ ધારણ કર્યો છે એવા સદ્‌ગુરૂનાં ચરણોમાં જઈ એની સેવના, ઉપાસના કરશો તો ઉદ્ધાર થશે.

## વ્યાખ્યાન નં...૩૧

### શ્રાવણ વદ ૫ ને બુધવાર તા. ૧૧-૮-૭૧

ઉગ્ર તપસ્વી શ્રી કમળાબાઈ મહાસતીજીના ૩૧ ઉપવાસનાં પારણાં પ્રસંગે અપાયેલ પ્રવચન.

### તપનાં તેજ.

અનંતજ્ઞાની ભગવંતે જડવાદમાં જકડાયેલાં, મોહમાં મૂંઝાયેલા, લોભમાં લપટાયેલાં, અને માનમાં મરાયેલા જીવોને આત્માનું દર્શન કરાવ્યું છે. અને બંધન તથા મુક્તિનો માર્ગ બતાવ્યો છે. અનાદિ કાળથી જીવાત્મા કર્મના બંધનથી બંધાયેલો છે. તેમાંથી મુક્ત થવા માટે તપનો માર્ગ શ્રેષ્ઠ છે. જે પ્રસંગ હોય તેનાં ગાણાં ગવાય છે. જૈન-શાસનનાં નગારે આજે તપની દાંડી વાગી રહી છે. જ્યારે રાજ્ય પર શત્રુઓ ચડી આવ્યાં હોય, લશ્કરી કૂચ થતી હોય, યુદ્ધનાં નગારાં વાગી રહ્યાં હોય ત્યારે કયો ક્ષત્રિય બચ્ચો ઘરના ખૂણામાં ભરાઈ બેસે? જે ક્ષત્રિય છે, રણશૂરો છે, તે તો રણસંગ્રામમાં મોખરે હોય છે. તે કદી છૂપાઈને ન બેસે. તેમ આજે ઘાટકોપરને આંગણે તપની દાંડી પીટાઈ રહી છે. જ્ઞાનના નાદો ગાજી રહ્યા છે. ચારિત્રના સૂરો ગુંજી રહ્યા છે ત્યારે કયો માણસ સૂતો રહેશે? ભગવાને કલ્યાણનો સુંદર માર્ગ બતાવ્યો છે માનવભવ મોક્ષનો કિનારો છે, આપણે છેક કિનારે આવી ગયા છીએ. હવે બહાર નીકળવાની અભિલાષા થાય છે?

> જેમ તરસ્યાને વગડામાં પાણી મળે, જેમ ડૂબતાને સામો કિનારો મળે,
> તું છે સુજનો પણ એમ હવે છોડું હું કેમ? પથદર્શી મળ્યા છે મને તારલિયા....
> શું એ શોભી રહ્યા છે જિનવરીયા.......

જ્યારે તરસ્યા માણસને વગડામાં પાણી મળી જાય અને દરિયામાં નાવ ડૂબું-ડૂબું થઈ રહ્યું હોય ત્યારે સામો કિનારો આવી જાય તો માણસને કેટલો આનંદ, હર્ષ અને ઉલ્લાસ થાય? હાશ. મરતાં-મરતાં માંડ બચ્યો છું એમ લાગેને? તેમ તમે પણ ક્યાં આવ્યા છો? ઘાટક + ઉપર = ઘાટકોપર. ઘાટ ઉપર આવી ગયા છો, માનવભવનાં કાંઠે આવી ગયા છો હવે તો પરમાત્મ દશા પ્રાપ્ત થઈ જ સમજો. પણ એ પ્રાપ્ત ક્યારે થાય?

ભગવાને જે માર્ગ બતાવ્યો છે એ માર્ગને–એ સાધનને અપનાવીએ તો ને ? જે કાર્યને સાધ્ય કરવું છે તેનું કારણ પણ આપવું જોઈએ ને ! કારણ વિના કાર્યની ઉત્પત્તિ થઈ શકે નહિ. માનવભવની અંદર એક જ લક્ષ્ય કરો કે મોક્ષ મેળવવો છે. મોક્ષમાર્ગને સિદ્ધ કરવાનું સાધન સમ્યક્ જ્ઞાન–દર્શન, ચારિત્ર અને તપ છે. સમ્યક્ તપ એક એવો એટમ બોંબ છે કે કર્મના ભુક્કે-ભુક્કા બોલાવી નાખે છે. તપ એક એવું અમોઘ બાણ છે કે લક્ષ્યને વિંધ્યા વગર તે રહેતું નથી.

તપ એક એવી અકસીર ટ્રેન્ટમેટ છે કે ત્યાં ભવરોગ ઊભો રહી શકતો નથી જેને દેહમાં આસક્તિ નથી તેને આવો દિવ્ય અને ભવ્ય માર્ગ અપનાવવાની શક્તિ આવે છે. જેણે દેહ અને આત્માનું ભેદવિજ્ઞાન કરેલું છે તે જ આ માર્ગે પ્રયાણ કરી શકે છે. કેશી સ્વામીએ પરદેશી રાજાને જેમ આત્મા અને શરીર ભિન્ન છે એવું સમજાવ્યું અને પરદેશી રાજાને અનેક પ્રશ્નોના ખુલાસા દ્વારા સચોટ સમજાયું ત્યારે એ નાસ્તિકમાંથી આસ્તિક બન્યા અને જૈનદર્શન પર અતૂટ શ્રદ્ધાવાન થયા. જેણે આત્મા અને દેહને ભિન્ન માન્યા છે એ જ આવા ઉગ્ર તપની આરાધના કરે છે.

> जहा महातलायस्स सन्निरुद्धे जलागमे। उस्सिंचणाए तवणाए कमेणं सोसणा भवे ॥
> एवं तु संजयस्सावि, पावकम्मे निरासवे । भवकोडी संचियं कम्मं तवसानिज्जरिज्जइ ॥
>
> ઉત્તરાધ્યયન અ. ૩૦ ગા. ૫–૬

જેમ મોટા તળાવને સૂકાવવું હોય તો જે માર્ગેથી પાણી આવતું હોય તેને રોકવું પડે છે. આવક રોકયા પછી તળાવમાં રહેલ પાણીને ઉલેચે છે, અથવા તો તાપથી સૂકવે છે. તેમ કરોડો ભવના સંચિત થયેલાં કર્મ તપથી નિર્જરી જાય છે ને આવતાં કર્મ સંયમથી રોકાય છે. તપની અપૂર્વ આરાધના માટે આ ટાઈમ અને તક સુંદર મળ્યા છે, તેને ઝડપી લ્યો. ઘણાં કહે છે અત્યારે મને ધર્મ કરવાનો બિલકુલ ટાઈમ નથી. પણ જ્યારે મૃત્યુ મહારાજા છડી પોકારશે ત્યારે કહેશો કે ટાઈમ નથી ? મૃત્યુ ચોક્કસ આવવાનું છે, કોઈનેય છોડવાનું નથી. પણ કયારે આવશે તે ખબર નથી. માટે ભગવાને જે સાધનો બતાવ્યા છે, તેનો સુંદર ઉપયોગ કરો.

એક કલાચાર્ય પાસે બે શિષ્યો આવે છે. કલાચાર્ય બંનેને હૈયાના હેતથી બધી કળા શિખવાડે છે. જયારે અમુક ટાઈમ થાય છે, ત્યારે આચાર્ય બન્નેને એક ચિત્ર આલેખવા આપે છે. તેને માટે યોગ્ય સાધનો આપે છે. નિયત ટાઈમે બંને શિષ્યો પોતાનું ચિત્ર રજુ કરે છે. એક શિષ્યનું ચિત્ર જોઈ આચાર્ય ખૂબ જ પ્રસન્ન થાય છે. તેને શાબાશી આપે છે. ત્યારે બીજા શિષ્યનાં ચિત્રને જોઈ નાખુશ થાય છે અને કહે છે તેં આવું ચિત્ર કેમ બનાવ્યું ? નથી સુંદર આકૃતિ કે નથી સુંદર કલરનો ઉઠાવ ! ત્યારે

શિષ્ય જવાબ આપે છે. ગુરૂદેવ! પીછી બરાબર નહોતી, રંગ પણ સારા નહોતા અને જેના પર ચિત્ર દોરવાનું છે એ કેન્વાસ પણ સારૂં ન હતું. વળી ટાઈમ પણ ટુંકો હતો. ગુરૂએ બંનેને કલા સાથે શિખવાડી હતી. સાધનો પણ સરખાં જ આપ્યા હતાં. ટાઈમ પણ સરખો જ આપ્યો હતો. છતાં એકે પ્રમાદમાં રહી સાધનોનો બરાબર ઉપયોગ ન કર્યો. બીજાએ ખૂબ પ્રયત્નથી સુંદર ચિત્ર બનાવ્યું, ને તે ઉત્તીર્ણ થયો. તેમ આપણને પણ અજબ શક્તિ મળી છે. સાધનો પણ ઊંચા પ્રાપ્ત થયાં છે, છતાં પ્રમાદથી આ સુંદર સાધનોની કિંમત સમજાતી નથી. અત્યારે યુવાવસ્થા છે, જીવનમાં તાજગી છે, મરદાનગી છે. તો આ યૌવનને તપ અને સંયમ વડે શણગારી લ્યો. વૃદ્ધાવસ્થામાં શક્તિ ક્ષીણ થઈ જાય છે.

ઉત્સાહ મરી પરવારે છે ત્યારે જીવ નાહિંમત બની જાય છે. તેનાથી કાંઈપણ કરી શકાતું નથી. અત્યારે તમારી પાસે આચાર, વિચાર અને ઉચ્ચાર આ ત્રણે સુંદર સાધનો છે. વિચાર કરો કે મારે સિદ્ધ થવું છે, પછી એને આચારમાં લાવો. ચોથા આરામાં માસખમણ કરવાવાળા હતા. એમ આજે પણ છે. આપણી સામે બેઠેલાં તપસ્વીને જુઓ. "Nothing is impossible" કાંઈ પણ અશક્ય નથી. માટે આત્માના ગુણોને વિકસાવો. તમારે કેવા બનવું છે? તમને ઘર સારૂં ગમે. સોફા સુંદર ગમે. ફરનીચર અસ્તવ્યસ્ત પડયું હોય તો ન ગમે, સારી ગોઠવણ હોય તો ગમે, સારૂં ચિત્ર જુઓ તો આનંદ થાય. બગીચામાં સુંદર છોડો હોય, વેલોની ગોઠવણ કરેલી હોય, મંડપો સારા બનાવ્યા હોય તો એ તમને ગમે. પણ તમારા જીવનને સુંદર બનાવવું ગમે છે? જીવનમાં સદ્‌ગુણોનો વિકાસ કરો. ઉપરથી સદ્‌ગુણી કહેવડાવવું અને અંદરથી અસત્ય આચરણ કરવું છે. દાંભિક જીવન જીવવું છે. પણ યાદ રાખજો તે તમને ભવોભવમાં રૂલાવશે. જેમ જેમ ગુણો પ્રગટે તેમ તેમ આત્માનો વિકાસ થાય છે. તમને તમારો વિનાશ ન ગમતો હોય તો આત્મ વિકાસ કરો. માનવભવમાં સહેલાઈથી કર્મના ભુક્કા ઉડાવી શકાય છે.

ગૌતમસ્વામી વંદન કરી વિનયભાવે ભગવંતને પૂછે છે હે ભગવન્! એક ઉપવાસથી જીવને શો લાભ થાય? ભગવાન પ્રત્યુત્તર આપતાં કહે છે કે હે ગૌતમ! નારકીના જીવો ઉત્પન્ન થતાં જ અનંતી ભૂખ, તરસ આદિ દશ પ્રકારની ક્ષેત્ર વેદના વેદે છે. તે વેદના ભોગવતાં ભોગવતાં એક હજાર વર્ષ વ્યતીત થઇ જાય અને જેટલા કર્મ ખપાવે તે કરતાં પણ સંવરયુક્ત એક ઉપવાસ કરનાર વધારે કર્મ ખપાવે છે. બે ઉપવાસ કરનાર એક લાખ વર્ષના કર્મ ખપાવે છે. એક કરોડ વર્ષ સુધી દુ:ખો ભોગવીને નારકીના જીવો જે કર્મ ખપાવે છે તે અહીં સમકિતપૂર્વકના અઠ્ઠમ તપથી ખપી જાય છે. નર્કના જીવો કેવા ઘોર દુ:ખો ભોગવે છે. તેવા દુ:ખો આપણા જીવે પણ ભોગવવામાં કાંઇ બાકી રાખ્યું નથી. હવે સ્વાધીનતાએ ત્યાગ કરો. મજુરોને રોટલો અને મરચું જ ખાવા મળે છે, તે

સિવાય બીજી સુંદર વસ્તુ મળતી નહિ હોવાથી તેનો ઉપભોગ કરી શકતા નથી. તેથી તેઓ ત્યાગી કહેવાતા નથી, કારણ કે મળે તો ભોગવવાની ઇચ્છા રહેલી છે. જેની પાસે બધી સામગ્રી હોય અને ત્યાગ કરે તો તેને સાચો ત્યાગી કહેવાય છે.

ગૌતમ સ્વામી પૂછે છે કે નારકીના જીવો ઘણાં દુઃખો ભોગવે છે, ત્યારે થોડા કર્મ ખપાવે છે, અને મનુષ્ય આટલા બધા કર્મો ખપાવે છે તેનું કારણ શું? તેનો ખુલાસો કરતાં ભગવાને ભગવતીજીમાં કહ્યું છે કે એક ઘરડો માણસ જેને આંખથી દેખાતું નથી, કાનથી સંભળાતું નથી, પગથી ચાલી શકાતું નથી, એવા વૃદ્ધ પુરૂષને બુઠો કુહાડો આપી ગુંદીની ચીકણી ગાંઠ કાપવાનું કહેવામાં આવે તો એ પુરૂષ સવારથી સાંજ સુધી પ્રયત્ન કરે છતાં તે ગાંઠ કાપી શકતો નથી. તેમ નારકીના જીવોએ ગુંદીની ગાંઠ જેવા ચીકણાં કર્મ બાંધ્યા છે અને તેને કાપવા અવિરતિનો બુઠો કુહાડો તેની પાસે છે.

એક યુવાન પુરૂષ છે. જેના વજ્રના હાડકાં. એની ઉપર વજ્રનો પાટો અને વજ્રના ખીલાં મારેલા છે. તેવા પુરૂષ પર થઈ ને ગાડા તથા મોટર ચાલ્યા જાય તો પણ એક હાડકું ખસે નહિ, તેવા બલિષ્ઠ અને યુવાન પુરૂષને ખાખરાનું સુકું લાકડું કાપવા માટે તીક્ષ્ણ કુહાડો આપવામાં આવે તો કુહાડાના એક જ ઘાએ તેના ટુકડે ટુકડા થઈ જાય છે તેમ મનુષ્યના કર્મ ખાખરાના ઝાડ જેવા છે, ને વિરતીનો તિક્ષ્ણ કુહાડો તેની પાસે છે. પછી કર્મ ભેદવામાં એને કેટલી વાર લાગે? પણ આ સુંદર માનવ અવતારમાં વિરતી માર્ગે આવી દુષ્ટ વૃત્તિને ત્યાગવી જોઈએ. તપ માર્ગે આવવા માટે આહાર સંજ્ઞા પર કાપ મૂકો. આ જીવે અનંતાનંત ભવમાં ખાવા પીવામાં કાંઈ બાકી રાખી નથી.

સાયરના નીરથી ઘણુંયે, મેં પીધા માયના થાન;
તૃપ્તિ ન પામ્યો આતમાજી, અધિક આરોગ્યા ધાન હો,
માવડી! ક્ષણ લાખેણી રે જાય...

આ જીવે અસંખ્યાતા સમુદ્રના પાણી કરતાં માનું દૂધ વધારે પીધું છે, છતાં તૃપ્તિ થઈ નથી. મનુષ્યના કેટલા ભવ કર્યા! "અનંતા" કેટલા ઇષ્ટ, મિષ્ટ ભોજન આરોગ્યા? છતાં તૃપ્તિ લાધી? હવે આ વીરના શાસનમાં આવ્યા છો તો તપનું ખમીર પ્રગટાવો. વીરના પુત્રો વીર હોય કે કાયર? તમે કોના પુત્રો છો? વીરના કે કાયરનાં? "વીરના." આ વીરનો માર્ગ છે, કાયરનો નહિ.

તપનું લક્ષણ છે ઇચ્છાનો નિરોધ. આહાર કરવો એ આત્માનો સ્વભાવ નથી. માટે વિચારો કે મારે મારા અણાહારિક સ્વભાવમાં ટકવું છે. ઉપવાસ તપનો કેટલો મહિમા છે? એક ઉપવાસ પર પોરસી કરે તો બે ઉપવાસનું ફળ મળે. બે ઉપવાસ એટલે છઠ કરે તો પાંચનું, અઠ્ઠમ કરે તો પચીસનું, ચાર કરે તો એકસો પચીસ, પાંચ કરે તો

છસો પચીસ, છ કરે તો ત્રણ હજાર, એકસો પચીસ, સાત કરે તો પંદર હજાર છસો પચીસ, આઠ કરે તો અઠયોતેર હજાર એકસો પચીસ. એમ એક એક ઉપવાસ વધારતાં પાંચ પાંચ ગણું ફળ મળે છે. છત્રીસ ઉપવાસ કરનારને કેટલો લાભ મળે ? વિરતીનો કુહાડો અતિ તીક્ષ્ણ છે. કરોડો ભવના કર્મો તપથી ઉડી જાય છે.

આપણા પરમ પિતા તીર્થંકર દેવને પણ કર્મ ખપાવવા તપની આરાધના કરવી પડી હતી. આપણે શું કર્યું ? જે કાંઈ વિચાર કરો તે આચારમાં મૂકો. આચાર-વિચાર-ઉચ્ચારની એકતા થવી જોઈએ દેહાધ્યાસ છોડો. આવો મોંઘો ભવ મળ્યો છે તો કાંઈક કરો. પ્રતિક્રમણ સામાયિક ઉપવાસાદિ કાંઈ કરવું નથી તો મોક્ષ કેમ મળશે ?

पच्चक्खाणेणं भंते ! जीवे किं जणयई ? ५० आसवदाराइं निरुम्भइ ।
पच्चक्खाणेणं इच्छानिरोहं जणयई ।

પચ્ચખ્ખાણથી આશ્રવના દ્વાર બંધ થાય છે. ઈચ્છાનો નિરોધ થાય છે. આશ્રવનો નિરોધ તેનું નામ સંવર. તપથી કર્મ બોદાં થઈ જાય છે. જુના લાકડાને અગ્નિ જલ્દી બાળે છે તેમ જે રાગ વગરનાં આત્માઓ છે, તેનાં કર્મ જલદી ખપી જાય છે. જે અગ્નિ, તાવડો અને રેતીથી ચણો શેકાઇને દાળીયો તૈયાર થાય પછી તેને ઉગાડવામાં આવે તો ફરી ઉગતો નથી. તેમ ધ્યાનરૂપી અગ્નિ અને તપરૂપી રેતીમાં આત્મા શેકાય તો જન્મ-મરણના ફેરા ટાળી શુદ્ધ થઈ સિદ્ધ બની જાય. તેને ફરી અવતાર લેવો પડતો નથી.

દેખાદેખીથી નહિ પણ આત્માના લક્ષ્યે તપ કરો. આલોક-પરલોકને અર્થે નહિ, પણ એકાંત નિર્જરાના લક્ષે કરો. ઘણાં કહે છે આત્મા જેનો શુદ્ધ છે તેને તપની જરૂર નથી. પણ કર્મ તમારી પાસે છે. જો કર્મનો સ્ટોક હોય તો તપની જરૂર છે. માત્ર ભાવના ભાવવાથી કંઈ કાર્ય સરતું નથી. પુરૂષાર્થ કરવો પડશે. જ્યારે આપણી સાધના થીયોરેટીકલ કરતાં પ્રેકટીકલ બનાવશું ત્યારે જ મોક્ષ પ્રાપ્ત કરી શકીશું.

મુનિ રણમોરચે નિર્ભય બનીને ઝુઝતો મદોન્મત્ત હાથી છે. એને પરાજયનો ભય નથી. એવા મુનિ બે પ્રકારનો જંગ ખેલી રહ્યા છે. કર્મ શત્રુ પર આક્રમણ કરી કર્મ-શત્રુને ખુવાર કરવા સાથે સ્વસંપત્તિનું સંરક્ષણ કરે છે. છઠ્ઠ-અઠ્ઠમ, અઠ્ઠાઈ, સોળભથ્થા, માસખમણ અને છત્રીસ ઉપવાસ કરી કર્મ સેના સામે લડી બીજી બાજુથી ક્રોધ, માન, માયા, લોભ, રાગ, મોહ વગેરે પ્રવેશ ન કરી જાય માટે ડીફેન્સીવ યુદ્ધમાં બરાબર તકેદારી રાખી લડે છે. તપ સામે ક્રોધને પણ હંફાવી બેસાડી દે છે.

આપણા ઉગ્ર તપસ્વીજી કમળાબાઇ મહાસતીજીએ પણ ઓફેન્સીવ અને ડીફેન્સીવ જંગ ખેલ્યો છે એવા તપસ્વીને આપણા કોટી કોટી ધન્યવાદ છે. તપસ્વીજીએ તપરૂપી રેઈનકોટ પહેર્યો છે. રેઈનકોટ પહેરવાથી ધોધમાર વરસાદ પણ દેહને ભીંજવી શકતો નથી.

અને સલામત રાખે છે. તેમ તપરૂપી રેઈનકોટ પહેરવાથી આત્માને કર્મ ભીંજવી શકતા નથી. અને મોક્ષમાર્ગમાં સરળતાથી પ્રવેશ થઈ શકે છે. આવા તપ માર્ગને અપનાવીશું તો અવિનાશી કલ્યાણ થશે.

---

## વ્યાખ્યાન નં. ૩૨

### શ્રાવણ વદ ૬ ને ગુરૂવાર તા. ૧૨-૮-૭૧

અનંત કરૂણાના સાગર ભગવાને સિદ્ધાન્તથી સમજાવ્યા. સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનું નામ સિદ્ધાંત. નિષધકુમારનો અધિકાર ચાલે છે. નિષધકુમાર ગુરૂકુળ વાસમાં આચાર્ય પાસે રહી બોંતેર કળામાં પારંગત થઈ રાજ્યમાં આવી ગયાં. બાલ્યકાળ વિતાવી યૌવનના પ્રાંગણમાં પગ મૂકયો છે. યૌવનકાળ એટલે સમજણનો કાળ.

રાજાએ યોગ્ય ઉંમર જાણી, રાજ્યની તાલીમ આપવા માંડી. નિશાળમાં નામું શીખવાડે છે. એ શિખાઉ નામું છે. એમાં જમા-ઉધાર માંડે, કેટલી મૂડી છે, કેટલા ગયા, સિલકમાં કેટલા રહ્યા. આ બધું શિખવાડે છે, છતાં તે નામા પ્રમાણે કોઈની સાથે વ્યવહાર ચાલતો નથી. પણ જ્યારે વહીવટીનામું પેઢી પર જઈ સાચા ચોપડા લઇ જમાં ઉધાર કરે છે ત્યારે તેનો વ્યવહાર ચાલે છે. સમ્યક્ ચારિત્ર એ વહીવટી નામું છે, જ્યારે સમ્યક્ ચારિત્ર આવે છે ત્યારે કર્મની નિર્જરા થાય છે.

સમ્યક્ ચારિત્ર જેનામાં આવે છે તે ઈન્દ્રિયો ઉપર વિજય મેળવે છે વિષયોનું વમન કરે છે. ઇન્દ્રિયનું દમન અને કષાયનું શમન કરે છે. તે કયારેય પણ ક્રોધ કરતા નથી. ક્રોધના પ્રસંગે પણ સમભાવ રાખી શકે છે. સમભાવમાં ઝૂલતા આત્માર્થીઓમાં સર્વ ઈચ્છા રહિત જીવન જીવવાની અપૂર્વ ખુમારી હોય છે. તેઓ સ્વાનુભવમાં જ રાચતા હોય છે. ઉપશમની ગેરહાજરી એટલે કષાયની કાલિમાની હાજરી ઉપશમ ગુણ વિના મહા સમર્થ જ્ઞાન પણ લોહીના ઉઝરડા પાડે તેવો કાંટાળો તાજ બની રહે છે. તમને ક્રોધ આવે છે? દિવસમાં કેટલી વાર ક્રોધના શરણે જાઓ છો? કોઈ સાવ ઠંડી ચા આપે, અથવા તો કડકમાં કડક આપે તો ક્રોધ આવે છે ને? જમવા બેઠા ને પીરસતાં થોડી વાર લાગી તો પણ ક્રોધ આવી જાય છે ને? ઉપવાસ કર્યા અને પાણી જરા ગરમ રહી ગયું. અને એ ગરમ પાણી પીવા આપ્યું તો તમે પણ ગરમ થાવ ને? આવું

ગરમ-પાણી મોઢામાં પણ કેમ જાય ? ઠંડુ પાણી લાવો. પંખો ચલાવી પાણી ઠારીને પીઓ. પોતાના જરભાવને પોષવા વાયુકાયની તથા અગ્નિકાયની વિરાધના કરે. જરા અણગમતું થાય ને ફુંફાડો મારે. પણ આ ક્રોધ અધોગતિમાં લઈ જનાર છે. ક્રોધ એ શરીર અને મનને સંતાપ કરાવનાર છે, વેરનું કારણ છે. ક્રોધ એ ઉપશમ સુખને દાખલ થતું રોકનાર આગળો છે. ક્રોધનું શમન કરવા માટે ક્ષમા ગુણનો આશરો લ્યો. ક્ષમા ગુણને ધારણ કરવાનું જ્ઞાન મેળવો. સહનશીલતા રાખતા શીખો. તમારો જન્મ શું દુઃખો સહન કર્યા વગર થયો છે ? સવા નવ મહિના સુધી અંધારી કોટડીમાં ઊંધે મસ્તકે રહ્યા અને ગર્ભમાં અનેક દુઃખોને સહન કર્યાં પછી માતાએ તમને જન્મ આપ્યો, શું તમે ઉપરથી તો નથી આવ્યા ને ! અનેક દુઃખોને સહન કરી દેવને પણ દુર્લભ એવો માનવનો અવતાર પ્રબળ પુણ્યે પ્રાપ્ત થયેલ છે. આવા કિંમતી અવતારને ક્યાં વેડફી રહ્યા છો !

"હીરો જડયો જે હાથમાં કોણ છોડી જાય છે ?
આવી પડે અમૃત મુખે તો કોણ નાખુશ થાય છે ?
જ્યાં કામધેનુ ગાય ત્યાં કોણ ભૂખ્યો જાય છે ?
આવ્યો સમય ના ઓળખે તો આખરે પસ્તાય છે.

આવો અમૂલ્ય હીરા જેવો કિંમતી માનવ દેહ મળ્યો, પછી વિષયોનું શું પ્રયોજન છે? અમૃતનો ઘુંટ મળી ગયો, પછી ઔષધની શી જરૂર છે? કામધેનુ ગાય પ્રાંગણમાં ઝુલતી હોય તો ભીખ માગવા કોણ જાય ? નંદન વનમાં ગયા પછી ઉકરડા પાસે કોણ જાય ? કિન્નરીઓનાં સંગીત સાંભળ્યા પછી ગર્ધવોના સૂરોનું શું પ્રયોજન ? અપ્સરાઓના રૂપ જોયા પછી ભીલડીઓના રૂપ શા કામના ? કલ્પવૃક્ષના ફળોનો રસાસ્વાદ મળ્યા પછી લીમડાના રસની શી આવશ્યકતા ?

નિષધ કુમારને આવો મહા મૂલો માનવનો જન્મ પ્રાપ્ત થયો. વળી ઉત્તમ કુળ મળ્યું, અભ્યાસ કરી લીધો. રાજાએ પોતાના વ્હાલા પુત્રને રાજ્યની સુંદર તાલીમ આપી રાજ્યના કાર્યમાં પણ કુશળ બનાવ્યો પછી યોગ્ય ઉંમર જાણી રાજા તેના માટે સુકન્યાની શોધ કરે છે.

નારી એ નારાયણી છે. પ્રેમ અને વાત્સલ્યની મૂર્તિ છે. તેના જીવનમાં ત્યાગ અને બલિદાન હોવાં જોઈએ. સ્નેહ અને શ્રદ્ધાથી તે સભર હોવી જોઈએ. અનેક નારીઓએ પોતાના જીવનમાંથી પોતાના સ્વામીને પ્રેરણાના અમૃત પાયા છે. ત્યાગ અને બલિદાનના પાઠ શિખવ્યા છે. વિમાર્ગે જતાને માર્ગદર્શન આપ્યું છે. નારી એટલે ન + અરિ = જે કોઈની દુશ્મન નથી.

આ ભારતવર્ષમાં નારીનું સ્થાન અજોડ છે. પોતાના શીલની રક્ષા માટે અનેક નારીઓએ પોતાના અમૂલ્ય જીવનનું બલિદાન પણ દીધું છે.

ગાંધીજીએ કહ્યું છે કે " નારી એ સહનશીલતાની મૂર્તિ છે." નારીના હૃદયમાં અમૃત પણ છે અને ઝેર પણ છે. જ્યારે નારી સ્નેહ–સરિતામાં વહે છે ત્યારે આખા વિશ્વપર આનંદ મંગળ વર્તાય છે. અને જ્યારે નારી ક્રોધી બને છે ત્યારે સંસારમાં સર્વનાશ પણ નોતરે છે.

" शुद्धोसि बुद्धोसि निरञ्जनोसि। संसार माया परिजितोसि ॥ "

અનેક નારીઓએ ધીર–વીર અને પરાક્રમી પુત્રોને જન્મ આપ્યો છે. મદાલસાએ પોતાના પુત્રોમાં નાનપણથી આત્માની અમરતાના અને પવિત્રતાના સંસ્કાર બીજ રોપવા માટે હાલરડા ગાયા હતાં.

"હે પુત્ર ! તું શુદ્ધ છે, બુદ્ધ છે, અજર છે, અમર છે, જગતની માયાથી રહિત છે. પુતળીબાઈએ ગાંધીજીમાં કેવા સંસ્કારનું સિંચન કર્યું ? જીજીબાઈએ શીવાજીમાં કેવું અમૃત રેડયું ? નારીનું હૃદય ક્યારેય ક્રૂર નથી બની શકતું. તેના હૃદયમાં કરૂણાનો સ્રોત નિરંતર વહેતો હોય છે. તેને માટે એક જ્વલંત ઉદાહરણ દ્રૌપદીનું આપણી સામે છે.

દુર્યોધન મૃત્યુની છેલ્લી પળો ગણી રહ્યો છે. તેના નવાણું ભાઈ મૃત્યુને ખોળે પોઢી ગયા છે. તેની વેદના કરતાં પણ પરાજ્યની ઊંડી વેદના તેને વધુ નિરાશ બનાવી રહેલ છે. ગર્વના ઉન્માદમાં તેને કલ્પના પણ ન હતી કે એવો પરાજય મારા લલાટે લખાશે. તેની આજુબાજુ તેના સાથીઓ બેઠા છે. તેને આશ્વાસન આપી રહ્યા છે. હવે છેલ્લે ટાઈમે સાથીઓ પૂછે છે. " મહારાજ! આપની છેલ્લી ઈચ્છા હોય તે પ્રગટ કરી દો. અમે તમારી સેવામાં ખડે પગે ઉભા છીએ." દુર્યોધન દીલગીર બની કહે છે. " સાથીઓ ! મારી તો સઘળી ઈચ્છા માટીમાં મળી ગઈ છે. વિજયની આશા હતી, પણ પરાજયની લાત મસ્તકે વાગી છે. મારા ભાઈઓ રણમાં રોળાઈ ગયાં છે. પણ હવે છેલ્લે છેલ્લે પાંડવના પુત્રોના કપાએલા માથા કોઈ મારી સામે લાવી આપે તો એ જોઈ મારી આંખો શીતળતાનો અનુભવ કરે. પણ આ તો સ્વપ્ન છે, એ ઈચ્છા સફળ થાય તેમ ક્યાં છે ? આ કાર્ય કોણ કરવા તૈયાર થાય ? દુર્યોધનની છેલ્લી ઈચ્છા પૂરી કરવા અશ્વત્થામા તૈયાર થાય છે. તે કહે છે " મહારાજ ! આમાં શી મોટી વાત છે ? હમણાં જ હું આ કાર્ય કરી આપની પાસે હાજર થાઉં છું."

પાંડવો વિજયોત્સવ ઉજવી ગાઢ નિદ્રામાં પોઢયાં હતાં. તેઓને કલ્પના પણ ક્યાંથી

હોય કે આજે રાત્રે આવો અનર્થ સર્જાઈ જશે ? અશ્વત્થામા કાયર પુરૂષની જેમ છાનો-માનો દ્રૌપદીના તંબુમાં ઘુસ્યો અને પાંચેય પાંડવ પુત્રોને મારી હાથમાં પાંચ મસ્તક લઇ દુર્યોધન પાસે આવ્યો. દુર્યોધને પાંચ મસ્તકો જોઈ આનંદ અનુભવ્યો. અને છેલ્લા શ્વાસે પણ દુર્ગંધ લઈને તે વિદાય થયો.

પુત્રોના મૃત્યુની દ્રૌપદીને તથા પાંડવોને ખબર પડી ત્યારે સૌના દિલમાં કારમો ઘા-પડયો. પાંચ પુત્રોના મૃત્યુથી દ્રૌપદીનું હૃદય ચીરાઇ ગયું. તે એકદમ ક્રોધાતુર બની ગઈ. અને કહ્યું. મારા પુત્રને મારનારના લોહીથી મારા વાળ સીંચું તો મને શાંતિ થાય. પાંડવોએ શોધ ચલાવી. અંતે અશ્વત્થામા પકડાઈ ગયો. તેને દ્રૌપદી સમક્ષ હાજર કર્યો અને તેને મારી નાખવા ભીમે ગદા ઉપાડી. અહીં નારીના હૃદયની પવિત્રતાનું પણ દર્શન થાય છે. નારીમાં કરુણાભાવ કેટલો હોય છે તે જણાઇ આવે છે.'

દ્રૌપદીની વિચારધારાએ પલ્ટો લીધો. તેણે પાંડવોને કહ્યું : આ અભાગીને તમે છોડી દો. પુત્રનો વિયોગ માતાને કેવો પીડે છે તે હું અનુભવી રહી છું. આની માતા રણસંગ્રામમાં વૈધવ્યને તો પામી છે. હવે પુત્રનો વિયોગ તેનાથી કેમ સહન થશે ? એ માતાનું દિલ કેવું કલ્પાંત કરશે ?....એ પાપ આપણે નથી વહોરવું  આ છે દ્રૌપદીના દિલની ઉદારતા અને સજ્જનતા, જેમાં નારીના હૃદયનું સ્વરૂપ આપણે નિહાળી શકીએ છીએ.

ભારતના એક ઋષિએ કહ્યું છે કે :-"યત્ર નાર્યસ્તુ પૂજ્યન્તે રમન્તે તત્ર દેવતા:" જે સમાજમાં નારીના નારીત્વની પૂજા કરવામાં આવે છે, ત્યાં દેવતાઓ રમત કરવા આવે છે. મતલબ કે ત્યાંના માનવો દેવતૂલ્ય હોય છે. ત્યાં સુખ અને સમૃદ્ધિની છોળો ઉડે છે.

નારી જો ભોગ-વિલાસ અને શૃંગારમાં પડી જાય અને સંયમ, સદાચાર અને ચારિત્રને ભૂલી જાય તો દેશ પતનને પંથે પડી જાય. આજે સ્ત્રી કયાં જઈ રહી છે ? ભૌતિક પદાર્થોને માટે પોતાનું સતીત્વ લુંટાવા તૈયાર થાય છે. નારી એ સમાજનું મહત્વનું અંગ છે પણ આજે તે ભોગમાં પડી ગઇ છે, ત્યાગની સર્વોત્તમ ભાવનાને છોડી સ્વાર્થમાં સપડાઈ રહી છે.

નારી સમાજે જાગૃત થવાની જરૂર છે. ધારણીરાણી, સીતાદેવી વિ. સતી-સ્ત્રીઓનાં જીવન પ્રસંગોને સ્મરણમાં લાવી પોતાના જીવનને ઉજ્જવળ બનાવવા તૈયાર થવાનું છે.

નારી સમાજ જો જાગશે તો દેશનું પતન થતું અટકી જશે ભારત દેશ ભલે ભૌતિક દૃષ્ટિએ પાછળ રહ્યો હોય પણ સદાચાર અને સંસ્કાર માટે તો એનું સ્થાન મોખરે રહ્યું છે. અને હજુ પણ એ સ્થાન એમ જ ટકી રહેશે. માટે નારીએ પોતાના ગૌરવને જાળવી રાખવાની જરૂર છે,

સંસ્કારી અને સદાચારી કન્યા બન્ને પક્ષને ઉજ્જવળ કરે છે.
નિષધકુમારને માટે બળદેવ સુકન્યાની શોધ કરે છે. વિશેષ અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન નં. ૩૩

## શ્રાવણ વદ ૮ ને શુક્રવાર તા. ૧૩-૮-૭૧

અનંત જ્ઞાની ત્રૈલોકય પ્રકાશક શ્રમણ ભગવંત મહાવીર સ્વામીએ ભવ્ય જીવોને સિદ્ધાંતથી સમજાવ્યા છે. સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ, એનું નામ સિદ્ધાંત. વીતરાગની વાણીમાં શંકાને લેશમાત્ર પણ સ્થાન ન હોઈ શકે. જે ભવ્ય પ્રાણીઓ વીતરાગની વાણીનું શ્રવણ કરી તેને યથાશક્તિ આચરણમાં મૂકે છે તેનો અવશ્ય ઉદ્ધાર થાય છે. આત્મા અનાદિકાળનો છે. કર્મ પણ અનાદિકાળના છે. કર્મમાંથી મુક્ત થવું હોય તે પુરુષાર્થ કરવો પડશે. જે પ્રયત્ન વડે અનેક આત્માઓ મહાન બન્યા છે તે પુરુષાર્થ કરવો જોઈએ. જેમ એકડા વિનાના મીંડાની કિંમત નથી તેમ આચરણ વિનાના જીવનની કાંઈ કિંમત નથી. વાતો મોટી મોટી કરે, વર્તનમાં કાંઈ જ ન હોય. જો વ્યવહારૂ જીવનમાં ન હોય તો તેનો પ્રભાવ પડતો નથી. ક્રોધ કરવા જેવો નથી એમ કહે પણ એવો પ્રસંગ બની જાય ત્યારે ક્ષમાને ધારણ કરે તો આચરણમાં મુકયું કહેવાય. પણ પુંછડું દબાય ને ફુંફાડો મારે. એ તો નથી બોલાવ્યા ત્યાં સુધી જ જાણે ક્ષમાના અવતાર! બાપને બીડીનું વ્યસન હોય, એક મીનીટ પણ બીડી વિના ન ચાલે. ને પુત્રને કહે કે બેટા! બીડી ન પીવાય, બીડીથી ઉધરસ થાય, છાતીમાં ચાંદા પડે ને કેન્સર થાય માટે બીડી પીવા જેવી નથી. તો તે પુત્ર શું કહેશે? પિતાજી, આપ તો પીઓ છો! માટે જેના આચરણમાં છે તેનો જ બોલ ઝીલાય છે, તેની જ વાત હૈયામાં સચોટ બેસે છે. દૃષ્ટાંત: એકવાર એક સંત પ્રવચન આપી રહ્યા હતાં. સંતની વાણી ભલભલાને પીગળાવી નાખે એવી હતી. તેમનું જીવન પણ ઉચ્ચ અને ઉમદા હતું. પ્રભાવશાળી સંતની વાણી વિશાળ જનસમુદાય સાંભળી રહ્યો હતો. મહાત્મા સરસ શૈલીમાં સહનશીલતા પર પ્રવચન આપી રહ્યા હતા. ત્યાં પાછળથી એક વીંછીએ મહાત્માના પગમાં ડંખ દીધો. ખૂબજ વેદના થાય છે. પણ તેમના મોઢા પર લેશમાત્ર પણ વ્યગ્રતા ન આવી. પહેલાની જેમ જ પ્રવચન અવિરતપણે ચાલુ રાખ્યું. સંત કેવા હોય?

"વજ્રથીયે કઠણ પ્રાપ્ત કર્તવ્યમાં, પુષ્પથીયે કુણી ભાવનામાં,
વિપદમાં ધૈર્ય ને ઉન્નતિમાં ક્ષમા, સર્વમાં દૃષ્ટિ સમ તે મહાત્મા,

મેરૂના શિખર ડગતા નથી વાયુથી, તેમ ડગતા નથી સંત ભોગે,
કામના નામના શું કરે તેમને, જે સદા જાગતા આત્મયોગે."

જે એમનું કર્તવ્ય હોય, જે એમનઃ નિયમો પાળવામાં વજ્રથી પણ કઠોર બની જાય અને જ્યારે હિંસા થઈ જતી હોય, કોઈનું દિલ દુભાતું હોય ત્યારે પુષ્પથી પણ કોમળ બની જાય છે. જયારે સંકટમાં આવી પડે ત્યારે ધૈર્ય ધારણ કરે છે અને જ્યારે ઉન્નતિ હોય ત્યારે સમભાવ રાખે છે.

लाभालाभे सुहे दुक्खे, जीवीए मरणे तहा। समो निंदा पसंसासु, तहा माणव माणवो ॥

લાભમાં, અલાભમાં, સુખમાં, દુઃખમાં, જીવન-મરણમાં, નિંદા-પ્રશંસામાં, માન-અપમાનમાં સમભાવે રહે છે. જેમ મેરુ પર્વતનું શિખર પ્રલયકાળના પવનથી પણ ડગતું નથી. તેમ સંતો પણ મુશ્કેલીમાં અણનમ રહે છે. આત્મ પ્રવૃત્તિમાં જ સદૈવ જાગૃત રહે છે. સાધનામાં હતાશ થતા નથી. કેટલાક મનુષ્યો વિકટ પરિસ્થિતિમાં મુકાતા હતાશ થઈ જાય છે. એ વિચારે છેઃ આમાંથી કઈ રીતે હું માર્ગ કાઢીશ, આ મુશ્કેલીનો કેમ સામનો કરીશ? કેટલાક મનુષ્યો પરિસ્થિતિ સામે લડવા તૈયાર થાય છે મુશ્કેલીથી બચવા પ્રયત્ન પણ કરે છે પણ જ્યારે ખૂબ ઝડપાઈ જાય છે, ત્યારે પાછા ફરી જાય છે ત્યારે કેટલાક મનુષ્યો મુશ્કેલીનાં મહાસાગરોમાં ઝંપલાવે છે. પછી ગમે તેટલા ઝંઝાવાતો આવે, તોફાનો આવે, વિપત્તિઓનાં વાદળ ચોમેર ઘેરાય, છતાં તેની સામે લડે છે અને માર્ગ કાઢે છે. નાવ તૂટે તો સામા પ્રવાહે તરીને પણ કાંઠે પહોંચે.

સંત વિચારે છે મારૂં કર્તવ્ય શું? સહન કરવાનો અવસર છે. સહનશીલતાનો ગુણ કેળવવાની હું વાત કરૂં છું તો મારે પણ એ ગુણ કેળવવો જોઈએ ને? આત્માનો સહજ સ્વભાવી ગુણ જ સહન કરવાનો છે. સામે એક જિજ્ઞાસુ બેઠેલો છે તે સંતને જોયા કરે છે. સંતને વીંછીએ ડંખ દીધો. તો શું એની વેદના નહીં થતી હોય? છતાં કેવી પ્રસન્નતા છે? મુખ પર વ્યાકુળતા દેખાતી નથી ને એ જ પ્રસન્ન મુખે પ્રવચન પુરૂં થયા પછી માનવમેદની વીખરાણી ત્યારે એ જીજ્ઞાસુ મહાત્મા પાસે આવ્યો તેણે બે હાથ જોડીને વિનયપૂર્વક પૂછયું: "મહાત્માજી! આપને વીંછીએ ડંખ દીધો છતાં આપે વ્યાખ્યાન ચાલું રાખ્યું! આપને વેદના ન થઈ? મહાત્માએ જવાબ આપ્યો. "ભાઈ! જેવું તારૂં શરીર છે. તેવું જ મારૂં શરીર છે. તારો જેવો આત્મા છે તેવોજ મારો આત્મા છે. હું સહનશીલતા પર પ્રવચન આપું અને હું સહનશીલતા ન જાળવું અને આકુળ વ્યાકુળ થાઉં તો એનો અર્થ શો? સંતનાં વાણી, વિચાર અને આચાર સરખા હોવા જોઈએ. આવા સંત પુરુષોને ધન્ય છે! પેલો ભાઈ મહાત્માને નમસ્કાર કરી ચાલ્યો ગયો. સહનશીલતામાં અનેક લાભ છે.

સહનશીલતા કોણ જાળવી શકે? "આ પૌદ્ગલિક પદાર્થો મારા નથી, શરીર પણ મારૂં નથી, આત્મા તે હું છું" જેનામાં આવી વિવેક બુદ્ધિ હોય તે જ સહનશીલતા જેવા ગુણને વિકસાવી શકે. તમે આજે જીવનમાં શું કરી રહ્યા છો? તમારી પ્રવૃત્તિ કઈ દિશામાં છે? તમારું લક્ષ શું છે? આ માનવ દેહ મળવો અતિ દુર્લભ છે, પણ તમે માનવદેહ મેળવીને શો પુરુષાર્થ કર્યો? તમને કયા કાર્યમાં રસ છે? તમે માની લીધેલા સુખનાં સાધનો મળે, પૈસા મળે, સ્ત્રી મળે, છોકરા મળે, તો તમે એને સુખ માનો છો, અને આમાંની કોઇ વસ્તુની ઉણપ હોય તો દુઃખ માનો છો. અહીં આવ્યા પછી શું કરવાનું છે? ને આપણે શું કરી રહ્યા છીએ! જે બહારના સુખો છે તે શાશ્વત નથી. એ સુખો ક્ષણિક છે. આવા સંસારી સુખો નિષધ કુમારને પ્રાપ્ત થયા છે.

નિષધકુમારનું પચાસ કન્યાઓ સાથે પાણીગ્રહણ થાય છે. આજે એક સ્ત્રી સાથે લગ્ન કરવામાં પણ કેટલા વિચાર કરવા પડે છે, લગ્ન કર્યા પછી એક બીજાનાં સ્વભાવનો મેળ બેસવો મુશ્કેલ છે. કન્યાએ પિતાનું ઘર છોડીને સાસરે આવીને ખૂબ જ સમતા રાખવી જોઈએ, અને કહેવું જોઈએ કે મારી કંઇ ભૂલ થતી હોય તો કહેજો. નવું પ્રતિક્રમણ કરનાર બ્હેન કહે, મારી કયાંય ભૂલ થતી હોય તો જણાવજો. એવું કયારે કહે? જ્યારે તેનામાં સરલતા હોય ત્યારે. સાસરે આવનાર કન્યાએ સાસુ-સસરા, નણંદ-દિયર આદિ સર્વેને પોતાના આત્મીય જન બનાવી દેવા જોઈએ. તો જ સંપ, સુલેહ અને એકતા ટકી રહે. આજે તો હું અને મારા પતિ, બાકી બધા મારા નહી એમ માને છે. મારા-તારાપણું, ભેદભાવ, જૂદાપણું રાખે એટલે કુમેળ ઉત્પન્ન થાય છે. જો કોઈ પોતાની ભૂલ કાઢે તો છણછણાટ કરે છે. અને સાફ શબ્દોમાં વડીલોને પણ સંભળાવી દે કે તમારે કાંઈ બોલવું નહિ. જો તેઓ બોલશે નહિ તો ભૂલ કયાંથી સુધરશે? જે સારા હશે તે તરત જ કહેશે કે મારી ભૂલ બતાવજો. એ પોતાની ભૂલ સુધારે છે.

અર્થ અને ભાવાર્થને બરાબર સમજો. વ્રતો કેવા સુંદર છે! સત્યનું દર્શન કરો. વ્રતો આપણી ખામીઓ બરાબર બતાવે છે. આજ સુધી સત્ય માર્ગથી વંચિત રહી ગયા છીએ. કહ્યું છે:

"સાચો માર્ગ ના સમજાયો સ્વામી, ના સમજાયો સ્વામી,
જીવનમાં કયાંક તો રહી ગઈ ખામી....(૨)
કાળની ઘડીમાં હવે રેતી સરી જાય, તો યે આ કાળજુ કોરું રહી જાય,
ભક્તિનાં તાનમાં શક્તિ ખરચાય, તોયે આ હૈયું ના ભાવથી ભીંજાય.

જ્ઞાની પુરુષો કહે છે કે સત્યમાર્ગ ન સમજાય ત્યાં સુધી ભૂલો થવાની જ. આપણામાં કેટલા દોષો છે અને બીજામાં કેટલા સદ્‌ગુણો છે તે જોવા જોઈએ. ભગવાન મહાવીર સ્વામી એકવાર આપણા જેવા હતા. આપણી જેમ સંસારમાં રઝળતાં હતાં, છતાં તે તરી ગયા અને આપણે રહી ગયા. ભગવાનનાં જીવનમાંની ખૂબીઓ જોઈને આપણા જીવનની ખામીઓ કાઢવાની છે. હાલતાં ચાલતાં ભગવાનને યાદ કરો. હે પ્રભુ! હે નાથ! હે દીનદયાળ! તારો રાહ કેવો નિરાળો છે ને હું કયાં રસ્તે દોડી રહયો છું! પ્રભુ ગમે છે કે પૈસા? રામ ગમે છે કે રમા?

તમને શું શ્રેયસ્કર લાગે છે? ભગવાન થવું છે તો ભગવાન થવા માટે તેમણે જે માર્ગ લીધો તે આપણે લેવો જોઈએ. અત્યારે આપણે ઊંધા રસ્તે ચાલીયે છીએ તો કયાંથી ભગવાન થવાય?

"કેમ ભુલું તને ભગવાન, મારૂં કોઇ નહિં આ દુનિયા માંહી,
હું તો રઝળી રહયો સંસાર, કેમ ભૂલું તને ભગવાન!

હે ભગવાન! તને હું કેમ ભુલું? હું રખડતો, રઝળતો તારા શરણે આવ્યો છું, આ સાંસારિક સંબંધો બધા થૂંકથી ચોંટાડેલા કાગળ જેવા છે. સર્વ સ્વાર્થનાં સગા છે, આ શરીર મારૂં માન્યું છે તે મારૂં નથી, મિત્રો મારા નથી, બૈરી મારી નથી, મારૂં કોઇ નથી, હું તો રઝળી રહયો છું. આપને કેમ ભુલું? ધર્મી દેખાવું એ જુદી વાત છે અને ધર્મી કહેવડાવવું તે જુદી વાત છે અને ધર્મી બનવું એ ત્રીજી જ વાત છે.

"ડગલે ડગલે હું દંભ કરું, મને દુનિયા માને ધર્માત્મા,
શું ભર્યું મારા મનડામાં, એક વાર જુઓને પરમાત્મા."

ડગલે ડગલે દંભ આચરે છે, દેખાડવું છે કંઇક અને કરવું છે કંઇક. છોકરા માટે, બૈરી માટે કેટલું સમર્પણ કરાય છે અને ભગવાન માટે કેટલું કરાય છે! કોઇને માખણ લગાડો કે તમે સંઘમાં મોટા છો, નાતમાં તમારૂં વર્ચસ્વ કેટલું બધું છે! તમે કેવા સેવાભાવી છો! આમ

મોઢે વખાણ કર્યા–અને જ્યાં બીજો માણસ મળ્યો ત્યાં એના મોઢે કહેશે કે જોયોને ઈ શેઠ ? પાક્કો ૪૨૦ છે. કાળા બજારીયો છે. એક નંબરનો જુઠ્ઠો છે. "मधुतिष्ठति जिह्वाग्रे हृदये तु हलाहलम्" એમ મોઢે મીઠું બોલે છે અને હૈયામાં હળાહળ ઝેર ભરેલું છે. હે ભગવાન ! તું મારો છે એમ જીભથી કહેવું સહેલું છે પણ હૃદયમાં હાય પૈસા, હાય બૈરી, હાય છોકરા, આવા ભાવ છે ત્યાં સુધી ભગવાન ક્યાંથી મળે ?

"પ્રીત ત્યાં પડદો નહિ, પડદો નહિ ત્યાં પ્રીત,
પ્રીત રાખી પડદો કરે, તે દુશ્મનની રીત."

અમારે ને તમારે કેવો પ્રેમ ! બોલતાં તો હૈયાના હેત ઠલવાય, તમારા વિના તો જરાય ગમતું ન હતું. ઉપાશ્રયમાં પણ તમારા વિના અંધારું ઘોર હતું. એમ મોઢે મીઠું બોલે પણ હૈયાના મેલાં અને જીભથી મીઠાં–આવા દંભીઓ શું કરશે ? આ પ્રીતની રીત સાચી છે ? ના રે ના;

मनस्येकं वचस्येकं कायमेकं महात्मनाम्

મન વચન અને કાયાની એકતા કેળવો–દંભી ન બનો, સંપત્તિ અને વિપત્તિમાં એક જ સરખા રહો. મહાત્મા પુરૂષોની વાણી અને વર્તન એકરૂપ હોય છે.

"उदये सविता रक्तो रक्तश्चास्तमये तथा। सम्पतौ च विपतौ च महतामेकरूपता ॥"

સૂર્ય ઉદય વખતે લાલઘૂમ થાય છે અને અસ્ત થાય છે ત્યારે પણ લાલઘૂમ હોય છે. તેવી રીતે પૈસાનો ઢગલો આવે કે જાય પણ મહાત્મા સુખમાં છલકાય નહિં, દુઃખમાં કરમાય નહિં. દરેક સ્થિતિમાં સમભાવે રહે છે. આ સંબંધમાં એક દષ્ટાંત છે.

એક વખત એક મહાત્માને રાજાએ પોતાનાં મહેલમાં બોલાવ્યા. રાજા જેવો ખંડ, પલંગ વગેરે રાજાને જે સુખસગવડો હતી તે બધી સગવડો મહાત્માને આપી. રાજા જેવું ભોજન કરતા તેવું ભોજન મહાત્માને આપ્યું. રાજા જે સુખ–સાહ્યબી ભોગવતા તે મહાત્મા પણ ભોગવતા. થોડા દિવસ પછી રાજાએ મહાત્માને પૂછયું "તમારામાં અને મારામાં શું ફરક છે ?" ત્યારે મહાત્માએ જવાબ આપ્યો, "જ્યારે અવસર આવશે ત્યારે કહીશ." પછી બીજે દિવસે રાજા અને મહાત્મા જંગલમાં ફરવા ગયા. બે–ત્રણ માઈલ ગયા પછી રાજાએ મહાત્માને કહ્યું, હવે પાછા વળો. આપણે ઘણાં આગળ નીકળી આવ્યા છીએ. મહાત્માએ કહ્યું, હજુ આગળ ચાલો. શા માટે પાછા જવું છે ? રાજાએ કહ્યું કે મારે રાજ્ય ચલાવવું છે, આખા રાજ્યની મને ફિકર છે તો હવે પાછા ફરવું જોઈએ. ત્યારે તરત જ મહાત્માએ કહ્યું કે "તમારામાં અને મારામાં આ ફરક છે." જ્યારે જવું હોય ત્યારે આ રાજ–વૈભવ–સુખ–સમૃદ્ધિ મને બંધનકર્તા નથી, તમને બંધનકર્તા છે. જ્યાં મારૂં માન્યું ત્યાં જ બંધન છે. તમે તે બધાને મારા માન્યા છે.

મુંબઈમાં હિજરત થાય તો કોણ પહેલા નીકળી શકે? તમે કે સાધુ? તમારે બધું મૂકવું પડે ને? કેવડી મોટી પેઢી? તમારી જ બનાવેલી મોટી મહેલાતો! આધુનિક ઢબનાં હોંશે હોંશે વસાવેલા ફર્નીચર! અરે, આ બધું મૂકીને જવાનું? કેવા મોઢાં થઈ જાય! રડતાં છોડો કે હસતાં? દેખાય છે ફેર તમાશામાં ને સંતમાં? સંતનું બહુમાન હૃદયમાં છે? કેટલાકને તો સંતના દર્શન કરતાં પણ શરમ લાગે! એટલે કોઈની પાછળ છૂપાઈને ઉભો રહે. પ્રાર્થનામાં પણ કેવા ભાવ! મોટા રાગે ગાય કે આ કંઈ સાથે આવવાનું નથી. પૈસો નાશવંત છે. પણ હૈયામાં તો હે પ્રભુ! તારી પ્રાર્થનાથી મને ખૂબ જ લાભ થાય. હું ધનવાન બનું. એવું ને! શું ઇચ્છો છો? પ્રાર્થનામાં પણ દંભ ને! હે પરમાત્મા! એક વાર તો જુઓ. હું કેવો દંભી છું. દાનમાં પણ દેખાદેખી. એણે ૧૦૦ લખાવ્યા તો હું ૨૦૦ લખાવું. મારૂં નામ આગળ આવે. આ દાનનો ભાવ નહિં પણ સામાને પછાડવાનો ભાવ છે. દાન કરૂં તો કીર્તિ વધશે. કન્યા સારા ઘેર વરશે સંઘ જમણ કરૂં તો વાહવાહ કહેવાશે. નામ બહાર આવશે. છોકરાને મોટા ઘરની કન્યા મળશે. આ માટે જ દાન કરો છો ને? ઓચ્છવ–મહોત્સવ પણ નામના માટે જ કરો છો ને? દાન કેવા ભાવથી દો છો ને કહેવડાવો છો શું? ફલાણા ભાઈ તો મહા દાનવીર છે.

ધર્મી કહેવરાવવું છે પણ ધર્મી બનવું નથી. ઈસુ ખ્રિસ્તે બાઈબલમાં કહ્યું છે કે "સોયના નાકામાંથી ઊંટનું નીકળવું સહેલું છે, પણ ધનવાનોને સ્વર્ગમાં જવું મુશ્કેલ છે. પૈસાથી સ્વર્ગની સીડી નથી મળતી પણ ગુણથી મળે છે. જો ધર્મ સમજાય, દિલમાં જચી જાય, આત્માને રૂચી જાય ત્યારે વિપત્તિના વાદળો ઘેરાય તો પણ ધર્મને છોડે નહિં. દેવ આવીને કહે "તારા છોકરાના ટુકડે ટુકડા કરી નાખું છું, તેલમાં તળું છું. ધર્મ છોડ" પણ ભગવાન મહાવીરનો શ્રાવક કાઉસગ્ગમાં બેઠો હોય તોય ચલાયમાન થાય નહિં, ધર્મને છોડે નહિં. તમે સ્ત્રી–પુત્ર–મિત્ર–પરિવાર અનંતીવાર મેળવ્યા છે પણ ધર્મ નથી મેળવ્યો. "एगो धम्मो न लब्भई" જ્યાં સુધી ધર્મયુક્ત સત્યતા નથી કેળવી ત્યાં સુધી બધું નકામું છે. કેટલું દાન દીધું તેની ગણત્રી કરશો, પણ કેટલું છુપાવ્યું! કાળા બજારના નાણાં કેટલા? તે નથી કહેતા. તમે દાન આપીને નામને આગળ લાવો છો. અને તકતી લગાડો છો, પણ આ પૈસા ચોરીથી કે દગાબાજીથી મેળવ્યા તે વાતનો વિચાર કરતાં નથી. (જાહેર કરતા નથી) તમે ધર્મને કયારે રાખ્યો છે? એન્ડ ટાઈમે ને? મરણ પથારીએ પડે, કાને ન સંભળાય, આંખે ન દેખાય ત્યારે સાધુ–સાધ્વીને બોલાવે ને કહે કે બધા પચ્ચખાણ કરાવી દો. પણ હાલતાં–ચાલતાં હોય ત્યારે કહો કે પચ્ચખાણ કરાવી દો? ધર્મ સંભળાવે અને મરી જાય ત્યારે બ્હેનો બોલે, "ભાઈ, ભાગ્યશાળી થઈ ગયા! મરણ વખતે ખૂબ જ સમાધિ હતી," સાધુ જેવું મરણ થયું, મરણે ખાટયા, બધાં વ્રત–

પચ્ચક્ખાણ કરાવ્યા, ધર્મ સંભળાવ્યો. જેણે આખા જીવનમાં ધર્મ ક્રિયા કરી નથી તે મરણ ટાણે શું ધર્મને પામવાનો હતો? મરણ-પથારીએ આવો ધર્મ કરવાનો શો ઉદ્દેશ! આજે તો યુવાનોમાં ધર્મની ભાવના લુપ્ત થતી જાય છે.

જેનો બાપ એક પથારીએ કેટલાંય પોષા કરે છે અને સામાયિક કરે છે, તેના છોકરાં ડી.ડી.ટી. નો ધંધો કરે છે. એક માંકડ અજાણતા-મરી જાય તો બાપ પ્રાયશ્ચિત લેવા આવે છે, તેના દીકરા માંકડનો સંહાર કરે છે. જૈનોના દીકરા ચામડાના પટ્ટા બનાવી વેચે અને પહેરે. દારૂ ગાળે, મત્સ્ય ઉદ્યોગના વેપાર કરે. આવા આવા હિંસાના કામ કરે છે. પિતા કહે-બેટા! માંકડ, મચ્છર ન મરાય. તો પુત્ર કહે છે મને હેરાન શા માટે કરે છે? ઊંઘવા દેતા નથી. પિતા કહે, "બેટા! તું જે હેરાન કરે એનો નાશ કરે છે તો તું કેટલાને હેરાન કરે છે તો તને કઇ સજા કરવી?" બિચારા નિર્દોષ જીવો કે જેને મન નથી, વિકસિત ઇન્દ્રિયો નથી, તેઓનો શો અપરાધ? એનો અપરાધ તો નગણ્ય છે. જીવવું છે તો કેમ જીવવું? કાંઇક સહન કરતાં શીખો. 'મારે મારા જીવનમાં કઈ રીતે વર્તવું કે જેથી મારૂં જીવન સફળ બને' તેનો વિચાર કરવો જોઇએ. ગૃહસ્થાશ્રમ કેમ દીપે? વ્રત આયોકેમિકની દવા છે. એ તમારી ખામી પૂરી પાડશે. આ દવા લેશો કે નહિ? બદામપિસ્તાયુક્ત દુધપાકનો વાટકો ભરેલો હોય અને મોઢે માંડો ત્યાં કોઈ કહે કે આમાં ઝેર છે, તો તમે પીશો? તમને ગમે તેટલી લાલચ આપે અને કહે કે એક વાટકો પીઓ તો ૫૦ રૂ. આપું. તો પણ આવો ઝેરવાળો પદાર્થ પીશો? ના, તરત પાછો મૂકી દેશો ને? હા, એમ વિષયો છે તે કિંપાક વૃક્ષના ફળ જેવા છે. કિંપાક ફળનો આસ્વાદ મરણ નિપજાવે છે. તેમ વિષયો અનંતા જન્મ-મરણ વધારનાર અને વ્રતો જન્મ મરણના ફેરા ટાળનાર છે. તમારે શું કરવું છે?

સુખી થવાનો એ માર્ગ નથી. સુખી થવા માટે દોષોને છેદી નાખે અને રાગથી પાછો ફરે તે સુખી થાય. નાવ ઉપરથી સુંદર રંગ-રોગાન કરી ભભકાદાર બનાવી, પણ તળીયે છીદ્ર હોય તો? ડુબાડે કે તારે? જેવા છો તેવા દેખાવ. ગુણ ન હોય અને ગુણી દેખાવું તે યોગ્ય નથી. સેવા ન કરતાં હોય અને સેવક કહેરાવવું તે ખોટું છે. સેવા ધારીનું નામ ધરાવે પણ સેવા કરવાનો અવસર આવે ત્યાં શરમ થાય, એ શું સેવા કરી શકશે? માટે જીવન સુંદર બનાવો. સંસારમાં સારા માણસોનો પરિચય જીવનને સુધારનાર બને છે. સત્સંગથી જીવન ઉજ્જવલ બને છે. પચાસ કન્યાઓ સારા ઘરની સુલક્ષણી અને સંસ્કારી છે, વડીલો સામે ન બોલવું ને માન-મર્યાદામાં રહેવું. પોતાની ભૂલ હોય તો સુધારવી વિ. સમજણો છે. પતિના સુખે સુખી અને દુઃખે દુઃખી રહેનારી નિષધકુમારની પત્નીઓ છે. આવી સ્ત્રી જે ઘરમાં હોય તે ઘર સ્વર્ગ બને છે.

વિશેષ અધિકાર અવસરે કહેવાશે....

---

## વ્યાખ્યાન નં.....૩૪

## શ્રાવણ વદ ૯ ને શનિવાર તા. ૧૪-૮-૭૧

અનંતજ્ઞાની, ત્રૈલોક્ય પ્રકાશક, શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ સિદ્ધાંતથી ભવ્ય જીવોને સમજાવ્યા છે. સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનું નામ સિદ્ધાંત. બારમા ઉપાંગ વહ્નિદશામાં નિષધકુમારનો અધિકાર ચાલે છે. નિષધકુમાર પ્રજાને કેમ શાંતિ મળે, પ્રજાને હું કેમ પ્રિય બનું, મારી પ્રજા કેમ સુખી બને, એને માટે શું કરવું જોઈએ એની તાલીમ ગુરૂકુળમાંથી લઈ ને આવ્યા છે. રાજા પ્રજાનું રક્ષણ કરનાર હોય પણ ભક્ષણ કરનાર નહોય. પ્રજાનું પુત્રવત્ પાલન કરે. પ્રજા પર મીઠી નજર રાખનાર હોય. કોઈની લાંચ રૂશ્વત ન લે. પણ ન્યાય-નીતિથી અને પ્રમાણિકતાથી રાજ્ય કરનાર હોય. પ્રજાના સુખે સુખી અને દુઃખેદુઃખી થનાર હોય. પ્રજા સુખી તો રાજા સુખી.

કોઈ એક રાજ્ય છે. એ રાજ્યનાં સિંહાસન પર જે રાજા આવે તે છ મહિનામાં મૃત્યુ પામી જાય છે. એમ છ-છ મહિને રાજા બદલાતાં જાય છે. લાંબા વખત સુધી રાજ્ય સિંહાસન પર કોઈ ટકતું નથી. એક વખતએ રાજ્ય પર એક નવો રાજા આવે છે. તે વિચાર કરે છે કે આ રાજ્યમાં આમ કેમ થતું હશે? આને માટે કોઇ અનુભવીને પૂછીને તેની સલાહ લેવી જોઇએ. એટલે એની બાજુમાં એક રાજ્ય છે. ત્યાં બત્રીસ વર્ષથી એક રાજા રાજ્ય કરે છે. ત્યાં પોતાનાં પ્રધાનને અને બે-ચાર માણસોને મોકલે છે અને પૂછાવે છે કે

તમારું રાજ્ય-શાસન ઘણાં લાંબા ટાઈમથી ચાલે છે અને અમારે આવું બને છે, તેનું કારણ શું ? પ્રધાન જઈને રાજાને પૂછે છે. ત્યારે રાજા કહે છે : હમણાં જવાબ નહિં મળે, પણ આપને જ્યાં ઉતારો આપ્યો છે ત્યાં ઘેઘુર વડલો છે. એ વડલાનાં બધાં પાંદડાં સૂકાઈ જાય ત્યારે હું જવાબ આપીશ. બધા ત્યાં જાય છે. વિચારે છે : આવો મોટો વડલો ક્યારે સૂકાશે ? અને ક્યારે જવાબ મળશે ? હાલતાં ચાલતાં, ઉઠતાં-બેસતાં, ખાતાં-પીતાં એ તો એ જ ભાવના ભાવે કે 'વડ સૂકાય'. એમ કરતાં એક મહિનો થાય છે અને વડ સૂકાઈ જાય છે અને એનાં પાંદડા બધાં ખરી પડે છે. એટલે પ્રધાન જવાબ માંગે છે. ત્યારે વળી રાજા કહે છે હજુ વાર છે. હવે જ્યારે પ્રથમ જેવો ઘેઘૂર વડલો થઈ જાય ત્યારે જવાબ આપીશ. પ્રધાનને તો થયું કે આ તો આવી ભરાણા. પણ જવાબ લીધા વિના કેમ જવાય ? હવે દરેક કાર્ય કરતાં એનું ધ્યાન કયાં જાય ! એણે તો રાત અને દિવસ 'વડ પાંગરે' 'વડ પાંગરે' ની પ્રાર્થના કરવા માંડી. થોડા વખત બાદ વડલો ફાલ્યો-ફૂલ્યો અને ઘેઘૂર બની ગયો.

પછી પ્રધાન જવાબ માંગવા રાજા પાસે ગયા. ત્યારે રાજાએ કહ્યું, તમારા પ્રશ્નનો જવાબ તમને આ વડથી જ મળી ગયો હશે. પ્રધાને કહ્યું. "મહારાજા ! આપની વાતથી અમે કાંઈ સમજ્યા નથી. આપ સ્પષ્ટપણે સમજાવો." રાજાએ જવાબ આપતાં કહ્યું. પ્રધાનજી ! તમારી તીવ્ર ભાવનાનાં જોરે જ વડલો ઘેઘૂર હતો તેવો બની ગયો. માટે "જેવી દ્રષ્ટિ તેવી સૃષ્ટિ" "જેવી ભાવના તેવી સિદ્ધિ" રાજા રાજય પર આવી ખૂબ ખૂબ કરવેરા નાખતો હોય. પ્રજાને કેમ ચૂસી લેવી અને રાજ્ય ભંડાર કેમ તર કરવો એવી બુદ્ધિવાળો હોય. ગરીબોને ખૂબ દુઃખ દેતો હોય, તેમને પૂરું ખાવાનું પણ ન મળતું હોય તો એની પ્રજાને એમ થાય કે આ રાજા આપણને બહુ હેરાન કરે છે. સુખે ખાવા પણ દેતો નથી. શાંતિથી રહેવા પણ દેતો નથી, તો આવો રાજા આપણને ન જોઈએ. કાલ મરતો હોય તો આજે મરે. આવી ગરીબોની હાય લાગી જાય છે.

" તુલસી હાય ગરીબકી કબ હુ ન ખાલી જાય, મુઆ ઢોર કે ચામ સે લોહ ભસમ હો જાય."

ગરીબોની હાય માણસનાં પુણ્યને ખાલી કરી નાખે છે. ગરીબોની હાય સૂતા અને બેસતાં પણ લાગે છે. એકેક વ્યક્તિને એમ થાય કે આ રાજા ન જોઈએ. એટલે દરેકની ભાવનાનું આંદોલન કામ કરે છે. ને એનું રાજ્ય-સિંહાસન તપતું નથી. આથી એ લાંબો વખત શાસન કરી શકતો નથી. એ લાંબી આવરદા પણ ભોગવી શકતો નથી. રાજા કહે છે. જુઓ, મારી પ્રજા કેવી સુખી છે ? કોઈના વધારે કર નહિં લેવાના, લાંચ -રૂશ્વત નહિં ચલાવવાની અને એટલાં બધાં વ્યાપાર અને ઉદ્યોગો વધ્યા છે કે કોઈ માણસ બેકાર રહેતું નથી, દરેકને પોતાનું ગુજરાન ચાલે એટલું મળી રહે છે. તેથી કોઈ માણસો ભૂખ્યો રહેતો નથી. "बुभुक्षितः किं न करोति पापम्।" ભૂખ્યો શું પાપ નથી કરતો ! ભૂખી કૂતરી પોતાનાં જ જન્મ દીધેલાં વ્હાલા ગલુડિયાને ખાઈ જાય છે.

" વાંઢાણુ વચમાં પડ્યું, વહાલામાં વહાલું, સાંજે ઠાંસી ઠાંસીને ભર્યું, સવારે ખાલુને ખાલુ"

આ પેટ છે તેથી વેઠ કરવી પડે છે. કામ સામે આજીવિકા મળી રહે તો કોઇ માણુસ બીજા ધંધા નહીં કરે. ચોરને પણુ ચોરી ખૂંચે છે. કોઈને દુષ્કાર્યો કરવા ગમતા નથી. વેશ્યાને પણુ એનો ધંધો ખૂંચે છે. પણુ આજીવિકા માટે નહિં કરવાનાં કામો કરવા પડે છે. તેથી લોકો અવળા માર્ગે ન જાય તે માટે અમારા ગામમાં અનેક જાતનાં ઉદ્યોગો ચાલી રહ્યા છે. વર્તમાન યુગમાં મશીનો ઘણી જાતનાં આવી ગયા છે. તેથી પાંચ માણુસની જ્યાં જરૂરિયાત હતી ત્યાં એક માણુસથી કામ ચાલી શકે છે. તેથી માણુસોની રોજી ઓછી થઈ અને બેકારી વધી. આગળ નામા માટે કેટલાં માણુસો રાખતા અને હવે કોમ્પ્યુટર આવતાં ઘણાં માણુસો બેકાર થયાં એટલે બેકારી વધી. આજે દૂધની ડેરી ચાલવાથી પશુધન કસાઈખાને જવા લાગ્યું. ત્યારે અગાઉ ગોકુળ હતાં, તેથી નાગરિકોને કોઈ ને કોઈ વ્યવસાય મળી રહેતો. કોઇ પર ટેકસ નહીં, કરવેરા નહીં. એવા રાજાઓનું રાજ્ય-શાસન તપે છે. એ રાજા રાજ્ય છોડે છે, પણુ દુઃખ લાગે છે.

> "कोलाहलग संभूयं, आसी मिहिलाए पव्वयन्तम्मि ।
> तइया रायरिसिम्मी नमिम्मि अभिणिक्खमन्तम्मि ।। ઉ. અ. ૯ ગા. ૫

મિથિલા નગરીમાં ચારે બાજુ કોલાહલ થઈ રહ્યો છે. અન્તઃપુર આખું રડી રહ્યું છે. પ્રજાજનો પણુ બોર-બોર આંસુએ રડી રહ્યા છે. અરે, આ દુઃખીયાનો બેલી, વિપત્તિમાં સહાનુભૂતિ આપનાર, વિસામાનાં વડલા સમાન, પ્રજાનું રક્ષણુ કરનાર, મિત્રભાવ રાખનાર, પ્રેમથી બોલાવનાર એવો અમારો રાજા અમને રડતા મૂકીને ગૃહસ્થાશ્રમ છોડીને સંયમમાર્ગે જઈ રહ્યો છે. જેના હૈયામાં સર્વનું હિત કરવાની ભાવના છે, એવા રાજાને પ્રજા કેવી ઇચ્છતી હશે ? કોઇ અધર્મી-પાપી મરે તો કહે કે સારૂં થયું. ધરતી ઉપરથી ભાર ગયો. પણુ જેણુે પુષ્પની જેમ ચોતરફ પોતાના સદ્ગુણોની સુવાસ ફેલાવી છે. જેણુે આખી જીંદગી સત્કાર્યો કરેલાં છે. દરેક જીવો પર વાત્સલ્ય રાખ્યું છે કાળી રાત્રિએ કામ આવે એવો અને ભાઇથી ભલેરા એવો સજ્જનપુરૂષ જાય તો તેને સહુ કોઈ યાદ કરે છે. ગાંધીજીના મૃત્યુનાં સમાચારથી કેટલાં ય મૂર્છા ખાઈને ઢળી પડયા. કેટલાયની આંખોમાંથી અશ્રુનો વરસાદ વરસવા લાગ્યો. મહાન-પુરૂષો જતાં સહુ કોઈ ને એમની ખોટ સાલે છે. આજની નેતાગિરી કેવી ? રાજાઓનાં રાજ્ય ચાલ્યા ગયા ને બીજું રાજ્ય આવ્યું. અત્યારની રાજનીતિ કેવી છે ? મોંઘવારી દિવસે-દિવસે વધી રહી છે. મધ્યમવર્ગના માણુસો આબરૂની ભીંસમાં ભીંસાઇ રહ્યા છે. આજની પ્રજા સુખી છે ? શ્રીમંતોને પણુ શાંતિ નથી. કયા પ્રકારનાં વેરા નાખીને કયારે પૈસા મૂંડવી લેશે તે કોઇને ખબર નથી ગરીબોને પણુ પેટપૂરતું ખાવાનું મળતું નથી. આવી રાજનીતિથી નેતાને પણુ અત્યારે કેટલો ભય છે ?

તેઓ મૃત્યુને ચપટીમાં રાખી ફરે છે. કોઈ કોઈ અકાળે મૃત્યુને ભેટે છે. એનું કારણ એની કાર્યવાહી પર અવલંબે છે. તેથી નેતા-રાજા-સ્વામીત્વ ધરાવનાર સજ્જન હોવા જોઈએ. સજ્જનનાં સહવાસથી જીવનમાં સંસ્કૃતિ, સુવિચાર અને મૈત્રીભાવના આવે છે.

સજ્જન ઐસા કિજીયે, જૈસા ટંકણ ખાર,
આપ બળે પર રીઝવે, પણ સાંધા મેલન હાર."

જ્યારે વાસણ તૂટ્યું હોય ત્યારે કંસારાને ત્યાં મોકલાય છે. એ કેવી રીતે સાંધે છે? ખબર છે? સાંધ વચ્ચે ટંકણખાર મૂકે છે. એટલે વાસણ સંધાઈ જાય છે. એમ સજ્જન માણસો ટંકણખાર જેવા હોય છે. દરેકની સાથે મિત્રતાનાં તાર સાંધી આપે છે. બીજાનાં સુખ માટે પોતાનાં પ્રાણની પણ આહૂતિ આપી દે છે. 'લોકોને મારા તરફથી શાંતિ અને સુખ કેમ મળે' એ માટેનાં પ્રયત્નો કરતાં હોય છે. એ કોઈનું લેવામાં નહિં પણ દેવામાં આનંદ માને છે.

એક માણસે ગાંધીજીને ઝોળીમાં હાર, ઘડિયાળ, પોંચી વગેરે અનેક વસ્તુઓ નાખી મોકલાવી. ઘરનાં માણસોએ ઝોળી ખોલીને જોયું તો જેને જે ગમી તે એક એક વસ્તુ પસંદ કરી લઈ લીધી. એવામાં ગાંધીજી આવી પહોંચ્યા. અને બધાંને આનંદમાં જોઈ પૂછ્યું. "તમે બધાં આટલાં બધાં આનંદમાં કેમ છો? ત્યારે કસ્તૂરબાએ વાત કરી કે એકભાઈ ભેટ આપી ગયા છે, તેની વહેંચણી કરીએ છીએ. આ સાંભળી ગાંધીજીએ કહ્યું, "તે આપણે માટે નથી પણ પ્રજા માટે છે તેથી આપણાથી એને હાથ લગાડાય નહીં. એક ટંકનું ખાવાનું માંડ મળે એવી પરિસ્થિતિ છે. અને આટલું ધન ભેટ આવે છે છતાં ના પાડી દે છે અને સેવાનાં પાઠ ભણાવે છે. સેવા એ આપણો સાચો શણગાર છે, એમ સમજાવે છે. દાગીનાં પહેરવા એ શણગાર નથી. હાથ દાન વડે શોભે છે, કંગન પહેરવાથી નહિં. આ ઉપરનાં શણગાર તો બીજાને બતાવવા માટે છે. પણ સેવાના શણગારથી જ આત્મા શોભે છે.

"કરમાં પહેરે કડાં, પણ કર પર કર ધરિયો નહિં,
એ માણસ નહીં પણ મડા, સાચું સોરઠિયો ભણે."

હાથમાં ભારે કડાં પહેરે, પણ કોઈને દાન આપ્યું નથી, કે કોઈને માનથી બોલાવ્યા નથી, કોઈના દુઃખમાં સહભાગી બન્યા નથી એ માણસ નથી પણ હાલતું-ચાલતું મડદું છે. જેના હૃદયમાંથી માનવતા મરી પરવારી છે તે ખરેખર માણસ નથી.

"મેમાનોને માન, દિલભર દિલ દીધાં નહિં,
મેડી નહીં પણ મસાણ, સાચું સોરઠિયો ભણે.

આગળનાં વખતમાં મહેમાન આવ્યા હોય તો એનું સારું સન્માન થતું. પોતે

ભૂખ્યા રહી એને જમાડતાં, પણ આજે તો મોટી મહેલાતોવાળા હોય, ઘરમાં જાત-જાતની વાનીઓ ભરી હોય, છતાં ગરીબ-સાધર્મી પગ મૂકે કે લોજ દેખાડી દે. આવો મહેલ પણ મસાણ જેવો છે. અત્યારે મુંબઈમાં લગ્ન પ્રસંગ ઉજવાય, પાર્ટીઓ ગોઠવાય ત્યારે જમવાનું આમંત્રણ દેવા આવે તો કહે કે તમે જમવા આવજો પણ છોકરાને લાવતા નહિ. એક થાળીનાં દસ રૂપિયા રાખ્યા છે. છોકરા ઓછું ખાય ને નકામા ૧૦ રૂપિયા ભરવા પડે. ઘેર નાનાં છોકરા ખાવા જેવડાં હોય તેના મા-બાપને કોળીયો ગળે શી રીતે ઊતરે?

આગળનાં શ્રાવકો કેવા હતાં? હૃદયનાં અને ભાવનાનાં ઉજમાળ હતાં. ઘરનાં દરવાજા ખુલ્લા રાખીને સૂતા. સાધર્મી બંધુ પર 'હું દયા કરૂં છું' એવું નહિં વિચારતાં, પણ મારી ફરજ છે, મારે કરવું જોઈએ' એમ વિચારે. મારા છોકરાનું હું કેવું ધ્યાન રાખું છું? તો આ પણ મારાં જ પુત્રો છે ને!

આ શરીરમાં એક આંગળી પાકી હોય તો કેવું દુઃખ થાય છે? અરે, જરાક પાકયું છે, આખું અંગ તો સારૂં છે, છતાં પણ ધ્યાન કેવું જાય છે? એમ આખા સંઘ ઉપર ધ્યાન રાખવું જોઇએ. સંઘમાં કોઈ દુબળો પાતળો હોય તેને મદદ કરે, વિપત્તિમાં પડખે આવી ઊભો રહે. અને કહે, મુંઝાશો નહિ, અમે છીએ ને? એમ કહી આશ્વાસન આપે. બીજાની સેવા કરે, સહાનુભૂતિ દર્શાવે. સર્વ પર પ્રેમ રાખે, બેની ફરિયાદ હોય તો બંનેની વાત સાંભળી સરખો ન્યાય કરે, જેથી કોર્ટ સુધી જાવું ન પડે. આવા ડાહ્યા શ્રાવકો હતા. સારા માણસોને સૌ ઇચ્છે છે. તમારે સારા થવું છે ને? તો ખરાબ વૃત્તિને ફેંકી દો.

કોઈની એક આંખનો ડોળો ખરાબ થયો હોય ને ડોકટર કહે કે, આ ડોળો રાખશો તો બીજો ડોળો પણ ખરાબ થશે. તો ડોળો કઢાવી નાખે ને? એમ તમારી કુટેવો કાઢી નાખો. તો તમે સર્વની સાથે સંપ તથા સુસ્નેહથી રહી શકશો. અને તમને જરા પણ આંચ નહિં આવે. સુતરનાં તારે હાથી બાંધ્યો જાય? ન જાય. એ જ સુતરનાં તારનું રાંઢવું બનાવે તો હાથી બંધાય ને? એક સળીથી દાંત ખોતરાય પણ મહેલ વળાય? સળીનું જુથ ભેગું થાય તો સાવરણીથી મોટાં બંગલા સાફ થાય. સંઘમાં પણ સમૂહ-બળ હોય તો સારા કામ થાય છે. જેમ સાવરણીની એક સળી હોય તો ફેંકી દે છે, એમ સંઘમાંથી એક વ્યક્તિ એકલી પડી જાય તો કયાંય ઉડી જાય છે. સંઘના સમૂહમાં હોય તો તે શોભે છે. સંઘમાં એકતા હોવી જોઈએ.

એમ શિષ્ય પણ વિચારે છે કે મેં થોડાં સૂત્રોની ગાથા મોઢે કરી લીધી, અમુક સિદ્ધાંતો વાંચી લીધા. માંગલિક કહેતાં આવડી ગયું. વ્યાખ્યાન વાંચતાં આવડી ગયું, તો હવે ગુરૂ સાથે રહીને શું કરવું? એમ વિચારી એકલો વિચરે તો તેની કેવી દશા થાય?

સડેલા કાનવાળી કૂતરી જેના આંગણે જાય તેને તે હટ-હટ કરીને કાઢી મૂકે

સુંવાળા સ્પર્શમાં આનંદ આવે છે. ખારી, ખાટી કે મીઠી રસનામાં રસીકતા અનુભવાય છે. સુગંધો અને અવનવી સુરાવલીઓ મનને મહેકાવે છે. આવા પાંચે ઇન્દ્રિયના વિષયનો ઉપભોગ આનંદ આપે છે. આ પ્રત્યક્ષ તમે અનુભવો છો ને? પણ જ્ઞાની પુરૂષો કહે છે કે, તે સુખની પાછળ વેદના છે, દુઃખ છે. તેમાં જીવની સાચી સ્વતંત્રતા નથી, પણ પરતંત્રતા છે. ક્ષણિક સુખ તે સાચું સુખ નથી.

એક વાર નાનકડાં દેશનાં રાજાને દુશ્મને પકડી લીધો. પકડી જેલમાં બેસાડયો. એને ભાવતાં ભોજન આપે છે. સારી સામગ્રી આપે છે. સુવા માટે સુંદર શૈયા આપે છે. સન્માન જાળવે છે. છતાં તે તેને ડંખે છે. ભલે બધાં સાધનો મળ્યાં, પણ એમાં એને શાંતિ નથી, કારણકે પોતાની સ્વતંત્રતા છીનવાઇ ગઈ છે. આ સુખ એને દુઃખ રૂપ લાગે છે. કારણ તે સ્વરાજ્ય નથી પણ પરરાજ્ય છે. તમને પૈસા સુખરૂપ લાગે છે પણ રસ્તામાં ચાલતા કોઇ લુંટારા મળે, ને કહે કે જે હોય તે મૂકી દે, નહીંતો મારી નાંખીશ, તો પોતાના રક્ષણ ખાતર પૈસા આપી દેશે. જે સુખનું સાધન હતું, તે દુઃખ રૂપ થયું. સ્ત્રી સુખનું સાધન માન્યું છે, પણ એજ સ્ત્રી પર-પુરુષ સાથે ચાલતી હોય તો દુઃખ રૂપ લાગશે. પુત્ર માટે કાંઇક આશાના મિનારા બાંધ્યા હોય પણ એજ પુત્ર મોટો થતાં જુગારી કે દારૂડીયો થઈ જાય તો દુઃખનું કારણ બનશે. તમે જેમાં સુખ માન્યું હતું તે સંયોગો પલટાતાં દુઃખ રૂપ લાગે છે. માટે જ સંસારનો મોહ કર્મવર્ધક છે. અને કર્મ તે પરતંત્રતા છે. પરતંત્રતા છે ત્યાં દુઃખ છે.

કોઈ પતિવ્રતા નારીનો પતિ જેલની યાતના ભોગવતો હોય તો તે સ્ત્રીને મિષ્ટાન-મેવા ઇષ્ટ ન લાગે, વૈભવ-વિલાસમાં વીંછીના ડંખની વેદના અનુભવે.

જુવાન જોધ ૨૦ વર્ષના પુત્રનું અકાળે અવસાન થયું હોય તો તેના કુટુમ્બીઓને રેડીયાનું મધુર સંગીત કર્ણપ્રિય નહિ લાગે. પૂર્વે તો સંગીત હર્ષથી સાંભળતાં પણ આજે એજ સંગીત વાગે છે, છતાં અપ્રિય કેમ થઈ પડયું? જો સંગીત સુખનું સાધન હોયતો સદાય તેમાંથી સુખ જ મળવું જોઈએ, પણ એમ બનતું નથી. સુખ અને દુઃખ માણુસની કલ્પનાનો વિષય છે. એકજ વસ્તુ એકને સુંદર લાગે છે જ્યારે બીજાને તે અસુંદર લાગે છે. એક પદાર્થને એક માણુસ ખૂબ પ્રેમથી આરોગે છે, બીજાને તેની સામેય જોવું ગમતું નથી. વળી પદાર્થમાં જે સુખની કલ્પના જીવે કરી છે તે ક્ષણિક છે, અસ્થિર છે. એનું સુખ એ પારકાં પાસેથી માગી લાવેલા ઘરેણાંના સુખ જેવું છે.

ધનધાન્ય, યશકીર્તિ, રૂપ વગેરે પુણ્ય કર્મ પાસેથી ઉછીના લીધેલાં છે. જેમ કોઈ વરરાજા પારકા ઘરેણાં પહેરી 'હું શ્રીમંત છું' એવું ગૌરવ નથી અનુભવી શકતો, તેમ આપણે પણ પુણ્યની સામગ્રી પર શું સુખ માણી શકીએ? અનેક મકાનો-મિલો-

મોટરો તમારા નામ પર હશે, પણ કાળની જપ્તિનું વોરંટ આવશે અને ઉપાડી જશે, એ વખતે જરાય ના હા નહિ થઈ શકે. અહિંના સુખ તો શું પણ દેવતાના સુખો પણ ક્ષણિક છે. તેની દેવીઓ, ભૌતિક ઠઠારો બધું ઉછીના જેવું છે. આયુષ્ય પૂર્ણ થવાને છ મહિના બાકી રહે છે, ત્યારે તેની કુસુમમાળા કરમાય છે. અને તે દેવને ખ્યાલ આવે કે આ બધું છોડીને અહીંથી ચાલ્યા જવું પડશે. ત્યારે અત્યંત શોક કરે છે. પણ જ્ઞાની પુરૂષો કહે છે કે તેં જે તારૂં માન્યું હતું તે ખરેખર તારૂં હતું જ નહિ. પુણ્ય કર્મની મહેરબાનીએ મળ્યું હતું. પુણ્ય ખલાસ થતાં તે બધું પરાયું બની જાય છે, એમાં શોક શા માટે? જો પારકા પદાર્થને તું મારા માનીશ તો તેમાં મમત્વ ભાવ ઉત્પન્ન થશે. તેનાથી ચિત્તમાં વિહ્વળતા પ્રગટ થશે. અને અશાંતિ આવીને ઉભી રહેશે. માટે તારૂં શું છે અને પરાયું શું છે તે યથાર્થરીતે જાણી તારું હોય તે મેળવવા પ્રયત્ન કર.

આજે પંદરમી ઓગસ્ટ એટલે સ્વતંત્ર-દિન છે. અનેક વીરપુરૂષોના પ્રયત્નો અને બલિદાન પછી હિંદને સ્વતંત્રતા પ્રાપ્ત થઈ. પણ આ સ્વતંત્રતાએ સુખ-શાંતિ અને આબાદી કેટલી આપી? આ શું સાચી સ્વતંત્રતા છે? જ્ઞાની ભગવંતોની દ્રષ્ટિએ તો જ્યાં સુધી કર્મની પરતંત્રતામાં જીવ પડેલો છે ત્યાં સુધી સ્વતંત્રતાનું સુખ માણી શકતો નથી. જીવ જ્યાં સુધી મોહ અને લોભનો ગુલામ છે, વિષયવૃત્તિનો દાસ છે, કષાયના પંજામાં સપડાએલો છે, ત્યાં સુધી તેને સાચી સ્વતંત્રતા કેમ પ્રાપ્ત થાય?

પેલો રાજા નાનકડું રાજ્ય હોવા છતાં પોતાના રાજ્યને ઈચ્છે છે અને પરતંત્રતા તેને ખૂંચે છે, આનંદ લેવા દેતી નથી. આ જીવાત્માને પરતંત્રતા ખુંચે છે ખરી? અનંત શક્તિ અને સામર્થ્યનો ધણી પાંચ દાદરા ચડવાં હોય તો લીફ્ટની રાહ જોઈ ઉભો રહે છે. કયાં ગઇ તારી શક્તિ! પણ ભાન ભૂલેલો આત્મા અધનન સાધનોમાં આનંદ માને છે. વિષયોના ઉપભોગમાં સુખ અનુભવે છે. હવે ચેતવાની, જાગૃત થવાની જરૂર છે, સ્વઘર ભણી પગલાં નહીં માંડો ત્યાં સુધી શાંતિ નહિ મળે.

સુખ ત્રણ પ્રકારનું છે. (૧) વિષયની પ્રવૃત્તિનું સુખ-આ સુખ ક્ષણિક છે. તારૂં સાચું સુખ નથી. પારકી વસ્તુમાં સુખની કલ્પના માત્ર કરેલી છે. એ ભોગવતાં દુઃખનો દાવાનળ જાગે છે.

બીજું સુખ છે વિષયથી નિવૃત્તિનું-આ સુખ અંતરમાં નથી, બહારમાં છે. આ ભ્રમણ જ્યાં સુધી છે, ત્યાં સુધી જીવ દોડધામ કરે છે. જીવનભર દોડે છે. પણ સુખી થતો નથી. પણ જ્યારે સાચી સમજણ આવે છે ત્યારે વિષયને પૂર્ણ કરતાં એવા પદાર્થોથી જીવાત્મા નિવૃત્ત થાય છે. જેમ જેમ સાધક પુરૂષ વિષયની નિવૃતિના ક્ષેત્રે આગળ વધતો જાય છે, તેમ તેમ તે તૃપ્તિનો આનંદ અનુભવતો જાય છે. હવે તેને બાહ્ય પદાર્થો લોભાવી

શકતા નથી. આનંદ આપી શકતા નથી. અનંત નિધિના દર્શન સ્વઘરમાં થાય છે. તેને જ પ્રાપ્ત કરવાની તાલાવેલી લાગે છે. જે તૃષ્ણા વિનાનો છે. તે સાચો સુખી છે. જેમ તૃષ્ણા મોટી તેમ દુઃખ મોટું, તેથી જ તૃષ્ણારહિત સાધુ મહાત્મા પોતાના આત્મ-સ્વરૂપને જ અનુભવતા અનુભવતાં સર્વાર્થ સિદ્ધનાં સુખને પણ ઉલ્લંઘી જાય છે. તે પર-સ્પૃહાથી રહિત બની નિસ્પૃહપણાનો અનુભવ કરે છે. કહ્યું પણ છે કે-

"પર સ્પૃહા મહા દુઃખં નિસ્પૃહત્વં મહા સુખં"

બીજાની અપેક્ષા રાખવી તે મહા દુઃખ છે. અપેક્ષા રહિત બની જવું તે સુખ છે. જે વિષયની નિવૃત્તિનાં સુખને સાધ્ય કરે છે તેને ત્રીજું સુખ મેળવતાં વાર લાગતી નથી.

ત્રીજું સુખ છે વેદનીય કર્મનાં નાશથી પ્રગટ થતું અનંત, અવ્યાબાધ, આત્મ-સ્વભાવભૂત સુખ આ સ્વતંત્ર અને નક્કર સુખ છે. આવ્યા પછી તે કયારેય ચાલ્યું જતું નથી. આ સુખ મળે એટલે સાચી સ્વતંત્રતા પ્રાપ્ત થાય છે. પછી ભવભ્રમણનો અંત આવે છે આ સુખ મેળવવા માટે સાધુ સાધના કરે છે. તેઓ ઈન્દ્રિય ઉપર વિજય મેળવવા તલસી રહયા હોય છે. આત્મ દર્શન કરનાર સર્વ શ્રેષ્ઠ છે. જગત આખાને જોઈ વળે પણ જ્યાં સુધી પરમાત્માનું દર્શન થયું નથી ત્યાં સુધી બધું નકામું છે.

"જગતના નાથને જોયા વિના સૌ ધૂળ ધાણી છે,
પ્રભુ નીરખ્યા વિના નયણે ઉભી ચોરાશી ખાણી છે,
વિલોકયું ફ્રાંસ ને ઈંગ્લાંડ વળી જાપાન સ્વીટ્ઝરલેંડ,
અમેરિકા તણું ન્યુયોર્ક, નકામી દૃષ્ટિ તાણી છે.....જગતના.

આખી દુનિયાનું ચક્કર લગાવી દીધું. દેશ પરદેશ ફરી વળ્યાં, પણ આત્મ દર્શન કે પ્રભુ દર્શન કર્યું નથી, તો બધું વ્યર્થ છે. અનંત જન્મમાં આ જીવે જોવામાં કાંઈ બાકી રાખ્યું નથી, છતાં જોવાની ઈચ્છા પૂર્ણ થતી નથી.

"થયું શું મહેલ બાંધ્યાથી, થયું શું હાર ગુંથ્યાથી,
થયું શું નાણું વધ્યાથી, રહી જો ભવની ધાણી છે....
જગતના નાથને"

મોટી મોટી મહેલાતો બાંધી દીધી, ધનનાં ભંડાર ભરી દીધાં, નવાં નવાં સાધનોનો સ્વામી બન્યો. માન-કીર્તિ-આબરૂ ખૂબ મેળવ્યાં. જગતે તારૂં સન્માન કર્યું, આ બધાથી શું તારૂં ભવભ્રમણ ઓછું થયું?

આ બધા સાધનો-પ્રસાધનો કે હાર-તોરાથી તને-તારા આત્માને શો ફાયદો થયો? તમે તમને ઓળખો. તમે તમારો અનુભવ કરો. જો તમે બહારથી ખાલી છો, બહારના

સંબંધોને તોડી નાખ્યા છે, બહાર વૃત્તિ જતી નથી, બાહ્ય પદાર્થોની લાલસા તૂટી ગઈ છે તો અંદરથી પૂર્ણ છો, પણ અંદરના ખજાના તરફ દુર્લક્ષ છે. ઉપાધ્યાય યશો-વિજયજી મહારાજે આને માટે સુંદર સમીકરણ આપેલું છે.

અપૂર્ણ = પૂર્ણ – પૂર્ણ = અપૂર્ણ

બહારથી ખાલી થશો તો અંદરથી ભરાશો. બહાર દુષ્કાળ હશે તો અંદર લીલુંછમ રહેશે. બહારનું ખીસું ખાલી કરો, તો અંદરનો કોઠાર છલકાઈ જશે. પણ બહારની વસ્તુ મેળવવાની અભિલાષા જાગશે તો અંદર ખાલી થઈ જશે, બહારથી પૂર્ણ છે તે અંદરથી અપૂર્ણ છે અને બહારથી અપૂર્ણ છે તે અંદરથી પૂર્ણ છે.

જગતનું વિસ્મરણ કરે એ આત્માનું સ્મરણ કરી શકે છે. એક મ્યાનમાં બે તલવાર ન રહી શકે. લાડુ ખાવા અને મોક્ષમાં જવું એ ન બની શકે. તારા સ્વરૂપને પામવા માટે તું તારી અંદર ડુબકી માર. તારા સ્વ-સ્વરૂપને જો. તારે જે જોઈતું હશે તે અંદરથી મળી રહેશે. બહાર આથડવાની જરૂર નથી. સંસારને માટે પ્રવૃત્તિ કરીશ તો સાંસારિક સુખ કદાચ મળે પણ ખરૂં અને ન પણ મળે. તમારે લાખ રૂપિયા આજે જ મેળવવા છે તો મળશે ? પરાઈ ચીજની અંદર જીવના પ્રયત્નો ચાલી શકતા નથી. પણ જે પોતાનું છે તેમાં અવશ્ય પોતે સ્વતંત્ર છે. આજે આહાર નથી લેવો, મારે અનાહારક સ્વભાવની વાનગી ચાખવી છે તો બની શકશે. ક્રોધ કરવો તે મારો સ્વભાવ નથી, વિભાવ છે. તો આખી જીંદગી મારે ક્રોધ ન કરવો. આવો નિર્ણય કરે તો તે બની શકે. પણ પર પદાર્થોમાં પોતાનું ડહાપણ ચાલી શકતું નથી. આપણી પૂર્ણતાને પ્રાપ્ત કરવી એ આપણા જીવનનો ધ્યેય છે. પણ તેને માટે પુરુષાર્થ કરવો જરૂરી છે.

શિલ્પીને મૂર્તિ બનાવવા માટે ત્રણ વસ્તુની જરૂર પડે છે. એક પથ્થર, એક ટાંકણું અને માનસિક આકૃતિ. પથ્થર હોય પણ શું બનાવવું છે તે આકૃતિ જ તેના માનસપટ પર ન હોય તો શું બનાવી શકશે ?

એમ જીવનને દિવ્યરૂપ આપનાર શિલ્પી પાસે પણ ત્રણ વસ્તુ અતિ આવશ્યક છે. પથ્થર રૂપ માનવનું જીવન છે. પુરૂષાર્થ એ ટાંકણું છે. પુરૂષાર્થ એટલે સમય, શક્તિ અને સાધનનો સદ્વ્યય. સિદ્ધ દશા એ માનસિક આકૃતિ છે. પુરૂષાર્થના ટાંકણા વડે આપણે આપણા જીવનના ધ્યેયને ઘડવાનું છે. જીવનનું નવ સર્જન કરવાનું છે. આપણા મૂળ સ્વરૂપને આપણે પ્રગટ કરવાનું છે. તમે તમારા જીવનનો ધ્યેય શું નક્કી કર્યો છે ? તમારે શું બનવું છે ? ધ્યેય વિના કોઈપણ માણસ કાંઈ પણ પ્રવૃત્તિ કરતો નથી. વિદ્યાર્થી મેટ્રીક પાસ થયા પછી પ્રથમ નક્કિ કરશે કે મારે શું બનવું છે. ડોકટર, વકીલ કે એન્જીનીયર ? પોતાના ધ્યેય પ્રમાણે તે અભ્યાસક્રમ શરૂ કરે છે.

અત્યાર સુધી વિભાવમાં રહી આપણો આત્મા કર્મની સત્તા નીચે દબાઈ રહ્યો છે. હવે અમારે મોક્ષ જોઈએ છે. હવે કર્મ સત્તા અમારી ઉપર રાજ્ય કરે એ અમને પોસાતું નથી, એમ નિર્ણય કરો. મોક્ષ રૂપ સાચી સ્વતંત્રતા પ્રાપ્ત કરવી હશે તો ભગીરથ પુરૂષાર્થ કરવો પડશે. મોક્ષનો માર્ગ જાણી લીધો, એટલા માત્રથી મોક્ષ મળતો નથી. ગુલાબજાંબુ પેંડા, બરફી, સુતરફેણી, અડદીયા પાક, બદામ પાક, વિ. નામ ગણાવવા માત્રથી પેટ નહિં ભરાય, પણ હાથમાં લઈ મોઢામાં મૂકવા પડશે. મોક્ષ પ્રાપ્તિ માટે જીવનને ઘડવું પડશે. મોક્ષ માર્ગ પર કદમ બઢાવવા પડશે.

Standing at the foot man, gazing at the sky
How can you get up man, if you never try?
Though you stumble off man, but never be down-cast
Try and try again man, you will succeed at-last.

કોઈ માણસને પર્વત ઉપર ચઢવું છે અને તળેટીમાં ઉભો છે, પણ આકાશ સામે મીટ માંડવાથી પર્વત ઉપર ચડી શકતો નથી. જો પ્રયત્ન નહીં કરે, પુરૂષાર્થ નહીં કરે, પગથીયા ઉપર એક પગ પણ નહીં મૂકે તો તે કેવી રીતે ચડી શકશે? પર્વત પર ચડતાં થાકી જાય છે. ચઢાણનો માર્ગ વિષમ હોય છે. એમ સાધનાનો માર્ગ પણ સહેલો નથી. મીણના દાંતે લોખંડના ચણા ચાવવા મુશ્કેલ છે. એમ સંયમનું પાલન કરવું મુશ્કેલછે. જેમ વાયુથી કોથળી ભરવી, મેરૂ પર્વતને ત્રાજવા વડે તોળવો, બે હાથે સ્વયંભૂ સમુદ્ર તરવો મુશ્કેલ છે, તેમ મોક્ષની સાધનાનો માર્ગ પણ મુશ્કેલ છે. આળસનું ઓશીકું અને પ્રમાદની પથારી કરી, સૂઈ રહેવાથી મોક્ષ મળતો નથી, પણ શૂરવીર સુભટની જેમ કેશરીયા કરી રણ સંગ્રામમાં ઝઝુમવાનું છે. ડરીને ભાગી જવાથી આંતરિક યુદ્ધમાં વિજય પ્રાપ્ત નહિ થાય. પરાક્રમી રણબંકાનું ધ્યેય એક જ હોય છે.

" कार्यं साधयामि वा देहं पातयामि"

કાં અમે દેહનું બલિદાન કરીશું, કાં વિજયને પ્રાપ્ત કરીશું.

સંસાર ઉપર વિજય પ્રાપ્ત કરવો હશે તો મરણીયા બનવું પડશે. ક્રોધ, માન, માયા, લોભના પરિણામ આવે છે, પણ જાગ્રત સાધક ઉદયમાં ભળી જતો નથી. આત્મલક્ષ ચૂકતો નથી.

"જીવનમાં જાગતો ઉન્નતિ પામતો, ઉંઘતાને સદા થાય હાની,
સત્વમાં જે ફરે તે જ પ્રભુતા વરે, તેહને દેવની સહાય છાની,
સ્વરૂપમાં જાગતો વિષયમાં ઉંઘતો, તે જ પુણ્યાથી ને તે જ જ્ઞાની,
ત્યાગ વૈરાગ્યના રાગમાં રક્ત છે, સફળ છે તેહની જીંદગાની."

આત્મ-સાધના સાધતો સાધક જો પ્રમાદી બને તો તે પોતાનાં કર્તવ્યને ભૂલી જાય છે,

મહાન હાની પામે છે. જાગતો આત્મા હંમેશાં સત્વમાંજ વિચરે છે. પોતાના સ્વરૂપમાં જાગૃત રહે છે. તે વિષય તરફ દૃષ્ટિ પણ કરતો નથી. ત્યાગ અને વૈરાગ્ય એના જીવનમાં તાણાવાણાની જેમ વણાઈ જાય છે. આવો સાધક ધન્યવાદને પાત્ર છે, પોતાના જીવનને સફળ બનાવનાર છે.

કંઇક પામી જવાનો અંદરથી જેને ઉત્સાહ હોય છે, કોઈ વસ્તુ મેળવવાની જેની તાલાવેલી હોય છે, ત્યારે તેને માર્ગમાં આવતી મુશ્કેલી એ મુશ્કેલી લાગતી નથી. તમને પૈસો મેળવવાની કેટલી તાલાવેલી છે! જ્યારે મોસમ ચાલતી હોય ત્યારે ખાવાનું ભુલી જશો. ઉંઘવાનું પણ ભુલી જશો. એમ જ્ઞાની પુરૂષ કહે છે કે, માનવ જીવનનો ટાઈમ એ આત્મ-વૈભવ પ્રાપ્ત કરવાની મોસમ છે. આ માર્ગમાં મુશ્કેલીઓ તો આવે, કારણ કે,

"This life is not a bed of roses" આ જીંદગી એ ફૂલની પથારી નથી, પણ કાંટાળો માર્ગ છે. પણ જો હતાશ નહિ થાવ અને પુરૂષાર્થ ચાલુ રાખશો તો શિવ-સુંદરી અવશ્ય તમારા ગળામાં મોક્ષની વરમાળા પહેરાવશે. Try and try again એક ભૂલ થઈ જાય તો ફરીવાર પ્રયત્ન કરો. અંતે વિજય તમારો છે. અમે અને તમે બધાં સાધક આત્માઓ છીએ. કર્મની પરતંત્રતામાં પડેલા છીએ. આપણે બધાએ સ્વતંત્રતા પ્રાપ્ત કરવા પુરૂષાર્થ જગાવવાનો છે.

આજે પંદરમી ઓગસ્ટ છે. આઝાદીનો દિવસ છે. આઝાદી બે પ્રકારની છે. (૧) દ્રવ્ય-આઝાદી-ગુલામીમાંથી દેશને છોડાવવો એ દ્રવ્ય આઝાદી છે. અને કર્મની બેડીમાંથી આત્માને મુક્ત કરવો એ (૨) ભાવઆઝાદી છે. દેશ આઝાદ બન્યો. ગુલામી ફેંકી દીધી.

"બંધનની બેડી ફગાવી દીધી માતાને મુક્તિ અપાવી દીધી,
સત્તાને હિંદથી રવાના યે કીધી, ગુલામીને ફેંકીને આઝાદીયે લીધી,
આઝાદ થઈ ને જોઇ લીધું ને આઝાદ મારૂં વતન જોઈ લીધું,
માળીએ માથાને વાળીને ખેડયો, લોહી સિંચીને બગીચો ઉછેર્યો,
કળીયે બેઠી ના કોઈ શાખા ઉપર, ન ફુલો ખીલ્યાં કોઈ ડાળ ઉપર,
એ બળતણ બનેલું ચમન જોઈ લીધું ને આઝાદ મારૂં વતન જોઈ લીધું.

અનેકનાં પ્રાણની આહૂતિ આપીને આ આઝાદીના બગીચાની શાખા ઉપર એકેય કળી ન બેઠી અને ડાળ ઉપર પુષ્પો ખીલ્યાં નહિ. આખો બાગ વેરાન બની ગયો.

"લક્ષ્મીની હોળી ને હત્યાઓ દીઠી, ને માનવથી મોંઘી એ રોટીયે દીઠી,
ગુંડાગીરી લાંચ રૂશ્વત ને ચોરી, કાળી બજારોમાં વસ્તુઓ ધોળી,
રક્ષણ જોઇ લીધું વતન જોઈ લીધું, ને આઝાદ મારૂં વતન જોઈ લીધું."

દેશ આઝાદ બન્યો પણ માનવ સસ્તો બની ગયો અને રોટી મોંઘી બની. જ્યાં જુઓ ત્યાં ગુંડાગીરી-ચોરી-લાંચ-રૂશ્વત વધી ગયાં.

"ગરીબીને કાઢી પછી ચેન લઇશું, સડક પર સૂના છે ભવન તેને દઇશું,
ગયાં કયાં એ મીઠાં વચન દેનારા, ભાષણુની ઝડીઓ વરસાવનારા!
ઈજ્જત શરમના દેવાળા ય દીઠા, ને મજનુના ચૌટે ભવાડાય દીઠા,
તમાચા બે મારે નથી એ ખુમારી, ગયા મર્દો બાકી રહ્યા છે જુગારી,
ઈન્સાનિયતનું પતન જોઈ લીધું ને આઝાદ મારૂં વતન જોઈ લીધું."

જ્યારે આઝાદી પ્રાપ્ત ન્હોતી થઈ ત્યારે નેતાઓ કહેતા હતા કે, આઝાદી મળ્યા પછી અમે હિંદની ગરીબીને હાંકી કાઢશું. જેને સડકપર સૂવું પડે છે. તેને મ્હેલો આપીને જપીશું, પણ બધી ભાષણે વાતો રહી ગઈ. કોઇને શરમલાજ રહી નથી. ચોરે અને ચૌટે ભવાડા થાય છે, પણ કોઈની તાકાત નથી. કે બે તમાચા મારી બંધ કરાવે. સાચા મર્દો હતા તે બધા ચાલ્યા ગયા. અને જે બાકી રહ્યા છે તે ઘર ભરવામાં અને લૂંટ ચલાવવામાં સમજ્યા છે.

ગરીબી હજુ તો ઘરમાં પડી છે, અને મોંઘવારી જીવન પર ખડી છે;
ખફા દૃષ્ટિ કુદરતની ભેગી ભળી છે, દુશ્મનની ફોજો સીમાડે ચડી છે,
હિમાલય પર લંકા દહન જોઈ લીધું ને આઝાદ મારૂં વતન જોઈ લીધું.

દેશ ધીમે ધીમે ગરીબ થતો જાય છે અને એ ગરીબો પર મોંઘવારીની ઝડીઓ વરસે છે. વળી દેશપર કુદરત પણ રૂઠી છે. દુશ્મનો દેશને પડાવી લેવાની પેરવી કરી રહ્યા છે.

'સરવાળો એકવીસ વરસનો શેખાણી, જીવનને પૂછી લ્યો કરી શી કમાણી?
તો જીવતર કહે છે નથી કાંઈ કહેવું, ધરાઈ ધરાઇને આઝાદી માણી,
આશાનું આંખે દહન જોઈ લીધું, ને આઝાદ મારૂં વતન જોઈ લીધું."

શેખાણી કહે છે, એકવીસ વરસ આઝાદી મળ્યાં થયાં પણ દેશ સુખી નથી બન્યો. જે આશાએ સ્વરાજ્ય પ્રાપ્ત કર્યું હતું તે આશા ધૂળમાં મળી ગઇ છે. આવું મારૂં આઝાદ વતન છે!!

શેખાણીએ હિંદની સ્વતંત્રતાની વાત કહી છે. હવે આપણે ભાવ આઝાદીને સમજવા, અંતરમાં જરા ડૂબકી મારીએ. તારૂં અનંતજ્ઞાન, દર્શન, અનંતવીર્ય તારામાં છે, તે પ્રાપ્ત કરવા બહાર ભટકવાની જરૂર નથી. તું પોતે નિજાનંદ સ્વરૂપ છે, તને આ બંધન શા માટે? આ અકળામણ શા માટે? તારી સત્તાને કોણે પકડી રાખી છે? તું કોણ છે? આ પ્રમાણે હવે તું તારો વિચાર કર. અવિચારે ઘણું ખોયું છે. હવે વિચાર કરીશ તો તત્ત્વને પામી જઈશ. અને કર્મરાજાની બેડીને ફગાવી તારા સ્વસ્વરૂપને પામી શકીશ. જ્યારે સ્વઘરમાં પરાયા લોકો ઘુસી જાય છે ત્યારે ખેદાન મેદાન થઈ જાય છે. બ્રિટીશો

હિંદપર આવ્યા અને ધીમે ધીમે પગ પેસારો કરતાં હિંદની સત્તા પોતાના હાથમાં લઈ હિંદને પરાધીન બનાવી દીધું, તેમ કર્મસત્તાએ પણ આપણા ઘરમાં કંઈક ધમાલ મચાવી છે. જેને જરા ન આવે તેને જરાવાળો બનાવ્યો. જે આત્મા અમર છે, તેને મારી મારી અધમુઓ બનાવી નાખ્યો. અનંત ગુણોને ઢાંકી કામ, ક્રોધ, માન, માયા, લોભે આવી સ્થાન જમાવ્યું.

મોહનીય કર્મે આ જીવાત્માનું ઘણું બગાડયું છે. મોહનીય કર્મ અગ્યારમે ગુણ-સ્થાનકે બેઠેલા, વીતરાગતાનો સ્વાદ માણી ચૂકેલા, યથાખ્યાત ચારિત્રમાં રમણ કરનારા એવા અપ્રમત્ સાધુ મહાત્માને પણ પછાડી પહેલે ગુણસ્થાનકે લઈ આવે છે. મોહ મોઢું ફાડીને બેઠો છે. જરાક અસાવધાની રહી કે તરત પછાડે છે. ચૌદપૂર્વીને તથા ચાર જ્ઞાનના ધારકને પણ નિગોદના ઘરમાં ધકેલી દે છે, માટે જ ભગવાને કહ્યું છે: હે સાધક આત્મા ! તું એક સમય માત્રનો પ્રમાદ ન કરીશ.

હવે કર્મસત્તા એટલે પરાઇ સત્તાનો ત્રાસ તમને સમજાયો હોય તો ધર્મ સત્તાને જીવનમાં સ્થાન આપો. ધર્મસત્તા કર્મસત્તાને બરાબર હંફાવી દૂર કરશે.

આત્મા ત્રિકાળ રહેવાવાળો છે, પણ કર્મને લીધે જુદી જુદી યોનીમાં જન્મ લેવો પડે છે. પેલાભાઇ મરી ગયાં, એમ બોલો છો ને ? મરી ગયા એટલે એક ગતિમાંથી બીજી ગતિમાં ગયાં. હવે આ જન્મ-મરણના ત્રાસમાંથી છૂટી સ્વઘર તરફ જવું છે કે નહિં ? ખરેખર કર્મનો ત્રાસ લાગ્યો હોય તો પાંચ ઈન્દ્રિય અને મનને કંટ્રોલમાં લ્યો.

એક રાજા હતો. તેને રોજ નવા નવા તુક્કા કાઢવાનો શોખ હતો. એક વખત સભા ભરાણી. ત્યારે રાજાએ કહ્યું-બધાએ પોતપોતાનાં ઘરે એક એક બકરી પાળવી. બકરીનો લાંબો ખરચ નહીં થાય. સાંજના બકરીને અહીંયા લાવવી. અને હું ચારો નાખું, એ જે બકરી નહીં ખાય તે બકરીના માલીકને મારા તરફથી મોટું ઇનામ આપવામાં આવશે. બધા બકરીને ખૂબ ખવરાવે અને સાંજના રાજા પાસે લાવે. રાજા બકરીને લીલો ચારો નાંખે. બકરી બટબટ ખાવા માંડે. અને સૌ વીલે મોઢે પાછા જાય. પછી એક ભાઇએ કહ્યું. મને સાત દિવસની મુદત આપો. હું બકરીને બરાબર તાલીમ આપીને તૈયાર કરીશ. રાજાએ કહ્યું. 'ભલે'. તે ભાઈ બકરીને આખો દિવસ ચરાવે અને સાંજે ઘેર આવી લીલો ચારો નાખે. બકરી પોતાના સ્વભાવ પ્રમાણે ચારામાં મોઢું નાખવા જાય ત્યાં ચાબુક તેના મોઢા ઉપર ફટકારે. આમ ચાર પાંચ દિવસ કર્યું એટલે બકરી ચાબુકના મારની બીકે લીલા ચારામાં મોઢું નાખવું ભુલી ગઇ. સાતમે દિવસે સાંજે બકરીને રાજા પાસે લાવ્યો. અને કહ્યું. સાહેબ ! મારી બકરીને બરાબર તાલીમ આપી છે. હવે તે તમારો ચારો નહિ ખાય. આ સાંભળી રાજાએ પરીક્ષા કરવા લીલોચારો નાંખ્યો. બકરીએ તેના સામું જોયું, પણ સામે જ તેનો માલીક ચાબુક લઇને ઉભો હતો, તેથી મારની

ખીકે તેણે ચારામાં મોઢું નાખ્યું નહિં. આથી રાજા ખુશ થયો. અને આ જાતની તાલીમ કેવી રીતે આપી તે પૂછ્યું. પેલા ભાઈએ સત્ય હકીકત કહી. રાજાએ તેને મોટું ઇનામ આપ્યું.

આપણે પણ આપણી ઇન્દ્રિયો અને મનને તાલીમ આપવાની છે. ઈન્દ્રિયો જ્યાં ને ત્યાં દોડી જાય છે. જરાક અનુકૂળ વિષય મળે એટલે મન આહ્લાદ અનુભવે છે. અને નવાં નવાં કર્મ બાંધે છે. મન રૂપી બકરીને જ્ઞાન રૂપી ચાબુકથી એવી સમજાવી દો કે તે પર-પદાર્થમાં માથું મારવા જાય નહિં. આત્માની અંદરથીજ સુંદર ભોજન પ્રાપ્ત કરે. જેણે ઈન્દ્રિયોને તથા મનને કાબુમાં રાખ્યા છે તે સુખી થાય છે.

આત્માની આઝાદી મેળવવાની ઇચ્છા રાખનારે ભગીરથ પ્રયત્ન કરવો પડશે. વિષમ-માર્ગ કાપવો પડશે. નિર્ભૂલ બનવું પડશે. એક વાર આત્મા આઝાદ બની ગયો, પોતાનું સ્વરૂપ પામી ગયો, મુક્તિના સુખને હસ્તગત કરી લીધા, પછી કોઇ તેની સત્તાને-સ્વરાજ્યને છીનવી શકતું નથી. તે સાદિ અનંત સુખનો સ્વામી બને છે. આવી આઝાદી મેળવવા પ્રયત્નશીલ બનશો તો ઉદ્ધાર થશે.

---

## વ્યાખ્યાન નં...૩૬

### શ્રાવણ વદ ૧૧ સોમવાર તા. ૧૬-૮-૭૧

અનંતજ્ઞાની ભગવાને સિદ્ધાંતથી સમજાવ્યા. સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનું નામ સિદ્ધાંત. નિષધકુમારનો અધિકાર ચાલી રહ્યો છે. નિષધકુમાર પાંચેય ઇંદ્રિયના મનગમતા, સોહામણા સુખો ભોગવતાં સંસારને નિર્ગમન કરે છે. સંસાર એટલે સુખ અને દુઃખની ઘટમાળ. સુખ અને દુઃખ કાયમ એક સરખાં ટકતાં નથી. ત્રૈકાલિક ટકવાનું તો એક સિદ્ધનું જ શાશ્વત સુખ છે. એ સુખને પ્રાપ્ત કરવાની આપણા સૌમાં તાકાત છે. જો પુરુષાર્થ કરીયે તો શાશ્વત સુખના સ્વામી બની શકીએ. અરૂપી એવા આત્મ સ્વરૂપને પ્રાપ્ત કરવા જ્ઞાન સમુદ્રમાં ડુબકી મારો તો અહિંયા બેઠા બેઠા લોકાલોક જોઈ શકાય છે.

" અલખ નિરંજન આત્મ જ્યોતિ, સંતો તેનું ધ્યાન ધરો,
આ રે કાયા ઘર આત્મ હીરો, ભુલી કાં ભવમાંહિ ફિરો !

ધ્યાન ધારણા આત્મ પદની, કરતાં ભ્રમણા મીટ જાયે,
નિજ સ્વરુપની શ્રદ્ધા હોવે, અનહદ આનંદ મન પાવે.

આત્મા શુદ્ધ સ્વરૂપી, અરૂપી છે. જેને કર્મનું અંજન નથી તેવો નિરંજન છે. આવાં તારા મુળ સ્વરૂપને જોવાને બદલે અનંતકાળથી તું કઇ અથડામણમાં પડયો છે? આ કાયા રૂપી ઘરની અંદર આત્મરૂપી હીરકો પડયો છે તો એને ભુલીને કયાં બહારમાં ભ્રમણ કરે છે? સદ્‌ગુરુઓ કહે છે, આત્માનું ધ્યાન ધરી, એની જ શ્રદ્ધા કર, તો અનહદ આનંદને તું પ્રાપ્ત કરીશ. આ વાત તો જ્ઞાની પુરુષો સમજાવે છે. પણ આચરણ કરવાનું કામ કોનું છે?

કોઈ માણસને પૈસાની જરૂર હતી ત્યારે તમારી પાસેથી આજીજી કરીને અમુક રૂપિયા લઇ ગયો. અને તમે જ્યારે પૈસા પાછા માંગ્યા ત્યારે દેણદાર કહે છે કે, તારાથી થાય તે કરી લ્યે. પૈસા નહીં મળે. ઉદ્ધતાઈ પૂર્વક તોછડાઈથી જવાબ આપે. તમે દબાણ કરો. છતાં તે કોઈ પણ હિસાબે પૈસા આપે તેમ નથી તેમ લાગે તો તમે પૈસા કઢાવવા કોર્ટમાં કેસ દાખલ કરો છો, તેને માટે વકીલ રોકો છો વકીલ કહે છે. અમારી સાથે વાત કરવાના એક કલાકનાં દશ રૂપિયા બેસશે! જેવો વકીલ ને જેવો કેસ તેવા રૂપિયા લ્યે છે. વાત કરતાં કરતાં કલાક પૂરો થઈ જાય તો તરત કહી દે છે, કે બીજો કલાક પૂરો થઈ જાય તો બીજો ચાર્જ આપવો પડશે. બોલો, કબુલ છે? તો વાત કરૂં. આ વખતે તમે વકીલની વાત સ્વિકારી લ્યોને? "હા" કારણ કે તમારે કેસ જીતવો છે. સાધુપુરૂષો કલાકો સુધી ધર્મની વાતો કરે છે. એને ફી શું આપો છો? તેઓ કર્મ સત્તાને હંફાવવા માટે વગર ફીએ ઉપદેશ આપે છે. તેને ધ્યાનમાં લઇ તે પ્રમાણે પુરૂષાર્થ કરશો તો જ સફળતા મેળવી શકશો.

સો માઈલ જેટલી જમીન ખરીદી છે. તેના પર બિલ્ડીંગ અથવા કારખાનું બાંધવું છે. તો ઈજનેરને બોલાવી નકશો કાઢી આપવાનું કહો છો. નકશો બનાવી આખો પ્લાન તમારી સમક્ષ રજુ કરે છે. એ પણ જેવા પ્લાન તેવા પૈસા લ્યે છે. બિમાર થયા ને ડોકટર પાસે પ્હોંચ્યા. તબિયત જોઇને કહી દે, કે એકસ રે લેવરાવવો પડશે. બ્લડ–યુરિન વિગેરે તપાસાવી, રિપોર્ટ લઈને આવજો. પછી નિદાન થશે. તબિયત જોવાના મૂકો પાંત્રીસ રૂપિયા. ગોળી કે દવા લીધી નથી. નિદાન થયું નથી છતાં રૂપિયા મુકાવે છે. બુદ્ધિના નાણાં છે. ડોકટરના વચનમાં વિશ્વાસ, બધાની સલાહ માનો, પણ ગુરૂના વચનમાં વિશ્વાસ છે? ડોકટર અને વકીલ એનો કોયડો બતાવતા નથી. પણ આપણા પરમ પિતાએ કેવો કોયડો બતાવ્યો છે? કેવો રસ્તો ચિંધ્યો છે? અને એ તરી ગયા. અને આપણને તરવાનો યથાર્થ માર્ગ બતાવી ગયા. સાધનાનો માર્ગ કપરો છે. ભગવાને કેવાં દુઃખો સહન કર્યા હતા? ઉપ–

સગોની ઝડીઓ વરસી છતાં તેમનો ઉત્સાહ ન ઓસર્યો. દુઃખ દેનાર પર પણ કરૂણાના ઝરણાં વહેવડાવ્યા,

"નયણેથી નીતરે કરૂણાની ધારા, અંતરમાં ઉછળે સ્નેહના ફુવારા,
સંકટમાં એણે સમતાને સાધી, કંટકમાં કીધું પ્રયાણ, ચાલ્યા રે જાય વર્ધમાન."

ભગવાન સમજતા હતાં કે કર્મ છે તો દેણું ભરપાઈ કર્યા વિના છુટકો નથી. કોઈ માણસ પરદેશથી રૂપિયા કમાઈને પોતાનાં દેશમાં આવે ત્યારે એને વિચાર આવે કે બાપદાદાનું દેણું મારે ચુકવી દેવું છે. જે ચુકવવા બેઠો તે તો ચોપડા ખુલ્લા રાખીને ખુલ્લા દિલે કહી દે કે જેનું દેણું બાકી હોય તે લઈ જાઓ. એમ ભગવાન પણ કર્મ રાજાના દેણાં દેવા તૈયાર થયાં. કારણ કે કર્મ કે કાળને શરમ નથી. એતો લેણું લીધે જ છોડવાના છે. પછી તીર્થંકર હોય કે ચક્રવર્તી, શ્રીમંત કે ગરીબ, સૌને કર્મનું દેણું ભરપાઈ કરવું પડે છે.

"કર્મ કે કાળને શરમ આવે નહિ રાયને પલકમાં પકડી પાડે,
આજ હાથી ઝુલે રેશમી ઝુલથી કાલ ત્યાં કાગડાઓ ઉડાડે,
ધરણી ધ્રુજાવતા ધન્ની ધુરંધરો આજ તેની નહિ કયાંય માટી,
દેવ દિગમ્બરો માનવી માત્રને સ્વાહા કરી જાય છે કાળ વાટી."

જે મહેલના પ્રાંગણમાં હાથી ઝુલતા હોય અને વૈભવની છોળો ઉડતી હોય ત્યાં ખંડેર થઈ જાય છે. ને કાગડા ઉડવા માંડે છે. આ કર્મ–રાજાની શિક્ષા છે. ધનવાન ધુરંધરો ચાલે ત્યાં ધરતી ધણધણી ઉઠે એવા પણ કાળના મુખમાં જઈ પડે છે. એની રાખ પણ હાથમાં આવતી નથી.

ભગવાને કર્મને ખેરુભેરુ કરવા પ્રખર પુરુષાર્થ ઉપાડયો. શત્રુ સામે પણ સ્નેહના ફુવારા ઉડાડયા. સંકટમાં અપૂર્વ સમતા રાખી અને કંટક પાથર્યા માર્ગે પ્રયાણ કર્યું. કર્મને આમંત્રણ આપી બોલાવ્યા ને તિતિક્ષાપૂર્વક કર્મના દેણાં આપ્યા. શૂરવીર ધીર બન્યા પણ લગીરે ડગ્યા નહી.

કર્મના દેણાં દેવા જબર પુરુષાર્થ ઉપાડવો પડશે. આપણે તો એક તણખલાથી દરિયો ઉનો કરવો છે તો કયાંથી થશે? એક માળા ફેરવવાથી મોક્ષ નથી મળતો. જીવનમાં આચરણ લાવો. મનથી ઉચ્ચ વિચાર કરો. મનને નિર્મળ બનાવો. વાણી કોમળ અને મીઠી મધ જેવી બોલો, પણ દંભવાળી નહી. કાયાથી કઠોર નહિં પણ નમ્ર બનો. મન, વાણી અને કાયાને શુભ ભાવમાં જોડશો તો કર્મના કચરા કાઢી શકશો. કર્મના કચરા કાઢવાના બે માર્ગ છે. કાયાને ધર્મ ક્રિયા અનુષ્ઠાનોની કસરત આપવી. અને ચિત્તને શુદ્ધ ધર્મની સમજ આપ્યા કરવી.

ભગવાને કેવા કર્મના દેણા પતાવ્યા ! વેર સામે પ્રેમ અને દુઃખ દેનાર સામે દયા રાખી. આપણે શું કરીએ છીએ ? કર્મરાજા લેણું લેવા આવે ત્યારે હસતે મુખે વધાવી શકીએ છીએ ? તાવ આવ્યો હોય તો આવકાર આપીએ છીએ કે આવી જા તું તારે ! કોઈ આપણા પર ક્રોધ કરતો હોય, કોઈ નિંદા કરતો હોય કે ખોટા આરોપ મૂકતો હોય, તો તેમાં સમાધિ રાખી શકાય છે ? આ પ્રતિકુળ સંયોગોને ખંખેરી નાખવા તે નાની-સુની વાત નથી. બંધનથી મુક્ત કેમ થવાય ? ક્રોધ સામે સહનશીલતા કેમ રખાય ? એ કોયડાનો ઉકેલ કેમ કરવો એ ભગવાને સૂત્ર સિદ્ધાંત દ્વારા આપણને બહુ સુંદર રીતે સમજાવ્યું છે.

તો હવે આત્મા તરફ જુઓ. કયાં સુધી દેહની સામું જોશો ? બહાર ગામથી કાપડનું પારસલ આવે છે. તો વરસાદથી પલળે નહીં એટલે માલના સંરક્ષણ માટે ઉપર બીજું કાપડ, કાગળ વિ. વિંટાળે છે. તમે પેટી ખોલી તો ઉપરથી કાગળ-રફ કાપડ વિ. નીકળે એ બધું નીકળી ગયા પછી અંદરથી સુંદર મજાના રેશમના તાકા નીકળે જોતાં આંખ પણ ઠરી જાય. જે ઉપરથી નીકળ્યું તે તો બારદાન હતું. બારદાન દૂર થયું તો સુંદર માલ પ્રાપ્ત થયો. તેમ દેહ તે બારદાન છે, અને અંદર રમણતા કરવા વાળો આત્મા દેહથી જુદો છે. દેહરૂપી દેવળમાં આત્મારૂપી જિનરાજ બીરાજી રહ્યા છે. પણ એને ઓળખતા નથી, એટલે દેહરૂપી મંદિર શણગારી રહ્યા છો, શરીરને શણગારીને અરિસામાં જુએ. પણ દેહ તે તું નથી. પુદ્ગલના ઠઠારામાં મોહ પામવો એ તારો સ્વભાવ નથી. તારો સ્વભાવ તો જ્ઞાતા અને દૃષ્ટા છે. જીવ બધાંનો જાણનાર અને જોનાર છે. તું તને પોતાને અને પરને જાણી શકે છે. જેનામાં ચૈતન્યનો ધબકાર છે તે જાણી શકે છે, જોઈ શકે છે, બોલી શકે છે. પણ જડ શું જાણી શકશે ? શું બોલી શકશે ? ઘડિયાળને પૂછો કે કેટલા વાગ્યા ? તો તે જવાબ દેશે ? "નહિ" પણ આપણે ઘડિયાળમાં કેટલા વાગ્યા તે જાણી શકીએ છીએ. જડ વસ્તુની કિંમત નથી. કિંમત આત્માની છે.

એક માણસે સુંદર કવર લીધું. ઉપર સુંદર ડીઝાઈન દોરી. સારા કલરથી પેઈન્ટ કર્યું. સારા અક્ષરે એડ્રેસ કરીને મિત્રને મોકલ્યું. મિત્રના હાથમાં કવર આવ્યું. જોઈને ખુબ આનંદ પામ્યો. અને મિત્રે શું લખ્યું છે એ જાણવા માટે કવર ફોડયું. કવર ખોલતાં અંદરથી કાંઈ ન મળ્યું. તો એ ખાલી કવરની કિંમત કેટલી ? એમ શરીર એ ઉપરનું ચિત્રામણ છે. એની કિંમત કેટલી ? પણ ઘટઘટની વાત જાણનાર એવો ચૈતન્ય દેવ અંદર બેઠો છે. જાણવા જેવાને જાણતા નથી. જોવા જેવાને જોતાં નથી, અને આખી જિંદગી સુધી દેહની માવજત કર્યા કરો છો. દિકરો પરદેશ જાય તો પણ શી ભલામણ કરો ? તારી તબિયત સાચવજે. ખાવાપીવામાં ધ્યાન રાખજે, પણ કોઈ એવી શિખામણ

આપે કે "તારા આત્માને સાચવજે, પાપથી ડરજે, પૈસાનો લોભ રાખીશ નહીં, નીતિ, પ્રમાણિકતા ચુકીશ નહિં. અને ધનવાન બને તો પૈસાનો સારા કાર્યોમાં ઉપયોગ કરજે, તો તે તારી સાથે આવશે." આવી શીખામણ આપનારા કેટલા ?

આ કિંમતી સમય મળ્યો છે ? એ કયાં ગુમાવી રહ્યા છો ? પૈસા-પુત્ર-પત્ની મળે કે ન મળે પણ સમય તો બધાને સમાન મળ્યો જ છે. આવેલા અવસરને વધાવી લ્યો, નહીં તો ગયેલો સમય પાછો નહીં મળે.

"સંપત ગઈ તે સાંપડે ને ગયા વળે છે વહાણ,
પણ ગત અવસર આવે નહિં, ને ગયા ન આવે પ્રાણ.

કાળની ઘડીમાંથી આયુષ્યની રેતી સરી જાય છે. દેહ પડયો રહેશે ને હંસલો ચાલ્યો જશે. જ્ઞાની પુરૂષો કહે છે. હવે ઉઠ, ઉભો થા, જાગૃત બની, પ્રમાદને પરહરી, આત્મામાં ધ્યાન લગાવ. તમારી પત્ની સાથે, મિત્રો સાથે કલાકો સુધી વાતો કરો છો તો આખા દિવસમાં અડધો કલાક તો આત્મા સાથે વાતો કરો. તું કયાંથી આવ્યો ? કયાં જવાનો ? આ વિચારશો તો અંતર આત્માનો અનહદ નાદ સંભળાશે. એ નાદમાં સુખ, શાંતિ અને આનંદના ફુવારા ઉડશે. આત્મ સ્વરૂપમાં જ રમણ કરતાં પોતાના પવિત્ર પાદ કમળ વડે ધરતીને પાવન કરતાં, નિજાનંદની મસ્તી માણતાં, અનંત ઉપકારી શ્રી નેમિનાથ ભગવાન દ્વારિકા નગરીમાં પધારે છે. તિર્થંકર દેવના આવાગમનની વાત સાંભળી ભવ્યજીવોનો મન-મયુર ટહુકી ઉઠે છે. હૈયું હર્ષના હિલોળે ચડે છે. આનંદની ઊર્મિ ઉભરાય છે. રોમેરોમ ઉલ્લાસથી નાચી ઉઠે છે. અંદરથી ભક્તિનો ભાવ જાગે છે. કેવા ભગવાન, સર્વ પદાર્થને, ત્રિકાળી ભાવને જાણનાર અને જોનાર એવા ભગવાન પધારે ત્યારે કેવો આનંદ થાય ?"

શ્રદ્ધાના લીલુડા તોરણ બંધાવું, ભક્તિના રંગોથી આંગણ સજાવું,
સજે હૈયું (૨) શિયળના શણગાર કે મળ્યા મને પરમાત્મા,
મારો ધન્ય બન્યો આજે અવતાર કે મળ્યા મને પરમાત્મા,
કરૂં મોંઘો ને મીઠો સત્કાર........કે મળ્યા મને પરમાત્મા."

સત્ય પંથ બતાવનાર, અજ્ઞાન અંધકાર હરનાર, જ્ઞાનનો દિવડો પ્રગટાવનાર, શ્રદ્ધાના સાથિયા પુરાવનાર, આત્મ ગગનમાં ચારિત્રનો ચંદ્ર ચમકાવનાર એવા ભગવાન પધાર્યા છે. આનંદની સીમા નથી. ભકતગણે ભક્તિના રંગોથી આત્માંગણમાં રંગોળી પુરી. ભગવાન પધાર્યા તો આપણો સંસાર ટુંકો થશે." એવી શ્રદ્ધાના તોરણ બાંધ્યાં છે. સહુ હર્ષપૂર્વક આવીને ભગવાનની ધર્મદેશના સાંભળે છે. અનંતજ્ઞાની કહે છે. ઘણો સમય ધન મેળવવામાં ગુમાવ્યો છે. હવે ધર્મરૂપી ધનને પ્રાપ્ત કરવા પુરૂષાર્થ ઉપાડો.

ધર્મસ્ય ત્વરિતા ગતિઃ ધર્મની ગતિ શીઘ્ર છે. ધર્મસ્ય અકાલો નાસ્તિ। ધર્મને અકાળ નથી. એટલે ગમે તે સમયે ધર્મ કરી શકાય છે. જીવિતં ચલમસ્તિ। જીવન ચંચળ છે. તેની ક્યારે પૂર્ણાહૂતિ થશે તે ખબર નથી. માટે આત્માને ચારગતિની ચોપાટમાં ન રખડાવવો હોય તો ધર્મને સ્વીકારો. આવો ધર્મ મળવો દુર્લભ છે, સંતોનો સમાગમ પણ દુર્લભ છે. નિષધકુમારના કેવા પ્રબળ પુણ્યોદય છે કે તેને શ્રી તિર્થંકર જેવાનો સુયોગ સાંપડ્યો છે! સંત સમાગમનો એના પર કેવો પ્રભાવ પડશે એ અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન નં....૩૭

### શ્રાવણ વદ ૧૩ ને બુધવાર. તા. ૧૮-૮-૭૧

અનંતજ્ઞાની, ત્રૈલોક્ય પ્રકાશક, વિશ્વની વિરલ વિભૂતિ ભગવાન મહાવીર સ્વામીએ ભવ્ય જીવો કાંઈક પામી જાય તે નિમિત્તે સહજભાવે વિશ્વ પર અતુલ અને અનુપમ ઉપકાર કર્યો છે. ડુબતા, ભાન ભૂલેલા, વિમાર્ગે ચડી ગયેલાને સ્થિર અને વીર બનાવવા તીર્થમાં પર્વની યોજના કરી છે. જેમ એલાર્મ મૂકો તો તમને ભાન કરાવે છે, જગાડે છે, પરોઢ થયું છે જાગો. તેમ ભગવાન કહે છેઃ સંસાર અટવીમાં પરિભ્રમણ કરતાં અનંતકાળ વીતી ગયો, ઘણી વિરાધના કરી, હવે આરાધના કરો. આ પર્યુષણ પર્વ સર્વોત્તમ ભવતારક, ભવનાશક છે. વીર આજ્ઞાનું યથાર્થ ભાવે આરાધન કરશો તો મોક્ષનાં સુખને પ્રાપ્ત કરી શકશો. લૌકિક પર્વની અંદર ખાવાનું, પીવાનું અને ભૌતિક સાધનોનો ઉપભોગ કરવાનો છે. જ્યારે લોકોત્તર પર્વ આત્મા માટે કાંઈક કહી જાય છે, જેને સંસારમાં ઘણો કાળ રખડવાનું છે, તે ધર્મ સન્મુખ થઇ શકતો નથી. જ્ઞાની ચિરનિદ્રામાંથી જગાડે છે. હવે ઊઠ, જાગૃત બન. સંસારના વૈભવો, વિલાસો, પ્રલોભનનાં સાધનો તમને ઈષ્ટ-મિષ્ટ લાગ્યા છે પણ તેમાં સુખની પ્રાપ્તિ નહીં થાય. સંસારનાં સુખ સ્વપ્નવત્ ને અસ્થિર છે.

દુનિયાના દેખીતા વૈભવો, ભૌતિક ભૂતાવળો પાછળ તમે દોટ દઈ રહ્યા છો. તે સંસારનાં સુખો સ્વપ્ના જેવાં છે સ્વપ્નની સુખડીએ ભૂખ ભાંગે નહિં, તેમ પૌદ્‌ગલિક પદાર્થોમાંથી શાશ્વત સુખની પ્રાપ્તિ થઈ શકતી નથી. સદ્‌ગુરૂના સમાગમે સાચી સમજ લાવો. ભમરી ઈયળ પર ગુંજન કરે છે ત્યારે તેનામાં નવી ચેતના પ્રાપ્ત થતાં ઇયળ ભમરીના રૂપમાં પલટો ખાય છે. સંતો પ્રમાદીઓને બોધ આપે ત્યારે જીવનની દશા બદલાય છે. અને સંતપુરૂષોના બોધથી જીવનમાં પરિવર્તન આવે છે.

" નાવ આવી ચડયું ગબડતાં ગબડતાં મુક્તિ કેરા મહારાજ દ્વારે,
ખબરદારી ખલાસી સદા રાખવી, નાવ ડૂબે ન આવી કિનારે,
મોહ દુરસ્ત ખરાબા પડયા પંથમાં, ઘૂમતાં વિષયનાં વમળનીરે;
ષડરિપુ ચાંચિયા આત્મધન લૂંટતા, હોડી હંકારવી ધીરે ધીરે.

આપણું નાવ મોક્ષના રાજદ્વાર ઉપર આવ્યું છે. માનવ જન્મ મોક્ષનો ભવ્ય દરવાજો છે. પ્રથમ સમ્યક્ત્વની પ્રાપ્તિ માનવભવમાં થાય છે ક્ષાયક સમ્યક્ પણ માનવભવમાં જ થાય છે નાવ કિનારે આવેલું છે તે ડૂબે નહીં તેની ખબરદારી રાખવી જોઈએ. જો ડૂબશે તો ફરી આ ભવ ક્યારે પ્રાપ્ત થશે માટે ક્ષમા, દાન, દયા ધર્મથી આત્માનું રક્ષણ કર. ષડ્‌રિપુ ક્રોધ, માન, માયા, લોભ, રાગ અને દ્વેષ, તારા આત્મધનને લૂંટી રહ્યા છે. આ દુશ્મનો આત્મખજાનાની ચોરી કર્યા કરે છે. આત્મધનને ન લૂંટી જાય તે ધ્યાન રાખો. પાંચ ઇંદ્રિયનું પોષણ કરતાં તમારી હોડીના ભુક્કા બોલી જશે. વમળ વટાવવા મુશ્કેલ થઈ પડશે. માટે જાગૃત બનો. આત્મસાધના કરવાનું આ કેન્દ્ર છે. ભવનિદ્રા ખૂબ લીધી. હવે અવિનાશી પદ પ્રાપ્ત કરવા હરણફાળ ભરો, નહિં તો પશ્ચાતાપ કરવાનો વખત આવશે.

નિશદિન નિદ્રામાં રહ્યો સોડ તાણી સુણી નહીં જાગીને પ્રભુજીની વાણી,
ખૂલે આંખ જ્યારે, પછી શું એ જોવે ? કરી ના કમાણી ગુમાવી શું રોવે....ગઇ.'

આખી જીંદગી પ્રમાદમાં ચાલી જશે. ઘડપણ આવતાં ભગવાનના ભજનથી વંચિત રહી ગયાનો અફસોસ થશે, પણ હાથમાંથી બાજી ચાલી ગયા પછી ફરી ફરી આવી તક નહીં મળે માટે જીવનને ભવ્ય અને ઉમદા બનાવવા માટે સત્સંગની ખૂબ જરૂર છે. સંતપુરૂષોનો સમાગમ થાય ત્યારે જીવનમાં અવનવા પાસા પડે છે જ્યારે હીરો ખાણમાં હોય ત્યારે તેની બહુ કિંમત હોતી નથી પણ કુશળ કારીગર એના પરની ધુળ દૂર કરી પાસા પાડે ત્યારે નવું તેજ આવે છે. એ આવ્યા પછી હીરાની કિંમત અનેકગણી વધી જાય છે જ્યાં સુધી આત્મા સમ્યક્દર્શનને પ્રાપ્ત કરતો નથી ત્યાં સુધી તેનામાં ચમક હોતી નથી સંતપુરૂષ તેના જીવનમાં પાસા પાડે છે, ત્યારે તેની કિંમત અનેકગણી વધી જાય છે દોષોને દૂર કરવા માટે પર્વની પધરામણી થઇ છે. વસંતમાં સારી વનરાજી લીલીછમ થઈ જાય છે. તેમ આ પર્વમાં સાધક પોતાના આત્માની આરાધના કરવા માંડે છે જેથી જીવનમાં સદ્‌ગુણની હરિયાળી છવાઇ જાય છે. આ પર્વ ખાવા–પીવા માટે, મોજશોખ, નાટક–સીનેમા જોવા કે શણગારો સજવા માટે નથી, પણ આત્માની આરાધના કરવા માટે છે. જીવનને નંદનવન બનાવવા માટે આ પર્વની પધરામણી થઈ છે. બીજની અંદર વટવૃક્ષ થવાની શકિત છે તેમ નાનકડા માનવની અંદર પણ મહાન બનવાની શક્તિ છે. આજનો બાળક આવતીકાલનો નવયુવાન બને છે. અને એ જ યુવાન આવતી કાલનો

ઘડવૈયો બની શકે છે. આ બધું પોતાની શક્તિનાં વિકાસથી થઈ શકે છે. સુંદર રાષ્ટ્રનું સર્જન કરનાર, ધર્મને દિપાવનાર એ જ છે માનવ ધારે તો નંદનવનને જંગલ બનાવી શકે છે તેમ જંગલને મંગલ પણ બનાવી શકે છે. આપણે કેવા બનવું તે આપણા હાથની વાત છે. જો વેર, ઝેર, ઇર્ષ્યામાં જીવન વ્યતીત કરીશું તો સારૂં જીવન નહીં જીવાય. દુનિયા સામે નજર ન કરો. તમારા ધ્યેયને મક્કમપણે વળગી તમારો માર્ગ કાપ્યે રાખો.

એકવાર દયાનંદ સરસ્વતી ટ્રેઈનમાં જઈ રહ્યા છે એ ડબ્બામાં બે અંગ્રેજો બેઠા છે. તેઓ વાત કરે છે કે હિંદુસ્તાનમાં ગરીબી આવી હોય તો આવા માંગણોથી આવી છે. આવાં ભગવાં વસ્ત્રોવાળા જ્ઞાન કે ધ્યાનની કાંઈ શક્તિ ધરાવતા નથી. કમાવાની શક્તિ ન હોય ત્યારે આવા બાવા બને છે. બંને બોલીને થાકી જાય છે, પણ દયાનંદ સરસ્વતી તો શાંતિથી વાંચન કરે છે. એક સ્ટેશને ટ્રેઈન ઊભી રહે છે. અને ગાર્ડ દયાનંદ સરસ્વતીને જોઈને પગમાં પડે છે. અને કહે છે: " આપને શું જોઇએ છે? "

ગાર્ડની સાથે તેઓ અંગ્રેજીમાં ઘણી વાત કરે છે. પછી ટ્રેઈન ઉપડતાં પહેલાં અંગ્રેજો વિચારમાં પડે છે કે આ કેટલું અંગ્રેજી જાણે છે આપણે કેટલી ગાળો દીધી, પરંતુ તે એકવચન પણ બોલ્યા નહીં. દયાનંદ સરસ્વતી પાસે આવી પગમાં પડી ક્ષમા માંગતા તેઓ કહે છેઃ મહાત્મન્ અમે તમારી કેટલી અશાતના કરી, તમને કેટલી ગાળો દીધી, છતાં તમે એક શબ્દ પણ કેમ બોલ્યા નહીં ? We are very sorry દયાનંદ સરસ્વતીએ જવાબ આપ્યો, મારી પાસે ઢગલાબંધ કામ પડયા છે. મને કોઈની સામે આંખ ઊંચી કરવાની પણ ફૂરસદ નથી. નિંદા કરવી તે નવરાની નિશાની છે. "क्षमा वीरस्य भूषणम् ।" ક્ષમા એ વીરનું ભૂષણ છે. સંવત્સરીને દિવસે ક્ષમાનું આદાન-પ્રદાન કરવાનું છે. તેની પૂર્વ ભૂમિકા તૈયાર કરવા માટે સાત દિવસ આરાધનાના છે. આરાધનાનો અણુબોમ્બ ફોડો જેથી કર્મના ભૂક્કા બોલી જાય. જીવ દિવાનો બનીને આજે કંઇકના જીવનમાં આગ ચાંપે છે. જીવન ને નરકાગાર જેવું બનાવે છે.

> "ચંદ્ર શીતળ સમું જગત દેખાય છે, અંતરે શીતળતા હોય જેને,
> અગ્નિ ભડકા સમું જગત દેખાય છે, હૃદય તૃષ્ણા થકી તૃપ્ત તેને,
> સ્નેહ સૌંદર્યથી જીવન ભરપૂર છે, સ્વર્ગ એથી કહ્યું ના વધારે,
> દ્વેષ ને કલેશ જ્વાળામુખી જ્યાં બળે, નરક આવી વસે એ જ દ્વારે."

હૃદયમાં સંતોષ હોય તો જગત ચંદ્ર જેવું શીતળ દેખાશે જેના હૃદયમાં વેર-ઝેર હોય તેને જગત અગ્નિનાં ભડકા જેવું લાગશે. મોક્ષમાં જવાની સૌ ઈચ્છા રાખે છે, પણ ભાવ મોક્ષનો અહીંજ ખડો કરવાનો છે. love others and you will be loved તમે બીજા સાથે પ્રેમ કરો તો જગત પણ પ્રેમ કરશે. આખા જગત પર વાત્સલ્યના ઝરણાં વરસાવો, જ્યાં દ્વેષ, કલેશ, કંકાસ છે ત્યાં નરક ખડું થાય છે, જીવનની સામે કોઇ

કોયડો આવે ત્યારે તેનો ઉકેલ શાંતિથી કરો. જ્યારે પગની અંદર દોરી ભરાઈ જાય ત્યારે કુદકા મારવાથી દોરી વધારે ઘુંચાશે. પણ શાંતિથી નીચે બેસી ઉકેલો તો નીકળી જશે. જીવન છે ત્યાં સુધી વિપરીત પરિસ્થિતિ તો આવવાની અને તેવા વાતાવરણ-માંથી કેમ પસાર થવું એ વિચારો મહાવીર સ્વામીએ ઉપસર્ગને સમભાવથી સહન કર્યા તમારી સામે કોઈ ક્રોધ કરે તો પણ તમારે પ્રેમ બતાવવો. તમારી પ્રશસ્તિ કરે તો પણ તે જ ભાવ રાખવો. સમભાવની દૃષ્ટિ કેળવાઈ જાય તો બેડો પાર થઈ જાય. ચંડકૌશિક સામે અને ગોશાળા સામે પ્રભુએ એક સરખો ભાવ રાખ્યો. અનાર્ય લોકોએ કૂતરા છૂટા મૂક્યા. પિંડીના માંસ કાપી લીધાં, તો પણ ક્ષમા રાખી. આપણે પ્રભુ મહાવીરનાં આદર્શપુત્રો છીએ ને? આપણામાં સમતા કેટલી છે? જો ક્ષમા જીવનમાં વણાઈ ન હોય તો પ્રભુનાં આદર્શપુત્રો કહેવડાવવાને આપણે લાયક નથી તમે ખમી ખાવ પણ બીજાને દુ:ખ ન આપો આજથી નિર્ણય કરો કે મારે કોઈ દુશ્મન કે કોઈ મિત્ર નથી. આત્માનો પ્રથમ પ્રશ્ન છે. 'कोऽहम्' હું કોણ? હું માનવ? દેખાય છે તે સ્વરૂપ મારૂં? હું ધનવાન? મળ-મૂત્રથી ભરેલું શરીર તે હું? ના....ના... હું માનવ નહિં, હું ધનવાન નહિ. શરીર તે પણ હું નહિં. દેખાતું સ્વરૂપ તે મારું નહિં. 'नाऽहम्' નો નાદ ગજાવે છે વિકાસનો કાળ શરૂ થાય છે. સાચા સ્વરૂપનું ભાન થાય છે. 'सोऽहम्' આ તે હું નહિ? તો હું કોણ? પરમેશ્વર તે હું. જેમ પરમેશ્વરનાં અનંતગુણો તેમ મારા પણ અનંત ગુણો. આગળ વધતાં સાધક કહે છે કે હે પ્રભુ! 'त्वमहम्' તું તે જ હું. મારામાં અને તારામાં કાંઈ ફેરફાર નહિં.

છેવટે વિકાસના છેલ્લા તબક્કામાં પ્રવેશતાં પુકારી ઊઠે છે. अहमहम् હું એ જ હું છું. સ્વમાં સ્વત્વનું દર્શન એ જ સર્વોત્કૃષ્ટ પરમાત્મદર્શન છે. વિકાસની ઊર્ધ્વમુખી ગતિનું એ અંતિમ કેન્દ્ર છે. જીવ જાગૃત બની આત્મ-તત્ત્વને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે તો સાધ્યને અવશ્ય સિદ્ધ કરી શકે. આત્મતત્ત્વને પામવા માટે પ્રભુની વાણી અતિ ઉપકારી છે પ્રભુની વાણી સુષુપ્ત ચેતનાને જાગ્રત કરનાર, પડતી વૃત્તિને સ્થિર કરનાર અને ભવના બંધન તોડાવનાર છે.

"અહો વાણી તારી પ્રશમ રસ ભાવે નીતરતી,
મુમુક્ષુને પાતી અમૃત રસ અંજલી ભરી-ભરી,
અનાદિની મૂર્છા વિષતણી ત્વરાથી ઊતરતી,
વિભાવેથી સ્થભી સ્વરૂપ ભણી દોડે પરિણતી"

ભગવાનની વાણી અપૂર્વ છે. તેમાં શાંત રસનાં ઝરણાં ઝરે છે. મુમુક્ષુને જ્ઞાન-અમૃતની અંજલી ભરી-ભરીને પાય છે. કોઠામાં ઊતરી જાય તો મિથ્યા મોહની મૂર્છા ઉડી જાય. મિથ્યાત્વને લીધે જડને ચૈતન્ય ને ચૈતન્યને જડ માને છે. પ્રભુની વાણી મહા-

મિથ્યાત્વના ઝેરની મૂર્છાને જલ્દીથી ઉડાડી દે છે. કોઈ માણસને સર્પે દંશ દીધો, બેભાન બની ગયો અને સડક પર પડયો છે. લીલો કાચ જેવો થઇ ગયો છે. કોઈ તેને ઉપાડી સાધુની ઝૂંપડીએ લાવે છે. તેને ભાન નથી, કે મને કયાં લઈ જાય છે. મહાત્માએ જોયું કે એમાં હજુ જીવ છે. મંત્રથી ઝેર ઉતારે છે. મહાત્મા પરોપકારવૃત્તિથી કામ કરે છે. પેલો માણસ મંત્રના અર્થ, શબ્દ, વ્યુત્પત્તિમાં કંઈ સમજતો નથી, છતાં ઝેર ઉતરી જાય છે. તેમ સૂત્ર અને સિદ્ધાંતની ખબર ન પડે તો પણ અનાદિનાં ઝેર ઊતરી જાય છે. વીતરાગ વાણીની મોરલી વાગે અને જીવ વિભાવ દશાથી દૂર થઈ સ્વભાવદશા તરફ દોટ મૂકે છે. ચારે બાજુથી અગ્નિ પેટાવી વચમાં સોનું નાખવાથી તેનો મેલ નીકળે છે. તેમ આત્માને ઊંચો લાવવો હોય તો ચારે બાજુથી તપરૂપી અગ્નિ પ્રજ્વલિત કરવો પડશે. એક માત્ર માળાથી મોક્ષ મળતો નથી. આત્મ રૂપી સોનાને શુદ્ધ કરવા ભગીરથ પ્રયત્ન કરવાની જરૂર છે.

પર્વના દિવસો છે એટલે શર્મે -ભર્મે ઉપાશ્રયે આવતા હો તો તેથી મોક્ષ નહી મળે. સંતપુરૂષોની પાસે આવવાથી મિથ્યાત્વનાં ઝેર ઊતરે છે. અનાદિકાળથી જીવને અવળી મતિ છે. "પરથી હું સુખી અને પરથી હું દુઃખી". એમ માને છે. સંતપુરૂષો પાસે આવવાથી સાચી સમજણ મળે છે. ઉંધી માન્યતા ટળી જાય છે. આત્મા કર્મનો કર્તા અને ભોકતા છે એ વાત બરાબર સમજાઈ જાય છે. આ ભવોભવની બેડી તોડવાની સુંદર તક મળી છે. આવો અવસર ફરી-ફરી નહીં મળે.

"આળસમાં આયુષ્ય ગયાં ને દિન-દિન દોઢાં કામ,
ફાટયાં રહેશે ડાકલાં પછી કે'દિ ભજશો ભગવાન."

સુંદર અવસર મળ્યો છે, કાલે પ્રાપ્ત કરવાનું છે તે આજે કરો. આજ કરવાનું તે અત્યારે કરો. સુંદર અવસર ચાલ્યા ગયા પછી ધર્મ કયારે કરશો? ધર્મની ગતિ ઝડપી છે. જીવન ચંચળ છે. જિંદગી ધ્વજાની પુંછડી જેવી છે. જિંદગીનો શું ભરોસો છે! કાલ કેવી પડશે તે ખબર નથી. આ આયુષ્યની પણ ખબર પડતી નથી. આ મનુષ્ય ભવ મળવો મુશ્કેલ છે. માનવ જીંદગી મળી છે. તો આત્માને ગુલામીની બેડીમાંથી છોડાવો. મારૂં સ્થાન લોકાગ્રે છે. ભગવાનની સાથે બેસનાર એવો હું કયાં રઝળું છું? હીરાનું સ્થાન વીંટીમાં છે કે વિષ્ટામાં? હીરો તો વીંટીમાં શોભે. પુરૂષ શરીરના નવદ્વાર, સ્ત્રીઓનાં બાર દ્વાર હમેશાં ખુલ્લા રહે છે. મોઢામાંથી બળખા, આંખોમાંથી ચીપડાં, નાકમાંથી લિંટ નીકળે છે. એમ આ શરીર એ અશુચિનું ઘર છે. સાડા ત્રણ કોડ રૂંવાડા છે. રૂંવાડે-રૂંવાડે પોણાબે- બે ઝાઝેરા રોગ છે. જીવ સિદ્ધ ગતિમાં જવાને બદલે ચાર ગતિમાં ભ્રમણ કર્યા કરે છે. એક ગતિથી બીજી ગતિમાં ફેરા ફર્યા કરે છે. તમારે

હવે ફેરા મટાડવા છે કે આ ચોરાસીનાં ફેરામાં ભમવું છે? મન મળ્યું છે, તે મનન કરવા મળ્યું છે. હું કોણ છું? મારું સ્વરૂપ શું?

"હું કોણ છું? ક્યાંથી થયો, શું સ્વરૂપ છે મારું ખરું,
કોના સંબંધે વળગણાં છે, રાખું કે એ પરિહરું?"

તારું સ્વરૂપ કેવું છે? તું અનંત વીર્ય-શક્તિનો સ્વામી છું. તારી જાતને ઓળખ. આત્માની ઓળખાણ કર, તો બીજા કોઈની ઓળખાણની જરૂર નહી રહે. નિજ સ્વરૂપમાં લીન થાય છે ત્યારે જગતના બધા વૈભવો ફીક્કા લાગે છે. જ્યારે ઝેર ઉતરે છે ત્યારે ભાનમાં આવે છે. મોહની મૂર્છા ઉતરી જાય છે. જ્ઞાની પુરૂષો નિષ્કારણ કરૂણાનાં સાગર છે. કાંઈ વેતન લેતા નથી, માત્ર આપે છે. જ્ઞાની પુરૂષ કહે છે કે માનવ જન્મ મળ્યો છે તો ધર્મધ્યાનમાં આગળ વધો. જ્ઞાની મોહની નિંદ્રામાંથી જગાડે છે.

'હે જી ગુરૂ મહારા મોહરૂપી મોટો ભોરિંગ કરડયો અમને ભારી રે,
એનાં ઝેર ચડયાં આઠે અંગ કાળજડામાં સાલે રે, તમ વિના કોણ ઉતારે!

જીવને મોહરૂપી ભોરિંગ કરડયો છે. તેનું ઝેર આખા શરીરમાં વ્યાપી ગયું છે. આ ઝેરને ગુરૂ વિના કોણ ઉતારશે? ગુરૂ સાચો રસ્તો બતાવનાર, ભવનાં બંધન તોડનાર અને ભૂલા પડેલાંને માર્ગ બતાવનાર ભોમિયો છે. ભવરણમાં ભૂલા પડેલાને ગુરૂની જરૂર છે. ગોર અને ગુરૂમાં ફેર છે ગોર પરણાવી દે જ્યારે ગુરૂ બંધનથી છોડાવે છે.

દ્વારિકા નગરીમાં પ્રભુ નેમનાથ પધાર્યા છે. નેમકુમારનું નાની ઉંમરથી જ ઘણું બળ હતું. કૃષ્ણ વાસુદેવ તેમનું બળ ક્ષીણ કરવા કન્યા પરણાવવાનો વિચાર કરે છે. "વાંઢાનો વિશ્વાસ કોણ કરે? સ્ત્રી વિના ઘર નહીં." આ પ્રમાણે ભાભીઓ ન્હાવા બેઠેલા દિયરને કહે છે, અને ત્યાંથી પાણી લઈ લે છે અને કહે છે, પરણવાની હા પાડો તો પાણી આપું. પરણ્યા વિના કેવી તકલીફ પડે છે તે બતાવે છે. નેમ કુમાર ત્રણ જ્ઞાનનાં ધણી છે. રાજુલ સાથે નવ ભવની પ્રીત છે. સદેશો દેવા જવાનું છે. પણ ભાભી કહે છે "તમારામાં તેવડ ન્હી હોય તો દાગીના આદિ અમે કરીશું, પણ એકવાર પરણવાની હા પાડો." આ સાંભળી નેમકુમારનું મોઢું મરકે છે.

તેથી નેમકુમારે પરણવાની હા પાડી એમ બધા માની લે છે. કઈ કન્યા આને યોગ્ય છે? એમ કૃષ્ણ મહારાજ વિચારે છે. સરખી કન્યા જોઈએ. જોડી સરખી ન હોય તો એકસીડન્ટ થાય અને વિચારમાં મતભેદ થાય. સત્યભામાની બ્હેન, ઉગ્રસેનની બેટી અને ધારિણી ની અંગજાત રાજુલ સર્વગુણ સંપન્ન છે. સર્વ લક્ષણ યુક્ત છે. તે મણી જેવી ચમકે છે. રાજુલ ચોસઠ કળામાં પ્રવીણ છે. ઉગ્રસેન કહે છે. "નેમકુમાર પોતે પરણવા આવે તો મારી કન્યા પરણાવું" ક્ષત્રિયો ખાંડાની ધારે પરણે છે. કૃષ્ણ કહે છે. 'ભલે, નેમકુમાર પરણવા

આવશે." આ બાજુ વરરાજાને તૈયાર કરે છે. સ્નાન-મંજન કરાવી મૂલ્યવાન વસ્ત્રો પહેરાવી મુગટ બાંધે છે. બંને હાથે બાજુબંધ, કેડે કંદોરો, ગળે હાર, પગમાં રત્નજડિત તોડા પહેરાવે છે. નેમકુમાર ઇંદ્ર જેવા શોભાયમાન લાગે છે. ધામ-ધુમથી જાન રવાના થાય છે. જાન આગળ સ્ત્રીઓ મંગળ ગીતો ગાય છે. આ વરરાજા જુદા છે. ઠાઠમાઠથી જાન આવે છે. વાસુદેવના શ્રેષ્ઠ હાથી ઉપર રત્નજડિત પાલખીમાં નેમકુમાર બેઠા છે. લોકોનો ઉત્સાહ માતો નથી. જોવા માટે દોડાદોડી કરે છે. નવલાં-નવલાં વસ્ત્રો પહેરીને જાનમાં જોડાય છે. લોકો જુદી-જુદી વાતો કરે છે. આવો નેમકુમાર જેવો પતિ મળવો મુશ્કેલ છે, તો કોઈ કહે છે, રાજુલ ઘણી ભાગ્યશાળી છે.

"આવે આવે રે (૨) નેમ કુમાર ઢોલ નગારાં વાગે વાજાં,
કોડ ભર્યા આવે વરરાજા....આવે ...

નેમકુમાર પરણવા માટે વેવાઈ તરફથી આવેલા રથમાં બેસી આવી રહ્યા છે, સામૈયા માટે બ્હેનો દોડધામ કરે છે. રાજુલ ગોખમાં બેસીને રાહ જુએ છે. હૃદયમાં ઊર્મિઓ ઊછળે છે. પણ તેનું જમણું અંગ ફરકે છે એટલે રાજુલનાં પેટમાં ફાળ પડે છે, કે શુભ લગ્નમાં આ અમંગળ કેમ? રાજુલ અંગસ્ફુરણની જાણકાર હતી, તેથી તેને લાગ્યું કે આનું શુભ પરિણામ નહીં આવે. જાન આવે છે. મોટું જુલુસ છે.

"આવી રહી છે જાન જ્યાં મંડપને મોઝાર, નેમકુમારે સાંભળ્યો પશુઓનો પોકાર,
શાની આ ચીચીયારીઓ પૂછન્તા તત્કાળ, કેમ રડે આ મુંગા પ્રાણી ઉત્તર દો તત્કાળ."

મોટી જબરજસ્ત જાન આવે છે. નેમકુમારનાં કાન ઉપર ચીચીયારીઓનો કરૂણ અવાજ આવે છે.

"જાન તમારી આવે ભલે, પણ જાન અમારા શીદને જલાવો,
પ્રાણ બચાવો, પ્રાણ બચાવો, પ્રભુજી અમારા પ્રાણ બચાવો."

હે પ્રભુ! તમારી જાન આવે છે. ને અમારા જાન નીકળી જાય છે. દરેકને શાતા-સુખ ગમે છે. કોઈને મરવું ગમતું નથી. બધાંને જીવવું ગમે છે. જે પંખીઓ ઊડી જાય એને પાંજરામાં પૂર્યાં છે. અને જે દોડી જાય તેને ખીલે બાંધ્યા છે. એ બધાં દુઃખી દુઃખી થઇ ગયા છે. નેમ પ્રભુએ પશુઓનો પોકાર સાંભળ્યો. આ ચીચીયારી શાની? આટલો કલરવ શાનો? સારથીને પૂછે છે. "આ બધો ભયજનક અવાજ કેમ આવે છે?" સારથી જવાબ આપે છે. "આ બધાં પ્રાણીઓ તમારા લગ્ન માટે પૂર્યાં છે. તમારા લગ્નમાં યાદવોને આ પશુપંખીઓના માંસનું ભોજન કરાવવાનું છે.

"મારે ખાતર અનેક જીવોની હિંસા નથી સહેવાતી,
નથી પરણવું, નથી પરણવું, આ કત્લ નથી જોવાતી."

સારથીને કહે છે. "ઊઠ, ઊભો થા. આ પશુઓ કતલ કરવા યોગ્ય નથી. જલ્દી આ પિંજરાના બારણાં ખોલી નાખ અને આ જીવોને અભયદાન આપ." સારથી બારણું ખોલે છે. મૂંગા પ્રાણીઓ આશીષ આપતાં તત્કાળ વનમાં નાસી જાય છે. અને ઊડી શકે તેવા પખીઓ આકાશમાં ઊડી જાય છે. "રથને પાછો વાળ સારથી, રથને પાછો વાળ." સારથીને રથ પાછો વાળવાનું સૂચન કરી નેમકુમાર બધા દાગીના સારથીને આપી દે છે.

કોઇ જીવને તમે જાન આપી શકો છો? 'ના' તો કોઈનો જીવ લેવાનો તમને શો અધિકાર છે? જાન પાછી વળે છે. "અરે નેમકુમાર પાછા કેમ જાય છે? "શ્રી કૃષ્ણ પૂછે છે જો આમ બને તો યાદવોનું નાક કપાઈ જાય. આવા બનાવ ક્યાંય બન્યા નથી. રાજુલ વિનવે છે. હે નાથ! તમે પાછા ન જશો. રાજુલ ધ્રુસકે ધ્રુસકે રડે છે. તે બેભાન થઇ જાય છે. કન્યા લીધા વિના જાન જાય નહિં, જાદવકુળની આ રીત નથી. પણ નેમકુમારે જે નિર્ણય લીધો એમાં ફેરફાર થાય નહીં. ઉગ્રસેન આદિ કહે છે. કન્યાને તો પરણો, કતલ નહીં કરાવીએ નેમકુમારનો તો એક જ જવાબ છે. "હવે એ નહિં બને. અમે શિવરમણીને વરીશું." રાજુલની માતા કહે છે "રાજુલ! રોઈ–રોઈ ને શા માટે અડધી થાય છે? દુનિયામાં વરરાજાનાં કયાં તોટા છે? આપણે તારા માટે નેમકુમારથી અધિક શોભીતો એવો વર શોધશું." માતાનાં વચનો સાંભળી રાજુલ કહે છે.

"તને વિનવું છું માડી તારા પગમાં પડી, હવે નહીં રે ઓઢું હું બીજાની ચુંદડી,
બીજાનાં મીઢોળ મારે નથી બાંધવા, બીજા કોઈ દેવને નથી રે આરાધવા,
નવલી દુનિયાની મને કેડી જડી, હવે નહીં રે ઓઢું હું બીજાની ચૂંદડી.

રાજુલ દેવી માતાને કહે છે, "મારે અંગે તો તેની પીઠી ચડી છે. પતિનાં પગલે ચાલવું એ સતીનો ધર્મ છે. પતિવ્રતાને તો એક જ પતિ હોય. શરીરથી લગ્ન થાય એ લગ્ન નથી પણ હૃદયનાં લગ્ન થાય એ સાચા લગ્ન છે. હવે નેમકુમારને પગલે જાવું છે અને જોગી પાસે જોગણ થઇ રહેવું છે." આજે હજારો વર્ષોથી આપણે નેમ-રાજુલને યાદ કરીએ છીએ તેઓ કેવા બ્રહ્મચારી હતા જગતમાં જેની જોડ જડે નહિં. નેમે દિક્ષા લીધી. પછી રાજુલે દિક્ષા લીધી. નેમનાથ ભગવાનને દીક્ષા લીધા પછી ચોપનમે દિવસે કેવળજ્ઞાન થયું. દીક્ષા લીધા પછી નેમનાથ ભગવાન દ્વારિકામાં પધાર્યા છે. નિષધકુમાર પ્રભુની વાણી સાંભળે છે. તેનામાં કેવું પરિવર્તન થશે તે અવસરે........

---

## વ્યાખ્યાન...૩૮

### શ્રાવણ વદ ૧૪ ને ગુરૂવાર તા. ૧૯-૮-૭૧

### [ પર્યુષણ પર્વ-દિવસ બીજો ]

અનંતજ્ઞાની ત્રૈલોકય પ્રકાશક શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ ભવ્ય જીવોને સિદ્ધાંતથી સમજાવ્યા. સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનું નામ સિદ્ધાંત. અગ્યાર અંગ, બાર ઉપાંગ, ચાર મૂળ, ચાર છેદ અને ૩૨મું આવશ્યક સૂત્ર, એમ બત્રીસ સિદ્ધાંત વર્તમાનમાં મોજુદ છે.

બારમા ઉપાંગમાં બળભદ્રના પુત્ર નિષધકુમારનો અધિકાર ચાલે છે. તે કાળે અને તે સમયે ભગવાન નેમનાથ બાવીસમા તિર્થંકર દેવ દ્વારિકામાં પધાર્યા છે. પ્રભુ પોતાની વાણીનો પ્રવાહ વહેવડાવે છે. ભવ્ય આત્માઓ અપૂર્વ ઉલ્લાસે એ વાણીનું પાન કરી કૃતકૃત્ય બને છે.

સુતેલાને જાગ્રત કરવા માટે પર્યુષણ પર્વ છે. જીવોએ રોજ ધર્મનું આરાધન કરવું જોઈએ અને પર્યુષણમાં વિશેષ ધર્મ આરાધના કરવી જોઈએ. જેમ બને તેમ જોર લગાવો અને ધર્મધ્યાનમાં બેસી જાવ. કેટલાંયને એમ થાય છે કે બાર મહીને આ પર્વ આવે છે, તો બને તેટલી ક્રિયા કરી લઉં. આ પર્વમાં આત્માનો કસ કાઢવાનો છે. તમે કેરીમાંથી રસ કાઢો છો અને ગોટલા તથા છોતરાને ધોઈ નાખો છો અને ગોટલા છોતરાનો રસ કાઢી ફજેતો બનાવો છો. એક એક વસ્તુની અંદરથી કસ કાઢતા તમને આવડે છે. તો માનવ જીવન પ્રાપ્ત થયું છે તેમાંથી શો કસ કાઢયો? કયા તત્ત્વને ખેંચ્યું? શરીરની તમને જેટલી કાળજી છે તેટલી આત્માની કાળજી છે ખરી?

ડોકટર કહે છે-ડાયાબીટીસ છે, ખાંડ ન ખાવી. ઘેર દીકરીના લગ્ન હોય, ભાત-ભાતની મીઠાઈ બનતી હોય તોપણ તમે તે ખાશો? ડોકટર કહે છે તેનું કહ્યું માનો છો પણ ગુરૂદેવ બતાવે એ રસ્તો સ્વિકારવો જોઈએ એમ લાગે છે? આ ઉત્તમ અવતારમાં વિરતિના કુહાડા વડે કર્મને ખાખરા જેવા ખોખરા કરી નાખો. કર્મના પડને ભેદવા માટે આ પર્યુષણ પર્વ છે. આજ સુધી જીવે શરીરને ખવડાવ્યું. માલમલિદા ઉડાવ્યા. પણ આત્માને માટે કાંઈ કર્યું નથી. હું કોણ છું? કયાંથી આવ્યો છું? કયાં જવાનો છું? આ સંસારનો અંત કયારે આવવાનો છે? આવા વિચારો આવે છે?

મુંબઈથી સ્ટીમર ઉપડી તો પાંચ દિવસે, પચીસ દિવસે, મહિને, બે મહિને, છ મહિને પણ કિનારો તો આવશે જ. પણ આ ભવસમુદ્રમાં અનંતકાળથી આપણું નાવડું

## વ્યાખ્યાન...૩૮

### શ્રાવણ વદ ૧૪ ને ગુરૂવાર તા. ૧૯-૮-૭૧
### [ પર્યુષણ પર્વ-દિવસ બીજો ]

અનંતજ્ઞાની ત્રૈલોકય પ્રકાશક શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ ભવ્ય જીવોને સિદ્ધાંતથી સમજાવ્યા. સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનું નામ સિદ્ધાંત. અગ્યાર અંગ, બાર ઉપાંગ, ચાર મૂળ, ચાર છેદ અને ૩૨મું આવશ્યક સૂત્ર, એમ બત્રીસ સિદ્ધાંત વર્તમાનમાં મોજુદ છે.

બારમા ઉપાંગમાં બળભદ્રના પુત્ર નિષધકુમારનો અધિકાર ચાલે છે. તે કાળે અને તે સમયે ભગવાન નેમનાથ બાવીસમા તિર્થંકર દેવ દ્વારિકામાં પધાર્યા છે. પ્રભુ પોતાની વાણીનો પ્રવાહ વહેવડાવે છે. ભવ્ય આત્માઓ અપૂર્વ ઉલ્લાસે એ વાણીનું પાન કરી કૃતકૃત્ય બને છે.

સુતેલાને જાગ્રત કરવા માટે પર્યુષણ પર્વ છે. જીવોએ રોજ ધર્મનું આરાધન કરવું જોઈએ અને પર્યુષણમાં વિશેષ ધર્મ આરાધના કરવી જોઈએ. જેમ બને તેમ જોર લગાવો અને ધર્મધ્યાનમાં બેસી જાવ. કેટલાંયને એમ થાય છે કે બાર મહીને આ પર્વ આવે છે, તો બને તેટલી ક્રિયા કરી લઉં. આ પર્વમાં આત્માનો કસ કાઢવાનો છે. તમે કેરીમાંથી રસ કાઢો છો અને ગોટલા તથા છોતરાને ધોઈ નાખો છો અને ગોટલા છોતરાનો રસ કાઢી ફજેતો બનાવો છો. એક એક વસ્તુની અંદરથી કસ કાઢતા તમને આવડે છે. તો માનવ જીવન પ્રાપ્ત થયું છે તેમાંથી શો કસ કાઢયો ? કયા તત્ત્વને ખેંચ્યું ? શરીરની તમને જેટલી કાળજી છે તેટલી આત્માની કાળજી છે ખરી ?

ડોકટર કહે છે-ડાયાબીટીસ છે, ખાંડ ન ખાવી ઘેર દીકરીના લગ્ન હોય, ભાત-ભાતની મીઠાઈ બનતી હોય તોપણ તમે તે ખાશો ? ડોકટર કહે છે તેનું કહ્યું માનો છો પણ ગુરૂદેવ બતાવે એ રસ્તો સ્વિકારવો જોઈએ એમ લાગે છે ? આ ઉત્તમ અવતારમાં વિરતિના કુહાડા વડે કર્મને ખાખરા જેવા ખોખરા કરી નાખો. કર્મના પડને ભેદવા માટે આ પર્યુષણ પર્વ છે. આજ સુધી જીવે શરીરને ખવડાવ્યું. માલમલિદા ઉડાવ્યા. પણ આત્માને માટે કાંઈ કર્યું નથી. હું કોણ છું ? કયાથી આવ્યો છું ? કયાં જવાનો છું ? આ સંસારનો અંત કયારે આવવાનો છે ? આવા વિચારો આવે છે ?

મુંબઈથી સ્ટીમર ઉપડી તો પાંચ દિવસે, પચીસ દિવસે, મહિને, બે મહિને, છ મહિને પણ કિનારે તો આવશે જ. પણ આ ભવસમુદ્રમાં અનંતકાળથી આપણું નાવડું

વનવગડામાં ચાલ્યો જતો કોઈ એક મુસાફર પાંચ દસ માઈલ ચાલ્યો એટલે થાકી ગયો છે. તાપ પણ સખત લાગ્યો છે. ત્યાં એક વડલો જુએ છે. જલદી ચાલીને વડલે પહોંચે છે. ત્યાં ઠંડો પવન આવવાથી શાંતિ મળે છે. ઠંડક અનુભવે છે અને થાક પણ ઓછો થઈ જાય છે. એમ આ શાસનમાં આવે છે તેના પાપ-તાપ, પરિતાપ, સંતાપ દૂર થઈ જાય છે.

> "ત્રિવિધ તાપ સૌના એ દૂર કરે છે, શરણે જનારા સૌએ શિવલક્ષ્મી વરે છે,
> જૈન શાસન એ શીતળ વડલાની છાંય છે, છે ભાન ને બેભાન બની ભૂલ ખાય છે,
> અમૃત મૂકીને ઝેર પીવાને તે જાય છે, તરસ્યા જીવોને માટે પરબો હજાર છે,
> એ પુન્યધામમાં તું શોધી લેને સહારો, અજ્ઞાનીઓને જ્ઞાનના જ્યાં દાન થાય છે.

જ્ઞાની પુરૂષો કહે છે, જૈન શાસન એ વડલો છે. એની એવી શીતળ છાયા છે કે તેની નીચે બેસનાર જીવ આધિ-વ્યાધિ અને ઉપાધિના દુઃખથી મુક્ત બને છે. તરસ્યા જીવોને માટે જ્ઞાની પુરૂષોએ ઠેકાણે ઠેકાણે પરબો બાંધી છે. ઠેર ઠેર સાધુઓના ચોમાસાં થાય છે. ભગવાન વીરની વાણીના પાન થાય છે. તમને વીરવાણીની તરસ છે ને? સાંભળતાં એકાગ્ર ચિત્ત થાય છે કે વિચારો ઘૂમે છે? અહીં વ્યાખ્યાન સાંભળતા હોય પણ મનમાં વિચારો ઘરના ચાલતાં હોય તો સંભળાય શું? ઘર છોડીને આવ્યા પણ ચાવીમાં ઘર સાથે લાવ્યા. મોહ મમતા છોડી સમતાના ઘરમાં આવો. સુદેવ સુગુરૂ અને સુધર્મને શરણે આવે એને શિવલક્ષ્મી વરે છે. પૈસાને શરણે રહેનારને શિવલક્ષ્મી વરતી નથી. ધનને માટે ધમાધમ કરે, ઉપાશ્રયમાં પણ ધનની વાતો કરે. જે પૈસા બોલે તે પ્રતિક્રમણ કરાવી શકે. તમારા ઘેર પણ પૈસાની વાત અને અહિંયા પણ પૈસાની વાત? અહીં તો મોહ છોડવાની, તપ ત્યાગ કરવાની, બ્રહ્મચર્ય આદરવાની વાતો કરવી જોઈએ. જેને મોહ છૂટશે એ ટેબલ પર નોંધાવી જશે.

એક વખત રાજકોટની અંદર એક યતિશ્રી શેષકાળ માટે પધાર્યા હતા. તેમનું વ્યાખ્યાન બધાંને બહુ ગમી ગયું. તેથી બધાંને વિચાર થઇ ગયો કે આ યતિશ્રીને ચોમાસા માટે વિનંતી કરીએ. શ્રાવકો વચ્ચે વાટાઘાટ ચાલતી હતી. આ વાતની યતિને ખબર પડી જાય છે. એક રાત્રે યતિશ્રી ચેલાને વાત કરે છે. કોઈ ઉપાશ્રયમાં છે નહિ ને? ચેલાએ કહ્યું : ના, કોઈ છે નહિ, પણ એક વાણીયો રોજ રાત્રે ઉપાશ્રયમાં આવે છે ને કોથળા ઉપર અંધારામાં સૂઇ રહે છે. એ અંધારામાં સૂતેલો છે પણ દેખાણો નહિ. આગળ ઉપાશ્રયમાં લાઇટ ફીટીંગ નહોતું. અન્ય દર્શનવાળા પણ જાણતા કે ઉપાશ્રયમાં તો અંધારૂં જ હોય. આજે તો ઉપાશ્રયમાં લાઈટો થાય છે.

યતિશ્રી ભવિષ્ય જોવામાં હોંશિયાર હતા. ચેલાને વાત કરે છે. કે આ વખતે દુકાળ પડવાનો છે. પાણીનું ટીપું પણ પડશે નહિ. શ્રાવકોએ ચોમાસું રહેવા માટે ઠરાવ

ભટકી રહ્યું છે તેનો કિનારો દેખાય છે? આત્મા કયાં સુધી આ ભવસમુદ્રમાં ભટકતો રહેશે તેની કાંઈ ખબર છે? ધર્મમાર્ગમાં વીર્યને ફોરવો અને મોક્ષ માટે બને તેટલા પ્રયત્ન કરી છૂટો. સંતપુરૂષોનો સમાગમ કરી, તેના ચરણનો આશ્રય લઈ ભવની કટ્ટી કરવા પ્રયત્નશીલ બનો.

નિષધકુમાર નેમનાથ પ્રભુને વંદન કરવા જાય છે. નેમનાથપ્રભુ પાસે અઢાર હજાર સાધુ છે. આજે બધો આંકડો ભેગો કરો તો કેટલા સાધુ થશે? આજે સાધુ-સંસ્થામાં ભારે ખોટ પડી છે. જે શાસ્ત્રના મર્મ જાણનારા વિદ્વાન સંતો હતાં તે રવાના થયાં. હવે દિક્ષિત થાય છે બહુ થોડા. સાધુ શ્રાવકમાંથી જ થાય છે ને? દિકરાને B.A.B.T. ની તાલીમ આપો છો. ઇજનેર, ડોકટર બનાવો છો પણ સાધુ નથી બનાવતા. આ પાટ પર બેસનાર તો જોઇશે ને? ચોમાસામાં સારા સાધુ જોઇએ છે પણ ચાર દિકરામાંથી એક દિકરાને ધર્મની તાલીમ આપવી અને વીર પ્રભુનો વારસદાર બનાવવો છે. એવું ચિંતવનાર કેટલા માતાપિતા છે? અત્યારે તો સાધુ સંખ્યા ઘટતી જાય છે. બ્હેનો ઘણી આ પંથે વળે છે. આ પંથ વીરનો પંથ છે. અહીં કર્મ સામે જંગ મચાવવાનો છે. લડત ચલાવવાની છે. બહાદુર લડવૈયો જ્યારે રણસંગ્રામમાં જાય છે ત્યારે તંબુમાં સૂઈ રહે નહીં, પણ બહાદુરીથી લડે છે. અગાઉ ગાંધીજીની લડતમાં વીરપુરૂષો ગાતા હતાં કે-

"હિંદના બાળકો હોય તે જાગજો, માત માગી રહી પુત્ર સેવા,
યુદ્ધની નોબતો ગડગડી આંગણે, આજ આરામ કે ઉંઘ કેવા?"

કર્મની સામે મોરચા માંડવાના છે. જંગ ખેલવાના છે, તો પ્રમાદ કેમ કરાય? યુદ્ધની નોબત વાગી છે. કેસરીયા કરીને નીકળી જાવ. છાતી દેખાડજો, પીઠ દેખાડશો નહિં. હિંદમાતા નવલોહીયાનું બલિદાન માગી રહી છે. આ સાંભળી યુવાનોમાં વીરતાનું મોજું ફરી વળે છે. નાના નાના યુવાનો કહે છે કે અમારે લડાઇમાં જવું છે. અમે પણ લડાઈમાં જોડાવવાનું કહીએ છીએ. પણ આ આંતરિક લડાઈ છે. જે શૂરવીર હોય તે પાછી પાની ન કરે. આત્મ દેવ પર કર્મ સત્તાનું જોર ખૂબજ છે. કર્મ સત્તાને હંફાવવી છે. તો વીરરસ કેળવી ધર્મ યુદ્ધ શરૂ કરવાનું છે. આજ સુધી જીવે વિભાવ ભાવ કરી ઘરનું નખ્ખોદ કાઢી નાંખ્યું છે. જન્મ ન લેવો હોય તોપણ એને જન્મ લેવો પડે છે. આત્માનો મૂળ ગુણ અવ્યાબાધ છે. છતાં કર્મે નિરોગીને રોગી બનાવ્યો છે. કર્મ-સત્તાએ આત્માને સાવ હતાશ કરી નાંખ્યો છે. હવે ધર્મસત્તા આવે તો કર્મસત્તાના ઉઠામણાં થાય. આપણે પણ આ પ્રયત્ન કરવો પડશે. તો જ પર્યુષણ પર્વ ખરાં ઉજવ્યાં ગણાશે. પર્યુષણ પર્વ જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપની આરાધના કરવા માટે છે. જૈન-શાસનમાં આપણે આવ્યા છીએ. અહીં આરાધના નહીં કરીએ તો બીજે કયાંય થઇ શકવાની નથી, એ નક્કી માનજો.

વનવગડામાં ચાલ્યો જતો કોઇ એક મુસાફર પાંચ દસ માઇલ ચાલ્યો એટલે પડી ગયો છે. તાપ પણ સખત લાગ્યો છે. ત્યાં એક વડલો જુએ છે. જલદી ચાલીને વડલે પહોંચે છે. ત્યાં ઠંડો પવન આવવાથી શાંતિ મળે છે. ઠંડક અનુભવે છે અને થાક પણ ઓછો થઈ જાય છે. એમ આ શાસનમાં આવે છે તેના પાપ-તાપ, પરિતાપ, સંતાપ દૂર થઈ જાય છે.

"ત્રિવિધ તાપ સૌના એ દૂર કરે છે, શરણે જનારા સૌએ શિવલક્ષ્મી વરે છે,
જૈન શાસન એ શીતળ વડલાની છાંય છે, છે ભાન ને બેભાન બની ભૂલ ખાય છે,
અમૃત મૂકીને ઝેર પીવાને તે જાય છે, તરસ્યા જીવોને માટે પરબો હજાર છે,
એ પુન્યધામમાં તું શોધી લેને સહારો, અજ્ઞાનીઓને જ્ઞાનના જ્યાં દાન થાય છે.

જ્ઞાની પુરૂષો કહે છે, જૈન શાસન એ વડલો છે. એની એવી શીતળ છાયા છે કે તેની નીચે બેસનાર જીવ આધિ-વ્યાધિ અને ઉપાધિના દુઃખથી મુક્ત બને છે. તરસ્યા જીવોને માટે જ્ઞાની પુરૂષોએ ઠેકાણે ઠેકાણે પરબો બાંધી છે. ઠેર ઠેર સાધુઓના ચોમાસાં થાય છે. ભગવાન વીરની વાણીના પાન થાય છે. તમને વીરવાણીની તરસ છે ને? સાંભળતાં એકાગ્ર ચિત્ત થાય છે કે વિચારો ઘૂમે છે? અહીં વ્યાખ્યાન સાંભળતા હોય પણ મનમાં વિચારો ઘરના ચાલતાં હોય તો સંભળાય શું? ઘર છોડીને આવ્યા પણ ચાવીમાં ઘર સાથે લાવ્યા. મોહ મમતા છોડી સમતાના ઘરમાં આવો. સુદેવ સુગુરૂ અને સુધર્મને શરણે આવે એને શિવલક્ષ્મી વરે છે. પૈસાને શરણે રહેનારને શિવલક્ષ્મી વરતી નથી. ધનને માટે ધમાધમ કરે, ઉપાશ્રયમાં પણ ધનની વાતો કરે. જે પૈસા બોલે તે પ્રતિક્રમણ કરાવી શકે. તમારા ઘેર પણ પૈસાની વાત અને અહિંયા પણ પૈસાની વાત? અહીં તો મોહ છોડવાની, તપ ત્યાગ કરવાની, બ્રહ્મચર્ય આદરવાની વાતો કરવી જોઈએ. જેને મોહ છૂટશે એ ટેબલ પર નોંધાવી જશે.

એક વખત રાજકોટની અંદર એક યતિશ્રી શેષકાળ માટે પધાર્યા હતા. તેમનું વ્યાખ્યાન બધાંને બહુ ગમી ગયું. તેથી બધાંને વિચાર થઇ ગયો કે આ યતિશ્રીને ચોમાસા માટે વિનંતી કરીએ. શ્રાવકો વચ્ચે વાટાઘાટ ચાલતી હતી. આ વાતની યતિને ખબર પડી જાય છે. એક રાત્રે યતિશ્રી ચેલાને વાત કરે છે. કોઈ ઉપાશ્રયમાં છે નહિ ને? ચેલાએ કહ્યું: ના, કોઈ છે નહિ, પણ એક વાણીયો રોજ રાત્રે ઉપાશ્રયમાં આવે છે ને કોથળા ઉપર અંધારામાં સૂઇ રહે છે. એ અંધારામાં સૂતેલો છે પણ દેખાણો નહિ. આગળ ઉપાશ્રયમાં લાઇટ ફીટીંગ નહોતું. અન્ય દર્શનવાળા પણ જાણતા કે ઉપાશ્રયમાં તો અંધારૂં જ હોય. આજે તો ઉપાશ્રયમાં લાઈટો થાય છે.

યતિશ્રી ભવિષ્ય જોવામાં હોંશિયાર હતા. ચેલાને વાત કરે છે. કે આ વખતે દુકાળ પડવાનો છે. પાણીનું ટીપું પણ પડશે નહિ. શ્રાવકોએ ચોમાસું રહેવા માટે ઠરાવ

પ્રવેશ કર્યો છે. તેઓ આપણને ખૂબ વિનંતી કરશે પણ આપણે અહીં રહેવું નથી. પેલો વાણિયો જાગતો હતો. તે આ વાત સાંભળી ગયો. એટલે વિચારે છે કે આ વાત કોઈ દયાળુ શ્રાવકને કરવી જોઇએ, નહિતર ગામ આખાને ભૂખે મરવાનો વખત આવશે.

તે ગામમાં દયાના સાગર એવા જાદવજી હેમરાજભાઇ શ્રાવક હતાં. તેમને ત્યાં જઈ શેઠને એકાંતમાં બોલાવે છે. આ શ્રેષ્ઠિને એમ થયું કે બે પાંચ હજાર રૂપિયા જોઈતા હશે. બીજું તો આ ગરીબને મારૂં શું કામ હશે? આ શેઠ હૃદયના દયાળુ છે. ગરીબોની વાત શાંતિથી સાંભળે એવા છે. આજે ઘણાંને ગરીબનાં સામું પણ જોવું ગમતું નથી. અને તેની સાથે વાત કરતાં પણ શરમ આવે છે.

આજે જગતના લોકોને પૈસાનું માન છે. પૈસાવાળાનો આદર–સત્કાર કરે છે. પછી ભલેને તે ઈંડાંનો રસ પીતો હોય, દારૂ પીતો હોય, માંસ ખાતો હોય, પરસ્ત્રીમાં રમતો હોય! પણ જો તે પાંચ હજાર સંસ્થામાં આપશે તો સૌ તેને માન સહિત બોલાવશે, મોટો માણસ કહેશે, પણ આવા મોટા શા કામના? પૈસાથી ધર્મ થતો નથી. ધર્મ ભાવનાથી થાય છે.

શાલિભદ્રનો જીવ ગત જન્મમાં ભરવાડનો બાળક હતો. એક તહેવારને દિવસે તેને ખીર ખાવાનું મન થયું. માતાએ માગી–ભીખીને ખીર તૈયાર કરી, અને થાળીમાં ઠારી પોતે પાણી ભરવા ગઇ. ભરવાડ બાળક ખીર ખાવા અધીરો બન્યો છે. તે વખતે માસ–ખમણના પારણાવાળા એક મુનિ પધારે છે. તેમને બધી ખીર વહોરાવી દે છે. મનમાં જરાય દુઃખ થતું નથી. તેની માતા આવીને જુએ છે ત્યાં છોકરો થાળી ચાટતો હોય છે. માતાને થયું કે બધી ખીર ખાઈ ગયો. શુદ્ધ ભાવે વહોરાવેલ ખીરના પ્રતાપે શાલિભદ્રના ભવમાં અપાર સમૃદ્ધિ પ્રાપ્ત થઈ.

આજે તમને પાટિયાંદાન કરવું ગમે છે કે ગુપ્તદાન? તમે બીજાને દાન આપો ત્યારે વિચારો કે "હું આ દાન આપું છું પણ હું તો નિમિત્ત માત્ર છું. તેનું પુણ્ય મને દાન આપવાની પ્રેરણા કરે છે." લોભ કષાય છૂટે તો ઉદ્ધાર થાય. કોઇની શરમથી કે બળજબરીથી આપેલું દાન તે સાચું દાન નથી. ભાવ વિનાનું દાન કલેવર જેવું છે. ખોજાઓ જેટલા રૂપિયા કમાતા હોય એનો દસમો ભાગ આગાખાનને મોકલાવે. તમે ધર્મસ્થાનમાં કેટલું આપો છો? તમારૂં ઘરખર્ચ કાઢો. પુત્રપુત્રીના લગ્નના ખર્ચા કાઢો. દીકરીના લગ્નમાં આટલા મણ આઈસક્રીમ વપરાણો. વાજા વગડાવ્યાં, એવું અભિમાનપૂર્વક કહો, પણ ભાઇ, તેં તારા સાધર્મી બંધુ માટે શું કર્યું? ધર્મ માટે શું કર્યું? અહીં તો કરે થોડું અને ગાજે વધારે. જે કાંઈ કરવાનું છે તે તમારા માટે કરવાનું છે. બીજાના ઉપર પાડ કરવા નથી કરવાનું.

જાદવજી હેમરાજ સુપાત્ર જીવ છે. કંજુસ નથી. તેમને વાત કરવાથી દુષ્કાળમાંથી જીવો બચી જશે. એમ સમજી પેલો ગરીબ માણસ કહે છે. શેઠ, કાલે રાત્રે યતિશ્રી એમના શિષ્યને કહેતાં હતાં કે "આ વખતે દુકાળ પડવાનો છે, એટલે આપણે અહીં ચોમાસું કરવું નથી." આ વાત સાચી છે કે ખોટી તે નક્કી કરવા, શેઠ ડેપ્યુટેશન લઇને યતિશ્રીને વિનંતી કરવા ગયાં અને પાઘડી ઉતારીને ખૂબ દબાણપૂર્વક વિનંતી કરી તો પણ યતિશ્રી રહેવા માટે માન્યા નહિ. તેથી જાદવજીભાઇને વાણીયાના વચન પર વધુ વિશ્વાસ બેઠો. શેઠે રૂપિયા રોકીને દાણા લેવા માંડયા અને કોઠારો ભરવા માંડયા. બીજા વેપારી કહેવા માંડયા કે આ શેઠનું ચસકી ગયું લાગે છે. જ્યાં ત્યાંથી દાણો ભરવા માંડયો છે. શેઠનો મુનિમ પણ કહે છે કે તમે આટલા દાણા શા માટે ભરો છો? માથે ચોમાસું આવે છે. જાદવજીભાઈ કાંઈ જ બોલતા નથી. ચોમાસું શરૂ થયું. શ્રાવણ મહિનો પણ આવ્યો, પણ વાદળી ભરાણી નહિ. સાવ ખાલી આવે ને વહી જાય. ઠેકાણે ઠેકાણે રામધુન મંડાણી. કોઇ જાપ જપવા માંડયા, પણ પાણીનું ટીપું પડયું નહિં. નદીઓ, તળાવો સુકાવા લાગ્યાં. સૌ પાણી પાણી કરવા લાગ્યા. લોકોને થયું કે અરે આ કેવી દશા બેઠી છે? જાદવજીભાઇએ રસોડા ખોલી નાખ્યાં રોટલો અને અડદની દાળ પીરસવા માંડયા. જો કમાવું હોત તો દસ પંદર ગણા ભાવ મળત, પણ અત્યારે તો તક મળી છે પુણ્યની કમાઈ કરવાની અને ગરીબોની આંતરડી ઠારવાની.

"તું નિત નવલા ભોજન ખાવે, નિત્ય મહેફીલમાં રંગ ઉડાવે,
અન્ન વિના ત્યારે કોઇ ગરીબનો લાડકવાયો પ્રાણ ગુમાવે,
ભૂખ્યાની અનુકંપા ના તારૂં દિલ વલોવે,
ફોગટ તારી ભક્તિ એનું ફળ કંઈ ના હોવે,
દુઃખડા દેખી જગના જો તારૂં દિલ ના રોવે."

રોજ રોજ જીભડી નવું નવું ખાવાનું માગે છે. રોજ રોજ માલમલીદા ઉડાવવા જોઈએ છે. પણ ગરીબો તરફ દષ્ટિ પડે છે? દીનદુઃખીને જોઇ તમારા દિલમાં જો તેના પ્રત્યે લાગણી ન થતી હોય તો સમજજો કે હજુ સાધર્મીની ભક્તિ કરવાના ભાવ જાગ્યા નથી

જાદવજીભાઈ ગરીબોને જમાડે છે, તે કેટલાક માણસોને ગમતું નથી. ગામમાં ખરાબ માણસો પણ હોય છે. ઇર્ષાળુ માણસો વિચાર કરે છે કે લાખાધિરાજનું નામ આવવું જોઇએ. આ વાણિયાનું નામ આવે એ ઠીક નહીં. માણસો રાજા પાસે જાય છે અને કહે છે કે, આ વાણીયો બધાને જમાડે છે, એની વાહ વાહ બોલાય છે ને આપનું તો કોઇ નામ પણ જાણતું નથી. માટે કંઈક કરવું જોઇએ. રાજાએ માણસોને જવાબ આપ્યો. તેને માટે હું યોગ્ય પગલા લઈશ. તમે ચિંતા કરશો નહિ. તે પછી રાજાએ શેઠને બોલાવ્યા. શેઠ

દરબારમાં આવે છે અને કહે છે "અન્નદાતા! મને આપે કેમ યાદ કર્યો?" રાજાએ કહ્યું : તમે આવાં સારાં કામ કરો છો તે જાણીને મને ખૂબ આનંદ થયો છે. રાજ્યની શોભા વધે તેમ કરજો. પૈસા જોઇએ તેટલા રાજભંડારમાંથી લઇ જજો. પણ લોકોને જમાડવાનું ચાલુ રાખજો. રાજા તરફથી ફરમાન મળતાં જાદવજીભાઈએ વિચાર્યું કે હવે રાજાની શોભા વધે તેમ કરવાનું છે, તેથી તેમણે લાપસીનું આંધણ મૂકાવ્યું. બધાને લાપસી પીરસી અને કમંડળથી ઘી પીરસવા માંડયું. બધા જાદવજી હેમરાજની જે બોલવા લાગ્યા. પેલા ઈર્ષાળુ માણસોને થયું કે હજુ આ વાણીયાની જે બોલાય છે. માટે ફરીને લાખાધિરાજને વાત કરવી જોઇએ. તેઓ રાજા પાસે ગયા અને ચાડી ખાધી. હવે તો આખા ગામના લોકો આવે છે. વાણીયો લાપસી અને ઘી ખવરાવે છે પણ હજુ આપની જે બોલાતી નથી. પેલા વાણીયાની જે બોલાય છે. રાજાએ કહ્યું "ભાઈઓ! મેં જ એને કહ્યું છે. રાજની શોભા વધે તેમ કરજો. પૈસાની જરૂર પડે તો અહીંથી લઈ જજો. ભંડારીને પણ મેં ચિઠ્ઠી મોકલી છે, અને પરવાનો પણ આપ્યો છે." આ સાંભળી પેલા ભાઇઓએ કહ્યું "હં, હવે ખબર પડી. આટલું છૂટા હાથે કેમ વપરાય છે. તમારો પૈસો અને પોતે નામ કમાય છે" રાજાએ કહ્યું : આ વાણિયો સારૂં કામ કરે છે ને કમાય છે તેમાં તમારૂં શું જાય છે? પેલા તો મૂંગે મોઢે ચાલતા થયા.

પછી રાજા વાણીયાને બોલાવે છે. અને પૂછે છે કે કામ કેમ ચાલે છે? જાદવજીભાઈ કહે છે. પ્રથમ રોટલા ને દાળ આપતો હતો, હવે લાપસી ને ઘી આપું છું. પછી ભંડારીને બોલાવી પૂછે છે કે આ વાણીયાએ કેટલા પૈસા ઉપાડયા છે? ભંડારી કહે છે સાહેબ, હજુ સુધી એક પાઈ પણ ઉપાડી નથી. રાજા શેઠને કહે છે કેમ શેઠ! મેં લખી આપ્યું છતાં કેમ પૈસા લેતા નથી! 'અરે દરબાર! જ્યારે ખાબોચીયું સુકાશે ત્યારે દરિયો તો છે જ ને!' શેઠે સહજ ભાવે જવાબ આપ્યો. વળી કહ્યું–સાહેબ, મારી ફરજ હું બજાવું છું. મારાથી બનતું કરું છું. આ વૈભવ–લક્ષ્મી અસ્થિર છે, તેનો મોહ કરવા જેવો નથી.

"વિદ્યુત લક્ષ્મી પ્રભુતા પતંગ, આયુષ્ય એ તો જળના તરંગ."

લક્ષ્મી વિદ્યુત જેવી છે. મોહ, મમતાને છોડી દ્યો તો તમારો ઉદ્ધાર થશે. જેટલું દેવાય તેટલું દ્યો. જાદવજીભાઈ મહાન સમાજ સેવક અને જૈન ધર્મી હતાં. જેનું કુટુમ્બ આજે પણ છે. નાણું કાયમ નથી રહેવાનું, પણ જાદવજીભાઈએ નામ અમર રાખ્યું. ધનવૈભવ કોઈ સાથે લઇ જતા નથી જાદવજીભાઈનો આ પ્રસંગ ૧૯૩૫માં બનેલો.

તિર્થંકર ભગવંતો એક વરસમાં ત્રણ અબજ ૮૮ ક્રોડ ૮૦ લાખ સોના મહોરનું દાન આપે છે. એ સિક્કા ઉપર તિર્થંકરનું નામ અને તેમના માતાપિતાનું નામ હોય છે.

દાન-શીલ-તપાદિ જે ક્રિયા કરો તેમાં હૃદયનો ભાવ ભેળવો. ધર્મ ઉપાશ્રય પૂરતો જ નથી, પણ જીવનનાં પ્રત્યેક પ્રસંગોમાં ધર્મ વણાઈ જવો જોઈએ. એક એક પ્રવૃતિ ધર્મમય હોવી જોઈએ.

ભગવાન નેમનાથ ભવ્ય જીવોને ધર્મનું સ્વરૂપ સમજાવે છે.

---

## વ્યાખ્યાન નં ૬૯

## શ્રાવણ વદ અમાસ શુક્રવાર તા. ૨૦-૮-૭૧

અનંતજ્ઞાની વિશ્વ-ઉદ્ધારક શ્રમણભગવાન મહાવીર સ્વામીએ સિદ્ધાંતથી ભવ્ય જીવોને સમજાવ્યાં છે. સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ એનું નામ સિદ્ધાંત. સિદ્ધાંત એટલે અફર નિર્ણય. ભગવાને સિદ્ધાંત દ્વારા ભવ્ય જીવોને માર્ગદર્શન આપેલ છે. નિષધકુમાર સંતના સમાગમમાં આવે છે. ભગવાન નેમનાથ દ્વારિકા નગરીમાં બીરાજમાન છે. અષાઢી મેઘની ગર્જના જેવી પ્રભુની વાણી ગર્જી રહી છે. ભવ્ય જીવો આ વાણી સાંભળી જીવનમાં ઉતારે છે. મિથ્યાત્વી જીવો મિથ્યાત્વ ભાવ ને મુકી સમ્યગ્દર્શનને પ્રાપ્ત કરે છે. દેશ વિરતી બને છે. સંતનો સમાગમ થવો એ ખૂબ દુર્લભ છે. સંતની વાણી સાંભળવાનો જોગ મળવો એ તો એથી પણ દુર્લભ છે.

"એક ઘડી આધી ઘડી, આધી મેં પુનિ આધ,
તુલસી સંગત સાધકી, કટે કોટી અપરાધ."

તુલસીદાસ કહે છે. સાધુનો સમાગમ કરવાનો અવસર પ્રાપ્ત થાય તો અવસરને ક્યારેય ચૂકશો નહીં. ટાઈમ ન હોય તો પણ એકાદ ઘડી ત્યાં બેસજો. એટલો ટાઈમ ન હોય તો અર્ધી ઘડી અને એટલો પણ ટાઈમ ન હોય તો અડધીમાંથી અડધી ઘડી પણ સંત-સમાગમ કરવાનું ચૂકશો નહીં. છેવટે સંતોના પવિત્ર દર્શનથી તો વંચિત ન રહેશો. સંતપુરૂષોનાં સંગથી પાપોનો નાશ થાય છે. ભક્તામર સ્તોત્રમાં માનતુંગ આચાર્યે પણ આ જ વાતની પુષ્ટિ કરી છે.

"त्वत्संस्तवेन भवसंतति सन्निबद्धम्, पापं क्षणात् क्षय मुपैति शरीर भाजाम्.
आक्रान्त लोकमलि नीलम शेषमांशु सूर्यांशुभिन्नमिव शार्वरमन्धकारम् ॥ ७ ॥

આપણો આત્મા મિથ્યાત્વ, અવિરતી, પ્રમાદ, કષાય અને અશુભ યોગનાં કારણે કર્મબંધ કરતો જ રહે છે. તેનાં ફળો ભોગવવા માટે સંસારમાં પરિભ્રમણ કરવું પડે છે. તેથી જુદી-જુદી યોનીમાં જન્મ, જરા, રોગ, મરણાદિ દુઃખનો અનુભવ કરે છે. આ કર્મબંધનથી મુકત કેવી રીતે થવું એ એક મોટી સમસ્યા છે. મહાપુરૂષોએ એ સમસ્યાનો ઉકેલ આપતાં કહ્યું છે કે તમે કાંઇ ન કરો તો પણ અનન્ય ભાવે પ્રભુની ભક્તિ કરો, પ્રભુની સ્તવના કરો, તેથી શુભ ભાવોની પરંપરા જાગશે. પરિણામે ક્ષણ માત્રમાં બધાં કર્મોનો ક્ષય થઈ જશે. તેને વિશેષ દૃઢ કરવા દૃષ્ટાંત આપી સમજાવે છે કે રાત્રિનો અંધકાર ચોમેર વ્યાપેલો હોય, એ અંધારૂ કેવું હોય? તો કહે છે ભ્રમર જેવું કાળું. હાથો હાથ પણ સુઝે નહિ. કોઈ સામે મળે તો પણ અથડાઈ જાય. આવો અંધકાર પણ પૂર્વાકાશમાં સૂર્યના કિરણો કુટતાં જ નાશ પામે છે, તેમ માનવ હૃદયમાં જીનેશ્વર દેવોનાં ગુણોનો પ્રકાશ થતાં તેમાં છૂપાઈ રહેલાં સઘળાં પાપકર્મોનો તરત નાશ થાય છે.

હે સાધક આત્માઓ! હમેશાં એવી ભાવના ભાવો કે શ્રીજિનેશ્વરનાં ચરણકમળનું સ્મરણ અનંતાનંત સંસારની પરંપરાનો નાશ કરનારું છે. તો મને શરણરૂપ થાઓ. ભક્તજનોને ભક્તિનો ઉલ્લાસ જાગે છે ત્યારે પ્રભુ તરફ ભક્તિ જાગે છે. સંસાર તરફની આસક્તિ, મમત્વ તથા મોહ એને વાસના-ભાવ કહેવાય છે. અને પ્રભુ તરફનો પ્રેમ, સદ્ગુરુના ગુણનું બહુમાન-એને ભક્તિ કહેવાય છે. ભક્તિ એ તરવાનું ઉત્તમમાં ઉત્તમ સાધન છે. અપ્રશસ્ત રાગને હટાવવા માટે પ્રશસ્ત રાગનો આશરો લેવામાં આવે છે. એક કાંટો કાઢવા બીજો અણીદાર કાંટો જોઈએ. અંતે બન્ને હેય (ત્યાજ્ય) છે. ચિત્તને શુદ્ધ બનાવવા માટે તપ-જપ-દાન-વિ. સોડા-સાબુ છે. ભક્તિ પાણી છે. જરૂરિયાતનો નાશ થવો એ ભક્તિની પૂર્ણતા છે. ભક્તિના ચાર પ્રકાર છે. (૧) આર્તભક્તિ (૨) અર્થાર્થ ભક્તિ (૩) જિજ્ઞાસા ભક્તિ (૪) તન્મયભક્તિ.

(૧) આર્તભક્તિ :- ઘણાં માણસો જ્યારે દુઃખ આવી પડે ત્યારે ભક્તિ કરવા લાગે છે. વહાણની અંદર જતા હોય, તોફાન ચડયું હોય, સમુદ્ર ગાંડોતુર થયો હોય, મોજાં ઉછળી રહ્યા હોય અને નર્તકીની જેમ વહાણ નાચતું હોય ત્યારે નાવિકો કહે છે. તમે તમારા ભગવાનને યાદ કરી લ્યો. ત્યારે કોઈ મહાવીરને, કોઈ રામને, કોઈ કૃષ્ણને, કોઈ કાળકાને, કોઈ અંબાને, કોઇ અલ્લાહને યાદ કરે છે. જીવન-મૃત્યુનો જંગ ખેલાઇ રહ્યો હોય, જીવનની આશા લુપ્ત થતી જતી હોય, ત્યારે ભગવાનને યાદ કરવા તે આર્તભક્તિ છે. આવા જીવો જ્યારે મોજ શોખ, સુખ સાહ્યબી હોય ત્યારે ભગવાનને યાદ કરતા નથી.

"મુશ્કેલી જ્યારે પડે હું ત્યારે તને યાદ કરૂં છું,<br>
સુખી થતાં વિસરૂં તને ને દુઃખી થતાં યાદ કરૂં છું.

યૌવન જ્યારે અંગે છલકે, પાપ કરૂં ત્યાં મુખડું મલકે,
જ્યારે કાયામાં કીડા પડે (૨) હું ત્યારે તને યાદ કરૂં છું.

જ્યારે જીવ યૌવનનાં મદમાં ઉન્માદી બને છે ત્યારે પાપ કરતાં પાછું વાળી જોતા નથી. હોંશે-હોંશે પાપ કરે છે. પણ જ્યારે અંગે-અંગમાં રોગ વ્યાપી જાય, અસહ્ય પીડા થતી હોય સગાં-સ્નેહી, પુત્ર-પરિવાર કે ડોકટરો કોઇ બચાવી શકે તેમ ન હોય ત્યારે 'હે પ્રભુ !' આ દુઃખમાંથી મને મુક્ત કર' આવો પોકાર પાડે છે. આ બધાં આર્ત-ભક્તિના પ્રકાર છે. (૨) અર્થાર્થ ભક્તિ-કોઈ પણ વસ્તુ મેળવવાની આશાએ ભક્તિ થાય છે તે અર્થાર્થ ભક્તિ છે. ધન-માલ-મિલકત-કીર્તિ મેળવવાની આશાએ પ્રભુની ભક્તિ કરવાવાળા ઘણાં છે, પણ પ્રભુ પાસે ભૌતિક પદાર્થો માંગનારા મોટી ભૂલ કરી રહ્યા છે.

કંચન ને કામિની તમે દીધાં ત્યાગી, મોહ-માયા છોડીને થયા વીતરાગી,
વીતરાગી પાસે અમે લાડી વાડી માંગીએ, તમે જેનો ત્યાગ કર્યો એજ અમે માંગીએ !

સાંસારિક દરેક પદાર્થો અનિત્ય છે, અસ્થિર છે. તેનો મોહ રાખવા જેવો નથી. લક્ષ્મીનો મોહ દુર્ગતિનાં દ્વાર દેખાડનાર છે. આમ સમજી પ્રભુએ એનો ત્યાગ કર્યો. અને વીતરાગી બન્યા. એ વીતરાગ પાસે ભૌતિક સુખનો ઇચ્છુક લાડી-વાડી-ગાડી માંગે છે. આ એક પ્રકારની મુર્ખાઈ જ છે. પણ અજ્ઞાની જીવ સમજી શકતો નથી તેથી પારસની પાસે પથરાની માંગણી કરે છે. એક ભક્ત કૃષ્ણની મૂર્તિ પાસે રોજ માંગણી કરે છે.

નીતર્યા ઘી નો દીવો કરૂં, શીરા પુરીનો થાળ ધરૂં,
પ્રભુ રોજ વગાડું તારી ટોકરી, મને પરણાવો એક છોકરી.

હે પ્રભુ ! હું રોજ તારી ભક્તિ કરું છું. તારી સામે શીરા-પુરીનો થાળ ધરૂં છું. ઘીનો દીવો કરૂં છું, અને ટોકરી વગાડું છું. તો તું એક સુંદર છોકરી સાથે મારા લગ્ન કરી દે. કૃષ્ણની ભકિત તો કરી પણ માંગણી કેવી કરે છે? ભકિતની પાછળ કોઇ અપેક્ષા હોય તો તે સાચી ભક્તિ નથી. જીજ્ઞાસા ભક્તિ, ભગવાનનું સ્વરૂપ શું છે ? આત્મા અને પરમાત્મામાં શો ભેદ છે? એ જાણવા જે ભક્તિ કરે છે તે જીજ્ઞાસા ભક્તિ છે. તન્મય ભક્તિ-આ ભક્તિવાળાને કોઈ શારીરિક આદિ દુઃખથી મુક્ત બનવાની ભાવના નથી. ભૌતિક પદાર્થ મેળવવાની અભિલાષા નથી. ઈશ્વરી સ્વરૂપને જાણવા માત્રની જ ઈચ્છા નથી, પણ પ્રભુમય બની જવું છે. કોઈ પણ સ્વાર્થ માટે આ ભક્તિ નથી, પણ આ ભક્તિમાં પવિત્રતાનો પ્રકાશ છે. આ ભક્તિમાં કોઈ પ્રકારની લાલસા-તૃષ્ણા કે ઈચ્છા નથી. આ ચાર પ્રકારની ભક્તિમાં તન્મય ભક્તિ સાચી અને સર્વશ્રેષ્ઠ ભક્તિ છે. લીધેલો ખોરાક જો એકરસ ન બને તો તેનું લોહી બનતું નથી. તેમ જે ભક્તિ કરે છતાં તેમાં એકરસ ન બને તો તેનું યથાર્થ ફળ મળતું નથી. અસલી અને નકલી ભક્તિમાં ફેર હોય છે.

નકલીનો ત્યાગ કરી અસલી ભક્તિ કરતાં શીખો. સામાયિક કરો, પ્રતિક્રમણ કરો, માળો ફેરવો. આ બધામાં તદાકાર બની જાઓ. ક્રિયા થોડી કરો પણ ભાવ સહિત કરો તો તેની કિંમત છે.

ઝવેરીએ દુકાનમાં શોકેઈસ ગોઠવ્યો હોય અને બહાર બોર્ડ પણ માર્યું હોય, પણ શોકેઈસમાં દાગીના ન મૂક્યા હોય તો શોકેઈસની કાંઈ કિંમત નથી. દુકાનમાં સ્ટોક વિનાના શોકેઈસ વેપારમાં સહાયક થતાં નથી. તેમ ભાવ શુન્ય ક્રિયાની કોઈ કિંમત નથી. ઘણાં લોકો કહે છે કે અમે સામાયિક કરીએ છીએ પણ અમારૂં એક ચિત્ત રહેતું નથી. પેઢી પર બેસી નામું લખતા હો અથવા રૂપિયા ગણતાં હો ત્યાં એકચિત્ત થાય છે કે નહિં? થાય છે. આથી એમ ફલિત થાય છે કે એક ચિત્ત તો થાય છે, પણ ધર્મક્રિયામાં થતું નથી. જ્યાં સુધી જીવને અંદરથી રૂચિ ન જાગે, તાલાવેલી ન લાગે ત્યાં સુધી એક ચિત્ત ન થાય. તમે પાશેરની કેરી લાવ્યા પણ જો તેમાં ગોટલો મોટો હોય, છાલ જાડી હોય, પરિણામે તોલો પણ રસ ન નીકળે તો તમારા પૈસા પડી ગયા લાગે ને? તેવી કેરીનો શો અર્થ? એમ કલાકો સુધી સાધના કરી પણ સમતાભાવ જરાય ન આવ્યો, તો તેની સાધનાની પણ કિંમત શી? સાધના પછી જીવનમાં પરિવર્તન થવું જોઈએ.

સુવર્ણ ભસ્મ તો ખાધી પણ રોગ નાબૂદ ન થયો હોય તો તે સુવર્ણ ભસ્મ નહિં હોય અથવા શરીરમાં એવો કોઈ છૂપો રોગ હશે કે જેથી એની અસર નહીં થતી હોય. તેમ વીતરાગ પ્રભુને રટતાં–રટતાં આખી જીંદગી ચાલી જાય તો પણ એક અંશ રાગ ન ઘટે તો ખરેખર વીતરાગને ભજ્યા જ નથી અથવા મનમાં એવી કોઈ વિકૃતિઓ છે કે વીતરાગ ભક્તિની જીવન પર કાંઇ અસર જ થતી નથી. મહાન પુરૂષોનો સમાગમ કર્યો, વ્યાખ્યાનો સાંભળ્યા છતાં એવા ને એવા કોરા રહી ગયા તો કહેવું પડશે કે સંતની અંદર સંયમની સરિતા સુકાઈ ગઈ છે અથવા આવનાર કોઈ પાપી પ્રાણી છે. જેથી વાણીની ધારી અસર થતી નથી. માત્ર સાંભળવાથી કાર્ય થતું નથી. સાંભળીને જીવનમાં ઉતારવાનું છે. સંતનો સમાગમ માનવતા પ્રગટાવવા તરફ પ્રેરે છે. કુશળ કારીગર પત્થરને સુંદર મજાની આકૃતિ આપે છે એમ સંતપુરૂષો જીવનને નવી આકૃતિ આપે છે.

ક્રોધ, માન, માયા, લોભથી આત્મા ઘેરાઈ ગયો છે. તેને સદ્ગુણ તરફ દોરે છે. સંતના સમાગમમાં આવનાર ઘણાંઓએ પોતાનાં જીવનમાં પરિવર્તન આણ્યું છે. અહીં જેવું જીવન વાલ્મિકીનું હતું, તેવું જ અમેરિકામાં સંત પોલનું હતું. એ પણ સંતના સમાગમમાં આવવાથી મહાન બન્યા. કુશળ વૈદ્ય દરદીને ઝેર આપે છે તે પણ પચી જાય છે. તેમ સંતનો સમાગમ થતાં જીવનમાં અવનવું પરિવર્તન આવે છે. જીવ કંઈક પામી જાય છે.

'સંત ભવસાગરે દીપદાંડી સમા, જીવનનૌકા તણાં ધ્રુવ–તારા,

સંત ચેતનભર્યા તીર્થ ક્ષેત્રો મહા, પૂલ તે પાર ઉતારનારા,
સંત સહકાર નમ્ર નીચા વળી, મધુર અમૃત ફળો આપનારા,
સંત સાનંદ નિજ સ્વરૂપમાં ઊંડતાં, દિવ્ય જ્યોતિ તણાં તે ગભારા '.

સંતપુરૂષો દીવા-દાંડી સમાન છે. દીવાદાંડી બતાવે છે આ બાજુ ખડક છે, આ બાજુ વમળ છે, આ બાજુ વહાણુ આવશે તો અથડ.શે. સંતો આત્માને જગાડે છે.

મિથ્યાત્વ પાણી વિષયનાં વમળો મેહનાં મગરો, અજ્ઞાન ખડકો,
શ્રમણ ધર્મની દિવ્ય દિવાદાંડી આફતમાં બને સહકારી....સંસાર....

સંસાર સમુદ્રમાં મિથ્યાત્વનાં પાણી ઉછળી રહ્યાં છે. વિષય અને કષાયનાં વમળો છે. મોહનાં મગરમચ્છો ઉછાળા મારી રહ્યાં છે. અજ્ઞાનરૂપી ખડકો છે તેમાં શ્રમણધર્મ અને શ્રમણ-સંતો દીવાદાંડી રૂપ છે. આફતની અંદર સહાયક બને છે. સંસારમાં રચ્યા-પચ્યા રહેશો તો તમારા ભૂક્કા બોલી જશે અને જીવન નાવ તરી શકશે નહિં, પણ ડૂબી જશે. નાવમાં હોકાયંત્ર રાખે છે. હોકાયંત્રનું કાર્ય શું ? હોકાયંત્ર ઉત્તર દિશા બતાવે છે. સંતપુરૂષ પણ દિશા બતાવે છે. તમે જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપની આરાધના કરો તો તમે મોક્ષનાં સુખને મેળવી શકશો.

માનવનૈયા પ્રેમે ઝૂકાવી, સહેજ સૂરતાના સઢ ચઢાવી,
સદ્‌ગુરૂ બને જો કુશળ સુકાની, તો જીંદગી સાફલ્યકારી,
સંસાર સાગર છે ભારી, સહુ ડૂબી રહ્યા સંસારી,
તેમાં નૈયા મળે દઢ સારી, સંસાર સાગર દે તારી....

સદ્‌ગુરૂને શરણે જઈ જે સાધકો પોતાની સંયમ-નાવને સમાધિનો સઢ ચડાવી સંસાર સાગરમાં વહેતી મૂકે છે તેનું જીવન સફળ બની જાય છે.

સંતપુરૂષો આંબા જેવા છે. આંબો જેમ ફળ આપે છે તેમ સંતપુરૂષો મધુર વાણી વરસાવે છે. ભલે સંત બોલે નહીં, એનું મૌન પણ બોધ આપે છે. શ્રેણિક મહારાજા મંડિકુક્ષી નામના ઉદ્યાનમાં મૃગયા કરવા ગયા છે. ત્યાં એક તરૂણ મુનિને જુએ છે. તેમણે ઉગતી યુવાનીમાં સંસારનો ત્યાગ કર્યો છે. આ મુનિને જોઈ ને રાજાના મુખમાંથી શબ્દો સરી પડે છે :-

अहो, वण्णो अहो, रुवं, अहो! अज्जस्स सोमया
अहो ! खन्ति अहो ! मुत्ती, अहो, भोगे असंगया ઉ. અ. ૨૦ ગા. ૬.

મુનિનો વર્ણ, મુનિનું રૂપ કેટલું અદ્‌ભુત છે ! આર્યની સૌમ્યતા કેટલી છે ! તેનામાં કેવી ક્ષમા છે ! કેવી નિર્લોભતા છે ! અને ભોગમાં અસંગતા કેવી છે ? અનાથી મુનિનું રૂપ, સંયમનું તેજ, અસંગતા આદિ જોઈ શ્રેણિક રાજા અંજાઈ જાય છે,

મુનિ તો ધ્યાનસ્થ દશામાં છે, શ્રેણિક મહારાજા સાથે કાંઈ વાત કરી નથી છતાં તે કહે છે કે મુનિની ક્ષમા કેટલી છે? આ કયાંથી જાણ્યું? મુનિનાં મૌનચારિત્રે એને ઉપદેશ આપ્યો.

'સંત ઔર પારસમેં બડા આંતરો જાણ, વો લોહા કંચન કરે વો કરે આપ સમાન.

પારસ લોઢાને બીજા રૂપમાં ફેરવે છે. એટલે સોનું બનાવે છે. પણ સંતની પાસે આવનારને સંત પોતાના જેવા બનાવે છે. આજ સુધી જીવે રખડપટી ઘણી કરી છે. પણ સંતનો સમાગમ કર્યો નથી. અને ભકિતથી દિલ રંગાવું જોઇએ એ રંગાયું નથી. હવે જો રખડપટ્ટીનો અંત લાવવો હોય તો દિલથી રંગાઈ જાવ. દિલને ધર્મમય બનાવો અને નિખાલસ બનાવો જેથી તમે તત્વને પામો. તમારી પાસે આવનાર પણ કંઇક પામી જાય. ધાર્મિક ક્રિયાને નિષ્ક્રિય ન બનાવો. સક્રિય બનાવો. જેવો રૂપિયાની અંદર રસ છે, વૈભવ મેળવવાની જેવી આસકિત છે, ઉલ્લાસ છે, એવો ઉલ્લાસ આત્માની રૂદ્ધિ મેળવવા માટે નથી. એક સાધક મહાત્મા પાસે આવે છે અને કહે છે, "મને ભગવાન મળતા નથી. આપ બતાવો." મહાત્મા કહે છે. "તારી પાસે રૂપિયો છે?" 'હા, પછી સંતે એક કાગળ ઉપર પ્રભુનું નામ લખી કહ્યું. "આના ઉપર તારો રૂપિયો મૂક" પેલા સાધકે તેમ કર્યું પછી સંતે કહ્યું "બોલ, ભાઇ, હવે તને પ્રભુનું નામ વંચાય છે?" 'ના' સાધકે ટૂંકમાં જવાબ આપ્યો "પૈસાથી પ્રભુ ઢંકાઇ ગયો છે તેથી દેખાતા નથી." સંતે પ્રયોગ કરી સાધકને બતાવ્યું. ઇશ્વરનું દર્શન કરવા માટે રૂપિયાનું વિસર્જન કરવું પડે છે. આ વાત પેલા સાધકના હૈયામાં બરાબર જચી ગઇ.

આત્મા પરમાત્મા અવશ્ય બની શકે છે. પોતે પોતાને નિહાળી શકે છે, પણ તેને માટે પ્રયત્ન કરવો જોઈએ. અહંને ઓગાળી નાખવો જોઇએ. રૂદ્ધિ-સમૃદ્ધિ-સત્તા આદિના મોહથી વિરક્ત બનવું જોઈએ. એક મહાત્મા પાસે ત્રણ સાધકો આવે છે. તેમાં એક રાજાનો કુંવર છે, એક પ્રધાનનો પુત્ર છે, અને એક નગરશેઠનો દિકરો છે. ત્રણેય નમન કરી વિનયપૂર્વક મહાત્મા પાસે બેસે છે. અને કહે છે કે આત્માની સાધના કરવા માટે અમે આપની પાસે આવ્યા છીએ, આપ યોગ્ય માર્ગદર્શન આપો. મહાત્માએ સૌથી પ્રથમ ત્રણેયને પ્રશ્ન કર્યો. "આપ કોણ છો?" રાજકુમારે કહ્યું." હું રાજકુમાર છું. વીસ ગામનો સ્વામી છું, અમારે ત્યાં રૂદ્ધિ-સમૃદ્ધિ અપાર છે." વણિકપુત્રે કહ્યું. "મહાપુરૂષ! હું નગરશેઠનો પુત્ર છું. એક કરોડ રૂપિયા મારા પિતા પાસે છે. અને છેલ્લે પ્રધાનપુત્રે કહ્યું :- પ્રભો! હું કોણ છું એ હું જાણતો હોત તો આપની પાસે આવત શા માટે? આપ જ મને બતાવો કે હું કોણ છું"? આ સાંભળી સંતે કહ્યું. "તમે ત્રણમાં એકને પોતાની સત્તાનો-પ્રતિષ્ઠાનો મોહ છે, બીજાને પૈસાનો અહં છે. સ્વયંને પામવા આ એક જ આવ્યો છે." પદવી અને પ્રતિષ્ઠામાં જ પ્રસન્નતા માનતો પ્રભુતાને કેમ પામી શકે? સત્તા તારી પાસે રહેવાની નથી. કંચન અને માટીનો ટુકડો [illegible] દ્રષ્ટિએ સ[illegible] શ્વત

આત્મા છે. એને કેવી રીતે મુક્તિ મળે એ જો શીખી લેવાય તો બીજી કોઈ વસ્તુની જરૂર નથી. જયારે આત્માને નિજસ્વરૂપનું ભાન થાય છે ત્યારે તે સમજી શકે છે કે હું તો બાદશાહનો બાદશાહ છું. રાજાનો રાજા છું, શહેનશાહનો શહેનશાહ છું. ચક્રવર્તીનો ચક્રવર્તી છું.

પણ આજે આત્મા જડની ભીખ માંગી રહ્યો છે. આત્માને પોતાની દયા આવે તો મોક્ષ તરફની રૂચિ જાગે. આ મંગલમય પર્વ આત્માની આરાધના કરવા માટે છે. આ મંગલમય પર્વ રવિનાં કિરણોની જેમ આત્મજગતમાં અજવાળા પાથરનાર છે. અમૃતના કટોરાનો અનોખો આસ્વાદ આપનાર છે. રગે-રગમાં વ્યાપી રહેલાં વેરઝેર રૂપ વિષમ વિષને હરનાર છે. આ પર્વ ઉરની ગુફામાં આરાધનાનો દિવડો પ્રગટાવનાર છે. પર્યુષણ પર્વ શિવસુંદરીનો સંદેશો લઇ આવનાર ખાસ પ્રતિનિધી છે. કર્મ રોગની ચિકિત્સા માટેનો ખાસ કેમ્પ છે. પર્યુષણ પર્વ એટલે પેટને ત્યાં હોળી અને આત્માને ત્યાં દિવાળી. આ પર્વમાં મોજશોખ કરવાના નથી, કે વિધ-વિધ વાનગીઓ ઉડાવવાની નથી પણ ઉપવાસ-છટ્ટ-અટ્ઠમ. અટ્ઠાઇ કે માસખમણ વગેરે તપ કરવાનું છે. તપ કરી કોઈ ઈચ્છા નથી કરવાની, પણ નિર્જરા માટે તપ કરવાનું છે.

પર્યુષણ પર્વ જીનવાણીનું સ્વાદિષ્ટ સરબત પીવા માટેનું ખાસ આઠ દિવસ માટે ઊભું કરેલું કોલ્ડ્રીંક હાઉસ છે. આ સરબત પીવાથી તમારો આત્મા ઠંડોગાર બની જશે. પર્યુષણ પર્વ એ મૈત્રીભાવનાં પુનિત ઝરણામાં સ્નાન કરવાનાં ખાસ દિવસો છે. ક્ષમાનું આદાન-પ્રદાન કરવા માટેનું ખાસ પર્વ છે. સમાધિનું શિક્ષણ લેવાના કલાસ છે. ત્રિવિધ તાપોથી બળી રહેલા સંસારી જીવો માટે કલ્પવૃક્ષની છાયા છે. મમતાનું મારણ અને સમતાનું સાધન એટલે પર્યુષણ પર્વ. વેરઝેર ભૂલી બધાં સાથે મૈત્રી રાખો.

"Hate is death, forgiveness is life
'તિરસ્કાર એ મૃત્યુ છે, ક્ષમા એ જીવન છે.'

સંવત્સરી પર્વની આપણે ઘણાં વખતથી રાહ જોઈ રહ્યા હતાં તે પર્વ આવી રહ્યું છે. તેની પૂર્ણ તૈયારી કરવાની છે. આ દિવસોમાં હૃદયને શુદ્ધ અને નિર્મળ બનાવો. જીવનમાં શાંતિ સ્થાપી, મૈત્રી ફેલાવી, કર્મના બંધનને તોડવા પ્રયત્નશીલ બનો.

"સંસારથી ઉગરવા, છે સાચી ક્ષમાપના, નિર્મલ બને હૃદય જેણે સ્થાપી ક્ષમાપના,
વિતરાગ દેવને જેઓ ભૂલ્યા નથી કદી, જીવે છે એ ક્ષમા માંગી. આપી ક્ષમાપના."

---

## વ્યાખ્યાન નં. ૪૦

### ભાદરવા સુદ ૧ ને શનિવાર તા. ૨૧-૮-૭૧

અનંતજ્ઞાની ત્રિલોક-સ્વરૂપના પ્રકાશક ભગવાન મહાવીર દેવે સિદ્ધાંત દ્વારા સમજાવ્યું છે. સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનું નામ સિદ્ધાંત. ભવ્ય જીવોને ભગવાને અમૂલ્ય તત્વો પ્રદાન કર્યા છે. આધિ, વ્યાધિ અને ઉપાધિમાં સબડતા જીવો માટે અમૂલ્ય ખજાનો ભેટ ધર્યો છે! એ ખજાનાને મેળવે છે એ દુઃખમાંથી મુક્ત બને છે હે ભવ્ય આત્મા! તારે મુક્ત થવું હોય, શાંતિ જોઈતી હોય તો બહારની દુનિયાને મૂકી અંદર નજર કર, તારી દ્રષ્ટિ બહિર્મુખ છે તેને અંતર્મુખ બનાવ. તારી વૃત્તિઓને અંદર જવા દે. મનના સાધનથી નર્ક પણ મળે છે, અને મોક્ષ પણ મળી શકે છે. એ અમૂલ્ય સાધન દ્વારા તારા જીવનનો ઉત્કર્ષ સાધી લે. જીવ પરમાત્મામાં એકતાન બનતો નથી ત્યાં સુધી જીવનું ઉર્ધ્વીકરણ થતુ નથી.

તમારા જીવનને સર્વ શ્રેષ્ઠ બનાવવાની તમારામાં તાકાત છે. જે મહા પુરૂષો બન્યા છે, તે જન્મથી જ મહાન ન હતાં. પણ મહાનતાને પામવા જીવનનું સંશોધન કર્યું અને આત્માની સાધના કરી. ઉગ્ર સાધનામાં ખાવા-પીવાનું, પહેરવા ઓઢવાનું પણ ભુલી ગયાં. મળેલા સમયનો ઉપયોગ આળોટવામાં કે નિરર્થક રખડવામાં કે ગામ ગપાટા મારવામાં ન કર્યો પણ પળે પળને લેખે લગાડી. સમયે સમયનો સક્રીય ઉપયોગ કર્યો. અને કેવળજ્ઞાન કેવળદર્શનને પ્રાપ્ત કર્યું. આપણે પણ વિકાસ પંથી બનવું હશે, મહાન બનવું હશે તો મહાન બનવા માટે પ્રયત્નો પણ મહાન કરવા પડશે મળેલા સમયને વેડફી નાખવો ન જોઈએ. પણ મળેલી શક્તિ, બુદ્ધિ અને સંયોગોને એક માત્ર આત્મને પ્રાપ્ત કરવામાં જ લગાડી દેવા જોઈએ તમને દરેક વસ્તુ સુંદર ગમે છે. ઘર અને ઘરના સાધનો સુંદર હોય તેમ ઈચ્છો છો. પુત્ર પણ સંસ્કારી અને સુંદર બને તેવી અભિલાષા રાખો છો પણ તમારા જીવનને સુંદર બનાવવા શો પ્રયત્ન કરો છો?

ચિત્ર દોરનાર, બગીચો બનાવનાર, કે મૂર્તિ ઘડનાર, પહેલા મનથી નિર્ણય કરે છે કે અમારે અમારી કૃતિ સુંદર બનાવવી છે. પછી પ્રયત્ન કરે છે. આપણે પણ સારા બનવાનો પ્રથમ નિર્ણય કરવો જોઈએ. આપણા દૃઢ નિર્ણયને આપણું મન અને આપણી ક્રિયા અનુસરશે. કોઈપણ નિશ્ચય કરવા માટે આપણામાં બળ જોઈએ. નિર્બલ મન નિશ્ચય ટકાવી શકતું નથી. આપણે ક્રમે ક્રમે વિચાર અને વર્તનને શુદ્ધ બનાવવા જોઈએ. શુદ્ધની સાધનામાં વિકાસ પામતું જીવન પોતાનાં ધ્યેયને આંબી જાય છે.

તમારા જીવનનો ધ્યેય નક્કી કરો. સંસારનો પરિચય અનાદિ કાળથી કર્યો છે. તેમાં રાચતા કોઈ મહાન તત્વને પામી શકતા નથી. હવે સંસાર તરફ ઉપેક્ષા કરવાનું દિલ થાય છે? "અતિ પરિચય અવજ્ઞાત" અતિ પરિચયથી કંટાળો આવે છે. એમ આપણે ઘણીવાર અનુભવીએ છીએ. જેમ ઘણાં દિવસ મિષ્ટાન ખાવા મળે તો મિષ્ટાન પર અરૂચી થઈ જાય છે. પણ સંસારનો પરિચય ચિરકાળનો હોવા છતાં તેના તરફ અરૂચી પેદા કેમ થતી નથી? સંસારમાંથી શું સારતત્વ કાઢી શકવાના હતાં? સંસારની વાસનાઓમાંથી મુક્ત બનવા જ્ઞાની પુરૂષોનાં પરિચયમાં આવો. તમારાં હૃદયને સંતોના ચરણ કમળમાં સમર્પિત કરી દો. શ્વાસે શ્વાસે પરમેશ્વરનું રટણ કરો.

"શ્વાસ જ્યાં લઉં ત્યાં સ્વામી તમે હૃદયમાં આવો છો,
બુરી બુરી વાસનાઓ ત્યાંથી દૂર કરાવો છો,
અર્પણ તમોને હું થઈ જાઉં....કીર્તન કરૂં ને પાવન થાઉં,
ભક્તિ કેરા રંગે સ્વામી હું રંગાઉં....હરદમ તમારા હું ગુણગાઉં"

અનંત કાળનાં કર્મોના ઢેરને હડસેલવા હોય, પાપ વાસનાઓનો નાશ કરવો હોય તો ઈશ્વરમાં તદાકાર બનવું પડશે. ઈશ્વરમાં એકચિત્ત બનવું પડશે. ઈશ્વરની ભક્તિ અભિમાનને ગાળી નાખશે. રાગદ્વેષને ઠારી નાખશે અને કર્મરાજાની સલ્તનતને હટાવવાનું અપૂર્વ બળ આપશે. પ્રભુનું સ્મરણ, તેનું ગુણગાન હતભાગીને મહાભાગી બનાવશે. તુચ્છને મહાન બનાવશે, અધમને ઉત્તમ બનાવશે.

દીવાની અંદર વાટ હોય, ઘી હોય, પણ જ્યાં સુધી જ્યોતનો સંયોગ નથી થતો, ત્યાં સુધી તેમાં પ્રકાશ નથી આવતો, તેમ સાધક આત્મા પાસે બુદ્ધિનો સારો એવો ક્ષયોપશમ હોય, જ્ઞાન હોય પણ જ્યાંસુધી ઈશ્વર ભક્તિની જ્યોતનો સ્પર્શ થતો નથી ત્યાંસુધી તેના જીવનમાં અંધારા દૂર કરવાનો પ્રકાશ પ્રાપ્ત થતો નથી. ઈશ્વર ભક્તિ કરો, ધાર્મિક ક્રિયાઓ કરો પણ ખૂબ સાવધાન રહો.

જીવો ક્રિયારૂપી પાણીને ભારી ભારીને કાઢે છે, પણ મનરૂપી ડોલમાં કાણાં પડેલાં હોય તો પાણી ઝરી પડે, માટે મનનાં કાણાંને પૂરો. મન કયાં દોડી રહ્યું છે તે તપાસો.

ગાંડાઓની એક હોસ્પીટલમાં ડોકટર ગાંડાઓના મનને ભટકતું અટકાવવા પ્રયોગ કરતાં હતાં. તેઓને ડોલ આપતાં અને કુવામાંથી પાણી કાઢી વૃક્ષોને પાણી સીંચવાની આજ્ઞા કરતા. ગાંડાઓ ડોલને કુવામાં નાંખતા પણ ડોલ ઉપર આવતાં તેમાંથી પાણી નીકળી જતું તેથી ફરીને પ્રયત્ન કરતા. ડોકટર તેમની પાસે આવતાં અને દબડાવતાં કે કેમ પાણી આવતું નથી? ધીમે ધીમે ગાંડાઓ વિચાર કરતાં થતાં અને તેમને સમજાતું કે આ કાણાને હીસાબે પાણી આવતું નથી. ચારે બાજુ ભમતું તેમનું મગજ તે વિચારમાં

સ્થિર થતું. આવા અનેક પ્રયોગ કરાવતા. મોહના નશામાં ભમતા મગજને પણ સ્થિર કરવાની જરૂર છે. ધર્મક્રિયામાં તદાકાર બનવા માટે મનના કાણાને પૂરી દો, તો ક્રિયાનું પાણી સચવાઈ રહેશે.

તપશ્ચર્યા નિર્જરા માટે છે, તેમાં ભૌતિક કોઇ પદાર્થની આકાંક્ષા ન હોવી જોઇએ. જીવનમાં તપની, પ્રત્યાખ્યાનની ખૂબ જરૂર છે. શરીરની અંદર રસોળી થઈ હોય અને સ્વાદિષ્ટ ખોરાક દેહના પોષણ માટે લ્યો તો દેહની વૃદ્ધિ સાથે રસોળી પણ વધે છે. રસોળીની વૃદ્ધિ થાય તેમ કોઈ ઈચ્છે નહિ તો પણ વધે તો ખરી, પણ મોટા ડોકટર પાસે જઈ રસોળીનું ઓપરેશન કરાવી લ્યો તો મૂળમાંથી જાય. એમ વ્રત એ ઓપરેશન છે. જ્યાંસુધી જીવનમાં વ્રત નથી ત્યાં સુધી આસ્રવ વધ્યે જાય છે. આસ્રવના દ્વારને બંધ કરવા વ્રતની ખાસ આવશ્યક્તા છે.

તમે પૌષધમાં હો, વ્રતમાં હો ત્યારે સાકરના પડીકા કે રૂપિયા લઇ શકાય નહિ. ક્રિયા કરવી સારી છે. પણ તેમાં દોષ લગાડવો ન જોઈએ. શુદ્ધ ક્રિયા કરતા થાવ. ભૂલ કરે નહિ તે દેવ સમાન છે. ભૂલ કરીને સુધારી લે તે માનવ છે. અને ભૂલને ભૂલ તરીકે સમજવા છતાં વારંવાર કર્યા જ કરે તે દાનવ સમાન છે. કોઈ ક્રિયા ફળ વિનાની નથી. પણ ભૌતિક સુખની માગણી કરવી ન જોઈએ. ભૌતિક વાસના દુર્ગતિમાં લઇ જનારી છે. માટે જગતના પદાર્થો પરથી મમતા ઉઠાવી લ્યો.

દક્ષિણ આફ્રિકામાં ચીલી નામનો પ્રદેશ છે. ત્યાં વારંવાર ધરતીકંપના આંચકા આવે છે. તેથી ત્યાંના લોકો મકાનના પાયા ઉંડા નાખતા નથી અને મકાનની દિવાલો મજબૂત ચણતા નથી. મકાન ઊંચા બાંધતા નથી. કારણ કે ઊંચું મકાન હોય તો મકાન પડતા માણસ દબાઇ જાય ને અનર્થ થઇ જાય છે. આ રીતે મકાન બનાવવામાં આવે છે. તેથી નુકશાનનો ભય રહેતો નથી. તેમ આત્માના અમૃતને પ્રાપ્ત કરવાને ઈચ્છતો માનવ, સંસારમાં રાગદ્વેષના પાયા ઊંડા નાંખતો નથી. મોહની દિવાલો તોતીંગ ચણતો નથી. માનવ જીવનમાં ક્યારે કંપ આવશે અને મૃત્યુ આવીને ક્યારે ઊભુ રહેશે તેની કોઈને ખબર નથી. માટે કોઈની સાથે મન દુઃખ થયું હોય તો તુરતજ તેને ખમાવી લ્યો. કલની પ્રભાત જોવાશે કે નહીં તેની કાંઈ ખબર નથી. મોત ક્યારે આવશે તેની ખબર પડતી નથી. મૃત્યુ નક્કી હોવા છતાં માણસ ગફલતમાં રહે છે. એ માયાનો પૂજારી બન્યો છે.

"દેવળ ચણ્યું તેં મોહનું માયાનો પૂજારી બન્યો,
આરતિ ઉતારી તેં દ્રવ્યની આશાનો દીપ જલાવીઓ,
કોને ખબર છે કાલની દેહ તણી દીવાલની."

અજ્ઞાની જીવ મોહ-માયામાં-વૈભવમાં આસક્ત બની રહે છે પણ જીવનની ક્ષણ-ભંગુરતા જાણી શકતો નથી.

विजली क्षण भंगुर आभा कहती देखो आओ,
तेरे मेरे, जीवनमें है कितना भेद बताओ?
जल बुद बुद मानो दुनिया अमर शीख देता है,
मौत तभी से ताक रही जब जीव जन्म लेता है ॥

આ માનવ જીવન વિજળી જેવું ક્ષણિક છે. પાણીના પરપોટા જેવું છે. માણસ જન્મે છે ત્યારથી તેના પર મૃત્યુ તાકીને જ ઉભું છે. સૌના ટાઇમે સૌને ચાલ્યું જવાનું છે. જો આ જીવનનાં રાગદ્વેષનાં ઊંડાં પાયા નાખ્યાં હશે. મોહની દિવાલ મોટી બનાવી હશે. અને મમતાના માળા મોટા બનાવ્યા હશે, તો મૃત્યુ સમયે તે બધું છોડતાં ગ્લાનિ થશે. રડતાં રડતાં જવું પડશે. અને મમતા-રાગદ્વેષ આસક્તિ નહિ હોય તો તમારી સામે બેસી તમારો પરિવાર રડતો હશે છતાં તમે હસતાં હશો. તમને મૃત્યુ દુઃખ રૂપ નહિ લાગે.

આ દેહ એક કંપની છે અને સગાસ્નેહી તેના શેર હોલ્ડરો છે. આ કાયા રૂપી કંપની ફડચામાં જાય ત્યારે શેરહોલ્ડરો રડવા બેસે છે. કારણ કે કંપનીમાંથી તેમાંના કોઈને ૫ ટકા, કોઈને ૧૦ ટકા અને કોઈને ૧૨ ટકા નફો મળતો હતો તે બંધ થઈ ગયો. એમાં જેના શેર વધારે તે વધારે રડવાના. કંપની માટે તે બધા નથી. રડતાં પણ મળતો લાભ બંધ થયો. એટલે રડે છે. ૭૦ કે ૮૦ વર્ષના બાપા મરી જાય. તો કોઈ રડતું નથી. પણ તેની પાછળ લાડવા ખાય છે. કારણ એ કંપની રળતી ન્હોતી. શેર-હોલ્ડરોને તેમની સાથે કંઈ સ્વાર્થ ન હતો, એટલે બોલે પણ એમ કે બાપા ભાગ્યશાળી થઈ ગયા. ૩૦-૩૫ વર્ષનો કમાતો યુવાન પુત્ર મરી જાય તો કાળોકકળાટ કરી મૂકે, જગત આખું સ્વાર્થમય છે, માટે તમારા આત્માનું શ્રેય કરવું હોય તો મમતાને મારી નાંખો.

એક ફકીર ખૂબ મસ્ત રીતે રહેતા હતાં. જ્યારે જુઓ ત્યારે પ્રસન્નતા એમના મુખ પર હોય. તેમને કોઈએ પૂછ્યું. "તમે આટલા બધાં આનંદમાં કેવી રીતે રહો છો?" ફકીરે જવાબ આપ્યો કે મેં આ દુનિયામાં ક્યાંય મમતાનું લંગર નાખ્યું નથી. જીવે જ્યાં મારાપણાની બુદ્ધિ કરી ત્યાં દુઃખ ઉત્પન્ન થાય છે. તમે કેટલાને મારા માન્યા છે? મમતાનાં કેટલા લંગર નાંખ્યા છે? જો શાંતિ અને આનંદથી પ્રભુ સ્મરણમાં જીવન વ્યતિત કરવું હોય તો ક્યાંય મમતાના લંગર નાંખશો નહિં. લંગર નાંખશો નહિ, તો રડવાના પ્રસંગો નહિ બને. ભગવાન નેમનાથ રાગદ્વેષ, મોહમાયા અને મમતા રહિત છે. એવા પ્રભુ દ્વારિકા નગરીમાં પધાર્યા છે.

आस्तां तव स्तवनमस्तसमस्तदोषं; त्वत्संकथाऽपि जगतां दुरितानि हन्ति।
दूरे सहस्रकिरणः कुरुते प्रभैव, पद्माकरेषु जलजानि विकासभांजि ॥९॥ ભક્તામર સ્તોત્ર

જેમ સૂર્યના દૂર રહેવા પર પણ તેની પ્રભા સરોવરનાં કમળોને વિકસિત બનાવે છે, તેમ સમસ્ત દોષને દૂર કરનાર પ્રભુનું સ્તવન તો દૂર રહો, પણ તેમના જીવનની કથા જગતના પાપોનો નાશ કરે છે.

"જેમ આ લોકના નિબિડ અંધારને સૂર્યનું કિરણ નાખે વિદારી,
તેમ તારી પ્રભુ એક કીર્તિ કથા, પાપનાં પૂંજને ફેડનારી.
જેમ સહકારની મંજરીના રસે, કોકિલા ખીલતી બોલ બોલે,
તેમ તારી પ્રભુ પ્રેમ ભક્તિ રસે, મંદગતિની ગિરા હૃદય ખોલે."

પ્રભુમાં ઓત પ્રોત બની જાઓ તો આ ભવસાગરમાંથી તરી જશો. આ સંસાર સાગરથી તરવું છે, એવી ઝંખના જાગે છે? સમુદ્રમાં માછલી પણ હોય છે. અને કોઈવાર માણસ પણ તેમાં પડી જાય છે. પણ માછલી તેમાંથી બહાર નીકળવાની ઇચ્છા રાખતી નથી. કોઈ પરાણે કાઢે તો તડફડીયા ખાઈ મરી જાય છે. જ્યારે મનુષ્ય બચાવો બચાવોની બૂમ પાડે છે. તેમાં કોઈ આવી બચાવે તો જીવનભર તેનો ઉપકાર માને છે. દરેક જીવો ભવસમુદ્રમાં ગળકા તો ખાઈ રહ્યા છે, પણ તમે કોના જેવા છો? માણસ જેવા કે માછલી જેવા તે વિચાર કરી લેજો. બચાવનાર મળે તો ઉગરવાની ઇચ્છા છે કે સંસાર છૂટે તેમ નથી? ઘણા જીવોને ઉદ્ધારની વાતો-ધર્મની વાતો રૂચતી નથી. સવારથી સાંજ સુધી ધન માટે રખડયા કરે છે. ધનનેજ જીવનનું સર્વસ્વ માને છે. ધન માટે ધમાધમ કરે છે. અનીતિ અને કાળાબજાર કરે છે.

આ નાણું ક્યાંથી આવે છે? ને જોડે શું શું લાવે છે?
અન્યાય અનીતિ કરચોરી ને કાળાં કામ કરાવે છે,
જે નાણાંમાં નિર્ધનની "હાય" મહિમા એનો વધતો જાય,
અરે વાહ રે વાહ પૈસાની જગમાં, જય જય ધનપતિની જગમાં....જય જય.

કોઈ વિચાર પણ કરે છે કે આ પૈસો કયા દ્વારેથી આવેલો છે? અનીતિનો પૈસો માણસને સુખે રહેવા દેતો નથી. પણ જગતમાં આવા પૈસાદારોનો મહિમા વધતો જાય છે.

"આ યુગમાં પલટો આવ્યો છે, પૈસાએ દોટ જમાવ્યો છે,
અરે ધર્મ તણી સ્પર્ધામાં પણ આ કાળો પૈસો ફાવ્યો છે,
તે પૈસાથી પૂજે ભગવાન, ધર્મી આજે એ જ મહાન,
અરે વાહ રે વાહ.......પૈસાની જગમાં.

ધનવાનો જોહુકમી કરી ઉપાશ્રયમાં પણ અડ્ડો જમાવે છે. ધર્મી પણ પૈસાવાળો હોય તે મનાય. પ્રતિક્રમણ પણ વધારે પૈસા બોલે તે કરાવે. અને શ્રીમંતો સાધુને પણ પોતાના ખીસ્સામાં રાખતા થઈ ગયા છે. પણ જૈનનો સાચો સાધુ કોઈની શેહમાં

તણાય નહિ. એના હૃદયમાં પૈસાદારોને સ્થાન ન હોય, પણ અપૂર્વ ભાવે જે ધર્મનું આરાધન કરે છે, તેના તરફ માન હોય છે. બાકી ચક્રવતીં આવી વંદન કરે તો પણ તેનાથી સાધુ પ્રસન્નતા ન અનુભવે.

"બહુ ઉપસર્ગ કર્તા પ્રત્યે પણ ક્રોધ નહિં, વંદે ચક્રી તથાપિ ન મળે માન જો,
દેહ જાય પણ માયા થાય ન રોમમાં, લોભ નહીં છો પ્રબળ સિદ્ધિ નિદાન જો."

વીતરાગને માર્ગે ચાલનાર સાધુ ક્રોધ–માન–માયા–લોભને દૂર કરનાર હોય. તે સમજે છે કે અકષાય ભાવ આવ્યા વિના સિદ્ધ અવસ્થા પ્રાપ્ત થવાની નથી.

તમે શું કરી રહ્યા છો તે વિચારી જજો. જે કરવાનું છે તેનાથી દૂર થતાં જાવ છો અને જે નથી કરવાનું તેની પાછળ દોટ મૂકી છે.

ધનની પાછળ ગાંડો બનેલો માનવી આ અપૂર્વ પર્વની અંદર પણ સુંદર ધર્મ–આરાધન કરી શકતો નથી. ભવસાગરથી તમને ધર્મ તારશે કે ધન ? એનો શાંતચિત્તે વિચાર કરી. મનને એકાગ્ર કરી તમારા આત્મા માટે કંઈક કરી લ્યો.

ચંદ્રકાન્ત નામનો એક યુવાન શ્રેષ્ઠિપુત્ર કરોડોનું ઝવેરાત લઈ કમાવા માટે સમુદ્રની મુસાફરી કરી રહ્યો છે. તેનું કુટુમ્બ પણ તેની સાથે છે. પરદેશમાં જ સ્થિર થવાની તેની ભાવના હોવાથી દેશનો ધંધો પણ સંકેલી લીધો. અને આશા અને ઊર્મિ સાથે સારા ચોઘડિયા જોઈ સાત વહાણ સાથે રવાના થયો છે. દિલમાં આનંદ માતો નથી. ખૂબ સુખમાં બધા જલમાર્ગ કાપી રહ્યા છે. પણ મધ દરિયે આવતાં, એકદમ પવન ફુંકાયો. આકાશમાં ગડગડાટ શરૂ થયો. અને દરિયો તોફાને ચડયો.

"નાવ ઝોલે ચડી ઉંચે આંધી ચડી, મારે જાવું છે દૂર કાંઈ સૂઝે નહિ (૨)
નથી જડતી કડી, રાત કાળી નડી, ઘનઘોર ઘટા જાણે છાઈ રહી (૨)
દશા છે આવી મારી એને તું લે ઉગારી, જોજે ના ડૂબે નૈયા જોજે ના ડૂબે નૈયા.
મારી આ જીવન નૈયા....મારી આ જીવન નૈયા." જોજે ના.

સમુદ્રમાં સહેલ કરતાં વહાણો ઉપરથી નીચે પછડાય છે. દરેકના હૈયામાં ગભરાટ છે. હવે શું થશે તેની ચિંતા ઘેરી બની છે, અરે ધન એકેયને બચાવી શકાય તેમ દેખાતું નથી. સૌ ઈશ્વરને યાદ કરી રહ્યા છે. પણ કુદરત કોની શરમ રાખે છે! વહાણુ તડાતડ તૂટવા લાગ્યા. એક પછી એક વહાણ તૂટતાં અંદર રહેલ માણસો તથા ઝવેરાત તથા માલમિલ્કત દરિયામાં સમાધિ લેવા લાગ્યાં,
ધન મેળવતા દુઃખ છે, સાચવતાં પણ દુઃખ જો આવેલું જાય તો જાય સઘળું સુખ...."

ધન આવેલું જાય ત્યારે માણસ પ્રાયઃ મૃત સમાન બની જાય છે. ચંદ્રકાન્ત એક

પછી એક વહાણને તૂટતા જોવે છે. પૂજ્ય વંદનીય વૃદ્ધ મા બાપ, વ્હાલા સંતાનો, પ્રાણથી અધિક પ્રિય પત્ની બધાને ડુબતાં જુવે છે. તેના હૈયામાં આઘાત લાગે છે. હૃદય અત્યંત મુંઝવણ અનુભવે છે. પોતાનું જીવન પણ એટલું જ જોખમમાં છે. કોઈ કોઈને બચાવી શકે તેમ નથી. લાખોની કે કરોડોની કમાણી હોય પણ જનાર પોતાની સાથે કાંઈ લઇ જઈ શકતા નથી.

"લખપતિ છત્રપતિ સબ ગયા, ગઈ ન ઋદ્ધિ સાથ,
જાલમ જોદ્ધા સબ ગયા. ખંખેરી દોનુ હાથ.
...એક રે દિવસ એવો આવશે!

મરણ નિશ્ચિત હોવા છતાં માણસ મોહને મૂકી શકતો નથી. તૃષ્ણાથી વિરામ પામતો નથી. મોટો રાજા હોય કે ચક્રવર્તી હોય પણ કોઇ સોનારૂપા ખાઇ શકતું નથી. ખાવાનું તો દરેકને ૨૪ ધાન્ય માંહેનું કોઈ પણ ધાન્ય ખાવાનું હોય છે, છતાં ધન પાછળ, ચાંદીના ટૂકડા પાછળ આટલો મોહ શા માટે હશે?

મમતાને મારો રે જીવડાને વારો રે, છોડી દેને મમતા,
આ રે કાયામાં બાગ ને બગીચા રે નહિં રે ફુલન કેરી બાસ રે,
ભમરા! કહાંસે લોભાણો રે છોડી દે ને મમતા ..........

જીવાત્માને આ દેહનો મોહ છે. પણ આ દેહ હાડ, માંસ અને લોહી જેવી અપવિત્ર ચીજથી ભરેલો છે. અપવિત્ર હોવા છતાં આત્મારૂપી ભ્રમર તેમાં શા માટે લોભાતો હશે? હવે સત્ય સમજાણું હોય તો વિભાવ ભાવને છોડી સ્વભાવમાં રમણતા કરો, મમતાને મારો.

પેલો ચંદ્રકાંત રડી રહ્યો છે. પોતે સર્વસ્વ ગુમાવી બેઠો છે. અંતે એનું વહાણ પણ તૂટે છે. પણ ભાગ્યયોગે તેને એક પાટીયું મળી જાય છે. ચંદ્રકાન્તે પાટીયાને બરાબર પકડી લીધું. પાટીયું આગળ પાછળ મોજામાં પછડાય છે. અનિયંત્રિત ગતિએ આગળ વધી રહ્યું છે. પણ પાણીનું તાણ એટલું છે કે ચંદ્રકાન્તે પહેરેલી પોતડીની ગાંઠ છૂટી ગઈ, આથી પોતડી સરકવા માંડી. હવે પોતડીને સરખી કરવા જાય તો પાટીયું છટકી જાય અને પાટીયાને પકડી રાખે તો પોતડી છૂટી જાય. આ બન્નેમાં ચંદ્રકાન્ત કોને રાખશે? પાટિયાને કે પોતડીને? બુદ્ધિમાન હોય તો પાટીયાને પકડી રાખે. કારણ કે પોતડીને પકડવા જાય તો મરણ જ થાય જ્ઞાની પુરૂષો કહે છે પાટીયાની સમાન ધર્મ છે અને પોતડી સમાન પુણ્યનાં યોગથી મળેલી સામગ્રી ધન, ધાન્ય, મોટર, ગાડી, મિલ્કત સુખસાહ્યબીનાં સાધનો છે, આ જીવનનાવ ખરાબે ચડી ગયું છે તમે કોનું રક્ષણ કરશો? ધર્મરૂપ પાટીયાનું કે ધન વૈભવરૂપ પોતડીનું? જો પોતડીનું રક્ષણ કરવા જશો તો ભવચક્રમાં ભમવાનો વારો આવશે તે યાદ રાખજો. માટે ભવભ્રમણ ટાળવું હોય તો ધર્મને વળગી રહેજો. પ્રભુ નેમનાથ ધર્મના યથાર્થ સ્વરૂપને બતાવનારા છે. એવા ભગવાનને શરણે જે જાય તેનું અવિનાશી કલ્યાણ થાય.

---

## વ્યાખ્યાન નં...૪૧

### ભાદરવા સુદ ૩ શનિવાર તા. ૨૩-૮-૭૧

ભગવાનનાં શાસનમાં આપણે બધાં આવી ગયા છીએ. આ સંયોગ આપણને પ્રાપ્ત થયો છે. આ સંયોગનો સદ્વ્યય કેવી રીતે કરવો. આપણો ઉદ્ધાર આપણે કેવી રીતે કરવો તે આપણાં હાથની વાત છે. જો સમજીને વાસનાના–વિષયનાં તોફાનોને સમાવી દેશું તો આપણી ઉન્નતિ થશે. જો વિષય વાસનામાં રચ્યાપચ્યા રહેશું તો અવનતિ થશે. અનાદિ કાળથી ખાડામાં તો ગયેલા છીએ જ હવે ઊંચે ચઢવું છે, કાંઈ કરવું છે. એવો નિર્ણય કરી લ્યો. પશુ અને માનવમાં શો ફેર છે? પશુને ભૂખ–તરસ લાગે ત્યારે ખાઇ લે છે અને પાણી પીવે છે. માણસ પણ તેમ કરે છે. જ્યારે ઊંઘ આવે ત્યારે પશુ પણ સૂઈ જાય છે. માનવ પણ સુઈ જાય છે. વિષયની વૃત્તિને પોષવી એ પશુ પણ કરે છે. અને માનવ પણ કરે છે. પણ જે ધર્મ, જે સદ્બુદ્ધિ, જે વિવેક માનવની અંદર છે એ પશુની અંદર નથી. આપણને માનવનો અવતાર તો મળી ગયો પણ તેમાં જો વાસના, વિષય અને કષાયમાં રમતા રહીશું તો આ ખોળીયું માનવનું છે પણ વૃત્તિ પશુ જેવી છે.

મહાન પુરૂષોનાં સમાગમમાં આવવાથી, તેમનાં પ્રવચન સાંભળીને આપણે આપણાં જીવનનો વિકાસ કરવાનો છે. વિકાસ એ ઉન્નતિ છે. વિલાસ એ અવનતિ છે. વિલાસ એ કાર્ય નથી, વિકૃતિ છે. જીવનનો મર્મ બે ઘડી વિલાસની ક્ષુદ્રતામાં નથી, સંયમના ગૌરવમાં છે. પણ ક્ષુદ્ર હાસ્યમાં અને સુંવાળી વાતોમાં માનવજીવનની ભવ્યતા ગુમાવી ન દેવાય તે ખ્યાલ રાખવાનો છે. આપણે ધારીએ તો જીવનને વિશુદ્ધ બનાવી શકીએ. પણ અફસોસની વાત એ છે કે આપણે આપણાં જીવનની ઉન્નતિ તરફ બેવફા બન્યા છીએ. પણ હવે જાગૃત થવાની જરૂર છે.

" છે જીંદગી એ જીવન પુષ્પ નાનું, આજે ખીલી કાલે કરમાઇ જવાનું. "

ડાળપર પુષ્પ ઉગીને કરમાઈ જાય છે. અથવા કોઈના પગ તળે કચરાઈ જાય છે. અને હતું–ન હતું થઇ જાય છે. આપણી જીંદગી પણ કોમળ પુષ્પ જેવી છે. અલ્પ સમય માટે આપણે આવ્યા છીએ. કાળના ખપ્પરમાં ક્યારે હોમાઈ જઈશું, તેની ખબર નથી જ્ઞાની પુરૂષ કહે છે : આ મહામૂલી જીંદગીને સુધારવા પ્રયત્નશીલ બનો. પણ આ જીવને માત્ર શરીરની કિંમત સમજાણી છે. શરીર બગડે ત્યારે બધી વ્યવસ્થા અવ્યવસ્થામાં ફેરવાઈ જાય છે. દૈનિક જીવનમાં ફેરફાર થઈ જાય છે. શરીરની તંદુરસ્તી માટે ડોકટર કહે તે

પ્રમાણે દવા, ઈંજેકશન, વિટામિનની ગોળીઓ વિ. લેશો. જ્ઞાની પુરૂષો કહે છે કે તમારે આત્માને સુધારવો હોય તો અમારા વિટામીન્ લેવાની જરૂર છે.

વિટામીન A એટલે Ability=શક્તિ. શક્તિ સ્વાસ્થ્ય મેળવવાથી પ્રાપ્ત થાય છે. શારીરિક સ્વાસ્થ્ય, માનસિક સ્વાસ્થ્ય અને આધ્યાત્મિક સ્વાસ્થ્ય. આજે શરીરને માટે ચિંતા કરવાવાળા ઘણા છે. શરીર બગડે તો અભક્ષ્ય વસ્તુ લેવા પણ તૈયાર થઈ જાય છે.

"જે તે અભક્ષ્ય વસ્તુઓ ગ્રહીને કાયા નચાવે તેમ કરીને રે,
રાત્રી ન જોઈ દિવસ ન જોયો ભટકયો ભાનને ખોઇ,
કાયા છે પિંજરૂં રે એની શી યે મરામત હોય....એની..."

આ કાયા એક પિંજરૂં છે. પિંજરાનું રક્ષણ કરવા માટે અંદર બેઠેલા પંખીનું શું થઈ રહ્યું છે એ કોઈ જોતું નથી. પિંજરાને સુંદર રાખે છે, શણગારે છે, શોભાવે છે. દેહનાં રક્ષણ માટે ખાય છે, પીએ છે, કપડા પહેરે છે. અનેક ક્રિયાઓ કરે છે. ડૉકટર અભક્ષ્ય ખાવાનું કહે તો પણ ખાય છે. કૉડલીવર ઑઈલ લે છે. લીવરનાં ઇંજેકશન લે છે. પ્રાણીજન્ય દવા પણ ખાય છે. અને અનેક જીવોની હિંસા પણ કરે છે. કારણ કે જીવે શરીરને મુખ્ય ગણ્યું છે, આત્માને ગૌણ ગણ્યો છે, તેથી કર્મ બાંધતાં જીવ વિચાર કરતો નથી. સમયે સમયે જીવ સાતથી આઠ કર્મ બાંધી રહ્યો છે. લાખ રૂપિયાનો ચેક કવરમાં આવ્યો હોય તો કવરની ચિંતા કરશો કે ચેકની? કવર ફાડતાં ચેક ન ફાટી જાય તેની બરાબર તકેદારી રાખશો ને? હા....કારણ કે ચેક કિંમતી છે કવરની કાંઇ કિંમત નથી. એમ શરીર એ કવર છે. આજે તમે કવરનું રક્ષણ કરો છો. અને ચેકના સામું પણ જોતા નથી!

બીજી માનસિક સ્વસ્થતા છે. મનની સ્વસ્થતા ત્રણ વસ્તુ પર આધાર રાખે છે. (૧) પ્રસન્નતા, (૨) સ્થિરતા (૩) શાંતિ. જેના હૃદયમાં કામ પ્રદિપ્ત થયેલો છે, જે ભયથી વ્યાપ્ત છે અને જેના મગજમાં ચિંતાના જાળાં બાઝેલા છે. તે કદિ પ્રસન્નતાનો અનુભવ કરી શકતો નથી. જેના જીવનમાં શોક અને વાસના છે તે સ્થિર થઇ શકતો નથી અને જેના હૃદયમાં તૃષ્ણા છે, તે શાંતિ અનુભવી શકતો નથી. માણસની ઈચ્છાનો અંત આવતો નથી. જેની પાસે લાખ હોય એને કરોડ જોઇએ છે. કરોડવાળાને ચક્રવર્તી થવું છે. ચક્રવર્તીને ઈન્દ્રની પદવીની ઈચ્છા છે.

જગતની અંદર જે વસ્તુ છે તે પરિમિત છે આયુષ્ય પણ પરિમિત છે. જ્યારે એક એક જીવની ઇચ્છા અનંતી છે. એક જીવની અનંતી ઇચ્છા પણ પૂર્ણ ન થઇ શકે તો અનંત આત્મ ની ઈચ્છા પૂર્ણ કેવી રીતે થાય? અત્યારે આપણું કર્તવ્ય તો એક જ છે કે આ પરિમિત આયુષ્યમાં સંસારને પરિમિત કરી લેવો, ઈચ્છા રહિત બની શાંતિનો

અનુભવ કરવો. તૃષ્ણા રહિત અવસ્થા પ્રાપ્ત કરવી મુશ્કેલ છે, પણ અશક્ય નથી. જો મહેનત કરીએ તો શક્ય બની શકે તેમ છે. પણ માણસ ઘરડો થાય છે છતાં પણ વાસના છોડી શકતો નથી.

"અંગં ગલિતં, પલિતં મુંડં, દશનવિહીનં જાતં તુંડં, ।
વૃદ્ધો યાતિ ગૃહીત્વા દણ્ડં, તદપિ ન મુંચતિ આશા પિણ્ડમ્ ॥"

ઘરડો થયો, દાંત પડી ગયા, પેટલાદ પુરમાં માલ પચતો નથી છતાં અનેક ખાદ્ય પદાર્થો ખાવાની ઈચ્છા જાગૃત થાય છે. ચવાતું નથી તો ઊનો–ઊનો શીરો જોઈએ, સાથે ભજીયા જોઇએ જ્યાં સુધી ઈચ્છાઓનો નાશ ન થાય ત્યાં સુધી નકામું છે. જ્ઞાન-દૃષ્ટિથી સમજણ પૂર્વક વૃત્તિઓને વાળતાં શીખશો તો અવશ્ય તમારૂં કલ્યાણ થશે. સાધનો–સગવડતાઓ ગમે તેટલી હશે પણ સાથે કાંઈ આવવાનું નથી. આ દેહ પિંજરામાંથી ચાલ્યો ગયો કે તરત રવાના કરશે. પૌદગલિક એક પદાર્થ પણ કોઈનો થયો નથી, થવાનો પણ નથી માટે ઈચ્છા પર કાબૂ મૂકો.

તપશ્ચર્યા ઈચ્છાનો નિરોધ કરવા માટે છે. સંતોષના ઘરમાં આવી જાવ. સંતોષ નહીં હોય તો શાંતિ મળી શકશે નહિં. શાંતિને સંતોષ સાથે સંબંધ છે. તમારાં હૃદયનાં ઊંડાણમાં વિચાર કરીને કહો. શાંતિ કેટલી મળી ? આજે સાધનો ખૂબ વધી ગયાં છે, તમારા વડીલો પાસે આટલાં સાધન નહતાં, છતાં જીવનમાં શાંતિ હતી. અમુક ટાઈમ ધર્મ–ધ્યાનમાં વિતાવતા. આજે તમારા જીવનમાં વ્રત–નિયમો કેટલા છે ? આજે દોડ–ધામ ખૂબ વધી છે. જીવનની જરૂરિયાત એટલી વધારી મૂકી છે કે આ જરૂરિયાતને પૂરી પડવા દોડા–દોડી કરવી જ પડે છે. આથી શાંતિથી જીવી શકતાં નથી, ધર્મધ્યાન કરી શકતાં નથી અને હાય–વોય ઓછી થઇ શકતી નથી. જેના જીવનમાં સંતોષ છે. તે ખરેખર સુખી છે.

ઈંગ્લેંડમાં એક મીલર ચક્કી ચલાવે છે. તેનો આત્મા ખૂબ સંતોષી છે. પેટ–પૂરતું મળી રહે એટલે ચક્કી બંધ કરે અને પ્રભુનું ભજન કરે. તે જ્યારે ચક્કી ચલાવે ત્યારે ગીત ગાતો જાય. "મારે ત્રણ દિકરીઓ છે, એક પત્ની છે, હું મારા રોજીંદા જીવનમાં આનંદ માણું છું. મને રોજનું મળી જાય એટલે વધુ મેળવવાની ઇચ્છા થતી નથી." મીલર કહે છે હું કોઇની ઇર્ષ્યા નથી કરતો, અને હું એટલો ગરીબ છું કે મારી પણ કોઈ ઈર્ષ્યા કરતું નથી. આ ગીત ગાવાનો રોજનો એને નિયમ છે. એક વખત ઈંગ્લેંડનો રાજા ત્યાંથી નિકળે છે. મીલરનું ગીત સાંભળે છે. તેમને થાય છે કે મારી પાસે સત્તા છે, સુખ છે, છતાં જીવનમાં શાંતિ નથી. આ કેવો ગરીબ છે ? છતાં એની પાસે શાંતિ કેટલી છે ? રાજા મીલર પાસે આવે છે. અને કહે છે કે તું ખોટું ગાઈ રહ્યો છે.

હું કોઈની ઇર્ષ્યાં નથી કરતો પણ હું તારી ઈર્ષ્યાં કરૂં છું. તારી લોટથી ભરેલી ટોપીમાં જે સુખ છે તે મારા કાંટાળા તાજમાં નથી. કહેવાનું તાત્પર્ય એ છે કે જેના જીવનમાં સંતોષ છે તે ખરેખર સુખી છે. આધ્યાત્મિક સ્વસ્થતા પર પહોંચવા માટેની નીસરણી સ્વસ્થતા છે. જ્યાં સુધી માનસિક સ્વસ્થતા ન આવે ત્યાં સુધી આધ્યાત્મિક સ્વસ્થતા આવી શકતી નથી.

આધ્યાત્મિક સ્વસ્થતા યોગમાર્ગ પર વધુ ને વધુ આગળ વધવાનું બળ આપે છે. દુઃખમાં ધૈર્ય રાખતા શીખવે છે. આત્મતત્વને પામેલો જીવ પ્રતિકૂળતા ભેદી પાર નીકળી જાય છે. તે ઉત્સાહ, આનંદ અને શાંતિમાં રહે છે. તમને તમારા આત્મા સાથે વાત કરવાનો ટાઈમ મળે છે? આત્મા સાથે વાત કરવી તેનું નામ પરિસંવાદ. દુનિયામાં દૃષ્ટિ બે જાતની છે. સ્વાર્થની અને પરમાર્થની. વાદવિવાદ અને સંવાદ સ્વાર્થ માટે થાય છે જ્યારે પરિસંવાદ અધ્ય ત્મની ઊચ્ચ ભૂમિકાએ પહોંચેલ કરે છે. આપણે આજ સુધી સ્નેહી સંબંધી સાથે ખૂબ વાતો કરી છે પણ આપણે આપણી સાથે વાત કરી નથી. સ્વાર્થ માટે જે થાય છે તે વાદ છે. ક્લેશ માટે થાય છે તે વિવાદ છે, સ્નેહ માટે થાય છે તે સંવાદ છે, અને આત્મા માટે જે વિચારણા થાય છે તે પરિસંવાદ છે. માનવી પોતાનાં સ્વરૂપનો વિચાર કરે તો જ એને જ્ઞાન અને ભાન થાય છે. ચિત્તમાં પરમાર્થદ્રષ્ટિ જાગે ત્યારે પરિસંવાદ થાય છે. પરિસંવાદ કદી કર્યો નથી. જ્યારે એકાન્ત હોય ત્યારે ધ્યાન ધરી બેસી જાવ. અને વિચાર કરો કે આત્માની શુદ્ધિ માટે શા પગલાં લીધાં? આત્મા પરમાત્મા બને તેને માટે કોઈ કારણો આપ્યા? પરમાત્મા બનાવવો હોય તો આત્મા સાથે વાત કરો. આજે માણસ એકલો પડે એટલે કંટાળી જાય છે. ચાલો ફ્રેન્ડસર્કલ સાથે વાત કરીએ. સીનેમા નાટક જોઇ મનને આનંદ આપીએ એમ વિચાર કરે પણ તને ટાઈમ મળ્યો છે તો આત્મા સાથે વાત કર. પરિસંવાદ થાય તો આધ્યાત્મિક વિકાસ થઈ શકે.

આપણે આપણાં જીવનને ઉન્નત બનાવવા માટે ખૂબ કરવાનું છે. A વિટામીન પછી B વિટામીન છે. B Beauty સુંદરતા છે. તમારે તમારૂં જીવન આગળ વધારવું હોય તો વિટામીન B લેજો. તમને બગીચામાં જવું ગમે છે. કારણ કે ત્યાં સુંદર હવા છે, સ્વચ્છતા છે, વ્યવસ્થા છે, સુંદરતા છે. લીલી વનસ્પતિ છે. રંગબેરંગી પુષ્પો છે, પાણી છાંટીને જમીનની ગરમી શાંત કરવાથી શીતળતા હોય છે. સુંદર વેલ, કુંજો, વૃક્ષો, ઘટાઓ છે. પક્ષીઓ આનંદથી ત્યાં ઊડે છે. આપણા જીવનને આપણે પણ બગીચો બનાવી શકીએ. માનવજીવન ચૈતન્યમય છે માનવજીવનમાં જે અદ્ભુતતા છે તેવી અદ્ભુતતા બગીચામાં નથી. આપણા જીવનના બગીચાને આપણે વેરાન બનાવવાનો નથી. પણ ખીલતો રાખવાનો છે. સારા સારા વિચારો લાવીએ. સારૂં સારૂં વાંચી આપણામાં તે ખીલવીએ. વાણી મન અને બુદ્ધિને સારા બનાવીએ તો આપણે અવશ્ય સુંદર બની શકીએ. "સૌંદર્ય વેડફી દેતાં ના ના સુંદરતા મળે, સૌંદર્ય પામતાં પહેલાં સુંદર તો બનવું પડે."

પફ-પાવડર લગાવી, મેચિંગ કરી, જેવી સાડી એવું બ્લાઉઝ અને એવી જ ચંપલની પટ્ટી, એવી જ બંગડી, બુટ્ટી ને માળા, એવો જ ઘડિયાળનો પટો પહેરવાથી જીવન સુંદર બનવાનું નથી. પણ તારા જીવનને એવું સુંદર બનાવ, તારા મનને એવું સુંદર બનાવ કે કોઇ થાકેલો, ત્રાસિત થયેલો માણસ તારી પાસે આવે અને તે વિશ્રાંતિ મેળવે. આર્થિક રીતે મદદ કરી શકે તેમ ન હો તો કાંઈ વાંધો નહિં પણ હૃદયને સુંદર બનાવો. સૌંદર્ય ઈચ્છતા હો તો વિટામીન B લેજો.

વિટામીન C એટલે character = ચારિત્ર. ચારિત્ર્ય એ જીવનનું અમૃત છે. જ્યાં સુધી જીવનમાં સદ્દચાર ન આવે ત્યાં સુધી જીવન નકામું છે.

If wealth is lost nothing is lost, if health is lost something is lost, but character is lost everything is lost.

પૈસો એ તો અનર્થનું મૂળ છે. love of money is the root of evil પૈસાનો પ્રેમ એ દુઃખનું મૂળ છે. વળી પૈસો મળવો કે ટળવો એ માણસના હાથની વાત નથી. ભાગ્યમાં હોય તો મળે અને ન હોય તો ન મળે. પૈસાથી કોઈ પણ માણસ મહાન બની શક્યો નથી. તેથી પૈસો ગુમાવ્યો તેણે કાંઈ જ ગુમાવ્યું નથી. શરીર એ ધર્મ કરવાનું સાધન છે શારીરિક તંદુરસ્તી ન હોય તો માણસ ધર્મની આરાધનામાં આગેકદમ બઢાવી શકતો નથી. તેથી તંદુરસ્તી ગુમાવી છે તેણે કાંઈક ગુમાવ્યું છે, પણ જેણે ચારિત્ર ગુમાવ્યું છે તેણે સર્વસ્વ ગુમાવ્યું છે. જીવન સદાચારથી શોભે છે. ચારિત્રની ભીતરમાં અનેક સદ્ગુણો અને શક્તિઓ છે. ચારિત્ર અંતરના ગુણોને પ્રકાશિત કરે છે. તાળાની કુંચી બનાવનાર દરેક તાળાની જુદી જુદી કુંચી બનાવે છે પણ સાથે એક ચાવી એવી બનાવે છે કે જેને Master Key કહે છે. તે દરેક તાળાને લાગુ પડે છે. ચારિત્ર એ Master Key છે. જેનાથી જીવનના દરેક તાળા ઉઘડે છે. જીવનની દરેક શાખામાં તેનો ઉપયોગ થઈ શકે છે. એ ચાવીથી દરેક સદ્ગુણો ખીલવી શકાય છે. ચારિત્રવાન આગળ દરેક આકર્ષાય છે. છતાં તે કોઇનામાં આકર્ષાતો નથી. ચારિત્રવાનનાં જીવનમાં વધુ ને વધુ નિર્દોષતા આવતી જાય છે.

માનવમાં રાત-દિવસ બે જાતની ક્રિયા થયા કરે છે. એક શક્તિ વધારવાની અને બીજી શક્તિ ઘટાડવાની. મનુષ્યને હાનીમાંથી ઉગારી લે અને લાભ વિશેષ રૂપમાં અપાવે એવી એક વસ્તુ તે ચારિત્ર છે. ચારિત્રથી લાભ મેળવી શકે છે. અને નુકશાનથી દૂર રહે છે. જેનામાં ચારિત્ર બળ છે તે ખોટી ક્રિયા તથા ખોટાં વિચાર કરતાં અટકે છે અને સાચી ક્રિયા તથા સાચા વિચાર કરવામાં આગ્રહ અને મમત્વ વધારે છે. આપણાં પોતાનાં દોષો કે દુર્બળતાઓ સામે જે બળવો ઉઠાવે, હોહા કરી મૂકે એવા ચારિત્રની

જરૂર છે દીવાની જ્યોત જેમ ઊંચે ને ઊંચે જ રહે છે, તેમ ચારિત્રવાનનું મન સદા ઊંચે ને ઊંચે જ વળ્યા કરે છે. ચારિત્રની શક્તિ મનુષ્યને દુર્બળ બેસી રહેવા દેતી નથી પ્રગટી રહેલા પ્રકાશ આગળ જેમ અંધકાર રહેતો નથી. તેમ માનવતા જીવન-મંદિરમાં દૈવી જ્યોત પ્રગટે ત્યાં વિકારોનું, દુર્બળતાનું, પશુત્વનું અંધારું રહેતું નથી.

ચારિત્ર એટલે ખરી મોસમમાં ચાલતી રાત-દિવસની મીલ છે. આગળ વધવાનું ધમધોકાર થયા જ કરે છે. આ યંત્ર રવિવારે પણ બંધ રહેતું નથી. નાના પ્રસંગોમાંથી મહત્ત્વનું તત્ત્વ કઢાવે છે. ચારિત્ર એ માનવજીવનને ઘડનાર શિલ્પી છે. મનુષ્યને સર્વોત્તમ બનાવે છે. ઈશ્વરી પ્રાણ પ્રગટાવે છે. ચારિત્ર મનુષ્ય જીવનનું દૈવી જીવનમાં અને ઈશ્વરી જીવનમાં રૂપાંતર કરે છે ઉત્તમ બનવાનો રસ પ્રગટાવે છે, ઉત્સાહ ઉપજાવે છે, આગ્રહ બંધાવે છે, પ્રલોભન સામે જંગ મચાવે છે. દુર્બળતા માત્રને દૂર કરે છે. અને પવિત્રતા માત્રને ખેંચી લાવે છે. ચારિત્ર મનુષ્ય જીવનમાથી ગુપ્ત શક્તિને ઉગાડે છે. જ્યાં બધું શુષ્ક જણાય ત્યાં વર્ષા જેમ અનેક વનસ્પતિને ઊગાડે છે તેમ ચારિત્ર અત્યંત સુંદર સામર્થ્ય પ્રગટાવે છે.

ભગવાન નેમનાથ દ્વારિકા નગરીમાં પધાર્યા છે. વિટામીન 'c' લેવા માનવ મહેરામણ ઊભરાય છે. ભગવાનનું ચારિત્ર યથાખ્યાત છે. વાણીમાં અને કર્તવ્યમાં ફરક નથી. પ્રથમ આચરણમાં મૂકી પછી ઉપદેશની ધારા વહેવડાવે છે. તમારા જીવન કેવા છે? અહીંયા બેઠાં હો ત્યાં સુધી 'જી. હા. પ્રમાણવચન' બોલો અને દુકાને-પેઢી પર જાઓ ત્યારે કાળા બજાર કરો, કંઈકને છેતરો. આજે તમારી છાપ તમારા સંતાનો પર કેમ પડતી નથી? આનું કારણ એ જ છે કે જીવનમાં એકરૂપતા નથી, બોલવાનું કંઇ છે અને ચાલવાનું જુદું છે. આ રીતે તમારું બે ધારું જીવન છે આજે સારા દેખાવાનો પ્રયત્ન કરનારા ઘણા છે. પણ તમારે તમારા દોષોની આલોચના કરવી હોય, તો જેવા છો તેવા દેખાવા પ્રયત્ન કરો. શરીરમાં દર્દ થાય અને ડોકટર પાસે જાવ ત્યારે ડોકટરને શી વાત કહો છો? મારા પેટમાં તદ્દન સારૂં છે. માથાનો દુખાવો રહેતો નથી. વિ. વિ સારી સાઈડ બતાવો કે જે દર્દ જે રીતે થતું હોય તે યથાર્થ રીતે કહો? ગુપ્ત દર્દ હોય તો પણ ડોકટર પાસે છુપાવ્યા વિના કહો તો જ દર્દનું નિદન થાય અને યોગ્ય ઉપચાર ડોકટર બતાવે. આ જીવનમાં પણ અનેક દોષો રૂપી રોગો ઘર કરી ગયા છે. તેને દૂર કરવા હોય તો સદ્‌ગુણ રૂપી ડોકટર પાસે આવો અને રોગોનું યથાર્થ સ્વરૂપ બતાવો. "निंदामि, गरिहामि, अप्पाणं वोसिरामि" કરો દોષો દૂર કરવાની તાલાવેલી લાગે તો અવશ્ય દૂર થઈ શકે.

વચન અને કાયાથી જેટલાં પાપ બંધાય છે, તેનાં કરતાં અનેક ગણાં વધારે પાપ મનથી બંધાય છે. મન-મદારી આત્માને અનેક નાચ નચાવે છે. ઘડિયાળની કમાન છટકે

તેમ મન વારે વારે છટકે છે. મનને વશ કરી શકાય તો વિકાસ સાધી શકાય. લાંબો ઠગલો પહેરી ફરનારો માણસ કેવાં પાપ કરે છે તે તો તેનાં અંતરાત્મા સિવાય કોણ જાણી શકે? અત્યારે હાડકાનાં સ્નાયુના ફોટો લેવાય છે. પણ મનના ફોટા લેવાતા હોય તો બાપ-દિકરા પાસે કે દિકરો બાપ પાસે ઊભો ન રહી શકે. મન અવળું પડે તો ૭૦ કોડાકોડિ સાગરોપમનાં કર્મ બાંધે છે. આવા મનને વશ કરવાની જરૂર છે.

> મન વાળ્યું વળે સદ્‌ગુરૂવરથી, સદ્‌ગુરૂવરથી નિજ અનુભવથી,
> અભ્યાસે ને વૈરાગ્યેથી, મન વાળ્યું વળે સદ્‌ગુરૂવરથી."

સંત-મહાપુરૂષોનો સમાગમ કરવાથી, તેમનાં જીવનનું અવગાહન કરવાથી અને મનને તાલીમ આપવાનો અભ્યાસ કરવાથી ભાવ અને વૈરાગ્યની ભાવના વધારવાથી મનને વશ કરી શકાય છે. જે બાળા રોટલી શીખવા બેસે તે પ્રથમ વાંકી-ચૂકી બનાવે છે પણ પ્રેકટીસ થતાં સુંદર અને ગોળ વણી શકે છે. તમે ૩૦ વર્ષથી પેઢી પર કામ કરતા હો અને તમારો દિકરો આજે પેઢીએ બેસે તેના કામમાં અને તમારા કામમાં ફેર જણાય ને? તમને વર્ષોનો અનુભવ છે. તમારા દિકરાને કાંઈ અનુભવ નથી. દરેક વસ્તુ by practice (થી) સુંદર બને છે. તમે જે દિવસે પ્રથમ સામાયિક કરી હશે અને આજે ૫૦ વર્ષ પછી કરો તે બનેમાં ફેર પડે છે ને? તે વખતનાં સમભાવમાં અને આજના સમભાવમાં ફેર પડી જાય ને? અને ગમે તેટલી સામાયિક કરો, છતાં સમભાવ જીવનમાં આવ્યો ન હોય તો કહેવું પડશે કે સામાયિક જે રીતે કરવી જોઈએ તે રીતે કરી નથી.

> "આંધળો સાસરો ને શણુંગટ વહુ, કથા સાંભળવા ચાલ્યા સૌ,
> ઊંડો કુવો ને ફાટી બોક, સુણ્યું સાંભળ્યું સઘળું ફોક."

કુવો ઊંડો હોય અને બોક ફાટેલી હોય તો કુવામાંથી બોક ઉપર આવતાં પાણી નીકળી જાય છે. તેમ તમે બધાં વ્યાખ્યાન સાંભળવા તો આવો છો, પણ તમારી બોક ફાટેલી તો નથી ને? એક કાનેથી સાંભળી બીજા કાનેથી નીકળી તો નથી જતું, ને? સાંભળેલું હૃદય સુધી પહોંચે છે? તમારી બોક સાંધીને અહીં આવજો. આ તમારા favour ની વાત લાગે છે કે unfavour ની? આ વાત તમારા હિતની છે. તેના પર વિચાર કરી-મનન કરી મનને સન્માર્ગે વાળવા પ્રયત્ન કરજો.

વિદ્યાર્થી બાળવર્ગમાંથી મેટ્રીકમાં આવે તો એની પ્રગતિ દેખાય. તમારી પ્રગતિ દેખાય છે? કેટલા વર્ષોથી ઉપાશ્રયમાં આવો છો, છતાં સામાયિક બાંધવી હોય તો બીજાને કહેવું પડે 'જરા મને સામાયિક બંધાવજો ને!' સામાયિક લઈ ને બેસે અને વિકથા શરૂ કરે. જેની સાથે લગ્ને કંકોત્રી કે મુવે સ્નાનનો સંબંધ પણ ન હોય તેની પણ વાતો કરે. ઉપાશ્રયમાં ત્રણવાર "નિસિહિ" એટલે અશુભયોગનો નિષેધ કરીને આવું છું તેમ બોલે

છે, પાપકારી વ્યાપારમાં મન, વચન અને કાયાને નહિં જવા દઉં એમ નિર્ણય કરે છે, પણ ઉપાશ્રયમાં પણ પાપની આવક આવે તેવા વિચારો કરે, તેવી વાણીનો વ્યાપાર કરે. તમારા જીવને સુંદર બનાવો. જીવનમાં આગળ વધ્યા કે ત્યાં ના ત્યાં જ છો ?

"સાંભળો શ્રાવકના કહું ગોટા, કુંદાળા સંઘમાં મોટા,
પણ લક્ષણનાં ખોટા, શિયળ નિર્મળ નહીં તો."

સમાજમાં મોટા શ્રાવક છે એમ કહેવાતું હોય પણ લક્ષણ ખોટાં હોય તો શું તે ખરેખર શ્રાવક છે ? રાત્રે બાર વાગ્યે ઘેર આવે. પત્ની પૂછે છે કે કેમ મોડું થયું ? તો કહે ફરવા ગયો હતો અથવા પેઢીપર કામ હતું, પણ આ હડહડતું જુઠું હોય. પારકી સ્ત્રીના લફરા હોય અને ઘેર સ્ત્રીને જેમ-તેમ સમજાવી દેતા હોય. વળી પૈસાથી સંઘમાં, સમાજમાં મોટાં કહેવાતા હોય પણ જેનું શિયળ નિર્મળ નથી તે ખરેખર મોટા નથી, ખોટાં છે. અહીં આવા પુરૂષની લાખોની હુંડી ચાલતી હોય પણ દુર્ગતિ તેની શરમ નહિં રાખે. નરકમાં પરમાધામીનાં પરોણાનો માર સહન કરવો પડશે. લોઢાની લાલચોળ અગ્નિ વર્ણી પૂતળીઓ સાથે આલિંગન દેવડાવે છે, બળી જાય છે. પણ છોડાવનાર કોણ મળે ? જેનું ચારિત્ર ગયું તેનું આખું જીવન પાણીમાં ગયું. વીર્ય એ શક્તિ છે. એને પચાવતા શીખો. વીર્યને પચાવવાથી અનેકગણું બળ વધે છે. જેને ચારિત્ર્ય ગુમાવ્યું તેની સામે સૌ આંગળી ચીંધે છે.

રોગનું નિવારણ કરવા માટે સારામાં સારી દવા બ્રહ્મચર્ય છે. પાંચ ઈંદ્રિય અને મન આ છ પર જેણે વિજય મેળવ્યો તેણે આખી દુનિયા પર વિજય મેળવ્યો છે. મનુષ્યની પૂર્ણતા ચારિત્રમય જીવન ઉપર છે. પૂર્ણિમાનો ચંદ્ર વાદળાથી ઢંકાયેલો હોય તો રાત્રીની શોભા તરીકે એ કિંમતી નથી. તેમ જેના જીવનમાં ચારિત્રનો ચંદ્ર ઝગમગતો નથી તેનું જીવન સૌંદર્યહીન છે. ઉપયોગિતા રહિત છે. ચારિત્ર મનુષ્ય જીવનને વિકાસની, સામર્થ્યની અને પ્રાપ્તિની પરિસિમાએ પહોંચાડે છે. આ વિટાથીન 'C' એટલે ચારિત્ર. સદાચાર જેના જીવનમાં હશે તેનો અવશ્ય ઉદ્ધાર થશે. વિશેષ અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન નં....૪૨

### ભાદરવા સુદ ૪ મંગળવાર. તા. ૨૪-૮-૭૧

ભવ્ય પ્રાણીઓ ભગવાનની વાણી સાંભળી એકરસ બની કૃતકૃત્ય બને છે. ભગવાન નેમિનાથ દ્વારિકા નગરીમાં બીરાજમાન છે,

પ્રભુ નેમનાથ દ્વારિકા બીરાજે, જેની વધાઈ ગગનમાં ગાજે,
સુર દેવેન્દ્ર દોડી દોડી આવે, માનવ મહેરામણ દર્શને જાવે,
સુણી વીતરાગ વાણી લેવા સંયમની લ્હાણી, ચાલ્યા વૈરાગી રાજકુમાર રે....

ભગવાન નેમનાથ દ્વારિકા પધારે છે. ભગવાનની વાણી એટલે કોઈ અપૂર્વવાણી. જેવી એની વાણી છે, એવું એનું જીવન છે ત્રિલોકી નાથ એક સમયે લોકાલોકના ભાવો જોઈ રહ્યા છે. તેઓ સંસારના યથાર્થ સ્વરૂપને બતાવે છે. સંસાર એ ઉંડો કુવો છે. સંસારમાં ત્રાસ છે. દુઃખ છે. સંસાર ભાવમાંથી જે મુક્ત બને છે, એ મોક્ષને પ્રાપ્ત કરી શકે છે. સંસારની અંદર અરિહંતો પણ રહેલા છે. અને આપણે સંસારમાં રહેલા છીએ. આપણે થોકબંધ કર્મો બાંધી રહ્યા છીએ. કેવળી કર્મો બાંધતા નથી. માત્ર શાતા વેદનીય પ્રથમ સમયે બાંધે, બીજે સમયે વેદે અને ત્રીજા સમયે નિર્જરે છે. જે જીવો રાગદ્વેષથી રહિત છે તેને કર્મ વર્ગણા સ્નિગ્ધ રીતે ચોંટી શકતી નથી. એક વાસણ પર તેલવાળો હાથ દીધેલો હોય તો રજકણ ત્યાં આવી જશે. તેને દૂર કરવા મહેનત કરવી પડશે. વાસણ ચીકાશ વગરનું હોય તો રજકણ ચોંટે ખરી પણ માત્ર લુગડું ફેરવતા રજકણ દૂર થઈ, એમ જેણે રાગદ્વેષનો ક્ષય કરી નાંખ્યો છે એવા ભગવાનને કર્મ બંધાય છે, તો પણ તરત છૂટી જાય છે.

સમુદ્રમાં નાવ ફરતી હોય અને એ નાવમાં જો કાણાં હોય તો કાણા દ્વારા પાણી પ્રવેશે છે. અને નાવ ડુબી જાય છે. પણ કાણાં વિનાની નાવમાં પાણી પ્રવેશી શકતું નથી. તે નાવ કિનારે જાય છે. આપણી નાવમાં આસ્રવના છિદ્રો પડેલાં છે. તેથી સંસાર સમુદ્રમાં નાવ ડૂબી જાય છે, તેરમા ગુણસ્થાને તિર્થંકર દેવો–કેવળી ભગવંતોની નાવમાં આસ્રવના છિદ્રો નથી તેથી એમની નાવ તરી જાય છે. ભગવાનની વાણી ત્રણ લોકના દુઃખી પ્રાણીઓના દુઃખોને હરનારી છે. ભગવાનની વાણી માત્ર મનુષ્યો જ નહીં પણ તિર્યંચો અને દેવો પણ વેરઝેર ભુલી ઉત્સાહપૂર્વક સાંભળે છે. ભગવાન વાણીનો ધોધ વહેવરાવે છે. આપણે કાલે A, B. C. ત્રણ વીટામીનની વાત કરી છે, જેની C. વીટામીન છે તે આધ્યાત્મિક વિકાસ, માનસિક ઉન્નતિ અને શારીરિક અભિવૃદ્ધિ પ્રાપ્ત કરી શકે. જેનામાં કામ છે, એનું મન વાસનાના વંટોળને લીધે આકુળવ્યાકુળ થાય છે. તમારે તમારા આત્માની ઉન્નતિ કરવી હોય તો C વીટામીન લ્યો. C. વીટામીનથી તમારા આત્માનું શ્રેય થશે. ઓજસ તેજસ અને કાંતિ આ બધા વીર્ય શક્તિના ચમત્કાર છે. વીર્યથી જીવન સર્જાય છે. વીર્ય મનની ધીરજ, શાંતિ અને ગંભીરતા ટકાવી રાખે છે. બ્રહ્મચર્ય એટલે વાસના પર વિજય, મહાનતામાં વિચરવું, લઘુમાંથી મહાન બનવું તેનું નામ બ્રહ્મચર્ય છે.

સ્વામી વિવેકાનંદ એક વખત અમેરિકા ગયા તે વખતનો આ પ્રસંગ છે. તેમણે ભગવાં વસ્ત્રો પહેર્યાં છે, માર્ગમાં ચાલ્યા જાય છે. પાછળ બે અંગ્રેજો આ વેષ જોઈને હાસ્ય

ફરે છે. અને તે સંબંધી વાત કરે છે. તે વાત સાંભળી વિવેકાનંદ જવાબ આપે છે. તમારા દેશમાં માનવતાનું મૂલ્ય કપડાથી થાય છે. હિન્દુસ્તાનમાં માનવતાનાં મૂલ્યો સદાચારથી થાય છે. જીવનની અંદર જેણે સદાચારની સુવાસ ફેલાવી છે, તે મહાન છે. વીટામીન C જીવન માટે ખુબ ઉપયોગી છે. જો વીટામીન C તાત્કાલિક લેવામાં આવે તો અવશ્ય તમારો ઉદ્ધાર થશે.

વીટામીન *D* એટલે ડીસીપ્લીન. જ્યારે માણસના જીવનમાં શીસ્ત આવે છે, ત્યારે જીવન ઊંચું અને સારૂં બને છે. હિન્દુસ્તાનમાં શીસ્તનો ખુબ અભાવ છે. જ્યારે ખ્રીસ્તીના ચર્ચ કે પારસીની અગ્યારી પાસેથી નીકળશું તો ત્યાં ખુબ શાંતિમય વાતાવરણ જોવા મળશે. ત્યાં પીન, ટાંચણી પડશે તો પણ અવાજ થાય એવી શાંતિ હોય છે. નાનું બાળક પણ સમજે છે કે અગ્યારીમાં મૌન રાખવું જોઈએ.

સૈનિકોને પરેડ કરતાં જોયા હશે. તેઓ જ્યારે ચાલશે ત્યારે એકી સાથે ચાલશે. અને ઉભા પણ એકી સાથે રહેશે. કદી અવ્યવસ્થા નહીં લાગે. અહીં ગુરૂ મહારાજ ઉત્તમ તત્ત્વ સમજાવી રહ્યા હોય ત્યારે શ્રોતાઓ વાતો કરશે અને અવાજ કરશે. ભલે ગમે તે સમાજ હોય પણ શિસ્ત દરેકને માટે અનિવાર્ય છે. શિસ્ત એ ખૂબ ઉપયોગી છે. જીવનના જંગની અંદર કે આધ્યાત્મિક વિકાસની અંદર શિસ્ત હશે તો અવનવા પ્રકાશને પ્રાપ્ત કરી શકીશું.

વિટામીન E એટલે એજ્યુકેશન–જ્ઞાન. જ્ઞાનના બે પ્રકાર છે. (૧) બૌદ્ધિક જ્ઞાન. (૨) આત્મિક જ્ઞાન. માત્ર જાણી લેવું એ એક પ્રકારનું જ્ઞાન છે. બૌદ્ધિક જ્ઞાન ખૂબ વધ્યું. ભણતર સાથે ગણતર જોઇએ ને ચણતર જોઈએ, એ નથી. વિદ્યાર્થી જ્ઞાન મેળવશે પણ ગુરૂ સાથે અસત્ય વર્તન કરશે. માત્ર ડીગ્રીનો બોજો મગજમાં વધારશે. પણ વર્તણુંક નહિ સુધારે. જ્ઞાન એ ખરૂં ત્યારે કહેવાય જ્યારે જીવનની અંદર ઉતરે. એ જ્ઞાન તમારા આત્માની અનુભૂતિ કરાવે. એકવાર જ્ઞાન પ્રાપ્ત થાય પછી જડ અને ચેતનનું ભેદ વિજ્ઞાન થઈ જાય. જીવનની અંદર જ્યાં સુધી અજ્ઞાનતા હોય ત્યાં સુધી પર વસ્તુ મારી છે એમ જીવ કહે છે. જીવ પારકા ઘરમાં ડહાપણ કરવા જાય છે તેથી હેરાન થાય છે. પોતાનું છે તેમાં ભલે લાખોનો ખર્ચો કરે તો કોઈ કાંઈ કહે નહિં પણ પારકાની પેટીમાંથી જો પાંચ રૂપિયાની નોટ લે તો ચોરી કહેવાશે. જગતના જે જે પદાર્થો છે તે પરપદાર્થો છે. એ તારા થવાના નથી. થશે પણ નહીં. આની અંદર તારું ડહાપણ ડોળીશ તો પણ નકામું છે. અને ઉપરથી તમાચા ખાવા પડશે. તારા જ્ઞાન ચારિત્રમાં તારી શક્તિ વાપર. જ્ઞાન એ અમૃત છે. સમુદ્રનું મંથન કરવાથી અમૃત નીકળ્યું પણ જ્ઞાન તો સમુદ્ર વગર ઉત્પન્ન થયેલ અમૃત છે. આ જ્ઞાન મૃત્યુંજય બનાવવાની શક્તિ ધરાવે છે. આત્માની સ્વચ્છતા ઉભી કરે છે. સ્વચ્છ પદાર્થની તેજસ્વી સપાટી પર સર્વ સત્યો આપોઆપ પ્રતિબિંબિત થાય છે. આ અમૃતનું પાન કરનાર અમર બની જાય છે. જ્ઞાન એ રસાયણ

છે. અનેક ઔષધીનું મિશ્રણ કરીએ ત્યારે રસાયણ બને છે. પણ જ્ઞાન રસાયણ ઔષધી વિનાનું રસાયણ છે. પેલું રસાયણ કોઈનો રોગ નાશ કરે કે ન કરે પણ આ રસાયણને તમે જીવનમાં ઉતારો તો તમારો ભવ-નાશ થશે. જ્ઞાનનું રસાયણ તમારે મસ્તકે ચોપડો અને તમે કાયરમાંથી વીર-અને વીરમાંથી મહાવીર બનશો. તાંબામાંથી સોનું બનશો. સંસાર-જ્વર અદૃશ્ય થશે. આધ્યાત્મિક કાયા નિરોગી બનશે જ્ઞાન એવું ઐશ્વર્ય છે કે જેને કોઈ અપેક્ષા નથી. જ્ઞાની પુરૂષને કોઈનો ભય રહેતો નથી. જ્ઞાનને ચોરલૂંટારા લૂંટી શકતા નથી. જેમ જ્ઞાન વાપરો તેમ વધતું જાય છે. જ્ઞાન જીવનને પ્રકાશ આપનાર છે. જે જ્ઞાન ઠગારું હોય, દુશ્મનનું કામ કરતું હોય અને મૃત્યુની ઘડીયે જ્ઞાન ચાલ્યું જતું હોય તો તે જ્ઞાન નથી, અજ્ઞાન છે. જ્યારે જ્ઞાન આવે છે ત્યારે જ્ઞાની પોતે પોતાથી ઉન્નત બને છે. જીવનનો વિકાસ કરવો હોય તો જ્ઞાન આવશ્યક વસ્તુ છે. અજ્ઞાનના બાવા કાઢવા માટે જ્ઞાનનો સાવરણો લેવો પડશે. આત્મજ્ઞાન પાસે બૌદ્ધિક જ્ઞાનની કોઈ કિંમત નથી. આત્મ-જ્ઞાન એટલે આત્માના અનંત માધુર્યનું ગાન. અનંત સામર્થ્યનું જ્ઞાન, માત્ર ચિંતનાત્મક કે પ્રયોગાત્મક જ્ઞાન જ નહિં પણ અનુભવાત્મક જ્ઞાન સ્વસંવેદન જ્ઞાન તે આત્મજ્ઞાન છે. આ વિટામીન જે અપનાવે છે, એના જીવનનો વિકાસ થાય છે. જે વરસાદ આવી એકદમ ઝાપટું નાખી જાય છે એવા તોફાની વરસાદનું પાણી ખેંચાઈ જાય છે. ઝરમર વરસાદનું પાણી જમીનમાં પચી જાય, ઉંડે ઉતરી જાય અને ખેતરને લીલુંછમ બનાવી દે છે, માટે ધીમે ધીમે આગળ વધવા પ્રયત્ન કરો. તમારે તમારા જીવનનો વિકાસ કરવો હશે તો જગતનું એક પણ તત્ત્વ એવું નથી કે તમને સાથ ન આપે. કદાચ મુશ્કેલી આવે પણ જે જાગતો છે એ મુશ્કેલીને ગણતો નથી. ઘણીવાર ભાગ્ય આપણને જગાડે છે પણ આપણે અઘોરીની જેમ સૂતા છીએ. ટીપે ટીપે સરોવર ભરાય. પળ પળ મળીને યુગ થાય. તેમ એક કામ પૂર્ણ કરવાથી હજારો કામ પૂરા થાય છે.

Slowly and stady wins the race. ધીમું પણ સદ્ધર પગલું વિજય અપાવે છે. તારી પ્રગતિ ધીમી હશે તો પણ વિકાસ થવાનો છે. તમારી શક્તિ વેરવિખેર પડી છે, એને એકત્રિત કરો. સૂર્યના કિરણો જુદા જુદા હોય તો કોઈને બાળતા નથી, પણ સૂર્યના કિરણ ઉપર કાચ રાખી કિરણને એકત્રિત કરવામાં આવે તો કાચ નીચે રાખેલ કાગળ પણ બળી જાય છે. આત્માના વિકાસના કાર્યમાં શક્તિને જોડી દો તો અવશ્ય વિકાસ થશે. શ્રદ્ધાનું પગલું હંમેશા વિજય અપાવે છે. તમારી ઈન્દ્રિયોનો, તમારા મનનો, તમારી યૌવનવતી શકિતઓનો અને તમારી બુદ્ધિનો એવી રીતે ઉપયોગ કરજો કે જેથી તમે આવતીકાલે એક કદમ આગળ હો અને તમારા પ્રત્યેક નવપ્રભાતમાં આત્મજાગૃતિ-ભરી પ્રગતિ હોય.

આવો અપૂર્વ માર્ગ દેખાડનાર પરમકૃપાળુ પરમાત્મા છે. ભગવાન નેમિનાથ દ્વારિકામાં પધારે છે. ભેરી વાગે છે. અને ઉચ્ચ સ્વરથી દાંડી પડે છે. આખા ગામમાં પડઘો સંભળાય છે. પ્રજાને એમ થાય છે કે આજે શું છે કે ભેરી વાગે છે! જ્યારે સારું કામ હોય ત્યારે ભેરી વાગે. બધાને ખબર પડે છે કે ભગવાન નેમનાથ પધાર્યા છે. દેવાધિદેવ પધાર્યા છે. જેના દર્શન કરવાથી મન પ્રફુલ્લિત થઈ જાય છે. કર્મની બેખડો તુટી જાય છે. પ્રભુ-દર્શનથી જીવન પાવન બની જાય, રોમરાય ખડી થઇ જાય. વાંદવાને માટે પગ ઉપાડે તે કાળા અડદ સરખો હોય તે છડી દાળ સરખો હોય. અનાદિ કાળથી ઉલટો હોય તે સુલટો થાય. કૃષ્ણપક્ષી હોય તે શુકલપક્ષી થાય સમકિત સન્મુખ થાય. પ્રભુના ઉપદેશથી હેય, જ્ઞેય અને ઉપાદેયનું યથાર્થ જ્ઞાન થાય દંભ અને ડોળવાળો માણસ જ્ઞાન પામવાને લાયક નથી, તે ભગવાનના માર્ગને જે રીતે અપનાવવો જોઈએ એ રીતે અપનાવતો નથી પણ નવ તત્વની પ્રતીતિ–શ્રદ્ધા–ઓળખાણ નહીં થાય ત્યાં સુધી રખડપટ્ટી નહીં મટે. માટે આ માર્ગે આવ્યા વિના છુટકો નથી.

"જન્મ મરણ નહીં આવે એને, જે કોઈ તારે શરણે,
ચૌદ લોકનું સુખ સમાયું, સ્વામી તારે શરણે (૨)
તવ ભકિતમાં રાચું પ્રભુજી, મારે બીજું બધું યે કાચું,
શરણું તારું સાચું પ્રભુજી મારે બીજું બધું યે કાચું..

હે ભગવાન! જે તારે શરણે જાય છે, તારા શરણને સ્વીકારે છે એને જન્મમરણ ન હોય. જેનો અર્ધ પુદ્ગલ પરાવર્ત સંસાર બાકી હોય, જે શુકલ પક્ષી હોય, જેનો સંસાર પરિમિત થયો હોય તેવા સંસાર ભવના ફેરાં મટાડવા ભગવાનના શરણે આવે છે. તમે કોનું શરણ લીધું છે? ધનની ઈચ્છા હોય એ ધનાર્થી જીવ પહેલા રાજાને ઓળખે, પછી રાજાની પ્રતીતિ કરે અને પછી સેવા કરે. એની સેવાથી ખુશ થયેલ રાજા ધન આપે. રાજા કહેવાય કોને? જેણે છત્ર ધાર્યું હોય–ચામર વિંઝાતા હોય, જેના નામની બીરદાવલી બોલાતી હોય તેને રાજા કહેવાય છે, એવી રીતે મોક્ષાર્થીએ પણ જીવને જાણવો જોઇએ.

'જીવરાજ એમ જાણવો વળી શ્રદ્ધવો પણ એ રીતે,
એનું જ કરવું અનુકરણ પછી લક્ષથી મોક્ષાર્થીએ."

પહેલાં જીવને જાણવો. જીવ કેવો છે સિદ્ધના જેવો છે. સિદ્ધને કર્મ નથી, શરીર નથી. કાયા નથી. મારો આત્મા પણ સિદ્ધ જેવો છે. મેં વિભાવ–ભાવ કર્યાં, તેથી કર્મ વર્ગણા ચપોચપ આત્મ પ્રદેશ પર ચોંટી ગઈ. એ કર્મનું ફળ ન જોઇતું હોય તો ઉદીરણાની જરૂર છે. વાવણીયા થયા પછી ખેડુત વિચારે કે મારે બાજરો જોઈતો નથી તો તેના પર ફળ બેઠા પહેલાં કાઢી નાખે, તેમ કર્મનું ફળ ન જોઈતું હોય તો

કર્મ ઉદયમાન થયા પહેલાં તેને મૂળમાંથી ખેંચી કાઢો. આ પ્રક્રિયાને ઉદીરણા કહેવાય છે. તમે લેણીયાત હો તો સામા માણસને નોટીસ આપો કે આખર તારીખ સુધીમાં પૈસા નહીં ભરી દે તો જડતી લાવીશ અને તારો માલસામાન લીલામ કરાવીશ. લેણીયાતના પગ જોરમાં હોય હવે દેણીયાત સમજીને મુદત પહેલાં પૈસા ભરી દે તો આબરુ જતી અટકે. ઘર આદિનુ લીલામ ન થાય. તપ, જપ, પ્રત્યાખ્યાન, બ્રહ્મચર્ય આદિ વ્રતોથી કર્મની ઉદીરણા કરી શકાય છે. ઉદય સન્મુખ થયા પહેલાં તેને સત્તામાંથી ઉખેડી નાખવા, આનું નામ ઉદીરણા છે. તપશ્ચર્યા ઘણું કામ કરે છે. મહિનો દિવસ માંદો પડયો અને મગનું પાણી પણ ન લીધું તો કેટલાં ઉપવાસ ગણાશે? ખાવાની ઈચ્છા છે, પણ પચતું નથી એટલે નથી ખાતો તે તપસ્વી નથી. ઈચ્છાને રોકવી એનું નામ તપ છે. સીનેમા જોવા જવું છે, પણ પૈસા નથી પણ ઈચ્છા પડી છે. પૈસાની જોગવાઈ થાય એટલે જવાનો. પણ જેને પ્રત્યાખ્યાન કરી લીધા તેણે ઈચ્છા નિરોધ કર્યો. પ્રત્યાખ્યાન તાળું છે. કોઈ માણસ ઘરબાર ઉઘાડા મૂકી જાય તો ચોરલૂંટારા ધનાદિ લૂંટી જાય છે. પશુ પણ ઘરમાં પ્રવેશ કરી નુકસાન પહોંચાડે, અને ખાલી બારણું વાસ્યું હોય તો તે ખોલીને ઘૂસી જશે. સાંકળ મારી હશે તો પશુના ભયથી મુક્ત થઈ શકશો, પણ જે તાળું મારીને જાય છે તે નિર્ભય છે. પચ્ચખાણ તે તાળું છે. એક માણસે ઉપવાસની ભાવનાએ સાંજ સુધી ખાધું નથી અને પચ્ચખાણ પણ લીધા નથી. એમાં શરદી લાગી જાય અને મસાલાવાળી ચા પિવાનો આગ્રહ કરે તો મન થઈ જાય કે પચ્ચખાણ કયાં લીધાં છે? લાવ પી લઉં. પછી કયાં ઉપવાસ થતો નથી? આવા વિચારે તે નિર્બળ બની જશે. જેને ઉપવાસ કરવાની ભાવના હોય પણ પ્રત્યાખ્યાન કરવામાં 'અમે માનતા નથી. અમારું મન મક્કમ છે.' એમ બોલનારને તેનો દિલોજાન દોસ્ત આવીને કહે, આજે મારે ત્યાં જમણવાર છે. નહીં આવે તે ચાલશે નહિ અને નહિ આવે તો આપણી મિત્રતા નહી રહે. તને લીધા વિના હું અહીંથી જવાનો નથી, આવે ટાઈમે જવા માટે તે તૈયાર થઈ જશે. પણ પ્રત્યાખ્યાન હશે તો સાફ શબ્દોમાં કહી શકશે કે નહિ અવાય. મારે પચ્ચખાણ છે. ભલે દેવ હેઠો ઉતરે પણ હું નહી આવું. પચ્ચખાણથી ખુબ મક્કમતા આવે છે. નારકીને તથા દેવને પચ્ચખાણ નથી. તિર્યંચ શ્રાવકના ૧૧ વ્રતો આદરી શકે છે. પણ મનુષ્ય તો સાધુ બનીને ચૌદે ગુણસ્થાનકનો સ્વામી બને છે. પચ્ચખાણમાં વફાદાર રહેવું જોઈએ. છઠ્ઠું વિટામીન છે F Fedelity વફાદારી. શેઠને ત્યાં નોકરી કરો છો, તો વફાદારીથી કામ કરો છો ને? સરકારી માણસો પૈસા પુરા લેશે અને સડકો, સ્કુલો, પુલો, આદિ બનાવતાં અડધા પૈસા ઘર ભેગા કરી ખરાબ માલ વાપરે છે. તેથી થોડા વખતમાં સડકો બગડી જાય છે. સ્કુલોમાં ગાબડા પડે છે, અને પુલો તુટી પડે છે. આ શું દેશના નાગરિકની વફાદારી છે? આજે ધર્માદાનું ખાઈ જનારા પડયા છે. ઉપાશ્રયના બોરા ઉપાડી જાય અને થેલીઓ બનાવી નાંખે, ધર્માદાનું

ખાય એનું જડમૂળથી જાય છે. આજે તમે ફાળામાં પૈસા લખાવ્યા અને ન આપો ત્યાં સુધી તેનું વ્યાજ ચડે છે. ઉઘરાણીવાળાના જોડા ફાટી જાય ત્યાં સુધી ધક્કા ખવરાવો છો. નોંધાવતી વેળાએ પૈસા લઇને આવવું જોઈએ, ન લાવ્યા હોય તો વ્હેલાસર ભરી દેવા જોઈએ. ધર્માદાનું ન લેવાય એવી વૃત્તિ હોવી જોઇએ. આજે વફાદારી જરાય નથી. ઉપાશ્રયમાં પ્રભાવના થતી હોય ત્યારે ઘણા ઠગાઇ કરીને બે વાર લઈ આવે છે. અમે ઘણી જગ્યાએ જોયું છે. પ્રભાવના વખતે વહેંચનાર કોઈ ન હોય,'થાળ મુકી દીધો હોય, સૌ એક પતાસુ લઈ ચાલતા થાય. પ્રસાદી કેટલી હોય ? આજે જ્યાં સુધી પારકું મળે ત્યાં સુધી ઘરનું ન વાપરે. અંદરથી જે ભાવના જોઇએ એ ભાવના નથી. કેમ લઇ લેવું, કેમ તફડાવી લેવું એ જ વિચારે છે. પશુઓમાં પણ વફાદારીનો ગુણ વિકસિત થયેલો દેખાય છે. તમે કૂતરાને બટકું રોટલો નાંખશો તો તે રાત્રે તમારા ઘરની ચોકી ભરશે. ગાયને ખવરાવશો તો તે દુધ આપશે. માનવ સર્વશ્રેષ્ઠ પ્રાણી છે. તેના જીવનમાં વફાદારી હોવી જ જોઈએ.

સાતમું વિટામીન છે G Generosity = ઉદારતા.

જ્યારે હૃદય ઉદાર બને છે ત્યારે હું બીજાને તન-મન અને ધનથી કેમ મદદરૂપ થાઉં એવી ભાવના જાગૃત થાય છે. મેઘકુમારનું પૂર્વ વૃત્તાંત આપણને ઉદારતાના પાઠો શીખવે છે.

મેઘકુમારનો પૂર્વભવ હાથીનો હતો. હાથીના ભવમાં તેને જાતિસ્મરણ જ્ઞાન થાય છે. તે જોઇ શકે છે કે આ પહેલાનો મારો ભવ હાથીનો હતો. જંગલમાં જોડજોડે સામસામા ઝાડો અથડાતાં દાવાનળ લાગ્યો અને હું ભાગીને પાણી પીવાની આશાએ તળાવ પાસે આવ્યો. પણ ત્યાં કાદવ હોવાને કારણે ખુંચી ગયો. બીજા એક હાથીએ આવી પોતાની દંતશુળ વડે મને મારી નાંખ્યો.

તે હાથી પોતાના રક્ષણ માટે તથા જીવોની અનુકંપા નિમિત્તે એક જોજનમાં નક્કર જમીન બનાવે છે. તેને ૭૦૦ હાથણીઓ છે, બધાની મદદ વડે ઝાડોને મૂળમાંથી ઉખેડી નાંખે છે. અને પગ વડે જમીનને ટીપે છે. સુંઢ વડે પાણીનો છંટકાવ કરી ફરી ટીપે છે. એકવાર જંગલમાં દાવાનળ લાગતાં બધા પશુઓ હાથીએ બનાવેલા મંડલમાં આવી જાય છે. છેવટે એક જોજનમાં જરાપણ જગ્યા રહેતી નથી. ત્યાં એક સસલું આવે છે. અને હાથીએ ખજવાળ આવતાં પગ ઉંચો કર્યો. સસલું ત્યાં ભરાઇ ગયું. હાથી પગ નીચે મુકવા જાય છે, ત્યાં ખ્યાલ આવે છે. નીચે સસલું છે. "મારો પગ પડતાં તેનાં ફોદાં ઉડી જશે માટે પગ ઉંચો જ રાખું, તે મારા માટે શ્રેયસ્કર છે." આમ વિચારી ત્રણ દિવસ અને ત્રણ રાત્રી સુધી હાથીએ પગ ઉંચો રાખ્યો. પરિણામે રગ તણાઈ ગઈ. અને દાવાનળ શાંત થતાં બધા યથાસ્થાને ચાલ્યા ગયા. ત્યારે હાથી પગ નીચે મુકતાં

ગબડી ગયો. ત્રણ દિવસ સુધી સખત પીડા ભોગવી અંતે મૃત્યુ પામી શ્રેણિક રાજાને ત્યાં ધારિણીદેવીની કુક્ષિએ પુત્રપણે ઉત્પન્ન થયો.

પાણાણુકંપયાએ, ભુયાણુકંપઆએ, જીવાણુકંપઆએ, સત્તાણુકંપઆએ ।।

પ્રાણી-ભુત-જીવ અને સત્વ પર અનુકંપા કરનારા હાથીનો જીવ કેવી સમૃદ્ધિનો સ્વામી બન્યો !

તમારા દિલમાં ગરીબો પ્રત્યે અનુકંપા છે ?

નિષધકુમાર સદગુણ સંપન્ન હતા. ભગવાન નેમનાથ પધાર્યા છે, તે જાણી દર્શન કરવા તે કેવી રીતે જશે તે અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં.....૪૩

### ભાદરવા સુદ ૫ ને બુધવાર તા. ૨૫-૮-૭૧
### (સંવત્સરી મહાપર્વ)

અનંતજ્ઞાની અનંત ઉપકારી ભગવાન મહાવીર દેવે જગતના જીવો ઉપર અનુપમ ને અતુલ ઉપકાર કર્યા છે. આ ઉપકારને સ્મરણમાં લઈએ તો હૈયું નાચી ઊઠે છે. આવા પર્વના નિરૂપણ કરીને ભગવાને મૈત્રીનો સંદેશો આપેલો છે કે જગત આખા ઉપર વાત્સલ્યના ઝરણાં વહેવડાવો. દુશ્મનો બહારના નથી. દુશ્મનો અંદરના છે, તેનો નાશ કરો.

આજે સંવત્સરીને દિવસે આરાધનાની આલબેલ પોકારવાની છે. વરસ દરમ્યાન તમે જેને દુશ્મન માન્યા હોય, જેની સાથે મનથી દુઃખ થયું હોય એને ભાવપૂર્વક ખમાવો. વેરની ગાંઠોને કાપી નાખો તો સંવત્સરી પર્વ ઉજાવ્યું કહેવાય. જીવનની અંદર આ પર્વ અનેકવાર આવ્યું. આવીને ચાલ્યું ગયું. માણસે તે દિવસે બધાને ખમાવી લીધા અને નવા ચોપડાની તૈયારી કરી. જીવન જો આમ જાતું હોય તો આપણે આરાધક નથી. સંવત્સરી પર્વને દિવસે જો ક્ષમાનો ગુણ આપણા જીવનમાં વણાઈ ન જાય તો આ પર્વનો કોઈ અર્થ નથી. જ્ઞાની પુરૂષ સમજાવે છે. ક્ષમામાં શાંતિ છે. ક્રોધમાં દુશ્મનાવટનો સંદેશ છે. ક્રોધ દુઃખકર છે, ક્ષમા સુખકર છે. ક્રોધ ઝેર છે. ક્ષમા અમૃત છે. ક્રોધ ગરમી છે. ક્ષમા પંખો છે. એ ક્ષમાપનાનું અપૂર્વભાવે આરાધન કરવા માટે પંચામૃતનું પાન કરો, તેમાં પ્રથમ પૂર્ણતા તરફ પ્રયાણ-પૂર્ણતાના પહાડ પર ભવ્ય જીવોનું પ્રયાણ ચાલુ છે.

દરેક જીવનો સ્વભાવ ઉંચે જવાનો છે, ઊંચે પ્રયાણ કરતાં કોઈ દોડતા હોય, કોઈ ધીમે ધીમે માર્ગ કાપતા હોય, કોઈ તળેટીમાં બેઠા હોય, કોઇ જીવ તળેટીમાં ઉંઘતા હોય

તો પણ જ્ઞાની પુરુષ કહે છે કે બધા આત્માઓ છે. બધાની શક્તિ સરખી છે એમ વિચારી કોઈ પર તિરસ્કાર, ઘૃણા-નિંદા ન કરવી જે તળેટીમાં છે, જે સૂતેલા છે, જે વિમાર્ગ પર છે, તેને જગાડાય તો જગાડ.

"માર્ગ ભૂલેલા જીવન પથિકને માર્ગ ચીંધવા ઊભો રહું,
કરે ઉપેક્ષા એ માર્ગની તોયે સમતા ચિત્ત ધરું."

તારા ઉપદેશે સન્માર્ગ ઉપર ન આવે તો પણ એના ઉપર ઉપેક્ષા ભાવ રાખ. એના ઉપર અભાવ ન દર્શાવ. એના ઉપર ઘૃણા ન કર. આજે નહીં તો કાલે-જો એને મોક્ષ મેળવવો હશે તો આ માર્ગે આવવું પડશે. આપણાં જીવનમાં પણ કેટલા બનાવો બનતા હશે! આપણે આપણા સંબંધમાં આવનાર સાથીઓ સાથે પ્રેમ કેળવવાનો છે. પ્રેમ નહીં કેળવો તો દુશ્મનાવટ ઉભી થશે. આપણે કહીએ એ માર્ગે આપણા સાથી ન જાય પણ બીજા માર્ગે જાય ત્યારે દુશ્મનાવટ ઉભી થાય છે. બીજા માટે તારું તું બગાડીશ નહી. તારા જેવો આત્મા બીજાનો છે. બધા સાથે મૈત્રી ભાવ કેળવ. દુશ્મનાવટ હોય છે ત્યારે હૃદયમાં ભય હોય છે. આ ભય સાધનાના માર્ગ ઉપર મુશ્કેલી ઉભી કરે છે. ભયથી મુક્ત થવું હોય તો આખા જગત ઉપર મૈત્રી ભાવ કેળવો. કોઈ તમારા ગાલ ઉપર તમાચો મારે તો બીજો ગાલ ધરો કોઈ તમને શાપ આપે તો તેના પર આશીર્વાદ વરસાવો.

ભગવાન મહાવીરે વનવગડામાં અનેક સંકટો સહન કર્યાં. એમની સામે ઉપસર્ગો આપનાર કર્મના ઉદયે સંગમ જેવા અનેક આવ્યા પણ એને મિત્ર ગણ્યા. અનાર્ય દેશમાં અનેક સંકટો સહન કર્યાં. ઇન્દ્ર મહારાજે કહ્યું આ બધા આપને હેરાન કરે છે. તમારી સેવામાં બે દેવ મોકલું તો તમારી સામે કોઇ આંગળી ચીંધી ન શકે. ભગવાન જવાબ આપે છે. મેં જે કર્મ બાંધ્યા છે, એ કર્મ બાંધતાં કોઈની સહાય લીધી નથી તો કર્મ તોડતાં સહાય કેવી રીતે લઉં? ભગવાનનું ખમીર જુઓ! શક્તિ હોવા છતાં સહન કરવું, પણ બોલવું નહિ. જ્યારે આપણી સામે કોઇ બોલશે તો તરત આપણે વિફરી જઇશું. સાચું સહન થાય પણ ખોટું સહન નહી થાય. જ્ઞાની પુરૂષ કહે છે, જ્યારે તારા માટે વિપરીત પરિસ્થિતિ ઉભી થાય ત્યારે સમતા રાખશે. તો મોક્ષ માર્ગને પ્રાપ્ત કરી શકીશ. ક્રોધ કરનાર સામે હું ક્રોધ કરું તો મારામાં અને એનામાં ફેર શો? પ્રતિકુળ સ્થિતિમાં ટકવાનું બળ હોવું જોઈએ.

રામને રાજ્યગાદીને બદલે વનવાસ મળ્યો. તો રામે કહ્યું, સારું થયું. મારે ઉપાધિ ઓછી થઈ. મારા બદલે મારો નાનો ભાઈ ભરત રાજ્ય કરે તો પણ હું ખૂબ પ્રસન્ન છું. કેટલી સહિષ્ણુતા હતી? ભાઈ ભાઈ વચ્ચે કેવો પ્રેમ હતો? આજે તો

સત્તાની સાઠમારી ચાલી રહી છે તેથી જ્યાં ને ત્યાં અસહિષ્ણુતાના દર્શન થશે. ભુલ કરવી, ભુલ કર્યા પછી હસાવું અને કોઈ ભુલ કાઢે તો તેના પર તુટી પડવું, એ આજના સમાજનું ચિત્ર છે.

એક વિદ્યાર્થી પરીક્ષા દેવા માટે આવ્યો છે. પરીક્ષામાં કાગળ લઈને આવ્યો છે અને ચોરી કરે છે. સુપરવાઇઝરની દૃષ્ટિ પડતાં તે કહે છે, જો ચોરી કરીશ તો પેપર લઈ લઈશ અને નાપાસ થઈશ. પેલો વિદ્યાર્થી રિવોલ્વર દેખાડે છે. અને કહે છે ખબરદાર ! જો મારી સામે બોલશો તો જોઈ છે આ રિવોલ્વર ? ચોરી કરવી એ તો અમારો જન્મસિદ્ધ હક છે. કેટલી અસહિષ્ણુતા છે ?

પહેલું અમૃત આપણને શીખવે છે કે સહયાત્રી જોડે મિત્રતાનો જ સંબંધ સ્થાપિત કરવો જોઈએ. બીજું અમૃત છે ત્રિકાળ જ્ઞાન–ભુલ ન કરવા છતાં દુનિયા દોષનું આરોપણ કરે ત્યારે મન અસ્વસ્થ થઈ જાય છે. આ સમયે પરમાત્મા તરફ દૃષ્ટિ કરવાની જરુર છે. અનંત જ્ઞાની પ્રત્યેક જીવના ભૂત–ભાવિ–વર્તમાનના સમસ્ત ભાવોને જાણે છે. તારું ભાવિ જ્ઞાનીની દૃષ્ટિમાં નિશ્ચિત છે. "હું સુયોગ્ય માર્ગ પર છું કે નહીં ?" તારે આ એક જ લક્ષ રાખવાનું. બાકી જ્ઞાનીઓએ જોયેલું છે એમ બનવાનું છે. જીવનનું ત્રીજું અમૃત છે બંધ દ્વાર અને ખુલ્લું દ્વાર–સુખનું એક દ્વાર બંધ થઈ જાય છે તો બીજું દ્વાર ખુલી જાય છે. મનુષ્યે ખુલ્લા દ્વાર તરફ જવું જોઈએ.

માનવીની દૃષ્ટિ બે છે 'Nagative and Possitive એક નિષેધાત્મક અને બીજી વિધેયાત્મક. જે નથી મળ્યું એના રોદણાં રોવે છે. ૫૦૦ રૂપિયા મળ્યાં પણ ૨૫૦૦ રૂા. કેમ ન મળે ! આને માટે આકુળવ્યાકુળ થાય છે. નથી મળ્યું તે વિચાર બાજુ પર મુકી વિધેયાત્મક દૃષ્ટિ કેળવ. જ્યારે એક સાઈડ બંધ હોય ત્યારે બીજી સાઇડ ખુલ્લી હોય છે. તમે વિચાર કરો કે આજે અમારી પાસે ધન નથી, ગરીબી છે. એમ હોવા છતાં કાયા તો નિરોગી છે ને ? શ્રીસંતોને ખાવાનાં ટીફીનો પડયાં હોય તોય થુલી ખાવી પડે છે. ખાવાનું પચતું નથી. ઘણાને પથારીમાં પડયા પડયા જિંદગી વિતાવવી પડે છે. આનાથી હું સુખી તો છું ને ! માનવી વિધેયાત્મક દૃષ્ટિને કેળવે તો મળ્યું છે તેનાથી સંતોષ માનતો થઈ શકે. ખંધક મુનિની ચામડી ઉતારી લીધી ! કેવો વધનો પરિસહ ! છતાં તેઓ વિચારે છે કે બહારની વ્યક્તિ માણસના શરીર ઉપર કાંઈ પણ કાર્ય કરી શકે પણ મારા આત્માના પ્રદેશ ઉપર કાંઈ નહીં કરી શકે. આ વિધેયાત્મક દૃષ્ટિ છે. તારું જે બંધ દ્વાર છે તેના તરફ દૃષ્ટિ નહીં કર. ભલે કાંઈ ન મળ્યું પણ માનવ અવતાર તો મળ્યો છે. આ ભવથી એકાવતારી પદ પ્રાપ્ત થઈ શકે તેમ છે ને તમે જે પરિસ્થિતિમાં મુકાયા છો તેમાંથી કેમ બહાર આવવું તે વિચારી લ્યો. ચોથું અમૃત છે આગે વઢજાનું. "ક્ષણમાં રોષ અને ક્ષણમાં તોષ" સ્વભાવ વાળા મનુષ્યને ખુશ કરવા પ્રયત્ન ન કરશો આવા માનવીની નારાજી કે ખુશી પર તારે ખુશી કે ખેદ કરવાની જરુર

નથી. સર્વ પર સમાન દષ્ટિ ધારણ કરનાર પરમ પુરુષની સાનિધ્યમાં આત્મ સાધનાના પંથ ઉપર આગળ વધજો.

પાંચમું અમૃત છે, આત્મ પ્રેમ :– ધર્મનો સંબંધ આત્મા સાથે છે. જેને આત્માનું મુલ્ય સમજાયું નથી તે ધર્મ કરવા માટે ઈન્કાર કરે છે. આત્મા પર પ્રેમ જાગશે ત્યારે તું સ્વતઃ ધર્મ માંગશે. તું તારા આત્મા પર પ્રેમ કર.

અનંત જ્ઞાની ત્રૈલોક્ય પ્રકાશક મહાવીર સ્વામીએ સિદ્ધાંત દ્વારા સમજાવ્યા છે. સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ એનું નામ સિદ્ધાંત.

આપણે ઘણા વખતથી પર્યુષણ પર્વની રાહ જોતા હતા. આજે તેનો છેલ્લો દિવસ સંવત્સરી છે. ઘેર લગ્ન થવાનાં હોય તો તે અગાઉ કેટલી તૈયારી હોય? આણા પરિયાણા તૈયાર કરે, સોનીને અગાઉથી બોલાવે અને દાગીના તૈયાર કરાવે, તેમ જ્ઞાની પુરુષ કહે છે કે, આ ક્ષમા પર્વ માટે મહીનાથી માંડવા નાંખ્યા હતાં. આજે તે દિવસનું મંગલ આગમન થયું છે, તેથી તેને પ્રેમથી વધાવજો. લગ્નમાં પહેલો ઉચ્ચાર–સમય વર્તે સાવધાનનો થાય છે, મનુષ્યનો અવતાર મળ્યો, ઉત્તમ કુળ મળ્યું, લાંબુ આયુષ્ય, નિરોગી કાયા મળી, પાંચ ઇન્દ્રિય પૂર્ણ મળી, દેવગુરુનો સંયોગ મળ્યો, આરાધના કરવાની અમુલ્ય ઘડી પ્રાપ્ત થઈ, આ દિવસે આરાધના કરવામાં જરાપણ પ્રમાદ ન કરશો. ભેદ વિજ્ઞાનનો સાબુ લઈ કર્મની મલિનતાને દુર કરવાનું આ અપૂર્વ પર્વ છે.

"ભેદ વિજ્ઞાન સાબુ ભયો. અને સમરસ નિર્મળ નીર,<br>
ધોબી અંતર આત્મા, ધોવે નિજ ગુણ ચીર."

જડ એ ત્રણ કાળમાં ચેતન ન થાય અને ચેતન જડ ન થાય. આ શરીર જડ છે, દેખાતાં પદાર્થો જડ છે. જડ પદાર્થમાં આટલો મોહ શું છે? આટલો પ્રેમ શું છે? જડનું ચૈતન્ય બની શકવાનું નથી. આખી જિંદગી જડ મેળવવા મહેનત કરશો તો જડ તમારું થવાનું નથી. મનને કેટલી ઈચ્છા થાય છે? ઇન્દ્રિયો માગે તે દીધે રાખ્યું. આખી જિંદગી ઈન્દ્રિયોની ગુલામી કરી પણ શું મળ્યું? જે પાપ બાંધ્યાં તે જીવને ભોગવવા પડે છે. આત્મા વિકારી ભાવો કરી પાપ કરે છે, અને તેનાં ફળ પણ આત્માને ભોગવવા પડે છે. આવી સજા હવે ભોગવવી નથી એ નક્કી કરશો? પોતાનું ધાર્યું ન થાય તો ક્રોધ આવે છે. આણે એમ કર્યું, મને આમ કેમ કીધું પણ ક્રોધ કરવા જેવો છે કે છોડવા જેવો? આ મારો દુશ્મન છે. મને હેરાન કરે છે. પોતે પોતાના વિભાવભાવથી અન્યને દુશ્મન માને છે. પાપને ધોઈ પશ્ચાતાપના પુનિત ઝરણામાં પવિત્ર થવાનો શુભ દિવસ એ સંવત્સરી પર્વ છે "જાણે, અજાણે મેં તમને સંતાપ્યા હોય તો હૃદય પૂર્વક આજે આપની પાસે હું ક્ષમાની ભીખ માંગુ છું." એમ જેની સાથે તમારા દિલમાં કાંઈ પણ દુ:ખનું કારણ બન્યું હોય તેને કહી દેજો.

"જ્ઞાન સાવરણી હાથ લઈને દિલના કચરા સાફ કરો,
સાફ કરો ભાઈ સાફ કરો દિલના કચરા સાફ કરો."

જ્ઞાન રૂપી સાવરણી હાથમાં લઈ દિલના કચરા સાફ કરો. જે ઘર દિવસમાં ત્રણ વખત સાફ થાય તે સુંદર અને સ્વચ્છ રહે. પણ અવાવરૂં, સાફ કર્યા વિનાનું ઘર પડયું રહે તો કેટલા બાવા-જાળાં બાઝી જાય! તમારા દિલના દીવાનખાનાને રોજ સાફ કરો છો કે વર્ષમાં એક વાર? તમારી ઉપર કેવા બાવા બાઝયા છે. ખ્રીસ્તીઓ રવિવારે પ્રાર્થના કરે છે. બ્રાહ્મણો ગાયત્રીમંત્ર રોજ બોલે છે. યુરોપિયન પણ પ્રાર્થના કરે છે. આ પ્રાર્થના અંદરના પાપને પિગાળી નાંખે છે. પાપને ધોઈ પરભાવને છોડી સ્વભાવમાં ડોકીયું દેવાથી અંતરની મલિનતા દુર થાય છે. આ પર્વમાં ધર્મારાધના કરવાથી જીવને પ્રકાશ મળે છે, વેરવિરોધને ટાળી આત્માને ઉજાળવાનો આ દિવસ છે. બને ત્યાં સુધી રોજ પ્રતિક્રમણ કરવું જોઈએ, રોજ વપરાતાં વાસણો કેવા ચકચકિત હોય? બારમહિનાના વાસણ પડયાં હોય અને તેને કાઢો તો કેવા ગંદા હોય? એમ જે રોજ પ્રતિક્રમણ કરતાં હોય તેનો આત્મા કેવો હોય અને બારમહિને એક દિવસ પ્રતિક્રમણ કરતો હોય તેનો આત્મા કેવો હોય? તમે બધાં હોંશીયાર છો. તમને બારમહીનાનું પાપ યાદ આવે છે ને! તમને ક્રોધ કયારે આવ્યો, લોભ કેટલો કર્યો? પાપી કામ કેટલાં કર્યાં? જુઠું કેટલી વાર બોલ્યા, ખોટા દેવગુરૂને સાચા માન્યા, આવાં પાપો કયારે કર્યા તે યાદ રહે છે? લાગેલા પાપની આલોચના માટે પ્રતિક્રમણ છે. પાપ ન કરતાં હો તો પ્રતિક્રમણ ન કરવું. જે સિદ્ધ થયાં હોય અગર કેવળી હોય તેને પ્રતિક્રમણની જરૂર નહીં. કારણ તેઓ પાપ કરતાં નથી, આપણે અત્યારે કયાં ઉભા છીએ? અનેક જાતના પાપની જિંદગી વિતાવે તો પ્રતિક્રમણ જરૂર કરવું જોઈએ. વેરઝેરને દફનાવી દેવાનું આ પર્વ છે. અંતરને ચોકખું કરવાનું આ પર્વ છે. એકબીજા અરસપરસ નજીક આવો. અબોલા હોય તો છોડી નાંખો. સામું જોતાં શીખો. જેને તાવ આવે છે. તેનું શરીર તપે છે તેમ ક્રોધી માણસનો આત્મા તપે છે અને શરીર પણ તપે છે. હોઠ ફડફડ થવા માંડે છે. પણ ધ્રુજે છે. જ્ઞાની પુરૂષનું મોઢું બંધ થાય છે અને આંખો ખુલી જાય છે. ક્રોધીની આંખો બંધ થાય છે અને મોઢું ખુલ્લી જાય છે. ક્રોધના આવેશમાં માતાને પણ ગાળો દઈ દે છે, પરન્તુ આ ગાળ હું કોને દઉં છું તે ખબર નથી. જીવ પુરૂષાર્થ કરે તો આત્માને સમતામાં લાવી શકે છે. ગજસુકુમારના માથા ઉપર સળગતી સગડી મુકી પણ સોમીલ તેના આત્માનું ન બગાડી શકયો. આત્માનું બગાડવું કે સુધારવું તે તમારા હાથની વાત છે. શરીર તે હું નથી, તેમ માનનાર સમભાવમાં ટકી શકે છે.

"જડ ચૈતન્ય બંને દ્રવ્યનો સ્વભાવભિન્ન, સુપ્રતીતિપણે જેને બંને સમજાય છે,
સ્વરૂપ ચૈતન્ય નિજ જડ છે સંબંધ માત્ર, અથવા તે જ્ઞેય પણ પર દ્રવ્યમાંય છે."

એવો અનુભવનો પ્રકાશ ઉલ્લસિત થયો, જડથી ઉદાસી એને આત્મવૃત્તિ થાય છે,
કાયાની વિસારી માયા, સ્વરૂપે સમાયા એવા નિર્ગ્રંથનો પંથ ભવ અંતનો ઉપાય છે.

જડનો સ્વભાવ અને ચૈતન્યનો સ્વભાવ જુદો છે. જડ કાંઇ જાણી શકતું નથી. જીવ પર અને સ્વ બંનેને જાણે છે. મારો સ્વભાવ જાણવું અને જોવું છે, પણ ક્રોધ કરવો તે મારો સ્વભાવ નથી.

એકદા એક માણસને ફકીર થવાનું મન થયું, પણ પરિગ્રહની મુર્છા ઉતરી નથી, તેથી સાથે લાખ રૂપિયાનો હીરો લીધો. અને ઘરેથી નીકળી ગયો. હીરો ધોતીયાને છેડે બાંધ્યો. અને ચાલ્યો જાય છે. તે વિચાર કરે છે કે મારે હજી હજ કરવા જવું છે, પણ માર્ગમાં આ હીરો કોઈ લુંટી જશે એવો ભય છે. જેની પાસે માયા નથી તેને શો ભય હોય ? આ ગામમાં કોઇ નીતિવાળો પ્રમાણિક માણસ હોય ત્યાં મુકી જાઉં, પૂછપરછ કરતાં ખબર પડી કે અહીંયા સુખલાલ શેઠ છે તે પ્રમાણિક છે, તેને ત્યાં મૂકીને જઈશ. આમ હીરો સીધો આપી દઈશ તો મારી ટીકા કરશે. મેલા ધોતીયાના ગાભામાં બાંધી પેલા શેઠને ત્યાં ગયો. શેઠે હાથ જોડીને ઉપર પધારવા વિનંતી કરી. ફકીર કહે છે મારે મક્કા હજ કરવા જવું છે. આ ધોતીયું સાચવશો ને ? શેઠ કહે છે અરે, આવું ગંધાતું ધોતીયું નાંખી દ્યો ને ? નહીં શેઠ, આ ધોતીયું મારે મન બહુ કિંમતી છે આપ તેનું રક્ષણ કરો. ફકીરે જવાબ આપ્યો કે આ ધોતીયાને અંદરના રૂમમાં તીજોરી આગળ મુકો. હું જ્યારે પાછો આવીશ ત્યારે લઈ જઈશ. શેઠ કહે, ભલે ત્યાં મુકો. મને શો વાંધો છે ? વળી પાછા ફરતાં તેને વિચાર આવ્યો કે. આ નોકરચાકરો ધોતીયાને ગાભો સમજીને નાંખી દેશે તો ! જીવ જ્યારે જોખમને સમજે છે ત્યારે તેનું પૂરતું રક્ષણ કરવા પ્રેરાય છે. એ પાછો આવ્યો અને શેઠને કહે છે: તમે દયાળુ છો. આ તમારી તિજોરીની અંદર આ ગાભો મુકી દ્યો તો સારું. મારા જીવને શાંતિ થાય. શેઠ કહે ભલે, તિજોરી ઉઘાડી અને ગાભો અંદર મુકી દીધો. આ ફકીર તો ચાલ્યો ગયો. આ શેઠને એમ થયું, નક્કી આ ગાભામાં કંઇક હોવું જોઈએ. કે આ ગાભો તિજોરીમાં શું કામ મુકાવે છે ! લાવ જોઈ લઉં. અને ગાભો છોડતાં લાખનો હીરો જોયો અને શેઠ તો છક થઈ ગયાં. નાની રકમ જોઇને તો કોઈ દિવસ દાનત બગડી નથી પણ લાખ રૂપિયાનો હીરો જોઈને દાનત બગડી. આ ઘરે બેઠા ગંગા આવી. હવે કયાં મોં ધોવા જવું ? શેઠે ઘરમાંથી સરસામાન ફેરવી નાંખ્યો. ઘર બાળી નાંખ્યું. બીજે ઠેકાણે મકાન કરાવ્યાં. બહાર તો ઘણી ઘણી વાત થઈ. અરે શેઠનું મકાન બળી ગયું એમ વાતો ઉડાડી. સુખલાલ શેઠે આવી ચોરી કદી કરી નથી, પણ લાખ રૂપિયાનો હીરો મળતાં ઘર બાળી નાંખ્યું. પેલો ફકીર ત્રણ ચાર મહીના પછી ફરતો ફરતો આવ્યો અને સુખલાલ શેઠને કહ્યું : મારો ગાભો લાવો. અરે ફકીર ! શી વાત કરું ! મારૂં બધું સળગી

ગયું. મારો પણ કેટલો સામાન બળી ગયો ! જોઈએ તો ગાભાને બદલે નવું ધોતીયું આપી દઉં. હવે આમાં ક્યાં સાક્ષી પુરાવો છે ? ફકીર કોનો હાથ ઝાલે ? શેઠ સાથે ઘણી મથામણ કરી પણ શેઠ ચસક્યાં નહીં. ફકીરનું મગજ ચસકી ગયું. કેટલાય, પૈસા માટે દરીયામાં પડી જીવન ટૂંકાવી નાખે છે. પૈસા માટે અગ્નિસ્નાન કરે છે. આ ફકીર ઘરે ઘરે રખડે છે "મેરા સબ જલ ગયા" એમ બુમો પાડે છે. સૌ કહે છે, આ ફકીર ધોતીયાના ગાભા માટે ગાંડો થઈ ગયો. અન્તે મગજની ધોરી નસ તુટી ગઈ અને મરણ પામ્યો. ફકીર મરણ પામીને સુખલાલ શેઠને ત્યાં બાળકરૂપે અવતર્યો. અરે લાખ રૂપિયાનો હીરો આવ્યો અને લાડકવાયો આવ્યો. શેઠ તો ખુશ ખુશ થઈ ગયા. સંસ્થામાં દાન કરે છે, ગરીબોને રાજી કરે છે. દીકરો મોટો થતાં તેને પરણાવે છે. શેઠનો મુનીમ બહુ વિચિક્ષણ છે. આ આખા પ્રસંગને તે બરાબર જાણે છે. એક વખત શેઠને કહે છે એક વાત કરૂં ? કહે ને, શેઠે કહ્યું, પણ આ વાત તમને કડવી લાગશે. એટલે કહેતો નથી. આ સાંભળી શેઠની સાંભળવાની આતુરતા વધી જાય છે અને શેઠ કહે છે. બોલી નાખ ને ! સાંભળવા તૈયાર છું. "આ બાબાભાઈ હવે છ મહિના માંડ જીવશે." મુનિમે કહ્યું. શેઠ અકળામણ અનુભવતા પુછે છે તું શા ઉપરથી એમ કહે છે ? આ છોકરાને કદી માથું દુઃખ્યું નથી. છોકરો ભણીને તૈયાર થયો અને લગ્ન કર્યા. હજી છમહીના પણ નથી થયા ત્યાં આવા અપશુકનના શબ્દો બોલે છે. મુનિમે ટુંકમાં પતાવ્યું. મને એમ લાગે છે." આ વાતને પંદર દિવસ થયા ત્યાં છોકરાને તાવ આવ્યો. પાંચ મહીના સુધી તાવ ચડતો ઉતરતો રહ્યો, અન્તે છોકરો મરવાની અણી ઉપર આવ્યો. શેઠની આંખમાં શ્રાવણ ભાદરવો વરસે છે. શેઠ શેઠાણી બંને રૂવે છે. અરે ! મારા કયા ભવનાં કર્મ આડે આવ્યાં ? આ વખતે મુનિમે કહ્યું. અરે શેઠ, તમે ફકીરનો હીરો લઈ લીધો. તેના અફસોસમાં ફકીર મરી ગયો. અને આપને ત્યાં પુત્ર પણે લેણુ પૂરું કરવા આવ્યો. લાખ રૂપિયાના હીરાનો હિસાબ ચુકતે કરી ચાલ્યો ગયો અને વ્યાજમાં પત્નિને મૂકી ગયો. જીવ અજ્ઞાનને કારણે કેટલાં કર્મ બાંધે છે. તે આના ઉપરથી ખ્યાલ આવે છે.

દગાબાજી રમ્યા હોય, અનીતિ કરી હોય, જુઠું બોલ્યા હોય, કેટલાયને ફસાવ્યા હોય તો આ સંવત્સરી પર્વના દિવસે ક્ષમાપના કરો. વેરની આગને ઓલવો. સંવત્સરી પર્વ ધર્મની ઝાંખી પડેલી જ્યોતને સતેજ કરવા માટે છે. આત્માની શુદ્ધિ માટે આ પર્વ છે. માયા અને મમતા કાપી સદ્‌ગુણમાં આવવાનો મંત્ર શીખવે છે. ક્ષમા એ મોક્ષનો દરવાજો છે. ક્રોધ કરનાર વિવેક ભૂલી થાય છે. અને શું કરે છે એ ખબર પડતી નથી. દૂર પડી ગયેલા માણસને નજીકમાં આવવાનું આ પર્વ છે. તમારે જેની સાથે વેરઝેર હોય એની સાથે ખમાવો. જ્યાં સુધી જીવનમાં ઝેર છે, કડવાશ છે, ત્યાં સુધી ઉદ્ધાર નથી.

"વેરથી વેર શમે ન કદાપિ, આગથી આગ બુઝાય ના,

હિંસાથી હિંસા હણાય ના કો' દિને, શસ્ત્રોથી શાંતિ સ્થપાય ના.

એટમના બનાવનારા વૈજ્ઞાનિકોને એક દિન જરૂર પસ્તાવું પડશે,
પ્રભુ મહાવીરે ચીંધ્યા રાહે જાવું પડશે, પ્રભુ મહાવીરના ચીંધ્યા રાહે....

વેરથી વેરનું શમન થતું નથી. જેટલું વેર રાખશો એટલું બીજા ભવમાં ભોગવવું પડશે.

ગુણસેન રાજાએ અગ્નિશર્મા બ્રાહ્મણની મશ્કરી કરી. અગ્નિશર્મા કદરૂપો હતો. એને પાઘડી પહેરાવે અને ગધેડા પર બેસાડે અને ઢિપ્પીપ કરે. અને બધા એની મશ્કરી કરે. આવી મશ્કરી થવાથી અગ્નિશર્માને જીવતર ઝેર જેવું લાગ્યું. એ માતાનો એકનો એક દિકરો હતો. બાબાપને ખબર પાડયા વગર મરી જવું. નદીમાં અથવા અગ્નિમાં પડીને મરી જવું એવો વિચાર કરીને રાતના બાર વાગ્યે ઘર ઉઘાડા મૂકીને તે નીકળી ગયો. એક આશ્રમ તરફ ચાલ્યો જાય છે. ત્યાં ગાડાવાળા મળ્યા. અને ગાડામાં બેસી આશ્રમમાં આવે છે. પછી આચાર્ય કહે છે, આવ બેટા! કેમ આવ્યો છે? શું કામ છે તારે? અગ્નિશર્માને આચાર્યનું વાત્સલ્ય જોઈ ત્યાં રહેવાનું મન થઈ ગયું. તે કહે છે કે મારે આશ્રમમાં રહેવું છે. "ખુશીથી રહે, આ આશ્રમ બધા માટે છે." આચાર્યે પ્રેમપૂર્વક પ્રત્યુત્તર આપ્યો. આટલો આવકાર મળશે એવું તેણે ધાર્યું નહોતું. અગ્નિશર્મા સંન્યાસી બની બધા સાથે ભણે છે. તપશ્ચર્યા ઘણી કરે છે. માસખમણને પારણે માસખમણ કરે છે. પારણે જે આમંત્રણ દેવા જાય તેને ઘરે ભિક્ષા માટે જવું અને ભિક્ષાનો જોગ ન થાય તો બીજું માસખમણ કરી લેવું, આવો એનો અભિગ્રહ છે. એક વખત ગુણસેન રાજા ત્યાં આવી ચડે છે. તે અગ્નિશર્માને ઓળખી જાય છે. અરે, આ તો મારો મિત્ર છે. તે યોગી બની આટલી સાધના કરે છે! રાજા કહે છે, કેમ મને ઓળખ્યો? હા. તમે ગુણસેન રાજા છો. રાજાએ ભક્તિભાવપૂર્વક કહ્યું, આપ આટલી બધી તપશ્ચર્યા કરો છો. આ વખતે પારણું મારે ત્યાં કરજો. પારણાનો દિવસ આવે છે. રાજાને શૂળ નીકળે છે. સખત દુઃખાવો છે. ડોકટર આવે છે. બધા રાજાની સારવારમાં રોકાયેલા છે. સૌના ચિત્ત ઉદ્‌વિગ્ન છે. તાપસ ત્યાં બારણા સુધી આવી, થોડીવાર ત્યાં ઉભા રહ્યાં. પણ કોઈ તેમને બોલાવતું નથી. અંતે પાછા વળી ગયા. આ વાતની ખબર પડતાં રાજાને ખૂબ અફસોસ થયો. રાજા આશ્રમમાં જાય છે, કહે છે. મારી ભૂલ થઈ ગઈ. બીજીવાર મારે ત્યાં પધારજો. જ્યાં તાપસ બીજીવાર જાય છે ત્યાં રાજાને ત્યાં પુત્રનો જન્મ થાય છે. અને આ બધી ધમાલમાં રાજા પડયા છે. તાપસના આગમનનું વિસ્મરણ થઇ જાય છે. તાપસ આવીને ચાલ્યા જાય છે. એકાએક યાદ આવતાં સૈનિકને પૂછે છે. અહીંયા કોઇ તાપસ આવ્યાં હતાં? હા, એક તાપસ અડધો કલાક ઉભા રહીને ચાલ્યા ગયા. ત્રીજીવાર રાજા વિનંતી કરે છે. અને રાજાના ત્રીજીવારના આમંત્રણનો સ્વીકાર કરી તાપસ આવે છે. ત્રણ માસખમણ થવાથી

શરીર કૃશ થઈ ગયું છે. તેથી તેમના ગુરૂ એક શિષ્યને સાથે મોકલે છે. બંને જણા ત્યાં કલાક સુધી ઊભા રહેછે. પણ કોઈ બોલાવતું નથી. આવખતે રાજાને લડાઇ કરવા જવાનું હોવાથી તેની તૈયારીમાં છે, એટલે તાપસ પાછા ચાલ્યા જાય છે. રાજાના દિલમાં કોઈ પાપ નથી. પણ ત્રણ વાર પાછા ફરેલ તાપસ વિચારે છે, નક્કી રાજા મારી મશ્કરી કરે છે. એમ સમજીને યાવજ્જીવન ઉપવાસ કરવાના પચ્ચખાણ કરી દે છે. રાજા લડાઈ કરવા નીકળ્યાં. અને નગર બહાર આવ્યા. ત્યાં તાપસની યાદી આવી. તરત પાછા ફરી તાપસ પાસે આવે છે. રાજા આચાર્યને મળે છે, અને તાપસને મોકલવા વિનંતી કરે છે. તાપસ પોતાના નિશ્ચયમાં મક્કમ છે. મુનિ ખૂબ ગુસ્સે થાય છે અને 'તપ સંયમનું ફળ હોય તો રાજાનું વેર લઉં.' એવું નિયાણું કરે છે. ક્રોધ તપને ધોઇ નાખે છે. આપણે કષાય કરીને કેટલા કર્મ બાંધીએ છીએ! આચાર્ય સમજાવે છે. ક્રોધ કરવો એ સારો નહિં. જો તું ક્રોધ કરીશ તો કરેલું બધું બગડી જશે ગુરૂએ ઘણું સમજાવ્યા, પણ સમજ્યા નહિ. 'ગુણસેન રાજા આવે અને મારા દર્શનનો આગ્રહ રાખે તો મારે એનું મોઢું પણ જોવું નથી, એને મારી પાસે લાવશો નહી". એમ કહી એક ઓરડીમાં બેસી જાય છે. ગુરૂ ખૂબ સમજાવે છે તું વેર છોડી દે. એને દર્શન કરવા આવવા દે. પણ એ ન માન્યા. તપશ્ચર્યા કરવી સહેલી છે, પણ ક્ષમા રાખવી મુશ્કેલ છે. ક્રોધ એ તપનું અજીરણ છે ક્ષમાપના એટલે હૃદયની કુણાશનો અરીસો. વેર ઝેર ભૂલી જવા, અપરાધી પ્રત્યે ભલી લાગણી અને ભલો વ્યવહાર ચાલુ રાખવો. સાચા દિલથી હૃદયની માફી માગવી. ક્ષમાપના એટલે એકબીજાના હૃદયો પ્રેમથી છલકાવવા. ક્ષમાપના એટલે વેરઝેરની ડાયરીને દીવાસળી ચાંપી દેવી. ક્ષમાપનાનો પૂલ બાંધો. જુદા થયેલા હૃદયોને જોડો. જે આત્મા વેરઝેર રાખશે એને દુર્ગતિમાં જવું પડશે. ક્રોધ આવે એટલે દુર્ગતિ આવવાની છે.

અગ્નિશર્માએ ક્રોધ રાખ્યો. ત્યાંથી મરીને તે દેવતા થયો અને ગુણસેન રાજાને પોતાની ભૂલનો ખૂબ પશ્ચાતાપ થયો. અને દીક્ષા લીધી. આ અગ્નિશર્મા વેર રાખીને મર્યો. દેવના ભવમાંથી જ્ઞાન વડે ગુણસેન મુનિને જોવે છે અને ધગધગતા અંગારા તેના પર નાખે છે. છતાં મુનિ શાંત ઊભા રહે છે. બીજા અનેક ભવમાં મા-દિકરો, બે ભાઈ-આવા કેટલાય ભવો કરે છે. પણ વેરની આગ ચાલુ રાખી અગ્નિશર્મા પોતાના આત્માનુ ખૂબ અહિત કરે છે. ગુણશર્મા ક્ષમા રાખી આત્માનું કલ્યાણ કરે છે.

આ પર્વ એકબીજાના દિલ સાફ કરી નાખે છે. આ પર્વ આત્માને ઉજ્જ્વળો બનાવવા માટે છે. દિલથી ખમાવો, માફી માગો અને માફી આપો. વધુ શું કહે છે એ અવસરે કહેવાશે.

---

સાધુ મહાત્મા સર્વ બાહ્ય ભાવમાં ઉદાસીન વૃત્તિથી રહે છે. કુટુંબમાં, સગાવહાલામાં, માલ મિલ્કતમાં, ગાડી, વાડી, લાડીમાં જીવ અનાદિ કાળથી મમત્વભાવ જમાવી રહ્યો છે. એ મળવાથી પ્રફુલ્લિત થાય છે અને પૈસા જતાં હાર્ટનો દુખાવો થાય છે. પૈસો જતાં ધક્કો લાગે એટલે સુનમુન થઈ જાય છે. જેઓ ઉદાસીન વૃત્તિમાં રહે તેઓ સંસારમાં રસ લેતા નથી. સાધુઓ કદી ગૃહસ્થીઓને કહેતા નથી કે તમને કેમ છે? વેપાર ધંધો કેમ ચાલે છે। દીકરો કેમ વર્તે છે। આવું કાંઈ પૂછતા નથી. પરભાવમાંથી સ્વભાવમાં આવ્યા પછી પરભાવ સાવ ભુલાઈ જાય છે. ગત જન્મમાં કોણ હતા? કોણ સગાવહાલાં હતા? શું કરતા હતા, એ બધી વાતો પર પડદો દેવાઇ ગયો. એમ દીક્ષા લીધા પછી, સંસારમાં શું કરતા હતા એ વાત ઉપર પડદો દેવાઈ જાય છે. મોટા મોટા ચક્રવર્તીઓ દીક્ષા લે છે ત્યારે સંસાર ભુલી જાય છે. આ દેહને કપડા પહેરાવવા પડે છે, ખવરાવવું પડે છે. દેહ તો માત્ર સંયમનો હેતુ છે. ઉપાશ્રયમાં બેઠા હોય અને બ્હાર રેડીયો વાગતો હોય ત્યારે કયું ગાયન આવ્યું? શા સમાચાર છે? એ વાતમાં સાધુ રસ લેવાય નહિં. સંસાર વિષયક કોઇ પંચાતમાં સાધુ પડે નહિં. એ જે કાંઈ કરે છે તે પોતાના આત્મા માટે જ કરે છે. ચક્રવર્તિને જે સુખ નથી એ સુખ સાધુને છે. બટકુ રોટલો ખાય અને આકાશે ઉડયો જાય. સર્વાર્થ–સિદ્ધના દેવતાને આઠમું સુખ છે. અને સાધુને નવમું સુખ છે. સાધુને તો મહાસંતોષ હોય છે. ઇન્દ્રિયોનો નિગ્રહ કરે છે, જે કષાયનું શમન અને બહિરાત્માનું દમન કરે છે. તેને આત્માનો અક્ષય ખજાનો મળી જાય છે. તેની સરખામણીમાં આ સુખ તો પાંચીકા જેવું લાગે છે. નાના છોકરાઓ રેતીમાં કુબા કરે છે અને ઘર બનાવે છે. ફળીયું બનાવે છે. ઘર ઘર રમવામાં શી મઝા આવે છે। ગારાના લાડવા બનાવે છે. તમે નીકળ્યાં હોય તો કહેશે, અરે કાકા, ફુઓ, અમારા લાડવા? એનો સ્વાદ તો ચાખો! તમને આ વાતથી હસવું આવશે, ધુળમાં રમે છે. આ ઘર કેટલીવાર ટકવાનું છે? ગંજીપાનો મહેલ બનાવ્યો પણ પવનનો ઝપાટો આવતાં ખલાસ થશે. આ જીવન પણ કાળનો એક ઝપાટો લાગવાથી ખલાસ થવાનું છે.

"ધરતી પર રહેવું ને સ્વપ્ના આકાશના, પ્રભુ નામ લેવાનો એને અવકાશ ના,
બીજાની વાતોમાં કેટલો સજાગ છે? કેટલો સજાગ છે?
એમાં તો માનવીને કેટલી પંચાત છે?
જન્મીને મરી જાઉં એટલી જ વાત છે, એટલી જ વાત છે,
એમાં તો માનવીને કેટલી પંચાત છે?

ધરતી ઉપર રહેવું છે અને સ્વપ્ના આકાશમાં ઉડ્ડયન કરવાના સેવવા છે. આમાંથી મેળવી લઉં? આમાંથી મને મળશે પણ આ મેળવતા તારા ભુક્કા થઈ જશે. દેવલોકમાં અનેક સાહ્યબી ભોગવી આવ્યો, તે પણ અશાશ્વત અને ક્ષણિક છે. ત્યાંથી મોક્ષમાં જવાનું

## વ્યાખ્યાન નં...૪૪

### ભાદરવા સુદ ૭ શુક્રવાર તા. ૨૭-૮-૭૧

ભગવાન નેમનાથ પધાર્યા છે. શ્રીકૃષ્ણ મહારાજના આદેશથી ભેરી વગાડવામાં આવે છે, કે મોહ મિથ્યાત્વની ગાંઠોનું ઓપરેશન કરવા, સંસારના સુખચેનમાં પડેલાને જાગૃત કરવા અને મોક્ષનો રાહ બતાવવા ભગવાન નેમનાથ પધાર્યા છે. સૌ કોઈ દર્શન કરવા માટે પધારજો. દ્વારિકાની જનતા પ્રભુ દર્શન કરવા આતુર છે.

"પ્રભુજી મારી વિનતી અવધારો અવધારો, રે (૨) મુજને પાર ઉતારો રે....પ્રભુજી
"પ્રભુજીના મુખની મીઠી વાણુ, સુણતા પામે ક્રોડ કલ્યાણ,
જે શિર ધારે તમારી આણ, તે તો પામે પદ નિર્વાણ,
પ્રભુજી મારી વિનતી અવધારો....

પ્રભુજીના મુખની વાણી સાકર, શેરડી અને દ્રાક્ષથી અધિક મીઠી છે. જે સાંભળતા અંદરની સુષુપ્ત ચેતના જાગૃત થાય છે. મોહ નિંદ્રામાં પડેલાને જગાડે છે. ગુરૂ તો સુતેલાને જાગૃત કરે છે. અનંત કાળ સોડ તાણીને સૂતા, હવે તારા-નિજ સ્વરૂપને જો, ભવના બંધન તોડવાનો આ સુંદર અવસર મલ્યો છે.

"अपने आपको भूलके हेरान हो गया,
मोह माया के बंधन में फँस गया"

પોતે જ પોતાને ભૂલી હેરાન થઈ ગયો છે. મોહ માયાના બંધનમાં ફસાઈ ગયો છે. હું કોણ? મારૂં સ્વરૂપ શું? આ કર્મ વળગણા કેમ ચોંટી? હવે બંધનથી કેવી રીતે મુક્ત થવું? એની સાચી ચાવી ગુરૂ બતાવે છે. અણુબોમ્બ, એટમબોમ્બની, ચંદ્ર ઉપર જવાની, કોમ્પ્યુટર, ટેલીફોન, ટેલીવિઝન, રોકેટો, એરકન્ડીશન્ડ રૂમ, રેડીઓની વાતો વૈજ્ઞાનિકો કરે છે. પણ ભવના ફેરા ટાળવાની વાત તો ગુરૂ બતાવે છે. જ્ઞાનીઓનો એક જ પડકાર છે કે તારો આત્મા અમારા જેવો છે. જે શક્તિ અમારામાં છે એ તમારામાં છે. નિજ સ્વરૂપને નિહાળવા માટે મોહને પરાસ્ત કરવો પડશે. ઉદાસીન વૃત્તિ ધારણ કરવી પડશે.

"સર્વ ભાવથી ઔદાસિન્ય વૃત્તિ કરી, માત્ર દેહ તે સંયમ હેતુ હોય જો,
અન્ય કારણે અન્ય કશું કલ્પે નહીં, દેહે પણ કિંચિત્ મૂર્છા નવ હોય જો. અપૂર્વ.

સાધુ મહાત્મા સર્વ બાહ્ય ભાવમાં ઉદાસીન વૃત્તિથી રહે છે. કુટુંબમાં, સગાવહાલામાં, માલ મિલ્કતમાં, ગાડી, વાડી, લાડીમાં જીવ અનાદિ કાળથી મમત્વભાવ જમાવી રહ્યો છે. એ મળવાથી પ્રફુલ્લિત થાય છે અને પૈસા જતાં હાર્ટનો દુખાવો થાય છે. પૈસો જતાં ધક્કો લાગે એટલે સુનમુન થઈ જાય છે. જેઓ ઉદાસીન વૃત્તિમાં રહે તેઓ સંસારમાં રસ લેતા નથી. સાધુઓ કદી ગૃહસ્થીઓને કહેતા નથી કે તમને કેમ છે? વેપાર ધંધો કેમ ચાલે છે! દીકરો કેમ વર્તે છે! આવું કાંઈ પૂછતા નથી. પરભાવમાંથી સ્વભાવમાં આવ્યા પછી પરભાવ સાવ ભુલાઈ જાય છે. ગત જન્મમાં કોણ હતા? કોણ સગાવહાલાં હતા? શું કરતા હતા, એ બધી વાતો પર પડદો દેવાઈ ગયો. એમ દીક્ષા લીધા પછી, સંસારમાં શું કરતા હતા એ વાત ઉપર પડદો દેવાઈ જાય છે. મોટા મોટા ચક્રવર્તીઓ દીક્ષા લે છે ત્યારે સંસાર ભુલી જાય છે. આ દેહને કપડા પહેરાવવા પડે છે, ખવરાવવું પડે છે. દેહ તો માત્ર સંયમનો હેતુ છે. ઉપાશ્રયમાં બેઠા હોય અને બહાર રેડીયો વાગતો હોય ત્યારે કયું ગાયન આવ્યું? શા સમાચાર છે? એ વાતમાં સાધુને રસ લેવાય નહિં. સંસાર વિષયક કોઈ પંચાતમાં સાધુ પડે નહિં. એ જે કાંઈ કરે છે તે પોતાના આત્મા માટે જ કરે છે. ચક્રવર્તિને જે સુખ નથી એ સુખ સાધુને છે. બટકુ રોટલો ખાય અને આકાશે ઉડયો જાય. સર્વાર્થ–સિદ્ધના દેવતાને આઠમું સુખ છે. અને સાધુને નવમું સુખ છે. સાધુને તો મહાસંતોષ હોય છે. ઇન્દ્રિયોનો નિગ્રહ કરે છે, જે કષાયનું શમન અને બહિરાત્માનું દમન કરે છે. તેને આત્માનો અઢળક ખજાનો મળી જાય છે. તેની સરખામણીમાં આ સુખ તો પાંચીકા જેવું લાગે છે. નાના છોકરાઓ રેતીમાં કુબા કરે છે અને ઘર બનાવે છે. કૂલીયું બનાવે છે. ઘર ઘર રમવામાં શી મઝા આવે છે! ગારાના લાડવા બનાવે છે. તમે નીકળ્યાં હોય તો કહેશે અરે કાકા, જુઓ, અમારા લાડવા? એનો સ્વાદ તો ચાખો! તમને આ વાતથી હસવું આવશે, ધુળમાં રમે છે. આ ઘર કેટલીવાર ટકવાનું છે? ગંજીપાનો મહેલ બનાવ્યો પણ પવનનો ઝપાટો આવતાં ખલાસ થશે. આ જીવન પણ કાળનો એક ઝપાટો લાગવાથી ખલાસ થવાનું છે.

"ધરતી પર રહેવું ને સ્વપ્ના આકાશના, પ્રભુ નામ લેવાનો એને અવકાશ ના,
બીજાની વાતોમાં કેટલો સજાગ છે? કેટલો સજાગ છે?
એમાં તો માનવીને કેટલી પંચાત છે?
જન્મીને મરી જાઉં એટલી જ વાત છે, એટલી જ વાત છે,
એમાં તો માનવીને કેટલી પંચાત છે?

ધરતી ઉપર રહેવું છે અને સ્વપ્ના આકાશમાં ઉડ્ડયન કરવાના સેવવા છે. આમાંથી મેળવી લઉં? આમાંથી અને મળશે પણ આ મેળવતા તારા ભુક્કા થઈ જશે. દેવલોકમાં અનેક સાહ્યબી ભોગવી આવ્યો, તે પણ અશાશ્વત અને ક્ષણિક છે. ત્યાંથી મોક્ષમાં જવાનું.

નથી. મનુષ્ય ભવમાંથી જ મોક્ષમાં જઈ શકાય છે. એવો અપૂર્વ અવસર ક્યારે આવશે, આ બધી ઉપાધીમાંથી મુક્ત થઈ મોક્ષ પ્રાપ્તિ માટે પ્રબળ પુરૂષાર્થ ક્યારે જાગશે! આવી ભાવના સમકિતીને હોય છે. અરે સંસાર-પ્યારના મસ્તાના! કુબામાં શું રાચો છો? આ સંસારમાં એવું શું સુખ છે. કે જેની પાછળ દોટ મૂકો છો! રેતીના અને માટીના મહેલો બનાવવામાં લીન થયેલા બાળકો જમવાનું પણ ભુલી જાય છે. અરે! આ છોકરા હજી ન આવ્યાં? એમ માતાને ચિંતા થાય છે. અને બાળકને બોલાવવા જાય છે. બાળકને જોતાં બુમ પાડે છે બેટા! ઘરે આવવું નથી? ખાવાનું ઠરી જાય છે. માનો સાદ સાંભળતા કુબાને પાટુ મારીને માની આંગળી પકડી હસતો હસતો ચાલ્યો જાય છે. તમારે આ કુબા મુકી જાવું પડશે ત્યારે હસતાં હસતાં જશો કે રોતાં રોતાં! હાય હાય કરતા જશો કે મુક્ત ગુલાબી હાસ્યથી ખીલતા જશો! અંદરથી ઉદાસીન ભાવ આવે તો મરતા વસમું નહિં લાગે. તમને કોઈ કહે, તમે ઘણો ત્યાગ કર્યો તો તમે કહી શકો કે મારૂં હતું જ કેંદિ કે હું ત્યાગ કરૂં? તમને કોઈનો ગુચ્છો મળ્યો. તમને થયું આ ગુચ્છો મારો નથી પણ મોહનભાઈનો છે અને મોહનભાઈને આપી દીધો. અરે! તમે તો બહુ ત્યાગ કર્યો એમ કોઈ કહે, તો તમે શું કહો? ભાઈ! આ ગુચ્છો મારો હતો જ નહિં, તો મેં શો ત્યાગ કર્યો! એમ પૌદગલિક પદાર્થો અમારા છે જ નહીં, પરને પોતાનું માન્યું એ અજ્ઞાન દશા છે.

સાધુને રહેવું પડે છે. ખાવું પડે છે, વ્હોરવા જવું પડે છે, પણ તે સંયમના લક્ષે. નિજ સ્વરૂપને પામવા માટે છે. જીનેશ્વર ભગવાનની આજ્ઞા શી છે તેનું જ નિરંતર રટણ છે. હવે જીનેશ્વરની આજ્ઞા તોડીને એક પગલું પણ ભરવું નથી. આજ્ઞા એજ મારો ધર્મ છે. આજ્ઞા બહાર પગ મુકાય જ નહિં. આચારાંગ સૂત્રમાં કહ્યું છે.

"आणाए मामगं धम्मं एस उत्तरवाए इह माणवाण वियाहिए।
इत्थोवरए तं झोसमाणे आयाजिज्जं परिन्नाय परियाएज विगिवई ॥

તિર્થંકર દેવે કહ્યું છે કે આજ્ઞાથી મારો ધર્મ પાળવો, આ તેમણે મનુષ્યો માટે ઉત્કૃષ્ટ ભાષણ કહેલું છે માટે મુનિએ સંયમમાં લીન રહી કર્મોને ખપાવતાં થકાં ધર્મ કર્યા કરવો. મૂલ અને ઉત્તર પ્રકૃતિના ભેદથી કર્મનું પરિજ્ઞાન કરી, શ્રમણ ધર્મનું આરાધન કરવાથી મુનિઓ સમસ્ત કર્મોનો ક્ષય કરે છે.

મિથ્યાત્વનો રોગ મોટામાં મોટો છે. કેન્સરનો રોગ તો અહીંયાથી મર્યા એટલે છુટી જાય છે. જ્યારે મિથ્યાત્વનો રોગ એક ગતિમાંથી બીજી ગતિમાં સાથે જાય છે. સાધુ-પુરૂષના દર્શન પણ પોતાના આત્મા માટે કરવાના છે હે સાધુ મહારાજ! તમારો સંયમ મને ગમે છે. તમારા જેવા ગુણ મારામાં કયારે આવે? તમને સાધુની ભક્તિ ગમે છે કે વાંધા-વચકા પાડવા ગમે છે? ઉપાશ્રયે દર્શન કરવા આવ્યા અને સાધુ આત્મ સાધનામાં

લીન હોય અને ન બોલાવે તો એમ થાય કે આ મહાત્મા તો કેવા અભિમાની છે! અમે કેટલે દૂરથી આવીએ છીએ પરંતુ સામું પણ જોતાં નથી! સાધુ પ્રભુભક્તિમાં લીન હોય સ્વાધ્યાયથી સમભાવની સાધના સાધતા હોય ત્યારે એને શું કામ ખલેલ પાડવી પડે? સાધુના દર્શન જ માંગલિક છે. એમ હૈયેથી થવું જોઈએ.

ઘણા માણસો માત્ર નામ નોંધાવવા આવતા હોય છે. ઘણા, મહારાજને ખોટું ન લાગે એટલે આવીએ છીએ એમ બોલતા હોય છે.

આ દુનિયામાં ઘણા માખણીયા ભેગા થયા છે. સાથે સાધુ પણ તેમાં ભળી જાય છે. ક્યાં સાધુનું ઉચ્ચ કક્ષાનું જીવન? અને ક્યાં અત્યારનું જીવન? ભગવાન મહાવીરના સાધુ કેવા હતા!

> એક એક મુનિવર રસના રે ત્યાગી; એક એક જ્ઞાન ભંડાર રે પ્રાણી.
> એક એક મુનિવર વૈયા વચ્ચ વૈરાગી, જેના ગુણોનો નાવે પાર રે પ્રાણી....

એક એક સાધુ ઝવેરાત સમાન છે. કિંમતીમાં કિંમતી છે. કોઈ મહા ગુણવાન છે. કોઈ રસના ત્યાગી છે. કોઈ જ્ઞાનના ભંડાર છે. ધન્ના અણગારે જ્યારે દીક્ષા લીધી ત્યારે જાવ જીવ સુધી છઠના પારણે છઠ કરવા અને પારણાને દિવસે આયંબીલ કરવું એવી પ્રતિજ્ઞા લીધી આયંબીલમાં આહાર પણ રસકસ વિનાનો-લુખ-તુચ્છ કરતા હતા. આજે તો સંવત્સરીનો ઉપવાસ કર્યો હોય તો ઘણાને એમ થાય કે એક ટંકનું અત્તરવારણામાં અને એક ટંકનું પારણામાં સાટું વાળી લઈએ. ધન્ના અણગાર ભગવાનને કહે છે. મારી ઈચ્છા છે જો તમારી આજ્ઞા હોય તો જીવું ત્યાં સુધી છઠને પારણે છઠ અને પારણે આયંબીલ કરવા છે, જેની ભાષા મજબુત છે, શ્રદ્ધા દઢ છે, જે શુરવીર છે એજ આવી ઇચ્છા વ્યક્ત કરી શકે છે. મનની અસર તન ઉપર થાય છે. ચા પીધા વગર કેમ રહેવાશે? એમ મનને થાય પણ કોઈ પૂછશે કે ઉપવાસ કર્યો છે કે નહિ? તો શો જવાબ આપીશ! એમ જે શરમે ભરમે ખાટલે પડીને ઉપવાસ કરશે તેનો ઉપવાસ શું નિર્જરાનું કારણ બને ખરૂં? ના, પણ મનથી નક્કી કરો, હું કર્મ ખપાવવા અવશ્ય કરી જ શકીશ. તો જરૂર ઉપવાસ થશે. જે આહારને ભીખારી પણ ન ઈચ્છે એવો આહાર ધન્ના અણગાર કરતા હતા. બત્રીસક્રોડ સોનૈયાનો સ્વામી, એણે શું સ્વાદ લીધા નહી હોય? છતાં સાધુ થયા પછી મન ઉપર કેટલો કન્ટ્રોલ મુકયો! એક વરસ બે વરસ નહી પણ જાવ જીવ છઠ અને તેને પારણે આયંબીલ કર્યાં. જ્યારે આજે આપણાથી ઉપવાસ પણ થતો નથી. ઉપવાસ કરવા સારા પણ પારણામાં ખાસ સંભાળ લેવાની જરૂર છે. હોજરી એકદમ સંકોચાઈ જાય છે. અને પારણે ખાધા પછી કહે કે તબિયત સારી રહેતી નથી. ક્યાંથી તબીયત સારી રહે? પારણામાં ખૂબ ખાવાથી તબિયત બગડે છે.

ધન્ના અણુગારે આટલો વૈભવ છોડીને દીક્ષા ગ્રહણ કરી છે. છઠને પારણે છઠ કરે છે અને ખરે બપોરે વ્હોરવા જાય છે. આહાર મળે તો પાણી ન મળે અને પાણી મળે તો આહાર ન મળે. તેમણે દેહ, મન અને રસાસ્વાદ પર કેટલું દમન કર્યું હશે ?

"દેહ ભાવ ક્ષય હોય જ્યાં અથવા હોય પ્રશાંત,
તે કહીયે જ્ઞાની દશા, બાકી વાચા જ્ઞાન."

કેટલી દેહની મુર્છા ઉતરી એટલે આત્મભાવ થયો. દેહનું ધોરણ નીચું જતા આત્માનું ધોરણ ઉચું આવે છે, શરીર માટે જીવવું છે કે આત્મા માટે ! તમારો લક્ષ શું છે ? શરીર કેટલી વાર મળ્યું. તૈજસ કાર્માણ શરીર તો હંમેશા સાથે રહે છે. જીવ મોક્ષમાં જાય ત્યારે જ એ બે શરીર છૂટે છે. પણ ઔદારિક વૈક્રિય શરીર જીવે અનંતવાર ધારણ કર્યા. અનંતવાર મુકયાં. છતાં શરીરનો મોહ કેટલો છે ? જરાક તબિયત બરાબર ન હોય, ચાની બાધા હોવા છતાં સાજે માંદે મોકલ છે એમ કહી ચા પીશે. અને પછી તબિયત સારી થતાં પણ ચા મૂકી શકે નહિં. હવે ચાએ એને પાડી દીધો ભાઈ ? હવે તો તબિયત સારી થઈ ગઈ છે, ચા છોડી દે, એમ કોઈ કહે તો કહેશે, હજી મને ઠીક નથી. શું કામ હાથે કરીને શરીરને અડીક કરે છે ? આસકિતમાં વળગી રહે છે ! એટલે ટેવ પાડી પછી ટેવે એને પાડી નાંખ્યો. પહેલાં બીડી પીતા આંખમાંથી પાણી પડતાં પછી તો પીવામાં પાવરધો થઈ ગયો. અને રોજની પચાસ બીડી પીશે. 'હવે મારાથી બીડી છુટશે નહીં' ટેવે એને પાડી દીધો. વ્યસનને વશ હોય એ કાંઈ ક્રિયા કરી શકતો નથી. આસકિત ને અશકિતમાં ફેર છે. આ મહાપુરૂષે જાવ જીવ સુધી છઠના પારણે છઠ કર્યા અને પારણે આયંબિલ કર્યાં. કેટલો દેહ ભાવ છોડયો! કેટલી આસકિત છોડી ?

એક જીંદગી દેહ ભાવ ઉડાડી દેવાય તો મોક્ષ આપણા હાથમાં છે. કુતરાની જીભમાંથી લાળ પડે છે એમ જીવને મનભાવતું મળે ત્યારે લાળ પડે છે. કેટલી વાર ખાધું ? અનેક વાર ખાવા છતાં સંતોષ ન થયો. કેટલું સાંભળ્યું ? કેટલું જોયું ? છતાં જોવાનો સંતોષ ન થયો. જોવાનું પણ કેટલું છે. મુહપત્તિવાળો સાધુ એરોડ્રામ ને એરોપ્લેન જોવા જાય છે, વીજળીઘર જોવા જાય છે, મીલો જોવા જાય છે, રાણીબાગ, હેગિંગ ગાર્ડન જોવા જાય છે ! શું એની મુહપત્તિ લાજતી નથી ? જોવો હોય તો આત્માને જો. જે જોવાનું છે એ આત્મામાં છે. આ કાયાને તું શણગારે છે. એ દેહ પણ એક દિવસ અગ્નિમાં સળગી જવાનો છે. દેહના સૌંદર્ય પાછળ જીવ પાગલ થઈ ગયો છે. જે શરીર સળગી જવાનું છે. એનો મોહ શો ? હે જીવડા ! પાછો વળી જા અંદરથી વૃત્તિને વાળો, પછી એના ઉપર કાબુ રાખો, ત્યારે જુઓ શું થાય છે !

સમજી લે સરવાળે સાચું કેટલું, પાપ પુન્ય સંગાથે આવવાનું એટલું,
અહિંનો આનંદ ત્યાં દુઃખડાની વાટ છે, એમાં તો માનવીને કેટલી પંચાત છે.
જન્મીને મરી જવું એટલી જ વાત છે........

હવે સમજો, પાપ અને પુન્ય તમારી સાથે આવશે, અન્ય કોઈ નહિ જે ક્ષણિક છે એના મોહ શા? ક્ષણિક આનંદ લેતા જતા અનંત સંસાર વધારી દીધો.

"ક્ષણિકના મોહ શા ક્ષણિકના માન શા, કમલ જલ બિન્દુ સમ જીંદગાની"
જીંદગી ક્ષણિક છે. વૈભવ ક્ષણિક છે એનો મોહ છોડી આત્મા તરફ લક્ષ વધારી તે જ વફાદાર રહો. આત્મ ધ્યાનની તાલીમ લ્યો.

સૈનિકો લશ્કરમાં જોડાય છે ત્યારે તેમને ખૂબ તાલીમ આપવામાં આવે છે. લાઠી કેમ ફેરવવી, બંદૂક કેમ ઉપાડવી, જરાય આડો અવળો પગ ન પડવો જોઇએ. લેફ્ટરાઈટ (ડાબી–જમણી) કરાવે છે. પોતાની ફરજમાં જોડાયા પછી મરણાંત પ્રસંગ આવે, છતાં પોતાની ફરજથી જરા પણ ચ્યુત ન થાય.

કોઈ એક સૈનિકને તાલીમ આપવામાં આવે છે. કવાયત ચાલી રહી છે. તે ટટ્ટાર ઉભો રહે છે. એના પગ ઉપર એક ઝેરી જીવડું ચડયું, પણ પગ ઉપાડાય નહીં એ એનું કર્તવ્ય છે. જીવડું ચડતાં ચડતાં વાંસામાં આવ્યું. પણ તે જાણે છે હાથ આમ ન કરાય, છેવટે જીવડું કાનમાં ગયું અને ધડાક કરતો તે પડી ગયો. જીવડાએ અંદર ડંખ દીધો હતો. બધાંને એમ થયું કે આને મૂર્છા કેમ આવી ગઈ! તપાસ કરી અને કાનમાંથી જીવડું કાઢયું. સૈનિક પોતાની ફરજ બજાવતો બજાવતો મરી ગયો. છતાં પોતાને હાથેથી જીવડાને દૂર કરવાની વાત નહીં. તેને કાઉસગ્ગ ન હતો, કસરત હતી, છતાં સૈનિકની મરી જવા સુધીની તૈયારી! આપણી તૈયારી કેટલી છે? મરણ આવ્યું તો જરાય ચલાયમાન ન થયો. મરી જવું કબૂલ કર્યું પણ કાયદો તોડયો નહીં. મહાવીરના કાયદા બરાબર પાળજો. આ કાયદા આત્માના કલ્યાણને માટે પાળવાના છે. ભગવાન નેમનાથ પધાર્યા છે. બધાં વાંદવા જવા માટે તૈયાર થઈ ગયા છે. વિશેષ અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન...૪૫

### ભાદરવા સુદ ૮ ને શનિવાર તા. ૨૮-૮-૭૧

ભગવાન નેમનાથ દ્વારિકા નગરીના નંદનવન ઉદ્યાનમાં પધાર્યા છે. ભેરી વાગતાં લોકોને ખ્યાલ આવ્યો કે પ્રભુ પધાર્યા છે. દ્વારિકા નગરીમાં આનંદ-મહોત્સવ હોય તેવ'

ઘાતાવરણ સર્જાઈ જાય છે. કોઈ ચાલીને, કોઈ હાથી ઉપર, કોઈ ઘોડા પર, કોઈ રથમાં બેસીને ભગવાનનાં દર્શન કરવા જાય છે. ભગવાનનું કેવળજ્ઞાન લોકાલોક પ્રકાશક એવો રેડિયો છે. તમારા રેડિયાની અંદર અમેરિકાનાં કે લંડનના ભાવ આવે, પણ ભગવાન તો ત્રણેય કાળનાં ભાવોને એક સમયમાં જાણે છે અને જુએ છે. આવું કેવળજ્ઞાન અને કેવળદર્શન પામ્યા પછી જ દેશના આપે છે. અનેક લોકો તે સાંભળવા જાય છે. કોઈ કુતુહલથી, કોઈ જાણવાની ઇચ્છાથી તો કોઈ પોતાનો ઉદ્ધાર કરવાની દૃષ્ટિથી જાય છે. ભગવાનની વાણીનો અપાર મહિમા છે. કોઈ ભવ્ય જીવો સંસારને છોડીને સંયમ અંગીકાર કરે છે. કોઈ તપનો માર્ગ આદરે છે. કર્મને ચકચુર કરી નાખવા, આત્માની સિદ્ધિ પ્રાપ્ત કરવા યાહોમ કરે છે. દેહભાવ છોડી આત્માને મુખ્ય ગણે છે. દેહ અશાશ્વત છે, આત્મા શાશ્વત છે. દેહ તો એક દિવસ પડવાનો છે, આત્મા અમર છે.

શરીર સડન, પડન અને વિધ્વંસ સ્વભાવવાળું છે. હાડ–માંસ–મજ્જા–લોહી–પરૂ વીર્ય–ચર્મ આદિ સાત ધાતુનું બનેલું છે. આ શરીર ઔદારિક છે, આ શરીર વહેલું કે મોડું છોડવાનું છે. આ શરીર અશુચિનો પોટલો છે, શાશ્વત રહેવાવાળું નથી, આને જો આહાર–પાણી મળે તો પુષ્ટ થાય છે. અને ન મળે તો સુકાઈ જાય છે. પડી જવું, નાશ થવો, વિનાશ થવો એ શરીરનો ધર્મ છે. જ્યારે આત્માનો ધર્મ, ધ્રુવ, નિત્ય અને શાશ્વત–ત્રણેય કાળે ટકવાવાળો છે. પણ સચ્ચિદાનંદ એવો આત્મા આજે ગોથું ખાઈ ગયો છે, અજ્ઞાનમાં અટવાઈ ગયો છે. નિજ સ્વરૂપની ઓળખ નથી. શરીરને તાજું રાખવા ઘણા પ્રયત્ન કરે છે. શરીરનો મોહ ઘણો છે. શરીર બગડે તો સારૂં કરવા માટે ડોકટર પાસે દોડશે. દવા, ટેબ્લેટ, ઈંજેકશન બધું લેશે. શરીરને ઓળખ્યું છે એટલે શરીર માટે બધું કરશે. પણ શરીર કરતાં આત્મા કિંમતી છે. શરીર જડ છે, જડની કોઈ કિંમત નથી.

"ક્ષણભંગુર આ દેહનો શો કરવો વિશ્વાસ". આ દેહ ક્ષણમાં પડી જવાનો છે. આનો વિશ્વાસ શો કરવો ? આ શરીર ક્ષણમાં વિલય થવાવાળું છે. -

"છે પરનું પણ પરિચયથી માની બેઠો મારૂં,
કયાંનો તું કયાંનું એ પિંજર, એ સમજે તો સારૂં,
પોપટ તન પિંજર નહિં તારૂં, અન્તે ઊડી જાવું પરબારૂં,
બીજા જોયાં એવું આ પણ, નામે કેવળ ન્યારૂં,
સર્વ પ્રકારે સાચવ તોપણ પળમાં છે પડનારૂં,
પોપટ તન પિંજર નહીં તારૂં, અન્તે ઉડી જાવું પરબારૂં."

પરને તેં સ્વ માન્યું છે. કેમ માન્યું ? તો પરિચયથી માન્યું. શરીર એ હું છું

એમ મનાઈ ગયું છે. જડને ચૈતન્ય મનાઈ ગયું છે. જડ વસ્તુ એ તારી નથી. તું એનો નથી. જડ તારું ન થાય. તું એનો ન થાય. પર તે પર છે. સ્વ તે સ્વ છે. છતાં વિભાવ (ભાવ) કરીને જીવ કર્મના ગાંસડા બાંધે છે. મન પર છે. ઇન્દ્રિય પર છે, શરીર પણ પર છે. આત્માને સમજાવો. હે જીવ! તે પર માટે જીંદગી વેડફી નાખી જ્ઞાનીએ તો પરનો મોહ છોડયો. પરની પ્રીતિ છોડી દીધી, કાયાને વોસિરાવી નાખી. એની હું સાર-સંભાળ નહીં કરૂં. એને જ્ઞાતા તથા દૃષ્ટા બનીને જોઈશ. તટસ્થ ભાવને કેળવીશ. એમ જેને રાગભાવને છોડી દીધો તે સ્મશાનમાં, સુના ઘરમાં, લુહારની કોડમાં, ઉદ્યાનમાં વિચરે છે. પોતાના (નિજ) સ્વરૂપનું ધ્યાન ધરતાં વિજય મેળવે છે, તત્વને તારવી લે છે. માખણના પીંડા ઉતારે છે. આ જ નિજ સ્વરૂપ રમણતાનું ફળ છે. નિજ સ્વરૂપમાં જે જે જીવો રમ્યા છે એમને સિદ્ધિ વરી છે. સિદ્ધિને મેળવવી હોય તો સાધના કરવી પડશે. સાધનાથી આત્મ-શુદ્ધિ થાય છે. અને આત્મ-શુદ્ધિથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે. તેને માટે દેહભાવને પણ ક્ષય કરવો જોઇશે, જેણે દેહાધ્યાસ છોડયો, તેને ધન, માલ, મિલ્કત માટે મમત્વ નહીં રહે. એને આ બધું પર ચીજ છે એમ લાગશે. આજ સુધી અજ્ઞાની જીવ પરમાં રમ્યો છે. આ રમત કયારે પૂરી થશે?

> "હોયે રમત ઘડી બે ઘડી, બહુ તો દિવસ બે-ચારની,
> આ તો અનંતા યુગ ગયા, એવી રમત રમવી નથી.
> દૂર કાં પ્રભુ દોડ તું, મારે રમત રમવી નથી,
> આ નયન બંધન છોડ તું, મારે રમત રમવી નથી."

કોઈ માણસ રમવા બેસે તો બે ઘડી, ચાર ઘડી રમે છે. એક રાત કે બે રાત રમે છે, આ તો જીંદગીની જીંદગી હોડમાં મૂકી દીધી. હવે પાછો વળ! તારા ઘર સામે જો. નિજ સ્વરૂપનો અનુભવ લે. જ્યારે પોતાના-નિજ સ્વરૂપની અનુભૂતિ થાય છે, આત્મ સુધા-રસનો સ્વાદ ચાખે છે ત્યારે જગતનાં બીજા રસ ફિક્કા લાગે છે. મનને કેન્દ્રિત કરવું જોઇએ. જે આત્મામાં રમતો હોય, તે પર્વતમાં રહે, ગુફામાં રહે કે ઝાડ નીચે રહે પણ આત્મતત્વ સિવાય બીજું કાંઇ વિચારે નહીં. ગાણાં તો આત્માનાં ગાય, કોઈ માણસને ઘેર દિકરાનું સગપણ કર્યું. બધાં સગાંવહાલાં ચાંદલામાં લાગ લેવા આવ્યા છે એમાં વરરાજાનાં પિતાશ્રીને વીંછીએ ડંખ દીધો. શરીરમાં એટલી વેદના થાય છે. રાડ નીકળી જાય છે. બધાં સમજાવે છે. આટલાં મહેમાનો આવ્યા છે. તમારૂં દુઃખ જોઈ જાય છે. માટે શાંત રહો. અરે, મારાથી રહેવાતું નથી. આ વીંછીનું ઝેર ચડતું જાય છે. દિકરો કહે, "પિતાશ્રી, આપ બૂમ નહિ પાડો. આપણે દવા કરાવીએ. ડોકટર બોલાવીએ." હજારો માણસો વચ્ચે બેઠો હોય પણ એને વીંછીનો ડંખ ડંખે છે. તેવી રીતે સમકિતી જીવને સંસાર ડંખે છે. એને વૈભવો તુચ્છ લાગે છે, એને આત્મા જોઇએ છે. બીજું કાંઈ જોઈતું નથી.

"માનવનાં જન્મને દેવતાઓ ઝંખતા, સ્વર્ગના વિલાસો એને ઘણીવાર ડંખતા,
પ્રેમનો પ્રકાશ મળ્યો, ઉરનો ઉજાસ મળ્યો, આવો સંયોગ નહિં આવે ફરીવાર."

જ્ઞાની પુરૂષ કહે છે. માનવનાં જન્મને દેવતાઓ ઝંખે છે, માનવના અવતારમાં એવું શું છે? કે ભૌતિક સુખની ટોચે બેઠેલાં દેવતા તેની ઇચ્છા કરે છે? રૂપાનાં દાગીનાની ઝંખના કરે છે. સોનાનાં દાગીનાવાળા હીરા મોતીનાં દાગીનાને ઇચ્છે છે, હીરા મોતીનાં દાગીનાવાળા રત્નનાં દાગિનાની અભિલાષા સેવે છે. દેવતાઓને સુખ-સાહ્યબી ઘણી છે, છતાં સ્વર્ગનાં સુખો એને શા માટે ડંખે છે? "આ ન જોઈએ. આ ન જોઇએ. આ વૈભવ મારા નહિ. આ દેવાંગનાઓ મારી નહિ. એના ચેનચાળા નાટક આદિ મારા નહિં. જ્ઞાનાદિ ગુણો જ મારા છે." એવી નિબિડ શ્રદ્ધા છે. એથી જ દેવતાઓને આવા ભોગ-વિલાસ ડંખે છે. વીંછીના ડંખ જેવી વેદના થાય છે. જેને પ્રેમનો પ્રકાશ મળ્યો, ઉરનો ઉજાસ મળ્યો, સત્ય માર્ગ પર પ્રેમ જાગ્યો છે એવા દેવો માનવના અવતારને ઝંખે છે. વ્રત-પચ્ચક્ખાણ માનવ કરી શકે છે સર્વાર્થસિદ્ધના દેવતાઓને તેત્રીસ હજાર વર્ષ સુધી આહારની ઇચ્છા થતી નથી તપનું લક્ષણ ઇચ્છાનો નિરોધ છે ઇચ્છા થાય એને અટકાવી દેવી, મનને રોકી પાડવું તે તપ છે પાંચમા અનુત્તરવાસી દેવોને ૩૩ હજાર વર્ષે આહારની ઇચ્છા થાય છે પણ તે તપસ્વી કહેવાય નહિ. કારણ કે તેઓ અવિરતિ અને અપચ્ચખાણી છે ઉપશાંત મોહી છે. મનનો પણ વિકાર ત્યાં ન હોય. પહેલા, બીજા દેવલોક સુધી મનુષ્યના જેવા કામભોગ હોય છે. ત્રીજે, ચોથે દેવલોકે સ્પર્શનો વિકાર હોય છે. પાંચમે, છઠ્ઠે દેવલોકે શબ્દનો વિકાર છે શબ્દ સાંભળે અને વિકાર સમાઈ જાય છે. સાતમે, આઠમે દેવલોકે રૂપ જોઈને આનંદ થાય છે. નવમે, દસમે, અગ્યારમે અને બારમે દેવલોકે મનનો વિકાર છે. નવગ્રૈવેયક અને પાંચ અનુત્તરવિમાનમાં તો મનનો પણ વિકાર નથી. તો પણ તેને *અબ્રહ્મના પ્રત્યાખ્યાન છે એમ ન કહી શકાય.* ગુપ્ત બ્રહ્મચારી છે તે મનમાં પણ વિકારનો ભાવ ન આવવા દે. જ્ઞાનની જ્યોતથી અવિરતી ભાવને દબાવી દે છે. તું સચ્ચીદાનંદ સ્વરૂપ આત્મા છે. તારે આ ચામડાં ચૂંથવાના ન હોય, વિકારી માર્ગે જવાનું ન હોય. ઈન્દ્રિયોને રોકી રાખવી એનું નામ છે સંયમ. આ મનુષ્ય ભવમાંથી સંસારની પૂર્ણાહુતિ થઇ શકે છે, દેવતાઓ મનુષ્યના ભવને ઝંખે છે. દેવતાઓ જેને ઝંખે છે એ ભવ તમારા હાથમાં છે. તેનો તમે સદ્વ્યય કરો છો કે દુર્વ્યય! ગુમડું મચ્વાપર હોય ત્યારે ચળ બહુ આવે એને જો ખંજોળીશ તો વકરશે અને પાકશે. છોકરાને માતા નિકળ્યા હોય અને દાણું પડી જાય પછી એવી મીઠી ચળ આવે કે બાળક જાણ્યે-અજાણ્યે ત્યાં હાથ લઇ જાય, એટલે બાળકના હાથ પર માતા કોથળી બાંધી દે છે. કારણ કે જો ખંજોળી નાખે તો પાકી પડે, બહુ ચળ આવે એને સહન કરી લે તો દર્દ મટી જાય. ભગવાન કહે છે કે જે ગતિમાં મોક્ષ મળવાનો છે એ ગતિમાં

મૈથુનસંજ્ઞા ઘણી હોય છે. દેવતાને પરિગ્રહ સંજ્ઞા ઘણી હોય. મનુષ્યને મૈથુન સંજ્ઞા ઘણી હોય. તિર્યંચને આહાર સંજ્ઞા ઘણી હોય અને નારકીને ભય સંજ્ઞા ઘણી હોય.

તિર્યંચોની આહાર–સંજ્ઞા આપણને પણ દેખાય કુતરાને રોટલો નાખ્યો હોય એ જમીનમાં દાટે છે. ભૂખ લાગે તો કાઢીને ખાય છે. અને એક કૂતરાને રોટલો નાખ્યો હોય છે તો બીજા અનેક તેના પર તૂટી પડશે. બસ ખાઉં, ખાઉં ને ખાઉં, પશુ આખા વગડામાં લીલી વનરાઈ ચરીને આવે અને ઘેર ચાહટીઓ નાખવામાં આવે તો તેમાં મોઢું નાખશે. કેટલાંક મનુષ્યો પણ તિર્યંન્ચની માફક જ્યાં ત્યાં ખાવાને ટેવાયેલા હોય છે. રસ્તામાં હાલતાં–ચાલતાં પણ ખાય.

"પચાસ વરસે આવ્યા પળી, મોંના ડાચાં ગ્યાં છે મળી,
રાત પડે ને ભાઈ ને ભાવે, ઉના–ઉના ગાંઠીયા ને ટળી."

બસ ચક્કી તો ચાલુ ને ચાલું. ખાધા જ કરે છે. જેને બીજે દિવસે ઉપવાસ કરવો હોય એણે ચોવિહાર કરવો જોઈએ. દેરાવાસીમાં વરસીતપમાં પારણાને દિવસે બેસણું કરે છે. બે ટંક બેસીને ખાય છે. ચોવિહાર પણ ચોખ્ખો કરે છે. આમ નિયમિત રહેનાર વ્યક્તિને થોડો પણ સંયમ રહે. આપણામાં વરસીતપના પારણે આખો દિવસ ખાય છે, અને ઘણાં તો ચોખ્ખા ચોવિહાર પણ કરતા નથી. વરસીતપમાં બ્રહ્મચર્ય પણ પાળવું જોઈએ. એ નિયમનું પાલન પણ ઘણા નથી કરતા. મનુષ્ય–અવતારમાં મૈથુનની ખણુજ ઉપડે છે. પ્રેમલા–પ્રેમલીનાં ફોટા જુએ, સીનેમા જુએ, એવી ચોપડી વાંચે અને વિકાર વૃત્તિમાં વધારો થાય. સિનેમા–નાટકોએ સંસ્કૃતિનો હ્રાસ કર્યો છે. અહી સંત–પુરૂષોના જીવન દ્વારા આપણા ઘડતરની સુંદર વાતો થાય છે. સંતો, વગર વેતને સદ્બોધ આપે છે, તે સાંભળવાના તમારે પૈસા આપવા પડતા નથી, તે છતાં અહીંયા સીટો ખાલી રહે છે. અને સિનેમાં જોવાના પૈસા પૂરા ચૂકવવા પડે છે, છતાં ત્યાં તો હાઉસ–ફૂલ થઈ જાય છે. શો પણ કેટલાં બતાવે છે? માણસોને ખાવા ન હોય, બધે મોંઘવારીની બૂમો પડે છે પણ હોટલ સીનેમામાં કયાંય મોંઘવારી દેખાતી નથી. આ બધાં સ્થાન વિકારોની ખણુજ વધારનાર છે. ખાટા, તીખા, તમતમતાં, મસાલાવાળા પદાર્થો ખાવાથી ઇન્દ્રિયો જાગૃત થાય છે. રસ ઝરતાં આહાર જલ્દીથી મદ વધારે છે. ખોરાકથી પણ કામ–વિકાર વધે છે. પોશાકથી પણ કામ-વિકાર વધે છે. એવા ઉઘાડા પહેરવેશ પહેરવાથી વિકાર વધે છે. મનમાં વિકાર તો પડયો છે. જેવો એકાન્તનો જોગ મળે એટલે તરત વિકાર જાગવા માંડે છે.

એક સાધ્વી સાધુ પાસે ચર્ચા કરવા આવે. ગુરૂ મહારાજનો ચેલો અને સાધ્વી એમ બે જણાં એકાંતમાં બેસે. સાધુ, સાધ્વીને ભણાવે છે. એમાં એકલી સાધ્વીની સાથે

કોઈ વખત ગોરાણી આવી બેસે. અને કોઈવાર ન બેસે. ગુરૂને વિશ્વાસ છે કે મારો ચેલો વિશ્વાસુ છે. અને ગોરાણીને ચેલી ઉપર વિશ્વાસ છે. આજે તમે યુવાન દિકરા-દિકરીઓને કોલેજમાં ભણવા મોકલો છો પણ ત્યાં ભણે છે કે કંપાઉન્ડમાં ફરે છે? છૂટનું પરિણામ ઘણું ખરાબ આવે છે. આજનું ભણતર જીવનનું ઘડતર નથી, પણ જડવાદનું ચણતર છે. એકાંત ખૂબ બુરી ચીજ છે. ઉત્તરાધ્યયનનાં ૩૨મા અધ્યયનમાં ભગવાન ફરમાવે છે,

कामं तु देवीहिं विभूसीयाहिं, न चाइया खोमइऊं तिगुत्ता,
तहाऽवि एगन्तहियं ति-नच्चा, विवित्तवासो मुणिणं पसत्थो ॥१६॥

રૂપવતી દેવાંગનાનાં ટોળાં ઉતરે અને ત્રણ ગુપ્તિએ ગુપ્ત એવા મુનિને ચલાયમાન કરવા આવે તો પણ મુનિ ચલાયમાન થાય નહિં. એના ચિત્તને ડહોળાવી શકે નહિં. આવા મુનિને માટે પણ એકાંતવાસ વર્જ્ય ગણ્યો છે. જેને બ્રહ્મચર્ય પાળવું છે એણે એકાંતમાં કદી ન રહેવું.

એક રાજા ધર્મની ભાવનાવાળો હતો. કાળને અવસરે, કાળ કરી તે રાજા મરીને દેવ થયો. રાણીને દુઃખ થાય છે. અંતે રાણીને દિક્ષા લેવાની ભાવના જાગૃત થાય છે. દેવ બનેલા રાજાએ વિચાર કર્યો. રાણીને દિક્ષાના ભાવ છે. પણ દિક્ષા કોની પાસે અપાવવી? પરીક્ષા કરીને કયા સ્થળે ગોઠવવી એ નક્કી કરવું એમ વિચારી બપોરના દોઢના સમયે વૃદ્ધ સાધ્વીનું રૂપ ધારણ કર્યું. સીત્તેર વર્ષની સાધ્વી સાધુના ઉપાશ્રયે આવીને સાધુને વંદન કરે છે. મહારાજ પૂછે છે, એકલા કેમ આવ્યા છો? સાધ્વી જવાબ આપે છે. મહારાજ! હમણાં માંદગીમાં હતી. થોડા દિવસથી સારી થઈ છું. સૂત્ર-સિદ્ધાંત માંદગીમાં ભૂલાઇ ગયા છે, તેથી આપશ્રીને મારે પ્રશ્નો પૂછવા છે. મહારાજ કહે છે, તમે બહાર ચાલ્યા જાવ. એકલી સ્ત્રી સાથે અમારે વાત ન કરાય. સાધ્વીએ કહ્યું: પણ ગુરૂદેવ! હું તો વૃદ્ધ છું, માંદગીમાંથી ઊઠીને આવી છું. ધર્મના પ્રશ્નો પૂછવા છે. મહારાજ કહે છે. અત્યારે તમે બહાર નીકળી જાવ, એકાંતમાં અમે એકપણ જવાબ આપી શકીએ નહિં. છતાં સાધ્વી આગ્રહ કરે છે. અંતે મહારાજ કહે છે. તમે બહાર નીકળી જાવ અથવા અમે બહાર નીકળી જઈએ. આમ સાધુએ જરાય મચક ન આપી. આજે તો સાધ્વી સાધુ પાસે ગમે તે સમયે આવે અને ગમે તેવી વાતો કરે.

સાધુ સાધ્વીને ભણાવે છે. જુવાન સાધુ અને જુવાન સાધ્વી છે. સૂત્ર અને સિદ્ધાંતની વાતો કરતાં મન અવળે માર્ગે ચડી જાય છે. બંનેનો સંબંધ વધે છે. અને સાધ્વી સાધુને કહે છે, આત્માને ઊંચે લઈ જવો હોય તો આવી ગૂંગળામણમાંથી છૂટવું જોઇએ. ઉપાશ્રયની ચાર દીવાલ વચ્ચે રહીને કોઈ કામ થઈ શકે તેમ નથી. જગતને બતાવી આપીએ કે આદર્શ ગૃહસ્થાશ્રમ કેવો હોય! અને આપણે માનવસેવા કરવી જોઇએ. એક ઉચ્ચ

ધ્યેયને માટે દિક્ષા છોડી દઈએ તો શો વાંધો છે? મહારાજ કહે છે. દીક્ષા છોડી દઈએ તો જગતમાં આપણી બદનામી થાશે. લોકો આપણો તિરસ્કાર કરશે. પછી માનવસેવા કેવી રીતે થશે? સાધ્વી– તમે તૈયાર થઇ જાવ. આપણા જેવા સાહસિકની દુનિયા બે ઘડી વાતો કરશે પણ ઉમદા કાર્ય જોશે એટલે બધું ભૂલી જશે અને આપણા ગુણગાન કરશે. જગતથી ડરનાર કદી આગળ વધી શકતો નથી. અને આપણા બંનેના પ્રેમનાં પ્રતિકરૂપે બાળક થશે એ કેટલું શૂરવીર હશે! આમ સાધુને પતિત કરી બાઈએ કયારે, કયા દિવસે કેટલા વાગ્યે અહીંથી રવાના થવું એ નકકી કરી નાખ્યું. સાધુએ એની બધી વાત કબૂલ રાખી. રાતના અમુક ટાઈમે નીકળી ગામ બહાર કૂવા પાસે મળવું અને સંયમ છોડીને ઘર માંડવું પછી માનવસેવા કરવી. બધા સૂઈ જાય છે. એટલે આ સાધ્વી સંસારીના કપડાં પહેરી લ્યે છે. આ બાજુ ગુરૂ તો વૃદ્ધ છે. યુવાન શિષ્ય ગુરૂના પગ દાબે છે, ગૌચરી લઈ આવે. પરઠવવા જાય. આજે રાત્રે ચેલાને ઊંઘ આવતી નથી. બાર વાગ્યા, ગુરૂ જાગે છે. કેમ ભાઈ! ઊંઘ નથી આવતી? સ્વાધ્યાય બોલું તો તને ઊંઘ આવી જશે. વાત્સલ્યભર્યો હાથ માથા પર ફેરવે છે. અને શિષ્યનો વિકાર શમી જાય છે. હું કેવો પાપી છું! ડુબતા સંસારમાંથી મને બહાર કાઢયો, આ ગુરૂદેવ મારી માતા જેવા છે. તેમણે સમાજમાં મને ઊંચે પદે બેસાડયો. અને હું એમનો વિશ્વાસઘાત કરૂં છું. મારા આત્માનું કેટલું બગડી જશે? મારા વૃદ્ધ ગુરૂની સેવા કોણ કરશે? તેમને કેવું દુઃખ થશે? ભાવ–પરિવર્તન થયું. ગુરૂ પ્રેમથી પૂછે છે, શું તારા મગજમાં છે, કે તને ઊંઘ નથી આવતી? ગુરૂની તરકીબ કેવી છે? કેવી રીતે એને પૂછે છે? ગુરૂ સમજે છે, શિષ્ય યુવાન છે. યુવાનીને કબજામાં રાખવી મુશ્કેલ છે. તેથી તેના હૈયાને સ્પર્શે તેવી મીઠી વાણીથી સમજાવે છે, ઈચ્છાનું શમન કરો. દુર્મન વાસનાને પંથે લઈ જનાર છે. એક એક વાત એવી ઢબથી સમજાવે છે કે શિષ્યનું મન ફરી જાય છે અને વિચારે છે કે મારે સંસારમાં જાવું નથી. પેલી સાધ્વીના હૈયામાં તો સંસારની ઊર્મિઓ ઉછળે છે. સાધ્વીનો વેશ ઉતારી સંસારીનો વેશ ધારણ કરે છે. મારા ગુરૂણીને કેટલો આઘાત થશે એ પણ વિચારતી નથી. રાત્રીનાં બાર વાગતાં ઉપાશ્રયથી નીકળી કૂવા પાસે સાધુની રાહ જોઈને ઉભી છે. મનમાં ફડ ફડ થાય છે. અત્યારે અહીં કોઈ લુચ્ચા લફંગા આવીને હેરાન તો નહીં કરે ને? 'હમણાં આવશે, હમણાં આવશે, વચન દીધું છે એટલે અવશ્ય આવવા જ જોઇએ.' પહેલેથી બધું નક્કી તો કર્યું છે. પણ શું તેમના વિચારો ફરી ગયા હશે? ગુરૂ જાગી ગયા હશે? આવા અનેક વિચારો વચ્ચે એક વાગ્યો, બે વાગ્યા, ત્રણ વાગ્યા, સાધુ આવ્યો નહિ. સાધ્વી વિચારે છે. જો હું પાછી જાઉં તો મને ગુરૂણી કહેશે કયાં ગઈ હતી? અને છેવટમાં આપઘાતનો વિચાર આવ્યો અને કૂવામાં પડી મરણ પામી. આ ઉપરથી સમજવાનું કે એકાંત કેટલી ખરાબ ચીજ છે? પેલા દેવે સાધુની પરીક્ષા કરી. સાધુ ભગવાનની આજ્ઞાને બરાબર વફાદાર છે. દેવ (રાજા)ને થયું કે આ સંપ્રદાય ઘણો ઊંચો છે. અને રાણીને ત્યાં યોગ્ય સાધ્વી પાસે દિક્ષા લેવાનો આદેશ આપ્યો.

ભગવાને જે નવ વાડ બ્રહ્મચર્યની બતાવી છે તે સરસ છે. તેનું પાલન કરનાર પતનને માર્ગે જતાં અટકે છે. નેમનાથ ભગવાન દ્વારિકામાં પધાર્યા છે. તે રસ્તો બતાવે છે. એ સાંભળવા અનેક માણુસો આવ્યા છે. એમાં નિષધકુમાર કેવી રીતે નીકળશે, એ વાત અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં. ૪૬

### ભાદરવા સુદ ૯ ને રવિવાર તા. ૨૯-૮-૭૧

ચરમ શાસન પતિ ભગવાન મહાવીર સ્વામીએ ભવ્ય જીવોને સંસારથી છોડાવી મોક્ષ તરફ પ્રયાણુ કરાવવા માટે બોધ આપ્યો છે. દ્વારિકા નગરીમાં ભગવાન નેમનાથ પધાર્યા છે. મહાન પુણ્યના ઉદય હોય ત્યારે જ ભગવાનનો સમાગમ થાય. તેમના પ્રત્યે પ્રીતિ જાગે. આજ સુધી જીવે જગતવાસી જીવો સાથે ખુબ પ્રીતિ કરી છે. પણ બધી પ્રીતિ ઉપાધિવાળી છે. આનંદઘનજીએ કહ્યું છે,

> પ્રીત સગાઈ રે જગમાં સૌ કરે રે, પ્રીત સગાઈ ન કોઈ,
> પ્રીત સગાઈ રે નિરૂપાધિક કહી રે, સોપાધિક ધન ખોઈ,
> ઋષભ જીનેશ્વર પ્રીતમ માહરો રે, ઓર ન ચાહુ રે કંથ,

જગતની પ્રીત સ્વાર્થ ભરેલી છે. સ્વાર્થ હોય ત્યાં સુધી ટકશે, સ્વાર્થ સમાપ્ત થતાં પ્રીત સમાપ્ત થઈ જશે, પણ પ્રભુ તરફની પ્રીતિમાં આવી કોઈ ઉપાધિ નથી માટે પ્રભુ સાથે તમારા આત્માની પ્રીત કરો. જો પ્રભુ સાથે પ્રીત કરવી હશે તો ઇન્દ્રિય નિગ્રહ, મનોનિગ્રહ કરવો પડશે. મન એ મંદિરની ધ્વજા જેવું છે, જે બાજુનો પવન આવશે તે બાજુ ધ્વજા ફરફર ઉડશે. એમ મન જુદી જુદી દિશામાં ઉડ્ડયન કરે છે. વાંદરો સ્વભાવમાં જ ચંચળ હોય, એમાં તેને દારુ પીવડાવ્યો એટલે ચંચળતામાં વધારો થયો. દારુ પીવડાવ્યા પછી તેને વીંછીએ ડંખ માર્યો, તેની અંદર ભુતે સંચાર કર્યો, પછી તે વાંદરો શું શું શું કરી નાંખે, તેમ મન પણ વાંદરા જેવું છે. તેણે વિષયની મદીરા પીધી છે અને મોહરૂપી ભુત આવી અંદર બેઠેલું છે. અને તેમાં કષાયરૂપી વિંછીએ ડંખ દીધો, પછી તે કઇ દિશામાં જીવને લઈ જશે તે કલ્પી શકાતું નથી. વાંદરો રાત્રે સૂઈ જાય પણ મન તો સ્વપ્નમાં પણ દોડધામ કરે છે દિવસે માનસિક વિચારધારા જેવી ચાલતી હોય તેવા સ્વપ્ન આવે છે. ભગવાન કહે છે-મારા સાધુને જે

સ્વપ્ન આવે તે સત્ય જ પડે. સામાન્ય પ્રાણીને કેવા-કેવાય સ્વપ્ન આવે છે. સ્વપ્નમાં મોજ માણે. દિવસમાં વિકારભાવ સેવ્યા હોય તે જ રાતે સ્વપ્નમાં આવે. સ્વપ્ન તે સ્વપ્ન. સ્વપ્ન સત્ય હોઈ શકે નહિ. જ્ઞાની પુરૂષોએ સંસારને સ્વપ્નવત્ કહ્યો છે. આજે જીવો સ્વપ્નને સત્ય બનાવવા મહેનત કરી રહ્યા છે.

ચિનુ નામનો એક ભિખારી છે. તે ગામની અંદર ઘેર ઘેર ફરે અને બટકુ રોટલો ઉઘરાવી પેટનું પૂરું કરે. એક વખત તેને સરસ ભોજન પ્રાપ્ત થયું. કોઈને ત્યાં લગ્ન પ્રસંગ હતો. ત્યાં જઈ ચડવાથી એ ભોજન મળેલું. પેટ ભરીને ભોજન લીધું. પછી નિદ્રા આવે તે સ્વાભાવિક છે. તેને કોઈ નથી. કોઈના ઓટલા ઉપર સુતો છે. પાસે શકોરું અને લાકડી પડયાં છે. આંખ મિંચાઈ ગઈ. રોજ મગજમાં વિચાર આવે કે ગામમાં દરરોજ લગ્નના વરઘોડા નીકળે છે. હું કયારે આવી રીતે વરરાજા બની કન્યાને પરણવા જઈશ? આ વિચારોમાં સુતેલા ચિનુને સ્વપ્ન આવે છે કે એક ઓટલા પર ચિનુભાઈ બેઠા છે. રાજાની સવારી ત્યાંથી નીકળે છે. રાજાની દૃષ્ટિ ચિનુભાઈ પર પડે છે. રાજા કહે છે, આવો આવો, ચિનુભાઇ! મારી પાસે બેસો. અને તે રાજાની પાસે બેસે છે. રાજ્યમાં લઇ જઈ ભિખારીનો પોષાક ઉતારી રાજાના કુંવરનો પોષાક પહેરાવે છે. સુંદર ભોજન જમવા આપે છે. ખૂબ સારી રીતે ખાય છે. ઘરેણાંના, કપડાંના ઠાઠમાઠ છે. રાજા વિચાર કરે છે, ચિનુભાઈના લગ્ન કરીએ. પણ લગ્ન કોની સાથે કરવા? પ્રધાનની દિકરી સાથે થાય તો ઘણું ઉત્તમ થઈ જાય. રાજા બધું નક્કી કરે છે, અને લગ્ન થાય છે. બેન્ડવાજા વાગે છે, વરઘોડો નીકળે છે. તેમાં રાજા મોખરે છે. ચિનુભાઇ વરરાજાની જાન લઈને જાય છે. માંડવે પહોંચે છે. પ્રધાનજી ધામધુમથી આદરસત્કાર કરે છે. માયરામાં ચિનુભાઈને લઇ આવે છે. ગોરમહારાજ 'કન્યા પધરાવો સાવધાન, વરકન્યા સાવધાન, સમય વર્તે સાવધાન' આવા માંગલિક સુત્રો ઉચ્ચારે છે. વરરાજાનાં હૈયામાં ઉમંગ માતો નથી. તે વિચાર કરે છે. હમણાં કન્યા આવશે, કન્યા આવી. રૂપરૂપના અંબાર જેવી કન્યા છે. ચિનુભાઈને આનંદની હેલી ઉભરાય છે. લગ્ન કરવાની ઘણા વખતથી ઇચ્છા હતી તે પૂર્ણ થઈ. તે પણ પ્રધાનની દીકરી સાથે એટલે હર્ષ ખૂબ વધી ગયો. કન્યા આવી, સામે બેઠી. કન્યાનો જમણો હાથ ગોરમહારાજે લાંબો કરાવ્યો. વરરાજાને પણ જમણો હાથ લાંબો કરવા ગોરમહારાજે કહ્યું અને સ્વપ્નમાં ચિનુભાઇએ પણ હાથ લાંબો કર્યો. ત્યાં ખૂણામાં વીંછી પડયો હતો. વિંછી પર હાથ પડતાં વિંછીએ ડંખ માર્યો. એટલે જાગી ગયો. સ્વપ્ન પણ ચાલ્યું ગયું. એનું એ જ રામપાતર, એ જ ગંદા કપડા, ભિખારી તો પોક મૂકીને રડે છે. આજુબાજુવાળાને થાય છે કે, આ ઘણા વખતથી બેસવાવાળો ભિખારી છે, તેને આજે શું દુઃખ આવી પડયું? કેમ રડે છે? લોકોએ પૂછ્યું, ત્યારે ચિનુભાઈએ જવાબ આપ્યો. આ વિંછીએ ડંખે

માર્યો તેની વેદના નથી, પણ કન્યા ચાલી ગઇ, રાજાનો પોષાક ચાલ્યો ગયો, [ઘરેણાં ચાલ્યા ગયાં. હું ગરીબ થઇ ગયો. જેની સાથે લગ્ન કરવાનાં હતાં તે બધું ચાલ્યું ગયું. એની વેદના અંતરને ખૂબ વલોવી રહી છે. અંતે પોક મુકીને રડે છે ત્યારે લોકો કહે છે, "મુરખા, આ તો તને સ્વપ્ન આવ્યું! સ્વપ્નની સુખડીથી ભુખ ન ભાંગે. સ્વપ્ન કદી સત્ય ન બની શકે." જ્ઞાની પુરૂષ કહે છે, 'સંસાર એ સ્વપ્ન જેવો છે.' પિકચરમાં એક દશ્ય પછી બીજું દશ્ય. બીજા પછી ત્રીજું દશ્ય. એમ જીવનની અંદર પણ એક પછી એક પ્રસંગો બનતા જાય છે. સમય જતો જાય છે. પદાર્થો શાશ્વત નથી. બધું વિલય થતું જાય છે. કાંઇ સ્થિર રહેતું નથી. માટે જ્ઞાની પુરૂષો કહે છે તેનો મોહ છોડી, પ્રભુના ધ્યાનમાં લાગી જઇશ તો સંસારમાં તું અનાસક્ત યોગને કેળવી શકશે. આત્મલક્ષી પુરુષાર્થ નહિં થાય ત્યાં સુધી સંસાર–વૃદ્ધિ અટકશે નહિં.

जे य बुद्धा महाभागा, वीरा असमत्तदंसिणो,
असुद्धं तेसिं परक्कंतं सफलं होइ सव्वसो ॥२२॥ સુયગડાંગ સૂત્ર

જગતમાં મહાભાગ્યવાન ગણાતાં બુદ્ધિશાળી માણસો જેની પાસે બુદ્ધિનો ભંડાર છે, જે અનેક શોધખોળ કરે છે અને જગતને આશ્ચર્યમાં મુકી દે છે પણ સમ્યગદર્શનને પ્રાપ્ત કર્યું નથી એટલે કે મિથ્યાત્વી છે. તે જે કાંઈ પુરુષાર્થ કરે છે, તેનું જે કાંઇ પરાક્રમ છે તે અશુદ્ધ અને સંસારને સફળ કરવાવાળું છે. એટલે કે તે કાર્ય સંસારને જ વધારે છે.

जे य बुद्धा महाभागा, वीरा समत्तदंसिणो
सुद्धं तेसिं परक्कंतं, अफलं होइ सव्वसो ॥२३॥ સૂયગડાંગ સૂત્ર

જે વીર છે. મહાબુદ્ધિશાળી છે અને મહાભાગ્યવાન છે તેનું ધ્યેય એક જ છે. કયારે મોક્ષને પ્રાપ્ત કરવો. હું જે રીતે જીવી રહ્યો છું તે મારા માટે યોગ્ય નથી. તે સમ્યગ્ દર્શનીનું પરાક્રમ શુદ્ધ છે. તેને તત્વની યથાર્થ શ્રદ્ધા છે. અને શ્રદ્ધા આવ્યા પછી ચારિત્ર્યની અંદર આવવા માટે પ્રયત્નશીલ છે. તે અંતે મોક્ષને પ્રાપ્ત કરે છે. અને સંસારને સફળ બનાવે છે. આપણે પણ એ જ કરવાનું છે. સંસારનો નાશ એ જ મુક્તિ છે. એક વૃક્ષનો નાશ કરવો હોય તો તેના મૂળનો નાશ કરવો જોઈએ, એમ સંસાર વૃક્ષનો નાશ કરવો હોય તો મિથ્યા દર્શનનો નાશ કરવો જોઈએ. જો મોક્ષ મેળવવો હોય તો સમ્યગ્ દર્શન જોઈએ. જો સમ્યગ્ દર્શન હોય તો મોક્ષ મળવાનો જ છે. માટે સાચી દૃષ્ટિ લાવો. તે પછી તમારી શક્તિ પ્રમાણે તમારા મનનો નિગ્રહ કરવાનો છે.

એક વખત બુદ્ધની પાસે રાજા 'સેન' આવે છે. રાજા કહે છે, અમે સંસારના જીવડા

છીએ. સંસારની પ્રવૃત્તિમાં જોડાયા વિના છુટકો થતો નથી, તો આ સંસારમાંથી અમારા મનનો નિગ્રહ કેવી રીતે કરવો? બુદ્ધ કહે છે. હંમેશા ચાર વસ્તુનું ચિંતન કરવું. (૧) હું જરાધર્મી છું. (૨) હું વિયોગધર્મી છું. (૩) હું રોગધર્મી છું. (૪) હું મરણધર્મી છું.

જરા એ એવી અવસ્થા છે કે જે સર્વને આવે છે. મોટો ચક્રવર્તી હોય કે રાજા-મહારાજા હોય, દરેકને અમુક ઉંમરે પહોંચતા એ અવસ્થાના ભોગ બનવું પડે છે. જ્યારે વૃદ્ધાવસ્થા આવે છે ત્યારે સગાસ્નેહીઓ વિમુખ બની જાય છે. જેમ વેલ કરમાઈ ગયેલા ફુલોનો પરિત્યાગ કરે છે તેમ જ્યારે માણસ વૃદ્ધ થાય છે ત્યારે તેનો પરિવાર તેને છોડીને ચાલ્યો જાય છે. અથવા તેણે પરિવારને છોડવો પડે છે. પરિવાર તેને ત્રાણ-શરણ નથી. તે પરિવારને ત્રાણ-શરણ નથી. તમે વિચાર કરો કે મારે ઘડપણ નથી જોઈતું પણ તે આવે જ છે.

> "ન્હોતા જોઈતા ને કયાંથી આવ્યા રે, આવા ઘડપણનાં દહાડલાં,
> નવા નવા દુઃખડાં લાવ્યા રે, આવા ઘડપણનાં દહાડલા,
> કાળા ભમર કેશ કેવા હતાં ફાંકડા, રંગ આ કોને પલટાવ્યારે,
> ........આવા ઘડપણનાં દહાડલા.

ઘડપણ કોઈને ન જોઈતું હોય છતાં તે આવે છે. જરા જીવનની એક અવસ્થા છે. જરાધર્મનું ચિંતન સૌદર્યના અહંકારને સમાવે છે. ઘડપણ રૂપ અને બળના અહંકારને ચેલેંજ આપે છે, કે થનગનતું તારૂં યૌવન અને ઝળહળતું તારૂં સૌન્દર્ય મારા આગમનથી નાશ પામી જશે. રૂપ કુરૂપ બની જશે. એકે એક ઈન્દ્રિયનું બળ ક્ષીણ થઇ જશે. તો ક્ષણિકના મોહ શાં! ક્ષણિક ના માન શાં! માટે યુવાનીમાં અહંકાર, અભિમાન છોડી ધર્મ કાર્ય થાય તેટલું કરી લ્યો.

મનોનિગ્રહનું (અનાસક્તિનું) બીજું રૂપ છે 'હું રોગધર્મી છું, તેનું નિરંતર ચિંતન કરવું.' આ ચિંતનથી દેહાસક્તિ દૂર થાય છે. હોસ્પિટલમાં જુઓ તો દર્દીઓને જોઈ કમકમાટી આવી જશે. જ્યારે વ્યાધિ આવે છે, રોગ આવે છે ત્યારે દેહશક્તિ ક્ષીણ થઇ જાય છે. ખૂબ સુંદર રૂપ હોય અને માતા નીકળે તો આખા શરીરમાં ચાઠા થઈ જાય છે.

સનત્કુમાર ચક્રવર્તીને કેટલું રૂપ, સૌંદર્ય હતું? દેવો તેના રૂપને જોવા માટે આ પૃથ્વી પર આવ્યા. તે રૂપ ચાલ્યું ગયું. અને ૭૦૦ વર્ષ સુધી ભયંકર રોગો તેમના શરીરમાં રહ્યા. જ્ઞાની પુરૂષો કહે છે તારે નિરંતર વિચારકરવો કે રોગ કયારે આવશે તેની ખબર નથી. માટે જ્યાં સુધી યુવાનીનો જુસ્સો ઉછળી રહ્યો છે, જ્યાં સુધી શક્તિ છે,

રોગ આવ્યાં નથી ત્યાં સુધી ધર્મના માર્ગે આગળ વધો. જ્યારે રોગ, ઘડપણ આવશે ત્યારે ઇન્દ્રિયો શીથીલ થઈ જશે. અને મનની આશા મનમાં રહી જશે.

નંદમણીયાર પાસે, અનાથી પાસે કરોડોની સંપત્તિ હતી, તે બધી આપી દેવાની જાહેરાત કરી છતાં કોઈ તેમનો રોગ મટાડી શક્યું નથી. માટે આત્મા ભણી પ્રયાણ કરો.

ત્રીજું, હું વિયોગધર્મી છું. સંયોગની પાછળ વિયોગ તો રહેલો જ છે. વૈભવોના મોટા ડુંગરાઓ હોય, ભૌતિક સામગ્રી હોય, પણ બધું વિયોગમાં ફેરવાઇ જાય છે. તમે અભિમાન ન કરશો. સંયોગનો અંત વિયોગમાં થાય, "संयोगास्ते वियोगान्ता :"

શાહજહાંની પાસે કેટલો ખજાનો હતો. તેના ભંડારમાં સમાયો નહી, માટે તેને તખ્તતાઉસ બનાવ્યો. તેની પાછળ તેણે ૫૩ કરોડ રૂપિયા ખર્ચ્યા. તેમાં જડાએલા હીરા અને જવેરાતનું વજન સાત મણ હતું. તેમાં ૩૫ મણ સોનું વાપર્યું. રાજ્યના કુશળ કારીગરોએ સાત વર્ષમાં તેને તૈયાર કર્યું. એટલો સંયોગ, સમૃદ્ધિ પણ બધું જ છોડીને ચાલ્યું જવું પડયું. સંયોગ વિયોગમાં ફેરવાઇ ગયો. આજે તમારી પાસે અઢળક સમૃદ્ધિ છે, પણ તે બધું છોડીને જવાનું છે. તે વાત ખ્યાલમાં રાખજો.

ચોથું-હું મરણધર્મી છું. જન્મ છે તેનું મરણ છે. જો મરણ આવવાનું છે, બધાને છોડીને જ જવું છે, બધાનો મને વિયોગ થવાનો છે. આ શરીર પણ મારૂં નથી. જેમાંથી આત્મા છુટો પડી જવાનો છે. તેનો મોહ શા માટે રાખવો જોઈએ? માટે જ્ઞાની પુરુષો કહે છે. નિરંતર તમે વિચાર કરો. કે મરણ આવવાનું છે. જ્યારે કોઈની સાથે વેર અને વિરોધ ઉભા કરો ત્યારે વિચારો કે મારે અહીં કેટલું રહેવાનું છે? મારું શાશ્વત ઘર તો મોક્ષ છે. ત્યાં પહોંચ્યા પછી કાંઈ નથી. જન્મ કે મરણ... અહીંથી તો પાંચ, પચ્ચીસ કે પચ્ચાસ વરસ પછી છુટા પડવાનું જ છે. તો કોઇની સાથે શા માટે બગાડવું? પુન્ય સંચયથી રોગ ન આવે પરંતુ મૃત્યુના બંધનમાંથી કોઈ છુટી શકતું નથી. એક વિચારક કહે છે, તમને મિત્ર જોઈએ તો ઇશ્વર પૂરતો છે. માન જોઈએ તો દુનિયા ઘણી છે. સાન્વન જોઈએ તો ધર્મ પુસ્તક ઘણું છે. અને ઉપદેશ જોઈએ તો મૃત્યુ ઘણું છે. મૃત્યુની યાદ-દાસ્ત મૃત્યુના ભયથી નિર્ભય બનાવે છે. મૃત્યુનું ચિંતન અત્યાચાર-અન્યાય ભણી જતાં રોકે છે. માટે જ્ઞાની પુરુષો કહે છે તમારા મનને કેન્દ્રિત કરવું હોય તો આ ચાર વાતનું નિરંતર ચિંતન કરજો. મન માખી જેવું છે, તે ફૂલ પર બેસે અને વિષ્ટા પર પણ બેસવા જાય. કયારેક મન વિકારની પાછળ દોડે તો કયારેક સન્માર્ગે પણ દોડતું હોય. મન રૂના પુમડા જેવું છે. રૂ જે બાજુ હવા હશે તે તરફ ઉડશે. તેમ મન પણ જેવા સંયોગો હશે, તે પ્રમાણે ઉડવા માંડશે. વિકારનું વાતાવરણ હોય તો તે તરફ જાય છે. અને સત્પુરુષોનો મેળાપ થયો હોય તો સદ્વૃત્તિમાં જોડાઈ જાય, આવા મનનો આપણે

નિગ્રહ કરવાનો છે. માટે જ્ઞાની પુરુષે ચાર વસ્તુ બતાવી છે. તેનો જો નિરંતર વિચાર કરશો તો વિજય પ્રાપ્ત થશે.

જરાધર્મ, વિયોગધર્મ, રોગધર્મ અને મરણધર્મથી મુક્ત થવું હોય તો જીનેશ્વરના શરણે જવું જોઈએ, તેની વાણી સુણીને ભેદ વિજ્ઞાન કરવું જોઈએ.

ભગવાનની વાણીમાં એક એવું ઓજસ છે કે જે સાંભળે તેના મગજમાં તેનું રટણ ચાલે. પ્રભુની વાણીની જેને અસર થઇ ગઈ તેને સંસાર ખારો લાગે. ઈન્દ્રિયોનો અને મનનો તે ગુલામ ન બને. આત્માનું સૌંદર્ય મેળવ્યું તેને વિષય તરફની રૂચી ન રહે.

"વિષયારસ વિષ સરીખો લાગે, ચેન પડે નહીં સંસારે,
જન્મ મરણ પદ સરખું લાગે, આતમ પદ ચિન્હે ત્યારે."

જેણે ભગવાનની વાણી સાંભળી, તેના કામરાગ–સ્નેહરાગ–દૃષ્ટિરાગ દૂર થાય છે મિથ્યાદષ્ટિથી છુટી સમ્યગ્દૃષ્ટિ પ્રાપ્ત કરે છે. સમ્યગ્દૃષ્ટિ પ્રાપ્ત કરી તેને યથાર્થ પ્રતીતિ થાય. નવ તત્વને જેમ છે તેમ જાણે અને નવ તત્વના સ્વરૂપને જે જાણે છે તેને વિષયના રસ ઝેરના ટુકડા જેવા લાગે છે. પાવડર, પફ કરેલી, સ્નો અત્તર લગાડેલી એક મનોહર સુંદરી દેખાય તો તેમાં તેને રંગરોગાન કરેલી, મ્યુનિસીપાલિટીની વિષ્ટાની ગાડીનું ચકચકિત પતરૂં છે એમ લાગે. ઉપરના પતરાને જોઈ શું મોહી રહ્યા છો? ઉપરની ચામડી કાઢીએ તો બિભત્સ રસ ઉત્પન્ન થાય, દુર્ગંધ આવે. કોઈ જગ્યાએ પશુનું કલેવર સડેલું હોય, જાનવર ગંધાયેલું પડયું હોય તો એમ લાગે કે આટલી દુર્ગંધમાં અહીં કયાંથી આવી ચડયાં? આ શરીરમાં શું છે? શરીરની અંદરથી અશુચી પદાર્થો નીકળ્યા જ કરે છે. મોઢામાંથી ગળફા, આંખમાં ચિપડા, કાનમાં મેલ, શરીરમાંથી પસીનો નીકળે છે તો તેમાં મોહ કરવા જેવું શું છે? ભગવાન કહે છે.

इमं सरीरं अणिच्चं, असुइ असुइ संभवं
असासया वासमिणं, दुक्खं केसाण भायणं ॥१३॥ ઉત્તરાધ્યયન અ. ૧૯

મૃગાપુત્ર માતાને કહે છે હે માતા! આ શરીર અનિત્ય છે, અશુચીમય છે, અહીંનો નિવાસ અશાશ્વત છે, આ શરીર દુઃખ અને કલેશનું જ ભાજન છે. તેના પર મોહ રાખવો એ જ્ઞાની પુરૂષોનું કર્તવ્ય નથી. માતા કહે છે, તું ટાઢ–તડકા કેમ સહી શકીશ! ઉઘાડા પગે કેમ ચલાશે? લોચ કેમ કરી શકીશ? માતાએ શરીરને જન્મ આપ્યો છે. તેથી તે શરીરની ચિંતા કરે છે. જ્યારે મૃગાપુત્રને આત્માની ચિંતા છે. બંનેના રાહ જુદા છે. સિનેમાનું ચિત્ર ચાલતું હોય તો બધી લાઈટો બંધ કરાવી દે. બારણાં બધા બંધ કરી દે. તેમ ૧. શ્રોતેન્દ્રિય, ૨. ઘ્રાણેન્દ્રિય, ૩. ચક્ષુન્દ્રિય, ૪. રસેન્દ્રિય અને ૫. સ્પર્શેન્દ્રિય આ પાંચે ઇન્દ્રિયના નાંદને બંધ કરી દો, તો આત્માનો અનહદ નાદ સંભળાશે. તેનો

પ્રકાશ અપૂર્વ હશે, પણ જ્યાં બહારના ઘોંઘાટ સંભળાય છે ત્યાં અંદરનો અવાજ ક્યાંથી આવશે? કેવું ખાવાનું! કેવું જોવાનું! તેના પર ઘૃણા કેમ નથી આવતી? વિકારીભાવો છોડો. બદામની પુરીઓ, અનેક જાતના પકવાનો, બત્રીસ વાનગી રસપૂર્વક જમો છો પણ આ બધી રીફાઈન કરેલી અશુચિ છે. ખાતર સામે જુઓ તો ખાવું ગમે? એ ક્ષણિકના મોહ શા? ખાધા પછી ઉલ્ટી થાય તો પછી ચાખો ખરા? ખાધા પછી વિષ્ટા થાય તો તેને હાથમાં લ્યો ખરા? ના. તો પછી વિચારો કે મારો સ્વભાવ અલૌકિક છે. આવા વિકારોમાં હું ક્યાં પડયો છું? માટે હે જીવ! પાછો વળ અને સ્વધર્મ જેવા કે અનંત જ્ઞાન, અનંતદર્શન, અનંતસુખ, અનંતવીર્ય, અવિકારી, અવિનાશી, ત્રિકાળઅબાધિત એવા આત્મસ્વરૂપને તું ઓળખ. તું તને ભૂલીને હેરાન થઇ ગયો છું. પોતે પોતાને ભૂલી ગયો છું.

"अपने करसे असी उठाकर अपने शीरपर लाते है।"

મૂર્ખ માણસ પોતાના હાથથી તલવાર ઉઠાવી પોતાની ડોક પર મૂકે છે, તેમ તમે તમારા આત્માના ખૂની છો. "ક્ષણ ક્ષણ ભયંકર ભાવ મરણે, કાં અહો! રાચી રહો." નિજ આત્માનું ખૂન ક્ષણે ક્ષણે કરો છો. વિભાવભાવને પોષો છો. પોતાના શુદ્ધ સ્વરૂપની, આત્મદશાની ઓળખાણ નથી, પિછાણ નથી. તેનો વિચાર કરવાની પણ ફુરસદ નથી. જે ચાલ્યું જવાનું છે. તેને માટે તન તોડી પ્રયત્ન કરે છે. કેટલાં છત્રપતિમાંથી પત્રપતિ થઈ ગયા. કરોડપતિ રોડપતિ થઈ ગયાં. તેને મૂકી વૈભવ ચાલ્યો જાય છે અથવા તેની હાજરીમાં પોતે ચાલ્યા જાય છે. તો એ મને મૂકે તેના કરતાં હું છૂટો થઈ જાઉં એમ વિચારોને? એ રીતે છૂટું થવાય (૧) રજા આપે તો અને (૨) રાજીનામું આપીને. રાજીનામું મૂક્યું ત્યારે શેઠ કહે, તમારું રાજીનામું અમે પાસ નહીં કરીએ. તમારી અમારે બહુ જરૂર છે. તમારો પુત્ર કહે, મને રજા આપો. મારે દિક્ષા લેવી છે. ત્યારે તમે શું કહો? મૂક હવે દીક્ષાની વાત! રહે સંસારમાં! મારે તો વહુને લાવવી છે. લહાવા લેવા છે, માટે દીક્ષાની રજા નહીં મળે અને નોકરને રજા આપો, કે જા! તને છૂટો કરીએ છીએ. ત્યારે તે કહે છે મને રાખો. હું ક્યાં જાઉં? તમારા વિના મારો કોણ આધાર? મરણ સામે આવે ત્યારે તમે કહો કે મારે જીવવું છે. ગમે તેમ કરીને મને જીવાડો, ડોકટર લાવો. ઓક્સીજનના અને ગ્લુકોઝના બાટલા ચઢાવો. પણ મને બચાવો. મોત આવ્યું તોય છૂટવું ગમતું નથી. આમ રાજીનામા અને રજા આપવી તેમાં આ તફાવત છે. ભગવાન મહાવીર સ્વામી પાસે ગૌત્તમ સ્વામી આદિ ચુમાલિસો બ્રાહ્મણોએ એક સાથે જનોઈ ઉતારી દીક્ષા ગ્રહણ કરી. જેનો દૃઢ વૈરાગ્ય છે, જેને વીતરાગની ગાદીએ બેસવું છે, તેને ભોગના ત્યાગમાં મોક્ષ દેખાય છે અને ભોગના ભોગવટામાં નર્ક દેખાય છે. આત્માને જાણ્યો તો તે તરફ પ્રયાણ કરો. તમે વાલકેશ્વરમાં ફ્લેટ લીધો હોય અને પાયધુની બાજુ ચાલ્યા જાવ એવું બનતું નથી. મોક્ષ જેને પરિણમ્યો છે તેની સામે ગમે તેટલા પ્રલોભન કે લાલચ આવે તો પણ

પોતાના માર્ગથી ચળતા નથી. નમિરાજને ચળાવવા માટે ઈન્દ્ર મહારાજ આવ્યા. છતાં તેમના પ્રશ્નોનાં કેવા સુંદર ખુલાસા કરી પોતાનાં માર્ગ પર સ્થિર રહ્યાં! તેથી જ ઇન્દ્રને કહેવું પડયું, "તમે આ ભવમાં ઉત્તમ છો અને અહીંથી પણ સિદ્ધ ગતિમાં જવાના છો. તમારૂં પગલું મોક્ષ તરફ છે." ઈન્દ્ર મહારાજે બ્રાહ્મણનું રૂપ લઈ પ્રશ્ન કર્યો, હે નમિરાજ, તમારી રાજધાનીમાં બધાં રોવે છે, ગામ કકળે છે. ઘરેઘર કોલાહલ છે, છતાં આ બધું છોડીને કેમ ચાલ્યા? ત્યારે તેણે સચોટ જવાબ આપ્યો.

એકવૃક્ષ હતું. તેમાં પંખીઓ માળા નાખતા. પથિકો ત્યાં વિસામો લેતા. એક વખત વંટોળિયો આવ્યો અને મૂળમાંથી ઝાડ ઉખડી ગયું, તેથી પંખીઓ રોવે છે. પણ ઝાડને કાંઈ નથી. પોતાનો માળો નિકળી પડયો તેને રડે છે. અને પથિકો પણ રડે છે કારણ કે તેમનું વિસામાનું સ્થાન ચાલ્યું ગયું.

એક દિકરો હોય, મગજ ખરાબ હોય અને મરી જાય અને બીજો દિકરો કમાતો ધમાતો મરી જાય તો બંનેમાં વિયોગ કોનો વધારે સાલે? કમાતા ધમાતા પુત્રનો ને? ૫૦૦ રૂા. નો પગાર લાવનાર, બધાને પોષનાર પુત્રનું દુઃખ અસહ્ય લાગે. નમિરાજ કહે છે મને કોઈ રોતું નથી. હે વિપ્ર! એ બધા પક્ષીઓ અને પથિકો પોતાના સ્વાર્થને રુવે છે. રાણીઓને મારા તરફથી મળતું સુખ ટળી ગયું માટે રોવે છે. પણ મને કોઇ રોતુ નથી!

કોઈ કોઈનું નથી રે (૨) નાહક મરીએ છીએ! બધા મથી મથી રે, કોઈ કોઈનું નથી રે.
આ મારો દિકરો ને આ મારો બાપ છે, આ મારી ઘરવાળી ને આ મારી માત છે,
....જુવાની સાથે કોઈ જતું નથી રે....કોઇ....

મોહરાજાનો મંત્ર છે અહમ્ અને મમ મારો ભાઈ, મારી બેન, સ્વજન, લોજનો, ભંડારો બધું મારૂં પણ તારી સાથે શું આવવાનું છે? નાહમ્ ના મમ, શરીરને પણ મુકીને જવાનું છે. ત્યારે ખોટો મોહ શો? ઘરમાં ૭૦ વરસની ડોસી હોય તો કહે, આ વાસણ સાફ કરો, આ છોકરાને રાખો, એટલે બધામાં કંઇક ને કંઈક સ્વાર્થ તો હોય જ છે. આમ સંસારમાં બધી સ્વાર્થની રમતડી છે. તેથી આપણે આપણા આત્માનું કલ્યાણ કરવું. મરણ તો આવવાનું જ છે જેનો જન્મ થયો તેનું મરણ થવાનું છે, જે ખીલ્યું તે કરમાવાનું છે. ત્યારે આ શરીર પર શા લપેડા કરવા? શી મમતા રાખવી? કિંમતીમાં કિંમતી કોહીનુર હીરો હોય તો તે આત્મા છે. અમુલ્ય એવા આત્માને કેમ ભુલી ગયા છો? જેણે આત્માને પિછાણ્યો તેની મોક્ષ તરફ ગતિ થઈ.

"અલખ નિરંજન આતમ જ્યોતિ, સંતો તેહનું ધ્યાન ધરો.
આ રે કાયા ઘટ આતમ–હીરો, ભૂલી કાં ભવમાંહી ફીરો."

જેને આત્માના સ્વરૂપનું ભાન થયું, જેને સંત પુરૂષનો ભેટો થયો, તેઓ મોહમાં લપેટાતા નથી, રાગમાં રગદોળાતા નથી, દ્વેષમાં દાઝતા નથી, વિષયના વમળમાં ફસાતા નથી, તેને સંસારમાં ચેન પડતું નથી. તમને થાય છે કે મારે મારા ઘરે જવું છે! આ સંસારમાં ગોઠતું નથી, મારે મોક્ષ જોઈએ છે. આ ભાવના જ્યારે નાભિથી ઉછાળા મારતી હશે ત્યારે તમને સત્ય સમજાશે. જ્યારે વિષયરસ વિષ સરીખો લાગે ત્યારે સંસારમાં ચિત્ત ચોંટે નહિ

જન્મવું અને મરવું એ મારો ધર્મ નથી. આત્માનું સ્વરૂપ તો અજરામર છે. હવે કર્મ બાંધુ તો ભોગવવા પડે ને? માટે કર્મ બાંધુ જ નહીં એવો વિચાર કરી, આત્મ કલ્યાણ માટે પ્રયત્ન કરશે તે અવશ્ય મોક્ષના સુખને પામશે.

---

## વ્યાખ્યાન નં ૪૭

### ભાદરવા સુદ ૧૦ સોમવાર તા. ૩૦-૮-૭૧

શ્રી નેમનાથ પ્રભુ દ્વારિકાના નંદનવનમાં પધાર્યા છે. ધન્ય છે એ પવિત્ર ભૂમિને કે જે ભગવાનના ચરણ સ્પર્શથી પાવન બની હશે! આત્મપ્રેમના અમર ગીતો ગાતા અને આત્માના દિવ્ય તેજમાં વિહરતા પ્રભુ પધાર્યા છે.

શ્રીકૃષ્ણ ૪૨ લાખ હાથીમાં શ્રેષ્ઠ એવા હાથી પર બેસી ચતુરંગી સેના સહિત ભગવાનના દર્શન કરવા, માટે દ્વારિકા નગરીની મધ્યેથી નીકળી જ્યાં પ્રભુ બિરાજમાન છે ત્યાં આવ્યા છે.

પ્રભુનો દર્શન કરતાં કોઈ ઓર આનંદ ઉલસે, કેવી એમની અમીભરી આંખો, વિશાળતા ને વીરતા દાખવતી વાણી, સુગંધ ફેલાવતો શ્વાસ, પ્રેમના ઝરણાં વહેતું હૈયું. વાત્સલ્ય દાખવતી તેજસ્વી મુખમુદ્રા, કાંતિ નીતરતી કાયા જોઈને જ ચરણોમાં ઝૂકી જવાય.

દેવલોકના દેવો પણ પોતાના નાટારંભ છોડીને પ્રભુની પવિત્રતમ વાણી સાંભળવા આવવાની ઈચ્છા કરે છે. તેઓ અચેત પાણીના છંટકાવથી ભૂમિને પવિત્ર બનાવે છે. સુગંધી અચેત ફૂલની વર્ષાથી વાતાવરણ સુગંધિત બનાવે છે. પછી દેવો આવે છે. સિંહ અને હરણ, વાઘ અને બકરી વગેરે તિર્યંચો પોતાના જન્મવેર અને જાતિવેર ભૂલી પ્રભુની વાણી સાંભળવા આવે. માનવ મહેરામણની તો વાત જ શી કરવી? પ્રભુ અર્ધમાગધી

આપોમાં દેશના દે. સૌ પોતપોતાની ભાષામાં સમજી જાય. અનાર્યો પણ વાણી સાંભળવા આવે. દુશ્મન બનીને આવનાર પણ ભગવાનનો નમ્ર અને આજ્ઞાંકિત સેવક બની જાય. ઋતુ પણ અનુકૂળ થઇ જાય. પચીશ પચીશ જોજનમાં માર નહિ, મરકી નહિ, સ્વચક્ર કે પરચક્રનો ભય નહિ અતિવૃષ્ટિ કે અનાવૃષ્ટિ ન થાય. કાંટા સામે મુખે થઈ જાય. આ બધો ભગવાનના અતિશયોનો પ્રભાવ છે.

" उन्निद्रहेम नव पंकज पुंजकान्ति, पर्युल्ल सन्नख मयूख शिखाऽभिरामौ।
पादौ पदानि तव यत्र जिनेन्द्रः धत्तः पद्मानि तत्र विबुधाः परिकल्पयन्ति ॥ ભક્તામર

હે જિનેશ્વર દેવ! વિકસ્વર એવા સુવર્ણના નવીન કમળોનાં સમૂહની કાંતિથી ઝળહળતા નખના અગ્રભાગ વડે મનોહર એવા તમારા બે પગો જ્યાં પગલાં મૂકે છે ત્યાં દેવો સુવર્ણના નવાં કમળો રચે છે. ભગવાનનાં ૩૪ અતિશયો પૈકી આ એક અતિશય છે.

ભાગ્યશાળી લોકો વસતાં હોય ત્યાં તિર્થંકર દેવનું આગમન થાય છે. ઉપાદાન જાગૃત થાય ત્યારે ઉત્તમ નિમિત્તો મળી રહે છે. ધન્ય છે તેઓને કે જેઓ પ્રભુની અમૃત વાણી સાંભળી, કર્ણ પવિત્ર કરતાં હશે. દર્શન કરી અપવિત્ર નેત્રને પવિત્ર કરતાં હશે, પ્રભુના ઉત્તમ ગુણોનું સ્તવન કરી અપવિત્ર જીભને પવિત્ર કરતાં હશે. નિર્મળ વાણીના ઝરણાં વડે અશાંત, મલિન અને સમયે સમયે પરભાવમાં કુદકા મારતા મનને શાંત અને પવિત્ર બનાવતાં હશે!!

મન શાંત અને સ્થિર હોય તો એ વાણી ઝીલી શકાય જીવનમાં ઉકળાટ હોય, આકુળ-વ્યાકુળતા હોય, તો એ વાણી ઝીલી શકાય નહિ. ભગવાને બે પ્રકારનો ધર્મ બતાવ્યો, આગાર ધર્મ અને અણુગાર ધર્મ. આરંભ અને પરિગ્રહને અનર્થનાં મૂળ જાણે નહી તે જીવો ધર્મ પામવાને લાયક બનતા નથી. નામથી જૈન કહેવાય એથી કાંઈ કલ્યાણ ન થઈ જાય

" નામથી હું જૈન છું, ધર્મથી નહીં, કર્મથી હું કોણ છું એની ખબર નથી."

જૈન કુળમાં અવતાર મળ્યો પણ જીવનમાં ધર્મ સ્પર્શ્યો નહિં. પોતાની જાતને ઓળખી નહિં. સ્વભણી પ્રયાણ કર્યું નહિં તો તે જન્મ વ્યર્થ છે. આખી જીંદગી કાળાં કામ કર્યાં હશે. તો તે ભોગવવા પડશે. પરમાધામીના હન્ટરો પડશે ત્યારે કોઈ ભાગ નહિં પડાવે, ત્યાંથી છૂટકારો નહિં થાય, માટે દુઃખ ન જોઈતા હોય તો દુઃખનું કારણ જે હોય તેને છોડો, અને ધર્મનું આચરણ કરો.

દીનદુઃખીને જોઈ હૃદયમાં દયા–અનુકંપા આવે છે? તમને વૈભવો મળ્યાં હોય તો તેમાં અટવાશો નહિ એના આથમતાં સુખોમાં અંજાશો નહિં. એ તો બધા દગો દેનારા

તંદ્રા મુકી દે આજથી, જાગી હવે કર બંદગી (૨)
કોને ખબર છે કાલની, દેહ તણી દીવાલની (૨)

કાચા સુતરનાં તાંતણા જેવી માનવીની જીંદગી છે, રેંટીયા અને તકલીથી કાંતેલું કાચું સુતર હોય એને અડતાં તુટી જાય છે. આવી કાચા સુતરના તાર જેવી આપણી જીંદગી છે. હવે આત્મા માટે કાંઇક કરવાની પ્રવૃત્તિ કરો.

માજીનો દીકરો વિચાર કરે છે કે મા એ પાટા બાંધીને મને ભણાવ્યો. મારે ઉપકાર વાળવાનો વખત આવ્યો ત્યાં મા ઉપડી ગયા! છોકરાને બહુ દુઃખ થયું, પણ કાળ આગળ કોના ઉપાય કામ આવે છે?

"ચક્રવર્તી જેવા ચાલ્યા ગયા, જેની છ ખંડ ફરતી આણુરે,
કાળે બધાના કર્યાં કોળીયા, જરૂર મનમાં જાણુરે,
નથી કોઈ રહેવાનું અહીંયા સ્થિર, ઠરીને ઠામ....નથી કોઇ."

અહીં બધાંયે ચાલ્યા જવાનું છે. સ્થિર કોઈ ને રહેવાનું નથી. જેનું છ ખંડમાં એક છત્રે રાજ્ય ચાલતું હતું તે પણ ચાલ્યા ગયા છે.

એકવાર ધર્મરાજા (યુધિષ્ઠિર) દાન દેતા હતા. એક પહોર પુરો થયો. દાન દેવાનું કાર્ય બંધ થયું, ત્યાં એક બ્રાહ્મણ દાન લેવા આવ્યો. બ્રાહ્મણને ધર્મરાજા કહે છે. કાલ આવજે. આ વાત ભીમે સાંભળી અને આનંદમાં આવી જઈ ભેરી વગાડી. ભેરી તો શુભકામ હોય ત્યારે વાગે છે. બધા દોડી આવ્યા. કેમ આજે શું છે? કેમ ભેરી વગાડો છો? ધર્મરાજા ભીમને પૂછે છે.ભીમ કહે છે. "તમે કાળને જીતી ગયા. આ બ્રાહ્મણને કાલે આવવાનું કહ્યું એટલે કાલ સુધી આપ જીવવાના છો એ નકકી વાત થઈ. એના આનંદમાં ભેરી વગાડું છું" ધર્મરાજાને પોતાની ભૂલ સમજાઇ ગઇ અને નિરાશ થઈ પાછાં જતાં બ્રાહ્મણને બોલાવી યોગ્ય દાન આપ્યું. કહેવાનું તાત્પર્ય એ છે કે કાળ કયારે આવશે તે કોઈ જાણી શકતું નથી.

"તારી કાળ પકડશે ચોટલી, તારી નીકળી જાશે ગોટલી
ભાણામાં પીરસેલી રહેશે ગરમ કરેલી તારી રોટલી....તારી કાળ"

ભાણું પડી રહ્યું અને ખાવા બેઠા ને ભાઈ ચાલ્યા ગયા! કોઈ ચા પીતા પીતા, રકાબી હાથમાં રહી જાય છે અને ચાલ્યા જાય છે. આવા કેટલાય બનાવો બને છે. છતાં માનવીની આખ કયાં ઉઘડે છે? પ્રમાદ ઉડે છે? ધર્મ કાર્યમાં ત્વરિત ગતિ કરવાનું દિલ થાય છે? સુખેથી સૂઈ કોણ શકે?

દેવભદ્ર અને યશોભદ્ર દીક્ષા લેવા તૈયાર થઈ જાય છે. તેમના માતાપિતા ના પાડે છે. બંને બાળકો નાની ઉંમરના હોવા છતાં વૈરાગ્ય તીવ્ર છે. તેઓ કહે છે કે પિતાજી!

છે, માટે જે કાંઈ મળ્યું છે તેનો સદુપયોગ કરી લો. સાધર્મી બંધુને સહાય કરવાની ઈચ્છા થાય છે ?

તમારે ત્યાં ધનના ઢગલાં છે. કોઈ ભીખારી આવે તો આપો છો કે રગાવો છો? એક દિવસ ધનવાનોના ધનના ઢગલા નાશ પામશે ત્યારે શું કરશે ? શ્રાવકો દુબળા જીવોની અનુકંપા કરવાવાળા હોય.

એક શાંતિલાલ શેઠ છે. તેને સુશીલ પત્ની છે. લગ્ન પછી ઘણાં વર્ષે એક બાળક થાય છે. બાળક થયા પછી શેઠને ક્ષય લાગુ પડે છે. ક્ષયવાળાને સાત્વિક ખોરાક આપવો પડે. શેઠના પત્ની શેઠ માટે યોગ્ય ઉપચાર કરે છે. નવી આવક કાંઈ છે નહિં ને મૂડી ખવાતી જાય છે. ઘર ખાલી થવા માંડયું. દાગીનો ગીરવે મુકાઈ ગયો, પણ શેઠ બચ્યા નહીં. પાંચ વરસના છોકરાને મૂકી શેઠ મરી ગયા. શેઠાણી વિચારે છે કે આ છોકરાને મૂકી પતિ મરી ગયા. હવે જીવન નિર્વાહ ચલાવવા માટે કામ કરવાની જરૂર છે. સગાવહાલાં તો કહેવા પૂરતાં છે કોઈ કામ આવે એવા નથી. શેઠાણી પારકાં કામ કરે છે. કોઈના વાસણ માંજે છે, કોઈનાં પાણી ભરે છે. લુગડાં ધોઇ આપે છે. કોઇને ત્યાં રસોઈ કરવા જાય છે. આમ ગરીબાઈના દિવસો જાત મહેનત જિંદાબાદ કરી પસાર કરે છે. અને અનેક આશાએ છોકરાને મોટો કરે છે. ભગવાન પાસે હંમેશા પ્રાર્થના કરે કે હે પરમકૃપાળુ પરમાત્મા! મારા છોકરાને સાજો નરવો રાખજે. અજ્ઞાની જીવો વીતરાગી પરમાત્મા પાસે પણ ભૌતિક પદાર્થોની માગણી કરે છે. છોકરો મેટ્રીક પાસ થયો. સાયન્સની લાઈન લીધી. મા એનો ખર્ચો કાઢે છે. આમ કરતાં જીવન પસાર કરે છે. છોકરો ડોકટરની પરીક્ષા પાસ કરે છે. સારો નંબર મેળવે છે. ડોકટર થાય છે અને હોસ્ટેલમાંથી ઘેર આવે છે. પોતાના ગામમાં દવાખાનું શરૂ કરે છે. મા ને માથેથી ચિંતા ઓછી થાય છે. હવે પૈસાની ફીકર નથી. માની છેલ્લી આશા એ છે કે હવે મારે વહુ આવે, દીકરાને ત્યાં દીકરો થાય, એને હું રમાડું તો રાજી થાઉં. આમ કરતાં માજીને સનેપાત થઈ ગયો અને બે દિવસમાં મરી ગયા. આખી જીંદગી છોકરાનું ચિંતન કર્યું અને એને ભણાવ્યો. મરવા ટાણે પણ પૌત્રનું સુખ જોવાની ઝંખના કરતાં ગયા. એના કરતાં પ્રભુનું ચિંતન કર્યું હોત તો બેડો પાર થઇ જાત. માણસની જીંદગી કેટલી છે અને આશાઓ કેટલી છે? "હે ચેતન! હવે તો ચેત, જીંદગીનો શો ભરોસો છે!"

"અરે! આ ભાઈને નખમાંય રોગ ન્હોતો ને શું થયું! અચાનક મરી ગયા!" જેના નામની બિરદાવલી બોલાતી હોય તે પણ ચાલ્યા જાય છે. આપણે સૌએ કાળનો ઝપાટો આવતાં ચાલ્યા જવાનું છે. માટે ચેતવાની જરૂર છે.

"કાચા સુતરના તારના જેવી છે માનવ જીંદગી,

તંદ્રા મુકી દે આજથી, જાગી હવે કર બંદગી (૨)
કોને ખબર છે કાલની, દેહ તણી દીવાલની (૨)

કાચા સુતરનાં તાંતણા જેવી માનવીની જીંદગી છે, રેંટીયા અને તકલીથી કાંતેલું કાચું સુતર હોય એને અડતાં તુટી જાય છે. આવી કાચા સુતરના તાર જેવી આપણી જીંદગી છે. હવે આત્મા માટે કાંઈક કરવાની પ્રવૃત્તિ કરો.

માજીનો દીકરો વિચાર કરે છે કે મા એ પાટા બાંધીને મને ભણાવ્યો. મારે ઉપકાર વાળવાનો વખત આવ્યો ત્યાં મા ઉપડી ગયા! છોકરાને બહુ દુઃખ થયું, પણ કાળ આગળ કોના ઉપાય કામ આવે છે?

"ચક્રવર્તી જેવા ચાલ્યા ગયા, જેની છ ખંડ ફરતી આણરે,
કાળે બધાના કર્યાં કોળીયા, જરૂર મનમાં જાણરે,
નથી કોઈ રહેવાનું અહીંયા સ્થિર, ઠરીને ઠામ....નથી કોઈ."

અહીં બધાંયે ચાલ્યા જવાનું છે. સ્થિર કોઈને રહેવાનું નથી. જેનું છ ખંડમાં એક છત્રે રાજ્ય ચાલતું હતું તે પણ ચાલ્યા ગયા છે.

એકવાર ધર્મરાજા (યુધિષ્ઠિર) દાન દેતા હતા. એક પહોર પુરો થયો. દાન દેવાનું કાર્ય બંધ થયું, ત્યાં એક બ્રાહ્મણ દાન લેવા આવ્યો. બ્રાહ્મણને ધર્મરાજા કહે છે. કાલ આવજે. આ વાત ભીમે સાંભળી અને આનંદમાં આવી જઈ ભેરી વગાડી. ભેરી તો શુભકામ હોય ત્યારે વાગે છે. બધા દોડી આવ્યા. કેમ આજે શું છે? કેમ ભેરી વગાડો છો? ધર્મરાજા ભીમને પૂછે છે.ભીમ કહે છે. "તમે કાળને જીતી ગયા. આ બ્રાહ્મણને કાલે આવવાનું કહ્યું એટલે કાલ સુધી આપ જીવવાના છો એ નક્કી વાત થઈ. એના આનંદમાં ભેરી વગાડું છું" ધર્મરાજાને પોતાની ભૂલ સમજાઈ ગઈ અને નિરાશ થઈ પાછાં જતાં બ્રાહ્મણને બોલાવી યોગ્ય દાન આપ્યું. કહેવાનું તાત્પર્ય એ છે કે કાળ ક્યારે આવશે તે કોઈ જાણી શકતું નથી.

"તારી કાળ પકડશે ચોટલી, તારી નીકળી જાશે ગોટલી
ભાણામાં પીરસેલી રહેશે ગરમ કરેલી તારી રોટલી....તારી કાળ"

ભાણું પડી રહ્યું અને ખાવા બેઠા ને ભાઈ ચાલ્યા ગયા! કોઈ ચા પીતા પીતા, રકાબી હાથમાં રહી જાય છે અને ચાલ્યા જાય છે. આવા કેટલાય બનાવો બને છે. છતાં માનવીની આંખ ક્યાં ઉઘડે છે? પ્રમાદ ઉડે છે? ધર્મ કાર્યમાં ત્વરિત ગતિ કરવાનું દિલ થાય છે? સુખેથી સૂઈ કોણ શકે?

દેવભદ્ર અને યશોભદ્ર દીક્ષા લેવા તૈયાર થઈ જાય છે તેમના માતાપિતા ના પાડે છે. બંને બાળકો નાની ઉંમરના હોવા છતાં વૈરાગ્ય તીવ્ર છે. તેઓ કહે છે હે પિતાજી!

તમારૂં વચન કોણ માને? જેને મૃત્યુ સાથે મિત્રતા હોય, કાળ આવે ત્યારે જેનામાં ભાગી જવાની શક્તિ હોય, જે જાણે કે અમારે મરવાનું જ નથી, તે સુખેથી સૂઈ શકે છે. પાતાળમાં પેસી જાય કે ભોંયરામાં પેસી જાય. પર્વત ઉપર જાય કે પંચગિની જાય, ગમે ત્યાં જાય પણ કાળ કોઈને મૂકતો નથી. આભૂષણો પહેરીને અરીસામાં જોઈને મલકાય છે. અને નાચે છે. શું આવા દાગીના જોઈને કાળ નાસી જવાનો છે જીવે? આને સર્વસ્વ માન્યું પણ આ બધું પડયું રહેશે. આમાં કયાં સુધી રાચીશ!

પેલા માજીનો દીકરો ડૉકટર થયો. સારૂં દવાખાનું નાખ્યું. તે એટલો યશકર્મી હતો કે જે કેસ તેના હાથમાં આવે તે સારો થઇ જાય. આજુબાજુના ગામમાં સારી ખ્યાતિ પામે છે. તેને ઘણી કીર્તિ મળે છે. કોઈ ભાઈ તો કહે કે મહેશ ડૉકટર જનતાને પ્રિય થઈ પડયો છે. જ્યારે યુવાનો ડૉકટરનું ભણતા હોય ત્યારે મનમાં ઉમેદ હોય કે અમે ડૉકટર બની ગરીબોના આંસુ લૂછશું. પૈસાને અભાવે જે દવા-ઈંજેકશન વિના દર્દથી રીબાતા હશે તેને અમે મફત દવા આપી સાજા કરીશું પણ જ્યારે તેની સામે ધનના ઢગલાં દેખાય છે ત્યારે લાભ થતાં લોભ વધી જાય છે. આ ડૉકટરને ત્યાં ધનના ઢગલાં ખડકાવાથી મન ફરી ગયું. ગરીબને મદદરૂપ થવાના સ્વપ્ન સેવનાર ડૉકટર હવે તો ગરીબને દાદ પણ આપતો નથી શ્રીમંતો તો એની પાછળ ગાંડા થયા છે. જરાક માથું દુઃખે તો તરત ડૉકટર પાસે ઉપડે. એક વખત એક ખેડુત ડૉકટર પાસે આવે છે. તેનો બાર વરસનો છોકરો સાથે છે. ડૉકટરને આજીજીભર્યા શબ્દોમાં કહે છે. ડૉકટર સાહેબ! તમે આ દીકરાને સાજો કરો. મારા ગરીબનું એકનું એક રતન છે. આંધળાની લાકડી છે. તમે મારા ભગવાન છો. ડૉકટર તેના મિજાજી અવાજથી કહે છે-મારી ફી ૩૫ રૂપિયા છે. પહેલા રૂપીયા લાવ પછી જોઉં. ખેડૂત કહે છે મારી પાસે ફુટી કોડી નથી. હું ૩૫ રૂ. કયાંથી આપું! અંત્યારે મોસમ ચાલે છે. જ્યારે દાણા આવશે ત્યારે તુરત આપી દઇશ. અત્યારે તમે દવા કરો. આ ખેડૂતના વચન સાંભળી ડૉકટરનો પીત્તો જાય છે. અને ખેડૂતને ધમકાવતા કહે છે. જા નીકળ બહાર, આ ખેડૂત જરાય સમજતો નથી, ફી વગર નહીં લેવાય. "શું તમારા જેવા માટે અમે નવરા બેઠા છીએ? પેલો ખેડૂત પગમાં પડીને વિનવે છે. બાપુ! આ દિકરો મારા આંધળાની લાકડી છે, મારો એકનો એક પુત્ર છે. તમે આની દવા કરો, છતાં ડૉકટર માનતા નથી એટલે ખેડૂત રોવા જેવો થઈ જાય છે. ડૉકટર કહે છે, એ ગુરખા! આને બહાર કાઢ. ગુરખાએ આ ખેડૂતને બહાર કાઢયો. આ ખેડૂત તેના દીકરાને બળદગાડામાં લઇ ઘર તરફ જાય છે. રસ્તામાં બે મોટરો સામ-સામે અથડાય છે અને ડૉકટરના પંદર વરસના છોકરાને ખૂબ ઇજા થાય છે. માથામાંથી લોહી વહી જાય છે. મૂર્છિત અવસ્થામાં પડેલો છે. ખેડૂતે આ છોકરાને જોયો અને તેનું હૈયું કંપી ઉઠયું. છોકરાને જલ્દી ઉઠાવી ગાડામાં નાખ્યો. ઓશીકું ફાડી રૂ કાઢયું. રૂ બાળીને મૂકયું,

અને ઓશીકાનું પડ ફાડી પાટો બાંધ્યો પછી તેને પોતાના ઝુંપડામાં લઇ આવે છે. ઘેર પહોંચે છે ત્યાં પોતાનો છોકરો ગુજરી જાય છે. પોતાના પુત્રનો મૃતદેહ એક બાજુ પડયો છે. પણ પોતાનો સેવાધર્મ ચુકતો નથી. આ બાજુ ડોકટરને ખબર પડે છે કે મારી ગાડીને એક્સીડન્ટ થયો છે અને રાજેશને ઇજા થઇ છે. ડોકટર તરત જ પોતાના પુત્રની તપાસ કરવા નીકળે છે અને પેલા ખેડૂતની ઝુંપડીએ આવે છે. ડો. સાહેબ ખેડૂતને તરત ઓળખી જાય છે. દિલની અંદર એક આંચકો આવે છે અને કહે છેઃ– "અરે! મારો દીકરો અહીં છે! તમે ખરેખર મારા દીકરાને બચાવ્યો. મેં તો તમને ધક્કા મારીને બહાર કઢાવ્યા હતા. અરે! તમે તકીયો ફાડીને રૂ કાઢીને બાળ્યું અને પાટો બાંધીને લોહી વહેતું બંધ કર્યું, તો આ બચ્યો. હું તમારી પાસેથી માનવતાના પાઠ શીખું છું. હું તો રાક્ષસ છું, અધમ છું. તમને ધન્ય છે. લાવો, તમારો દીકરો કયાં છે? તેને હું તપાસી દઉં. પેલો ખેડૂત કહે છે, જુઓ! આ મડદું પડ્યું. આ છોકરાની સારવારમાં મૃત કલેવરની ક્રિયા પણ કરી શકયો નથી. ગરીબો પાસેથી પણ કેવા પાઠ શીખવાના મળે છે! અનુકંપા બે પ્રકારની છે. (૧) લૌકિક અને (૨) લોકોત્તર અનુકંપા. જે દુઃખી હોય એને જોઈને અનુકંપા થાય એને લૌકિક અનુકંપા કહે છે. લોકોત્તર અનુકંપા–કર્મ–બંધન કેમ છૂટે? આત્માનું હિત કેમ થાય? એ લક્ષે કર્મથી દુઃખી થતાં જીવો પર અનુકંપા લાવવી તે લોકોત્તર અનુકંપા. એવી દયા સદ્‌ગુરુ પાસે હોય છે. અભણ કિસાન પાસે કેવું શીખવા મળે છે? ડોકટરમાં ગમે તેટલું ભણતર હોવા છતાં તેનામાં માનવતા મરી ગઈ હતી. આજે તો ગાડીમાં ભટકાય, લોહી નીકળે તો કોઈ ઉપાડે નહીં અને જોયા કરે છે. અને કહે છે કોઈની સારવાર કરવાનો કાયદો નથી. જો કરીએ તો કોર્ટમાં જવાબ દેવા જવું પડે! આજે માનવતા મરી ગઈ છે! જે ધર્મ પામ્યા, હોય જેના દિલમાં અનુકંપા હોય એ તો તરત પાટો બાંધી દે અને સેવા કરે દુબળા પાતળા જીવોની સેવા કરનારા આવા મારા શ્રાવકો છે. આગાર ધર્મ એટલે શ્રાવકના ધર્મ અને અણગાર ધર્મ એટલે સાધુના ધર્મ. આ વિશે વળી શું કહેશે એ અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૪૮

### ભાદરવા સુદ ૧૧ મંગળવાર તા. ૩૧–૮–૭૧.

નિષધકુમારે ૫૦ કન્યાઓ સાથે પાણીગ્રહણ કર્યું છે. દિવસો સુખચેનમાં અને પાંચ ઈન્દ્રિયના સુખ ભોગવતાં કયાં પસાર થાય છે એ ખબર નથી. સમૃદ્ધિ છે. સ્ત્રીઓ કહ્યા

પ્રમાણે કરનારી છે. ઋતુની અનુકુળતા મળે તેવાં સાધનો છે. ગરમીમાં પંખા ફરતા હોય, શિયાળામાં ગરમ કપડાં મળતાં હોય. જેવી ગરીબોને મુશીબત ભોગવવી પડે છે તેવી શ્રીમંતોને ભોગવવી પડતી નથી. શ્રીમંતોને પુન્યાઈના હિસાબે બધું મળે છે પણ પુન્યાઈ ભોગવતાં ભોગવતાં જેમ ગેસની કોઠી ખાલી થાય છે એમ પુન્યની કોઠી ખાલી થાય છે. પુન્યના ઉદયમાં આનંદ વિભોર બનનારને જ્યારે પાપનો ઉદય થાય છે ત્યારે આકુળ-વ્યાકુળ બની જાય છે. "આવું દુઃખ નથી જોઈતું, આ કયા ભવનાં ઉદયમાં આવ્યા!" એમ કકળાટ કરે છે. દુઃખ ભોગવતા નથી આવડતું. દુઃખના ઉદયમાં દેણું કપાય છે. એ ખ્યાલ નથી. પાપની કોઠી ખાલી થાય, પછી પાપ ભોગવવાનું કયાં રહેશે? માટે પાપથી ગભરાઈ ન જતાં હસતાં હસતાં દેણું ભરપાઇ કરો. ભગવાન મહાવીરના ત્રીસ વરસ આનંદમાં ગયા, રાજની સાહ્યબી ભોગવતાં ભોગવતાં દુઃખનો જરાપણ અનુભવ કરેલો નહિ. પાણી માગતાં દૂધ મળે. વર્ધમાન કુમાર શું બોલ્યા ને શું બોલશે! એમનો પડયો બોલ ઝીલવામાં સૌ પોતાને ભાગ્યશાળી માનતા. આવા ભગવાનને દીક્ષા લીધા પછી સાડા બાર વર્ષ સુધી કેવા દુઃખો આવ્યાં અનેક પરિસહ અને ઉપસર્ગ વચ્ચે જીવન જીવ્યા! એક સામટી કેવી કસોટી? છતાં શૂરવીર અને ધીર પ્રભુએ કર્મોસામે ચેલેંજ ફેંકી કે આવી જાવ, હું શૂરવીર થયો છું, કર્મ સામે જંગ માંડવો છે. જેનું જેનું લેણું હોય તે લઈ જાવ. હું ભરપાઇ કરવા તૈયાર છું. કોઈ ભુલશો નહિ તમારા લેણીયાત તમારી પાસે આવે તો કેવો પડકાર કરો? આ ભવમાં મારે દેણું ચુકવવું છે. તો શા માટે ડરવું જોઇએ? એ ઢંઢેરો પીટાવે છે. ચેલેન્જ ફેંકે છે. અને બધા કર્મોએ એક સામટો હુમલો કર્યો છતાં ગભરાયાં નહિં. જરાયે કટાણું મોઢું ન કર્યું. દેણું ચુકવ્યું, કેવા ઉપસર્ગો આવ્યાં છતા સમભાવ કેળવી કર્મના ભુક્કા ઉડાવી દીધા. આપણે માયકાંગલા છીએ કે શુરવીર? છે ભગવાન જેવુ જોમ? છે કાંઈ હિંમત? અને દુશ્મનોએ આત્માને ઘેરી લીધો છે. હવે જોમ બતાવે તો દુશ્મન ઉભી પૂંછડીએ નાસી જાય.

"જોર કરીને જીતવું, ખરેખરૂં રણખેત, દુશ્મન છે તુજ દેહમાં, ચેત ચેત નર ચેત,
ગાફલ રહીશ ગમાર તું, ફોગટ થઈશ ફજેત, હવે જરૂર હોંશીયાર થઈ, ચેત ચેત નર ચેત."

તારામાં અનંતી શક્તિ છે. આત્મા શકિતશાળી હોવા છતાં શિયાળથી બીવે છે. તારો આત્મા સિંહ જેવો છે. કર્મ શિયાળીયા છે. શક્તિ સત્તાગતે પડેલી છે. એને જગાડ અને હિંમત કર. તો અવશ્ય કર્મ રૂપ શિયાળીયાને હંફાવી શકીશ. એક સમકિત જીવનમાં આવી જાય તો ઓગણોતેર કોડાકોડી સાગરોપમ ઝાઝેરી સ્થિતિનાં કર્મના ભુક્કા ઉડી જાય. સમકિત આવતાં દૃષ્ટિ સન્મુખ બની જાય છે. સ્વાત્માનું ભાન થઈ જાય છે. ભાન વિના જીવ અનંત કાળથી આથડયો છે. જડને મારૂં માની બેઠો છે. જડનો વિયોગ થાય તો રડવા બેસી જાય છે, જડ આવે એટલે રાજી થાય છે.

એક ગામમાં મુળશંકર નામના એક માણસ હતા. તેઓ વેદાંતી હતા. ગામમાં જીવા પટેલનો છોકરો મરી ગયો. મુળશંકરભાઇ પટેલને ઘરે આવ્યાં. અને સમજાવે છે. તમે બાર વરસના છોકરાને શું રુવો છો ? એક વસ્ત્ર છોડી આપણે બીજું વસ્ત્ર પહેરવાના છીએ એમ જીવ પણ એક દેહ છોડીને બીજો દેહ ધારણ કરે છે આમાં આટલું બધું શું રૂવો છો ! હવે મરદ થઇ જાવ. આટલું રોવાનું હોય નહી. આતો બાળ મૃત્યુ કહેવાય. આત્મા જુદો છે. અને શરીર જુદું છે. આત્મા અમર છે દેહ તો અહીં પડયો જ રહે છે. તો કોને રોવું ? રોઈને આપણે કર્મ બાંધીયે છીયે, માટે ભગવાનનું નામ લ્યો. ગયેલો પુત્ર પાછો આવવાનો નથી. માટે રૂદન છોડી સ્વસ્થ થઇ જાવ. મુળશંકર-ભાઈનો બોધ પટેલને લાગી ગયો. અને તેઓ શાંત થઈ ગયા. ત્યાર બાદ થોડા વખત પછી મુળશંકરભાઈની પાંચ વર્ષની દીકરી મરી ગઇ. દીકરી જતાં મુળશંકરભાઈ ઢીલા થઈ ગયા. અને રૂદન કરવા લાગ્યા ! અરે મારી ટીકું. તારા વિના મને કેમ ગમશે ? તું ચાલી ગઈ ! તારા વિના મને બાપા કોણ કહેશે ? સગાવહાલાં, આજુબાજુવાળા બધા આશ્વાસન દેવા આવ્યાં. જીવા પટેલ પણ તેમાં સામેલ થાય છે. બધાં ખૂબ સમજાવે છે. છતાં મુળશંકર મહારાજ સમજતાં નથી. આંખમાંથી બોર બોર જેવડાં આંસુ પડે છે. બધાને થાય છે. પાંચ વર્ષની ટીકુંનો મોહ મહારાજને અજબ ગજબનો છે. પેલા પટેલ કહે છે : મુળશંકર મહારાજ ! તમે આ શું કરો છો ? તમે વેદાન્તી છો. મારો ૧૨ વર્ષનો પુત્ર મરી ગયો ત્યારે તમે શું બોલતા હતા ? આત્મા અજર અમર છે. શરીર બળીને ખાક થવાનું છે. આમ તમે બોલતા હતા. અત્યારે રોવા બેઠા છો ? આ શું તમને શોભે છે ? હાથીના દાંત ચાવવાના જુદા અને બતાવવાના જુદા ! એમ ચાલે ?

"છત્રપતિ લખપતિ સહુ ગયા, ગઇ ન રૂદ્ધિ સાથ,
જાલમ જોદ્ધા સહુ ગયા, ખંખેરી દોય હાથ."

સૌ ખાલી હાથે આવ્યા છે. અને ખાલી હાથે આ ફાની જગતમાંથી ચાલ્યા જવાના છે. પણ કોઈ સારો સાથીદાર મળે તો માણસ ફુલાઈ જાય છે.

"સાથ કરે જ્યાં બે સંગાથી ગજ ગજ ફુલે મારી છાતી,
જ્યારે એકલડા મરવું પડે (૨) હું ત્યારે તને યાદ કરૂં છું.
મુશ્કેલી જ્યારે પડે હું ત્યારે તને યાદ કરૂં છું,
સુખી થતાં વિસરૂં તને ને, દુઃખી થતાં યાદ કરૂં છું"

વરરાજા તૈયાર થઇને પરણવા જાય છે. ત્યારે ઇન્દ્ર જેવા લાગે છે. બે જણા લગ્ન સંબંધે બંધાણા. પરણીને ઘરે આવ્યા. કન્યા દેખાવડી વિનયવાન હોય તો કહે-કેવી આજ્ઞાંકિત મારી પત્ની છે ! મારું વચન બરોબર પાળે છે. ઇસારાથી સમજી જાય એવી

છે. જ્યારે એ સારો સાથ મળ્યો ત્યાં જ કુલાઈ ગયો. રાગેથી કાયા ઘેરાઈ ગઈ, પત્ની સામેય નથી જોતી. એકલો તરફડીયા મારે છે. ત્યારે હતાશ થઈ જાય છે. આજ્ઞાંકિત પત્નીનો અફસોસ કરે છે. શોક, રૂદન, નિરાશા, જીવનને કેવાં ઘેરી લે છે. જેટલો હર્ષ છે એટલો જ શોક આવે છે જીવનમાં જે કોઈ પ્રસંગો ભજવાય છે તે કર્મ આધીન છે. જો કર્મ ન હોય તો આવા પ્રસંગો પણ ન આવે. કર્મ કાપવાનો રસ્તો અહીં બતાવાય છે સર્વ કર્મ મનુષ્ય ભવમાં કપાય છે, બીજા ભવમાં કર્મનો સર્વથા નાશ થતો નથી. ભગવાન મહાવીર સ્વામીને કર્મથી સર્વથા મુક્ત બનવું હતું તેથી ઘોર તપ આદરી કર્મની ઉદીરણા કરી. લેણીયાતોને સામે ચડીને આમંત્રણ આપ્યા. દુઃખોને સહન કરતાં જરાય થાકયા નહિ. મુદત પુરી થતાં ઉદયમાન થાય છે. કર્મની મુદત પાકે અને લેણું લેવા આવે તો રોવા બેસો છો કે હસનાં હસનાં કર્મના ફળને ભોગવી લ્યો છો ? વીરના પુત્રો છો કે કાયરના ? તિર્થંકરોએ જબ્બર કર્મનો સામનો કર્યો. ભગવાન મહાવીર સ્વામીએ પોટીલના ભવમાં દીક્ષા લીધી અને જાવ જીવ સુધી માસખમણ તપ કરવાની પ્રતિજ્ઞા લીધી. અગીયાર લાખ ઉપરાંત માસખમણ કર્યા. આપણને એક માસખમણ કરતા કેવું થાય છે ? આપણે તો કોઈ કરે તેને ધન્યવાદ આપી દઈએ.

સર્વકર્મમાં સૌથી શિરોમણી મોહનીય કર્મ છે. મોહરૂપી મલને પ્રથમ પરાસ્ત કરો, પછી બીજા કર્મમાં કોઈ તાકાત નથી.

"जहा मत्थए सूईए हंताए हम्मइ तले एवं कम्माणि हम्मति मोहणि-ज्जे खयं-गए"

તાડી વૃક્ષની ધોરી નસમાં સોય મારો, તેનો નાશ કરો તો આખું વૃક્ષ નાશ પામે છે. એમ મોહનીય કર્મ ધોરી નસ છે. તેનો નાશ કરવાથી સંસાર નાશ પામે છે. વધારે વધારે કર્મ મોહનીય બંધાવે છે. મોહનીય કર્મ એ સેનાપતિ જેવું છે.

જેમ સેનાપતિને કોઈ હણી નાખે તો આખી સેના તેના કબ્જામાં આવી જાય છે. એમ મોહનીય કર્મને હણી નાખે તો બધા કર્મ નાશ પામી જાય છે. મોહનીય કર્મના સ્વરૂપને સમજે છે, છતાં મૂકી શકતાં કેમ નથી ? પૈસા મારા નથી એ સમજો છો, ભેગા આવવાના નથી, એ પણ જાણો છો છતાં મોહ કેટલો છે ? પૈસાના અભિમાનમાં સાધુને નમશે નહીં. પણ રસ્તે ચાલતાં દસ રૂપિયાની નોટ પડેલી હશે તો તરત નમશે. વંદના પાપ-નિકંદના-વંદન કરવાથી પાપનો નાશ થાય છે, છતાં સાધુને નમશે નહીં. ત્રણ ડીગ્રી તાવ આવ્યો હોય અને કોઈ કહે કે ઉપાશ્રયમાં આવવું છે ને ? વ્યાખ્યાનનો ટાઈમ થયો છે. તો ના પાડશે અને કહેશે મને તાવ આવ્યો છે. મારાથી નહીં અવાય. જ્યારે દીકરો આવીને કહે, દુકાને એક માલદાર ઘરાગ આવ્યા છે. બે હજાર રૂપીયા મળે એવું છે. અને તમારી સમજાવવાની શૈલી એવી છે કે ગ્રાહક પાણી પાણી થઈ જશે, માટે ચાલો ને. પૈસાનો લાભ જોશે તો તરત કહેશે, ઠીક જા, ગાડી લઈ આવ, હું આવું છું. "ક્યાં

ગયો તેનો તાવ? અંદર પૈસાની રૂચી પડી છે. જીવે આવું અનંતીવાર લેયું કર્યું", પણ એક ધર્મને પામ્યો નથી.

लभन्ति विमला भोए लमंति सुर संपया ।
लभन्ति पुत्तमित्तंच, एगो धम्मो न लब्भइ ॥

જીવને ભોગ-ઉપભોગના સાધનો-દેવતાની ઉંચી પદવીઓ, પુત્રપરિવાર આદિ અનંતીવાર પ્રાપ્ત થયું પણ એક ધર્મ જ પ્રાપ્ત થયો નથી. ધર્મથી કર્મની સેના ચકચૂર થાય છે. તમારી દૃષ્ટિ પૈસા સામે છે કે ધર્મ સામે?

એક માણસ લમણે હાથ દઈને બેઠો છે. સામેથી એક મિત્ર પૂછે છે : કેમ ઉદાસ છો? બહુ દુઃખી દેખાવ છો? તમને શું દુઃખ પડ્યું છે? મને કહો, મારાથી ભાગ લેવાય તો લઉં. પેલો ભાઈ કહે છે. તમે જાણતા હશો કે પંદર દિવસ પહેલાં મારા કાકા મરી ગયા. તેના પચ્ચીસ હજાર રૂ. મને વારસામાં આવ્યા. "ઓહો! એ તો આનંદનો વિષય કે તમને એટલા રૂા. મળ્યા." અને બીજા અઠવાડીયામાં મારા મામા મરી ગયા. અને પંદર હજાર રૂ. મળ્યાં. પણ મોટું દુઃખ તો એજ છે કે હવે આ અઠવાડીયામાં કોઈ મરી નથી ગયું. જો મરે તો મને માલ-મલીદો મળી જાય. પૈસા માટે જીવને કેવા દુષ્ટ પરિણામ થાય છે? આ હિંસાનુબન્ધી રૌદ્ર ધ્યાનનાં પરિણામ છે.

"લાભ થાયે ને લોભ વધી જાયે, લાખમાંથી બે લાખ ક્યારે થાયે,
આશા તૃષ્ણા બલવંત, એનો આવે નહીં અન્ત,
મોહ મમતાના (૨) હીંચકે ઝુલ્યા ઝુલ્યા,
દુઃખમાં ડુલ્યા રે ડુલ્યા રે, તમે ભક્તિના પંથડા ભૂલ્યાં."

પૈસાનો લાભ વધતાં લોભ વધતો જાય છે. એક દુકાન હોય ને બીજી દુકાન ખોલું, એક કારખાનું હોય ને બીજું નાખું, એમ લોભ વધતો જાય છે. પણ આટલું મળી ગયું, હવે તો ધર્મ ધ્યાન કર. સુપાત્રે દાન દે. સાધર્મીની સેવા કરવાનો લાભ લે. પૈસાની હાયવરાળમાં આવા ભાવ આવવા મુશ્કેલ થઈ જાય છે.

જેણે સમજી પ્રભુના ગુણ ગાયા, સાચું જીવનમાં એજ છે કમાયા,
કીધો સંતોનો સંગ લાગ્યો ભક્તિનો રંગ,એના તકદીરના દરવાજા ખુલ્યા ખુલ્યા,
દુઃખમાં ડુલ્યા રે ડુલ્યા" .......

જેણે સમજીને પ્રભુનાં ગુણ ગાયા છે તેની આશા તૃષ્ણાનો અંત આવી જાય છે. સંતોનો સંગ થતાં ભક્તિનો રંગ લાગે છે, અને તકદીરના તાળાં ખુલી જાય છે. લોઢાને દરીયામાં નાખવાથી ડુબી જાય છે, પણ લાકડાની પટ્ટી પર જડેલું લોઢું તરી જશે. તેમ

સંતનો સંગ કરો. સંતપુરૂષને શોધો. સંત સમાગમ ખૂબ દુર્લભ છે. સંતને શોધી એના ચરણને પકડો તો તમારો બેડો પાર થશે. પત્થરની નાવમાં કોઈ બેસતું નથી. કારણ કે તે ડુબાડે છે, પણ લાકડાની નાવમાં સૌ બેસવા જાય છે, કારણ કે તે તરે છે, બીજાને તારે છે. ગુરુ બે પ્રકારના છે. એક વેષધારી એટલે ઉપરથી સાધુના વેશમાં પણ અંદરથી સેતાન હોય છે. એવા ગુરૂ ઓપનકલોઝના (ફ્રિચર) ભાવ બતાવે છે, અને એમાં પોતાનો ભાગ રાખે છે. આ ગુરૂ નથી પણ ગોર છે–ચોર છે.

જ્યારે રામચન્દ્રજી અયોધ્યામાંથી નીકળ્યા ત્યારે "હવે કોઈ નગરમાં નહી રહ્યું હોય." એમ વિચારી એક માણસ તપાસ કરવા જાય છે. ગામમાં એક કૂતરૂં પડ્યું છે. એ ખૂબ પીડાય છે. તેના શરીરમાં કીડા પડયા છે અને રાડો પાડે છે. એ ભાઈએ રામચંદ્રજી પાસે આવી વાત કરી. ત્યારે રામચંદ્રજી કહે છે: સાંભળો. "એ કૂતરૂં ગયા જન્મમાં ગુરૂ હતા. અને કીડા એ એના ચેલકા હતા. ચેલકા પાસે ખૂબ પૈસા મુકાવતા અને પોતે પરિગ્રહ ભેગો કરતાં. આજે એની દશા જુઓ.

"ગુરૂ લોભી ચેલો લાલચું દોનું ખેલે દાવ,<br>દોનું બુડે બાપડા બેઠ પથ્થરકી નાવ"

સાધુ વેશ લઈ આવા ગુરૂ ચેલા બંને ડુબે છે. ભગવાન મહાવીરના કાયદા તો બધાને સરખા પાળવાના છે.

નિર્મમત્વી અને નિરહંકારી હોય એ જગત વલ્લભ બની શકે છે. અમે તમારા ગામમાં આવીએ. તેનું વેતન શું આપશો? આવો વ્યવહાર સાધુનો ન હોય. પ્રોફેસર લેકચર આપશે તો પૈસા આપવા પડશે. પણ જૈન મુનિઓ તો પરિગ્રહ રહિત હોય. અન્ય દર્શનમાં કથા ચાલતી હોય ત્યારે મહારાજ કથા વાંચતા હોય અને આરતીમાં પૈસા મુકાવે. સીતાનો પ્રસંગ આવે ત્યારે કોઇ કપડાં લાવે, કોઈ દાગીના લાવે, કોઈ ખાવાનું લાવે. એમ ગુરૂનો થેલો ભરાય. પછી પૂર્ણાહુતિ થાય.

એક વખત કથામાં ખરડો નોંધવાનું શરૂ થાય છે. એમાં એક માણસ ખરડામાં સો રૂપીયા નોંધાવે છે મહારાજ કહે છે વાહ! તારે આવતા વરસે ડબ્બલ વેપાર થશે. આ સાંભળી બીજા કોઇ પૈસા નોંધાવતા નથી. બધાના મોઢા દીવેલ પીધા જેવા થઈ ગયા. એમાં કોઈ બોલ્યું: મહારાજ, તમે કેવા આશીર્વાદ આપ્યાં. અરે, આ તો સ્મશાનમાં લાકડાનો વેપાર કરે છે. માણસો વધારે મરશે તો વધારે લાકડા ખપશે. તમે કોને આશીર્વાદ આપો છો એ જોતા નથી? તમારે બસ પૈસાની જ સગાઈ છે? કથા વાંચનાર ચુપ થઇ ગયા. જૈનના સાધુ આવા પ્રપંચમાં પડતાં નથી. પણ ભગવાનના માર્ગને વફાદાર રહે છે. ભગવાન નેમનાથ દ્વારિકામાં પધારે છે. પ્રભુ નેમનાથનું એક

હજાર વર્ષનું આયુષ્ય છે. ૩૦૦ વર્ષે દીક્ષા લીધી. અને દીક્ષા લીધા પછી ૫૪મે દિવસે કેવળજ્ઞાન થયું છે. આવા ત્રિલોકીનાથ દેવાધિદેવ દ્વારિકામાં બિરાજમાન છે. નિષધકુમાર હવે પ્રભુના દર્શને કેવી રીતે જાય છે તેનો વિશેષ અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં...૪૯

### ભાદરવા સુદ ૧૨ ને બુધવાર તા. ૧-૯-૭૧

ભગવાન નેમનાથ દ્વારિકા નગરીમાં નંદનવન નામના ઉદ્યાનમાં પધાર્યા છે. જ્યાં તિર્થંકર સાક્ષાત્ પધારે ત્યાં લોકોના હૈયામાં આનંદની હેલી ઉભરાય છે. ૫૦ સ્ત્રીઓના મહેલો વચ્ચે નિષધકુમાર ગગનચુંબી મહેલમાં આનંદ પ્રમોદ કરી રહ્યા છે, ગવાક્ષમાં ઉભા રહેતાં અનેક માણસોને એક દિશા તરફ જતાં જુએ છે. તેથી કૌટુંબિક પુરુષને પૂછે છે કે, શું કોઈ ભુતનો મહોત્સવ છે, કોઈ યક્ષનો મહોત્સવ છે? કોઈ નદીનો મહોત્સવ છે? તળાવનો–દ્રહનો મહોત્સવ છે? આજે શું છે કે જેથી બધા માણસો નવાં નવાં કપડાં પહેરીને એક જ દિશા તરફ જાય છે? જેમ કલકલ કરતી નદી વહે અને અવાજ થાય તેમ માણસોનો અવાજ થાય છે. કૌટુંબિક પુરૂષ જઈને તપાસ કરે છે. એને સમાચાર મળે છે કે ભગવાન નેમનાથ નંદનવનમાં પધાર્યા છે. કૌટુંબિક પુરૂષ આવીને નિષધકુમારને વાત કરે છે કે આજે કોઈ યક્ષનો કે કોઈ નદીનો મહોત્સવ નથી પણ નેમનાથ ભગવાન પધાર્યા છે. પ્રભુ ભવ્ય જીવોને સાચો રાહ બતાવનાર, કર્મની ચુંગાલમાંથી છોડાવનાર તરણતારણ, દુઃખ નિવારણ, તીવ્ર સર્ચલાઈટ ફેંકનાર, અજ્ઞાનના અંધકાર ઉલેચનાર છે, તેવા પ્રભુનો લાભ લેવા માટે ભવ્ય જીવો એક દિશા તરફ જઈ રહ્યા છે આ સાંભળી નિષધકુમાર વિચાર કરે છે, સાક્ષાત પ્રભુ આંગણે પધાર્યા છે. તો હું પણ ભગવાનને વાંદવા જાઉં. ભગવાનની વાણી સાંભળતાં મિથ્યાત્વના બંધન તૂટી જાય છે. ભગવાનનાં ગુણગાન કરતાં જઘન્યરસ આવે તો કર્મની કોડો ખપે અને ઉત્કૃષ્ટ રસ આવે તો તીર્થંકર નામ ગોત્ર બંધાય. વાણી સાંભળતાં મિથ્યાત્વના ઝેર ઉતરી જાય. સ્વભાવ દશામાં આવી જાય, વિભાવદશા દૂર થઈ જાય અને નિજસ્વરૂપમાં રમણ કરતો થાય. અત્યાર સુધી વિભાવ ભાવમાં રાચ્યો છું, જે જે ગતિમાં જે સગવડ મળી તે લીધી છે. ગાંડા માણસો પથ્થર, કાગળ, દોરા, ગાભા વિગેરે બહારથી લાવી ઘરમાં ભરે તેમ આપણે પણ અત્યાર સુધી કાચના ટુકડા અને ચીંથરા જેવા જગતના કચરા ભેગા કરી આત્મઘરને ગંદુ બનાવ્યું છે, કાંઈ સારૂં લીધું નથી,

"દિવસ ગુમાવ્યો ખાઈને, રાત્રી ગુમાઈ સુઈ,
હીરા જેવો મનુષ્યભવ, કોડી બદલે ખોય."

ખાવા–પીવા–હરવા–ફરવામાં દિવસ વીતાવ્યો. થાકીને ઘેર આવ્યો અને સૂઈ ગયો. નિંદ્રામાં રાત્રીઓ પસાર થઈ ગઈ. આમાં આત્મચિંતન કયારે થાય? રાતના ચાર પ્રહરમાં ત્રણ પ્રહર મુનિ જાગતો રહે છે. તેમાં બે પ્રહર સ્વાધ્યાય કરે છે. એક પ્રહર ધ્યાન ધરે છે. એક પ્રહર સુવે છે. તમે કેટલા પ્રહર જાગો છો? અને કેટલો સ્વાધ્યાય કરો છો? કોઈ રમત ગમત માટે, સિનેમાં નાટક જોવા માટે રાત્રી જાગરણ કરે છે. આવા રાત્રી-જાગરણ કરતાં આત્માનું જાગરણ કરવું ઉત્તમ છે. રાત્રી જાગરણમાં આખી રાત રાસ લેશે, ચોપાટ–પાના રમશે અને બીજાને પણ તકલીફ ઊભી કરશે. કોઈ જાગીને આરંભ સમારંભમાં લાગી જાય એવો સાધુનો સ્વાધ્યાય ન હોય. એક પ્રહર રાત્રી ગયા પછી સાધુ ગાઢે શબ્દે બોલે નહિ, અને જો રાડો પાડે તો અસમાધિનું સ્થાન બને. કોઈ જોરથી બોલે અને કોઈ માણસ રાતના શાંતિથી સૂતો હોય તો કહે કે હવે તો શાંતિ રાખો, તમારા કકળાટથી અમારી ઉંઘ બગડે છે. રાતના થાકયા પાકયા સુવાદો ને! અને વળી પાછો જવાબ વાળે તો ગુસ્સાનું નિમિત્ત થાય. માટે સાધુએ રાત્રીએ એક સ્થાને બેસી શાન્તિથી સ્વાધ્યાય કરવો અને આત્માનું ધ્યાન ધરવું.

રોહીડ નામના એક મુનિ મારવાડમાં થઈ ગયા. જીવું ત્યાં સુધી એકાન્તર ઉપવાસ કરવા, એવી તેમની પ્રતિજ્ઞા હતી. બાર મહીનામાં બે માસખમણ કરવા. છ અઠ્ઠાઈ કરવી, ઉપવાસ કરે પણ પગ લાંબા કરીને સૂઈ રહે નહીં. પણ સ્વાધ્યાય-ધ્યાનમાં આત્માને ભાવતાં વિચરે. ઉપસર્ગમાં ચલાયમાન ન થાય. ધગધગતી શીલા ઉપર ઉભા ઉભા કાઉસગ્ગ કરે. આવા તેજસ્વી અને તપસ્વી બાળબ્રહ્મચારી મુનિ ધ્યાનમાં મસ્ત રહેતા. તડકાની આતાપના લેવા માટે એક વખત બપોરના ગામ બહાર ગયા છે. મોટી શીલા ઉપર ધ્યાનમાં ઉભા છે. ત્યાં એક સર્પ આવે છે. અને મુનિનાં પગમાં વીંટળાઈ જાય છે. લાકડાં વેચવાવાળી બાઈઓ લાકડાં વેચી પાછી વળે છે. અને મુનિ ઉભા છે ત્યાંથી પસાર થાય છે. અને આ દ્રશ્ય તેમની નજરે પડે છે. મુનિનાં પગમાં સર્પ વીંટળાયેલો છે. બાઈઓ તરત ગામમાં જઈને વાણિયાને વાત કરે છે. બધાં આવે છે, અને જુએ છે. પણ કોની જીગર કે આવડા મોટાં સર્પને દૂર કરી શકે? કેવો મોટો સર્પ છે. એમ બધાં જોયા કરે છે. યથા અવસરે મુનિનું ધ્યાન પૂરું થાય છે, અને સર્પ ઉતરીને ચાલ્યો જાય છે. મુનિને જરાપણ ભય લાગતો નથી. કેટલો દેહાધ્યાસ છૂટી ગયો હશે? આપણને કાઉસ્સગ્ગમાં એક મચ્છર બેસે તો પણ ચિત્ત ચંચળ બની જાય છે. મુનિના દિનચર્યાનો ક્રમ આ પ્રમાણે છેઃ પહેલો પ્રહર સ્વાધ્યાયમાં, બીજો ધ્યાનમાં, ત્રીજો ગૌચરીમાં (આહારગવેષના) અને ચોથો સ્વાધ્યાયમાં જાય છે. મુનિને દિવસરાતનાં ૮ પ્રહરમાં, ૬ પ્રહર સ્વાધ્યાયમાં પસાર

કરવાનાં હોય છે. કર્મને ખપાવવાનું અમોઘ શસ્ત્ર ધ્યાન અને સ્વાધ્યાય છે. તમને પચાસ વર્ષ પહેલાં જોયેલું સિનેમાનું ચિત્ર યાદ રહે છે વર્ષો પહેલાની વાત આજે યાદ આવે છે પણ કાલે વ્યાખ્યાનમાં શું સાંભળ્યું એ યાદ રહેતું નથી. કારણ સિનેમા વિગેરે જોવામાં રસ છે. એટલો રસ આમાં નથી. પરભાવમાં રહી જીવ બે પ્રકારના કામ કરે છે. તે એ કે નવાં કર્મ બાંધે છે. અને જુનાં કર્મ વેદે છે. હવે કયારે આમાંથી છૂટશે એવી આત્માની દયા આવે છે? કોઈવાર બાર ભાવનાનું ચિંતવન કરો છો? બાર ભાવના પૈકીની એક એક ભાવના કેવળજ્ઞાન દેવાવાળી છે. અન્યત્વ ભાવનામાં ચડયા ને કેવળજ્ઞાન પામી ગયા. એક આત્માને ઓળખવો અને એ નામમાં રમણતા કરવી. જે છે એ અંદર છે, બહારથી કાંઈ આવતું નથી.

अप्पानई चेयरणी अप्पा मे कूड सामली।
अप्पा काम दुहा घेणु, अप्पा मे नंदण वणं॥

उ. अ. २०-३६

આત્મા કામ દુગ્ધાધેનું છે. નંદનવન છે. વૈતરણી નદી અને કુડશાલ્મલી વૃક્ષોનાં દુઃખોને ઉભા કરનાર પણ પોતાનો આત્મા જ છે. મૃગાપુત્રે એક ગાથામાં કહ્યું છે, पिडिओमि सकम्मेहि। હું મારાં પોતાનાં કર્મને લીધે દુઃખી થયો છું. સમકિતી આત્માઓની દશા જુદી હોય છે. એ બીજાનો વાંક કાઢતા નથી. તમને કોઈ ભાગીદાર નવરાવી ચાલ્યો જાય તો કોનો વાંક કાઢો? ભાગીદારનો કે કર્મનો? અજ્ઞાની જીવ ભાગીદારનો વાંક કાઢશે. કર્મ 'कृ' ધાતુથી બન્યો છે. करोति इति कर्म: કરાય છે તે કર્મ છે. કર્મ આમંત્રણ આપ્યા પછી આવે છે, પોતાનાં કરેલાં કર્મ પોતાને ભોગવવાં પડે છે. આ નિયમમાં ફેરફાર થઈ શકે નહી. તમે કર્મને ચેલેન્જ ફેંકો. સ્વાધ્યાય–ધ્યાનથી કર્મનાં ભૂક્કા બોલાવી શકાય છે. તમે સાઈઠ ઘડીમાં કેટલી ઘડી પરભાવમાં રહો છો અને કેટલી ઘડી સ્વભાવમાં રહો છો? એક માળા પણ એકાગ્રચિત્તે ફેરવી શકો છો? ચોપડી વાંચો છો ત્યારે મન ફરવા ચાલ્યું જાય છે. પાનાં ફરતાં જાય પણ ખબર નથી શું વાંચ્યું? પ્રતિક્રમણ બોલનાર પૂછે કે પાંચમું વ્રત બોલ્યો કે છઠ્ઠું? વ્રત પોતે બોલે છે અને શું બોલે છે તે ભાન નથી. નામું લખો છો ત્યારે ૧૦૦ અથવા ૨૦૦ ઓછા જમા કરો છો, કે એકાગ્રચિત્તે કામ કરો છો? એમાં બરાબર ચિત્ત સ્થિર રહે છે. તેમ ધર્મમાં પણ એકાગ્રચિત્તવાળાં બનો. અંદરમાં અઢળક ખજાનો ભરેલો છે. પણ ચાવી ખોવાઈ ગઈ છે. વહુ સસરાને કહે, પર્યુષણ આવ્યા, હવે તો દાગીના આપો. સસરો કહે, દાગીના તો તિજોરીની અંદર છે. અને કુંચી મળતી નથી. એમ આત્મામાં અનંતા ગુણો છે, પણ ખજાનાની કુંચી ખોવાઈ ગઈ છે. ગુરુ કુંચી બતાવે છે. જેના વડે દિવ્ય ખજાનાનો ભંડાર ખુલ્લો થાય છે. અને આત્મા પોતાની સમૃદ્ધિને પામી કૃતકૃત્ય થઈ જાય છે.

"કુંચી રૂપે તત્વ મને કાનમાં કીધું રે, પીયુષ ગણી તુરત તેને પ્રેમથી પીધું રે,
શાંતિ માટે સદ્‌ગુરુનું શરણું લીધું રે, ગોતતો ચારે કોર તે ઘરમાંહી ચીંધ્યું રે,
દયા કરીને દિલડામાં દર્શાવી દીધું રે........શાંતિ.

જ્ઞાની કહે છે, તું ચારે બાજુ ગોત મા, આનંદનો સાગર તારા ઘરમાં છે. બહાર રખડવા જા મા, જે છે એ અંદર છે.

એક શેઠને એકનો એક દિકરો હતો. કરોડો રૂપિયાનો તે સ્વામી હતો. અનેક દાસદાસીઓ તે બાબાને ફેરવવાવાળા અને રમાડવાવાળા હતાં. સોનાની ચમચીએ ગળથુંથી પીવરાવી હતી. આવો બાળક ક્રમે ક્રમે મોટો થાય છે. શ્રીમંતના બાળકો અભ્યાસ તરફ બહુ લક્ષ આપતા નથી. આ ભાઈ પણ ભણવામાં આગળ ન વધી શકયા એક વખત શેઠને મંદવાડ આવે છે. તેથી પુત્રને ભલામણ કરે છે કે તું વેપારમાં ધ્યાન દે અને વધારે ભણ્યો નહીં એ ચાલ્યું, પણ વેપાર શીખ્યા વિના નહીં ચાલે, વેપાર શીખ પણ "આટલું મારા બાપુજીએ ભેગું કર્યું છે. મારે શું કામ શીખવું જોઈએ," એમ વિચારી તે મોજશોખમાં, મિત્રો સાથે પાર્ટી ઉડાડવામાં, રમત-ગમતમાં ટાઈમ પસાર કરે છે. શેઠની બિમારી દિવસે-દિવસે વધતી જાય છે. મૃત્યુ નજીકમાં દેખાય છે. એટલે પુત્રને બોલાવી શેઠ કહે છે, હવે હું જવાની તૈયારી કરૂં છું. મારી આ છેલ્લી શિખામણને ધ્યાનપૂર્વક સાંભળ (૧) મીઠું કરીને ખાવું. દિકરો કહે છે. ભલે એ કામ કરીશ. (૨) પૈસા આપીને ઉઘરાણી ન કરવી (૩) તડકામાં કદી દુકાને ન જવું (૪) કોઈવાર પૈસાની જરૂર પડે તો ગંગામાં ખોદવું. અને આ બધું કરવાં છતાં દુઃખ આવે તો માણેકચંદ કાકા પાસે જવું, એ મારા મિત્ર છે. તને અવશ્ય મદદ રૂપ થશે. આમ પુત્રને શીખામણ આપી, શેઠ ચિરનિદ્રામાં પોઢી ગયા. સદા માટે ઘરબાર છોડીને ચાલ્યા ગયાં. પિતાના મૃત્યુથી પુત્રને ખુબ દુઃખ થયું. પિતાની અંતિમ ક્રિયા કરી. હવે આ યુવાન પિતાના કહ્યા પ્રમાણે રોજ નવાં નવાં મિષ્ટાન કરાવે. કોઈવાર શીરો, કોઈવાર લાપસી તો કોઈવાર મેશુબ અને કોઇ વાર બુંદી ખાય. આમ માલપાણી ઉડાવે છે. દુકાનનાં આડતીયાં પણ અહીં સારૂં સારૂં ખાવાનું મળતું હોવાથી બે ત્રણ દિવસને બદલે ચાર-પાંચ દિવસ રોકાય. બીજું ઉઘરાણી કરે નહી. જે રૂપિયા લેવા આવે એને આપે, પણ માંગે નહીં. આથી રૂપિયા લેવા આવનારની સંખ્યા પણ વધી ગઈ. સૌ મન ફાવતી રકમ ઉપાડવા માંડયા. ત્રીજી વાત ઠરી તડકામાં દુકાને ન જવું. રાત્રે સીનેમા જોવા જાય અને દસ વાગે ઉઠે. પછી નાહી-ધોઈ જમીને દુકાને જવા ઉપડે તડકો હોય એટલે ઘરથી દુકાન સુધી છાપરું બાંધી દીધું અને મોડો મોડો દુકાને જાય. તેથી ઘરાકી ઓછી થવા માંડી. ઉપાડ વધારે થવા લાગ્યો. આથી થોડા વખતમાં તિજોરીનું તળીયું દેખાવા માંડ્યું. જેને જેને નાણાં ધીર્યા છે તેની પાસે માંગવા નહીં, છતાં જીવ ન

રહ્યો, અને એક ભાઈને કહ્યું, અરે ચંપકલાલ! તમને ૧૦,૦૦૦ રૂપિયા આપ્યા છે, કેમ આપતા નથી? હવે આપી જજો. ચંપકલાલે રોકડો જવાબ પરખાવી દીધો. બીજાને અપાઇ ગયા, હવે આવતા વર્ષે વિચાર કરીશ. વહેલા કેમ ન બોલ્યા? હવે છેલ્લો ઉપાય રહ્યો ગંગામાં ખોદવાનો. માણસો રોકીને ગંગા નદીને કિનારે ખૂબ ખોદકામ કરાવ્યું, છતાં કાંઈ જડયું નહીં. આટલું કરવા છતાં કંઈ સમજણ ન પડે તો માણેકલાલ પાસે જવું એમ પિતાએ કહ્યું છે. તેથી આ ભાઈ તો માણેકલાલ શેઠને ત્યાં જવા ઉપડયા. પોતાના મિત્રના પુત્રને ઘણા ટાઈમે આવેલો જોઈ માણેકચંદ શેઠે પૂછયું, કેમ આવવાનું થયું? યુવાને શેઠને પોતાનાં પિતાની અંતિમ શીખામણની વાત કરી. અને કહ્યું, મારા બાપુજીના કહ્યા પ્રમાણે રોજ મીઠું કરીને ખાઉં છું. અને બીજી વાત કરી, પૈસા આપ્યા પછી માંગતો નથી. છેત્રે કંટાળ્યો, એટલે એક ભાઇ પાસે પૈસા માંગ્યા. પણ આપ્યાં નહીં. ત્રીજી વાત તડકામાં દુકાને ન જવું તે પણ બરાબર પાળું છું. મેં દુકાનથી ઘર સુધી તાડપતરી નાંખી છે. અને ચોથી વાત કરી ગંગામાં ખોદવું. મુશ્કેલી આવતાં ગંગા–કિનારે મેં બધું ખોદી નાખ્યું, પણ કાંઇ મળ્યું નહીં. છેવટે તમારી પાસે આવ્યો છું. આપ મને યોગ્ય માર્ગદર્શન આપો. શેઠે કહ્યું, દુકાનેથી આવ્યા પછી તને જવાબ આપીશ. તું અહિં નિરાંતે બેસજે. ભાઇ તો બેઠા. ૧૨ વાગ્યા. ભૂખ બરાબર કકડીને લાગી. હજુ શેઠ ન આવ્યા. રાહ જોઇ જોઇને થાકી જાય છે. છેવટે એક વાગે શેઠ આવ્યાં. અને ઘરમાં કહ્યું, ત્રણ દિવસનો રોટલો લાવો. સાથે છાશ અને મરચું આપજો. યુવાનની પાસે આવી પૂછે છે કેમ રમેશ! "કેવી ભુખ લાગી છે?" કાકા, બહુ ભુખ લાગી છે. હવે તો રહેવાતું નથી–લે હવે આ ખાવાનું આવ્યું, ખાઈ લે. એણે એ રોટલો–છાશ ખાધાં. સુકો રોટલો પણ બહુ મીઠો લાગ્યો. શેઠે પૂછયું, કેમ ખાવાનું ફાવ્યું? હા કાકા. ભુખ એટલી લાગી હતી કે રોટલો પણ મીઠો લાગ્યો. માણેકચંદે કહ્યું, તારા બાપુજીએ મીઠું કરીને ખાવાનું કહ્યું હતું. એટલે ખરી ભુખે ખાવું. ભુખ લાગે ત્યારે ખાવું. પણ મિષ્ટાન્ન ઉડાવવા એમ નહીં. રમેશે કહ્યું, કાકા! મને આ વાત સમજાણી નહીં. હવે બરાબર ધ્યાન રાખીશ. જયારે બીજી વાત 'આપીને માંગવું નહીં.' શેઠ રમેશને દુકાને લઇ ગયાં. થોડી વારમાં એક માણસ આવ્યો અને તેણે કહ્યું, શેઠ! પેલા હજાર રૂપિયા લઈ ગયો હતો તે લ્યો અને મારો હાર લાવો. શેઠે કહ્યું, જો રમેશ! કોઈ પૈસા લેવા આવે તો તેની પાસેથી બદલામાં કોઈ વસ્તુ મુકાવવી. પછી પૈસા આપવા. જો ઘરેણું મુકી જાય તો એની મેળે ઘરેણું છોડાવવા આવે. આપણે ઉઘરાણી કરવા ન જવું પડે. આ રહસ્ય છે તારા બાપુજીની શીખામણનું. ત્રીજી વાત કરી 'તડકે ન જવું.' એટલે ટાઈમે સુઇ જવું અને ટાઇમે ઉઠવું. રાતના બાર વાગે સુવું અને રાત બગાડવી તેમજ દસ વાગે ઊંઘવું એમ ન કરવું. તારે સવારના વહેલી દુકાન ઉઘાડવી. અને સાંજના દુકાનેથી ઘરે આવવું. ટીફીન મંગાવીને દુકાને ખાઈ લેવું. એને આ વાત બધી રૂચી. પણ અત્યારે

તો પૈસા જ ચાલ્યા ગયા છે, હવે શું કરવું ? તને ગંગામાં ખોદવા કહ્યું છે. તું ગંગા નદી ખોદી વળ્યો પણ ખજાનો ત્યાં ન હોય, તમારે ત્યાં ગંગા નામનું કોઈ પ્રાણી છે ? કાકા! એક ગાય છે તેનું નામ ગંગા છે. ચાલ ત્યાં અને ગાયના ખીલા નીચે ખોદ. તો ખજાનો મળશે. કાકાના કહેવા પ્રમાણે ખોદ્યું, તો સાત ચરુ ધનના ભરેલાં નીકળ્યાં. શબ્દો તો બધા એ જ છે પણ ભાવ કેવા સમજાવી દીધા ? તેમજ સૂત્ર અને સિદ્ધાંત એક જ છે. પણ અજ્ઞાની અવળા અર્થ કરે છે. રમેશને સાચી શાન આવી ગઈ. તેણે કાકાનો આભાર માન્યો અને કહ્યું, હવે તમારા કહ્યા પ્રમાણે બધું કરીશ. રમેશે ફરી વેપાર શરૂ કર્યો અને કાળજીપૂર્વક વ્યવસાય કરતાં ખૂબ કમાયો. સુખી થયો. ગમ વિના આગમ અનર્થકારક થઈ પડે છે. સત્સંગ વિના ધ્યાન તરંગરૂપ થઇ પડે છે. આગમમાં રહસ્યો ભરપૂર છે. શબ્દો થોડા અને ભાવ ઘણો છે. ધર્મના મર્મને કોઈક જ સમજી શકે છે. અંદરથી શુદ્ધ રહસ્યને સમજે તો સુખી થાય છે. જો પહેલેથી માણેકચંદ શેઠ પાસે ગયો હોત તો વાંધો ન આવત. પણ છેલ્લે છેલ્લે પણ ગયો તો સુખી થયો. એમ આખી જિંદગીમાં સમજણ ન પડી તો હવે છેલ્લે છેલ્લે પણ સદ્ગુરુ પાસે જાવ અને સમર્પણ થઈ જાવ ગુરુ સાચો રસ્તો બતાવે છે. આત્માનું સુખ આત્મામાં જ છે. દ્વારિકામાં ભગવાન નેમનાથ પધાર્યા છે. તેમની અમૃતમય દેશના છુટી રહી છે. એમનાં વચનો સાંભળે એનો બેડો પાર થઈ જાય. સદ્ગુરુ અંદરના રહસ્યો બતાવે છે. એ સાંભળીને સુખી થવાય છે. નિષધકુમાર સ્નાન કરીને મુલ્ય ઘણું અને ભાર થોડો એવા દાગીના–વસ્ત્રો પહેરીને તૈયાર થાય છે. તેઓ ભગવાન પાસે કેવી રીતે જશે તે અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં....૫૦

### ભાદરવા સુદ ૧૩ ગુરુવાર. તા. ૨-૯-૭૧

અહિં નિષધકુમારનો અધિકાર ચાલે છે. નિષધકુમાર પુછે છે, આજે શો મહોત્સવ છે ? નવા નવા શણગારો સજીને, સુંદર વસ્ત્રો ધારણ કરીને સૌ આનંદપ્રમોદ કરતાં જઈ રહ્યા છે, આજે શું છે ? કૌટુમ્બીક પુરુષ (ચાકર) જવાબ આપે છે : નેમનાથ પ્રભુ પધાર્યા છે. લોકનાથ, લોકના હિતના કરનાર, અભયદાતા, ચક્ષુદાતા, માર્ગદાતા, સ્વ સ્વરૂપને સમજાવનાર, ભુલા પડેલાને પંથ બતાવનાર, મોક્ષના રાહે લઇ જનાર એવા ભગવાન પધાર્યા છે. આ વાત સાંભળી નિષધકુમારના રોમરોમ પ્રફુલ્લિત થઈ ગયા. અને "હું પણ જાઉં

વેપારીની બહુ સારી જાહેરખબર થતી હોય તો સૌને માલ લેવા જવા ઈચ્છા થાય. ત્યારે આ તો મોક્ષમાર્ગના દાતા, ભવ–ગુલામીમાંથી છોડાવનાર, નિજ સ્વરૂપનું ભાન કરાવનાર છે. પોતે જ પોતાને નિહાળે ત્યારે જીવ પરતંત્રતામાંથી છુટી શાશ્વત સિદ્ધિને પ્રાપ્ત કરી શકે. નિષધકુમારે ચાર ઘંટાવાળો અશ્વરથ તૈયાર કરવાની આજ્ઞા કરી. અને પોતે સ્નાનઘરમાં જાય છે. સ્નાન કર્યા પછી મુલ્ય વધારે અને ભાર ઓછો એવા દાગીના, વસ્ત્રો વિગેરે ધારણ કરે છે. અને અશ્વરથ ઉપર બેસી જ્યાં નેમનાથ પ્રભુ નંદનવન ઉદ્યાનમાં બિરાજમાન છે ત્યાં જવા રવાના થાય છે. તેમણે કોરંટ વૃક્ષના ફુલની માળા પહેરી છે, છત્ર ધારણ કર્યું છે. ભગવાનની પાસે જતાં પાંચ અભિગમન સાચવવાના હોય છે. ભગવાનના સમોસરણમાં દાખલ થતાં સચેત વસ્તુનો ત્યાગ કરવો જોઈએ. ફુલ, ફુલના હાર કોઇપણ સચેત પદાર્થ પાસે હોય તો તે બહાર મુકી દે. અંદર ન લઈ જવાય.

અચેત વસ્તુ સાથે લઇ જવાય. તેમાં પણ વિવેક હોવો જોઈએ. પગની મોજડી બહાર કાઢી નખાય. કપડાં દાગીના વિગેરે અચેત સાથે જઈ શકાય. ધર્માત્માના દરબારમાં, દેવાધિદેવના દરબારમાં કોઈ એ ઉઘાડે મોઢે ન બોલાય. પહેલાનાં ભાઇઓ ખેસ રાખતાં, તેનું ઉત્તરાસન કરતાં. આજે તો ઘણા પ્રાર્થના પણ ઉઘાડા મોઢે બોલતા હશે. તે ઉચિત નથી. રૂમાલ પણ મોઢા આડો રાખવો જોઇએ. ભગવાનના દરબારમાં પ્રવેશ કરવો છે. ભગવાન દેખાય ત્યારથી બે હાથ જોડી નમન કરવું જોઈએ અને ચિત્ત ને એકાગ્ર કરવું જોઈએ. ચિત્ત વિહ્વળ હોય તે સાંભળી શકતો નથી. જેના ચિત્તમાં વિક્ષેપ પડે, જેનું ચિત્ત બીજે ચાલ્યું જાય તે ધર્મદેશના બરાબર સાંભળી શકતો નથી. જેનું ચિત્ત એકાગ્ર છે તે બધું સાંભળી શકે છે. ભગવાને પણ ઠેરઠેર કહ્યું છે કે तं भासओ मे पडिपुण चित्ता હું જે ભાષણ કરૂં છું તે પ્રતિ પૂર્ણ ચિત્ત દઈને સાંભળ. મન લોલકની જેમ ચાલતું હોય તો સમજાય નહી. છાપ બરાબર ઉઠાડવી હોય તો બીબું બરાબર મારવું જોઈએ. અને તેને બરાબર રંગમાં બોળી કપડા પર દબાવવું જોઇએ. આપણા મગજમાં વીતરાગની વાણીની છાપ ઉઠાડવી છે તો જે સાંભળેલું છે તે આખો દિવસ મગજમાં ઘુમતું રહેવું જોઈએ; મગજની અંદર એ વ્યાખ્યાનનું જ રટણ રહે, બીજું કંઈ યાદ ન આવે, આ માટે ચિત્તની એકાગ્રતા હોવી જ જોઈએ. આત્મામાં અનંતુ જ્ઞાન છે. પણ ઘણાની ફરિયાદ છે કે યાદ શક્તિ નથી, સાંભળીએ છીએ પણ કાંઈ યાદ રહેતું નથી. હજી તને સાચી ભુખ નથી લાગી, રૂચી નથી ઉપડી, સાચી ભુખ લાગે તો ભગવાનની વાણી હૈયામાં જચી જાય.

જૈસે જ્વરકે જોરસે ભોજનકી રૂચી જાય,<br>
તૈસે કુકર્મ યોગસે, ધર્મકી રૂચી જાય.

પંદર પ્રકૃતિ જાય ત્યારે ચારિત્ર આવે. ચારિત્ર મોહનીય અને દર્શનમોહનીય એ બે મોહનીય કર્મની પ્રકૃતિ છે. દર્શન મોહનીયથી બોધી બીજ હણાય છે. અને ચારિત્ર-મોહનીયથી વીતરાગતા હણાય છે. ચારિત્ર મોહનીય જ્યાં સુધી હોય ત્યાં સુધી જીવનમાં વીતરાગતા નહીં આવી શકે. આમ બે ગુણને હણવાવાળું કર્મ મોહનીય છે. અનંતાનુ-બંધીની ચોકડી ગઈ, એટલે અંશે વીતરાગતા પ્રાપ્ત થાય. અનતાનુબધી ચોક અને દર્શન ત્રિક જાય ત્યારે સમકિત પ્રાપ્ત થાય. ઉપરની સાત તથા પ્રત્યાખ્યાનીની ચોકડી જાય એટલે દેશવિરતીપણું આવે.

તમે શ્રાવક છો. તમારે કેટલી પ્રકૃતિ ગયેલી હોવી જોઈએ ? ૧૧ પ્રકૃતિ ગઈ છે ? સામાયિકમાં સમભાવ કેળવ્યો છે ? સામાયિક એટલે સમભાવ. રાગ, દ્વેષ વગરનો ભાવ કેળવવો, શત્રુમાં કે મિત્રમાં સમાનભાવ આવવો જોઈએ.

એક વખત વલ્લભભાઈ કોર્ટનું કામ કરી રહયા હતાં. ન્યાયની અદાલતમાં વાદી-પ્રતિ-વાદીના મુકદમા સાંભળી રહ્યાં હતાં. ત્યાં પોસ્ટમેન આવ્યો. તાર આપીને ગયો અને તાર વાંચ્યો વાંચીને ખિસ્સામાં મુકી દીધો. બધાના કેસનો સારી રીતે ચુકાદો આપી દીધો. પુર્વવત્ બધું કામ વ્યવસ્થિત રીતે પતી ગયું. અને કોર્ટમાંથી નિવૃત્ત થયાં ત્યારે એક મિત્રે પૂછ્યું, તાર શાનો આવ્યો છે? વલ્લભભાઈ પટેલ કહે છે, મારી પત્ની દેશમાં ગુજરી ગયા છે, તેનો તાર છે. બધા કેસ પતાવ્યા તે દરમ્યાન તેમના મુખ પર જરા પણ ગમગીની ન દેખાઇ. પત્ની ગુજરી ગઇ તેનો તાર આવ્યો છતાં જરા પણ ચિત્તની વિહ્વળતા વિના, આંખમાં આંસુ લાવ્યા વિના પોતાની ફરજો બરાબર બજાવી. આવું સમતોલપણું આવા પ્રસંગોમાં તમે રાખી શકો ? સામાયિક કરનારા, વીતરાગને ભજનારા, રાગ એ દુશ્મન છે એમ કહેનારા આપણે સમભાવને કેટલો કેળવી શકયા છીએ ? પોતાનાં અંગત એવાં કારણો આવી પડે ત્યારે કેટલા ટકી શકીશું ? ધર્મ કેટલો પચ્યો છે તે અવસરે ખબર પડે.

એક વખત વલ્લભભાઈ પટેલને એવો વિચાર આવ્યો કે શહેર છોડી પોતાના વતનમાં થોડો વખત રહી હવા ફેર કરી આવીએ. ત્યાં તેમને બામલાઈ થઈ. ભલેને દેશ મૂકી ગમે ત્યાં જઈએ પણ કર્મ તો સાથે જ આવવાના છે. બામલાઈની એવી પીડા કે વાત જ મુકી દો. ગામડામાં તો ડૉકટર કેવા અને વાત કેવી ? અસહ્ય વેદના થવાથી ગામલોકોને પૂછે છે કે અહીં બામલાઈ મટાડે તેવા કોઈ ડૉકટર ખરાં ? ત્યારે ગામવાળા કહે છે, એક હજામ છે. તે બધાની બામલાઇ મટાડે છે તેમણે હજામને બોલાવ્યો. તે તો વલ્લભભાઇ પટેલને જોઇને જ ધ્રુજી ગયો. તે કહે, તમારા જેવા મહાપુરૂષને કેમ ડામ દઈ શકાય ? ત્યારે તેઓ કહે, તું જેમ કરતો હોય તેમ જ કરજે. મને જરા પણ વાંધો

૧૦૫ ડીગ્રી તાવ થઈ ગયો અને કોઈ દુધપાક કે બાસુદી આપે તો જોવી પણ ન ગમે, પછી ખાવાની ક્યાં વાત રહી? તેમ કુકર્મીને ધર્મની રૂચી થાય નહીં. ધર્મ સાંભળવો પણ ન ગમે. કોઇ ઉપાશ્રયમાં આવવાનું અને ધર્મ સાંભળવાનું આમંત્રણ આપે કે ઉપાશ્રયમા આવો, ધર્મ સાંભળો, અહીં કાંઇ મુકવું પડતું નથી, ધર્મ જો હૃદયમાં રુચી જશે તો બેડોપાર થઇ જશે. તો તરત જ પ્રત્યુતર વાળી દે. ધર્મ કરનારાકે ટલા સુધરી ગયા? તેના કરતાં અમે સારા છીએ. ધર્મકરનારા બધા વેદીયા છે. પણ ભાઇ! જો તું સારો છે તો તને ધર્મ જલ્દી પરિણમી જશે. બધાના અવગુણ જોવા કરતાં તું તારા તરફ દ્રષ્ટિ કર, જે સામાયિક કરે છે અને તેમાં દોષ લગાડે છે તે લઘુ પ્રાયશ્ચિતનો અધિકારી છે. પણ સામાયિક કરવાવાળા કરતાં અમે સારા છીએ એમ જેના અભિપ્રાયમાં છે તે, ગુરૂ-પ્રાયશ્ચિતનો અધિકારી છે. માટે તમારાથી નથી થતું તો તમે હાથ જોડજો કે હું કાયર છું, માર્ગ આ સાચો છે પણ હું નથી લઈ શકતો. જ્ઞાન, દર્શન, ચારિત્ર્ય, તપથી મોક્ષ પમાય છે. આ જ કરવા જેવું છે. એમ માને તે શ્રદ્ધામાં સાચો છે. કોઈ પાસત્થા કે પડવાઈ સાધુ હોય તે ચારિત્રમાં કંઈક જાતના દોષો લગાડતા હોય તેને કોઈ શ્રાવક કહે, મહારાજ, તમે આ રીતે પાળો છો? પણ એ તમારા દોષ છે. ભગવાનનો માર્ગ આ નથી. ત્યારે તે કહે છે કે ચારિત્ર તો અતિ ઉંચું છે. ભગવાનનો માર્ગ અતિ દુર્લભ છે. હું ઢીલો છું. હું નથી પાળી શકતો. જે યથાર્થ રીતે પાળે છે તેને ધન્યવાદ છે. આમ પોતાની કમજોરી કબુલ કરનારની શ્રદ્ધા સાચી છે. પણ ચારિત્રમાં પડવાઈ છે, પણ જે સાધુ પોતે શુદ્ધાચાર પાળતા નથી અને જે પાળે છે તેને દંભી કહે છે, પોતાનો જ માર્ગ સાચો છે એમ બતાવે છે, તે શ્રદ્ધામાં પણ ખોટો છે અને ચારિત્રથી પણ પતિત છે. ચારિત્ર પોતાનાં આત્મા માટે છે, નહિ કે બીજાને માટે અથવા પેટ ભરવા માટે પણ ચારિત્ર નથી. કેટલાકને એમ થાય કે સંસારમાં ઉભા રહેવા જેવું નથી. અહીં તો છાણેથી પાણે અને પાણેથી છાણે પછડાઈએ છીએ. એના કરતાં દીક્ષા લઈ લેવી સારી, તેમાં ક્યાંય ઉપાશ્રયમાં રહેવાનું ભાડું નહિં. ખાવા-પિવાની ચિંતા જ નહીં. રેશનીંગમાં ઉભા રહેવાનું નહીં. વળી બધા આદરસત્કાર કરે. મણના માથા નમાવે. પધારો પધારો કહી ભાવપૂર્વક મેવા મિષ્ટાન્ન વ્હેરાવે. આવી ભાવનાથી દિક્ષા લીધી છે તેઓએ તો ફક્ત આજીવિકા માટે જ દીક્ષા લીધી છે. તો તેનું ઘર છોડીને નીકળવું તે ધિક્કારને પાત્ર છે. હું જે દીક્ષા લઉં તે મોક્ષને માટે છે. સંસારભાવ પોષવા કે પાંચ ઈન્દ્રિયોનાં વિષયને બહેલાવવા માટે દીક્ષા નથી. સકલેકાર્યની સિદ્ધિ માટે, સકલ કર્મથી મુક્ત થવા માટે મારે દિક્ષા લેવી છે. એવું વિચારવું જોઇએ. અનંતાનુબધી ક્રોધ-માન-માયા-લોભ, અપ્રત્યાખ્યાન ક્રોધ-માન-માયા-લોભ-પ્રત્યાખ્યાન-ક્રોધ, માન, માયા, લોભ. સમ્યક મોહનીય, મિથ્યા મોહનીય અને મિશ્રમોહનીય-આ પંદર પ્રકૃતિનો ક્ષય કે ક્ષયોપશમ કરે ત્યારે તે છઠ્ઠે ગુણસ્થાનકે આવે.

પંદર પ્રકૃતિ જાય ત્યારે ચારિત્ર આવે. ચારિત્ર મોહનીય અને દર્શનમોહનીય એ બે મોહનીય કર્મની પ્રકૃતિ છે. દર્શન મોહનીયથી બોધી બીજ હણાય છે. અને ચારિત્ર–મોહનીયથી વીતરાગતા હણાય છે. ચારિત્ર મોહનીય જ્યાં સુધી હોય ત્યાં સુધી જીવનમાં વીતરાગતા નહીં આવી શકે. આમ બે ગુણને હણવાવાળું કર્મ મોહનીય છે. અનંતાનુ–બંધીની ચોકડી ગઈ. એટલે અંશે વીતરાગતા પ્રાપ્ત થાય. અનંતાનુબંધી ચોક અને દર્શન ત્રિક જાય ત્યારે સમકિત પ્રાપ્ત થાય. ઉપરની સાત તથા પ્રત્યાખ્યાનીની ચોકડી જાય એટલે દેશવિરતિપણું આવે.

તમે શ્રાવક છો. તમારે કેટલી પ્રકૃતિ ગયેલી હોવી જોઈએ ? ૧૧ પ્રકૃતિ ગઈ છે ? સામાયિકમાં સમભાવ કેળવ્યો છે ? સામાયિક એટલે સમભાવ. રાગ, દ્વેષ વગરનો ભાવ કેળવવો, શત્રુમાં કે મિત્રમાં સમાનભાવ આવવો જોઈએ.

એક વખત વલ્લભભાઈ કોર્ટનું કામ કરી રહ્યા હતાં. ન્યાયની અદાલતમાં વાદી–પ્રતિ-વાદીના મુકદમા સાંભળી રહ્યાં હતાં. ત્યાં પોસ્ટમેન આવ્યો. તાર આપીને ગયો અને તાર વાંચ્યો. વાંચીને ખિસ્સામાં મુકી દીધો. બધાના કેસનો સારી રીતે ચુકાદો આપી દીધો. પુર્વવત્ બધું કામ વ્યવસ્થિત રીતે પતી ગયું. અને કોર્ટમાંથી નિવૃત્ત થયાં ત્યારે એક મિત્રે પૂછયું, તાર શાનો આવ્યો છે? વલ્લભભાઈ પટેલ કહે છે, મારી પત્ની દેશમાં ગુજરી ગયા છે, તેનો તાર છે. બધા કેસ પતાવ્યા તે દરમ્યાન તેમના મુખ પર જરા પણ ગમગીની ન દેખાઇ. પત્ની ગુજરી ગઇ તેનો તાર આવ્યો છતાં જરા પણ ચિત્તની વિહ્વળતા વિના, આંખમાં આંસુ લાવ્યા વિના પોતાની ફરજો બરાબર બજાવી. આવું સમતોલપણું આવા પ્રસંગોમાં તમે રાખી શકો ? સામાયિક કરનારા, વીતરાગને ભજનારા, રાગ એ દુશ્મન છે એમ કહેનારા આપણે સમભાવને કેટલો કેળવી શકયા છીએ ? પોતાનાં અંગત એવાં કારણો આવી પડે ત્યારે કેટલા ટકી શકીશું ? ધર્મ કેટલો પચ્યો છે તે અવસરે ખબર પડે.

એક વખત વલ્લભભાઈ પટેલને એવો વિચાર આવ્યો કે શહેર છોડી પોતાના વતનમાં થોડો વખત રહી હવા ફેર કરી આવીએ. ત્યાં તેમને બામલાઈ થઈ. ભલેને દેશ મૂકી ગમે ત્યાં જઈએ પણ કર્મ તો સાથે જ આવવાના છે. બામલાઈની એવી પીડા કે વાત જ મુકી દો. ગામડામાં તો ડૉકટર કેવા અને વાત કેવી ? અસહ્ય વેદના થવાથી ગામલોકોને પૂછે છે કે અહીં બામલાઈ મટાડે તેવા કોઈ ડૉકટર ખરાં ? ત્યારે ગામવાળા કહે છે, એક હજામ છે. તે બધાની બામલાઇ મટાડે છે તેમણે હજામને બોલાવ્યો. તે તો વલ્લભભાઇ પટેલને જોઇને જ ધ્રુજી ગયો. તે કહે, તમારા જેવા મહાપુરૂષને કેમ ડામ દઈ શકાય ? ત્યારે તેઓ કહે, તું જેમ કરતો હોય તેમ જ કરજે. મને જરા પણ વાંધો

નથી. હજામે બે લોખંડના સળિયા લીધાં. અને સગડીમાં તપાવી લાલઘુમ જેવા કર્યા. ધગધગતા સળિયાને ડામ બામલાઈ પર ચાંપી દીધો. પણ બામલાઇ ફુટી નહીં. બીજો ડામ માર્યો. છતાં કાંઈ થયું નહીં. હજામ ગભરાયો, અને કહેવા લાગ્યો : હજુ આને પાકવા દ્યો. ફુટતી નથી. તેઓએ જવાબ આપ્યો, તે પાકી જ ગયું છે. લાવને તારો જીવ ન ચાલતો હોય તો મને આપ અને ધગધગતા સળીયો હાથમાં લઇ એક પછી એક એમ સાત વાર ડામ પોતાની જાતે માર્યા. અંતે બામલાઈ ફુટી ગઈ અને રગદળ બધું જ નીકળી ગયું. પણ એ લોખંડી પુરુષે એક ઉંહકારો પણ ન કર્યો. હજામે કહ્યું, આવા મહાપુરુષો મેં કદી જોયા નથી. બીજાને તો પકડી રાખો ત્યારે ડામ દેવાય, આ તમે તો જાતે ડામ દઇ દીધાં. શરીર એ પર છે તેમ બોલવું જુદી વાત છે. પણ શરીરને કાંઈ થાય ત્યારે સમભાવ કેળવવો એ જુદી વાત છે. "દેહ છતાં જેની દશા, વર્તે દેહાતીત, તે જ્ઞાનીના ચરણુમાં હો વંદન અગણિત."

દેહ જુદો અને હું જુદો એમ બોલવું ઘણું સહેલું છે. જ્યારે પ્રતિકુળતા આવે, શરીરમાં વેદના થાય ત્યારે ચિત્તની પ્રસન્નતા ન જાય તો દેહ છતાં દેહાતીત દશા છે. જેને આ દશા પ્રગટી નથી તેને મોક્ષ લેવો દુર્લભ છે. અનાદિથી શરીરને મારૂં માન્યું છે. શરીર મારૂં, દીકરો મારો, વહુ મારી, ઘરબાર મારાં, માણેક, મોતી, મોટર મારૂં મારૂં ને મારૂં. આ બધાંને મારૂં માન્યું છે તેથી ભંજવાડ ઉભો થયો છે. આ બધું છુટી જાય તો આત્મા પરભાવનો અકર્તા અને અભોકતા છે. તેમ ભાસે અંદરથી એક જ ભાવ જાગે કે હું જુદો અને જડ શરીર જુદું. શરીર તે આત્મા નથી. રોગ તો મારામાં નથી. હું તો રોગરહિત દશાવાળો છું. આ ભાવ જેમ જેમ કેળવાશે તેમ શરીર પ્રત્યેની આસક્તિ તુટી જશે. આસક્તિ કે રાગભાવ છુટયા પછી વેદની કર્મ નડતું નથી. જ્યાં સુધી મોહનીય કર્મ છે, ત્યાં સુધી આસક્તિ છે. મારાથી સહન નથી થતું, ઘણું દર્દ થાય છે એવું કયાં સુધી થાય ? રાગભાવ છે ત્યાં સુધી. અનંતાનુબંધીનો રાગ છુટી જાય તો જડ ચૈતન્યના ફાડચા થઈ જાય. જડ સાથે કંઇ લેવા દેવા ન રહે. તેનો ગુણુ મારામાં નહિ. મારો એનામાં નહિ, આ બધું કહેવા પુરતું નહિં. પણ પરિણુ-મનમાં ઉતરવું જોઈએ. પોતાને કાંટો વાગ્યો હોય અને બીજાને શુળીએ દીધો હોય ત્યારે કહે કે એની શુળી કરતાં મારો કાટો મોટો, બીજાને ભગંદર થયું હોય અને પોતાને એક ફોડકી થઈ હોય તો કહે તેના ભગંદર કરતાં મારી ફોડકી મોટી છે. આ શરીર પ્રત્યેની આસક્તિ-રાગભાવ બોલાવે છે. પરમાં જીવ રચ્યો-પચ્યો રહે છે. રાગ છે ત્યાં દુઃખ છે રાગ ચાલ્યો જતાં વેદનીય કર્મને લીધે દર્દ આવે તો પણ દુઃખ થતું નથી. કેવળીને અગ્યાર પરિસહ છે. વધનો પરિસહ આવે છતાં તેનું વેદન કરતાં નથી. તેથી તેને દુઃખ નથી. દુઃખ કોને હોય ? જેને મનોજ્ઞ-અમનોજ્ઞ ભાવ છે તેને દુઃખ છે.

ગજસુકુમારનો દેહ ભડભડ બળે છે. છતાં ભગવાન કહે છે તેને આગ અડતી નથી. તેઓ શિતળીભૂત થઇ રહ્યાં છે. તેના આત્માને આગ સળગાવતી નથી. જડ જુદું અને ચેતન જુદું એ સમજણને જીવનમાં ઉતારી તે આનું નામ. જ્યારે આપણે જરી જરી વાતમાં લેવાઈ જઈએ છીએ, જરાક કાંઇક થાય તો આકુળવ્યાકુળ બની જઇએ છીએ. ક્યાંય ચેન પડતું નથી. ગભરામણ થઇ જાય છે. વાંચ્યું ઘણું. સમયસાર, પ્રવચનસાર વાંચ્યું કે ભગવતી સૂત્ર વાંચ્યું. બધું વાંચ્યાનો સાર શો કાઢયો? હવે જડ ચેતનના જુદાપણાનો કરોને અનુભવ? દેહ છતાં દેહાતીત દશા કરી નાંખો. પડોશીના ઘરમાં ઘી ઢોળાય તો મારે શું? તેમ શરીર તો એક પડોશી છે. હું એ બધાંથી જુદો. આમ જ્ઞાતાદ્રષ્ટાનો ભાવ કેળવવાની જરૂર છે.

સિંહના જડબામાં ચવાતાં ચવાતાં, સાગરના મોજામાં ફંગોળાતા ફંગોળાતાં, શિલા સાથે માથાની ખોપરી કુટતાં કુટતાં કેટલાંય મહાપુરુષોએ કેવળ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે. ધોબી જેમ કપડાંને પછાડે, તેમ બે પગ પકડીને વેરી દેવતાઓ પહાડ સાથે અફળાવે છે. ફોદેફોદા ઉડાડે છે. તો પણ મોક્ષ મેળવે છે. કેવી અસહ્ય વેદના છતાં એમને નહીં. "હું તો જ્ઞાતાદ્રષ્ટા છું. દેહને માટે આત્માને અનંતવાર ખુવાર કર્યો છે. હવે એક વખત આત્માર્થે દેહ ભલે ખપી જાય." અઢીદ્વીપ એટલે જંબુદ્વીપ. ધાતકીખંડ દ્વીપ અને પુષ્કર અડધો અને બે સમુદ્ર–લવણ અને કાળોદધિ, તેમાં વાલાગ્ર જેટલી જગ્યા પણ ખાલી નથી કે જયાંથી સિદ્ધ ન થયાં હોય. ૧૪ લાખ, ૫૬ હજાર અને ૯૦ નદી જંબુદ્વીપમાં છે. કંચનગીરી આદિ ૧૦૦ પર્વત છે. આટલા બધામાં અનંતકાળમાં પર્વતને કાંકરે કાંકરે અને નદીના ટીપે ટીપેથી સિદ્ધ થયા છે. તો કેટલાને દરિયામાં ઝીંકયા હશે? કેટલાને ડુંગર સાથે અથડાવ્યા હશે? વેરી દેવતાઓ ઉપાડે ત્યારે છઠ્ઠા ગુણસ્થાને હોય અને પછી અપ્રમત્તદશા પ્રાપ્ત કરે. ક્ષપકશ્રેણી–ક્ષાપકભાવ, કેવળજ્ઞાન, કેવળ દર્શનને પ્રાપ્ત કરી મોક્ષમાં જાય. વેરી દેવતા દુઃખ દેવામાં બાકી ન રાખે. ત્યારે આત્માર્થી સાધકો કર્મના ભુકકા ઉડાડવામાં બાકી ના રાખે. આવા અનંતસિદ્ધો આપણા માટે આદર્શરૂપ બન્યા. અરિહન્તો પડકારીને કહે છે, તમને અત્યારે કોણ ચીંચોડામાં પીલે છે? તમારા શરીરની ચામડી કોણે ઉતારી છે? તો પછી તમને કેમ ક્રોધ થાય છે? શા માટે કષાય કરો છો? તમારા આત્માનું શા માટે બગાડો છો? તમારે જન્મ–મરણના ફેરામાંથી છૂટવું છે કે ફસાવું છે? કષાય ભાવ ઘટાડવા માટે સંયમ લીધો છે તો તેમાં કેટલા આગળ વધી રહ્યા છો? જરા વિચાર કરજો. સંયમને માર્ગે છો કે પતિત થતાં જાવ છો? ભલે બીજાને ન સમજાવી શકે, પણ પોતાના આત્માને સમજાવે તો પણ ઘણું છે. કેટલાંય બહારમાં વાણીનો વ્યવસાય ખૂબ કરશે, પણ પોતાના જીવનમાં શૂન્ય હશે. કેટલાંક પોતે તરે છે અને બીજાને તારતા નથી, કેટલાક પોતે તરતા નથી ને

બીજાને તારે છે. કેટલાક પોતે તરતા નથી અને બીજાને પણ તારતા નથી. એમાં આપણો પોતાનો નંબર કયાં છે? ભગવાન નેમનાથ પધાર્યા છે તેઓ तिन्नाणं-तारयाणं बुद्धाणं बोहियाणं-मुत्ताणं मोयगाणं છે. પોતે તરે છે અને બીજાને પણ તારે છે. પોતે બોધ પામ્યા છે. બીજાને પમાડે છે. પોતે મુક્ત બન્યા છે. બીજાને મુક્ત કરે છે. આવા ભગવાન નેમનાથ પધાર્યા છે. નિષધકુમાર ભગવાનની વાણી સાંભળવા જાય છે. હાથ જોડીને જમણા કાનથી ડાબા કાન સુધી એમ ત્રણ વાર પ્રદક્ષિણા કરે છે. वंदामि नमंस्सामि વાંદે છે. પંચ અંગ નમાવી નમસ્કાર કરી ગુણ સ્તવન કરે છે. હે પ્રભુ! આપ કલ્યાણકારી છો, મંગલકારી છો, પૂજા કરવા યોગ્ય છે. હું આપની પર્યુપાસના કરૂં છું. "ઇચ્છામિ ખમાસમણો" ઘણા, વંદન કરવા માટે આ પાઠ બોલે છે. પણ સિદ્ધાંતમાં કયાંય વંદન વિધિ વખતે આ પાઠ આવતો નથી. સિદ્ધાંતની રૂએ તો तिक्खुत्तोनो પાઠ બરાબર છે. નિષધકુમાર ભગવાનની વાણી સાંભળવા પોતાનાં સ્થળે બેસી ગયાં. ઠેલાઠેલ કરે નહીં. હું રાજાનો પુત્ર છું. મને આગળ સ્થાન મળવું જોઇએ એવું અભિમાન લે નહીં. એક વખત સુરત શહેરમાં આનંદઘનજી મહારાજ વ્યાખ્યાનનો ટાઇમ થતાં વ્યાખ્યાન શરૂ કરે છે. એક શ્રાવકે કહ્યું, મહારાજ, તમને ખબર નથી? નગરશેઠ હજુ નથી આવ્યા. એ પહેલાં વ્યાખ્યાન કેમ આપવા બેસી ગયા? મહારાજ પુંઠું હાથમાં લઇને બેસે. નગરશેઠ આવે પછી વ્યાખ્યાન વાંચે! આવી નગરશેઠની સીફારસ મહારાજને શા માટે? યોગ્ય પરિષદ જોઇને અમારે વ્યાખ્યાન શરૂ કરવું જોઇએ. મહારાજે જવાબ આપ્યો શ્રાવક કહે, એ નહીં ચાલે! કોના અપાસરામાં આપ રહ્યા છો? કોના ઘેરથી પાતરા ભરી આવો છો? શ્રાવકે જરા આવેશમાં આવી કહ્યું. આનંદઘનજી વિચારે છે, શા માટે સાધુઓને શ્રાવક કહે તેમ કરવાનું? અમે શું શ્રાવકના રમવાનાં રમકડા છીએ કે શ્રાવક જેમ નચાવે તેમ સાધુ નાચે? આનંદઘનજી મહારાજ કહે છે, આ તારો અપાસરો મારે એની સાથે કાંઇ લેવા નથી. હું તો આ ચાલ્યો મારે કોઈની સીફારસ જોઈતી નથી. ધર્મ કરવો એટલે અપાસરામાં જ કરવો એવું થોડું છે? ધર્મ તો જંગલમાં પણ થઇ શકે છે એકલો હોય કે પરિષદમાં હોય, સુતો હોય કે જાગતો હોય, જંગલમાં હોય કે શહેરમાં હોય, ક્ષેત્રની સાથે મારે શો સંબંધ છે? મારે તો મારા આત્માની સાથે સંબંધ છે એમ કહી આનંદઘનજીએ ચાલતી પકડી. શ્રાવકો જોઈ રહ્યાં. સાધુએ ઉપાશ્રયમાં ઉતરવાની આજ્ઞા શ્રાવકોની લેવાની રહે. બાકી તેના જીવનનાં એક એક કાર્યમાં ભગવાનની આજ્ઞા મોખરે હોય. નહિ કે શ્રાવકની? સાધુ જેટલો અપરિગ્રહી એટલો સુખી. એક વખત વહાણમાં કાણું પડી ગયું. સૌ એક હોડકામાં માંડયા ઉતરવા. એક બાઈની પાસે વધારે પડતું સોનું હતું. તેનું પોટલું લઈ તે ઉતરવા ગઇ, ત્યાં બેલેન્સ ન જળવાયું અને પડીને ડૂબી ગઈ. જેટલા

પરિગ્રહના ઢગલા-વધારે એટલું દુઃખ પણ વધારે. છોકરાના છોકરાનું સાજું કરવું છે. દીકરીના મોસાળા કરવા છે. એમ મમત્વમાં મુંઝવણ અનુભવતો આત્મા, સમાધિ ખોઈ બેસે છે. સાધુને એમ થાય કે કાપડ વિગેરે મારા માટે લીધું. મારા શિષ્યો માટે પણ લઈ લઉં. બહારગામ જે હોય તેને માટે પણ મોકલાવું. આવો આચાર સાચા સાધુનો ન હોય. જે જીવ મમતાના પોટલે પોટલા, ગાંસડે ગાંસડા બાંધે છે, તે ડૂબી જવાનો છે. ટ્રેઈનમાં ગમે તેટલું વજન લઈ જાવો તો ચાલે. પણ એરોપ્લેનમાં વધારે નહીં લઈ જવાય. કારણ કે ઉડ્ડયન કરવું છે તેમ જેને મોક્ષમાં જવું છે તેને વજન ન જોઈએ તેને બંધન ન જોઈએ. ચિત્તની પ્રસન્નતા એ સંયમી જીવનનું તાત્કાલિક ફળ છે. સાધુનું જીવન જ કેટલું હળવું, કેટલું સુખી હોય? ચિત્તની પ્રસન્નતા કેટલી બધી હોય? સવારનો વરસાદ પડતો હોય, બે વાગી ગયા, આહારપાણીનો જોગ મળ્યો નથી, છતાં તેના મોઢા ઉપર એવી જ પ્રસન્નતા હોય. આ વરસાદ લાગ્યો જ છે. ઉપવાસ થઈ જશે! હવે તો જરાક જ વરસાદ આવે છે. નીકળો બહાર. લ્યોને પાત્રા. આવી આતુરતા, સાધુના જીવનમાં ન હોય. જેને સંયમ પાળવો છે તેને આહાર–પાણી મળે કે ન મળે, પણ મોઢા ઉપરની રેખા બદલાતી નથી. શરીર શરીરનું કાર્ય કરે. આત્મા આત્માનું કાર્ય કરે. જેનામાં આટલી સહનશીલતા હોય તે જ ચારિત્ર પાળી શકે.

ભગવાન મહાવીર સ્વામીનાં ૧૪ હજાર સાધુ અને ૩૬ હજાર સાધ્વીજી, પાર્શ્વનાથ ભગવાનના ૧૬ હજાર સાધુ અને ૩૮ હજાર સાધ્વીજી. નેમનાથ ભગવાનનાં ૧૮ હજાર સાધુ અને ૪૦ હજાર સાધ્વીજી. પણ એક એક સાધુ રત્નની માળા જેવા.

દ્વારિકામાં નેમનાથ પ્રભુ બિરાજમાન છે. સુપાત્ર સાધુનો પરિવાર તેમની સાથે છે. ત્યાં નિષધકુમાર વંદન કરી વ્યાખ્યાન સાંભળવા બેસે છે. સ્વાતિ નક્ષત્રના વરસાદનું પાણી છીપમાં પડે અને મોતી થાય. પણ સ્વાતિ નક્ષત્રના પાણીને જે છીપ ઉછળીને ગ્રહણ કરે છે, તે ખૂબ મોંઘા મોતીને ઉત્પન્ન કરે છે. અને ઉછાળા વિના પડયા પડયા પાણી ગ્રહણ કરે છે તેમાં ફટકીયા મોતી થાય છે. કેટલાંક વ્યાખ્યાન સાંભળે છે, પણ આળસમાં, કેટલાંક બગાસાં ખાતાં ખાતાં સાંભળે છે. જયારે કેટલાંકના હૈયામાં હવે શું આવશે એમ અંદરથી ઊર્મિ ઉછળતી હોય, અપૂર્વ ભાવો જાગતાં હોય, એમ ભાવપૂર્વક જે સાંભળે છે તે તત્ત્વના અમૂલ્ય રત્નોને પ્રાપ્ત કરે છે. વ્યાખ્યાન સાંભળવાની ભૂખ જાગવી જોઈએ.

નિષધકુમાર ભાવપૂર્વક સાંભળે છે. કાંઈક પામી જવાની રૂચી ઉઘડી છે. ભગવાનની અમોઘ દેશના તેમના જીવનનું કેવું પરિવર્તન કરશે તે અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન નં.....૫૧

### ભાદરવા સુદ ૧૪ ને શુક્રવાર તા. ૩-૯-૭૧

નિષધકુમાર ભગવાન પાસે જાય છે. નેમિનાથ પ્રભુ ઘટઘટની, સમય સમયની અને મન મનની વાત જાણે છે. દરેક જીવોમાં કેવા ભાવો રમે છે, કેવા અધ્યવસાય છે, એ એક સમયમાં જાણે દેખે છે. નિષધકુમાર ત્રણવાર આદાનપ્રદાન કરી વંદના કરે છે. ભગવાનનું શરણુ સ્વીકારે છે. ભગવાન દ્વીપ સમાન છે. એમણે બંધનથી છૂટવાની જે વાત કરી છે, એ વૈજ્ઞાનિકો પણ કરી શકતા નથી. માણસો દરિયાના પેટાળમાં સબમરીન દ્વારા ફરી વળ્યાં. આકાશમાં ઉડ્ડયન કર્યું. ભૂમિને પણ ખૂંદી વળ્યા. દુનિયા પાસે રેડીયો, ટેલીવીઝન અને રોકેટ આવ્યાં. ચંદ્ર ઉપર જવા કરોડો રૂપિયા ખર્ચ્યા. પણ આ બધું કરવા છતાં શાંતિ કેટલી મળી? ક્રોધ, મોહ, માયા, લોભ કેટલા ઓછા થયા? રાગ ઘટયો? ઈંદ્રિયદમન કર્યું? અબજોની મિલકત હોય તો પણ સાથે શું લઈ જવાનું છે? પરમાં આખી જીંદગી ખરચી નાખી. સ્વ માટે કાંઈ કર્યું નહીં. પરમાં જીંદગી ખરચી નાખી પણ તેમાંથી સુખ કાંઈ મળ્યું? કેટલા સાધનો વધ્યાં અને કેટલો વૈભવ વધ્યો? છતાં સુખ ન મળ્યું? આંતરિક વિજય વિના સાચું સુખ મળી શકતું નથી. સાચો વિજેતા તે છે જે પોતાના આત્મા ઉપર વિજય મેળવે છે.

"મહા સંગ્રામમાં જીતે જે યોદ્ધો દસ લાખને તેથી શ્રેષ્ઠ દુરાત્માનો વિજેતા જય મેળવે."

દસ લાખ સુભટ એક તરફ ઉભા હોય અને સામે એક વાસુદેવ ઉભા હોય, તો પણ વાસુદેવ એકલા હાથે તે બધાને જીતી વિજયી બને છે. પણ જ્ઞાની પુરૂષો કહે છે, ખરો વિજેતા એ છે કે જે પોતાના આત્માને જીતે છે. ગમે તેટલા રાજપાટ, વૈભવસુખો મળ્યાં હોય, એક છત્રે છ ખંડનું રાજ્ય ચલાવતાં હોય, તેની હાકે બધા થર થર ધ્રૂજતાં હોય તેવા પણ સ્ત્રી પાસે દાસત્વ સ્વીકારે છે. કિંકરની જેમ નાચે છે. મોહ-માયામાં ફસાયેલાને રાગ રોવડાવે છે. સંસારમાં આસક્ત થએલા જીવો મરતાં મરતાં પ્રભુને યાદ નહીં કરે પણ પેટી પટારા તિજોરીને યાદ કરે છે. ભગવાન નેમનાથનું પદાર્પણ મમત્વના કચરા કઢાવવા માટે, જીવનનું નવસર્જન કરવા માટે ઉર્ધ્વગતિમાં લઈ જવા માટે થાય છે. મહાપુણ્યના ઉદયે પ્રભુનો ભેટો થાય છે. વિહાર કરતાં એક ગામથી બીજે ગામ પધાર્યા છે. જેને મોક્ષ જોઈએ છે, જેને સંસાર અનિત્ય અને પૈસો દુર્ગતિના દરવાજા દેખાડનાર છે, એવું લાગે છે. અશાશ્વત એવા પરપુદ્ગલમાં સાચું સુખ છે જ નહીં એમ જેને લાગ્યું છે તેને ભગવાનની વાણી પચે છે.

"દુઃખમાં સુખની કરી કલ્પના દુઃખીયારા થઇ ફરતાં,
ભવ ભવ કેરી ભૂખ ન ભાંગી ભ્રમણામાં ડગ ભરતા,
અમે અંધકારમાં અટવાયાં અને અજ્ઞાને અથડાયા,
મદ મત્સર ને માયામાંથી મુક્ત કરો જીનરાયા,
અમે રાગ દ્વેષથી રંગાયા અને કલેષ ભરેલી અમ કાયા,
મદ મત્સર ને માયામાંથી મુક્ત કરો જીનરાયા."

હે જિનેશ્વરદેવ! અમારી અનાદિ કાળથી કેવી ખોટી ભ્રમણા છે? જે દુઃખ છે એમાં અમે સુખની કલ્પના કરી છે. દુઃખમાં પીડાની સબળતા હોવા છતાં તેમાં સુખ માન્યું છે. કુતરો હાડકું ચાટે છે. પોતાના જડબામાંથી લોહી નીકળે છે, છતાં હાડકામાં સુખ છે એમ તે માને છે. પોતાના લોહીના સ્વાદને હાડકાનો સ્વાદ સમજે છે. પૈસો પરિવાર સ્ત્રી પરિગ્રહ મૈથુન આદિમાં જીવે સુખની કલ્પના કરી છે. કોઈને વધારે સુખી જોઈ આવું મને કયારે મળે એવી ભાવના થઈ આવે છે. બીજાના વૈભવની ઈર્ષા થાય છે.

બે મિત્રો હતા. રોજ મનોરથ એવા સેવે કે આપણે ત્યાં મોટર હોય, બંગલા હોય, સીઓ હીરાના દાગીના પહેરીને ફરતી હોય તો કેવો આનંદ આવે! બંનેએ મહેનત કરી પુરુષાર્થ કર્યો, અને ભાગ્યે યારી આપી અને બંનેને ઘરે બબ્બે મોટરો આવી, બંગલા બંધાવ્યા. ઘરેણાં વસ્ત્રોથી સ્રીને શણગારી, અભિલાષા પુરી થઈ. કેમ, હવે તો મજા છે ને? હવે તો મોટર આવી અને આપણા બંનેને જે જોઈતું હતું તે બધું મળ્યું! એક દિવસ એક મિત્રે બીજા મિત્રને પૂછયું, પણ પેલો મિત્ર કહે છે. "આમાં શી મજા છે? મજા તો મને મોટર મળી જાય, તું બસની લાઈનમાં ઉભો હોય અને હું તને બોલાવું મીસ્ટર! ચાલ બેસી જા." આમ થાય તો મને આનંદ આવે, બાકી આપણને બંનેને સરખું મળ્યું એમાં શું? ભૌતિક વૈભવમાં જીવો આવી હરિફાઈ કરે છે. પણ ધર્મમાં હરિફાઈ કરે તો ઉદ્ધાર થાય ઉપવાસમાં, પ્રત્યાખ્યાનમાં, બ્રહ્મચર્યની બાધામાં હરિફાઇ કરો, અંતરનો વૈભવ અખૂટ છે તેને ઉઘાડો તો શહેનશાહનો વૈભવ પણ ફીકો લાગશે. આંતર–વૈભવનું દર્શન થયું ત્યારે ચક્રવતીઓએ છ ખંડની રિદ્ધિ એક બળખાની માફક ફેંકી દીધી! બહારથી ફેંકી દીધું નથી પણ અંદરથી ફેંકી દીધું. જ્યારે અંદરથી વાસના છુટી જાય છે ત્યારે ઓર આનંદ આવે છે. આંતર વૈભવને મેળવનાર મુનિ સર્વાર્થસિદ્ધના સુખને ઉલ્લંઘી જાય છે. આજના સાધુઓને પૂછો, તમને કેટલું સુખ મળ્યું? આત્માનો શો અનુભવ થયો? મોટા ભાગનાં સાધકોને અંતર દર્શન નથી થયું, કારણ કે બહારમાં પડી ગયા છે. મારે મોટાની ઓળખાણ, નાણાં પ્રધાનની ઓળખાણ, મારા વ્યાખ્યાનમાં ડોકટરો આવે અને મારે વકીલો સાથે પણ એટલી જ ઓળખાણ છે. જો તારામાં ધર્મ પરિણમ્યો હોય તો દેવતાઓ તને નમસ્કાર કરે કે તને મીલ માલીકો, ડોકટરો, વકીલો

ઓળખે એમાં શી મોટી વાત છે? તું હીરાની વીંટીવાળાને કે મોટરવાળાને મોટો માને છે, પણ તે ખવાઈ ગયો છે. તે દયાને પાત્ર અને દુર્ગતિનો મહેમાન છે. ભગવાને કહ્યું છે જે ભીખારી છે, ખાવા કાંઈ મળતું નથી. ભુખ દુઃખ અને પરિતાપ સમભાવે સહન કરે છે તે અકામ નિર્જરાથી મરીને દેવલોકમાં જાય છે. અને જે આરંભ સમારંભ કરે છે, તેમાં જ આસકત રહે છે તેને મૂર્ચ્છારૂપી પરિગ્રહ નર્કમાં લઇ જાય છે. તમને મોટાનો મોહ શો છે? ભારે કર્મીને તમે મોટા કહો છો? જેને ધર્મ રૂચતો નથી, જે સામાયિક-પ્રતિક્રમણ કરનારની મશ્કરી કરે છે, જેને ભગવાનની શરણાગતિ સ્વીકારવી નથી, એનો મોક્ષ કયારે થશે?

"પડદે રહેતી પદમણી, ને ના લીધું પ્રભુનું નામ,
કર્મે સર્જી કૂતરી, એને હુંઢે આખું ગામ."

સોનાના કડાઓ, હીરાના દાગીનાઓ, મોતીના ઝુમખાઓ પહેરનારી, સિંહાસન ઉપર બેસનારી, કોઈ ભીખારી આવે ત્યારે તેનો તિરસ્કાર કરે તો તેને કૂતરાનો અવતાર મળે છે. કોઈ ફાળામાં લેવા આવે તો શું કહે છે, બાવા બનાવી દેવા છે? હજાર બે હજાર આપવામાં શું બાવા થઇ જવાના છે? પણ મમત્વ કેટલો છે? સાથે લઈ જવાતું નથી, નહિ તો બાપ તેના પુત્રો માટે એક પાઈ પણ મુકીને ન જાય. તમે તમારી મિલ્કતનાં ચાર પુત્રોના ચાર ભાગ પાડો છો પણ ધર્મનો પાંચમો ભાગ પાડો છો? તમારા વ્યસનમાં અને ફેશનમાં કેટલા પૈસાનો ખર્ચ કરો છો? ધર્મ માટે કાંઈ કરો છો? રેડીયો નથી તો ૭૦૦ રૂપિયાનો રેડીયો લેશો. અદ્યતન કોઇ સાધન નહીં હોય તો ખુંચશે પણ ઘરમાં ગુચ્છો નથી. ધર્મના ઉપકરણો કે પુસ્તકો નથી. તે ખૂંચે છે? ધર્મની જે ભાવના જોઈએ એ નથી. સાડલા ૧૦૦થી ૨૦૦ના પહેરશે પણ પાથરણા કે ગુચ્છા સારા નહીં હોય. ધર્મક્રિયાના–પૌષધના સાધનો તરફ ઉપેક્ષા સેવશે. પહેલાના શ્રાવકો ઘરમાં પૌષધશાળા રાખતાં. આજે તમારે ત્યાં એક રૂમ એવી ખરી કે જયાં ધર્મની પ્રવૃત્તિ સિવાય બીજી કોઈ પ્રવૃત્તિ ન થાય? આજે પૌષધ શાળાનું સ્થાન સંડાસે લીધું છે. ધર્મ કરવા માટે તમે ધર્મ સ્થાનકો બાંધ્યા. અહીં પણ આવનારની સંખ્યા કેટલી છે? દરરોજ પ્રાર્થના થાય છે, પણ તમારા બધાંની હાજરી હોય છે? પ્રાર્થના કરવા જેવી છે તેમ તમને લાગે છે? છોકરાએ દુધ પીધું કે એમને એમ સ્કુલે ઉપડયો? આવું પૂછો છો. પણ સવારમાં માળા ગણી પ્રભુ સ્મરણ કર્યું? એવા પૂછનારા કેટલા? કૂવામાં હોય તો અવેડામાં આવે ને! તમારામાં જેવા સંસ્કાર હશે એવા છોકરા ઉપર પડશે. તમે તમારા ધંધામાંથી–પ્રવૃત્તિમાંથી નિવૃત્ત નથી થતાં અને ધર્મ કરતાં નથી તો પુત્રને શું કહો?

"આગળ ધંધો પાછળ ધંધો, પણ ધંધામાંથી ધર્મ કરી લે તે સાહેબનો બંદો."

ધંધો તો સદાય તમારી સાથે રહેવાનો જ છે, પણ ધર્મ કરવાનો આવો અવસર

ફરી ફરી નહીં આવે. જેને આગમ નિગમનું જ્ઞાન નથી, અજ્ઞાનના અંધકારમાં અટવાએલા છે, તે સાચી શાંતિ-આબાદી ક્યાંથી મેળવી શકે? ભગવાનની શરણાગતિ સ્વીકારવામાં સાચી શાંતિ છે. પણ તમારો ઝોક ક્યાં જાય છે? પ્રભુ તરફ કે પૈસા તરફ? સંત તરફ કે સંતતિ તરફ? ધન તમારો પરલોક સુધારશે? ધન કદી પરલોક સુધારશે નહીં. કર્મનો નાશ કરશે નહીં. પ્રાર્થનાથી ક્ષણ માત્રમાં અનેક ભવથી સર્જાએલાં કર્મો નાશ પામે છે. એક નાનકડો બોમ્બ કેવી ધરતી ધ્રુજાવે છે! ગામના ગામને બદલે રાખ અને ઈંટોડાના ઢગલા કરી નાખે છે આવા પ્રાર્થનાના બોમ્બમાં પણ ગજબની શક્તિ છે. પ્રાર્થનાના બોમ્બથી ક્ષણ વારમાં પાપનો ક્ષય થઈ જાય છે. પ્રાર્થનાનો સાચો રસીયો દુનિયાને ભૂલી જાય, બૈરી છોકરાને ભૂલી જાય. પ્રાર્થનામાં એટલો રત થઈ જાય કે એને ભગવાન જ દેખાય. ભગવાને જે માર્ગ ચીંધ્યો છે એ માર્ગે જવા તૈયાર થઈ જાય ભગવાન ભોમિયા છે. હું તો અજ્ઞાની અને ભટકતો ભિખારી છું. ભગવાનમાં કેટલી શક્તિ છે. હું તો સાવ પામર છું જ્યારે પ્રભુની મહાનતાના અને આપણી પામરતાના દર્શન થાય છે. ત્યારે અહં ઓગળી જાય છે અહમ્‌ભાવમાંથી ક્રોધ જન્મે છે. માટે જ્ઞાની નમ્ર બનવા ફરમાવે છે. હે પ્રભુ! ક્યાં તારૂં વિરાટ સ્વરૂપ અને ક્યાં મારૂં વામણું રૂપ! ક્યાં ભગવાનનું અનંત જ્ઞાન અને ક્યાં મારૂં પોપટીયું જ્ઞાન! નમ્રતાના-નિર્મમત્વના અભાવે આજ સુધી આપણે રખડપટ્ટી જ કરી છે. જ્યાં ગયા ત્યાં મારૂં મારૂં કરી મમત્વ જમાવ્યું છે.

जेसिं कुलं समुप्पन्ने जेहिं वा संवसे नरे,
मम्माइ लुप्पई वाले, अन्नमन्नेहिं मुच्छइ ॥ સૂય ૧-૧

જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં જીવે મારાપણું જ બીછાવ્યું છે. એક કબુતર માળો નાખે તો બીજું આવી તેને પીંખી નાખે છે. "તારા નેવાના પાણી મારા ઘરમાં આવે છે." આવી નમાલી બાબતમાં કોર્ટે ચડે છે, બીજાએ મારૂં આટલું નુકશાન કર્યું એ દેખાય છે પણ મારા આત્માનું મેં કેટલું બગાડ્યું એ ખબર છે? જુઠું બોલીને, દારૂ, જુગાર, વેશ્યાગમન વિ. અનેક દુષ્ટ કર્મ કરીને તેં કેવા કર્મ બાંધ્યાં છે? હવે આવા ભાવો ન સેવવા હોય તો ભગવાનને ચરણે જા. ભગવાન સંસાર ભાવથી વિરક્ત થએલા છે. તેથી સત્ય માર્ગનું સત્ય દર્શન કરાવે છે.

"બંધે કો બંધે મીલે કૈસે દીયે છુડાય, બંધેકો છુટો મીલે પલમેં દીયે છુડાય."

જે બંધાએલો છે તે બીજાને છોડી શકતો નથી પણ જે મુક્ત છે તે બીજાને મુક્ત કરી શકે છે.

એક બ્રાહ્મણ હતો. તે રોજ રાજાને ભાગવત સંભળાવવા જાય. રાજા તેને પાકું સીધું આપે અને રોજ બે સોના મહોર આપે. આમ કરતાં કરતાં એક વર્ષ વીત્યું. રાજાને એક

વાર એમ થયું કે રોજ ધર્મ સંભળું છું, છતાં મારા હૃદયનું પરિવર્તન કેમ થતું નથી? રાજાએ બ્રાહ્મણને આ વાત કરી અને કહ્યું. તમે મને આઠ દિવસમાં આ પ્રશ્નનો જવાબ આપો. જો આઠ દિવસમાં જવાબ નહીં આપો તો તમારા ઘરનું લીલામ કરી નાંખીશ. આ બ્રાહ્મણ તો ઘરે ગયો. હવે ઘર એને જેલ જેવું લાગ્યું. ખાવાનું પણ ક્યાંથી ભાવે! રાતના ઊંઘ પણ કેમ આવે? તેનો પુત્ર પૂછે છે બાપુજી! તમારા મોઢા ઉપર. ઉદાસીનતા કેમ છે? રાજાનો મારા પર કોપ ઉતર્યો છે. બાર મહિના સુધી રાજાએ કથા સાંભળી છે છતાં પરિવર્તન કેમ ન આવ્યું, એનો જવાબ માંગ્યો છે? બ્રાહ્મણે પોતાની ઉદાસીનતાનું કારણ કહ્યું. આ સાંભળી પુત્રે કહ્યું: આમાં શું હતું? આનો જવાબ હું આપીશ. તમે જવાબ આપતા નહીં. રાજાએ આઠ દિવસ પછી ફરી પૂછ્યું. કેમ શુક્લજી! મારા પ્રશ્નનો જવાબ આપો છો ને? શુક્લજીએ કહ્યું: મહારાજા, મારો દીકરો આપને જવાબ આપશે. બ્રાહ્મણ પુત્રને બોલાવ્યો અને રાજા, શુક્લજી અને તેનો દીકરો બગીચામાં ગયાં. અને દીકરાએ રાજાને કહ્યું. હું આપને કહું તે પ્રમાણે કરવું પડશે. થોડીવાર માટે મારો ગુનો માફ કરજો. રાજા કહે છે ભલે. પછી એક ઝાડ સાથે રાજાને બાંધ્યો અને ઝાડ સાથે પોતાના બાપને બાંધ્યો અને વચમાં પોતે ઉભો રહ્યો અને રાજાને કહે છે. તમે મારા બાપને છોડાવો! રાજા કહે છે હું બંધાયેલો છું. કેવી રીતે છોડાવું? પછી પિતાને કહે છે "તમે રાજાને છોડાવો" બ્રાહ્મણે પણ એજ જવાબ આપ્યો. હું જ બંધાયેલો છું. કેવી રીતે છોડાવું? ત્યાર પછી બ્રાહ્મણ પુત્ર રાજાને તથા પિતાને છોડે છે. અને કહે છે. રાજન્! આપ આપના રાજ્યમાં, મિલકતમાં અને રાજરાણીઓમાં મુગ્ધ છો તેમ મારા પિતાશ્રી પણ સ્ત્રી–પૈસા–પરિવાર વિગેરેમાં લુબ્ધ છે. સંસારની આસક્તિથી બંધાયેલા બીજાને કેવી રીતે મુક્ત કરે? જો કોઈ નિર્લેપી અને નિરાસક્ત પુરુષ આવે તો આપને છોડાવી શકે. તેના ચારિત્રનો આપના પર પ્રભાવ પડે. તેની વાણી હૃદયમાં ઓતપ્રોત ઉતરી જાય અને જીવન પરિવર્તન કરવાની તાલાવેલી લાગે. હું મુક્ત હતો તેથી મેં તમને બંનેને છોડયા. તેમ જે મુક્ત હોય તે બીજાને છોડાવી શકે. ભગવાન નેમનાથ બંધનથી સર્વથા મુક્ત છે. તેઓએ બંધનને ફેંકી દીધા છે, એ બધાને છોડાવી શકે છે. તેઓના એક એક શબ્દમાં ઘણા ભાવો છે. અંદર ડુબકી મારે એને આંતરવૈભવ પ્રાપ્ત થાય.

દરિયાનાં પેટાળમાં રત્નો સમાયેલા હોય છે. પણ તેને પ્રાપ્ત કરવા મહેનત કરવી પડે છે. કવિ એક કલ્પના કરે છે. હે દરિયા? તું ખારો છે. તારૂં પાણી ખારૂં છે, બધી નદીના પાણી તું લે છે. પણ કોઈને આપતો નથી તારા પેટાળમાં હીરા માણેક છે. છતાં તું કોઈને આપતો નથી. કેટલો કંજુસ છું તું! ત્યારે દરીયો કહે છે. હું ઋતુમાં વાદળીયો રૂપે પાણી ભરીને મીઠું પાણી જગતને આપું છું. હું જગત ઉપર મહાન ઉપકાર કરૂં છું. જો વરસાદ ન આવે તો બધાની કેવી દશા થાય? ઉચ્ચનીચનો ભેદ રાખ્યા વગર બધે મારાં શિતળ જળ વરસાવું છું. મારા પેટાળમાં અનેક રત્નો, મોતી વગેરે છે. ને એમ રત્ન

ને માણેક મળતાં નથી. મારામાં જે ડુબકી મારે છે તેને હું ન્યાલ કરી દઉ છું. પુરુષાર્થ કરો અને લઈ જાવ. વગર મહેનતનું મળે તેની કિંમત પણ શી હોય? આપણે પણ ગુણ રત્નોને પ્રાપ્ત કરવા હશે તો હૃદયના વિરાટ સાગરમાં ડુબકી મારવી પડશે. જગતનું વિસ્મરણ કરવું પડશે. ધર્મ ક્રિયા કરતાં ચિત્ત એકાગ્ર કરવું પડશે આવ્યો હોય સામાયિક કરવા અને પાકીટ ઘરે ભુલી આવ્યો. અરે! ઘાટી લઈ જશે તો! આવી ચિંતામાં સામાયિકમાં પણ ધ્યાન આપી શકતો નથી. સામાયિક કરે છે પણ મન ઘરે ભમતું હોય છે. મન અને કાયાના યોગને સ્થિર કરીને બેસવું જોઈએ. એક સામાયિકની કિંમત કેટલી છે?

એક લાખ સોના મહોરના દાન કરતાં શુદ્ધ ભાવે કરાયેલી સામાયિક ચડી જાય છે. વ્યાસજી વ્યાખ્યાનની પાટે બેઠા છે, બધા ચેલકાઓ આવી ગયા છે, પણ વ્યાખ્યાન શરૂ થતું નથી. બધા ચેલકાઓ ઘુસપુસ કરે છે. "જ્યાં સુધી જનકવિદેહી નહીં આવે ત્યાં સુધી વ્યાખ્યાન નહીં આપે, ગુરૂજીને પણ રાજાનો કેટલો મોહ છે! આપણે સંસાર છોડીને આવ્યા તેની કિંમત નથી અને રાજ્યમાં લુબ્ધ એવા રામને સારૂં મનાવવા આ પ્રમાણે કરે છે "આ વાત ગુરુજીએ સાંભળી પણ કાંઈ બોલ્યા નહીં રાજા પધાર્યા અને વ્યાખ્યાન શરૂ થયું. વ્યાસ ઋષિ લબ્ધિધારી હતા. ચેલકાઓની સાન ઠેકાણે લાવવા લબ્ધિનો ઉપયોગ કર્યો. વ્યાખ્યાન ચાલુ છે. ત્યાં અધવચમાં એક માણસ જોરથી બૂમ પાડી કહે છે. "રાજાજી! તમારો મહેલ સળગે છે, જલ્દી દોડો", વ્યાસ ઋષિ તથા તેમના પરિવારનું રહેઠાણ પણ ત્યાંજ હતું. મહેલ સળગે છે તે સાંભળી ચેલાઓ બધા ઉભા થાય છે. અને એક પછી એક બધા ચાલ્યા જાય છે. કોઈ કહે છે અમારૂં કમંડળ ત્યાં પડયું છે. કોઈ કહે છે અમારાં પાના ત્યાં છે, કોઇ કહે છે. અમારાં વસ્ત્રો ત્યાં છે. જલ્દી દોડો–નહીં તો આપણું બધું સળગી જશે. જનકવિદેહી શાંતચિત્તે જરાપણ ઉદ્વેગ વિના પૂર્વવત્ બેઠા છે. તેમને વ્યાસ મુનિ પુછે છે રાજન્! તમારો મહેલ સળગે છે. છતાં તમે કેમ ઉભા ન થયા? રાજા કહે છે. "જે સળગે એ મારૂં નહીં અને મારૂં હોય તે સળગે નહી". તમે વ્યાખ્યાન ચાલું રાખો. બધા ચેલકાઓ થોડીવારમાં પાછા ફરે છે. ગુરૂ પૂછે છે. આટલી વારમાં કયાં જઇ આવ્યાં! ચેલકાઓ કહે છે. રાજાની પરશાળમાં આપણું બધુ સળગતું હતું. એમ કોઈએ ખોટી અફવા ઉડાડી એટલે ત્યાં ગયા. પણ કાંઇ સળગતું ન્હોતું. વ્યાસજી પૂછે છે. રાજા તમારી સાથે આવેલા? શિષ્યો કહે છે. ના, એ નથી આવ્યા. એ તો અહીંયા બેઠા છે" ગુરૂ શિષ્યો ને કહે છે. તમે અરસ પરસ વાતો કરતાં હતા કે ગુરૂ વ્યાખ્યાન કેમ ચાલુ કરતાં નથી? પણ જે પાત્ર સાંભળવા યોગ્ય હોય એને સંભળાવાય. તમે બધા જલ્દી ભાગ્યા, રાજાને કેટલો વૈભવ છે? છતાં તેઓ અહીં બેસી રહ્યાં અને તમે દોડી ગયા. જેની પાસે ઘણું છે, છતાં તેનો મોહ નથી. તમે બહારનું છોડયું છે, પણ અંદરથી છોડી શકયા નથી. રાજા નિર્લેપ

કમળ જેવા છે. એ જનકવિદેહી વ્યાખ્યાન સાંભળવા યોગ્ય છે. નિષધકુમાર ભગવાનની વાણી સાંભળે છે. અને હવે પાપો નહીં કરૂં એવો મનથી નિશ્ચય કરે છે. હવે પછી શું આવશે એ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં. ૪૬

### ભાદરવા સુદ ૧૫ ને શનિવાર તા. ૪-૯-૭૧

નેમનાથ પ્રભુ બિરાજમાન છે ત્યાં નિષધકુમાર આવે છે. આજે તેમના હૈયામાં અનેરો ઉલ્લાસ છે. દર્શન કરતાં હૃદયકમળ વિકસિત બને છે. નેમનાથ પ્રભુ દેશના આપી રહ્યા છે. દેવો સ્વર્ગના સુખો મૂકીને ભગવાનની વાણી સાંભળવા આવે છે. પ્રભુની સામે આવી (ઉભા રહી) નત મસ્તકે વાણી ઝીલી રહ્યાં છે. ભગવાન પાસે એવું શું હશે કે દેવો પણ તેમને સાંભળવામાં મુગ્ધ બને?

भक्तामर प्रणत मौलिमणि प्रभाणा, मुद्योतकं दलितपाप तमो वितानम्
सम्यक् प्रणम्य जिनपाद युगं युगादा, बालम्बनं भवजले पततां जनानाम्

ભક્તિવાળા દેવતાઓ જ્યારે તીર્થંકરના ચરણમાં નમે છે ત્યારે મુગટ પણ સાથે નમે છે. મુગટની અંદર રહેલા મણીઓ પણ વધારે પ્રકાશમાન થાય છે. ભગવાન પાપના સમુહનો નાશ કરનારા છે. ભવ સમુદ્રની અંદર પડતાં જીવને અવલંબનરૂપ છે. જીનેશ્વર દેવ સંસારી જીવોને બચાવે છે. પડતાં જીવને કોઈ આધાર આપે તો તે બચી જાય છે. જીવનભર બચાવનારનો ઉપકાર માને છે. તેમ ભગવાનનું જે શરણુ ગ્રહણ કરે છે તે તરીને પાર થાય છે. અરિહંતનું, સાધુનું દર્શન એ મંગલ સ્વરૂપ છે. જે આ શરણને ગ્રહણ કરે છે. એ સંસારમાં ડૂબતો નથી. છ ખંડના ભોક્તાએ છ ખંડમાં શરણની છાયા નિહાળી નહિ. તેથી ભગવાનના શરણને સ્વીકાર્યું અને વીતરાગના માર્ગે ગયા; ૬૪ હજાર સ્ત્રીઓ ત્રાણ-શરણ ન લાગી. મોટો બાદશાહ હોય કે મોટો વૈભવશાળી હોય, જન્મ, જરા અને મૃત્યુ તો બધાને છે. મરણ કોઈને છોડતું નથી. તો આ સંસાર શરણભૂત કેવી રીતે થઈ શકે? સાચું શરણ તો વીતરાગનું છે.

जम्मं दुक्खं जरादुक्खं रोगाणि मरणाणिय।
अहो दुक्खो हु संसारो, जत्थ कीसन्ति जन्तवो ॥

ગમે તેવા આબરૂદાર હોય-કીર્તિના કોટડા ચણ્યા હોય, જેનાં પડતાં બોલ ઝીલાતાં હોય પણ જન્મ, જરા, મરણુ અને રોગ તો તેમની પૂંઠે જ પડયા છે. ગમે તેવા માંધાતા હોય, તો પણ ઘડીના છઠ્ઠા ભાગમાં ઉડી જશે. તેને કોણુ બચાવી શકશે? સંસારમાં એકાદો જીવ તો એવો બતાવો કે તેની પાસે સ્ત્રી-પુત્ર, પરિવાર-ધનમાલ-મિલ્કત હતી તેથી તે બચી ગયો!

એક માણુસ પાછળ સર્પ પડયો છે. આગળ માણુસ અને પાછળ સર્પ જાય છે. સર્પ પાણીના રેલાની જેમ ચાલ્યો જાય છે. પેલો માણુસ બચાવો બચાવો કહે છે. બીજા માણુસને જોઈ બૂમ પાડે છે, મને બચાવો, પણુ એ કેવી રીતે બચાવે! કારણુ કે બચાવા જાય તો તેને પણ કરડી જાય. દેડકા પાસે પહોંચે છે અને બૂમ પાડે છે તું મને બચાવ. દેડકો કેવી રીતે બચાવે? દેડકો પણુ સર્પનો ખોરાક છે. ભયંકર સર્પના ભયથી કોઈ બચાવી શકતું નથી. તમે પણુ મરણુના ભયથી બચવા માટે કોને શરણે જાવ છો? જેનાં તમે શરણું લ્યો છો તે પણુ મૃત્યુ-કાળને આધીન છે. તે તને કેવી રીતે શરણુ આપી શકે! જે છુટેલા હોય તે છોડાવી શકે પણુ ગળાબૂડ ડુબેલા હોય તે કેવી રીતે માર્ગદર્શન કરાવવા સમર્થ નિવડે! અરિહન્તના, સિદ્ધના, સાધુના અને કેવળી પ્રરૂપિત ધર્મના શરણાં લેવા જેવા છે. ઉપરના ચાર શરણુ આદરવા, તે શરણાથી મૃત્યુંજય બનાય છે. તો તે શરણા કેટલી વાર યાદ આવે છે! સાચું શરણુ આ છે. પેલા શરણા પુન્યના યોગે ટકવાવાળા છે. આયુષ્ય ખૂટે ત્યારે કાળ કોઈનેય છોડતો નથી. આ બધા શરણાં લેવા જેવા નથી. તમને તો સ્ત્રીનું અને પૈસાનું શરણુ ગમે છે. સંસાર સમુદ્રમાં કોણુ ન ડૂબે? સ્ત્રી-પુત્ર પરિવારનું શરણું લે તે? ના

एसो पंच नम्मोक्कारो सव्वपाव पणासणो।
मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं॥

હાલતાં ચાલતાં-ખાતાં-પિતા-સ્વપ્નમાં નિરંતર આ શરણાનું રટન રહેવું જોઇએ. નવકાર મંત્ર પ્રાણુપ્રિય થઈ જવો જોઈએ. ચાર શરણાં પાંચ નવકાર મંત્રથી ગુંથાયેલા છે. નવકાર મંત્ર ગણે તેના પાપનો નાશ થાય. એટલે શું દુઃખ ન આવે? ના, માત્ર એમ નહિ-નવકાર મંત્ર ગણુવાવાળાના રાગ દ્વેષ ક્ષય થઈ જવા જોઇએ. તેથી સંસારના દુઃખો દુર થાય છે. સાચું ફળ રાગ દ્વેષ દુર થવા એ છે. પહેલા રાગદ્વેષ હોય એવા ન રહેવા જોઇએ. પરંપરાએ દુઃખ-અગવડતાઓ દૂર થાય. સૂર્ય જ્યારે તપે ત્યારે કીચડ ન રહે. કીચડ સૂકાઈ જાય છે. એમ નવકારમંત્ર ગણુવાથી રાગ-દ્વેષ અને કષાયના કીચડ સૂકાઈ જવા જોઈએ. જે આ શરણાં ગ્રહણુ કરે છે એ સંસાર-સાગરમાંથી તરી શકે છે. તેમજ મૃત્યુરૂપી ભયંકર સર્પના ત્રાસથી છુટી શકે છે. પેલા

માણસને દેડકો પણ બચાવતો નથી. એક ઝાડ ઉપર એક ગરૂડ બેઠું હતું. એ કહે છે. ભાઈ, દેડકાનું શરણું લેવું રહેવા દે. મારા શરણે આવ. હું તને બચાવીશ. ગરૂડનું શરણું સ્વિકારે તે સર્પના કોપથી બચી શકે તેમ જીવ પણ સંસારમાં જન્મ-જરા અને મૃત્યુના ભયથી વ્યાકુળ થઈ રહ્યો છે તે વીતરાગ પ્રભુના શરણે આવે તો ભયમુક્ત બની શકે. નિષધકુમાર પણ બધાની સાથે ભગવાન નેમનાથ પાસે આવે છે. ભગવાનની દેશના સાંભળે છે. નેમનાથ પ્રભુ સંસારની અનિત્યતા, આત્માની નિત્યતા, પર્યાયની ક્ષણભંગુરતા, સ્વપરની વહેંચણી, જડ-ચૈતન્યના ભેદ વિજ્ઞાન, નવ તત્વનું સ્વરૂપ યથાર્થ રીતે સમજાવે છે. અનેક ભવ્યો ભગવાનની દેશના સાંભળે છે જેટલી પોતાની તૈયારી હોય એટલું એ ગ્રહણ કરી શકે છે.

"ગંગામાં જે ગયું જળ, ગણાયું તે ગંગાજળ, ગટરમાં ગયું જળ, ગંદુ તે ગણાય છે, ખારે દરિયે ગયું જળ, ખરેખરૂં ખારૂં થયું, છાશમાં જે ગયું જળ, છાશ થઈ છણાય છે, શેરડીએ સીંચ્યો રસ, થયો શેરડીના રસ રૂપ, ચુનામાં જે ગયું જળ, ચુના રૂપ થઈ ચણાય છે. એકજ આકાશની પેદાશ, દાખે દલપતરામ, જેને જેવો જોગ મળ્યો, તેવું તે જણાય છે."

વરસાદ પડે છે. એ પાણી ગંગામાં જાય છે. તો ગંગાજળ થાય છે. ગટરમાં પડે છે, તો ગંદુ થાય છે. આંબામાં જાય તો મીઠાશ રૂપે અને આંબલીમાં જાય તો ખટાશ રૂપે પરિણમે છે. ખારા દરિયામાં પડે તો તે રૂપ બને છે. શેરડીમાં પડેલું પાણી મીઠાશ પ્રાપ્ત કરે છે. સ્વાતિ નક્ષત્રનું પાણી સર્પનાં મુખે પડે તો ઝેર બને છે અને છીપમાં પડે તો મોતી પાકે છે. જેને જેવો જોગ મળ્યો એ પ્રમાણે પરિણમે છે. ભગવાનની વાણી સાંભળવાનો યોગ પુન્યાનુબંધી પુન્યના યોગે મળે છે. પણ અજ્ઞાની જીવ પૈસા પ્રત્યે પૂરેપૂરો સાવધાન છે. મોટર-ગાડી, બંગલા, ટેલીફોન, ટેલીવિઝન આદિ બધું એને જોઈએ છે. જે શરણભુત નથી તેને ભેગું કરે છે. અને જે હિતનું છે તેની દરકાર નથી. ધનના ઢગલા કરે છે પણ આ બધું અનિત્ય અને અશરણ છે. કોઈ એક માણસને ધન, માલ-મિલકત, હીરા-માણેક-મોતી વગેરે ખૂબ આપો. સાત માળનો ફ્લેટ આપો. એક એક માળ પર ૨૦-૨૦ રૂમ હોય, ધાન્યના અઢળક ઢગલાં આપો, અને તેને કહી દો કે તારે એકલા રહેવાનું છે. એકલા માણસને ગમશે? તમને સુખ ભોગવવું એકલા નથી ગમતું પણ મેળો જોઈએ છે. આટલા દાગીના પહેરૂં અને ભારે સાડી પહેરૂં પણ કોઈ જોનાર ન મળે તો મનમાં મુંઝાય. મારી સાડી કોઈએ જોઈ નહીં. પોતે જોઈને રાજી થતાં નથી. પણ બીજાને બતાવવા માટે પહેરે છે. જીવને દાસ, દાસી, સ્ત્રી, પુત્ર, પરિવાર બધું જોઈએ છે. એકલો શું કરે? માણસને સંગ દશા ગમે છે. અસંગ દશા ગમતી નથી. ભગવાન કહે છે. અસંગ દશાને કેળવીશ તો શાશ્વત સુખ મળશે. અનંતુ શાશ્વત સુખ ભોગવવું એકલા સિદ્ધને ગમ્યું. અહીંના સુખમાં દુઃખના ભડકા છે. છોકરો તિરસ્કાર કરશે ત્યારે કેવું આકરૂં લાગશે? ઘરની સ્ત્રી પણ જો માણસ વચ્ચે અપમાન કરે અને કહે

બેસી રહો, વચમાં શું ટક ટક કરો છો? આથી દુઃખ થશે. "બધાને પાળ્યા, પોષ્યા, જે જોઈએ તે લાવીને હાજર કર્યું, અને એ બધાં આ ઉંમરે મારું અપમાન કરે?" આવા અનેક વિચારો આવશે. આવું અપમાન સહેવા છતાં એના વિના એ રહી શકશે નહિં. દુઃખને પણ સહન કરશે. અસંગદશા એ જીવનું સાચું સ્વરૂપ છે માતાપિતા, પરિવાર, વૈભવ કાંઈ ન જોઈએ. આ બધો પરભાવ છે. તે જીવને રખડાવનાર છે. આવી અસંગદશા ક્યારે કેળવશો?

"જડ ને ચૈતન્યની પ્રીત રે પુરાણી, અનંત જન્મારામાં કરી શી કમાણી,
મતિ માયામાં મુંઝાણી, આત્મ શક્તિ રે લુંટાણી,
શાંતિ નહીં રે મળે, ચેતન ચાલો રે હવે, સુખ નહીં પરમાં મળે."

સંગનો રંગ જીવને અનાદિકાળનો છે. જ્ઞાની પુરૂષ કહે છે, જડ અને ચેતનનો સંબંધ અનાદિકાળથી છે. સંસાર અને કર્મસત્તા પણ અનાદિ છે. હવે નિજ સ્વરૂપમાં રમણ કરતાં શાંતિ મળે છે. સાચું સુખ મેળવવું હોય તો તું તારી મતિ સ્વમાં લગાડ. આજ સુધી મતિ માયામાં મુંઝાણી છે. કોઈ ઘરે મહેમાન આવ્યું હોય તો કહો છો, 'માયા રાખજો, એટલે રાગ રાખજો." રાગ રાખવાનું કહો છો, પણ વીતરાગતાની વાતો કદી કરો છો? માયા એટલે પૈસા–કુક્કા તમારા ભુક્કા ઉડાવી દેશે. સાથે કાંઈ આવશે નહીં જીવે પોતે કરેલાં કર્મ પોતાને ભોગવવા પડશે. ચક્રવર્તી છ ખંડની સાહ્યબી, શરીર, રાણીઓ બધું છોડી ચાલ્યા ગયા, એક ફુટી કોડી પણ સાથે લઈ જઈ શક્યા નહિ. ત્યાં કોઈ સગાં, સાથીત નહિ થાય. વિભાવ દશામાં ગોથા ખાતાં આત્મશક્તિ લુંટાઈ રહી છે જીવ જેને સુખ માને છે એ સાચું સુખ નથી, હે ચેતન? હવે ચાલ સાગરનાં પાણીથી તૃષા ન છીપે. શાંતિ ન મળે. આત્મ ઘરને હવે નિહાળ. શરીરની ચિંતા કરવા વાળા કેટલા મળ્યાં, બધા શરીરની શાતા પૂછે છે. તમારી તબિયત કેમ છે? શરીરે જરા દુબળા દેખે તો તરત પૂછે છે. કેમ શરીર આટલું બધું ઉતરી ગયું છે? ધંધા પાણી કેમ છે? આખરૂ કીર્તિ કેવી છે? કાયા, કંચન અને કીર્તિની ચિંતા કરનારા ઘણા છે. પણ આત્માનું કોઈ પૂછે છે કે ઉપવાસ કેટલા કર્યા? ધ્યાનમાં સ્થિરતા કેટલી આવી? સ્વરૂપ રમણતા થઈ શકે છે? આત્માની ચિંતા કરવાવાળા કોઈ નથી. પણ ભાઈ, આત્મા નિત્ય છે, શરીરાદિ અનિત્ય છે. એક પરમાણું પણ તારૂં નથી.

અજ્ઞાની જીવ ઉપરનું મોડલ જુએ છે. પણ અંદરનું મશીન જોતા નથી. શરીર ઉપરનું મોડલ છે. આત્મા મશીન છે. કિંમતી આત્મા છે. શરીર તો નાશ થવાના સ્વભાવ–વાળું જ છે. આત્મા નિશ્ચયનયની દ્રષ્ટિએ સિદ્ધ જેવો છે. શુદ્ધ, બુદ્ધ, જ્ઞાની અને દ્રષ્ટા મારૂં સ્વરૂપ છે. હું જ્ઞાન દર્શનમય છું. વૈભવ–સામગ્રી એ પુદ્ગલના ઠઠારા છે. આંખ રૂપીને દેખે છે તે પુદ્ગલનું એક પરમાણું પણ મારૂં નથી. મારે મારી તપાસ ..."

અને મારે મારી ઓળખાણ કરવી છે. જેટલા સંગ છોડશો એટલા ભગવાનની નજીક આવશો. અનાદિ કાળથી શરીરનો સંગ ગમ્યો છે. તેને છોડવું ગમતું નથી.

"તન દુર્બલ હોને કે ભય સે, તુને તપ વ્રત કિયા નહીં,
સામાયિક એકાશન કરકે, શુદ્ધ ભાવરસ પિયા નહીં,
પુષ્ટ બનાયા જિસે રાતદિન, ખિલા પિલાકર ભોજન પાન,
વહ શરીર ભી તુઝે છોડ કર, હો જાતા હૈ નષ્ટ નિદાન ॥

કોઈ કહે કે આજે તમારે મારે ઘરે જમવા આવવાનું છે. જો ન આવો તો તમને મારા છોકરાના સોગન છે. જમવા જાવ અને ઘીનો લચપચતો શીરો તથા પુરી, ખમણ, પીરસે તો જમવા માંડો ને? આ પદાર્થો તમારાથી જમાશે કે નહીં? ખૂબ આસક્તિ-પૂર્વક જમશો. પણ ગુરૂ કહે, આત્માને પુષ્ટ બનાવવો હોય તો ઉપવાસ કર, અઠ્ઠમ લગાવી દે તો તરત કહી દેશે એ મારાથી નહિં થાય. ખાવાનું નહિ થાય એમ કેમ નથી કહેતા? શરીરને જ પાળ્યું છે, પોષ્યું છે. ચોવીસે કલાક તેની જ સારવાર કરી છે. સોફામાં લાંબો થઈને સુવે, મખમલના ગાદી તકીયા પર આરામ કરો પણ ઉભા ઉભા ૪૦ લોગસ્સનો કાઉસગ્ગ કરવાનું કહે તો મારાથી નહીં થાય. પૈસા મેળવવા માટે ડોક્ટરો ઓપરેશન કરે ત્યારે કેટલાક ઉભા રહે છે. પોલીસો ઉભા રહી નોકરી બજાવે છે. દલાલો કેટલી હડીયાં કરે છે? એક જણ માંડ બેસી રહે. આમ પૈસા માટે, દેહ માટે બધું કરવું છે. પણ આત્મા માટે કાંઈ કરવું નથી.

સુપર્ણખાનો પુત્ર, રાવણનો ભાણેજ, ચંદ્રહાસ ખડ્ગ પ્રાપ્ત કરવા બાર વર્ષ સુધી ઉંધે માથે લટકી રહેવાની સાધના કરે છે. એક દિવસ ઉપવાસ અને પારણે મુઠ્ઠી અડદના બાકળા ખાય છે. અંતે સાધના ફળી અને ચંદ્રહાસ ખડ્ગ આવી ગયું, આજે સાધનાનો છેલ્લો દિવસ છે. કાલે પારણું છે, તે વખતે લક્ષ્મણ આવે છે. અને તિક્ષ્ણ ધારવાળું ચકચકાટ ખડ્ગ જોવે છે, પણ ઝાડીથી વિંટળાયેલ સાધકને જોઈ શકતા નથી. તેઓ ખડ્ગ ગ્રહણ કરે છે. અને કેવું છે તેની પરીક્ષા કરવા ઝાડીમાં ઘા કરે છે. ત્યાં સાધક હણાઈ જાય છે. લોહીથી ખરડાએલું ખડ્ગ જોઈ કોઈ નિરપરાધી મારાથી મરાઇ ગયો એ જાણી લક્ષ્મણને ખૂબ દુઃખ થાય છે. તેને રામચંદ્રજી કહે છે. તમે ગંભીર ભૂલ કરી છે. મરનાર સાધકનો ઉત્તર-સાધક આટલામાં જ હશે અને તે હમણાં આવશે. સાધકે જેના માટેઆટલા વર્ષોની સાધના કરી તેના વડેજ તેનું મસ્તક કપાઈ ગયું. પૈસામાટે કાળાબજાર-દગા-ચોરી આદિ કરોછો પણ ખાનારા ખાઈ જશે અને કાળાં કર્મ તમારે લમણે ઝીંકાશે, ત્યાં તમારા કોઈ સગાં ભાગ પડાવવા નહિ આવે. સુર્પણખાના દિલમાં આજે આનંદ છે. પોતાના પ્યારા પુત્રની સાધના પૂર્ણ થઈ છે. અને ખડ્ગ પ્રાપ્ત થઇ ગયું છે. આજે પારણું છે. અનેક ખાદ્ય સામગ્રી ફળાદિ લઈ આવે છે. ત્યાં આવતા પોતાના પુત્રને મરેલો જુએ છે. અને તેના દિલમાં ખૂબ આઘાત થાય

છે. કોણ એવો દુષ્ટ પાપી છે કે જેણે મારા પુત્રને માર્યો! ઘડી વારમાં મુર્છા આવી ગઇ. શુદ્ધિમાં આવતાં પુત્રનાં મારનારને શોધવા નીકળે છે. અને પગલાં ગોતતી ગોતતી જ્યાં રામચંદ્રજી છે ત્યાં આવે છે. રામચંદ્રજી ઉભા છે અને રૂપરૂપના અંબાર જેવી એમની કાયા છે. બલિષ્ઠ અને કદાવર દેહ છે. આ જોઈ તેને એમ થાય છે કે અરે! આ કેવો સુંદર પુરૂષ છે, આને હું વરૂં, ઘડીવારમાં મોહમાં અંધ બનેલી દીકરાના મૃત્યુને ભૂલી જાય છે. તેની પાસે વૈક્રીય લબ્ધી છે તેથી રૂપવતી બનીને રામચંદ્રજી પાસે જાય છે. વિકારનો વળગાડ કેટલો ખરાબ છે? એક સડેલી કૂતરી પાછળ કેટલાય કૂતરાઓ ભમે છે. ચારે ગતિમાં વિષયની ખણુ બહુ ભયંકર છે. સુર્પણખા રામચંદ્રજી આગળ આવી વિષયની માગણી કરવા બનાવટી વાત રજુ કરે છે. હે ઉત્તમ પુરુષ! આપ મને ગ્રહણ કરો. હું વિદ્યાધરી છું. એક વિદ્યાધર મને ઉપાડી જતો હતો. તેમાં બીજા વિદ્યાધરે મને જોઈ અને એ પણ મારા પર મુગ્ધ બન્યો. બંને વચ્ચે યુદ્ધ થયું. બંને સમાન બળવાળા હતાં. એકબીજાના શસ્ત્રથી બંને મરાયા અને હું નિરાધાર અવસ્થામાં આપની પાસે આવી છું. આપ મારો અવશ્ય સ્વીકાર કરો. રામચંદ્રજી કહે છે, અરે આ એક સીતાની ઉપાધિ છે, એમાં તને કયાં રાખું? વળી મારે એક પત્નીવ્રત છે, માટે તું લક્ષ્મણ પાસે જા. પછી તે લક્ષ્મણ પાસે જાય છે, અને કહે છે, તમે મારા પતિ બનો, લક્ષ્મણ કહે છે, તમે પહેલા મારા ભાઈ પાસે ગયા એટલે તમે મારી માતા સમાન છો. હું આપને ગ્રહણ કરી શકું નહિ. માટે રામચંદ્રજી પાસે જાવ-એ જ યોગ્ય છે, મારી પાસે નહીં. આમ બંને એકબીજા પાસે મોકલે છે, અને આમથી તેમ હડસેલે છે, પણ કોઇ તેનો સ્વીકાર કરતું નથી. આથી સુર્પણખાને ખૂબ ગુસ્સો આવે છે, અને ત્યાં દીકરો મરી ગયો તે યાદ આવે છે.

> "દુઃખના દરિયામાં ડુબવાને લાગ્યો, ડુબતાને સંતે આવીને ઉગાર્યો,
> હતો સ્વરૂપથી અજાણ, તેની કરાવી પીછાણ, ભવથી મુક્તિ રે મળે,
> ચેતન ચાલો રે, હવે સુખ નહિ પરમાં મળે....

સંપૂર્ણ અસંગદશા સર્વશ્રેષ્ઠ છે. તેને પ્રાપ્ત કરવા સત્સંગની જરૂર છે. સંતો દુઃખના દરિયામાં ડુબતાને ઉગારી સ્વસ્વરૂપનું ભાન કરાવે છે. આજ સુધી સ્વરૂપથી અજાણ હતો. તેની પીછાણ કરાવે છે. સત્સંગ જુલાબ રૂપે છે. પેટમાં કચરો હોય તો જુલાબ લેવાથી નીકળી જાય છે. તેમ જીવનમાં વિભાવભાવનો, સંગદશાનો કચરો છે તેને સત્સંગ દૂર કરાવે છે. જે ભગવાનને શરણે ગયો તેને સગા-સ્નેહી પરિવાર પર મુર્છા ન રહે. ભગવાનને શરણે ગયેલાની સાધના સાંભળી છે? છોકરાને ડબલ ન્યુમોનીયા થયો હોય તો એની મા રાતના ઉજાગરા કરે છે. આત્મા માટે કોઈ દિવસ ઉજાગરા કર્યા છે? શરીરને શણગાર્યું છે પણ શરીર દગો દેશે. શરીર તમારૂં નથી તો આટલો બધો

મોહ શો છે? આ તો ધુતારાપુર પાટણ છે. આ દુનિયામાં બધા લુંટારા છે. બધા સ્વાર્થના સગા છે. તમે ક્યાં ઉભા છો! મોહની છાયામાં આવી ગયા છો, મોહ દશામાં આવી ગયા છો. રાગદ્વેષને જ પોષ્યા છે. આત્મા માટે કદી વિચાર કર્યો નથી. ભગવાન સાચો માર્ગ બતાવે છે.

જાલી અણગારે ગુણરયણ સંવત્સર તપ કર્યો. તેમાં પ્રથમ માસે એકાંતર ઉપવાસ કરે. દિવસે સૂર્યની આતાપના લે. આખો દિવસ ઉકડું આસને રહે. રાત્રે વીરાસને-એટલે ખુરશી પર બેઠા હોય અને કોઈ ખુરશી લઈલે તો પણ એ જ સ્થિતિમાં રહેવું તે વીરાસન કહેવાય. રાત્રે વસ્ત્ર રહિત બની ધ્યાન ધરે આમ રાત્રિ દિવસ સ્વાધ્યાય અને ધ્યાનમાં પસાર કરે. બીજે માસે છઠ્ઠ છઠ્ઠના પારણા કરે. ત્રીજે માસે અટ્ઠમ અટ્ઠમના પારણા કરે. એ રીતે સોળમે માસે સોળ ઉપવાસના પારણે સોળ ઉપવાસ કરે. આજે તો એક પૌષધ કર્યો હોય તો પણ દિવસે બે કલાકની ઉંઘ લે. અહીં ઘરનો થાક ઉતારવા આવો છો કે સાધના કરવા?

ભગવાનનાં એક એક સાધુ આત્માર્થી-મોક્ષાર્થી છે. ભગવાનનો ધોધમાર બોધ વહી રહ્યો છે. સાધુઓ, શ્રાવકો સમકિતીજીવો આદિ અનેક ભવ્યો વાણીનું પાન કરી રહ્યા છે. સૌ સૌની લાયકાત પ્રમાણે ગ્રહણ કરે છે. નિષધકુમાર પણ ધર્મ દેશના સાંભળે છે. હવે શું આવશે તે અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન નં ૫૩

### ભાદરવા વદ ૧ રવિવાર તા. ૫-૯-૭૧

બારમા ઉપાંગમાં નિષધકુમારનો અધિકાર ચાલે છે. નિષધકુમાર પ્રભુ પાસે પહોંચ્યા છે. પ્રભુ દેશનામાં બે પ્રકારના ધર્મ બતાવે છે. (૧) આગાર ધર્મ. (૨) અણગાર ધર્મ. સર્વ વિરતી એ સાધુનો અણગાર ધર્મ છે. જ્યારે શ્રાવકનો ધર્મ એ આગાર ધર્મ છે. બંને ધર્મ શા માટે છે? આત્માને પરમાત્મા બનાવવા માટે આ ધર્મ છે. કર્મને ટાળવાની અપ્રમત્તદશાને પ્રાપ્ત કરવાની આ પ્રયોગશાળા છે. પ્રયોગ જેટલા પ્રમાણમાં સફળ એટલો આનંદ થાય. માનવજીવન એટલે આત્મશુદ્ધિની પ્રયોગશાળા. જેટલે અંશે પુરૂષાર્થ ઉપડે તેમાં જેટલી સફળતા પ્રાપ્ત થાય તેટલો આત્મા ઉંચે જાય. આત્માનું અસલી સ્વરૂપ નિર્વિકારી છે, આપણે વિભાવ દશામાં પડયા છીએ. કોઇ મનાવી લે કે,

હું સિદ્ધ જેવો છું. સિદ્ધને તપ, જપ અને ધ્યાનની જરૂર નથી. એમ મારે પણ કાંઇ કરવાની જરૂર નથી. તો કયાંયનો નહીં રહે. નિશ્ચય દૃષ્ટિએ આત્મા સિદ્ધ જેવો છે. છતાં વ્યવહારે મલિનપર્યાયમાં છે. વર્તમાન પર્યાયમાં અશુદ્ધિ છે. તેને દુર કરવા જ્ઞાનયુક્ત ક્રિયાદ્વારા પુરુષાર્થ તો કરવો જ જોઈએ. સિદ્ધની પાસે અનંતજ્ઞાન છે અને આપણે કેમ કાંઈ જાણી શકતા નથી? આપણી વચ્ચે મોહની દિવાલ છે. આજનો વૈજ્ઞાનિક ભૌતિક સુખના સાધનો આપે છે. એમ વીતરાગી વિજ્ઞાન આત્મિક સુખનાં સાધનો આપે છે. ટેલિવિઝન તથા રેડીઓ દ્વારા અહીં બેઠા દિલ્હીમાં બેઠેલાને જોઈ શકાય છે. અને સાંભળી શકાય છે. આવાં સાધનો જીવનને સાચા સુખથી વિમુખ બનાવે છે.

પહેલા કોડીયાં હતાં. તે ગયાં. હરિકેન ટેમ્પ આદિ આવ્યા અને ગયા. આજે ટયુબલાઈટ આવી. રાત્રે પણ દિવસ જેવા પ્રકાશની અનુભુતિ કરાવે. આજે બહારનો પ્રકાશ વધ્યો. પણ અંતરને પુછી જુઓ કે અંતરનો પ્રકાશ વધ્યો કે ઘટયો! આજે એક માણસને ફ્રીઝ હોય અને બીજાને ન હોય તો હૈયામાં બળતરા થાય છે. અમે બંને પાંચ વર્ષથી અહીં આવ્યાં. તેને ત્યાં અદ્યતન રાચરચીલું રેડીયો, ફોન, સોફાસેટ આદિ બધું આવી ગયું. અને હું ગરીબ રહી ગયો. મારે ત્યાં પણ આવું બધું હોય તો કેવું સારું! આવા વિચારે માણસ દિલગીર બને છે. આવું બધું મેળવવા માટે તે દીન બની જાય છે. એનામાં લઘુતા આવે છે. જ્યારે સાધન આવે ત્યારે ઉંડાણથી વિચારો કે તમારું આત્મિક ધન વધે છે કે ઘટે છે? ગુણોમાં વૃદ્ધિ થાય છે કે ગુણો લુપ્ત થાય છે? સાધનો નહોતાં ત્યારે અન્નવરામાં પુણ્યવરો થતો. સાધનો વધતાં લોભ ઓછો કરવાની ભાવના ચાલી ગઈ. રોટલીની કણીક, કેરીનો રસ, શાકભાજી, ભજીયા આદિ અનેક ચીજો ફ્રીજમાં રાખે છે અને બહેનો બીજે દિવસે વાપરે છે. જૈનોનું જૈનત્વ કયાં ચાલ્યું ગયું? દેશ મુકી પરદેશ આવ્યા. સાથે ધર્મ પણ દેશમાં ચાલ્યો ગયો? દાન, શીલ, તપની ભાવના જે આપણી ગળથુથીમાં હતી, તે ચાલી ગઈ. વિજ્ઞાને માનવીને સુખનાં સાધનો આપ્યાં. આજે માનવી આવા સાધનોથી જાતને સુખી માને છે. પણ સદ્‌ગુણથી ઘટતો જાય છે. વિજ્ઞાનથી રોજ માનવી નવીનતા પ્રાપ્ત કરે છે. દરીયામાં રત્નના ઢગલા પડેલા છે. જો આ રત્નને વૈજ્ઞાનિકો દ્વારા બહાર કાઢવામાં આવે તો બધા પૈસાદાર થઈ જાય જેમ દરિયામાં ખજાનો ભર્યો છે એમ હૃદયમાં પણ ખજાનો પડયો છે. એને બહાર કાઢ. બહાર કાઢીશ તો ઘણો આનંદ મળશે. સુખનો સાગર છલકાઈ જશે બહારનાનો પરિચય વધાર્યો. પણ આત્માનો પરિચય કદી ન કર્યો. ૨૪ કલાકમાં એક કલાક પણ એવી ખરી, કે જ્યારે તમે તમારી સાથે વાત કરી શકો!

एगो मे सासओ अप्पा, नाणदंसण संजुओ।
सेसा मे बाहिरा भावा, सव्व संजोग लक्खणा॥

હું જ્ઞાનદર્શન સંયુક્ત આત્મા છું. શરીર તે હું નથી. દેખાતાં પુદ્ગલ મારા નથી. હે નાથ ! હું તારા જેવા છું. આ વાતને ગોખો. આ વાત દિવસમાં કેટલીવાર યાદ આવે છે ? હું આત્મા છું. આત્માના અસ્તિત્વનો સ્વીકાર એ જૈન શાસનના પાયાની પહેલી ઈંટ છે. જો જીવ-(આત્મા) જેવી સ્વતંત્ર વસ્તુનો સ્વીકાર કરવામાં ન આવે તો પુણ્ય-પાપનો વિચાર નિરર્થક ઠરે. સ્વર્ગ નરકની પણ સાબીતી ન થાય. પુનર્જન્મ કે પરલોક કાંઈ રહે નહિ. માટે સમજો કે આત્મા છે, આત્મા નિત્ય છે, કર્મનો કર્તા છે. ભોક્તા છે, કર્મ રહિત મોક્ષદશા પણ છે, અને કર્મને ટાળવાનો ઉપાય પણ છે, પરંતુ આ વાત બધા જીવોને માન્ય નથી, ઘણા તો કહે છે કે—

આત્મા-પરમાત્મા, આલોક-પરલોક, પુણ્ય-પાપ આવું કશું નથી. આ ભવ મીઠો, પરભવ કોણે દીઠો, આવું માનનારના જીવનમાં વિષયકષાયની આગ લાગે છે. તે જીવનને બાગ બનાવી શકતા નથી. જીવનને બાગ બનાવવો કે આગ બનાવવી એ પોતાના હાથની વાત છે.

પરદેશી રાજા નાસ્તિક હતાં. તેમણે કેશી સ્વામીને કહ્યું, હાથમાં આંબળા દેખાય તેમ તમારા આત્માને દેખાડો તો હું આત્માના અસ્તિત્વને માનું. આજે પણ પરદેશી રાજાના માથે પછાડે તેવા કેટલાય છે. આજના અમુક આસ્તિક કરતાં એક અપેક્ષાએ પરદેશી સારો હતો. આસ્તિક કોને કહેવાય ? પુણ્ય પાપને માને, ઇશ્વરને માને, ચારગતિને માને એ આસ્તિક છે. જે ઘટઘટની વાત, મન મનની વાત જાણે છે. તે ઇશ્વર છે. કાળા બજાર કરતાં, અન્યાય, અનીતિ, દુરાચાર કરતાં મને કોઈ જોતું નથી એમ માને ત્યારે આસ્તિક-પણું ટકે છે કે ઉડી જાય છે ? તને અનંતા સિદ્ધો-સંખ્યાતા કેવળીઓ જોઈ રહ્યા છે, નબળાઈને કારણે ખરાબ ભાવો આવે, પણ આસ્તિક હોય તે એમ ન માને કે મને કોઈ જોતું નથી, પરદેશી રાજાને આત્મા અને શરીરના વિષયમાં મંથન ચાલતું હતું. તેને માટે અનેક અનુચિત પ્રયોગો કર્યા. છતાં જૈન દર્શનનું થોડું જ્ઞાન તો તેનામાં હતું, કે જૈનો આત્મા અને શરીરને ભિન્ન કહે છે. આજના કહેવાતા જૈનીઓને નવ તત્વનું, છ દ્રવ્યનું જ્ઞાન છે ? ન હોય તો એ માટે તમે કાંઈ મંથન કરો છો ? વ્યાખ્યાન સાંભળ્યું, આજે સવારે, પછી રામ રામ ! કાલે આવવાનું. અહીંની વાત અહીંયા રહે છે. આત્મા દેખાતો નથી તેથી નથી એમ ન મનાય. ઘણી વસ્તુનું કાર્ય ઉપરથી કારણનું અનુમાન થાય છે. ઉપાશ્રય બાંધનાર કડીયો આજે દેખાતો નથી પણ ઉપાશ્રયને જોઈએ ત્યારે તેને બાંધનાર કોઈ વ્યક્તિ હોવી જોઈએ એમ અનુમાન થાય છે. આ ઉપાશ્રય કડીયાએ બાંધ્યો છે એ કાર્ય ઉપરથી કારણની પ્રતીતિ થાય છે. આપણે બોલીયે છીયે, ચાલીએ છીએ, હૈયામાં પ્રેરણા થાય છે. તો અંદર પ્રેરણા કરનાર કોઈ તત્વ છે. અને તે આત્મા છે. શરીર એ આત્મા નથી. ઇન્દ્રિય એ આત્મા નથી.

"છે ઈન્દ્રિય પ્રત્યેકને નિજ નિજ વિષયનું જ્ઞાન,
પાંચ ઇંન્દ્રિયના વિષયનું પણ આત્માને ભાન."

પાંચે ઈન્દ્રિયના વિષયને જાણકાર શરીર નથી પણ આત્મા છે. શરીર એ આત્મા નથી. જો શરીર આત્મા હોય તો એક મડદું લ્યો. અને એક જીવતો માણસ લ્યો. પેલા જીવતાને એક ચુંટી ખણે અથવા ટાંચણી ભોંકે તો તેને તરત ખબર પડશે પણ મડદાને મારશે તો તેને ખબર નહિ પડે, તેમ ફરિયાદ પણ નહિ કરે. ઇન્દ્રિય એ આત્મા નથી. આંખ જોઈ શકશે. કાન સાંભળી શકશે, નાક સુંઘી શકશે, જીભ સ્વાદ લેશે અને કાયાને સ્પર્શ થશે. એક એક ઈન્દ્રિયને પોતપોતાના વિષયનું જ્ઞાન છે. અન્ય વિષયનું જ્ઞાન નથી. એક એક ઈન્દ્રિયને આત્મા ગણીયે તો પાંચ આત્મા થઈ જાય પરંતુ તેમ નથી. કારણ ! પાંચ ઈન્દ્રિયના વિષયનું આત્માને જ્ઞાન છે. એક ઇન્દ્રિય બીજી ઇન્દ્રિયના વિષયને પકડી શકતી નથી પણ પાંચે ઇન્દ્રિયના વિષયને કેચપ કરનારો એક આત્મા છે. જેમાં આત્મા છે તે જ જુએ છે, તે જ સાંભળે છે, તેજ સુંઘે છે, તે જ સ્વાદ લે છે. અને તેને જ સ્પર્શનો અનુભવ થાય છે.

રવિવારનો દિવસ હતો. દેવળમાં ઘણા ખ્રિસ્તીઓ પ્રાર્થના કરવા ભેગા થયા હતાં. ખ્રિસ્તીઓમાં દર રવિવારે બધાએ પ્રાર્થના કરવા આવવાનું એવો નિયમ હોય છે. તમારા માટે દર રવિવારે વ્યાખ્યાનમાં આવવું એવું ખરું ? પ્રાર્થના પુરી થાય છે પછી પાદરી ભાષણ આપવા ઉભા થાય છે. ત્યાં એક માણસ બુમ મારતો આવે છે. અને કહે છે, મને God બતાવો (મને ઇશ્વર બતાવો) નહીંતર હું માનીશ કે તમે બધા ઢોંગ કરો છો, અને ધતીંગ ચલાવો છો ! કાં તો જવાબ આપો, કાં હું કહું છું તે વાતનો સ્વીકાર કરો. પાદરી અને બીજા બધા સ્તબ્ધ થઈ ગયા. આને કેવી રીતે જવાબ આપવો ?, ઇશ્વર-આત્મા હાથમાં રાખી કેવી રીતે બતાવી શકાય ? દા. ત. એક માણસ બીમાર હોય, અને પચ્ચીસ માણસ તેના હાથ-પગ પકડીને બેઠા હોય, કોઈ એ નાડ પકડી હોય, પેલા બીમારની આંખ ફરી એ બધાએ જોયું. પણ જીવ ચાલ્યો ગયો, તે કોઈ જોઈ શકશે ? ના, પણ આપણે અનુમાનથી કહી શકીએ કે અહીંથી જીવ ગયો. આંખ બંધ કરી એટલે આંખેથી ગયો, ભુખ લાગી હતી. ભોજન કર્યું અને તૃપ્તિ અનુભવી એ તૃપ્તિ દેખાડી શકાય નહીં. પણ અનુભવી શકાય ખરી ? એમ આત્માનો અનુભવ કરી શકાય પણ આત્માને દેખાડી શકાય નહીં. પાદરી મુંઝવણમાં પડી ગયાં છે, એ પ્રાર્થનામાં અંધ વ્યક્તિ સામેલ હતી. અંધના હૃદયમાં ઇશ્વરનું સ્થાન આગવું હતું. તે ઇશ્વર પરાયણ હતો. તમારા હૈયામાં કોનું સ્થાન છે ? તે વિચારી જોજો. હૈયામાં ઇશ્વર છે કે માન, મોટાઈ, કીર્તિ, આબરુની અભિલાષા છે ? જો સાચે જ ધર્મ ગમતો હોય તો શ્રીમંત થવા છતાં ધર્મથી ખસે નહિ. હૈયાના ઉંડાણમાં સંસાર ભાવ પડયો છે. આજે *No* time બોલવાની ફેશન

થઈ પડી છે. રોગ લાગુ પડયો કે ફેશન વધી પડી, એ ખબર પડતી નથી. સંતો કહે કે, વ્યાખ્યાનમાં કેમ આવતા નથી ? તો તરત કહે સોરી. *I have no time* ચાર કારખાના છે. બે મીલો છે. મારા નામની અનેક પેઢીઓ ચાલે છે. તેથી પહોંચાતું નથી. અનેક સંસ્થાનો હું પ્રમુખ છું. તેથી ત્યાં પણ મારી હાજરી અનિવાર્ય હોય. સંસાર-ભાવ પડયો છે માટે આવા બાનાઓ કાઢે છે. કદાચ તે ધર્મના અનુષ્ઠાન કરતો હોય તો પણ તે કાયાને ધર્મી બનાવે પણ દીલને ધર્મી બનાવે નહિ.

અંધ વ્યક્તિ કહે છે, આપ મારો જવાબ પહેલા આપો. પછી આપનો જવાબ મળશે. કોઈ કહે છે કે સામે ઈસુ ખ્રિસ્તની મૂર્તિ છે. મને મૂર્તિ દેખાતી નથી. મને મકાનો આદિ કાંઈ દેખાતું નથી. મને જે દેખાય તો હું માનું. નહીંતર બધું હંબક છે. પેલો ભાઈ કહે છે, તમે અંધ છો, તમે ન દેખી શકો, પણ હું દેખી શકું છું. મને દેખાય છે. તેથી તમે માનો કે તે બધું છે. અંધ કહે છે, ભાઈ ! તમને ઈશ્વર દેખાતો નથી. કારણ કે તમે મોહમાં ચકચૂર છો આત્મા છે. પરભવ છે, પુણ્ય છે, બધું છે. પણ અધુરા જ્ઞાનને લીધે આત્મા ન દેખાય. ઈશ્વર ન દેખાય. અજ્ઞાનથી આવૃત્ત છીએ. માટે આપણને પ્રત્યક્ષ ન દેખાય. અનંતજ્ઞાનીઓ આત્માને જોઈ રહ્યા છે. તમારી દૃષ્ટિએ મારી વાત ખોટી છે તેમ તેમની દૃષ્ટિએ તમારી વાત ખોટી છે. પ્રશ્ન પૂછનાર ભાઈ ચૂપ થઈ ગયા. આપણા મૂળ સ્વરૂપને પ્રાપ્ત કરવા મલીનતા દૂર કરવી જોઈએ. મલિનતા દૂર કરાવી સ્વસ્વરૂપને પ્રાપ્ત કરાવનાર વૈજ્ઞાનિક ભગવાન નેમનાથ છે. શ્રીકૃષ્ણ મહારાજ, દસ દસાર, નિષધકુમાર, અનેક પ્રજાજનો પ્રભુની વાણી સાંભળવા આવ્યા છે. ભગવાનની વાણી સાંભળતાં ઉત્કૃષ્ટ રસ આવે છે. સમ્યગદર્શન મોક્ષ પ્રાપ્તિનું પ્રથમ પગથીયું છે. જેનું દર્શન સમ્યક્ છે એનું જ્ઞાન પણ સમ્યક્ છે, અને તેનું ચારિત્ર પણ સમ્યક્ છે. સમ્યગ્દર્શન એ મોક્ષમાં જવા માટેનો દરવાજો છે. સમ્યગ્દર્શન આંગણું છે. અનંતકાળથી જીવ રખડે છે, પણ આંગણામાં પ્રવેશ કર્યો નથી. ૭૦ કોડાક્રોડી સાગરના કર્મમાંથી ૬૯ કોડાક્રોડી સાગરથી અધિક કર્મ ખપે ત્યારે સમ્યગ્દર્શન થાય. સમ્યગ્દર્શન પ્રાપ્ત કરવું તે નાના છોકરાનાં ખેલ નથી. "यथार्थ तत्वार्थ श्रद्धान सम्यक् दर्शनम् ઉમાસ્વાતિએ કહ્યું છે કે તત્વની યથાર્થ શ્રદ્ધા કરવી તેનું નામ સમ્યગ્ દર્શન છે. વસ્તુ સ્વરૂપને યથાર્થ જાણી તેની શ્રદ્ધા કરવી જીવ શાશ્વત છે. ત્રણેય કાળે હતો, છે અને હશે. જીવના સ્વરૂપને યથાર્થ રીતે ઓળખો. શરીર અને જીવનો સંબંધ છુટવાવાળો છે. સંયોગનો વિયોગ થવાનો છે. આત્મા ત્રિકાળ ટકવાવાળો છે. શરીર વહાલું છે કે આત્મા વહાલો છે ? શરીરની કેટલી કાળજી રાખીએ છીએ ! આત્મા છે એ સો ટચનું સોનું છે. શરીર એ ક્ષણભંગુર છે. સ્ર ધાતુ પરથી શરીર બન્યું છે. સ્ર એટલે સરકવું. સરકવું એનું નામ શરીર જીવ જ્યારે એક ગતિમાંથી નીકળી બીજી ગતિમાં

જોય છે ત્યારે રસ્તામાં-વાટે વ્હેતા સામી ગતિનું આયુષ્ય ભોગવે છે. માતાના ગર્ભમાં સવા નવમાસ રહ્યો. પછી જન્મ થયો. ત્યારથી આપણે વર્ષ ગણીએ છીએ. પણ ભગવંત કહે છે, જન્મ પહેલાં સવા નવ માસનું આયુષ્ય તો કપાઈ ગયું. સમયે સમયે જીવ દ્રવ્ય મરણે મરી રહ્યો છે. જન્મ એ મૃત્યુનો સંદેશો છે. આવખું કપાય છે. કટ કટ ઘડીયાળ કરે છે. કટ એટલે કાપવું. ઘડીયાળ આપણને ચેતવે છે, તમારૂં આયુષ્ય કદી વધી શકે નહીં. આયુષ્યની દોરી કપાઇ રહી છે. ધંધાધાપામાં બહુ ધ્યાન આપો છો તો હવે આત્મામાં ધ્યાન આપો. સમ્યગ્દર્શન પ્રાપ્ત કરી ભગવાન મહાવીર સ્વામીના સિદ્ધાંતને સર કરો. તેના ગૂઢ રહસ્યોને સમજો. સિદ્ધાંત એ અફર નિર્ણય છે. એના નિયમમાં ફેરફાર થાય નહીં. આત્મા મરતો નથી, છતાં મોતની બીક કેટલી છે? શરીર ધારણ કર્યું એ છૂટવાનું જ છે. જે લીધું એ મૂકવાનું જ છે. ત્રણેય કાળે ટકવાવાળો આત્મા છે, એનો કદી નાશ થવાનો જ નથી. તો બીક શા માટે?

"આત્મા દ્રવ્યે નિત્ય છે, પર્યાયે પલટાય,
બાળાદિ વય ત્રણનું, જ્ઞાન એકને થાય."

બાલ્યવય, યુવાનવય અને વૃદ્ધાવસ્થા શરીરને થાય છે, આત્માને થતી નથી. તમે કહો છો ને કે હવે પાકે ઘડે કાંઠા ન ચડે. જ્ઞાન આત્માનો સ્વભાવ છે. જ્ઞાન પ્રાપ્ત કરવું તે ઉંમર સાથે સંબંધ રાખતું નથી, ગમે તેટલી મોટી ઉંમરે પણ કેવળજ્ઞાન થઈ શકે. જ્ઞાન નથી ચડતું તેનું કારણ એ છે કે મન સ્થિર થતું નથી. અનેક વસ્તુઓમાં શક્તિ વહેંચાઈ ગઈ છે. મનને સ્થિર કરો. અને ધ્યાનમાં લીન થઈ જાવ. નવકારમંત્રનું સ્મરણ કરો. નવકારને ચૌદ પૂર્વનો સાર કહ્યો છે. નવકારમંત્રમાં સાધક અને સાધ્ય એમ બંને વાતને કહી છે. સાધ્યને સિદ્ધ કરવા સાધક પ્રયત્ન કરી રહ્યો છે. જે આત્માને સાધે તે સાધુ છે. જે જ્ઞાનદર્શનને સાધે તે સાધુ છે.

'એ કોણ છે એ કોણ છે, જે જીવી જાણે છે,
રાતભર જાગી જાગીને નિજનું સાધે છે,
બોલો બોલો જોગી નહીં, ભોગી નહીં,
રોગી નહિ, રાગી? રાગી નહિ ત્યાગી."

ત્યાગી હંમેશા નિજનું-આત્માનું જ સાધે છે. તે પોતામાં જ લીન છે.

જેની પાછળ વોરન્ટ નીકળ્યું હોય, જેને પકડાવાની બીક હોય એ પોતાના નામને શું જાહેર કરતો ફરશે? તમને જાહેરમાં આવવું બહુ ગમે છે ને? જેનું નામ લેવાય છે એ હું નથી. મૃત્યુનું વોરંટ પાછળ પડયું છે. બીજી પંચાત છોડી એક આત્માનું સાધવું તે હિતકર છે. જીવનનો જંગ જીતવા માટે મને આવું સાધુ જીવન મળ્યું છે. તે શું કોઈની

ઠાકુંદુહી કરવા માટે ? તું શ્રીમંતોના ગાણાં ગાય છે. પણ આ તો બધા ખુશામતીયા છે, "આને જરા ઠીક રાખીશ તો મારો શ્રાવક થાશે. મને કામ લાગશે." આવો વિચાર સાધુનો ન હોય. શરીરનો પણ ખપ નથી. તો બીજાઓનું શું પ્રયોજન છે? ભુખ લાગે તો પણ ધર્મના માટે ભુખ સહન કરવી.

"ધર્મ કાજે ક્ષુધા ઠંડી, તૃષા તાપ તથા ભય,
સહે તે દુઃખને માની, દેહ દુઃખે મહાફળ."

ટાઇફોઇડ થયો હોય અને ૪૧ દિવસ ન ખાધું તો તે લાંઘણ કહેવાશે. દેહની આરોગ્યતાના લક્ષ વિનાના ૪૧ દિવસ ઉપવાસ કરે તો આત્મા માટે કર્યા કહેવાય. શરીર સશક્ત છે. બે રોટલા પચી શકે છે. છતાં પણ ધર્મ માટે કરું છું. મળ્યું છે. પણ મારે તો કર્મ ખપાવવા માટે ઉપવાસ કરવા છે. કર્મને હંફાવવા છે. મોહરાજાને નમતું નથી આપવું. આ કાયા પાસે જેટલું કામ લેવાય એટલું લેવાનું છે. ભગવાન શીયાળાની કડકડતી ઠંડીમાં જે બાજુથી હવા આવતી હોય તે બાજુ ધ્યાન ધરી ઉભા રહે છે. કર્મ સામે અણનમ ઉભા રહી આત્માનું સાધે છે. આજે તમને જરા ઠંડી લાગે તો રજાઇઓ ઓઢી-પોઢી જાવ છો, અને ગરમી થાય ત્યારે પંખો ચાલુ કરો છો. જરાક ગરમીથી કેવા આકુળવ્યાકુળ થાવ છો! જ્યારે તીર્થંકરો બધા રાજકુમારો હતા. અઢળક સાહ્યબીના સ્વામી હતા, છતાં તે બધાને લાત મારી ધર્મને ખાતર બળબળતા તડકામાં કાઉસગ્ગ કર્યા, આત્માને ખાતર ભૂખ સહન કરી. તેથી ભગવાનને શરણે ગયેલા સાધકો પણ મૃત્યુને સ્વીકારવા તૈયાર થયા. તડકામાં પાણીની તરસ લાગતાં પ્રાણ જવા પર બેઠા હોય છતાં પણ ધર્મને છોડવા તૈયાર ન થાય.

ગમે તેવો ભય હોય, ગમે તેવા બોંબ ફૂટે એવો અવાજ આવતો હોય, મોટો સર્પ ફુંફાડા મારતો આવતો હોય તો પણ સાધક ઠંડો રહેશે. જેને ભગવાનનું શરણ સ્વીકાર્યું છે તેને કદી વાંધો આવતો નથી. ભક્તામર સ્તોત્રમાં—

श्च्योतन्मदाऽऽविल विलोल कपोल मूल, मत्त भ्रमद भ्रमर नाद विवृद्ध कोपम्
ऐरावताऽऽभमिभुद्धतमापतन्तम्, द्रष्ट्वा भयं भवतिनो भवदाऽऽश्रितानाम् ॥३८॥

હાથીઓના ગંડસ્થલ ભેદીને તેમાંથી પડી રહેલા શ્વેત અને લોહીથી ખરડાયેલાં એવા મોતીઓના સમૂહથી પૃથ્વીના કેટલાક ભાગને શોભાયમાન બનાવેલ છે. તથા જે છલંગ મારવાને તૈયાર છે અથવા છલંગ મારી ચૂકેલો છે એવો સિંહ પણ હે ભગવાન! તમારા ચરણ કમળરૂપી પર્વતનો આશ્રય લેનાર મનુષ્ય પર આક્રમણ કરી શકતો નથી. જેને ભગવાનના વચન ઉપર વિશ્વાસ છે, શ્રદ્ધા છે, એનો કદી વાળ વાંકો થતો નથી. શરીર માટે બધું સહન કર્યું છે, આત્મા માટે કાંઈ કર્યું નથી. ડાયાબીટીસવાળાને ડૉકટર કહે-તમારે

ખાંડ ન ખાવી, તો ખાંડ કદી ખાતા નથી, કીડરી ખાય છે, આ બધું શરીર માટે કરે છે. શરીર માટે કેવી કસરત કરે છે, કેવો ભાર ઉપાડે છે, અને દંડબેઠક કરે છે. અને અહીં ૧૦૮ વાર વંદણા કરવાનું કોઈ કહે તો મારાથી નહિ થાય એમ કહી દેશે. વંદણાનું ફળ કેટલું છે? વંદન કરવાથી "અપડિહ્ય" આજ્ઞાફળ પ્રાપ્ત થાય છે. તેનું વચન કોઈ ઉથાપે નહિં. તેના ફળદ્રુપ ભેજામાંથી નીકળેલા નિયમોનું બધા પાલન કરે. ધર્મ કરતાં દેહને કષ્ટ પડે છે. પણ આત્મા ધર્મ ખાતર સહન કરે તો મહાફળ પ્રાપ્ત થાય છે. ધર્મ એક જ સાચો સખાયો છે. સગાંવહાલા તમારા દેહનું રક્ષણ કરવાવાળા છે. પણ આત્માનું રક્ષણ કરવાવાળા નથી. ઉપવાસ કરવાનું નામ લેશો તો તરત કહેશે. તમે ઉપવાસ ન કરી શકો. ઉપવાસ કરશો તો બ્લડપ્રેશર વધી જશે. તમારૂં શરીર બગડી જશે. પણ ખરે મધ્યાન માલ ખરીદવા જવું હોય તો ના નહિ પાડે. ભાતું તૈયાર કરી દેશે પણ "આવા તડકે તમારૂં શરીર બગડે માટે ન જાવ, આપણે પૈસા નથી જોઈતાં." એમ કહેનાર કોઈ ખરૂં? ધર્મ ખરેખર કરવા જેવો છે. ત્યાં આડી વાત કરશે. પાંદડા પંપાળો આ ઝુળીયા સામે જુઓ. તમારું પુણ્ય છે તેથી તમને ટાઢે છાંયે મળી રહે છે. મજુરના આંતરડા વલોવાઈ જાય છે ત્યારે માંડ ખાવા ભેગો થાય છે. ઉપવાસ કરનાર ઢીલા પડી જાય તો હિંમત કરીને પણ કરવાની પ્રેરણા આપો. ધર્મમાં કદી આડા ન આવો. આજે ધર્મની પ્રેરણા આપનાર બહુ ઓછા છે. ઘરના માણસો વેપારધંધે ન જતાં હોય તો 'શું ઘરમાં ને ઘરમાં બેસી રહ્યા છો? બજારમાં જાવ તો નોકરી મળશે.' પણ જો કહેશે કે મારે દીક્ષા લેવી છે. તો તરત કહેશે તો શું કામ પરણ્યા? પરણ્યા છો એટલે અમને બધાંને પાળો–પોષો. આમ માણસ અજ્ઞાનમાં જ ઘેરાયેલો છે. સત્યને પીછાણી શકતો નથી.

"તું જાગ હવે તો અજ્ઞાની, જાગ હવે તું અજ્ઞાની,
ખૂબ લીધી તે નિંદર ઘેરી, ચાલી જશે આ જિંદગાની.
નિંદરમાં તું સપના નિહાળે, અપ્સરા જાણે ચામર ઢાળે,
આંખ ખૂલે ત્યાં સપના જુઠા, આવશે વેળા ઝુરવાની....તું જાગ હવે.

નિંદરમાં અનેક સ્વપ્નને અનુભવે છે. જાણે અપ્સરા ચામર વિંઝે છે. અને તું મોજથી સુતો છે. પણ આંખ ઉઘડતાં બધું અદ્રશ્ય થઈ જશે. અને અફસોસ કરવાનો વખત આવશે. સ્વપ્નની માફક આ સંસાર પણ ભ્રાંત છે ખોટા આશાના મિનારા ચણવાના મૂકી દે. નહિતો ઝુરવાનો વખત આવશે. હવે ઉઠો, સમય આવી ગયો છે. નિંદ્રા ખૂબ લીધી. એક એક ઘડી અણમોલ છે કર્મના ભુક્કા ઉડાવી નાંખે એવો ધર્મ પ્રાપ્ત થયો છે. ધર્મ, ન્યાયનીતિ અને પ્રમાણિકતા શીખવે છે.

એક વૃદ્ધ માણસ હતો. તે ખૂબ ગરીબ હતો. કમાવાની શક્તિ ક્ષીણ થઈ ગઈ હતી.

તેથી રસ્તા પર બેસે અને ત્યાંથી પસાર થતાં માણુસો સામે હાથ લંબાવે. થોડું ઘણું મળી રહે અને ગુજરાન ચલાવે, એક વખત એક સજ્જન પુરૂષ ત્યાંથી પસાર થાય છે. પેલો વૃદ્ધ હાથ લંબાવે છે. સજ્જન કહે છે :– મારી પાસે કંઈ નથી, માત્ર ચણા છે ભુખથી વ્યાકુળ એવો વૃદ્ધ કહે છે. ભલે મને ચણા આપો, મને તો ભુખ લાગી છે. પેટ ભરવાનું કામ છે. સજ્જન તો ચણા આપીને ચાલ્યો જાય છે. પેલો ભિખારી ચણા ખાવા જાય છે. અને ચણામાં સોનામહોર જુએ છે. ભીખારી વિચારે છે : અરે સજ્જન પુરૂષે મને ચણા આપ્યા છે, સોનામહોર નથી આપી, ભુલમાં સોનામહોર આવી ગઈ છે. સોનામહોર ભિખારીના દિલમાં ગડમથલ મચાવે છે. તેનું મન કહે છે. લઈલે ને ? તું કયાં ચોરી કરવા ગયો છે ! આત્મા ના પાડે છે. અરે ! અનીતિનું કેમ લેવાય ? મન અને આત્માનું યુદ્ધ થાય છે અને આત્માનો વિજય થાય છે. આજે માનવી જાણી જોઈને જુઠાણું ચલાવે છે. પાપ સિફતથી કરે છે. બીજાના ગળા રહેંસી નાંખે છે.

પાપ તણા પલ્લામાં સત્યનું વેચાણ છે,
પુણ્ય તણા પલ્લામાં ખોટનો વ્યાપાર છે,
લક્ષ્મીના લાડકા થવાના એને કોડ છે,
એમાં તો માનવીને કેટલી પંચાત છે !
જન્મીને મરી જવું એટલીજ વાત છે,
એમાં તો માનવીને કેટલી પંચાત છે !

લક્ષ્મીના માનીતા થવા ઈચ્છતા લોકો સત્યનું વેચાણ કરે છે. પુણ્યનું પલ્લું ખોટમાં જાય છે અને પાપનું પલ્લું વજનદાર થતું જાય છે. જન્મીને મરી જવાનું છે એમાં માનવી કેટલા પ્રપંચ, અનીતિ વિગેરે કરી રહ્યા છે. બીજે દિવસે સવાર પડયું. પેલો સજ્જન ફરવા નીકળ્યો. વૃદ્ધ ભિખારીએ તેને શોધી કાઢયો. અને કહ્યું, લ્યો, આ તમારી સોનામહોર, તમે મને ચણા આપ્યા હતાં તેમાંથી નીકળી છે.” ભલા ભાઈ, તું તો ગરીબ છે. આ સોનામહોર તને રાખવાનું મન ન થયું ! તું પાછી આપવા કયાં આવ્યો ? સજ્જને સાશ્ચર્ય વૃદ્ધને પૂછ્યું. વૃદ્ધે જવાબ આપ્યો, સાહેબ ! હું સોનામહોર લઈ ગયો પણ ઘરે ઝગડો થયો. આખી રાત ઉંઘ ન આવી. સજ્જને કહ્યું, તારે વળી કયાં ઘર છે ! તું તો કહેતો હતો ને હું તો એકલો જ છું, ત્યાં કોની સાથે ઝગડો થયો ? પેલા વૃદ્ધે કહ્યું, આ શરીર રૂપી ઘરમાં મન અને આત્માનો ઝગડો થયો. મન કહે છે. અરે મુર્ખા ! લઇ લેને ડાહ્યો થઈ ને ! શું કામ પાછું આપે છે ? જ્યારે આત્માએ ના પાડી. મુર્ખા ! જેટલું અણહક્કનું પચાવીશ એટલું વ્યાજ સાથે ભરવું પડશે. અંતે આત્માનો વિજય થયો. અને તેથી તમને આ સોનામહોર આપવા આવ્યો છું.

તમે અનીતિ, અત્યાચાર કરો ત્યારે તમારો આત્મા શું એમ કહે છે કે આવું અનીતિનું

નથી જોઈતું. મન કહે છે સીઝન છે, સૌ કરે છે. આપણને શો વાંધો છે? સૌનું થશે તે આપણું થશે. અંતે બધા કરે એટલે આપણે કરવું. તમે પણ આંધળું અનુકરણ કરો છો, પણ અનુકરણ એ મરણ છે. પેલો સજ્જન ભિખારીને કહે છે, ભાઈ તું જ્ઞાની છે. રોજ સવાર સાંજ બે વાર મારે ત્યાં જમવા આવજે અને એક ઓરડીમાં રહેજે. આખો દિવસ પ્રભુ ભક્તિ કરજે. મારો આત્મા મોહમાં અને કષાયમાં પડેલો છે. એ તારા જેવાથી પાપમાં પડતો બચશે. પછી સજ્જન પેલા વૃદ્ધને પોતાના ઘેર લઈ જાય છે ને સ્વજનની જેમ સાચવે છે. જીવને અંદરથી સાચી સમજણ આવવી જોઈએ, એ સમજણ વિવેકથી આવે. જ્યાં વિવેક છે, ત્યાં ધર્મ છે. આ વિવેક ભગવાન બતાવે છે. નિષધકુમાર સાંભળે છે. વિશેષ શું કહેશે એ અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન નં...૫૪

### ભાદરવા વદ ૨ સોમવાર તા. ૬-૯-૭૧

ભગવાન નેમનાથ દ્વારિકામાં પધાર્યા છે. અનેક ભવ્ય જીવો ભગવાનની અમૂલ્ય દેશના સાંભળવા આવ્યા છે. ભગવાન વાણીનો ધોધ વરસાવી રહ્યા છે. ભવ્ય જીવો અપૂર્વ ભાવે-ઉલ્લસિત હૃદયે ભગવાનને સાંભળી રહ્યા છે. તેઓ એક હજાર આઠ ઉત્તમ લક્ષણના ધરનાર છે. ભગવાન ચોત્રિસ પ્રકારના અતિશયે કરી બિરાજમાન છે. પાંત્રીસ પ્રકારની સત્ય વચન વાણીના ગુણે કરી સહિત છે. જ્ઞાનાવરણીય કર્મ જતાં અનંત કેવળજ્ઞાન, દર્શના-વરણીય કર્મ જતાં કેવળ દર્શન, મોહનીય કર્મની સાત પ્રકૃતિ જતાં ક્ષાયક સમકિત, કષાયો જતાં યથાખ્યાત ચારિત્ર, રતિ-અરતિ જતાં વીતરાગતા, ત્રણવેદ જતાં અવેદીપણું, હાસ્ય, ભય, શોક અને જુગુપ્સા જતાં અભયપણું અને અંતરાય કર્મ જતાં દાનાદિ પાંચ લબ્ધિ પ્રાપ્ત થાય છે. અરિહંતનાં બાર ગુણ છે.

૧૮ દોષ (૧) અજ્ઞાન (૨) ક્રોધ (૩) મદ (૪) માન (૫) માયા (૬) લોભ (૭) રતિ (૮) અરતિ (૯) નિદ્રા (૧૦) શોક (૧) અસત્ય (૧૨) ચોરી (૧૩) મત્સર (૧૪) ભય (૧૫) પ્રાણી વધ (૧૬) પ્રેમ (૧૭) ક્રીડા પ્રસંગ (૧૮) હાસ્ય.

આ ૧૮ દોષથી રહિત છે. અરિહન્ત દેવો દ્રવ્ય અને ભાવથી દેદિપ્યમાન હોય છે. જેમનું અર્ધ ચન્દ્ર જેવું કપાળ છે, શરદ પૂર્ણિમાના ચન્દ્ર જેવું મુખારવિંદ છે,

"જગજીવન જગ વાલ હો, માતા શિવા દેવીનો નંદ લાલ રે,
મુખ દીઠે સુખ ઉપજે, દર્શને અતિહી આનંદ લાલ રે....જગ....
આંખડી અમીરસ પાંખડી, અષ્ટમી શશી સમ ભાલ લાલ રે,
વદન તે પુનમ-ચાંદલો, વાણી અતિહી રસાળ લાલ રે...જગ.

ભગવાનના મુખદર્શનથી આનંદ આનંદનો અનુભવ થાય છે.

"यै शान्तरागरुचिभिः परमाणुभिस्त्वं, निर्मापित त्रिभुवनैकललामभूत ।
तावन्त एव खलु ते प्यणवः पृथिव्यां, यत्ते समानमपरं नहि रूपमस्ति ॥ (१२)

ભગવાનના ગુણગાન કરતાં માનતુંગ આચાર્ય કહે છે, ત્રણ ભુવનમાં અદ્વિતીય શણગાર રૂપ હે પ્રભુ! તમારા અંતરમાં સમરસ પ્રગટેલો છે અને તેનો ભાવ તમારા મુખમંડળ પર બરાબર તરવરે છે. તેથી તમે શાંતરસની સાક્ષાત મૂર્તિ હો તેવા જણાવ છો. તમારા જેવો શાંત રસ અન્ય કોઈ વ્યક્તિના મુખ પર જોવામાં આવતો નથી. તેથી મને એમ લાગે છે કે આ જગતમાં શાંત રસના જેટલા પરમાણું હશે તે બધાં તમારૂં નિર્માણ કરવામાં વપરાઈ ગયા હશે. જો એમાંના પરમાણુ શેષ રહ્યા હોત તો તમારા જેવી અન્ય શાંત મૂર્તિ અવશ્ય નિર્માણ થઈ હોત! પરંતુ એવી શાંત મૂર્તિ અન્ય કોઈ નિર્માણ થઈ નથી. તાત્પર્ય એ છે કે ભગવાનનું રૂપ અનોખું છે. જેની સરખામણી આ જગતની કોઈ વસ્તુ સાથે થઈ શકે તેમ નથી. ભગવાનમાં જરાય ઉકળાટ નથી, કષાય નથી, ભ્રકુટી ચડતી નથી. દુઃખ દેનાર ઉપર પણ સ્નેહ વરસાવે છે. કોઇ મને દુઃખ આપે નહીં એવો નિર્ણય પાકો છે. આપણને આ નિર્ણય પાકો નથી. કર્મ છે તો નિમિત્તો હજારો મળવાના. પણ ઉપાદાન પોતાનું જ છે, હજારો માણસો ચાલ્યા જતા હોય અને એકને માથે ઝરુખો પડે, અનેક પથિકો વૃક્ષ નીચે વિસામો લેતા હોય. વખત થતાં બધા ચાલ્યા જાય. એક માણસ બેઠો રહે અને ઝાડ પડે. ઝાડનું પડવું એનું નિમિત્તમાત્ર છે.

"કર્મ છોડશે ના તને કોઈ કાળે, જનમ જ્યાં ધરે તું,
તને ત્યાં સંભાળે, કરમ છોડશે ના."

હે ભાઈ! તને કર્મ છોડશે નહીં. જ્યાં જન્મ લઇશ ત્યાં આવીને ઉભાં રહેશે. કેટલા ભવના કર્મ આવે? અસંખ્ય ભવનાં કર્મો આવે. કર્મની સ્થિતિ અસંખ્ય કાળની છે. પ્રવાહ આશ્રી કર્મ અનંતકાળથી છે. ગમે તે ભવમાં કર્મ આવી પડે છે. ફૂલોની પથારીમાં સુતો હોય અને કેન્સર થાય છે. જુવાનજોધને *T. B.* થઇ જાય છે. તે કોઇની સેવા કરવા ગયો ન હતો છતાં *T. B.* કેમ થયો? ગમે ત્યાં જન્મ લઇશ, મેરૂ પર્વત ઉપર જઈશ કે ધરતીના પેટાળમાં જઇશ પણ કર્મ છોડશે નહીં. કર્મ બંધના કારણ પાંચ છે. (૧) મિથ્યાત્વ (૨) અવ્રત (૩) પ્રમાદ (૪) કષાય (૫) અશુભ યોગ. કર્મ પ્રમાણે અવતાર મળે છે,

ઉચ્ચકુળ, સુંવાળા કુટુમ્બમાં અને વૈભવના ઢગલા ઉપર જન્મ થયો હોય પણુ ભાઈને અંતરાય કર્મનો એવો ઉદય હોય કે કાંઈ ખાઈ ન શકે. મોટી મહેલાતો હોય પણુ પથારીમાં પડખું ફરવાનીયે ડૅાકટરની મનાઈ હોય. ગરીબના છોકરાં માંદા પડે અને શ્રીમંતના માંદા ન પડે એવું ખરૂં ? કોઈ એમ કહે જેને ખાવાપીવાનું વ્યવસ્થિત ન હોય, ગરીબને ટાઢુંશીરૂ જેવુંતેવું અવ્યવસ્થિત ખાવું પડે તેથી તેને રોગ આવે, પણુ શ્રીમંતને એવું હોતું નથી. તેને તો દરરોજ સુંદર પુષ્ટિકારક ગરમાગરમ ખોરાક ખાવા મળે છે, છતાં રોગ આવે છે. કહેવું જ પડશે કે રોગ કર્મને લીધે આવે છે. જીવ કર્મ કરે ત્યારે એમ વિચારે છે કે મારી લીલા કોઈ દેખતું નથી. માનવીનું જીવન દંભી બની ગયું છે. કરવું છે કાંઈ અને દેખાડવું છે કાંઈ. પશુઓનું જીવન પ્રગટ હોય છે. જેવું અંદર હોય તેવું બહાર દેખાડે છે, ઢાંકપીછોડો નહિ કરે. ત્યારે માનવી હોય કેવો અને દેખાવ કરે કેવો ? સદાચારી થવું નથી, છતાં સદાચારી કહેવડાવવું છે. સત્યવાદી નથી છતાં સત્યવાદી કહેવડાવવું છે. કોર્ટમાં ભગવાનના સોગંદ ખાય છે. સત્યને સોગંદની જરૂર નથી. સત્યને સાક્ષી પુરાવા શા ? સમ ખાય તે ખોટા. આજે તો પૈસા ભરીને સાક્ષી પુરાવા ઉભા કરીને કેસ જીતી જાય છે. ન્યાયાલયમાં ન્યાય પણુ પૈસા પર તોળાય છે. દંભ એ સાચું જીવન નથી. છતાં આજે જાણે દંભ એ જ જીવન બની ગયું છે. ગધેડા પર વાઘનું ચામડું ઓઢાડી દો તેથી ગધેડો વાઘ બની શકતો નથી. ભૂંકે એટલે તરત ખબર પડી જાય છે. સતીનો દેખાવ કરવાથી વેશ્યા સતી બની શકતી નથી. સ્વાંગ સેવકનો સજે અને સમાજસેવક તરીકે પોતાની જાતને ઓળખાવે, પણુ ઘરડા માબાપની સેવા કરવામાં શરમ આવે છે. ફોગટ જો સન્માન મળે તો તે લેવામાં અચકાતો નથી.

"સ્વાર્થ અહંકારમાં ખદખદે જગત આ, વિરલ દેખાય છે પ્રેમ સેવા,
અવરનું અહિત ઇચ્છા કરી આદરે, સર્વ કો માગતું મિષ્ટ મેવા,
ઉપરનું શોભતું રૂપરંગે ભર્યું, અંતરે કૂડ–કચરા ભરેલા,
દંભ આડમ્બરે જીવન ભરપૂર છે, વિરલ વિશુદ્ધ પ્રભુથી ભરેલા."

આજે મોટેભાગે જ્યાં નજર કરીએ ત્યાં સ્વાર્થ અને અહંભાવયુકત જીવન જ દેખાય છે. બીજાને દુઃખી કરીને, બીજાને પછાડી દઈને પોતાને આગળ આવવું છે. માલમલિદા ઉડાવવા છે. અંતરમાં ગમે તેવું હળાહળ ઝેર ભરેલું હોય પણુ જગતની નજરે સારા દેખાવું છે. જગતમાં થોડી વ્યક્તિ જ એવી હશે કે જે બીજાને સુખી કરે અને પોતે દુઃખને ઓઢી લે. દંભ જીવનનું પતન કરનાર છે. પણુ જીવ સ્વાર્થ ખાતર પોતાના હિતાહિતનો વિચાર પણુ કરતો નથી. શ્રાવકનું જીવન સ્ફટિક જેવું હોવું જોઈએ.

जहा अंतो तहा बाहिं, जहा बाहिं तहा अंतो

પાપની પરંપરા છોડવી હોય, ધર્મ આચરવો હોય તો જેવા અંદર છો તેવા બહાર દેખાઓ. જગતના કહેવા પર તારા જીવનનું ધોરણ બાંધીશ નહિ. કેવળજ્ઞાનીની પરીક્ષામાં પાસ થા, ત્યારે આનંદ પામજે. કોઇ ચોથા આરાના નમુના–આદર્શવાદી–ગુણવાન શ્રાવક તને કહી દે, પણ તારૂં અંદરનું જીવન કેવું કઢંગુ છે તે જો, અંદર રાગદ્વેષના જાળા કેટલા બાઝયા છે? ધર્મ પર પણ સાચી શ્રદ્ધા છે? જ્યાં ને ત્યાં ફરતો ફરે છે. બધાં સાચાં છે, બધાને સમજવા જોઈએ, એમ માને છે. પણ સો જગ્યાએ બબે ફૂટ ખોદવાથી પાણી નહિ મળે. તરસ્યો રહી જઈશ, એના કરતાં એક જ જગ્યાએ ૨૦૦ ફૂટ ખોદે તો પાણી મળી જાય. સત્યદર્શન પ્રાપ્ત થયું છે, તો એવા તત્વને જીવનસાત કરી લે. તેમાં જ શોધ ચલાવવારૂપ (ખોદકામ)નો પુરૂષાર્થ કર. ક્ષમાનો એક ગુણ કેળવ, એની પાછળ પુરૂષાર્થ કરીશ તો અંદર એવો આનંદનો ઝરો ફુટશે કે દુકાળમાંય ખુટશે નહિ. કોઈની નિંદા ન કરવી, સત્ય બોલવું. આવા એક એક ગુણ પાછળ પડો. એક ગુણને તો એવો કેળવો કે ગમે તેવી પરીક્ષા કરે તો પણ નિષ્ફળ ન જવાય. ૫૦–૬૦ કે ૭૦ વર્ષની જીંદગી ગઈ પણ એકેય ગુણ આવો કેળવ્યો ખરો? ભોજન લેવું એ શરીરનો દરરોજનો ધર્મ છે. તેમાં અનાસક્ત યોગને કેળવો, અસ્વાદનો એવો ગુણ કેળવો કે ગમે તેટલું ભાવતું ભોજન આવે તો પણ તેના પર આસક્તિ ન થાય, મોઢામાં પાણી ન આવે. આજે માણસમાં ખાવાની વૃત્તિ ખુબ વધી છે. માણસના ત્રણ જાતના વર્ગ પાડો. (अ) વર્ગ–જ્યારે મન થાય ત્યારે ખાય, જેવું આવે તેવું ખાધા કરે છે. ઢોર લુગડાને પણ ચાવી જાય છે. તેમ. આ (अ) વર્ગનો માનવી રીત કે કરીતનું ખાધા જ કરે છે. (ब વર્ગ) વાળો જીભને ભાવે એવું ખાય છે. આ ખાવાથી રોગ થશે એ જુએ નહીં, પણ જીભને પસંદ પડે એ ખાય છે. એટલે કે સ્વાદિષ્ટ ખાય છે. (क) વર્ગવાળો જીભને ભાવે તેવું નહિ, જે તે નહિ, પણ પેટને સદે એ ખાય છે. જીભને કન્ટ્રોલમાં રાખે છે. રોગ થાય એવું ખાય નહિ. ઇન્દ્રિયો પર કાબુ હોય છે. આ ત્રીજા (क) વર્ગના માણસમાં વિવેક છે. વિવેકને લીધે માણસ પશુથી જુદો પડે છે. જો વિવેક ન હોય તો પશુને શીંગડાં અને પુંછડું છે અને માણસને તે નથી એટલો જ ફરક રહે. માટે ખાવા–પીવામાં, રહેણી–કરણીમાં, ભાષામાં વિવેક કેળવો. ધર્મ તમને આ વિવેક શીખવશે. ધર્મ કરો અને કરાવો. ધર્મના સ્વરૂપને સમજવા સદ્દગુરૂના સમાગમમાં આવો. તમને આ ધર્મ રૂચતો હોય તો તમે જૈન ધર્મનો પ્રચાર કરો પણ તમને પ્રચાર કરવાની શરમ આવે છે. આજે જૈન ધર્મનો જે પ્રચાર હોવો જોઇએ એ પ્રચાર નથી. ઈસુનો ધર્મ પાળનાર મોટા મોટા ડોકટરો અને ડીગ્રીધારી ઈસુની ચોપડી રાખે અને બધાને આપે અને કહે, ઇસુના ચમત્કાર જુઓ! અને વાંચો! બાઇબલની પાંચ લાખ આવૃત્તિ છપાણી. એ ધર્મનો કેટલો પ્રચાર છે! કરોડો રૂપિયા વિદેશથી ધર્મપ્રચાર માટે આવે છે. તમારા ઘરે મહેમાન આવ્યા હોય તો વ્યાખ્યાન સાંભળવા આવો એવું પણ તમને બોલતાં આવડતું નથી! જે પ્રચારની ધગશ જોઈએ એ

અંગશ નથી. ધર્મનો પ્રચાર કેમ થાય અને આત્માની ઉન્નતિ કેમ થાય એ જોવું તે દરેક જૈનનું કર્તવ્ય છે.

ભગવાન નેમનાથ પ્રભુની વાણીનો પ્રવાહ વહી રહ્યો છે. શ્રોતાજન જેમ જેમ સાંભળતા જાય એમ ખ્યાલ આવે છે. અનંતકાળથી જીવનું પરિભ્રમણ ચાલે છે. ઉદ્ધાર કરવો હોય તો હવે ભગવાનને શરણે જવું જ પડશે. એક દેખતો સો અંધોને ઉગારે. મોહથી ઘેરાએલા બધાં અંધ છે. જ્ઞાની કહે છે, આ મોહની પરંપરા પેઢી દર પેઢીથી ચાલી આવી છે. રૂપ ફરતાં ફરતાં વાસનાને જુએ છે, અને રૂપ અને વાસના પરણી ગયા. એમને એક દિકરો થયો. એનું નામ રાગ પાડ્યું. રૂપ એનો બાપ અને વાસના એની મા. રાગ જુવાન થયો. અને મમતા નામની છોકરી સાથે લગ્ન થયાં. રાગ અને મમતાએ મોહને જન્મ આપ્યો. મોહ મોટો થયો. માયાના પરિચયમાં આવ્યો. પરિચય પ્રણયમાં પરિણમ્યો. અને એમાંથી ઇર્ષાએ જન્મ લીધો. ઇર્ષાએ વેરને વરમાળા પહેરાવી અને આ ધરતી ઉપર દુઃખે જન્મ લીધો. દુઃખે અપરિચિત જ રહેવાનો નિર્ણય કર્યો. દુઃખે આવો નિર્ણય ન લીધો હોત તો તેને પરણત કોણ? દુઃખ આવ્યું કયાંથી, તે સમજાય તો દુઃખમાંથી મુક્ત થવાનો માર્ગ મળી રહે. નેમનાથ પ્રભુ આ વાત સમજાવે છે, અને નિષધકુમાર સાંભળી રહ્યા છે. વિશેષ અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન...૫૫

### ભાદરવા વદ ૩ ને મંગળવાર તા. ૭-૯-૭૧

ભગવાન નેમનાથ દ્વારિકામાં પધાર્યા છે. નિષધકુમાર પ્રભુની અમૃતમય વાણીનું પાન કરી રહ્યા છે. મીઠી મધુરી વાણી સાંભળતા નિષધકુમારના હૈયામાં અપૂર્વ આલ્હાદ ઉત્પન્ન થાય છે. ૬૯ ક્રોડા ક્રોડી સાગરના કર્મને ખપાવી સમ્યગ્ દર્શનને પ્રાપ્ત કરે છે. પ્રભુની વાણી સત્ય છે. પ્રમાણ ભૂત છે. એવી ભાવના ભાવતા સાચુ સમજાણું એટલે શ્રધ્ધા થઈ. પહેલા સમ્યગ્ દર્શન આવે પછી વ્રત-પચખાણ ગ્રહણ કરે. નિષધકુમાર વાણી સાંભળીને ભીંજાઈ ગયા છે. ભગવાન કહે છે એ માર્ગ સાચો (અને સત્ય) છે. આ વાત હૈયામાં ઉતરી ગઈ. વસ્તુ સમજી ગયા પછી મારામાં કેટલી તૈયારી છે એ જોવાનું છે.

આર્યકુળમાં જન્મ, પાંચ ઈન્દ્રિયની પરિપૂર્ણતા, ઉત્તમ ધર્મ, સદ્ગુરુનો જોગ અને વીતરાગ પ્રભુની વાણી : આ બધું મહાપુણ્યના ઉદયથી મળે છે.

"અનંત કાળથી આથડયો, વિના ભાન ભગવાન,
સેવ્યા નહીં ગુરૂ સંતને, મુકયું નહીં અભિમાન."

જીવ અનંત કાળથી આથડયો છે. હવે ભવ ભ્રમણનો કંટાળો આવ્યો છે? એક માણસ દસ પંદર વર્ષથી રોગથી પીડાતો હોય એને કંટાળો આવે ને? કે હવે આ રોગથી કોઇ મુક્ત કરનાર મળે તો સારૂં! તેમ આપણે બધા અનંત કાળથી કર્મના રોગથી રીબાઈએ છીએ. તિર્થંકર દેવો અને વીતરાગ પ્રભુની વાણી રોગથી મુક્ત કરનાર છે. વીસ પચીસ ગાઉ ચાલ્યા પછી ગામ દેખાતું ન હોય અને થાકી ગયા હો તો કોઈ ને પૂછો છો ને કે હજુ ગામ કેમ આવ્યું નહિ? કેટલું દૂર છે.! અમે ઊંધે માર્ગે તો ચડી ગયા નથી ને? એમ આ સંસારમાં અનંત કાળથી રખડો છો. અનંત ભવથી ભટકો છો. હજી છેડો દેખાતો નથી. હવે કોઈ વિશિષ્ટ જ્ઞાની પુરૂષનો ભેટો થઈ જાય તો પૂછો કે મારો મોક્ષ કયારે છે! હવે કેટલા ભવ કરવાના છે! શું કર્તવ્ય કરૂં કે જેથી ભવભ્રમણનો અંત આવે? નાના બાળકે ચાલુ પ્રાયમસમાં હાથ નાખ્યો અને દાઝી ગયો. ફરી હાથ નાખવા જશે ખરો! સર્પમાં ઝેર છે એમ સાંભળ્યું છે પણ તમે અનુભવ કર્યો છે! ના–છતાં સર્પ વીંછીને દેખશો ત્યાં ઠેકડો મારશો, તેની સામે રમત કરવા નહિ જાવ. શા માટે! કારણ કે ત્યાં સાચી સમજણ પ્રાપ્ત થઈ ગઈ છે. ફાસ્ટ ટ્રેઈન આવતી હશે તો તે પાટા ઓળંગવા જશો? ના, કારણ? તમે જાણો છો તે ટ્રેઈનની વચ્ચે આવી જવાથી મૃત્યુ થાય છે. આ બધા ભય સ્થાનોથી ભડકો છો. પણ આ સંસારનો ભય લાગ્યો છે! સંસારના વિષય ઝેર છે. મારી નાખનાર છે આવી પ્રતીતિ થઇ છે? સાચી શ્રદ્ધા લાવો. વીતરાગની વાણીમાં ઓતપ્રોત થઈ જાવ. સત્યનો સત્ય તરીકે સ્વીકાર કરો.

ચોથા, પાંચમા અને છઠ્ઠા ગુણસ્થાનક વાળો જઘન્ય ત્રીજે ભવે ઉ. ૧૫ મે ભવે મોક્ષમાં જાય છે. સાતમાથી અગ્યારમાં ગુણ સ્થાનક વર્તી જીવ જ તે જ ભવે મોક્ષમાં જાય છે. અને ૧૨–૧૩–૧૪–મા ગુણવાળો તે જ ભવે મોક્ષમાં જાય છે. સમ્યગ્ દર્શની આત્મા સ્વરૂપને સમજે છે, તેને એ રૂચે છે. રસ્તો આ છે. આવી સચોટ શ્રદ્ધા છતાં માર્ગને અંગીકાર કરી શકતા નથી. કારણ કે ચારિત્રમાં કમજોર છે.

" सद्दहे रोयमाणे वि नोयगं पडिवज्जइ ॥ "

એક માણસે લાખ રૂપિયાનો હાર જોયો અને ગમી ગયો. કિંમત પૂછે છે તો કહે છે, લાખ રૂપિયાનો છે. તેની ખરીદવાની શક્તિ નથી, છતાં પૂછો કે હાર લેવા જેવો છે કે નહીં? તો તરત કહેશે, લેવા જેવો તો છે, પણ મારી પાસે ખરીદવા જેટલા પૈસા નથી, તેથી લઈ શકતો નથી, તેમ જેને સમ્યક્ દર્શન પ્રાપ્ત થયું છે તે કહેશે કે સાધુપણું લેવા જેવું છે પણ મારાથી સાધુપણું લેવાતું નથી, કારણ હું કમજોર છું, પામર છું.

હજી સંસારનો મોહ મારાથી છુટતો નથી. સમકિતીનું કે શ્રાવકનું પૂર્ણતાનું લક્ષ હોય છે. એક ગાડાની મુસાફરી કરે છે. એક ટ્રેઈનની મુસાફરી કરે છે. અને એક પ્લેનની મુસાફરી કરે છે. પ્લેનવાળો પહેલા પહોંચે છે. ટ્રેઈનવાળો તેના પછી પહોંચે છે અને ગાડાવાળો સૌથી મોડો પહોંચે છે. પણ બધાનું ધ્યેય પહોંચવાનું છે. કોઇ સમકિતી જીવ સ્ત્રીને પરણે, લડાઈ કરે, રાજ્ય પણ ભોગવે છતાં તેનું ધ્યેય તો મોક્ષનું જ છે. 'આ મારી સંસારની પ્રવૃત્તિ નથી' એમ તે બરાબર સમજે છે.

નિષધકુમારે ભગવાનની દેશના સાંભળી. તેઓ બહુ રાજી થયા. અપૂર્વ ધર્મ સંભળાવનાર, મોક્ષમાર્ગ બતાવનાર આવા સદ્ગુરૂ મળ્યા, એ મારાં અહોભાગ્ય છે. કરવા જેવું સર્વવિરતિ પણું છે. તેઓ ઉભા થયા અને હાથ જોડીને કહે છે.

इणमेव निग्गंथं पावयणं सच्चं अणुत्तरं केवलियं पडिपुन्नं नेयाउयं

संसुद्धं सल्लकत्तणं = આ નિર્ગ્રંથ પ્રવચન સત્ય છે, અનુત્તર છે, કેવળીપ્રરૂપિત ન્યાય-યુક્ત છે, સમ્યક્‌પ્રકારે શુદ્ધ છે. સલ્ય, કર્મનો નાશ કરનાર છે. હે પ્રભુ!

सद्दहामि पत्तियामि रोएमि फासेमि पालेमि अणुपालेमि निग्गंथं पावयणं

હે પ્રભુ! નિર્ગ્રન્થ પ્રવચન પર હું શ્રદ્ધા કરૂં છું. વિશ્વાસ કરૂં છું. રૂચિ કરૂં છું. એ પ્રવચન આપે કહયું તેમ જ છે. એ તથ્ય છે. અતિ તથ્ય છે, ઈષ્ટ છે, અત્યંત ઈષ્ટ છે આપ દેવાનુપ્રિયની સમીપે ઘણા રાજાઓ-તલવર-માંડબિક-કૌટુંબિક! શ્રેષ્ઠિ-સેનાપતિ-સાર્થવાહ આદિ સંસારને છોડી સાધુ બન્યા છે તેઓને ધન્ય છે. હુ કમજોર છું. મારામાં એટલી તાકાત નથી કે હું સંસાર છોડી સાધુપણાનો સ્વીકાર કરૂં. હું ખરેખર તે માર્ગ લેવા શક્તિમાન નથી. હે સ્વામી! મને પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત અંગીકાર કરાવો. સંસારમાં રહેલા ઘણા ભવ્યાત્માઓ જળ કમળવત્, નિર્લેપ બની જાય છે, જેમ કમળ પાણીમાં કે કાદવમાં લેપાતું નથી. તેમ સંસારમાં રહેવા છતાં આસક્તિભાવને તોડી નાંખે છે. તમને શ્રાવકપણું લેવાની મરજી ખરી? વાણી સાંભળી તો કાંઈક વ્રત પચ્ચખાણ લેવા જોઈએ.

जं सोच्चा पडिवज्जई तवखन्तिं अहिंसयं ॥

જે સાંભળીને તપ, સંયમ અને ક્ષમાના માર્ગમાં આગળ વધે છે તેનું જ શ્રવણ-સાચું શ્રવણ છે. તમે સાંભળીને એમ ને એમ ચાલ્યા ન જાવ, વિરતીભાવને આદરો. સાંભળ્યું તેનું ફળ બેસવું જોઈએ પથરણું ખંખેરીને ઉભા થઈ જવાનું નથી. પણ તમારો જીવનમાં ઉતારવાનું છે. નિષધકુમાર સામેથી માગે છે. આપણે અહીં અજરઅમર નથી. મૃત્યુ દરેકને માટે નિશ્ચિત છે. આપણી ચોટલી કાળના હાથમાં છે. ક્યારે કાળ

ઉપાડી લેશે એ ખબર નથી. દાન દેવાની ઈચ્છા થાય તો તરત દાન દઈ દેવું. વ્રત, પચ્ચખાણ લેવાના ભાવ થાય તો તરત લઈ લેવા. ભાવ વિનાના દાન, શિયળ, તપ એ જીવ વિનાના કલેવર જેવા છે.

નિષધકુમાર કહે છે કે હું શક્તિમાન નથી એટલે મારે આગારધર્મ લેવો પડે છે. લાખ રૂા. નો હાર ખરીદવાની શક્તિ નથી એટલે હજારનો ખરીદું છું. તિર્થંકરો, ચક્રવર્તીઓ ચોથે ગુણ સ્થાનકેથી પાંચમે ગુણ સ્થાનકે આવતા નથી. પણ સીધા સાતમે ગુણ સ્થાનકે જાય છે. શ્રાવકો પૃથ્વીના, પાણીના, તેઉના, વાયુના, વનસ્પતિના જીવોની સંપૂર્ણ દયા પાળી શકતા નથી, એટલે તેમાં મર્યાદા બાંધે છે. વ્રત પ્રત્યાખ્યાન નથી, છતાં તેના ફાયદાઓ બરાબર સમજણમાં આવે ત્યારે તે ગ્રહણ કરવામાં મુશ્કેલી નહીં લાગે. આ સંસાર સળગતો છે. એકબીજાની રાહ જોશો તો મરી જશો.

ભગવાન કહે છે ધર્મની ગતિ વધારો, નિષધકુમાર શ્રાવકના બાર વ્રત અંગીકાર કરે છે. વિશેષ અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં...૫૬

### ભાદરવા વદ ૪ ને બુધવાર તા. ૮-૯-૭૧

જિનેશ્વરની વાણી એ આધ્યાત્મિક ધ્યાન ધરવાનું સાધન છે. તે કષાયના-વેરઝેરનાં કચરા સાફ કરવા માટે જ્ઞાનરૂપી સાવરણી આપે છે. આત્માને ઉજ્જવળ બનાવવાનું આવું સાધન બીજે ક્યાંય નથી. જિનેશ્વરની વાણી અદ્ભૂત છે. બાર વ્રતનું સ્વરૂપ આ પ્રમાણે છે. શ્રાવકના બાર વ્રતમાં પહેલું અહિંસા વ્રત:-જ્યાં હિંસા નથી તે અહિંસા વ્રત. કોઈ જીવની હિંસા ન કરવી. "पढमं नाणं तओ दया" પહેલાં જ્ઞાન અને પછી દયા આવે. જીવનું સ્વરૂપ જાણ્યા વિના દયા કોની પાળો? જેનામાં જ્ઞાન નથી એ પશુ જેવો છે. જે ચેતન-અચેતનના લક્ષણને સમજ્યો નથી, જેણે જીવ-અજીવનું સ્વરૂપ જાણ્યું નથી, તેને સંયમી કેવી રીતે કહેવો? મોટી મોટી વાત કરે, લેકચર આપે, તેને છ કાયનું, જીવ અજીવનું જ્ઞાન ન હોય તો તે દુનિયામાં ડાહ્યો કહેવાશે, પણ ધર્મથી દૂર છે. હિંસા ત્યાં હોળી છે. અહિંસા ત્યાં દિવાળી છે. તમને શું ગમે? હોળી કે દિવાળી? દિવાળી ગમતી હોય તો હિંસાથી દૂર રહો. આ જ્ઞાની પુરુષોનું ફરમાન છે. એ માટે પ્રથમ જાણપણું કરો.

નથી જોઈતું. મન કહે છે ચીઝન છે, સૌ કરે છે. આપણને શો વાંધો છે? સૌનું થશે તે આપણું થશે. અંતે બધા કરે એટલે આપણે કરવું. તમે પણ આંધળું અનુકરણ કરો છો, પણ અનુકરણ એ મરણ છે. પેલો સજ્જન ભિખારીને કહે છે, ભાઈ તું જ્ઞાની છે. રોજ સવાર સાંજ બે વાર મારે ત્યાં જમવા આવજે અને એક ઓરડીમાં રહેજે. આખો દિવસ પ્રભુ ભક્તિ કરજે. મારો આત્મા મોહમાં અને કષાયમાં પડેલો છે. એ તારા જોવાથી પાપમાં પડતો બચશે. પછી સજ્જન પેલા વૃદ્ધને પોતાના ઘેર લઈ જાય છે ને સ્વજનની જેમ સાચવે છે. જીવને અંદરથી સાચી સમજણ આવવી જોઈએ, એ સમજણ વિવેકથી આવે જ્યાં વિવેક છે, ત્યાં ધર્મ છે. આ વિવેક ભગવાન બતાવે છે. નિષધકુમાર સાંભળે છે. વિશેષ શું કહેશે એ અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન નં...૫૪

### ભાદરવા વદ ૨ સોમવાર તા. ૬-૯-૭૧

ભગવાન નેમનાથ દ્વારિકામાં પધાર્યા છે. અનેક ભવ્ય જીવો ભગવાનની અમૂલ્ય દેશના સાંભળવા આવ્યા છે. ભગવાન વાણીનો ધોધ વરસાવી રહ્યા છે. ભવ્ય જીવો અપૂર્વ ભાવે-ઉલ્લસિત હૃદયે ભગવાનને સાંભળી રહ્યા છે. તેઓ એક હજાર આઠ ઉત્તમ લક્ષણના ધરનાર છે. ભગવાન ચોત્રિસ પ્રકારના અતિશયે કરી બિરાજમાન છે. પાંત્રીસ પ્રકારની સત્ય વચન વાણીના ગુણે કરી સહિત છે. જ્ઞાનાવરણીય કર્મ જતાં અનંત કેવળજ્ઞાન, દર્શના-વરણીય કર્મ જતાં કેવળ દર્શન, મોહનીય કર્મની સાત પ્રકૃતિ જતાં ક્ષાયક સમકિત, કષાયો જતાં યથાખ્યાત ચારિત્ર, રતિ-અરતિ જતાં વીતરાગતા, ત્રણવેદ જતાં અવેદીપણું, હાસ્ય, ભય, શોક અને જુગુપ્સા જતાં અવ્યયપણું અને અંતરાય કર્મ જતાં દાનાદિ પાંચ લબ્ધિ પ્રાપ્ત થાય છે. અરિહંતનાં બાર ગુણ છે.

૧૮ દોષ (૧) અજ્ઞાન (૨) ક્રોધ (૩) મદ (૪) માન (૫) માયા (૬) લોભ (૭) રતિ (૮) અરતિ (૯) નિદ્રા (૧૦) શોક (૧) અસત્ય (૧૨) ચોરી (૧૩) મત્સર (૧૪) ભય (૧૫) પ્રાણી વધ (૧૬) પ્રેમ (૧૭) ક્રીડા પ્રસંગ (૧૮) હાસ્ય.

આ ૧૮ દોષથી રહિત છે. અરિહન્ત દેવો દ્રવ્ય અને ભાવથી દેદિપ્યમાન હોય છે. જેમનું અર્ધ ચન્દ્ર જેવું કપાળ છે. શરદ પુર્ણિમાના ચન્દ્ર જેવું મુખારવિંદ છે.

"જગજીવન જગ વાલ હો, માતા શિવા દેવીનો નંદ લાલ રે,
મુખ દીઠે સુખ ઉપજે, દર્શને અતિહી આનંદ લાલ રે....જગ....
આંખડી અમીરસ પાંખડી, અષ્ટમી શશી સમ ભાલ લાલ રે,
વદન તે પુનમ-ચાંદલો, વાણી અતિહી રસાળ લાલ રે...જગ.

ભગવાનના મુખદર્શનથી આનંદ આનંદનો અનુભવ થાય છે.

"यैः शान्तरागरुचिभिः परमाणुभिस्त्वं, निर्मापित त्रिभुवनैकललामभूत ।
तावन्त एव खलु ते प्यणवः पृथिव्यां, यत्ते समानमपरं नहि रूपमस्ति ॥ (१२)

ભગવાનના ગુણુગાન કરતાં માનતુંગ આચાર્ય કહે છે, ત્રણ ભુવનમાં અદ્વિતીય શણગાર રૂપ હે પ્રભુ! તમારા અંતરમાં સમરસ પ્રગટેલો છે અને તેનો ભાવ તમારા મુખમંડળ પર બરાબર તરવરે છે. તેથી તમે શાંતરસની સાક્ષાત મૂર્તિ હો તેવા જણાવ છે. તમારા જેવો શાંત રસ અન્ય કોઈ વ્યક્તિના મુખ પર જોવામાં આવતો નથી. તેથી મને એમ લાગે છે કે આ જગતમાં શાંત રસના જેટલા પરમાણું હશે તે બધાં તમારૂં નિર્માણુ કરવામાં વપરાઈ ગયા હશે. જો એમાંના પરમાણુ શેષ રહ્યા હોત તો તમારા જેવી અન્ય શાંત મૂર્તિ અવશ્ય નિર્માણુ થઈ હોત! પરંતુ એવી શાંત મૂર્તિ અન્ય કોઈ નિર્માણુ થઈ નથી. તાત્પર્ય એ છે કે ભગવાનનું રૂપ અનોખું છે. જેની સરખામણી આ જગતની કોઈ વસ્તુ સાથે થઈ શકે તેમ નથી. ભગવાનમાં જરાય ઉકળાટ નથી, કષાય નથી, ભ્રકુટી ચડતી નથી. દુઃખ દેનાર ઉપર પણુ સ્નેહ વરસાવે છે. કોઇ મને દુઃખ આપે નહીં એવો નિર્ણય પાકો છે. આપણુને આ નિર્ણય પાકો નથી. કર્મ છે તો નિમિત્તો હજારો મળવાના. પણુ ઉપાદાન પોતાનું જ છે, હજારો માણુસો ચાલ્યા જતા હોય અને એકને માથે ઝરુખો પડે, અનેક પથિકો વૃક્ષ નીચે વિસામો લેતા હોય. વખત થતાં બધા ચાલ્યા જાય. એક માણુસ બેઠો રહે અને ઝાડ પડે. ઝાડનું પડવું એતું નિમિત્તમાત્ર છે.

"કર્મ છોડશે ના તને કોઈ કાળે, જનમ જ્યાં ધરે તું,
તને ત્યાં સંભાળે, કરમ છોડશે ના."

હે ભાઈ! તને કર્મ છોડશે નહીં. જ્યાં જન્મ લઇશ ત્યાં આવીને ઉભાં રહેશે. કેટલા ભવના કર્મ આવે? અસંખ્ય ભવનાં કર્મો આવે. કર્મની સ્થિતિ અસંખ્ય કાળની છે. પ્રવાહ આશ્રી કર્મ અનંતકાળથી છે. ગમે તે ભવમાં કર્મ આવી પડે છે. ફૂલોની પથારીમાં સુતો હોય અને કેન્સર થાય છે. જુવાનજોધને *T. B.* થઇ જાય છે. તે કોઈની સેવા કરવા ગયો ન હતો છતાં *T. B.* કેમ થયો? ગમે ત્યાં જન્મ લઇશ, મેરૂ પર્વત ઉપર જઈશ કે ધરતીના પેટાળમાં જઈશ પણુ કર્મ છોડશે નહીં. કર્મ બંધના કારણુ પાંચ છે. (૧) મિથ્યાત્વ (૨) અવ્રત (૩) પ્રમાદ (૪) કષાય (૫) અશુભ યોગ. કર્મ પ્રમાણે અવતાર મળે છે,

ઉચ્ચકુળ, સુંવાળા કુટુમ્બમાં અને વૈભવના ઢગલા ઉપર જન્મ થયો હોય પણ ભાઈને અંતરાય કર્મનો એવો ઉદય હોય કે કાંઈ ખાઈ ન શકે. મોટી મહેલાતો હોય પણ પથારીમાં પડખું ફરવાનીયે ડૉકટરની મનાઈ હોય. ગરીબના છોકરાં માંદા પડે અને શ્રીમંતના માંદા ન પડે એવું ખરૂં ? કોઈ એમ કહે જેને ખાવાપીવાનું વ્યવસ્થિત ન હોય, ગરીબને ટાઢુંશીરૂ જેવુંતેવું અવ્યવસ્થિત ખાવું પડે તેથી તેને રોગ આવે, પણ શ્રીમંતને એવું હોતું નથી. તેને તો દરરોજ સુંદર પુષ્ટિકારક ગરમાગરમ ખોરાક ખાવા મળે છે, છતાં રોગ આવે છે. કહેવું જ પડશે કે રોગ કર્મને લીધે આવે છે. જીવ કર્મ કરે ત્યારે એમ વિચારે છે કે મારી લીલા કોઈ દેખતું નથી. માનવીનું જીવન દંભી બની ગયું છે. કરવું છે કાંઈ અને દેખાડવું છે કાંઈ. પશુઓનું જીવન પ્રગટ હોય છે. જેવું અંદર હોય તેવું બહાર દેખાડે છે, ઢાંકપીછેડો નહિ કરે. ત્યારે માનવી હોય કેવો અને દેખાવ કરે કેવો ? સદાચારી થવું નથી, છતાં સદાચારી કહેવડાવવું છે. સત્યવાદી નથી છતાં સત્યવાદી કહેવડાવવું છે. કોર્ટમાં ભગવાનના સોગંદ ખાય છે. સત્યને સોગંદની જરૂર નથી. સત્યને સાક્ષી પુરાવા શા ? સમ ખાય તે ખોટા. આજે તો પૈસા ભરીને સાક્ષી પુરાવા ઉભા કરીને કેસ જીતી જાય છે. ન્યાયાલયમાં ન્યાય પણ પૈસા પર તોળાય છે. દંભ એ સાચું જીવન નથી. છતાં આજે જાણે દંભ એ જ જીવન બની ગયું છે. ગધેડા પર વાઘનું ચામડું ઓઢાડી દો તેથી ગધેડો વાઘ બની શકતો નથી. ભૂંકે એટલે તરત ખબર પડી જાય છે. સતીનો દેખાવ કરવાથી વેશ્યા સતી બની શકતી નથી. સ્વાંગ સેવકનો સજે અને સમાજસેવક તરીકે પોતાની જાતને ઓળખાવે, પણ ઘરડા માબાપની સેવા કરવામાં શરમ આવે છે. ફોગટ જો સન્માન મળે તો તે લેવામાં અચકાતો નથી.

"સ્વાર્થ અહંકારમાં ખદબદે જગત આ, વિરલ દેખાય છે પ્રેમ સેવા,
અવરનું અહિત ઈચ્છા કરી આદરે, સર્વ કો માગતું મિષ્ટ મેવા,
ઉપરનું શોભતું રૂપરંગે ભર્યું, અંતરે કૂડ-કચરા ભરેલા,
દંભ આડમ્બરે જીવન ભરપૂર છે, વિરલ વિશુદ્ધ પ્રભુથી ભરેલા."

આજે મોટેભાગે જ્યાં નજર કરીએ ત્યાં સ્વાર્થ અને અહંભાવયુકત જીવન જ દેખાય છે. બીજાને દુઃખી કરીને, બીજાને પછાડી દઈને પોતાને આગળ આવવું છે. માલમલિદા ઉડાવવા છે. અંતરમાં ગમે તેવું હળાહળ ઝેર ભરેલું હોય પણ જગતની નજરે સારા દેખાવું છે. જગતમાં થોડી વ્યક્તિ જ એવી હશે કે જે બીજાને સુખી કરે અને પોતે દુઃખને ઓઢી લે. દંભ જીવનનું પતન કરનાર છે. પણ જીવ સ્વાર્થ ખાતર પોતાના હિતાહિતનો વિચાર પણ કરતો નથી. શ્રાવકનું જીવન સ્ફટિક જેવું હોવું જોઈએ.

जहा अंतो तहा बाहिं, जहा बाहिं तहा अंतो

"જગજીવન જગ વાલ હો, માતા શિવા દેવીનો નંદ લાલ રે,
મુખ દીઠે સુખ ઉપજે, દર્શને અતિહી આનંદ લાલ રે....જગ....
આંખડી અમીરસ પાંખડી, અષ્ટમી શશી સમ ભાલ લાલ રે,
વદન તે પુનમ-ચાંદલો, વાણી અતિહી રસાળ લાલ રે...જગ.

ભગવાનના મુખદર્શનથી આનંદ આનંદનો અનુભવ થાય છે.

"यैः शान्तरागरुचिभिः परमाणुभिस्त्वं, निर्मापित त्रिभुवनैकललामभूत ।
तावन्त एव खलु ते प्यणवः पृथिव्यां, वत्ते समानमपरं नहि रूपमस्ति ॥ (१२)

ભગવાનના ગુણગાન કરતાં માનતુંગ આચાર્ય કહે છે, ત્રણ ભુવનમાં અદ્વિતીય શણગાર રૂપ હે પ્રભુ ! તમારા અંતરમાં સમરસ પ્રગટેલો છે અને તેનો ભાવ તમારા મુખમંડળ પર બરાબર તરવરે છે. તેથી તમે શાંતરસની સાક્ષાત મૂર્તિ હો તેવા જણાવ છો. તમારા જેવો શાંત રસ અન્ય કોઈ વ્યક્તિના મુખ પર જોવામાં આવતો નથી. તેથી મને એમ લાગે છે કે આ જગતમાં શાંત રસના જેટલા પરમાણું હશે તે બધાં તમારૂં નિર્માણ કરવામાં વપરાઈ ગયા હશે. જો એમાંના પરમાણુ શેષ રહ્યા હોત તો તમારા જેવી અન્ય શાંત મૂર્તિ અવશ્ય નિર્માણ થઈ હોત ! પરંતુ એવી શાંત મૂર્તિ અન્ય કોઈ નિર્માણ થઈ નથી. તાત્પર્ય એ છે કે ભગવાનનું રૂપ અનોખું છે. જેની સરખામણી આ જગતની કોઈ વસ્તુ સાથે થઈ શકે તેમ નથી. ભગવાનમાં જરાય ઉકળાટ નથી, કષાય નથી, ભ્રકુટી ચડતી નથી. દુઃખ દેનાર ઉપર પણ સ્નેહ વરસાવે છે. કોઇ મને દુઃખ આપે નહીં એવો નિર્ણય પાકો છે. આપણને આ નિર્ણય પાકો નથી. કર્મ છે તો નિમિત્તો હજારો મળવાના. પણ ઉપાદાન પોતાનું જ છે, હજારો માણસો ચાલ્યા જતા હોય અને એકને માથે ગરુખો પડે, અનેક પથિકો વૃક્ષ નીચે વિસામો લેતા હોય. વખત થતાં બધા ચાલ્યા જાય. એક માણસ બેઠો રહે અને ઝાડ પડે. ઝાડનું પડવું એનું નિમિત્તમાત્ર છે.

"કર્મ છોડશે ના તને કોઈ કાળે, જનમ જ્યાં ધરે તું,
તને ત્યાં સંભાળે, કરમ છોડશે ના."

હે ભાઈ! તને કર્મ છોડશે નહીં. જ્યાં જન્મ લઇશ ત્યાં આવીને ઉભાં રહેશે. કેટલા ભવના કર્મ આવે ? અસંખ્ય ભવનાં કર્મો આવે. કર્મની સ્થિતિ અસંખ્ય કાળની છે. પ્રવાહ આશ્રી કર્મ અનંતકાળથી છે. ગમે તે ભવમાં કર્મ આવી પડે છે. ફૂલોની પથારીમાં સુતો હોય અને કેન્સર થાય છે. જુવાનજોધને T. B. થઇ જાય છે. તે કોઈની સેવા કરવા ગયો ન હતો છતાં T. B. કેમ થયો ? ગમે ત્યાં જન્મ લઇશ, મેરૂ પર્વત ઉપર જઈશ કે ધરતીના પેટાળમાં જઈશ પણ કર્મ છોડશે નહીં. કર્મ બંધના કારણ પાંચ છે. (૧) મિથ્યાત્વ (૨) અવ્રત (૩) પ્રમાદ (૪) કષાય (૫) અશુભ યોગ. કર્મ પ્રમાણે અવતાર મળે છે,

ઉચ્ચકુળ, સુંવાળા કુટુમ્બમાં અને વૈભવના ઢગલા ઉપર જન્મ થયો હોય પણ ભાઈને અંતરાય કર્મનો એવો ઉદય હોય કે કાંઈ ખાઈ ન શકે. મોટી મહેલાતો હોય પણ પથારીમાં પડખું ફરવાનીયે ડોકટરની મનાઈ હોય. ગરીબના છોકરાં માંદા પડે અને શ્રીમંતના માંદા ન પડે એવું ખરૂં ? કોઈ એમ કહે જેને ખાવાપીવાનું વ્યવસ્થિત ન હોય, ગરીબને ટાઢુંશીરૂ જેવુંતેવું અવ્યવસ્થિત ખાવું પડે તેથી તેને રોગ આવે, પણ શ્રીમંતને એવું હોતું નથી. તેને તો દરરોજ સુંદર પુષ્ટિકારક ગરમાગરમ ખોરાક ખાવા મળે છે, છતાં રોગ આવે છે. કહેવું જ પડશે કે રોગ કર્મને લીધે આવે છે. જીવ કર્મ કરે ત્યારે એમ વિચારે છે કે મારી લીલા કોઈ દેખતું નથી. માનવીનું જીવન દંભી બની ગયું છે. કરવું છે કાંઈ અને દેખાડવું છે કાંઈ. પશુઓનું જીવન પ્રગટ હોય છે. જેવું અંદર હોય તેવું બહાર દેખાડે છે, ઢાંકપીછેડો નહિ કરે. ત્યારે માનવી હોય કેવો અને દેખાવ કરે કેવો ? સદાચારી થવું નથી, છતાં સદાચારી કહેવડાવવું છે. સત્યવાદી નથી છતાં સત્યવાદી કહેવડાવવું છે. કોર્ટમાં ભગવાનના સોગંદ ખાય છે. સત્યને સોગંદની જરૂર નથી. સત્યને સાક્ષી પુરાવા શા ? સમ ખાય તે ખોટા. આજે તો પૈસા ભરીને સાક્ષી પુરાવા ઉભા કરીને કેસ જીતી જાય છે. ન્યાયાલયમાં ન્યાય પણ પૈસા પર તોળાય છે. દંભ એ સાચું જીવન નથી. છતાં આજે જાણે દંભ એ જ જીવન બની ગયું છે. ગધેડા પર વાઘનું ચામડું ઓઢાડી દો તેથી ગધેડો વાઘ બની શકતો નથી. ભૂંકે એટલે તરત ખબર પડી જાય છે. સતીનો દેખાવ કરવાથી વેશ્યા સતી બની શકતી નથી. સ્વાંગ સેવકનો સજે અને સમાજસેવક તરીકે પોતાની જાતને ઓળખાવે, પણ ઘરડા માબાપની સેવા કરવામાં શરમ આવે છે. ફોગટ જો સન્માન મળે તો તે લેવામાં અચકાતો નથી.

> "સ્વાર્થ અહંકારમાં ખદબદે જગત આ, વિરલ દેખાય છે પ્રેમ સેવા,
> અવરનું અહિત ઇચ્છા કરી આદરે, સર્વ કો માગતું મિષ્ટ મેવા,
> ઉપરનું શોભતું રૂપરંગે ભર્યું, અંતરે કૂડ–કચરા ભરેલા,
> દંભ આડમ્બરે જીવન ભરપૂર છે, વિરલ વિશુદ્ધ પ્રભુથી ભરેલા."

આજે મોટેભાગે જ્યાં નજર કરીએ ત્યાં સ્વાર્થ અને અહંભાવયુક્ત જીવન જ દેખાય છે. બીજાને દુઃખી કરીને, બીજાને પછાડી દઈને પોતાને આગળ આવવું છે. માલમલિદા ઉડાવવા છે. અંતરમાં ગમે તેવું હળાહળ ઝેર ભરેલું હોય પણ જગતની નજરે સારા દેખાવું છે. જગતમાં થોડી વ્યક્તિ જ એવી હશે કે જે બીજાને સુખી કરે અને પોતે દુઃખને ઓઢી લે. દંભ જીવનનું પતન કરનાર છે. પણ જીવ સ્વાર્થ ખાતર પોતાના હિતાહિતનો વિચાર પણ કરતો નથી. શ્રાવકનું જીવન સ્ફટિક જેવું હોવું જોઈએ.

जहा अंतो तहा बाहि, जहा बाहिं तहा अंतो

પાપની પરંપરા છોડવી હોય, ધર્મ આચરવો હોય તો જેવા અંદર છો તેવા બહાર દેખાઓ. જગતના કહેવા પર તારા જીવનનું ધોરણ બાંધીશ નહિ. કેવળજ્ઞાનીની પરીક્ષામાં પાસ થા, ત્યારે આનંદ પામજે. કોઇ ચોથા આરાના નમુના–આદર્શવાદી–ગુણવાન શ્રાવક તને કહી દે, પણ તારૂં અંદરનું જીવન કેવું કઢંગુ છે તે જો, અંદર રાગદ્વેષના જાળા કેટલા બાઝયા છે? ધર્મ પર પણ સાચી શ્રદ્ધા છે? જ્યાં ને ત્યાં ફરતો ફરે છે. બધાં સાચાં છે, બધાને સમજવા જોઈએ, એમ માને છે. પણ સો જગ્યાએ બબે ફૂટ ખોદવાથી પાણી નહિ મળે. તરસ્યો રહી જઈશ, એના કરતાં એક જ જગ્યાએ ૨૦૦ ફૂટ ખોદે તો પાણી મળી જાય. સત્યદર્શન પ્રાપ્ત થયું છે, તો એના તત્વને જીવનસાત કરી લે. તેમાં જ શોધ ચલાવવારૂપ (ખોદકામ)નો પુરૂષાર્થ કર. ક્ષમાનો એક ગુણ કેળવ, એની પાછળ પુરૂષાર્થ કરીશ તો અંદર એવો આનંદનો ઝરો ફુટશે કે દુકાળમાંય ખુટશે નહિ. કોઈની નિંદા ન કરવી, સત્ય બોલવું. આવા એક એક ગુણ પાછળ પડો. એક ગુણને તો એવો કેળવો કે ગમે તેવી પરીક્ષા કરે તો પણ નિષ્ફળ ન જવાય. ૫૦–૬૦ કે ૭૦ વર્ષની જીંદગી ગઈ પણ એકેય ગુણ આવો કેળવ્યો ખરો? ભોજન લેવું એ શરીરનો દરરોજનો ધર્મ છે. તેમાં અનાસક્ત યોગને કેળવો, અસ્વાદનો એવો ગુણ કેળવો કે ગમે તેટલું ભાવતું ભોજન આવે તો પણ તેના પર આસક્તિ ન થાય, મોઢામાં પાણી ન આવે. આજે માણસમાં ખાવાની વૃત્તિ ખુબ વધી છે. માણસના ત્રણ જાતના વર્ગ પાડો. (अ) વર્ગ–જ્યારે મન થાય ત્યારે ખાય, જેવું આવે તેવું ખાધા કરે છે. ઢોર ઢગડાને પણ ચાવી જાય છે. તેમ. આ (अ) વર્ગનો માનવી રીત કે કરીતનું ખાધા જ કરે છે. (ब વર્ગ) વાળો જીભને ભાવે એવું ખાય છે. આ ખાવાથી રોગ થશે એ જુએ નહીં, પણ જીભને પસંદ પડે એ ખાય છે. એટલે કે સ્વાદિષ્ટ ખાય છે. (क) વર્ગવાળો જીભને ભાવે તેવું નહિ, જે તે નહિ, પણ પેટને સદે એ ખાય છે. જીભને કન્ટ્રોલમાં રાખે છે. રોગ થાય એવું ખાય નહિ. ઇન્દ્રિયો પર કાબુ હોય છે. આ ત્રીજા (क) વર્ગના માણસમાં વિવેક છે. વિવેકને લીધે માણસ પશુથી જુદો પડે છે. જો વિવેક ન હોય તો પશુને શીંગડાં અને પુંછડું છે અને માણસને તે નથી એટલો જ ફરક રહે. માટે ખાવા–પીવામાં, રહેણી–કરણીમાં, ભાષામાં વિવેક કેળવો. ધર્મ તમને આ વિવેક શીખવશે. ધર્મ કરો અને કરાવો. ધર્મના સ્વરૂપને સમજવા સદ્ગુરૂના સમાગમમાં આવો. તમને આ ધર્મ રૂચતો હોય તો તમે જૈન ધર્મનો પ્રચાર કરો પણ તમને પ્રચાર કરવાની શરમ આવે છે. આજે જૈન ધર્મનો જે પ્રચાર હોવો જોઇએ એ પ્રચાર નથી. ઈસુનો ધર્મ પાળનાર મોટા મોટા ડોકટરો અને ડીગ્રીધારી ઈસુની ચોપડી રાખે અને બધાને આપે અને કહે, ઇસુના ચમત્કાર જુઓ! અને વાંચો! બાઇબલની પાંચ લાખ આવૃત્તિ છપાણી. એ ધર્મનો કેટલો પ્રચાર છે! કરોડો રૂપિયા વિદેશથી ધર્મપ્રચાર માટે આવે છે. તમારા ઘરે મહેમાન આવ્યા હોય તો વ્યાખ્યાન સાંભળવા આવો એવું પણ તમને બોલતાં આવડતું નથી! જે પ્રચારની ધગશ જોઈએ એ

ધંગશ નથી. ધર્મનો પ્રચાર કેમ થાય અને આત્માની ઉન્નતિ કેમ થાય એ જોવું તે દરેક જૈનનું કર્તવ્ય છે.

ભગવાન નેમનાથ પ્રભુની વાણીનો પ્રવાહ વહી રહ્યો છે. શ્રોતાજન જેમ જેમ સાંભળતા જાય એમ ખ્યાલ આવે છે. અનંતકાળથી જીવનું પરિભ્રમણ ચાલે છે. ઉદ્ધાર કરવો હોય તો હવે ભગવાનને શરણે જવું જ પડશે. એક દેખતો સો અંધોને ઉગારે. મોહથી ઘેરાએલા બધાં અંધ છે. જ્ઞાની કહે છે, આ મોહની પરંપરા પેઢી દર પેઢીથી ચાલી આવી છે. રૂપ ફરતાં ફરતાં વાસનાને જુએ છે, અને રૂપ અને વાસના પરણી ગયા. એમને એક દિકરો થયો. એનું નામ રાગ પાડ્યું. રૂપ એનો બાપ અને વાસના એની મા. રાગ જુવાન થયો. અને મમતા નામની છોકરી સાથે લગ્ન થયાં. રાગ અને મમતાએ મોહને જન્મ આપ્યો. મોહ મોટો થયો. માયાના પરિચયમાં આવ્યો. પરિચય પ્રણયમાં પરિણમ્યો. અને એમાંથી ઇર્ષાએ જન્મ લીધો. ઇર્ષાએ વેરને વરમાળા પહેરાવી અને આ ધરતી ઉપર દુઃખે જન્મ લીધો. દુઃખે અપરિચિત જ રહેવાનો નિર્ણય કર્યો. દુઃખે આવો નિર્ણય ન લીધો હોત તો તેને પરણત કોણ? દુઃખ આવ્યું કયાંથી, તે સમજાય તો દુઃખમાંથી મુક્ત થવાનો માર્ગ મળી રહે. નેમનાથ પ્રભુ આ વાત સમજાવે છે, અને નિષધકુમાર સાંભળી રહ્યા છે. વિશેષ અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન...૫૫

### ભાદરવા વદ ૩ ને મંગળવાર તા. ૭-૯-૭૧

ભગવાન નેમનાથ દ્વારિકામાં પધાર્યા છે. નિષધકુમાર પ્રભુની અમૃતમય વાણીનું પાન કરી રહ્યા છે. મીઠી મધુરી વાણી સાંભળતા નિષધકુમારના હૈયામાં અપૂર્વ આલ્હાદ ઉત્પન્ન થાય છે. ૬૯ ક્રોડા ક્રોડી સાગરના કર્મને ખપાવી સમ્યગ્ દર્શનને પ્રાપ્ત કરે છે. પ્રભુની વાણી સત્ય છે. પ્રમાણ ભૂત છે. એવી ભાવના ભાવતા સાચુ સમજાણું એટલે શ્રધ્ધા થઇ. પહેલા સમ્યગ્ દર્શન આવે પછી વ્રત-પચખાણ ગ્રહણ કરે. નિષધકુમાર વાણી સાંભળીને ભીંજાઈ ગયા છે. ભગવાન કહે છે એ માર્ગ સાચો (અને સત્ય) છે. આ વાત હૈયામાં ઉતરી ગઇ. વસ્તુ સમજી ગયા પછી મારામાં કેટલી તૈયારી છે એ જોવાનું છે.

આર્યકુળમાં જન્મ, પાંચ ઈન્દ્રિયની પરિપૂર્ણતા, ઉત્તમ ધર્મ, સદ્‌ગુરૂનો જોગ અને વીતરાગ પ્રભુની વાણી : આ બધું મહાપુણ્યના ઉદયથી મળે છે.

"અનંત કાળથી આથડયો, વિના ભાન ભગવાન,
સેવ્યા નહીં ગુરૂ સંતને, મુકયું નહીં અભિમાન."

જીવ અનંત કાળથી આથડયો છે. હવે ભવ ભ્રમણનો કંટાળો આવ્યો છે? એક માણસ દસ પંદર વર્ષથી રોગથી પીડાતો હોય એને કંટાળો આવે ને? કે હવે આ રોગથી કોઇ મુક્ત કરનાર મળે તો સારૂં! તેમ આપણે બધા અનંત કાળથી કર્મના રોગથી રીબાઈએ છીએ તિર્થંકર દેવો અને વીતરાગ પ્રભુની વાણી રોગથી મુક્ત કરનાર છે. વીસ પચીસ ગાઉ ચાલ્યા પછી ગામ દેખાતું ન હોય અને થાકી ગયા હો તો કોઇ ને પૂછો છો ને કે હજુ ગામ કેમ આવ્યું નહિ? કેટલું દૂર છે.! અમે ઊંધે માર્ગે તો ચડી ગયા નથી ને? એમ આ સંસારમા અનંત કાળથી રખડો છો. અનંત ભવથી ભટકો છો. હજી છેડો દેખાતો નથી. હવે કોઈ વિશિષ્ટ જ્ઞાની પુરૂષનો ભેટો થઈ જાય તો પૂછો કે મારો મોક્ષ કયારે છે! હવે કેટલા ભવ કરવાના છે! શું કર્તવ્ય કરૂં કે જેથી ભવભ્રમણનો અંત આવે? નાના બાળકે ચાલુ પ્રાયમસમાં હાથ નાખ્યો અને દાઝી ગયો. ફરી હાથ નાખવા જશે ખરો! સર્પમાં ઝેર છે એમ સાંભળ્યું છે પણ તમે અનુભવ કર્યો છે! ના–છતાં સર્પ વીંછીને દેખશો ત્યાં ઠેકડો મારશો, તેની સામે રમત કરવા નહિ જાવ. શા માટે! કારણ કે ત્યાં સાચી સમજણ પ્રાપ્ત થઇ ગઈ છે. ફાસ્ટ ટ્રેઈન આવતી હશે તો તે પાટા ઓળંગવા જશો? ના, કારણ? તમે જાણો છો તે-ટ્રેઈનની વચ્ચે આવી જવાથી મૃત્યુ થાય છે. આ બધા ભય સ્થાનોથી ભડકો છો. પણ આ સંસારનો ભય લાગ્યો છે! સંસારના વિષય ઝેર છે. મારી નાખનાર છે આવી પ્રતીતિ થઇ છે? સાચી શ્રદ્ધા લાવો. વીતરાગની વાણીમાં ઓતપ્રોત થઈ જાવ. સત્યનો સત્ય તરીકે સ્વીકાર કરો.

ચોથા, પાંચમા અને છઠ્ઠા ગુણસ્થાનક વાળો જઘન્ય ત્રીજે ભવે ઉ. ૧૫ મે ભવે મોક્ષમાં જાય છે. સાતમાથી અગ્યારમાં ગુણ સ્થાનક વર્તી જીવ જ તે જ ભવે મોક્ષમાં જાય છે. અને ૧૨–૧૩–૧૪-મા ગુણવાળો તે જ ભવે મોક્ષમાં જાય છે. સમ્યગ્ દર્શની આત્મા સ્વરૂપને સમજે છે, તેને એ રૂચે. છે. રસ્તો આ છે. આવી સચોટ શ્રદ્ધા છતાં માર્ગને અંગીકાર કરી શકતા નથી. કારણ કે ચારિત્રમાં કમજોર છે.

" बहवे रोयमाणे वि नोयगं पडिवज्जइ ॥ "

એક માણસે લાખ રૂપિયાનો હાર જોયો અને ગમી ગયો. કિંમત પૂછે છે તો કહે છે, લાખ રૂપિયાનો છે. તેની ખરીદવાની શક્તિ નથી, છતાં પૂછો કે હાર લેવા જેવો છે કે નહીં? તો તરત કહેશે, લેવા જેવો તો છે, પણ મારી પાસે ખરીદવા જેટલા પૈસા નથી, તેથી લઈ શકતો નથી, તેમ જેને સમ્યક્ દર્શન પ્રાપ્ત થયું છે તે કહેશે કે સાધુપણું લેવા જેવું છે પણ મારાથી સાધુપણું લેવાતું નથી, કારણ હું કમજોર છું, પામર છું.

હજી સંસારનો મોહ મારાથી છુટતો નથી. સમકિતીનું કે શ્રાવકનું પૂર્ણતાનું લક્ષ હોય છે. એક ગાડાની મુસાફરી કરે છે. એક ટ્રેઈનની મુસાફરી કરે છે. અને એક પ્લેનની મુસાફરી કરે છે. પ્લેનવાળો પહેલા પહોંચે છે. ટ્રેઈનવાળો તેના પછી પહોંચે છે અને ગાડાવાળો સૌથી મોડો પહોંચે છે. પણ બધાનું ધ્યેય પહોંચવાનું છે. કોઈ સમકિતી જીવ સ્ત્રીને પરણે, લડાઈ કરે, રાજ્ય પણ ભોગવે છતાં તેનું ધ્યેય તો મોક્ષનું જ છે. 'આ મારી સંસારની પ્રવૃત્તિ નથી' એમ તે બરાબર સમજે છે.

નિષધકુમારે ભગવાનની દેશના સાંભળી. તેઓ બહુ રાજી થયા. અપૂર્વ ધર્મ સંભળાવનાર, મોક્ષમાર્ગ બતાવનાર આવા સદ્‌ગુરૂ મળ્યા, એ મારાં અહોભાગ્ય છે. કરવા જેવું સર્વવિરતિ પણું છે. તેઓ ઉભા થયા અને હાથ જોડીને કહે છે.

इणमेव निग्गंथं पावयणं सच्चं अणुत्तरं केवलियं पडिपुन्नं नेयाउयं

संसुद्धं सल्लकत्ताणं = આ નિર્ગ્રંથ પ્રવચન સત્ય છે, અનુત્તર છે, કેવળીપ્રરૂપિત ન્યાય-યુક્ત છે, સમ્યક્‌પ્રકારે શુદ્ધ છે. સલ્ય, બ્હેમનો નાશ કરનાર છે. હે પ્રભુ !

सद्दहामि पत्तियामि रोएमि फासेमि पालेमि अणुपालेमि निग्गंथं पावयणं

હે પ્રભુ ! નિર્ગ્રંન્થ પ્રવચન પર હું શ્રદ્ધા કરૂં છું. વિશ્વાસ કરૂં છું. રૂચિ કરૂં છું. એ પ્રવચન આપે કહ્યું તેમ જ છે. એ તથ્ય છે. અતિ તથ્ય છે, ઈષ્ટ છે, અત્યંત ઇષ્ટ છે આપ દેવાનુપ્રિયની સમીપે ઘણા રાજાઓ-તલવર-માંડબિક-કૌટુંબિક ! શ્રેષ્ઠિ-સેનાપતિ-સાર્થવાહ આદિ સંસારને છોડી સાધુ બન્યા છે તેઓને ધન્ય છે. હું કમજોર છું. મારામાં એટલી તાકાત નથી કે હું સંસાર છોડી સાધુપણાનો સ્વીકાર કરૂં. હું ખરેખર તે માર્ગ લેવા શક્તિમાન નથી. હે સ્વામી ! મને પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત અંગીકાર કરાવો. સંસારમાં રહેલા ઘણા ભવ્યાત્માઓ જળ કમળવત્, નિર્લેપ બની જાય છે, જેમ કમળ પાણીમાં કે કાદવમાં લેપાતું નથી. તેમ સંસારમાં રહેવા છતાં આસક્તિભાવને તોડી નાંખે છે. તમને શ્રાવકપણું લેવાની મરજી ખરી ? વાણી સાંભળી તો કાંઈક વ્રત પચ્ચખાણ લેવા જોઈએ.

जं सोच्चा पडिवज्जई तवखन्तिं अहिंसयं ॥

જે સાંભળીને તપ, સંયમ અને ક્ષમાના માર્ગમાં આગળ વધે છે તેનું જ શ્રવણ-સાચું શ્રવણ છે. તમે સાંભળીને એમ ને એમ ચાલ્યા ન જાવ, વિરતીભાવને આદરો. સાંભળ્યું તેનું ફળ બેસવું જોઈએ પથરણાં ખંખેરીને ઉભા થઈ જવાનું નથી. પણ તમારા જીવનમાં ઉતારવાનું છે. નિષધકુમાર સામેથી માગે છે. આપણે અહીં અજરઅમર નથી. મૃત્યુ દરેકને માટે નિશ્ચિત છે. આપણી ચોટલી કાળના હાથમાં છે. ક્યારે કાળ

ઉપાડી લેશે એ ખબર નથી. દાન દેવાની ઈચ્છા થાય તો તરત દાન દઈ દેવું. વ્રત, પચ્ચખાણ લેવાના ભાવ થાય તો તરત લઈ લેવા. ભાવ વિનાના દાન, શિયળ, તપ એ જીવ વિનાના કલેવર જેવા છે.

નિષધકુમાર કહે છે કે હું શક્તિમાન નથી એટલે મારે આગારધર્મ લેવો પડે છે. લાખ રૂ. નો હાર ખરીદવાની શક્તિ નથી એટલે હજારનો ખરીદું છું. તિર્થંકરો, ચક્રવર્તીઓ ચોથે ગુણ સ્થાનકેથી પાંચમે ગુણ સ્થાનકે આવતા નથી. પણ સીધા સાતમે ગુણ સ્થાનકે જાય છે. શ્રાવકો પૃથ્વીના, પાણીના, તેઉના, વાયુના, વનસ્પતિના જીવોની સંપૂર્ણ દયા પાળી શકતા નથી, એટલે તેમાં મર્યાદા બાંધે છે. વ્રત પ્રત્યાખ્યાન નથી, છતાં તેના ફાયદાઓ બરાબર સમજણમાં આવે ત્યારે તે ગ્રહણ કરવામાં મુશ્કેલી નહીં લાગે. આ સંસાર સળગતો છે. એકબીજાની રાહ જોશો તો મરી જશો.

ભગવાન કહે છે ધર્મની ગતિ વધારો, નિષધકુમાર શ્રાવકના બાર વ્રત અંગીકાર કરે છે. વિશેષ અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં...૫૬

### ભાદરવા વદ ૪ ને બુધવાર તા. ૮–૯–૭૧

જિનેશ્વરની વાણી એ આધ્યાત્મિક ધ્યાન ધરવાનું સાધન છે. તે કષાયના–વેરઝેરનાં કચરા સાફ કરવા માટે જ્ઞાનરૂપી સાવરણી આપે છે. આત્માને ઉજ્જવળ બનાવવાનું આવું સાધન બીજે ક્યાંય નથી. જિનેશ્વરની વાણી અદ્‌ભૂત છે. બાર વ્રતનું સ્વરૂપ આ પ્રમાણે છે. શ્રાવકના બાર વ્રતમાં પહેલું અહિંસા વ્રત:–જ્યાં હિંસા નથી તે અહિંસા વ્રત. કોઈ જીવની હિંસા ન કરવી. "पढमं नाणं तओ दया" પહેલાં જ્ઞાન અને પછી દયા આવે. જીવનું સ્વરૂપ જાણ્યા વિના દયા કોની પાળો? જેનામાં જ્ઞાન નથી એ પશુ જેવો છે. જે ચેતન–અચેતનના લક્ષણને સમજ્યો નથી, જેણે જીવ–અજીવનું સ્વરૂપ જાણ્યું નથી, તેને સંયમી કેવી રીતે કહેવો? મોટી મોટી વાત કરે, લેકચર આપે, તેને છ કાયનું, જીવ અજીવનું જ્ઞાન ન હોય તો તે દુનિયામાં ડાહ્યો કહેવાશે, પણ ધર્મથી દૂર છે. હિંસા ત્યાં હોળી છે. અહિંસા ત્યાં દિવાળી છે. તમને શું ગમે? હોળી કે દિવાળી? દિવાળી ગમતી હોય તો હિંસાથી દૂર રહો. આ જ્ઞાની પુરુષોનું ફરમાન છે. એ માટે પ્રથમ જાણપણું કરો.

પડી છે. મહંમદ સાહેબ તેના દુઃખને, દર્દને જોઈ શકતાં નથી. અને ખૂબ કાળજીપૂર્વક તેની સેવા કરે છે, અને બદલો વાળવાની તક આવી છે એમ માને છે. થોડા દિવસમાં બાઈ સાજી થાય છે. અને પગમાં પડી જાય છે. અને કહે છે-મેં તમારી પર કેટલો કચરો નાંખ્યો છતાં આપ કેટલાં દયાળુ છો! હવે મને મારી ભૂલ સમજાણી છે. મેં મોટા માણસને દુભવ્યા. હું આપની માફી માંગું છું. પ્રેમથી આ બાઈ સુધરી ગઈ.

"ન ભાલાથી ન બરછીથી ન ધારથી તલવારથી
જો મારવો દુશ્મનને તો મારવો ઉપકારથી."

કોઈ તમને નુકશાન પહોંચાડે તો ભાલો, ખંજર મારીને બદલો ન લેશો, પણ દુશ્મનને ઉપકારથી વશ કરજો. બાઈને ખૂબ દુઃખ થયું. ખૂબ પશ્ચાતાપ કરવા લાગી. ત્યારે મહંમદ સાહેબ કહે છે બહેન! તમારા કચરાને હું પુષ્પ વૃષ્ટિ સમજતો હતો. ઘણાં ઉપરથી ઠંડા દેખાતા હોય પણ જ્યારે પ્રતિકુળ નિમિત્ત મળે ત્યારે પારો કેટલી ડીગ્રી ચડે છે તે ખબર પડે. સોમીલ કેટલા દુઃખો આપે છે છતાં ગજસુકુમારે દુઃખને સુખ માન્યું. દુઃખ દેનારે દીધું પણ તેમણે લીધું નહીં. ક્ષમાભાવનાની અપૂર્વ સાધના કરી. તેમણે સોમીલને સખાયો માન્યો. સહાયક-મદદગાર માન્યો. ભાઈ કરતાં પણ ભલેરો મળ્યો એમ માન્યું. માથાની ખોપરીમાં ખીચડી ખદબદ થાય તેમ થઈ રહ્યું છે, હાડકાં તડતડ તુટે છે, અને ચામડી બળવા માંડે છે. આવાં દુઃખ હોય છતાં કેટલી સમતા રાખે છે! આજે આપણામાં કેટલી સમતા છે? કોઈ એક વેણ કહે ત્યાં સ્પ્રિંગ ઉંચી થઈ જાય. કેવી રીતે તેનો બદલો લઉં તેની ગોઠવણ કરવા માંડે. અનંતા જન્મમાં આપણે આવું જ કર્યું છે. હવે સાચો માર્ગ સમજાયો હોય તો સ્વભાવને વળાંક આપવાની જરૂર છે.

"हओ न संजले भिक्खु, मणंऽपि न पओसए,
तितिक्खं परमं नच्चा, भिक्खु धम्मं समायरे"

કોઈ તરવાર લઈને ડોકું ઉડાવી નાંખે તો સાધુ કદી ક્રોધ કરે જ નહીં. મનથી પણ દ્વેષભાવ ન લાવે. પણ તેની ઉપેક્ષા કરે. કોઈ ગમે તેટલી ગાળ દે તો પણ એ વિચારે કે મને જે બોલશે તે થાકશે અને હારશે. "मौनेन कलहो नास्ति" જે માણસ મૌન રાખે છે ત્યાં કલેશનો અંત આવી જાય છે. જતું કરતાં શીખો. *Let go* કરતાં શીખો. સોમિલ અંગારા નાંખી ભયનો માર્યો ભાગ્યો. "જો કોઈને ખબર પડશે તો મારું આવી બનશે." એમ વિચાર કરી ઘર ભેગો થઈ ગયો. ગજસુકુમારે જરાક માથું નમાવી દીધું હોત તો અંગારા નીચે પડી જાત. પણ આ તો સમતાના સાગર છે. જબ્બર આત્મબળને કેળવ્યું છે. આપણામાં છે આવી સમતા? આજે તો ગુરૂ, વડીલ કે બાપનું પણ

સહન થતું નથી. જરા જરા વાતમાં ચડભડ થાય છે. "તમારે મને કાંઈ ન કહેવું. હું તો ટંકણખાર જેવો છું. મારાથી સહન નહીં થાય." તુરત જ કહી નાંખે. ભગવાન કહે છે કે, ક્રોધને પી જવો. પેટમાં અપચો થાય છે ત્યારે પાણીમાં ફ્રુટસોલ્ટ નાંખો છો અને પી જાવ છો. પેટમાં અપચો બેસી જાય છે એમ ક્રોધ આવે ત્યારે ક્રોધના ઉભરાને પી જવો, જેથી અંતરાત્મામાં શાંતિ થાય છે. ઉકળાટ બેસી જાય છે.

"ક્ષમા સુરતા સાધી આતમરામને આરાધી, નમું પ્રેમે મુનિ ક્ષમા વીરને."

ગજસુકુમાર શુરવીર અને વીર છે. આત્માના આવરણોને દૂર કરવા શુકલ ધ્યાનની ભઠ્ઠી કરી અને કર્મોનો ક્ષય કરી નાંખ્યો. આત્મા વિશુદ્ધ બની ગયો, અને કેવળજ્ઞાન પ્રગટાવ્યું. શરીર તે હું નથી શરીર એ પાડોશી છે. પાડોશીના ઘરમાં ઘીનો ડબ્બો ઢોળાય તેમાં મારે શું? શરીર સળગી ગયું અને આત્મા શીતળીભૂત થઈ ગયો તેમાં કેટલી સાધના હશે? તમને નિમિત્ત ભટકાય ત્યારે ગરમ થઈ જાવ છો કે ઠંડા રહી શકો છો? અહિંસાની સંપૂર્ણ આરાધના કરે એ મુનિ અને અલ્પાશે આરાધના કરે એ શ્રાવક છે. નિષધકુમાર કહે છે અહિંસા વ્રતનું સંપૂર્ણ પાલન મારાથી થઈ શકે તેમ નથી. તેથી શ્રાવકનું વ્રત લેવા તૈયાર થયો છું.

એક વખત એક નગરીમાં રાજાની રાણીની વર્ષગાંઠ છે. તેથી રાતના જાગરણ કરવાનું છે. તેથી રાતના નૃત્યો, ગરબા વગેરે અનેક પ્રોગ્રામો રાખે છે. રાણી કોઈ પુરુષને મુખ ન બતાવે તેથી ઢંઢેરો પીટાવે છે કે આજે કોઈ પુરુષે ગામમાં રહેવું નહીં. આજે રાણીનો *Birth day* (જન્મદિવસ) છે. જે રહેશે તેને રાજ્ય તરફથી મૃત્યુદંડની શિક્ષા થશે. એક શેઠના છ દીકરા છે. નામું લખી રહ્યા છે. રાજ્યના ઢંઢેરાની ખબર છે, પણ ઉઠીએ છીએ, ઉઠીએ છીએ, એમ કરતાં મોડું થઇ ગયું અને ગામના દરવાજા બંધ થઈ ગયાં. અને આ છએ ભાઈઓ રાતના ઘરે રહી ગયાં. મનમાં ખૂબ ભય છે. તેથી ઘરમાં સંતાઈ જાય છે. રાત્રીનો પ્રોગ્રામ પૂરો થાય છે, અને રાજા પોલીસોને કહે છે, જાવ, બધે જોઈ આવો. શહેરમાં કોઇ પુરૂષ રહ્યો નથી ને! પોલિસો તપાસ કરે છે. શેઠને ઘરે તપાસ કરતાં એક ગુપ્ત હોલમાં અવાજ સંભળાય છે. પોલિસોને શંકા પડે છે. અંતે છ જણાંને જીવતા પકડી લે છે. કચેરીમાં છ ભાઈઓને હાજર કરે છે. છએ રાજાના પગમાં પડે છે અને ક્ષમા માંગે છે. "અમે નામું લખવામાં રહી ગયાં અને ટાઈમનો ખ્યાલ ન રહ્યો, આથી આપની આજ્ઞાનો અમલ નથી કરી શકયા. હવે આવી ભૂલ નહીં કરીએ. એક ગુનો આપ માફ કરો." પણ રાજાનો ગુસ્સો છએ ઉપર ઉતરે છે અને હુકમ કરે છે, આ છએ ભાઈઓને ફાંસીએ લટકાવી દો. રાજાજ્ઞા સાંભળી કચેરીમાં બેઠેલા બધાંના મોઢામાંથી કારમી ચીસ નીકળી ગઇ. છએ યુવાન છે, રૂપરૂપના અંબાર જેવા છે. એક નાના એવા ગુના માટે કેવી શિક્ષા કરે છે? નગરશેઠ એનો બાપ છે. એમણે કહ્યું, અમારા ઉપર દયા કરો

અને દિકરાને જીવતા રાખો. તમે કહો તો બહારગામ ચાલ્યા જઈએ. બધો વૈભવ આપનાં ચરણે ધરી દઈએ. રાજા કહે એ નહિ બને, છએને મારી નાખો. મારી આજ્ઞા પાળી નથી એટલે શિક્ષા થવી જ જોઈએ. શેઠની આંખોમાંથી શ્રાવણ ભાદરવો વરસે છે. મહારાજાને ફરીફરી વિનંતી કરે છે. પણ રાજા માનતા નથી. શેઠ કહે છે, સાહેબ, મારા પાંચ પુત્રોને જીવતા રાખો. એકને શિક્ષા કરો. રાજા ના કહે છે. અંતે ચારને, ત્રણને, બેને રાખવાની વિનંતી કરે છે, પણ રાજા તો મક્કમ મન કરી ના જ કહે છે. અંતે શેઠ કહે છે, પ્રભુ આપ કૃપાળુ છો. આ નાનકડો મારો પુત્ર મને ખૂબ પ્રિય છે. મારી વૃદ્ધાવસ્થામાં ચાકરી કરવા એકને તો રાખો. ત્યાં બેઠેલા બધાં પ્રજાજનો પણ રાજાને કહે છે, રાજન્, આપે આ શેઠની છેલ્લી વિનંતીને માન્ય કરવી જોઈએ. એટલી દયા વરસાવો. રાજાએ કહ્યું, ભલે, એક પુત્રને હું માફ કરું છું. અને પાંચેને ફાંસીએ ચડાવ્યાં, એકને છોડી દીધો.

એવી રીતે સાધુઓ છકાયના રક્ષક છે. પણ શ્રાવકો છકાયની દયા પાળી શકતાં નથી. પણ એકને ઉગારાય તો એકને ઉગારવા એમ માની ત્રસ જીવોની રક્ષા કરે છે. નિષધકુમારને પ્રભુ પહેલું વ્રત સમજાવે છે. તેના વિશેષભાવો અવસરે.

---

## વ્યાખ્યાન....૫૮

## ભાદરવા વદ ૭ શનિવાર તા. ૧૧-૯-૭૧

અહીં બાર વ્રતમાં પહેલા વ્રતનું સ્વરૂપ સમજાવાય છે.

આત્મહિતાર્થે, કર્મજાળ દૂર કરવા માટે, સાચી સ્વતંત્રતાની પ્રાપ્તિ માટે પ્રખર પુરુષાર્થની જરૂર છે. તેને માટે પ્રથમ બધા જીવોની દયા પાળવી જોઈએ. અહિંસા પરમો-ધર્મ : આ વાકય હંમેશા યાદ રાખો. અહિંસાને જીવનમાં અપનાવો. હિંસાથી નિવૃત્ત બનો. શિવસુંદરી વરવા માટે વ્રત લેવા પડે છે તે શિવસુંદરીને વરવું જ હોય તો યોગ્યતા પ્રાપ્ત કરવી પડે છે. જેમ વકીલો, ડોકટરો, ઇજનેરો કેટલાય વર્ષો સુધી મહેનત કરે છે. અભ્યાસ પૂર્ણ કર્યા પછી ડીગ્રી દૂર નથી. દરેક વસ્તુને પ્રાપ્ત કરતા પહેલાં યોગ્યતા જોઇએ. યોગ્યતા વિના કોઇ વસ્તુ પ્રાપ્ત થઇ શકતી નથી. થાય તો ટકી શકતી નથી. આત્માની સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની સૌ કોઇની ઇચ્છા છે. પણ આત્માની પાછળ મહેનત કેટલી કરો છો? જો સિદ્ધિ ઇચ્છો જ છો તો આત્માનો પુરુષાર્થ કરો. શુદ્ધ ચૈતન્યદેવને

જાણો, સમજો અને લૌકિકભાવને છોડી, અલૌકિક ભાવને પ્રાપ્ત કરો. ચૈતન્ય દેવ શિવ-સુંદરીને વરવા માટે જાન લઈને નીકળે છે. અનેક જાનૈયાઓ સાથે છે. જિનવાણી જાનૈયાને જમણ આપે છે. જિનવાણીનાં ભોજન પીરસાય છે. ભવ્ય ભોજન છે. ખાતાં આત્મા તૃપ્ત બની જાય. લાઘવતાના લાડુ છે. જેટલો ખર્ચ વધારે એટલું પાપ વધારે, જેટલી ઉપધિ ઓછી એટલી ઉપાધિ ઓછી. ત્રણ જોડ જ કપડાં હોય, એક ટંક જમતા હોય, તેમાં પણ પાંચ દ્રવ્ય ખપતા હોય તો કેટલો હળવો થઈ જાય ? લાકડું હળવું છે તો તરે છે. હળવો આત્મા થાય તો ઊંચે ને ઊંચે જાય. પંખી પાંખ ખંખેરી નાખે તો ઊડી શકે છે. આ લાડવા ચુરમાના કે કરણુશાઈના નથી, પણ લાઘવતાના લાડુ છે. ગોચ્છો નાનકડો મજાનો કેવો ધોળો ધોળો છે. તેના પર એવી મમતા થઈ જાય છે કે બેસે તો પુંજે નહિ. પુંજે તો મેલો થઇ જાય. ૫૦ હજારની મોટર લીધી પણ ચલાવે તો કાદવથી ખરડાય, તો શું મોટર માથે લઈને ફરાય ? રજોહરણ–ગોચ્છો આદિ પુંજવા માટે છે. તે જીવદયા પાળવાનું સાધન છે. તેને રાખી મૂકાય નહિ. ઉપકરણ અલ્પ હોય પણ જો તેમાં મમત્વ હોય તો ડુબાડનાર બને. ચોપડીને આવું પુંઠું સારૂં લાગે, ચોપડી મારી છે તે કોઇને અપાય નહિ. પણ જ્ઞાની પુરૂષો કહે છે. જ્યાં મમતા છે, ત્યાં મોત છે. ભોજનમાં જ્ઞાનના ગાંઠીયા આપે છે. અને મૈત્રી ભાવનો મેસુબ આપે છે. જ્યાં મૈત્રી છે ત્યાં નિર્ભયતા છે. હું તારો મિત્ર છું. તું મારો મિત્ર છે. મિત્ર મિત્રનું ખરાબ નહીં બોલે. જ્ઞાની પુરુષો સર્વ જીવો સાથે મૈત્રી ભાવને કેળવવાનું શીખવે છે.

"મૈત્રી ભાવનું પવિત્ર ઝરણું, મુજ હૈયામાં વહયા કરે,
શુભ થાઓ આ સકળ વિશ્વનું, એવી ભાવના નિત્ય રહે."

તમને કયો મેસુબ ભાવે છે ? આ મેસુબ પર રૂચી ખરી ? માધ્યસ્થ ભાવના મોહનથાળ છે, અને જિજ્ઞાસાની જલેબી પીરસાય છે કે હે ભગવાન ! હું તારા જેવો ક્યારે બનું ? એવી જિજ્ઞાસા તમને છે ?

"કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ–અભિલાષ,
ભવે ખેદ પ્રાણી દયા, તે કહીએ જીજ્ઞાસ"

કષાયો બધા શમી જવા જોઈએ. કેટલાયને માન કષાય બહુ હોય છે. હું છું તો જ્ઞાતિમાં આંખ સમાન છું. મને ચુંટયો તો આટલું સંઘનું કામ થયું. મારા વગર આવા કામ થાય નહીં. આમ માનને વધારે છે, જીજ્ઞાસુ જીવને ચારે કષાયની ઉપશાંતતા હોય છે. ચાર કષાય ચંડાળ ચોકડી છે. આત્માનું બગાડનાર છે. જીજ્ઞાસુને હરવા ફરવાની, જોવા જાણવાની જીજ્ઞાસા ન હોય. જીવને માત્ર મોક્ષની અભિલાષા છે. ભવ કરવા એ ઝેરના ટુકડા જેવા લાગે. સંસાર સમુદ્ર તરવો હોય તો જીજ્ઞાસા રાખો અને ભગવાનનું શરણ લ્યો. પ્રામાણિકતાના પેંડા પીરસાય છે તમે પ્રા[illegible]ક [illegible] - પ્રામાણિક તે જએ

અહીં 'પ્રમાણ વચન' બોલે છે અને દુકાને બેસી માયા કરે છે. જતનાના જાંણુ છે. જતનાથી ચાલવું બેસવું અને સુવું. જતનાથી કામ કરે તો પાપ બંધાતા નથી. જતના એટલે સાવધાની. કોઈ જીવને દુઃખ ન થાય, કોઇને કિલામના પહોંચાડવામાં હું નિમિત્ત ન બનું. બ્રહ્મચર્યની બરફી પીરસાય છે. બ્રહ્મચર્ય એક રાતનું પાળે તો એકસો એંસી ઉપવાસનો લાભ થાય, નવ લાખ મનુષ્યને અભયદાન દેવાવાળા બને. એક નળીમાં બુર નામની વનસ્પતિ કે રૂ ભરેલું હોય અને ધગધગતો સળીયો નાખવામાં આવે તો રૂ આદિનો નાશ થાય છે. એમ અબ્રહ્મચર્યથી પણ ઉત્કૃષ્ટ નવ લાખ મનુષ્યોનો નાશ થાય છે. આ વાત ભગવતિ સૂત્રમાં આવે છે. સર્વ વ્રતોમાં શ્રેષ્ઠ વ્રત બ્રહ્મચર્ય છે. અબ્રહ્મચર્યને ટાળો. મનની સ્વસ્થતા જોઈતી હોય અને કાયામાં રોગ ન જોઇતા હોય તો બ્રહ્મચર્યને પાળો. બ્રહ્મચર્યમાં શક્તિ-વીર્ય અને તાકાત છે. ઘણાંઓ દર્દથી ખૂબ ઘેરાઇ ગયા હોય છતાં બ્રહ્મચર્ય પાળતા નથી. એક બાળક બેસતાં ન શીખ્યું ત્યાં બીજુ તૈયાર અને બીજાને દાંત ન આવ્યાં, ત્યાં ત્રીજું તૈયાર ! આમાં શક્તિનો કેટલો નાશ થાય છે. આજે સ્ત્રીઓ ઓપરેશન કરાવે છે, અને પુરુષો પણ નપુંસક થાય છે તેથી સંતતિ વૃદ્ધિ ન પામે, પણ આત્માનો ઝગમગતો દિવડો-કાંતિ-આત્માની પ્રભા નાશ પામે છે. આમાં શક્તિ ક્ષીણ થાય છે. અને યાદ શક્તિ નાશ પામે છે. સિંહના આખી જીંદગીમાં એક જ વખતના સેવનથી જે બચ્ચું ઉત્પન્ન થાય છે, તે કેવું બળવાન હોય છે ? "સિંહના એકે હજારા, ભુંડણીના સો એ બિચારા", આગળના શ્રાવકોને ખબર પડે કે સ્ત્રી ગર્ભવતી છે, ત્યારથી ત્રણ વર્ષ સુધી તેની સામે વિકારી દૃષ્ટિથી ન જોતા. આજનું માનસ-આજની વિચાર ધારા કેટલી કનિષ્ઠ થતી જાય છે. એક ટ્રેઈનમાં એટલી ગીર્દી હોય કે સ્ત્રી-પુરૂષ એક બીજાને અથડાય, હાથના ખરાબ ચાળા કરે, એક સીટમાં સ્ત્રી-પુરૂષ પાસે પાસે બેસે, એમાં ભગવાને બતાવેલી નવ વાડનું પાલન કેવી રીતે થાય ? દિવસે દિવસે બ્રહ્મચર્યની ભાવનાનો લોપ થતો જાય છે, અહિંસાના અડદીયા પીરસાય છે. અડદીયા ખાઈ ને ગાદીયા જેવા થાય. એક શિયાળામાં અડદીયા ખાધા હોય તો બાર મહિના તેનો તોર રહે. આ અડદીયા ખાવ, તો તમારૂં કલ્યાણ થઈ જાય, દયાનો દૂધપાક અને સમભાવનો શ્રીખંડ, શાંતિની સેવા, ભેદ જ્ઞાનની ભેળ અને ક્ષમાપનાના ખમણ છે. ચારિત્રનો ઘેવડો, સમાધિના સાટા, કરુણાના દેળાવડા, રુક્ષવૃત્તિની લાપસી, મૃદુતાનાં મગ-ભવ્યતાના ભજીયા સતનો શીરો, સંયમની સુખડી અને પ્રભુતાના પાપડ આ બધું પીરસાય છે. જાન કાંઈ જેવી તેવી છે ? આ તો ચૈતન્યદેવ પરણવા આવે છે. આ જાનને સાચવવા એક એક માણસ ઉભો છે, આ ભોજન કરો તો બેડો પાર થઈ જાય. વરરાજા શિવસુંદરીને પરણવા જાય છે.

અસંયમમાંથી નિવૃત્ત થાય અને સંયમમાં રહે એને શિવસુંદરી વરે છે. તું અંદરથી પુરૂષાર્થ ઉપાડ, તો અવશ્ય ઉદ્ધાર થશે. આત્માની ચીજ છે અને આત્માને પામ.

વાની છે. યોગ્યતા પોતાને મેળવવાની છે. તમને કોઇ, ઉપર ચડાવી દે એમ બની ન શકે. તમારી મહેનતનું તમને ફળ મળે. "હવે મારે મોહનો નશો પીવો નથી. શેતાનના સાથમાં રહેવું નથી, આત્માને પામવો છે," એવો નિર્ણય તું કર. સત્પુરુષો જાગૃત કરે છે. જમ્યા પછી આત્મવૃદ્ધિ માટે મેવા આપે છે અને ફ્રૂટ આપે છે. બ્રહ્મભાવની બદામ, કલ્યાણના કાજુ અને ચિદાનંદની ચારોળી, પુરુષાર્થના પીસ્તા, આરાધનાના અંજીર, જાગૃતિના જરદાલૂ, અમરતાના અખરોટ, સત્યના સક્કરજન, મૃદુતાની મોસંબી, પ્રમોદભાવના પપૈયા, દયાની દ્રાક્ષ અને હિંમતનો હલવો આપ્યો. નમ્રતાની નારંગી, સમભાવના સીતાફળ વિ. જાનૈયાને પીરસે છે. જે ભવ્યજીવો ભાવથી ભોજન કરે છે તે પરમાનંદને પ્રાપ્ત કરે છે. આ અમારૂં ભોજન હૈયામાં ઉતારશો તો ગુણની વૃદ્ધિ થશે. તમે પૈસાની વૃદ્ધિથી રાજી થશો. આ વર્ષે ખૂબ કમાયા–ધાર્યા કરતાં ઘણું મળ્યું, પણ ગુણની વૃદ્ધિની પડી છે, ખરી ! તમારો આત્મા કેવો બન્યો ? આત્મજ્ઞાનમાં ઓટ આવી છે કે ભરતી ? ક્રોધ ઓછો થયો કે વધ્યો ? કષાયથી સ્થિતિ અને અનુભાગનો બંધ થાય છે, અને યોગથી પ્રકૃતિ ને પ્રદેશનો બંધ થાય છે, બંધ પડે એવા ભાવો સેવવા જ નથી. એવો નિર્ણય કરો. જે ચીલે મહાવીર ચાલ્યા એ ચીલે મારે ચાલવું છે. જેને સ્વ દયા હોય એને પર દયા હોય જ છે. કષાય કરીશ તો અશુભ બન્ધ થશે એવી જેને ખાત્રી છે તે કદી કોઈ પર ક્રોધાદિ કરશે નહિ. જ્યારે આપણે કષાય કરીએ ત્યારે આપણો આત્મા પહેલો બગડે છે. પછી બીજાને નુકશાન થાય છે. દીવાસળીને સળગાવો ત્યારે પહેલાં પોતે બળે છે. પછી બીજાને બાળે છે. તેમ ક્રોધ કરનાર પોતે પહેલો બળે છે, પણ બીજાને તો નુકશાન થાય અથવા ન પણ થાય.

એક શંકરલાલભાઈ હતા. રોજ નાહી ધોઈ પૂજાપાનો સામાન લઈ મંદિરે પૂજા કરવા જાય. એક દિવસ સવારના નદીએથી નાહીને આવી રહ્યા છે. એક સાંકડી ગલ્લીમાંથી પસાર થાય છે. ત્યાં જકલી નામની ભંગડી વાળતી હતી. શંકરલાલને જોતાં તે એક બાજુ ઉભી રહી ગઈ. ધૂળની ડમરી ઉડાડવી બંધ કરી દીધી, સાવરણો લઈને ઉભેલી ભંગડીને જોતાં શંકરલાલ ગોર કહે છે; આવા ભંગીયા રસ્તામાં આડે ને આડે ઉભા હોય છે. અમારા પવિત્ર દેહપર તેનો પડછાયો પડે છે, બેફામ ગાળો બોલવા માંડયા. જાતે બ્રાહ્મણ છે અને કષાય ખૂબ કરે છે. દરબારમાં રાજગોર તરીકે પૂજાય છે. તેના હોદ્દા પ્રમાણે ભંગડીએ તો તેની આમન્યા જાળવી. ત્યાં ઘણા માણસો ભેગા થાય છે. છતાં તેઓ ખૂબ આવેશમાં આવી ગયા છે. તમાસાને કાંઈ તેડું હોય ? બ્રાહ્મણ તો માણસો જોઈને વધુ ભુરાટો થાય છે. ભંગડીના મનમાં વિચાર થયો કે હું એકબાજુ ખસી ગઈ છતાં આ બ્રાહ્મણ આટલો ક્રોધ કરે છે. તો હવે એની સાન ઠેકાણે લાવવી જોઈએ. એણે છેડો પકડી લીધો અને કહે–ભુંડા લાગો છો, હવે ઘરે પધારો, સ્વામીનાથ, ઘરે પધારો. આ બધાએ સાંભળ્યું. અને અરસપરસ કહેવા લાગ્યા, અરે જોયો બગલો ભગત ! નહાવા જાય, પૂજાનો ઢોંગ

કરે અને કેવા ધંધા કરે છે! કોઈ ન મળી કે ભંગડી સાથે ચાલે છે! શંકરલાલને તો એવી શરમ આવી કે હવે આમાંથી નીકળવું કેવી રીતે? શંકરલાલની વાતો થવા લાગી. તેઓ કાંઇ બોલ્યા વિના ચાલતા થયા. પણ ચોરે ને ચૌટે, શેરીએ અને બજારે ગોરમહારાજને હવે તો ગામમાં નીકળવું પણ મુશ્કેલ થઇ પડ્યું. નિંદા કરવી બહુ ખરાબ છે. નિંદા કરવાથી કેટલા કર્મ બંધાય છે. તારાથી નિંદા કર્યા વિના ન જ રહી શકાતું હોય તો સ્વનિંદા કર. બીજાનું ખરાબ બોલે છે. પણ તું કયાં સર્વગુણ સપન્ન છે! બીજાની નિંદા કરવાથી શો લાભ મળવાનો? ઘરખોદા બહુ ખરાબ છે. છોકરા દાટીયા હોય તો ઉખાડી નાખે છે એમ એવી પ્રકૃતિના જીવો પણ દટાયેલા પડને ઉખેડે છે જે નિંદા કરે છે. પીઠ પાછળ બોલે છે, એ વિષ્ટા ખાનાર ભુંડ જેવા છે. તમારા જીવનમાં એક ગુણ કેળવો કે મારે કોઈની નિંદા કરવી નહિં. ઘણાં તો સાધુ સંતોની નિંદા કરવી પણ ન ચુકે. પચાસ માણુસ બેઠા હોય અને એમાંથી એક એક ગુણ લો તો પચાસ ગુણ આવે, પણ પચ સમાંથી એક એક અવગુણ લો તો પચાસ અવગુણ આવે છે. સારૂં લેવું કે ખરાબ લેવું એ તમારા હાથમાં છે. ગુણગ્રાહી બનો. એકનાથની વાત આવે છે. એકવાર તેઓ સ્નાન કરીને બહાર આવે છે ત્યાં એક ગુંડો તેમના પર થુંકે છે. એમ કરતાં સો વાર થુંકે છે ને સો વાર નહાવા જાય છે. પછી પેલો ગુંડો કહે છે. 'તમારી પર હું સો વાર થુંક્યો છતાં આપને ગુસ્સે કેમ ન આવ્યો? " ત્યારે એકનાથ કહે છે તારા પાસે માલ હોય તે તું બતાવે. મારે મારો સ્વભાવ શા માટે ગુમાવવો જોઈએ." તે પછી તે ગુંડો સુધરી ગયો. શંકરલાલને લોકો ધુતારો અને પાજી કહે છે દરબારમાં પણ ત્રણ દિવસથી ગયો નથી. અંતે રાજા સુધી આ વાત પહોંચે છે. રાજા માની શકતા નથી કે શંકરલાલ આવો હોય તેથી દરબારમાં તેને બોલાવે છે અને રાજા પુછે છે કે સત્ય હકિકત શી છે? અને આ મોઢું કેમ લેવાઈ ગયું છે? પછી શંકરલાલ કહે છે. હું ભંગડીને ઓળખતો નથી. અને એણે મને સ્વામીનાથ કહયો. તરત રાજાએ હુકમ કર્યો, જાવ ભંગડીને બોલાવો તરત ભંગડી ને હાજર કરી, તેને રાજાએ પુછયું: આ શંકરલાલ સાથે તારે શું આડો સંબંધ છે? સાચી વાત કર, નહિ તો બરાબર શિક્ષા કરીશ ભંગડી કહે છે કે આ શંકરલાલ પવિત્ર માણુસ છે. મારી સાથે તેને કેવી રીતે સંબંધ હોય? આ સાંભળી રાજા પૂછે છે: તો પછી સાંકડી ગલીમાં તેં સ્વામીનાથ કેમ કહયું? " સાહેબ! તે દિવસે હું વાળતી હતી ત્યાં શંકરલાલ નીકળ્યા અને હું સાવરણો લઈને બાજુ પર ઉભી રહી છતાં મને ન કહેવા જેવા શબ્દો કહયાં અને ખુબ ગાળો દીધી તેથી તેમની શાન ઠેકાણે લાવવા, ક્રોધ ચંડાળ છે. હું પણ ચંડાળ જાતની–તેથી મેં ક્રોધને સ્વામીનાથ કહયો. બાકી શંકરલાલ સાથે મારે બીજો કોઈ સંબંધ નથી. અને આ સિવાય બીજી કોઈ વાત નથી." ભંગડીનો પ્રત્યુત્તર સાંભળી શંકરલાલને પણ લાગ્યું કે આ ભંગડીમાં કેટલુ જ્ઞાન છે! ખરેખર ક્રોધ ચંડાળ છે. મારે તેનું શરણુ ન લેવું જોઈએ, શંકરલાલ સુધરી જાય છે. ફરી જીંદગીમાં

કદી ક્રોધ કરતા નથી. ક્રોધ એ બહુ ખરાબ છે. ક્રોધથી વેર થાય છે. વેરથી વેર વધે છે. મારે કોઈ સાથે વેર કરવું નથી. હું બધાને માફી આપવા વાળો અને રોજ પ્રતિક્રમણ કરનારો હું વેર કરૂં ? જો તમારે ઉંચે આવવું હોય તો આવો નિર્ણય કરી કષાયને છોડો. કોઈના દિલને દુભાવવું તે ભાવ હિંસા છે. ક્ષણે ક્ષણે પોતે પોતાનું ખૂન કરે છે. કષાય કરવો એ ભાવ હિંસા છે. ભાવ હિંસાથી બચો. પહેલા વ્રતના પાંચ અતિચાર છે. "બંધે-વહે-છવિચ્છેએ-અઈભારે-ભત્તપાણ-વોચ્છેએ" આ અતિચાર જાણવા ખરા છતાં આચરવા નહિ. બંધે એટલે કોઈ જીવને તાણીને બાંધ્યા હોય. તમારે ત્યાં ગુમાસ્તો હોય અને ટાઈમ પૂરો થાય છતાં કામ કરાવો. અને કહો કે આટલું કામ કરીને જા અને જો આ કામ નહિ કરે તો નોકરીમાંથી છૂટો કરી નાખીશ આમ ધમકી આપે છે. ઢોર આદિને બાંધીને રાખે તેમાં પણ 'બંધે' નામનો અતિચાર લાગે છે. જે સમજીને સુધરશે તેને લાભ થશે. ભાજી ભાજીના ભાવે વેચાશે અને હીરો હીરાના ભાવે વેચાશે બધાને વશ કરવા હોય, આત્માનો ઉદ્ધાર કરવો હોય તો ક્ષમા રાખો દ્રવ્ય હિંસા તથા ભાવ હિંસામાંથી બચાય તેટલું બચો. વળી ભગવાન શું કહેશે એ અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન નં....૫૯

### ભાદરવા વદ ૮ રવિવાર. તા. ૧૨-૯-૭૧

બે પ્રકારના ધર્મ છે. (૧) અણગાર ધર્મ અને આગાર ધર્મ. તેમાં આગાર ધર્મની વાત ચાલે છે. (૧) મોટકી હિંસા ન કરવી (૨) મોટું જુઠું બોલવું નહીં (૩) મોટી ચોરી ન કરવી. (૪) પરસ્ત્રીગમન ન કરવું. (૫) પરિગ્રહમાં મર્યાદા કરવી, આ શ્રાવકનો ધર્મ છે. હિંસા છે, ત્યાં ક્રૂરતા છે, નિષ્ઠુરતા છે. હિંસા કરવાથી આત્માને કર્મ બંધન થાય છે. હિંસા કરવા જેવી નથી. તમને તમારો બચાવ કરવો ગમે છે. એમ પ્રાણીઓને પણ પોતાનો બચાવ કરવો ગમે છે. મોત કોઈને પ્રિય નથી. કોઈ ગળું દબાવે તો રાડો પાડે છે અને બચાવો બચાવો કરે છે. તને દુઃખ ગમતું નથી, તો બીજાને કેમ દુઃખ પહોંચાડે છે? સુખ દેવાથી સુખ મળે છે અને દુઃખ દેવાથી દુઃખ મળે છે. જ્યારે જ્યારે જેવી કરણી જીવ કરે છે તેવો તેવો બદલો જીવને મળી શકે છે.

" જેવી કરે છે કરણી, તેવી તુરત ફળે છે,<br>
બદલો ભલા બુરાનો, અહીંનો અહીં મળે છે,

"ઉંચે ચડે છે જ્યારે સર્વને તુચ્છ ગણતાં,
પટકાય જ્યારે નીચે ત્યારે ખબર પડે છે."

માણસ પાસે જ્યારે પૈસા હોય, મોટર ગાડી હોય, કારખાનાં હોય, માલ મિલકત હોય ત્યારે અંદરથી અહંકાર આવે છે, અને બીજાને તુચ્છ ગણે છે. બીજાને તિરસ્કારે છે. 'ચાલ્યા જાવ. કાંઈ તમારે માટે કમાતા નથી.' પણ સત્તા કયારેક ખત્તા ખવડાવે છે. સત્તા પાસે શાણપણું ચાલ્યું જાય છે. પણ માણસ જ્યારે નીચે પટકાય છે ત્યારે ખબર પડે છે કે હું બીજાનો કેવો તિરસ્કાર કરતો હતો. કોઈના દર્દ ઉપર દયા પણ ખાતો ન હતો. કોઈના દર્દ–દુઃખ સાંભળવા કાનની બારી ખુલ્લી રાખી ન હતી. હવે મારું કોણ સાંભળે? બીજાને દુઃખી કરી સુખી થવાની ઈચ્છા રાખે છે, પણ તે નહીં બની શકે. કેટલાક એમ બોલે છે કે ઈશ્વરે પશુ પંખીઓને ખાવા માટે ઉત્પન્ન કર્યા છે, તો ખાવામાં પાપ નથી. શું આ દલીલ સાચી છે? ઝેર–વિષ્ટા ને કાંકરા પણ જગતમાં છે. તો તેને કેમ ખાતો નથી? અને વાઘ સિંહને ખાવા માટે તને બનાવવામાં આવ્યો છે. એમ પણ માનવું પડે ને? આ જગત અનાદિથી છે. સૌ પોતાના કર્મ પ્રમાણે ઓછી વધુ ઇન્દ્રિયને પ્રાપ્ત કરે છે. માટે જગતને બનાવનાર ઈશ્વર નથી. વૈજ્ઞાનિકોએ એટમબોમ્બ, અણુબોમ્બ બનાવી કરોડો માનવીના પ્રાણ લીધા છે. અખતરા માટે દરિયામાં નાખે તેથી કેટલાય જળચરોની હિંસા થાય છે. કોણ ક્રૂર છે? માણસો કે પશુઓ! અક્રૂરતા એ શ્રાવકનો ગુણ છે. જે બોમ્બ નાખે છે તે એકેન્દ્રિયથી માંડી પંચેન્દ્રિય સુધીના જીવોની હિંસા કરે છે. જ્યારે એક દેશ લોભમાં પડે છે ત્યારે બીજા દેશ પર ત્રાટકે છે. માણસ માણસની હત્યા કરે છે. તેમને એક જ વૃત્તિ છે કે કેમ બીજાનું લઈ લઉં. આજે માણસનો જીવ ચપટીમાં છે. કયારે યુદ્ધ ફાટશે અને કયારે બોમ્બ ફેંકાશે એ ખબર નથી. એક બિલ્ડીંગનું સર્જન કરવું હોય તો કેટલી મહેનત કરવી પડે છે! પણ તેનો નાશ કરવામાં શી વાર છે? બગાડવામાં, સર્વનાશ કરવામાં કાંઈ વાર નથી. પણ સુધારવામાં, બનાવવામાં વાર છે. ગળું પકડાઈ ગયું હોય, પગ ઝલાઈ ગયો હોય, કેન્સર થઈ ગયું હોય તો માથા પછાડે છે, કાંઈ ખવાતું નથી, જીભનો લોચો બહાર નીકળી ગયો છે. આકુળ વ્યાકુળ થઈ જાય છે. તે જીવને નરકનાં દુઃખો શે સહન થશે? એની શી દશા થશે? નર્કના જીવોને ધગધગતી ભઠ્ઠીમાં પકવે છે. ધગધગતું ધોંસરું તેના પર મૂકે છે. ધગધગતું તાંબુ, સીસુ, ગળામાં રેડે છે. અગ્નિ પર ચલાવે છે. સુંવાળા જીવોથી આવા દુઃખો કેમ સહન થશે? ક્રૂર કર્મ કરનારને હલકી ગતિમાં જવું તો પડશે જ. બાંધેલા કર્મ ભોગવવાં પડશે. માણસ ક્રૂર કર્મ કરી સાતમી નર્ક સુધી જઈ શકે છે. જ્યારે માંસાહાર કરતાં વાઘ, સિંહ, દિપડા ચોથી નરકથી આગળ જતા નથી. તો જાનવર કરતાં પણ માણસ કેટલો ક્રૂર છે? અવળી પ્રવૃત્તિએ ક્રૂર ગતિ પ્રાપ્ત થાય છે. હવે સવળો પુરૂષાર્થ કરો તો મોક્ષમાં

જઈ શકશો. હિંસાથી બચો. હિંસા આત્માનું અધઃપતન કરનારી છે. દેડકાનો જીવ જાય અને કાગડાને આનંદ થાય. કોઈનું દિલ દુભાવવું એ પણ હિંસા છે. ભગવાને ચોખ્ખું કહ્યું છે. હણશો તો હણાવું પડશે. છેદશો તો છેદાવું પડશે. ભેદશો તો ભેદાવું પડશે. કર્મ બાંધશો તો ભોગવવા પડશે. લિંબડીમાં એક વ્હોરાજી આવતા અને કહેતા, મને આ શબ્દો બહુ ગમે છે. આ શબ્દો મને હૈયામાં વસી ગયા છે. કીડીની દયા પાળનાર શ્રાવક કોઈને દબડાવે, કડવા વચન કહે, ગરીબોના વધારે વ્યાજ લે, કોઈની આજીવિકા તોડે તો કહેવું પડશે કે તે અહિંસાના સ્વરૂપને બરાબર સમજ્યો નથી. હિંસા કરવી, કટુવચન બોલવા તે તમારો સ્વભાવ નથી. આગનો સ્વભાવ બાળવાનો છે. જ્યારે આત્માનો સ્વભાવ શિતળ અને ઠંડો પાણી જેવો છે. જેવી પાણીની જરૂર છે એવી રીતે જિનવાણીની પણ જરૂર છે. એક દિવસ નળ બંધ થાય તો મુંબઈની શી સ્થિતિ થાય? હાહાકાર મચી જાય. પણ ભગવાનની વાણી આત્માના ત્રિવિધ તાપ ટાળનાર છે.

"બળતો ઝળતો આત્મા સંત સરોવર જાય,
સમકિત કેરી લહેરમાં સ્વરૂપ ઝીલોળા ખાય.

બળતો પ્રજળતો આત્મા સંતના સરોવરે આવે છે. સરોવર નજીક આવતા ઠંડી પવનની લહેર આવવાથી અડધો તેનો તાપ દૂર થઈ જાય છે. સિદ્ધસેન દિવાકર કલ્યાણ મંદિરમાં કહે છે.

"आस्तामचिन्त्य महिमा जिन संस्तवस्ते, नामापि पाति भवतो भवतो जगन्ति,
तीव्रा तपोपहत पान्थजनान्निदाघे, प्रीणाति पद्मसरसः सरसोऽनिलोऽपि" ॥७॥

ગ્રીષ્મ ઋતુમાં તીવ્ર તાપમાં ચાલ્યો જતો પંથી કે જેની આંખે ચક્કર આવે છે, પગ ઢીલા થઈ ગયા છે, અને રુંવાડે રુંવાડે પાણીના પોકાર પડે છે. સખત ગરમી લાગે છે, અને સંતે તંતે અને પરિતંતે થઈ ગયો છે. એમાં પદ્મ સરોવરને સ્પર્શીને વાયરો આવે તે પણ તેને શાંતિ પમાડે છે. તેમ હે જિનેશ્વર દેવ, અચિંત્ય મહિમાવાળું તમારું સ્તવન તો દૂર રહો, તમારૂં નામ પણ જગતના જીવોના પાપોનો નાશ કરે છે. બળતો જળતો આત્મા સંત પાસે આવે છે. સંત ઈશ્વરના દેવાંશી દૂત છે.

"શાંતિ પમાડે તેને સંત કહીએ, એના દાસના દાસ થઈને રહીએ."

સંત છે એ શાંતિ પમાડે છે. સંતને તંત ન હોય, સંતને કલેશ ન હોય. એ પોતે તરે અને બીજાને તારે. સાચો માર્ગ બતાવે. મોક્ષમાર્ગની કેડી બતાવે. પ્રભુની આજ્ઞા ઉપર પગ નહીં મુકતા, પ્રભુની આજ્ઞાને અનુસરશો તો મોક્ષ અવશ્ય મળશે.

"ભટકવું કયાં લગી મારે, પ્રવાસી પંથ બદલી દે,
પહોંચવા મુક્તિના દ્વારે, પ્રવાસી પંથ બદલી દે" (૨)

હે પ્રવાસી, તું પંથ બદલી લે. હવે તારે કયાં સુધી ભટકવું છે? ભટકતા ભટકતાં અનંતો કાળ ગયો. આત્માના ભાન વિના અનંતકાળથી અથડાયો. હવે આત્માનું ભાન કરવું છે? આત્માને ઓળખવો છે? સ્વરુપ દશામાં આવવું છે? આત્માનું જેને ભાન થયું હોય તેને પૌદગલિક વૈભવો ફિક્કા લાગે. હવે હિંસા કરવી નથી. એવો નિર્ણય કરો. અનંતકાળમાં, અનંતજીવો સાથે અનંતવાર સંબંધો જોડયાં. વનસ્પતિમાં, પૃથ્વીમાં, પાણીમાં મારું અનંતુ કુટુંબ બેઠું છે, તો મારાથી એને કેમ હણાય? આવા દયાના પરિણામો આવે છે?

"દયા સ્વર્ગનું બારણું, દયા મોક્ષની વાટ,
દયા નર્કનું ઢાંકણું, દયા ખત અગાધ,
જીવ મારતાં નર્ક છે, રાખતા છે સ્વર્ગ,
એ બેહુ છે વાટડી, જે ભાવે છે તે લદ્ધ."

દયા સ્વર્ગનું બારણું છે અને દયા પાળવા વાળા મોક્ષે જાય છે. જે દયા પાળે છે એને દેવતાઓ અને ચક્રવર્તીઓ નમે છે. તેનાં માન, કીર્તિ, યશ ટોચે અડે છે. ઇન્દ્રો પણ તેની પ્રશંસા કરે છે. મેઘરથ રાજા દયાના અવતાર સમા હતા. તેમની પ્રશંસા દેવલોકમાં ઈન્દ્રો પણ કરતાં હતાં. તેઓ રાજ્ય પદવી ઉપર હતાં. ઘણાં રાજાઓ તેમને ખંડણી ભરતાં હતાં. છતાં પ્રતિક્રમણ બે વાર કરતાં. અને મહિનામાં ૬ પોસા કરતાં. વ્રત્તોના બેકાંઠા બાંધો તો મોક્ષ સુધી પહોંચી જશો. નદી કહે, મારે બે કાંઠાની જરુર નથી, તો નદીના પાણીના પ્રવાહમાં અવ્યવસ્થા થઈ જાય. બંધન વિનાની નદી દરિયા સુધી પહોંચી શકે નહીં. બંધ બાંધવામાં સરકાર કરોડો રૂપિયા ખર્ચે છે. આ પાણીનો બંધ બાંધીને પાણી ખેતરમાં લઈ જાય છે. અને એ પાણીથી સુંદર પાક થાય છે. વિજળી પણ પાણીમાંથી થાય છે. અને વિજળીથી કેટલાં કારખાના ચાલે છે. વિજળી બંધ થાય તો ટ્રેઇન પણ અટકી જાય છે. અને લીફ્ટ ચાલતી અટકી જાય છે. વીજળી અનેક ઉપયોગમાં આવે છે. બંધ બાંધવાથી કેટલું ઉપાર્જન કરે છે. બારેમાસ ખેતી થાય છે. એમ વ્રતના બંધ બાંધો તો તમારું વીર્ય જે બારે પાટ જાય છે એ સ્વમાં વળે છે. જે પર તરફ જતું હતું તે અટકી જાય છે. બહારના ચોપડા ઘણા ફાડયા અને ઘણું વાંચ્યું. પણ હવે જ્ઞાનસાગરમાં ડુબકી મારો અને ભગવાનના સૂત્ર સિદ્ધાંતને સમજો. નિષધકુમાર સામેથી કહે છે મને બાર વ્રત અદરાવો. હું સાધુ તો થઇ શકતો નથી, પણ શ્રાવકના વ્રત્ત આદરીશ. અત્યારે મુલગુણ કરતાં ઉત્તર-ગુણધારી શ્રાવક વધારે છે. મારે પાંચ જોડી કપડા રાખવા, લાખ રૂપિયા કરતાં વધારે ન રાખવા, મારે ૧૦૦૦ માઇલથી વધારે ન જવું, રોજ એક સામાયિક કરવી, સર્વથા બ્રહ્મચર્ય .ન પાળી શકું તો પરસ્ત્રી સામે ન જોવું. આવા નિયમ પણ લઇ શકાય. અમે તમને માલ બતાવીયે છીએ. આમાંથી જે

જોઈએ તે લ્યો. ઘોડાને પણ લગામની જરૂર રહે છે. અને હાથી ઉપર પણ અંકુશ રાખવો પડે છે તેમ મન ઉપર પણ કંટ્રોલ કરવો જોઈએ. આશ્રવનો નિરોધ કરો તો સંવર થશે. કોઈ કહે હું બીડી પીતો નથી તો પચ્ચખાણની શી જરુર છે? પણ પચ્ચખાણ ન લીધા હોય ત્યાં સુધી આસ્રવ ચાલ્યો આવે છે. પચ્ચખાણ આજીવન (સુધીના) થાય, પણ બેચાર ભવના પચ્ચખાણ થાય નહીં. જેમ જેમ વ્રત-પ્રત્યાખ્યાનમાં આગળ આવશો તેમ પવિત્ર અને હળવા બનશો. પહેલાંના શ્રાવકો કેવા પવિત્ર હતા !

સાહિત્ય જેવું હતું અનુપમ, પ્રતિષ્ઠાથી પૂર્ણ હતા એ,
રાજ દરબારે અંતઃપુરમાં નિડરતાથી ઘૂમ્યા હતા એ (૨)
એક દિન જૈનો ભારતવર્ષનું ભૂષણ થઈ ને શોભ્યા હતા એ.

શ્રાવકો અંતઃપુરમાં છુટથી જઈ શકતાં. તેમને માટે રાણીઓને ઓઝલ-પડદા ન હતાં. ડોકટર માટે છુટ હોય એમ શ્રાવકો માટે છુટ હતી. તેમનો અવિશ્વાસ કોઈને ન હતો. પહેલાંના શ્રાવકો સત્ય માટે પ્રાણને પણ હોડમાં મુકતાં. પવિત્ર અને પ્રમાણિક જીવન ગાળતાં. આજના માણસો એવા કયાં રહયા છે ? ભાઈ-બહેન ઉભા હોય એને પણ શંકાથી જુએ છે. આજે ચારિત્ર ચોકખું નથી એટલે આવી શંકા થાય છે. જીવનમાં ન્યાય, નીતિ અને પ્રમાણિકતા રહ્યાં નથી. મને સો રૂપિયા મળતા હોય તો બીજાના ૧૦૦૦ રૂપિયાને નુકસાન પહોંચાડી દેવામાં વાંધો નહીં. પણ જ્ઞાનીપુરુષ કહે છે તને કોઈ છેતરે, નુકસાન પહોંચાડે તે તને નથી ગમતું તેમ તું બીજાને છેતરે તે તેને પણ નથી ગમતું.

એક બ્રાહ્મણ હતો. તે ખુબ ગરીબ હતો. ગરીબાઈથી પરેશાન થતો હતો. એક ગામથી બીજે ગામ માગે તો પણ તેનું પૂરું થતું નહોતું. ઘરમાં ત્રણ બાળકો હતાં. એક વખત બ્રાહ્મણ તેની પત્નીને કહે છે : જો તું થોડા દિવસ ચલાવ તો હું બહારગામ કમાવા માટે જાઉં. મને નામુ લખતાં આવડે છે. કોઈપણ કામ કરવું હોય તે આવડે છે. કયાંય નોકરી મળી જાય તો પ્રયત્ન કરું. પત્ની અનુમતિ આપે છે અને તે બહારગામ જાય છે પુણ્યના યોગે એક શેઠને ત્યાં નોકરી મળી જાય છે. કામકાજ કરતાં કરતાં હોંશીયાર થયો. તેનામાં જીભની મિઠાશ પણ ખૂબ હતી. કોઈને કડવું વેણ ન કહેવું.

" અંધાને અંધો કહીએ કડવું લાગે કહેણ,
અરે, ધીરે ધીરે પૂછીએ તમારા કયારે ગયા નેણ ! "

દશવૈકાલિકના સાતમા અધ્યયનમાં કેમ બોલવું એ સમજાવ્યું છે. બોલવામાં પણ બહુ જાળવવું પડે છે, કાણાને કાણો ન કહેવો. જેના શરીરમાં રોગ હોય એને રોગીયો ન કહેવો. કોઈ ચોરને ચોર કહીને ન બોલાવવો. સાચું હોય છતાં કડવું ન કહેવું. આવું કહેવાથી પણ હિંસા થાય છે. ઘણી વાતો કહી અને એક વેણ કડવું કહ્યું તો સારા પર પાણી ફરી વળે છે.

આ બ્રાહ્મણ ઘણી આવડતવાળો હતો. ઉઘરાણી પણ સારી રીતે પતાવતો હતો. ઘરાગની સાથે કેમ કામ લેવું, તે જાણતો હતો. શેઠે તેની આવડત જોઈને ભાગીદાર કરી દીધો. થોડા વખતમાં લાખ રૂપિયા મળી ગયા. એટલે બ્રાહ્મણ વિચારે છે. કે હવે ધંધો કરવો નથી. આટલા રૂપિયા જિંદગીમાં વાપરતાં ખૂટશે નહીં. દેશમાં મારી પત્ની અને બાળકો દુઃખી છે. તેની સંભાળ લેવા માટે જવું જોઈએ. મગજ શાંત પડે તો સદ્‌વિચાર આવે. હવે શાંતિથી પ્રભુભજન કરીશ અને જિંદગી વિતાવીશ. તમે દેશ મૂકી અહીં આવ્યા, ખૂબ કમાયા, પછી શાંતિથી જીવન વિતાવવાની ઇચ્છા થાય છે? નિવૃત્તિ લઈ ધર્મધ્યાન કરવું છે એવો વિચાર આવે છે? જીવનમાં સંતોષ આવે તો ધર્મ તરફ વૃત્તિ વળે. આ બ્રાહ્મણને સંતોષ છે. શેઠની પાસેથી જવા માટે રજા મેળવે છે. આગળના વખતમાં ટેકસી કે ટ્રેઈન ન હતી એટલે ચાલીને જાય છે. લાખ રૂપિયા પાસે છે એટલે રસ્તામાં લુંટારા મળે કે બહારવટીયા મળે તો લૂંટી જાય એની બીક લાગે છે. આજે કેવી સીફતથી ખીસ્સું કાપી નાંખે છે? પાકીટ સેરવી નાખે છે! એક દિવસમાં આવા કેટલાયે ખીસ્સા કપાતા હશે. આ બ્રાહ્મણ કમાણી કરીને જાય છે એટલે વિચાર કરે છે, હું ગરીબના લેબાસમાં હોઉં તો કોઈને ખબર પડે નહીં. એટલે એણે એક બદક લીધી અને લાખ રૂપિયાનું રત્ન તેમાં નાંખી દીધું અને પંદર થીગડાવાળું ધોતીયું પહેર્યું. ઉપર ખેસ પણ ફાટેલો અને ગંદો નાખ્યો છે. રસ્તામાં ચાલ્યો જાય છે અને કોઈને ખબર પણ નથી પડતી કે આ બ્રાહ્મણ પાસે લાખ રૂપિયાનું રતન હશે. આજે તો પાસે કાંઈ હોય નહીં અને દેખાવ ઘણો કરે.

કેડે રાખે જાડો અને કુંચીઓનો નહીં પાર,
પેટી તો તડાકા કરે શોભા દીસે બ્હાર.

એમો દેદરાણી શાહનું નામ રાખવા હડાળાથી ધનના ગાડાની લાઈન શરૂ કરી અને દિલ્હીના દરવાજા સુધી પહોંચી ગયો, પણ તેનો પહેરવેશ કેવો સાદો હતો. આજે તમારાં ભપકા અને ફેશનનો પાર નથી. જો ફેશન અને વ્યસન ઓછાં થાય તો બચેલા પૈસાથી ગરીબને મદદ કરી શકો. બ્રાહ્મણ ચાલ્યો જાય છે. હવે ગામ પણ ત્રણ ગાઉ દૂર છે. તેને પાણીની ખુબ તરસ લાગે છે. ત્યાં એક કૂવો નજરે પડે છે. કૂવામાંથી પાણી કાઢવા બદક નાખે છે. પણ દોરડું ઘસાયેલું હતું એટલે વચમાંથી તૂટી જાય છે અને બદક અંદર પડે છે. આ કૂવો કેટલો ઉંડો હશે તે બ્રાહ્મણ જાણતો ન હતો, તેથી તેમાં પડતાં ડરે છે. એટલામાં એક ઓળખીતો ભરવાડ ત્યાંથી પસાર થાય છે, તેને બોલાવે છે અને કહે છે આ કુવામાં મારી બદક પડી ગઈ છે તે કાઢી દે તો હું તને પૈસા આપીશ. ભરવાડ કહેછે, મારે એવા પૈસા નથી જોઈતા આવા અંધારા કુવામાં કોણ પડે? બ્રાહ્મણ મુંઝાય છે. અને કહે છે હું તને એક રૂપિયો આપીશ, કાઢી આપને! તો પણ પેલો તો ના જ પાડે છે. ૨૫-૫૦-૧૦૦ આપીશ પણ પેલો ના પાડે છે. અંતે સાચી

વાત કહે છે. પંદર લાખ રૂપિયાનું રત્ન છે. તને અડધો ભાગ આપીશ, પણ તું કાઢી આપ આ સાંભળી ભરવાડની દાનત બગડે છે. અને તે બ્રાહ્મણને કહે છે કે કાઢયા પછી મને ગમે તે તને આપીશ, તારે કાંઈ બોલવાનું નહીં અને કાગળ પેન્સીલથી લખાવી લીધું. ભરવાડ તો કુવાથી પરિચિત હતો. થોડીવારમાં બદક બહાર કાઢી દીધી. અને બદકને પછાડીને રત્ન કાઢી લીધું. ઠીંકરા બ્રાહ્મણને આપી દીધાં. આ બ્રાહ્મણ તો રોવા માંડયો, કરગરીને કહે છે. તું મને ભિખારી ન બનાવ. મને થોડું દે, પણ ભરવાડ સમજતો નથી. બ્રાહ્મણ ઘરે જાય છે. ઘણા વખતે પોતાનાં પતિને જોયો, પણ અરે આ શું? આપની પાસે કાંઈ ન મળે? કપડાં પણ કેવા ગંદા છે? જમવા બેઠો પણ કાંઈ જમી ન શકયો. છોકરાઓ આવ્યા અને કહે અમારે માટે શું લાવ્યા? તો કહે છે, કાંઇ નથી લાવ્યો. તેની પત્ની તેને આશ્વાસન આપતાં શું બન્યું તે પુછે છે. બ્રાહ્મણ બધી હકીકત કહે છે. છેવટે ન્યાયાધીશ પાસે પહોંચ્યો. કેસ ચાલે છે. ભરવાડના પગ તો જોરમાં છે. ન્યાયાધીશે કહ્યું, લખ્યું વંચાય માટે તું તારા ઠીંકરા લઈ જા. કોર્ટના પગથીયે બેસી બ્રાહ્મણ પુષ્ક રડે છે. ત્યાંથી એક બેરીસ્ટર નીકળ્યાં. બ્રાહ્મણના રૂદનને જોઇ તેને દયા આવી. એટલે બ્રાહ્મણ પાસે આવે છે અને રડવાનું કારણ પૂછે છે. બ્રાહ્મણ બધી હકીકત કહે છે. મારા કર્મ ફુટી ગયાં. પેલું રત્ન ભરવાડ લઈ ગયો, અને ઠીંકરા મને મળ્યાં. પેલા વકીલે લખાણ બેત્રણ વાર બરાબર વાંચ્યું અને ઘેડ બેસાડી પછી ભરવાડને બોલાવ્યો. એક બાજુ રત્ન મુકયું. અને બીજી બાજુ ઠીંકરા મુકયાં અને કહ્યું: આ બેમાંથી તને શું ગમે છે? ભરવાડે રત્ન સામે આંગળી કરી એટલે બેરીસ્ટરે કહ્યું, જો આમાં લખાણ છે કે 'મને ગમે તે તને આપું" તને રત્ન ગમે છે. તો આ રત્ન બ્રાહ્મણને આપી દે. આ ન્યાયાધીશની બુદ્ધિને સૌ ધન્યવાદ આપવા લાગ્યા. અને બ્રાહ્મણને પોતાનું રત્ન મળતાં તેમનો આભાર માની ખુશ થતો તેને ઘેર ગયો. તમારે સુખ જોઈએ કે દુઃખ! જો તમારે સુખ જોઈતું હોય તો બીજાને સુખ આપો. તો તમને પણ અવશ્ય સુખ મળશે. એક માખીની પાંખ પણ તમને બનાવતા આવડે છે? "ના" તો માખીને હણવાનો તમને શો અધિકાર છે? વાવ્યાં તેવાં લણવાનાં છે.-વેર્યું તેવું વીણવાનું છે, અને કર્યું તેવું પામવાનું છે.

વ્રતના રક્ષણ માટે અતિચારો બરાબર જોઈ જવા જોઈએ. પુલ બનાવનાર પુલમાં છિદ્ર પડયું નથી તે વારંવાર તપાસ કરે છે. એમ જીવનમાં કયાંય છિદ્ર પડયું નથી એ જોવું. એનું નામ પ્રતિક્રમણ છે. પ્રતિક્રમણ વ્રતના છિદ્રને ઢાંકે છે. પ્રતિક્રમણમાં પહેલા પાઠમાં જ બોલો છે ને-જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ અતિચાર ચિંતવનાર્થં કરેમિ કાઉસ્સગ્ગં, નાના છિદ્રને જો સીમેન્ટથી છાંદી દેવાય તો મોટું ગાબડું પડતું નથી. એમ જીવનમાં થતી ભૂલોને સુધારી લેવાય તો ભૂલોની પરંપરા અટકે છે.

પહેલા વ્રતનું વિશેષ વિવેચન અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં.....૬૦

## ભાદરવા વદ ૯ ને સોમવાર તા. ૧૩-૯-૭૧

નિષધકુમારે નેમનાથ પ્રભુની દેશના સાંભળી. તેઓ બાર વ્રતને અંગિકાર કરવા તૈયાર થઈ ગયા છે. સ્થૂલ અહિંસાવ્રત આદરે છે, જે સર્વ પ્રકારે જીવને અભયદાન આપે છે એને ધન્ય છે. ગૃહસ્થાશ્રમમાં રહેનારથી આ બની શકતું નથી. તેથી કોચવાતાં મને શ્રાવકનાં વ્રત સ્વીકારે છે. સાધુતા પ્રત્યે પ્રેમ છે સાધુપણું નથી લેવાતું એનું દુઃખ છે. દરેક જીવ મારા આત્મા સમાન છે. જે આ વાત જાણે તેને દયા પાળવાના ભાવ થાય છે. દયાથી મોક્ષ મળે છે. તેનાં જન્મ-મરણ બંધ થાય છે. પ્રભુની વાણી સત્ય સ્વરૂપનાં દર્શન કરાવે છે.

એક શેઠના હાથમાં દસ હજારની વીંટી હતી. એમાંથી કીંમતી નંગ પડી ગયું. ઘેર જતાં ખ્યાલ આવ્યો, વીંટીમાં નંગ નથી. તેઓ વિચાર કરે છે. કમ્પાઉન્ડનાં દરવાજા સુધી નંગ હતું તેથી આટલામાં જ હોવું જોઈએ. કમ્પાઉન્ડમાં ઘણાં કાંકરા હતા વળી અંધારૂ હતું. આમાં નંગ શોધવાની માથાકુટ કયાં કરવી એવી ઉપેક્ષા ન કરી પણ દીવો હાથમાં લીધો. દીવાના પ્રકાશમાં કાંકરા પણ દેખાયા અને હીરો પણ દેખાયો. એમાંથી હીરો લઈ લે છે અને કાંકરા તુચ્છ વસ્તુ છે તેને મુકી દે છે. એમ જ્ઞાન એ દીવો છે. વ્રત પાળશો તો ધર્મ થશે. સદ્‌ગતિ મળશે અને હિંસા કરશો તો પાપના પોટલા બંધાશે, અને દુર્ગતિમાં જવું પડશે. જીવનમાં કોને અપનાવશો ? શું ગ્રહણ કરશો ? હિંસા, જુઠ, ચોરી, મૈથુન, પરિગ્રહ એ અધર્મ છે. અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ, એ ધર્મ છે. દીવો બતાવે છે, આ સદ્‌ગતિના કારણ છે. અને આ દુર્ગતિનાં કારણ છે. બતાવવું એ કામ દીવાનું છે. ભગવાને ધર્મનું નિરૂપણ કર્યું, સાથે અધર્મનું પણ નિરૂપણ કર્યું. અધર્મ વિષે પણ જાણવું જોઈએ. દરેક તત્વને જાણો તો આદરવા જેવા કયાં તત્વો છે. તેનો ખ્યાલ આવે. સંવર નિર્જરા અને મોક્ષ આદરવા જેવા છે. પાપ, આશ્રવ, બંધ એ આદરવા જેવા નથી. અનાદિથી આદરવા યોગ્ય તત્વની ઉપેક્ષા કરી છે. લૌકિકને લોકોત્તર માની બેઠો છે. પુન્યનાં કાર્યો ઘણાં કર્યા, લોકસેવા, દેશસેવા કરી પણ ધર્મ કર્યો નથી. સંવર-નિર્જરા કરી નથી. આટલી સેવા કરી, દવાખાના ખોલ્યાં, ઉપાશ્રય બંધાવ્યા, ચાલીઓ બંધાવી, પણ આટલામાં ઈતિ સમાપ્તિ માની લેશો નહિ. આ તો ખડ ઉગ્યું છે દાણા ઉગ્યા નથી. આવું જોઈને ભગવાન મહાવીરનો શ્રાવક હરખાય નહીં. સામાયિકમાં આવો અને સંવર યુકત ક્રિયાઓ કરો.

"લાભાલાભે સુહે દુહે, જીવીએ મરણે તહા,
સમો નિંદા પસંસાસુ, તહા માણાવમાણવો"

દરેક ઉપર મિત્ર ભાવ રાખો. કોઈ મારો દુશ્મન નથી, આવો સમભાવ કેળવો. ઝાંપામાં કાંટા પડયા હોય અને ચાલ્યા જાવ તો પગમાં વાગી જાય. પણ દીવો લઈને જાય તો દીવો કાંટાને દેખાડે અને જગ્યાને પણ દેખાડે. સમજણો હોય તે ખાલી જગ્યામાં પગ મૂકી ચાલ્યો જાય. શાસ્ત્ર પણ બધું બતાવે છે. શાસ્ત્રનો સહારો લઈને કરવા યોગ્ય અને નહીં કરવા યોગ્ય કાર્યોનું જ્ઞાન કરો. જ્ઞાન રૂપી દીવો હોય તો એ સમજાય કે અહીં પગ મુકવા જેવો નથી. બોલવામાં પણ વિવેક આવે. આ છોકરીને આવડી મોટી કરી છે તો મારી પાસે બે ચાર મુરતીયા છે. જોઇએ એવા બતાવી દઉં, આવું બોલવાથી પણ પાપ બંધાય છે. પણ ઘણાં આવા ઘર મંડાવનાર છે. કોઈ મકાનના દલાલ છે. આટલો મોટો પ્લોટ પડયો છે તો બિલ્ડીંગ બંધાવી લ્યો ને? ઘણાં આવી સલાહ આપનાર હોય છે.

"વશ કર ત્હારી જીભડી અનર્થા દંડે, કાજ ન સીઝે આપણું તું શીદને મંડે,
જેથી લાગે પાપ તેથી અળગો રહેજે, ધર્મ ધ્યાનની વાતમાં તું વળગ્યો રહેજે,
પોતાથી પળતું નથી ને પારકું તું કયાં લહે, પ્રકાશસિંહ વાણી વદે કે તારા કર્યાં તું સહે"

જે બોલવાથી પાપ કર્મ બંધાય છે એવું ન બોલ. કેટલાય એમ બોલે કે આ ભાઈને ત્યાં યુવાન પુત્ર મરી ગયો છે અને છોકરાઓને સ્વામી-વાત્સલ્યમાં જમવા મોકલે છે? થોડા દિવસ પણ શોક પાળ્યો નહિ! આવું બોલવાથી ભાત-પાણીની અંતરાય પડે છે. એ પહેલા વ્રતનો અતિચાર છે. અતિચારનું સ્વરૂપ પણ સમજવું જોઇએ.

આ અતિચાર જાણવા યોગ્ય છે, પણ આદરવા યોગ્ય નથી. પ્રથમ 'બંધે' અતિચાર છે. બંધે એટલે ત્રસ જીવોને ગાઢ બંધનથી બાંધવા તે કોઈ પણ જીવને પશુ હોય કે માનવ પોતાના ઇચ્છિત સ્થાને જતાં તેમને અટકાવવા તે બંધે અતિચાર છે. નોકરને ટાઇમ પૂરો થઇ ગયો હોય અને તેને ઘેર જવાની ઇચ્છા હોય છતાં ધમકી આપીને તેને ન જવા દેવો, તેને નોકરી કરવાની ગરજ છે, અથવા તે ગરીબ છે, એમ વિચારી તેની ગરીબાઇનો લાભ ઉઠાવવો, મર્યાદાથી વધારે કામ તેની પાસે કરાવવું તેથી પણ 'બંધે' નામનો અતિચાર લાગે છે.

"વહે" એટલે કોઇ ત્રસ જીવનો વધ કરવો અથવા તેને માર મારવો. ચામડાંની વસ્તુઓ જે અતિ સુંવાળી અને ચમકતી હોય છે તે તરતના જન્મેલા અથવા ગર્ભમાં રહેલા જીવતાં વાછરડાનું ચામડું ઉતારી બનાવવામાં આવે છે. આવી ચામડાની વસ્તુનો વેપાર કરનારને અને આવી વસ્તુ વાપરનારને પણ આ અતિચાર લાગે છે. ઘણા સીધી રીતે

કોઈનો વધ કરતાં નથી પણ આડકતરી રીતે ઘણીવાર પાપનાં ભાગીદાર બની જાય છે. કોઈની આજીવિકા તોડાવનારને પણ આ અતિચાર લાગે છે.

"છવિચ્છેદ" આ ત્રીજો અતિચાર છે. કોઈ પણ પ્રાણીઓના નાક-કાન આદિ છેદવા, કોઈ અંગોપાંગ છેદવા તેને છવિચ્છેદ કહે છે.

"અતિભાર" એ પ્રથમ વ્રતનો ચોથો અતિચાર છે. મજુરો, બળદ, ઘોડા, ઊંટ આદિ પર ગજા ઉપરાંત ભાર ભરવો તે અતિભાર કહેવાય છે. તેમની શક્તિ ઉપરાંત નોકર-ચાકર, દાસ-દાસી પાસેથી કામ લેવું તે પણ અતિભાર છે.

પાંચમો અતિચાર છે "ભત્તપાણવોચ્છેએ" તેનો અર્થ એ છે કે અન્ન-પાનનો નિરોધ કરવો. જમવા સમયે નોકરને ખાવા જવા ન દેવો. પોતાને કામ કરવું પડે. ઘાટીઓના ખાડા પડે અને ઘણી બાઈઓ રોવા બેસે છે, અને મુંઝાય છે. એ પણ માણસ છે અને રજા માગે તેના પ્રત્યે સહાનુભૂતિ બતાવનાર કેટલા ? હું પગ ઉપર પગ ચડાવીને બેસું છું. લાવ સાથે એને હું મદદગાર બનું એમ કેમ થતું નથી ? જે કામ તને એક દિવસ માટે પણ ભારે પડે છે. તો તેનાથી ત્રીસ દિવસ કેમ થતું હશે ? તેનું કામ ઓછું કરાવવાની ઈચ્છા થાય ખરી ? નોકરને ખાવાનું પણ ટાઈમસર આપવાની કાળજી ખરી ? શ્રીકૃષ્ણ વાસુદેવના પુત્ર, ઢંઢણા રાણીના અંગજાત ઢંઢણ કુમાર ભગવાન પાસે દિક્ષા ગ્રહણ કરે છે. જે દિવસે દિક્ષા લીધી તે જ દિવસે અભિગ્રહ ધારણ કરે છે કે મને મારી લબ્ધિનો આહાર મળે તો લેવો. દરરોજ ગોચરી માટે નીકળે છે, પણ કોઇ જગ્યાએ અસુઝતું થઇ જાય છે. કોઈ જગ્યાએ વસ્તુ તૈયાર જ નથી હોતી આમ છ મહિના વિતી ગયા, પણ આહારપાણીનો જોગ થતો જ નથી. એક દિવસ કૃષ્ણ મહારાજ પ્રભુને વંદન કરવા આવ્યા છે. વાંદી, નમસ્કાર કરી પૂછે છે હે પ્રભુ, આપના ૧૮૦૦૦ સાધુ-મહાત્માઓમાં સૌથી ઉત્કૃષ્ટ તપશ્ચર્યા કરનાર કોણ છે? ત્યારે પ્રભુ કહે છે, તારો પુત્ર ઢંઢણમુનિ ઉગ્ર તપ કરનાર છે. આ સાંભળી કૃષ્ણ મહારાજા ઢંઢણમુનિના દર્શન કરવાની ઈચ્છા પ્રદર્શિત કરે છે. પણ તેઓ ગોચરી પધાર્યા છે. તેથી ભગવાનને વાંદી શ્રીકૃષ્ણ પોતાના રાજ્યમાં જવા રવાના થાય છે રસ્તામાં ઢંઢણમુનિ મળે છે. કૃષ્ણ મહારાજા હાથી પરથી નીચે ઉતરી મુનિને નમસ્કાર કરે છે. આ દશ્ય એક કંદોઈએ જોયું. એને થયું, એ મુનિને હું આહાર આપું તો કૃષ્ણ મહારાજાની કૃપાદષ્ટિ મારા પર ઉતરશે. તે જલ્દી મુનિ પાસે ગયો. અને પોતાની દુકાને લઈ આવ્યો અને ચાર લાડવા ભાવપૂર્વક મુનિને વહોરાવ્યા. મુનિ આહાર લઈ પ્રભુ પાસે આવે છે, છ મહીના થયા છે તો પણ ધીરજ તો જુઓ. લાડુ મળે છે પણ જલ્દી ખાવાની ઉતાવળ નથી. પણ પોતાની લબ્ધિના છે કે નહીં તેની ખાતરી કરવી છે. તેથી ભગવાનને પૂછે છે, "આ લાડવા એક કંદોઈએ વહોરાવેલ છે, પ્રભુ ! એ

શું મારી લબ્ધિના છે?" કેવળીથી કશું અજાણ્યું નથી. પ્રભુ કહે છે, આ કૃષ્ણલબ્ધિના લાડવા છે, પણ તારી લબ્ધિના નથી.

તો મુજને કલ્પે નહીં હું વારી લાલ, ચાલ્યા પરઠણ કાજ રે, હું વારી લાલ.
ઈંટ નીંભાડે જઈ કરી હું વારી લાલ, ચુર્યા કર્મ સમાજ રે, હું વારી લાલ.
આવી શુદ્ધ ભાવના હું વારી લાલ, પામ્યા કેવળ જ્ઞાન રે, હું વારી લાલ....

ભગવાન નેમનાથ પ્રભુનો ખુલાસો સાંભળ્યો. જો કૃષ્ણ લબ્ધિના લાડવા હોય, તો મને કલ્પે નહી. છ મહિનાની તપશ્ચર્યા છે, છતાં પોતાને હાથે પરઠવવા જાય છે. શ્રમજીવી સાધુ તો જુઓ! નીંભાડો હોય ત્યાં જઈ રાખની સાથે એકરસ કરી નાંખે છે. આ પરઠવવાની રીત છે. લાડુને ચોળે છે. એમ કર્મને ચોળે છે. ક્ષપક શ્રેણી, ક્ષપકભાવ, કેવળજ્ઞાન અને કેવળદર્શનને પ્રાપ્ત કરે છે. ચાર ઘનઘાતી કર્મ તુટી જાય છે. અંતરાય કર્મ તુટી જાય છે. તેથી હવે ગમે ત્યાં જાય ત્યાં એને આહારપાણી મળી રહે. ભગવાન નેમનાથના વચન ઉપર પૂર્ણ વિશ્વાસ છે. આ ધર્મ વીરનો છે, કાયરનો નહીં. વીરના માર્ગે વીર ચાલી શકે, કાયરનું કામ નથી. કેવળજ્ઞાન અને કેવળદર્શન થયું એમાં ઢંઢણ મુનિને પૂર્વ ભવ દેખાણો. ગત જન્મમાં તેઓ ખેડૂત હતાં. તેમને ૧૦૦૦ બળદ અને ૫૦૦ સાથી હતાં. એક દિવસ બધાને છુટવાનો ટાઇમ થઈ ગયેલો, છતાં તેમણે હુકમ કર્યો કે એક ચાસ વધારે લ્યો. ૧૫૦૦ જીવોને એટલી વાર ખાવામાં અંતરાય નાંખી. બાંધેલા કર્મ અવશ્ય ભોગવે જ છૂટકો છે. તે કર્મ ચરમભવમાં ઉદયમાન થયું અને છ મહીના સુધી આહાર પાણીનો જોગ ન થયો. 'ભત્તપાણુવોચ્છેએ' પહેલા વ્રતનો અતિચાર છે. હાલતાં-ચાલતાં કેટલાં કર્મ બંધાય છે તેનો ક્ષણે ક્ષણે વિચાર કરો. હું બોલું છું, તે કોઇને દુઃખરૂપ થતું નથી ને? કોઇને ભાતપાણીની અંતરાય પડતી નથી ને? જીવનમાં પળે પળે જાગૃત રહો. અમે ધ્રાંગધ્રામાં હતા ત્યારે એક ભાઇ બોલ્યા, 'આ ધરતીકંપ થયો. પણ આ જરાકમાં શું? એક જોરથી આંચકો આવે અને આખી દુનિયા નાશ પામે તો સારૂં. આજના લોકો જીવવા યોગ્ય નથી. તેથી ફરી દુનિયા ઉભી કરવાની જરૂર છે." આવું બોલવાથી કેટલાં કર્મ બંધાય છે? આ હિંસાનુબંધી રૌદ્ર ધ્યાન છે. ભગવાનની ભાવના કેવી હતી?

"સર્વ જીવ કરૂં શાસન રસી, એવી ભાવના હૈયે વસી."

દરેક જીવ પોતાના આત્માનું કલ્યાણ કરે. અને બધા મોક્ષમાર્ગે જાય. આવી ભાવનાથી તિર્થંકર નામ ગૌત્ર ઉત્પન્ન થયું છે. વીસ સ્થાનકની આરાધના કરવાથી તિર્થંકર-નામ ગોત્ર બંધાય છે. તમે ધર્મમાં કેમ સાવ સુનકાર છો? ધર્મની જાગૃતિ હોવી જોઇએ. માનવનો જન્મ તો મળ્યો, પણ ભાવમાં ઓદાશ છે. ધર્મમાં સુનકાર છો કે ધર્મનો ગણકાર છે? જેની પાસે લાખો કરોડો રૂપિયા આવે છે તેને તેનું ખમીર હોય છે, પાવર હોય છે. તમને જૈન ધર્મ મળ્યો તેનું ખમીર છે?

"ભટકે દ્વાર દ્વાર લોકન કે, કુકર આશા ધારી,
આતમ અનુભવ રસ કે રસી ઉતરે ન કબહુ ખુમારી,
જ્ઞાન સુધારસ પીજે, આશા ઔરન કી કયા કીજે!"

જેને આત્માના અનુભવનો રસાસ્વાદ ચાખ્યો છે એને પૈસાનું મહાત્મ્ય નથી આવતું. કરોડપતિનું કે ઈન્દ્રનું મહાત્મ્ય નથી આવતું, એને તો તિર્થંકર દેવનું મહાત્મ્ય આવે છે. જેણે ધર્મનું આરાધન કર્યું એનું મહાત્મ્ય લાવો. તમે મોટરમાં બેઠા હો અને સાધુ મળે તો ઉતરીને પગે લાગો છો? અરે ઘણા તો બોલે કે બિચારા સાધુ કેવા બળબળતા બપોરે ચાલીને જાય છે! બિચારો કોણ છે? મોટરમાં બેઠેલો બિચારો છે. આ સાધુએ તો દેહાભ્યાસ છોડયો છે, મોહ રાજાને નમતો નથી, પૈસાને સલામ ભરતો નથી. સાધુ તો ઈન્દ્રનો પણ ઈન્દ્ર છે. ચક્રવર્તીનો પણ ચક્રવર્તી છે. ઈન્દ્ર પાસે ઈન્દ્રિયના સુખ છે. જ્યારે સાધુ પાસે અતીન્દ્રિય સુખ છે. તે માંયકાંગલો ન હોય. તેની પાસે તો ધર્મ પામ્યાનું ખમીર છે. નિષધકુમાર ધર્મમાં આગળ વધવા માટે વ્રતો આદરી રહ્યા છે. વિશેષ અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન નં ૬૧

### ભાદરવા વદ ૧૦ મંગળવાર તા. ૧૪-૯-૭૧

હવે બીજા સત્ય વ્રત વિષે ભગવાન સમજાવે છે. અસત્ય-જુઠું બોલવું એ પાપ છે. અસત્ય બોલનારની દુનિયામાં પ્રતીતિ રહેતી નથી. જુઠ્ઠો જલ્દી પકડાય છે. ખોટું નભતું નથી. ભગવાને કહ્યું છે. "સચ્ચં સુ ખલુ ભગવં" સત્ય તે જ ભગવાન છે. સાચું બોલે એમાં કોઈ વિઘ્ન આવે, કટોકટી આવે, માથું પણ ઉડી જાય, પણ જે સત્યનો આશરો લે છે એ તરી જાય છે. અંતે સત્યનો વિજય થાય છે. અન્ય ધર્મમાં "સત્યનારાયણ" સત્યને નારાયણની ઉપમા આપી છે જે માણસ સત્યની સાધના કરે છે તેનામાં ધર્મ ટકે છે. અસત્ય બોલનારમાં ધર્મ કદી ટકતો નથી. જીવનગાડીની ગતિ બદલવાની કાંઈ જરૂર નથી, જરૂરત છે માત્ર તેના પાટા બદલવાની. ખોટા પાટા પરથી સાચા પાટા પર લાવી દો એટલે કામ પત્યું. તમે કોઈ માણસને બીજા શેઠ પાસે ઉઘરાણીએ મોકલો છો તો યથાર્થ નામ આપો છો ને? બીજાનું નામ આપો તો રૂપિયા મળે નહીં. ટેક્ષીમાં ટેક્સીવાળો પૂછે, કયાં જવું છે? કયાં ઉતારું? તો સાચું ઠેકાણું ન આપો તો કયાં ઉતા

આવો સામાન્ય વ્યવહાર પણ સત્ય પર ચાલે છે. તો તમારા જીવનની એક-એક પ્રવૃત્તિમાં પણ સત્યને સ્થાન આપો. એક બાપ છોકરાને શીખવાડે છે કે કોઇ આવે તો કહેજે, મારા પિતાશ્રી બહાર ગયા છે. ઉઘરાણી કરવા આવ્યો તો છોકરો કહે છે. મારા બાપુજી ઉપર ગયા છે, પણ કહ્યું છે કે બહાર ગયા છે એમ કહેજે આમ છોકરો સત્ય બોલે છે. એને અસત્ય બોલતાં શીખવાડે છે. અસત્ય પાછળ કેટલું છુપાવવું પડે છે? જ્ઞાની પુરૂષ કહે છે કે તારો સ્વભાવ જુઠું બોલવાનો નથી. આ ઘાટકોપરમાં જીંદગીમાં કોઈ જુઠું બોલ્યો ન હોય એવો કોઈ બતાવશો?

"એક હશે પણ આકરૂં પડશે, ઢાંકવું કપટનું કામ જી,
લાખો બીજા કરવા પડશે, છળ તણા સંગ્રામજી.
જીવ તું છાના કરીશ નહીં કામ, છાના કરીશ નહીં કામ,
નહીંતર તારો રીસાઈ જાશે રામ,
જીવ તું છાના કરીશ નહીં કામ જી."

અસત્યને ઓપ દેવા માટે કેટલી વાર જુઠું બોલવું પડે છે? અંતે અસત્ય સત્ય થઈ શકતું જ નથી. તો હિંમત લાવી સાચું બોલી દે તો વાત પતી જાય. પણ વટ કેમ જવા દેવાય! વટ અને અભિમાનને લીધે સત્ય હકીકત કહી શકતો નથી. કોઈ સાધુ પાસે પાપનું પ્રાયશ્ચિત કરવા આવે તો એને પણ સત્ય હકીકત કહેવી પડે છે. આમાં પણ જો છુપાવે અને અસત્ય બોલે તો એક મહિનાનું આવતું હોય તેને બદલે બે મહિનાનું પ્રાયશ્ચિત આપવું પડે છે. ગુરૂ સામે પણ કપટ રમે છે. એવું લાગે તો ગુરૂ એનું કરેલું પાપ ત્રણ વાર બોલાવે. આઘું પાછું હોય તો પકડાઈ જાય છે. ઘણાના જીભના અગ્રભાગમાં મધ ચોપડેલું હોય છે. પણ અંદર કાતીલ ઝેર ભર્યું છે. આવા પુરૂષો લોકમાં પ્રતીતિનું કારણ બનતા નથી. બધે સત્યનો જયજયકાર છે. કાલે સૂર્ય ઉગવાનો નથી એવું કદી થાય? એમાં શંકા ખરી! ના. તમે જુઠું બોલવાના નથી તેમાં શંકા ખરી ને? હા. જ્ઞાની પુરૂષ કહે છે ઋતુઓ પણ ઋતુ પ્રમાણે કામ કરે છે. શિયાળે જો વર્ષા થાય અને ઉનાળે ટાઢ પડે અને ચોમાસે જો તાપ પડે તો શું થાય? રોગચાળો ફાટે ને અવ્યવસ્થા ફેલાઇ જાય. તમારા ઘરમાં આઠ જણા હોય અને કોઈએ કપ રકાબી ફોડયા હોય તો બધા ના પાડે. અમને ખબર નથી. પણ કોઈ ગુન્હો કર્યો છે એમ હિંમતથી કહેતું નથી. જુઠું ચાર રીતે બોલાય છે. ક્રોધથી, લોભથી, ભયથી અને હાસ્યથી. જે સત્યનો જ આશ્રય લ્યે છે, તે કદી પણ પોતાનું પાપ છુપાવતા નથી. કેળવણીનો કે ભણવાનો હેતુ શો છે? સ્કૂલમાં જઇને શિક્ષણ લેવું શા માટે? સત્યમય જીંદગી જીવવા માટે ને?

શિક્ષકે ગોપાળકૃષ્ણ ગોખલેને હોમવર્ક (ઘરકામ) આપ્યું છે. ઘેર આવી ગોપાળે

૯ દાખલા બરાબર ગણ્યાં. પણ એક દાખલો આવડયો નહીં. અને મોટાભાઈ પાસે ગણાવ્યો. બીજે દિવસે નિશાળે ગયા. બધાના દાખલા પાંચ છ સાચા પડયા. પણ ગોખલેના દસ દાખલા સાચા પડયાં અને માસ્તર ખુશ થયા અને એક રૂપિયો ઈનામ આપ્યો. ગોખલે તો રોવા માંડયા. બીજા છોકરાઓ કહે છે અરે, આ મૂર્ખ છે. રૂપિયો મળ્યો અને રોવા બેઠો. ગોખલે કહે છે, આ ઈનામને હું લાયક નથી. નવ દાખલા મેં ગણ્યા છે, પણ દસમો દાખલો મારા મોટાભાઈએ ગણી આપ્યો છે. આ ઈનામને હું લાયક નથી. ગોખલે સત્ય હકીકત બોલ્યા અને માસ્તર આનાથી વધારે ખુશ થયાં અને પાંચ રૂપિયા આપ્યા. અને માસ્તરે કહ્યું, મારા વિદ્યાર્થી આવા સાચાબોલા છે તે જાણી મને અત્યંત આનંદ થાય છે. ભવિષ્યમાં ગોખલે મહાન નેતા બન્યાં. આજે તો વિદ્યાર્થી ચોરી કરીને પાસ થવાવાળા છે. સમાજમાં પણ જ્યાં જુઓ ત્યાં ચોરી થઈ રહી છે.

"તાકામાંથી વાર ચોરે, કાપડીયો પણ ચોર,
વારમાંથી તસુ ચોરે, દરજીડો પણ ચોર.
વાલમાંથી રતી ચોરે, સોનીડો પણ ચોર,
રીયલ કહીને કલ્ચર આપે, ઝવેરી પણ ચોર.
આ સમયમાં જ્યાં જુઓ ત્યાં ચારે બાજુ ચોર,
કોઈ ધન ચોરે કોઈ મન ચોરે, કોઇ કોઇનાં ચિતડાં ચોરે.

કાપડીયો કાપડને માપતાં માપતાં એક વાર ઓછું કરી નાંખે. ઘરાગને ખબર ના પડે. ભગવાન કહે છે દંભ-ડોળ શા માટે કરો છો? જેવા અંદર છો એવા બહાર દેખાઓ. ચોરી, જુઠ આદિ કરી તમે તમારા આત્માને જ છેતરી રહ્યા છો. ઘણાં હાસ્યમાં પણ જુઠું બોલે છે. એપ્રિલની ૧લી તારીખે એપ્રિલફુલ કરે, મશ્કરીમાં જુઠું બોલે, કંઈકને ધ્રાસકા પડાવે. પણ જુઠથી આત્મા ભારેકર્મી બને છે. એ સમજાતું નથી. વિદ્યાર્થીને કાંઈ આવડતું ન હોય, પણ દર પરીક્ષાએ શિક્ષકને લાંચ આપી દે, એટલે વગર મહેનતે આગળ ચડી જાય. પચાસ પચાસ કેસની થપ્પી પડી હોય ને ચાપાણીના પૈસા આપો એટલે તમારો કેસ ઉપર આવી જાય. બધે જુઠાણું ખૂબ જ વધી ગયું છે. કન્યા નાની હોય એને મોટી કહેવી, આવડત વગરની હોય એને લોચે ભાત પાડી છે એમ કહેવું. આ પણ જુઠું છે ને! જુઠું બોલીને હક લગાડવા, એકબીજા ઉપર તુટી પડવું. આ બધું અસત્યને લીધે થાય છે. જર-જમીન માટે કેટલા ઝગડા થાય છે? કોઈ સાથે જમીન લઈ ગયું? આજે પૈસાવાળા પણ દુઃખી હોય છે અને વગર પૈસાવાળા પણ દુઃખી છે. પૈસાથી સુખી એમ મનને મનાવે છે. પૈસા આવે છે ત્યારે રાજી થાય છે, અને જાય છે ત્યારે ઢીલોઢફ થઈ જાય છે.

એક પેઢીમાં એક શેઠે ૨૫ લાખ ધીર્યા છે. અચાનક પેઢી બેસી જાય છે. આ

સાંભળી શેઠને તો પરસેવો વળી જાય છે. હાય, મારા ૨૫ લાખ રૂપિયાનું શું થશે? પેઢીનો માલીક વિચારે છે કે, મારી પેઢીમાં ૨૫ લાખ ધીરનાર શેઠને મારે છેદ ન દેવાય તે મારા ઉપકારી છે. બીજાને ભલે ઓછા અપાય, પણ તેમને તો પુરા પૈસા આપી દેવા જોઈએ. બીજા બધાને ૪ આની, ૬ આની સગવડતા પ્રમાણે આપીશ. આમ વિચારી રાત્રીએ એક ડબ્બામાં ૨૫ લાખ રૂપિયા લઈને શેઠને ત્યાં જાય છે. રાત્રે શેઠને ત્યાં સુવે છે. શેઠ વિચાર કરે છે. આને સવારે બધી વાત કરીશ. સવારે ઉઠીને જોવે છે તો પેલો પેઢીનો માલિક ચાલ્યો ગયો છે. શેઠના હૈયામાં ફાળ પડી. અરેરે, હવે મારા પૈસા નહીં આવે. રાત્રે વાત કરી હોત તો રૂપિયાની જોગવાઈ થઈ જાત. શેઠ ખુબ વલોપાત કરે છે. પથારી ઉપાડી તો ગાદલા નીચેથી ડાબલો નીકળ્યો તેમાં પત્ર હતો અને ૨૫ લાખ રૂપિયા હતાં. શેઠ ખુબ રાજી થયાં. હાશ! મારા રૂપિયા મળી ગયાં. રૂપિયા મળે તો સુખ અને જાય તો દુઃખ. શેઠને પૈસા તો ક્યારના મળી ગયાં હતા પણ જાણ્યું નહોતું તેથી મનને શાંતિ મળતી નહોતી. જ્ઞાન એ દુઃખનું કારણ નથી પણ રાગદ્વેષના જે ભાવો થાય છે તે દુઃખનું કારણ છે. મન પર અસર થાય ત્યારે દુઃખ થાય છે. દીકરો બહારગામ હોય અને અચાનક હાર્ટફેઈલથી દસ વાગે ગુજરી ગયો, છોકરો ગુજરી ગયો તે ટાઈમે દેશમાં મા–બાપ બાસુદી–પુરી ખાય છે. પણ તાર આવ્યો કે હૃદયરોગના હુમલાથી ભાઈનો સ્વર્ગવાસ થયો છે. આ સાંભળી કેવો આઘાત લાગે છે! જ્યારે મરી ગયો ત્યારે જમણ ચાલતું હતું પણ દુઃખ ન હતું. જ્યાં રાગ છે ત્યાં દુઃખ છે. રાગ કાઢી નાખો તો દુઃખ ન રહે, મનઃપર્યવ જ્ઞાની, અવધિ–જ્ઞાની કે કેવળજ્ઞાની પોતાના જ્ઞાનમાં આવા તો કેટલાંયે કિસ્સા જોતા હોય પણ તેમને દુઃખ થતું નથી. કારણ કે તેમને રાગ નથી. રાગે જીવને ખુબ ખુવાર કરી નાંખ્યો છે. રાગને કારણે જીવ જુઠું બોલે, કંઈકના ગળા પર છરી ફેરવે. સત્ય મારો ધર્મ છે એ પણ ભૂલી જાય.

"છે સત્ય એ સૌ વ્રતનું જ મૂળ, જ્યાં સત્ય ત્યાં જ્ઞાન સુશાંતિ મૂળ,
તે સત્યમાં હું મન, દેહ, વાણી, જોડીશ એ નિશ્ચય આજ મારો."

સત્ય એ સર્વવ્રતનું મૂળ છે. સત્યનું જ્ઞાન હોવું જોઈએ. અને એનું આચરણ પણ હોવું જોઈએ. દંભ કરવો નથી, આડંબર કરવો નથી એવો નિર્ણય કરો. સત્પુરુષો ગમે તેવાં દુઃખો આવે તો અસત્યનો આશરો લેતા નથી. સત્યનું મહાત્મ્ય હૃદયમાં બરાબર વસ્યું છે. ભલે ભીખ માંગવી પડે તો માગે, પણ જુઠું જરાપણ બોલતા નથી. જેના નામ પર ફુલ મુકાતાં હોય, જેના ફોટા અપાસરામાં મુકાતાં હોય, જેને બાળવા માટે હજારો માણસો ભેગા થયા હોય, પણ અસત્ય, અન્યાય, અનીતિ, અપ્રમાણિકતા કરી હોય તો મરીને તિર્યંચ ગતિમાં જાય, ત્યાં મારમાંથી કોણ છોડાવા જાય છે?

"ઉદયે આવતાં જ્યારે ભોગવે ફળ એહના,
વિપાકે ભાગી ના કોઈ બાંધનારો જ ભોગવે."

કર્મ જ્યારે ઉદયમાન થાય છે ત્યારે બાંધનારને જ ભોગવવા પડે છે. સ્ત્રી માટે દાગીના આદિ બનાવ્યા, પુત્રો માટે વૈભવના ઢગલા ખડકયા, પણ પાપના પોટલાં બાંધ્યા તે પોતાને ભોગવવા પડશે. તમારે શેર ધાન જ ખાવા જોઈએ છે. તો આટલી અનીતિ કેમ કરો છો? જુઠું કેમ બોલો છો? કર્મ બાંધ્યાં એ ભોગવવા પડશે તમને હવે એમ કેમ થતું નથી કે બીજાને માટે મારે કર્મ બાંધવા નથી.

મનુષ્યો પાપકર્મ કરીને ધનને અમૃતની માફક એકઠું કરે છે. ઘણાની સાથે વેર બાંધે છે. ઘણાનાં ઘર ઝુંટવી લે છે. આવા જીવો નરકના અધિકારી થાયછે.

પાનાચંદ નામના એક શેઠ છે. તે ખૂબ શ્રીમંત છે, પણ તેમનું દિલ લોભી છે. એક દિવસ શેઠ ડ્રાઇવરને કહે હુસેન, જલ્દી મોટર તૈયાર કર, મારે મંદિરે જવું છે. શેઠનો મીજાજ એટલો બધો કે, સૌ તેની સાથે વાત કરતાં થરથરે. ડ્રાઇવર હુસેન શેઠ પાસે આવી વિનંતીભર્યા અવાજે કહે છે, શેઠ સાહેબ! મારો એકનો એક દિકરો ટાઈફોઇડમાં પડયો છે. ચાર છોકરી પર એકનોએક છે. મને મારા પગારમાંથી ૫૧ રૂપિયા આપો અને ૩ દિવસની રજા આપો તો ડોકટરને બોલાવી દવા કરાવી શકું. શેઠ કહે છે એમ પૈસા મફત આવે છે! જો તારે રજા લેવી હોય તો જા તને કાયમ માટે રજા છે. મારી નોકરી કરવી હોય તો તને એક દિવસ પણ રજા નહીં મળે. શેઠને મંદિરે દર્શન કરવા જવું છે, પણ ગરીબ પર હમદર્દી નથી. સહાનુભૂતિનો દીવડો ઓલવાઈ ગયો છે. હુસેનને હરવાફરવા કે આનંદ કરવા નથી જવું પણ શેઠના દિલમાં રામ વસતો નથી. હુસેન વિનંતી કરે છે, કાકલુદી કરે છે, તો પણ શેઠ માનતા નથી અને કહેછે ગાડી તૈયાર કર. હમણાં નાસ્તો કરીને આવું છું. શેઠ નાસ્તો કરવા ટેબલ પર બેસે છે ત્યાં તેમની પુત્રવધૂ સુધા આવે છે સુધાને જોઇ શેઠ કહે છે કેમ બેટા, કાંઈ કામ છે? હાં બાપુજી, એક વાત કરવા આવી છું. સુધા જવાબ આપે છે એટલે શેઠ કહે છે, શું કહેવું છે.? કહી દે સુધા કહે છે. આપણી કામવાળીના છોકરાને મેટ્રીકનુ ફોર્મ ભરવું છે તેથી ૨૫ રૂા. તેને જોઈએ છે તે આપો ને. ઘણા વરસથી આપણું કામ કરે છે. આ સાંભળી શેઠનો પાવર જાય છે. અને ગુસ્સામાં બોલે છે, પૈસા મફત નથી આવતા! મારી પાસે એવા પૈસા વધારાનાં નથી. મારી પાસે તમારે કોઇએ પૈસાની વાત કરવી નહીં. આમ પૈસા આપવા માંડું તો તિજોરી ખાલી થઈ જાય. સુધા તો ચુપચાપ રસોડામાં ચાલી જાય છે. શેઠ નાસ્તો કરી તૈયાર થાય છે. અને કોટના ખિસ્સામાં હાથ નાખે છે તો પાકીટ મળતું નથી. શેઠ હુસેનને બુમ મારે છે, અલ્યા હુસેન, મારું પાકીટ મોટરમાં પડી રહ્યું છે? જરા તપાસ કર. કાલે ઉવરાણીના

૨૨૦૦, રૂપિયા આવ્યા તે પાકિટમાં મુકયાં હતાં. હુસેન જવાબ આપે છે, શેઠ સાહેબ ! મેં હમણાં જ બધું સાફસુફ કર્યું છે. પાકિટ મોટરમાં નથી. આ સાંભળી શેઠ તો મુંઝાઇ જાય છે. પાકિટ ખોવાઈ ગયું, શેઠ હાંફળા ફાંફળા થાય છે. હવે શું થશે ? કોના હાથમાં આવ્યું હશે ? મળશે કે નહીં ? આવા અનેક વિચારોની હારમાળા ચાલે છે. એક માણુસ રસ્તા પર ચાલ્યો જતો હતો અને ખિસ્સામાંથી કાગળ કાઢતાં ૧૦૦ રૂા. ની નોટ પડી ગઇ. તેની પાછળ બીજો માણુસ ચાલ્યો આવે છે. તેને આ નોટ મળી. નોટ કોની પડી ગઇ. તે તેને ખબર છે પણ પાછી ન આપતાં પોતે તેનો માલિક થઇ ગયો, પણ અનીતિનું નાણું કોઈની પાસે ટકતું નથી. આ રૂપિયામાંથી એક જોડ કપડાં ખરીદીશ, સીનેમા જોઈશ, આવા અનેક મનોરથો ઘડતો ટ્રેઇનમાં બેસે છે. ટ્રેઇનમાં ખુબ ગીર્દી છે. થોડીવાર પછી ખિસામાં હાથ નાંખ્યો પણ ૧૦૦ રૂા. ની નોટ નથી. ખિસું કપાણું. એકદમ રડવા જેવો થઈ જાય છે. અરેરે ! મારા ૧૦૦ રૂા, ગયા એમ બુમ પાડે છે. બાજુમાં બેઠેલો માણુસ પૂછે છે, ભાઈ ૧૦૦ રૂા. કેવી રીતે ગયાં ? એમ ઉપરના ખિસામાં પૈસા રખાય ? અત્યારે જમાનો કેવો છે તે જાણુતા નથી ? અરે ભાઇ, હમણાં જ રસ્તામાંથી મળ્યાં એટલે ખિસ્સામાં મૂકી દીધા અને વિચાર કર્યો કે ટ્રેઈનમાં નિરાંતે બેસીને અંદરના ખિસ્રામાં મૂકી દઈશ પણ ત્યાં તો ઉપડી ગયા. આ સાંભળી પેલો માણુસ કહે છે, અરે ભાઈ! તારા હતાં નહીં, તે ગયાં તેમાં શું ? માની લે ને કે મને મળ્યાં જ નથી.

"મલ્લા ચોરે મુઠે અને અલ્લા ચોરે ઉંટે." આવી વાત છે. પાંચ શેરના લોટામાં દશ શેર દુધ નાંખવા જાય પણ સમાય કયાંથી ? કિસ્મતમાં હોય તેટલું દરેકને મળે છે. અનીતિ કરી જુઠું બોલ્યો એટલે કમાણી થઈ, આ માન્યતા કાઢી નાંખો. જુઠું બોલવું એ પાપ છે કે પુણ્ય ? 'પાપ'. પાપનાં ફળ કડવા હોય કે મીઠાં ? પાપથી સુખ ન મળે. પાપ કરીને પૈસો મેળવ્યો તે લકવાની, કેન્સરની અને ટી.બી.ની માવજતમાં ચાલ્યો જશે. લાખ રીતે લુંટાઈ જશો. હજારની નોટના ૫૦૦ મળશે. દુકાનમાં માલ ભર્યો હશે અને ભાવ ઉતરી જશે ૨૨૦૦ રૂા. નું પાકીટ કયાં ગયું હશે તેની ચિન્તામાં પાનાચંદ શેઠ પડયા છે. તેમને એકાએક વિચાર આવે છે, પાનવાળાની દુકાને પાન ખાધેલું ત્યાં કદાચ પડયું હશે તો મળશે. હુસેનને કહે છે ચાલ, મોટર પાનવાળાને ત્યાં લઇ લે. હવે મંદિરે નથી જવું. પાનવાળાને ત્યાં જઇ શેઠ પૂછે છે, હું અહીં આવ્યો ત્યારે મારું એક પાકીટ અહીં રહી ગયું છે. તમને કોઇને મળ્યું છે ? પાનવાળો કહે છે, શેઠ, એક વિધવા બહેનને મળ્યું છે. તેમણે મને સરનામું આપ્યું છે. પાનવાળાએ શેઠને સરનામું આપ્યું, તે લઈ શેઠ અને હુસેન ત્યાં જાય છે. હુસેનને મોટરમાં રાખી શેઠ ઘરમાં જાય છે. ત્યાં મા અને દિકરો વાત કરે છે, દિકરો કહે છે, બા, મારે પૈસાની જરૂર છે. તને કાલે પાકીટ મળ્યું છે તેમાંથી ૨૫૦ રૂા. આપ. આપણે કયાં ચોરી કરવા ગયા છીએ ? આપણુને મળ્યું છે. મારે પૈસાની ખાસ જરૂર છે, બેન્કમાં ડીપોઝીટના ૨૫૦

રૂા. ભરવાના છે. નહીં ભરૂં તો નોકરી નહીં મળે. મા આપવાની ચોકખી ના પાડે છે. તે કહે છે "દિકરા, મારા કોઠામાં આળોટયો છે અને મારૂં દૂધ લજવે છે? પારકા પૈસા પર આપણો કોઈ અધિકાર નથી. તેમાંથી એક પાઇ પણ તને નહીં મળે. આ સાંભળીને પુત્ર કહે છે કે મને ન દે તો કાંઈ નહીં, પણ આ મોટાભાઈનો પુત્ર કેટલો બિમાર છે તેની યોગ્ય ટ્રીટમેન્ટ નહીં થાય તો તે બચશે નહીં. થોડા રૂપિયા આપ તો ડોકટરને લઈ આવું. તું નહીં આપ તો હું તેમાંથી લઈ લઉં છું. પુત્ર પાકીટને અડકવા જાય છે એટલે મા તેને તમાચો મારે છે. અને કહે છે, ખબરદાર, હાથ અડાડયો છે તો. આ વાત કાનોકાન સાંભળતાં શેઠનું હૈયું પીગળવા માંડયું અને હુસેન પાસે જઈ તેને કહે છે, તું જલ્દી જા અને આપણા ફેમિલી ડોકટરને લઇ આવ. હુસેન ડોકટરને લઈને આવે છે. અંદર જાય છે. શેઠ ડોકટરને કહે છે. અહીં એક વિધવાનો પૌત્ર બિમાર છે, તેને તપાસવાનો છે. ડોકટર અંદર જાય છે. બાઈ ડોકટરને જોઇ પૂછે છે, તમે કયાંથી આવ્યા? ડોકટર કહે છે, હું તમારા બિમાર પૌત્રને તપાસવા આવ્યો છું. ડોકટરની વાત સાંભળી બાઇ કહે છે "આપ મકાન ભૂલી ગયા લાગો છો. મારો પૌત્ર બિમાર છે. પણ મેં આપને બોલાવ્યા નથી. કારણ, મારી પાસે આપની વિઝિટ ફીના પૈસા નથી." શેઠ અંદર આવે છે. અને કહે છે બહેન, ડોકટરને મેં બોલાવ્યા છે. આપને પૈસા આપવાના નથી. મેં બહાર ઉભા રહી તમારો મા-દિકરાનો સંવાદ સાંભળ્યો છે. તમને જે પાકીટ મળ્યું છે તે મારૂં છે. આવી ગરીબાઈમાં પણ તમે આટલી પ્રમાણિકતા અને નીતિ જાળવી શકો છો, તે જાણી મને ઘણો આનંદ થયો છે. આજથી તમે મારા બ્હેન છો. હું ૨૨૦૦ રૂા. તમને વીરપસલીના આપું છું. તમારા ઘરમાં સત્યનો વાસ છે. આ જ સાચું માનવતાનું મંદિર છે. બાઇ શેઠને પાકીટ પાછું આપે છે અને કહે છે, "શ્રમ વિનાનું નાણું મને ન જોઈએ. ભાઈ, જ્યારે બહુ જરૂર પડશે ત્યારે તમને જરૂર યાદ કરીશ. પણ અત્યારે આ પૈસા તમે લઈ જાઓ. શેઠ ઘણું સમજાવે છે. આવી ગરીબીમાં આ રૂપિયા તમને ઉપયોગી થશે. પણ બાઈ માનતી નથી. ડોકટરની ફી શેઠ ભરી દે છે અને દરરોજ આ બાળકની તબિયત તમે જોઈ જજો એવી ભલામણ કરે છે. બહાર આવી હુસેનને કહે છે. હુસેન, આ લે ૫૧ રૂા. તને આપું છું. તારા પુત્રની દવા કરાવજે. અને આ ડોકટર સાહેબને મોટરમાં તારા ઘરે લઈ જા. હું ટેકસીમાં ચાલ્યો જઇશ. જ્યાં સુધી તારો પુત્ર સાજો ન થાય ત્યાં સુધી તને રજા છે. પૈસાની જરૂર પડે તો મારી પાસેથી વિના સંકોચે લઈ જજે. હુસેનને થાય છે કે આ શેઠમાં એકાએક પરિવર્તન કેમ આવ્યું? પણ કાંઈ સમજાતું નથી. શેઠમાં માનવતા જાગી ઉઠી છે. શેઠ ત્યાંથી સીધા બેન્કમાં ગયા. અને પેલી વિધવા બાઇના પુત્રના નામે ૨૫૦ રૂા. ડીપોઝીટ ભરી આવ્યાં.

પત્થર, ગારા ને ઝાડવા પૂજ્યા, પૂજ્યા પીપળ પાન,
પૂજ્યા ઉંદરડા ને ગાવડી પુજી, શ્વાનને નિધું ધાન,
હરીજન તરસ્યો જાણી, પાયું નહિ પાવળું પાણી.

ગારાની ગોરને અને પથ્થરના દેવને જીવ પૂજે છે. અને જીવતા જાગતાં માનવનાં દુઃખ દૂર કરવાની ભાવના જાગતી નથી. માનવનો તિરસ્કાર કરે છે. શ્રાવકનું હૈયું આવું ન હોય. તેના હૃદયમાં દુઃખી જીવો પ્રત્યે કરૂણાભાવ હોય.

પાનાચંદ શેઠ ઘેર આવી પુત્રવધૂને બોલાવે છે અને કહે છે "આજથી આ ચાવીનો ઝુડો તને સોંપું છું. જે સખાવત કરવી હોય તે કરવાની તમને છૂટ છે. આ લક્ષ્મી તમારી જ છે. અને કામવાળીને ૫૦ રૂા. આપી દેજો." સુધાને થયું, મારા સસરાના દિલનું બરાબર પરિવર્તન થઈ ગયું છે. પણ પરિવર્તન થવાનું કારણ સમજાણું નહિ. પોતાને મળેલી લક્ષ્મીનો સદ્વ્યય કરવો કે દુર્વ્યય કરવો તે પોતાના હાથની વાત છે.

ગરીબ બાઈમાં પણ કેટલી નીતિ, ટેકીલાપણું અને સત્ય પર વિશ્વાસ હતો!

"સાચ બરાબર તપ નહિ જુઠ બરાબર પાપ,
જા કે હિરદે સાંચ હે, તાકે હિરદે ગુરૂ આપ."

સત્ય એ જ તપ છે. એ જ ધર્મ છે. સત્ય જેના જીવનમાં સાંગોપાંગ વણાય છે, તેનું અવસ્ય કલ્યાણ થાય છે.

---

## વ્યાખ્યાન નં. ૬૨

## ભાદરવા વદ ૧૧ ને બુધવાર તા. ૧૫-૯-૭૧

નિષધકુમાર, ભગવાનનું પ્રવચન સાંભળે છે. અને હૃદયના ભાવો પલટાઈ જાય છે. ગમે તેવું સુખ હોય પણ વિજળીના ઝબકારાં જેવું છે. આ જીવન પણ ચાલ્યું જાય છે. કોઈની સાથે કાંઈ આવતું નથી. પોતે હોવા છતાં બધું ચાલ્યું જાય છે. અથવા પોતાને ચાલ્યા જવું પડે છે. ભોગમાં સુખ માનવું તે સાચું સુખ નથી. બહારના પદાર્થોમાં સાચું સુખ જ નથી. જે શાશ્વત સુખને સમજે છે તે બહારના સુખને છોડી દે છે.

"દુઃખના દરિયામાં ડુબવા રે લાગ્યો, ડુબતાને સંતે આવીને ઉગાર્યો,
હતો સ્વરૂપથી અજાણ, એની કરાવી પીછાણ, ભવથી મુક્તિ રે મળે,
ચેતન ચાલો રે હવે સુખ નહીં પરમાં મળે.

સંસારરૂપી સમુદ્રમાં જીવ અનાદિકાળથી દુઃખી થતો આવ્યો છે. દરિયો ખારો એમ સંસાર ખારો છે. દરિયાના પાણીમાંથી કદી મીઠું પાણી મળે છે? એમ સંસારમાં સુખ છે જ નહીં, છતાં તેને છોડવાનું મન કેમ થતું નથી?

એકેન્દ્રિયમાં જીવે અનંતા દુઃખ વેઠયાં. નિગોદમાં રહેવા માટે શરીર પણ સ્વતંત્ર ન મળ્યું. એકેન્દ્રિયમાંથી ત્રસકાયમાં આવ્યો. બેઈન્દ્રિયમાંથી તેઇન્દ્રિયમાં આવ્યો. પછી પુન્યાઇ વધવાથી ચૌરેન્દ્રિયમાં આવ્યો અને વધારે પુણ્યાઇથી અસંજ્ઞી પંચેન્દ્રિયમાં આવ્યો. ત્યાંથી સંજ્ઞી પંચેન્દ્રિયમાં આવ્યો. ત્યાં પ્રથમ સમ્યગ્દર્શન પ્રાપ્ત કરી શકે છે. ધર્મમય જીવન ગાળવું, ધર્મ માટે જીવન ન્યોછાવર કરી નાખવું. આ માનવ કરી શકે છે. દુઃખના દરિયા વટાવતા વટાવતા ઉત્તમ કુળ મળ્યું. પારસમણિ જેવો મનુષ્યનો ભવ મળ્યો. ગુરૂનો જોગ મળ્યો. આવો અવસર તમને ધર્મ કરવા માટે કયારે મળવાનો છે? મનુષ્ય-ભવ અને આવી બધી જોગવાઈ ફરીને મળવી મુશ્કેલ છે. એ મનુષ્યભવમાં શું કરવાનું છે અને શું કરી રહ્યા છીએ? હૈયામાં ભૌતિકની જ વાસના ભરી પડી છે. એટલે એને જ માટે ફાંફાં મારે છે. ભગવાનની ભક્તિ-સ્તુતિ કરીને પણ એને એ જ જોઇએ છે.

"દેવાધિદેવ તમે મોક્ષ કેરા દાની, અમે માંગનારા કરીએ નાદાની,
પારસની પાસે અમે પથરાઓ માંગીએ, તમે જેનો ત્યાગ કર્યો એ જ અમે માંગીએ.

પ્રભુની ભક્તિ કરતાં તો જન્મમરણના ફેરા ટળી જાય. એના બદલે પ્રભુ પાસે પણ સંસાર વૃદ્ધિ જ માંગો છો. જરા વિચારો તો ખરા કે સંસાર કેટલો સ્વાર્થમય છે. માલિક પોતાના ઢોરની પાસેથી કામ લેવા એને ઘી પીવડાવે, સારો ચારો નીરે અને જ્યારે એ ઢોર નિર્બળ બની જાય ત્યારે એને કસાઈખાને મોકલી દે છે, કેવો સ્વાર્થી માલીક! એવો જ આખો સંસાર સ્વાર્થી છે! તમે પુત્રને મોટો કર્યો અને ભણાવ્યો-ગણાવ્યો અને પરણાવ્યો. પછી આ છોકરો મોટો થતાં તમારી ઉપર ચડી બેસે છે ને? જે પપ્પા કહેતો હતો તે તમારી પાસે પૈસા માંગે છે અને તમને દબાવે છે ને? મતલબ છે ત્યાં સુધી ઠીક, નહીંતર ખુન પણ કરી નાંખે છે. એક ભાઈની પાછળ પઠાણ ડાંગ લઈને ફરે છે. પેલો ભાઇ ગમે ત્યાં જાય તો તેની પાછળ ધ્યાન રાખે છે. જીવનની સલામતી માટે ચોકીદાર રાખ્યો છે. એનો પુત્ર પૈસા માંગે છે. અને કેસ કરે છે. મારવાની ધમકી આપી છે. એટલે ચોકીદાર રાખ્યો છે. પૈસો અનર્થનું કારણ છે. રાજા જમવા બેસે તો પહેલું કુતરાને નાંખે. તેને ખાતરી થાય કે આમાં કાંઈ નથી પછી જ ખાય. પ્રાઇમ મીનીસ્ટર ફરતાં બંદુકધારીઓ ફરે છે. કારણ કે, અર્થ અનર્થનું કારણ છે. અને તેમાં લેશમાત્ર પણ સુખ નથી. છતાં જીવો સંસારમાં કેટલાં રચ્યાપચ્યા રહે છે! સંસાર છોડવા જેવો છે. એટલું હૈયે બેઠું છે? અત્યારે સંયમ લઇ શકો એવી દેહની સ્થિતિ ન હોય તો એવી

ભાવના ભાવે કે હે પ્રભુ, આવતા જન્મમાં નવ વર્ષનો થાઉં અને હું સંયમને અંગીકાર કરું. પાંચે ઇન્દ્રિયના વિષય પર વિજય પ્રાપ્ત કરૂં. ભગવાનના ચરણોમાં જીવન સમર્પિત કરી દઉં. અહીં આસક્તિને તોડી નાંખો. અનાસક્ત યોગવાળા દેવલોકમાં જાય. ત્યાં પણ તત્વના વિચારો કરે છે. દેવલોકમાંથી પણ ભગવાન કયાં બિરાજે છે તે જોવે છે. મિથ્યાત્વી દેવો દેવલોકના વૈભવમાં-ભોગવિલાસમાં પડી જાય છે. એને ભગવાન યાદ પણ આવતા નથી.

પરદેશી રાજા મૃત્યુ પામીને સૂર્યાભ નામના દેવ થયા, કે તરત ભગવાન પાસે જઈ, બે હાથ જોડી, વંદન નમસ્કાર કરી, પ્રભુને વિનયપૂર્વક તેમણે પૂછ્યું કે હે પ્રભુ, હું ભવી છું કે અભવી છું, સમ્યગ્દૃષ્ટિ છું કે મિથ્યા દૃષ્ટિ છું, સુલભબોધી છું કે દુર્લભબોધી છું, આરાધક છું કે વિરાધક છું. પરિતસંસારી છું કે અપરિતસંસારી છું, હું ચરમ છું કે અચરમ છું ? પણ મને કેટલી રાણીએ મળશે, મને કેટલી સત્તા મળશે એવું કાંઈ પૂછતાં નથી, પણ આધ્યાત્મિક પ્રશ્ન પૂછે છે. ભગવાન કહે છે હે સૂર્યાભ! તું ભવી છું, સમ્યગ્ દૃષ્ટિ છું, સુલભબોધી છું, આરાધક છું, પરિતસંસારી છું અને ચરમ શરીરી છું. તું અહીંથી ચવીને મનુષ્યનો ભવ કરી મોક્ષમાં જવાનો છું." આવું સાંભળતા તેનું હૈયું નાચી ઉઠે છે. તે હર્ષ ઉલ્લાસમાં આવી જાય છે. રત્નોની કે લાખો અબજો રૂપિયાની પ્રાપ્તિ થાય તેવો ઉલ્લાસ નહીં. પણ તેના કરતાં અનંતગણો હર્ષ થાય છે. જેને આત્માની લગની લાગી હોય તે જ આવા પ્રશ્ન પૂછે.

"લગની લાગી છે કે અગ્નિ જાગી છે તારા મિલનની પ્રભુ,
જાય ભલે જન્મારો પણ ધીરજ હું ના હારું,
જીવું હું જ્યાં સુધી ત્યાં સુધી સમર્યા કરું તને,
લગની લાગી છે કે અગ્નિ જાગી છે તારા મિલનની પ્રભુ,
પલે પલ જંખ્યા કરું તને કે લગની લાગી છે કે અગ્નિ જાગી છે.
તારા મિલનની પ્રભુ!

ભવ્ય જીવો-સમ્યગ્દૃષ્ટિ આત્માઓ કે જેણે આત્માનું જ્ઞાન મેળવ્યું છે તેને એક આત્માની જ લગની લાગી છે. તિર્થંકરો પાસેથી, ગણધરો પાસેથી, સંતો પાસેથી આ જ્ઞાન મળે. જેણે માર્ગ જાણ્યો છે તે બતાવે. તિર્થંકરો, ગુરૂઓ આ માર્ગના ભોમીયા છે. તે સત્ય પંથ બતાવશે. તમારે કોની પાસે જવું છે? ત્રણ પાસે કે પૈસાવાળા પાસે? શ્રીમંતો ભયંકર અટવીમાં અટવાયા છે તે તમને શું માર્ગ બતાવશે? પ્રભુના મિલનની લગની લગાડો તો અવશ્ય તમારો નિસ્તાર થશે. દેવલોકમાં જાવ તો સીધા ભગવાન પાસે પહોંચી જશો ને? ભોગવિલાસમાં ફસાઈ નહીં જાવને? ભગવાનને સૂર્યાભ દેવે પ્રશ્ન પૂછ્યા તેવા પ્રશ્ન પૂછજો. મારે કેટલો સંસાર છે, હવે મારે કેટલા ભવ કરવાના છે? આવા પ્રશ્ન કયારે પૂછાય? જ્યારે આત્માનું ઘેલું લાગે ત્યારેને? જેને રુચી ન હોય

તેને ધર્મની વાત ન ગમે. આજે ઘણાં પ્રમાદી જીવો બીજાની દુકાને જઈ ગપ્પાં મારશે, પણ ઉપાશ્રયે સાધુ સંતોની પવિત્ર વાણી સાંભળવા નહીં આવે. ઉપાશ્રયે જવાનું કોઈ કહે તો કહી દે કે મને ટાઈમ નથી. મોડું થાય છે. એના જીવનની ઉત્ક્રાંતિમાં પણ તે મોડો જ પડવાનો છે. આવા જીવો રસ્તો ભુલેલા છે. જેને સત્ય માર્ગ પ્રાપ્ત થયો છે તેને વૈભવમાં ચેન પડતું નથી. એકજ ઝંખના છે. હે પ્રભુ, આ જન્મારો તારી આજ્ઞા પ્રમાણે વર્તનમાં જ કાઢવો છે. જગતને રુડું દેખાડવા ઘણો સમય પસાર કર્યો. હવે આત્મા માટે ટાઈમ કાઢવો છે. હે પ્રભુ, તારા વચનોમાં મને વિશ્વાસ છે. ગમે તેવી આપત્તિ આવે તો પણ ધીરજ ખુટતી નથી. એક ગરીબ માણસને કોઈ યોગીએ કહ્યું, તારા ઘરમાં પૂર્વ દિશાના ખૂણામાં સાત ચરૂ છે. આ માણસ એ યોગીનું વચન સાંભળી આનંદમાં આવી જાય છે. અને કોષ, કોદાળાં અને ત્રિકમ લઇ ખોદવા માંડે છે. ઢીંચણ સુધીનો ખાડો કરે છે પણ કાંઈ નીકળતું નથી, છતાં યોગીના વચનમાં વિશ્વાસ છે. હજુ વધુ ખોદીશ એટલે ચરુ નીકળશે. કેડસમાણું ખોદે છે અને એક શિલા નીકળે છે. હવે બાવડામાં વધુ જોર આવી જાય છે. અને અંતે ખણુણુણ, ખણુણુણ........ અવાજ થાય છે. સાત ચરૂ નીકળે છે. ગરીબ માણસ શ્રીમંત બની જાય છે. આટલું ધન મળતાં તે હર્ષાવેશમાં આવી જાય છે. જ્ઞાની પુરૂષો કહે છે કે તારી અંદર અનંત નિધાન છે ધ્યાન ધર. આત્મચિંતન કર. તારી વસ્તુ તને અવશ્ય પ્રાપ્ત થશે. પ્રથમ ધ્યાન ધરવા બેસશો ત્યારે સ્ત્રીના, પુત્રના, પરિવારના, પેઢીના વિચાર આવશે. પ્રથમ ખોદકામ કરતાં ધુળ અને પથ્થર જ નીકળે પણ હજુ વધુ પ્રયત્ન કર. રત્નોનો ખજાનો ત્યાંથી જ પ્રાપ્ત થવાનો છે. ધીરજ હારવાની જરૂર નથી. ભગવાનના મહત્ વાકયો પર શ્રદ્ધા રાખ. તું ભિખારી નથી. જડ પાસે ભીખ માંગવાની મુકી દે. મોટર, બંગલો આદિ અનંતવાર મળ્યું, તેનાથી આત્માની ગરજ સરી નથી. મનની ભુખ તેનાથી શમતી નથી. દુનિયામાં જે પ્રપંચ ચાલી રહ્યો છે તે પાશેરની કોઠી પુરવા માટે નથી. પણ પેઢીઓની પેઢીઓ ખાય એટલા અન્નના કોઠારો પુરવા માટે છે. એક ભાઈએ અમેરીકાના એક કરોડપતિ–જહોન જેકબ એસ્ટરને પૂછયું, આપની પાસે અપાર સમૃદ્ધિ છે. ૭૦–૭૦ પેઢીઓ ખાય છતાંય ખુટે નહીં એટલું ધન છે. મને લાગે છે કે આપના જેવો સુખી સંસારમાં કોઈ નહીં હોય. ધનપતિએ હસતાં હસતાં જવાબ આપ્યો, " ભાઈ ! બાહ્ય દૃષ્ટિએ હું સંસારનો સુખી માણસ ગણાતો હોઈશ. પણ જરા વિચાર તો કરો, આટલી અપાર સમૃદ્ધિ હોવા છતાં હું પામું છું શું ? બે ટંક ભોજન અને આ કપડાં કે બીજું કાંઈ ? ગદ્ધાવૈતરું કરું છું અને મેળવું છું કેટલું ? મારા જેવો મહાદુઃખિયો બીજો કોઇ નહીં હોય." પાશેર ખાવું અને પાંચ મણની ઉપાધિ કરવી એવી જીવની દુર્દશા છે. કરોડપતિ હોય કે ઝૂંપડીમાં રહેનારો હોય પણ ખાવાનો પ્રશ્ન તો બંને માટે સમાન જ છે. પણ વધુ મેળવવાની તૃષ્ણા જાગે છે ત્યારથી દુઃખના પગરણ મંડાય છે. આ કાંઠો જન્મનો છે, સામો કાંઠો મૃત્યુનો છે,

વચ્ચે આત્મા ઝોલા ખાય છે. પાર વગરના ઘોડા કરે છે. ભણવાનું, ડીગ્રી મેળવવાનું વગેરે બધું પૈસા માટે જ થાય છે. પૈસા મેળવવા અસત્ય, ચોરી વગેરેનો આશરો લે છે. આમાં આત્મસન્મુખ દ્રષ્ટિ ક્યાંથી થાય? પાંચ પ્રકારે જીવ જુઠું બોલે છે. કન્નાલિક, = કન્યા સંબંધી, ગોવાલિક = ગાયો, અને ભોમાલિક = ભુમિ સંબંધી અને કોઇની થાપણ-પૈસા લઇને ઓળવે છે. ખોટી સાક્ષી પુરવા જાય છે. આ અસત્યથી વિરમવું તેનું નામ સત્યવ્રત.

નિષધકુમારને સાચો રાહ બતાવનાર ભગવાન નેમનાથ મળ્યાં. અને સાચી સમજણ આપી પાંચે ઈન્દ્રિયના વિષય સુખ ભોગવનારને પ્રભુ નેમનાથ પડકાર કરે છે. જેમાં તેઓ સુખ માને છે તેને ભગવાન સુખાભાસ કહે છે. વડીલો આપણને હિતશિક્ષા આપે તો તેનો સ્વિકાર કરીએ છીએ તો તિર્થંકરના વચન પર વિશ્વાસ શા માટે નથી? સત્યનો સત્ય રીતે સ્વિકાર કરી તેને આચરણમાં ઉતારો.

ભગવાન કહે છે: તને એમ લાગે છે કે મેં બહુ પાપ કર્યાં છે, મારો આરો ક્યારે આવશે? પરદેશી રાજાએ કેવા પાપ કર્યાં? તેમના લોહી ખરડાયેલા હાથ હતા, જીવતા માણસોને કુંભીમાં પુરીને રેણુ દઈ દેતાં, જીવતત્વનો નિર્ણય કરવા ચોરના ટુકડે ટુકડા કરી નાંખતા અધર્મથી ખ્યાતિ મેળવી હતી. ખ્યાતિ બે રીતે મેળવાય છે. એક સદ્‌ગુણથી, બીજી દુર્ગુણથી. ગાંધીજીએ પણ ખ્યાતિ મેળવી અને ગોડસેએ પણ મેળવી. ભગવાન મહાવીર સ્વામી સાથે ગોશાળાએ પણ ખ્યાતિ મેળવી. અધર્મ પાછળ પડેલાં એવા પરદેશી રાજાને કેશી સ્વામીનો ભેટો થયો. એકએક નર્કે બબ્બે વાર જાય એવાં ઘોર પાપ પરદેશીના હતાં. પણ સત સમાગમે પશ્ચાતાપની ભઠ્ઠી સળગાવી. અગ્નિથી લોખંડના કાટ ઉખડી જાય તેમ પશ્ચાતાપથી કર્મના કાટ ઉખાડવા માંડયા, ઝેર દેનાર પર પણ આંખનો ખુણો લાલ ન કર્યો. તમને સત્સંગ કેટલા વરસોથી થયો છે? છતાં દશા બદલાણી? દશા બદલાય તો દિશા બદલાઈ જાય. જ્યારે બાઈ વિધવા થાય છે ત્યારે તેને લગ્નના દિવસે પહેરાવેલ ઘરચોળું દાગીના આદિ પહેરાવે છે, શણગારી બધાની વચ્ચે બેસાડે છે અને તેને ફરતાં બેસી બધા રડે છે. આ વખતે તે વિધવાને તે ઘરેણાં-કપડાં કેવા લાગે? એક વખત હોંશે હોંશે પરિધાન કરેલો પોષાક આજે અકારો લાગે છે. પહેરવો પણ ગમતો નથી પણ કુટુંબીઓ પરાણે પહેરાવે છે. એમ જેને વૈરાગ્ય આવે તેને વૈભવો અળખામણા લાગે છે. માટે દશા બદલો. જીવનમાં પલ્ટો લાવો. સત્યને પંથે આવો. આમ ને આમ જીવનમાં જુઠું કયાં સુધી ચલાવશો? આજે તમારા જીવન કેવા છે?

"મુખડાથી મોર મીઠું બોલે ને કેડે રાખે કટારી,
કંથવાની તો દયા પાળે અને માણસને નાખે સંહારી,
રે બિગરી કેમ બની તું સારી રે જેની પડી પ્રકૃતિ નઠારી."

આજે માણસમાં ધર્મ હૃદયસ્પર્શી બન્યો નથી. ક્ષુદ્ર જંતુની દયા પાળે અને

પોતાના જાતિ ભાઈ ઉપર ક્રૂરતા વરસાવે! કંથવાની દયા પાળનારો માણસનો સંહાર કેવી રીતે કરે? મોર મોઢેથી મીઠો ટહુકાર કરે, અને આખા ને આખા સર્પને ગળી જાય. તેમ માનવ પણ ભાષામાં મધુરતાના પ્રયોગ કરે અને કોઈ ગરીબ માણસની પાસે થોડા રૂપિયા લેણા હોય તો તેની પરિસ્થિતિનો વિચાર કર્યા વિના તેના પર દાવો કરે. જેની પાસે ખાવા માટે દાણા નથી, પહેરવા વસ્ત્રો નથી, તેના ગળે ટુંપો મારતાં અનુકંપા ન આવે. દુઃખિયારા જીવોની નાની શી મૂડી જેવી ગાય વિ. હોય તો તેને વ્યાજમાં લઈ જાય. પણ તેને ઘેર દિકરાની બિમારી છે તેનો ખ્યાલ ન કરે. જે પારકાની પીડ જાણતો નથી તે શું શ્રાવક છે? આવા કર્મ હોંશે હોંશે થાય છે. પણ કર્મના કાઠીયા નડશે ત્યારે પોક મૂકી રડવાનો વખત આવશે. ગાઢી માયા કરનાર, ખોટા વચન બોલનાર, કપટ સહિત જુઠું બોલનાર, ખોટા તોલ અને ખોટા માપ રાખનાર તિર્યંચ ગતિમાં જાય છે. તિર્યંચના દુઃખો તો પ્રત્યક્ષ આંખ સામે જ છે ને?

> "કેવા કેવા જુલ્મો વેઠયા જનાવર બનીને સ્વામી,
> એક રે જાણે છે મારો આતમા હે જી રે,
> બોજે અળખામણો ને લાકડીના માર ખાતાં,
> વહેતી'તી આંસુડાની ધાર મારી આંખમાં."

જાનવરના ભવમાં જીવે કેવાં દુઃખો સહન કર્યા છે, તેનું તાદશ્ય ચિત્ર આ કડીમાં ખડું કર્યું છે. પીઠ પર બોજો લાદે અને ઉપરથી લાકડીઓના માર મારે આંખમાંથી આંસુડાની ધારા વહેવા માંડે પણ ફરિયાદ સાંભળનાર કોણ? પગમાં લોઢાના ખીલા મારે. વરસાદમાં ડામરની સડક પર દોડતાં પગ બળી જાય અને બેસી જાય તો માલિક મારી-મારીને અધમુઓ કરી નાંખે. પીઠ પર ચાંદા પડી ગયા હોય તેથી કાગડાઓ ફોલી ખાય પણ કાગડાને ઉડાડનાર કોણ! ગાડે જોડાયો હોય, સખત તાપ હોય, તૃષા ખૂબ લાગી હોય, સામે તળાવડું ભર્યું હોય છતાં પણ પાણી પીવા જઈ શકે નહિ, કેટલી પરાધીનતા? આવી પરાધીનતા કેમ આવી? કર્મને લીધે જ ને? તો કર્મ કરવા બંધ કરો. દરેક પર દયાના ભાવ લાવો "વસુધૈવ કુટુમ્બકં" વિશ્વ આખા સાથે કુટુમ્બની ભાવના કેળવો. પશુઓના દુઃખ જોઈ તમારા આત્માને એમાં કલ્પો દુઃખી અનાથ પ્રત્યે સહાનુભુતિ રાખો. સ્ત્રીના નામે કે છોકરાના નામે કર્મ બાંધવા નથી એવું નક્કી કરો. તમારે તો પેટી પટારા ભરવા છે, અનીતિ કરવી છે. અને પાછા શ્રાવક કહેવડાવવું છે? પહેલાના શ્રાવકો રાત્રિએ કુટુમ્બ જાગ્રિકા જાગતા. રાતના વિચાર કરતાં કે મારા કુટુંબમા મારી જ્ઞાતિમાં કોણ દુઃખી છે, કોને શેની જરૂર છે, જ્યાં જરૂરીઆત હોય ત્યાં પૈસાની નીક વહેવડાવતા. હાથો હાથ ન દે તેને ગુપ્ત મદદ કરતાં. આબરૂદાર ઘસાઈ જાય પણ તે હાથ લાંબો ન કરી શકે, ત્યારે આવી મદદ મળે તે કેવા આશીષ આપે? પેટ ભરેલાને

દુધપાકની કિંમત નથી પણ ત્રણ દિવસના ભુખ્યાને સુકા રોટલાની પણ કિંમત છે. તમારે તો ભેગું જ કરવું છે ને ? જેને પૈસામાં આસક્તિ રહી જાય છે. અને વીલ કરો, વીલ કરો કહેતાં મૃત્યુ પામે છે તે બીલમાં ઉત્પન્ન થાય છે. સર્પ બની ધન પર ફૂંફાડા મારે છે. અથવા ઉંદર થઈને એની ઉપર નાચે છે. તમને આટલો બધો પૈસાનો મોહ કેમ લાગ્યો છે? એ સમજાતું નથી. જેને આસક્તિભાવ છૂટી જાય અને આત્માની જ લગતી લાગી હોય તેનાં હૈયામાં ભગવાનનું જ રટણ હોય. સદ્દેવ-સદ્ગુરૂ અને સદ્ધર્મ જ ત્રાણ-શરણ લાગે. મરણની પથારીએ પડયો અને 'તેને કહે-બાપુજી, કાગળ લખું ? દીકરો અમેરીકા છે એને બોલાવું ? તાર કરૂં ? તો તરત કહી દે, ના, મારે કોઈની જરૂર નથી. તેને છેલ્લા ટાઈમ સુધી મહાવીર મહાવીરનું સ્મરણ હોય.' તમને પ્રભુ યાદ આવશે ? 'જલ્દી ગુરૂને બોલાવી સંથારો કરાવો' એવી ભાવના થાય તેવું જીવન કેળવ્યું છે ? માંદગીને બિછાને ઘરના સૌ ચારે બાજુ બેસશે, આંસુડા પાડશે, તમારા વિના કેમ જીવાશે એમ કહેશે, પણ કોઈ બચાવી શકશે નહિ.

"ઘરની ત્રિયા તો રોવાને લાગી, મારી જોડી કોણે તોડી રે,
કહત કબીરા સુનો ભાઈ સાધુ, જેણે જોડી એણે તોડી રે,
અપના કોઈ નહીં'.

માતા કહે છે પુત્ર અમારો, પિતા કહે છે સુત મેરો રે,
બહેની કહે છે બંધવ મેરો, ત્રિયા કહે વર મેરો રે. અપના કોઈ નહિ.

માતા કહે છે પુત્ર મારો છે. પિતા કહે છે દિકરો મારો છે. બહેની કહે છે મારો બંધવ છે. સ્ત્રી કહે છે મારો પતિ છે. પતિના મૃત્યુ વખતે સ્ત્રી કહે છે. અરે! મને અધવચ, રણવગડામાં મૂકી કયાં ચાલ્યા ગયાં ? અરે જોડી કોણે તોડી નાખી ? પણ કબીરજી કહે છે. જેણે તારી જોડી જોડી હતી એણે જ તોડી છે.

અહીંથી મૃત્યુ પામેલ જીવ સીધો કર્મે સર્જેલી ગતિમાં ઉત્પન્ન થઈ જાય છે. ત્યાં કોણ સાથે જાય ? દુર્ગતિથી બચવું હોય તો અહિંસા, સત્ય આદિ વ્રતોનું યથાર્થ રીતે પાલન કરો. બીજા સત્ય વ્રતનું વિશેષ સ્વરૂપ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં...૬૩

### ભાદરવા વદ ૧૨ ને બુધવાર તા. ૧૬-૯-૭૧

ભગવાનની વાણી સાંભળ્યા પછી નિષધકુમાર, વ્રતો અંગીકાર કરી રહ્યા છે, સત્ય એ જીવનનું મૂળ તત્વ છે.

સત્ય અલૌકિક અને અમર્યાદિત છે. વિરાટ છે, વ્યાપક છે. એનું કોઈ સીમા ક્ષેત્ર નથી. પારિવારિક, સામાજિક, ધાર્મિક, રાષ્ટ્રીય કે આંતરરાષ્ટ્રીય બધાં ક્ષેત્રોમાં સત્યનું સ્થાન ઘણું મહત્વનું છે. વ્યવહારનો મૂળ આધાર સત્ય પર છે. જીવનમાં સત્ય નથી, તો જીવનનું કાંઈ મૂલ્ય નથી. સત્ય આત્માનું શુદ્ધ સ્વરૂપ છે. સત્યમાં અવાસ્તવિકતાની કે અયથાર્થતાની અગર તો બીજી કોઈ મિલાવટને અવકાશ નથી.

બધા મતોનું મૂળ સત્ય છે. જેને સત્ય વસ્તુનું ભાન થયું છે, તે સત્યમાં જ રમે છે. સત્યમાં જીવન ગાળે છે. તેની સામે કરોડો રૂા. નો ઢગલો કરે અને એને અસત્ય બોલવાનું કહે તો તે કરોડો રૂા. જતા કરશે, પણ અસત્ય તો નહીં જ વદે. એનો દૃઢ નિર્ણય છે કે મારા મન-વાણી-કાયાને સત્યમાં જોડીશ. સત્ય કાંઇ માત્ર શબ્દો બોલવામાં જ નથી આવી જતું. સત્યનિષ્ઠ વ્યક્તિ-મન વચન અને કાયામાં એક રૂપ હોય છે. વાણીની સત્યતાનો માપદંડ વિચાર અને આચાર ઉપર છે. માટે ભાવનાની વિશુદ્ધિ જોઈએ.

જેણે સત્યનો સહારો લીધો છે તેને દેવતાઓ પણ સહાય કરે. સુદર્શન શેઠ પાસે સત્ય હતું તો શૂળીપર પણ એનો ન્યાય થયો. માટે સત્યને આચરવું. મુનિઓ પ્રાણના ભોગે પણ સત્ય વ્રત રાખે છે. વ્રતનો ભંગ ન કરે પણ કસોટીમાંથી બરાબર પાર ઉતરે. તમને એક દિવસમાં જુઠું કેટલીવાર સ્પર્શે છે? કોઈ પૈસા માગવા આવે અને દેવાની દાનત ન હોય તો ચોખ્ખી ના ન પાડે, પણ કહે કે હમણાં જ લઈ ગયા. તમે થોડાક મોડા પડયા. આ શું જુઠું જ ને? છોકરાને રમાડતાં રૂમાલ એક હાથમાંથી બીજા હાથમાં લઈ લે અને કહે કે જો કાગડો લઈ ગયો. કેટલું જુઠું? પોતે જાણતો હોય, ખબર હોય ને કોઈ પૂછે તો કહી દે કે હું કાંઇ જાણતો જ નથી, રૂંવાડે રૂંવાડે જુઠો! બોલવું કાંઇ ને ચાલવું કાંઇ! હાલતા-ચાલતા-વેપાર વણજ કરતાં, ચોપડા લખતાં, બધેજ જુઠનો સહારો છે. ક્યાંય સચ્ચાઇ ભર્યું જીવન નથી, પછી પકડાઇ જાય ત્યારે કોણ બચાવે? આવા કાળાં વકર્મ (કરમ) કરીને કેટલું ભેગું લઈ જવાના છો!

"वित्तेण ताणं न लभे पमत्ते, इमम्मि लोए अदुवा परत्था,
दीवप्पणट्ठेव अणन्त मोहे, नेयाउयं दट्ठु मदट्ठु मेव ॥ ઉ. અ. ૪=૫

હે પ્રમાદી જીવ! પૈસો તને ત્રાણ-શરણ નથી. તમે જેમાં સુખ માનો છો, તેમાં ભગવાન સાવ ના જ પાડે છે. ભગવાનના વચનને જીવ અવગણે છે, પરંતુ આ નક્કર સત્ય છે કે પૈસો કોઇને આ લોક કે પરલોકમાં ત્રાણ-શરણ નથી

"સંચેલ આ વસ્તુ ન શર્ણ આપે, મુકી સીધાવ્યા નર કૈંક શાણા,
છે અલ્પ આયુ કર કર્મ સારૂં, હે આત્મ! તું આ નર દેહ પામી."

હે માનવ! અલ્પ આયુષ્ય મળ્યું છે તેમાં કાંઇક સુકૃત્ય કરી લે. ભેગી કરેલી

વસ્તુ વેદનાના ઉદય વખતે સહાય નહિ કરે. પાંચ ડીગ્રી તાવ આવ્યો હોય ને હીરાનો હાર પહેરાવી દયો તો ઉતરી જશે ? કેન્સરનો દર્દી સોનાનો હાર પહેરી લ્યે એટલે કેન્સર મટી જશે ? "ના" દર્દ વખતે પૈસો સહાય નથી થતો, છતાં પણ પૈસા માટે કેટલું કરે છે ? જુઠું બોલવામાં પાવરધા અને ધર્મ કરવામાં લાપરવાહ છો. પણ મોહના અંધારા પથરાશે પછી ન્યાય યુક્ત માર્ગ દીઠો અણદીઠો થઈ જશે. ફરી ફરી આવું શાસન મળવું મુશ્કેલ બનશે. હસતાં હસતાં પાપ કરો છો, પણ જ્યારે એનું પરિણામ ભોગવવું પડશે ત્યારે આંખમાંથી બોરબોર જેવડાં આંસુડાં પડશે.

આંબાના વૃક્ષ પર ફળ આવ્યાં એ કાચાં છે ત્યારે ખાટાં છે. પછી તુરા લાગે અને જ્યારે સાવ પાકી જાય ત્યારે એ મીઠાં લાગે. પણ પાપ રૂપ વૃક્ષના બી વાવતી વખતે કદાચ ક્ષણિક મીઠાં લાગશે, પણ એ ફળ પાકશે ત્યારે કડવા ઝેર જેવા લાગશે. તો પાપ કરવા જેવા કે છોડવા જેવા ? પણ જીવ અનાદિ કાળથી વેર-ઝેર-ઈર્ષા-નિંદા-કુડ-કપટ-દગા-પ્રપંચ, એમાં જ ટેવાઇ ગયો છે. જેમ પેલો કુલ્ફી મલાઈવાળો હંમેશાં કુલ્ફી વેચવા જતો. પેટીમાં કુલ્ફી ભરીને ખભે મૂકે. એવો મીઠો ટહુકો કરે કે, લેવી કુલ્ફી મલાઈ ! આમ એ કાયમ માટે ટેવાઈ ગયો હતો. એક વખત એના સગામાં કોઈકનું મૃત્યુ થયું. આ ભાઈ આભડવા ગયા. નનામી ખભે ઉપાડી. એમાં રોજની ટેવ માફક બોલી ગયો-લેવી કુલ્ફી મલાઈ! બધા કહે અરે ભાઈ, આ શું ? તો કહે, રોજની ટેવ. એમ આ અનાદિની પાપ કરવાની ટેવ પડી ગઈ છે. પણ એનું પરિણામ આવશે ત્યારે તમારૂં કોણ ? ચક્રવર્તીને છ ખંડનું રાજ્ય-૬૪૦૦૦ સ્ત્રીઓ કે ૩૨૦૦૦ મુકટબંધી રાજાઓ હતા, છતાં નર્કે જતાં કોઈ બચાવી શકયું ? જે સ્ત્રી માટે કાળા ધોળા કર્યા, રાગનાં રમકડાંને ખવરાવ્યું-પીવરાવ્યું-પહેરાવ્યું-ઓઢાડયું, એના માટે લખલૂટ પાપ કર્યા, પણ જ્યારે કેન્સરનું દર્દ થાય, ભયંકર વેદના થતી હોય, ગળેથી ટીપું પાણી પણ ન ઉતરતું હોય, કાળી બળતરા થતી હોય, રાડ-બૂમ કરતો હોય ત્યારે શું સ્ત્રી આ દુઃખમાં ભાગ પડાવશે ?

સગી રે નારી-એની કામિની, ઉભી ટગમગ જોવે,
આંસૂડે ભીંજાડે વસ્ત્ર ઉરના, ધ્રુસકે ધ્રુસકે રોવે,
....એક રે દિવસ એવો આવશે !

અનાથી નિર્ગ્રન્થને જ્યારે વેદના આવી ત્યારે એની પાસે બધાં સાધનો હતાં, જેની જોડી ન જડે એવા ધન્વંતરી-વૈદ્યો હતા, છતાં તે દર્દ દૂર ન કરી શકયા. મા-બાપ લાગણી પ્રધાન હતા. રાજમાં દ્રવ્ય ન્હોતું એટલું એના પિતાની પાસે ધન હતું, અને એ બધું જ ધન પુત્રને કોઈ સાજો કરે તો આપી દેવા તૈયાર હતા. ભાઈ બ્હેનો પણ અનુકુળ હતાં, પત્ની પણ આજ્ઞાંકિત હતી. ખાવામાં-પીવામાં, ન્હાવા- ધોવામાં કે શણગાર.સજવામાં

ટાઈમ ન્હોતી કાઢતી પણ પતિની સેવામાં ખડે પગે ઉભી રહેતી. આંસુઓથી એના ઉરને ભીંજવતી, આ બધું હોવા છતાં અનાથીએ એકજ વાક્ય ઉચ્ચાર્યું કે नय दुक्ख विमोयन्ति एसा मज्झ अणाहया દેવતા ઉપર ઈન્દ્રનું વજ્ર પડે ને છ મહીના સુધી રીબાય, વેદના ભોગવે એથી પણ ભયંકર દારુણ इन्दासणी समा घोरा वेयणा परम दारुणा વેદનામાંથી મને કોઈ મુક્ત ન કરી શક્યું.' આ નક્કર સત્ય છે. આ અધ્યયનનું ચિંતન, મનન સાચી રીતે થાય તો ઘણું સાંત્વન મળે.

તરફડીયા મારતા અનાથીને થોડી ક્ષણો વીત્યાં પછી ભાન આવ્યું કે હાય, આ સંસાર! આ પરવશતા! આ પરાધીનતા! બસ મારું કોઈ નહિં! બધા ઉપાયોમાં નિષ્ફળ ગયા. હવે કાંઈક નવો જ ઉપાય અજમાવીએ. વમન–વિરેચન–શેનાયથી ન મટ્યું. જેનું કોઈ નથી એનો ભગવાન છે. પરતંત્રતાની લોખંડી જંજીરોને એક જ ઝાટકા સાથે તોડી નાખતાં એવા દેવાધિદેવ નજર સામે તરવરતા લાગ્યા. 'કર્મની ગુલામી મને ન પરવડે.' આ અસહ્ય દશા નહિ નિભાવાય. સુખમાં બધાય છે, પણ દુઃખમાં મારૂં કોઈ નથી. હું નિરાધાર? હું એકલો જ? નહીં નહીં–પ્રતિજ્ઞા કરૂં કે "જો આ વેદનામાંથી હું મુક્ત થાઉં તો જીંદગીભર ક્રોધ ન કરૂં. કારણ કે કષાયના તીવ્ર રસથી ચીકણાં અશુભ કર્મ બંધાયાં–હીરની ગાંઠ ને તેલનું ટીપું, પછી છૂટે નહિ. તેમ આ કર્મ ભોગવ્યા સિવાય છૂટે નહિ. તો હવે એવો ક્ષમાવાન બનું કે ભાવિમાં કર્મ ભોગવવાનો વારો જ ન આવે."

"જો મુજને વેદના ઉપશમે તો લઉં સંયમ ભાર,
એમ ચિંતવતા વેદના શમી, વ્રત લીધા મેં હરખ અપાર....
શ્રેણિકરાય! હું રે અનાથી નિર્ગ્રન્થ.
જેથી મેં લીધો રે સાધુજીનો પંથ....શ્રેણિયરાય"

વેદના શાંત થાય તો ક્ષમાવાન બનું, ઈન્દ્રિયને દમનાર બનું, કારણ કે ઈન્દ્રિયના વિષયમાં લોલુપી બનીને સંસાર વધાર્યો. આરંભ પરિગ્રહથી દુર્ગતિ વધારી. હવે આ બધું જ મૂકી દઉં. નિરારંભી બનું અને આ બધું કરવા માટે સાધુપણું જ શ્રેષ્ઠ છે. માટે હું અણગાર બની જાઉં. એક ભીષ્મ સંકલ્પ, એક જ ઝણુકો, બસ ભેદી નાખી કર્મની જંજીરોને, વેદનાના મૂળને શોધી સીધો ત્યાં જ ફટકો માર્યો. એ દઢ સંકલ્પથી, કર્મમાં ફેરફાર થયો. કર્મનાં દલિકો વીખરાઈ ગયા. શાંતિથી નિદ્રા આવી ગઈ. ઘણાં દિવસથી નહીં ઊંઘેલ અનાથી આજ ઉંઘી ગયા, સવારે જાગ્યા ત્યારે કોઈ જુદી જ તાજગી હતી. સ્ફુર્તિ, આનંદ અને ઉલ્લાસ કોઇ ઓર જ હતા. બધા દોડી આવ્યા. હાશ ભાઈ! તને શાંતિ થઈને? મા કહે, એ તો મારી માન્યતા ફળી. ભાઈ કહે મારી, બેન કહે મારી માનતા ફળી. અનાથી કહે. મારી માન્યતા ફળી છે. બોલો, મારી બાધા પહેલી પૂરી કરવાની ને? તો સાંભળી લો.

માન્યતા-મેં તો સંયમ લેવાનો દૃઢ નિર્ણય કર્યો છે. આ સાંભળીને સૌ ચકિત થઈ ગયા. અનાથી ચાલી નીકળ્યા અને એને જ્યારે શ્રેણિકે પ્રશ્ન કર્યો ત્યારે એણે કહ્યું કે હે શ્રેણિક, તું પણ અનાથ છે. આ સાંભળી શ્રેણિક કહે. મારી પાસે આટલો વૈભવ, હું એક લાખ ને ૭૧ હજાર ગામનો ધણી ને તમે મને અનાથ કહો છો? અસત્ય તો નથી વદતાને? એના જવાબમાં અનાથીએ અનાથતાનું ભાન કરાવ્યું કે બહારનો વૈભવ ગમે તેટલો હોય છતાં જીવ અનાથ છે. અનાથતાનો પરમાર્થ સમજાવી દીધો. તે શ્રેણિક અનાથીના ચરણમાં ઝુકી પડયો. સીકંદર પાસે પણ અબજોની મિલકત હતી છતાં એને કોઇ બચાવી શકયું નહિ. કર્મ આવશે ત્યારે કોઈ ભાગ પડાવશે નહિ. માટે કર્મ બાંધતાં વિચાર કરો. અસત્ય, અનીતિ, અપ્રમાણિકતા વગેરે કુકર્મ કરીને તીજોરી ભરશો પણ એ સાથે નહિ આવે. માટે આત્માનું કલ્યાણ કરવું હોય તો સત્યનો સહારો લ્યો. સત્ય વ્રત આદરો. નિષધકુમાર બીજું વ્રત સમજી રહ્યા છે. તેનાં પાંચ અતિચાર "जाणियव्वा न समायरियव्वा" જાણવા જેવા છે; આચરવા નહિ. તે પાંચ અતિચાર કયા છે તેનો અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન...૬૪

### ભાદરવા વદ ૧૩ ને શુક્રવાર તા. ૧૦-૯-૭૧

અનંત કરુણાના સાગર એવા ભગવાન મહાવીર દેવનું શાસન વિદ્યમાન વર્તાઈ રહ્યું છે. તેમણે ભવ્ય માનવના હિતને અર્થે, શ્રેયને અર્થે, કલ્યાણને અર્થે આ વાણીની પરુપણા કરી.

હે ભવ્ય માનવ, જો તારે દુઃખથી મુક્ત થવું હોય, જન્મ-જરા-મરણના ફેરાથી છુટવું હોય, શાશ્વત સુખને વરવું હોય તો વિતરાગ વાણીને હૃદયમાં ઉતારવાની જરૂર છે. જીવ જ્યાં સુધી વીતરાગ વાણીને હૃદયમાં અવધારતો નથી, નિજ ગુણનું લક્ષ કરતો નથી, સ્વસ્વરૂપમાં ઠરતો નથી. ત્યાં સુધી એ શાશ્વત સુખ મેળવી શકતો નથી.

અહીં નિષધકુમારનો અધિકાર ચાલી રહ્યો છે. શ્રી નેમનાથ ભગવાનની વાણી નિષધકુમારે સાંભળી. મહાન પુણ્યના ઉદય હોય ત્યારે વીતરાગની વાણી સાંભળવા મળે છે. ધન્ય હશે એ પવિત્ર ભૂમિ કે જે તીર્થંકરના પવિત્ર ચરણોથી પાવન બની હશે! ધન્ય હશે એ માનવોને કે જેણે વીતરાગની વાણી સાંભળી પોતાના હૃદયને હરિયાળાં બનાવ્યાં હશે! વાણી સાંભળીને જ બેસી રહે તો કંઈ કલ્યાણ ન થાય. નિષધકુમારે વાણી સાંભળી હૃદયમાં અવધારી અને એ રીતે દેશવિરતી જીવન જીવવા તૈયાર થઈ ગયા છે.

જીવે તિર્થંકરની, કેવળીની કે સદ્‌ગુરુની વાણી કંઈક ભવોમાં સાંભળી તો હશે, પણ માત્ર કાનના રસીયા થઈને સાંભળવામાં ભવની કટિ ન થાય. સાંભળ્યું, ટનનાટન, વિચાર્યું મણના મણ, પણ આચરણમાં ઉતાર્યું નહીં એકે કણ, એટલે જન્મ મરણના ફેરા ટળ્યા નહીં.

નિષધકુમારે ઉલ્લાસપૂર્વક વાણી સાંભળી. એને એ વાણી રૂચી. અને દેશ વિરતીપણું સ્વીકારવા તૈયાર થઈ ગયાં. સત્યવ્રત લેતાં મુશ્કેલીઓ આવશે તો શું કરીશ ? એવો વિચાર નથી કર્યો. વૈભવ કરતાં અનેકગણી આત્માની કિંમત સમજાણી છે. જ્ઞાની ભગવંતો કહે છે કે વૈભવના અંજામણા સુખોમાં અંજાશો નહીં. એ સુખો તમારા નોતર્યા આવે નહીં. તમારા બાંધ્યા બંધાય નહીં. તિજોરીમાં ભરેલું નાણું કયારે ચાલ્યું જશે એ પણ ખબર નહીં પડે. આજ છે એ સાહ્યબી કાલે નહોતી અને આવતી કાલે હશે કે કેમ એ પણ ખાત્રી નથી. માટે એમાં ફસાશો નહીં. આ અલમસ્ત દેખાતા શરીરમાં કયારે રોગ ઉત્પન્ન થશે એ પણ ખબર નથી. સનતકુમાર ચક્રવર્તીની કેવી સ્વરૂપવતી કાયા કે જેની દેવલોકમાં પણ પ્રશંસા થઈ. એ કાયામાં એકી સાથે ૧૬ રોગ ઉત્પન્ન થઈ ગયાં. જેને વફાદાર માન્યાં હોય એવા પુત્રો બેવફા નીવડી જાય. જ્યાં અનેક આશાની ઈમારતો ચણી હતી ત્યાં નિરાશા મળે. અણધારી ઉપાધિ આવી જાય. અને ધારેલી ધારણાઓ ધુળમાં મળી જાય. એટલે જીવન ઝેર જેવું બની જાય. જીવન અકારૂં લાગે અને ઝેર પીને મરી જવાનું કબુલ કરે. આશા રાખી તો નિરાશ થવું પડયું ને ? જ્ઞાની પુરૂષો કહે છે. પુદ્‌ગલ દગાખોર છે, છતાં પણ જીવને એનો રાગ છુટતો નથી. પૌદ્‌ગલિક પદાર્થો પ્રત્યેનો અત્યંત રાગ છે, ત્યાં સુધી ગાઢ મિથ્યાત્વ છે પુદ્‌ગલ પ્રત્યેનો થોડો રાગ છે અને વીતરાગમાર્ગ પ્રત્યે પણ કંઈક રૂચી અને સંસારના સુખ પ્રત્યે અરૂચી થાય ત્યારે સમજવું કે મિથ્યાત્વ મરી ગયું છે.

સંસારના દુઃખ તો સૌને અળખામણા લાગે." "સવ્વે જીવા સુહસાયા દુક્ખ પડિ-કુલા" સર્વને સુખ ગમે છે. દુઃખ તો શું, દુઃખની આગાહી પણ ગમતી નથી. પણ જેને વીતરાગ માર્ગ રૂચે છે તેને સંસારના સુખ ભયાનક લાગે છે. તમે કહેશો કે, સુખ તો અમને બહુ ગમે છે. તેને ભયાનક કેમ. કહો છો ? ભલા ભાઈ, તને સારૂં લાગે એટલું સારૂં જ હોય એવું થોડું છે. દારૂડીયાને દારૂ પિવામાં આનંદ આવે છે. માંસાહારીને માંસ ખાવામાં, અનાચારીને અનાચાર કરવામાં, ચોરને ચોરી કરવામાં આનંદ આવે છે. સુખ લાગે છે. એટલે એને તમે સારૂં કહેશો ? એમ ભૌતિક સુખ તમને સારૂં લાગતું હોય, એનો તમને રાગ હોય, પણ જ્ઞાનીઓ તો એ રાગને ભયાનક કહે છે. માટે એ સુખની લાલસા, વાસના છોડો અને વીતરાગનો માર્ગ પામવાની ઈચ્છા કરો,

એક વસ્તુની ઈચ્છા જાગી પછી તેને મેળવવાના બધા પ્રયત્નો કરો છો ને? એમ મોક્ષના સુખની ઈચ્છા જેને જાગે એ એના પ્રયત્નો આરંભી દે છે.

નિષધકુમારને એ લગની લાગી છે. એટલે એના પ્રયત્નો આદરી દીધાં છે, સત્ય મત સ્વીકારતા મુશ્કેલી આવે અથવા પૌદ્ગલિક સુખ ચાલ્યા જાય તો પણ એની એને પરવા નથી

"રહેજે અચકાઉં ના સઘળું ભલે ચાલ્યું જાતું,
ખીલે જો બાગ તો એક ફુલ ભલે કરમાતું,
મારે તો જોઈએ બસ તારું શરણુ હે ભગવાન !
દેને વરદાન તો નાચે મારૂં મન હે ભગવાન!
માગું આ જિંદગીમાં એવું વચન હે ભગવાન."

સાધક કહે છે હે ભગવાન, મારે તો તારૂં શરણું જોઈએ છે. એ શરણું સ્વીકારતા બાહ્ય બધું છોડવું પડે તો એમાં મને જરાપણ વાંધો નથી. અરે, સૌથી વધારે વહાલી આ કાયા એને પણ છોડવા હું તૈયાર છું. મારા આત્માનો બાગ સદ્ગુણના સુવાસિત પુષ્પોથી ખિલતો હોય તો કાયા–કુસુમ ભલે કરમાય, એની મને ચિંતા નથી. મારે હવે ગાડરીયા પ્રવાહમાં તણાવું નથી.

ગાડરનું ટોળું તમે જોયું છે? તેમાં કેટલી શીસ્ત હોય છે. એક ગાડર ચાલ્યું એટલે એની પાછળ બીજું ચાલશે જ. એક કુવામાં પડશે તો બીજું, ત્રીજું એમ બધા જ પડવાનાં. આ શીસ્ત છતાં વિવેક નથી. જ્યારે માનવી વિવેકવાળો હોવા છતાં એ પ્રવાહમાં તણાતો જ જાય છે. એકે કર્યું એટલે બીજા કરશે. એકે મીનીસ્કર્ટ પહેર્યું એટલે બીજીએ પહેર્યું. બસ ચાલ્યું. વનોીસ કેવું બેહુદું લાગે છે. છતાં એ કોણ જુએ છે? એલીફન્ટ પેઇન્ટ, લુંગી, બસ ચાલ્યું એટલે ચાલ્યું. કંઇ જોવાનું જ નહીં. સ્રીના શરીરની મર્યાદાઓ સચવાય છે કે નહીં એ કોણ જુએ? માનવી બુદ્ધિશાળી છે. આંધળા અનુકરણને છોડીને બુદ્ધિનો ઉપયોગ કરે તો તે સવળે માર્ગે વળી શકે છે. આવો સુંદર દેહ છે, સારાસારનો વિવેક કરવાનું ભેજું છે, કાર્યશીલ બનવાની શક્તિ છે. એ બધું વેડફાઈ જશે તો ફરી ફરી વીતરાગનું શાસન મળવું દુર્લભ બનશે. માટે સદુપયોગ કરી લો.

એક ભાઇ કિંમતી કાપડ ખરીદી લાવ્યા. દરજીને કહયું, આનો મારા માટે કોટ બનાવવો છે. દરજીએ કોટ એવો બનાવ્યો કે એક બાંય જ ન કરી અને એક બાંય પગના અંગુઠે અડે એટલી લાંબી કરી. ગળું ૧૩ ઇંચનું જોઈએ એના બદલે ૪ ઇંચનું કર્યું. બટન પાછળ બનાવ્યાં. ખીસું એવડું મોટું બનાવ્યું કે તેમાં એક બે કુરકુરીયા સમાઇ જાય. આવો કોટ લઈને દોડતો ખુશ થતો માલિક પાસે આવ્યો. આવો કોટ જોઈને એનો માલિક શાબાશી આપશે કે નાખુશ થશે?

ચિત્રકારને પીંછી આપી, કલર આપ્યાં, સુંવાળુ અને સ્વચ્છ પાટીયું આપ્યું, એને કહ્યું, આના ઉપર સુંદર આદમીનું ચિત્ર બનાવી દે. એણે ચિત્ર દોર્યું. આંખોના ડોળા બહાર નીકળી ગયા હોય એવા મોટા ડોળા, નાક મોટું જમરૂખ જેવું, પેટ ગાગર જેવું, હાથ સરગવાની શિંગ જેવા પાતળા અને પગ હાથીના જેવા જાડા. આવું ચિત્ર દોરીને તે લઈ આવ્યો. આ ચિત્ર જોઈને માલિક તો પેટ પકડીને હસવા લાગ્યો. અને કહે છે કે, ભાઈ, આ તો તેં મારું બધું બગાડયું. આને શું ઈનામ મળે? ના.

એમ આપણને પુણ્યના ઘરની, મન, વાણી, દેહ રૂપ સુંદર ભેટ મળી. હવે એનો ઉપયોગ કરી આત્માની અનંત શક્તિઓ ખીલવવાની છે. કર્મથી છુટકારો મેળવવાનો છે. એના બદલે જીવ પારકી પંચાતમાં પડયો છે. સંસારમાં રચ્યોપચ્યો રહ્યો છે. ખિસકોલી જેવો ખાઉકણુ સ્વભાવ રાખ્યો. જ્યાં ગયા ત્યાં ઉનું મળે તો ઉનું, ઠંડું પીણું મળે તો ઠંડુ–જે મળ્યું તે પેટમાં નાખ નાખ જ કરે. સવાર, બપોર, સાંજ ખા ખા જ કર્યું. પણ જરાક તો વિચારો કે આ કાંઈ Letter Box થોડું છે? પણ ખાવાનું મન જલદી થાય, તપશ્ચર્યાની ભાવના ન થાય. કાબર જેવો કચકચ કરવાનો સ્વભાવ રાખ્યો, બધી વાતમાં કકળાટ જ કરવાનો. શેઠ આવો છે, દીકરો આવો છે અને બૈરી આવી છે. બધી બાબતમાં કકળાટ જ કરવાનો. બકરાની જેમ જ્યાં ત્યાં માથું જ મારવાનું. ઘરમાં કાંઈ કામ કર્યું અને જો પોતાને ન પૂછયું તો વાંધો પડી જાય. લે, મને પૂછયું યે નહીં, અને દેખાડયું યે નહીં! અને દીકરાની વહુને સમુરતું ચડાવી દીધું ? ભલા ભાઇ, ન પૂછયું તો એટલી ઉપાધિ ઓછી. બહુ માથા મારવા જતાં કોકદિ' માથું ફુટી જશે. અને એમાં જ જીંદગી વ્યતીત થશે તો પછી દુર્ગતિના દુઃખ વેઠવા પડશે. માટે સંસારના સુખની અંજામણમાં અંજાશો નહીં. આશા રાખી છે એ નિષ્ફળ જશે, દુઃખનો પાર નહીં રહે, માટે જો દુઃખથી મુક્ત થવું હોય, પરિભ્રમણ ટાળવું હોય તો વીતરાગના માર્ગમાં ચાલવા પ્રયત્નમાં લાગી જજો.

નિષધકુમાર બીજા વ્રતના સ્વરૂપને સમજીને આદરે છે. પછી વ્રતમાં તિરાડ ન પાડે. ખોરાક વિના શરીર ટકે નહીં. તેલ વિના દીપકનું તેજ ઝાંખુ પડી જાય, ચાવી વિના ઘડીયાળની ગતિ મંદ પડી જાય. તેમ વ્રત-નિયમ કે સંયમ વિના જીવનનું તેજ ઝાંખું પડી જાય. જીવનને તેજોમય બનાવવા માટે ભગવાને વ્રતનું આયોજન કરેલું છે. વ્રત શક્તિ આપે છે, ગતિ આપે છે. જેને સત્ય વ્રતનો સહારો લીધો છે એને કદી કોર્ટના બારણાં જોવા પડતાં નથી. વકિલ, બેરીસ્ટર કે જજનો આશરો લેવો પડતો નથી. સત્યવ્રતનું પાલન કરે તો કોર્ટ, કચેરીઓ ઉભી કરવી ન પડે અત્યારે તો કોર્ટમાં પણ કેટલી ગીર્દી હોય છે. ઝાઝા ઝગડા થાય, ગુના થાય એ માટે વધુ કોર્ટો ઉભી કરવી પડે. ખુનના કેસ તો હાલતાં થાય છે. વધુ કોર્ટો થઈ એમાં કાંઈ રાજી થવા જેવું નથી. એમાં તો શરમાવા જેવું છે કે માણસનું કેટલું પતન થઈ રહ્યું છે?

આગળના શ્રાવકોની ભગવાને વાત કરી કે શ્રાવકોની રાજમાં પહેલી ખુરશી પડતી. ગમે તેવા જટિલ પ્રશ્નો શ્રાવકોની સલાહથી ઉકેલાતાં. "गुज्जेसुवा मंत्तेसुवा निच्छएसुवा ववहारेसुवा आपुच्छणीजे पडिपुच्छणीजे." ગુઢ પ્રશ્નોના ઉકેલ માટે તેને વારંવાર પૂછતાં. સત્યવ્રતધારી શ્રાવક એવી રીતે ઉત્તર આપતાં કે બંને પક્ષ સુંદર રીતે સમજી જાય. બંનેના વેરઝેર શમી જાય. શ્રાવકો કેટલાં ડાહ્યા અને બુદ્ધિશાળી, પ્રમાણિક હશે કે રાજા પણ એની સલાહ માન્ય રાખે. ગુનેગારને પૈસા વેરવા ન પડે અને શાંતિથી કાર્ય પતી જાય. એવી કુનેહથી કામ લેતા જાય. આજે તો કોર્ટમાં થેલીઓ ઠલવે એ જીતી જાય છે અને સાચો માર્યો જાય છે.

નાના નાના ગામોમાં પંચ નિમાય છે ત્યાં પણ અન્યાય, અનીતિ અને અસત્યના સહારે જ કામ થતું હોય છે પંચ તરીકે જેને નિમવામાં આવે તેનામાં તો અમુક વિશિષ્ટ ગુણ હોવા જોઈએ. (૧) બંને પક્ષને તેનામાં વિશ્વાસ હોવો જોઈએ. (૨) બંને પક્ષની વાત સ્થિર ચિત્તે મનમાં જડી લેવી જોઈએ. (૩) વાતનો તોડ કાઢવામાં પોતાનો અંગત સ્વાર્થ ન હોવો જોઈએ. (૪) કોઈની સેહશરમમાં દબાયા વિના સત્ય હકીકત કહેવાની હોંશીયારી એનામાં હોવી જોઈએ (૫) ઝગડો વધતાં થોડો પોતાને ભોગ આપવો પડે તો આપીને પણ બંને વચ્ચે પ્રેમનું વાતાવરણ સ્થાપનાર હોવો જોઈએ.

કલકત્તામાં લક્ષ્મી નારાયણજી મુરોઢીયા નામના એક વેપારી હતા. તેમનામાં ઉપરના ગુણો હતાં. સંખ્યાબંધ પ્રશ્નો કળથી ઉકેલતા. એક વખત બે ભાઈઓમાં મજીયારી મિલ્કત વહેંચવામાં ઝગડો થઇ ગયો. તેઓએ આ વેપારીને પંચ તરીકે નીમ્યાં. વેપારીએ પોતાની કુનેહ બુદ્ધિથી અનેક ગુંચવણો ઉકેલી નાંખી. છેલ્લે એક વીંટી રહી. એને મેળવવા બંને ભાઈ ઓએ હઠાગ્ર પકડયો. આ વેપારીને લાગ્યું કે કિનારે આવેલું નાવ એકાએક ડુબી જશે. તેઓ વીંટી લઈ ઉભા થયા અને બંનેને કહ્યું: આઠ દિવસ પછી તમે મને મળજો. તેઓએ એવીજ એક વીંટી પોતાના ખર્ચે તૈયાર કરાવી. પછી મોટાભાઈને બોલાવી કહ્યું, આ લે. આ વીંટી તને આપું છું. પણ પાંચ વર્ષ સુધી પહેરીશ નહિ. પછી નાનાભાઈને બોલાવી વીંટી આપી અને એજ પ્રમાણે જ કહ્યું, આનું પરિણામ એ આવ્યું કે બંને ભાઈ ઓએ માન્યું કે જીત અમારી થઈ છે. પાંચ સાત વરસો પછી પ્રસંગોપાત બંને ભાઈઓ ભેગા થયાં. બંનેના હાથમાં વીંટી હતી. વેપારીની ચાલાકી તે બંને સમજી ગયાં. અને વીંટી પાછી આપવા ગયાં. ત્યારે તે વેપારીએ કહ્યું." આ વીંટી તમને મારા દિકરા ગણી ભેટ આપું છું. અને તમારી પાસે એટલી અપેક્ષા રાખું છું કે તમે બંને સંપમાં વધારો કરજો." શ્રાવકો આવા ગુણવાન હતા. તમે પણ શ્રાવક છોને? છે આવા ગુણ? તમને આવા સલાહકાર પણ નથી મળ્યા માટે જ કોર્ટ સુધી પહોંચવું પડે છે. ને? જે પંચ તરીકે નીમાય છે તેનામાં બુદ્ધિની કુશળતા કેટલી હોય છે! બુદ્ધિ કંઈ કોઇના બાપની નથી.

સાત વેંતના સર્વજન કિંમત અફલ તુલ્ય,
સરખાં કાગળ હુંડીના પણ અંક પ્રમાણે મુલ્ય.

હુંડીના કાગળ પરથી તેની કિંમત ન અંકાય. પણ તેમાં લખેલા આંકડા ઉપરથી એની કિંમત અંકાય છે. એમ માણસના દેખાવ ઉપરથી એની કિંમત ન થાય, પણ એની બુદ્ધિના નાણાં છે.

એ બુદ્ધિને જો સ્વતરફ વાળે અને સ્વભાવમાં સ્થિર થાય તો કર્મના બંધનો તોડી નાખે. આચાર્ય ભગવંતોએ બુદ્ધિનું મંથન કરી જગત જીવો પર મહાન ઉપકાર કરેલ છે. એક વખત એક આચાર્યશ્રી લમણે હાથ દઈને બેઠા છે. ત્યાં એક શ્રાવક આવ્યા. એમણે પૂછ્યું હે પૂજ્ય! આપ આટલી બધી શી ચિંતામાં છો? આચાર્યશ્રીએ કહ્યું, ભાઈ, લેખનકાર્ય કરું છું પણ દિવસ ટુંકો પડે છે, ને કાર્ય અધુરું રહી જાય છે. રાત્રે અગ્નિનો આરંભ કરીને એ કાર્ય થાય નહિ માટે અફસોસ થાય છે.

શ્રાવક કહે, અરે સાહેબ, આખો દિવસ લખી લખીને થાકી નથી જતાં? આરામ લેવાની ભાવના નથી થતી? આચાર્યશ્રી કહે છે ભાઈ, લેખનકાર્યમાં હું એટલો બધો મગ્ન હોઉં છું કે મને થાક પણ લાગતો નથી. શ્રાવકે પૂજ્યશ્રીની ઇચ્છા જાણી. પોતાને ત્યાં રત્નો હતાં તેમાંથી બે રત્નો ઉપાશ્રયમાં મુકી ગયા. જેના પ્રકાશમાં આચાર્યશ્રીનું લેખનકાર્ય થઈ શક્યું. બુદ્ધિનો કઈ દિશામાં ઉપયોગ કરવો તે પોતાના હાથની વસ્તુ છે. શ્રાવકો પોતાની બુદ્ધિનો સવળી દિશામાં ઉપયોગ કરતાં. નિષધકુમાર સત્યવ્રત સ્વીકારી રહ્યા છે. તેનાં પાંચ અતિચાર જાણવા જોઈએ. પણ આચરવા નહિ. તે પાંચ અતિચાર કહે છે.

(૧) સહસ્સાભક્ખાણે=કોઇને ધ્રાસકો પડે તેવું બોલવું નહીં. અચાનક કોઈને ફાળ પડે તો તેનું મૃત્યુ પણ થઈ જાય માટે આવી ભાષા બોલવી નહીં. (૨) રહસ્સાભકખાણે. કોઇની રહસ્યની વાત ઉઘાડી કરવી નહીં. કોઈએ વિશ્વાસ રાખીને વાત કરી હોય, સારાસારીનો સંબંધ હોય ત્યાં સુધી એ વાત કોઇને ન કીધી અને જરાક વાંધો પડે કે એ વાત જાહેર કરી દે. આમાં ઘણાં અનર્થ થઇ જાય છે.

એક શેઠ જમવા બેઠા છે. શેઠાણી પ્રેમથી જમાડી રહ્યા છે. શેઠના માથા ઉપર તડકો આવતો હતો તેથી શેઠાણીએ પોતાનો પાલવ ધર્યો. આ જોઈ શેઠને જરા હસવું આવી ગયું. રસોડામાં રસોઇ કરતી દીકરાની વહુ આ જોઈ ગઈ. એને એ વાતમાં રહસ્ય લાગ્યું. રાત્રે પોતાના પતિને વાત કરી અને ગમે તેમ કરીને પિતાશ્રીને હસવાનું કારણ પૂછી જોજો એમ કહ્યું બાપદીકરો મળ્યા ત્યારે દીકરાએ પૂછ્યું, પિતાશ્રી! કાલે જમતી વખતે આપ કેમ હસ્યાં હતાં? શેઠે જવાબ ન આપ્યો એણે વધુ આગ્રહ કર્યો. શેઠની ઈચ્છા ન હતી છતાં દીકરાના આગ્રહને વશ થઇ એણે વાત શરૂ કરી.

એક વખત મારી પરિસ્થિતિ પલટાણી હું ખૂબ ગરીબ હાલતમાં આવી ગયો. તારા મોસાળ અમે જતાં હતાં. તારી માતાને એમ થયું કે આવા ભિખારી પતિ સાથે પિયરમાં જવું ઠીક નહીં. લાગ જોઈ એણે મને એક કુવામાં ધક્કો મારી દીધો. અને પોતે પિયરની વાટ લીધી. મારું આયુષ્ય બળવાન હતું. એટલે મને કોઈ સહાયક મળ્યો. કુવામાંથી બહાર કાઢયો. હવે કયાં જવું એ ક્ષણભર વિચાર થઈ પડયો. હિંમત કરી મોટા શહેરમાં ગયો, નસીબ અજમાવ્યું અને ખુબ કમાણી થઇ. અને હું મારા શહેરભણી પાછો ફર્યો. રસ્તામાં તારા મોસાળનું ગામ આવ્યું. તારી માતાને મારા આગમનના સમાચાર મળ્યાં. 'ભિખારી હાલતમાં હતો ત્યારે કુવામાં નાંખી દેનાર પત્નીએ મારું સ્નેહથી સ્વાગત કર્યું'. ભૂતકાળ ભુલી મેં એ સ્વાગત સ્વીકાર્યું. સુખી જીવન વ્યતીત થવા લાગ્યું. જમતી વખતે તડકાના કિરણો પડતાં હતાં, ત્યારે એણે પાલવ ધર્યો. એ વખતે મને કુવાની વાત યાદ આવી કે જીવનમાં કેવા કેવા બનાવો બને છે? એક વખત ધક્કો દેનારી આજ કેવી રક્ષા કરે છે? દિકરાએ વાત સાંભળી. એણે પત્નીને વાત કરી. એક વખત સાસુ વહુને ઝગડો થયો. અને વહુએ મહેણું માર્યું કે તમે કેવા છો એ મને ખબર છે. મારા સસરાને કુવામાં નાંખી દીધા હતાં એ કે બીજા? આ વચન સાંભળીને સાસુને તો હાડોહાડ લાગી ગયુ. બાઈ ઉપર ગઇ અને દોરડું બાંધી ગળામાં પરોવી દીધું. બસ, રામ રમી ગયા. એક વચને કેવું કામ કર્યું?

> "પુત્રવધૂ એ વેણ કાઢયાં કેવા પ્રેમ, કુવે નાંખ્યા,
> આપઘાત વચનબાણે વેણ–કવેણમાં,
> વચન વદે સજ્જનો ને વચન વદે દુર્જનો,
> વેણ–કવેણમાં મોટું અંતર છે."

એક જ વચનથી પંચેન્દ્રિયની હત્યા થઈ ગઈ. થોડી વારે શેઠ આવ્યાં. એને થયું–શેઠાણી કયાં ગયા? જ્યાં ઉપર જઇને જુએ છે ત્યાં શેઠાણીને લટકતાં જોયાં. શેઠ વાતનો મર્મ પામી ગયાં. રહસ્યની વાત ખુલી કરી એનું આ પરિણામ આવ્યું. શેઠાણીના મડદાને નીચે સુવાડયું અને એ જ દોરડે પોતે લટકી ગયાં. દીકરો જમવા આવ્યો એણે પોતાની પત્નીને પૂછયું કે માતાપિતા કયાં ગયા છે? બાઇએ કહ્યું: કયારના ઉપર ગયા છે. શી ખબર શું કરતા હશે? દિકરો છાનોમાનો ઉપર ચડે છે. બાપને લટકતા જોયાં અને હેબતાઇ ગયો અરરર, આ તો ગજબ થઇ ગયો. દુનિયાને હું શો જવાબ દઇશ? બાપને ઉતારીને પોતે લટકી ગયો. પત્ની રાહ જુએ છે કે આ તો ગયા ત્યાં ને ત્યાં રહ્યાં. લાવ જોઉં, એ જોવા ગઈ ત્યાં તો ત્યાં ને ત્યાં જ થંભી ગઈ. બધા મરી ગયાં. હવે મારે જીવીને શું કામ છે? પતિને ઉતારી એ જ દોરડે પોતે લટકી ગઈ. જીભ બહાર નીકળી ગઈ. આંખોના ડોળા ફાટી ગયાં. બાઈ સગર્ભા હતી, ગર્ભના બાળકનું પણ મૃત્યુ

થયું. એક વચનમાં પાંચ જીવોની હત્યા થઇ ગઇ. માટે વચન બોલતાં પહેલાં ખૂબ વિચાર કરવો. કોઈની રહસ્યની વાત ખુલ્લી કરવી નહીં. એમ સદારમંતભેએ એટલે પુરૂષે પોતાની સ્ત્રીના અને સ્ત્રીએ પોતાના પુરૂષના મર્મો ખુલ્લા કરવા નહીં. સ્ત્રીનાં મર્મો ખુલ્લા કરતાં કેવો કરૂણ અંજામ આવ્યો. માટે આત્માનું કલ્યાણ કરવું હોય તો સત્ય વ્રતનું આચરણ કરવું. વિશેષ અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન નં...૬૫

### ભાદરવા વદ ૧૪ શનિવાર તા. ૧૮-૯-૭૧

નાથે સિદ્ધાંતથી સમજાવ્યાં. સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનું નામ સિદ્ધાંત. અહીં સત્ય વ્રતની વાત ચાલી રહી છે. સત્ય વ્રતનું આરાધન કરનારની વાણીમાં કઠોરતા કે કટુતા ન હોય. ભાષામાં મધુરતા, મૃદુતા, સાત્વિકતા અને નમ્રતા હોય. વિચાર અને વાણીમાં જ નહિ વર્તન પણ સત્યમય હોય.

સત્ય એ અંતરચક્ષુ છે. સત્ય વિનાનો માણુસ આંધળો છે. લાકડા યા પથ્થરના ટુકડા સમાન છે. સત્ય સમુદ્રથી ગંભીર છે. મેરૂથી મહાન છે. સૂર્યથી તેજસ્વી છે. ચંદ્ર અને ચંદનથી શીતળ છે. સાધુ સર્વથા પ્રકારે જુઠું ન બોલે. કર્કશકારી, પરજીવને પીડા આપનાર નિશ્ચયકારી ભાષા સાધુ બોલે નહિ.

જુઠું બોલીને પ્રિય થવાનો વિચાર કદી ના લાવે,
યા મૌન રહે યા સત્ય કહે, પરિણામ ગમે તે આવે,
જાતે ના લે કોઈ ચીજ, કદી જો આપો તો લેનારા—
આ છે અણુગાર અમારા.
જેના રોમરોમથી ત્યાગ અને સંયમની વિલસે ધારા,
આ છે અણુગાર અમારા.

સાધુ બીજાને પ્રિય થવા માટે પણ અસત્યનો આશરો લેતાં નથી. પ્રસંગ પડે ત્યારે બોલવાની ખાસ જરૂર લાગે તો સત્ય બોલે. તેમાં પણ કોઈને નુકશાન પહોંચે તેવું હોય તો મૌન રહે.

"વચન રતન મુખ કોટડી, ચુપકર દીજે તાળ, ઘરાક હોય તો ખોલીએ, વાણી વચન રસાળ."

જ્ઞાની પુરૂષો વચનને રત્નની ઉપમા આપે છે. સુખ રૂપી કોટડીમાં તે રહે છે. પણ જેને તેને તે બતાવ્યા ન કરાય. યોગ્ય ગ્રાહક આવે તો જ તે બતાવાય.

જીભ બેધારૂં ખડ્ગ છે. રસનો સ્વાદ પણ જીભથી લેવાય છે. અને ભાષાનો પ્રયોગ પણ જીભથી થાય છે. આ બંનેમાં જો વિવેક રહે તો જીવન ધર્મયુક્ત બને. અને અવિવેક હોય તો પતનને પંથે લઇ જાય છે. એકદા એક અમીર તેના ગુલામ સાથે બેઠો છે. ઢળતી સાંજનો વખત છે. વૃક્ષની છાયા નીચે બેઠા બેઠા બંને વાતે ચડે છે. ગુલામ કોઈ પૂર્વના પાપના યોગે ગુલામ બન્યો છે. પણ તેનામાં અસાધારણ બુદ્ધિ, શક્તિ અને સંસ્કારની સમૃદ્ધિ છે. અમીર તેને મિત્ર સમાન માને છે. તેનું સન્માન જાળવે છે. ટાઈમ મળે ત્યારે તેની સાથે ધર્મચર્ચા કરે છે.

આજે અમીર પૂછે છે " મિત્ર, માનવના દેહમાં ઉમદામાં ઉમદા વસ્તુ કઈ છે.?

ગુલામ કહે છે. હજૂર, માનવના અંગમાં જીભ અને હૃદય ઉમદામાં ઉમદા ચીજ છે. આ સાંભળી અમીરને આશ્ચર્ય થાય છે. તે કહે છે. તમારી વાત કેમ સ્વીકારાય? શરીરનું એક એક અંગ ચડીઆતું છે. બે આંખો કેવાં અમુલ્ય રત્નો છે.! આંખ ન હોય તો જીવન કેવું નીરસ બની જાય. અરે કાન ન હોય તો સત્પુરૂષોનો ઉપદેશ કેવી રીતે સાંભળી શકાય? નાક પણ કેવું સુંદર કામ બજાવે છે. જીભ અને હૃદયમાં શું એવું આકર્ષણ છે કે તમે તેને સર્વશ્રેષ્ઠ કહો છો? ગુલામ જવાબ આપે છે. સાહેબ! સંસારમાં સ્નેહ, સદાચાર, સદભાવ છલકાએલા અનુભવીએ છીએ તેનું ઉગમસ્થાન કોણ છે? હૃદય જીભમાં મધ જેવી મીઠાશ હોય તો સુખ શોધવા બહાર દૃષ્ટિ કરવી પડતી નથી. દુશ્મનો વધતા નથી. માનવ જીવનમાં બાદશાહને સ્થાને હૃદય છે. અને વજીરને સ્થાને જીભ છે. આ સાંભળી અમીર ખુશ થયો.

હવે અમીર બીજો પ્રશ્ન કરે છે. માનવ શરીરમાં અધમમાં અધમ ચીજ કઈ છે? સાહેબ, હૃદય અને જીભ એ બે વસ્તુ અધમમાં અધમ છે. ગુલામે શાંતિથી જવાબ આપ્યો. આ સાંભળી અમીરે કહ્યું " અરે ભલા માણસ, ઉમદા ચીજનું તું અપમાન કરી રહ્યો છે. સારી વસ્તુ ખરાબ કેમ હોઈ શકે? ગુલામ ઠંડા કલેજે જવાબ આપે છે. આપને મારામાં વિશ્વાસ ન હોય તો ઇતિહાસના પાના ઉથલાવો. વેરઝેર, કલેશ-કંકાસ બધાના મૂળમાં હૃદય ને જીભ છે. માનવ હૃદયમાં જીવનને મંગલ કરનાર રત્નો પણ છે અને જીવનને ખારું ઝેર કરનાર કાતિલ વિષ પણ છે. જીભ કંઈકના સંસારને નંદનવન જેવો રળીયામણો બનાવી શકે છે. એ જીભ વિષ ઓકે તો હરિયાળી છવાયેલી હોય ત્યાં રેતીનું શુષ્ક રણ બનાવી દે છે. વચનરૂપી રત્નમાં પ્રિયતાના પાસા જોઈએ. હિત ચિંતનનો આકાર જોઈએ. સત્યના પ્રકાશિત કિરણો જોઇએ. વચન, સત્ય, તથ્ય અને પથ્યથી ભરેલું હોવું જોઇએ.

જ્ઞાની પુરૂષોએ વાણીના આઠ ગુણ બતાવ્યા છે. તેમાં પ્રથમ મધુરમ્–વાણીમાં મધુરતા જોઈએ. દૂધમાં જેમ સાકર હોય તો મીઠાશ લાગે તેમ વાણીમાં મધુરતા હોય તો પ્રિય લાગે. વાત સાચી હોય પણ જો કટુતાથી રજુ કરવામાં આવે તો કોઈને ગમતી નથી. સોનાની લગડી તમને બધાને ગમે પણ કોઈ અગ્નિથી ધગધગતી કરીને આપે તો લ્યો ? કોઇએ સંભળાવેલા કઠોર શબ્દો જીવનના અંત સુધી યાદ રહે છે.

"કાઢયે લોખંડના કાંટા, ક્ષણિક દુઃખ ઉપજે,
કટુ વાણી તણા કાંટા, જન્માવે વેર ને ભય."

પગમાં કાંટો વાગ્યો હોય, તેનો ઘા થોડા વખતમાં રૂઝાઇ જાય છે, પણ કટુવાણીના શલ્યો રૂઝાતા નથી, પણ વેરભાવને જન્માવે છે. જીભની મિઠાશ વિના બીજાના સ્નેહ અને સદ્‌ભાવ મેળવી શકાતા નથી.

એક ભાઇ ચાલ્યો જાય છે. તેનો રૂમાલ પડી ગયો. પાછળ બીજો ભાઈ જુએ છે. એટલે બૂમ પાડીને કહે છે "અરે! ઉંટની જેમ માથું ઉંચું રાખીને શું ચાલે છે! રૂમાલ પડી ગયો તે પણ ખ્યાલ રાખતો નથી." રૂમાલ બતાવવાનો ઉપકાર તો કર્યો, પણ કૃતજ્ઞતાનો અધિકારી બની ન શકયો. માટે બોલતા પહેલા વિચાર કરો.

વાણીનો બીજો ગુણ છે નિપુણમ્=વાણીમાં ખુશામત આવી જાય તો પતનનું કારણ બની જાય.

વાણીની મૃદુતા વ્યક્તિના દિલને જીતે છે. બીજાને પોતાના બનાવે છે. સમયને ઓળખનાર વક્તા સભામાં આનંદનું મોજું લાવી શકે છે. વાત એક જ હોય પણ તેમાં નિપુણતાનો અભાવ હોય તો વક્તા અપયશ પ્રાપ્ત કરે છે.

એક ભાઈ લેકચર આપવા ઉભા થયા. તેનો વિષય હતો રાષ્ટ્રિય વિકાસ. તેમાં તેણે કહ્યું "આપણા રાષ્ટ્રના અર્ધા માણસો મૂરખ છે" આ સાંભળીને સભામાં હો હો થઈ ગઇ અને વક્તાનું અપમાન થઇ ગયું. બીજા વક્તાએ તે જ વાત નિપુણતાથી કરી, "ભારતની અર્ધી જનતા શિક્ષિત છે" આ વાતને લોકોએ તાળીઓના ગડગડાટ સાથે વધાવી લીધી.

વાણીનો ત્રીજો ગુણ છે. સ્તોકમ્–થોડું બોલવું. જ્યાં દશ શબ્દો બોલવાની જરૂર પડે ત્યાં એક શબ્દ બોલો. વાતને થોડામાં પતાવી દેવી એ પણ એક કળા છે. આપણામાં એક કહેવત પણ છે કે "બહુ બોલે તે જુઠું અને બહુ ખાય તે લુખું" ટુંકી વાતમાં મધુરતા અને તેજ છે તે વિસ્તારમાં નથી. બહુ વાતો કરનાર કોઈને પ્રિય લાગતો નથી. અલ્પ શબ્દોમાં વિશાળ અર્થને બાંધી દેવો એ તીર્થંકર દેવોનો અતિશય છે. બે કલાક

વાતો કરવી તેનાં કરતાં બે ડગલા ચાલવું શ્રેષ્ઠ છે. કાર્યપતિતમ્–એ વાણીનો ચોથો ગુણ છે. ખાસ કરીને કાર્ય હોય તો જ બોલવું. મૌનથી વાણીનું મૂલ્ય વધે છે. મૌનથી વાણીમાં ચિંતન આવે છે. તેજ આવે છે. મૌન પછી પ્રગટેલી વાણીમાં અજબનો જુસ્સો હોય છે મૌન દ્વારા શક્તિનો સંચય થાય છે. આપણા હાથ લાંબા અને જીભ નાની છે. એનો અર્થ એ છે કે કામ વધુ કરો અને બોલો ઓછું. સઘન પાંદડાવાળા વૃક્ષને વધુ ફળો આવતા નથી. વધુ બોલનારને પણ કાર્ય ફળ પ્રાપ્ત થતું નથી.

વાણીનો પાંચમો ગુણ છે ગર્વ રહિતમ્–વાણીમાં નમ્રતા એ વાચાનો અલંકાર છે. વાતવાતમાં કોઈ 'હું હું' કરતું હોય તો વાતનો આનંદ ઉડી જાય છે. અને કોઈવાર શરમાવાનો વખત પણ આવે છે.

એક વખત દાદાભાઈ નવરોજી ઇંગ્લેંડમાં ઉમરાવો સાથે ખાણું લઈ રહયા છે. કોઈ વાતની ચર્ચા થતાં તેઓ પોતાનો અભિપ્રાય દર્શાવે છે. બાજુમાં બેઠેલી એક બાઈ દાદાભાઈનાં શબ્દો સાંભળી અભિમાનપૂર્વક કહે છે. "બેડોળ અને કાળો ઇન્ડિયન આ બાબતમાં શું સમજે ?" આ સાંભળી દાદાભાઇ પોતાના ખીસ્સામાંથી અરીસો કાઢી કહે છે :– આમાં તમારો ચહેરો જુઓ. સ્રીના મુખ કરતાં તેમનું મુખ પ્રતિભાસંપન્ન અને ઉજ્જવળ હતું.

વાણીનો છઠો ગુણ છે અતુચ્છમ્–વાણીમાં તુચ્છતા ન હોવી જોઇએ. વાણીમાં પ્રૌઢતા, ગંભીરતા અને સહૃદતા હોવી જોઈએ.

તુચ્છ વાણી હૃદયને તુચ્છ બનાવે છે. વાતચીતમાં પણ ઉચ્ચ શબ્દો બોલવાની ટેવ પાડવી જોઇએ.

> " न जार जातस्य ललाट शृंग, कुले प्रसुतस्य नपाणि पदम्
> यदा यदा मुंचति वाक्यं बाणं, तदा तदा जाति कुल प्रमाणं.

અસદાચારીને માથે શીંગડા ઉગતા નથી. સદાચારીના હાથમાં કમળ ખીલતા નથી પણ જ્યારે જ્યારે તે બોલે છે ત્યારે ત્યારે સરળતા અને બુરાઈનો પરિચય આપતો જાય છે.

વાણીનો સાતમો ગુણ છે પૂર્વ સંકલિતમ્–સંકલના પૂર્વક અને પૂરતું વિચારીને બોલવું. વિચારના ગળણાથી ગાળીને કાઢેલું વચન અતિ રમણીય હોય છે. બોલતા પહેલાં વિચાર કરવો કે આ સ્થાનમાં બોલવા જેવું છે ? આનું પરિણામ શું આવશે ! બુદ્ધિમાન બોલતા પહેલા વિચાર કરે છે. અને મૂર્ખ બોલ્યા પછી વિચારવા બેસે છે. અવિચારી શબ્દ કુટુંબની શાંતિનો ભંગ કરી નાખે છે.

દ્રૌપદીએ વેણુ કાઢયાં અંધે જાયા અંધ હુઆ, કુરુક્ષેત્રે જંગ મચ્યા વેણુ કવેણુમાં."
દ્રૌપદીનું એક જ વાકય "અંધે જાયા અંધા" મહાભીષણ યુદ્ધને સર્જનાર બન્યું.

માટે વિચારીને-ત્રાજવે તોળીને બોલો.

"જોઈ જોઈ કાઢો વેણુ વિશ્વમાંહી વધે પ્રેમ, 'લિલમ' કહે ટકે નેમ વેણુ સુવેણુથી"

વાણીનો આઠમો ગુણુ "ધર્મ સંયુકતમ્" વાણી એ પવિત્ર વસ્તુ છે. તેથી આપણી વાણીમાં ધર્મ હોવો જોઇએ. વાણી પરમાત્મા જેવી પવિત્ર છે. જો વાણીથી કોઈની નિંદા કરવામાં આવે તો સમજવું કે વાણીની પવિત્રતાને સમાપ્ત કરી રહ્યાં છીએ. શરીરમાં જેમ ગરમીની જરૂર છે તેમ વાણીમાં સત્યની જરૂર છે. સત્ય એ વાણીનો આત્મા છે. સત્યનો વિજય બહારની હારજીત પર નિર્ભર નથી. સત્ય આત્માનો વિષય છે. સત્ય આત્માનું શુદ્ધ સ્વરૂપ છે. બહારનો વિજય મળે કે ન મળે પણુ અંતરનો વિજય તો જરૂર મળે છે. સત્ય એ સાધનાનો પ્રાણુ છે. દુનિયામાં સારભૂત પદાર્થ છે. સત્યનો નાશ એ સાધનાનો નાશ છે. સત્યના અભાવમાં કોઇ સાધના ટકી શકતી નથી.

રાત્રી હોય કે દિવસ હોય, જાગૃત હોય કે સુતો હોય, અવસ્થા ગમે તે હોય પણુ સાધકે સદા સત્યનો પ્રયોગ કરવો જોઇએ. મનથી સત્ય વિચારવું, વચનથી સત્ય બોલવું અને કાયાથી સત્યનું આચરણુ કરવું એ સુજ્ઞ પુરૂષનું કર્તવ્ય છે.

પંચ મહાવ્રતધારી સંતોને જીવન-મરણુનો પ્રસંગ આવે તો અસત્યનો આશ્રય લેવાય જ નહિ, તમે પણુ એ સંતોના ઉપાસક છોને? સિદ્ધાંતમાં શ્રાવકોને શ્રમણોપાસક કહ્યા છે. તો તમારાથી જુઠું કેમ બોલાય? પૈસો આજ છે અને કાલ નથી. ક્ષણુ ક્ષણુમાં પલટાતી ચીજ છે. તો તેને પ્રાપ્ત કરવા અસત્યનો સહારો લઈ પાપનો બોજો આત્મા પર શા માટે વધારવો? આજથી નિર્ણય કરો કે થોડું મળશે તો સાદો ખોરાક ખાશું, સુંદર પોષાકને બદલે જાડા વસ્ત્રો પહેરશું, પણુ અસત્ય તો બોલશું જ નહિં.

અસત્ય આચરણુ માનવને પરમાત્માથી દૂર રાખે છે. જીવનમાં હિંસાનો પૂર્ણ ત્યાગ ન થઈ શકે પણુ અસત્યનો તો જરૂર થઈ શકે. અસત્યને સંપૂર્ણ પણે નિવારી શકાય છે. બીજા વ્રતનો ચોથો અતિચાર છે. "મોસોવએસે" એટલે કોઈને ખોટી સલાહ આપવી, ખોટો ઉપદેશ આપવો, સાચુખોટું સમજાવી અવળે માર્ગે દોરવો તે છે કોઈ વિશ્વાસ રાખી પોતાની થાપણુ તમારે ત્યાં મૂકી જાય, તેને પચાવી પાડવી અથવા થાપણુ મૂકનાર કોઈ વસ્તુ ભૂલી જાય તો તેની ભૂલનો લાભ લઈ તે પચાવી પાડવી, તે બધું અસત્ય જ છે. પાંચમો અતિચાર છે "કૂડલેહકરણે" ખોટા લખાણો લખવા, ખોટા દસ્તાવેજો કરવા, ખોટા સિક્કા ચલાવવા કે કરવેરા વધારે ન ભરવા પડે તે માટે ખોટા ચોપડા લખવા, તે કૂડલેહકરણે અતિચાર છે.

વીંછીનો નાનો ડંખ પણુ વેદના ઉત્પન્ન કરે છે, તેથી કોઈ તેની ઉપેક્ષા કરતાં નથી. વિષ જરાક હોય તો પણુ મરણુ થાય છે, તેથી આપણે તેની પણુ ઉપેક્ષા કરતાં

નથી, તેમ અસત્ય પણ એક ડંખ છે, એક પ્રકારનું વિષ છે, તો તેની પણ આપણે ઉપેક્ષા ન કરવી જોઈએ સત્યમતને જીવનમાં અપનાવો. તમારા આત્મામાં ગુણોની વૃદ્ધિ થશે. શાંતિ અને આનંદ મળશે. આત્મ કલ્યાણની દિશામાં આગેકદમ કરતાં આત્માનું અવિનાશી કલ્યાણ થશે.

---

## વ્યાખ્યાન...૬૬

### આસો સુદ ૧ ને સોમવાર તા. ૨૦-૯-૭૧

ભગવાન નેમનાથ નિષધકુમારને બાર વ્રતમાં ત્રીજા વ્રતનું સ્વરૂપ સમજાવે છે ચોરી બુરામાં બુરી ચીજ છે ચોરીથી નફટાઈ, ઉદ્ધતાઈ વધે છે. ચોરી કઈ કઈ રીતે થાય છે અને કેટલા પ્રકારની છે તે સમજાવે છે.

से गामे वा नगरेवा रण्णे वा अप्पं वा बहुं वा अणुं वा, थूलंवा चित्तमन्तं वा अचित्तमंतंवा नेव सयं अदिन्नं गिण्हिज्जा नेवन्नेहिं अदिन्नं गिण्हाविज्जा अदिन्नं गिण्हन्तेऽवि अन्ने न समणुजाणामि"

જ્ઞાની ભગવંતો સાધુ પુરૂષોને સમજાવે છે કે ગામમાં, નગરમાં કે અરણ્યમાં કોઈ પણ સ્થળમાં અલ્પમૂલ્યવાળી-બહુમૂલ્યવાળી, નાની અથવા મોટી સચેત્ત યા અચેત વસ્તુની ચોરી થઈ શકે છે.

ઉપર બતાવેલ છ પ્રકારથી, નવકોટીએ-મનથી વચનથી કાયાથી અદત્ત ગ્રહણ કરવું નહિ, કરાવવું નહિ અને અનુમોદન કરવું નહિ ૯×૬=૫૪ ભાંગા અદત્તાદાનના કહ્યા છે ત્રીજું વ્રત ૫૪ ખીલીઓથી મજબુત કરેલ છે. સિંહાસનમાં બેસાડેલી એકેક ખીલી કાઢી નાખવામાં આવે તો સિંહાસનની કઈ દશા થાય? ડગમગવા લાગે ને? તેમ વ્રતની પણ એક ખીલી ઢીલી પડી જાય તો વ્રતમાં ડગમગી જવાય છે. અણદીધેલી કોઈપણ વસ્તુ લેવી નહીં, લેવરાવવી નહીં, લેતા હોય તેનું અનુમોદન કરવું નહીં. હીરા-માણેક મોતી-પન્ના, કરન્સી નોટો, સોનું-ચાંદી આ બધી અચેત્ત વસ્તુ છે માતા-પિતા, ભાઈ-બહેન, પુત્ર-પરિવાર, શિષ્ય આ સચેત છે.

તમે કોઇ વાર બગીચામાં ફરવા માટે ગયા. ત્યાં સુંદર ફળો તથા સુવાસિત પુષ્પો તોડવા માંડયા તો કોની રજાથી? માલિક અથવા માળીની રજા લીધી? કોઇ ખેતર

પાસેથી નીકળ્યા. તેમાં બાજરીના ડુંડા, લીલા સાંઠા, પોંક વગેરે પૂછયા વગર લઇ લેવું તે ચોરી છે. પાપ છે. કોઇના ખિસ્સામાંથી પૂછયા વગર પૈસો લઈ લેવો. કોઈને ત્યાં ગયા, મુખવાસની ડીસ પડી છે. પૂછયા વગર સોપારી ખાવા માંડો તે પણ ચોરી છે. કાગળ-પેન પણ આજ્ઞા લઇને વાપરવા જોઇએ. આ બધી ચોરી કરનારા નાના ચોર છે. અને ધોળી ગાદી પર બેસી ધોળા દિવસે લૂંટનારા મોટા ચોર કહેવાય ને? પોતાની જાતને ખાનદાન, કુળવાન, ગુણવાન ગણાવનારા કેવી ચોરી કરે છે? પાછા શું બોલે કે અત્યારે આવી ચોરીમાંથી કોણ બચે છે? દુનિયામાં આમ જ ચાલે છે. દ્રવ્યક્ષેત્ર, કાળ અને ભાવથી ચોરી થાય છે. દ્રવ્યથી સોનું, ચાંદી, રૂપિયા વગેરેની ચોરી કરવી તે. ક્ષેત્રથી ખેતરમાંથી, ખળામાંથી, ઘરમાંથી વસ્તુ ઉપાડી જવી તે. અમુક દેશમાં એવો રિવાજ હતો કે કોઇની કાંઇ વસ્તુ અથવા પર્સ પડી જાય તો જે જગ્યાએ પડી ગયું હોય ત્યાંથી જ મળી જાય એક માણસે રોડ પર ચાલતાં પાકીટ જોયું. કોનું પડી ગયું હશે એમ વિચારી એણે લઇ લીધું કે માલિક મળશે તો આપી દઇશ તપાસ કરતાં પકડાઇ ગયો. એને રાજા પાસે હાજર કરવામાં આવ્યો. કહે છે, મેં તો ઘરાક મળી જાય તો દેવા માટે લીધેલું છે. રાજા કહે છે, કયા હાથે લીધું? જમણા હાથે. ખંભેથી જમણો હાથ કાપી નાંખ્યો. પરસ્ત્રી સામે વિકારી દૃષ્ટિથી જુએ તો આંખમાં ધગધગતા અંગારા ભરી દે. પરસ્ત્રી ગમન કરે ને ખબર પડી જાય તો તોપના ગોળે ઉડાડી દેવામાં આવે.

ચોરી કરનારની પ્રતીતિ રહેતી નથી. તે કોઇનો વિશ્વાસપાત્ર બની શકતો નથી. તમારા પોતાનો જ દીકરો હોય. તમારી મિલકતનો વારસદાર હોય, એ ૨૦ તોલા સોનું ચોરી જાય, તો એનો વિશ્વાસ આવશે? વિચારો. પુત્ર એવો નહોતો પણ સંઅફેર થયો છે. એ લઇને ભાગી જાય તોય ચિંતા થાય. સોનું જોઇને કોઇ મારી નાખશે તો? છાપામાં જાહેરાત કરો. આવ્યા પછી સમજાવો. આ બધું તારૂં જ છે. તું શા માટે આવું કરે છે? તું આવું કરે છે તો સમાજમાં, કુટુંબમાં તારો કોઈ વિશ્વાસ નહિ કરે. તારે કયાંય ઊભા રહેવાનું સ્થાન નહિ રહે. હળવે હળવે આવી ચોરી કરવાની કુટેવ ઘર કરી જાશે.

એક છોકરો હતો. તળાવે સ્નાન કરવા જાય. બાજુમાં તલના ખળા હતા. નાહીને સીધો તેમાં આળોટી પડે. આખા શરીરે તલ ચોંટી જાય. ઘેર જઈ ખંખેરે. મા પણ આનંદ પામે અને બન્ને જણા ખાય. ખળાવાળાને એમ કે છોકરો છે, રમત કરતો હશે. આમ કરતાં મોટો થતાં તિજોરી તોડતાં શીખ્યો અને મોટી ચોરી કરતાં પકડ ઇ ગયો. ફાંસીની સજા થઇ. તેની અંતિમ ઇચ્છા શી છે તે પૂછવામાં આવ્યું. એણે કહ્યું મારી વિધવા માતાને મળવું છે. માતાને બોલાવે છે. માતા આવે છે, પુત્ર કહે છે, બા, તું આવી! મારે તને છેલ્લે ભેટવું છે. નજીક જઇને નાકે

જોરથી બટકું ભરી લે છે લોહીની ધાર થાય છે. માતા કહે છે. મરતાં મરતાં પણ સરખો ન રહ્યો! ખૂબ ગુસ્સે થઈ જાય છે ત્યારે પુત્ર કહે છે માતા, મેં જરાય ખોટું કર્યું નથી. પ્રથમ તલ ચોરીને લાવ્યો ત્યારે તેં બે તમાચા માર્યા હોત તો હું આટલે દરવાજે પહોંચ્યો ન હોત. તારું પણ અનુમોદન હતું. એટલે મારી આજે આ દશા થઈ. સારા સંસ્કારનું સિંચન કરવું તે માતાપિતાનું કામ છે પાંચ રૂપિયા બાળકના ખીસ્સામાં જોઈને "અમે તો તને ચાર-છ આના જ આપીએ છીએ, આ કયાંથી લાવ્યો? જયાંથી લાવ્યો હોય. ત્યાં પાછા મૂકી આવ મારા ઘરમાં આ નહીં ચાલે" જરા કડક પગલા લો તો ટેવ સુધરી જશે. બારીમા ઉભો હોય, નીચે છોકરી ચાલી જતી હોય, ત્યાંથી સીસોટી વગાડે, સીસકારી કરે, છોકરીઓ સાથે વાતો કરતો હોય તો તમે કહી શકો ખરા! જન્મ દીધાથી કામ પતી જતું નથી પણ બાળકોમાં સુંદર સંસ્કારનું સીંચન કરવું જોઈએ. જો સંસ્કાર સારા નહિ હોય તો, તે જયા ત્યાં નજરને દોડાવશે જરા સ્વરૂપવતી નારીને જોશે તો ત્યા જ નજર ચોંટી જશે. રેડિયામાં ગીત આવતું હોય તો તરત થાય કે કોણ ગાય છે? સીનેમાની એકટ્રેસ નીકળની હોય તે રસ્તા પર કલાક બે કલાક ઉભો રહે ગરબી ગાવા જાય. ભવાયાના નાટક જોવા જાય, પણ ઉપાશ્રયમા તીર્થંકરની જય બોલતા શરમાતો હોય ને ગરબીમાં તાલી પાડી મોટા રાગડે ગાતો હોય છે. તાલી પાડતાં, ઠેસ મારતાં વાયુકાયની તથા ત્રસકાયની હિંસા થાય છે. હિંસાકારી કાર્યમાં જૈનો ભાગ લઈ શકે? જૈનના સંતાનો ગરબી ગાવા જાય? છકાયનું જ્ઞાન છે?

રાજાના કાયદાનું ઉલ્લંઘન કરનાર ચોર કહેવાય છે. તેમ ભગવંતની આજ્ઞા નહિ માનનાર ચોર છે શીતળા સાતમ, પોષી પૂનમ, દીતવાર આદિ વ્રતો જૈનો કરે? ના જૈન-દર્શન તો કેવું ચોખ્ખું દર્શન છે. એમા હિંસાને કયાંય સ્થાન નથી. સારાનો સંગ કરો તો એમાં કોઈ ગુમાવતું નથી. બાળકોને પણ નાનપણથી સારા સંસ્કાર આપો એક દશકાની પ્રભાવના હતી ને ચાર દશકા લઈ આવ્યો તો એને પૂછો કે આ કયાંથી લાવ્યો? એકવાર પાછલે બારણેથી વંડી ઠેકીને લાવ્યો. એમ કહે ત્યારે કહો કે જા પાછા દઈ આવ. કાન પકડીને ઉપાશ્રયમાં આવે ને પાછા દેવરાવે તો ફરી એ ચોરી નહિ કરે. બે પૈસાની દાતણની એક સોટી આવે ને ત્રણ લઈ આવે તો તમે ખુશી થાવ ને? મોટો છોકરો નમાલો ને આ કેટલો પાણીદાર છે! શાકમાં પણ બે રીંગણા ચોરી વધારે લાવે તો શાબાશી આપો આવી નાની ટેવોમાથી બાળકોને નહિ વારો તો નાની ટેવો દૂધમાં તેજાબની જેમ ફાટી જશે. આવા બાળકો પાણીદાર અને પોલિટિકલ નહિ, પણ માયાવી છે આત્માનું અધ:પતન કરનાર છે. હોંશિયારી કરતાં ફીશીયારી નીકળી જશે જ્યાં સરળતા છે ત્યાં ધર્મ ટકે છે. માટે લુચ્ચાઈ અને ઠગાઈને છોડો. મકાનમાં, જમીનમાં ખોટા હક લગાવી લેખ કરાવે.

એક ભાઈ મિલની નોકરી કરી ઘર તરફ જઈ રહ્યા હતા. આગળ એક બ્હેન જઈ રહ્યા હતા. તેમનું પાકીટ પડી ગયું. આ મિલ મજુરને મળ્યું. ખોલ્યું તો અંદર દશ હજાર રૂપિયા હતા. ખૂબ આનંદ થયો. આટલી મજુરી કરૂં ત્યારે માંડ રોટલો ને મરચું મળે છે. ત્યારે આ તો સહેજે મળી ગયા છે. મન નાચી ઉઠ્યું. હોંશભેર ઘેર આવે છે. પત્ની રોટલા બનાવવાની તૈયારીમાં છે. પતિને આનંદમાં જોઇ પૂછે છે, આજે તો બહુ આનંદમાં છો ? આટલો બધો શાનો આનંદ છે ? તે ભાઇ બધી વાત કરે છે. આજે દશ હજાર રૂપિયા મળ્યા છે. તારા માટે નવાં વસ્ત્રો અને આભૂષણો લાવીશ. દિવાળી નજીક આવે છે. મારા માટે નવો કોટ લાવીશ. બાઇ કહે છે "હરામનું આપણને ન ખપે. એનું શીરનામું પાકીટમાં છે ? આ સાંભળી પતિ કહે છે. "શા માટે પાછું આપવું જોઇએ ? મેં કાંઈ થોડી ચોરી કરી છે" ? બાઇ કહે છે. પાછું ન દઈ આવો ત્યાં સુધી મારે અન્નપાણી હરામ છે. તમને પણ ખાવા નહિ દઉ." મેં શું કોઈનું ખીસ્સુ કાપ્યું છે ? કોઈના હાથમાંથી તફડાવ્યું છે ? "બાઈ કહે છે. રસોઈ નહી બને, અનીતિનું ખાટલે પડી ખવાય અથવા કોર્ટમાં જાય પણ સુખે ખવાય નહિ. ન્યાય–નીતિ–અને પ્રમાણિકતાથી મેળવો. અણુહકનું લેવાના ભાવ પણ ન કરો.

આ બાઇ જૈન નથી, છતાં એનો સિદ્ધાંત જુઓ. સત્ય પ્રત્યે કેટલો આદર છે ? તમારી સ્ત્રી તમને પૂછનારી ખરી ? રેશમી સાડી, બનારસી શેલા–હીરા–મોતી ને સોનાના સેટ–આ બધું કયાંથી લાવો છો ? મારા માટે આવું પાપ શા માટે વ્હોરો છો ? કેટલા કોશેટા મરે ત્યારે એક રેશમી સાડી તૈયાર થાય ! જ્ઞાની કહે છે, આ બધા પાપમાંથી મુક્ત થાવ. સાચી ધર્મપત્ની હોય તે પાપ કરતાં અટકાવે અને કહે કે, બે ટંક ખાવા નહિ મળે તો એક ટંક ખાશું પણ અણુહકનું લાવશો નહિ આ ભાઈ ઘેરથી નીકળી જાય છે અને રેડીમેઇડવાળાની દુકાને પહોંચે છે. એક કોટ ૪૦ રૂપિયાની કિંમતનો જોયો અને ગમી ગયો. ત્યાં પત્નીના વચનો ગુંજે છે. હરામનું ખપશે નહિ. કોટ મૂકીને ચાલ્યો. વેચનાર કહે છે ૩૦ રૂ માં લઈ જાવ. તમારો કોટ તો કેવો જુનો અને ફાટી ગયો છે આ પહેરશો તો કેટલો શોભશો ? પણ લીધા વિના તે ચાલતો થયો. પછી સાડી ખરીદવા મોટા સ્ટોરમાં ગયો. સાડી પસંદ કરી ત્યાં પત્નીના વચનો જાણે સંભળાયા, ત્યાંથી પણ ખાલી હાથે પાછો ફરે છે અને ઘેર આવે છે. પત્ની પૂછે છે કયાં ગયા હતા ? શું. દઇ આવ્યા ? ના, જાવ જલ્દી દઈ આવો. તે કહે છે,ખૂબ થાકી ગયો છું. એલીસબ્રીજ પૂલની પાછળ જગમોહનદાસનો બંગલો છે. એટલે બધે દૂર અત્યારે હું કેવી રીતે જાઉ ? સવારનો જમ્યો પણ નથી, દેવા મોકલતા તને દયા નથી આવતી ? આવો જવાબ આપે છે છતાં તેની પત્ની દેવા જવાનું વચન ,લઈ ને જમાડીને મોકલે છે. અંતે તેને જવું પડે છે. તમારે આવી સ્ત્રી હોય તો તમે પણ સીધા થઈ જાવ ને ? જેરામ

પાસે સરનામું છે તેથી મકાન મળી ગયું. ત્રણવાર બારણું ખખડાવે છે ત્યારે બ્હેન બારણું ખોલે છે. આનો વેશ જોઈને કહે છે. આવા ને આવા ભીખારા ચાલ્યા જ આવે છે, જા ચાલ્યો જા ! કાંઈ રાંધ્યું નથી." તે પુછતી પણ નથી કે તું શા માટે આવ્યો છે ? જેરામ કહે છે. બ્હેન લેવા નહિ દેવા આવ્યો છું. તમારા પિતા અંદર હોય તો બોલાવો. બ્હેન અંદર જાય છે, દિવાનખાનામાં બધા ચા-નાસ્તો ઉડાવી રહ્યા છે ત્યાં જઈને કહે છે. બાપુજી ! કોઈક તમને બોલાવે છે. "પિતા કહે છે કોણ છે ! તું જ પતાવી દે ને !" પિતાની આજ્ઞા થતાં તે બહાર જાય છે અને કહે છે "તારે જે કામ હોય તે મને ઝટ કહી દે મારે મોડું થાય છે." બોલવામાં પણ કેટલી અસભ્યતા છે ? જેરામ પાકીટ બતાવી પુછે છે આ પાકીટ તમારૂં છે ? પાકીટ જોતાં ફ્રાસકો પડયો આ તો મારૂં જ પાકીટ છે, કયારે પડી ગયું હશે ? તે બ્હેન કહે છે હમણાં બહાર ઉભો રહેજે, હું આવું છું. જેરામને એમ કે કાંઈક બક્ષીસ આપશે, જે લેવાની તો મારી સ્ત્રી ના નહિ જ પાડે". રાહ જોઈને ઉભો છે. બ્હેન રૂા. ગણીને આવ્યા. બરાબર છે—એક રૂા. પણ ઓછો થયો નથી. પોતાના આટલા પૈસા એમ ને એમ મુફ્ત કરનારનો આભાર પણ ન માન્યો. આદર-સત્કાર પણ ન કર્યો એક સોનેરી પેકેટમાં એઠું જુઠું ભરીને લાવી અને કહ્યું "આ લે લઈ જા અને ખાજે" આને તો એમ કે કેવી સુંદર મીઠાઈ આપી હશે, પણ ખોલીને જોયું ત્યાં તો વધેલું ને એઠું જુઠું હતું. બ્હેન, મારે નથી જોઈતું, આ પાછું લઈ લેજો એમકહી ચાલ્યો જાય છે. ઘરના કોઈ જોવા પણ નથી આવતાં. થોડા રૂા. આપવાની પણ વૃત્તિ નથી જાગતી. બીજો કોઈ લઇ ગયો હોત તો ! નાહી નાખત ને ? જેરામ ઘેર આવે છે. પત્ની પૂછે છે "ઘર મળી ગયું ? પાકીટ દઈ આવ્યા ને ? 'હા' દઈ આવ્યો પણ કાંઈ ઈનામે ય ન આપ્યું." જેરામે પત્નીને કહ્યું હજુ તમારે બક્ષીસ જોઈએ છે ? આપણો શુભ ભાવ એજ પ્રશસ્ત છે. બક્ષીસની શી જરૂર છે ? તમારે પણ ત્રીજા વ્રતમાં આવે છે ને 'પડી વસ્તુ ધણીયાતી જાણી ઈત્યાદિક મોટકું અદત્તાદાન લેવાના પચ્ચખાણ.' પૃથ્થકરણ કરીને વિચારો તો ખ્યાલ આવશે. પડેલી વસ્તુ ધણીને ન આપે તો પણ અદત્તાદાન લાગે છે. કાળથી સમયની વાત બતાવે છે. નોકરને આટલા વાગ્યે છુટ્ટો કરવાનો છે ને ન કરો. પહેલી તારીખે પગાર ચૂકવવાનો હોય ને લેવા આવે તો આંટા ખવરાવે હમણાં નહિ પછી આપીશ. એમ ખોટી રીતે હેરાન કરે. વધારે સમય સુધી તેની પાસે કામ લઈ પગાર એટલો જ આપે. આ બધા કાળથી અદત્તના પ્રકારો છે. પાંચ મીનીટ મોડો આવે તો પગાર કાપી નાખે. તો જેનો પગાર પર જ આધાર છે એના તો ગળા પર જ કાતર પડે ને ? ઉપાશ્રયનો નોકર હોય, તેને પગાર ઉપાશ્રયમાંથી મળે ને કામ ઘરનું કરાવે તો ચોરી લાગે છે. ભાવથી કેટલાકને નામ કમાવાની ભાવના હોય છે. એક માણસે સાધર્મિક ફંડમાં અમુક રૂપિયા નોંધાવ્યા. અને કહ્યું. લખો 'એક સદ્દગૃહસ્થ તરફથી ૧૦૦૦ રૂ.' પછી બીજો કહે, જે સદ્દગૃહસ્થે ૧૦૦૦ રૂા. લખાવેલા ને, એ તો મારા હતા !

કવિતા–ગાયનો કોઈકના બનાવેલા હોય તે નામ કાઢી પોતાનું લખી નાખે, ને મારૂં બનાવેલું છે એમ બનાવે બીજાના નામ પર પોતાને ચરી ખાવું છે. મારી પ્રશંસા થાય, હું સારો કહેવાઉં, આ બધી ભાવથી ચોરી છે. દ્રવ્યથી ચોરી કરવી નહિ, કરાવવી નહિ, અનુમોદન આપવું નહિ ક્ષેત્રથી આખા લોક–પ્રમાણે અને કાળથી જાવ જીવ સુધી, ભાવ થકી ૯ કોટીએ પચ્ચખાણ સાધુને હોય છે

શ્રાવકોને સગાં–સંબંધી, વ્યાપાર સંબંધી તથા નીભરમી વસ્તુ ઉપરાંત અદત્તાદાન લેવાનાં પચ્ચખાણ હોય છે. કોઈની ચોરી કરવાના ધંધા ન હોય.

મનસુખલાલ નામનો એક યુવાન છે તે ગાડી–પાવો–ઘડીયાળ–ચશ્મા વગેરે ઘણી જાતનાં રમકડાં લઈ તેની બ્હેનને ત્યાં જાય છે પ્રાંગણમાં બ્હેનનો ત્રણ વર્ષનો બાબો રમતો હોય છે, તેને નવા નવા રમકડાં રમવા આપી ખુશ ખુશ કરી દે છે. થોડીવારમાં તેની બ્હેન બહારથી આવે છે. બાબો દોડતો દોડતો માની ગોદમાં ભરાઈ જાય છે. અને એની કાલીઘેલી ભાષામાં માતાને કહે છે, બા....બા.... મનસુખમામા આવ્યા. મામા આવ્યા રમકડાં લાવ્યાં. આ સાંભળી માતા બાળકને કડક શબ્દોમાં કહે છે. "ખબરદાર, એ રમકડાં તેં લીધા છે તો....દઈ દે મામાને પાછા." મનસુખભાઈ તો બહેનના શબ્દો સાંભળી સ્તબ્ધ જ બની જાય છે. બહેન, તું આ શું બોલે છે? હું તારો ભાઈ છું. તું મારી એકની એક વિધવા બહેન છે. તને મદદરૂપ થવું, તારા બાળકને જોઈતી વસ્તુ પૂરી પાડવી એ તો મારી ફરજ છે. તને મારા પ્રત્યે એટલું બધું શું દુઃખ લાગ્યું છે કે રમકડાં લેવાની પણ ના પાડે છે? ભાઈએ બહેનને દુઃખી દિલે પૂછ્યું. બહેન જવાબ આપે છે. "ભાઈ, તું ચોર છે. કોઈના ખિસ્સા કાપે છે, કંઈકને દુઃખી કરે છે કંઈકને ધન વિહોણા કરે છે. કંઈકની આંતરડી કકળાવે છે. પૈસા જતાં કંઈકનાં મૃત્યુ પણ થઈ જાય છે. એટલે તું પરોક્ષ રીતે ખૂની પણ છે. આવું અનીતિનું નાણું મારે ન જોઈએ. એ લેવાથી મારી બુદ્ધિ પણ બગડે. હું તો શ્રમ કરીશ. દળણા દળીશ, કોઈનાં પાણી ભરીશ, પણ હરામનું તો નહિ જ લઉં. આ બહેનની વાત સાંભળી ભાઈ કહે છે. "બહેન હું ચોરી તો કરૂં છું. એટલે ચોર તો ખરો પણ ખૂની કેવી રીતે તે સમજાતું નથી." આમ ભાઈ બહેનનો સંવાદ ચાલે છે. ત્યાં ઉપર મૃત્યુની પોકરાણ પડે છે. બંને જણ સ્થંભી જાય છે. થોડીવાર પછી બહેન કહે છે ભાઈ! ઉપરવાળા એક ગરીબ કુટુંબનો પુત્ર ગુજરી ગયો, તે બિમાર હતો પણ ઘરની પરિસ્થિતિ એટલી બધી નાજુક હતી કે દવા કરાવવાના પણ પૂરા પૈસા ન હતા. દિવસે દિવસે માંદગી વધતી ગઈ. તેની માએ પોતાની મગમાળા વેચી નાખી. તેના ૨૦૦ રૂા. આવ્યા. તે લઈ પુત્ર સાથે પિતા રાજકોટ જઈ રહ્યાં હતાં. રસ્તામાં ગાડી બદલાવતાં ખીસ્સું કપાણું. કાંઈ ખબર ન પડી. પણ દવાખાને પહોંચ્યા અને પૈસા માટે અંદરના ખિસ્સામાં હાથ નાખ્યો ત્યાં રૂપિયા નહિ. આ વખતે તેમના દિલને કેટલો ધ્રાસકો પડયો

હશે; તે તો એ અને એનો ભગવાન બે જ જાણી શકે ને? સરકારી દવાખાનામાં દિકરાની તબિયત બતાવી. ડોક્ટરે દવા ઉતારી આપી પણ ગરીબ માણસને પૈસા વિના દવાની સગવડતા ક્યાંથી મળે? ચાર દિવસ પહેલા જ પિતા પુત્ર પાછા આવ્યા, અને આજે એ ગરીબનું રત્ન કાળે ઝુંટવી લીધું. હવે તું જ કહે, જેણે તે ગરીબનું ખિસ્સું કાપ્યું હશે તે ખૂની ખરો કે નહિ? અત્યારે તેના માતાપિતાને પણ કેટલું દુઃખ થતું હશે કે પૈસાના અભાવે અમે દવા કરાવી શકયા નહિ. અને પુત્ર ગુજરી ગયો. આ સાંભળી ભાઈ કહે છે "બ્હેન! એ ખીસ્સું કાપનાર હું જ હતો ખરેખર! તું કહે છે એ સાચું છે. હું ખૂની છું, લુંટારો છું. આવા તો મેં અનેક પાપો કર્યા છે. એક મજુરે કાળી મજુરી કરી ૫૦ રૂા. ભેગા કર્યા, તેના પિતાને મનીઓર્ડર કરવા જતો હતો ને મેં તફડાવી લીધા. એક ખેડૂત પોતાની પ્યારી બાળકી માટે ઝાંઝરી ખરીદીને ઘર તરફ પ્રયાણ કરતો હતો. મેં ખીસ્સુ કાપ્યું અને ઝાંઝરી લઈ લીધી. એ ખેડૂત કેવો હોંશભેર જઇ રહ્યો હતો. ઘેર જઈ દિકરીને ઝાંઝરી આપવા ખીસ્સામાં હાથ નાખ્યો હશે અને ઝાંઝરી નહિ મળી હોય ત્યારે એને કેવો ધ્રાસકો પડયો હશે? અરે....રે, મારાં તો કેટલાં પાપોને, કેટલા આવા ગોઝારા પ્રસંગોને યાદ કરૂં! બ્હેન! આજે મારી આંખ ઉઘડી ગઈ છે. મને મારા દુષ્કૃત્યોનો ખૂબ પશ્ચાતાપ થાય છે. હવે આવા પાપ કદી નહિ કરૂં. તું મારી સાથે ચાલ. આપણે ઉપરવાળાને ૨૦૦ રૂપિયા આપીએ" મનસુખલાલ ૨૦૦ રૂા. આપી આવે છે. બ્હેનનાં સંગે ભાઈ સુધરી જાય છે. બેન નીતિવાળી અને પ્રમાણિક હતી. અને પોતાનામાં દૃઢ રહી તો ભાઈ પર કેવી અસર પડી? ભાઈનું જીવન સુધર્યું. ને આજે તો સીફતથી ચોરી કરે, પૈસા મેળવેને બોલે કે,લખો મારા પાંચ હજાર, દશ હજાર રૂપિયા. ઉપાશ્રયનું મકાન બંધાવવાનું છે. ૪૦ હજાર રૂા. આપે તેનું નામ લખાશે. તો લખાવી દ્યો ને? પણ આ નાણું ક્યાંથી આવ્યું? કેટલાની આમાં હાય છે. એ કદી વિચાર્યું છે? એના કરતાં ન્યાય-નીતિથી આજનું આજ મેળવી જીવન ચલાવનાર ધર્માત્માં ફક્ત પાંચ જ રૂા. આપે, છતાં તે શ્રેષ્ઠ છે. ચોરી કરવા જેવી નથી એવું હૈયે બેઠું? 'હા' આ માત્ર જીભથી જ હા પાડી દેવાથી પતી જવાનું નથી. હૈયાને આ વાત સ્પર્શી જાય તો એને આચરતા વાર નહિ લાગે. માટે બોધ સાંભળીને હૃદયમાં ઉતારો. અને જીવનમાં નક્કી કરો કે મારે ચોરી કરવી જ નથી. અનાસક્ત ભાવ કેળવો. ભગવાન, સાધુને પણ કહે છે છે "साहम्मियाणं तेणं करेमाणे" તથા અન્ય ધર્મીનું લઈ લેવું તે ચોરી છે. તે આઠમા પ્રાયશ્ચિતનો અધિકારી બને છે. તેને ગચ્છથી બહાર મૂકવામાં આવે છે. અથવા તેનાથી આહાર પાણી જુદા કરવામાં આવે છે. ચોરી ખરાબ છે. ચોરી કરવી તે બુરી ટેવ છે. હજુ પણ વિશેષ અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન....૬૭

## આસો સુદ ૨ મંગળવાર તા. ૨૧-૯-૭૧

અનંત કરૂણાના સાગર ભગવાન મહાવીર દેવે ભવ્ય માનવના હિતને અર્થે વાણીની પ્રરૂપણા કરી. અહીં નિષધકુમારનો અધિકાર ચાલી રહ્યો છે. તે ભગવાન પાસે ત્રીજા વ્રતનો સ્વીકાર કરી રહ્યા છે.

જેને જન્મ, જરા, મરણના દુઃખથી આધિ, વ્યાધિ અને ઉપાધિમાંથી મુક્ત થવાની તમન્ના છે તે વીતરાગ માર્ગનો સ્વીકાર કરી રહ્યા છે. જેને દુઃખ દુઃખરૂપે લાગ્યું જ નથી. અનાદિકાળથી આ સંસારમાં પરિભ્રમણ કરી રહ્યો છે. પણ એનો કંટાળો આવ્યો નથી. એને વીતરાગનો માર્ગ રૂચતો નથી. સંસારના ભયંકર દુઃખો અનુભવવા છતાં થોડી ક્ષણમાની મજા મળે ત્યાં સંસારના દુઃખને વિસરી જાય છે. અને આત્મા ભોળવાઈ જાય છે. પોતે જ અનુભવેલી પ્રતિકુળતાને એ ભુલી જાય છે. ઓપરેશન કરતી વખતે દર્દીને કલોરોફોર્મ સુંઘાડવામાં આવે છે. પછી ઓપરેશન કરે છે. કલોરોફોર્મની અસરને કારણે દુઃખ હોવા છતાં દુઃખનો અનુભવ થતો નથી. તેમ જીવના પુન્યના ઉદયથી મળી જતાં કોઈ અનુકુળતાના સુખનું કલોરોફોર્મ ચડી જાય છે, એટલે એ દુઃખમય સંસારના દુઃખોને વિસરી જાય છે.

સવારમાં ટાઈમસર ઉઠાઈ ગયું. કડક ચાનો કપ અને મનગમતો નાસ્તો મળ્યો. ન્હાવાનું પાણી તૈયાર હોય, ને કપડાં ઈસ્ત્રીબંધ મળ્યા. બસ, જાણે બધું દુઃખ ભૂલાઈ ગયું. ટ્રેઈન મળતાં બહુ વાર લાગી, એટલે કંટાળ્યો, દુકાને ત્રણ કલાકથી બેઠો છે, પરંતુ એક પણ ગ્રાહક આવ્યું નથી, એટલે મનમાં દુઃખી થતો હતો. ત્યાં જ એક ગ્રાહક આવ્યો ને ૫૦૦ રૂપિયાનો વકરો થયો. ત્યાં ઓલું બધું દુઃખ ભૂલાઈ ગયું. સંસારના દુઃખ, મનના તાપ અને હૈયાના સંતાપ કોઈથી અજાણ્યા નથી. છતાં એને સુંવાળો પંથ માનીને જીવ દોડી જ રહ્યો છે. અને પોતાની સાધનાને ભૂલી ગયો છે, પણ મહાપુરૂષો કહી રહ્યા છે કે અરે ભાઈ! જરા ઉભો રહે. આ બધી દોડધામમાં તારી સાચી સાધના રહી જાય છે.

બે ભાઈઓ જઈ રહ્યા છે. એક મોટી આંબાની વાડી છે. તેમાં આંબાના ઘણાં વૃક્ષ છે. આગળ જતાં ઘણાં જ કેળના ઝાડ છે. એથી આગળ ગયા ત્યાં કેટલાક ગુલાબના છોડો ઉગેલા છે. આ જોઈને એક ભાઈએ આનંદ વ્યક્ત કર્યો કે અરે ભાઇ! કેવી હરીભરી વાડી છે! ત્યારે બીજો કહે છે, અરે ભાઈ! આમાં શું રાજી થવાનું? ઝાડ તો ઘણાં જ

છે, પણ તેના પર ફળ એકેય નથી. માત્ર ઝાડ કે અસંખ્ય પાંદડાથી શું રાજી થવાનું ? એમ જીવને પુન્યના ઉદયથી ધન, માલ-મિલકત કે પુત્ર-પરિવાર મળી જાય, પરંતુ સાધનાના ફળરૂપે, આત્માની સાચી શાંતિ, સુખ કે સંતોષ ન મળે તો બાહ્ય પદાર્થોમાં શું રાજી થવાનું ? આત્માનું સુખ, શાન્તિ કે આબાદી મેળવવા માટે ભગવાને બે પ્રકારનો ધર્મ બતાવ્યો છે. ગૃહસ્થ ધર્મ અને સાધુ ધર્મ. સાધુ ધર્મ શ્રેષ્ઠ ધર્મ છે. પણ જેને જેવી કિંમત આપવાની શક્તિ હોય તેવી તે વસ્તુને ખરીદી શકે છે. સંયમ એટલે સમ્યક્ પ્રકારે ઈન્દ્રિયોને નિયમમાં લેવી તેનું નામ છે સંયમ.

આ એક બે દિવસ કે ચાર છ દિવસની વાત નથી. આ તો જાવજીવ સુધીનું મહાવ્રત લેવાનું છે. આ અતિ કઠિન તપશ્ચર્યા છે. આ કાંઈ હાલી-મવાલી કે માયકાંગલાનું કામ નથી. આ તો શૂરવીર ને ધીરનો માર્ગ છે. ખાંડાના ખેલ ખેલવાના છે, પૂરતી કિંમત ચૂકવવાની છે.

अग्गं वणिएहिं आहियं धारेन्ति राइणिया इहं ।
एवं परमा महव्वया अक्खाया उ सराइय भोयणं ॥

મહાન કિંમતી એવા રત્ન વેચવાવાળો રજવાડામાં કાં તો ધનાઢ્ય શ્રીમંતો વસતા હોય ત્યાં વેચવા જાય છે. કારણ કે રત્ન ખરીદવાની ત્રેવડ એને છે. પૂરી કિંમત એ આપી શકે છે અને મૂલ્યવાન રત્નો ખરીદી શકે છે. એમ પાંચ મહાવ્રત અને છઠ્ઠા રાત્રિભોજન-ત્યાગરૂપ રત્નને પણ શૂરવીર પુરુષો ખરીદી શકે છે. તમારે તો એક કંદમૂળની બાધા લેવી હોય તો પણ એમાં કેટલીય છૂટ રાખો. આદુનો રસ તો પીવો જોઈએ, એટલે આદુની છૂટ. તબીયત ઠીક ન હોય તો લસણની ચટણી કદાચ વાપરવી પડે એટલે એની છૂટ. અને બાકીનામાં સાજે-માંદે છૂટ, ગામ-પરગામ છૂટ. અરે ભાઈ ! સાજે છૂટ અને માંદેય છૂટ, ગામમાં છૂટ ને પરગામમાંય છૂટ ! તો બાધા કયારે ? મૃત્યુ થાય પછી ? એક વ્રત લ્યો, પણ અડગ નિશ્ચય અને મક્કમતાપૂર્વક એનું પાલન કરો.

"કોઈ બુરા કહો યા અચ્છા લક્ષ્મી આવે યા જાવે,
લાખો વર્ષો તક જીવું યા મૃત્યુ આજ હી આ જાવે,
અથવા કોઈ કૈસા હી ભય યા લાલચ દેને આવે,
તો ભી ન્યાય માર્ગ સે મેરા કભી ન પગ ડીગને પાવે."

વ્રત લીધા પછી કોઈ વખાણે કે વખોડે, લાખો રૂપિયા આવે કે જાય, કોઈ ભય આવે, દેવતાના ઉપસર્ગો આવે કે કોઈ ગમે તેવા પ્રલોભનો બતાવે, મૃત્યુ આજ આવે કે વર્ષો સુધી જીવું, પણ મારી પ્રતિજ્ઞામાંથી એક પણ પગલું પાછો હઠવાનો જ નથી, આવો

મક્કમ નિર્ણય, પ્રતિજ્ઞા લેતાં પહેલા કરવો જોઈએ. પ્રતિજ્ઞા લીધા પછી ખૂબજ સાવધાની રાખવી જોઈએ. સાધુ બન્યા પછી પણ બહુ જ ઉપયોગ અને સાવધાનીપૂર્વક જીવતો હોય અને તે પોતાની સાધનામાં જ મસ્ત હોય. દુનિયાના માન–પાન–ખાન–પાન કે ગાન તાન–ની એને પરવા ન હોય.

એક વખત. એક વૃક્ષ નીચે એક મુનિ કાઉસ્સગ ધ્યાનમાં ઉભા છે. ત્યાંથી ચાર યુવાનો નીકળ્યા. તેને થયું કે અરે, આવી યૌવન નીતરતી કાયા છે એણે ભોગને ટાણે આવો યોગ કેમ સ્વીકાર્યો હશે? મનની કુતુહલતા વધી ગઈ ને ચારે તો બેઠા મુનિની સામે. થોડી વારે મુનિએ ધ્યાન પાળ્યું ત્યારે પેલા યુવાનોએ પ્રશ્ન કર્યો :– અરે મુનિરાજ! આ ભોગને ટાણે યોગ કેમ લીધો છે? આ વય તો સંસારનાં સુખ–ભોગ માણવાની છે, એમાં વળી આ ઘેલું કયાંથી લાગ્યું?

ત્યારે મુનિ જવાબ આપે છે, કે ભાઈ, મુનિઓથી પૂર્વની વાત યાદ કરાય નહિં, પણ તમારી આટલી ઉત્સુકતા છે એટલે હું તમને મારીક હાની સંભળાવું છું.

"હું એક ધનાઢય શ્રીમંતનો પુત્ર હતો. ઘણાં સુખ અને લાડમાં મારો ઉછેર થયેલો, એની સાથે સાથે ધર્મના સંસ્કારોનું પણ સિંચન થયેલું. નાનપણથી મને એમ સમજાવવામાં આવ્યું હતું કે જો ભાઇ! ધન–વૈભવ વગેરે બધું પુન્યના ઘરની ભેટ છે. પુન્ય આવે એટલે એ આવે અને પુન્ય ચાલ્યું જાય એટલે એ પણ ચાલ્યું જાય. એમાં મનને જરા પણ હર્ષશોક ન થવા દેવો

નવ તત્વની જેને યથાર્થ શ્રધ્ધા છે તે માણસ ગમે તેવી પરિસ્થિતિમાં પણ પોતાની પ્રસન્નતા જાળવી શકે છે. જે વસ્તુ પર પોતાનું કાંઈ ચાલવાનું જ નથી ત્યાં ખોટો અફસોસ કરતાં જ નથી ધર્મને પામેલા માણસને વૈભવના ઢેર મળી જાય તો ફુલાતા નથી. એરકન્ડિશનની ઓરડીમાં બેઠેલો માનવી ઠંડક અનુભવતો હોય છે ત્યારે એ એમ માનતો હોય છે કે જાણે આખા જગતમાં બધે આવીજ ઠંડક હશે. પણ આ એની ભૂલ છે. જેવો ઓરડીની બહાર નીકળશે એવો જ એને ઉની લુનો સ્પર્શ થવાનો છે એમ પુન્યની છોળો ઉડતી હોય ત્યારે માનવી સારી દુનિયાનું ભાન ભૂલી જાય છે પણ જે ધર્મ પામ્યો છે એ તો સમજે છે કે આ તો પુન્યની એરકંડીશન ઓરડી છે. એમાં બેઠા છીએ ત્યાં સુધી ઠંડક છે. જેવા પુન્ય ખલાસ થયા કે પાપની ઉની લુનો સ્પર્શ થવાનો જ છે.

"હું સુખમાં ઉછર્યો, પણ સંસ્કાર સાથે ઉમર વધતી ગઈ. ભણીગણીને તૈયાર થયો. પિતાશ્રીએ કહ્યું, ભાઈ! હવે તું થોડું થોડું પેઢીનું કામ સંભાળતો થા. તો મારે બોજો ઓછો. મેં પિતાશ્રીની આજ્ઞા શિરોમાન્ય કરી. ધંધામાં કુશળ બન્યો. માતપિતા કર્તવ્યપરાયણ હતાં. કર્તવ્યપરાયણતા અને મોહમાં ફેર છે. મોહ છે ત્યાં આસક્તિ છે,

આશા-વાસના-લાલસા છે. અને છેવટે દુઃખ છે. પરંતુ કર્તવ્યપરાયણુતા છે ત્યાં આશા, આસક્તિ કે વાસના નથી. પરંતુ કાર્ય કર્યાનો આનંદ છે. અને કાર્ય કર્યા પછી પણ એનાથી વિરક્ત બની જાય છે.

અચાનક પિતાશ્રીને માંદગી આવી, ત્રણ દિવસની ટૂંકી માંદગી ભોગવીને તેઓ પરલોક-પ્રયાણ કરી ગયા. અને એ પછી દોઢ મહીને માતાનું પણ મૃત્યુ થયું. સુખી સંસાર સુનો બન્યો. પણ જે ધર્મ પામ્યો છે એ તો સમજે છે કે આ બધો પંખીમેળો છે. વૃક્ષ ઉપર સાંજે ચારે દીશાએથી પક્ષીઓ આવીને બેસે છે.

"કોઈ ક્યાંથી કોઈ ક્યાંથી એક વૃક્ષની ડાળે,
પંખીડા આવીને બેઠાં કોઇ ડાળે કોઇ માળે,
પ્રભાતના પચરંગી રંગે, જાતાં સહુ વિખરાઈ જતાં,
આ જગ પંખીનો મેળો, કેમ રહેશે સદૈવ ભેળો....આ."

પંખીઓ કોઈ ડાળે બેઠા અને કોઈ માળે બેઠા. જ્યાં અરુણોદય થયો ત્યાં પંખીઓ કલરવ કરવા લાગ્યા અને સહુ જુદી જુદી દીશાએ ઉડી જાય છે. એમ આ સંસારમાં જુદી જુદી ગતિમાંથી જીવો આવ્યા છે. કોઈ ગાંધી છે, કોઇ સંઘવી છે, કોઈ શાહ છે. એમ જુદાં જુદાં કુટુંબમાં ભેગા થયાં, અને આયુષ્ય પુરું થાય એટલે સહુ સહુને પથે પડે. આવું સમજનારને વિયોગનું દુઃખ સતાવતું નથી.

એક શેઠ હંમેશા વ્યાખ્યાનમાં ટાઈમસર આવતા. એક દિવસ તેઓ બહુ મોડા આવ્યા. વ્યાખ્યાન બાદ ગુરૂ મહારાજે પૂછયું કે આજ કેમ મોડા આવ્યાં? તો કહે સાહેબ! એક મહેમાનને વળોટાવવા ગયો હતો એટલે મોડું થયું. બાજુમાં ઉભેલા ભાઈએ કહ્યું, સાહેબ! આજે એનો ૨૦ વરસનો દિકરો ગુજરી ગયો, એની ક્રિયા પતાવવા ગયાં હતાં, એટલે મોડું થયું. જુઓ, કર્તવ્યપરાયણ માણસો કેટલા પ્રસન્નચિત્ત રહી શકે છે?

જ્યારે અજ્ઞાની જીવો કેટલો કલ્પાંત કરે, રડે, ખાય-પીએ નહીં. જ્ઞાની પુરૂષ કહે છે કે Why do my-my? શા માટે મારું મારું કરો છો? I and my and me આ ત્રણ વસ્તુ છોડો. 'હું આમ ને હું આમ' એ હુંપદ છોડો. મને તો આ ગમે અને મને તો આ જોઈએ એવું બધું છોડો. આ બધો સ્વાર્થમય સંબંધ છે એમ સમજે તો તેના વિયોગમાં દુઃખ ન થાય.

"મારા માતપિતાના અવસાન પછી ધીમે ધીમે પરિસ્થિતિ પલટાવા લાગી. વેપારમાં ખોટ ગઈ, ધંધો મોળો પડયો, કમાણી ઘટતી ગઈ. પુણ્ય પરવાર્યું", પણ પત્ની સુશીલ હતી. એ ખૂબ આશ્વાસન આપતી. હું પણ ધર્મ પ્રત્યે શ્રદ્ધાવાળો હતો, એટલે પરિસ્થિતિ

પચાવતો ગયો. પણ ધીમે ધીમે એવી કફોડી હાલત આવી કે ઘરબાર-દુકાન બધું વેચાઈ ગયું, દરદાગીના ગયાં. એક ઝુંપડામાં નિવાસ કર્યો. અત્યાર સુધી અનેક સગાં-સંબંધીઓ હતાં પણ ગરીબીમાં સહુ દૂર થયાં. એની પાસે જઈએ તોપણ ન ગમે.

"પૈસાવાળાની પાસે ઉભે તો ગણે લાજ ઘટેલી,
અનેક વચનો કહે અળગો કરવા દીયે ધક્કેથી ધકેલી રે,
આવે ગરીબી ઘેલી ગુણીને ગુણહીન બનાવે રે."

પૈસાવાળાની પાસે જઈએ તો એના પોઝીશનમાં પંકચર પડી જાય. એટલે એ આઘેથી જ લાઇન બદલી નાખે. નોકરી માટે શોધ કરી. પણ નોકરીયે ન મળી. હું, મારી પત્ની અને પુત્ર ત્રણના પેટ ભરવાની મુંઝવણ ઉભી થઈ. જ્યાં ત્યાં મહેનત મજુરી કરી સાંજે માંડ આઠ બાર આના મેળવતો અને એમાં અમારું ગુજરાન ચાલતું. એક દિવસ પત્ની બીમાર પડી. તાવ ચડવા લાગ્યો. પણ ડૉકટરને બોલાવવાના કે દવાના પૈસા મારી પાસે હતાં જ નહીં. તે દિ' મારી મુંઝવણ વધી ગઈ. હવે શું કરવું ? એ પ્રશ્ન વારંવાર ઉઠવા લાગ્યો. બીજે દિવસ પણ એવો જ ગયો. ત્રીજે દિવસે હું એવા નિર્ણય પર આવ્યો કે હવે ચોરી કરીને મેળવવું, એ સિવાય બીજો કોઇ ઉપાય નથી પણ અંતર મન ના પાડતું હતું.

એક માણસ પરિગ્રહની લાલસાથી ચોરી કરે છે, જ્યારે એકને ચોરી કરવાની ઈચ્છા નથી. છતાં પણ પેટની ભુખ સંતોષવા ચોરી કરવી પડે છે. આંતરૂમન અને બાહ્યમનનું યુદ્ધ ચાલ્યું. પણ પરિસ્થિતિએ બાહ્યમનની જીત કરાવી. પત્નીને તાવમાં રિબાતી મુકી હું ચોરી કરવા ચાલ્યો. કદી નહીં કરેલું કાર્ય કરવા જતાં પગ ધ્રુજવા લાગ્યા. હૃદયના ધબકારા વધી ગયા.

એક બંગલાની પાછળની વંડી ઠેકીને અંદર ગયો. છુપાતા પગે આગળ વધ્યો. નસીબજોગે એક બારી ઉઘાડી હતી. ત્યાંથી અંદર ગયો. એજ રૂમમાં તિજોરી હતી. હીંચકા સાથે ચાવીનો ઝુડો લટકતો હતો. આસ્તેથી તિજોરી ખોલી. અંદર તો હીરામોતી, સોનારૂપાના અનેક દાગીના હતાં. પણ મારે પરિગ્રહ વધારવા ચોરી નહોતી કરવી. ફક્ત એક બંગડી લઇને તિજોરી બંધ કરી. ત્યાં તો બહાર ણુમાણુમ થવા લાગી. ઘરમાં સુતેલા શેઠાણીને જગાડયાં કે જરા તપાસ કરો, અંદર કોઇ માણસ ઘુસ્યો છે. શેઠાણી કહે તમે શાંત થાવ, હું તપાસ કરૂં છું. બાઇ અંદર આવી. હું તો થરથર ધ્રુજતો હતો. ગભરાઈ ગયો. બાઈના પગમાં પડી કહ્યું, બાઇ, મેં એક જ બંગડી લીધી છે. બાઈ સમજી ગઈ કે આ કોઇ દુઃખિયારો લાગે છે. બાઈએ કહ્યું : ભાઇ ! ગભરા મા. આ પલંગ પર સુઇ જા. ચાદર ઓઢાડી દીધી. બહાર જઈને કહે એ તો શેઠ છે. હું ઉંઘી ગઇ'તી અને ઝાંપો બંધ હતો, એટલે એ વંડીએથી અંદર આવ્યા. બીજું કોઈ નથી. માણસો ચાલ્યા ગયાં.

બાઈ અંદર આવી. મેં એની માફી માગી. મારાથી રડી જવાયું. મારી કરૂણ કહાની મેં એને સંભળાવી. એ સાંભળી બાઈની આંખમાં પણ આંસુ આવી ગયાં. કેટલાંક પૈસેટકે સુખી હોય છે તો ઘણીનું સુખ નથી. એ તો બહાર કયાંય પરસ્ત્રીમાં મોજ માણતા હોય છે. રાત્રે મોડાવહેલા ઘેર આવતા હોય છે. જ્યારે આ ગરીબ છે, છતાં તેને પત્ની પ્રત્યે લાગણી કેટલી છે! બાઈ કહે છે ભાઇ! અત્યારે તું આ બંગડી કયાં વેચવા જઈશ? તારી પત્નીને તાવ છે તો એને જોઇતી દવા, દુધ, મોસંબી વગેરે લઇ જા. અને પછી આ બંગડી વેચી એમાંથી આજીવિકા ચલાવજે. જ્યારે જરૂર પડે ત્યારે પાછો વિના સંકોચે અહીં આવજે. બાઇની લાગણી ને હમદર્દીથી મારા દુઃખી દિલને દિલાસો મળ્યો.

ત્યાંથી નીકળી હું ઘેર આવ્યો. આવીને જોઉં ત્યાં તો સખત તાવ ચડી જવાથી મારી પત્ની મૃત્યુ પામી ગઈ હતી. બાળક પણ તરફડી તરફડી મરી ગયો હતો. આ દૃશ્ય જોતાં જ હું કંપી ઉઠયો. હતાશ થઇ ગયો. ત્યાં ને ત્યાં બેસી ગયો. હાથમાંની ચીજો બાજુ પર મુકી મારા કિસ્મત પર હું પોકેપોકે રડયો. પણ ત્યાં આશ્વાસન દેનારું કે આંસુ લુછનારું કોઈ નહોતું. રડીરડીને થાકયો, મારી મેળે મેં આશ્વાસન મેળવ્યું. હિંમત કેળવી. આજુબાજુમાંથી થોડા માણસો બોલાવી પત્ની અને પુત્રની અંત્યેષ્ઠિ ક્રિયા પતાવી ઘેર આવ્યો, પણ ઘર ખાવા ધહાતું હોય એમ લાગ્યું.

બીજે દિવસે બંગડી લઈ હું બેનને ઘેર ગયો. એણે પૂછયું કેમ ભાઈ! મેં કહ્યું, બહેન! જે માટે હું બંગડી લઇ ગયો ત્યાં પહોંચું એ પહેલાં તો તેઓ બંને મૃત્યુ પામી ગયાં. હવે હું આને શું કરું? બહેન કહે લઇ જા ભાઈ! તારે કામ આવશે. મેં કહ્યું, ના બહેન! હવે એ ન જોઈએ. તમારી લાગણી માટે આભાર. ઘેર આવ્યો. ભુતકાળના એક એક દૃશ્ય નજર સમક્ષ ખડા થવા લાગ્યાં. ધર્મના સંસ્કાર તો મૂળથી હતાં. એમાં આવું બન્યું. જગતના ચડતીપડતીના વાયરા બધા જોયાં.

જગના સ્વરુપો મેં સઘળાં નિહાળ્યાં, જુઠી ભ્રમણામાં જન્મો વિતાવ્યાં,
સાચી શાંતિ તો કયાંયે ન લાધી, તુજને મળવાની લાગી રે માયા.
દર્શન દેને અંતર્યામી, મુજથી શાને રૂઠયો સ્વામી.

હે ભગવાન! અત્યાર સુધી જુઠી ભ્રમણામાં હું ફસાયો હતો. પણ સંસારના નશ્વર સંબંધોનો જાત અનુભવ થયો. કયાંય સુખ કે શાંતિ મળી નહીં. સાચી શાંતિ અંતરમાં છે. છતાં બહાર વલખાં માર્યાં. એ બુદ્ધ સમજાણી અને હવે પછીની બાજી સુધારવાનો નિર્ણય કરી મેં સંયમ માર્ગ સ્વીકાર્યો. આ છે મારી કથા આ સાંભળી યુવાનોના હૃદય પણ દ્રવી ગયાં. મુનિને ધન્યવાદ દઇ તેઓ ચાલતા થયાં.

સાધુ બહાદુર બનીને નીકળે છે. મોહરાજાને ચેલેંજ ફેંકે છે કે આવ મારી સામે. હવે મને એમાં પ્રીતિ નથી. સારામાં સારા ખાદ્ય પદાર્થ મારી સામે આવે તો હું જોઉં કે આ તો રિફાઈન કરેલી વિષ્ટા છે. આમ વર્ણ–ગંધ–રસ–સ્પર્શ–શબ્દ દરેકમાંથી આસક્તિ ઘટી ગઈ. એ સાધક સાધનામાર્ગે વણથંભી કુચ કરે છે. કર્મ સામે જંગ ખેલી કર્મને ખેરૂખેરૂ કરી નાંખી શાશ્વત સિદ્ધિ મેળવે છે. જે સાધુપણું નથી સ્વિકારી શકતાં તે પોતાની નબળાઇ કબુલે છે. છતાં હૈયામાં સર્વવિરતી બનવાના ભાવ તો છે. પણ અત્યારે સર્વવિરતી નથી બનાતું, માટે દેશવિરતીપણું સ્વિકારી રહ્યા છે.

ભગવાન નેમનાથ, નિષધકુમારને ત્રીજું વ્રત સમજાવે છે. તેનો વિશેષ અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન નં ૯૮

### આસો સુદ ૩ બુધવાર તા. ૨૨-૯-૭૧

નિષધકુમાર, ભગવાન નેમનાથની વાણી સાંભળી રહ્યા છે. ભગવાનની વાણી અપૂર્વ છે. એ વાણીના ઝરણાં વહે છે. એ વાણી જગત જીવોના તાપ-સંતાપ અને પરિતાપ હરે છે. 'વાણી તો ઘણેરી પણ વીતરાગતુલ્ય નહીં.' છોટમવાણી, કબીરવાણી, પ્રીતમવાણી એવી તો ઘણી વાણી છે પણ વીતરાગની તુલનામાં એ ન આવી શકે.

नन्नत्थ एरीसं वुत्तं जं लोए परम दुच्चरं।
विउलट्ठाण भाइस्स न भूयं न भविस्सई ॥५॥ દશ. સૂ અ. ૬

જે લોકમાં પરમ દુષ્કર છે. વિપુલ અર્થનું ભાજન છે. આવી વાણી મળવી અતિ મુશ્કેલ છે. પ્રબલ પુણ્યનો ઉદય હોય ત્યારે એ વાણી સાંભળવા મળે. જે જિનેશ્વર દેવનું સ્વરૂપ સમજતા નથી એને એમનો કેટલો ઉપકાર છે એ શી ખબર પડે. એમની વાણીમાં જોમ છે, તાકાત છે, પાવર છે. એ હૃદયનો પલટો કરાવી નાંખે છે. પથ્થરને પણ પાણી કરે છે. એમણે સંસાર અને મોક્ષના માર્ગનું સ્વરૂપ જેમ છે તેમ બતાવ્યું છે. કોઈ માણસ ચાલ્યો જાય છે, એમાં બે રસ્તા આવ્યા. એક માર્ગ બહુ મુલાયમ દેખાય છે, પણ રસ્તામાં ભયંકર સર્પો છે. બીજો માર્ગ જરા કાંટાકાંકરા કે પથ્થરવાળો છે. પણ પુરતી સલામતીવાળો માર્ગ છે. મુસાફર આ બેમાંથી કયો માર્ગ પસંદ કરશે? એમ સંસારનો માર્ગ ઉપરથી સારો, સુંવાળો દેખાય છે, પણ પરિણામે ભલભલાના અરમાનોના

ચુરેચુરા થઈ જાય છે. સુખના ભંડારની અપેક્ષા ભલે રાખી હોય પણ ત્યાંથી સુખનો અંગાર પણ નથી મળવાનો. બીજો માર્ગ છે મોક્ષનો. ઉપરથી વિષમ દેખાય છે, મુશ્કેલી આવે છે. પણ પરિણામે ત્યાંથી સુખનો ભંડાર મળશે. સંસારમાં સુખની સામગ્રી બધી મળી. મોટર-ગાડી, બંગલા વાડી, સ્ત્રી-પુત્ર, પરિવાર બધું છે. દેખીતી રીતે સુખી છે. પણ હૈયામાં અતૃપ્તિની આગ જલે છે. એટલે એને કયાંય શાંતિ દેખાતી નથી. અંતરમાં ઉકળાટ હોય અને ધર્મ સાંભળવા આવે તે સાંભળી પણ ના શકે. એક કાનેથી સાંભળે અને બીજા કાનેથી નીકળી જાય. તેનું કલ્યાણ કેમ થાય! ભગવાનની વાણી સાંભળીને કેટલાંક ભવ્ય આત્માઓ સંયમમાર્ગ સ્વીકારવા તૈયાર થઈ ગયા.

"સામગ્રી સુખની લાખ હતી, સ્વેચ્છાએ જેણે ત્યાગી,
સંગાથ સ્વજનનો છોડીને, સંયમની ભીક્ષા માંગી,
દીક્ષાની સાથે પંચ મહાવ્રત અંતરમાં ધરનારા,
....આ છે અણગાર અમારા."

અનેક રાજાઓ અને રાજકુમારોએ તથા હજારો શ્રેષ્ઠીઓ અને શ્રેષ્ઠી પુત્રોએ પ્રભુના નામ પર સંસાર સુખને એક પલમાં લાત મારી દીધી. હજારો સ્ત્રીઓએ પ્રભુના ચરણમાં પોતાનું જીવન સમર્પી દીધું. કેવો સુંદર છે આ માર્ગ! નથી રમાયો કોઈ દગો. નથી અહીં કોઈ દ્રોહ. નથી કોઈ સ્વાર્થ કે પ્રપંચ. આ તો છે જીવન શુદ્ધિનો માર્ગ. જીવનમાંથી અનેક પાપોને સહજ રીતે દૂર કરી નાખ્યા અને જીવનને ઉજમાળ બનાવ્યું.

એક રાજાના રાજપાટ બીજા રાજાએ ઝુંટવી લીધા. કોઈના સાલીયાણા પણ બંધ થયા અને સાવ નિર્ધન હાલતમાં મુકાઈ ગયા. એકે સ્વેચ્છાએ બધું છોડયું અને વીતરાગનો માર્ગ સ્વીકાર્યો છે. બંનેની પાસે લાડી, વાડી, ગાડી નથી, છતાં બંનેમાં અંતર કેટલું છે? એકને પરાણે, અનિચ્છાએ ત્યાગવું પડયું છે. બીજાએ અંતરની ઉત્કૃષ્ટ ભાવનાપૂર્વક ત્યાગ કર્યો છે. ડામરની સડક હોય, સખત તડકો હોય, ખરે બપોરે મુનિ ચાલ્યો જતો હોય તો પણ મનમાં દુઃખી ન હોય. એ તો વિચારે કે પરવશપણે કેટલું સહન કર્યું છે તો આમાં શું? ધન્ય છે એ મુનિઓને! કે જેઓ તડકાની આતાપના લેતા હશે એની પાસે મારૂં આ દુઃખ શા વિસાતમાં છે? આ છે સ્વેચ્છાએ સ્વીકારેલો ત્યાગ માર્ગ.

કૂતરું એક પેટનો ખાડો પુરવા ઘેરઘેર ભટકે છે, છતાં પેટ ભરાતું નથી. આને શું ઉણોદરી તપ કહેવાશે? એક માનવીને બધું મળે છે, પચાવવાની શક્તિ છે, છતાં એ ઉપવાસ કરી લે છે. તો એ ત્યાગી છે. તપશ્ચર્યા પણ કર્મની નિર્જરા માટે હોવી જોઈએ. તપેલી, વાટકી કે ખુમચા માટે નહીં. જેને સંસારમાં દુઃખના ભડકા જ દેખાય છે, તેને સુખની લાખો સામગ્રી હોવા છતાં એને તિલાંજલી આપે છે. એક માણસને ફાંસી દેવાની

તારીખ નક્કી થઈ ગઇ. જજનું જજમેન્ટ બહાર પડી ગયું. પછી એને સુંદર ખાણાંપીણાં, નાચગાન કે જલ્સામાં આનંદ આવે ખરો ? 'ના'.

આપણી સામે પણ મોત ખડું છે ને ? તમને મોત દેખાય છે ? જો હા, તો પછી પ્રમાદમાં કેમ પડયાં છો ? આ બધું મુકીને મરી જવાનું છે. તો પછી આ કાળાબજાર કોના માટે ? સંસારના સુખની મમતા મુકો. સાચું સુખ આત્મામાં જ છે. પણ જીવને એની ખબર નથી.

એક યોગી ભિક્ષા માંગવા નીકળ્યા છે. ફરતાં ફરતાં તેઓ એક ઝુંપડા પાસે આવીને ઉભા રહ્યાં અને બોલ્યાં, ભિક્ષા આપો મૈયા ! બાઈ યોગીને કહે છે. યોગીરાજ ! બહુ ગરીબ હાલતમાં છું. આપને શું આપું ? લુખી રોટલી છે. હજુ ચટણી તો વાટું છું. યોગી કહે, અરે બાઈ ? તારી પાસે તો અમુલ્ય ચીજ છે. ભાઈ પણ યોગીની વાત સાંભળી બહાર આવ્યો. યોગી મહારાજ ! આપ શું કહી રહ્યા છો ? યોગી કહે ભાઇ ! આ શું છે ? સાહેબ, એ ચટણી વાટવાનો પથ્થર છે. આને સાફસુફ કરી, લઈને બજારમાં જા. આની કિંમત કરાવી આવ. કોઈને વેચીશ નહીં. યોગીની શીખ માનીને એ બજારમાં ગયો. શાકવાળીને કહે, આ પથ્થર વેચવો છે શું આપીશ ? એ બાઈ કહે, આનું શું મળે ? લાવ જોખવામાં કામ આવશે, બે મુઠી કોથમરીની લઈ જા. ત્યાંથી આગળ ચાલ્યો. સોની પાસે ગયો. સોનીએ એની હજારની કિંમત કરી. ઝવેરી પાસે ગયો. એણે લાખ રૂપિયાની કિંમત આંકી. છેવટે રાજદરબારમાં ગયો. રાજાએ બધાં ઝવેરીને બોલાવ્યા એક ઝવેરીએ કહ્યું કે આખા રાજ્ય જેટલી આની કિંમત છે. રાજા કહે છે. ભાઇ ! મારું રાજ્ય આપી દઉં. તું મને આ પથ્થર આપીશ ? યોગીની વાત યાદ આવી એટલે એ ભાઈ બોલ્યો. રાજા સાહેબ ! આની તો માત્ર કિંમત કરાવવાની હતી. વેચવાનો નથી.

ભાઈએ ઘેર આવી યોગીને બધી વાત કરી. યોગી કહે ભાઈ ! આખા રાજ્યની મિલ્કત કરતાં પણ અધિક મિલ્કત તમારી પાસે છે, આ પારસમણી છે. લોઢાની ચીજ હોય તો લાવ. તે ભાઈ ઘરમાંથી સાણસી, તાવીથો વગેરે બધું લઈ આવ્યો, પારસમણિને અડાડયો ને બધું જ સોનું થઈ ગયું. પતિ-પત્ની આનંદથી નાચી ઉઠયાં. યોગીનો આભાર માન્યો.

એમ આત્માની પાસે અનંત શક્તિ છે. અખૂટ ખજાનો પોતાના ઘરમાં છે. પણ એને ખબર નથી એટલે જડની ભીખ માટે એ તનમનની ખુવારી કરી રહ્યો છે.

અમૂલ્ય સમયને વેડફી રહ્યો છે, બહારની સાધન સામગ્રીમાં પોતાની મહત્તા માની બેઠો છે. લાખ રૂપિયા બેંકમાં પોતાના નામે પડયા હોય પણ એ અહીં ફુલાતો હોય, પણ ભાઇ તારું શું ? તારી સાથે આવવાનું શું ! તો પછી ચોરીના ધંધા શા માટે !

પારસમણીના સ્પર્શથી લોઢાનું સોનું થયું. એમ જૈન દર્શનની સ્પર્શના કરે તે મિથ્યાત્વી મટી સમકિતી થાય. નવ તત્વની યથાર્થ શ્રદ્ધા એનું નામ સમ્યગ્ દર્શન. સમકિતી આત્માને સચોટ શ્રદ્ધા થઇ જાય કે નિર્ગ્રન્થ પ્રવચન एसअट्ठे આ જે અર્થ एस सच्चे एस परमट्ठे। એજ સત્ય છે, એજ પરમાર્થ છે. બાકી બધુ અનર્થકારી છે.

અત્યારે પ્રવચનનાં નામ દેવાય છે. આનું પ્રવચન છે ને તેનું પ્રવચન છે. એ બધા પ્રવચન નહિ પણ લેકચર છે. પ્રવચન તો આઠ પ્રકારના છે. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ. આ આઠ પ્રવચન માતા છે. જેમાં દ્વાદશાંગીનો સાર છે. પ્રવચનમાં તો આત્માના રક્ષણની જ વાત હોય, આત્માની ઉન્નતિની જ વાત હોય. આ નિર્ગ્રંથ પ્રવચન સિવાય सेसे अन्नत्थे બાકી બધું અનર્થ છે. શેષમાં શું વધ્યું ? "આખો સંસાર" અનર્થ–પૈસા–શરીર–ધન–માલ–મિલ્કત–પત્ની–પુત્ર–પરિવાર–બધું જ અનર્થ છે. માટે પરમ અર્થ–ને સેવવો– "કુદંસણ વજ્જણા". પાખંડીઓનો પરિચય વર્જી દેવો. સમકિત પામીને ખસી ગયા હોય– તેવાનો પણ સંગ વર્જી દેવો–જમાલીકુમાંર અગીયાર અંગ ભણેલા હતા. પણ શ્રદ્ધામાંથી ખસી ગયા એટલે ભગવાને કહી દીધું કે મારો કુશિષ્ય જમાલી. સાડા ત્રણ મણની કાયા હોય, દેખાવડો હોય, પાંચમાં પૂછાતો હોય, પણ મગજની ઠગળી ખસી ગઈ, પછી એની કિંમત કેટલી ? એમ ઉપરથી સાધુનો વેશ હોય પણ શ્રદ્ધાના પાટીયા હૃદયમથી ગયા એટલે ખલાસ ! પછી આ–માર્ગથી એ કયાંય દૂર ફેંકાઈ જાય.

વીતરાગ માર્ગની શ્રદ્ધા છે તે ચોરી કરે નહિ. 'તેન્નાહડે' ચોરાઉ વસ્તુ લે નહિ. तक्करप्पओगे ચોરને મદદ આપે નહિ. ચોરાઉ માલ લીધો હોય એના પેટમાં ફફડાટ હોય. સસ્તામાં એ માલ વેચી નાખે. કોઈ માણસ ચોરી કરી માલ લાવતો હોય, એ માલ લઈ લેવો, એને જોઈતા સાધનો આપવાં એ પણ એક જાતની ચોરી છે. રાજા કે સરકારની મનાઇ હોય છતાં દાણચોરી કરવી, લાવવાની છૂટ ન હોય તો પણ ગમે તે રીતે સંતાડીને લાવવું, એ છે વિરુદ્ધ રજ્જાઈ કમ્મે, ત્યાર પછી કૂડ તોલે કૂડ માણે. ખોટા તોલા ખોટા માપ રાખવા. લેવાના ને દેવાના બેય કાટલા જુદા. એક વખત એક ભરવાડણબાઈ ઘી વેચવા આવી. શેઠ કહે બાઇ કેટલું ઘી છે ? બાઇ કહે શેર ઘી છે. શેઠે જોખ્યું તો પોણોશેર થયું. શેઠ કહે બાઈ ! આ તો પોણોશેર થયું. બાઈ કહે એ બને જ કેમ ? હું બરાબર જોખીને લાવી છું. શેઠ કહે, આવા દગા કરો છો ? તમને કોર્ટના બારણાં દેખાડીશ. બાઈ કહે અરે સાંભળો શેઠ, હું કાલે તમારી દુકાનેથી જ શેર સાકર લઈ ગઇ હતી, મારી પાસે કાટલા નહોતા એટલે એને સામે રાખીને જ મેં ઘી જોખ્યું. તો શેઠ તમે મને કાલે શેરના બદલે પોણોશેર સાકર આપી એમ નક્કી થયું ને ? શેઠ શું બોલે ? આ તો આઘાત સામે પ્રત્યાઘાત. આવા કૂડા કામ કરશે એના લમણે કરમના કોયડા ઝીંકાશે, એમાં શંકા નથી.

એક વખત એક શેઠ પોતાના સ્નેહીઓ સહિત ભદ્રેશ્વરની જાત્રાએ જઈ રહ્યા છે. ટ્રેઈનમાંથી ઉતર્યા પછી ટેક્ષી કરી, સામાન બધો ગોઠવ્યો, બધા બેસી ગયા. ટેક્ષી મૂળ સ્થાને પહોંચી ગઈ. બધા ઉતરી ગયા, સરસામાન ઉતારી લીધો, ટેક્ષીવાળાને પૈસા ચૂકવી દીધા. એણે કહ્યું, શેઠ, બધો સામાન સંભાળી લીધો ને ? હા. શેઠે રજા આપી. એ પોતાની ટેક્ષી લઇ પાછો વળ્યો. ડ્રાઈવર પેટ્રોલપંપ પાસે પેટ્રોલ ભરાવા આવ્યો. જ્યાં બારણું બંધ કરવા જાય છે. ત્યાં પાકીટ નજરે ચડ્યું. ખોલીને જોયું તો રૂા. ૪૦૦૦ની નોટો. ટેક્ષી લઈ ડ્રાઈવર તરત જ પાછો વળ્યો. આ બાજુ શેઠને કાંઇક રૂા.ની જરૂર પડી ને જ્યાં જોવા જાય ત્યાં તો પાકીટ નથી. શેઠને તો ચિંતા થઇ, પથારીમાં સૂતા પણ ઊંઘ આવી નહિ. ટેક્ષીવાળો પાછો તો વળ્યો પણ મનમાં વિચાર આવ્યો. આ કયાં હું ચોરવા ગયો છું. સ્હેજે મળ્યા છે. એકાદ કેરીયર લઇ લઉં તો પછી ઉપાધિ નહી. ત્યાં તો અંદરથી પડકાર આવ્યો કે જોજે હો, તારી નેકી જાય નહી. મન સાથે નક્કી કરી શેઠના ઉતારાના સ્થાને પહોંચી ગયો. ટેક્ષીનો અવાજ સાંભળી શેઠ એકદમ ઉઠયા. ડ્રાઈવરે બારણું ખખડાવ્યું, શેઠે બારણું ઉઘાડયું. ડ્રાઇવરના હાથમાં પાકીટ હતું તે શેઠને સુપ્રત કર્યું. શેઠ આનંદમાં આવી ગયા. ૫૦૦ રૂા. કાઢી ડ્રાઈવરના હાથમાં મૂકયા. ડ્રાઈવરે એ ન લીધા. એ કહે– શેઠ, આ તો મેં મારી ફરજ બજાવી છે. આમાં મેં શું કર્યું ? શેઠે ઘણો આગ્રહ કર્યો, પણ છેવટે તેનું એડ્રેસ લીધું. અને થોડા વખત પછી એને એક ખટારો ભેટ મોકલ્યો. ઈમાનદાર ડ્રાઇવરે એ વખતે એ ભેટ સ્વીકારી લીધી, અને એની કમાણીમાંથી હપ્તે હપ્તે શેઠના પૈસા ભરી દીધાં. આજે આવા ઈમાનદારો બહુ થોડા જોવા મળે છે.

આજે તો જ્યાં જુઓ ત્યાં સેળભેળ. દેખાડે કંઈક, આપે કંઈક. તપડિરુવગ્ગવવહારે= નમૂનો સારો દેખાડે ને આપે ભેળસેળ. એકબીજા એકબીજાને છેતરવાની જ વાત કરે. વકીલો વકીલાત કરે. કોર્ટમાં એકબીજા વાદી પ્રતિવાદી થાય, અને બહાર નીકળી બેય સાથે નાસ્તાપાણી કરે. ત્યાં તો પૈસા જોડે કામ. પૈસા ઝાઝા આપે એનો કેસ જીતે.

બે ભાઈ વચ્ચે ઝઘડો થયો. વાત કોર્ટ સુધી પહોંચી. વકીલ રાખ્યો. નાનોભાઈ વકીલને ત્યાં જઈ ૧૦૦ રૂા. ૫ ઘડીના કરી દઈ આવ્યો, અને ભલામણ કરી સાહેબ ! મારું ધ્યાન રાખજો. બીજો ભાઇ વકીલને ત્યાં ગયો. વકીલને આંગણે ભેંસ બાંધી આવ્યો. ભેંસ દેનાર કેસમાં જીતી ગયો. નાનોભાઈ વકીલને કહે, કેમ વકીલ સાહેબ ! મારી પાઘડીનું શું થયું ? તો વકીલ કહે ભાઇ ! પાઘડી તો ભેંસ ચાવી ગઇ. આવક વધારે એનો પક્ષ ખેંચાય. આવી ચોરી, વિશ્વાસઘાત, દગા, પ્રપંચ કરીને કઈ ગતિમાં ઉતારા થશે એનો વિચાર કર્યો છે ? દુકાને બોર્ડ માર્યું હોય "એક જ ભાવ" અને પછી તો ઘરાક એટલા ભાવ. સામે જ બીજું બોર્ડ માર્યું છે. "ઉધાર બંધ છે" કેવું મજાનું અર્થસૂચક બોર્ડ છે, એ ખ્યાલ આવે છે ? આ દુકાને બેસી કાળાધોળા, છળકપટ કરાય છે, માટે આવા

કામ કરનારનો ઉદ્ધાર થાય જ નહીં. માટે અહીં ઉદ્ધાર બંધ છે. હવે સમજો તો સારૂં છે. સાધુઓ યાવજ્જીવન સર્વથા અદત્તના પચ્ચખાણ કરે છે. એસવું હોય તો પણ આજ્ઞા લીધા વગર ન બેસે ઉપાશ્રયમાં પણ આજ્ઞા વગર ન ઉતરે. દાંત ખોતરવાની સળી જેટલું પણ અદત્ત ન લ્યે. સર્વ વિરતી બનાય તો સર્વવિરતી બનો, ન બનાય તો દેશવિરતી તો બનો. નિષધકુમાર ત્રીજું વ્રત સમજે છે. વિશેષભાવો શા છે તે અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન...૬૯

### આસો સુદ ૪ ને ગુરૂવાર તા. ૨૩-૯-૭૧

જિનેશ્વર દેવની વાણી આપદાની ભેદનારી, મનવંછિત સુખને આપનારી, ભાવકલ્પતરુ ને ભાવચિંતામણી રત્ન સમાન છે. સૂર્ય કહે કે મારામાં પ્રકાશની શક્તિ નથી. ચંદ્ર કહે કે મારામાંથી અંગારા વરસે છે. અને સિંહ કહે કે મને બકરાનો ડર લાગે છે તો આ વાત કેટલી અસંભવિત છે? જે ચિંતવણા કરે તે વસ્તુ હાજર થાય એવું ચિંતામણી રત્ન જેના હાથમાં હોય તે માનવી કહે કે હું ગરીબ છું, કંગાળ છું, તો આ વાત કોઈ માની શકે ખરા? જેના આંગણે કલ્પતરુ ઉગ્યો હોય તે કહે કે હું ભુખ્યો છું, તો તે વાત પણ ન માની શકાય ને જેને ઘેર કામધેનુ ગાય હોય અને તે કહે કે મારે ત્યાં દુધ તો શું છાસનાં પણ સાંસા છે! તો આ વાત કેટલી બેહુદી લાગે? તેમ કોઈ કહે કે મેં વીતરાગનો માર્ગ સ્વીકાર્યો પણ મારા ભવ-ફેરા ટળ્યા નહિ. હું દુઃખી દુઃખી થઈ ગયો. આ વાત માની શકાય ખરી? જે જે ભવ્ય જીવોએ જિનેશ્વર દેવની અમૃતમય વાણીનું પાન કર્યું, તે વાણી સાંભળીને અવધારી, તે જીવોનો બેડો પાર થઈ ગયો. તેને માટે દુર્ગતિના દરવાજા જોવાના હોય જ નહીં. કારણ કે સિદ્ધાંત આપણુને આપણા જીવનમાં કયાં બદી રહી ગઈ છે, કયાં શી ખરાબી છે કે જેને લઈને આપણે પૂર્ણ મુક્ત અવસ્થા મેળવી શકયા નથી તે બતાવે છે.

જ્યારે કોઇ દરદી ડોકટર પાસે જાય, ડોકટર ઉપરથી તપાસે પણ અંદર શી ખરાબી છે તે જાણવા માટે તે કહે ભાઈ! તમારે એકસ રે લેવડાવવો પડશે અને તું શરીરના અંદરના ભાગનો ફોટો લેવડાવે તો, જણાય કે કયાં ચાંદુ છે. તેવી જ રીતે શાસ્ત્ર પણ આપણા આત્મામાં કઈ ખરાબ ટેવો પડી ગઇ છે, તે બતાવે છે, પરંતુ આજ-કાલનાં ઘણા યુવકો ધર્મના સિદ્ધાંતને હમ્બગ માને છે. જ્યાં સુધી જે વસ્તુનું જ્ઞાન ન હોય, ત્યાં સુધી તેનું મહાત્મ્ય જીવને ન આવે.

કોઈ એક મારવાડી શેઠ પોતાનાં સસરાનાં ગામ ભણી પગે ચાલીને જઈ રહ્યાં હતા કારણ કે અગાઉ કોઇ એવા ખાસ સાધન ન હતાં. એટલે પગે ચાલીને જવું પડતું. પરંતુ રસ્તામાં સખ્ત તડકો–લાંબો પંથ એટલે તે શેઠ ખૂબ થાકી ગયા. સંતે–તંતે–પરિતંતે થઇ ગયા. જે માણસ થાકે, કંટાળે તો કોઇનો આશરો ઇચ્છે તેમ હવે આપણે આ ચૌગતિના ફેરા ફરીને થાકયા છીએ ? થાકયા હોઈએ તો સદ્‌ગુરૂનો સહારો લેવો પડશે કે જેથી આપણો બેડો પાર થાય. શેઠ તો થાકીને બેસી ગયા. ત્યાં એક જાટ પુરૂષ ગાડામાં શેઠને જે ગામે જવું હતું તે જ ગામે જઈ રહ્યો હતો. એટલે તેને કહે છે ભાઇ ! મને તારી સાથે લઇ જઈશ ? હું ખૂબ થાકી ગયો છું. તું માંગીશ તે તને હું આપીશ. કારણ કે તે મારવાડી શેઠ સમજતો હતો કે જાટ પુરૂષ માંગી માંગીને શું માંગશે ? અને હું તો પહેલવહેલો સાસરે જાઉં છું એટલે મારી આગતાસ્વાગતા કરવામાં સસરાએ કાંઈ કમીના નહીં રાખી હોય. એટલે હું આ જાટ પુરૂષને મિષ્ટ ભોજન કરાવીશ. એટલે તે ખુશખુશ થઇ જશે.

જાટ પુરૂષે કહ્યું કે શેઠ ! તમને હું લઈ તો જાઉં, પણ તમારે મને ગુડરાબ આપવી પડશે. મારવાડી ભાષામાં ગોળને ગુડ કહે છે. એટલે ગોળની રાબ. ત્યારે શેઠે કહ્યું : અરે ! ગુડરાબ કરતાં પણ શ્રેષ્ઠ એવું મિષ્ટ પકવાન તને ખાવા આપીશ. પણ જેને પોતાના જીવનમાં બીજી સારી વસ્તુ જોઈ ન હોય તે તો એમ જ સમજે કે દુનિયામાં આ જ ઈષ્ટ પદાર્થ છે. આથી કોઇ ચડિયાતી વસ્તુ છે જ નહીં. સૌને સારી વસ્તુ જ ગમે છે. આપણને પણ સારી વસ્તુ જ ગમે છે ને ? કોઈ અપશબ્દ કહે તો તે આપણને નથી ગમતું. કોઈ સારા શબ્દે નવાજે તો તે ગમે છે. એકબાજુ મઘમઘતો બગીચો હોય ને બીજી બાજુ વિષ્ટાનો ઢગલો હોય તો કોને ઇચ્છો ? કઇ તરફ પગલાં ભરાય ? "સવ્વે જીવા સુહસાયા" સર્વ જીવો સુખ શાતા અને સારી વસ્તુના ઈચ્છુક છે. આ જાટપુરૂષે એની જિંદગીમાં ગુડરાબનું જ પાન કર્યું છે એટલે એની માંગણી કરી. ભલે ભાઈ, આપીશ. એમ શેઠે કહ્યું. બંને જણા ગાડામાં બેસીને સામે ગામ પહોંચ્યા સસરાને ઘેર ગયા. જમાઇરાજ માટે ઘણી તૈયારી કરી નાંખી છે. શેઠ ન્હાઇ–ધોઈને જમવા બેઠા. સાથે પેલા જાટપુરૂષને પણ બેસાડયો ભાણા પીરસાણા, નવીજાતના પકવાનો છે. શેઠે ખાવા માંડયું. પણ પેલો જાટપુરૂષ તો ખાતો જ નથી. એ તો ગુડરાબની રાહ જોઇને બેઠો છે. શેઠે કહ્યું. ખાવા માંડો–ત્યારે કહ્યું : આમાં ગુડરાબ કયાં છે ? અરે ભાઈ ! આ તો ગુડરાબ કરતાં પણ કંઇ–ગણા ચડિયાતા પદાર્થો છે. તું એકવાર સ્વાદ તો કર. જાટે કહ્યું. ના રે ના. મારે તો ગુડરાબ જોઇએ. આમ કહીને તમે છટકી જવા માગો છો ? એમ કાંઇ હું તમને નહીં છોડી દઉં. ઝટ ગુડરાબ આપો. નહીતર જોઇ છે મારી ડાંગ, એમ કહીને શેઠને મારવા માટે ડાંગ ઉપાડી. એટલે શેઠ સમજી ગયા કે જો હવે કાંઈ નહીં કરૂં તો મારા સો યે વર્ષ અહિંયા જ પુરા થઈ જશે. કારણ કે આ જાટ માણસ જાડી બુદ્ધિનો છે. એટલે શેઠે એકદમ ઉભા થઇને જાટપુરૂષનાં બંને હાથ પકડીને બરફીનો ટુકડો સીધો તેના મોં–

નાંખી દીધો. જ્યાં બરફી મોઢામાં ગઇ અને તેનો સ્વાદ આવ્યો ત્યાં તો જાટપુરૂષને થયું કે ઓહોહો! આ તો ગુડરાબ કરતાં પણ ઘણી મીઠી ચીજ છે. પછી તેણે ગુડરાબની માંગણી ન કરી. કહેવાનું તાત્પર્ય એ કે જ્યાં સુધી સારી વસ્તુનું ભાન ન થયું હોય ત્યાં સુધી બીજી વસ્તુ સારી લાગે. એમ જ્યાં સુધી આત્મસુખનો અનુભવ થયો નથી ત્યાં સુધી સંસારના ભૌતિક પદાર્થો સારા લાગે. માટે ત્યાગમાર્ગનો અનુભવ કરો. એનો સ્વાદ કરો નિષધ-કુમારે પ્રભુની વાણી સાંભળી અને સાંભળીને તેઓ ખૂબ જ પ્રફુલ્લિત બની ગયા.

દેશવિરતી બનવા તૈયાર થયા છે. આ માર્ગે આગેકૂચ કરવાની શક્તિ પણ માનવમાં જ છે. કારણ કે નારકી, દેવતા અપચ્ચખાણી છે. બહુ બહુ તો આગળ વધી વધીને એ ચોથા ગુણસ્થાનક સુધી જઈ શકે. એટલે સમકીતી થાય, પણ વ્રત-પચ્ચખાણ ન કરી શકે. જ્યારે તિર્યંચ એથી આગળ વધીને દેશવિરતી એટલે શ્રાવકના ૧૧ વ્રત આદરી શ કે પણ એથી આગળ વધી શકતા નથી. ત્યારે માનવી તો સર્વશક્તિમાન છે. એ જો ત્યાગમાર્ગે આગળ વધે તો ચૌદે ગુણસ્થાનક સર કરીને મોક્ષમાં પણ જઈ શકે છે. મોક્ષમાં જવાનો પરવાનો માનવ જન્મમાં જ મળે છે. ઉર્ધ્વગામી જીવન પણ માનવી કરી શકે છે. તો આપણને શેની અભિલાષા છે? આપણી ક્યા માર્ગે આગેકૂચ છે? અંગ્રેજીમાં March શબ્દ જો નામ તરીકે વપરાય તો તેનો અર્થ માર્ચ મહિનો થાય છે. પણ જ્યારે એ શબ્દનો ક્રિયાપદમાં ઉપયોગ કરવામાં આવે ત્યારે તેનો અર્થ કૂચ કરવી થાય છે. તો આ માર્ચ શબ્દ આપણને સમજાવે છે કે તમે આગેકૂચ કરો, પણ શેમાં? તો March શબ્દનાં પાંચ અક્ષર છે. તેમાં પ્રથમ અક્ષર M આપણને કહે છે કે March in the field of the marcy તમે દયાના ક્ષેત્રમાં આગળ વધો. કારણ કે દયાળુ હૃદય એ નંદનવન જેવું છે. નિષ્ઠુર હૃદયના બાદશાહ કરતાં દયાળુ હૃદયનો કંગાળ માણસ વધારે ચડિયાતો છે. દયા-અનુકંપા-સેવા-પ્રેમ-મૈત્રી વગેરે સર્વ અહિંસાના જ સ્વરૂપો છે. Kindness is the golden chain by which society is bounb together. સમાજને સંગઠિત રાખવા માટે દયા એ સોનેરી સાંકળ છે. માટે M આપણને કહે છે કે તમે દયાના ક્ષેત્રમાં આગળ વધો. ત્યાર પછી બીજો શબ્દ "A" આપણને કહે છે કે March in the field of the ambitiou. તમારી જે જે મહત્વાકાંક્ષા હોય તે તે ક્ષેત્રમાં આગળ વધો. કારણ કે માનવનો એ જન્મજાત સ્વભાવ છે કે જ્યાં તેને મન થયું ત્યાં તે દત્તચિત્ત થઈ કામ કરીને એ વસ્તુ મેળવવાના પ્રયત્ન કરતો જ રહે છે. બાળક ભણતો હોય તો ત્યાં પણ એ વિચારશે કે મારે શું બનવું છે? ડાક્ટર, વકિલ કે ઇજનેર? તો તેના જે મનોરથ હશે તે લાઈન એ મેટ્રીકમાં આવ્યા પછી લેશે. તેમ આપણી પણ શી મહત્વાકાંક્ષા છે? મોક્ષની જ ને? તો એ માર્ગે આગળ વધવા માટે તેને તદ્રૂપ સાધન એવા ત્યાગ માર્ગને અંગીકાર કરવાથી જ તેની પ્રાપ્તિ થશે. માટે A કહે છે કે તમે તમારી મહત્વાકાંક્ષાના ક્ષેત્રમાં આગળ વધો. ત્યાર પછી ત્રીજો અક્ષર

છે. "R" તે કહે છે કે March in the field of the Reality. તમે સત્યના ક્ષેત્રમાં આગળ વધો. જેમ આવતી કાલે સૂર્ય ઉગવાનો જ છે તે વિષે કોઈને કશી શંકા નથી તેમ સત્યનો અચુક વિજય થવાનો જ છે એ પણ શંકા વગરની વાત છે. સત્ય સમુદ્રથી ગંભીર છે, મેરુથી મહાન છે, સૂર્યથી અધિક તેજસ્વી અને ચંદ્ર તથા ચંદનથી વિશેષ શિતળ છે. આવું હોવા છતાં માનવી તેને આચરી શકતો નથી. તેનું કારણ એ છે કે માનવીને અફીણનાં બંધાણીની જેમ અસત્યનું વ્યસન લાગેલું છે. અફીણના બંધાણીને અફીણને બદલે ગમે તેટલી સારામાં સારી વસ્તુ ખાવાની આપવામાં આવે તો પણ સારી વસ્તુને તે જતી કરશે. પરંતુ અફીણ નહીં છોડે તેવું અસત્યના વ્યસનીનું પણ છે. અફીણ છોડતાં શરૂઆતમાં મુશ્કેલી પડે છે પણ માણસ દઢ નિશ્ચય કરે તો અફીણની પરાધીનતામાંથી મુક્ત થઈ શકે. તેમ દઢ સંકલ્પવાળો જરૂર અસત્યની ગુલામીમાંથી મુક્ત બની શકે છે. માટે સત્યના ક્ષેત્રમાં આગળ વધો. ત્યાર પછી ચોથો અક્ષર "C" આપણને સૂચવે છે કે March in the field of the conduct તમારા ચારિત્રના ક્ષેત્રમાં આગળ વધો. જેમ ચંદ્ર વિનાની રાત્રી, સુગંધ વિનાનું ફૂલ, દંતશૂળ વગરનો હાથી શોભતો નથી, તેમ ચારિત્ર વિનાનો માનવી પણ શોભતો નથી. અત્તરની શીશીમાં અત્તર ન હોય તો એ શીશીની શી કિંમત? મુરબ્બાની બરણીમાં જો મુરબ્બો ન હોય તો બરણીની શી કિંમત? કૂવામાં પાણી ન હોય તો તે કહેવાતાં કુવાની કશી કિંમત નથી. વ્યાપારમાં કોઈ પણ પ્રકારનો ખરો લાભ ન હોય તો વ્યાપારની કાંઈ કિંમત નથી, તેમ જે માનવજીવનમાં ચારિત્ર નહીં તે માનવજીવનની કશી કિંમત નહિં. અત્તરની શીશીમાં અત્તરનું હોવાપણું એ તેની કિંમતનું કારણ છે. તેમ માનવજીવનના મહાત્મ્યનું કારણ તેનો દેહ નથી પરંતુ તેનું ચારિત્ર છે. ચીમનીની પૂર્ણતા તે આખા કાચમાં છે. તેમાં તડ પડે છે. પછી તેની કિંમત રહેતી નથી. તેમ મનુષ્યની પૂર્ણતા તેના ચારિત્રમય જીવનમાં છે. ચંદ્ર ભલે ને પૂર્ણિમાનો હોય છતાં વાદળાથી ઢંકાયો હોય તો તેની રાત્રિની શોભા તરીકે કશી કિંમત નથી. તેમ જે જીવનમાં ચારિત્રનો ચંદ્ર ઝગમગતો નથી તે જીવન જીવન ભલે કહેવાય પણ તે શક્તિ અને સત્વહીન છે. એટલે ચોથો અક્ષર "C" કહે છે કે તમે ચારિત્રના ક્ષેત્રમાં આગળ વધો.

શિક્ષણ નહીં પણ ચારિત્ર જ માણસની મોટામાં મોટી જરુરિયાત છે અને તે સૌથી વધુ સંરક્ષક વસ્તુ છે. માટે ચારિત્રના ક્ષેત્રમાં આગળ વધીને છેલ્લે પાંચમો અક્ષર "H" જણાવે છે કે March in the field of the Humanity તમે માનવતાના ક્ષેત્રમાં આગળ વધો. માનવતા એ આદર્શ જીવનનો પાયો છે. જો પાયો મજબુત હોય તો તેના પર ચણેલી ઈમારત પણ મજબુત બનશે પરંતુ જે ઈમારતના પાયા મજબુત ન હોય તે ઈમારત પ્રચન્ડ વાવાઝોડા યા ધરતીકંપનો આંચકો લાગતા કડડડભુસ કરતી તૂટી

પડશે, માટે તમારા પાયાને મજબુત બનાવો અહિંયા નિષધકુમારે પ્રભુની વાણી સાંભળી, અને તે સાંભળતા જ તેનાં રોમેરોમમાં આનંદની લહરીઓ ફરી વળી, કારણ કે પ્રભુની વાણીમાં અલૌકિક જાદુ ભરેલું હોય છે,

"તારી વાણી રસાળ શું અમૃતભર્યું તારા નયનોમાં જાણે શું જાદુ ભર્યું !
જોતાં લાગે ભર્યો જાણે માતાનો પ્યાર....કોઈ પામે છે,
કરે લળીને નમન તુજને હો કિરતાર....કોઈ પામે છે.

શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ વકતા બોલશે તો એ શબ્દોની ભાષામાં બોલશે, પણ ભગવાન તો હૃદયની ભાષા બોલતા અને તેથી જ એમની વાણી માનવીને તો ઠીક પણ તિર્યંચોનેય સ્પર્શી જતી. પ્રભુના નયનોમાં પણ અજબ-ગજબનું જાદું ભરેલું છે કે જેમને જોતાં પાપી પણ પાવન થઇ જાય. માતાને બાળક પ્રત્યે જેમ નિર્દોષ વાત્સલ્ય ભાવ હોય છે તેમ પ્રભુના હૈયામાં એવોજ વાત્સલ્ય ભાવ હોય છે, અને આ વાણી સાંભળી ઘણા ભવ્ય જીવો બોધ પામે છે. અને ઘણા શક્તિ પ્રમાણે તે માર્ગે ચાલવા તૈયાર થઇ જાય છે. નિષધકુમાર પણ વાણી સાંભળીને બારવ્રત અંગીકાર કરવા ઉદ્યમી થયાં છે. ત્રીજા વ્રતનું સ્વરુપ બતાવાઈ ગયું. હવે ચોથાવ્રતના ભાવો શા છે તે અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન....૭૦

### આસો સુદ ૫ શુક્રવાર તા. ૨૪-૯-૭૧

નિષધકુમાર ચોથું વ્રત સાંભળી રહ્યા છે. બ્રહ્મચર્ય વ્રત તે શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ વ્રત છે. बम्भचेरेणं बम्भणो બ્રહ્મચર્ય પાળે તે જ સાચો બ્રાહ્મણ છે. દેવ, મનુષ્ય અને તિર્યંચ સંબંધી મન-વચન-કાયાથી મૈથુન સેવવું નહીં, સેવરાવવું નહીં, સેવતાને અનુમોદન આપવું નહીં, એવા પચ્ચખાણ જેણે કર્યા છે એ સાધુપુરૂષો છે, સર્વવિરતી છે અને જે પોતાની સ્ત્રી સિવાય પરસ્ત્રીના પચ્ચખાણ કરે છે તે દેશવિરતી છે.

બ્રહ્મચર્યથી ઉત્તમશક્તિ મળે છે. એન્જીનમાં વરાળને એકત્રિત કરવામાં આવે તો તે વરાળ ટનના ટન વજન ખેંચી જાય છે. વરાળ વગર એની ગતિ અટકી જાય છે. એમ વીર્યને એકત્રિત કરવામાં આવે તો તે શક્તિ અજબગજબનું કામ કરે છે. જે નૈષ્ઠિક બ્રહ્મચારી છે, જેના ભાવમાં પણ વિષયનો અંકુર ફુટતો નથી તેને અનેક લબ્ધિઓ મળે

છે. તેની સેવામાં દેવતાઓ હાજર થાય છે. દેવ, દાનવ, ગાંધર્વ, યક્ષ, રાક્ષસ વગેરે બ્રહ્મચારીઓને નમન કરે છે.

देव दाणव गंधव्वा जक्खरक्खस किन्नरा।
बम्भयारिं नमंसन्ति दुक्करं जे करन्ति ते ઉ. અ. ૧૬ ગા. ૧૬

બ્રહ્મચર્ય રૂપ ધર્મ ધ્રુવ છે, શાશ્વત છે, નિત્ય છે. આને આચરીને અનંત જીવો સિદ્ધ થયા, સિદ્ધ થાય છે અને સિદ્ધ થશે. સર્વ વ્રતોમાં બ્રહ્મચર્ય શ્રેષ્ઠ વ્રત છે. પ્રશ્ન વ્યાકરણ સૂત્રમાં બ્રહ્મચર્યને ૩૨ ઉપમા આપી છે. પર્વતોમાં મેરુ પર્વત શ્રેષ્ઠ છે, હાથીમાં ઐરાવત હાથી, વસ્ત્રોમાં ક્ષેમયુગલવસ્ત્ર, આભરણમાં મુગટ, વનમાં નંદનવન, સંઘયણમાં વજ્ર-ઋષભનારાચ સંઘયણ, ચતુષ્પદમાં કેસરીસિંહ, રંગમાં કીરમજી, જ્ઞાનમાં કેવળજ્ઞાન, દાનમાં અભયદાન શ્રેષ્ઠ છે, સાધુઓમાં તિર્થંકર શ્રેષ્ઠ, ઋદ્ધિમાં ચક્રવર્તી, યોદ્ધામાં વાસુદેવ શ્રેષ્ઠ છે, તેમ સર્વ વ્રતોમાં બ્રહ્મચર્ય વ્રત શ્રેષ્ઠ અને મહાન છે. બ્રહ્મચર્યનો મહિમા કંઈ ઓર છે. બ્રહ્મચારીને જોઇ મસ્તક નમી જાય. ધન્યવાદના ઉદ્‌ગારો નીકળી જાય. મોટો મિલમાલિક હોય કે અનેક ઈન્ડસ્ટ્રીઝ ચલાવતો ઉદ્યોગપતિ હોય, ભૌતિક સુખના ઢેર હોય પણ એની નજર પરસ્ત્રી સામે હોય, પરસ્ત્રી લંપટ હોય, કોઈની બેન, દીકરીની લાજ લુંટતા જરાય અચકાતો ન હોય, તો એ પૈસાથી કદાચ મોટો ગણાશે, તેને સૌ માન આપશે, પણ ગુણમાં એ સૌથી છેલ્લે પાટલે હશે. એ Linecut કહેવાશે. ધર્મસભામાં પહેલી લાઈનમાં બેસવા માટે તે યોગ્ય નહિ રહે. માટે બ્રહ્મચર્ય ભાવ કેળવો. જેનું મન દઢ અને મક્કમ છે તેની સામે ગમે તેટલા પ્રલોભનો આવશે તો પણ તે ચલાયમાન થશે નહીં.

"નિરખીને નવયૌવના, લેશ ન વિષય નિદાન,
ગણે કાષ્ટની પુતળી, તે ભગવાન સમાન."

નવયૌવના નારી કે દેવાંગનાઓને નીરખીને પણ જેના મનમાં વિકારભાવ જાગતો નથી, એ તો નવયૌવનાને જોઈને વિચારે છે કે આ તો હાડમાંસ-રૂધીર-મળ-મુત્ર-શ્લેષ્મનું ભાજન છે. ઉપરથી ચામડું મઢયું છે. આમાં લોભાવા જેવું શું છે તે હું મારા મનને બહેલાવું ? આમ એના મનમાં વિકારભાવનો એક પણ અંકુર ફુટતો નથી વિષય-વિકારનો જેણે ત્યાગ કર્યો છે તે દુષ્કરમાં દુષ્કર વ્રત શીર સાટે પાળે છે. તે ભગવાન સમાન છે.

जे विन्नवणाहि जोसिया संतिण्णेहि समं वियाहिया।
तम्हा उड्ढ ति पासहा अदक्खु कामाईं रोगवं॥
સુ. અ. ૨. ઉ. ૨ ગા. ૨

જેને સ્ત્રીઓ વિનવી રહી છે, જેને પોતાના તરફ ખેંચવાના પ્રયત્નો કરી રહી છે, છતાં

જે દૃઢ છે, તેમાં લોભાતો નથી, તેની ગણના શ્રેષ્ઠ પુરૂષોમાં કરવામાં આવી છે. એક રાજા ઉપર કાગળ આવ્યો. પેક કવર ખોલી રાજાએ વાંચ્યું. અંદર લખ્યું હતું કે રાજન! હું બહુ દુઃખી હાલતમાં છું. દુઃખીયાની સંભાળ લેવી તે તમારી ફરજ છે. મારી દુઃખદ કથા સાંભળવા આપ નીચેના મુકામે પધારશો એવી મારી નમ્ર વિનંતી છે.

લિ. એક અભાગી નારી.

બુદેલખંડના રાજા છત્રપાલને આ પત્ર મળ્યો. પત્ર વાંચી રાજાએ વિચાર્યું કે હું રાજા, મારી પ્રજાનું રક્ષણ કરવું અને દુખીયાની વાત સાંભળી તેના દુઃખ દૂર કરવા તે મારી ફરજ છે. નાનામાં નાના માણસની પણ સંભાળ લેવી જોઇએ. કોઈની ઉપેક્ષા થાય નહીં. આપણા શરીરના એકએક અંગની આપણે પૂર્ણ કાળજી રાખીએ છીએ. પગમાં એક નાનો કાંટો વાગ્યો હોય, આંખમાં નાનું કણું પડયું હોય કે દાઢમાં તણખલું ભરાયું હોય તો તેની પણ ઉપેક્ષા કરતા નથી. તેમ સમાજનો નેતા કોઈપણ વ્યક્તિ તરફ ઉપેક્ષા કરી શકે નહીં.

રાજા પોતાના સૈનિકને લઈને આપેલા એડ્રેસવાળી જગ્યાએ પહોંચે છે. ત્યાં જુએ તો મોટી હવેલી છે. અંદર પગ મૂકતાં એના વૈભવનો પણ ખ્યાલ આવી ગયો. રાજાનો આગમનના સમાચાર સાંભળી પ્યારી નામની તે બાઇ બહાર આવી. રુપ રુપના અંબાર જેવી જોઇને રાજા વિસ્મય પામ્યો. અરે! આ બાઇએ લખ્યું હતું કે હું બહુ દુઃખી છું! આ કેમ માનવામાં આવે? રાજાને આવકાર આપ્યો, યોગ્ય આસન આપ્યું. રાજા કહે, બોલો બહેન! તમારે દુઃખની શી વાત કરવાની છે? બાઇ કહે છે સાહેબ? એ તો આપને એકલાને જ કહેવાની છે. આપ અંદર પધારો તો વાત કરું. રાજા ધર્મિષ્ઠ છે. કોઇને ત્યાં એકલા જવું, એકલી સ્રીને એકાંતમાં મળવું, આ બધું અયોગ્ય ગણાય એમ તે સમજે છે. એટલે કહે છે બહેન, હું અંદર નહીં આવું. મારો સૈનિક જરા દૂર ઉભો રહેશે. આપને જે વાત કરવી હોય તે કરો.

બાઈ કહે છે રાજન્! આવડી મોટી મહેલાત છે. આટલી સંપત્તિ છે પણ એનો વારસદાર કોઇ નથી. પરણીને થોડા વખતમાં જ મારા કપાળનું કુમકુમ ભુંસાયું સેંથાનું સિંદુર રોળાયું. અને હાથના કંગન નંદવાણા. આશાની ઈમારતો ભાંગીને ભુક્કો થઇ ગઈ. સાસુ-સસરાએ પણ આ સંસારમાંથી વિદાય લીધી. હવે મને જીવન અકારું લાગે છે, એકલવાયું જીવન અસહ્ય થઈ પડયું છે. એક પુત્રની ઝંખના છે, એટલે આપને બોલાવ્યા છે કે આપ જો મારો સ્વીકાર કરો તો આપના સંયોગથી આપના જેવો તેજસ્વી પુત્ર હું મેળવી શકું. આ સાંભળી ક્ષણભર તો રાજા સ્તબ્ધ થઈ ગયો. રાજા દૃઢ મનોબળ વાળો છે. કોઈના પ્રલોભનમાં લોભાય એવો નથી, એટલે બાઇને કહે છે જો બહેન! તારે પુત્ર જ જોઇએ છે ને? હું મારૂં જીવન બગાડું અને તું તારું જીવન રગદોળે. એનાથી કદાચ પુત્ર મળે કે ન મળે, પણ જીવન તો કલંકીત કહેવાય ને? એના કરતાં હું જ તારો પુત્ર છું,

મારા જેવો તેજસ્વી પુત્ર જોઈએ છે ને? હું તારો પુત્ર છું, એમ માની લે. હું માતાની માફક તારૂં સન્માન કરીશ પણ આવું અયોગ્ય આચરણ તો કદી પણ નહીં કરૂં. જુઓ, આ પરદારા સહોદર! કેટલી એની અડગતા છે? કેટલી બ્રહ્મચર્યની ખુમારી છે? એની દૃઢતા જોઈ બાઈને પોતાની ભૂલ સમજાણી અને તેણે રાજા પાસે માફી માંગતાં કહ્યું :- રાજન્! આપનો મહાન ઉપકાર છે. આપે મને સન્માર્ગે ચડાવી.

આજની પરિસ્થિતિ કેવી છે? છડેચોક સ્ત્રીઓની છેડતી થાય છે. ટ્રેઈનોમાં, બસોમાં ચડતાં ઉતરતાં સ્ત્રીઓની સાથે અડપલા કરે. હાઈસ્કૂલોમાં, કોલેજોમાં યુવાન-યુવતીઓ કેવી રીતે વર્તતા હોય છે? એકબીજાનો પરિચય વધે. ઠઠ્ઠામશ્કરીની વાત આગળ વધતી જાય. અપરિણિત હોવા છતાં ઓપરેશન કે સંતતિ નિયમનનાં સાધનોની વપરાશ સુધી પહોંચી જાય. છતાં કોઈ કોઈને કહેનાર નહી. પ્રોફેસરો પણ કાંઈ કહી શકે નહીં. એક યુવતીએ પ્રોફેસરને ફરીયાદ પહોંચાડી. પ્રોફેસરે તે યુવકને કલાસમાં ઉભો કર્યો, એની ગેરવર્તણુંક બદલ ઠપકો આપ્યો અને કહ્યું કે આ કાર્યની શિક્ષામાં તારો ૨૫ રૂા. દંડ અને બે કલાક બેન્ચ ઉપર ઉભા રહેવાની સજા અત્યાર સુધી મૌન ભાવે સાંભળતા યુવાને ઉદ્ધતાઈભર્યો જવાબ આપ્યો કે સાહેબ! મારા પ્રેમની કિંમત તમે ૨૫ રૂા માં જ કરી! એમ કહી પેલી છોકરીના ગાલ પર ટાપલી મારીને બોલ્યો, લ્યો આ ૫૦ રૂા અને હું ચાર કલાક બેન્ચ ઉપર ઉભો રહીશ. આ છે આજનું શિક્ષણ! સહશિક્ષણે તો ઘાણ કાઢી નાખ્યો છે, છતાં માણસોની આંખ કયાં ઉઘડે છે?

સગપણ થયું કે તરત જ સાથે ફરવા જાય, સિનેમા જોવા જાય અવારનવાર હળવું-મળવું. ત્રણ ત્રણ વરસ સાથે હર્યાફર્યા અને જરાક વાતમાં વાંધો પડયો એટલે કહે કે હવે આ છોકરી નથી જોઇતી માબાપ સમજાવે તો કહે કે મારે નથી પરણવું. તમારે પરણવું હોય તો પરણો. કેવો ઉદ્ધત જવાબ? જો પરાણે પરણાવશો તો પાટામાં સુઈ જઈશ. શું ચાલે માબાપનું!

"કેવાં કેવાં દુઃખડાં સ્વામી મેં સહ્યાં નારકીમાં,
એક રે જાણે છે મારો આત્મા એ....જી....રે
લબકારા કરતી કાળી વેદનાઓ સહેતાં સહેતાં,
વર્ષોના વર્ષો સ્વામી મેં વિતાવ્યા ત્રાસમાં."

જેને જાતિસ્મરણ જ્ઞાન થયું ને જેણે પોતાના પૂર્વભવ જોયાં, નારકીના દુઃખો પ્રત્યક્ષ નિહાળ્યાં તે ત્રાસી ગયા. કેવી ભયંકર વેદના, કેવો ત્રાસ, ચારે બાજુ મારો મારો, કાપો કાપોના ભયંકર શબ્દો સંભળાય, લબકારા કરતી અસહ્ય કાળી વેદનાઓ છેદી નાખે, ભેદી નાખે. લુગડાની જેમ નીચોવી નાખે, શેરડીની જેમ પીલી નાખે, તાંબુ ઉકાળી ઉકાળીને ગળામાં રેડે, આવા દુઃખો કેમ ભોગવવા પડયા? પોતાની જ ભૂલથી ને? ત્યાં પછી ચમાર હોય કે ચમરબંધી હોય, કોઈનોય ફાંકો ચાલે નહીં. અરે, ચરમશરીરી-છેલ્લોભવ-મોક્ષગામી જીવોને પણ કર્મે છોડયાં નથી.

"કરમ છોડશે ના તને કોઈ કાળે, જનમ જ્યાં ધરે તું તને ત્યાં સંભારે"

ગમે તે ગતિમાં, ગમે તે સ્થાનમાં હોઈશ તો પણ કર્મ તને બદલો આપ્યા વગર છોડશે નહીં. ધન, માલ, મિલકત, સ્ત્રી, પુત્ર-પરિવાર કે છ ખંડનું રાજ્ય સાથે નહિ આવે પણ કર્મ તો સાથે જ આવવાના. અહીંના ક્ષણિક આનંદ પાછળ અનંતુ દુઃખ રહેલું છે. સુરા ને સુંદરી પાછળ પડયા એના તો ભુક્કા ઉડી ગયા. માટે સમજો. જેનું મન નબળું છે એને તો એવા દ્રશ્ય જોવે તોય મન ડહોળાઈ જાય. વીર્યનું સ્ખલન થાય, વીર્ય પાતળું પડી દ્રવી જાય. શક્તિ ખલાસ થઈ જાય આથી અનેક દર્દો થાય છે અને દુર્ગતિના દુ.ખ દેખવા પડે છે. માટે સમજીને સ્વમાં ઠરો મોહને છોડો. મોહ એ સેનાપતિ છે. એનો નાશ થયાં પછી બીજા કર્મ જલદી નાશ પામશે

તુટે મોહ તો તોડાય સર્વ કર્મને રે સુકી તોડતાં સુકાય જેમ તાડયો ગમાર,
....મુકી દે સંગત મહામોહની... જી

તાડના ઝાડની એક ધોરી નસ જો તોડી નાખે તો તે તાડનું ઝાડ પડી જાય એમ મોહનો નાશ થાય, એટલે બધાં કર્મ નાશ પામે છે માટે વીતરાગ કથિત ધર્મ સાંભળો અને સાંભળ્યા પછી જીવનમાં ઉતારો. વિશુદ્ધ બ્રહ્મચર્ય પાળવા કટિબદ્ધ બનો. જીવનને ઉજ્જવળ બનાવો તો આત્માનું અવિનાશી કલ્યાણ થશે. વિશેષ અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન નં....૭૧

### આસો સુદ ૬ શનિવાર. તા. ૨૫-૯-૭૧

અહીં નિષધકુમારનો અધિકાર ચાલે છે. ભગવાન ચોથા વ્રતનું સ્વરૂપ સમજાવે છે. બ્રહ્મચર્ય વ્રત એ અહિંસાનું પોષક છે. ભગવતીજી સૂત્રમાં ગૌતમ સ્વામી ભગવાનને પૂછે છે કે ભગવાન! મૈથુનની પરિચારણા કરતાં જીવને કેટલો અસંયમ થાય? ભગવાન કહે છે હે ગૌતમ, અબ્રહ્મચર્ય સેવન કરતાં એક બે ત્રણથી માંડીને નવ લાખ ગર્ભજ મનુષ્ય જે ૧૦ આણુના ધરનારા છે, તેમનો અને તે ઉપરાંત અસંખ્યાતા સમુર્છિમ જીવોનો નાશ થાય છે. દેવનાર કે વાંદરાના કતલખાનાની વાત સાંભળીને અરેરાટી થાય, કંપારી છૂટે ત્યારે આ ભોગવટામાં મનની અને ઇન્દ્રિયોની ખુશી ખાતર કેટલા જીવોનો કચ્ચરઘાણ નીકળે છે એની કંપારી છૂટે છે?

અઠ્ઠમ કર્યો હોય તો ભૂખ લાગે, ઉલ્ટી થાય, ચક્કર આવે. બ્રહ્મચર્ય પાળતાં કાંઈ ભૂખ તરસ લાગતી નથી કે ચક્કર આવતા નથી. પણ વિષય લોલુપી જીવોને આ વાત સમજાતી નથી. એક અભિનેત્રી ઝવેરી બજારમાં દાગીનાની ખરીદી કરવા નીકળી હોય તો એને જોવા લોકોની ઠઠ જામે. આ પણ ઇન્દ્રિયોની લોલુપતા જ છે ને! પણ ઇન્દ્રિયો તો અતૃપ્ત જ છે. ગમે તેટલું તેને આપશો તો પણ શાંતિ નહીં થાય.

> जहा दवग्गी पउरिन्धणे वणे समारुओ नोवसमं उवेइ
> पविन्दियग्गीडवि पगामभोइणों न बम्भयारीस्स हियाय कासई उ.અ. ૩૨.ગા.૧૧

દાવાનળ લાગ્યો છે, ભડભડતી જ્વાળાઓ નીકળે છે. તીખારા ઉડે છે. ધુમાડાના ગોટે ગોટા નીકળે છે. આવી આગમાં લાકડા હોમો, ઘાસલેટના ડબ્બા ઠલવો તો શું એ આગ શાન્ત થશે? એમાં પવન ફૂંકાય એટલે એ આગ વધુ પ્રજ્વલિત બને. એવી રીતે ઇન્દ્રિયની આગમાં વિષયના ઇંધણા હોમો તો એ આગ શાંત નહિ થાય પણ એને વીતરાગ વાણીના પાણી છાંટીને શાંત કરો. ઉપવાસ કરવા સહેલા છે પણ ઇન્દ્રિઓને કાબુમાં લેવી બહુ મુશ્કેલ છે. એક ચપટી વગાડે ત્યાં જંબુદ્વીપને સાત ચક્કર મારી શકે એવી શક્તિવાળા દેવતાઓ પણ બ્રહ્મચર્ય પાળી નથી શકતા. માટે તેઓ બ્રહ્મચારીને નમસ્કાર કરે છે. નવ નવ કોટીએ બ્રહ્મચર્ય પાળવું બહુ કઠીન છે. ખાંડાની ધારે ચાલવા જેવું છે.

ના સંગ કરે કદી નારીનો ના અંગોપાંગ નિહાળે,
જો જરૂર પડે તો વાત કરે પણ નયનો નીચા ઢાળે,
મનથી વાણીથી કાયાથી વ્રતનું પાલન કરનારા....આ છે અણગાર અમારા.

સ્રીનો સંગ કરે નહિ, એના અંગોપાંગ નીરખે નહિ અને કદાચ જરૂર પડે તો નીચી નજરે એની સાથે વાત કરે.

मूलमेयमहम्मस्स महादोस समुस्सयं ।
तम्हामेहुण संसग्गं निग्गंथा वज्जयन्तिणं ॥ દશ. અ ૬ ગા ૧૭

અબ્રહ્મચર્ય એ અધર્મનું મૂળ છે. મહાદોષ ઉત્પન્ન કરવાનું સ્થાન છે તે માટે સાધુઓ મૈથુનના સંગને વર્જી દે છે. કુકડાના બચ્ચાને સદાય બિલાડીનો ભય હોય છે. ક્યારે એ કોળીયો કરી જશે એ ખબર ન પડે, એમ સ્રીનો પરિચય સાધુને ક્યારે પછાડી દે એ ખબર પડે નહિ. માટે સાધુ સ્મશાનમાં કે સુના ઘરમાં, બે ઘરની સાંધમાં કે મોટા પંથ ઉપર એકલી સ્રી સાથે વાત ન કરે. સ્રી ચરિત્રને કોઈ પામી શકે નહિ. સ્રીના પાશમાં સપડાએલા મુંજને ઘેર ઘેર રામપાતર લઈને ભીખ માગવી પડી અને છેવટે હાથીના પગે કચરાઈને મરવું પડ્યું. રાવણ સીતાને લઈ ગયો. તો પરિણામ શું આવ્યું ? અંતે એનો નાશ થયો. કોયો કીચક દ્રૌપદીમાં લોભાણો તો ભીમે એના હાડકાં ખોખરાં કરી નાખ્યાં આ છે વિષયાંધતાનું પરિણામ.

નારદજીએ એક વાર પદ્મોતર રાજા પાસે દ્રૌપદીના વખાણ કર્યાં. મોહમાં અંધ બનેલા રાજાએ પોતાના મિત્રદેવને બોલાવ્યો અને કહ્યું કે દ્રૌપદીને અહીં લાવી દે મિત્રદેવે ના પાડી છતાં તે માન્યો નહીં. દેવે કહ્યું કે આ કામ કર્યા પછી મારી અને તારી મિત્રતા તુટી જશે. રાજા કહે ભલે તુટે પણ આ કામ કરી દે. પોતાના મહેલમાં સુતેલી દ્રૌપદીને ઉપાડી પદ્મોતર રાજાના ભવનમાં મુકી દીધી. દ્રૌપદીએ જાગીને જોયું તો તેને આ બધું અજાણ્યું લાગ્યું. વિચાર કરે છે કે અરે, હું કઇ જગ્યાએ છું ? આ મારું ભવન નથી. ત્યાં પદ્મોતર રાજા આવે છે. દ્રૌપદીને કહે છે, મુંઝાઈશ મા. આ મારું ભવન છે. આ ધાતકીખંડ દ્વીપની અમરકંકા રાજધાની છે ! હું એનો રાજા પદ્મોતર છું. હું તારા રૂપનો પિપાસુ બન્યો છું. હું તારો દાસ છું ૭૦૦ રાણીઓ હોવા છતાં પણ તેને સંતોષ નથી. એટલે હવે દ્રૌપદી પાસે ભીખ માગે છે. અને કહે છે કે જો તું મારું માનીશ તો તને ૭૦૦ની પટરાણી બનાવીશ. દ્રૌપદી વિચારે છે કે કયાં જંબુદ્વીપ ને કયાં ધાતકી ખંડ ? પણ મુશ્કેલીમાંથી માર્ગ કાઢવો જ રહ્યો. એટલે એણે કહ્યું કે મારે ૭ મહિનાનું શીલવ્રત છે, ત્યાં સુધી તમે મારા સામું ન જોશો. રાજા વિચારે છે કે ૭ મહિના તો આંખના પલકારામાં વીતી જશે અહીં સુધી એની વહાર કરવા કોઈ આવે તેમ નથી, એમ વિચારીને વાત મંજુર રાખી.

દ્રૌપદીએ છઠ્ઠ છઠ્ઠની તપશ્ચર્યા શરૂ કરી. છઠ્ઠને પારણે આયંબીલ કરે, નવકાર-મંત્રના જાપ, પ્રભુનું નામસ્મરણ બધું જ ચાલુ છે. વ્યક્તિ ગમે તે સ્થાનમાં હોય પણ ધર્મ તો તેની સાથે જ હોય છે. દેશમાં હોય કે પરદેશમાં, મુંબઈમાં હોય કે અમદાવાદમાં, જેને ધર્મની ભાવના છે એને ક્ષેત્ર કાંઈ નડતું નથી. ધર્મ કરવો તે પોતાના હાથની વસ્તુ છે. રાજા દ્રૌપદી માટે મેવા, મિઠાઈ, વસ્ત્ર, આભૂષણો મોકલાવે છે, પણ દ્રૌપદી તેનો સ્વીકાર કરતી નથી. દાસીઓ પણ જુએ છે કે કેવી પવિત્ર બાઈ છે! આ તો કોઈ જગદંબા છે! આને રાજા કેમ લાવ્યા હશે?

આ બાજુ પાંડવોએ શોધ ચલાવી અને શ્રીકૃષ્ણને પણ વાત કરી. નારદ પાસેથી જ તેમને દ્રૌપદીના સમાચાર મળ્યાં. એટલે પાંચ પાંડવો અને શ્રીકૃષ્ણ લવણસમુદ્રના દેવની મદદથી લવણ સમુદ્ર ઓળંગીને ઘાતકી ખંડમાં આવ્યા. પદ્મોતરને કહ્યું કે દ્રૌપદીને હાથોહાથ સોંપી દે, નહીંતર જોવા જેવી થશે. રાજા માન્યો નહીં. પાંચ પાંડવો લડવા ગયા પણ પદ્મોતરે તેમને હરાવ્યાં. પાંડવો પાછા ભાગ્યા ને કૃષ્ણને શરણે આવ્યા. શ્રીકૃષ્ણ કહે: જુઓ, અપશુકનથી શબ્દ આગળ થયાં. તમે રથમાં ચડતી વખતે એમ બોલ્યા હતાં કે 'અમે નહીં કાં તો પદ્મોતર નહિ.', આમાં પહેલો નકાર હતો. હવે તમે બેસો. હું જાઉં છું. રથ પર ચડતાં શ્રીકૃષ્ણ બોલ્યા કે "હું છું આજ, નથી પદ્મોતર, તે લડવા તૈયાર થઈ ગયો છે, પણ જેના પક્ષમાં અસત્ય છે તેની કદી જીત થતી નથી કૌરવ પાસે મોટું લશ્કર હતું. ઘણાંયે એના પક્ષમાં હતા, પણ તેના પક્ષમાં અસત્ય હતું, એટલે એની હાર થઈ.

શ્રીકૃષ્ણ વસુદેવ એકલા છે. તેની સામે પદ્મોતરનું મોટું લશ્કર છે, પણ જ્યાં શ્રીકૃષ્ણે ધનુષ્યનો એક ટંકાર કર્યો ત્યાં તો તેનું અડધું લશ્કર સુઈ ગયું અને જ્યાં પંચાયન શંખ ફુંક્યો ત્યાં લશ્કર નાસભાગ થઈ ગયું. પદ્મોતર ભાગ્યો અને ગઢના દરવાજા બંધ કરી દીધાં. પવન આવે ને પાંદડુ કંપે એમ તે કંપવા લાગ્યો. પરસ્ત્રીગમનના લહાવા લેવા જતાં બીચારાને લાવારસ દેખાયો. શ્રીકૃષ્ણે વૈક્રેયરૂપ કર્યું. નરસિંહનું રૂપ બનાવ્યું. અને જ્યાં ધરતી પર થપેટા માર્યાં ત્યાં ગઢ અને કાંકરા બધું પડવા લાગ્યું. દરવાજા તુટી ગયા. ધરતીકંપ થાય એમ ધરતી ધ્રુજવા લાગી. મંદિરના શિખરો પડવા લાગ્યા. રાજા તો બિચારો ભાગ્યો. 'હવે શું કરૂં?' મોત તો સામે દેખાવા લાગ્યું. એ તો ગયો દ્રૌપદીનાં શરણે, "મને હવે તું બચાવ." જેના પર શાસન જમાવવા માગતો હતો તેની પાસે આજે તેને લાચારી કરવી પડે છે.

દ્રૌપદી કહે છે કે, બચવાનો એક જ ઉપાય છે અને તે એ કે ક્ષત્રીયવીરો સ્ત્રી ઉપર હાથ ઉપાડતા નથી. માટે બચવું હોય તો સ્ત્રીનો પોશાક પહેરો, મને આગળ કરો. અને ૭૦૦ રાણીઓ મારી પાછળ તમારા ગીત ગાતી આવે. મને કૃષ્ણના હાથમાં સોંપી દો, તો તમે બચી જશો. વિષયના લાલચુ આ રાજાની કેવી દશા થઈ? સ્ત્રીનો પોશાક પહેરવો પડયો.

"સીતા સંતાપી રાવણુ રોળાણો, દ્રૌપદી દુભાવી દુર્યોધન દુભાણો,
રે પાપના ભારા તું બાંધ મા લુંટારા, તારા પાપે પીડાશે તારી કાયા."

સતીને સંતાપનારના કેવા બુરા હાલ થયા? રણમાં રોળાણો ને અકાળે મરણને શરણ થઈ ગયો. પદ્મોતર, સ્ત્રીનો પોશાક પહેરી દ્રૌપદીને આગળ કરી ૭૦૦ રાણીઓ સહિત શ્રીકૃષ્ણની સામે આવ્યો. શ્રીકૃષ્ણ સમજી ગયા કે દ્રૌપદીએ શિખવાડયું હોવું જોઈએ. પણ હવે મરેલાંને શું મારવો? એમ સમજી દ્રૌપદીને લઈ પાછા વળ્યાં. આ બાજુ ધાતકીખંડના તિર્થંકર મુનિસુવ્રત સ્વામી દેશના દઈ રહ્યા છે, ત્યાં કપિલ નામના વાસુદેવ દેશના સાંભળી રહ્યા છે. તેણે શંખનો નાદ સાંભળ્યો એટલે એણે ભગવાનને પૂછયું, ભગવંત! હું વાસુદેવ છું, તો મારા જેવો આ બીજો બળિયો કોણ? ત્યારે ભગવાને કહ્યું કે આ તો જંબુદ્વીપના ભરતક્ષેત્રના વાસુદેવ છે. અમરકંકાનો રાજા પદ્મોતર દ્રૌપદીને લઈ આવ્યો હતો તેને લેવા તેઓ આવ્યા હતા. પ્રભુ! મારા સમાન પદવીવાળાને મારે મળવું જોઈએ પ્રભુ કહે, મળી નહી શકો. છતાં આ વાસુદેવ જાય છે. શ્રીકૃષ્ણને લવણ સમુદ્રમાં જતાં જુએ છે. શંખ ફુંકીને બોલાવે છે, પણ શ્રીકૃષ્ણ શંખ દ્વારા જ ના કહી દે છે કે હવે પાછા વળાય તેમ નથી.

વાસુદેવ પાછા વળે છે અને અમરકંકામાં આવે છે. અમરકંકાના ગઢ, કાંગરા બધું પડી ગયું છે. રાજાને જઈને પૂછે છે કે આ શું થયું? રાજા કહે છે, ભરતના વાસુદેવ લડવા આવ્યા હતાં. મેં એનો સામનો કર્યો અને એમને પાછા કાઢયા. સારું થયું હું હતો નહીં તો તે તમારા પર ચડી આવત. વાસુદેવે તો પ્રભુ પાસેથી સાંભળ્યું છે એટલે એને તો ખબર છે એટલે કહે છે, તું આટલું જ સાચું બોલે છે? મને તારી બધી ખબર છે. તને દ્રૌપદીએ બચાવ્યો, નહીંતર તું મરી જાત. રાજા શું બોલે? વાસુદેવે એના પુત્રને રાજ્ય આપ્યું. રાજાને પદભ્રષ્ટ કર્યો. જુઓ, પરનારીનો સંગ કરવાની ઇચ્છાવાળાને મળ્યું શું?

માટે જ્ઞાનીઓ કહે છે. જો આત્માનો ઉદ્ધાર કરવો હોય તો વ્રતમાં આવો. વ્રત પાળતાં કોઈનું અહિત થયું સાંભળ્યું છે? શ્રાવક સદાય સંતોષી હોય. સૂર્યની સામે દ્દષ્ટિ જાય કે તરત પાછી લઇ લેવાય છે તેમ પરસ્ત્રી સામે નજર જાય કે તરત દ્દષ્ટિ પાછી ખેંચી લે.

સાધુઓ વહોરવા જાય અગર ગમે ત્યારે સ્ત્રીઓ એની સામે આવે તો પણ તે સ્ત્રીની સામે નજરેનજર મીલાવે નહીં. એમાં ખૂબ સાવધાન હોય. કારણ કે આ તો ખૂબ લપસણું સ્થાન છે. જરા અસાવધાન બન્યો કે મર્યો સમજવો. રાજપાટ કે અનેક સ્ત્રીઓને છોડીને નીકળેલા પણ જો પ્રલોભનમાં લોભાણા તો પતનના પંથે પહોંચી ગયા.

પોતાની એક ત્રાડથી આખા વનને ધ્રુજાવનાર સિંહ પણ બકરાની લાલચે રોજ ખાવા આવતાં, એક દિવસ તે પાંજરામાં પુરાઈ ગયો. એનું મંદર આની બળ ઓછું થઈ ગયું. તે લાચાર થઇ ગયો. કમજોર થઈ ગયો. આવી દશા કોણે સર્જી ? માંસની લાલચે ને ? એમ સ્ત્રીની લાલચમાં જે લપટાય છે તે પતન પામે છે. માટે આત્માનું કલ્યાણ કરવું હોય; દુર્ગતિના દુઃખથી બચવું હોય, શાશ્વત સુખ મેળવવું હોય તો બ્રહ્મચર્ય લાવમાં આવો. વિશેષ અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન નં...૭૨

### આસો સુદ ૭ રવિવાર તા. ૨૬-૯-૭૧

નિષધકુમારનો અધિકાર ચાલે છે. તેઓ ભગવાનની દેશના સાંભળી, બારવ્રત અંગિકાર કરે છે. એમાં ચોથું વ્રત બ્રહ્મચર્યવ્રત ચાલે છે. સોનામાં સોના તરીકેની, રેશમમાં રેશમ તરીકેની, ફળમાં ફળ તરીકેની કિંમત અથવા યોગ્યતા નથી હોતી તો તે નકામાં છે. તેમ મનુષ્યમાં મનુષ્ય તરીકેની કિંમત કે યોગ્યતા નથી હોતી તો તે કહેવા માત્ર મનુષ્ય છે. ચારિત્રના બળ વડે તે મનુષ્ય મહાન મનુષ્ય બની શકે છે. મનુષ્યમાં સર્વોત્તમ મનુષ્ય થવાની શક્તિ રહેલી છે. કુશળ વ્યાપારી પાસે પૈસા ન હોય અને તેને મૂડી આપવામાં આવે તો તે ઉત્તમ અને લાભદાયી વ્યાપાર કરી શકે છે તેમ મનુષ્યને મનુષ્ય થવાની મૂડી મળી જાય અને તેનો શુદ્ધ ઉપયોગ કરે તો અવશ્ય ઉત્તમ મનુષ્ય બની શકે. આપણને આ મૂડી મળી ગઈ છે હવે કુશળતાથી તેનો ઉપયોગ કરવો જરૂરી છે. નકલી રૂપિયો નહિ પણ સાચો ચાંદીનો રૂપિયો બનવું હોય તો આપણામાં આપણે સર્વોત્તમ શક્તિને જગાડવી જોઈએ. બીજ આપ મેળે ઉગતું નથી પણ સારું ખાતર, એડેલીભૂમિ, પાણી, પ્રકાશ અને એનો નાશ કરનાર જંતુઓનો અભાવ હોય તો બીજ પોતાનામાં રહેલી શક્તિનો વિકાસ કરી શકે છે. મનુષ્ય પણ યોગ્ય અને અનુકૂળ સંયોગોમાં મૂકાય ત્યારે સર્વાંગી વિકાસ સાધી શકે છે. ચારિત્રથી વિકાસની ગતિ અતિ તીવ્ર બને છે. બ્રહ્મચર્યમાં પાવર છે, શક્તિ છે. સાડા ત્રણ મણની કાયા હોય, દેખાવ પણ સુંદર હોય પણ હાર્ટ મજબુત ન હોય તો ડોકટર કહી દે, આને હરવા ફરવા દેશો નહી. એક માણસ સુકલકડી હોય પણ હાર્ટ મજબુત હોય તો ગમે તેટલું તે હરે ફરે તો પણ વાંધો ન આવે. માનવજીવનમાં ચારિત્ર એ હાર્ટ છે (હાર્દ છે), જેનું હાર્ટ મજબુત છે એ ઘણું કામ કરી શકે છે.

ચારિત્રવાન આત્મા પરમાત્મા બની શકે છે. શ્રીમંતોમાં લેખાતો હોય પણ જેને ચારિત્રના ભુક્કા બોલાવી દીધા છે, જે પરનારીનાં સંગે નાચે છે તે હેવાન છે. તેની સમાજમાં કોઈ ગણના નથી. જ્ઞાની પાસે તેનો કોઈ કલાસ નથી. માટે ચારિત્રવાન બનો. દૂધપાક, બાસુદી, શ્રીખંડ, લાડવા પચાવો છો તેમ શરીરમાં વીર્ય છે એને પચાવો. વીર્ય વગરનો માણસ માંયકાંગલા જેવો છે. વીર્ય શરીરનો રાજા છે. આંખ, નાક, કાન, સ્નાયુ વિ. બધા અંગોપાંગમાં વીર્યથી તેજ આવે છે. તાકાત આવે છે. અબ્રહ્મચર્યથી વીર્યની હાની થાય છે. ચારિત્ર વિનાનો માનવી હાલતું ચાલતું મડદું છે. તેનામાં તાકાત-હૈવત નથી. ચારિત્ર એ બ્રેક છે. સાઈકલમાં જેમ આગળ જવાની શક્તિ છે તેમ અસ્થાને અથડાઈ ન પડે તે માટે બ્રેક પણ છે. ચારિત્રનું બળ મનુષ્યોનો વિકાસ સાધે છે અને વિનાશ થતો અટકાવે છે. અબ્રહ્મચારીનું જીવન હરાયા ઢોર જેવું છે.

જૈસે ફીરત હૈ ઢોર હરાયો, ખાત પીત હૈ માલ પરાયો,
અપને ધણી કો નામ લજાયો, બે અદબી નાદાન,
ભજન બીન નર હૈ પશુ સમાન".

ઢોર બે જાતના છે. એક ધણીની મરજી મુજબ ચાલનારો, અને એક સ્વછંદી-પોતાની ઈચ્છા મુજબ ચાલનારા, તેમ માણસ પણ બે પ્રકારના હોય છે. એક ભગવાનની આજ્ઞા પ્રમાણે જીવન જીવનારા અને બીજા પોતાની મરજી પ્રમાણે ચાલનારા. સ્વછંદી હરાયાઢોરને તેનો માલીક લીલો ચારહટીયો ખાવા આપે છતાં હરામ ચસ્કો એવો લાગ્યો હોય કે પરાયા ખેતરમાં ઉભા મોલ જોવે અને ખેતરમાં ચરવા માડે, જ્યારે ખેતરનો ધણી દેખે ત્યારે ડાંગે ડાંગે મારીને તેને અધમુઓ કરે અને ડબામાં પુરે એના ધણીને છોડાવવા માટે દંડ ભરવો પડે છે. તેમ કેટલાક પુરુષોને પોતાની રૂપવતી નારી હોય તો પણ સંતોષ ન થાય, અને પારકી સ્ત્રીને રીઝાવવા દોડયા જાય. અંતે માર ખાય છે. જેનું ચારિત્ર ઉમદા નથી તેનું જીવન કબરમાં સૂતેલા માણસ જેવું છે. કેટલાક લક્કડફોડ લોકો લાકડા ઉપર ઘા મારે છે. અને કેટલાક કારીગર લાકડામાંથી પૂતળી બનાવે છે. આ બેમાંથી એક સર્જન કરે છે, અને બીજો લાકડાને ફોડે છે. બંનેમાં પૈસા કોણ મેળવે છે? કારીગર પૈસા વધારે કમાય છે. એક પથ્થર તોડે છે અને એક પથ્થરમાંથી મૂર્તિ બનાવે છે. ટાંકણા વડે ઘડી ઘડીને નવું સર્જન કરે છે. તમે તમારૂં જીવન કેવું બનાવ્યું છે? જીવનનું નવસર્જન કર્યું છે કે ભાંગતોડ જ કરી છે? જીવનને ઉમદા બનાવો.

कामं तु देवीहिं विभूसियाहिं, न चाइया खोभइउं तिगुत्ता,
तहाऽवि एगन्तहियं-ति नच्चा, विवित्तवासो मुणिणं पसत्थो ॥

દેવલોકમાંથી દેવાંગનાઓ નીચે ઉતરે અને ગમે તેટલું આકર્ષણ કરે, પણ ત્રણ ગુપ્તિવાળો

મુનિ ચલાયમાન થાય નહીં. જેને ચારિત્ર પર પ્રેમ છે તેનાં શીલ પાસે છ ખંડનું રાજ્ય કે ઈન્દ્રનું ઈન્દ્રાસન તણખલાને તોલે લાગે. જેણે પોતાનું ચારિત્ર ગુમાવ્યું એણે સર્વસ્વ ગુમાવ્યું છે. તમને શારીરિક ઉપાધિ આવે, તબિયત બગડે, આંખે મોતૈયો કે ઝામર આવે, પેટમાં અલ્સર થાય તો તરત ડોકટરને બતાવો છો પણ ચારિત્ર બગડે ત્યારે શું કરો છો? ચારિત્ર માનવજીવનનો અર્ક છે. ફુલની સુવાસ છે. ચારિત્રવાન માણસ જ્યાં જાય ત્યાં સુવાસ મુકતો જાય છે. સવારમાં ઉઠતાંવેત ચારિત્રવાન, ગુણવાન એવા વીર પુરૂષનું નામ લ્યો તો દિવસ સુધરી જાય. રોજ નામ લ્યો તો ખ્યાલ આવશે. ચારિત્રવાનને જોઈ તેમના પ્રત્યે ગુણાનુરાગ થશે કે તેમણે જીવનને હોમી દીધું પણ ચારિત્ર પાળ્યું. શરીર એ તો રાખનો ઢગલો છે. તેને માટે ચારિત્રનાં ચુરા કરવા એ મૂર્ખાઈ છે. તમે આત્માને માટે શું કર્યું? જેટલી શરીરની ચીવટ છે એટલી આત્માની ચીવટ છે?

તેલ ખોરૂં હશે તો નહિ ખાવ, કારણ ઉધરસ થઈ જાય. દૂધ બગડી જશે તો નાંખી દેશો. શાક સડેલું આવશે તો ફેંકી દેશો, કારણ કે પેટમાં આ ખરાબ પદાર્થ જાય તો શરીર બગડી જાય. શરીરની આટલી ખેવના રાખો છો જ્યારે ખરાબ વિચાર આવે તો આત્મા બગડે છે એ ખ્યાલ રહે છે? શાકને સુધારતા સડેલો ભાગ ફેંકી દયો છો એમ ખરાબ વિચારોને ફેંકી દયો. વિષય વાસનાની વૃત્તિ ડોકીયું કરે કે તરત એનું ડોકું ઉડાવી દો. "આવા સડેલા વિચારો કરવા એ મારો ધર્મ નથી." કોઈપણ વસ્તુ સડે કયારે? તે વસ્તુમાં બળ નથી રહેતું ત્યારે સડે છે. જીવ જતાં કલેવર ગંધાય છે, સડવા માંડે છે. દુર્ગંધ ફેલાવા માંડે છે એમ જેનું બ્રહ્મચર્ય ઉડી ગયું તે સડવા માડે છે. જેનામાં ચારિત્ર નથી તે મિલ માલિક હોય, દશ મોટર તેને ત્યાં ફરતી હોય, ચાર મીલ હોય, જ્યાં જાય ત્યાં સાધુઓના ભાવ પૂછતો હોય, જે સ્વસ્ત્રી સંતોષી નથી, પરસ્ત્રીગમન કરનારો છે. દગાબાજ છે, તે વખાણવા યોગ્ય નથી. આ શાસનમાં ગુણો પૂજવા યોગ્ય છે, પૈસો નહિ. આજે માણસ આજીવિકા માટે પૈસાવાળાની સેવા કરે, એની ગુલામી કરે, તેની વાતમાં જીહા જીહા કરે, પણ ભાઈ! આવાની નોકરી મૂકી એકવાર ભગવાનની નોકરી કર, અને ભગવાનની આજ્ઞા ઉઠાવ તો તારો બેડો પાર થઈ જશે. આજે સૌ પૈસાવાળાને દિકરી આપે છે. કારણ કે ત્યાં પૈસો છે, મોટરો છે. છોકરો એન્જીનીયર કે ડોકટર છે. ઘરમાં કામ કરવા ઘાટી છે, રસોઇ કરવા માટે રસોઈયો છે, પણ વરરાજા ચારિત્ર્યવાન છે કે નહિં તે ન જુએ સુખ–સાહ્યબી જોઈ કન્યા હોંશે–હોંશે સાસરે પણ જાય. પરિચય થતાં ખોબે આંસુડે રોવાનો વારો આવે.

નારી ગરીબ, દળણાં દળતી, ધનવાળી હીરે ઝળહળતી,
હીરા–મોતી વાળી રોતી, એનો કંથ વિલાસો માણે છે,
ધનવાન જીવન માણે છે, નિર્ધન એ બોજો તાણે છે,

કોઈ અનુભવીને પૂછી જો કે કોણ જીવી જાણે છે,
ધનવાન જીવન માણે છે, નિર્ધન એ બોજો તાણે છે.

ગરીબ નારી પારકા ઘરનાં દળણાં દળે છે, પણ શીલને સુરક્ષિત રાખે છે. કોઈ શેઠીયો ૧૦૦ રૂપિયા આપે પણ પૈસા માટે શીલ વેચતી નથી. પોતાના શીલનું જાનના જોખમે રક્ષણ કરે છે. ભલે ગરીબી હોય પણ આવા પૈસાને લાત મારે છે. પૈસાવાળી દશહજારના હીરાવાળી બુટ્ટી પહેરે છે, હીરાનો સેટ પહેરે છે, પણ રાતના બાર વાગ્યા સુધી તેના કંથની રાહ જુએ છે, પણ પારકે ઘેર જનાર આવતો નથી, તેથી દડ-દડ આંસુ પાડે છે. તેને પોતાના સ્વામીની વર્તણુકથી સંતોષ નથી. તે એમ વિચારે છે કે આવા દારૂ પીનાર અને પારકી સ્ત્રીઓમાં રાચનાર પુરૂષ કરતાં મને કોઈ ગરીબને ત્યાં મારા માબાપે આપી હોત તો સારૂં હતું. જીવનમાં ચારિત્ર્ય નથી, તો કાંઈ જ નથી. તમારે ધનવાન બનવું છે કે ચારિત્ર્યવાન? ચારિત્ર્યવાન. અહીં બેઠા છો ત્યાં સુધી જ ને?

આજના નાસ્તિકવાદ અને વિલાસના ભરચક સંયોગો વચ્ચે સાવધાન રહેવા જેવું છે. દિલમાં ઉંડે સુધી શીલનું મહત્ત્વ બેઠું હોય તો જ બચી શકાય, નહિ તો આજના જમાનામાં વ્યામોહમાં ફસાવવાનું થાય. આજનો યુગ વિકાસનો છે એમ માની લોકો પૂર્વ યુગની સદાચારની વાતોને વાહિયાત લેખે છે. વળી વિષય એ કુદરતી હાજત છે એમ પણ મનાવે છે તેથી વિષયની છૂટને નિર્દોષ ગણે છે. પણ આ બધી ભ્રમણા છે. એમાં ફસાયા પછી જીવ જીવનપર્યંત પશુતુલ્ય બનીને રહે છે. માટે આવા પતનના વિચારોને ફેંકી દઈ શીલને જ મહત્ત્વ આપવાની જરૂર છે. કામવાસનાને નિરંકુશ છૂટી મૂકવાથી કેવી દશા થાય છે તે તમને સુવર્ણાના દૃષ્ટાંત ઉપરથી સ્પષ્ટ થશે.

એક નગરમાં નંદ નામના શ્રેષ્ઠીવર્ય છે. તેમને ત્યાં વૈભવ-વિલાસનો પાર નથી. તેમનાં પત્નીનું નામ રત્નાવલી છે. લગ્ન પછી ઘણાં વર્ષે રત્નાવલી એક પુત્રીનો જન્મ આપે છે. તેનું નામ સુવર્ણા રાખે છે. ખૂબ લાડકોડથી તેનો ઉછેર થાય છે. યોગ્ય ઉંમર થતાં એક શ્રેષ્ઠી પુત્ર હરિદત્ત સાથે તેના લગ્ન થાય છે હરિદત્ત લગ્ન પછી થોડા ટાઈમે વેપાર કરવા માટે લંકાપુરી જાય છે. પહેલાનાં જમાનામાં પત્નીને સાથે લઈ જતાં ન હતાં. આજે તો મુંબઈમાં પહેલા રૂમ લઈ લે પછી લગ્ન કરે એટલે લગ્ન પછી તરત જ મુંબઈમાં વસવાટ શરૂ થઈ જાય. સુવર્ણા સાસુ સસરાની હૂંફમાં દિવસો પસાર કરે છે. પણ જુવાની દિવાની છે. બાલ્યવય વટાવવી સહેલ છે પણ યુવાવસ્થા દરિયાનાં વમળ જેવી છે. વમળ વટાવવા ખૂબ મુશ્કેલ પડે છે. તેમ યુવાનીમાં કાળો ડાઘ ન લાગવા દેવો તે મુશ્કેલ છે. જેને પોતાની યુવાનીને જાળવી છે તે ધન્યવાદને પાત્ર છે.

આ સુવર્ણાએ જીવનમાં કોઈ જાતનો સંયમ રાખ્યો નહિ. ખાવા-પીવામાં કોઈ

કમી ન રાખી. હરવા ફરવા જવું, વિકારોને ઉત્તેજિત કરે એવા ખોરાકો ખાવા, એવા પોશાક પહેરવા, પછી ઇન્દ્રિય પર સંયમ કેવી રીતે રહે? જેને ત્રિદોષ થયો હોય તેને સુંઆરો થાય છે. તે લુગડા ચુંથે છે, યદ્દ્વા-તદ્દ્વા બકે છે. તેને દૂધ સાકર અને ચોખા ખવડાવવામાં આવે તો સનેપાત વધી જાય છે પણ મટતો નથી. યુવાની તો હોય જ. તેમાં માદક પદાર્થો મળે પછી ઉન્માદ વધી જાય છે. દોડવું હોય ને ઢાળ મળે, પછી શી ખામી રહે? સુવર્ણામાં ખાવાપીવાનો સંયમ નથી. સાસરીયા અને પીયરીયા બંને પહોંચતા છે. સુવર્ણાને ખૂબ સાચવે છે, તેની પાસે કામકાજ કરાવતા નથી. પણ નવરૂં મગજ સેતાનનું કારખાનું છે. કામને મારનાર કામ છે. સુવર્ણામાં કામ પ્રદિપ્ત થાય છે. થોડો વખત સાસરે રહી પીયર જાય છે. એના બંગલાની સામે રાજમહેલ આવેલો છે.

એક વખત સુવર્ણા પોતાના બંગલાની બારીમાં ઉભી છે. ત્યાંથી રાજકુમાર તોસલ નીકળે છે. સુવર્ણા તોસલકુમારને જુએ છે અને વાસના તીવ્ર બને છે. સીસકારો કરી બોલાવે છે. બંનેની આંખો સામસામી ટકરાય છે. આંખમાં કામણ છે, આંખમાં વિજળી છે, આંખમાં વિકાર છે. આંખથી બંને વાત કરે છે, ૧૧ વાગ્યે રાત્રે આવવાનો સંકેત કરી સુવર્ણા ચાલી જાય છે. તોસલ કુમારના દિલમાં પણ સુવર્ણા પ્રત્યે આકર્ષણ ઉત્પન્ન થયું છે. તે રાત પડવાની રાહ જુએ છે. બરાબર અગ્યાર વાગતા સુવર્ણા પાસે પાછલે બારણેથી તે કુમાર પહોંચી જાય છે, બંનેએ પોતાની ભાવના પૂરી કરી. બ્રહ્મચર્ય ભાવના ભુકા કરી નાખ્યા. વિષયવૃત્તિ જાગી, તેને પૂર્ણ કરે પણ તે વધુ બળતરા મૂકતી જાય છે. હવે તો તોસલકુમાર રોજ આવવા લાગ્યો. કામ અંધ છે. કામી પુરૂષ વિવેકને વિસરી જાય છે.

ગોટલામાં મોટો આંબો સમાયેલો છે એમ એક અનુચિત કરણીમાં અનેક અનુચિત કરણીઓ સમાએલી છે. દોષો અને દુષ્કૃત્યોને લેશ પણ આવકારવા એ ખતરનાક છે. સુવર્ણા અને તોસલકુમાર રોજ રાત્રે મળે છે, ઈચ્છિત કામ ભોગવે છે. પરિણામે સુવર્ણાને ગર્ભ રહે છે. પાપી માણસો પાપ કરતાં જરા પણ અચકાતા નથી, પણ તેના કડવાં ફળ ભોગવવાના આવે ત્યારે રાડ પાડી જાય છે.

ઘણા એમ કહે છે કે અત્યારના જમાનામાં પાપી-જુલ્મી માણસોને ત્યાં સુવર્ણની ખુરશીઓ હોય છે અને ધર્મી રીબાય છે. ધર્મીને કોઈ બોલાવતું પણ નથી. પાપકર્મ આચરનાર જો પૈસાદાર હોય તો દુનિયામાં એની બોલબાલા થાય છે. પુણ્ય-કર્મના ઉદયથી સુખ મળે છે અને પાપકર્મના ઉદયથી દુઃખ મળે છે. ધર્મ કરવાથી તરત સુખ મળે અને લુચ્ચાઈ વિ. કરવાથી તરત દુઃખ મળે, આ માન્યતા સામાન્યતઃ ખોટી છે. જેને 'જે કર્મનો ઉદય ચાલતો હોય તે મુજબ તેને સુખ કે દુઃખ મળે. એ વખતે આત્મા ધર્મી છે કે પાપી એ વાત જોવાની રહેતી નથી પણ વર્તમાનમાં જે પાપ કર્યું છે. તેનું ફળ તો ભાવીમાં ભોગવવું પડશે. ધરતી પર ઉભેલું બાળક પડી જાય તો તેને કેટલું વાગે?

અને એ જ બાળક સાતમે માળે ચડી જાય, એ વખતે મા ભલે ખુશ થાય અને તાળીઓ પાડીને બોલે કે મારો લાલ સાત માળ ચડી ગયો! પણ સાતમા માળની પાળી વિનાની અગાશીથી નીચે પડે ત્યારે માની રાડ ફાટી જાય. બાળકનું મૃત્યુ થઈ જાય. પાપાત્માને કર્મ સત્તા પણ આ જ રીતે પુણ્યનો સાતમો માળ દેખાડે છે. કોઈ આવા સુખને જોઈને અંજાશો નહિ. આ તો ભયાનક પતન માટેનું ચડાણ છે. ચારિત્રથી નીચે પડનાર ક્યાંય ફેંકાઈ જવાનો છે. તમે મીલવાળાઓને જોઈને હરખાવ છો ને? પણ તેના આચાર વિચાર કેવા છે, તે જુઓ છો? જેટલા દુરાચારના રવાડે ચડયા એટલા પછડાણા છે.

સુવર્ણા દુરાચારી બની ગઈ. પરિણામે તે ગર્ભિણી બની. દિવસે દિવસે ગર્ભ વધવા લાગ્યો. પુરૂષો પાપ કરીને દૂર ભાગી જાય છે, પણ સ્ત્રી, સમાજમાં તિરસ્કારને પાત્ર-ધિક્કારને પાત્ર બને છે. ઉંચું મોઢું કરી ચાલી શકતી નથી. સુવર્ણાના પિતાને ખબર પડી કે મારી એકની એક પુત્રી ગર્ભવતી બની છે. તેનો પતિ પરદેશ છે. કાંઈક અકાર્ય થયું. શેઠને થયું કે તેણે મારા કુળને કલંક લગાડયું, આબરૂ નષ્ટ કરી. હવે ઝેરના કટોરા પીવાનો વખત આવ્યો છે. નંદ શેઠ પુત્રીને બોલાવી ધમકી આપે છે. 'તારી પાસે કોણ આવે છે?' એ પૂછે છે, પણ સુવર્ણા કાંઈ જવાબ આપતી નથી. અંતે શેઠ રાજા પાસે જાય છે. એ રાજાને કહે છે, રાજન્! મારી દીકરીનો પતિ બાર વર્ષથી પરદેશ છે, હજુ આવ્યો નથી, પણ દીકરીને ગર્ભ રહ્યો છે. એ કોના પરિચયમાં આવી છે તેની તપાસ આપ કરી દો. રાજાએ સી. આઈ. ડી. ગોઠવી દીધી.

સરકસવાળા સિંહ સાથે બાથ ભરે છે, પણ સાથે કરંટ રાખે છે. જરાક વિફરે તો મારી નાખે. એક સરકસમાં સિંહના મોઢામાં ડોકું નાખી જીવ સટોસટના ખેલ બતાવતા. એક વખત સિંહના દાંત સાથે માણસનું માથું જરા છોલાણું ને તેમાંથી લોહી નીકળ્યું તેનો સ્વાદ સિંહે લીધો. લોહી મીઠું લાગ્યું ને એણે એ માણસને મારી નાખ્યો. સરકસનાં માણસોએ સિંહને ખતમ કરી નાખ્યો. એક વાર સ્વાદ ચાખ્યો એટલે તે ખૂન કરી બેઠો. એમ માણસે એક વાર અકાર્ય કર્યું અને સવેળાએ જાગી ન જાય તો વારંવાર એ તલપ લાગે છે. ટેવ પડી ગયા પછી મુકવી મુશ્કેલ બની જાય છે. તોસલ કુમારને સુવર્ણાની ઘેલછા લાગી છે. દરરોજના ટાઈમે તેને ત્યાં જાય છે પણ વિચાર કરતો નથી કે હું કોણ છું? આજે યુવરાજ છું, આવતી કાલે રાજા થવાનો છું. પ્રજાનું રક્ષણ કરવું એ મારો ધર્મ છે. જો આવા કામ કરીશ તો પ્રજા મને પદભ્રષ્ટ કરશે, મારૂં ક્યાંય સ્થાન નહીં રહે સી.આઈ.ડી.એ તોસલકુમારને જોઈ લીધો. પણ આ તો રાજાનો પુત્ર છે. તેનું નામ કેવી રીતે દેવાશે? એમ વિચાર કરતાં પોલીસો રાજા પાસે પહોંચે છે અને કહે છે, સાહેબ! આપે સોંપેલું કામ પતી ગયું છે. પણ તે વ્યક્તિનું નામ દેવાય તેમ નથી. રાજા કહે છે જે હોય તેનું નામ કહી દો. હું ન્યાયના આસન પર બેઠો

છું. મારા કુટુંબની કોઇ વ્યક્તિ હશે તો પણ હું તેને બરાબર સજા કરીશ. તમે જરા પણ ડર રાખ્યા વિના નામ આપી દયો. પોલીસો કહે છે સહેબ! "એ વ્યક્તિ બીજી કોઈ નથી પણ તોસલકુમાર છે." નિષ્પક્ષપાતી હોય તે સારી રીતે શાસન ચલાવી શકે છે. રાજાએ પડહ વગડાવ્યો કે કાલે સવારે સભા છે. કચેરીમાં નાના મોટા બધાને હાજર થવા વિનંતી છે. બીજે દિવસે યથા સમયે બધાં હાજર થયાં. સુવર્ણા આવી છે તે કોઇને ખબર નથી. રાજા ઉભા થઈ કહે છે. "મારા પ્રિય પ્રજાજનો! આપ બધાંને આશ્ચર્ય થતું હશે કે અમને શા માટે બોલાવવામાં આવ્યા છે, પણ હું હમણાં જ એ વાતનો ખુલાસો કરૂં છું. પછી તોસલકુમારને પોતાની પાસે બોલાવે છે. તોસલકુમારનાં આનંદનો પાર નથી. તેને એમ થાય છે કે, આજે પિતાશ્રી મને રાજ્ય સિંહાસન સોંપી દીક્ષા લેવાના લાગે છે. ત્યાં તો રાજાએ કહ્યું "તોસલ, હું પૂછું એનો સાચે સાચો જવાબ આપજે, નહિ તો આ તલવાર તારી શરમ નહીં રાખે. બોલ, તું નંદ શેઠની પુત્રી સુવર્ણા સાથે દુઃચેષ્ઠા કરે છે?" આ સાંભળી તોસલકુમારનાં મોતીયા મરી ગયા. શિરપાવની ઇચ્છા રાખી હતી, પણ તેને બદલે શિર ઉડી જવાનો પ્રસંગ બની ગયો. પાપ કરતાં તો કરી નાખ્યું પણ હવે આંખ સામે મોત દેખાવા લાગ્યું. રાજાને મોઢે 'હા' પાડવી પડી. રાજાએ પ્રજાજનોને સંબોધીને કહ્યું, બોલો, તમારે આવો રાજા જોઈએ છે?" તમે જ કહો, આને શી શિક્ષા કરૂં? પ્રજાજનોએ કહ્યું, "એક વખતનો ગુનો માફ કરો." રાજા માન્યા નહીં. રાજાએ કહ્યું પ્રધાનજી! અત્યારે જ મારાઓ તૈયાર કરી દૂર જંગલમાં આનો વધ કરાવો. આવો કુલાંગાર પુત્ર મારે ન જોઈએ. અને ભવિષ્યમાં કોઈ પણ વ્યક્તિ આવી ભૂલ કરશે તો તેને સખત સજા ફરમાવવામાં આવશે. મારાઓ તથા તોસલકુમારને લઈ પ્રધાન જંગલમાં ગયાં. પણ પ્રધાનને થયું "આ યુવરાજની ઉગતી યુવાની છે, ઉન્માદમાં ભૂલ કરી બેઠો, પણ આવા આશાસ્પદ યુવાનની કિંમતી જીંદગી કેમ નષ્ટ કરાય?" પછી કુમારને કહે છે કુમાર, હું તને જીવતો મૂકું છું. તું જીવતો હઈશ તો સારા કૃત્યોથી આ પાપ ધોઇ નાખી જીવનને અજવાળીશ એવી આશાએ તને બચાવું છું. તું પરદેશ ચાલ્યો જા. પણ હવે સુધરી જજે.

તોસલકુમારે મંત્રીનો આભાર માન્યો. તે ત્યાંથી ચાલી નીકળ્યો અને પાટલીપુત્ર જઇ રાજ્યમાં નોકરીએ રહ્યો. શીલભંગ કરનારને આ પૃથ્વી પર કેવી સજા મળે છે! તોસલકુમારનું રાજ્ય ગયું, રાજ્યના ખજાનામાંથી એક પાઇ પણ ન મળી. પહેર્યે લુગડે નીકળી જવું પડ્યું. વિકારનું પોષણ કરીને કયારેય એવું બન્યું છે કે પછી ફરીથી વિકાર ન જ ઉઠે? વિકારનો તો અંત જ ન આવે. એવા વિકારોને શા માટે પોષીને આનંદ માનવો? એના કરતાં એને શમાવીને નિત્ય તૃપ્તિનો આનંદ શા માટે ન માનવો?

સુવર્ણાનું પાપ બધે પ્રગટ થઈ ગયું. તેથી તે ફિટકાર પામવા લાગી. તોસલકુમારનાં

વધના સમાચારથી તેના મનને ખૂબ સંતાપ થયો. અંતે કંટાળીને એક રાત્રે ઘરમાંથી ભાગી નગર બહાર નીકળી ગઈ જંગલમાં ચાલી જાય છે. પોતે ગર્ભિણી છે દહાડા ભરાઇ જવા આવ્યા છે. ખૂબ ચાલવાથી થાકી ગઈ છે. એમાં પ્રસૂતિની પીડા ઉત્પન્ન થાય છે. પાસે કોઇ દાયણ કે નર્સ નથી સુવા માટે પલંગ અને ગાદલું તો શું પણ એક ગોદડું પણ નથી. સ્ત્રીને પ્રસૂતિની વેદના એટલી બધી કારમી હોય છે કે તે જોતાં વૈરાગ્ય થઇ આવે.

પ્રસૂતિ કેરી પીડ પ્રસૂતા નારી પીછાણે, અજ્ઞાત વાંઝણીને શું, જેને વીતી હોય તે જાણે.

જેણે પીડા ભોગવી હોય તેને ખબર પડે. બીજા શું જાણી શકે? ખૂબ વેદના થવાથી સુવર્ણા બેભાન બની જાય છે. અને જંગલમાં એક પુત્ર તથા એક પુત્રીનો જન્મ થાય છે. ઠંડા પવનથી થોડી વારમાં તેને મૂર્છા વળે છે. બે નાના બાળકની માતા બનવાથી સુવર્ણા આનંદમાં આવી જાય છે. બાળકને ઉદ્દેશીને કહે છે. હે પુત્ર! તું જ હવે મારો બેલી છે. તારા આધારે હું મારું જીવન વીતાવીશ. સુવર્ણા અજ્ઞાન છે. પ્રભુનું શરણું લેવાને બદલે પુત્રનું શરણું લે છે. સુવર્ણાએ તોસલની વીંટી બાળકને ગળે બાંધી અને પોતાના નામની વીંટી બાળકીના ગળે બાંધી. પછી સાડીના બે ભાગ કરી એક ભાગમાં બે બાળકને બાંધ્યા અને એક ભાગ પોતે ઓઢયો. પોટલી એક બાજુ મૂકી પોતે પર્વતના ઝરણામાં સ્નાન કરવા ગઈ. પાછળથી એક વાઘણ આવી પોટલી ઉપાડી ગઈ. થોડે જતાં પોટલીની એક ગાંઠ ઢીલી પડી ગઇ, છૂટી પડી ગઈ અને બાળકી નીચે પડી ગઇ. વાઘણ તો પોતાની ગતિએ ચાલી જાય છે. તેને કાંઈ ખબર નથી. જેનું આયુષ્ય જબ્બર હોય તેને ગમે ત્યાંથી સહાય મળી જાય છે. વાઘણ બાળકને લઈ જઇ રહી છે, ત્યાં એક રાજા શિકાર કરવા આવ્યો. વાઘણને જોતાં એક, બે, ત્રણ ગોળી છોડી. અને વાઘણ મૃત્યુને શરણ થઈ ગઈ. બાળક એક બાજુ પડી ગયું. રાજા શિકારની નજીક આવે છે, ત્યાં બાળકને જુએ છે અને કોઈ દૈવી ભેટ માની લઈ લે છે. તે જ રસ્તેથી પ્રધાન નીકળે છે. તેને બાળકી મળે છે. પોતાને કાંઇ સંતાન નથી, તેથી તેને લઈ ઘર ભણી પ્રયાણ કરે છે. બાળકો વાઘણના મુખમાં આવ્યા પરંતુ તેમનો શુભોદય કેટલો કે વાઘણે તેમને તરત ભરખી ન ખાધા. અને રાજા તથા પ્રધાનની પાસે આવી ગયા, જેથી તેમનું લાલનપાલન પણ સુંદર રીતે થાય. પેલા રાજા સબળસિંહે ગામમાં વાત ફેલાવી કે રાણીને ગર્ભ હતો તે વાત અમુક કારણસર ગુપ્ત રાખેલી, આજે રાણીએ પુત્રને જન્મ આપ્યો છે. ગામમાં જન્મોત્સવ ધામ ધૂમથી ઉજવવામાં આવ્યો અને બાળકનું નામ વ્યાઘ્રદત્ત પાડવામાં આવ્યું. પેલી બાળકી જંગલમાંથી મળી તેથી તેનું નામ વનદત્તા રાખ્યું. આ બાજુ સુવર્ણા શુદ્ધ બની પાછી આવી જોયું તો ત્યાં બાળકો ન મળે આથી તે ખૂબ કલ્પાંત કરવા લાગી. અંતે ફરતી ફરતી જ્યાં બાળકો હતાં તે નગરમાં આવી, અને પ્રધાનને ત્યાં જ નોકરીએ રહી. વનદત્તાનો ઉછેર તેના હાથે થવા લાગ્યો, પણ પોતે જાણતી નથી કે આ મારી જ પુત્રી છે.

વ્યાઘ્રદત્તનું બીજું નામ મોહદત્ત રાખેલું છે. ભાઇ બહેન બંને અનુક્રમે મોટા થાય છે. વર્ષોના વહાણાં વાતાં તેઓ ૧૮ વર્ષની ઉંમરે પહોંચે છે. એક વખત વસંત મહોત્સવ છે, મોહદત્ત અને વનદત્તા બંને ફરવા નીકળ્યા છે. વનદત્તાની સાથે સુવર્ણા છે, અને મોહદત્ત-એકલો જ છે. એક જગ્યાએ તે બંને ભેગા થઇ જાય છે. મોહદત્તની નજર વનદત્તા ઉપર સ્થિર થાય છે, વનદત્તા પણ તેની સામે જુએ છે, કામ પ્રદિપ્ત થાય છે, એકબીજાનાં નયનો વિંધાય છે. આ વાત ચતુર સુવર્ણાના લક્ષ બહાર નથી જતી, તેથી તેને એમ થાય છે કે આ રાજાનો પુત્ર છે, ભલેને બંને પ્રેમમાં પડે મારે બંનેને સગવડતા કરી આપવી જોઇએ. એમ વિચારી સુવર્ણા વનદત્તાને કહે "આપણે અહીં સૂર્યાસ્ત થયા પછી આવશું. અત્યારે ઘરે જઈએ." આ શબ્દો મોહદત્તના કર્ણપટ પર પણ પડે છે. તે સમજી જાય છે કે આ દાસી મને જ સંકેત કરી રહી છે.

મોહની વિટંબણા કેવી છે તે જુઓ જો. સગા ભાઈ બહેન ભ્રષ્ટ થવા તૈયાર થયા છે. અને માતા સગવડતા કરી આપે છે. તોસલકુમાર પણ આ ગામમાં જ છે. રાજાના હજૂરીયા તરીકે તે નોકરી કરે છે. રાત પડતાં સુવર્ણા વનદત્તાને લઈ નિયત સ્થાને આવે છે. હજુ મોહદત્ત આવ્યો નથી એટલે આંટા લગાવે છે. તે વખતે પેલો તોસલ ત્યાંથી પસાર થાય છે. અને તેની દ્રષ્ટિ વનદત્તા પર પડે છે. અરે ? આ તો સાક્ષાત્ લક્ષ્મી છે. આની સાથે સંસારના સુખ ભોગવ્યા નથી ત્યાં સુધી જીવન નિરર્થક છે. પિતા મોહવશ બની પુત્રીની નજીક આવે છે. અને તેનો હાથ પકડે છે તથા કહે છે. 'હે સ્વરૂપવતી નારી ! મારી સાથે ચાલ, હું તને મારા દ્રવ્ય સિંહાસને પધરાવીશ" વનદત્તા તો એકદમ ગભરાઈ ગઈ અને "બચાવો બચાવો"ની બૂમો પાડવા લાગી. ત્યાં રાજકુમાર આવી જાય છે અને પોતાની પ્રિયા પર એક હજુરીયો દુરાચાર કરે છે, તે જોઈ એકદમ ગુસ્સે થાય છે અને કહે છે, "અરે દુષ્ટ ! પાપી ! પારકી સ્રી પર ખરાબ દ્દષ્ટિ કરતાં શરમાતો નથી ? તને તો મારે બરાબર શિક્ષા કરવી પડશે".

અંતે બંને સામ સામા લડે છે અને દિકરો બાપને ઉભો ને ઉભો ચીરી નાખે છે. મનમાં આનંદ અનુભવે છે કે આ દુષ્ટને મારી નાખ્યો એટલે વનદત્તા મારા ઉપકાર નીચે આવી જશે. આ જોઈ પેલી સુવર્ણા કે જે એક વખત તોસલકુમારના મૃત્યુના સમાચારથી અત્યંત દુઃખી થઈ હતી તે આજે આનંદિત બને છે. તે પણ પોતાના પ્રિયપાત્રને ઓળખી શકી નથી.

આ પછી મોહદત્ત અને વનદત્તા એક કેલી–ગૃહમાં દાખલ થાય છે. ત્યાંનું વાતા–વરણ મઘમઘાયમાન અને વિષયને ઉત્તેજીત કરે તેવું છે. બંને અસંયમને પંથે પડવાની તૈયારી કરે છે ત્યાં તેમના કાન પર શબ્દો અથડાય છે. "ધિક્ક, ધિક્ક ! બાપ મારી બહેન સાથે વિષય સેવવા તૈયાર થયો છે ! ધિક્કાર છે, ધિક્કાર છે તને ! " આજુ બાજુ નજર કરે

છે પણ કોઈ દેખાતું નથી. વળી પાછો વનદત્તાનો સ્પર્શ કરતો જાય છે. ત્યાં પેલા શબ્દો સંભળાય છે. ત્રીજીવાર પણ એ શબ્દ સંભળાય છે, આથી કુમાર કેલીગૃહની બહાર નીકળે છે તપાસ કરતાં કેલીગૃહની સામે એક ટેકરીપર એક મુનિ બેઠા છે તે ઉપર પ્રમાણે બોલતા હતા. ત્રણે જણા મુનિ પાસે જાય છે. મુનિને નમન કરી પૂછે છે "હે મુનિ! આપ શું બોલી રહ્યાં છો!" મુનિ ત્રણ જ્ઞાનનાં ધણી છે. તે કહે છે. ભાઈ! તેં જેને મારી નાખ્યો તે તારો પિતા હતો. અને આ વનદત્તા તારી બ્હેન છે. આ સુવર્ણા તારી માતા છે. મુનિ, સુવર્ણા તથા તોસલના પ્રેમની........બધી વાત કહે છે.

રાજા કે નેતા ધાક ધમકીથી જે કામ નથી કરી શકતા તે મુનિ પ્રેમથી કરે છે. ત્રણે જણા પોતાના પાપનું પાર્યાશ્ચત કરે છે. અને હવે શું કરવું કે જેથી જીવનનો ઉદ્ધાર થાય એમ પૂછે છે ત્યારે મુનિ સંસારની અસારતા અને સંયમની મહાનતા સમજાવે છે. તેથી ત્રણેય જણાને સંસાર પ્રત્યે ઉદાસીનતા જન્મે છે. અને સંયમનો માર્ગ અંગીકાર કરી આત્મ કલ્યાણ સાધે છે.

બ્રહ્મચર્ય વ્રત સર્વશ્રેષ્ઠ અને જયેષ્ઠ છે. તેનું આરાધન કરનાર જીવો આત્મ કલ્યાણ સાધે છે. વિશેષ અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં.....૭૩

## આસો સુદ ૮ ને સોમવાર તા. ૨૭-૯-૭૧

બધાં વ્રતોમાં બ્રહ્મચર્ય વ્રત મોટું છે. મોટો પંડિત, વિદ્વાન કે શાસ્ત્રી હોય, પણ તેની આચાર શુદ્ધિ ન હોય તો તેની કિંમત જરા પણ નથી. સાડા ત્રણ મણની કાયામાંથી નવટાંકનું નાક ઉડયું તો તેની કાંઇ કિંમત નથી જેનામાં જ્ઞાન અલ્પ હોય પણ આચાર અને વિચારની શુદ્ધિ છે, શીલ વ્રત બરાબર પાળે છે એ વિશ્વાસને પાત્ર છે. બ્રહ્મચર્ય વિહોણો બ્હારથી આબરૂવાળો દેખાય પણ આબરૂ વગરનો છે. એ પારકી સ્રીનો પાલવ પકડતાં પણ અચકાશે નહિ.

"ઢોંગી ધતિંગી દેવી દક્ષિણો ઢોંગીઓ પૂજાય છે,
ટીલાં ટપકાં બતાવીને ધર્મી કહેવાય છે,
મોકો મળતાં પરનારીનો પાલવ ખેંચી જાય છે,
સંસાર ચાલ્યો જાય છે.....

એની એ સડક ઉપર સંસાર ચાલ્યો જાય છે,
સંસાર ચાલ્યો જાય છે."

આજે દુનિયામાં ધતિંગ કરનારા ઘણા છે. મોટી જટા રાખે, આખા શરીરે ભસ્મ ચોળે, ડોકમાં માળા નાખે, કપાળમાં મોટા ગાજરીયા તાણે, હાથમાં રૂદ્રાક્ષની માળા રાખે, પણ આચાર વિચારના કે સદાચારના ઠેકાણાં જો નથી તો આવા લોકો પૈસાના પૂજારી છે. વિષયના ગુલામ છે, આત્માને ભ્રમમાં નાખનાર છે. જેણે આત્માને ઓળખ્યો નથી એવા માણસો આવા પ્રપંચીઓમાં અંજાઈ જાય છે. આવાઓ પાસે ઘરડી ણુટ્ટી પગે લાગવા આવે તો છટ નારાયણ કહે અને નાની નમણી ન.ર આવે તો સત્ નારાયણ કહે અને લાગ મળે તો તેના પ્રેમમાં પણ પડી જાય. આવા ધતિંગ દુનિયામાં કંઈક ચાલ્યા કરે છે. આવા ધુતારા અને ઢોંગીઓ સ્ત્રીઓને કહે, હું તમને પુત્ર પ્રાપ્તિ કરાવી દઈશ. મારા આશીર્વાદથી તમારે ત્યાં ધનના ઢગલાં થશે. અનેક સ્ત્રીઓ ભોળી બની ભોળવાઈ જાય છે અને એકાન્ત મળતાં કુકર્મ કરવા તૈયાર થાય છે. આવા કપટીઓ પોતાની જાતને સજ્જન કહેવરાવે છે પણ કરેલાં કર્મ દરેકને ભોગવવા પડશે! કર્મનો ઉદય આવશે ત્યારે તે વેશની શરમ નહિ રાખે.

पिंडोलए व्व दुस्सीले, नरगाओ न मुच्चइ ।
भिक्खाए वा गिहत्थे वा, सुव्वए कम्मई दिवं ॥२२॥ ઉ. અ. ૫

જે કુશીલ આચરણ આચરવા વાળો છે તેને નરક મુકતી નથી. સાધુ હોય તેને પણ દુર્ગતિમાં જવું પડે છે. માત્ર વેશ કોઈ ને તારી શકતો નથી.

"पुन्यस्य फलमिच्छन्ति पुन्यम् नेच्छन्ति मानवा
पापस्य फलम् नेच्छन्ति पापं कुर्वन्ति सादरा"

પુન્યના ફળ ભોગવવા બધાને ગમે છે પણ પુણ્ય ઉપાર્જન કરતા નથી. ધર્મ કરવો ગમતો નથી અને પાપના ફળ કડવા છે તે કોઈને ગમતા નથી છતાં પાપ કરવાનું છોડી શકતા નથી. તમે એક દિવસમાં અઢાર પાપ સ્થાનકમાંથી કેટલા પાપ કરો છો? ભગવતી-સૂત્રનો પાઠ છે કે અઢાર પાપ સેવે તો જીવ શીઘ્રતાથી ભારેકર્મી થાય છે. અઢાર પાપ ન સેવે તો હળુકર્મી થાય છે.

"ભગવતી સૂત્રમાં એક પ્રશ્ન પૂછે ગૌતમરાય,
શ્યા પાપ કર્યે જીવ ભારે કર્મી થાય?
ભગવાન મહાવીર બોલીયા તમે સાંભળો ગૌતમરાય,
અઢાર પાપ સેવવાથી ભારે કર્મી થાય."

તમને પાપનો ખટકારો થાય છે? "મારાં કેવા કર્તવ્ય છે? હું કઇ ગતિમાં જઇશ? મારું વીર્ય સવળે માર્ગે વપરાય છે કે અવળે માર્ગે?" આનું મનન તમે કદી કર્યું છે? મનન કરો. ચિંતન કરો. અધોગતિના દરવાજા બંધ થાય છે કે નહીં એ નિત્ય વિચારો. દહીંમાં રવૈયો મુકી મંથન કરો તો માખણનો પીંડો મળે છે, તેમ ચિંતન નિદિધ્યાસન કરવાથી આત્મતત્વ પ્રાપ્ત થાય છે. પણ સારાસારનો વિચાર કર્યા વિના કાળાં કર્મો જ કરે છે, તેને કાળી સજા ભોગવવી પડે છે.

"चिट्ठं कूरेहिं कम्मेहिं परिचिट्ठइ अचिट्ठं कूरेहिं कम्मेहिं नो चिट्ठं परिचिट्ठइ" (આચારાંગ)

જે જીવ ક્રૂર કર્મો કરે છે તેને ક્રૂર ગતિમાં જવું પડે છે. જે જીવ ક્રૂર કર્મ કરતો નથી તેને માટે ક્રૂર ગતિ પણ નથી. આ બે ને બે ચાર જેવી વાત છે. એક હાથે દેવાનું છે, બીજે હાથે લેવાનું છે. માટે સમજીને કાંઇક સત્કર્મ કરો. દુનિયાને સુધાર્યા પહેલાં તારી જાતને સુધાર.

"પ્રૌઢ થયો ને પળીયા આવ્યાં, ઉંમર થઈ છે પચાસજી,
વાણી ને વર્તન હજી જુદું રે ભાસે, એમાં કાંઇક રહી છે કચાશ
મન તું તારૂં આપ તપાસ, મન તું તારૂં આપ તપાસ."

૫૦ વરસના થયાં, માથે ધોળા વાળ આવ્યા. હવે કાળા કરમ (કર્મ) કરવાના મૂકી દે. આટલી ઉંમરે ધોળા માથે કાળાં કર્મ કરતાં લાજ-શરમ રાખ વૃત્તિઓ બદલાણી નથી, એવા જીવોને કાળાબજાર, કપટ, અનીતિથી પૈસા ભેગા કરી દુરાચાર કરવા ગમે છે, પાજી બની વિષય સેવવામાં રાજી રહે છે. કોઈ નાની નમણી નાર આવે તો આંખોના ડોળા ફાટયા રહે છે આ છે વિષયાંધતા. તારા પોતાના કર્તવ્યને તું જો. વાણી અને વર્તન જુદાં હશે તો કેવા હાલ થશે તેનો વિચાર કરી લેજે.

વિષય વિકારો અને વાસનાઓ આત્માને અશુદ્ધ કરનાર છે, જ્યારે આત્મામાં મલિનતા આવે છે ત્યારે આત્માનું તેજ ઝાંખુ પડે છે. બ્રહ્મચર્યથી અંધકારનો નાશ થાય છે, અને પ્રકાશની પ્રાપ્તિ થાય છે. બ્રહ્મચર્ય શરીરને સશક્ત રાખનાર જડીબુટ્ટી છે. આત્મસાધના કરવા માટે શરીરનું બળ જરૂરી છે. અને બ્રહ્મચર્ય વિના શરીર સશક્ત રહી શકે નહીં. વાસનાથી મન, વાણી અને વિચાર દુર્બળ બને છે. જ્યારે મન, વાણી અને કાયા ત્રણેય યોગ ધર્મકાર્યમાં જોડઇ જાય છે ત્યારે વિષય-વિકારનું સ્મરણ કરવાનો ટાઈમ રહેતો નથી. લાખો યોદ્ધાને જીતનાર કરતાં વાસના પર વિજય મેળવનાર મહાન છે. આત્મામાં બળ છે, શક્તિ છે. તે સંયમમાં પણ વાપરી શકાય અને અસંયમમાં પણ વાપરી શકાય. મનનું વલણ ઇન્દ્રિયોના વિષય પોષવા તરફ જ રહ્યા કરે તો અસંયમ વધે છે. પણ વિષયને વિષતુલ્ય સમજી મનને આત્મા તરફ વાળવાના પ્રયત્ન થાય તો સંયમમાં

વૃદ્ધિ થતી જાય છે. ઇન્દ્રિયોની ઉજાણી એ આત્મા માટે વિષપ્રયોગ છે. આત્માની સંયમની ચેતનાનો નાશ કરે છે પણ જેને વિષયનો હવસ લાગ્યો છે તે અનાચાર આચરતાં અટકતો નથી.

એક ગામમાં એક બ્રાહ્મણ અને બ્રાહ્મણી રહે છે. બ્રાહ્મણી ખૂબ સ્વરૂપવતી છે. તેના પતિની સેવા સારી રીતે બજાવે છે. પતિ, તેની બધી સગવડતા પૂરી પાડે છે. બ્રાહ્મણને તેના પર ખૂબ વિશ્વાસ છે. તે માને છે કે મારે ત્યાં સતી સ્ત્રી છે. પણ સ્ત્રીના હૃદયની મલિનતા બ્રાહ્મણ કેવી રીતે સમજી શકે ? નારીની શોભા શિયળમાં છે. "नारी सोहंती सुशीलवंती" ઘણી સ્ત્રીઓ હલકા કુળમાં જન્મી હોય છતાં શીલ ધર્મમાં વફાદાર હોય છે. તેથી વિપરીત ઉચ્ચ કુળમાં જન્મેલ નારી પણ અશીલવાન હોય છે. યુવાન બ્રાહ્મણી હંમેશાં પોતાના પતિને ભાત દેવા બપોરના ટાઇમે જતી, ત્યારે પોલીસ થાણા પર જમાદારનો યુવાન પુત્ર તેને પ્રેમથી ઇશારો કરતો. બંનેના યુવાન હૃદય હતાં તેઓ થોડો સમય જતાં મોહમાં લપટાણાં. પછી તો બ્રાહ્મણી પોતાના પતિને જમાડી પોલીસચોકી પર જમાદારના પુત્ર પાસે આવી જતી અને સાંજ પડતા બ્રાહ્મણના આવવાના ટાઇમ પહેલાં ઘેર પહોંચી જતી. આ વાતની બ્રાહ્મણને કાંઇપણ ખબર પડતી નથી. ખરાબ નિમિત્તો માણસને પોતાની ખાનદાની, આબરૂ વગેરે ભુલાવી દે છે. માટે દરેકે તેવા નિમિત્તથી દૂર રહેવું જોઈએ. પોતાના સદાચાર અને સજ્જનતાનું રક્ષણ કરવું તે આર્યનારીનો ધર્મ છે. પણ આ બ્રાહ્મણી પોતાના ધર્મને ભૂલી ગઈ છે અને પરપુરૂષના પ્રેમપાશમાં બંધાઇ ગઈ છે. બ્રાહ્મણને છેહ દઈ રહી છે. બ્રાહ્મણની આગતાસ્વાગતામાં કાંઈ ફેર પડયો નથી, તેથી તેને કાંઈ શંકા આવતી નથી. પણ બ્રાહ્મણીના દુરાચારની ગંધ તેના એક પડોશીને આવી ગઇ. તેણે બ્રાહ્મણને વાત કરી. પણ બ્રાહ્મણને બાઈ પર ઘણો વિશ્વાસ હતો તેથી કહ્યું, તમે બધા ઇર્ષાખોર છો. અમારો પ્રેમ જોઈ શકતા નથી. તેથી તમે ખોટા આળ નાખો છો. મારી પત્ની તો સતી સ્ત્રી છે. તેના પર મને જરાય અવિશ્વાસ નથી. પડોશીને એમ થાય છે કે એમાં મારે શો સ્વાર્થ છે? જ્યારે ભડકો થશે ત્યારે આંખ ઉઘડશે. બ્રાહ્મણીનો જમાદાર સાથેનો પરિચય વધતો જાય છે. થોડા દિવસ પછી વળી પેલા પડોશીને એમ થાય છે કે આ બ્રાહ્મણ ભોળીયો છે. તેને પોતાની સ્ત્રી પર અતિ વિશ્વાસ છે પણ ફરી તેને ચેતવવો જોઇએ. એક સવારે લાગ જોઈ તેણે બ્રાહ્મણને કહ્યું, "આપ મારી વાત માનતા નથી, પણ એકવાર તપાસ તો કરો." બ્રાહ્મણ કહે છે, "સારૂં, હું આજે તપાસ કરીશ." યથા સમયે બ્રાહ્મણ ખેતરે ગયો. બપોર પડતાં બ્રાહ્મણી ભાત લઇ આવી અને પતિને પ્રેમપૂર્વક જમાડી ને પાછી વળી. પણ આજે બ્રાહ્મણે સ્ત્રી ચરિત્ર જોવાનો નિર્ણય કર્યો છે, તેથી પત્ની રવાના થઈ કે તરત તેની પાછળ પાછળ લપાતો છુપાતો જાય છે. બ્રાહ્મણી તો દરરોજના નિયમ પ્રમાણે જમાદારના પુત્ર પાસે પહોંચી ગઇ. બ્રાહ્મણે આ જોયું. "અરેરે, મારી પાસે

હાવભાવ કરતી, પ્રેમ બતાવતી સ્ત્રી આવી દુરાચારિણી છે તેની મને તો આજસુધી ખબર પણ ન પડી. મેં તેણી પર કેટલો બધો વિશ્વાસ મુકયો, તેનું પરિણામ કેવું આવ્યું ?" બાઇ જમાદારના પુત્ર પાસે કેટલો વખત રહી તેની પણ તેણે તપાસ કરી સાંજે ઘેર જઈ બ્રાહ્મણે પોતાની પત્નીને સમજાવવા પ્રયત્ન કર્યો તેણે કહ્યું, "તું જમાદારના પુત્ર પાસે જાય છે તે શું યોગ્ય છે ? આથી તો આપણી આબરુ બેઆબરૂ થશે વળી મારી પાસે સતીનો દેખાવ કરનાર તું આવા દુરાચાર સેવતા શરમાતી નથી ?" આ સાંભળી બ્રાહ્મણીએ કહ્યુ, "ચુપ રહો. એમાં મેં શું ભુલ કરી છે ? હું શું તમારી ગુલામડી છું ? બ્રહ્મણે કહ્યુ, "આ તું શું બોલે છે !" આમાં કાંઇ સાર નહીં નીકળે તમે મને શું કરી નાંખવાના હતાં ? જાઓ, તમને ફાવે તે કરી શકો છો બ્રાહ્મણીએ ઉદ્ધતાઈભર્યો જવાબ આપ્યો. બ્રાહ્મણે એક વકીલને રોકયો અને કોર્ટમા જમાદારના પુત્ર સામે કેસ કર્યો કે આ માણસ મારી સ્ત્રીને દુરાચારના માર્ગે દોરી જાય છે તેથી આની સામે રક્ષણ મળવું જોઈએ કોર્ટમાં બ્રાહ્મણીને બોલાવવામાં આવી અને તેની જુબાની લીધી બ્રહ્મણીએ કહ્યું, "હું મારી મરજીથી જમાદારના પુત્ર પાસે જાઉં છું" મારા જીવનના પ્રશ્નને માટે હું સ્વતંત્ર છું. એમાં બ્રાહ્મણની આડખીલી મારે ન જોઈએ. બ્રાહ્મણી લાજ શરમ વિનાની બની. જે માણસો અનુચિત આચરણ આચરે છે તેને શરમ મુકી દેવી જ પડે છે. જો લજ્જા હોય તો કુકર્મ કરતાં અચકાય. પણ બ્રહ્મણી તો માનવના ખોળીયે પશુનું હૃદય રાખી પશુ જેવા ખેલ ખેલી રહી છે પણ વિચાર કરી શકતી નથી કે આ ખેલ કયાં સુધી ટકી શકવાનો છે ! બ્રાહ્મણનો કેસ કાઢી નાંખવામાં આવ્યો. હવે તો બ્રાહ્મણી વધુ બેશરમ બની જમાદારના પુત્રનો રસ પણ વધી ગયો. તેણે વિચાર્યું, બ્રહ્મણે મને કોર્ટ દેખાડી, હવે તેને પણ હું બતાવી આપીશ એક દિવસ ખેતરમાં બ્રાહ્મણ એકલો હતો. આ લાગ જોઈ જમાદારનો પુત્ર પોતાના બે માણસોને લઈ બ્રાહ્મણ પાસે આવ્યો અને બે માણસોએ બ્રાહ્મણને મારમારીને અધમુઓ કરી નાંખ્યો. એના માથા પર એવી ચોટ લાગી ગઈ કે એ મુર્છિત થઇ ગયો. અને તેની બન્ને આંખો ચાલી ગઈ. પેલા માણસો તો ચાલ્યા ગયાં પછી કોઈએ બ્રાહ્મણને ઇસ્પીતાલ ભેગો કર્યો. આ વાતની બ્રહ્મણીને ખબર પડી. પણ તે ખબર કાઢવા પણ ગઈ નહીં. સારભૂત પદાર્થો ઘરમાથી લઇ જમાદારના પુત્રને ત્યાં તે રહેવા લાગી આ બાજુ બ્રાહ્મણને કોઈ સ્થાન રહ્યું નહીં. તે અંધ હોવાથી ખેતરમાં કામ પણ કેવી રીતે કરે ? તેથી ઘેરઘેર ભટકવા લાગ્યો અને ભીખ માગવા લાગ્યો.

બ્રાહ્મણ સજ્જન માણસ હતો, પણ કર્મની ગતિ ન્યારી છે. જે સ્ત્રી પર અતિ વિશ્વાસ મૂકયો તે સ્ત્રીએ કેવી થાપ ખવડાવી ?

મનુષ્યની વૃત્તિ નદી જેવી છે જે બાજુનો ઢાળ મળે ત્યાં ઢળી પડે હાથી, ઘોડા વગેરે પર પણ અંકુશની જરૂર છે. તેમ માનવી પર પણ અંકુશની જરૂર છે. અંકુશ વિનાનું જીવન કયાં જઇને અથડાઇ પડે તે કહેવાય નહીં.

જે રાતદિવસ વાસનામાં જ રત છે તે ઉચ્ચ કુળમાં જન્મ લેવા છતાં નીચ છે. પામર છે.

ભગવાને આચારાંગ સૂત્રમાં કહ્યું છે :–उव्वाहिज्जमाणे गामधम्मेहिं अवि निब्बलासए अवि ओमोयरियं कुज्जा अवि उड्ढ ठाण गइज्जा, अवि गामाणुगाम दुइज्जिज्जा अवि आहारं वुच्छिदिज्जा अवि चए इत्थीसुमणं ॥

હે સાધુ, તને ઈન્દ્રિયોના વિષયની સતામણી થાય, મન સંયમ બહાર નીકળી જાય તો આહાર નિર્બળ કરી નાખ. ઘી–દુધ, દહીં એવા પ્રણીત આહાર લેવાથી ઈન્દ્રિયો વધુ પ્રદીપ્ત થાય છે. તેથી નીરસ આહાર કરવો. આમ કરવા છતાં મન કાબુમાં ન રહે તો ઉણોદરી કરવી. ભૂખ કરતાં ઓછું ખાવું. અતિ માત્રા આહારથી આઠમીવાડનો ભંગ થાય છે. આ વાત એક સાધુ માટે જ છે, એમ ન સમજશો. સાધુના પેટા વિભાગમાં શ્રાવકોનો પણ સમાવેશ થઈ જાય છે. ઉણોદરી કરવા છતાં મન હયું પચું થઈ જાય તો ઉભા ઉભા આખી રાતનો કાઉસગ્ગ કરવો, ઈન્દ્રિયોને થકવી દેવી, છતાં મન વિહ્વળ બને તો એક ગામથી બીજે ગામ ચાલ્યા જવું. વિષય ઉત્પન્ન કરનાર નિમિત્તોથી દુર રહેવું. આમ છતાં વિકારી ભાવ તમને સતાવે તો ચારે આહારનો ત્યાગ કરી સંથારો કરવો. આહારનો ત્યાગ કરી જીવનદોરી ટુંકાવવી તે શ્રેષ્ઠ છે, પરંતુ અબ્રહ્મનું સેવન કરવું યોગ્ય નથી. મૈથુનથી આત્મઘાત થાય છે. શરીરઘાત કરતાં આત્મઘાત ભયંકર છે, બ્રહ્મચર્યના અનુસંધાનમાં જ ભગવાન ફરમાવે છે કે શ્લોક :–पुव्वदंडा पच्छा फासा, पुव्वं फासा पच्छा दंडा ॥

કામભોગમાં લેપાણાં પહેલાં વિવિધ પાપોમાં ફસાઈને સંકટ ભોગવવાં પડે છે. અથવા પહેલાં કામ ભોગનું સેવન કરી ત્યાર પછી સંકટ ભોગવવા પડે છે. કામવાસના શા માટે અધમતાનું કારણ છે, તેમાં ભયંકરતા કેવી છે તે સમજવું જોઈએ. કામવાસના આત્માને બેભાન બનાવી દે છે. જ્યારે વિષયવાસના ચિત્ત પર સવાર થાય છે ત્યારે આત્મા તેનો દાસ બની જાય છે. આત્માને વેચીને કામભોગનું સેવન થઈ શકે છે. અને એવા કલુષિત મનવાળો સાધક પોતાની સાધનામાં સફળતા મેળવી શકતો નથી. ચિત્તમાં વિકાર અને સંયમ અથવા સંસ્કાર એકી સાથે રહી શકતા નથી. તથા અબ્રહ્મના કટુ પરિણામ આલોકમાં તથા પરલોકમાં સહન કરવા પડે છે. એ પ્રવૃત્તિ કરનારને પૈસાની પણ જરૂર પડે છે. તેથી પાપની શરુઆત થાય છે. કામથી ક્રોધ જન્મે છે, ક્રોધથી મોહ, મોહથી સ્મૃતિ વિભ્રમ, સ્મૃતિ વિભ્રમથી બુદ્ધિ નાશ અને બુદ્ધિનો નાશ થવાથી પતનઃ આવી રીતે કામભોગથી પતનની પરંપરા શરુ થાય છે. તેથી જ્ઞાની પુરૂષોએ બ્રહ્મચર્યના રક્ષણ માટે નવવાડની રચના કરી છે.

સાધક આત્માએ પોતાની વિજાતીયનો ત્યાગ કરવો, તેની સાથે કથા ન કરવી, તેના અવયવો વિષયબુદ્ધિથી નીરખવા નહીં. તેના પર મમત્વ રાખવું નહીં અને વાતચીત પણ અતિ મર્યાદામાં રહીને કરવી. મન અને ઇન્દ્રિયો ચંચળ છે. જો સાધક ખરાબ નિમિત્તો તરફ અસાવધાન રહે તો મન અને શરીર બંને પતનને પંથે પડી જાય છે. આથી મુનિએ વાસના અને મોહ પર વિજય પ્રાપ્ત કરવો જોઈએ. આવી બધી વાતો સિદ્ધાંતમાં કરી છે. આચારંગ સૂત્રના એક એક શબ્દો રત્ન સમાન છે. તેનું જ્ઞાન નહીં મેળવો તો રત્ન વિનાના રહી જશો. ધર્મના મીઠાં ફળની ઇચ્છા રાખતા હો તો આત્માનું રક્ષણ કરો. મનનું દમન કરો, સ્વભાવનું સ્મરણ કરો અને વિષયવાસનાને ટાળો.

"સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે,
વાચ, કાયા મન નિશ્ચલ રાખે, ધન ધન જનની તેહની રે...વૈષ્ણવ જન૦

સાચો વૈષ્ણવ કોણ છે? જે અસત્ય વચન બોલતો નથી અને બ્રહ્મચર્ય ચોક્ખું પાળે છે તે વૈષ્ણવ છે અને તેની જનનીને પણ ધન્ય છે. પાપના ફળ નથી જોઈતાં, તો પાપ ન કરો. જેવું વાવશો તેવું લણવાનું છે. જેવાં બીજ તેવા ફળ પ્રાપ્ત થાય છે. જેવી વૃત્તિ અને જેવી પ્રવૃત્તિ તેવી ગતિ પણ પ્રાપ્ત થશે. માટે માનવજીવનનાં ઉચ્ચ ક્ષેત્રમાં આવ્યા છો તો સંયમી જીવનના બીજ રોપો. બ્રહ્મભાવને જીવનમાં અપનાવો તો થોડા ભવમાં આત્મસમૃદ્ધિને પામી સિદ્ધદશા પ્રાપ્ત કરી શકશો. વિશેષ અધિકાર અવસરે

---

## વ્યાખ્યાન નં...૭૪

### આસો સુદ ૯ ને મંગળવાર તા. ૨૮-૯-૭૧

"અબ્રહ્મચર્ય છે ઘોર દુષ્ટ પ્રમાદનું ઘર, મુનિઓ તે ન ઇચ્છે, સાવધાન રહી સદા."

અબ્રહ્મચર્ય એ ઘોરમાં ઘોર પાપ છે. પ્રમાદનું ગૃહ છે. પ્રમાદ એટલે પરમાં માતો. પોતાના સ્વભાવમાં માંદો પડેલો અને પરમાં મસ્ત. પરનું જ ધ્યાન ધરવું તે પ્રમાદ. મુનિઓ સદા સાવધાન હોય છે. મુનિ કદી પ્રમાદને ઇચ્છતા નથી. ગમે તેવા પ્રલોભન બતાવતી સ્ત્રી મુનિ સામે આવે છતાં તે પોતાના ભાવમાં સ્થિર રહે છે. જેણે કામ ઉપર વિજય મેળવ્યો તેનું જીવન ધન્યવાદને પાત્ર છે. મોહ ઉપર વિજયી બનવું તે નાની-સુની વાત નથી.

કોઇ એક ચોરામાં સાધુ ઊભા છે. ત્યાં બે પોલીસ આવે છે, અને સાધુની નિંદા કરે છે કે આવા ઘરબાર વિનાનાં સાધુઓ સમાજમાં ભારરૂપ છે. માગી ખાવું અને મસ્જિદે સુવું. રળવાની તેવડ ન હોય તે સંન્યાસ લે છે. આની સ્ત્રી મરી ગઈ હશે, દેવું વધી ગયું હશે એટલે સંન્યાસી બની ગયો હશે. આવા માણસો સમાજનાં હિત માટે કાંઈ કરતાં નથી. અત્યાર સુધી શાંતભાવે સાંભળી રહેલાં સાધુ કહે છે ભાઈ! અમે નિર્બળ છીએ કે સબળ તે તને પુરવાર કરી આપું? તમે સૈનિકો છો ખરું ને? પણ તમારી સામે ૨૫ સૈનિકો આવે તો તમે હારી જાઓ, એ ૨૫ની સામે ૧૦૦ સૈનિકો આવે તો એ હારી જાય. એ ૧૦૦ની સામે ૫૦૦ આવે તો એ ૧૦૦ હારી જાય. એમ ૫૦૦ની સામે હજાર, હજારની સામે ૧૦ હજાર અને ૧૦ હજારની સામે લાખ અને લાખની સામે દસ લાખ સૈનિકો આવે તો લાખ સૈનિકો હારી જાય. દસ લાખ સૈનિકો સામે એક વાસુદેવ આવે તો ૧૦ લાખને હરાવે છે.

દુર્જય એવા સંગ્રામમાં બે બાહુબળથી ૧૦ લાખ સુભટોને જીતનાર કરતાં જેને એક આત્મા પર વિજય મેળવ્યો છે તે મોટો વિજેતા છે. ૧૦ લાખને જીતનાર વાસુદેવ નારી પાસે કિંકર બની નાચે છે. નારીનું ચિત્ત કેમ પ્રસન્ન રહે? તે, નારીના કહ્યા પ્રમાણે કરે છે. આમ જેની ભુજામાં આટલું બળ છે તે કામદેવથી જીતાઈ ગયો છે. સાધુ પુરૂષોએ એ કામદેવ પર વિજય મેળવ્યો છે. સાધુના રયહરણમાં જે સુખ છે તે ચક્રવર્તીના સિંહાસનમાં પણ નથી. બોલો, હવે સાધુ મહાત્માઓ બળવાન છે કે નિર્બળ છે? પોલીસોને સાધુની વાત કબૂલ કરવી પડી. મહાપુરૂષો કહે છે. હે આત્મન્! તું તારા આત્મા સાથે યુદ્ધ કર, બહારના યુદ્ધનું તારે શું પ્રયોજન છે? આત્મા પર વિજય પ્રાપ્ત કરવો હોય તો તમે તમારા વીર્યની રક્ષા કરો. જ્યાં મન, વાણી અને કાયાની અપવિત્રતા છે ત્યાં આત્માની શક્તિ કેમ ટકી રહે?

પ્રથમ તમે તમારા હૃદયમાં ક્ષુદ્ર વિચારો ન આવવા દો. સાધક અવસ્થા છે એટલે કોઈવાર મલિન વિચાર આવે તો પણ તમારા મગજ પર તેને માળો નાખવા ન દો. એટલે એ વિચારોની લાળ લંબાવો નહિ. મગજ પર એ વિચારોના દૃઢ સંસ્કાર પડવા ન દો. સમુદ્રમાં મોટી સ્ટીમરો તરતી હોય છે તેને ખૂબ સાવધાની રાખવી પડે છે. સ્ટીમરને આખી ને આખી ગળી જાય એવી મોટી મગરમચ્છો ત્યાં વસતી હોય છે. ત્યાં સાવધાની ન રહે તો અનેકનાં જીવન ભયમાં મૂકાઈ જાય છે. ધરતીના પેટાળમાં હીરા-મોતી-માણેક વિ. સારા પદાર્થો કે અસાર પદાર્થો એમ બધું હોય છે. તેમ માનવીમાં પણ બંને તત્વો હોય છે. તેમાં કોને ગ્રહણ કરવા, કયા તત્વનો વિકાસ કરવો તે મનુષ્યના હાથની વાત છે.

ખડક વિષયનાં અધવચ આવે, મોહ તરંગો મન અકળાવે,

કરવા જીવન નૈયા પાર, સાહસ કરજો ધીમે-ધીમે,
વિષમ છે વસમી જગની વાટ, પગલાં ભરજો ધીમે-ધીમે....

સંસાર સમુદ્રમાં વિષયનાં ખડકો ચારે બાજુ પડયા છે. મનોવિકાર જાગૃત કરવા હાલતાં-ચાલતાં રૂપ-રસ-ગંધ-સ્પર્શ-શબ્દ વગેરે અથડાય છે. રૂપ આંખનો વિષય છે. નેત્રનો સંયમ બ્રહ્મચારી માટે ખૂબ જરૂરી છે. પિકચર-નાટક-નૃત્યો વગેરે જોવાથી વિષય જાગૃત થાય છે. સાધુ પુરૂષોને તો અરીસામાં પોતાનું મુખદર્શન કરવાની પણ મનાઈ છે. કારણ, તેનાથી પણ વિકાર જાગે છે. વિકારયુક્ત શબ્દ સાંભળવાથી પણ બ્રહ્મચર્યની સાધનામાં બાધા ઉત્પન્ન થાય છે. શબ્દ કાનનો વિષય છે. તેના પર સંયમ રહે માટે વિકારને પોષે તેવાં ગીતો ગાવા કે સાંભળવા નહિં.

ગંધ નાકનો વિષય છે. અત્તર, સેન્ટ, ચંદન વગેરેની સુગંધ માનવોના મનમાં વાસના જગાડે છે. બ્રહ્મચારી માટે સાદું જીવન અતિ આવશ્યક છે. સ્પર્શ ત્વચાનો વિષય છે. વાસના જાગૃત કરવાનું સૌથી મોટું સાધન સ્પર્શ છે. સ્પર્શની લાલચં જીવનમાં ઘણી હોનારત સર્જાવે છે. જીભનો વિષય છે રસ. ખાટા-મીઠાં-સ્વાદિષ્ટ, ગીઠાં-મરચાથી ભરપુર પદાર્થો બ્રહ્મચારીએ બ્રહ્મચર્યના રક્ષણ માટે ન ખાવા જોઈએ. દેહને ટકાવવા માટે ભોજન અનિવાર્ય છે. માટે સાત્વિક અને કામ-પ્રદિપ્ત ન કરે તેવો ખોરાક ખાવો જોઇએ.

એક વખત અમદાવાદમાં ભંડેરીની પોળમાં એક બાવાજી સ્વધામ સિધાવ્યા હોવાથી પોળના લોકોએ જમણવાર કર્યો. તેમાં સંત સૂરદાસને જમવાનું નિમંત્રણ આપ્યું. કંસારનું જમણ હતું. સંતને પણ કંસાર પીરસ્યો. સંતે એક ભક્તને કહ્યું : મારે માટે બાજરીનો રોટલો લાવો. ભકતે કહ્યું, આપને કંસાર નહી ખાવાનું કારણ શું ? સંતે કહ્યું, ભાઇ! એક અરીસો લાવ અને રોટલો પણ લાવજે. ભકતે સંતે મંગાવેલ વસ્તુ હાજર કરી. અરીસો લઈ સંતે તેના પર કંસાર ઘસ્યો. અરીસો ઘીવાળો થઇ ગયો. પછી રોટલો ઘસ્યો એટલે અરીસો ચોકખો થઇ ગયો. સંતે કહ્યું ભાઇ! સાધુનું દિલ એટલે અરીસો. આત્માનું પ્રતિબિંબ તેમાં જોઈ શકાય છે. ઘી-ખાંડથી ભરપૂર ભોજન ખાવાથી મન મેલું બને છે. અને રોટલો ખાવાથી ઊજળું બને છે. કહેવાનું તાત્પર્ય એ છે કે સાધુએ પોતાના મનને, આત્માને અને હૃદયને શુદ્ધ રાખવા માટે લુખ-તુચ્છ આહાર કરવો જોઈએ.

બ્રહ્મચારીએ પોતાની પાંચે ઈન્દ્રિયના વિષય પર વિજય પ્રાપ્ત કરવાનો છે. મનની અંદર ઊઠતાં તરંગોને સમાવી દેવાનાં છે. તળાવનાં પાણીમા એક કાંકરી નાખો તો કુંડાળા પડે છે તેમ આ જીવે એક વસ્તુ જોઈ, કે એક વાત સાંભળી એથી તરત વિચારનાં તરંગ ઊઠે છે. તેના પર સંયમની બ્રેક હોય તો વાંધો આવતો નથી. પળ-પળની જાગૃતિ જીવને પતનનાં પંથે પડતાં અટકાવે છે, પણ જીવ પ્રમાદમાં હોય તો તે કયારે અને કેમ અથડાઈ પડશે એ કહી શકાય નહીં.

ઇલાવર્ધન નગરીમાં ધનદત્ત નામનો શેઠ અને ભદ્રા નામની શેઠાણીહતાં, તેઓ બધી વાતે સુખી હતાં. આ કોટયાધિપતિને ત્યાં પુત્રનું આગમન થયું. તેનું નામ ઈલાયચી કુમાર રાખવામાં આવ્યું. એકનો એક પુત્ર હોય અને શ્રીમંતનું ઘર હોય એમાં ઉછેરમાં શી મણા રહે? અનુક્રમે યુવાનીનાં પ્રાંગણમાં પ્રવેશ કરે છે. આ અવસ્થા એવી છે કે પૂર્વના ધર્મ સંસ્કાર પ્રબળ ન હોય તો વિષયાભિલાષા જાગતાં કંઈક અનર્થ થઈ જાય છે. એક વખત નગરમાં નટ લોકો પોતાની નૃત્યકળા બતાવવા આવ્યાં છે. નટની આખી મંડળી છે. તે નૃત્ય જોવા માટે ગામ ઘેલું થયું છે. રાજા-રાણી પણ ત્યાં હાજર છે. તેમાં એક નટકન્યા જેનું નામ કલિકા છે, એની નૃત્યકળા જોઈને બધાં તેના પર વારી જાય છે. રાણી હાર આપેછે, ભદ્રા શેઠાણી વીંટી આપે છે, પણ ઇલાયચી કુમાર તેને જોઈને તેના પર મોહિત થઈ જાય છે. મોહનાં નશામાં તે નિર્ણય કરે છે કે લગ્ન કરૂં તો આ નટકન્યા સાથે જ કરૂં. ઘેર આવી માત-પિતાને વાત કરે છે. એ ચન્દ્રચકોરી સાથે મને પરણાવો. આબરૂદાર માત-પિતા કહે છે, બેટા! આપણા કુળને કલંક લાગે એવું શા માટે કરવું જોઇએ? આપણાં સમાજમાં કયાં કન્યાઓની ખોટ છે? એક કરતાં એકવીસ કન્યા પરણાવીશ પણ આપણે નટ કન્યા ન જોઇએ માત-પિતાએ પુત્રને સમજાવવામાં કાંઈ મણા ન રાખી. પણ પુત્રે પોતાની હઠ છોડી નહિં. શેઠે નટકન્યાના પિતા જટાયુને બોલાવ્યો ને તેની પુત્રી પોતાના પુત્ર સાથે પરણાવવાનું કહ્યું. ધનની લાલચ આપી ત્યારે નટે જવાબ આપ્યો કે શેઠ! હું મારી પુત્રીને વેચવા નથી માંગતો, તમારો પુત્ર અમારી વિદ્યા શીખે અને કોઇ રાજ તરફથી મોટું ઇનામ મેળવે, અમારી નાતને જમાડે ત્યારપછી હું તે કન્યા તેને પરણાવું.

મા-બાપ એ બાબતમાં સંમત ન થયા. એક રાત્રે ઈલાયચી કુમાર ઊઠીને જટાયુનાં પડાવ તરફ આવી તેને કહે છે કે કોઇ પણ રીતે તમે મને કન્યા આપો. તમે કહેશો તેટલું ધન આપશું, પણ મારૂં મન તમારી કન્યામાં છે. જટાયુ કહે છે.

"ઓ સુણ વેપારી સુરખ ભારી, બાળકના નહીં ખેલ,
છોડી અમારી ભોળી બિચારી, એમ મળે નહિં રહેલ,
ગલીએ-ગલીએ ઘુઘરા બાંધી, કરવા પડશે ખેલ
ગાન બજાવી લોક રીઝાવી, રહેવું થશે મુશ્કેલ ....બાળકના નહિ ખેલ.

આ સાંભળી ઇલાયચી કુમાર કહે છે-

"પુરેપુરો વિચાર કરીને, આવ્યો છું તુમ પાસ,
નારી કાજે નાચીશ ઘર-ઘર, એક જ છે અભિલાષ."

એ કબુલ થાય છે. માત-પિતાની વિરૂદ્ધ જઈ ઈલાયચી પુત્રે નટની શરત સ્વીકારી.

"નવા નવા કાંઈ ખેલ કરીને, નવા-નવા કાંઈ વેશ ધરીને,
નટવર મસ્ત થઇને, નાચે ઈલાયચી કુમાર.

કંઈક સમય વિતી ચૂકયો, કહે ઇલાયચી કુમાર,
પરણાવો ઝટ પ્રેમદા મુજને, વાર કરો ના લગાર.
નારી એમ મળે નહિં, જમાડશો અમ નાત,
ધનનાં જો ઢગલાં કરો, પછી જ લગ્નની વાત.
કોઈ રાજદરબારે જાઓ, ખૂબ ખેલ કરીને રીઝાવો,
અઢળક લઈ વરદાન પછીથી, વરરાજા થઈ આવો."...કોઈ....

એક સ્રીના મોહને ખાતર મા-બાપને રડતાં મૂકી, ધન-વૈભવને ઠોકરે મારી, નટની શરત કબુલ કરી, મોહમાં મસ્તાન થઈ ઈલાયચી ચાલી નીકળ્યો. રૂપ પાછળ પડેલો ભ્રમર શું શું નથી કરતો ? પતંગિયું દિવામાં પણ ઝંપલાવે છે. નટની બધી કળાઓ તેણે સર કરી લીધી. નટમંડળ ફરતું-ફરતું બેનાતટ નગર આવે છે.

"પાગલ પ્રેમી હિંમત રાખી, ઉપડયો બીજે ગામ,
રાજા-રાણી જોવા બેઠાં, આવ્યા લોક તમામ.

ગામનાં ચોકમાં વાંસડાઓ ઊભા કરી મયૂર-નૃત્ય દેખાડવાનું શરૂ કર્યું. એ નૃત્ય કરતાં કરતાં ઈલાયચી કુમાર-

ઘડીક જુએ રાજાની સામે, ઘડીક પ્રિયાની સામે,
પણ રાજા તો તાકી-તાકી, જુએ છોકરી સામે,
જાત-જાતનાં ખેલ કરીને, ઉતરી આવી ઉભો,
જોનારાંએ રાજી-રાજી, થઈ વધાવી લીધો.
દાન તણી આશાએ નીચા, નમી કરે સલામ,
પણ રાજા તો બોલે ભાઈ, મેં નિરખ્યો નહિં કામ,
રાજ-કાજમાં ધ્યાન ગયું, એમ કાઢ્યું જુઠું બહાનું,
ફરી વાર જો ખેલો ભાઈ પછી જ આપશું નાણું.

મોહની કેવી કરામત છે ! રાજા પણ તે જ નટકન્યા પર મોહ પામ્યો છે. રાજાને તો નટકન્યા મેળવવાની ક્ષણ નજીક આવતી હોય તેમ ભાસે છે. 'હમણાં મારી પ્રિયા થશે.' મોહનો રંગ વધુ ને વધુ ઘેરો બનતો હતો. અરમાનોની રૂપેરી પગથારમાં હીરાઓ જડાતા હતા. દેહનો પરિતાપ ઓલવવા કામાથી બનેલો રાજા નટકન્યાને પોતાની કરવા કેવા કેવા અશુભ ભાવ કરી રહ્યો છે ?

"નિરાશ કરીને ખેલ ખેલંતા ચૂકી જાય તલભાર,
તો આ નટડીને હું પામું રાજા કરે વિચાર,
બીજી ત્રીજી વાર પછીથી ચડયો ચોથી વાર,
જુદાં-જુદાં બ્હાનાને કારણ, ચડીઓ પાંચમી વાર."

ઈલાયચીકુમારને ગમે-તેમ કરીને શ્રમ વેઠીને રાજાને રીઝવીને નટકન્યા પરણવાના ભાવ છે. રાજાની મુરાદ કેવી છે.?

"ઉપરથી જો પડે, પડીને મરે, તો કન્યા મલે એમ આ રાજાની ઈચ્છા,
જલ્દી રાજા રીઝે દાન જો દીએ, તો કન્યા મલે એમ આ નટની ઈચ્છા."

આ સંસારના તખ્ત પર ભવચક્રના પૂરની પ્રત્યેક ગલીએ નાટક ચાલે છે. તે ગલીએ એકેન્દ્રિય-વિકલેન્દ્રિય આદિ છે. પ્રત્યેક જીવ એકેક ભિન્ન-ભિન્ન રહસ્ય કથા ભજવતું જીવતું-જાગતું મોહ નાટક છે. એનાં આત્મ-પ્રદેશમાં મોહ-મદિરાનો નશો ઉત્પન્ન કરે છે મોહ રાજા જ રાજી થતો હોય છે. ઈલાયચી કુમાર-

ખંત ધરીને ખેલ બતાવવા, ચડયો પાંચમી વાર,
ખેલ કરંતા દૂર ચોકમાં, દૃષ્ટિ પડી પળવાર,
વિસ્મય પામી લોક જુએ છે, થંભ્યો કેમ કુમાર,
રાજા, રાણી, નટકન્યા સૌ, ખૂબ કરે વિચાર.

ઈલાયચી પુત્રનું મયૂર-નૃત્ય અદ્ભૂત છે, પણ રાજા રિઝતો નથી. જો રાજા નહીં રિઝે તો બાર-બાર વર્ષની મહેનત પાણીમાં જાય. બધા લોકો, રાણી વગેરે વિચાર કરે છે. આટલું અદ્ભૂત નૃત્ય નટ કરી રહ્યો છે છતાં રાજા કેમ રીઝતો નથી ? રાણીને પણ એમ થયું કે રાજાની દાનત ખૂરી લાગે છે. છેવટે ઈલાયચી પુત્ર પાંચમી વાર વાંસ પર ચડે છે. તે જીવન મરણના ખેલ ખેલી રહ્યો છે. ત્યાં તેની નજર દૂરની એક હવેલીના ચોકમાં જાય છે. ત્યાં એક રૂપ-રૂપની અંબાર સમી, એક યૌવનવંતી નારી હાથમાં મોદકનો થાળ લઈને મુનિ ભગવંતને વહોરાવવા આવે છે, પણ મુનિ તેની સામે ઉંચી આંખ કરીને જોતાં નથી, મોદક લેતા નથી, મુનિની દૃષ્ટિ નીચી છે, ત્યાં ઈલાયચી કુમારની દૃષ્ટિ પડે છે.

એણે દીઠાં મુનિરાજ, ત્યાગ તેજથી જુવાન, કાયા ઝળહળ ઝળહળ થાય,
ધર્મલાભ કહી ભિક્ષા કાજે, ઊભા આંગણમાંય,
મોદક લઈને આવી સુંદરી રૂપ-રૂપનો અંબાર,
ભક્તિભાવથી ભોજન દેતી, હૈયે હરખ અપાર,
હસ્ત જોડીને આગ્રહ કરતી સ્વીકારો મુનિરાજ.
ધન્ય થયો જન્મારો મારો, ધન્ય દિવસ છે આજ,
વિધ-વિધ વસ્તુ વહોરાવે પણ, મુનિ કરે ઇન્કાર,
નીચા નયને મુનિવર બોલ્યા "વધુ ખપે નહીં કાંઈ,"
હવે ઈલાયચી કરે વિચાર, ઊડી ગયો ત્યાં મોહ-વિકાર.

ઈલાયચી કુમાર વિચારે છે. અહાહા ! કયાં સાધુની સાધુતા ! અને કયાં મોહની ખીણમાં મારૂં પગલું ! આમ comparision (સરખામણી) કરતા-કરતાં મોહદૃષ્ટિ બંધ થાય છે અને જ્ઞાન દૃષ્ટિ ઊઘડે છે. તેને સમજાય છે કે આ સંસાર જે સોહામણો લાગતો હતો તે હવે તેને બિહામણો લાગે છે. સંસાર એક દારૂનું પીઠું છે. જેમાં પીધેલા, ઉન્મત્ત બની ગયેલાઓ બે હાથ ઊંચા કરી તાળીઓ પાડે છે. આત્મહત્યાનું ઘોર વાતાવરણ ઊભું કરે છે. સમજુ લોકો ત્રાસીને નાસી જાય છે આ દારૂના પીઠાગાં વિકલ્પની એક મધ-પ્યાલી પીતાં દસ મધ પ્યાલીની તૃષા જાગે છે. માત્ર જ્ઞાનદૃષ્ટિ ખુલવાની વાર છે, પછી મૂર્છા તૂટે છે. અને ચેતન સભાન થાય છે. ભૂલો પડેલો આત્મા સ્વગૃહે પાછો વળે છે. ગમે તેટલો દૂર-દૂર નીકળી ગયો હોય પણ આખરે આ આત્મા મુનિને જોઈને મોહથી પાછો ફરે છે. જ્યારે સ્વગૃહ પ્રવેશની ઉત્કંઠા જાગે છે. ત્યારે વિશ્વની કોઈ પણ તાકાત તેને તેમ કરતાં રોકી શકતી નથી. જ્યારે આત્મા જાગે છે, ત્યારે તેનાં ગૌરવનું ઔચિત્ય કેવળ સ્વરૂપ રમણતામાં જ ફેરવાઈ જાય છે. જડ પદાર્થમાં-નટકન્યાના રૂપમાં જે સુખની ભ્રાંતિ તેને થઈ હતી તે ભ્રાંતિ દૂર થઈ.

કયાં પાગલ હું ભોગવિલાસી, ને કયાં આ મુનિરાજ !<br>
નારી કાજે ઘર-ઘર નાચું, મૂકી કુળની લાજ.<br>
આગ્રહ કરતી રૂપસુંદરી, તોય કરે ઇન્કાર,<br>
દૃષ્ટિ ઊંચી કરી જુએ ના, કેવો સંયમ ધાર ! !....

અહાહા ! કયાં આ મુનિનો ત્યાગ ! સ્વસંવેદન નિજસ્વરૂપને જ અનુભવે છે. એ અનુભવ પાસે અમૃત પણ અમૃત નથી. મધ પણ ફીકકું લાગે છે. ચાંદનીની શીતળતા કરતાં આત્માની શીતળતા કંઈ ઓર જ હોય છે. સ્વયં તૃપ્ત આત્મા જે આત્મ મસ્તી અનુભવે છે તેની સરખામણીમાં દુનિયાનો કોઈ પણ પદાર્થ ઉભો રહી શકતો નથી. કયાં આવા મુનિ ! અને કયાં હું પામર !

ભિખનાં ટુકડા માગું તો યે દેતો નથી ભૂપાળ,<br>
રૂપની પાછળ રહ્યો ભટકતો, લાગી ભીષણ જાળ,<br>
ધન્ય ધન્ય આ જીવતર મુનિનું, ધન્ય જીવન આ નાર,<br>
હોજો તુજને મૂર્ખ ઈલાયચી, લાખ-લાખ ધિક્કાર ! !

હવે ઇલાયચીકુમાર સાચી સમજણના ઘરમાં આવે છે. મોહનું વિસર્જન થાય છે, ચારિત્ર ધર્મનું સર્જન થાય છે. બેભાન દશામાંથી સભાન દશામાં આવી જાય છે. અને તે જ નૃત્યના માંચડા પર તે ક્ષપક શ્રેણી, ક્ષાયક ભાવ, કેવળજ્ઞાન, કેવળદર્શન પામે છે.

પશ્ચાતાપ થકી ઇલાયચી, ભૂલી ગયો નિજ ભાન,<br>
એજ ક્ષણે ને એજ સ્થળે ત્યાં, ઉપજ્યું કેવળજ્ઞાન.

ઈલાયચીને કેવળજ્ઞાન થયાં પછી વાંસ ઉપરથી નીચે ઊતરે છે, ને દેવતા સાધુનો વેશ તેને આપે છે. રાજા, રાણી, નટકન્યા કલિકા વગેરેને ધર્મબોધ પમાડી, સાચું સ્વરૂપ સમજાવી, ધર્મના મર્મ બતાવી, ભ્રમને તોડાવી ભાન કરાવે છે. મોહની એકચક્રી ચાલતી રાજસત્તામાં ઝળગતો પૂળો મૂકી, હું અને મારાપણાંની મોહ–પતિ સંકેલી સંસારનો ત્યાગ કરી, મોહના દાંત ખાટા કરી, આત્મામાં નિજસ્વરૂપને અનુભવ્યું. રાજા, રાણી, નટકન્યા, એ સૌ પણ સંયમ માર્ગ સ્વીકારી કેવળજ્ઞાન, કેવળદર્શન પામી શાશ્વત સુખનાં અધિકારી બન્યાં. જ્ઞાનીપુરૂષો કહે છે.

सल्लं कामा विसं कामा, कामा आसीविसोवमा ।
कामे य पत्थेमाणा, अकामा जन्ति दोग्गइं ॥ ઉત્ત. ૯ અધ્ય. ગા. ૫૩

કામભોગ શલ્ય જેવા છે. આસી વિષ જેવા છે. કામભોગની ઈચ્છા કરવાવાળો જીવ અકાળે મૃત્યુ પામી દુર્ગતિમાં ચાલ્યો જાય છે. આધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત કરવા માટે પાત્રતા જોઈશે. પાત્રતા વિના વસ્તુ ટકી શકતી નથી.

"પાત્ર વિના વસ્તુ નવ રહે, પાત્રે આત્મિક જ્ઞાન, પાત્ર થવા સેવો સદા, બ્રહ્મચર્ય મતિમાન."

બ્રહ્મચર્ય ભાવ વિના ધર્મજીવનમાં વણાતો નથી. સિંહણનું દૂધ સુવર્ણના પાત્રમાં જ રહે તેમ સૂત્ર સિદ્ધાંતના અમૂલ્યભાવો બ્રહ્મચર્યરૂપી પાત્રમાં જ ટકી શકે છે. અબ્રહ્મભાવમાં રમતાં ભાઈ–ભાઈનું, મિત્ર–મિત્રનું, દિકરો બાપનું ખૂન કરી નાખે છે. મયણરેહાના રૂપમાં અંધ બનેલા મણીરથે પોતાના સગા ભાઈ યુગબાહુનું ખૂન કર્યું. બે ભાઇ વચ્ચે કેટલો પ્રેમ હતો ! મણીરથે પોતાના પુત્રને નહિં પણ નાનાભાઈને યુવરાજની પદવી આપી હતી. પણ મોહપાશમાં ફસાયેલા મોટાભાઈએ નાનાભાઈના પ્રેમને ઠોકરે માર્યો. સીતાના મોહની ખાતર જ રાવણ રણમાં રોળાયો ને ?

તમે તમારી આખી લાઈફમાં એક પણ કાળો ડાઘ લગાડયો નથી એમ કહી શકશો ? તમારા જીવનને જુઓ. અંતર નિરીક્ષણ કરો તો ભૂલો દેખાશે. ભૂલ દેખાયા પછી તેને સુધારવા પ્રયત્ન કરો. ચારિત્ર્ય એ કોહીનૂર હીરો છે. તેનું રક્ષણ કરશો તો જીવન ઉજ્જવળ બનશે. નિષધકુમાર ચોથા વ્રતના ભાવો સમજે છે. વિશેષ અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન...૭૫

### આસો સુદ ૧૦ ને બુધવાર તા. ૨૯–૯–૭૧

અનંતજ્ઞાની, ચરમશાસનપતિ, પ્રભુ મહાવીરે ભવ્ય જીવોને સિદ્ધાંત દ્વારા સમજાવ્યા છે સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થએલ વસ્તુ, તેનું નામ સિદ્ધાંત.

અહીં નિષધકુમારનો અધિકાર ચાલે છે. ચોથાવ્રતનું સ્વરૂપ સમજાવાય છે. શ્રાવકોને દેશવ્રત છે. ચોથાવ્રતમાં દેવતા સંબંધી દુવિહં તિવિહેણું મૈથુન સેવવાના પચ્ચખાણ હોય છે. બેકરણ અને ત્રણ જોગ એટલે છ કોટીએ પચ્ચખાણ થાય. અને મનુષ્ય તથા તિર્યંચ સંબંધી એગવિહં એગવિહેણું ન કરેમિ કાયસા. મૈથૂન સેવું નહિ કાયાથી. એમ એક કોટિએ પચ્ચખાણ થાય છે.

ગૃહસ્થાશ્રમમાં રહેનારને દીકરા દીકરીઓ પરણાવવા પડે છે. તેમાં અનુમોદન પણ આપવું પડે છે. તેથી તેમના વ્રતમાં ખંડન થતું નથી. તિર્યંચ સંબંધી પણ છુટ રાખી છે, કારણ કે પહેલાના જમાનામાં શ્રાવકો ગૌધન રાખતા. આનંદ શ્રાવકને ત્યાં ૪૦ હજાર ગાયો હતી. કામદેવને ત્યાં ૬૦ હજાર અને ચુલણીપિતાને ત્યાં ૮૦ હજાર ગાયો હતી.

પશુધનમાં જીભ વાપરવી પડતી એટલે તેમાં પણ એગવિહં એગવિહેણું કહયું છે. વ્રતોનું સ્વરૂપ તથા તેનાં કરણ કોટી બરાબર સમજાઈ જાય તો લેનારને ખ્યાલ આવે કે કેટલી મર્યાદા કરી છે. ચોથું વ્રત આદરનાર શ્રાવક શ્રાવિકા એકબીજાની બિમાર અવસ્થામાં સેવા કરી શકે. કાયાએ કરી મૈથુન પ્રવૃતિ ન કરવી, એટલા જ પ્રત્યાખ્યાન છે.

શ્રાવકના વ્રત ૧૨ છે. તેના ભાંગા ૪૯ છે. તેનું સ્વરૂપ ટૂંકમાં સમજાવું છું. આંક ૧૧નો. એટલે એક કરણ અને એક યોગે કરી એક કોટીએ પ્રત્યાખ્યાન કરે. તેનાં ભાંગા નવ. (૧) કરૂં નહિ મને કરી. (૨) કરૂં નહિ વચને કરી. (૩) કરૂં નહિ કાયાએ કરી. (૪) કરાવું નહિ મને કરી. (૫) કરાવું નહિ વચને કરી. (૬) કરાવું નહિ કાયાએ કરી. (૭) કરતાં ને અનુમોદું નહિ મને કરી. (૮) અનુમોદું નહિ વચને કરી. (૯) અનુમોદું નહિ કાયાએ કરી. આમ ૯ ભાગા થાય.

આંક એક બારનો. એટલે એક કરણ અને બે જોગે કરી બે કોટીએ પ્રત્યાખ્યાન થાય. તેનાં ભાંગા નવ.

(૧) કરૂં નહિ, મને કરી વચને કરી. (૨) કરૂં નહિ, મને કરી-કાયાએ કરી. (૩) કરૂં નહિ વચને કરી-કાયાએ કરી. (૪) કરાવું નહિ મને કરી-વચને કરી. (૫) કરાવું નહિ મને કરી-કાયાએ કરી. (૬) કરાવું નહિ વચને કરી-કાયાએ કરી. (૭) અનુમોદું નહિ મને કરી-વચને કરી. (૮) અનુમોદું નહિ મને કરી-કાયાએ કરી. (૯) અનુમોદું નહિ વચને કરી કાયાએ કરી. આના ૯ ભાંગા થયા.

આંક ૧૩નો એટલે એક કરણ-ત્રણ જોગે કરી ત્રણ કોટીએ પ્રત્યાખ્યાન કરે.

તેનાં ભાંગા ૩. (૧) કરૂં નહિ. મનથી-વચનથી-કાયાથી. (૨) કરાવું નહિ મનથી, વચનથી, કાયાથી. (૩) અનુમોદું નહિ મનથી વચનથી કાયાથી. તેના ભાંગા ૩. ૧૧-૧૨ -૧૩. ત્રણ આંકના ૨૧ ભાંગા.આંક એક ૨૧નો. એટલે બે કરણ ને એક યોગે કરી બે કોટીએ પ્રત્યાખ્યાન કરે.

તેના ભાંગા નવ (૧) કરૂં નહિ. કરાવું નહિ. મને કરી, (૨) કરૂં નહિ કરાવું નહિ વચને કરી. (૩) કરૂં નહિ કરાવું નહિ કાયાએ કરી (૪) કરૂં નહિ. અનુમોદું નહિ. મને કરી. (૫) કરૂં નહિ અનુમોદું નહિ વચને કરી. (૬) કરૂં નહિ અનુમોદું નહિ કાયાએ કરી (૭) કરાવું નહિ અનુમોદું નહિ મને કરી. (૮) કરાવું નહિ અનુમોદું નહિ વચને કરી. (૯) કરાવું નહિ, અનુમોદું નહિ કાયાએ કરી.

આંક એક ૨૨ નો એટલે બે કરણ અને બે જોગે કરી ચાર કોટીએ પ્રત્યાખ્યાન– તેના ભાંગા નવ (૧) કરૂં નહિ. કરાવું નહિ મને કરી–વચને કરી. (૨) કરૂં નહિ કરાવું નહિ, મને કરી કાયાએ કરી (૩) કરૂં નહિ કરાવું નહિ વચને કરી કાયાએ કરી. (૪) કરૂં નહિ અનુમોદું નહિ મને કરી વચને કરી, (૫) કરૂં નહિ. અનુમોદું નહિ મને કરી કાયાએ કરી (૬) કરૂં નહિ અનુમોદું નહિ વચને કરી કાયાએ કરી (૭) કરાવું નહિ. અનુમોદું નહિ મને કરી વચને કરી. (૮) કરાવું નહિ અનુમોદું નહિ મને કરી કાયાએ કરી (૯) કરાવું નહિ, અનુમોદું નહિ. વચને કરી કાયાએ કરી. તેના ભાંગા નવ થયા.

આંક એક ૨૩ નો એટલે બે કરણ અને ત્રણ જોગે કરી. ૬ કોટીએ પ્રત્યાખ્યાન કરે. તેના ત્રણ ભાંગા (૧) કરૂં નહિ કરાવું નહિ. મને કરી વચને કરી કાયાએ કરી. (૨) કરૂં નહિ. અનુમોદું નહિ. મને કરી વચને કરી કાયાએ કરી. (૩) કરાવું નહિ. અનુમોદું નહિ મને કરી, વચને કરી, કાયાએ કરી. ૨૧–૨૨–૨૩ ત્રણ આંકનાં ૨૧. ભાંગા થયાં.

આંક એક ૩૧ નો એટલે ત્રણ કરણ એક જોગે કરી ત્રણ કોટીએ પ્રત્યાખ્યાન કરે તેનાં ભાંગા ત્રણ. (૧) કરૂં નહિ કરાવું નહિ અનુમોદું નહિ મને કરી. (૨) કરૂં નહિ. કરાવું નહિ, અનુમોદું નહિ. વચને કરી. (૩) કરૂં નહિ, કરાવું નહિ, અનુમોદું નહિ કાયાએ કરી. આંક એક ૩૨ નો. એટલે ત્રણ કરણ બે યોગે કરી ૬ કોટીએ પ્રત્યાખ્યાન કરે તેના ભાંગા ૩ (૧) કરૂં નહિ–કરાવું નહિ, અનુમોદું નહિ. મને કરી વચને કરી

(૨) કરૂં નહિ–કરાવું નહિ, અનુમોદું નહિ વચને કરી કાયાએ કરી.

(૩) કરૂં નહિ–કરાવું નહિ, અનુમોદું નહિ વચને કરી કાયાએ કરી. આંક એક ૩૩નો એટલે ત્રણ કરણ ત્રણ યોગે કરી ૯ કોટીએ પ્રત્યાખ્યાન કરે. તેનો ભાંગો (૧) કરૂં નહિ કરાવું નહિ, અનુમોદું નહિ. મને કરી, વચને કરી, કાયાએ કરી.

૩૧ – ૩૨ – ૩૩ આ ત્રણ આંકના ૭ ભાંગા. ૨૧ + ૨૧ + ૭ = ૪૯ કુલ ભાંગા થયાં

મુનિને ચોથા મતના ૯ કોટિએ પચ્ચખાણ હોય છે. ત્રણ કરણ અને ત્રણ જોગે કરી ૯ કોટીએ પાપ કરે નહિ. મુનિને કોઈ પૂછે કે અમારી દીકરીનું સગપણ કરવું છે. તમે તો ગામેગામ વિચરો અને બધાના પરિચયમાં આવો, તેથી કોઈ સારો મુરતીયો

બતાવો તો અમે વાત ચલાવીએ. આવા પ્રસંગે સાચો સાધુ સ્પષ્ટ કહી દે કે આ મારું કર્તવ્ય નથી. અને જો કહે તો તેનું મન ભાંગે. વળી મુનિના કહ્યા પ્રમાણે લગ્ન કરે અને થોડા વખતમાં દીકરી રોતી રોતી પાછી આવે તો તેના કુટુંબીઓ કહે કે મહારાજે બતાવ્યું અને અમે લગ્ન કર્યાં તેથી આવા મહારાજ દોષને પાત્ર છે. અમને આવું ઠેકાણું શા માટે બતાવ્યું ?

કોઈ કહે, ગુરૂમહારાજ ! મારે ત્યાં લગ્નપ્રસંગ છે. તો વરકન્યાને આશીર્વાદ દેવા ચોરીમાં પધારજો આવી સંસારવૃદ્ધિની પ્રવૃત્તિમાં સાધુ કદી પગ મૂકે નહિ દીક્ષાપ્રસંગમાં સાધુ જઈ શકે, પણ લગ્નમાં ન જાય. કોઈ કહે અમારે લગ્ન સંબંધી કોઈ વિશેષ વિધિ કરવી નથી પણ અમારો હસ્તમેળાપ આપ કરાવી દો લગ્ન પછી તરત અમે બાર માસ સુધી અબ્રહ્મના પ્રત્યાખ્યાન લેશું. આ પ્રસંગે પણ સાધુ જાય નહિ, અને જો જાય તો તે ગુરૂ નથી પણ ગોર છે. વરકન્યા ઉપાશ્રયમાં આવે તો તેને માંગલિક સંભળાવે.

"સમા વિના શોભે નહિ, ભગવાન કેરૂં નામ, મુવા ટાણે ગણપતિ વિવાહ ટાણે રામ"

જે પ્રસંગે જે શોભતું હોય તે શોભે. અન્ય દર્શનીઓ ગણેશ અને રામ બંનેને ભગવાન માને છે, પણ નનામી ઉપાડતી વખતે "ગણેશ પધરાવો" એમ કહે અને લગ્ન વખતે "રામ બોલો ભાઈ રામ" આ પ્રમાણે બોલે તો કેવું બેહુદું લાગે ? એમ લગ્ન પ્રસંગે જ્યાં મોહના તરંગો ઉછળતાં હોય ત્યાં સાધુ આવી ઉભો રહે તો કેવું બેહુદું લાગે ! દરેક વસ્તુમાં વિવેક હોવો જોઇએ.

સાધુ આત્મસાધના કરે, બીજી પંચાતોથી નિવૃત્ત બને અને જે પતનનો માર્ગ હોય ત્યાંથી દૂર રહે

"આત્મજ્ઞાન ત્યાં મુનિપણું, તે સાચા ગુરૂ હોય,
બાકી કુળ ગુરૂ કલ્પના, આત્માર્થી નહિ જોય."

જેનામાં આત્મજ્ઞાન છે તેનામાં મુનિપણું છે. સાધુ મૌન વિજેતા હોય, ઇન્દ્રિયનો નિગ્રહ કરવાવાળો હોય, સાંસારિક પ્રવૃત્તિથી દૂર રહેનારો હોય.

કોઇ બાઈ આવી સાધુને કહે, મહારાજ સાહેબ, લગ્ન પછી છ મહિના સુધી સંસાર સારી રીતે ચાલ્યો. પછી કોણ જાણે શો વાંધો પડી ગયો કે મારા સ્વામી મને બોલાવતા પણ નથી ? આપ દયાળુ છો, એકાદ એવો મંત્ર આપી દો કે દોરો કરી આપો કે હું મારા સ્વામીને વશ કરી શકું. આ સાંભળી "આટલા અઠ્ઠમ કે આટલા છઠ કરજે અને મારી પાસે કોઈ કોઇ વાર આવજે, જેથી બધું બરાબર કરી દઈશ," આવું સાધુ બોલે નહીં. દોરાધાગા-મંત્રતંત્ર કરવા એ સાધુનો ધર્મ નથી.

લક્ષણશાસ્ત્રી આ જગ્યાએ મશ કે તલ હોય તો તેનું ફળ આ મળે, સ્વપ્નશાસ્ત્રી અમુક સ્વપ્નનું આ ફળ આવે. અમુકનું આ ફળ આવે તે બતાવે, નિમિત્તશાસ્ત્રી નિમિત્ત-શાસ્ત્રનો પ્રયોગ કરે. કૌતુકાદિનો પ્રયોગ કરે. આ ઉપરાંત આશ્ચર્યમાં નાખી દે તેવા મંત્રતંત્રની વિદ્યા જેમાં હિંસા, જુઠ આદિ આશ્રવો આવે છે, આવી કોઈપણ વિદ્યાથી સાધુ આજીવિકા ચલાવે તો તેવા સાધુને તેનાં કડવાં ફળ જરૂર ભોગવવા પડે. કર્મફળ ભોગવતી વખતે કોઈ શરણ થતું નથી.

પોતાની પાસે જ્યોતિષીનું જ્ઞાન હોય અને તે વડે કોઈનું ભાવિ સ્પષ્ટ દેખાતું હોય છતાં સાધુ બોલે નહીં. સાધુ એમ કહે કે હું કોઈના દુઃખ જોઈ શકતો નથી તેથી તેને દૂર કરવાના પ્રયત્ન કરું છું. જૈન દર્શનને પામેલો સાધુ આવું બોલે? સહુ પોતાના કર્મ પ્રમાણે સુખી કે દુઃખી થાય. કોઈ કહે અમે તો જેટલું કરીએ છીએ તેટલું કહી દઈએ છીયે. અમારું જીવન સ્પષ્ટ અરીસા જેવું છે અને નિખાલસ છે. સાધુ-ધર્મને લાંછન લાગે એવા કાર્ય કરે અને સમાજ સમક્ષ કહી દે કે અમે આમ કહીયે છીયે એટલે શું તે સાચો સાધુ છે? શું આ કરવા યોગ્ય કર્તવ્ય તે કરી રહ્યો છે? તમારા પુત્ર તમને કહે કે હું દારુ પીવું છું, પર સ્ત્રી સેવું છું, તમારાથી કંઈ ગુપ્ત રાખતો નથી, આથી શું તે સારો કહેવાય? સાધુનો વેશ રાખી પ્લેનમાં દેશોદેશ ફરવું, પોતાના નામના બંગલા બંધાવવાં, ચાલીઓ કરાવવી, આશ્રમો ખોલાવવા, બગીચા બંધાવવા, આવાં કર્તવ્ય કરનાર સાધુના વેશમાં ગૃહસ્થ જ છે.

સાધુથી ખરડો કરાય નહી. ચાલો હું આદેશ કરું-જેટલાએ જેટલા રૂપિયા લખાવ્યા છે તે સહુના ડબલ કરી નાંખો. આમાં એના નવકોટીના પચ્ચખાણ રહ્યાં કયાં? સાધુ કદી શ્રાપ પણ ન આપે અને આશીર્વાદ પણ ન આપે. મારું નહીં માને તો ચકલી બનાવી દઈશ, એમ પણ ન કહે. અને જા બચ્ચા, તારે ઘેર દીકરાનો જન્મ થશે એમ પણ ન કહે. જૈન દર્શન અલૌકિક દર્શન છે. જૈન સાધુએ પાપની આવક આવે એવી બધી બારી બંધ રાખવાની છે. સાધુએ સ્ત્રીઓનું દર્શન કરવું નહી. સ્ત્રીઓની સામે ટીકીટીકીને જોવું નહીં, સ્ત્રીઓને પ્રાર્થના કરવી નહીં. મગજમાં તેનું ચિંતન કરવું નહી. કોઈ સંસાર સંબંધી વાતો પૂછવા આવે તો કહી દેવું કે આ ઝવેરીની દુકાન છે બકાલાની નથી. અહીં એ માલ નહી મળે. આ ત્યાગીઓની દુકાનમાં ત્યાગનો માલ મળે. ભોગનો નહી. વસ્તુના સ્વરૂપને જેમ છે તેમ સમજો. સાધુઓ અને શ્રાવકની કોટીમાં ફેર છે. સાધુને નવકોટીએ પ્રત્યાખ્યાન છે. તમે કરણકોટી સમજો, તો વ્રતને વફાદાર રહી શકો. તમે સામાયિકમાં બેઠા હો અને તમારો પુત્ર આવી કહે, તમારા પુત્રવધૂને દીકરો આવ્યો આ સાંભળી આનંદ થાય, અનુમોદન થઈ જાય તો પાપ લાગે પણ વ્રતનો ભંગ થતો નથી. કારણ તમારી સામાયિક છ કોટીની છે. ત્રણ દરવાજા ખુલ્લા છે. કોઈએ તેવિહારા ઉપવાસનાં પ્રત્યાખ્યાન કર્યા અને

પાણી પીએ તો તેમાં તેને દોષ લાગતો નથી. પણ પોષધ કર્યો એટલે ચારે આહારનાં પચ્ચખાણ કર્યાં, "મણિસોવન માલવન વિલેવણનાં" પચ્ચખાણ કર્યાં. અને પાણી પીઓ અથવા પૌષધમાં રૂપિયા લ્યો, સાકરના પડા લ્યો તો વ્રતમાં ભંગ પડે છે

પણ બેન્કમાં ૧૦૦૦ રૂા. વ્યાજે મુકયા હોય અને મહીનામાં ૧૦ પોષધ કરતાં હો તો ૨૦ દિવસનું વ્યાજ લેવું અને ૧૦ દિવસનું બાદ કરી નાંખવું, એમ કરતાં નથી, કારણ કે તમારા પ્રત્યાખ્યાનમાં એની છુટ છે. અનુમોદનના ત્રણ ભાંગાની છુટ રાખી છે.

૭ કોટીએ પચ્ચખાણ લઈ જે નવકોટીએ પાળે છે તે ધન્યવાદને પાત્ર છે. પણ સાધુ તથા શ્રાવકના વ્રતમાં કયા કયા પ્રત્યાખ્યાન છે અને તેમાં કેટલો તફાવત છે તે બરાબર જાણવું જરૂરી છે. વસ્તુનું સત્યસ્વરૂપ યથાર્થભાવે સમજવું જોઈએ.

નિષધકુમાર વ્રતોનું યથાર્થ સ્વરૂપ સમજે છે. વિશેષ અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન નં...૭૬

### આસો સુદ ૧૧ ગુરૂવાર તા. ૩૦–૯–૭૧

હવે અહિં ચોથા વ્રતનું સ્વરૂપ સમજાવાય છે. ચોથા વ્રતના પાંચ અતિચાર (૧) ઈત્તરિય પરિગ્ગહિયગમણે (૨) અપરિગ્ગહિય ગમણે (૩) અનંગ ક્રીડા (૪) પરવિવાહ કરણે (૫) કામભોગેસુ, તીવ્વાભિલાસે.

જે સ્ત્રી નાની ઉંમરની હોય એટલે સ્ત્રીના કાળમાં આવી નથી તેવી સ્ત્રી પોતાની પરિણિતા હોય તો પણ તેની સાથે ગમન કરવાથી દોષ લાગે છે. જે સ્ત્રી સાથે સગપણ થયું છે પણ હજુ લગ્ન થયા નથી તેની સાથે ગમન કરતાં પણ અતિચાર લાગે છે. અને અનંગક્રિડા એટલે બીજી ઇન્દ્રિયો વડે મનમાન્યા વિષયો પોષવા તે–પર વિવાહ કરણે એટલે બીજાનાં વિવાહ મેળવી આપવાં. વર–કન્યા બંનેના માત પિતાનો વિરોધ હોય અને મિત્ર સાક્ષીરૂપ બને અને કોર્ટે જઈ લગ્ન કરી લે. જ્યાં કાંઈ લેવાદેવા નથી ત્યાં પણ કહે કે મારા હાથમાં મુરતીયા ઘણા છે. જરૂર પડે ત્યારે મને કહેજો.

૫૦–૬૦ વર્ષના બુઢ્ઢાને પરણવાના કોડ જાગે તો તેનો દલાલ બને. એક વાણીયાની સ્ત્રી મરી ગઈ. ઉંમર ૫૫ વર્ષની હતી. દિકરાને ઘેર દિકરા હતા. આને કન્યા આપે કોણ? પણ પૈસા હોય ત્યાં બધુ થઇ શકે છે. એક દલાલે એક મોચણને તૈયાર કરી

અને કહ્યું, 'શેઠને મોઢે વાણીયણ છું એમ કહેજે.' તે બાઈ રૂપેરંગે સારી છે. દલાલ કહે, શેઠ, અમે ચોકઠું બરાબર બેસાડી દીધું છે. છોકરી બિચારી માબાપ વગરની છે. મામાને ત્યાં ઉછરેલી છે. છોકરી સારી છે, પણ થોડી કેળવણી આપવી પડશે આખરે લગ્ન થઈ ગયાં. ગમે તેટલા સમાજસેવકો કે યુવાનો આવા વૃદ્ધ લગ્નનો વિરોધ કરે પણ લગ્ન થઈ ગયા પછી તો બધાં જખ મારે. દલાલને તથા છોકરીના માબાપને રૂપિયા ખવડાવી દે, એટલે બધું પતી જાય. આ બાઈને પરણીને આવ્યાં પાંચ વર્ષ થયાં, પણ શેઠ તે બાઈ કઈ જાતની છે તે પારખી શકતાં નથી. એક વખત રાત્રે શેઠ કહે છે, માટલામાં કેટલું પાણી છે? આ સાંભળી શેઠાણી કહે છે, જોડા જેટલું છે. શેઠને થયું, આને જોડો કેમ યાદ આવ્યો! શું આ વાણિયણ નહીં હોય? શેઠ વિફર્યા અને લાકડી લઈ ફરી વળ્યા. બાઈને કહ્યું બોલ! તું કઈ જાતની છે? સાચેસાચું બોલી જા. નહીં તો લાકડીનો સ્વાદ ચખાડીશ. બાઈએ કહ્યું હું મોચણ છું. પણ મને પેલા દલાલે કહ્યું હતું કે તું તારી સાચી વાત કરીશ નહિં. તેથી મેં સાચી વાત કરી નથી. ભાષા ઉપરથી જાત કળાઈ જાય છે. તમે ભાષા કેવી કાઢો છો? ભાષા સુંદર અને નિરવદ્ય હોવી જોઈએ. "પેલો છોકરો કેવો છે" એ બાબતમાં કોઈ તમારી સલાહ લેવા આવે તો તમને આનંદ થાય ને? મનમાં ગર્વ અનુભવો ને કે આ લોકો મને પૂછ્યા વિના પાણી નથી પીતા. પણ તમારે પાપથી બચવું હોય તો આવી બાબતોમાં રસ લેવો નહિં. દીક્ષા ન લઈ શકો તો પણ તમારૂં જીવન સંયમમય બની જવું જોઈએ. સંસારના રંગરાગમાં રચ્યોપચ્યો રહેતો હોય અને લગ્ન આદિ એકેએક પ્રવૃત્તિમાં ભાગ લેતો હોય અને કહે કે, હું વૈરાગી છું. ખરેખર વૈરાગ્ય તેને પરિણમ્યો નથી. વૈરાગ્ય આવે એટલે જીવનની રોનક બદલાઈ જાય.

ચોથા વ્રતનો પાંચમો અતિચાર છે 'કામભોગમાં તીવ્ર અભિલાષા રાખવી તે.' ભગવાન કહે છે કે આ અતિચાર જાણીયવ્વા ન સમાયરિવ્વા. જાણવા જોઈએ પણ આચરવા નહીં. જ્યારે સ્વસ્ત્રીમાં પણ જેનું જીવન મર્યાદાવાળું હોવું જોઈએ એને પરસ્ત્રીગમનની છૂટ હોય જ કેવી રીતે? શ્રાવકની પ્રતિષ્ઠા કેવી હોય! શ્રાવક જેવો તેવો ન હોય પણ સમાજમાં, સંઘમાં મહાન હોય. એનો ઓજસ પડે. તે નાલાયક ન હોય. બુદ્ધિનો બુઠ્ઠો ન હોય. વસ્તુના સ્વરૂપને બરાબર સમજે અને કોઈના આગળે એકલો જાય નહીં.

ચારિત્ર વડે બૌદ્ધિક તથા આત્મિક શક્તિઓ કેળવી શકાય છે. સદાચાર જીવનનો પાયો છે. બ્રહ્મચર્યના ભંગથી વીર્યનો નાશ થાય છે. મનુષ્ય વીર્યહીન–પુરૂષાર્થહીન બને છે.

આ વ્રતનું આરાધન કરનારે સ્ત્રીપુરૂષોનો સ્પર્શ થાય તેવા સ્થાનોને છોડી દેવા જોઈએ.

આજે ટ્રેઈનોમાં–બસમાં પુરૂષની બાજુમાં સ્ત્રી બેઠી હોય, એકબીજાના અંગનો

સ્પર્શ થાય અને શરીરમાં ઝણઝણાટી પેદા થાય. માટે જ્ઞાનીપુરૂષ કહે છે કે કોઈ સ્ત્રીનો સંગ કરવો નહીં. કામ સંબંધી મશ્કરી કરવી નહીં. વિજાતીય સાથે વાતમાં પણ ઉતરવું નહીં. આંખ સામે આંખ પણ ટકરાવવી નહીં. આમ કરવાથી બીજાને શંકા ઉત્પન્ન થાય અને કોઈ વાર પોતાને પણ પતનનું કારણ બને.

ન સેવવા બહુ સ્વાદો, જે કરે દિપ્ત ઇન્દ્રિયો,
વિકારો પીડશે જેમ, પક્ષીઓ ફળ સ્વાદુને.

જેમ સ્વાદવાળા ફળને પક્ષીઓ ઝાડ પર આવીને ફોલે છે તેમ જેના શરીરમાં લોહી-માંસ ખૂબ છે, દેખાવ સુંદર છે અને વેશભુષા સારી કરી છે એવી સ્ત્રી તરફ પુરૂષ પાગલ બને છે. ચામડી ચકચકિત કરવા સ્નો, ક્રીમ વિ. લગાડ્યું હોય, નખ ઉપર રંગ ચડાવ્યા હોય, ગાલ ઉપર લાલી દેખાતી હોય, હોઠ ઉપર લીપસ્ટીક લગાડી જાંબુડીયો રંગ બનાવ્યો હોય અને જે સ્ત્રી વીરાંગના જેવી લાગતી હોય ત્યાં પુરૂષ સ્વાભાવિક રીતે ખેંચાય છે. બહુ આછકલાઇ સારી નથી. કુવડ જેમ રહેવું તેમ કહેવાનું નથી. પણ જે રીતે સભ્યતા, શિસ્ત અને મર્યાદા જળવાય એવી રીતે સ્ત્રીઓએ રહેવું જોઇએ. ન્હાવું, ધોવું, શરીરની અતિ શુશ્રુષા કરવી, એનાથી નવમી વાડનો ભંગ થાય છે. તેને માટે રાંકના હાથમાં રતનું એક દૃષ્ટાંત છે.

કોઈ એક કુંભાર ખાણુ ખોદવા ગયો છે. ખોદતાં ખોદતાં રત્ન નીકળ્યું. તે સમજી ગયો કે આ રત્ન છે. તેણે તે રત્ન બેડ પર એટલે માટીના ઢગલા પર મૂક્યું. પાછું ખોદકામ શરૂ કર્યું. ત્યાંથી રાજા નીકળ્યો. પણ રાજાની નજર ત્યાં પડી નહીં અથવા પડી હોય તો રાજા ઓળખી શકયો નહીં કે આ રત્ન છે, કારણ કે રત્ન ધુળથી ખરડાયેલું હતું. પછી કુંભારને થયું લાવને રત્ન કેવું છે તે તો જોઉં! તેણે પાણી લઈ રત્ન પર રેડયું. આથી રત્ન ઉપરની ધુડ દૂર થઈ ગઇ અને તેજ પ્રગટ થયું. એ રત્નને માટીના ઢગલા ઉપર મુકી વળી કુંભાર પોતાના કામે લાગ્યો. રત્નના કિરણો અને સૂર્યના કિરણો એક થઈ જતાં હતાં. રાજા પોતાનું કાર્ય પતાવીને ઘોડો દોડાવતો ત્યાંથી પસાર થયો. તેની નજર રત્ન પર પડી. રત્ન ઓળખી લઇ લીધું. કુંભારે આ જોયું એટલે તે તરત રાજા પાસે ગયો અને કહ્યું, મારૂં રત્ન પાછુ આપી દો. રાજાએ સ્પષ્ટ કહી દીધું. જમીનમાંથી જે વસ્તુ નીકળે છે તેનો માલીક હું છું. માટે રત્ન હું લઈ જાઉં છું અને માટી તું લઈ જા. જો કુંભારે રત્નને એમ ને એમ ધુડવાળું રાખ્યું હોત તો રાજા ઉઠાવી જાત? એમ જે બહુ ઉદ્ભટ વેષ પહેરે છે, જાતજાતના વેષ પરિધાન કરે છે. ઘડીકમાં પંજાબી તો ઘડીકમાં બંગાલી તો ઘડીકમાં ભરવાડણનો વેશ પહેરે છે. ઢાંકવાના અંગ ઉઘાડાં મૂકે છે. અને ખુલા રાખવાનાં અંગ ઢાંકે છે. તેનું શીલ રૂપી રત્ન પણ ચોરાઈ જાય છે. રાજા આવી રત્ન ઉઠાવી ગયો. તેમ હલકી જ્ઞાતિનો છોકરો ઉચ્ચજ્ઞાતિની કન્યાને

ભોગવીને ઉપાડી જાય છે. કોલેજમાં, સ્કુલોમાં સહશિક્ષણ હોય-વિદ્યાર્થી અને વિદ્યાર્થિનીઓ સાથે હરેફરે પછી તેમાંથી ભડકા ઉઠે. પહેલા આટલી બધી છુટછાટ નહોતી. આજે તો દિકરીઓ માતપિતાને છેતરતી થઈ ગઈ છે. લેશન કરવા જાઉં છું, એમ કહે અને કયાંની કયાંય નીકળી જાય. કોલેજમાં ભણવા માટે જાય પણ વચ્ચમાં બે ચાર કલાક કયાં ગાળી આવે તે તેના માબાપને ખબર પણ ન પડે. તમે જરા બારીક રીતે નિરીક્ષણ કરો તો જણાશે કે આજે શું થઈ રહ્યું છે? તમારા સંતાનો શું કરે છે? માતાપિતા સંતાનો પર કાબુ ન રાખે પછી કહે, અરર! છોકરી ઘાટીની સાથે ચાલી ગઈ! કેવી સાદી અને સીધી લાગતી હતી! તેના જીવનમાં આવું કેમ થયું? માબાપને થોડાદિં મોઢું ન બતાવે, પછી પાછું એનું એ!

જીવનમાં સદાચાર લુપ્ત થતો જાય છે ત્યારે અનેક અનર્થો સર્જાય છે. રૂપ નથી છતાં રૂપનો દેખાવ કરે છે. પણ જ્ઞાનીઓ કહે છે. ગુણવાન બનો. તારામાં સદ્‌ગુણ હોય તો દેવતાઓ પણ નમસ્કાર કરે. ગમે તેટલા શીળીના ચાઠા હોય પણ અરીસામાં જુએ કે હુ કેવી લાગુ છું! પણ અંતે આ શરીરનો રાખનો ઢગલો થવાનો છે. આજે ૫૦-૬૦ વરસની સ્ત્રી પણ પાવડર ચોપડે છે. ઘેલછાની શી વાત કરવી? હાલતી જાય અને માથું ઓળતી જાય. દંતીઓ ખીસ્સામાંજ રાખે. પહેલાં સ્ત્રીઓ બધી વસ્તુ હાથે તૈયાર કરતી. આજે બધું તૈયાર મળે છે કપડાં પણ રેડીમેઈડ, ઝાડુ પણ ઈલેકટ્રીક, અનાજ દળવા ઘંટી પણ ઈલેકટ્રીક અને દાળ-ભાત અનાજ બધું જ તૈયાર મળે સાફ કરવાની ચિંતા નહિં અને થોડી વારમાં રસોઈ તૈયાર થઈ જાય તેવા કુકર. જેમ જેમ સાધનો વધતા ગયા એમ એમ ટાઇમ પણ બચતો ગયો. પણ આ વધારાનો ટાઈમ શેમાં ગાળો છો? ટાઇમનો સદ્‌ઉપયોગ જ્ઞાની પુરુષોને સાંભળવામાં, સદ્‌વાંચન કરવામાં, સદ્‌વિચાર કરવામાં થાય છે? આજે મોટા ભાગે વધારાના ટાઇમને શરીરની ટાપટીપમાં, વ્યસનમાં અને ફેશનમાં પસાર કરે છે. જીવનની જરૂરિયાતો બહુ વધારી દીધી છે. જેમ જેમ ખરચ વધે તેમ પાપ વધે છે. ૧૦ રૂા ની સાડીમાં ચાલી શકે તેના બદલે ૧૦૦ રૂા ની સાડી જોઇએ. તમને એમ નથી લાગતું કે ખરચ ઘટાડવાની જરૂર છે? આજે ખરચ ખૂબ વધ્યો છે. બહારનું ખાણું કેટલું વધી ગયું છે? જો ઘરનું ખાણું હોય તો તેમાં ચિંતા રહે. જેને પ્રતિજ્ઞા હોય કે મારે કોઇના ઘરનું ખાણું લેવું નહીં અને કોઈના ઘરનું પાણી પણ પીવું નહીં તેને કેટલી નિરાંત રહે? કોઈના ઘરે જાય તો પણ સામા માણસને તકલીફમાં ન મુકે. સામાને કાંઈ ખર્ચ ન કરવો પડે અને તેના નિમિત્તે થતી હિંસા પણ અટકી જાય. સામી વ્યક્તિના દિલમાં તેને માટે બહુમાન જાગે. આથી કોઇને ભારભૂત ન થાય. પણ આધારભૂત થાય. આજે માણસના જીવનમાં કેટલા વ્યસનો વધી ગયા છે? માણસ ટનનાટન પથ્થર ખાય છે! ચુનો શું છે? પથ્થર જ છે ને? પાન ઉપર પણ ચુનો

છો ને! પાન તો ખાય પણ જ્યાં ત્યાં પીચકારી નાંખે. મકાનો, ભીંત વગેરે બગાડે મોઢામાંથી જે ચીજ બહાર પડે તેમાં સમુર્છિમ મનુષ્ય ઉત્પન્ન થાય. કેટલાંકને પાન સાથે તમાકુ ખાવાની ટેવ હોય છે. જો તમારા વ્યસન અને ફેશન પર કંટ્રોલ આવે તો તમારે વધારે કમાવું ન પડે. આજે આડું અવળું ખાવાની ટેવ ખૂબ પડી ગઈ છે. જે તે કચરા પેટમાં નાંખવાથી તંદુરસ્તી બગડે છે, અને ઇન્દ્રિયોને ઉત્તેજન મળે છે.

> "विभुसा इत्थि संसग्गी पणीयं रस भोयणं,
> नरस्सत्त गवेसिस्स, विसं तालउडं जहा"

આત્મગવેષી પુરુષને માટે શૃંગાર, સ્ત્રી સંસર્ગ અને રસવાળું સ્વાદિષ્ટ ભોજન તાલપુટ ઝેર જેવાં છે.

આગળના માણસો ગોળી ઉતાર–છાશ પીતા, તેનાથી આંખનું તેજ વધતું. આજે સવારના પહોરમાં ઉકળતી ચા પીવે છે. તેથી આંખનું તેજ ઘટે છે. આગળનો ખોરાક સાદો અને સ્વાદિષ્ટ હતો. અડદની દાળ અને રોટલા હોય તો પણ ચલાવી લેતાં. ચટણી અથાણાં, રાયતાં વગેરે કંઈ નહોતા કરતાં. સાદા ખોરાકથી શું કઇ પેટ નહિં ભરાતું હોય! એ માણસોની તાકાત કેટલી હતી? તમે કહેશો કે એ માણસોને ચોકખા ઘી દૂધ મળતાં હતાં તે આજે નથી. માટે ભગવાન કહે છે, તમે તમારા વ્યસન ઓછા કરો, ફેશન ઓછી કરો, જરૂરિયાત ઓછી કરો. પરિગ્રહ ઓછો કરો. જેટલી મુર્છા છે એટલો પરિગ્રહ છે. વસ્તુ ઉપરની આસક્તિ એટલો પરિગ્રહ. આજે કોઈ માણસ ભરબજારમા કે છાને ખૂણે કોઈ સ્ત્રી સાથે ચાલતો હોય તો તમે તેના સામે ધૃણા કરશો. જ્યારે કોઈ માણસ કાળાબજાર કરતો હોય, બે નંબરનું નાણું એકઠું કરતો હોય તેને તમે ઝુકી ઝુકીને નમન કરશો!!

> "પૈસાને સૌ ભરે સલામ, પૈસો સૌને કરે ગુલામ,
> ....અરે વાહ રે વાહ! પૈસાની જગમાં બોલબાલા!"

પરિગ્રહની માણસને સુગ નથી. ભગવાને પરિગ્રહ ઉપર મર્યાદા રાખવા કહ્યું છે. ખેત એટલે ઉઘાડી જમીન, ખેતર, વાડી. વત્થુ એટલે ઢાંકી જમીન, બંગલા, ગેરેજ, તબેલા વગેરે. હિરણ્ય = રૂપું–સોનું. ધન = સીક્કાબંધી નાણું, ધાન = દાણા, દુપદ = બે પગા મનુષ્યાદિ ચૌપદ = ચૌપગા ઢોર વગેરે કુવિય = ઘરવખરાની ચીજો: આ બધાની મર્યાદા પાંચમા વ્રતમાં કરવાની છે તમારા જીવનમાં કોઇ મર્યાદા છે? કેટલા મકાનો તમારે તમારાં નામનાં જોઈએ છે? તમે તમારા પુરતું તો કરી શકોને? આ વ્રતમાં પ્રત્યાખ્યાન एगविहं तिविहेणं કરવાના છે. ફક્ત હું કરૂં નહીં, મન, વચન, કાયાથી. હું પરિગ્રહ રાખું નહીં. તમે તમારા માટે ૫૦૦૦૦ રૂ. ની છુટ રાખી, અને તમારો દિકરો લાખ રૂપિયા કમાય તેને તમે સારૂં માનો. દિકરાને અનુમોદન આપો, તેથી તમારૂં વ્રત ભાંગતું

નથી. વ્રત એવું કર્યું છે કે હું પોતે રાખું નહીં. મન, વચન અને કાયાથી, બાકી રખાવવાની તથા અનુમોદન આપવાની બાધી નથી. આ ત્રણ કોટીએ બાંધી થઈ. હવે તમે પાંચમું વ્રત લેવામાં ગભરાઓ નહીં. તમારે લાખ રૂપીયા રાખવા હોય તો તેટલા પણ મર્યાદામાં આવો. તૃષ્ણાનો અંત નથી. કેટલી દુકાનો જોઈએ છે, કેટલા બંગલા જોઈએ છે. કેટલું ઘડેલું, અનઘડેલું સોનું, રૂપું, ચાંદી, ચાંદીના વાસણ વગેરે કેટલા જોઈએ છે તે તમે મનથી નકકી કરી લો. જેટલી બાંધી કરવી હોય તેટલી તમે કરી શકો છો. પણ બાંધી લેવાના ભાવ જાગવાં જોઈએ, જરૂરિયાતથી વધારે મારે નહીં જોઈએ તેમ નિર્ણય કરો.

કુવિય એટલે થાળી, વાટકા, ત્રાંસ, તપેલા, ખુરશી, સોફા વગેરે ઘરવખરાની ચીજ કેટલી રાખવી તેનો નિર્ણય કરો. જેઓ પરિગ્રહનું પરિમાણ કરે છે તેઓ સંતોષનાં ઘરમાં આવી જાય છે. ભગવાને કહ્યું છે સાધુને પણ ગરમ શાલ કે ધાબળી હોય પણ જો તેની પર મૂર્છા હોય તો તે પરિગ્રહ છે. ભગવાને સાધુ, સાધ્વી માટે મર્યાદા બાંધી છે. સાધુને ત્રણ જોડ કપડાં અને સાધ્વીને ચાર જોડ કપડાં રાખવા કલ્પે. સાધુએ પણ કપડાંનો સંગ્રહ ન કરવો જોઈએ. સાધુ પાસે ગમે તેવું જાડું-પાતળું કપડું હોય પણ દેહને ઢાંકવાનું જ પ્રયોજન છે.

ના સંગ્રહ એને કપડાનો, ના બીજા દિવસનું ખાણું,
ના પૈસા એની ઝોળીમાં, ના એના નામે થાણું,
ઓછામાં ઓછા સાધનથી સંતોષ ધરી રહેનારાં,
....આ છે અણગાર અમારા....

સાધુના પાત્રામાં બીજા દિવસનું ભોજન હોતું નથી. પહેલા પહોરમાં લાવેલા આહારપાણી ચોથા પહોરે પણ વાપરવા ન કલ્પે. સાધુના નામના રૂપિયા બેન્કમાં મુકેલા ન હોય. તેના નામે કોઈ સંસ્થા ચાલે નહીં. જેમ બને તેમ ઓછા સાધનથી સાધુ પોતાના જીવનનો નિર્વાહ ચલાવે. ઈન્ડીપેન, ઘડીયાળ વગેરે સાધુ રાખે નહીં. જરૂર પડે તો ગૃહસ્થ પાસેથી લઈ કામ પતાવી પાછું આપી દે. સાધુ માટે કોઈ વેચાતું લાવી આપે તો પણ તે લેવું કલ્પે નહીં. સાધુનું જીવન એવું હોય કે તે કોઈ ને ભારે ન પડે. લાલબહાદુર શાસ્ત્રી કહેતા કે તમે ફક્ત એક અઠવાડીયામાં એક સોમવારનું એકટાણુ કરો તો તેટલું અનાજ બચે. તેથી ગરીબોને રાહત મળે. આજે સરકાર સંતતિ-નિયમન માટે કહે છે. જ્યારે સાધુઓ બ્રહ્મચર્ય વ્રત આદરવાનું કહે છે. ઓપરેશન કરાવવાથી અસંયમ વધશે. જ્યારે જીવનમાં બ્રહ્મચર્ય વ્રત આદરશો તો ધર્મમાં આગળ વધી શકશો ધર્મ જીવનમાં જરૂરિયાતો ઘટાડવાનું શિખવે છે. આજે ઘડીયાળ અને રેડિયો તો નાનામાં નાના લોકોના હાથમાં પણ જોવા મળશે. પરિગ્રહ એ સર્વ પાપોનું મૂળ છે. જ્યાં સુધી પરિગ્રહની મર્યાદા કરવામાં ન આવે ત્યાં સુધી પાપો ઘટતા નથી, શંકરાચાર્યે કહ્યું છે કે અર્થમનર્થં,

ભાવયનિત્યમ. અર્થ અનર્થનું મૂળ છે. સાચું સુખ સંતોષમાં છે. વાસના, તૃષ્ણાનો નાશ કરવાથી સાચું સુખ પ્રાપ્ત થઇ શકે છે. 'પરિગ્રહ પરિમાણ' વ્રત વિષે અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં. ૭૭

### આસો સુદ ૧૨ ને શુક્રવાર તા. ૧-૧૦-૭૧

પ્રભુ નેમનાથ નિષધકુમારને પાંચમું વ્રત સમજાવે છે. પરિગ્રહ એટલે શું? પરિ-ચારેબાજુથી ગ્રહ-ઘેરાયેલો. તમને કોઇ ઘેરી વળે અથવા તમારા બંગલા ફરતાં ચોરો ઘેરો ઘાલે તો કેવી મુંઝવણ થાય? એમ પરિગ્રહની મુંઝવણ કયારેય અનુભવી છે? જ્યારે આઠ ગ્રહો ભેગા થવાના હતાં ત્યારે આખા ભારતમાં કેવો હાહાકાર મચી ગયો હતો! સૌને એમ થતું કે શું થશે? જળની જગાએ સ્થળ અને સ્થળની જગાએ જળ થઇ જશે? ધરતી કંપ થશે? કોઇ મહારોગ અથવા પ્લેગ ફાટી નીકળશે? એમ સહુ કોઇ ભયભ્રાન્ત હતા. પરિગ્રહ સર્વથી મોટો ગ્રહ છે. પરિગ્રહ આત્મલક્ષ્યને લૂંટનાર છે. અનર્થકારી છે, દુર્ગતિનો દેનાર છે. કામને પ્રદિપ્ત કરનાર છે. કષાયની વૃદ્ધિ કરનાર છે. મદ-મત્સર અને દ્વેષનું કારણ છે. યતિધર્મ રૂપ વનવૃક્ષને દહન કરનાર છે. સંતોષના ગુણનું શોષણ કરનાર છે. કૂડ-કપટની વેલને સિંચનાર છે. બ્રહ્મચર્યની ઘાત કરનાર છે. મહા અનર્થ કરનાર છે. જન્મ, જરા અને મરણના ભયનો ઉત્પાદક છે. મોક્ષ માર્ગમાં વિઘ્ન નાંખનાર, ચિંતા અને શોકરૂપ સાગરનો વધારનાર, ભાઇ-ભાઇ વચ્ચે, બાપ-દીકરા વચ્ચે, પતિ પત્ની વચ્ચે વેરઝેરનાં બીજ વાવનાર છે. પરિગ્રહને કારણે બાપ-દીકરા વચ્ચે બે દયા, વહેવાર ન રહે, ભાઈ-ભાઈના દિલમાં દિવાલ ખડી થાય મૂવે સ્નાનનો પણ વહેવાર કટ થઇ જાય. ભાઈના મૃત્યુના સમાચાર મળે તો કહે, મેં તો એના નામનો મજીયારો વહેંચ્યો તે દિવસનું નાહી નાંખ્યું છે અને જેનાથી લાભ મળતો હોય તેને માટે ઠસ્સાથી વાત કરે. આ મારા સગા માસીના દીકરાનો દીકરો છે. તે ખૂબ દયાળુ ને પરોપકારી છે. સગાભાઈનું તો નામ લેવું પણ ન ગમે. આ બધું કેમ થાય છે! પરિગ્રહને લીધે જ. પરિગ્રહ મેળવવા માટે જીવ ક્રૂના થઇ જાય છે. કાળાં કર્મ કરે છે. કંઇકના ગળા કાપે છે. કંઇકને શીશામાં ઉતારે છે, ચપટીમાં ચોળે છે. કંઇકને જાનથી પણ મારી નાંખે છે.

ધનાર્થી જીવ ધન કમાવા માટે તથા તેનું રક્ષણ કરવા માટે રાતદિવસ ચિંતા કરે છે. કાળ-અકાળની પણ પરવા નથી કરતો. સખત ઠંડી, સખત ગરમી કે વરસાદ

હોય તો પણ કામ પર જાય છે. ધન કમાવાની પાછળ ખાવાનું, પીવાનું, સુવાનું અને બીજા શારીરિક ધર્મો પણ ભૂલી જાય છે. પરિગ્રહને માટે ભયંકરમાં ભયંકર પાપ કરતાં પણ અચકાતો નથી. પરિગ્રહી કદી પણ સાચો અહિંસક બની શકતો નથી. કર્તવ્ય અને અકર્તવ્યનો વિચાર કર્યા વિના સંસારમાં લુંટફાટ ચલાવે છે. અર્થલોભી "येनकेन प्रकारेण द्रव्य ઉપાર્જન કરવાનું જ સમજે છે. તે વિચાર પણ કરી શકતો નથી કે જૈન કુળમાં આવ્યા પછી મારે ચામડાનો, દારુનો કે ચરબીનો વ્યાપાર ન કરાય. મીલોના માલીક કેટલા જૈન હશે? મિલોમાં કેટલી ચરબી વપરાય છે? સિલ્ક વેચનાર કદી વિચાર કરે છે કે, સિલ્કમાં કેટલા કોશેટાની હત્યા થાય છે? તમે એવો નિર્ણય કરી શકો કે મારે આવા અતિ હિંસાના ધંધા ન કરવા? માત્ર પૈસા સામેજ તમારી નજર છે. પણ તેના ફળ ભોગવવાનાં આવશે ત્યારે કોઇ છોડાવી શકશે નહી. દુર્ગતિમાં કોઈ પાણીનો પ્યાલો દેનાર નહીં હોય. ત્યાં પોપાબાઈનું રાજ નથી કે માસીબાઇનું ઘર નથી! કરેલાં કર્મ અવશ્ય જીવને ભોગવવાજ પડે છે.

जे पाप कम्मेहि धणं मणूसा, समाययन्ती अमइं गहाय ।
पहाय ते पास पयट्टिए नरे, वेराणु बद्धा नरयं उवेंन्ति ॥ ઉ.અ. ૪–૨

મનુષ્ય પાપકર્મ કરીને ધન એકઠું કરે છે. અમૃત માફક એનું રક્ષણ કરે છે. રાત-રાતના ઉજાગરા કરે છે. સુતા સુતા ખોટી ખોટી ઉધરસ ખાય છે. કોઇ ઉપર ચડયું એમ ભાસ થાય તો "હડ કુતરા, હડ કુતરા" એમ બોલીને ચોરને જણાવે કે પોતે જાગે છે. મોહાસક્ત જીવની કેવી દશા છે? આત્મા માટે એક રાતનો પણ ઉજાગરો થઇ શકે છે? દિવાળીનો ટાઇમ હોય, નામા વધી ગયા હોય, ખાતા સરભર કરવા હોય તો તબિયત સારી ન હોવા છતાં ઉજાગરો કરશે. પથારીમાં પડયો હોય, બેસવાની શક્તિ ન હોય તો સૂતા સૂતા પણ બજારના વિચારો કર્યા કરે. 'મારા વિના વેપાર સરખો નહીં થાય, છોકરાને કંઇ ખબર નહીં પડે. ઘરાગ સાથે કામ લેતા એને નહીં આવડે.' આવા અનેક અભિમાનના વિચારમાં પરમેશ્વરનું નામ પણ કયાંથી યાદ આવે? બધું મૂકીને મરી જવાનું છે. છતાં અભિમાન કેટલું છે? "દોરી-લોટો લઈ અહીં આવ્યો હતો. આ બધી કમાણી બંદાની. આટલા બંગલા બંધાવ્યા, આટલી મિલો ચણાવી, આટલા તોલા સોનું મૂકયું અને આટલા તોલા વહુને ચડાવ્યું." આવી અનેક વાતો ઠસ્સાપૂર્વક કહેશે, પણ જ્ઞાની પુરૂષો કહે છે.

वित्तेण ताणं न लभे पमत्ते, इमम्मि लोए अदुवा परत्था ।
दीवप्पणठ्ठेव अणन्तमोहे, नेयाउयं दट्ठुमदट्ठु मेव ॥५॥

હે પ્રમાદી જીવ! આ લોક અને પરલોકમાં ધન શરણભૂત નથી. અંધકારની અંદર દીવો બુઝાઈ જાય તો દેખેલો માર્ગ ન દેખ્યા બરાબર થઈ જાય છે. તેમ પૌદગલિક

વસ્તુ પરના મોહના અંધકારમાં ન્યાયયુક્ત માર્ગ જોયા ન જોયા સમાન બની જાય છે. જે જીવને ત્યાગ માર્ગ, વીતરાગ માર્ગ મળ્યો જ નથી તે અંધકારમાં અટવાય. પણ આવો સુંદર યોગ પ્રાપ્ત થયા પછી પણ શું એ જ દશા રહેશે! દુષ્કાળમાં જેની પાસે અનાજ નથી તે રોટલા માટે રડે. પણ જેને ત્યાં અનાજની કોઠીઓ છલકાઈ જાય છે, લોટના ડબ્બા ભર્યા છે તે પણ રડવા બેસે કે હવે શું ખાશું ? જ્યાં સંતના ચોમાસા જ નથી થતાં, ધર્મનો પ્રચાર કરનાર કોઈ આવતા નથી, વિતરાગની અમૂલ્ય .દેશના સાંભળવા જ નથી મળતી તેને ધન પ્રત્યે આસક્તિ હોય પણ જેને રોજ સાંભળવા મળે તેને પણ આટલો મોહ ! કેટલા બોધના ધોધ ઠલવાય પણ હૃદય પીગળે જ નહી. સાત મેઘ એક સામટા પડે, ગામના ગામ તણાઈ જાય તો પણ 'મુંગશેલીઓ પલળે નહી. તમે તે કોટીના તો નથીને?

હાં હેરીને હાકલા ઉઠીને આયા ઓરા,
પલાળીને બાંધ્યા કાંકરા, તોય કોરા ને કોરા.

વ્યાખ્યાનમાં સૌથી આગળની સીટમાં નંબર લગાડયો, છતાં મમતા ઘટી નહીં અને સમતા આવી નહીં. આમાં ઉધ્ધાર કયાથી થાય ? માનવ દેહ મળ્યો છતાં સમજણ નહીં લાવો તો કયારે લાવશો ?

ઘુવડ સો વર્ષ જીવે, દિવસ શું છે ન જાણે (૨)
એમ મનુષ્ય જન્મને હું ન જાણી શકયો રે.
આજ સમજ્યો શું જીવડો મુંઝાઈ ગયો રે.

ઘુવડ સો વરસ સુધી જીવે છતાં સૂર્ય કેવો છે તે જાણી શકતું નથી. સૂર્ય ઉગે અને ઘુવડ આંખ બંધ કરી દે છે. સૂર્ય સાથે તેને આડવેર છે તેમ ઘણા જીવોને ધર્મ સાથે વેર હોય છે. તેથી ધર્મના સ્વરૂપને તે જાણી શકતો નથી. આ કાયાની સારવારમાં જીવ આખો દિવસ રોકાયેલો છે. પણ કાયા અનિત્ય અને અશાશ્વત છે.

"કાચી માટીનો ઘડો જિંદગી એક છે હાં,
એને વળગી હું પાણીમાં ડુબી રહ્યો રે,
આજ સમજ્યો શું જીવડો મુંઝાઈ રહ્યો રે."

કાચી માટીના ઘડાને વળગી કોઈ તરવાની ઇચ્છા રાખે તો તરી શકે ખરો ? એવો ઘડો પાણીમાં પડે કે તરત વેરવિખેર થઈ જાય. એમ આ જીંદગી પણ કાચી માટીના ઘડા જેવી છે. મરતાં કયાં વાર છે ? સાજાસારાં હોય અને હાર્ટ બેસી જાય. કેટલાંય વર્ષો સુધી મથીને ભેગુ કર્યું હોય તે ધન માટે કાંઈ ભલામણ પણ ન કરી શકે જીવ શરીરમાં કુટુંબમાં-ધનમાલ-મિલકતમાં એવો ગુંચવાઈ ગયો છે કે મરે ત્યાં સુધી મુક્ત ન બની શકે.

અંતકાળ સુધી પરિગ્રહ-સંજ્ઞા મટતી નથી. ગમે તેટલા પ્રયત્નો કરી મેળવ્યું હોય તો પણ મૃત્યુ પામે એટલે શરીર પરનું સોનું કાઢી લેશે. અને કહેશે શું ? શરીર પર સોનું રહે તો જીવ અવગતીયો થાય ! કુટુંબીજનો મરનાર માણસનું પાનું ફાડી નાંખે છે. કોઈ સજ્જને શરાફને ત્યાં નાણાં રોકડા કરાવ્યા હોય પણ તે શરાફ ઉઠાવગીર હોય તો પોતાના કાચા ચોપડે જમા લખી બતાવતો હોય. થોડો વખત છ છ મહિને રોકડું વ્યાજ પણ ઘર બેઠા પહોંચાડી જતો હોય. વળી દિવાળીએ બોનસ આપતો હોય પરંતુ બે પાંચ વર્ષ પછી નાણાં પાછા આવતા નથી એટલે કે એ જમાખંધીના પાનાં જ ફાડી નાંખે. પછી પેલો સજ્જન પોતાના પૈસા લેવા આવે ત્યારે કહી દે, "તમારૂં અહીં કાંઈ છે નહિં, ગળે પડોમા" પેલો સજ્જન કહે.," અરે ? તમે ચોપડામાં મારા રૂપિયા જમા કરેલા છે. ચોપડા તો જુઓ" શરાફ કહે." લ્યો આ ચોપડો જોઈ લ્યો. એમાં તમારૂં ખાતું છે ? સજ્જન ચોપડો આખો જોઈ વળે પણ પાના જ ફાડી નાંખેલા હોય તો મળે શું ! પાસે કોઈ રસીદ નથી. કોઈ સાક્ષી નથી. રોકડા રૂપિયા આપ્યા છે. ચેકથી આપ્યા નથી. તેથી બેન્કમાં પણ તેના અક્ષર નથી. એટલે કોરટ, કચેરી થાય તેમ નથી. ચોપડે પાનું હતું તે શરાફે ફાડી નાંખ્યું છે. એટલે જમા મુકનારે નાહીજ નાખવાનું ને ? બસ મરનાર માણસનું પાનું આમજ ફાડી નખાય છે. આ જીવનમાં માણસ જે જડચેતન પદાર્થ સાથે સંબંધમાં આવ્યો પણ તેના મરી ગયા પછી એ જડ ચેતન પદાર્થોએ એનું જ પાનું ફાડી નાંખ્યું. મરનારે બુધ્ધિ, શ્રમ અને પુણ્યફળથી મુડી એકઠી કરી. એ મુડી તો શું પણ વ્યાજ પણ તેને મળે નહી. પેલા ઉઠાવગીર શરાફની જેમ મરનારનું કાંઈ જમા નહી, તેની સાથે કાંઇ લેણદેણની વાત જ નહી. મરનાર ક્રોડ રૂપિયા મુકી મરે અને તે જ ઘરની દાસીના દીકરા તરીકે જન્મે તો એ ક્રોડમાંથી એક રાતો પૈસો પણ તેને મળે ખરો ? પૂર્વની સ્ત્રી નહીં, પૂર્વના માતા-છોકરાં એના નહીં. પૂર્વનો બંગલો તો શું પણ એક કોટડી પણ તેને મળે નહીં. શ્રીમંતના દીકરા પેંડા, બરફી ખાય પણ દાસી પુત્રને તે મળે ખરાં ? " ના " આમ દરેકનું પાનું એક દિવસ ફાટી જવાનું છે. છતાં તેની પાછળ મહાન પુરૂષાર્થ, શકિત, અક્કલ, બુદ્ધિ અને પુણ્યને જીવ ખર્ચી નાંખે છે. આ કઈ જાતની હોંશીયારી છે ? મર્યા પછી કશું સાથે આવવાનું નથી. કશું કામ આવવાનું નથી, છતાં કેવી ખુવારી કરી રહ્યા છો ? એ પૈસા માટે કાળા બજાર, અનીતિ, અનાર્યપણું અને અપ્રમાણિકતા કેટલી કરો છો ? પૈસાની ચિંતા કરીને આખી જિંદગી ખતમ કરી નાંખો, પણ મહેનત બધી પાણીમાં જવાની છે.

" મેં બાંધેલી મહેલાતો ને દોલતનું કાલે શું થાશે !
અણધાર્યું જવું જો પડશે પરિવારનું ત્યારે શું થાશે !
સૌનું ભાવિ સૌની સાથે એની ચિંતા શા માટે !
જે ના આવે સંગાથે તેની માયા શા માટે !

જીવ ખોટી ખોટી ચિંતા કેટલી કરે છે ? બે છોકરા તો હોંશિયાર છે પણ "ત્રીજો"

મળળા છે તેનું શું થશે? એક છોકરીને તો પરણાવી, પણ આ એક ગાંડી છે તેને આખી જિંદગી કોણ પાલવશે? મારા ગયા પછી આ મહેલાતનું શું થશે? ઝેરીનું શું થશે? આ તો ખોટી ખોટી ચિંતા જીવ શા માટે કરતો હશે? આ વાત તમને ગળે ઉતરે છે? આ સંસાર ધુતારાપુર પાટણ છે. સગાસ્નેહી દગો દેનારા છે. સ્વાર્થ હોય ત્યાં સુધી સંબંધ રાખનારા છે. બહારથી આવો એટલે સ્ત્રી પૂછે કે, મારા માટે શું લાવ્યા? છોકરા વળગી પડે અને કહે પપ્પા! અમારા માટે શું લાવ્યાં? પરિવારની ચિંતામાં જીવ ધર્મ કરી ન શકે.

એક ગામમાં એક સાધુ મહારાજ પધાર્યા છે. સાધુ બહુ જ્ઞાની છે. તેમની વ્યાખ્યાનશૈલી સહુને રૂચી જાય એવી છે. ખુબ પ્રભાવશાળી અને તેજસ્વી છે. વહેતી ગંગા ઘર આંગણે આવી છે. સૌ યથાશકિત લાભ ઉઠાવે છે. પર્વતમાંથી નીકળતી નદી જ્યાં જ્યાંથી પસાર થાય છે, તે ભૂમિને હરીયાળી બનાવતી જાય છે. તેમ સંતો જ્યાં જાય ત્યાં બોધના ધોધ વહેવડાવે છે. માનવહૃદયને હરિયાળાં બનાવે છે. એક શેઠને ખબર પડે છે કે ગામમાં સંતમહાત્મા પધાર્યા છે. તેઓ વિચાર કરે છે કે સંયમી મહાપુરુષનો જોગ મહાભાગ્યવાન હોય તેને થાય. આજે હું પણ તેમની અમૃતમય અને પવિત્ર વાણીનો લાભ લઉં. સવારે વહેલા ઉઠી તૈયાર થઈ, જવાની તૈયારી કરે છે ત્યાં તેમનો નાનકડો બાબો કહે છે. બાપુજી! તમે ચા પિવડાવશો તો પીશ. કાલાઘેલા બાળકના શબ્દો સાંભળી બાપુજી પીગળી જાય છે. મોહ રાજા તેમની પર ચઢી આવે છે. અને શેઠ કહે છે, અરે! "આ બાબલો મારો કેટલો હેવાયો છે! મારા વિના ચા પણ પીતો નથી." બાબાની માવજત કરવામાં ટાઈમ પસાર થઈ જાય છે. અને શેઠ ઉપાશ્રયે જઈ શકતાં નથી. બીજે દિવસે સવારે જવા તૈયાર થાય છે ત્યાં પારણામાં પોઢેલી બેબી રડવાનું શરુ કરે છે, તેથી તેમના શ્રીમતીજી કહે છે "હું તે કેટલી જગ્યાએ પહોંચું? તમારા માટે રસોઇ તૈયાર કરું કે આ છોકરીને રાખું? ઉપાશ્રય કાંઈ જવું નથી જરા આ દોરી તાણો અને શાક સુધારી દયો. શ્રીમતીજીની આજ્ઞાનો અનાદર તો કેમ કરી શકાય? આ બધા કામમાં શેઠ બીજે દિવસે પણ ઉપાશ્રયે જઈ શકયાં નહી. હવે ત્રીજે દિવસે તો શેઠ નક્કી જ કરે છે ગમે તેમ થાય પણ ઉપાશ્રયે પહોંચવું. શેઠ ચ્હા પી તૈયાર થઈ ઉપાશ્રયે પહોંચે છે પણ ઉપાશ્રય આખો શ્રોતાથી ભરાઇ ગયો છે. શેઠને પાછળ બેસવાનો વારો આવે છે. આથી શેઠને પોતાનું અપમાન લાગે છે. "મારા બાપદાદાએ આ ઉપાશ્રય બંધાવ્યો છે, છતાં કોઈને કયાં કદર છે? મને આગળ પણ બોલાવતા નથી" આવા અનેક વિચારોમાં શેઠ કાંઈ સાંભળી શકયા નહીં. ઘેર આવી શેઠને એમ થાય છે, કે મેં બહુ ખોટું કર્યું. ખરેખર મારે લાભ જ લેવો હોય તો ઉપાશ્રયમાં વહેલા પહોંચી જવું જોઇએ. હવે કાલે વ્હેલો જઈશ. બીજે દિવસે શેઠ વહેલા ઉપાશ્રયમાં પહોંચી ગયા. આ બાજુ મોહરાજાને થયું કે આ મારો એક સભ્ય ખસી જાય છે. છે કોઈ તૈયાર! "આ શેઠને ધર્મને શરણે જતાં અટકાવો." ત્યાં નિદ્રારૂપી કાઠીયો આવી કહે છે 'સાહેબ, હું તૈયાર છું.' એક શબ્દ

પણ તેના કાનમાં ન પડે તેવી વ્યવસ્થા કરું છું. શેઠ પહેલી પંક્તિમાં બેઠા છે, યથા અવસરે મહારાજ સાહેબે વ્યાખ્યાન શરુ કર્યું. પણ આ શેઠને તો જાણે હાલરડા શરુ થયાં. આખા વ્યાખ્યાનમાં શેઠે ઝોકાં ખાધાં. પરિણામે કાંઈ સાંભળી શક્યા નહીં. વ્યાખ્યાન પુરું થયું. શેઠ ઘેર ગયાં પણ તેમને એમ થયું કે આજે તો એવી ઉંઘ આવી ગઈ કે સમજાણું જ નહીં. કાલે બરાબર સાવધાન થઈને સાંભળીશ. બીજે દિવસે શેઠ વહેલા પહોંચી ગયા. વ્યાખ્યાન શરુ થયું. આજે મહારાજ સાહેબના વ્યાખ્યાનનો વિષય હતો "દાનનો મહિમા". લોભ કષાય છુટે તે દાન આપી શકે. પુણ્યના ઉદયે આજે તમારી પાસે પૈસો છે. જો સદ્‌વ્યય નહીં કરો તો પુણ્ય ચવાઈ જશે ને આવતા ભવનું ભાથું નહીં બાંધી શકો. હાથે તે સાથે, દાન દયો તે સદ્ધર બેંકમાં જમા થાય છે. એકથી હજારગણું મળી રહેવાનું છે. અહીંથી જશો ત્યારે એક પાઈ પણ સાથે આવવાની નથી.

"કરી કુડકપટ છલમાયા, ધનલાખ કરોડ કમાયા,
સંગ ચલે ન એક અધેલા, સબ ચલા ચલીકા ખેલા."

કુડ, કપટ, માયા, છળ કરી લાખો રૂપિયા ભેગાં કર્યાં પણ કરોડપતિ કયારે રોડપતિ થઈ જશો તેની ખબર પડતી નથી. દાન–શિયળ–તપ–ભાવના એ ચાર ધર્મના પાયા છે. આમ અનેક રીતે મહારાજ સાહેબે દાન વિષે સમજાવ્યું. વ્યાખ્યાન પુરું થયું કે તરત એક ભાઈ ઉભા થયાં અને બોલ્યાં, આજે આપણે સાધર્મી ફંડ માટે ફાળો કરવાનો છે. આપણા ગરીબ ભાઈઓ જે દુઃખી છે તેને મદદ કરવી તે આપણી ફરજ છે. માટે સૌ સારી એવી રકમ લખાવશો. આ સાંભળી પેલા શેઠ ગભરાયા. લોભ કાઠીયો આવી હાજર થઈ ગયો. શેઠને થયું, "આજે જ મહારાજે દાનની વાત કયાં ઉપાડી? હમણાં આ બધા મારા પર તુટી પડશે અને કહેશે કે તમારા બાપદાદા ખૂબ દાન દેતાં માટે આ ફાળામાં તમારા નામથી શરુઆત કરીએ. શેઠ તો પથરણું વીંટી જલ્દી જલ્દી ઉભા થઈ ચાલી નીકળ્યાં.

જ્યાં સુધી જીવાત્મા પર મોહનું સામ્રાજ્ય છે ત્યાં સુધી સત્‌ધર્મ તેને રુચતો નથી. રુચે તો આદરી શકતો નથી.

"મનુ–દેહ મળે તોયે, ધર્મની શ્રુતિ દુર્લભ,
જે ધર્મ શ્રુતિથી પામે, અહિંસા તપ ને ક્ષમા."

મનુષ્યનો અવતાર પ્રાપ્ત થયા પછી પણ ધર્મ સાંભળવો જીવને દુર્લભ છે. હૃદયના ભાવપૂર્વક ધર્મ સાંભળે છે તેના જીવનમાં અહિંસા, સત્ય અને ક્ષમાનો આવિર્ભાવ થાય છે. આજ સુધી પૈસાને જીવનનું ધ્યેય માનતો હતો. ધર્મ આવ્યા પછી ધ્યેય ફરી જાય છે. તે સમજે છે કે આ બધો ચલાચલીનો ખેલ છે.

સુત નાર માત પિતુ ભાઈ, કોઈ અંત સહાયક નાહિં,
ક્યું ભરે પાપકા ઘેલા–સબ ચલાચલી કા ખેલા.

માતપિતા, સ્ત્રી–ભાઈ વિ. કોઈ મરણ વખતે સહાય થનાર નથી. આટલા પાપ કોને માટે તું કરે છે? મૂર્ખતા મુકી આત્મહિત કરી લે.

આ સુંદર યોગમાં આવ્યા છો તો અનાસક્ત યોગ કેળવી લ્યો. પરંપરાએ મોક્ષ મળશે. વિશેષ અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન નં.....૭૮

### આસો સુદ ૧૩ ને શનિવાર તા. ૨–૧૦–૭૧

નિષધકુમારને પ્રભુ પાંચમા વ્રતનું સ્વરૂપ સમજાવે છે. પરિગ્રહની જે મર્યાદા કરે છે તે પાંચમા વ્રત પાલનનો અધિકારી બને છે. સુખનો ઇચ્છુક સુખને મેળવવા માટે તનતોડ મહેનત કરે છે. પૈસાને સુખનું સાધન માન્યું છે. પૈસો હોય તો સત્કાર સન્માન મળે, જગતમાં બોલબાલા થાય. અને જેની પાસે પૈસો ન હોય એને કોઈ બોલાવે પણ નહિ. એમ માની જીવ પૈસા પાછળ તનતોડ મહેનત કરે છે. કંઈકને નુકસાન પહોંચાડે છે. પોતાના સુખને ખાતર બીજાના હિતને જોઈ શકતો નથી. મોહમાં મૂર્છિત બની રંગરાગમાં, મોજશોખમાં અને ગાનતાનમાં મસ્ત બની નવાં નવાં સાધનો વસાવે છે. એક સાધન મળે તો બીજા સાધનની ઇચ્છા જાગૃત થાય છે. એ ઇચ્છાને સંતોષવામાં બીજાનું તફડાવી લે છે. પણ દેવાની વાત કરતો નથી. તૃષ્ણા આકાશની જેમ અનંત છે. પૈસામાં જ મમત્વ રાખનારની તૃષ્ણા ક્યારેય પૂરી થઈ શકતી નથી. લોભી જીવને બાવળના વૃક્ષની ઉપમા આપી છે. બાવળનું વૃક્ષ કોઈના ઉપયોગમાં આવતું નથી કોઈ તેની નીચે આરામ કરવા બેસે તો પણ કાંટા વાગી જાય છે. તેમ કંજુસ પણ કોઈના ઉપયોગમાં આવતો નથી. ભૂલેચૂકે કોઈ તેની પાસે આવી ચડે તો બે–ચાર સંભળાવી દે છે. ન કહેવાના શબ્દો કહી નાખે છે

ભૌતિક પદાર્થો જીવની સાથે જતાં નથી. પૈસાથી મળે તો પણ ભૌતિક–પદાર્થ–પૌદ્ગલિક સુખ મળે છે. તે બધાં આ ભવ પૂરતા સાથે રહે છે.

"મળશે તોયે પૈસાથી સંસારી સુખ મળવાના,
નિત નિત નવલી તૃષ્ણા જાગે, એવાં સુખ શું કરવાના!

સહેલું ને સુખદાઇ સાધન, પૈસો કે પ્રભુ ?
કોણ તમને પ્યારૂં, બોલો પૈસો કે પ્રભુ ?"

બે ઘડી મનને આનંદ આપે એવાં સાધનો મળે તો પણ તે ન મળ્યાં બરાબર છે. પૈસાથી શાશ્વત સુખ મળતું નથી. વળી પૈસા જેમ જેમ વધતા જાય તેમ તૃષ્ણા વધતી જાય છે.

"जहा लाहो तहा लोहो लाहा लोहो पवड्ढई ।
दोमासकयं कज्जं, कोडी ए वि न निट्ठियं ॥ ઉ. સૂ. અ. ૮ ગા. ૧૭

જેમ લાભ વધે છે તેમ લોભ વધતો જાય છે. જ્ઞાની પુરૂષ કહે છે,

"सुवण्ण रुपस्स, उपव्वया भवे, सिया हु केलास समा असंख्या ।
नरस्स लुध्धास न तेहिं किंचि, इच्छाहु आगास समअणंतया ॥

કૈલાસ પર્વત જેવડા સોના રૂપાના અસંખ્યાતા ઢગલા એક માણસને દેવામાં આવે તો પણ તે માણસ તૃપ્ત થઇ શકતો નથી. ઇચ્છા હંમેશા ફાલતી ફુલતી જ રહે છે. જેમ વર્ષાકાળમાં ઢગલાબંધ અળસીયા નીકળી પડે છે, જેમ ઉધઈની રાણી એક સામટા અનેક ઈન્ડા મૂકે છે તેમ એક વસ્તુની પ્રાપ્તિ અનેક ઇચ્છાઓને જન્મ આપે છે. માટે ઈચ્છા ઉપર કાપ મૂકો. પરિગ્રહનું પરિમાણ કરો. સાધુને "સૂક્ષ્મ કે સ્થૂલ, સચેત કે અચેત, અલ્પ કે બહુ—એમ છ પ્રકારના પરિગ્રહના ૯ કોટીએ પચ્ચખાણ હોય છે. તેના ભાંગા ૫૪ ( ૬+૯=૫૪ ) થાય છે.

आउक्खयं चेव अबुज्झमाणे, ममाति से साहसकारि मंदे,
अहो य राओ य परितप्पमाणे, अटेसु मूढे अजरामरेव्व." સૂ. અ. ૧૦ ગા. ૧૮

જ્યારે આયુષ્ય ક્ષય થાય છે ત્યારે પરિગ્રહ ભેગો આવતો નથી. છતાં અબુધ જીવ આ વાત સમજી શકતો નથી. આપણું એક એક પગલું સ્મશાન તરફ જઈ રહ્યું છે. દિવસે દિવસે સ્મશાન નજીક જઈ રહ્યાં છીએ. સવારમાં તારીખીયાનું પાનું ફાડો ત્યારે એ કલ્પના આવે છે કે આ જીંદગીનો એક દિવસ ચાલ્યો ગયો ? તાડ વૃક્ષ પરથી ફળ તૂટ્યું તે ફરી લાગતું નથી. તેમ આયુ ક્ષય થયા પછી સંધાતું નથી. આપણું આયુષ્ય અમૂલ્ય છે. તે શેમાં વ્યતીત થાય છે તેનો વિચાર કદી આવે છે ? મમત્વ–મોહ અને પરિગ્રહના સંચયમાં જીવ બધું ભૂલી જાય છે. અત્યારના સંસાર–વર્તુલના ધરી અને કેન્દ્ર છે "સ્ત્રી અને શ્રી".

કનક અને કાન્તામાં જીવ ગાંડો બની ગયો છે. તેને લીધે ભગવાનને પણ ભૂલી ગયો છે. તેને માટે નહિં કરવા યોગ્ય અનર્થ પણ કરી નાખે છે, ઈન્દ્રિયને વશ પડેલો

જીવ સ્ત્રીને શોભાવવા-શણગારવા અનેક રાગના રમકડાં લાવી હાજર કરે છે, પણ આ પરિગ્રહથી આત્માનું પતન થશે એ જાણતો નથી.

"वित्तं सोयरिया चेव, सव्वमेयं न ताणइ
संखाए जीवियं चेव, कम्मुणा तिकट्टइ" સૂ. અ. ૧. ઉ, ૧.

પૈસો-સગા ભાઈ-બ્હેન-પરિવાર તને કોઈ રક્ષણહાર નથી. તારી ગતિને સુધારે તેમ નથી. મોહમાં શું ફસાયો છે? તારા બાંધેલાં કર્મ કોણ તોડાવી શકશે? પૈસા માટે કંઈકને હેરાન કરે છે. કંઈકનું તફડાવી લે છે પણ તારા ભાવીનો વિચાર કર્યો છે? આવા કુડકપટ તમે ક્યાંથી શીખ્યા હો?

"કંઠી બાંધે કંઠ વિષે ને મોટી રાખે માળ,
ગળા કરે નિત્ય ગરીબજનોના, ક્રૂર હોય જેમ કાળ,
કુડાં કપટકળાના કામા, આવા શીખ્યા કયાંથી રે."

કુડ કપટ કરી તમારે શું જોઈએ છે? તમારી ભૂખ કેટલી છે? પેટ તો બે ચાર રોટલીથી પણ ભરાઈ જાય છે, પણ તમારે તો પેટી અને પટારા ભરવા છે. તૃષ્ણાનો અંત આવવાનો જ નથી. માટે તૃપ્તિમાં આવો. સંતોષ હશે તો શાંતિ મળશે. માનવીની સામે આજે બે માર્ગો છે. એક તૃપ્તિનો અને બીજો તૃષ્ણાનો. એક વિકાસનો માર્ગ છે, બીજો વિનાશનો માર્ગ છે. જેના જીવનમાં તૃપ્તિ છે તેણે વિકાસનો માર્ગ ગ્રહણ કર્યો છે. જેના જીવનમાં તૃષ્ણા છે તેણે વિનાશનો માર્ગ ગ્રહણ કર્યો છે. વિકાસનો માર્ગ રંગ રાગ રહિત છે. વિનાશનો માર્ગ અનેક રંગરાગથી ભરેલો છે. વિકાસનો માર્ગ શરૂઆતમાં દાહક છે, પછી મોહક છે. વિનાશનો માર્ગ પ્રથમ મોહક છે, પછી દાહક છે.

સંસાર એ બીજું કશું નથી પણ માનવીના દુર્બળ હૃદયની તૃષ્ણા છે. સંસારી તૃષ્ણાથી ઘેરાએલો અજ્ઞાની છે. જ્યારે તથારૂપના અણગાર તૃષ્ણા પર વિજય મેળવનાર છે. સંસારને જ્ઞાની પુરૂષોએ દુઃખરૂપ કહ્યો છે. પણ એ દુઃખનું મૂળ તૃષ્ણા છે. જો તૃષ્ણાનો નાશ થાય તો દુઃખનો નાશ થાય-તૃષ્ણાનું ભિક્ષાપાત્ર હંમેશાં ખાલી જ રહે છે.

એક શેઠ આફ્રિકાથી ખૂબ પૈસા કમાઈને આવ્યા છે. શેઠ આખા ગામને ધુમાડા-બંધ જમાડવાનું નક્કી કરે છે. "હું કમાઇને આવ્યો છું તે બધાને ખબર પડે," તેવા હેતુથી જમણવાર રાખ્યો છે. વળી શેઠને ચડાવનારા પણ અનેક હોય જ્યાં મધ હોય ત્યાં માખીઓ તો આવે જ. જગતનો એ નિયમ છે કે જ્યાં કાંઈ મળતું હોય ત્યાં સૌ દોડધામ કરે છે અને જે ખાલી છે ત્યાં કોઈ મોઢું પણ દેખાડતું નથી.

"પાપમય સ્વાર્થની રમત ખેલાય છે, જગતમાં કોણ છે કોણ કોનું,
મધપુડે માખીયો લાખ ટોળે વળે, તેમ સૌ જાય જ્યાં હોય સોનું;

ટાંકણે કોઈ પણ કામ આવે નહિ, સ્નેહી સંબંધિઓ હો હજારો,
બાનું કાઢી ખસી જાય સૌ વેગળા, અનુભવ નોંધનો એ ઉતારો."

જ્યાં પૈસો નથી ત્યાંથી સૌ બાનું કાઢી દૂર ભાગી જાય છે. આ શેઠની પાસે આજે ઘણો પૈસો છે. એટલે અનેક માણસો તેમની પાસે કાકલુદી કરવા આવે છે. શેઠ સાહેબ, શેઠ સાહેબ, કહી પગમાં પડે છે. શેઠને ખૂબ માન મળે છે. એટલે તેઓ ખૂબ ફુલાય છે.

આજે ઘણા સાધુ સંતો પણ માનના અભિલાષી બની ગયા છે. પણ માન પતનના ખાડામાં લઈ જનાર છે. તે ભૂલી ન જવું જોઈએ. ધાર્મિક ક્ષેત્રોમાં અને સામાજિક ક્ષેત્રોમાં દરેક ક્રિયા અભિમાન રહિત થાય તો સારૂં. નામની કામનાથી દૂર થાઓ. નામ તો મોટા ચક્રવર્તી કે તીર્થંકરોના પણ રહ્યાં નથી,

એક નાનકડો બાબો દુનિયાનો નકશો લઈને કાંઈક શોધી રહ્યો હતો. તેના બાપુજી પેઢી પરથી ઘરે આવે છે. અને પોતાના પુત્રને પોતાની સાથે જમવા માટે બોલાવે છે. પુત્ર કહે છે "બાપુજી, હમણા હું કામમાં છું તેથી નહિ આવી શકું" પિતાને આશ્ચર્ય થાય છે તેથી પુત્ર પાસે જઈ પૂછે છે કે તું શા કામમાં છે તે તો જણાવ? પુત્ર જવાબ આપે છે, હું ક્યારનો આ નકશામાં આપણી પાંચ મીલ શોધી રહ્યો છું, પણ મળતી નથી. આ સાંભળી પિતાની પણ આંખ ઉઘડી જાય છે. તેને એમ થાય છે. આ આખી દુનિયાના નકશામાં હિન્દુસ્તાન કેટલું નાનું છે અને તેમાં બોમ્બે માત્ર એક ટપકું છે. આમાં હું મારી જાતને મીલોનો માલીક માનું છું પણ ખરેખર સમષ્ટિ પાસે વ્યક્તિ બહુ અલ્પ છે. એક નાનકડા ગામમાં જેની પાસે દસ હજાર રૂપિયા હશે તે શ્રીમંત કહેવાશે, પણ જેની પાસે ૧૦ લાખ છે તેની પાસે તેના દસ હજારની શી કિંમત છે? વળી કરોડપતી પાસે લાખોપતિ અને અબજોપતિ પાસે કરોડપતિ વામન લાગે છે. જ્ઞાની પુરૂષો કહે છે.

"લક્ષ્મી અને અધિકાર વધતા શું વધ્યું તે તો કહો,
શું કુટુમ્બ કે પરિવારથી વધવાપણું એ નય ગ્રહો,
વધવા પણું સંસારનું નર દેહને હારી જવો,
એનો વિચાર નહિ અહોહો! એક પળ તમને હવો.

આ સંસારની વૃદ્ધિ કરી, ધનમાલ મિલ્કતની વૃદ્ધિ કરી, સંતતિની વૃદ્ધિ કરી, શરીરની વૃદ્ધિ કરી, પણ આ બધાની વૃદ્ધિમાં તને શો લાભ થયો? તારા ગુણમાં કેટલો વધારો થયો? શરીરાદિ તો બારદાન છે. આ બધામાં કિંમતી આત્મા છે. આત્માને વર્ણ, ગંધ, રસ, સ્પર્શ નથી.

જીવને આવા આનંદઘન આત્માને યાદ કરવાની ઘડીની પણ ફુરસદ નથી. પણ શરીરાદિ તારા નથી. મકાનથી મકાનનો માલિક જુદો છે. તેમ શરીરથી આત્મા જુદો

ભાષાનો પ્રયોગ પણ કેવી રીતે કરો છો ! મારૂં શરીર, મારૂં શરીર એટલે હું જુદો અને શરીર જુદું. હું તે શરીર એમ કોઈ બોલતું નથી. હવે શરીર તે આત્મદેવને નિવાસ કરવાનું એક સ્થાન છે. મકાન છે. મકાનને કોઈ આંગળી ચીંધે અથવા કાંઈ કહે તો તું લાલપીળો કેમ થઈ જાય છે? આત્મા તો જુદો છે. આત્મા તે તું છે. ગાળ દેનાર તો આત્માને ઓળખતો પણ નથી. અને જેને કાળ ન પહોંચે તેને ગાળ કેવી રીતે પહોંચે? આત્મા અને જડપદાર્થોનું ભેદ વિજ્ઞાન કરો, ઉંડું અવલોકન કરો. મંથન ચલાવો. આ શરીર નાવા રૂપ છે. જીવ નાવિક છે. જો નાવમાં છિદ્ર ન પડે તો તે નાવ પાર ઉતરી જાય છે.

પાંચ ઇન્દ્રિય રૂપી છિદ્રોથી આશ્રવ ચાલ્યો આવે છે. તે છિદ્રોને છાંદી દયો તો પાપ પ્રવાહ આવતો અટકી જશે. પણ જ્યાં સુધી સંસારના મોહમાંથી જીવ મુક્ત થતો નથી ત્યાં સુધી એ કાર્ય કરી શકતો નથી. એ મોહ મમતાને કારણે જ પેલો શંભુ નામનો ચક્રવર્તી સાતમો ખંડ સાધવા ગયો ને? છ ખંડનો સ્વામી બન્યો છતાં સંતોષ ન રહ્યો અને સાતમા ખંડને બદલે સાતમી નરક સાધી લીધી!

જેટલું તમારા કિસ્મતમાં છે તેટલું તમને મળી રહેવાનું છે. કર્મ પાસે રથા સોનીનો કાંટો છે. જરાય ફેરફાર થાય નહિ. તો પછી અનીતિ, કુડકપટ, જુઠ, ચોરી શા માટે કરો છો? અનીતિ નહીં કરૂં તો પૈસા નહીં મળે એમ કેમ માનો છો? જેના જીવનમાં ધર્મ વણાયો હોય તે અનીતિનો એક દોકડો પણ ન લ્યે. એક વકીલ પાસે અસીલ આવે છે અને કહે છે સાહેબ! મારા પર ખૂનનો આરોપ આવ્યો છે. આપ કુનેહ બુદ્ધિવાળા અને પ્રતિભાસંપન્ન છો. આ કેસમાંથી મને બચાવી લેશો એવી આશાએ હું આપની પાસે આવ્યો છું, માટે મારો કેસ હાથમાં લ્યો, એટલે તમને આ ૬૦ હજારની થેલી ભેટ ધરૂં. વળી હું નિર્દોષ છુટી જઈશ ત્યારે તમને ન્યાલ કરી દઈશ. અસીલની વાત વકીલે શાંતિથી સાંભળી. પછી પૂછ્યું, પણ તમે ખરેખર ખૂન કરેલું છે? "હા" મેં ખૂન તો કર્યું છે પણ હવે મારૂં ખૂન ન થઈ જાય તે આપે જોવાનું છે, અસીલે જવાબ આપ્યો. આ સાંભળી વકીલ સાહેબે કહી દીધું કે હું તમારો કેસ હાથમાં નહીં લઈ શકું. તમે ખૂન કર્યું છે તો તમને નિર્દોષ ઠરાવાય કેવી રીતે? અરે સાહેબ! આ મારી થેલી સામું તો જરા જુઓ. આટલા રૂ. દેનારો તમને કોઈ નહીં મળે. અસીલની આ વાત સાંભળી આછા હાસ્યસહિત વકીલે કહ્યું, "ભાઈ, તારા જેવા રૂ. દેનારા તો ઘણા મળી રહે પણ મારા જેવો ના પાડનાર તને કોઈ નહીં મળે. જેણે પોતાના મનથી પાકો નિશ્ચય કર્યો છે તે પ્રલોભન આપવા છતાં પોતાના સત્યને મૂકી દેતો નથી.

તમે તમારા વ્રતોમાં વફાદાર રહેજો. વ્રતમાં છિદ્ર ન પડી જાય તેની તકેદારી

રાખવા માટે સવારમાં જ પ્રતિક્રમણ કરવાનું છે. પરિગ્રહ પરની મૂર્છા ઓછી થાય તો જીવ ધર્મમાં આગળ વધી શકે.

પેલા શેઠ સાત ઓરડા ભરીને સુખડી તૈયાર કરાવે છે. આખા ગામને જમવાનું આમંત્રણ આપી દીધું છે. ગામ બહાર એક સંન્યાસી બિરાજે છે. તેને તેડવા માટે શેઠ જાય છે. ત્યાં જઈ સંતના પગમાં પડી શેઠ વિનંતી કરે છે. મહાત્મન્! આજે મારા તરફથી આખા ગામને જમાડવાનું છે. આપ પણ પધારો. સંત કહે છે. "ભાઈ! સાધુ પુરુષ એવા જમણવારમાં આવે નહીં. વળી તારી સુખડી તો લોહીની છે. એમ કેમ કહો છો? કેટલા ઉત્સાહથી મેં બધાને જમાડવાનું નક્કી કર્યું છે? શેઠે કહ્યું, આ વાતને સાબિત કરવા સંતે એક સુથારને બોલાવ્યો. અને તેને ત્યાંથી રોટલો મંગાવ્યો અને આ શેઠને ત્યાંથી સુખડી મંગાવી. સંતે રોટલાને હાથમાં લઈ નીચોવ્યો તો તેમાંથી દૂધ નીકળ્યું અને સુખડીને નીચોવી તો તેમાંથી લોહી નીકળ્યું. સંતે કહ્યું : જો ભાઈ! આ સુથાર આખો દિવસ કાળી મજુરી કરી મહેનતાણું લે છે. અનીતિ જરાય કરતો નથી, તેથી તેનું નાણું સાચું છે. અને તું લાખો રૂ. કમાણો પણ તેમાં કેટલાની હાય ભરી છે તે વિચારી લેજે. હું તો તારે ત્યાં નહીં આવું પણ આ સામે બેઠી તે બાઈને લઈ જા. શેઠ લાચાર બની બાઈ પાસે ગયો. અને બાઈને કહ્યું, તમે મારે ત્યાં જમવા ચાલો. બાઈએ આમંત્રણ સ્વિકાર્યું. ત્યાં બાજુમાં બેઠેલા ચાર છોકરા કહે "અમને લઈ જાવ ને? પણ બાઈએ છોકરાને કહ્યું, હું જમીને આવું પછી તમારો વારો. બાઈ તથા શેઠ ગામમાં ગયાં. બાઈને જમવા બેસાડી. સુખડી પીરસી પણ થોડીવારમાં ખતમ. બીજી આપી એમ કરતાં આખો સુખડીનો ઓરડો ખલાસ થઈ ગયો, છતાં બાઈ ધરાણી નહીં. બીજો ત્રીજો એમ કરતાં સાતે ઓરડા ખતમ થઈ ગયાં. બજારમાંથી મીઠાઈ લાવવા માંડી પણ બાઈ કેમે તૃપ્તિ પામતી નથી. હવે શેઠ થાકયા, ત્યાં બાઈ બોલી "લાવ શેઠીયા! ખાવાનું નહિ મળે તો તને ખાઉં, એટલે ઘરમાં ભરેલું કાચું અનાજ આપવા માંડયું. પણ બાઈ તો ખાતી જાય તેમ ભૂખ વધતી જાય. અંતે શેઠ દોડયા પેલા મહાત્મા પાસે. આગળ શેઠ અને પાછળ પેલી બાઈ! સંતની પાસે આવી પગે પડી બોલ્યો, મહાત્મન્! મને ઉગારો, આ બાઈ મારી પાછળ પડી છે. ગમે તેટલું આપું છતાં તેને સંતોષ થતો નથી. સંતે અંજલી ભરી પાણી બાઈ પર નાંખ્યું અને તૃપ્તિનો ઓડકાર આવી ગયો. તમારે શાંતિ જોઈતી હોય તો સંતોષી બનો.

"संतोष तो ही प्रबलं च सौख्यं". સંતોષમાં જ પ્રબળ સુખ છે.

આ બાઈ માનવની તૃષ્ણાનું એક રૂપ હતું. સંતોષ રૂપી અંજલી જીવનમાં છાંટવામાં આવે તો અવશ્ય ઉદ્ધાર થાય. જેની પાસે પૈસો નથી તેની દયા ખાવા કરતાં જેની પાસે તૃપ્તિ નથી તેની દયા ખાવા જેવી છે. આજના યુગમાં સૌથી અનિવાર્ય જરૂર

માનવને સ્થિર-શાંત અને સંતોષી બનવાની છે. ઈન્દ્રિય પર જય મેળવાય તો અસંખ્ય જરુરિયાતોનો અંત આવે અને તેનાથી તૃષ્ણાનો નાશ થાય અને તૃપ્તિને જીવનમાં સ્થાન મળે. વિશેષ અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન...૭૯

### આસો સુદ ૧૪ ને રવિવાર તા. ૩-૧૦-૭૧

ભગવાન નેમનાથ, શ્રાવકના બાર વ્રતના પાંચ અણુવ્રતમાં પાંચમા વ્રતની વાત પોતાની મધુર વાણીથી સમજાવી રહ્યા છે. પરિગ્રહનો અર્થ ઈચ્છા, લાલસા, આકાંક્ષા, તૃષ્ણા, મમત્વ, કામના છે. ઈચ્છા એટલે આરંભ. અને મમત્વ એટલે પરિગ્રહ. એક ભિક્ષુક છે. તેના એક હાથમાં ચપણીયું છે. બીજા હાથમાં દંડ છે. અને હાથ લંબાવી લંબાવીને માગી રહ્યો છે. દેજો માબાપ! બટકું રોટલો. જેની પાસે ખાવા રોટલો નથી, સુવા ઓટલો નથી, છતાં બધું મેળવવાની ઇચ્છા છે. એટલે ભગવાન કહે છે તે મહાઆરંભી અને મહાપરિગ્રહી છે. અને છ ખંડના અધિપતિ પાસે છ ખંડ, નવ નિધાન, ચૌદ રત્ન, ચોરાશી લાખ રથ, હાથી, ઘોડા અને છન્નુ ક્રોડ પાયદળ વગેરે કેટલો બધો પુણ્યનો ઠઠારો છે, પણ જો તેમાં તેને તીવ્ર આસક્તિ નથી તો તે અલ્પારંભી અને અલ્પ પરિગ્રહી છે. કારણ કે તે સમ્યક્ દષ્ટિ છે. આસક્તિ ત્યાં મૂર્છાભાવ છે. ભરતચક્રીને રિદ્ધિ-સિદ્ધિમાં અનંતાનુબંધી જન્ય મમત્વભાવ નહોતો, તેથી કાળાંતરે ચારિત્ર મોહને પાંતળો પાડતાં પાડતાં, અનિત્ય ભાવના ભાવતાં ભાવતાં એક દિવસ અરિસાભુવનમાં કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રાપ્ત થયું હતું. પરિગ્રહ બે જાતના છે. બાહ્ય અને અભ્યંતર. બાહ્ય પરિગ્રહ નવ જાતનો છે. ઘર, ખેતર, પ્રમુખ ઢાંકી તથા ઉઘાડી જમીન, સોનું-રૂપું, ધન-ધાન્ય, દુપદ ચતુષ્પદ અને ઘરની ઘરવખરી આદિ છે. અભ્યંતર પરિગ્રહ ચૌદ પ્રકારનો છે. તે અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાની-પ્રત્યાખ્યાની અને સંજ્વલન આ ચાર ચોકડી એટલે ૧૬ કષાય અને હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા, સ્ત્રી-પુરૂષ, નપુંસકવેદ, આ બધાને નોકષાય કહેવાય છે. કષાયને જન્મ આપનાર નોકષાય છે.

પરિગ્રહ સર્વ અનર્થનું મૂળ છે. પરિગ્રહવૃત્તિવાળો માનવ અનેક ચિંતારૂપી ચક્રોમાં ફસાયેલો રહે છે. પરિગ્રહવૃત્તિ જીવન માટે અભિશાપ છે. જેનામાં સંગ્રહવૃત્તિ આવી તેના

ઉપર દુઃખનું સૈન્ય તૂટી પડે છે.' પરિગ્રહ મેળવવાની તમને જેટલી ઝંખના છે, તેટલી સદ્દગુણો પ્રાપ્ત કરવાની તમન્ના છે ? પૈસા અનેક દુર્ગુણોના દ્વાર ખોલી આપે છે.

> દ્રવ્યના દાસ બનતાં સહુ માનવી, દ્રવ્ય નહીં કોઇનું દાસ થાતું;
> દ્રવ્યથી પ્રાપ્ત થતું ના કદિ, શુદ્ધ બ્રહ્મત્વ તેથી હણાતું.
> દ્રવ્ય અહંકાર ને દુર્ગુણો લાવતું, જેમ હુતાશને છે ધુમાડો,
> દ્રવ્ય વિક્ષેપ છે આત્મકલ્યાણમાં, દ્રવ્યથી ફિકર ભય રાત દા'ડો.

દ્રવ્ય બધાને દાસ બનાવે છે. લક્ષ્મીના દાસ કેટલા છે ? એના તાબેદાર થઇને એની જ સેવા કરી રહ્યા છે. એક રૂપકમાં બતાવે છે કે કેટલાક લક્ષ્મીનંદન બને છે. લક્ષ્મી જે જે આજ્ઞા કરે તે તે આપે, એની આજ્ઞા બહાર ન જાય. અને કેટલાંક લક્ષ્મીના અધિપતિ થઇને રહે છે. એ જીવનભર લક્ષ્મીને છૂટે હાથે વાપરે છે. આજે મોટાભાગના શ્રીમંતો લક્ષ્મીના સ્વામીને બદલે લક્ષ્મીના દાસ બનેલા છે. આજના જગતમાં પૈસાની જ વાહ વાહ છે.

> "પૈસાને સૌ ભરે સલામ, પૈસો સૌને કરે ગુલામ,
> અરે વાહ રે વાહ, પૈસાની જગમાં જય જય....ધનપતિની જગમાં"

પૈસા માટે સૌના ગુલામ બને. માંસાહારીના પગ પૂજે. દારૂ પીતા હોય એની નોકરી સ્વીકારે. ગૌરવથી કહે કે, અમારી ઓફીસમાં યુરોપિયન સાહેબ આવે છે. તે આવે તો દોડીને પગમાં પડે, સલામ ભરે. અન્યાય, અનીતિ, અધર્મ, અસત્ય વ્યવહાર સાચવીને પૈસા મેળવે. એને સાચવવા તિજોરી રાખે. તિજોરીને રૂમમાં ગોઠવે. રૂમને પણ ગોદરેજના તાળા વાસે. અને બારણા વચ્ચે ખાટલો નાખીને સૂઈ રહે, તો પણ ચિંતા કેટલી ? કોઈ આવશે તો ? કોઈ લુંટીને બધું લઈ ચાલ્યો જશે તો ? આવી ચિંતામાં ઉંઘ પણ ન આવે.

એક શ્રીમંતે પરસેવો પાડીને, ઘણાના લોહી ચૂસીને, વિશ્વાસઘાત કરીને, દગાપ્રપંચ, છળકપટ, કાળાધોળા કરીને દ્રવ્ય ભેગું કર્યું. હવે આ દ્રવ્યના રક્ષણ માટે એના રૂમની નીચે એક ભોંયરૂં કરાવે છે. ભોંયરામાં જવા માટેના રસ્તા પર એક કરામત ગોઠવે છે. એક સ્પ્રિંગ મૂકે છે. જે એના પર પગ મૂકીને જાય તે સ્પ્રીંગ દબાતા સીધો પાછળ ઉંડો પાણીનો ધરો છે તેમાં ચાલ્યો જાય. અને મૃત્યુને આધીન થઇ જાય. 'પંચેન્દ્રિયની ઘાત ભલે થાય, પણ મારો પૈસો આબાદ રહે.' કેટલી અશાંતિ ?

> "સો હજાર કે લાખ કરોડો મળે તોય ના શાંતિ,
> સોનું રૂપું હીરા હોય પણ દિલમાં સદા અશાંતિ,
> નિંદરમાં પણ દ્રવ્ય દેખીને ઝબકી જઇએ જાગી,
> અમે રંગરાગના રાગી, અમે અંગ અંગ અનુરાગી,

પછી તારી કને શું માગીએ વીતરાગી, શું માગીએ વીતરાગી !
અમે નથી તૃષ્ણા રે ત્યાગી, નથી લગન કંઈ લાગી, પછી...."

સો, હજાર, લાખ, ક્રોડ કેટલા રૂપિયા મળે તો શાંતિ થાય ? સોના રૂપાની પાટો ને પાટો મળે, સોનાનું આભરણ કરાવી સ્ત્રીને મઢાય એટલું દ્રવ્ય મળી જાય તો દિલમાં શાંતિ થાય ? ના; એરકંડીશન રૂમ હોય, શીતળ વાતાવરણમાં બેઠા હોય તોય તનમાં તાપ છે કે ટાઢક છે ? ઉપર પંખા ફરતા હોય અને હૈયામાં તૃષ્ણાની હોળી સળગે છે. સાધક કહે છે હે ભગવાન ! કેવું આજ સુધીનું મેં જીવન વીતાવ્યું છે ! મારી જીંદગીમાં તારી પાસે માગવા જેવું કાંઈ રહ્યું નથી. કારણ કે વૈભવોને તેં વિનાશી માની છોડયા એને જ હું અવિનાશી માની ઝંખી રહ્યો છું. તમને આવા વિચાર કદી આવે છે ? અતિ સંગ્રહનું પરિણામ બહુ ભયંકર છે. ફુગ્ગો હવાનો સંગ્રહ કરીને ઉપર ઉડે છે. જો હવા મર્યાદિત ભરી હોય તો તેને હવા ઉડવામાં મદદ કરે છે. સ્વચ્છ નભમંડળમાં ઉડ્ડયન કરવાનું બળ આપે છે. પણ મર્યાદા કરતાં વધારે ભરવામાં આવે તો ફુગ્ગાનું જીવન પુરૂં થઇ જાય છે દાળ-શાકમાં પણ મીઠું મર્યાદા કરતાં વધારે નાંખવામાં આવે તો એનો સ્વાદ બગડી જાય છે. તેમ પરિગ્રહનો અતિ સંગ્રહ અશાંતિને નોતરે છે. પેલા શ્રીમંત મખમલની તળાઈમાં મીઠી નિંદરમાં સોડ તાણીને સૂતા છે. ત્યાં સ્વપ્ન આવે છે. અરે ! ઘરમાં ચોર આવ્યા છે. મોઢે બુકાના બાધ્યા છે. હાથમાં મોટી ડાંગ ને પગમાં મોટાં પગરખાં પહેર્યાં છે આ ભોંયરામાં ગયા. જ્યાં પરિગ્રહ છે ત્યાં માનવી ભયભ્રાન્ત રહે છે. મારૂં બધું લઇ જશે તો ? પછી મારૂં શું થશે ? એનું કેટલું બધું દુઃખ થાય ? તેમ "મેં અઠ્ઠાઇ, માસખમણ વિગેરે તપસ્યા કરી છે. તો ક્રોધ આવીને લૂંટ ન ચલાવે" એનું ધ્યાન રાખો છો ? જરા ક્રોધ આવી જશે તો કરી કમાણી ખલાસ થઇ જશે. તપરૂપી રૂ અને ક્રોધરૂપી તણખો છે. પૈસા જાય એનું દુઃખ છે પણ ક્રોધે આવીને ક્ષમા ઉપર લૂંટ ચલાવી એનું દુઃખ થાય છે ? શ્રીમંતને ઉંઘમાં સ્વપ્ન આવ્યું છે. ચોરને જુએ છે. અરે ! મારી જીંદગી આખીની કમાણી લઈ જશે. એકદમ ઉંઘમાં ને ઉંઘમાં ઉભો થઇ સીધો ભોંયરામાં દોડયો. ઉતાવળમાં લાઇટ લીધી નથી, ઘોર અંધકાર છે. એનો જ પગ સ્પ્રીંગ પર પડયો ને સીધો ધરામાં પડયો અને તેના જ રામ રમી ગયા.

શ્રીમંત પોતાની જ કરામતનો પોતે ભોગ બન્યો. પૈસાથી બાહ્ય સામગ્રી મળશે. પણ આધ્યાત્મિક સુખ પૈસાથી નથી મળતું. છ ખંડના અધિપતિ ભરત ચક્રવર્તીએ પૌદ્ગલિક પદાર્થો પરથી દૃષ્ટિ ઉઠાવી આત્મામાં ઉપયોગ મૂકયો હશે ત્યારે જ કેવળજ્ઞાન -દર્શન પ્રાપ્ત થયું હશે ને ? આજે શું મનાય છે ? જેના જીવનમાં સદ્ગુણો હોય પણ પૈસો નહિ હોય તો તેની પાસે કાંઈ જ નથી પરંતુ ખરી રીતે તો જે શ્રીમંત પાસે નથી તે એની પાસે [illegible] દગળ [illegible] ખ આપનાર છે.

"મહારંભીઆએ, મહાપરિગ્ગહિઆએ, કુણીમાંહારેણં; પંચિન્દ્રિય વહેણું" આ ચાર કારણે નરકાયુષ્ય બંધાય છે. જેને નરકમાં ન જવું હોય તેણે શું કરવું જોઈએ? મહાને બદલે અલ્પ કરી નાંખવું જોઈએ. જેને દુર્ગતિમાં નથી જવું તેને છોડવાની ભાવના થવી જોઈએ. શ્રાવકનાં ત્રણ મનોરથમાં પહેલોજ મનોરથ એ છે કે હે ભગવાન? હું આરંભ અને પરિગ્રહ કયારે છોડું? અઢાર કરોડ સોનૈયાનો સ્વામી વિચારે કે આ બધું કયારે છોડું! આ બધું દુઃખ રૂપ છે. એક જ ધર્મ સુખરૂપ છે. આવું કયારે લાગશે? તમારી પ્રવૃત્તિ કયાં થઇ રહી છે?

"રાત દિન તું આથડે જે સુખોને પામવા પ્યાસ ના છિપાવશે, સુખના એ ઝાંઝવા,
કોં'ક દિન ઉભી થશે મોતની દિવાલ શાને કાજે ઓ માનવી તને પૂછું, એક હું સવાલ,
શાને કાજે આ બધી તું કરે ધમાલ"

જ્ઞાની પુરુષો માનવીને પૂછે છે કે હે માનવી? આ બધી ધમાલ તું શા માટે કરી રહ્યો છે? રાતદિવસ શેના માટે આથડી રહ્યો છે? સવાર થયું ને પથારીમાંથી ઉઠયા અને ઉઠતા વેંત ઝટ કરો, ગાડી ઉપડી જશે. ભાણું પીરસાણું, જેમ તેમ ખાધું. અને ચાલતાં ચાલતાં મોઢામાં મુખવાસ નાંખી અને દોડયા. જઇને વાંચ્યું કે પાંચ મીનીટ ટ્રેઈન લેઈટ છે, હાશ, સારૂં થયું, ત્યાં સુખ માન્યું, ત્યાંથી ઓફીસે ગયા જલ્દી જલ્દી ઓફીસ ખોલીને બેઠા. એક બે કલાક વ્યતિત થયાં પણ કોઈ ગ્રાહક ન આવ્યો, ત્યાં દુઃખ થયું. પછીથોડીવાર થઇ ત્યાં મોટો ગ્રાહક આવી ગયો. ત્યાં સુખ માન્યું. દરિયાના મોજાની જેમ સુખ દુઃખ આવે ને જાય છે. સુખની મૃગતૃષ્ણા તને અહિં તહિં અથડાવે છે. એક ભાઇ ઘેરથી હોંશે નીકળ્યો છે. પાછા ફરતાં દોડાદોડીમાં મોટર અને બસ વચ્ચે આવી ગયો. એકસીડંટ થઇ ગયો. ખીસ્સામાંથી ફોન નંબર મળી ગયો. અહિં ભાઈ પડયા છે. પેલી બાજુ તેની સ્ત્રી સેંથામાં સિંદુર પૂરી કુમકુમ તિલક કરી નવરંગી સાડી પહેરી ભોજન બનાવી રાહ જોતી ઉભી છે. ત્યાં ફોનની ઘંટડી રણકે છે. ફલાણાભાઈને એકસીડંટ થઈ ગયો છે. આ સમાચારથી તેને કેવી ફાળ પડી હશે? મૃતદેહ લઈને માણસો આવ્યા, જીવ ઉડી ગયો છે. જ્યારે ઘેરથી નીકળ્યો ત્યારે કઈ આશાએ? અને આવ્યો ત્યારે કેવા હાલ થયા? કેવી આશા, નિરાશામાં પલટાઇ ગઈ, બાઇના સેંથાનું સિંદુર ભુંસાઈ ગયું. ચાંદલો અને ચુડલો ઉડી ગયા. જેને પરણતી વખતે જીવનભરનો જીવન સાથી બનાવેલો તે અધવચ્ચે મૂકીને ચાલ્યો ગયો. મળેલાં સાધનો સુખ રૂપ લાગ્યાં કે દુઃખ રૂપ લાગ્યાં? દીકરો સ્કુટર લાવે તો મા-બાપ રાજી થાય. પણ ભાઈ સ્કુટર લઈને બહાર જાય તો ચપટીમાં જીવ રહે. હેમખેમ પાછા આવવાની રાહ જોવાય. મુંબઇના લોકોને શીરનામું તો ખીસ્સામાં રાખી ફરવું પડે, કારણ કે ક્યારે મૃત્યુ આવશે તે ખબર નથી. મૃગલાને તો ભાન-જ્ઞાન નથી, તેથી ઝાંઝવા પાછળ દોડે છે, પણ માણસને ય સુખની ક્ષણિકતાનું ભાન નથી. એટલે તે અનીતિ-અધર્મથી પૈસો ભેગો કરે છે અને ધનવાન બને છે.

પરિગ્રહ વૃત્તિના કારણે સર્વમાં વિષમતાનું દર્શન થાય છે. એક ઠેકાણે ખાડો થાય છે ત્યારે બીજે ટેકરો થાય છે. એક બાજુ ગગનચુંબી ઇમારતો ખડી થાય છે ત્યારે બીજાને તુટીફુટી ઝુંપડી પણ રહેવા માટે નથી. એક બાજુ જમણમાં મિષ્ટાન્ન અને ફરસાણ ઉડાવાય છે ત્યારે બીજી બાજુ મરચાં ને રોટલાની પણ જોગવાઇ નથી. તમે જે મોજશોખ ઉડાવો છો તે કેટલાયને લૂંટીને, અનીતિ કરીને ઉડાવો છો ને? ભગવાનના શ્રાવકો અનીતિનું દ્રવ્ય ન લે. ભગવાનના શ્રાવકો છો ને? તો અસત્ય-ચોરી વિગેરે કરાય? કયાં મહાવીરના શ્રાવકો ને કયાં આજનાં કહેવાતાં શ્રાવકો? શા તમારા વખાણ કરવા? બે નંબરના નાણાં એકઠા કરી દાનનો પ્રવાહ વહેવડાવે. પણ એવાં લાખોના દાન કરતાં નીતિના પાંચ રૂપિયા કમાઇને થોડું દાન કરે તે શ્રેષ્ઠ છે. ભગવાન મહાવીરના આનંદાદિ દશ શ્રાવકો થઈ ગયા. તેઓની પાસે કેટલી બધી રિદ્ધિ-સિદ્ધિ અને સમૃદ્ધિ હતી! જે બધાના ચક્ષુભૂત, આધારભૂત, સ્તંભરૂપ હતા. તેઓ પણ ચૌદ વર્ષ શ્રાવકપણું પાળી પછી પોતાના જ્યેષ્ઠ પુત્રને ગૃહનો કારભાર સોંપી પૌષધશાળામાં જઈ આત્માને પોષતા થકા વિચરવાનો વિચાર કરે છે દરેક કુટુંબીઓને બોલાવી પુત્રને કારભાર સોંપી પૌષધ-શાળામાં આત્માને પોષતા વિચરે છે. તેઓને જેવો વિચાર આવતો કે તરત જ પ્રેકટીકલ જીવનમાં મૂકી દેતા, પોતાના હાથે જ રાજીનામું આપી દેતા. અત્યારે તો (ઠેઠ સુધી) ગાડાના બેલની જેમ જીવે ત્યાં સુધી ધોંસરૂ તાણે તમારે કોઇ સંભાળે તેમ છે કે નહિ? સંભાળે તેવા હોય છતાં છૂટતું નથી. અને દિકરો કહે છે, બાપા છે તે ઠીક છે. કામમાં આવે છે. વસ્ત્ર અને અન્ન બે જ માગે છે. નોકર રાખું તો પગાર દેવો પડે. બાપા કયાં વેતન લે છે? માતાપિતા કામ કરી વેતન નથી લેતાં, છતાં ઘણાને ભારે પડે છે. બાપાને વૃદ્ધાવસ્થા આવી ને પથારીમાં પડયા એટલે એના જ વહાલા મનાતા પુત્રો કહે કે ઘરમાંથી જાય ખોખું તો ઘર થાય ચોખું! નાના છોકરા તો બાપાને મોઢે કહે "દાદા" હવે સુખડી કયારે ખવડાવવી છે? દિકરાને લાખોની મિલકત આપી છે છતાંય વૃદ્ધાવસ્થાએ સુખે રહી શકો ખરાં? કેટલું આપ્યું તોય ભારભૂતને? કારણ કે સ્વાર્થ સરી ગયો. એટલે દિકરાને માતાપિતા ગમતા નથી. એ તો કહેશે. વૃદ્ધાશ્રમમાં મૂકી આવો. કોઈ પૈસાદાર હશે તો હોસ્પીટલમાં મૂકી આવવાની વાત કરશે. સેવા કરવા સીસ્ટર રાખે. અને કહે કે અમે દિવસ-રાતની જુદી સીસ્ટર રાખી છે, પણ તમે શા કામના છો? તમને નાનાથી મોટા કરવામા માબાપે કેટલા દુઃખો સહન કર્યાં છે! હવે એમની સેવા કરવાનો વખત આવ્યો ત્યારે કેવી દુર્ભાવના?

તમને એમ થાય છે કે મારા ઉપકારી માબાપની સેવા માટે મારા હાડચામ બધું તૈયાર છે? પિતાની દેશમાંથી ટપાલ આવે કે દીકરા, એકવાર આવી મોઢું બતાવી જા. તો દિકરો લખશે, મારે ટાઈમ નથી. કેમ, નોકરી કરે છે? ના. ઘરનો ધંધો છે, પણ આવું તો દસ-

બાર હજારનો ખાડો પડી જાય. માટે તમારાથી ન થતું હોય તો એકાદ માણસ રાખી લેજો, પણ હું નહીં આવી શકું. માબાપ એ સમાચાર સાંભળી આંસુ સારે છે. રાત–દિવસના ઉજાગરા વેઠી, લાંઘણો કરી જે બાળકોને મોટા કર્યા એ જ મોટા થતાં પૈસા હાથમાં આવતાં કેવા ફરી જાય છે? આ અવળીબુદ્ધિ કોણ કરાવે છે? પૈસા પ્રત્યેનો મમત્વભાવ. પૈસાથી આત્મતત્વ હણાય છે. પૈસા કમાઈને આવો તો મા લાપસીનું આંધણ મૂકે, આનંદમંગલ મનાવે. પણ તારા આત્માનું શું? શ્રીમંતપુત્રને મા બોલાવતા પણ અચકાય છે. એક બાજુ બેસીને વાત પણ ન કરી શકે. ભાઈની તો બીક લાગે, પણ ભાઈની શેઠાણીનીયે બીક લાગે. કંઈક બોલીશ તો રહેવું ભારે થઈ પડશે કેવો ભાઈમાં અહંકાર આવ્યો કે બોલાવાય નહિ. જ્યાં જ્યાં ધુમાડો ત્યાં ત્યાં અગ્નિ, એમ જ્યાં દ્રવ્ય ત્યાં અહંકાર આવે છે. દ્રવ્ય અનેક દુર્ગુણોને નિમંત્રે છે.

આત્મ કલ્યાણના કાર્યમાં પણ પૈસો વિક્ષેપ પાડે છે. શ્રીમંતને પૂછે કે કેમ વ્યાખ્યાનમાં નથી આવતા? તો કહે, અમે પણ માનીએ છીએ કે આવવું જોઈએ, પણ ધંધાને લીધે આવી શકાતું નથી.

દ્રવ્ય નિરાંતે ઊંઘવા પણ દેતું નથી. રાત અને દિવસ તેને સાચવવાની ફીકર રહે છે. લાખ રૂ. ખિસ્સામાં લઈને જતા હોય તો કેટલી ચિંતાઓ? કોઈ લઈ નહિ જાય ને? ખિસ્સુ કપાશે નહિ ને? બેંકમાંથી પૈસા લઈને નીકળ્યા, ગુંડાએ ધ્યાન રાખ્યું કે બેંકમાંથી નીકળે છે. પાછળ જઈને લાગ મળતાં વચ્ચે જ ગુંદી નાખે અને પૈસા પડાવી લ્યે. પર્યુષણમાં દાગીના પહેરવા લાવ્યા તો જલ્દી ખાનામાં મૂકી આવીયે એમ થાય ને? આટલો ભય છતાં લક્ષ્મીના પૂજારી બની લક્ષ્મીની જ આરતી ઉતારે છે, પણ લક્ષ્મી સાથે આવવાની નથી, માત્ર સદ્‌ગુણ સાથે આવશે.

અવગુણને ટાળી, સદ્‌ગુણો અપનાવો. મનુષ્ય ક્ષેત્રમાં કાંઈક સત્કર્મનાં વાવણીયા કરો, તો તેનું સારૂં ફળ મેળવી શકશો. શેઠે જે ધનની રક્ષા માટે સ્પ્રિંગ કરાવી હતી તેનો જ પોતે ભોગ બન્યો અને ઉંડા ધરામાં દસડાઈ ગયો. પોતે જ મરણને શરણે થયો. ૭૦ મણની શીલા પર્વત પર ચઢાવવી મુશ્કેલ છે. પણ ઉપરથી પાડવી સહેલ છે. તેમ ધન ભેગું કરવું મુશ્કેલ છે પણ છોડવું સહેલ છે જ્યાં અર્થની બોલબોલા છે ત્યાં બીચારી અપરિગ્રહ વૃત્તિ ઉપેક્ષિત વિધવાની જેમ એક ખુણામાં અગ્રદાય બનીને બેસી જાય છે, પછી તેની મમત્વ વૃત્તિ, ઈચ્છાઓ, તૃષ્ણાઓ હનુમાનના પુચ્છની જેમ લાંબી ને લાંબી વધતી જાય છે.

આનંદથી જીવવાનું શિખડાવે છે. અપરિગ્રહ વૃત્તિ એ નિર્ભયતા અને નિઃસંગતાનું પ્રવેશ-દ્વાર છે. સંતોષના સુરમ્ય ઉદ્યાનમાં માનવીને વિશ્રાંતિ આપનારી છે. વિષમતાના કિટાણુઓને અને સ્વાર્થ રૂપી ક્ષયના જંતુઓને નાશ કરનારી છે. અપરિગ્રહ વૃત્તિમાં જે સુખ છે, આનંદ છે, આધ્યાત્મિક આહ્લાદ છે તે સ્વર્ગના દેવોને પણ દુર્લભ છે.

---

## વ્યાખ્યાન નં...૮૦

### આસો સુદ ૧૫ ને સોમવાર તા. ૪-૧૦-૭૧

દયાનિધિ, કૃપાવતાર ભગવાને સિદ્ધાંતથી સમજાવ્યા. અહીં બલભદ્રના પુત્ર નિષધકુમારનો અધિકાર ચાલે છે. જેને પચાસ અપ્સરા જેવી પત્નીઓ છે, જેની પાસે વૈભવનો પાર નથી પણ ત્રિલોકીનાથ ભગવાન નેમનાથના વૈભવ પાસે એને એનો વૈભવ તુચ્છ-ખોખાના ફોતરા જેવો લાગે છે. એટલે નિષધકુમાર વિચારે છે કે અપનાવવા જેવો તો અણગાર ધર્મ છે. સાધુપણામાં જે સાધના થઈ શકે છે તે સંસારાવસ્થામાં થઈ શકતી નથી. સંસારી જીવો ધારે કે આજે પાખી છે ને પોષો કરવા જવું છે ત્યાં જ સંબંધીનો ફોન આવે કે સાદડી છે એટલે પોષો ન થઈ શકે ને સાદડીમાં જવું પડે. ધર્મ આરાધના માટે સંસારથી છુટી આત્મસમર્પણ કરવું જોઈએ. તન, મન, ધન બધું ધર્મ માટે સમર્પણ કરવું જોઈએ. ધર્મી જીવ શરીરને પંપાળે નહીં. ધર્મ સાધનામાં કાયાને કચડી નાંખે ને શરીરની સુકવણી કરી આત્માને લીલોછમ બનાવે. કાઉસગ્ગમાં ચપળતા ન લાવે. ખાલી ચડી જાય તો પણ શરીરને સ્થિર રાખે. જીવે પરવશપણે ઘણું સહન કર્યું છે. પણ જો સ્વાધીનતાએ સહન કરે તો કર્મના થોક ઉડી જાય, શરીર ખાતર બધું સહન કરે. મંદવાડ આવે ને ડોકટર કે વૈદ્ય કહે તે પ્રમાણે ચરી પાળે, ડાયાબીટીસવાળાને ભાત ન ખવાય તો ન ખાય શું એ ત્યાગથી નિર્જરા થશે? નહિ થાય. આત્મકલ્યાણના લક્ષે ભાવતું છોડી દયો. દરેક વસ્તુમાં મર્યાદા રાખો. જે મર્યાદાને ઉલ્લંઘતો નથી તે અતિચારોથી બચી જાય છે. પાંચમા વ્રતના અતિચાર જાણવા જોઈએ પણ આચરવા નહિં. ઉઘાડી-ઢાંકી જમીન, સુવર્ણ, રૂપું, ધન-ધાન્ય, બેપગા-ચોપગા અને ઘરની ઘરવખરીની જે મર્યાદા કરી હોય તેનું ઉલ્લંઘન ન કરે. જો ઉલ્લંઘન થાય તો અતિચાર લાગે માટે સાવધાની રાખવી જોઈએ.

છઠું વ્રત દિશાપરિમાણનું છે. તેને છઠું અણુવ્રત ન કહેવાય. "પંચન્હમણુવ્વયાણં, તિન્હં ગુણુવ્વયાણં, ચઉન્હં સિક્ખાવયાણં" મહાવ્રતથી અણુ એટલે નાના. મહાવ્રતમાં

સર્વથા પચ્ચખાણ છે અને અણુવ્રતમાં છુટ રાખવી હોય તેટલી રાખી શકાય છે. પાંચ અણુવ્રત છે, પછીના ત્રણ ગુણવ્રત છે.

દિશા ત્રણ છે. ઊંચી–નીચી અને ત્રિચ્છી. આ ત્રણ દિશાનું માપ સંતોષી જીવ કરી શકે છે. ત્રણે દિશાની જેટલી મર્યાદા કરી હોય ત્યાં સુધી ત્રણેય દિશામાં પરિભ્રમણ કરી શકે છે. મર્યાદા એટલે હદ નક્કી કરવી તે, પણ મર્યાદા બાંધ્યા પછી સીમાનું ઉલ્લંઘન ન કરાય. સઇચ્છાએ, કાયાએ કરી પાંચે આશ્રવ સેવવાના પચ્ચખાણ–પોતાની ઈચ્છાથી કાયાએ કરી હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ, પરિગ્રહ આ પાંચે આશ્રવ સેવવાના પચ્ચખાણ. જેનામાં મમત્વ ભાવ નથી તે આ કરી શકે છે. આટલા દેશોમાં જઈ આવ્યા. ત્યાં મોટા મોટા માણસોની મુલાકાત લીધી. ત્યાંના આચાર–વિચાર, રહેણીકરણી જોઈ આવ્યા. એમ દુનિયાની મુસાફરી કરનાર ગર્વ અનુભવે છે અને જે માણસો પરદેશ જઇને આવે એને તમે પૂછો પણ ખરાને કે શું જોઈ આવ્યા? ત્યાંનો અનુભવ તો કહો? પણ જ્ઞાની પુરૂષોને આત્માના અનુભવ વિશે પૂછો ખરાં? કે આપના આત્મામાંથી જ્ઞાનના તેજસ્વી કિરણો કેમ ફુટે છે? જ્ઞાની અને અનુભવીને મળો કે જેથી આત્માને ઉર્ધ્વગામી બનાવવાના માર્ગો મળે. એક આત્માની કથા કરવી તે સ્વકથા છે. બાકી તો સ્ત્રીકથા, ભત્તકથા, દેશકથા, રાજકથા આ ચારે વિકથા છે. જે દારૂ પીએ છે, પરમાટી ખાય છે, પરસ્ત્રીગમન કરનાર છે, એની વાતો સાંભળીને તમે શું કરશો? પરદેશમાં પંદર વર્ષની ઉંમરના પુત્રપુત્રીને માબાપ કાંઈ પૂછી શકતા નથી. પગાર લાવતાં થયાં એટલે સ્વતંત્ર વિહારી બને છે. મન-ફાવે તેની સાથે લગ્નગ્રંથીથી જોડાય છે અને ન ફાવે તો "કોળીભાઈનો કુબો, એક મુઓ ને બીજો ઉભો." ત્યાં સંયુક્ત કુટુંબની પ્રથા નથી. પુત્રો, દાદા–દાદી કે માતાપિતાની સંભાળ પણ લેતા નથી. વડીલોની સેવાનું કામ કોઇ કરતું નથી. વડીલો પ્રત્યે સહાનુભુતિ કે લાગણી દાખવી શકતા નથી. વૃદ્ધાવસ્થામાં કોઈ કોઇનું થતું નથી. કાને સંભળાતું નથી, આંખોના તેજ ઓસરી જાય છે. વૃદ્ધાવસ્થા એનું કામ કરે છે. છતાં એવે ટાઈમે કોઈ સગા થતાં નથી. આવું બધું સાંભળી એમ થાય કે આ દેશ ખૂબ જ આગળ કેવી રીતે વધ્યો છે? શીલ–સદાચાર કે લાગણી નથી ત્યાં લાખોની મિલકત હોય તોય શું? પૂર્વની ભારતીય સંસ્કૃતિ, ત્યારના ઋષિમુનિઓ, સતી સન્નારીઓના જીવન તો જુઓ. જેમણે ધર્મ માટે પ્રાણ અને ધન ન્યોછાવર કર્યા છે. દેશ માટે, ધર્મ માટે જે જોઈએ તે આપવા તૈયાર હતા. એ બધું જોવાને બદલે આજે પશ્ચિમની સંસ્કૃતિનો વાયરો વાયો અને બધા એનું અનુકરણ કરતાં થઇ ગયાં. તેથી અહીં પણ લવમેરેજ અને છુટાછેડા કરવામાં આવે છે. હિંદુસ્તાનમાં પણ સંતાનો ઈચ્છા મુજબ પરજ્ઞાતિમાં લગ્ન કરે છે. માતપિતાને તેનો થોડા દિવસ બળાપો થાય. પછી દિવસો જતાં એ વાત રાંકેલાઈ જાય. વળી પેલાને ત્યાં થયું એમ આપણે ત્યાં થયું. દુનિયામાં આ બધું થતું આવ્યું છે એમ થયા કરે છે અને

મનવાળીને બેસી જાય છે. આ તમારી અસભ્ય સંસ્કૃતિ કયાં જઇને અટકશે ? આજે તો ઘણા પ્રત્યાખ્યાનના પણ વિરોધી થઇ ગયા છે.

નવવધૂ બનીને એક કન્યા આવે અને તેને કંદમૂળની બાધા છે. એમ જ્યાં ઘરના સાંભળે ત્યાં જ બાધા શું ? એને ખવડાવ્યે જ છુટકો કરીએ એમ કહી મોઢામાં પરાણે નાખી દે. અધર્મી જીવોને વ્રત તોડાવવામાં મજા આવે છે. એને વ્રત પ્રત્યાખ્યાનનું બહુમાન જાગતું નથી. સભામાં ઈન્દ્ર મહારાજે અર્હન્નક શ્રાવકના વખાણ કર્યા. આ વખાણ મિથ્યાત્વી દેવ સાંભળી ન શકયો તેથી એને ઈર્ષા આવી કે દેવોની સભામાં માણસના વખાણ ? હું જાઉં એને ડગાવવા. જે અધર્મી છે તેને વ્રતની પ્રતિજ્ઞા તોડાવવામાં મજા આવે છે. પણ વ્રત પાળવું, પળાવવું અને પળાવવા માટે અનુમોદન કરવું એમાં લાભ છે, તેમાં ધર્મ છે. વ્રતનું ખંડન કરાવવામાં પાપ છે. અધર્મ છે. જે જીવો વ્રત ખંડન કરાવે છે તેના હૃદયમાં ધર્મ પ્રત્યે ધિટ્ઠાઈ નહીં તો બીજું શું છે ? જે વ્રત પ્રત્યાખ્યાન કરે છે એના ત્યાગને સન્માનો કે હું તો કાંઇ ત્યાગ કરી શકતો નથી, પણ જેઓ કરી શકે છે તેમને ધન્ય છે તથા એ વૈરાગમાં આગળ વધવા માટે છે.

"ત્યાગ વિરાગ ન ચિત્તમાં થાય ન તેને જ્ઞાન. !
અટકે ત્યાગ વિરાગમાં તો ભૂલે નિજ ભાન."

આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે વૈરાગ્ય જોઈશે. વૈરાગ્ય વિના ત્યાગ ટકી શકે નહિ. ત્યાગ વૈરાગ્યાદિ ગુણો ન હોય તો મલિન અંતઃકરણ રૂપ દર્પણમાં આત્મોપદેશનું પ્રતિબિંબ પડતું નથી.

"ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના, કરીએ કોડ ઉપાયજી" ત્યાગ....

ક્રોડો ઉપાયો કરીએ છતાં ત્યાગ વૈરાગ્ય વિના ટકતો નથી. જ્ઞાન પ્રકાશ વિના આગળ વધી શકાતું નથી. તમારે પ્રકાશ જોઇએ તો કોઈ ને કહો ને કે દીવો લાવો. તે તમને એમ કહે કે, પ્રથમ અંધારું કાઢો, પછી દીવો લાવું. તો શું અંધારું સુપડેથી ઉલેચાય ! સાવરણાથી બહાર કઢાય ખરૂં ? નહિં. તું તારે દીવો લાવ એટલે અંધારૂં આપોઆપ ચાલ્યું જશે, .તેમ સમજણપૂર્વક ત્યાગ-વિરાગ આવે એટલે આત્મ જ્ઞાન આવ્યું જ સમજો. બાકી બોલવાથી આત્મ જ્ઞાન આવતું નથી. સંસાર રસિકડાઓનું જ્ઞાન પોપટીયું છે. 'પઢો પોપટજી સીતા રામ' પરંતુ હવે સત્ય જ્ઞાનને મેળવો "જ્ઞાનસ્ય ફલમ્ વિરતિઃ" જેને જ્ઞાન નથી તેને દિશાની મર્યાદાનું ભાન નથી. એને તો ચારે બાજુ દોટ લગાવું ને હીરા-મોતી-પન્ના વિગેરે લઇ આવું એમ થાય છે પણ હીરા-મોતીને ખવાશે ? ખાવામાં તો દાળભાત, રોટલી અને શાકથી જ પેટ ભરાશે, હીરાને ખાઇ શકશો ? ના, હીરો ચુસવાથી પણ મરણ થાય છે. તો પછી એવી વસ્તુનો મોહ શો ? વસ્તુ પ્રત્યેની આસક્તિ પરિહરો તો સંતોષથી જીવી શકશો.

એક ગરીબ માણસ છે. એ શ્રીમંતોની મોટી મહેલાત, બાગ બગીચા અને મોટર આદિ સાધનો જોઈ ને ઇર્ષાની આગથી બળે છે. એના હૃદયમાં કાળી બળતરા થાય છે, એકદમ મોટી બુમો પાડીને બોલે છે કે આ શ્રીમંતોને અમારી કાંઇ પડી છે? અમારૂં ધ્યાન પણ રાખતા નથી અને સાદ પણ નથી સાંભળતા. આની બાજુમાં થઈ ને એક સજ્જન માણસ જઈ રહ્યો છે તે આનો અવાજ સાંભળીને પૂછે છે, શું છે ભાઈ? ત્યારે ગરીબ માણસ કહે છે, આ પૈસાવાળા તો કેવા છે? અમારું કાંઇ ધ્યાન રાખતાં નથી. પણ જો આ પૈસા મારા હાથમાં આવે તો હું કોઇને ગરીબ ન રહેવા દઉં. સંસ્થામાં આપું, અનાથોને આપું, મોટી બિલ્ડીંગો બંધાવી ગરીબોને રહેવા આપું. સજ્જન કહે છે ભાઈ? તને મળે ને તો તું પણ એવો જ થઇ જા. ગરીબ કહે ના રે ના, મને મળે તો હું સદ્વ્યય કરી નાખું. ત્યારે પેલો સજ્જન કહે છે, આ લે, આ એક થેલી છે, એમાં એક રૂપિયો નાંખેલો છે. તે એક કાઢીશ એટલે બીજો થઈ જશે. એમ તારે જેટલા જોઇએ એટલા રૂપિયા એમાંથી મળી રહેશે. પણ શરત એ છે કે જ્યાં સુધી આ થેલી તારી પાસે રાખે ત્યાં સુધી એક પણ રૂપિયો વાપરવાનો નહીં. થેલી ફગાવી દેજે, પછી વાપરજે. પેલો તો ખૂબ રાજી થયો. થેલી લઇને ઘેર આવ્યો. ને રૂપિયા કાઢવા લાગ્યો. કાઢતા કાઢતાં લાખો અને કરોડો થયાં. પણ એક પૈસાનો ઉપભોગ ન કરી શકયો. એટલે એ જ ઝુંપડી અને એ જ ખાવાનું તેને ભાગ્યે રહ્યું. કારણ કે ઉપભોગ કરવો હોય તો થેલી ફેંકી દેવી પડે અને થેલી ફેંકે તો આવક બંધ થઇ જાય. એટલે જીવ્યો ત્યાં સુધી પૈસા એકઠા કર્યા પણ ન ખાઈ શકયો, ન સુંદર વસ્ત્રો પહેરી શકયો, ન કોઇને દાન કરી શકયો. મર્યો ત્યાંસુધી એ જ ગરીબી અને એજ દુઃખ ભોગવ્યું.

તેમ તમે દેશમાંથી અહિં કમાવા આવ્યા. હવે ઘણું ધન કમાયા ઘણું ભેગું કર્યું. હવે દેશમાં જઈ ને નિરાંતે ધર્મ કરીએ એવું થાય છે? કે અહીંના જ માળામાં મરવું છે? મુંબઈ ને ન છોડાય, કારણ કમાણીનું એ સાધન છે. પણ અહીંનું કેવું ધમાલીયું જીવન છે! નાનકડી તમારી રૂમ છે. એક સામાયિક કરીને બેસવું હોય તોપણ સગવડતા ન મળે. કેટલી અગવડતા છે? પણ આ અગવડ અગવડ રૂપ લાગે છે? આટલા પૈસા મેળવ્યા છતાં તમને અહીં શાંતિ કેટલી છે? પરિગ્રહથી છુટવું હોય તો દિશાના બારણાં બંધ કરો. ખુબ વંટોળ ચડયો હોય અને ધુળો ઉડતી હોય તો ઝટ બારીબારણાં બંધ કરી દો ને! ન કરો તો ઘરમાં ખેપટ ભરાય, એમ આત્મારૂપી ઘરમાં કર્મની રજ ન ભરાઇ જાય માટે આશ્રવના દ્વાર બંધ કરો ને સંવરમાં આવો. જાવજીવ સુધી પાપના પાંચે આશ્રવ સેવવાના પચ્ચખાણ કરો. મહાવીરપ્રભુના દશ શ્રાવકોની પાસે ખેતી-વાડી વિગેરે ઘણી જમીન હતી. પણ સંતસમાગમ થતાં મર્યાદા કરી લીધી. હવે કાંઇ વધારવું નહીં. અસંખ્યાતાદ્વીપ સમુદ્રો છે, તો બધા સમુદ્રનું પાણી પીવું છે? ના, એની મર્યાદા કરો, કે મારે આટલા ગામ સિવાયનું પાણી ન પીવું. આ ગામમાં પણ બે ઘરથી

વધારે ઘરનું પાણી ન પીવું; ખેત્તવુઢી = ૫૦૦ માઈલ પૂર્વ પશ્ચિમમાં જવાની છૂટ રાખી હોય તો પૂર્વમાં ૭૦૦ અને પશ્ચિમમાં ૩૦૦ માઈલ એમ એક દિશા વધારીને બીજી દિશા ઘટાડી ન શકાય. સઈ અંતરધાએ = ચાલતાં ચાલતાં સંદેહ પડયો કે આ ૫૦૦ માઈલથી વધારે તો નહીં હોય ને? તો ત્યાં જ અટકી જવું જોઈએ, પણ આગળ જવાય નહીં. આ પાંચ અતિચાર જાણવા પણ આચરવા નહિ. ઘરમાં ચાર કલાક રહેવાનું હોય તો ચાર કલાક માટે ઘરની બહારના પાંચે આશ્રવ સેવવા નહી. 'તસ્સ ભંતે પડિક્કમામિ નિંદામિ ગરિહામિ અપ્પાણં વોસિરામિ' કરો એટલે ઘરના મર્યાદિત ક્ષેત્ર સિવાયની આખી દુનિયાનું પાપ બંધ થયું. ઘરની અંદરનું જ પાપ લાગે. રાત્રે સૂતી વખતે પણ સંથારો કર્યા વિના ન સૂઓ.

"આહાર શરીર ને ઉપધિ પચ્ચખું પાપ અઢાર, મરણ આવે તો વોસિરે, જીવું તો આગાર"

આસાગારી સંથારો કહેવાય, એમાં ચારે આહારના પચ્ચખાણ. શરીરને પણ વોસરાવી દે. ઉપધિમાં પથારીની છુટ બાકી બધાના પચ્ચખાણ આટલું કર્યું અને એમાં જો આયુષ્ય પૂર્ણ થઈ જાય તો સથારામાં ગયા કહેવાય. આયુષ્ય ક્યારે પૂરું થશે તે ખબર છે? કેટલાંક ચા પીતાં, છાપા વાંચતાં, પૈસા ચૂકવતાં મૃત્યુ પામી જાય છે. રાત્રે સાજા સારા સૂતાં હોય ને સવારે જુએ ત્યાં મડદું. ખબર પણ ન પડે કે રાત્રે ક્યારે મરી ગયા અને શું થયું! ડોકટરને બોલાવીને પૂછે ત્યારે ખબર પડે કે બે કલાક પહેલાં ગુજરી ગયાં છે. આ ઉપરથી તમને એમ થાય છે કે મરણ ક્યારે આવશે? મરણની ખબર નથી, માટે રોજ રાત્રે ખમતખામણા કર્યા વિના ન સૂવું.

"खामेमि सव्वे जीवा, सव्वे जीवा वि खमंतु मे, मित्ती मे सव्वभूएसु वेरमज्झं न केणइ"

મરણ આવે તો બધું ત્યાગવાનું છે. જીવો તો બધી છુટ છે. આમાં શું આકરું પડે તેમ છે! ઘરના દરેક માણસમાં આ આદત પાડો. કદાચ રાત્રીએ ઉઠવાની જરૂર પડે તો ત્રણ નવકાર ગણી પાળી લેવાય. છઠું વ્રત દિશાનું અને સાતમું વ્રત ભોગઉપભોગનું પરિમાણ કરવાનું છે. એકવાર ભોગવાય તે ભોગ અને વારંવાર ભોગવાય તે ઉપભોગ કહેવાય છે. જે મોઢામાં કોળિયો નાખ્યો તે પાછો ફરી ખવાય નહિ. ખાવા-પીવાનું એ વસ્તુઓ ભોગ છે, અને વસ્ત્ર-વાહન ઘરેણાદિ એ બધાં ઉપભોગ છે. સાતમા વ્રતમાં ૨૬ બોલનું પરિમાણ બતાવે છે.

(૧) ઉલણિયાવિહં-અંગ લુવાના, હાથ લુવાના રૂમાલની મર્યાદા (૨) દંતણવિહં-દાતણની મર્યાદા. (૩) ફલવિહં-આટલા ફળથી વધારે ખાવા નહી. (૪) અભંગણવિહં-તેલ વગેરે શરીરે ચોળવાની વસ્તુની મર્યાદા. (૫) ઉવ્વટણવિહં-પીઠી આદિ મર્દન કરવાની વસ્તુ. (૬) મંજણવિહં-સ્નાન કરવામાં પાણીની મર્યાદા, એક ડોલ પાણીથી વધુ ઢાળવું નહિ. નળ ખુલ્લો ન મૂકી દેવો, પાંચ તીથીએ ન નહાવં, દિવસમાં એકવારથી વધારે ન નહાવં વગેરે મર્યાદા.

(૭) વથ્થવિહં-તમે એક જોડથી વધારે કપડાં પહેરો ખરાં ? ઉપરાઉપરી પહેરી શકો ? દિવસમાં ત્રણવાર બદલાવો તો ત્રણ જોડથી વધારે ન પહેરવા. (૮) વિલેવણવિહં-વિલેપન કરવાની વસ્તુની મર્યાદા (૯) પુષ્ફવિહં = પુષ્પની મર્યાદા. આગળના શ્રાવકો પુષ્પહાર અને કોરંટ પુષ્પનું છત્ર રાખતાં એટલે પુષ્પની મર્યાદા. (૧૦) આભરણવિહં = ઘરેણાની મર્યાદા. (૧૧) ધૂપવિહં = કપડાંને, મકાનને ધૂપ કરવો પડે તો અધોળ કે નવટાંક વાપરવાની મર્યાદા. (૧૨) પેજવિહં = પીવાની વસ્તુ ઔષધ વગેરેની મર્યાદા. (૧૩) ભખ્ખણવિહં = સુખડી પ્રમુખની મર્યાદા. (૧૪) ઉદનવિહં = ચોખા વિગેરેની મર્યાદા (૧૫) સુપવિહં = કઠોળની મર્યાદા (૧૬) વિગયવિહં = ઘી, તેલ, દૂધ, દહીં, ગોળ-સાકર વિગેરે વિગયમાંથી અમુક વિગયનો ત્યાગ. (૧૭) શાકવિહં = લિલોતરી શાકની મર્યાદા (૧૮) મહુરવિહં = મેવાની મર્યાદા (૧૯) જમણવિહં = અમુક વખતે આટલી વસ્તુ ખાવી તે. (૨૦) પાણીવિહં = આખા દિવસમાં આટલું પાણી પીવું. (૨૧) મુખવાસવિહં = મુખવાસ, સોપારી આદિની મર્યાદા. (૨૨) વાહનવિહં = વાહન, મોટર-ગાડી, વગેરેની મર્યાદા. (૨૩) વાહિનીવિહં = પગરખાંની મર્યાદા. એક ઉપર બીજા નથી પહેરાતાં તો આખા વરસમાં એક બે જોડની છુટી ને ખોવાઈ જાય તો લેવાની છુટ રાખી પચ્ચખાણ કરી શકાય. (૨૪) સયણવિહં = શય્યા, પલંગ, આદિની મર્યાદા. (૨૫) સચિત્તવિહં = સચેત્ત વસ્તુની મર્યાદા. (૨૬) દવ્વવિહં = બીજા દ્રવ્ય એટલે પદાર્થોની મર્યાદા. એ ૨૬ બોલની મર્યાદા થાય તેટલા પ્રમાણમાં કરવી તથા સચિત્તાહારે-કાચી વનસ્પતિ, કાચું-મીઠું, કાચી કચુંબર વગેરે ન ખાવા. સચિત્ત-પડિબદ્ધાહારે.-સચેત સાથે લાગેલી વસ્તુ જેમકે ઝાડની છાલનો ગુંદર જો ચોંટેલો હોય તો. ગુસંબીની ચીર ખાતાં બી આવી જાય. વગેરે સંઘટ્ટાવાળું ન ખાવું. અપ્પોલિઓ સઈ ભખ્ખણીયા-અલ્પ પકવ, ખારિયા, કાચુંપાકું શાક વિગેરે ન ખાવા. દુપ્પોલિયોસઈ ભખણીયા-દુષ્ટ રીતે પકવેલું હોય, જેમકે રીંગણા, ગોટલા, સકરિયા વગેરે ભડથા કરેલા હોય તેવા ન વાપરવા. તુચ્છો સઈ ભખ્ખણીયા-ખાવું થોડું ને નાખી દેવું ઝાઝું-એવી વસ્તુ, જેમકે સીતાફળ, શેરડી, બોર વગેરે ન ખાવા. આ પાંચ ભોજનના અતિચાર છે અને કમ્મઉણં = વ્યાપારના પંદર અતિચાર છે તે જાણવા જોઈએ પણ આચરવા નહિં, જેમાં થોકબંધ કર્મ બંધાય છે. એવા વ્યાપાર શ્રાવકે કરવા યોગ્ય નથી, તો એ વ્યાપાર કઈ જાતના છે તે અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન...૮૧

### આસો વદ ૨ ને બુધવાર તા. ૬-૧૦-૭૧

ભગવાન મહાવીર સ્વામીએ ચતુર્ગતિ રૂપ સંસારમાં પરિભ્રમણ કરતાં જીવાત્માને ધર્મનો સુંદર માર્ગ બતાવ્યો છે. જે જીવ આ ધર્મની આરાધના અને ઉપાસના કરે છે તે મોક્ષમાર્ગને પ્રાપ્ત કરે છે. જો આ સંસારની અટવીનું સુખ રૂપ ઉલ્લંઘન કરવું હોય તો ધર્મનું ભાતું બાંધો. તમારે પરદેશ જવું હોય તો ભાતું સાથે લઈ જાવ છો ને ? અને ભાતું ન લઈ જાવ તો તમારી મુસાફરી સુખરૂપ થતી નથી. તેમ ભગવાન કહે છે.

अप्पाणं जो महंतंतु अपाहेओ पवज्जेई । गच्छन्तो सो दुही होइ छुहा तवहाए पीडिओ।
एव धम्मं अकाउणं, जो गछई उपर भवं । गच्छन्तो सो दुही होइ वाहिरोगेही पीडीओ।

મોટી અટવી ઉલ્લંઘનારની પાસે ભાતું ન હોય તો તે દુઃખી થાય છે. ક્ષુધા તૃષાથી પીડાય છે. એવી રીતે ધર્મ નહીં કરનાર જીવ પરભવમાં જતો થકો દુઃખી થાય છે. અને વ્યાધિ તથા રોગથી પીડાય છે. જે જીવો ધર્મનું ભાતું લઈને જાય છે, તે અલ્પકર્મ અને અલ્પવેદનાવાળા થાય છે. દેવોને પણ દુર્લભ એવો માનવનો ભવ મળ્યો છે, પણ ધર્મની કિંમત સમજાણી નથી. કુકડો ઉકરડા પર જાય છે. અને કચરાનો ઢગલો ફેંદી ફેંદી તેમાંથી એઠવાડના દાણા શોધે છે. તેને શોધતાં શોધતાં હીરાકણી મોઢામાં આવી જાય તો તે છોડી દે છે, કારણ કે તેને હીરાકણીની કિંમત સમજાણી નથી, તેમ એઠવાડના દાણા જેવા ભૌતિક પદાર્થો છે અને હીરાકણી જેવો મહામૂલો ધર્મ છે. જેને હીરાકણી જેવા મહામૂલા ધર્મની કિંમત સમજાણી નથી, એવા જીવો એઠવાડને ચુંથ્યા કરે છે. હીરાકણી સમાન ધર્મ છે. તેના બે પ્રકાર છે. આગાર ધર્મ અને અણગારધર્મ. જીવન એક સંગ્રામ છે. કેટલાંક જીવો સર્વસ્વ અર્પણ કરીને કર્મની સામે ભીષણ સંગ્રામ ખેલે છે. એ સાધુપણું છે અને કેટલાક કર્મની સામે સંગ્રામ ખેલવાની તૈયારી કરે છે એ શ્રાવકપણું છે દેશથી વ્રતો કરે તે શ્રાવક.

ભગવાન નેમનાથ નિષધકુમારને સાતમું ભોગોપભોગ પરિમાણ વ્રત સમજાવી રહ્યા છે. ભોગથી રોગ વધે. જીવને ખાવાની તૃષ્ણા કેટલી છે ? તમે દિવસમાં કેટલી વાર ખાઓ છો ? સવારે, બપોરે, સાંજે, હાલતાં ચાલતાં ખાવાની ટેવ ખરી ? અગાઉના માણસો ફક્ત બેવાર જ જમતાં. અને અત્યારે તો નાસ્તાની રેંકડી જુએ ત્યાં ખાવા ઉભા રહી જાય. રેસ્ટોરાં પાસેથી નીકળે, મઘમઘતી સુગંધ આવે તો તેમાં મનગમતા પદાર્થો ખાવા બેસી જાય. પેટને ક્યારેય આરામ આપો છો ? ભૂખ વગર પેટમાં ઘંટીની જેમ ઓર્યા કરવાથી રોગ થાય છે અને ક્ષુધા શમતી નથી,

"આ રે જંગલના ભોજન પ્યારા, રંગ અનોખા ને સ્વાદ નિરાળા,
ખાવાનું તો એકે ટણું ન ચૂકયા, તોયે રહ્યા અમે ભૂખ્યા ને ભૂખ્યા,
જાગે છે વારે વારે ભાંગો આ ભૂખ અમારી, અમને દેખાડો નગરી તુમારી (૨)
મુક્તિપુરીના સ્વામી સાંભળો અરજ અમારી, અમને દેખાડો નગરી તુમારી."

આ સંસારરૂપી જંગલ ઓળંગવાનું છે. તેમાં ઠેર ઠેર આંખને ગમી જાય તેવા ખાદ્યપદાર્થો ગોઠવેલા છે. તે તેલ મસાલાથી ભરપૂર છે. તેનો રંગ અનોખો છે, સ્વાદ નિરાળો છે આવા પદાર્થો જોઇ તેને ખાવા જીવ લલચાય છે. જીવનમાં આવું કેટલું ખાધું ? "ઘણું" તોય પેટ ઠાલું ને ઠાલું. ભરાતું જ નથી. ક્ષુધાથી વ્યાકુળ બનેલો જીવ વીતરાગી નાથને કહે છે. હે પ્રભુ ! મારી ક્ષુધાને શમાવો. જ્ઞાની પુરૂષ એને ઉત્તમ વાનગી આપે છે.

पीत्वा ज्ञानामृतं भुक्त्वा क्रिया सुरलताफलम् ।
साम्यताम्बूलमास्वाद्य तृप्तिं याति परातृप्ति ॥

કયારેય અતૃપ્તિની અગ્નિ પ્રજ્વલિત ન થાય તેવો સુંદર માર્ગ બતાવે છે. ભોગના પદાર્થો મેળવવા જીવને કેટલાયની ચાટુગીરી અને ગુલામી કરવી પડે છે, તો પેયપદાર્થોને છોડી જ્ઞાનામૃતનું પાન કરો. શ્રાવક અને સાધુ જીવનની ક્રિયાઓ મોક્ષરૂપ કલ્પવૃક્ષના મધુર ફળ છે. એ ઉત્તમ ફળને આરોગવા. પાપક્રિયાના એંઠવાડને ફેંકી દો, અને ધર્મક્રિયા કરો, તો અપૂર્વ સ્વાદ આવશે અને ક્રોધાદિ કષાયોને દૂર કરી સમભાવનો મુખવાસ લો. તેથી તમારી ક્ષુધા શાંત થશે. તૃપ્તિનો અપૂર્વ આહ્લાદ અનુભવશો. આ ત્રણનું સેવન કરવાથી ભવોભવની ભૂખ મટી જશે. ભોગ ત્યજવા યોગ્ય છે. તેવું અપૂર્વ જ્ઞાન નેમનાથ ભગવાન નિષધકુમારને આપે છે. જ્ઞાનનું ફળ વિરતી છે. સ્વપરની ઓળખાણ થવી એ સત્સંગનું ફળ છે. સત્સંગથી અપૂર્વભાવો જાગે છે. જ્ઞાની પુરુષો પોતાના જીવનમાં ઉતારી પછી બોધ આપે છે. જેણે પોતાના જીવનમાં આદર્શને સિદ્ધ કર્યો હોય એનો ઉપદેશ હાડોહાડ ઉતરી જાય છે. ભગવાનની વાણી સાંભળતાં કેટલાંક જીવો ત્યાં ને ત્યાં જ સર્વ વિરતી બની જાય છે, અને કેટલાંક દેશવિરતી બને છે. કાગળ બાળતાં તેનો પ્રકાશ લાંબો વખત રહેતો નથી, તેમ કેટલાંક જીવોને વાણી સાંભળતા એમ થઈ જાય કે બધું છોડી દઇએ. પણ બહાર નીકળે ત્યાં એવા ને એવા થઈ જાય છે. કાગળના પ્રકાશની જેમ ક્ષણિક ભાવનો ઝબકારો થાય અને ઓલવાઇ જાય છે. એક પ્રકાશ રત્નનો છે. પણ એ પ્રકાશ કાયમ ટકી રહે છે. એમ કેટલાંક જીવો વાણી ધીમે ધીમે સાંભળે, સાંભળ્યા પછી. શ્રદ્ધાથી જીવનમાં ઉતારે અને પછી દીક્ષાના ભાવ જાગે છે અને દીક્ષા લઇ સાધનાના માર્ગમાં ઝંપલાવે છે. પછી અનેક સંકટોનો સામનો કરી સાધક જીવનમાં આગળ ને આગળ ધપે છે.

ભગવાન મહાવીર સ્વામીએ કેવળજ્ઞાન-દર્શન પ્રાપ્ત ન થયું ત્યાં સુધી શરીરને વોસરાવી, શરીર પરથી મોહ-મમત્વ ઉતારી અનાર્યોના પણ ઉપસર્ગો સહ્યા

उच्चालइय निहणिंसु अदुवा आसणाउ खलइंसु।
वोसट्ठकाय पणयाऽऽसी दुक्खं सहे भगवं अपडिन्ने ॥

આચારંગ અ. ૯. ઉ. ૩ ગા. ૧૨

અનાર્ય લોકો ભગવાનને ઉંચા ઉપાડીને નીચે જમીન પર પછાડતા, કયારેક તો ગોદોહાસન પર અથવા વિરાસન પર ધ્યાનમાં મસ્ત હોય તો ધક્કા દઇને જમીન પર પાડી દેતાં. તો પણ કષ્ટ સહિષ્ણુ ભગવાન શરીર પરનું મમત્વ દૂર કરી પરિસહને સહન કરતા. ભગવાનનો અડગ નિર્ણય હતો કે હવે મારે શરીરની સંભાળ ન કરવી.

"ઘોર તપશ્ચર્યામાં પણ મનને તાપ નહીં, સરસ અન્ને નહિ મનને પ્રસન્ન ભાવ જો,
રજકણ કે રિદ્ધિ વૈમાનિક દેવની, સર્વે માન્યા પુદ્ગલ એક સ્વભાવ જો....અપૂર્વ."

ભગવાને ઘોર તપશ્ચર્યામાં અનેક પ્રકારના ઉગ્ર તપ કર્યા. જેણે મમતાને મારી નાખી છે, સમતાને ધારણ કરી છે એ તપ કરે પણ મનને જરાય તાપ ઉપજે નહીં. અજ્ઞાની તો સરસ આહાર મળે તો પ્રસન્ન ભાવ થાય. પ્રભુને મન તો પરમાણુ અને વૈમાનિકની રિદ્ધિ બંને સરખા છે. બધા પુદ્ગલરૂપ છે. પુદ્ગલનો સ્વભાવ જ સડનપડન અને વિધ્વંસન છે. આ ઔદારિક શરીર પણ ગળવા-મળવાના સ્વભાવવાળું છે, તો પછી ક્ષણભંગુર શરીરનો પણ મોહ શો ? શરીર કાદવની કોઠી છે. ફુટેલ હાંડલા જેવું છે, તેમાં ગમે તેટલું નાખો પણ ભરાય નહિં, જેને માત્ર આત્મ-સાધના જ કરવી છે તે એક ક્ષણ પણ આળસમાં વિતાવે નહીં. શરીર પર કે પૌદ્ગલિક પદાર્થ પર આસક્તિ રાખે નહીં. તમારે ભોગઉપભોગનું પરિમાણ ખરૂં ? જે સત્સંગમાં આવી જાય તેની તો રોનક જ ફરી જાય છે. લીલાં લાકડાં અથવા તો લીલા લીમડાનો ધુમાડો કોઇને ગમતો નથી. તેનાથી આંખ બળી જાય છે. ગુંગળામણ થાય છે. તેમ સાંસારિક જીવો પાસે અનેક જાતના ધુમાડા છે અને તેનાથી અનેક જાતની ગુંગળામણ ઉભી થાય છે. જ્યારે સત્સંગ એ અગરબત્તીનો ધુમાડો છે. જેમાં સુવાસ છે. સત્સંગ પાસે આવી સદ્ગુણની સુવાસ મેળવો. પ્રભુ મહાવીરના જીવન સામે દૃષ્ટિ કરો. ક્યાં તારક પિતાનું જીવન અને કયાં આપણા જેવા પામરનું જીવન ?

"હું પામર શું કરી શકું એવો નથી વિવેક, ચરણ શરણ ધીરજ નથી, મરણ સુધીની છેક,
અચિંત્ય તુજ મહાત્મ્યનો નથી પ્રફુલ્લિત ભાવ, અંશ ન એકે સ્નેહનો, નમળે પરમ પ્રભાવ.

હે પ્રભુ ? મારી વ્યથાની કથા શું કહું ? કેવો તારો અચિંત્ય મહિમા ! કેવી તારી સાધનાની તાલાવેલી ? તમે ત્રીસ વર્ષની ભરયૌવન વયમાં સોહામણાં સંસારનો ત્યાગ કર્યો અને એજ સંસારમાં હું લોભાયો. આપણું મન કયાં ભટકી રહ્યું છે ? તે કેવાં કેવાં પાપ બાંધે છે ? માટે મનને એકાગ્ર કરી દુષ્ટ વિચારોનો ત્યાગ કરો મન એ વિચાર કરવાનું મશીન છે. પાંચ ઈન્દ્રિય કરતાં મનની કિંમત વધારે છે, તો ગટર જેવા ગંદા વિચાર કરશો કે અત્તર જેવા સુવાસિત ? તમારા વિચારોમાં ખુશબો છે કે બદબો ?

મનીબેગમાં શું ભરો? કાંકરા કે હીરા? પથ્થર કે પૈસા? કચરો કે કોહીનૂર? એમ મન એ મની–બેગ છે. તેમાં સદ્ વિચારના અણમોલ મોતી ભરશો કે ખરાબ વિચારનાં કચરા! મનની ખૂબ સંભાળ લ્યો.

કોઈ એક માણસ સાતસો રૂપિયાનું ઘડિયાળ હાથે બાંધીને નીકળ્યો. એવામાં વરસાદ આવવા માંડયો. 'જો ઘડીયાળમાં પાણી જશે તો કાંટાને કાટ લાગી જશે,' એમ વિચારી ઘડીયાળ ઉપર રૂમાલ બાંધે છે. એમાં કોઈએ પૂછયું કેમ કાંઈ વાગ્યું છે? તો કહે, ના, રે, ના, આ તો જરા વરસાદ આવે છે ને, એટલે ઘડીયાળ ન બગડે માટે રૂમાલ બાંધ્યો છે. એમ મનનું ઘડિયાળ ન બગડે એના માટે શું કરો છો! મનને વાળવા માટેની રીત સમજો. એક પુત્ર તેના પિતા સાથે બજારમાં જઈ રહ્યો છે. રસ્તામાં રમકડાની દુકાન જોઇ બાળક રડવા લાગ્યું. 'મને રમકડું અપાવો.' પિતા કહે, ચાલ અપાવું. એમ કહી તે પિતા બાળકને કંદોઈની દુકાને લઈ ગયો. અને બાળકને મનગમતી વસ્તુ અપાવી. એટલે બાળક રમકડાને ભૂલી ગયો. આપણું મન પણ બાળક જેવું છે. તેને વાળતાં આવડવું. જોઈએ. મનને લોભાવનારા પૌદ્ગલિક પદાર્થો તરફથી મનને ઉઠાવી લઇ અનંત સુખના સ્વામી બનાવે એવા ધર્મમાં મનને લગાવી દો. ચક્રવર્તી પાસે કેટલી રિદ્ધિ હતી? છતાં તેને છોડી દીધી.

"વળી દશે ચક્રવર્તી, રાજ્ય રમણી રિદ્ધિ છોડ, દશે મુક્તે પહોંચ્યા, કુળની શોભા ચોડ"

જે ચક્રવર્તીઓ રાજ્ય–રમણી, રિદ્ધિ–સિદ્ધિ છોડીને ત્યાગના માર્ગે ગયાં, તે શિવ–રમણીના સ્વામી બન્યા ને બ્રહ્મદત્ત તથા શંભુ ચક્રી ભોગોમાં મોજ માણી સંસારને ત્યાગી ન શકયાં, તો સાતમી નરકે ગયા. આ બન્ને પ્રસંગો આપણને શું સુચવે છે! ભોગવિલાસની તૃષ્ણા નરકના દ્વાર દેખાડે છે. અને ભોગોનો ત્યાગ મોક્ષે પહોંચાડે છે. જો તમે ખરેખર મોક્ષાર્થી હો તો મન પર કાબુ મેળવો. સદાચાર, સદ્વિચાર અને સતસંગથી મનને વળાંક આપી શકાય છે.

મખમલ શી કોમળ શૈયા અને સુંવાળા સુખો છોડી, સ્વજનોના મોહને મારી જેણે સ્વેચ્છાએ પંચ મહાવ્રત લીધા છે, એવા અણગારનો સમાગમ કરો, જેથી સન્માર્ગે જવાનો પ્રકાશ લાધે.

"હૃદય ટુકડા કરી નાંખે રે સંતોની વાણી,
પત્થરને પીગળાવી નાંખે રે સંતોની વાણી."

સંતોની વાણી હૃદયની આરપાર ઉતરી જાય છે. પાષાણ જેવાને પણ પીગળાવે છે. એવી સંતોની વાણી સાંભળી ધર્મને જીવનમાં અપનાવો, ધર્મમાં વાયદા ન હોય, કારણ કે આયુષ્યનો ભરોસો નથી. જે જીવોએ ધર્મ માર્ગે સાધના કરી તે તરી ગયા છે ને

ત્યાગ માર્ગે ન આવ્યા તે ડૂબ્યા છે. સત્સંગમાં આવવાથી દાનવ માનવ બને અને માનવ દેવ બની જાય છે. તેના મન-વાણી-કાયા પવિત્ર બની જાય છે. ઝેર દેનાર સામે પણ લાલ આંખ કરતા નથી. ઝેરને પણ પ્રેમથી પી જાય છે. કેશી સ્વામીનો ભેટો પરદેશી રાજાને એક જ વાર થયો, તેમનો બોધ સાંભળ્યો અને કેવો પલટો આવી ગયો! પણ તમને તો પૈસા સિવાય કાંઈ દેખાતું જ નથી. ગોદરેજની તિજોરીમાં પૈસા ભરો છો પણ નકામી તુચ્છ વસ્તુ ભરતા નથી મનની તિજોરીમાં સદ્‌વિચારોનું નાણું ભરશો કે દુષ્ટ વિચારોનું? તમે જેને મળો, તમારા જેટલા મિત્રો હોય તે દરેકની સાથે સારા વિચારોની આપલે કરો. દશ મિત્રની મંડળી હોય તો વિચારોની આપલે કરતાં દરેકની પાસેથી .એક એક ગુણ લેશો તો તમને નવ સારા વિચારો મળશે. અને આ અભ્યાસ કરવાથી વિચારવાનો સમય પણ મળશે. સારા વિચારથી જીવન સારું બને છે, તો સારા વિચારો આચરણમાં કેમ નથી મુકતા? શું તમારા જીવનમાં ધર્મ નથી પરિણમ્યો?

તમારૂં ગાડું કયાં ખુંચ્યું છે તે તપાસો અને પાવડો લઈ નીચે ઉતરી કાદવ બહાર કાઢો તો ગાડું ચાલ્યું જશે. ભોગ કાદવ સમાન છે. એમાં પડયા એટલે ખુંચ્યા સમજો. જીવે ભોગ ભોગવવામાં બાકી રાખી નથી. દેવલોકમાં કેટલો પરિગ્રહ! છતાં તૃપ્તિ ખરી? તમને આ જીવન એક નાટક નથી લાગતું? કયાં સુધી આ નાટક કર્યા કરશો? તમે એક બીઝનેસ શરૂ કર્યો અને તેમાં સારી કમાણી ન થાય તો બીજો ધંધો કરો કે નહીં? અંદર કાંઈ ખામી કે ગુંચવાડો હોય તે કાઢો કે નહીં? આ માનવ જન્મમાં તમારૂં ધ્યેય શું છે? ધર્મની કમાણી કરવી જ છે એ ધ્યેય રાખો પણ ધ્યાન રાખજો કે ધર્મની કમાણી કરવી હશે તો જીવનનો રાહ બદલવો પડશે. ધર્મ પામવા મહાપુરૂષોના જીવન-ચરિત્રો યાદ કરો. સત્સમાગમમાં આવો. શાસ્ત્રને સમજો. શાસ્ત્રો રસ્તો બતાવે છે. ચાલવાનું કામ આપણું છે. ભગવાન સુવિચારો આપે છે, પણ શું ગ્રહણ કરવું એ આપણા હાથની વાત છે. સડેલું અનાજ પેટમાં નાખો તો પેટ બગડે ને? તો સડેલા વિચારથી મન બગડે કે નહીં? માટે સત્સંગમાં આવો. આત્માનો ઉદ્ધાર કરવો હોય તો વ્રતમાં આવવાની જરૂર છે. નિષધકુમારને સત્ય વાત સમજાણી. તેથી તેઓ શ્રાવકના વ્રત અંગીકાર કરે છે. કર્માદાનના ૧૫ અતિચાર છે. ઈંગાલકમ્મે = વન બળાવી કોલસાનો વ્યાપાર કરે.

વણકમ્મે = મોટી બિલ્ડીંગ કે કારખાનું બંધાવવું છે તેથી વન કપાવી નાંખે. કારણ કે તેનાથી પૈસાનો ઘણો લાભ મળે એમ છે. વન કપાવવાથી તેમાં રહેલાં મોટાં મોટાં વૃક્ષો કપાવવા પડે છે. તેમાં કેટલાય પંખીઓનો નિવાસ હોય, માળા બાંધીને રહ્યા હોય તે માળા પડી ભાંગે, એમાં કેટલાં ઇંડાનો સંહાર થઈ જાય છે. એ સિવાય નાના જીવ-જંતુ પણ અનેક મરી જાય છે. આમ વન કપાવવાથી ઘણી હિંસા થાય છે. તમે માત્ર ભાડાની આવક જુઓ છો, પણ કર્મની આવક જુઓ છો? પૈસા સારું જોવાય છે, પણ

પાપ સાચું લેવાતું નથી. શ્રાવક હોય તે લાતીઓનો વ્યાપાર પણ ન કરે. સાઠીકર્મે કે શ્રાવક વસ્તુનો સોડ કરે નહીં. તેમજ સોડ કરેલી વસ્તુ વાપરે નહીં. કુમારીકાસવ, દ્રાક્ષાસવ વગેરેમાં સોડ કરાય છે. આસવ એટલે દારૂ છે. આ બધાનો બાર બાર મહીના સુધી સોડ કરે છે. તેમાં અનેક જીવોની ઉત્પત્તિ થાય છે. માટે તે ન વાપરવું જોઈએ. બોળો નાંખેલી વસ્તુ જેમકે જલેબી, ઘણા બૈરાઓ ઢોકળાનો બોળો પણ રાત્રે નાખે છે જીભનાં સ્વાદને પોષવા માટે જીવો અનેક પ્રકારનાં પાપ કરે છે. પણ જે જીવો સમજેલા છે તે પાપ કરતાં અચકાય છે. તમે સાચા શ્રાવક હો તો તમારી એક એક પ્રવૃત્તિનું બારીકાઈથી નિરીક્ષણ કરજો. જેટલું પાપથી બચાય તેટલા બચવા પ્રયત્ન કરજો. તો અવશ્ય કલ્યાણ થશે. વિશેષ અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન....૮૨

### આસો વદ ૩ ગુરૂવાર તા. ૭-૧૦-૭૧

ભગવાન બતાવે છે કે જ્યાં સુધી જીવ ભોગોપભોગની મર્યાદામાં આવતો નથી ત્યાં સુધી પોતાના જીવનમાં તેજને પ્રગટ કરી શકતો નથી.

જેનું જીવન ભોગ અને વિલાસમાં જ વ્યતિત થાય છે તેના જીવનની કોઈ કિંમત નથી. ભોગી માણસ હંમેશા અસંતોષી રહે છે ઘણી વાર એવું પણ થાય છે કે જ્યાં સુધી ઈચ્છિત ભોગ નથી મળતાં ત્યાં સુધી તેનું આકર્ષણ રહે છે. પણ પ્રાપ્ત થતાં તેની કોઈ કિંમત રહેતી નથી. ફુલો છોડવા પર હોય ત્યાં સુધી સુંદર દેખાય છે, પણ તેને ચૂંટી લેવામાં આવે પછી થોડી વારમાં તેનું તેજ-સૌંદર્ય હણાઈ જાય છે.

આજે માનવ દુન્યવી પદાર્થો મેળવવામાં આત્માને ગુમાવી બેસે છે. જરૂરિયાતો એટલી બધી વધારી મૂકી છે કે તે મેળવતાં નાકે દમ આવી જાય છે. અને ઈચ્છિત વસ્તુ મળે છે ત્યારે out of date જરીપુરાણી થઈ ગઈ હોય છે. ફેશનો અને ફેશન-મોડેલો કેલેન્ડરના પાનાની જેમ બદલાય છે. વળી ભોગોથી ક્ષણમાત્રનું સુખ મળે છે. તેને ભોગવવા જતાં લાંબા કાળનાં દુઃખમાં જીવને સબડવું પડે છે.

અહીં સાતમા વ્રતનું સ્વરૂપ સમજાવાય છે. ઉપભોગ પરિભોગ પરિમાણ વ્રત બે પ્રકારનું છે.

उवभोग परिभोग दुविहे पन्नत्ते तं जहा :-भोयणाउयकम्मउय

અહીં કર્મ સંબંધી ૧૫ અતિચારની વાત ચાલે છે. કર્મ એટલે આજીવિકા માટેનો વ્યવસાય અથવા ઉપભોગ-પરિભોગના પદાર્થો મેળવવા માટેનો ઉદ્યોગ. જીવનની જરૂરિયાત પૂરી કરવા માટે સંસારીને ધંધો કરવો પડે છે. પણ એ વ્યાપારમાં સત્ય, નીતિ અને પ્રમાણિકતા જાળવવા જોઇએ. જ્ઞાની પુરૂષો કહે છે કે.-

"આગળ ધંધો પાછળ ધંધો, ધંધામાંથી ધરમ કરી લે તે સાહેબકો બંદો."

ધંધો તો સદાય તમારે કરવાનો છે. બે ગાડા અને ત્રણ બળદ છે ચોથાની ખોટ પુરાવાની નથી. જ્ઞાનીઓ ધર્મ કરવાનું કહે તો કહી દો કે ટાઈમ નથી. અત્યારે ધર્મ કરવાનો અવસર નથી. છોકરો મોટો થશે ત્યારે ધર્મધ્યાન કરીશું. છોકરો ભણીગણીને તૈયાર થયો ત્યાં તેને અમેરિકા જવાની ઇચ્છા થઈ. પરદેશથી સારૂં એવું કમાઈ ને દીકરો આવ્યો, હવે તો ધર્મ કરો. તો કહે, છોકરો તો એન્જીનિયર થયો છે, એટલે પોતાનું કારખાનું નાંખ્યું છે. મારા વિના આ પેઢી કોણ સંભાળે? આમ જીવનના છેડા સુધી અજ્ઞાની જીવ પરભાવમાં રચ્યોપચ્યો રહે છે. કોઈને નિવૃત્તિનો ટાઈમ મળી જાય તો પણ તે ટાઇમને કયાં પસાર કરે? આળસમાં, પ્રમાદમાં ને! પણ નવરું મગજ સેતાનનું કારખાનું છે.

"નિવૃત્તિ ને પ્રવૃત્તિ બે વૃત્તિઓ સર્વ જીવને,<br>પ્રવૃત્તિ સંયમે રાખો ને નિવૃત્તિ અસંયમે."

અસંયમમાંથી નિવૃત્તિ મળી તો તેનો સદુપયોગ કરો. ધર્મની પ્રવૃત્તિમાં ચિત્તને જોડી દયો. વાંચન કરો. ચિંતન કરો, ધ્યાન ધરો. દિવસ રાત તમારી પરિણતી ચાલતી રહી છે તેનાથી આશ્રવનો પ્રવાહ આવે છે કે સંવર થાય છે? કર્મનો બંધ ચીકણો બંધાય તેવા ભાવો થાય છે કે અલ્પબંધ થાય તેવા ભાવો થાય છે? આમ નિરંતર તમારી પરિણતીને જોતાં શીખો. અને જેટલો બને તેટલો સ્વઉપયોગમાં ટકવાનો અભ્યાસ પાડો. બદામ-કેશર-એલાયચી નાખેલો ઉનોઉનો મગનો શીરો ભાણામાં આવ્યો અને મોઢામાં પાણી છૂટયું, એ વખતે તમારા ચૈતન્ય દેવને સમજાવો કે એ જડ છે કે ચૈતન્ય? જડ છે. જેમાં વર્ણ-ગંધ-રસ અને સ્પર્શ હોય તેમાં મારો એકે ગુણ નથી. તો મારે શા માટે જડ પદાર્થ પર મોહ કરવો પડે?

'ચેતન જો નિજ ભાનમાં, કર્તા આપ સ્વભાવ,<br>વર્તે નહીં નિજ ભાનમાં, કર્તા કર્મ પ્રભાવ."

આત્મા જો સ્વ સ્વભાવમં-જ્ઞાન-દર્શન-ચારિત્રમાં રમણ કરે તો તે સ્વભાવનો કર્તા છે અને રૂપ-રસ-ગંધ-સ્પર્શના મોહમાં રમે તો તે પરભાવનો કર્તા છે. જીવ જો પોતાની

પરિણતીને પકડે તો કર્મ બંધ ઘણો અલ્પ થાય. ભગવાને ઉત્તરાધ્યયનના ૨૯મા અધ્યયનમાં કહ્યું છે अणुप्पेहाएणं भन्ते जीवे किं जणयइ ?

"અનુપ્રેક્ષા કરવાથી આયુષ્ય વર્જીને સાત કર્મ ગાઢબંધનના હોય તો શીથીલ બંધનના થાય. બહુ કાળની સ્થિતિના હોય તો અલ્પકાળની સ્થિતિવાળા થાય. તિવ્ર રસવાળા હોય તો મંદરસના બને. અને બહુપ્રદેશના હોય તો અલ્પ પ્રદેશના બને. આયુષ્ય કોઈ બાંધે અથવા ન પણ બાંધે. અશાતા વેદનિય કર્મ વારંવાર ન બાંધે. અને આ ચાર ગતિરૂપ સંસાર અટવીને શીઘ્રતાથી ઉલંઘી જાય." જીવને અનુપ્રેક્ષા કરવાની ખૂબ જરૂર છે. તમે શું કરો છો તે વિચાર કરજો.

તમારે તો શરીરને પંપાળવું છે. ઇચ્છાને પૂર્ણ કરવી છે. સ્ત્રીઓને શણગારવી છે. આ બધી જરૂરિયાતોને પહોંચી વળવા અર્થની (પૈસાની) આવશ્યકતા ઉભી થાય છે. તેને માટે મોટી મોટી ચાલીઓ, વખારો, વંડાઓ, ૨૮ માળનાં મકાનો બંધાવી ભાડા ખાવા છે. ૨૮ માળનાં મકાનો બંધાવતાં, તેના પાયા કેટલાં ઉંડા ગાળવા પડે છે! મશીનથી ધરતીના પેટ ફોડે છે. મકાનના ઉંડા પાયા નાખતાં, કદી વિચાર આવે છે કે મારા આયુષ્યનો પાયો કેટલો ઊંડો હશે! મારા નામનાં તો પાંચ માળા છે એમ બોલી ઘણાં ગર્વ અનુભવે છે. મકાનોનું ભાડું આટલું આવે છે પણ સરકાર કાંઇ રહેવા દેતી નથી. આમ કહી અફસોસ કરે છે. પણ ભાઈ! તેં જેટલું મેળવ્યું તેટલું તું ભોગવી શકવાનો છે? ટેક્ષી, કેરીયર, સ્ટીમર, પ્લેન આદિ રાખી ભાડા ખાય છે. પણ શ્રાવકનાં ધંધા આવા ન હોય. મેળવ્યું છે તે બધું મૂકીને એક દિવસ ચાલ્યા જવાનું છે. અને કરેલા આરંભનું પાપ તારે ખાતે મંડાશે આ શરીર પણ એક ભાડુતી મકાન છે. તેમાં બેઠેલો જીવ તેમાં કાયમ રહેવાનો નથી.

"કોને ખબર છે કાલની, દેહતણી દિવાલની, કાચા સુતરના તાર જેવી છે માનવ જિંદગી,
તંદ્રા મૂકી દે આજથી, જાગી હવે કર બંદગી .......(૨)....કોને ખબર છે!"

આ દેહરૂપી દિવાલ કયાં સુધી ટકશે તે ખબર નથી. શરીર છુટવાનાં સ્વભાવવાળું છે. "સર્જન એનું વિસર્જન" એ તો વૈજ્ઞાનિક નિયમ છે. એમ જેનો જન્મ તેનું મૃત્યુ અવશ્ય છે. આ જીંદગી કાચા સુતરનાં તાર જેવી છે. જેવી રીતે તૃણના અગ્રભાગ પર રહેલું પાણીનું બિંદુ, પાણીનું બીજું બિંદુ તેના પર પડતાં અથવા પવનનો ઝપાટો લાગતાં નીચે પડી જાય છે. એવી રીતે અજ્ઞાની, અવિવેકી અને પરમાર્થને નહી જાણવાવાળા જીવોનું જીવન પણ અસ્થિર છે. અજ્ઞાની ક્રૂર કર્મ કરે છે ત્યારે વિચાર નથી કરતો, પણ તેના ફળ ભોગવવાનાં આવે છે ત્યારે દુઃખી થાય છે.

બાળજીવો અલ્પ જીંદગીને જાણતા નથી, એટલે એમ માને છે કે હું અજરઅમર

છું. મૃત્યુએ મારાથી રીસામણા લીધાં છે. અસંયમી જીવન માટે અનેક મહત્વાકાંક્ષા ઘડે છે, યુક્તિ પ્રયુક્તિ રચે છે પણ મનની મર્યાદામાં આવતો નથી. ધર્માદાની સંસ્થામાં પણ ભાડા ખાવાના ધંધા કરે છે. મોટા મોટા મકાનનાં કોન્ટ્રાકટરો જૈનો હોય છે. ઘણા જૈનો ચામડાનો, મત્સ્યનો તથા દારૂનો વ્યાપાર કરે છે. ખરેખર, આવા જીવોને પાપનો ડર નથી. આવા માતપિતા, બાળકોમાં પણ શું ધર્મના સંસ્કાર રેડી શકે? સંસ્કાર એ સૌથી શ્રેષ્ઠ ધન છે. બાળકને નાનપણથી જેમ ફાવે તેમ વર્તન કરવા દે. અને જ્યારે મોટા થાય અને અવળા ધંધા કરે ત્યારે માથે હાથ મૂકીને રડવા બેસે. પણ નાનપણથી જ બાળકોને ધર્મના સંસ્કાર આપો કે સવારમાં ઉઠી માતપિતાને પગે લાગવું જોઇએ. પ્રાર્થના-ઇષ્ટ દેવનું સ્મરણ કરવું જોઇએ અને સંતોનો સમાગમ કરી તેમની વાણી સાંભળી જીવનમાં સદ્ગુણોનો ખજાનો ભરવો જોઇએ. ભૌતિક ખજાનો ચાલ્યો જાય પણ આ સંસ્કારનો ખજાનો જીવનપર્યંત સચવાઈ રહે છે. જીવ સમજે તો પોતે સંસ્કારી બને અને બાળકોને સંસ્કારી બનાવે. પણ મોહને વશ પડેલો જીવ રાગને જ પોષણ આપે છે અને જ્યાં રાગ છે ત્યાં દ્વેષ ઉભો જ છે. રાગ એ રોગ છે અને મમતા એ મોત છે. સમતા એ સાચું સુખ છે. જેને વીતરાગ થવું છે તેને રાગદ્વેષ બંનેને છોડવા પડે છે.

જેને રાગદ્વેષ નથી તે જ વીતરાગ છે અને એ જ સાચા સુખી છે.

'नवि सुही देवता देवलोए, नवी सुही पुढवीपतिराया,
नवि सुही सेठ सेणावइणं, एगन्त सुही मुणि वियरागी.'

દેવલોકમાં દેવો પાસે અઢળક સંપત્તિ છે. છતાં તે સુખી નથી. છ ખંડનો સ્વામી પૃથ્વીપતિ-ચક્રવર્તી પણ સુખી નથી. શેઠ, સેનાપતિ પણ સુખી નથી. એક વીતરાગી મુનિ જ સુખી છે. જ્યાં આકુળતા વ્યાકુળતા છે ત્યાં દુઃખ છે. એટલે જ્ઞાનીપુરૂષોએ "અનાકુળતા" એ સુખનું લક્ષણ બાંધ્યું છે શ્રીમંતોના જીવન તપાસો. તેમને શાંતિ છે ખરી? બજારમાં રૂનો રાજા, તેલનો રાજા કહેવાતો હોય પણ તે ચિંતાથી ઘેરાયેલો હોય છે. મીલમજુરો અને સર્વીસ કરનારને રવિવારે રજા મળે છે પણ તેને તો રવિવારેય શાંતિ નથી. રાત પડે તોપણ ટેલીફોન પાસે ને પાસે રાખી સુવે. કારણ કે અહીં રાત પડે અને પરદેશમાં દિવસ ઉગે. એટલે ત્યાંના સમાચાર રાત્રે જ મેળવી શકાય. કેટલું જીવવું છે? જીવન બહુ થોડું છે. પણ મોહઘેલો માનવી જીવનની અમૂલ્ય ઘડીને ઓળખી શકતો નથી. જૈન ધર્મ જેવો દયામય ધર્મ મળ્યો છે, વીતરાગ જેવા સર્વોત્તમ દેવ મળ્યા છે અને નિર્ગ્રંથ જેવા ગુરૂ મળ્યા છે તેનું આરાધન કર તો બેડો પાર થઈ જશે. આવા સુંદર યોગમાં મુકાણો, હવે આટલી દોડધામ શા માટે?

"ઉઠ તું, જાગ તું, કર્મ આદર સદા, આત્મ નિજ કેન્દ્રને પ્રાપ્ત કરવા,
સત્ય વદ ધર્મ ચર, શાસ્ત્ર અભ્યાસ કર, શોક સંતાપના સિંધુ તરવા,

કમળબિંદુ સમો ક્ષણિક આ દેહ છે, જીવન ચાલ્યું જશે જેમ વારિ.
વખત વીત્યા પછી હાથ ઘસવા પડે, તારી થાશે અતિ દુઃખ કારી.

હે ભવ્ય માનવ! પ્રમાદને પરિહરી ઉભો થા! જાગ્રત બન! અને આત્માને પ્રાપ્ત કરવામાં લાગી જા. સત્ય વચન બોલ. જીવનમાં ધર્મને આચર. સુંદર મજાનાં શાસ્ત્રો તને હસ્તગત થયાં છે, તેનું વાંચન મનન કર. તેનાથી તારા શોક અને સંતાપ ટળી જશે. કમળપત્ર પર પડેલા બિંદુની માફક આ જીવન ક્ષણિક છે, પાણીના પ્રવાહની જેમ આયુષ્ય કોઈની રાહ જોયા વિના વહ્યુ જાય છે. આવા સુંદર સંયોગોમાં જાગૃત નહી બને તો આ ટાઈમ પસાર થઈ જશે અને તારે પશ્ચાત્તાપ કરવાનો વખત આવશે અને તું દુર્ગતિનો મહેમાન બની જઈશ.

જે ભાવ નિદ્રામાં પોઢેલો છે, તેનું જીવન હડકાયા કુતરા જેવું છે. હડકાયા કુતરાને ઘુમરી આવે છે. જે તેની હડફેટમાં આવે તેને બટકા ભરે છે તેમ શ્રીમંતાઈના ગર્વમાં ઉન્મત્ત બનેલ માનવી બધાંને બટકા ભરે છે નોકર, ચાકર, દાસદાસીઓ બધાની સાથે અસભ્ય વર્તન રાખે છે. મગજ એટલો બધો ગરમ હોય છે કે તેની સામે કોઈ એક શબ્દ પણ ન બોલી શકે. વળી એ એમ માને કે મારી પાસે અઢળક સંપત્તિ છે, મારે કોની સાડીબાર છે! મારે કોના બાપની પડી છે, પણ એ શ્રીમંત જ્યારે બિમાર પડે છે ત્યારે ડોકટરની સાડીબાર કરવા જવું પડે છે "લોહી ઘટી ગયું છે, ખાધેલી વસ્તુ પચતી નથી, મારા દર્દને ડોકટર સાહેબ જલ્દી મટાડો" એમ કાકલુદી કરે છે. કેમ! તારે કોઈની સાડીબાર નહોતી તો ડોકટર પાસે કેમ આવવું પડયું?

અભિમાન કોઈનું રહ્યુ નથી ત્રણખંડના અધિપતિ કૃષ્ણ મહારાજની પાસે મરણ વખતે પાણી પીવા પ્યાલો નહોતો, તે વખતે બળદેવ પડીયામાં પાણી લઈ આવ્યા, પણ જરા કુમારના બાણથી કૃષ્ણ વીંધાયા અને પાણી પાણી કરતાં મૃત્યુ પામ્યા. દ્વારિકાનગરી બારજોજનની લાંબી અને નવ જોજનની પહોળી હતી તે નગરીને સોનાનો ગઢ અને મણી-રત્નનાં કાંગરા હતાં. દેવોએ એક રાતમાં બનાવેલી તે નગરી હતી. આવા પુણ્યશાળી મહા-પુરૂષનાં ઉદયમાં પણ કેવાં કર્મ આવ્યા?

"પુન્ય ખસી ઉદયે આવ્યા પાપ જદુપતિ રાયને,
દેખી દ્વારિકા બળતી આજ કહે રે કૃષ્ણભાઈને,
ભાઇ આંખ ઉઘાડીને દેખ, બળે રે મંદિર માળીયા,
બળે સ્ત્રીઓ ને પરિવાર, મોટા જોને જાળીયા."

આખી નગરીને દાહ લાગ્યો છે. જે હાથે વસાવ્યું તે બધું બળી રહ્યું છે. પ્રાણ-પ્યારી સ્ત્રીઓ અગ્નિમાં હોમાઇ રહી છે. ચોતરફ નગરજનો કાળી ચીચીયારીઓ પાડી

રહ્યા છે. સૌ મોતના મુખમાંથી બચવા "બચાવો–બચાવો" એમ બોલી રહ્યા છે. હયશાળા, ગયશાળા, રથશાળા, અંતેઉર, મહેલો, ભવ્ય ઈમારતો, મકાનો બધું બળી રહ્યું છે. આ નગરદાહ કરનારો કેટલો કઠોર હશે ? કૃષ્ણ મહારાજાને આ જોતાં હૈયામાં કેટલી વેદના થતી હશે ? દ્વારિકા નગરીને દ્વીપાયન ઋષિ બાળી નાખવાના છે, આ વાત નેમનાથ ભગવાને પહેલેથી કરી હતી. સાથે કહ્યું હતું કે જ્યાં સુધી આખી નગરીમાં એક પચ્ચખાણ કરનાર માણસ હશે ત્યા સુધી નગરીને બાળવા આવેલા દેવો પાછા જશે પણ બાળી શકશે નહીં.

બે લાખ જોજનનો લવણ સમુદ્ર છે, તેમાં ૧૬ હજાર જોજનનો પાણીનો ઊંચો ઠગમાળો છે. એની એક ઝાલક ઉડે તો ભરતક્ષેત્રને બોળી દે, તે કેમ બોળતો નથી એમ ગૌતમ સ્વામીએ પૂછ્યું, તો ભગવાન કહે કે તીર્થંકરના, ચક્રીના, બળદેવ, વાસુદેવ, જુગલીયાના સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકાના પુન્ય પ્રભાવથી તે મર્યાદા ઉલ્લંઘન કરતો નથી.

દ્વારિકા નગરીમાં ઠેરઠેર પાણીનાં પંપની વ્યવસ્થા કરી હતી દાહ લાગતાં પંપતું પાણી મૂક્યું પણ પાણીએ પેટ્રોલનું કામ કર્યું. કારણ આ દૈવી કોપ છે. કૃષ્ણ અને બળદેવે એક તુટેલા રથમાં દેવકીજી અને વસુદેવને બેસાડયાં અને રથમાં બળદની જગ્યાએ બંને ભાઈઓ જોડાણા. તેઓને માતાપિતા તરફની ભક્તિ કેટલી છે ? પણ કર્મના કાઠીયા શાંતિથી બેસવા દે તેમ નથી. નગર બહાર નીકળવા જાય છે, ત્યાં દરવાજો પડે છે અને માતાપિતા બંને અવસાન પામે છે. આખી દ્વારિકા નગરીમાંથી માત્ર બે જણ બચી શક્યા.

નિરાધાર અવસ્થા થઈ ગઈ છે. બંને ભાઈઓ વિચાર કરે છે હવે કયાં જવું ? જેને પોતે જાકારો આપ્યો હતો, જેના મોઢા સામે પણ જોયું ન હતું તે પાંડવોની રાજધાનીમાં જવાનો નિર્ણય કરે છે. માણસ ગમે તેવો બહાદુર કે શૂરવીર હોય પણ પરિસ્થિતિ પાસે લાચાર બની જાય છે. બંને મહારથીઓ પાંડુ–મથુરા જઈ રહ્યા છે. વચમાં થાક લાગવાથી વિશ્રાંતિ લેવા માટે કોશામ્ર વનમાં અત્યંત વિશાળ વટવૃક્ષની નીચે પૃથ્વી શિલાપટ્ટ પર પિતાંબરથી પોતાના શરીરને ઢાંકીને કૃષ્ણ મહારાજા સૂતાં છે. મોટાભાઈ તેમના માટે પાણી લેવા ગયા છે તે વખતે જરાકુમાર ત્યાં આવી ચડે છે અને મૃગની આશંકાથી બાણ મારે છે. શ્રીકૃષ્ણનો ડાબો પગ વિંધાઈ જાય છે, અને પંચત્વ પામે છે. જરાકુમારે શ્રી કૃષ્ણને બચાવવા માટે રાજ્યનો ત્યાગ કરીને વનવાસ સ્વીકાર્યો હતો. છતાં જંગલમાં પણ એ કર્મ ઉદયમાં આવી ઉભું રહ્યુ.

> "જનમતાં કોઈએ ન જાણિયા, મરતાં નહિં કોઈ રોનાર રે,
> તરસે તરફડે ત્રિકમો, નહીં કોઈ પાણીનો પાનાર રે,
> ગર્વ ન કરશો રે ગાત્રનો'"

કૃષ્ણ મહારાજાનાં જન્મની પણ કોઈને ખબર ન પડી. જન્મતાવેંત તેમને ગોકુળથી

મથુરામાં લઈ ગયા અને મરણ વખતે પણ કોઈ પાણીનો પાનાર ન હતો. તરસે તરફડતાં જીવ ગયો. જરાકુમાર તો માત્ર નિમિત્ત બન્યાં. કારણ ચક્રવતી'–બળદેવ–વાસુદેવ–તિર્થંકર આદિનાં નિકાચિત–નિરૂપક્રમિક આયુષ્ય હોય છે. તેથી આયુષ્ય પૂર્ણ થયા પહેલાં તેઓ કદી મરતાં નથી.

અહીં કહેવાનું તાત્પર્ય એ છે કે ધન–વૈભવ–વિલાસો કોઈના સ્થિર રહ્યાં નથી. ક્યારે કર્મનો ધક્કો લાગશે અને ક્યારે કેવી સ્થિતિમાં આવી જઈશું તે કોઈને ખબર નથી. માટે પુણ્યના ઉદયમાં અભિમાની ન બનવું. પુણ્યોદય ચાલ્યા ગયા પછી–સંયોગો પલટાઈ ગયા પછી મનને થાય કે અરે! અવસર હતો ત્યારે શુભ કર્તવ્યો ન કર્યાં! આવો વખત તમારે ન આવે તે માટે સદૈવ ધર્મને જીવનમાં અપનાવો. અમર્યાદિત ઉપભોગ અને પરિભોગનો ત્યાગ કરો.

જેમ ભોગવિલાસ વધારે તેમ આરંભ સમારંભ પણ વધારે અને પરિણામે કર્મ-બંધ વધારે અને દુઃખ પણ વધારે. ભોગની અંદર આસક્ત રહેનાર જીવને નરકની યાતના સહન કરવી પડે છે અને ભોગથી વિરક્ત થનાર સ્વર્ગ અથવા અપવર્ગ એટલે મોક્ષનાં સુખને પામે છે.

જ્ઞાતાધર્મકથામાં રાજકુમાર પુંડરીક અને કુંડરીકનું દૃષ્ટાંત આવે છે. કુંડરીકને સંસારનું સ્વરૂપ સમજાતાં ભોગવિલાસ તરફ નિર્વેદ આવે છે અને મોક્ષ તરફની રૂચિ જાગે છે. રાજ્ય સુખને લાત મારી સંયમનો કઠોર માર્ગ સ્વીકારે છે. સાધનાના માર્ગમાં અપૂર્વ ઉલ્લાસસહિત આગળ વધતાં જ્ઞાન, ધ્યાન અને તપની અંદર કાળ વ્યતિત કરે છે. સુંદર સંયમનું આરાધન કરે છે. પુંડરીક રાજ્યની ધુરા હાથમાં લે છે. રાજ્યનાં સુખ ભોગવવા છતાં તેનું હૃદય ડંખે છે. "મોટાભાઈએ જે માર્ગ લીધો છે તે જ સર્વશ્રેષ્ઠ માર્ગ છે. રાજ્યસુખને અંતે દુઃખ પ્રાપ્ત થવાનું છે." એમ નિરંતર લાગ્યા કરે છે. જેમ બને તેમ હૈયાને વૈરાગ્યવાસીત બનાવવા પ્રયત્ન કરતાં અનાસક્ત યોગને કેળવે છે.

ઘણા સમય પછી કુંડરીક મુનિનાં શરીરમાં વ્યાધિ ઉત્પન્ન થાય છે. અને પુંડરીકની રાજધાનીમાં આવે છે. રાજા મુનિને માટે યોગ્ય ઉપચાર કરાવે છે. તેમજ શરીર સારું ન થાય ત્યાં સુધી ત્યાં જ સ્થિર થવા વિનંતી કરે છે. લાંબો વખત ત્યાં જ રહેવાથી ભોગ તરફ મુનિનું આકર્ષણ વધે છે. ગુરૂ સાથે શરમે ભરમે વિહાર કર્યો પણ 'મને અશક્તિ લાગે છે' એમ અસત્યનો આશ્રય લઈને પાછળ રહી ગયા અને પુનઃ રાજ્યના ઉદ્યાનમાં આવ્યા. પછી ભાઈને કહે છે. "મારે હવે સંયમની કઠોર સાધના નથી કરવી. રાજ્ય ભોગવવું છે." પુંડરીક રાજા મુનિને સંયમમાં સ્થિર કરવા ઘણાં પ્રયત્નો કરે છે. સંયમથી થતાં લાભ અને ભોગ વિલાસથી થતું નુકસાન સમજાવે છે, છતાં મુનિનું મન સ્થિર થતું

નથી. છેવટે મુનિને રાજ્ય સોંપી પુંડરીક મુનિ વેશને ધારણ કરી સંયમ અંગીકાર કરી ચાલી નીકળે છે. કુંડરિક અતિ આસકત બની ભોગો ભોગવે છે. અતિ ભોગને કારણે રોગ ઉત્પન્ન થાય છે. અને ત્રણ દિવસમાં તે મૃત્યુ પામે છે. ત્યાંથી મરી ૩૩ સાગરોપમની સ્થિતિએ સાતમી નરકમાં ઉત્પન્ન થાય છે. અને આ બાજુ પુંડરીક મુની અત્યંત વિશુદ્ધ સંયમની આરાધના કરે છે. તે પણ ત્રણ દિવસમાં કાળધર્મ પામે છે. અને ૩૩ સાગરની સ્થિતિએ સર્વાર્થ સિદ્ધ વિમાનમાં ઉત્પન્ન થાય છે.

કુંડરીક ભોગમાં આસકત બન્યો તો નારકીની તીવ્રવેદના ભોગવવાનો વખત આવ્યો અને પુંડરીક વિરકત બન્યો તો અનુત્તર સુખને પામ્યો. સર્વાર્થ સિદ્ધના દેવતા અવશ્ય એકાવતારી હોય છે, ત્યાંથી મનુષ્ય થઈ મોક્ષમાં જશે. ભોગને પરિણામે અનેક ગણું દુઃખ ભોગવવું પડે છે. માટે ભોગ-ઉપભોગની મર્યાદા કરવી અતિ આવશ્યક છે. પાપથી બચવાનો આ સુંદર માર્ગ છે. જે જીવો આ માર્ગે આવશે તેનું અવશ્ય કલ્યાણ થશે વિશેષ અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન નં....૮૩

### આસો વદ ૪ શુક્રવાર. તા. ૮-૧૦-૭૧

સાતમા વ્રતની વાત ચાલે છે. પંદર કર્માદાન જાણવા પણ આચરવા નહીં. અગ્નિના વ્યાપાર, લાકડાની લાતીના વ્યાપાર, ભાડા ખાવાના વ્યાપાર શ્રાવક ન કરે. અને ઘણાંને એમ થાય કે આવડા મોટા ઉપાશ્રય કરાવ્યાં છે પણ કાંઈ ભાડું આવતું નથી. પૈસા સામે જ જેની દૃષ્ટિ છે તે ધર્મ કરી શકતો નથી. ઉપાશ્રયમાં ધર્મ કેટલો થાય છે! પ્રતિક્રમણ, સામાયિક, પૌષધ વગેરે સંવરની ક્રિયા કેટલી થાય છે! તેના તરફ જોતા નથી પણ ઉપર ઉપાશ્રયનો હોલ અને નીચે દુકાનો ઉતારીયે તો ભાડા આવે તેમ વિચારે છે. ધર્મને પણ વેચવા માંડયો છે. પ્રતિક્રમણ કરાવવાના પણ પૈસા બોલાય છે, પણ

"ધર્મ વાડીએ ન નીપજે ધર્મ હાટે ન વેચાય,
ધર્મ વિવેકે નિપજે, જો કરીએ તો થાય."

ધર્મ પૈસામાં નથી પણ વિવેકમાં છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ જીવનમાં ઉતારવામાં પૈસાની જરૂર પડતી નથી. ભગવાન, વગર પૈસાનો ધર્મ બતાવે છે. આજે ધર્મની ઠેકડી ઉડાડે છે. જો ધનથી ધર્મ થતો હોય તો ગરીબોને ધર્મ કરવાનો કલાસ જ ન રહે. ખરો ધર્મી ધર્મને માટે માથું આપવા તૈયાર થાય. સઘળી રિદ્ધિસિદ્ધિ ઠોકરે મારી દે.

આ ધર્મને માર્ગે માંયકાંગલા નથી આવ્યા પણ શુરવીર આવ્યા છે. તમે તો એમ માનો છો કે જેને કાંઈ કામ ધંધો ન હોય તે ધર્મ કરે તમારા હૈયામાં ધર્મનું મહાત્મ્ય છે કે પૈસાનું? પૈસા માટે પંચ વાગે ઉઠી સાત વાગ્યાની ટ્રેઈનમાં સર્વીસ માટે જાય, પણ રવિવારના દિવસે પ્રાર્થનામાં આવવાનું કહે તો કહી દે કે સાત દિવસમાં એક રવિવાર આરામનો દિવસ છે, તેથી પ્રાર્થનામાં પહોંચી શકાશે નહીં.

જેને ધર્મ કરવો છે તે તો ચાર વાગ્યામાં ઉઠીને પણ સ્વાધ્યાય-ધ્યાન-પ્રતિક્રમણ -પ્રાર્થના વિ. કરી લેશે. ધર્મ કરવા માટે લગની લાગવી જોઈએ તમે ધર્મને કયાં રાખ્યો છે? બધું કરતાં ટાઈમ વધે તો ધર્મ કરો. ઘેર જમણવાર હોય તો બધા જમી રહ્યા પછી વધે તો ભીખારાને આપો, ન હોય તો ના પણ પાડી દો. તેમ સંસારની એક-એક પ્રવૃત્તિ કરી લીધાં પછી ટાઈમ બચે અને આળસ ન આવે તો ધર્મને માટે થોડો ટાઈમ આપો.

નાના બાળકના હાથમાં હીરો હોય અને બોરાવાળી મળે તો મુઠ્ઠી બોર માટે હીરો આપીદે. કારણ કે બાળકને હીરાની કિંમત નથી સમજાણી, તેમ સંસારમાં આસક્ત થયેલા આત્માઓને પણ ધર્મની કિંમત સમજાણી નથી. મહેમાનો જમવાના બાકી હોય અને રસોઈ ખુટી જાય તો બીજી બનાવો કે તેમને કહી દયો કે હવે રસોઇ નથી માટે સૌ સૌના ઘેર ચાલ્યા જાવ? એમ કહેવામાં તો આબરૂ જાય, માટે તાત્કાલિક બીજી રસોઈ કરીને જમાડો છો અને અહીં 'ધર્મ કરવાનો અમને ટાઇમ નથી, ફુરસદ નથી' એમ બોલતાં તમારી આબરુ નથી જતી? ધર્મથી કર્મની નિર્જરા થાય અને સાથે સાથે પુણ્ય બંધ પણ ઘણો થાય છે. જાર પાછળ ચારના ઢગલા થાય ધર્મી જીવને પુણ્યની ઈચ્છા થતી નથી. એ તો એક મોક્ષની જ ઈચ્છા રાખે છે. અને પુણ્ય મળે તેમાં રાચતાં પણ નથી. મળેલા પુણ્યમાં જે ગૃદ્ધ થાય છે, મુર્છિત થાય છે, આસકત થાય છે તેના ભુક્કા ઉડી જાય છે. અનંતાના મઝીયારામાં એટલે નિગોદમાં મુકાઈ જાય છે. ભગવાન ભવને વખાણે નહીં, પણ માનવભવને વખાણે છે, કારણ માનવ મોક્ષનો સ્વામી થઈ શકે છે તમને જે મુડી મળી તેમાં વધારો કરો છો કે ખોઇ નાખો છો? સંગીન ધર્મ કરો તો મૂડીમાં વધારો થશે ધર્મથી ભવની ભુખ ભાંગશે. કર્મની ભેખડો ભાંગી જશે જેણે ધર્મ આદર્યો છે તેનો બેડો પાર થઇ જશે. આજે કેટલાંકને તો ઉપાશ્રયમાં આવતાં પગ ભારે થઇ જાય છે અને જમણવાર હોય તો પ્રેમથી જાય છે.

"ઉપાશ્રયે જતા તારા પગ પાછા થાય, જમવાનું હોય ત્યાંતો દોડયો જાય,
મુરખ મનમાં વિચાર.
દિવામાં દિવેલ ખુટયું, થોડી છે વાટ, માથા ઉપર મરણ ભમે, કોપી રહ્યો કાળ,
મુરખ, મનમાં વિચાર.

ભૌતિક વૈભવો કાચના ટુકડા જેવા છે. અને ધર્મ એ રત્ન સમાન છે. પણ મુર્ખો સમજી શકતો નથી, તેથી ધર્મપ્રવૃત્તિમાં પ્રમાદ સેવે છે. ધર્મકાર્યમાં ધગશ નથી, તાલાવેલી નથી. ધર્મ કરવાનો રસ ઉપડતો નથી. રૂચી જાગતી નથી. ઉપાશ્રયમાં પૈસાને કારણે પ્રમુખ, ઉપપ્રમુખ, સેક્રેટરી થઇ જાય પણ હૈયામાં ધર્મ પરિણમ્યો નથી. દીક્ષા કે જે ત્યાગ અને વૈરાગ્યમાં વૃદ્ધિ કરવાનો પ્રસંગ હોય એ વખતે પણ ઉછામણી કરી પૈસાને આગળ લાવે અને જેની દીક્ષામાં સારો ખરડો થાય તે દીક્ષા સુંદર રીતે ઉજવાણી એમ મનાવે, પણ ત્યાગનો પ્રસંગ ત્યાગથી જ ઉજવવો જોઈએ. આજે પૈસાની લાલચમાં લોકો ભીંત ભૂલ્યા છે. જ્યાંથી મળે ત્યાંથી પૈસો એકઠો કરવો એ જ વાત છે.

થાવચ્ચાપુત્ર ભગવાન નેમનાથની વાણી સાંભળે છે. અને તે વાણી તેમને રૂચી જાય છે. સંસારની અસારતા તેમને સમજાઇ જાય છે અને દીક્ષા લેવા તૈયાર થાય છે થાવચ્ચાકુમારના લગ્ન ૩૨ કન્યાઓ સાથે થયા છે. તે કન્યાઓ ૩૨ ક્રોડ સોનૈયા દહેજમાં લાવી છે. મહાધનાઢય સાર્થવાહોની કન્યાઓ છે. પણ જેનું હૈયું સંસારથી વિરક્ત બને છે તેને સુંદર રમણીયો હાડ ચામ માંસમય–ઘૃણાજનક લાગે છે. ભોગવિલાસ વિલાપ જેવા ભાસે છે. આભરણો ભારભૂત લાગે છે. નૃત્યો વિટંબણા રૂપ લાગે છે. અઢળક સમૃદ્ધિના સ્વામી થાવચ્ચા પુત્ર પોતાની માતા પાસે દીક્ષાની આજ્ઞા માગે છે. માતા પુત્રને સંયમની કઠણાઇઓ–અનુકુળ, પ્રતિકુળ પરિસહ તથા ઉપસર્ગને સમજાવે છે. પણ જાગ્યો કોઈનો દાબ્યો રહે નહીં. પુત્રને સમજાવવામાં માતા અસમર્થ નિવડે છે. એટલે દીક્ષાની આજ્ઞા આપે છે. અને કૃષ્ણ વાસુદેવ પાસે જાય છે અને કહે છે:– મારો એકનો એક પ્રિય પુત્ર, ભગવાન નેમનાથ પાસે દીક્ષા લેવા તૈયાર થયો છે. હું દીક્ષાનો ઉત્સવ ઉજવવાની ઇચ્છા રાખું છું તે માટે આપ મને છત્રચામર અને મુકુટ વગેરે આપો. આ સાંભળી કૃષ્ણ મહારાજ કહે છે માતાજી! આપે અહીં આવવાની તકલીફ શા માટે લીધી? આપે મને બોલાવ્યો હોત તો હું પોતે જ આપની પાસે આવી જાત." ત્રણ ખંડના સ્વામી છે છતાં કેટલા નિરભિમાની છે? તેઓ કહે છે–આપના પુત્રની દીક્ષા મારા તરફથી થશે. તે પછી કૃષ્ણ મહારાજ થાવચ્ચા પુત્ર પાસે આવે છે અને કહે છે "હે દેવાનુપ્રિય! તું તારી માતાનો એકનો એક જીવાદોરી સમાન, આંખની કીકી સમાન પુત્ર છે. તારે આવી નાની ઉંમરમાં દીક્ષા શા માટે લેવી છે? તું મારી છત્રછાયામાં રહે." આ સાંભળી થાવચ્ચા પુત્ર કહે છે, ત્રણ દુશ્મનો મારી પાછળ પડયા છે તેનાથી આપ મારૂં રક્ષણ કરી શકો તેમ હો તો પછી મારે દીક્ષા લેવાની જરૂર નથી. શ્રીકૃષ્ણ કહે છે, જલ્દી જવાબ આપ? કોણ તારૂં નામ લેનાર છે, તારા સામે કોણ આંગળી ચીંધનાર છે? તને કોઈ તુંકારો કરે તો હું તેને આકરામાં આકરી સજા કરૂં. કાંટો વાગે તો વાડ કઢાવી નાખું. જલ્દી જવાબ દે કે તારા દુશ્મનો કોણ છે?

"जइणं तुम देवाणुपिय! मम जीवियंतकरणंमच्चु एज्ज–साणं निवारेसि? तरंवा

सरीररुपविणा सिणिं सरीरं वा अइवयमाणं निवारेसि ? जइणं तुमं मम जम्मण निवारसि ! तण्णं अहं तव बाहुच्छाया परिग्गहिए विफले माणुस्स ए कामभोगे भुंजमाणे विहरामि ॥"

જો તમે મારા જીવનનો નાશ કરનાર મૃત્યુને દૂર કરી શકો, તેમજ શરીરના સ્વરૂપને નષ્ટ કરનાર ઘડપણને મટાડી શકો તેમજ જન્મને અટકાવી શકો તો હું તમારી છત્રછાયા નીચે રહું. થાવચ્ચા પુત્રના જવાબને સાંભળી શ્રીકૃષ્ણ મહારાજાએ કહ્યું, આ દુશ્મનો તો મારી પાછળ પણ પડયા છે. હું મારી જાતને જ ન બચાવી શકું તો તારું રક્ષણ કેવી રીતે કરું ? કૃષ્ણ વાસુદેવ માતાજીને કહે છે, આ તમારા પુત્રનો પતંગીયો રંગ નથી પણ મજીઠીયો રંગ છે. દીક્ષાને દીપાવે તેવો છે. તેને સંસારમાં રાખવો અશક્ય છે. જન્મ પાછળ મૃત્યુ અને મૃત્યુ પાછળ જન્મ એમ ચાલ્યા જ કરે છે. જીવ વિભાવ ભાવ કરીને "बंधन्ती वेदन्ती य दुन्नियाणी" જીવો જુનાં કર્મને વેદે છે અને નવાં કર્મને બાંધે છે. રેંટ ચાલે ત્યારે એક બાજુ ભરાતી જાય, બીજી બાજુ ઠલવાતી જાય. જો એ ઘડીને ન ભરવી હોય તો રાંઢવાથી જુદી પાડી દેવી જોઈએ, એમ જન્મ અને મરણથી બચવું હોય તો રાગદ્વેષ અને મોહના રાંઢવા છોડી નાખવા જોઈએ.

શ્રી કૃષ્ણ વાસુદેવ સામેથી કહે છે કે હું દીક્ષા મહોત્સવ કરીશ પણ પૈસા ભેગા કરવા વસ્તુની ઉછામણી ન કરી. શ્રી કૃષ્ણ મહારાજા દ્વારિકા નગરીમાં ઢંઢેરો પીટાવે છે કે સંસારના ત્રાસમાંથી છોડાવનાર નેમપ્રભુ પધાર્યા છે. જેને દીક્ષા લેવી હોય તે તૈયાર થઈ જાજો. જેને નાનાં બાળકો હોય તેને મારા રાજ્યમાં મુકી જજો. હું સાચવીશ. ઘરડા માતપિતા હોય તો તેનું પણ રક્ષણ કરીશ અને કોઈને માથે કરજ હોય તો હું સરભર ખાતું કરી દઈશ."

"ધન્ય થાવચ્ચા પુત્ર, તજી બત્રીસે નાર,
તેની સાથે નીકળ્યા, પુરુષ એક હજાર."

શ્રી કૃષ્ણ મહારાજનો ઢંઢેરો સાંભળી એક હજાર પુરુષો દીક્ષા લેવા તૈયાર થઈ ગયા. આજે પુરુષો પાણીમાં બેસી ગયા છે. કોઈને દીક્ષા લેવાની ભાવના જાગતી નથી. "નમું અનંત ચોવીસી ઋષભાદિક મહાવીર."

અનંત ચોવીસીમાં અનંતા પુરુષોએ દીક્ષા લીધી છે. તમે તૈયાર થાઓ. આવો ભવ ફરી ફરી મળતો નથી. કર્મના ધક્કાથી જન્મ લેવો પડે છે, હવે જન્મ લેવો ન પડે, એવી તૈયારી કરો.

થાવચ્ચા પુત્રે એક હજાર પુરુષ સાથે દીક્ષા અંગીકાર કરી. ધીમે ધીમે થાવચ્ચા પુત્ર અણગારે ભગવાન નેમનાથ પાસેથી તેમજ તથારૂપના સ્થવીરો પાસેથી ચૌદ પૂર્વ સુધીનો

અભ્યાસ કર્યો. ભગવાને તેમને ૧૦૦૦ શિષ્યોને સોંપ્યા. હવે તેઓ એક ગામથી બીજે ગામ વિહાર કરતાં વિચરે છે અને જ્યાં જાય ત્યાં વિજયપતાકા ફરકાવે છે. ફરતાં ફરતાં તેઓ સૌગંધિકા નગરીમાં પધારે છે. તે વખતે તે નગરીમાં શુકદેવ નામના સંન્યાસી પણ પધારે છે. તેઓ ચાર વેદ ને અઢાર પુરાણના અભ્યાસી છે. તેઓને પણ ૧૦૦૦ શિષ્ય છે, તે શૂચિમુલક ધર્મની પરૂપણા કરે છે. સુદર્શન નામના નગરશેઠ શુકદેવના શૂચિમૂલક ધર્મને સ્વિકારે છે. એક વખત સુદર્શન શેઠ જ્યાં થાવચ્ચા પુત્ર અણુગાર છે ત્યાં આવે છે અને પૂછે છે तुम्हाणं किं मूलए धम्मे पन्नत्ते। આપના ધર્મના મુળભુત સિદ્ધાંતો શા છે? ત્યારે થાવચ્ચા અણુગારે કહ્યું, "હે સુદર્શન! અમારો ધર્મ વિનય મૂલક છે." એ પછી સાધુ ભગવંતે શ્રેષ્ઠીને શુદ્ધ ધર્મનું સ્વરૂપ સમજાવ્યું અને કહ્યું, "લોહીથી ખરડાયેલ વસ્ત્ર લોહીથી સાફ ન થાય પણ પાણીથી સાફ થાય તેમ પાપથી ખરડાયેલ આત્મા પાપથી શુદ્ધ ન થાય પણ પ્રાણાતિપાત આદિથી નિવૃત્ત થવાથી શુદ્ધ થાય.

જળના સ્પર્શથી જો શુક્તિ થતી હોય તો હંમેશા પાણીમાં રહેવાવાળા મચ્છ, કાચબા, સર્પ, જલમૃગ, ઉષ્ટ તથા જલરાક્ષસ આદિ જીવો બધાથી પહેલા મુક્ત થઈ જાય.

સુદર્શન શેઠને આ ધર્મ રુચી જાય છે. અને શ્રાવક ધર્મને અંગીકાર કરે છે. આ વાતની જ્યારે શુકદેવને ખબર પડે છે ત્યારે સુદર્શન શેઠ પાસે આવે છે, અને ધર્મ-પરિવર્તનનું કારણ પૂછે છે. સુદર્શન શેઠ યથાર્થ વાત કરે છે. ત્યારે શુકદેવ કહે છે, હું તારા ગુરુ પાસે જાઉં છું અને તેમને પરાસ્ત કરવા પ્રશ્ન પૂછું છું. જો તેમનાં તરફથી યોગ્ય ઉત્તર મળશે તો હું તેમને વંદન નમસ્કાર કરીશ અને યોગ્ય ઉત્તર નહિ મળે તો તેમની નિંદા કરીશ.

શુકદેવ સન્યાસી થાવચ્ચા અણુગાર પાસે આવે છે. સુદર્શન પણ સાથે છે. તે સંન્યાસી મુનિને વંદન નમસ્કાર કરતાં નથી. અને પરાસ્ત કરવાના હેતુથી પૂછે છે. "તમારે જાત્રા છે?" મુનિ કહે છે, હા. જ્ઞાન-દર્શન, ચારિત્ર-તપ, નિયમ-સંયમ વગેરેમાં અને મન, વચન અને કાયાના વ્યાપારમાં જે યત્નાપૂર્વક આચરણ કરવાની પ્રવૃત્તિ છે તે અમારી જાત્રા છે."

શુકદેવ પૂછે છે, "से किं तं भंते जवणिज्जं યાપનીય શબ્દોનો શો અર્થ છે? ત્યારે થાવચ્ચા અણુગાર કહે છે, યાપનીયના બે પ્રકાર કહ્યા છે. (૧) ઇન્દ્રિય યાપનીય (૨) નો ઇન્દ્રિય યાપનીય. પાંચેય ઇન્દ્રિયને વશમાં રાખવી તે ઇન્દ્રિય યાપનીય, મનને વશ કરવું તે નો ઇન્દ્રિય યાપનીય છે. વળી શુકદેવ પ્રશ્ન કરે છે, તમારા પ્રાસુક વિહારનું સ્વરૂપ શું છે? તેનો ઉત્તર આપતાં મુનિ કહે છે, ઉપવનોમાં, વનોમાં, મઠોમાં યાચના કરેલી વસ્તુ કે જે લઈને પાછી અપાય. જેમ કે પીઠ-ફલક વગેરેની યાચના કરી વિચરીએ છીએ, તે અમારો પ્રાસુક વિહાર છે.

મુનિનો ઉપહાસ કરવાના હેતુથી શુકદેવ ફરી પ્રશ્ન કરે છે. सरिसवया ते भंते किं भक्खेयव्वा अभक्खेयव्वा ? સરિસવય ભક્ષ છે કે અભક્ષ ? ઉત્તરમાં મુનિ કહે છે સરિસવય ભક્ષ પણ છે અને અભક્ષ પણ છે. સરિસવય એટલે સમાન વયના મિત્રો તે અભક્ષ છે અને જયારે ધાન્યના અર્થમાં સરસવ છે તેના બે પ્રકાર છે. શસ્ત્ર પરિણિત અને શસ્ત્ર અપરિણિત. શસ્ત્ર પરિણિત સરસવ અભક્ષ છે અને શસ્ત્ર પરિણિતના પ્રાસુક અને અપ્રાસુક એમ બે પ્રકાર છે. અપ્રાસુક છે તે અભક્ષ છે. અને પ્રાસુકના બે પ્રકાર છે. યાચેલું અને નહીં યાચેલું. તેમાં નહીં યાચેલું અભક્ષ છે. અને યાચેલાના બે પ્રકાર છે. લબ્ધ અને અલબ્ધ. જે અલબ્ધ છે તે અભક્ષ છે. લબ્ધ છે તે ભક્ષ છે. વળી શુકદેવ પૂછે છે. કુલત્થી ભક્ષ છે કે અભક્ષ છે અને ધાન્યના અર્થમાં કુલત્થી એટલે કળથી થાય છે, તે ઉપર પ્રમાણે સરસવની જેમ સમજવું.

"માસા ભક્ષ છે કે અભક્ષ ? શુકદેવના આ પ્રશ્નનો ઉત્તર આપતાં મુનિ કહે છે. માસા એટલે માસ-મહીના તે અભક્ષ છે. માસાનો બીજો અર્થ છે તોલા–ગદીયાણા. માસા વગેરે તે અભક્ષ છે. ધાન્ય–માસ એટલે અડદ તે સરસવની માફક સમજવું.

હવે શુકદેવ તત્વજ્ઞાનની જીજ્ઞાસાથી પ્રશ્ન કરે છે. તમે એક છો, બે છો કે અનેક છો ? મુનિ જવાબ આપે છે કે દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ હું એક છું, જ્ઞાન અને દર્શનની દૃષ્ટિએ બે છું. પ્રદેશની અપેક્ષાએ અસંખ્યાત છું અને ગુણની અપેક્ષાએ અનંત પણ છું.

થાવચ્ચા અણગારના જવાબો સાંભળી શુકદેવ ખુબ ખુશ થાય છે, અને સમ્યક્બોધ પ્રાપ્ત કરે છે. હવે તે મુનિને વંદન નમસ્કાર કરે છે અને વિશેષ ધર્મનું સ્વરૂપ સાંભળી એક હજાર શિષ્યો સંગાથે શુકદેવ સંન્યાસી જૈન દીક્ષા અંગીકાર કરે છે. આ શુકદેવ પાસે શેલક રાજા પોતાના ૫૦૦ મંત્રીઓ સાથે દીક્ષા અંગીકાર કરે છે. આ બધા જીવો તે જ ભવમાં સંથારો કરી મોક્ષ ગતિને પ્રાપ્ત કરે છે.

આ વખતે ધર્મની કેટલી જાહોજલાલી હશે ! આજે આપણા ધર્મમાંથી ઘણા સરકવા માંડયા છે ભગવાન મહાવીરના ભક્તો ભગવાનની આજ્ઞા શી છે તે ભુલી ગયા છે અને હિંસામાં પડી ગયા છે. આ ધર્મ શુદ્ધ ધર્મ છે. અહીં જરાપણ હિંસાને સ્થાન ન હોય મંન્યાસી જેવાને પણ આ ધર્મનું આકર્ષણ થતું, આજે યાવત્ જીવન લીધેલા પંચમહાવ્રત મૂકી અન્ય સ્થાને જનારને પણ કોઈ સમજાવનાર કે વારનાર નથી. સંઘની ફરજ છે કે જે ઉંધે માર્ગે જતાં હોય તેને સવળે માર્ગે લાવે. જૈન દર્શન સર્વશ્રેષ્ઠ દર્શન છે. આપણામાં અવતારમાંથી ઈશ્વર થાય છે. જ્યારે અન્ય દર્શનમાં ઈશ્વરમાંથી અવતાર લે છે. વિચારો કે આપણે ધર્મની આરાધના શા માટે કરીએ છીએ ? નિર્મળ થવા કે મલિન થવા ? નિર્મળ થવા. હવે આપણે શુદ્ધ અને નિર્મળ બનવું હોય તો જે નિર્મળ અને શુદ્ધ છે તેનો

આધાર લેવો જોઈએ. જો નિર્મળમાંથી મલિન થયેલાનો આધાર લઈએ તો આપણામાં પણ મલિનતા આવે. વળી નિર્મળમાંથી મલિન થવું તે સોના સાઈઠ કરવા બરાબર છે. માટે અન્ય દર્શનીઓએ માનેલ ઈશ્વર કે જે અવતાર લે છે તે નિર્મળમાંથી બને છે, માટે તે બરાબર નથી. ઈશ્વરના સ્વરૂપને સમજો. વિશેષ અધિકાર અવસરે કહેવાશે.......

---

## વ્યાખ્યાન નં...૮૪

### આસો વદ ૫ શનિવાર તા. ૯-૧૦-૭૧

સાતમા વ્રતનો અધિકાર ચાલે છે. પંદર કર્માદાન જાણવા પણ આદરવા નહિ. તેમાં દંતવાણિજજે = હાથી દાંતના વ્યાપાર. કાગળની હાથણી બનાવી તેને શણગારી જંગલમાં ઉભી રાખે, તેની નજીક મોટો ખાડો ગાળે, હાથી દૂરથી હાથણીને જુએ અને વિષયમાં ઉન્મત્ત બને, તેની પાસે આવવા પ્રાણની પરવા કર્યા વિના તે દોટ મૂકે અને ખાડામાં પડે. મન પરનો અંકુશ ગુમાવવાથી હાથીની કેવી દશા થાય છે ? ખાડામાં પડતાં તેની સ્વતંત્રતા છીનવાઈ જાય છે. ભૂખે મારી નાખે છે અને મારી નાખેલા અથવા મરી ગયેલા હાથીના હાડકાં અને હાથીદાંત પર અનેક જાતની કોતરણી કરી બંગડી, ચુડા, હાર, રમકડા વિગેરે બનાવે છે. આવા વ્યાપાર કરનારા પોતાનાં સ્વાર્થ ખાતર બીજા જીવોની શી દશા થાય છે તે જોઈ શકતા નથી. પોતાને એક ફોડકી થતાં આકાશ–પાતાળ એક કરનાર, થોડા દુઃખમાં પણ આંસુ પાડનાર બીજાના પ્રાણની આહૂતિ લેવામાં જરા પણ અચકાતા નથી. કેશવાણિજજે એટલે ચમરી ગાય વિગેરેના વાળના વ્યાપાર. ચમરી ગાય ધોળી ધોળી શંખ જેવી હોય તેને તેના પુછડાના વાળ પર ઘણી જ આસક્તિ હોય. કયાંય એકવાળ પણ તૂટવા ન દે. તેનામાં ચંચળતા પણ ઘણી હોય. કસાઈ લોકો તેને પકડવા તેની પાછળ પડે એટલે તે જંગલમાં દોટ મુકે, પણ તેનું પૂંછડું કાંટામાં ભરાય તેથી ઉભી રહી જાય. વાળ એક પણ ન તુટવો જોઈએ એમ વિચારી કાંટામાંથી ધીમે ધીમે પુંછડું કાઢવા પ્રયત્ન કરે, ત્યાં પાછળ પડેલા કસાઈઓ આવી જાય અને કાતર ચલાવી પુંછડું મૂળમાંથી કાપી નાખે. ગાય ત્યાં તરફડીને મૃત્યુ પામે. આ વાળના ચામર બનાવે, જે દેરાસરમાં, મંદિરોમાં તથા રાજ્યોમાં વપરાય છે. ધર્મ સ્થાનક જેવા પવિત્ર સ્થળમાં આવા હિંસક સાધનો કેમ વપરાતા હશે !

બ્રાહ્મણી વિધવા બને ત્યારે તેના વાળ ઉતારી લેવામાં આવે છે. તે વાળ

ઉતારતાં એ કેવી કલ્પાંત કરતી હોય ! એ વાળના ચોટલા બનાવે અને બ્હેનો એ ચોટલા નાખી રાજી થાય. ચોટલા અનેક પ્રકારના હોય છે. તેમાં આવા પણ ચોટલા હોય છે. રસવાણિજજે—એટલે મદિરા આદિ રસના વ્યાપાર. લખવાણિજ્જે—એટલે લાખના વ્યાપાર. વિષવાણિજજે એટલે વિષનો વ્યાપાર. માકડ મારવાની, મચ્છર મારવાની, ઉંદર મારવાની દવા, ડી. ડી. ટી. આદિનો વ્યાપાર તથા અફીણનો વેપાર જૈનથી થાય નહિં.

જંતુ પીલણ કમ્મે એટલે ઘાણી, સંચા વિગેરે યંત્રોના વ્યાપાર. આગળ ઘાંચી લોકો ઘાણા નાખતાં હતાં. આજે જૈનો મગફળીના તેલ. તલના તેલ, સરસીયાના તેલ માટે કારખાનાં ઉભાં કરે છે. મગફળીમાં—ધનેડા ઈયળ આદિ કેટલાય ત્રસ પ્રાણી હોય તે પીલાઈ જાય છે. કાલામાં વરસાદને કારણે વિંછી, કંથવા આદિ થઈ જાય છે, તેને પીલવા માટે નાખે ત્યારે પણ ઘણી હિંસા થાય છે. મોટી મોટી પોટ્રીઓ, કારખાનાઓ વિ.માં છ એ કાયની હિંસા થાય છે. મીલવાળા મનમાં મલકાતા હોય પણ તેનાં પુણ્ય પીલાઈ રહ્યા છે, મહારંભ, મહાસમારંભ કરનાર નરક ગતિમાં ઉત્પન્ન થાય છે. પૈસા વધારવાની જ ભાવના છે. એને મોક્ષ તરફનું લક્ષ્ય પણ કયાંથી હોય ? નિલંછણ કમ્મે એટલે બળદ, ઘોડા વગેરેના અવયવ સમાર્યાનો વ્યાપાર. બળદ–ઘોડા વિ. ને ખસી કરાવે ત્યારે તેની જનનેન્દ્રિય પર કાપ મૂકે છે. તે વખતે તે અનહદ પીડા અનુભવે છે. તેના તરફડીઆ અને ત્રાસ જોવાય નહીં એવા હોય છે. ઢોરોને નાકમાં નાથ નાંખે છે. વચલું પડ ભેદી તેમાં રાંઢવું નાંખે ત્યારે ખૂબ વેદના થાય છે. દવગ્ગિ દાવણીયા એટલે દાવનળ સળગાવ્યા હોય. ઘણાં દ્વેષ બુદ્ધિને કારણે ખળામાં અગ્નિ મૂકે છે. ઘણા આખા ને આખા વન સળગાવી નાંખે છે. વીડ સળગાવે છે. વીડ સળગતાં ઢોરોનાં પેટ પર પાટું પડે છે, તેમાં સર્પાદિ રહેતા હોય તે પણ સળગી જાય છે. અનેક જીવોની હિંસા થાય છે. ઘણાં વેર-ઝેર અને બઝાડી મારવાના સ્વભાવને કારણે કુટુમ્બમાં—સમાજમાં—ઘરઘરમાં—ભાઈ ભાઈ વચ્ચે-સાસુ વહુ વચ્ચે, દેરાણી–જેઠાણી વચ્ચે ઝગડા થાય એવા વચનો બોલે છે. એક બીજા સારી રીતે રહેતાં હોય તે ન જોઈ શકે, એટલે એમના જીવનમાં દવ કેમ લાગે તે રીતે પ્રયત્ન કરે.

એક બીજાના પ્રેમમાં વિક્ષેપ પડાવવો તે પણ દવ લગાડયો કહેવાય. કેટલાક માણસોના સ્વભાવ કાતર જેવા હોય છે.

> "આ કાતર કલેશી નારી છે, અંદરમાં વિરોધ કરનારી છે,
> હોય ભેગા જુદા કરનારી છે, સુણ દરજીડા ! ગજકાતર ને સોયદોરાની વાત કહું.

કાતર અને સોય એક ગજવેલની બે ચીજ છે. પણ કાતરનું કામ કાપવાનું છે અને સોયનું કામ સાંધવાનું છે. એમ ઘણા માણસોના સ્વભાવ કાતર જેવા હોય છે. એક બીજાના મનને ખાટા કરી નાંખે છે. ભેગાને જુદા પાડે છે. અને કેટલાંકનો સ્વભાવ

સોય જેવો હોય છે. દિલમાં તીરાડ પડી હોય તો તે સાંધી દે છે. સદ્ભાવના કેળવવાનું શીખવે છે, જેને સૌની સાથે આનંદથી રહેતાં શીખવું હોય તેણે જીવનમાં સહનશીલતા કેળવવી જોઈએ.

ત્રણસો વર્ષ પૂર્વેની એક વાત છે. એક પ્રધાનનું કુટુંબ હજાર માણસોનું હતું. પણ તે બધામાં સંપ ખૂબ જ હતો. સંયુક્ત કુટુંબમાં રહેવાના અનેક ફાયદા છે. પણ માણસોને રહેતા આવડે તો જ તે વ્યવસ્થા ટકી શકે. સંપ રાખવો હોય તો સામા માણસનાં વિચારોને આદર આપતાં શીખવું જોઈએ. સામી વ્યક્તિ ખોટી હોય તો તેને પ્રેમથી સમજાવી તેના હૃદયને જીતવું જોઈએ. સંસારમાં શાંતિ સ્થાપવાની આ એક ચાવી છે. પેલા પ્રધાન પણ ખૂબ વિચારશીલ અને શાણા હતાં. કુટુમ્બના એક એક સભ્યે કેવી રીતે રહેવું જોઈએ તેણે તે દરેકને શીખવ્યું હતું. તેમના સંપની સુવાસ ચોમેર ફેલાવા લાગી. આ વાત જાપાનનાં સમ્રાટના કાને આવી. તે રાજા આ પ્રધાનને ત્યાં આવ્યા. તે વખતે પ્રધાન બિમાર હતાં. રાજાએ કુતુહલથી પ્રધાનને પૂછ્યું, "આપનું આવડું મોટું કુટુમ્બ એક લાકડીએ કેવી રીતે ચાલે છે? આપના સંપનું કારણ શું છે?" આ સાંભળી પ્રધાને પોતાના પૌત્ર પાસે કાગળ પેન માંગ્યા. અને કાગળમાં સહનશીલતા–સહનશીલતા–સહનશીલતા એમ ત્રણ વાર લખ્યું.

ગમ ખાતાં શીખો. આજે ઘેરઘેર વેરઝેર અને કલેશ દેખાય છે. કારણ સહનશીલતાનો અભાવ છે. જરાક વિપરીત વાતાવરણ થાય એટલે તરત ક્રોધ–આવેશ આવી જાય છે અને એ આવેશમાં વિવેક પણ ભૂલી જાય છે. ભગવાન કહે છે કે કોઈપણ સાથે તારે અણબનાવ કે મનદુઃખ થયું હોય તો તેની ક્ષમા માગી લે.

ભગવાન કહે છે કે ક્રોધને કારણે સાધુ અથવા સાધ્વીને કદાચિત્ અરસપરસ કલેશ થયો હોય તો તેને શાંત કરી દેવો. માંહોમાંહી ખમત ખામણા કરવા. ખમાવ્યા વિના કોઈપણ કાર્ય કરવું નહીં. સામી વ્યક્તિને ખમાવતાં તે આદર આપે કે ન આપે, તે ઉભા થાય કે ન થાય, વંદન કરે કે ન કરે, સાથે આહારાદિ કરે કે ન કરે, તે સાથે રહે કે ન રહે, તે ખમાવે કે ન ખમાવે પણ આત્મહિત ઇચ્છનાર સાધુએ હૃદયપૂર્વક ક્ષમાપનાને કરવી. જે ખમાવે છે તે આરાધક છે અને જે નથી ખમાવતો તે વિરાધક છે. ક્ષમાપનાનું આટલું બધું મહત્વ શા માટે આપ્યું હશે? કારણ કે ભગવાને કહ્યું છે કે ઉપશમ એ જ ચારિત્રનો સાર છે. માટે જેમ બને તેમ ક્રોધાદિ કષાયથી દૂર રહો.

"કામ ને ક્રોધના લોભના કાફલા, થાણું નાંખી પડયા આડી વાટે,
લાલપીળા બતાવી મને છેતરે, ઠેલતાં જીવનને અશુભ પાટે,
કનક ને કામિની રૂપરંગ નામની, મોહ જાળે ફસી જીવન ખારૂં,
કલાન્ત હું ભ્રાન્ત હું લેશ ગમ ના પડે, નાથ પોકારું હું નામ તારૂં."

ક્રોધ–માન–માયા–લોભ–મોહ અનાદિ કાળથી જીવનમાં થાણું નાખી પડયા છે. જીવને અશુભ માર્ગે લઈ જાય છે. જીવનને ખારૂં ઝેર બનાવે છે. આનાથી બચવું હોય તો વીતરાગ માર્ગે આવો.

જીવનમાંથી વિષય અને કષાય જાય તો ઉચ્ચ જીવન બને. તીવ્ર કષાયથી તીવ્ર કર્મ બંધ થાય છે.

કષાય કરવાથી જીવન પસ્તી જેવું સસ્તું બની જાય છે. ક્ષમાના એક ગુણને જીવનમાં વિકસાવો તો અનેક ગુણો ખેંચાઈ આવશે. અને આત્મા ઠરીને હીમ જેવો બની જશે. અનાદિનો અવળો સ્વભાવ સુધારવો તે આપણા હાથમાં છે. કોઈના જીવનમાં આગ લગાડવામાં તમે નિમિત્ત ન બનશો.

સરદહતલાગપરિસોસણિઆ = સરોવર, દ્રહકુંડ, તળાવ આદિ ઉલેચાવવા તે કર્માદાન છે અને અસઈજણ પોસણિયા = ઢોર, ગુલામ આદિને ઉછેરીને વેચવા, વેશ્યાના કામને ઉત્તેજન આપવું, શિકારી કુતરા પાળવા, બીલાડી પાળવી. આવા વ્યાપારોમાં હિંસા ઘણી થાય છે. તેથી માનવસમાજના શ્રેય માટે આત્માનું અહિત કરનાર આવા હિંસક વ્યાપારનો નિષેધ કરવાનું કહ્યું છે. આર્થિક લાભ વધારે થતો હોવાથી આવા ધંધા તરફ શ્રાવકો પોતાના શ્રાવકપણાને ગુમાવી બેસે છે, પણ જો સમજે તો આવા ધંધાનો ત્યાગ કરવામાં જીવનનું શ્રેય છે. સાચો શ્રાવક પંદર કર્માદાનનો વ્યાપાર તો ન જ કરે. પરંતુ પંદર કર્માદાનથી બનેલી વસ્તુનો ઉપયોગ પણ પ્રાયઃ ન કરે. કોઈપણ વસ્તુનો ઉપયોગ કરતાં પહેલા વિચારો કે આ વસ્તુ અલ્પારંભથી બનેલી છે કે મહાઆરંભથી બનેલી છે!

સાતમા વ્રતમાં જેઓ નથી આવી શકતા તેઓ પંચ અણુવ્રતનું પાલન પણ કરી શકતા નથી. કારણ કે અમર્યાદિત ઈચ્છાવાળાએ પોતાની ઈચ્છા સંતોષવા હિંસા, અસત્ય આદિનો આશ્રય લેવો પડે છે. હવે આઠમા વ્રતનું સ્વરૂપ અવસરે સમજાવાશે.

---

## વ્યાખ્યાન નં. ૮૫

### આસો વદ ૬ ને રવિવાર તા. ૧૦–૧૦–૭૧

અનંતજ્ઞાની પરમાત્માએ સિદ્ધાંત દ્વારા સમજાવ્યા છે. સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ. અહીં નિષધકુમારનો અધિકાર ચાલે છે. તેમાં બાર વ્રતનું સ્વરૂપ

સમજાવાય છે. ગૃહસ્થાશ્રમમાં સંયમમય જીવન જીવવા માટે ભગવાને બાર વ્રતનું કથન કર્યું છે. આઠમું વ્રત અનર્થાદંડનું છે. જીવ ચાર પ્રકારે અનર્થથી દંડાય છે.

"ચઉવ્વિહે અનત્થા દંડે, પન્નતે તં જહા–અવજ્ઝાણુા ચરિયં, પમ્માયા ચરિયં, હિંસપ્પયાણું, પાવકમ્મો વએસં." અવજઝાણુ ચરિયં એટલે ખરાબ ધ્યાન ધરવું તે અનર્થાદંડ છે. ધ્યાન ચાર પ્રકારના છે. આર્તધ્યાન, રૌદ્ર ધ્યાન, ધર્મ ધ્યાન અને શુકલ ધ્યાન. તેમાં પહેલા બે અશુભ ધ્યાન છે અને પછીના બે શુભ ધ્યાન છે.

કર્મના ઉદય પ્રમાણે સંયોગો પ્રાપ્ત થાય છે. પણ તેમાં ઇષ્ટ સંયોગ અને અનિષ્ટ વિયોગનું ચિંતન કરવું તે આર્તધ્યાન છે. જેની દૃષ્ટિ ગુણ પ્રાપ્તિ તરફ છે તેને સંયોગો બહુ મુંઝવી શકતા નથી. જ્ઞાની પુરૂષોના ગુણોને તમારા જીવનમાં ઉતારવા હોય તો તેમનાં જીવન ચરિત્રોનું સુક્ષ્મ નિરીક્ષણ કરો. ધીમે ધીમે પણ તેમનું અનુકરણ કરો. તેમનાં સમાગમમાં રહો. તેમના ચરણોમાં આળોટો. ચારિત્રમાં ડૂબકી મારવાથી, તેમાં નિમગ્ન બનવાથી ગુણ પ્રાપ્ત થાય છે અને દોષો દૂર જાય છે. દરેકનાં જીવનમાંથી ગુણ લેતાં શીખાય તો અનર્થાદંડથી બચાય. જો નિંદા, ઈર્ષા–દ્વેષ, ચાડી–ચુગલી આવા દુર્ગુણો આત્મામાં પ્રવેશ કરશે તો જીવન અર્થ વિનાનું બની જશે. ચપરાશીને દરવાજામાં ઉભો રાખવામાં આવે છે. તે શેઠના સ્વજન, મિત્ર, આડતિયા આદિને ઘરમાં આવવા દે છે. અને ચોર–લુંટારા કે મવાલીને પગ ઉપરથી પારખી જાય છે. તેને અંદર ઘૂસવા દેતો નથી. જ્ઞાની પુરૂષો કહે છે, તમે તમારા દરવાન બનો. આત્મ–મહેલની અંદર સુંદર ગુણોને આવવા દો, અને દુર્ગુણોને દુર હટાવો. ખરાબ વિચારોને હૃદયમાં સ્થાન ન આપો. સુપડું શું કામ કરે છે તે ખબર છે? સુપડા વડે સોવાથી ખરાબ તત્વ બહાર નીકળી જાય છે અને સાર તત્વ તેમાં રહી જાય છે. તમે તમારા જીવનમાં શેનો સંગ્રહ કરો છો? મનરૂપી બેગમાં શું ભરો છો? જેની સાથે તમારે કાંઈ સંબંધ નથી, જેની આજીવિકા તમારે પૂરવી પડતી નથી તેની પંચાતમાં તો નથી પડતાને?

ઘડીયાળમાં કચરો ભરાય તો અટકી પડે છે. મશીન બરાબર કામ આપતું નથી. તેમ મનરૂપી મશીનમાં કચરો ભરાય તો તે પણ અટકી પડે છે. ભગવાને ઠાણાંગ સૂત્રમાં કેવળજ્ઞાનને આવતું અટકાવનાર સાત વિકથા છે એમ કહ્યું છે. જ્યાં સ્વના વિચારો હોય ત્યાં પરનાં વિચારોને સ્થાન ન હોય અને પરનાં વિચારો હોય ત્યાં સ્વના વિચારોને સ્થાન ન હોય. જ્યારે ધર્મધ્યાન હોય ત્યારે આર્તધ્યાન ન હોય. અને આર્તધ્યાન હોય ત્યારે ધર્મધ્યાન ન હોય. એકી સાથે બે વિચારો રહી શકતા નથી. તમારું ધ્યાન કયું છે તે તપાસો. ખૂબ પુણ્યનો જથ્થો એકઠો થાય ત્યારે મન મળે છે. એ મન દ્વારા કેવો વ્યાપાર થાય છે? સ્વ સ્વભાવમાં આત્માને સ્થિર કરનાર મન છે. સંજ્ઞી જીવો જ મોક્ષગામી બને છે. મનથી સુંદર વિચારધારા ચાલે છે. શરીર કરતાં કિંમતી જીભ છે. જીભ કરતાં કિંમતી

નાક છે. નાક કરતાં કિંમતી આંખ છે. આંખ કરતાં કિંમતી કાન છે. અને કાન કરતાં કિંમતી મન છે. એ મન આપણને પ્રાપ્ત થયું છે તો મનને સ્વભાવમાં કેન્દ્રિત કરી સ્વમાં જ સ્થાપવું જોઈએ. જો મન સ્થિર બને તો ઘણા કાળમાં નથી થઈ શકતું એવું કાર્ય થોડા કાળમાં પૂર્ણ થાય. રૂપિયાનો હિસાબ મેળવતાં ધ્યાન બેધ્યાન થાય છે? 'ના'. તો ધર્મમાં મન કેમ સ્થિર થતું નથી? મોક્ષ પ્રાપ્તિ માટે દૃષ્ટિને ખૂબ સૂક્ષ્મ બનાવવી પડશે. જે કાંટાથી રૂના ધોકળા જોખાય તે કાંટાથી મોતી ન જોખાય અને જે કાંટાથી સોનાનો તોલ થાય તે કાંટાથી ભાજીનો તોલ ન થાય. બંનેના કાંટા જુદાં જુદાં જોઈએ.

આત્મ સાધકે આત્માની સમય સમયની પરિણતિને જોવી જોઈએ. ભગવાને ઉત્તરાધ્યયનના ૧૦મા અધ્યયનમાં પ્રમાદ નહીં કરવા માટે "સમયં ગોયમ! મા પમાયએ" આ પદ ૩૬ વાર કહ્યું છે. સમય એટલે કાળનો અવિભાગ પલી છેદ જેના બે વિભાગ ન થાય તેવો નિરંશ-અંશ. આળસુ થઈને બેસી રહેવું તેનું નામ જ પ્રમાદ નથી, પણ આત્મા તરફ ઉપેક્ષા અને પરપદાર્થો તરફ રૂચી તે પણ પ્રમાદનો એક પ્રકાર છે.

મનમાન્યું ન મળે એટલે જીવ ધુંવાપુંવા થાય છે. નોકર પાસે પાણી મંગાવ્યું તેણે ન સાંભળ્યું. બીજી વાર કહ્યું તો પણ ન સાંભળ્યું. હવે ભાઈનો પીતો ઉછળે "ક્યાં મૂઓ છે! પાણી લાવતો નથી." આવા અપશબ્દનો પ્રયોગ કરી દે છે. પાણી માંગ્યું ને તરત મળી ગયું તો રાજી થાય. ભાણા પર બેઠા અને પાંચ મિનિટ સુધી રોટલી ન આવી તો ધીરજ રહે? ના. પણ સમભાવ રાખી એટલી વાર નવકાર મંત્ર ગણી લે તો? ભાણું હમણાં પીરસાશે. આકુળવ્યાકુળ શા માટે થાય છે? પૌષધ કર્યો હોય અને પારણાનું મોડું થાય તો શું થાય છે? ક્રોધ થાય ને? તમારા વિચારોને વળાંક આપતાં શીખો. મોડું થયું એમાં શું? 'મારે તપમાં વૃદ્ધિ થશે.' આ ખાઉ ખાઉંના યુગમાં પણ એક બ્હેન ઉપવાસ કરી રહ્યા છે. ૧૦૮ ઉપવાસ કરવાના છે. તેમણે તેમની વૃત્તિને અણાહારક સ્વભાવ તરફ વાળી છે. ઉપવાસ કરવા એટલે અણાહારક સ્વભાવની વાનગી ચાખવી. ખાવું તે મારો સ્વભાવ નથી, પણ શરીરનો સંયોગ છે, એટલે આહાર લેવો પડે છે. કર્મનો નાશ થાય તો શરીરનો નાશ થાય અને શરીર ન હોય તો આહાર ન લેવો પડે तपसा निज्जरा च તપથી કર્મની ભેખડો ઉડી જાય છે પણ જે શરીરને જ સર્વસ્વ સમજનારા છે, તેની વૃત્તિ શરીરમાં-શરીરનાં માનપાનમાં રમતી હોય છે ઈન્દ્રિયના ગુલામને નજીવા પ્રસંગમાં પણ ઈર્ષા થાય છે. એકને ખાવા માટે દુધપાક આપ્યો અને બીજાને રોટલો અને છાશ આપ્યાં, તો રોટલાવાળો દુધપાકવાળાની ઈર્ષા કરશે, પણ જો વૃત્તિને સ્વ તરફ વાળી હોય તો દુઃખ નહીં ધરે.

ઈષ્ટના સંયોગની ઇચ્છા કરવી તે પણ આર્તધ્યાન છે. આ દિકરો મને ખુબજ ગમે છે, તે મારી સાથે જ જમે, મારા ભેગો જ સુવે, કોણ જાણે પૂર્વ ભવનો શું સંબંધ

હશે ? આમ ઇષ્ટ સંયોગમાં આસક્ત થનાર કર્મ બાંધે છે. અને આ લોકો મને દીઠાય ગમતાં નથી એમ થાય તે પણ કર્મ બંધનું કારણ છે.

रागोय दोसो विय कम्म बीयं, कम्मं च मोहं पभवं वयन्ति।
कम्मं च जाइ मरणस्स मूलं, दुक्ख च जाई मरणं वयन्ति. ॥ ઉ. અ: ૩૨
રાગ અને દ્વેષ એ બે કર્મ બંધનના મૂળ છે.

આનંદ આવે તેવું ભોજન મળે તો રાગ થાય અને બાસુંદીની ઇચ્છા હતી ને ભડકું મળ્યું તો ભાણું પછાડે અને જાવ, નથી ખાવું, આ દ્વેષ છે. "समो य जो तेसु स वीयरागो." મનોજ્ઞ અને અમનોજ્ઞ ભાવોને કાઢી નાંખે તે વીતરાગતાને પ્રાપ્ત કરી શકે. પદાર્થને જોવામાં કર્મ બંધ થતો નથી. જ્યાં નજર કરીએ ત્યાં રૂપ દેખાય છે. સાંભળીએ ત્યાં શબ્દ કાને પડે છે. ઇન્દ્રિયો પર સીલ દેવાતા નથી પણ મનોજ્ઞ અમનોજ્ઞ ભાવ ન કરે તો પદાર્થ બંધનું કારણ બનશે નહિ. કેવળી લોકાલોકના ભાવોને દેખે છે. જો જોવા-માત્રથી કર્મ બંધ થતો હોય તો તેમને વધારે કર્મ બંધાય માટે કર્મબંધનું કારણ રાગ દ્વેષ છે તે નક્કી કરો. અને તે ભાવોથી જેમ બને તેમ હું વિરક્ત રહું એવો નિર્ણય કરો. રાગદ્વેષે જીવનમાં ખુબ વિકૃતિ આણી છે. એ ખતરનાક દુશ્મન છે.

"રાગદ્વેષ અજ્ઞાન એ મુખ્ય કર્મની ગ્રંથ,
થાય નિવૃત્તિ તેહથી, એ જ મોક્ષનો પંથ.

રાગદ્વેષ અને અજ્ઞાન એ ખરા દુશ્મન છે. કોઈ તમારા પૈસા લુંટી જાય, તમારા શરીરને નુકસાન કરે, તમારા નામને બગાડે અથવા તમારી કીર્તિ પર કુચડો ફેરવે તેને તમે દુશ્મન માનો છો, પણ સદ્‌ગુણને લુંટી જનાર કષાયો, દુશ્મન લાગે છે ? ક્રોધ આવી ક્ષમા ગુણને લુંટી જાય છે. માન આવી કોમળતાને, માયા આવી સરળતાને લુંટી જાય છે, લોભ આવી સંતોષ ગુણને લુંટી જાય છે, તેની સામે જીવ જોતો પણ નથી. કોઈ ખીસામાં હાથ નાંખી સોની નોટ ઉપાડે તો બે તમાચા લગાવી દયો છો. પણ આત્મિક ધન લુંટનાર તરફ ઉપેક્ષા સેવો છો ! પૈસાની કદર છે, પણ આત્મિક ધનની કદર નથી.

બજારમાં એકથી દસગણા ભાવ બોલાતા હોય, કમાણી કરવાની ખરી મોસમ હોય તે વખતે ઓફીસે જતાં રસ્તામાં મિત્ર મળે અને તમને કહે, "મિત્ર ચાલ ! આજે એક સુંદર ફિલ્મ જોવા જવાનું છે. હું ટીકીટ પણ લઈ આવ્યો છું. તારે ચોક્કસ આવવું જ પડશે. આ ટાઇમે તમે શું કહો ? અત્યારે મને રૂકાવટ પાલવે તેમ નથી, ઝપાટાબંધ ઓફીસે પહોંચવાનું છે. આજે હું તારી સાથે કોઈ પણ રીતે આવી શકું તેમ નથી. પૈસાની ધૂનમાં મોજ-શોખ વગેરે બધું ભુલાઈ જાય છે આની ધૂન જ્યારે ધર્મની લાગશે ત્યારે આત્મા દીપી ઉઠશે. આ ધર્મની કમાણી કરવાની મોસમ છે. પરભાવ તરફથી દૃષ્ટિ ઉઠાવી લઇ સ્વાધ્યાય કરો, ધ્યાન કરો, વાંચન કરો અને આત્મતત્વને પામો.

શાક લેવા જતા હો ત્યારે થોડો ટાઇમ બગાડો તો ચાલે, પણ કમાણીની વાત હોય ત્યાં પ્રમાદ ન પાલવે. ધર્મપ્રવૃત્તિમાં તમને કમાણી દેખાય છે કે નહી? ધર્મથી કર્મની ભેખડો ઉડી જાય છે. અણુપેહાનો અણુબોંબ ઘણું કામ કરે છે. અણુપેહા ચાર પ્રકારની છે (૧) એગચ્ચાણુપેહા (૨) અણિચ્ચાણુપ્પેહા (૩) અસરણાણુપ્પેહા (૪) સંસારાણુપ્પેહા. આ ચાર અણુપેહા પર વિચારણા ચલાવો. આત્મા એકલો આવ્યો છે એકલો જવાનો છે. શરીરમાં રોગ આવે તો કોઈ લઈ શકે નહીં તેમ હું પણ કોઈના રોગને લઇ શકું નહીં. જે કર્મનો કર્તા છે તે જ ભોકતા છે.

કર્મને નહિ શરમ આવે, હોય ભલે તું ભણેલો,
ગુરૂનું કર્યું ગુરૂજી ભોગવે, ચેલાનું ભોગવે ચેલો,
કરમનો રે કોયડો અલબેલો... કરમનો... ... (૨)

બાપના કરેલાં કર્મ બાપ ભોગવે છે. દીકરાના કરેલા દીકરો ભોગવે છે. ગુરૂના કરેલાં ગુરૂ ભોગવે છે, અને શિષ્યના કરેલા શિષ્ય ભોગવે છે આ વાતમાં જરાય ગરબડ નથી. તમે કર્મ કોને માટે કરો છો? કર્મમાં તાદાત્મ્યપણું કેળવ્યું છે? થોડી કમાણી થાય તો અભિમાન કરે કે હું કમાણો, મારી આવડતે આ મળ્યું છે અને ખોટ જાય તો વેપારીના પાપે મારે આ સહન કરવું પડયું તેમ બોલે. અભિમાન મૂકી દે. બીજાનો દોષ કાઢ મા. તારા જ કરેલાં તારે લમણે ઝીકાવાના છે. જીવનમાં ધર્મનું મહાત્મ્ય લાવો. ધર્મ તમારું રક્ષણ કરશે.

મોટરમાં મુસાફરી કરતાં એક્સીડંટ થાય અને બચી જાવ તો શું કહો? ધર્મને પ્રતાપે અમે બચી ગયાં પણ કૈરીનાં પ્રતાપે ધન–વેપાર કે મુડીના પ્રતાપે બચ્યા તેમ કોઈ કહે ખરા? ના ...આ ઉપરથી તમને નથી સમજાતું કે તમારું રક્ષણ કરનાર ધર્મ છે! ખરેખર આ વાત હૃદયને સ્પર્શતી હોયતો આર્તધ્યાનનાં પરિણામોમાંથી મુકત બનો.

વેદના વખતે આકુળતા વ્યાકુળતા થાય છે. દર્દ આવે ત્યારે વિચારો કે મારા કરતાં ઘણાને ઘણું દર્દ આવે છે. હું તો ઘણો ભાગ્યશાળી છું કે મને ભયંકર વેદના નથી પણ જીવનો એવો સ્વભાવ છે કે પોતાના થોડાક દર્દને ઘણું મહત્વ આપી દે છે અને બીજાનાં ભગંદર જેવા રોગને ફોડકી તુલ્ય માને છે. દર્દ આવે તે ફળ આપી ચાલ્યું જાય છે. જેમ એરોપ્લેન નીકળ્યું, થોડીવાર અવાજ લાગ્યો, ચાલ્યું ગયું અને પૂર્વવત્ શાંતિ થઈ ગઈ તેમ દરેક વિપરીત પરિસ્થિતિ વખતે વિચારો કે આ સંયોગ મને જગાડવા માટે આવ્યા છે દુઃખ વિના સુખની કિંમત સમજાતી નથી. ગુલાબને પ્રાપ્ત કરવું હોય તો કાંટા પાસે જવું પડે છે કમળ કાદવમા ઉગે છે તેમ સુખ રૂપી કમળ પણ દુઃખના કાદવમાં ઉગે છે. દુઃખથી જીવનમાં નવો રસ આવે છે. બીજાના દુઃખ તરફ સહાનુભૂતિ જાગે છે અને દુઃખથી

પ્રભુની નજીક થઇ શકાય છે. જ્યારે તમારા શ્રીમતી ઉના ઉના ફુલકા જમાડતી હોય ત્યારે ઈશ્વર યાદ આવે કે તમારી સામે થઈ જાય ? તમારી એક એક વાતને કાપી નાખી જ્યારે તે આડી ચાલે ત્યારે ઇશ્વર યાદ આવે ! જ્યારે પુત્ર અનુકુળ હોય, તમારી સેવા કરતો હોય ત્યારે સંસાર અસાર લાગે ?

જાનમાં ગયા હો અને વિવિધ વાનગીઓ આરોગતા હો, ત્યારે ઇશ્વરને યાદ કરો કે શરીરમાં ખૂબ તાવ ચડે ત્યારે યાદ કરો ? જ્યાં એકલું સુખ છે ત્યાં વિરતીરૂપ ધર્મ નથી. જ્યારે જુગલિયાનો કાળ પ્રવર્તતો હોય-કલ્પવૃક્ષના સુખો મળતાં હોય ત્યારે ધર્મ નથી. તેમ દેવભૂમિમાં પણ વૈભવ અને સુખનો પ્રવાહ છે, એટલે ત્યાં ધર્મ નથી. દેવોને સમકિત હોવા છતાં એક નવકારશી તપ પણ કરી શકતા નથી. તેમ એકલું દુઃખ હોય ત્યાં ધર્મ નથી. જેમકે એકેન્દ્રિયપણું. એકેન્દ્રિયમાં તો સમકિત પણ નથી. જ્ઞાનીપુરુષો કહે છે કે તમારા જીવનના અંતરિક્ષમાં દુઃખની કાળી ઘટાઓ ઘેરાય ત્યારે શાંતિ રાખો. શાંતિ રાખશો તો કોઈ વાર સુખનો પ્રકાશ પણ તમને મળશે. સુખ અને દુઃખ એક ડાળના બે ફૂળ છે.

આજ આનંદ તો કાલ વિષાદ છે, એમ સંસારનું ચક્ર ચાલે,
સરખી સ્થિતિ રહી ના કદી કોઈની, કોઈ કરમાય તો કોઈ ફાલે,
જીવન છે ત્યાં સુધી કર્મ પ્રારબ્ધનાં, સહન કરવા પડે ખાંડ ખાઈ,
સુખ ને દુઃખના દ્વંદ્વ તંતુ વડે, જીવન ચાદર બધાંની વણાઈ.

સુખ અને દુઃખ જીવનચાદરનાં તાણાવાણા છે. કર્મના પરિપાક સહન કરવાં જ પડે છે. જીવનની ધારા એકસરખી સદૈવ રહેતી નથી. કયારેક સમ હોય તો કયારેક વિષમ હોય. જીવનમાં કયારેક વસંત હોય તો કયારેક પાનખર પણ હોય. કયારેક નિરોગી કાયા હોય તો કયારેક દર્દથી ઘેરાયેલી હોય. દેહ છે ત્યાં સુધી દર્દ તો આવવાના. શરદી થઈ ગઈ અને તાવ આવ્યો તો તાવને ઉતારવાની કોશીશ ન કરો. તાવ શરદીને પકવી દે છે. શરદીનો ત્રણ દિવસ ભાર રહે પછી મટી જાય. પૂર્વે હિંસા કરી છે એટલે દર્દ આવે છે. હવે દર્દ ન જોઇતાં હોય તો જીવોની દયા પાળો, અશુભ પ્રવૃત્તિમાંથી શુભ પ્રવૃત્તિમાં આવો. દર્દ આવે તેને શાંતિથી વેદો.

જ્ઞાની તથા અજ્ઞાની બંનેને કર્મ તો ઉદયમાં આવે છે. કર્મ કોઇની શરમ રાખતા નથી. ભગવાન મહાવીર સ્વામીને પણ છ મહીના સુધી લોહીખંડવાડો રહ્યો આપણે તો પામર જીવો છીએ. તો કર્મ ઉદયમાં આવે તેમાં શું નવાઈ છે ? જ્ઞાની પુરૂષોને જ્યારે કર્મ ઉદયમાન થાય ત્યારે પણ જ્ઞાનમાં જ રમે છે. પરંતુ આર્તધ્યાન ધરતા નથી અને અજ્ઞાની જીવ જુનાં કર્મ વેદતો જાય અને આર્તધ્યાન કરી નવાં કર્મ બાંધતો જાય.

દર્દને શાંતિથી વેદવા એજ તપ છે, એજ સાધના છે અને તેમાં જ ખરી પરીક્ષા

થાય છે. ધર્મને જીવનમાં કેટલો પચાવ્યો છે તે ખાટલે પડે ત્યારે ખબર પડે. આત્મા અને દેહ ભિન્ન છે, એમ બોલવું સહેલું છે, પણ જીવનમાં વણવું મુશ્કેલ છે. કર્મનો ઉદય જ્ઞાનનો ઉદય કરાવવા આવે છે. ૨૨ દિવસ પથારીમાં રહેવું પડયું તો અનેક બાહ્ય પ્રવૃત્તિમાંથી નિવૃત્તિ મળી એમ સમજી ભેદ વિજ્ઞાન કરવાનો અપૂર્વ અવસર મળ્યો છે એમ માની આત્મામાં ડુબકી મારો. આત્માના ગુણરૂપી રત્નોને પ્રાપ્ત કરવા માટે અહીં આપણું આગમન થયું છે. કોઈ ઝવેરી રત્નો કમાવવા માટે રત્નદ્વીપમાં જાય છે, ત્યાં રહેના નાની એવી ઝુંપડી બનાવી રહે છે. મરજીવાઓ દરિયામાંથી રત્નો કાઢી શેઠને આપે છે. શેઠ તે ખરીદી લે છે. એક વખત એ ઝુંપડીને આગ લાગી. ઝવેરી રત્નો લઇ પોતાને દેશ ચાલ્યો જાય છે અને ત્યાં કિંમતી રત્નોનો વેપાર કરી સુખી થાય છે. તેવી જ રીતે આ આત્મા એ ઝવેરી છે. મનુષ્ય ભવરૂપી રત્નદ્વીપ છે. જ્ઞાન-દર્શન ચારિત્રરૂપી રત્નો છે અને કાયા એ કામચલાઉ ઝુંપડી છે. આ ઝુંપડીને નુકસાન થાય એટલે કે દેહમાં દર્દ આવે અથવા મરણરૂપી આગ લાગે તેથી આત્માને શું ? તેને તો રત્નોનું રક્ષણ કરવાનું. વખત આવે રત્નોને લઇ ચાલતી પકડવાની. ખજાનો પાસે છે એટલે જ્યાં જશે ત્યાં સુખી અને સમૃદ્ધ બની શકાશે.

કર્મ છે તો શરીર છે અને શરીર છે તો દર્દ છે. શરીર ધારણ ન કરવા પડે તેવું કરો તો દર્દ નહિ આવે. રોગ વખતે આકુળતા વ્યાકુળતા, રોગ જલ્દી મટે એવી ચિંતવણા કરવી તે આર્તધ્યાન છે. અને નિયાણું કરવું તે પણ આર્તધ્યાન છે. નિયાણું કરવું એટલે લાખ રૂ.ના હીરાને કોડીમાં વેચવો.

આર્તધ્યાનથી જે મુક્ત થાય તે અનર્થદંડનો ત્યાગ કરી શકે.

આઠમા વ્રતનું વિશેષ સ્વરૂપ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં ૮૯

### આસો વદ ૮ સોમવાર તા. ૧૧-૧૦-૭૧

અનંતજ્ઞાની ભગવાન મહાવીર સ્વામીએ ભવ્ય જીવોને સિદ્ધાંત દ્વારા સમજાવ્યા. સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલ વસ્તુ.

ભગવાન નેમનાથ નિષધકુમારને વ્રતોની સમજુતી આપે છે. વ્રત-પ્રત્યાખ્યાનથી આશ્રવ

અટકે છે. જ્યાં સુધી આસ્રવનો નિરોધ ન થાય ત્યાં સુધી કર્મ આવ્યા કરે છે. કર્મ આવવાનું કારણ વિભાવભાવ છે. કર્મ એની મેળે ચોંટતું નથી. આપણે વિભાવ-ભાવ કરીએ છીએ એટલે કર્મ ચોંટે છે. પરિણામે કર્મ બંધ થાય છે. બે જણા શાક સુધારવા બેઠા હોય પણ બંનેને સરખો કર્મબંધ થતો નથી.

तिव्र मंद ज्ञाताज्ञात भाववीर्याद्धिकरण विशेषेभ्यस्य द्विशेषः (तत्त्वार्थसूत्र)

તીવ્ર પરિણામ, મંદ પરિણામ, જાણતા અજાણતા, શક્તિ અશક્તિ, સાધન વગેરે વિશિષ્ટ–જેવાં જેવાં કારણો અપાય તેવાં તેવાં ગાઢ–ચીકણાં કે મંદ–લુખા કર્મનાં બંધ થાય છે.

બે જણા ચોળી સુધારે. તેમાં એક કહે, મેં કેવી સરસ સુધારી? ઝીણી ઝીણી જાણે મશીનથી ઉતારેલી હોય તેવી લાગે છે. જ્યારે બીજો કહે, આ પાપી પેટને માટે અસંખ્ય જીવોનો કચ્ચરઘાણ કાઢવો પડે છે. આમાંથી કયારે છુટીશ! શાક પર છરી બંને ચલાવે છે પણ બંનેના પરિણામમાં કેટલો ફેર છે? એક જુઠું બોલે અને કહે કે આનાવિના ચાલે જ નહિં. સરકારની આંખો આંજવી જોઈએ. જુઠું ન બોલીએ તો પૈસા કમાવાય નહીં. જ્યારે બીજો કહે, જુઠું બોલવા જેવું નથી પણ બોલવું પડે છે. કષાયના તીવ્ર પરિણામે ચીકણો બંધ થાય છે અને મંદ પરિણામે રૂક્ષ બંધ થાય છે. એક માણસ જાણી જોઈને વાંદા, કીડી–મકોડા પર પગ મૂકે છે જ્યારે બીજા માણસથી અજાણતા પગ આવી જાય તો તેને પશ્ચાતાપ થાય છે. તેનાથી બંધમાં પણ ફેર પડી જાય છે. જેનામાં શક્તિ વધારે હોય તે વધારે કામ કરે અને અશક્ત ઓછું કામ કરે. એમ કર્મબંધ તીવ્ર કે મંદ પડે તે અધિકરણ એટલે સાધન પર પણ આધાર રાખે છે. આ બધી વિશેષતાથી કર્મબંધમાં પણ વિશેષતા આવે છે. પાપમાં બેઠા છો, એટલે પાપ કરવું પડે છે. પણ તમારા પરિણામોમાં તીવ્રતા ન લાવો. ઘણાં નિરર્થક રીતે આરંભાદિ કાર્યોમાં કુદી પડે છે. ઘણી બહેનો કહે–મને હાળા આથતા ખૂબ સરસ આવડે છે. મારા હાથે આથેલું અથાણું બાર મહિના સુધી બગડે જ નહીં. તમારે કોઇને કરાવવું હોય તો મને ચોક્કસ બોલાવજો. કર્મ, જેવા પરિણામથી બંધાયા હશે તેવા ઉદયમાં આવશે. માટે બંધ વખતે ચેતવાની ખૂબ જરૂર છે. કર્મ તમારા સાગુતરની પણ શરમ નહીં રાખે. ઋષભદેવ ભગવાનને કર્મને કારણે બાર મહિના સુધી આહારપાણી ન મળ્યાં. મહાવીર પ્રભુના કાનમાં ખીલા ભોંકાયા ઝાંઝરીયા મુનિના મસ્તકે તલવાર પડી, અને મહાબલ મુનિને ફરતી આગ ચાંપવામાં આવી. છેલ્લો ભવ ચરમ શરીરી છતાં મહાપુરૂષોનો કર્મે કેવો પીછો-પકડયો હતો!

સમતા રાખવી એ જ ધર્મ છે. મમતા જાય અને સમતા જીવનમાં આવે તો સંસાર ટુંકો થઇ જાય. અજ્ઞાની યુવાન મમતાને કારણે સ્ત્રીનું ઉપરાણું લે. અને માતાને સંભળાવે કે તમારે મારી વાઇફને એક શબ્દ પણ કહેવાનો નથી. જો ગરબડ કરશો તો અમે જુદાં થઇ જઇશું અને તમને આજીવિકા પણ નહિ મોકલું." માએ દિકરાને કેટલા

પ્રેમથી કેટલું કષ્ટ સહન કરીને મોટો કર્યો! એ પુત્ર સ્વાર્થ સધાતાં અને રાગનું રમકડું મટી જતાં માત-પિતા પ્રત્યે કેવી રીતે વર્તે છે? સંસાર કેટલો વિષમ છે, છતાં તને તેના પર કેમ મમતા આવે છે? મમતા જીવને ભવભ્રમણ કરાવે છે.

એક ટ્રેઈનમાં એક સાધારણ સ્થિતિની બાઈ મુસાફરી કરી રહી છે. તેના મુખ પર ગમગીની છવાયેલી છે. આ દુનિયામાં ઘણા માણસો ગમગીન હોય છે. ઘણા સંગીન હોય છે. અને ઘણા રંગીન હોય છે મુખ પરથી હૃદયનાં ભાવો જાણી શકાય છે. આ બ્હેનના મગજમાં અનેક વિચારોનાં તરંગો ઉઠી રહ્યા છે. મન કેમેય સ્થિર થતું નથી. તેની બાજુમાં બેઠેલા મુસાફરો આટલી બધી ગમગીનીનું કારણ પૂછે છે. બ્હેન કહે છે, "મારા પર દુઃખના ડુંગરા તુટી પડયા છે. મારી કથની અતિ કરુણ છે, પણ તમે બધાં મારા તરફ સહાનુભૂતિ દર્શાવો છો તેથી વાત કરું છું. એક નાનકડા ગામમાં શ્રીમંત શેઠને ત્યાં મારા પિતાએ મને પરણાવી. મારા પતિ સુખી અને પ્રેમાળ હતા. ઘરમાં ખાવાપીવાની કંઇ ખોટ નહોતી પણ જિંદગીમાં બધાં દિવસો સરખા જતાં નથી. મારા પતિને રૂમાં મોટી ખોટ ગઈ અને અમારી જાહોજલાલી અસ્ત થઇ ગઈ. તે વખતે બે પુત્રીઓ, એક સાસુ અને અમે બે માણસ, એટલે પાંચ માણસનું ગુજરાન કેવી રીતે ચલાવવું એ એક વિકટ પ્રશ્ન થઈ પડયો.

"વર્ષ બે સુખ તો વર્ષ બે દુઃખ છે, એમ સુખ દુઃખની ઘટમાળ ફરતી,
ઉદય ને અસ્ત તો સંભવે સૂર્યને, હોય રત્નાકરે ઓટ-ભરતી.
તડકી અને છાંયડી જાય આવ્યાં કરે, રંક કે રાયને ચડતી પડતી,
એક સ્થિતિ રહી ના કદી કોઈને, જોઈ લેજો ભલે સારી ધરતી".

સુખ દુઃખની ઘટમાળ જીવનમાં આવ્યા જ કરે છે. સૂર્ય પણ ઉદય પામે છે, અને અસ્ત થાય છે. સમુદ્રમાં પણ ભરતી ઓટ આવ્યા કરે છે, તેમ આ જીવનમાં પણ તડકી છાંયડી આવ્યા કરે છે. આવી પડેલી સ્થિતિ નભાવવી જ પડે એમ સમજી હું પારકા કામ કરવા લાગી, પણ કેમેય પુરું થાય નહિં એટલે મારા પતિએ કમાવા માટે મુંબઈ જવાનો વિચાર કર્યો, અમે એ વિચારને અનુમોદન આપ્યું અને સારૂં મુહુર્ત જોઈ તેમને વિદાય આપી. તેઓ મુંબઈ ગયા પછી છ મહિના સુધી પત્રો આવ્યા, તે પછી કાંઈ પત્ર પણ નઆવતાં અને પૈસા મોકલવાના પણ બંધ થયા એટલે અમને એમ થયું કે કદાચ મુશ્કેલીમાં હશે, તેથી મારી શક્તિ પ્રમાણે કામ કરીને હું કમાવા લાગી અને જેમ તેમ કુટુમ્બનું પોષણ કરવા લાગી.

તે દરમ્યાન અમારી બાજુમાં રહેતા એક ભાઈ મારી પાસે આવ્યા અને મને કહ્યું, "બ્હેન! તમારી સ્થિતિ હું જાણું છું. તમે જરાય મુંઝાશો નહી. મારો પૈસો એ તમારોજ છે. જ્યારે

જરૂર પડે ત્યારે મારી પાસે માંગજો" તે ભાઈ મારા તરફ સહાનુભૂતિ બતાવે છે તેમ સમજી હું કોઈકોઈવાર તેમની પાસેથી પૈસા લેતી. એકંદરે સો રૂપીયા લીધા હશે. પણ તે ભાઈના પેટમાં પાપ હશે તે હું જાણી શકી ન્હોતી એક વખત તે આવ્યા અને મને કહ્યુ "હમણાં કેમ રૂપિયા માંગતા નથી, શા માટે ભેદ ભાવ રાખો છો ? હું તમને તમારા પતિ જેટલું જ સુખ આપીશ." આ સાંભળી મારા રૂંવાડા ઉભા થઈ ગયા. આવી મેલી ભાવનાથી શું આ ભાઈ મને મદદ કરતાં હશે ? મારી ચામડી પર તેને મોહ લાગ્યો હશે ! મેં તરત કહી દીધું કે મારે તમારા રૂપિયા નથી જોઈતાં અને તમારી સહાનુભૂતિની પણ જરુર નથી તમારા લીધેલા રૂપિયા હું થોડા વખતમાં ભરપાઈ કરી દઈશ પણ મહેરબાની કરી મારા ઘરમાં તમે પગ મૂકશો નહી. હું ગરીબ છું, પણ મારા ચારિત્રનું લીલામ કરવાવાળી નથી."

પરનારીની પ્રીત આરંભે અમૃતની ધારા જેવી મીઠી લાગે. પણ અંતે હળાહળ ઝેરમાં પરિણમનારી છે. દાવાનળમાં વસવું સારું પણ પરનારીની પ્રીત ખરાબ. પરનારીની પ્રીતમાં લપટાએલા મુરખને શરૂમાં જાણે ચાંદની રેલાતી હોય એવો આનંદ આનંદ લાગે છે, પણ એ ચાંદની ચાર દિવસની છે. એની પાછળ તો આત્માને બાળી મુકનાર આગ બેઠી હોય છે. શરૂમાં ભલે વાસનાનો વિજય થતો જણાય પણ માનવીના કપાળમાં જન્મારાની હાર જ લખાઈ જાય છે. પરનારીની પ્રીતડીનો પંથ શરૂમાં ભલે કુલોથી છવાએલો લાગે પણ બીજી પળે તો એ મહાભયાનક શૂળ ભોંકનારો બની જાય છે. તે બે ઘડીનો આનંદ અગણિત દુઃખને દેનાર બને છે.

દેહની ભૂખ સંતોષવા માટે અગણિત ભોગવિલાસો પાછળ આત્મા દોટ મૂકે છે, પણ જેની ભૂખ સંતોષવા ગાંડો બની ભટકે છે તે દેહ તો માટીમાં મળી જવાનો છે. માટે તૃષ્ણા પાછળ ભટકવાનું છોડી દે અને તારા બ્રહ્મસ્વરૂપને જો.

"તુજ પત્ની વિના આ જગમાં જે જે દેખાતી નારી છે,
સમજે તો એ છે જગત્‌માતા, સમજે તો માતા તારી છે."
"આંખો પવિત્ર રાખ, સાચું તો બોલ,
ઈશ્વર દેખાશે તને સંતોનો કોલ."

સજ્જન પુરુષે પરનારીને માતા અને બ્હેનની દષ્ટિથી જોવી જોઈએ. કામ અને ક્રોધરૂપી વંટોળીયા જ મનનાં ઝરણાંને વેરવિખેર કરી નાંખીને જીવનસાગર ડહોળી નાંખે છે, છતાંય વિચિત્રતા એ છે કે આવેગ સમયે માણસ ભાન ભૂલે છે ને પોતાના મૂળ દેવત્વને વીસરી જઈ પતનની ખાઈમાં ગબડી પડે છે. મન અને મનની તંદુરસ્તીને આગ લગાડનાર આ કામ અને ક્રોધના સકંજામાંથી છુટયા પછી જ કોઈ પણ માણસ પ્રગતિ કરી શકે છે.

"કામ ને ક્રોધના અગ્નિ ઠાર્યા વિના, દિલમહીં શાંતિધારા ન છાયે,
હાય કચરા તણા ઢગ હૃદયમાંહી તો, નાથ જગનો ત્યાંહી કેમ આવે ?"
હૃદયમાં વિષય અને કષાય ભરેલા હોય ત્યાં પરમેશ્વરનો વાસ કેમ થાય ?

પેલી ગરીબ બહેન પોતાની જીવન કથની કહેતાં કહે છે કે પેલો ભાઈ મને બહેન બહેન કહેતો હતો, મારા પર મમતા ધરાવતો હતો પણ તેનાં હૃદયપટમાં કાળાશ હતી.

બ્હેની બ્હેની કહીને બોલાવે, અંતર જુદી આશ,
મુખડાથી તો મીઠું બોલે, કાળજડે કાળાશ....હાં તું વીર વીર પુકાર.

તે ભાઈએ મારું શીલ લુંટવાના ઘણા પ્રયત્નો કર્યા, પણ હું મક્કમ રહી. એટલે તે ફાવી શક્યો નહીં. પરનારીમાં પ્રેમ કરનારા નિશાચરો રાત પડે અને નીકળી પડે છે. જંગલી પશુ, ચોર અને વ્યભિચારી ત્રણે નિશાચરો છે. પોતાનું કાર્ય સાધવા માટે તેઓને અંધારું પ્રિય લાગે છે. વિષયાસક્ત જીવો નારકીમાં ઉત્પન્ન થાય અને પરમાધામીઓ તેમને અગ્નિના ટબમાં બેસાડે છે. અહીં ગરમી થતી હોય તો પાણીના ટબમાં બેસો છો ને ? પણ ત્યાં તો ધગધગતી અગ્નિનું ટબ હોય છે. નારકીનું વર્ણન સાંભળતાં રૂંવાડા ઊંચા થઈ જાય.

हत्थेहिं पाएहिं य बंधिऊणं, उदरं विकत्तंति खुरासिएहिं
गिण्हित्तु बालस्स विहत्तुदेहं, वद्धं थिरं पिट्ठतो उद्धरंति ॥२॥ સૂય. અ. ૫ ઉ. ૨

પરમાધામી નારકીના જીવોનાં હાથ અને પગ બાંધી છરી અને તલવારથી તેનું પેટ ચીરે છે, તેના શરીરને પકડીને પીઠની ચામડી ઉખેડે છે. તેનું મોઢું ખોલી લોઢાના ગોળા નાંખે છે. નારકીને પાડીને તેના પર શીલા નાખે છે. નારકીના જીવોનાં માથામાં કાણું પાડે છે. અને દોરડેથી લટકાવે છે. હાથપગ બાંધી દે છે. અને જમણા પડખાની ચામડી ડાબા પડખામાં કાઢે છે. અને ડાબા પડખાની ચામડી જમણા પડખે કાઢે છે. પાપ કરી જીવ મલકાય છે પણ નારકીમાં કેવાં દુઃખો ભોગવવાં પડે છે !

સંસાર દુઃખમય છે. પેલી બ્હેન કેવી હેરાન થઈ રહી છે. આવા અનેક અનુભવ કરવા છતાં જીવની અજ્ઞાનતા કેટલી છે કે સંસારનો પક્ષપાત છુટતો નથી. અને ધર્મનો પક્ષપાત આવતો નથી. દીકરીને સાસરે મોકલવી હોય ત્યારે કોઈ ભયસ્થાન ન દેખાય, "દીકરીને પરણાવું ને તે દુઃખી થશે તો ? તેનો પતિ તેને નહીં બોલાવે તો ? સાસુ માથાભારે મળશે તો ? દીકરીનો પતિ પારકી સ્ત્રીને રાખીને બેઠો હશે તો ?"

આવા કોઈ વિકલ્પ આવતા નથી, અને દીક્ષાની વાત આવે ત્યાં પહેલેથી ભય દેખાય. દીક્ષા નહીં પાળી શકાય તો ? તપ કરતાં શરીર બગડશે તો ? આમ ધર્મની વાતમાં અનેક વિકલ્પો સતાવશે. સંસારમાં અનેક ઘટનાઓ એવી બને છે, નજરે જોવા મળે છે, સાંભળવા

મળે છે કે સંસાર તરફ માન ન રહે, છતાં હૈયું એવું કઠોર થઈ જાય છે કે મનમાં એમ થાય કે સંસારમાં એમ જ ચાલે." પેલી બહેન કહે છે, "મારા પતિના ત્રણ ત્રણ વરસથી કાંઈ સમાચાર ન આવ્યા એટલે મારી સાસુ ખૂબ ચિંતા કરવા લાગ્યાં. મેં તેમને આશ્વાસન આપ્યું પણ ધીમે ધીમે આર્થિક મુંઝવણ ખૂબ વધી ગઈ અને મારી પણ ધીરજ ખૂટવા આવી. એટલે સાસુને સમજાવી પતિની તપાસ કરવા હું મુંબઈ ગઈ. ત્યાં તપાસ કરી તો પતિએ પહેલાંનું રહેઠાણ બદલી નાખ્યું હતું. દરિયા કિનારે બ્લોકમાં રહેવા ગયા હતા. સરનામું લઈ હું ત્યાં પહોંચી. બ્લોકની બહાર પતિના નામનું પાટિયું હતું. એટલે નક્કી કર્યું કે તેઓ અહીં જ રહેતા હશે. ઘંટડી દબાવી અને સફેદ સુંદર સાડીમાં સજ્જ થએલી એક બાઈએ બારણું ખોલ્યું, મને આવકારી અને આવવાનું પ્રયોજન પૂછ્યું. તેને જોતાં મારા મનમાં શંકા ગઈ કે આને રાખીને તો નહીં બેઠા હોય ને? મેં મારા પતિનું નામ લઈ પૂછ્યું. એ ઘરમાં નથી? ક્યારે આવશે? અને આપ કોણ છો? બાઈએ જવાબ આપ્યો કે હું અને એ ગાઢ મિત્ર છીએ મારા વિના એમને ચાલે જ નહિ. તમે એમને ક્યાંથી ઓળખો? મારા મનનો વહેમ પાકો થયો. છતાં હિંમત રાખી મેં કહ્યું. તમે મને સહાયક થશો? તો હું મારી ઓળખ આપું."

પેલી બાઈએ કહ્યું. "તમે વાત કરો. હું સહાય કરીશ." મેં કહ્યું "હું એમની પરણેતર છું. ત્રણ વર્ષથી ધંધાર્થે અહીં આવ્યા છે. પણ કાંઈ મોકલતા નથી, સમાચાર પણ આપતા નથી. બે દિકરીઓ અને એક માતા ચારનો નિભાવ મારા માથે છે. આપ તેમના મિત્ર છો તો આ અંગે એમને કાંઈ ન કહો?"

આ વાત ચાલતી હતી ત્યાં મારા પતિ આવ્યા અને મને જોતાં અજાણ્યા થઈ કહેવા લાગ્યા. "તમે કોણ છો? અહીં કેમ આવ્યા છો?"

આ સાંભળતાં મને ખૂબ આઘાત લાગ્યો. મેં કહ્યું "આપ આ શું બોલી રહ્યા છો? તમે મારી સાથે લગ્ન પહેલાં જ અખૂટ જીવન સંબંધ અને અખૂટ પ્રેમના કરાર કરેલા. અને આજે તમારી પરણેતરને ભૂલી જાવ છો? તેમણે કહ્યું "અરે! તું કોઈ ગળેપડુ છે. જા-ઊઠ અહીંથી. હું તને ઓળખતો નથી." અને....મારા પતિએ મને બહાર ધકેલી મૂકી.

આ સંસારને ઓળખી લેવા જેવો છે. સંસારનું સ્વરૂપ કેવું છે? નિર્ગુણ માણસ પર ગમે તેટલો ઉપકાર કર્યો હોય પરંતુ એને કશી કિંમત જ ન હોય એ ઉપકારી પર અપકાર કરતાં પણ અચકાય નહિ. સંસાર આવો છે. સંસાર ખારો છે, પણ તમને ખારો ક્યાં લાગે છે? જો ખારો લાગે તો સંસાર પરથી મન ઉઠી જાય. બાઈ કહે છે "હું રડવા લાગી, બાજુવાળા એક બ્હેને મને પોતાના

 બ્લોકમાં બોલાવી આશ્વાસન આપ્યું અને રડવાનું કારણ પૂછયું. મેં સત્ય હકીકત કહી. તે બ્હેને કહ્યું "તમારા પતિ તો રખાત રાખી બેઠા છે. હવે તમને બોલાવે તેમ નથી. કોર્ટે જાવ તો તેણે આજીવિકા આપવી પડશે. આ સાંભળી મેં કહ્યું : "અરે પૈસાને માટે, પેટને માટે હું પતિ સામે કોર્ટે જઉં ? ના, ના....મારા હાથ સાબુત છે. હું ધંધો કરીશ. મારા નસીબમાં પતિનું સુખ નહી હોય. મેં પૂર્વે અશુભ કર્મો કર્યા હશે તેથી આજે ભોગવવાનાં આવ્યાં છે. અંજના પર પવન કુમાર કેવા આસક્ત હતા, પણ અંતરાય-કર્મને કારણે લગ્ન પહેલાં જ કેવું વાંકું પડી ગયું કે બાર બાર વર્ષ સુધી તેની સામું પણ ન જોયું ! એમ મેં મારા મનને સમજાવ્યું. અને મારા ગામ જવા માટે પાછી વળી છું, પણ મને ચિંતા થાય છે કે હું મારા સાસુજીને કેવી રીતે સમજાવીશ !"

આ બાઇની વાત સાંભળી મુસાફરોએ કહ્યુંઃ તમે કોર્ટે ચડો, પણ તે માની નહિ. બાઇ સમજુ હતી એટલે પોતાના કર્મનો દોષ કાઢયો અને વિષય સંબંધી રૌદ્ર ધ્યાન ન થયું. જીવનમાં સાથી ઘણા મળે છે, પણ બેવફા નીવડે છે. ભગવાન જેવો સાથી એકેય નથી. બધાં ફરી જાય પણ ઈશ્વર ફરતો નથી મારાં મારાં કરી જીવ મરી જાય છે, પણ મારાં માન્યાં તે મારાનું કામ કરે છે.

"રૂદન કરૂં છું ઘણું, સુણનારૂં કોઇ નહિ, તારા વિના આંસુ મારાં લુંછનારૂં કોઇ નહિ,
કરજે તું માફ ભુલ્યો માફી માંગું ચરણે પડી, મારાં મારાં કરી પસ્તાયો છું હું પેટભરી."

જગતમાં સૌ સ્વાર્થી છે. દુખીનાં આંસુ લુછનાર કોઈ નથી. ભગવાનને શરણે જઇ વિષયનાં રંગ રાગ ભૂલી ધર્મનાં માર્ગને અપનાવે તે સુખી થાય છે. ભગવાનનાં માર્ગ સિવાય ક્યાંય આશ્વાસન મળે તેમ નથી. ભગવાનની આજ્ઞાને જીવે અવગણી છે. શેઠ ગમે તેવા શબ્દો સંભળાવે તો પણ સાંભળી લે. તેની એક એક આજ્ઞા ઉઠાવે, કારણ કે ત્યાં આર્થિક લાભ દેખાય છે. ભગવાનની આજ્ઞા માનવામાં આત્મિક લાભ દેખાય છે ખરો ?

ભગવાનની આજ્ઞા છે કે તમે આર્તધ્યાન રૌદ્ર ધ્યાનમાં ન પડો. રૌદ્ર ધ્યાનનાં ચાર પ્રકાર છે.

" हिंसाऽनृत स्तेय, विषय संरक्षणेभ्योः " હિંસા સંબંધી રૌદ્રધ્યાન એટલે કોઇને મારવાના પરિણામ, કોઈ જીવને મારે એક દિવસે, પણ તદ્વિષયક વિચારો કેટલા દિવસ સુધી ચાલે ? મૃષા સંબંધી રૌદ્રધ્યાન એટલે જુઠું બોલવાના પરિણામ. સત્ય બોલનારને કાંઇ વિચાર કરવો પડતો નથી પણ અસત્ય બોલનારને કેટલાય પ્લાન રચવા પડે છે, ખોટા વિચારો કરવા પડે છે. "આમ પૂછશે તો આમ જવાબ આપીશ અને આમ પૂછશે તો આમ જવાબ આપીશ" એમ ખોટા ચોપડા કરનારને પણ વિચારવું પડે.

ચોરી સંબંધી રૌદ્રધ્યાન એટલે ચોરી કરવાના પરિણામે સેલ્ટેક્ષ-ઇન્કમટેક્ષ

અનેકમાં ચોરી કરે છે. ચોરી કરવાના વિચારોની લાળ કેટલી લંબાય? વિષયાનુબંધી રૌદ્રધ્યાન એટલે વિષય કેમ પ્રાપ્ત થાય તે સંબંધીના પરિણામો. આ રીતે જીવ આર્ત અને રૌદ્રધ્યાનથી અનેક પાપોને ઉપાર્જન કરે છે. અને અનર્થા દંડે દંડાય છે. જીવનમાં પ્રસંગો તો અનેક પડવાના, પણ જે સમજેલો છે, તે કર્મ બાંધતો નથી. આ સમજશે તેનું અવશ્ય કલ્યાણ થશે

## વ્યાખ્યાન...૮૭

### આસો વદ ૯ ને રવિવાર તા. ૧૨-૧૦-૭૧

અનંતજ્ઞાની પરમાત્માએ ભવ્ય જીવોને સિદ્ધાંત દ્વારા સમજાવ્યા છે. સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનું નામ સિદ્ધાંત. આઠમા વ્રતની વાત ચાલે છે. જીવ અનર્થાદંડે ખૂબ દંડાય છે, અને કર્મ બાંધે છે. બે દેશ વચ્ચે યુદ્ધ ચાલતું હોય તેમાં એકનો જય થાઓ અને બીજાનો પરાજય થાઓ એમ ઇચ્છવું તે પણ અનાર્થાદંડ છે. જ્યારે કોમેન્ટ્રી ચાલતી હોય ત્યારે બધાં કેટલા રસપૂર્વક તે સાંભળે છે, અને આપણા દેશના ખેલાડીઓ જીતે એવી પ્રાર્થના કરે છે. આવા હારજીતના પ્રશ્ન જુગારમાં, સટ્ટામાં, ચોપાટ વગેરે રમવામાં રહે છે. આ બધામાં નિરર્થક જીવ દંડાય છે.

જુવાન જોધ દિકરો કે કોઈપણ સ્વજન મરી જાય તો તેની પાછળ રુદન કરવું, અશ્રુ સારવાં, કુટવું, પીટવું, બીજાને રોવરાવવા વગેરેથી અશાતા વેદનીય કર્મ બંધાય છે. બહુ રડવાથી કે શોક બહુ પાળવાથી કાંઈ મરનારની સદ્‌ગતિ થતી નથી, અને રડવાથી માણસ પાછું પણ આવતું નથી. રડવાનો રીવાજ અમાનુષી નથી લાગતો? મુસલમાનોમાં અને ખ્રીસ્તીઓમાં હિંદુ જેવા રડવાનાં રીવાજો જોયાં નથી. તમે તમારા સ્વજન પાછળ રડો છો, આત્માને તો તમે ઓળખતા નથી, અને ઓળખતા હો તો આત્મા તો અમર છે. તે એક યોનીમાંથી બીજી યોનીમાં ગયો છે, અને શરીરને રડતા હો તો શરીર તો તમારી પાસે જ પડયું છે. તેને તો તમે બાળી નાખો છો. સડન, પડન, ભેગુ થવું, વિખરાવું એ પુદ્‌ગલનો સ્વભાવ છે. માણસ રડે છે એના સ્વાર્થને, સંસારની માયા સ્વાર્થમય છે, પણ જીવ વિચાર કરતો નથી. દિકરા માટે માતાપિતાએ અનેક સ્વપ્નો સેવ્યાં હોય. મોટો થશે, અમારો વિસામો બનશે, સુખને અને અનુકુળતાને આપનારા બનશે. અમારે કમાવાની ચિંતા નહિ રહે. એ પુત્ર ભરયૌવન વયમાં ઉપડી ગયો, ત્યારે બોલે કે અમને નોધારા મૂકયા, પણ બાઈ! પરમાં સુખબુદ્ધિ કલ્પી એ જ તારી ભૂલ છે. જ્ઞાની પુરૂષોને માટે સંસારનો એક એક પ્રસંગ વૈરાગ્યનું કારણ બને છે.

એક વખત કબીરજીને મળવા એક અજાણ્યા ભાઈ આવ્યા. તે વખતે કબીરજી સ્મશાને ગયા હતા. કબીરજીનાં પત્નીને તે ભાઈએ પૂછયું "કબીરજી કયાં ગયા છે?" તેમણે જવાબ આપ્યો, સ્મશાને ગયા છે, હવે તો તે બધા પાછા આવતા હશે. આ સાંભળી પેલા ભાઈએ કહ્યું "હું અજાણ્યો છું, કબીરજીને ઓળખવા કેવી રીતે?" બધા માણસોના મોઢા પરથી સ્મશાન વૈરાગ્ય દૂર થઈ ગયો હશે પણ જેના મોં પર કાયમનો વૈરાગ્ય દેખાય તે કબીરજી હશે. આ નિશાની પરથી તમે ઓળખી શકશો કબીરજીના પત્નીએ જવાબ આપ્યો. આજે સ્મશાન વૈરાગ્ય પણ ઉડી ગયો છે. એક બાજુ મૃતદેહ બળતો હોય અને બીજી બાજુ માણસો અલક મલકની વાતો કરતા હોય. સ્મશાનમાં પણ ઘણા ચા પીએ છે, બીડીના ધુમાડા કાઢે છે. કેટલાયને બાળી આવ્યો પણ એનાં એ જ દગા-ફટકા અને કપટ. જીવનમાં કાંઇ ફેર જ ન પડે.

"મડદા બળે મસાણુમાં દિન પ્રત્યે દેખાય,
તો પણ તે જોનારને સાર નહિ સમજાય".

કેટલાયને હાર્ટફેઇલ થઈ જાય છે. કેટલાયની સાદડીમાં જઈ આવો છો, પણ આ શરીરની એક દિવસ એજ દશા થવાની છે, તે સમજાતું નથી. જો દેહની વિનશ્વરતા સમજાઈ જાય તો પફ, પાવડર, સ્નો વગેરે લગાવવાનું મૂકી દે. દેહનું અભિમાન કરવા જેવું નથી. અનંતા શરીર મૂકી દીધા, તેમ આ પણ એક દિવસ મૂકી દેવાનું છે. શરીર પર શું મોહ ધરવા જેવું છે? આયુષ્યનો ભરોસો નથી. કયાં સુધી જીવવાનું છે તે પણ નક્કી નથી. કોઈ ચોરને ફાંસીની શિક્ષા થાય તો નક્કી થઈ જાય છે કે આઠ દિવસમાં તેનું મૃત્યુ આવવાનું છે, પણ આપણે આઠ દિવસ સુધી જીવશું તે નક્કી ખરૂં?

"એક દિન તારી કાળ પકડશે ચોટલી, ઓચિંતાની ખાલી પડશે તારાવાળી ઓટલી,

કરમ શરમ નહિ રાખે તારી, કરવા નહિ દે તને તૈયારી,
ભાણામાં પિરસેલી રહેશે ગરમ કરેલી તારી રોટલી.... તારી૦

જે ઓટલા પર બેસી રોજ ડાયરો ભરાતો હોય તે ઓટલો એક દિવસે ખાલી થઈ જશે. મોઢામાં નાખેલી રોટલી ચવાશે કે નહિ તે પણ ભરોસો નહિ. ભાણામાં આવેલી ગરમ ગરમ રોટલી એક બાજુ પડી રહે છે, અને ભાઇ ઉપડી જાય છે. શરીરને ખૂબ પૌષ્ટિક ખોરાક આપ્યા. શુદ્ધ ઘી, બાસમતી ચોખા ખવડાવ્યા, નવા નવા સાજ શરીર પર સજ્યા, શિયાળા ઉનાળા તથા ચોમાસાનાં વસ્ત્રો જુદા જુદા રાખ્યા. શરીરને મુકી એક દિવસ ચાલ્યું જવું પડશે. ભાઇને છાતીમાં દુઃખવા આવ્યું છે, જલ્દી ડોકટરને બોલાવો, એમ બૂમ પાડી અને ડોકટર આવે તે પહેલાં તો ચાલતો થઇ જાય. જીવન આટલું ક્ષણિક છે, છતાં મમતા કેટલી? આજે દુકાન બંધ કરી નીકળ્યા, કાલે ઉઘાડવા આવી શકશો કે નહી

તે પણ નક્કી નથી. જીવ મમત્વને કારણે મરનાર પાછળ આંસુ સારે, વલોપાત કરી ચીકણાં કર્મ બાંધે છે. ભોગવવા માટે વસાવેલી ચીજો જોઈ રડે છે. પતિ પાછળ પત્ની ગાંડી થઈ જાય છે, પણ આ બધો મોહનો સનેપાત છે. ઘણી વિધવા બ્હેનો બોલે છે. એ મરી કેમ જાય, પણ તારા હાથની વાત હોય તો રાખવાતાને! અન્યના મૃત્યુ જોઇ જીવને વૈરાગ્ય આવવો જોઈએ. સંસાર ઉપાધિમય લાગવો જોઇએ.

શ્રેણિકની કાલિ આદિ ૧૦ રાણીઓના ૧૦ પુત્રો યુદ્ધ કરવા ગયા. તે વખતે માતાને ચિંતા થવા લાગી કે યુદ્ધમાં પુત્રનું શું થશે? તે વખતે ભગવાન મહાવીર સ્વામી ત્યાં બીરાજતા હતા. ભગવાન મન-મનની અને ઘટઘટની વાત જાણી રહ્યા હોય છે. ૧૦ રાણીઓએ પ્રભુ પાસે જઈ વિનયપૂર્વક વંદન કરી પૂછ્યું: "અમારા પુત્ર યુદ્ધ કરવા ગયા છે તેને અમે જીવતા દેખશું કે નહિ!" કોઇને ધ્રાસકો પડે તેવી ભાષા સાધુ બોલે નહિ, પણ આ રાણીઓને આ સાંભળી વૈરાગ્ય આવવાનો છે તે વાત ભગવાન જાણે છે એટલે કહયું". દસ દિવસમાં ચેડારાજાના બાણથી દરરોજ એક એક એમ દસે પુત્રો મૃત્યુ પામશે, એટલે તમે તેને જીવતાં જોઇ શકશો નહિ. આ સાંભળી માતાઓને મુર્છા આવી ગઈ. જાગૃત થયા ત્યારે મોહનો કેફ ઉતરી ગયો હતો. દસે રાણીઓએ ભગવાનને કહ્યું, 'હે પ્રભુ! આ સંસારમાં ચારેબાજુ અલિતો પલીતો (દાવાનળ) લાગી રહ્યો છે. જન્મ જરા મૃત્યુથી આ લોક પ્રજવલિત થઇ રહ્યો છે. આપ અમને તારો, અમારો ઉદ્ધાર કરો. દસે રાણીઓએ દીક્ષા લીધી અને ઉગ્ર તપશ્ચર્યા કરી તે જ ભવમાં મોક્ષ પામી ગઈ.

તમારા કેટલા સગાંવ્હાલા મૃત્યુ પામ્યા? છતાંય વૈરાગ્ય કેમ આવતો નથી! આત્માને શોધવા અંતર્મુખદૃષ્ટિ કરવાની જરૂર છે. જેને પોતાના માન્યા હોય તે ચાલ્યા જાય છે. હવે એવો સંગ કરો કે જે કદી છૂટે જ નહિ.

> ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરોરે, ઓર ન ચાહું રે કંથ,
> રીઝયો સાહેબ સંગ ન પરિહરે રે, ભાંગે સાદિ અનંત....ઋષભ૦

હે પ્રભુ! તું જ મારો પ્રિયતમ છે. તું જ મારો સ્વામી છે. હવે બીજા સ્વામીને ધારવો જ નથી. પ્રભુનો સંગ સાદિ અનંતકાળ સુધીનો છે. સંસારીનો સંબંધ આદિ છે. એક યુગલનાં લગ્ન થયાં, રીસેપ્શન પતાવી અનેક આશાના મિનારા સાથે પોતાને ઘેર આવતા હતા ત્યાં બંન્ને પાટામાં કચરાઈ ગયા. સંસારની પ્રીત-સગાઇ ખોટી છે. કાયમ ટકતી નથી. કાં બાઈ વિધવા થાય છે અથવા ભાઇ વિધુર થાય છે.

> સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું,
> એને હવે શીદ યાચું રે....મોહન તારા મુખડાની માયા લાગી૦

સંસારીનું સુખ કેવું, ઝાંઝવાના નીર જેવું,
તેને તુચ્છ ગણી લેવું રે....મોહન તારા મુખડાની માયા લાગી.

સંસારીનું સુખ ઝાંઝવાના પાણી જેવું છે. પાણી પીવાતું નથી અને તરસ મટતી નથી. વાંઢાને કયારે લગ્ન કરું તેમ થાય છે અને લગ્ન કરેલા છે તે પસ્તાય છે. વરઘોડે વરરાજા હોંશેહોંશે ચડે છે. પારકા દાગીના ચડાવે છે અને બેન્ડવાજા વાગે છે. ભાઈ મનમાં ખૂબ મલકાય છે. પણ કન્યા ઘરમાં આવી, બે ચાર સંતાન થઈ ગયા. હવે પુરું કઈ રીતે કરવું એ મૂંઝવણ વધી જાય છે. ચારે બાજુથી ચિંતાઓએ એને ઘેરી લીધો છે. બ્હાર જાય ત્યાં વેપારની ચિંતા, ઘરે બૈરી માથાભારે, છોકરા તોફાની, ખર્ચાનો કોઈ પાર નહિ, લેણદારો તકાદો કરતાં હોય, આવા સંસારનાં અનેક કડવા અનુભવમાંથી પસાર થવા છતાં સંસાર છોડી સંયમ અંગીકાર કરવાની ભાવના જાગૃત થાય છે?

"દેવલોક સમી દીક્ષા લાગે મીઠી મહર્ષિને,
સંયમ શક્તિ-હીણાને મહા નરક સદશ".

એક વર્ષની દીક્ષા-પર્યાયવાળો સાધુ સર્વાર્થસિદ્ધ વિમાનના દેવોની તેજુલેશ્યાને ઉલંઘી જાય છે. તમને અમારી ઈર્ષા નથી આવતી? શું સંસારમાં ખૂંચી ગયા છો? જીંદગીનો ભરોસો નથી. મોત આવશે અને ઉપાડી જશે તે પહેલાં ધર્મમાં ગતિ વધારો. જીવનમાં પલટો લાવો. એક ગુલાંટ ખાવ. અનાદિકાળથી અજીવ તરફ દષ્ટિ છે, તેને ઉઠાવી મોક્ષ તરફ કરો. જીવનનું નવસર્જન કરવા સંસારનું વિસર્જન કરો. પૂર્વે નથી સેવ્યા એવા અપૂર્વ ભાવને સેવો.

"અપૂર્વ અવસર એવો કયારે આવશે, કયારે થઈશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો,
સર્વ સંબંધનું બંધન તીક્ષ્ણ છેદીને, વિચરશું કવ મહત્ પુરૂષને પંથ જો."

જે આધ્યાત્મદશામાં ઝીલી અપૂર્વ ભાવોમાં રમે છે તે ભાવના ભાવે છે કે કયારે એવો અવસર આવશે કે બાહ્ય અને અભ્યંતર બંને ગ્રંથીને તોડી હું નિર્ગ્રંથ બનીશ! મિથ્યાત્વ તે અભ્યંતર ગ્રંથી છે, અને પરિગ્રહ તે બાહ્યગ્રંથી છે. તમને તમારા જીવનમાં ધર્મની જરૂર લાગે છે કે ધનની? ધર્મથી મોક્ષ મળે, ધનથી નહીં મળે. ધર્મ ત્રાણ, શરણ અને રક્ષણરૂપ છે. તેથી ધર્મમાં વિશ્વાસ કરવા જેવો છે. જેણે ધર્મને આરાધ્યો, જેઓ ધર્મને શરણે ગયા તેમનો મોક્ષ થયો છે.

પ્રમાદને છોડી આર્તધ્યાન આદિથી દૂર થઇ ધર્મનું આરાધન કરશો તો અવશ્ય કલ્યાણ થશે.

---

## વ્યાખ્યાન નં.....૮૮

### આસો વદ ૧૦ ને બુધવાર તા. ૧૩-૧૦-૭૧

અનંત જ્ઞાનીઓએ સિદ્ધાંતથી સમજાવ્યા. સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ, તેનું નામ સિદ્ધાંત. બારમું ઉપાંગ વન્હિદશામાં બલભદ્રનાં પુત્ર નિષધ કુમારનો અધિકાર ચાલી રહ્યો છે. તેમાં ભગવાન નેમનાથ આઠમા વ્રતના ભાવો સમજાવતાં કહે છે કે અનેક જીવો સંસારમાં અનર્થાદંડે દંડાઈ રહ્યા છે, અને તેનાથી ચાર ગતિ, ચોવીસ દંડકમાં પરિભ્રમણ કરે છે. અનાદિ કાળથી પરિભ્રમણ કરતાં (૨) આ અમૂલ્ય અવતાર મળ્યો છે. અહીં ધર્મારાધન કરવું જ જોઈએ. ધર્મ કરવાની અપૂર્વ રુચિ જાગૃત થવી જોઇએ. ધર્માત્માને સામાયિક, વ્રત, પ્રત્યાખ્યાન વગર ચેન ન પડે. રાત્રીનાં ચોવિહાર ન થાય ને ગોળી લેવી પડે તો ધર્મીનો જીવ બળે. જેને ધર્મ કરવાની રૂચિ નથી, તેવા જીવોને કહેવામાં આવે કે સાડાપાંચ વાગી ગયાં છે, જમવાનું તૈયાર છે, તો ચાલો, જમવા બેસી જાઓ, તો કહે, હમણાં જમાય છે, શી ઉતાવળ છે ? એમ કરતાં રાત્રિનાં આઠ વગાડી દે અને રાત્રી ભોજન જ કરે. ઊભા ઊભા ગપ્પા મારતા હોય તેને કોઈ કહે, ચાલો વ્યાખ્યાનમાં, તો રૂચે નહિ.

ગપ્પાની ગમતમાં ગોઠે, પાછી ન ધરે પાની,<br>અમૂલ્ય અવસર એળે ગુમાવે, એ બધી નવરાની નિશાની.

ગપ્પા મારવાનો ટાઈમ મળે છે. સંદેશમાં શા સમાચાર છે ? મુંબઈ સમાચારમાં શું ન્યુઝ આવ્યા છે ? ચીન જાપાનમાં શું ચાલી રહ્યું છે ? આમ સ્ત્રીકથા, ભત્તકથા, દેશકથા અને રાજકથા કરવી એ તેનું કામ છે. જો બીજાની વાતો કરવામાં અને નિંદા કરવામાં ટાઈમ વ્યતીત થતો હોય તો સમજજો કે અમૂલ્ય અવસર એળે ગુમાવાય છે. હાથમાંથી હીરા જેવો અવસર ચાલ્યો જશે તો પસ્તાવાનો પાર નહિ રહે.

એક પિતાએ પોતાનાં પુત્રને છત્રીસ હજાર રૂપિયા આપી પરદેશ મોકલ્યો. નસીબ યોગે પેઢી કમાતી થઈ પણ સોબતીઓ એવા મળી ગયા કે ભાઈ મોજશોખમાં, રમતગમતમાં અને આનંદ પ્રમોદમાં પડી ગયા. પેઢીનું કામકાજ મુનીમજીને સોંપી દીધું, અને વેપારનું સરવૈયું જોવા તરફ નજર પણ નાખી નહિ. ધીમે ધીમે પેઢી બેસવા લાગી. આ ભાઈને ખબર પડી અને ચોપડા તપાસ્યા તો ઘણું દેવું વધી ગયું હતું. અને પોતાનાં રૂપિયા જેને ત્યાં ધીર્યા હતાં તે પણ મળે તેવું ન હતું. એક જગ્યાએ આઠ હજાર ધીર્યા હતાં તેનું નામનિશાન નહોતું, એક જગ્યાએ ૧૮ હજાર ધીર્યા હતા તેની મુલાકાત લીધી,

પણ તેને ત્યાં તેટલાં નળીયાં પણ નહોતાં. અને એક જગ્યાયે ૧૦ હજાર મૂકયા હતા, પણ તે વેપારી એવો હતો કે ૧૦ હજારનું ખર્ચ કરે તો ૧૦ હજાર મળે તેમ હતું. આ વેપારીને હવે દેવાળું ફૂંકવાનો વારો આવે કે બીજું કંઈ થાય?

આ મનુષ્ય જન્મનું આયુષ્ય વધારેમાં વધારે ૧૦૦ વર્ષનું ગણીએ તો તેના છત્રીશ હજાર દહાડા થાય. અઢાર વીસ વર્ષનાં થાય ત્યાં સુધી તો પરભવનો વિચાર પણ નથી આવતો. પરભવનું ભાતું બાંધવું જોઈએ, કમાણી કરવી જોઇએ, એવી કલ્પના પણ નથી આવતી. ત્યાં સુધીમાં સાત આઠ હજાર દહાડા ચાલ્યા જાય છે. ૨૦ થી ૫૦ વર્ષના ગાળામાં ૩૦ વર્ષ મોજશોખમાં, યુવાનીની મસ્તીમાં અને સંસારના સીંદરા ખેંચવામાં ચાલ્યા જાય. કોઇ પ્રભુનું સ્મરણ કરવાનું કહે, તો કહી દે કે અત્યારે ધન ભેગું કરવા, દો, જ્યારે ઘરડા થશું ત્યારે ધર્મ કરીશું અને પચાશ પછીના વર્ષોમાં જ્ઞાનાભ્યાસ, ચારિત્રની તીવ્રતા કે શાસનની સેવા કરવામાં અદમ્ય ઉત્સાહ જાગે નહિ. શારીરિક સ્થિતિ પણ નબળી પડી ગઈ હોય અને માણસ માનસિક રીતે પણ થાકી ગયો હોય તેથી એ બધા દહાડા દેખવાનાં, કમાણીનાં નહીં. આ માણસ પેલા વેપારીની જેમ કમાણી કરવાનાં સંયોગમાં તો મૂકાય છે, પણ પોતાની જોખમદારીનું ભાન પોતાને જ નથી. આખી જીંદગી ધૂળમાં મળી જાય છે. પણ તેનું ફળ કેવું મેળવવું જોઈએ તેનો વિચાર પણ કરતો નથી. તેમ તમે તમારા જીવનમાં નજર નાખજો કે માનવ જન્મના સત્કર્તવ્યરૂપ કમાણી કરી કે જે મૂડી પાસે હતી તે પણ ખોવાતી જાય છે? આપણી પાસે એકએક દિવસ તે સાધના કરવાની, કમાણી કરવાની અણમોલ તક સમાન છે.

સો વર્ષના વીસ યુગ થાય, સો સંવત્સર, બસો અયન, છસો ઋતુ, બારસો મહિના ચોવીસો પક્ષ, અડતાલીસો અઠવાડિયા, ૩૬ હજાર દિવસ, બે લાખ અઠયાસી હજાર પહોર, દસ લાખ ૮૦ હજાર મુહુર્ત, એકવીસ લાખ સાઠ હજાર ઘડી, ચારસો સાત કોડ અડતાલીસ લાખ, ચાલીસ હજાર શ્વાસોશ્વાસ થાય. આવા એક એક શ્વાસે અરિહંતનું નામ રટો.

શ્વાસ શ્વાસ પે હરી ભજો, મિથ્યા શ્વાસ મત ખોય,<br>
ક્યા જાનેગા શ્વાસકા, આવન હોય ન હોય.

શ્વાસોશ્વાસમાં ભગવાનનાં નામનું રટણ કરો. એક શ્વાસમાં ભગવાનનું નામ ન લેવાય તો તે શ્વાસ ખોઈ નાખ્યો. શ્વાસ મૂકેલો લેવાશે કે કેમ એટલો પણ ખ્યાલ નથી. મૃત્યુ આવવાનું છે પણ કઈ મીનીટે આવશે તે ખબર નથી. માટે ચેતતા રહો. ધર્મારાધન કરવા જેવું લાગે છે કે નહિ? તમને શેની રૂચિ છે? રસ્તા પરથી નીકળો ને બજાણીયા રમતા હોય તો સાઠ વરસનો વૃદ્ધ પણ જોવા ઊભો રહેશે. તેમાં કેટલો સમય પસાર થઈ જાય છે. તેનો પણ ખ્યાલ રહેતો નથી. ભગવાને કહ્યું છે કે જીવ પ્રમાદમાં દિવસોનાં દિવસો વ્યતિત કરે છે.

પમાયાચરિયં(પ્રમાદ આચરિત)-પ્રમાદનાં પાંચ પ્રકાર છે.

"मज्ज विषय कषाया, निद्दा विकहा पंचमाभणिया ।
ए ए पंच प्पमाया, जीवा पाडंति संसारे ॥

મદનાં કેટલા પ્રકાર ? આઠ જાતિમદ, કુલમદ, વિગેરેનો મદ કરે તો તે જીવ જાઈ વિહિણીયા, કુલવિહિણીયા, જાતિ, કુળ, બળ, લાભ, તપ વગેરે હીણુ પામે, માટે મદ કરવા જેવો નથી.

વિષય : પાંચ ઈંદ્રિયનાં એકવીસ વિષય છે. અને તેના બસોબાવન વિકારો છે. વિષયમાં રાચવું એ પણ પ્રમાદ છે. આત્માને પડવાનું સાધન છે.

કષાય સોળ પ્રકારના પન્નવણાજીના ચૌદમા પદમાં કહ્યા છે. પોતાને માટે, પરને માટે તદુભયા : બન્નેને માટે, ખેત-ઉઘાડી જમીનને માટે, વત્થુ-ઢાંકી જમીનને માટે, ઉપધિ માટે, નિરર્થકપણે, જાણતાં, અજાણતાં, ઉપશાંતપણે, અણુપશાંતપણે, અનંતાનુબંધી ક્રોધ, અપ્રત્યાખ્યાની ક્રોધ, પ્રત્યાખ્યાની ક્રોધ, સંજ્વલનનો ક્રોધ. એ સોળ સમુચ્ચય જીવ આશ્રી અને ૨૪ દંડક આશ્રી એટલે ૧૬ ને ૨૫ થી ગુણતાં ૪૦૦ થાય. જેમ ખંપાળીથી કચરો એકઠો કરે તેમ જે કર્મ કચરાને એકઠા કરે તે ચણીયા, વધારે ભેગો કરે તે ઉપચણિયા એકઠા કરે, બાંધે, વેદે, ઉદીરે, નિર્જરે એવં છ. ભૂત, ભવિષ્ય, વર્તમાનકાળ આશ્રી ૬ ને ૩ થી ગુણતાં અઢાર થાય. તે એક જીવ અને બહુ જીવ આશ્રી એટલે ૩૬ થયા. સમુચ્ચય જીવને ચોવીસ દંડક આશ્રી એટલે ૩૬ ને ૨૫ થી ગુણતાં ૯૦૦ ને ૪૦૦ ઉપર કહ્યા તે, એમ ૧૩૦૦ ક્રોધના, ૧૩૦૦ માનના, ૧૩૦૦ માયાના ૧૩૦૦ લોભના કુલ ૫૨૦૦ ભાંગા થયા. કષાય કરવા એ પણ પ્રમાદ છે. (૧) સુખે સુએ ને સુખે જાગે એ નિદ્રા, દુખે સુએ ને દુઃખે જાગે એ નિદ્રા નિદ્રા-બેઠા બેઠા ઉંઘે તે પ્રચલા-હાલતાં હાલતાં ઉંઘે તે પ્રચલા પ્રચલા-ઘોડાને ચાલતા ચાલતાં ઊંઘ આવે, થિણિદ્ધિ નિદ્રાવાળાને અર્ધ વાસુદેવ જેટલું બળ આવે, એ નિદ્રામાં પટારામાંથી ઘરેણાંનો ડબ્બો લઈ હજારમણની શિલા ઉંચકી નીચે ખાડો કરી દાટી આવે ને પાછો આવી સૂઈ જાય તો પણ ખબર ન પડે. સવારે ગોતે તો ડબ્બો ન મળે. એવી નિદ્રા છ મહિને પાછી આવે, ત્યારે પાછો જઈ એ ડબ્બો કાઢી આવી પટારામાં મૂકી દે ને સવારે ડબ્બો મળે એટલે એમ થાય કે ડબ્બો અહિંયા જ હતો તો પણ મળ્યો નહિ. આ નિદ્રાવાળા નરકમાં જ જાય. નિદ્રા સર્વઘાતી પ્રકૃતિ છે. ગુણની સર્વથા ઘાત કરનારી છે. પ્રમાદ ટાળવા જેવો છે, છતાં તમને ઉંઘ ન આવે તો અકળામણ થાય ને ? ભગવાને તો ઊંઘ ટાળવા પ્રયત્ન કર્યા, બેઠા હોય અને ઊંઘ આવે તો ઊભા થઈ જાય, ઊભા હોય ને ઊંઘ આવે તો ચાલવા લાગે. કેટલો પ્રયત્ન કર્યો ? "સિદ્ધાણં નમો કિચ્ચા" સિદ્ધોને નમસ્કાર કરી સ્વયં દીક્ષા લીધી ને સિદ્ધ થવું જ છે એ લક્ષ બનાવી આત્મ-સાધનામાં અવિરતપણે લાગી ગયા.

મશીન ચાલતું હોય તો કેટલી સાવધાની રાખો ? જરાક અસાવધાની થાય તો હાથ કપાઈ જાય ને ? ભગવાને દીક્ષા લીધી ત્યારથી સાવધાન બન્યા. ૧૨ા વર્ષ ને એક પખવાડિયા સુધી ઘોર સાધના કરી તેમને જરાય પ્રમાદમાં રહેવું પોસાય નહિ. ઘોરાતિઘોર તપ કર્યા. આજે માસખમણુ, બે મહિના, ત્રણુ મહિનાના ઉપવાસ કરનારા મળે પણુ પ્રભુ જેવી સાધના કરનાર કેટલા ?

પૌષધ કર્યો હોય ને જ્યાં ૧૧ વાગ્યા કે પથારી કરી સુવા માંડે, બે ત્રણુ કલાકની ઉંઘ તાણે, પૌષધમાં આત્માને પોષણુ મળે એવું કાર્ય કરવું જોઈએ. પૈસા માટે, સ્ત્રી માટે કે બાળકો માટે ઘણાં ઉજાગરા કર્યા હશે પણુ આત્માને માટે એક ઉજાગરો તો કરો. દિવાળી આવે છે, બે મહિનાનું નામું ચઢ્યું છે. ઉઘરાણી ઘણી બાકી છે. તો એ ઊંઘ-રાણીને બોલાવશો ? ત્યારે સોડતાણી સૂઈ રહયે કામ આવશે ? ના, ત્યારે તો રાતની રાત જાગી પ્રમાદને ટાળી પ્રયત્ન કરશો પણુ આત્મ-દશાને પામવા જીવ જાગૃત બનતો નથી.

દિલમાં દિવો કરો રે દિવો કરો, હાંરે તમે કામ ને ક્રોધ પરિહરો રે....... દિલમાં.
તમારા અંતરની ચેતનાને જગાડો, તિમિરને ટાળી પ્રયત્નશીલ બનો.

" ધર્મ કરો તમે પ્રાણીયા, ધર્મ થકી સુખ હોય,
ધર્મ કરંતા જીવને, દુઃખીયા ન દીઠા કોય.

જો સુખી થવું હોય તો ધર્મ કરો. સામાયિક-પૌષધાદિ કરો તો આશ્રવનાં દ્વાર બંધ થશે. સામાયિક ન હોય અને અહિં બેઠા હો ને કોઇ તેડવા આવે તો ઊભા થઈને ચાલ્યા જાવને ? પ્રમાદથી કેવા પાપો ઊભા થાય છે ? પાણીના-તેલ-ઘીના વાસણો ઉઘાડા મૂકી દે. અંદર ઉંદર પડીને મરી જાય, ચાલે તો પણુ પગનીચે કીડા-મકોડા-વાંદા કચડાઇને મરી જાય. કેઇ મોટર નીચે પંચેન્દ્રિય જીવ નહિ આવ્યા હોય ? સાધન એટલાં શસ્ત્ર થયા તો પણુ એવા સાધનો વસાવીને અભિમાન કરે. મોટર ન હોય તો પોઝીશનમાં પંચર પડે. મોટર બગડી ને સમી કરવા ગઈ તો બીજાની મોટર કે ટેકસીમાં બેસતાં શરમ આવે, એટલે વ્યાખ્યાન સાંભળવા ન આવે. શ્રીમતીની મોટર જૂદી-પુત્રોની જુદી, બધાનાં રૂમમાં ફોન, ફોનથી વાતચિત કરે ને કામકાજ પતાવી દયે, પણુ આખા દિવસમાં પુત્ર પિતાનું મોઢુ પણુ ન જુએ. આગળના માણુસો સવારમાં માતા પિતાને પગે લાગતા. આજે તો બસ, સૌ સૌની પ્રવૃત્તિમાં લાગેલા હોય. કોઈ નેય ફુરસદ ન મળે. દરેકમાં ઝડપ-ઉતાવળ. મોટર ચલાવશે તો ૫૦, ૬૦, ૭૦ માઈલની ઝડપે, પણુ નીચે શું આવી ગયુ એ પણુ કોણુ જોવા ઘેલે ! કોઈ છોકરૂં આવી જાય તો જરાક દુઃખ લાગે અને પછી કાંઈ નહિ, પણુ બદલો દેવો પડશે કે નહિ ! કર્મનો અદલ ઈન્સાફ છે.

એક ડોકટર મોટર લઈ ને જઈ રહ્યા છે. ફુલસ્પીડમાં મોટર દોડાવી છે. એક ૨૫

વર્ષનો કોઈ યુવાન ઈજનેર થઈને મા-બાપને મળવા આવે છે. તે ચાલ્યો જાય છે. તે એકદમ ડોકટરની મોટરમાં ઝડપાઈ ગયો. માથા પર સખત ઈજા થઈ. ડૉ. મોટર ઊભી રાખી જુએ છે, તેમના મનમાં થાય છે કે "અરર! ભારે થઈ!" એને લઈને હૉસ્પીટલમાં મૂકવો જોઈએ પણ પકડાઈ જવાની બીકથી મોટર મારી મૂકી. પેલો પડયો છે. મોટર પકડાઈ ન જાય માટે તે આડા અવળા પૈડા ફેરવી લઈ ગયો ને ગેરેજમાં ગોઠવી દીધી. ડોકટર સવામણની તળાઈમાં સૂતો છે છતાં હૃદયમાં ફફડાટ થાય છે. હમણા કોઈ આવશે, ઉઠી ઉઠીને બારી એ જઈને જુએ, કોઈ આવે છે, કોઈ આવે છે, એમ તેને આખી રાત ઉંઘ ન આવી. ૨૪ કલાક ગયા એટલે નિરાંત થઈ. હાશ બચી ગયા, પણ શું તે કર્મ પાસે ગુનેગાર નથી? ડોકટર બધી પ્રવૃત્તિ કરે છે. પણ હૃદયમાંથી ડંખ જતો નથી. ફફડાટ રહ્યા કરે છે. ડોકટરને બકુલા નામની છોકરી ૧૦ વર્ષની અને બીપીન નામનો પુત્ર આઠ વર્ષનો છે, ડૉ૦ મોટર લઈને જાય પણ ધીમી ગતિએ ચલાવે. તેમના શ્રીમતીજી કહે, કેવા બીકણ છો! કેટલી ધીમી ચલાવો છો?" તો તે કહે, મને ઝડપથી ચલાવવાનો શોખ નથી. અંતે તે બાળકોને સાચવવાની પત્નીને વારંવાર ભલામણ કરે. રેઢા ન મૂકે. જ્યાં બાળકને જવાનું હોય ત્યાં માણસને સાથે મોકલે. એક દિવસ ડોકટર બહાર ગયેલા છે. અચાનક વીઝીટમાં જવું પડયું છે. પેશન્ટ અતિ બિમાર હોવાથી ઘેર મોડા આવે છે. આવતાંની સાથે જ પૂછે છે, બાળકો કયાં? પત્ની કહે છે. તેમના કાકાનાં ઘેર જમવા ગયા છે. ડોકટર પૂછે છે, એકલા ગયા છે કે કોઈ સાથે ગયું છે? પત્ની કહે, શું બાળકો મોટા થયા પછી એકલા ન જાય? તમારે શું એને બીકણ બનાવવા છે? પત્નીએ જરા આવેશથી કહ્યું. ડોકટર જમ્યા વગર ઊભા થઈ ગયા, અને પત્નીને કહેતા ગયા, હું છોકરાઓને બોલાવીને આવું છું. જેના પર ડોકટરની મોટર ફરી ગયેલી એને પાંચ વરસ થઈ ગયા છે. ડોકટર જ્યાં દરવાજાની બહાર નીકળે છે ત્યાં સામેથી એના ઘરભણી એક ટોળું આવી રહ્યું છે. ડોકટર વિચારે છે, આ બધા કેમ આવે છે? ત્યાં તો પોતાના પ્રિય સંતાનની લાશ નજરે પડે છે, સાથે આ પકડાયેલ યુવાન બીજો કોઈ નથી પણ જે પાંચ વરસ પહેલાં

"ઢાટયા હશે ત્યાંથી ડોકલા કરશે, કપટ તણાં એ કામજી,
'કાગ' અંતે ઉઘાડા પડશે, રોશે આતમ રામ,
જીવ તું છાના કરીશ નહિ કામજી."

હે જીવ! તું ગમે તેટલા છુપા પાપ કરીશ પણ કર્મથી છૂટીશ નહિ. જ્યાં જન્મ લઈશ ત્યાં કર્મ આવીને ઊભા રહેશે. પછી કહે કે ભોંમાંથી ભાલા ક્યાંથી નીકળ્યા? માટે કર્મ બાંધતાં વિચાર કરો. ડૉક્ટરના શ્રીમતીને ખબર પડી અને તે મૂર્છિત થઇ ગઈ. શુદ્ધિમાં આવ્યા પછી તે કહેવા લાગી, "મારા પ્રાણપ્યારા ફૂલ જેવા બાળકોની આ દશા! ડોકટરે પેલા માણસને છોડી મૂક્યો, પરંતુ બીજા માણસો કહે છે તેને સજા થવી જ જોઈએ. પણ ડોકટર બધાને વિદાય આપતાં કહે છે, મારે કંઈ જ કરવું નથી. ગમે તેમ કરીશ તોય મારા સંતાનો મને કાંઈ પાછા મળવાનાં નથી. બધા વિખરાયા એટલે બંને ઘરમાં આવ્યા, અને ખૂબ જ રડે છે, મૃતદેહોની અંતિમ ક્રિયા પતાવી નિવૃત્ત થાય છે ત્યાં પેલા માણસનો ફોન આવે છે. ડૉ. ના શ્રીમતીજી ફોન ઉપાડે છે. ડૉ. સાહેબ! મને એમ જ હતું કે આપ ખૂનનો બદલો ખૂનથી લેશો પણ આપે મને જીવનદાન આપ્યું છે. આપનો હું ખુબ જ આભાર માનું છું. મારે આપની પાસે માફી માંગવા આવવું છે તો ક્યારે આવું? ડોકટર કહે છે મારે તેને મળવું નથી. માટે ના પાડી દે. એ બિચારો માફી માંગવા આવતો હોય તો ના શા માટે પાડવી જોઈએ? તેણે કહી દીધું, કાલે સવારે નવ વાગે આવી શકો છો. ડોકટર સાહેબ મૌન રહ્યા.

બીજે દિવસે નવ વાગ્યે પેલા ભાઇ આવે છે તેના મુખ પર ખૂબ ઉદાસીનતા છે. ડૉ. ની ઇચ્છા તેને મળવાની નથી એટલે ડોકટરનાં શ્રીમતી ડૉકટરને પરાણે દીવાનખાનામાં બેસાડે છે. પેલા ભાઈએ બંને જણાની માફી માંગી ત્યાર પછી કહ્યું કે "પાંચ વરસ પહેલાં હું એક મોટર નીચે કચડાઈ ગયેલો તે મોટર વાળો તો પકડવાની બીકે એમને એમ ચાલ્યો ગયો પણ એક બીજી મોટર આવી અને મને હોસ્પીટલમાં લઇ ગયા. ત્યાં ડોકટરોએ મારા મગજનું ઓપરેશન કર્યું. હું બચી તો ગયો પણ જ્ઞાનતંતુ ખૂબ નબળા પડી ગયા. તેથી ત્રણ વરસ ગાંડો રહ્યો. બે વરસથી મને સારૂં છે, તેથી ઘરમાં બેસી રહેવું એનાં કરતાં કંઇક કરવું જોઇએ એમ વિચારી મને ડ્રાઈવીંગ કરતા આવડે છે તેથી હું તે ધંધે લાગ્યો. આજે પહેલ વહેલો જ નીકળ્યો હતો. મારી ટેક્ષીને મેં બ્રેક મારી પણ આગળ નીકળી ગઈ ને તમારા બે બાળકો આવી ગયા. આપ મને માફ કરો. હું બે બાળકોનો ઘાતક છું. આ સાંભળી ડોકટર કહે છે ભાઈ, તું નહિ પણ હું ઘાતક છું. તારા પર મોટર ફેરવનાર હું જ હતો. મને એમ કે હું બચી ગયો પણ કર્મ કોઈને છોડતા નથી. કર્મ સૌને ઈન્સાફ આપે છે. આમાં તારો કંઈ વાંક નથી, પણ મારી જ ભૂલનો

ભાઈ! મને મળ્યો છે. હું પણ તારી માફી માગું છું. આમ બન્ને પોતપોતાની ભૂલ માટે પશ્ચાતાપ કરે છે. એકવાર ભૂલ કરે તે દેવ, ભૂલ કરી માફી માગે તે માનવ, અને વારંવાર ભૂલ કરી છુપાવે તે દાનવ

ડોકટર કહે છે, "ભાઈ! તારે આટલું સહન કરવું પડ્યું એનો હું નિમિત્ત છું."

આ વાત સાંભળતાં યુવાનને એકદમ આઘાત લાગ્યો કે જેણે મારા ઉપર મોટર ફેરવી એના જ બાળકો પર મેં મોટર ફેરવી અને તે બંને મરી ગયાં! ત્યાં જ યુવાનનાં માથામાં સીવેલા ટાંકા તૂટી ગયા ને તે મૃત્યુ પામ્યો. આથી ડોકટરને ખૂબ દુઃખ થયું, અને અસાર સંસારનું સ્વરૂપ સમજાઈ ગયું કે આ સાધન દ્વારા કેટલાને એકસીડન્ટ થાય છે. કેટલાના મૃત્યુ પણ થઈ જાય છે. મોટર, સ્કૂટર વગેરે સાધનો વસાવી જાણો પણ વીંછી, કાનખજૂરા, ત્રસ સ્થાવર કેટલાનો કચ્ચરઘાણ વળશે, તે વિચાર કરતા નથી. અહીં આપણે પ્રમાદની વાત ચાલે છે. પાંચ પ્રમાદ જીવને સંસારમાં રઝળાવે છે, માટે દેખાદેખી છોડો. માનવભવરૂપી સાધન મળ્યું છે તેનો ઉપયોગ ધર્મક્રિયા કરવામાં કરી લ્યો. ધર્મ ઉપરચોટીયો નહિ પણ હૃદયપૂર્વક કરો. તેથી તેમાં રસ આવશે. દૂધપાકમાં તાવીથો ફર્યા કરે પણ તેને સ્વાદ આવે? ના. સ્વાદ તો જે ચાખે તે માણે. તેમ ધર્મનો સ્વાદ જે અનુભવે તેને આવે.

હિંસપ્પયાણં : ચપ્પુ, છરી, તલવાર, બંદુક, તોપ વગેરે બધા હિંસક સાધનો છે. આવાં સાધનો વસાવવાથી દોષ લાગે છે. વળી ઘણાને તો એવી આદત હોય છે કે બીજાને કહેતા ફરે "મારા ઘરે ઇલેકટ્રીક ઘંટી છે, દળવું હોય તો દળી જજો. અમારું ચપ્પુ સરસ ધારવાળું છે, કેરી છોલવી હોય તો લઈ જજો. ખમણી બહુ સારી છે. પાપ કરવું, કરાવવું અને અનુમોદન કરવું એમ બધામાં કર્મબંધ થાય છે.

તમારા નામની જેટલી વસ્તુ–વાસણો વગેરે હોય તે બધી મરતાં વોસરાવો નહિ તો પાપ સાથે આવે. આ શરીર પણ વોસરાવ્યું ન હોય તો તે બળતાં જે જીવો મરે, અગ્નિકાયના આરંભ થાય તે મરનારને લાગે છે. માટે સંથારો કરવાની ટેવ પાડો. સંથારો તો બહુ મોટી વાત છે સંથારો એટલે પથારાને સમેટવું. જેમ કોઈને પેઢી બંધ કરી સ્વદેશ જવું હોય તો તે પથારાને સમેટતો જાય છે. તેમ જેને સંસારની પેઢી બંધ કરવી છે તે સાધક આખા લોકમાં આશ્રવના પથારા પાથરી બેઠો છે તે આશ્રવના પથારાને સમેટી નાંખે એટલે કે સંથારો કરી આશ્રવના દ્વારને બંધ કરે છે. ધર્મી જીવ જેમ બને તેમ ઓછાં સાધનો એકઠાં કરે અને એકઠાં કરેલાં સાધનોને અને સંસારના દરેક પદાર્થના મમત્વને મરતાં પહેલા વોસરાવતા જાય છે.

પાવકમ્મોવએસં : એટલે પાપ કરવાનો ઉપદેશ આપવો. તમારી તો હજાર વાર

છે તો બંગલો બંધાવો ને, શા માટે ઝુંપડામાં પડયા છો? ૫૦૦ માણસની
નાં શું શું જોઇએ એ મને પૂછજો. મને બધી ખબર પડે છે. આવું બોલનાર જીવ
ર્થાદંડે દંડાય છે. માટે તેનાથી બચો.

આઠમા વ્રતના પાંચ અતિચાર છે, એ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન....૮૯

### આસો વદ ૧૨ શુક્રવાર તા. ૧૫-૧૦-૭૧

અનંતજ્ઞાની ભગવાન વીરે સિદ્ધાંત દ્વારા સમજાવ્યા. સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનું નામ સિદ્ધાંત.

અહીં નિષધકુમારનો અધિકાર ચાલે છે નિષધકુમાર ભગવાન નેમનાથનો બોધ સાંભળી તરબોળ બની રહ્યા છે. ભગવાન અનર્થાદંડનું સ્વરૂપ સમજાવી રહ્યાં છે. ઘણાં જીવોને પોતાનો અંગત સ્વાર્થ કાંઈ ન હોય તો પણ બીજાનાં કાર્યમાં માથા મારવાની ટેવ હોય છે. તેનાથી પોતાનો કાંઈ અર્થ સરતો નથી. નવરો માણસ જો અપધ્યાન અને પ્રમાદમાં પડી જાય તો ઘણાં કર્મો બાંધે છે. પાપ કર્મનો ઉપદેશ આપે છે, અને ફાવે તેમ જીભને ચલાવે છે, અને કર્મથી ભારે બને છે. જેમ ભારે થએલી તુંબડી ડૂબે છે તેમ ભારે કર્મી આત્મા સંસારમાં સ્થ્યોપથ્યો રહી ડૂબે છે.

સૌને બધું મૂકીને મરી જવાનું છે. જીવ એકલો આવ્યો છે, એકલો જવાનો છે. પુદગલો, પરિવાર કે સ્વજનો કોઈના થયા નથી અને થવાના પણ નથી. સચ્ચિદાનંદ આત્મસ્વરૂપમાં ઉપયોગ મૂકી નિજસ્વરૂપમાં લીન બને તો કર્મના થોકને ખપાવે.

આઠમા વ્રતનાં પાંચ અતિચાર છે. તે જાણવા પણ આદરવા નહિ. કંદર્પે એટલે કામ વિકાર વધે તેવી વાતો કરવી. વિકારો જાગે તેવી કથાઓ વાંચવી, તેવા નાટક-સીનેમા જોવા. તેમ કરવાથી મોહમાયામાં જીવ લપટાય અને જોયેલાનું અનુકરણ કરતાં શીખે છે. દેખાદેખી કરે છે. નવા નવા નખરા કરે છે. ફિલ્મમાં પણ મોહનાં ચાળા આવે ત્યારે તાલીઓના ગડગડાટ કરે છે. નાટક વગેરે જોતાં વન્સમોર (એકવાર વધારે) કરે છે, કારણ કે વિકાર વહાલો છે, પણ તેનાથી પતન થશે તેમ સમજાતું નથી. કિંપાકના

હોય. દેખવામાં સુંદર હોય છે, તેનો સ્પર્શરસ પણ સુંદર હોય છે, પણ તેને ખાનાર મૃત્યુ પામે છે. તેમ સંસારના ભોગવિલાસમાં સુખ દેખાતું હોય પણ પરિણામે દુઃખરૂપ છે.

સમ્યગ્દૃષ્ટિ આત્મ–ઉપયોગમાં રમણ કરનારને વિષયનો રસ વિષ સરીખો લાગે છે. સંસારમાં ભૌતિક સુખોના ઢગલા હોય તો પણ તેને ચેન પડતું નથી. ખૂબ ભૂખ લાગી હોય અને ઇષ્ટ ભોજનની પ્રાપ્તિ થાય પણ કોઈ કહે એમાં ઝેર છે તો તમે ખાશો? ના, કારણ કે એમાં જે ઝેર છે તે મારનાર છે, તે બરાબર સમજાણું છે. વિષયમાં ઝેર છે તે બરાબર સમજાણું છે ખરું? જ્ઞાની પુરૂષોના મહદ્ વાક્યમાં વિશ્વાસ છે? જેને વિશ્વાસ હોય તે વિષયના ચૂથણા ચૂંથે ખરાં? પદાર્થોમાં મનોજ્ઞ અને અમનોજ્ઞ ભાવ કરે ખરા? જ્ઞાનીને દરેક પદાર્થમાં પુદ્ગલનો પીંડ દેખાય. તેનાથી આત્માનું સ્વરૂપ અનોખું લાગે. તુચ્છ પદાર્થો માટે આત્માને વેચી ન દે. શાશ્વતને છોડી અશાશ્વતમાં રાચે નહિ.

"अधुवे असासयम्मि संसारम्मि दुक्ख पउराए ।
किं नाम होज्ज तं कम्मयं जेणाहं दुग्गइं न गच्छेज्जा ॥ ઉ. અ. ૮–૧

અધ્રુવ, અશાશ્વત ને દુઃખથી ભરેલા સંસારમાં શું 'એવું' કાર્ય કરૂં કે જેનાથી દુર્ગતિમાં ન જવું પડે? આવો પ્રશ્ન તમને ક્યારેય થાય છે? સિદ્ધપદ ક્યાં અને આત્મા રઝળે છે ક્યાં? સહજાનંદ–હીરા જેવો આત્મા ઉકરડામાં પડયો છે. સ્થાનભ્રષ્ટ થયો છે. ભગવાન કહે છે. તારૂં સ્થાન शिव–मयल–मरुय–मणंत–मक्खय–मव्वाबाह ઉપદ્રવ રહિત અચલ, રોગ રહિત, મરણ રહિત, ક્ષયરહિત, બાધાપીડારહિત છે. આ સ્થાન ધ્રુવ, અચળ, અને અનુપમ છે. જ્યાં ગયા પછી પાછા આવવાનું નથી. ત્યાં એરોપ્લેન ન જઈ શકે. માનવનાં જન્મમાંથી જ ત્યાં જઈ શકાય.

"માનવનો જન્મ છે મુક્તિનું બારણું, મહાવીરનો ધર્મ છે મુક્તિનું પારણું,
સુંદર આ દેહ મળ્યો, ગુરૂવરનો સ્નેહ મળ્યો, આવો અવસર નહિ આવે ફરીવાર"....(૨)

મોક્ષમાં શાશ્વતવાસ છે. ઘણી મહેનતથી ત્યાં પહોંચાય છે. અમુક ક્રિયા કરી લીધી અને મોક્ષ પ્રાપ્ત થઈ જશે એમ નહિ માનતા. લાખનો હીરો એક આનામાં ખરીદવા માગતા હો તો મળી શકે નહિ. આજે ઘણાં જીવો ધર્મક્રિયા કરશે, માસખમણ, અઠ્ઠાઈ આદિ કરીને તેના ફળની ઈચ્છા રાખશે. આટલી તપશ્ચર્યા કરવાથી વાસણ, રોકડ વગેરે મળશે. ભૌતિક પદાર્થોને મેળવવા માટે તપાદિ કોઈ અનુષ્ઠાન કરવાના નથી, પણ સર્વ કર્મથી મુક્ત બની મોક્ષના શાશ્વતસ્થાનને પામવા માટે સર્વ ધાર્મિક ક્રિયા કરવાની છે.

દૃષ્ટાંત : એક ડોશીમા ૮૪ વર્ષની ઉંમરના હતાં, પણ હંમેશાં સવારમાં વહેલા ઊઠી ગામ બહાર ગોબર લેવા માટે જાય. એક વખત શિયાળાની રાત્રી છે. ખૂબ ઠંડી પડી

છે. તે વખતે ચાર વાગ્યામાં માજી સુંદલી લઈ ગોબર વીણી રહ્યા છે. તે ગામના રાજા ઘોડા ઉપર બેસી ત્યાંથી નીકળે છે. તેમની નજર ડોશીમા ઉપર પડે છે. ડોશીને જોઇ તેમને દયા આવી જાય છે. અને વિચાર કરે છે. "મારા રાજ્યમાં આવા દુઃખી માણસો વસે છે કે જેને આટલી ઉંમરે આવી ઠંડીમાં આવી રીતે હેરાન થવું પડે છે." તે રાજા ડોશી પાસે જાય છે. ઘોડા પરથી નીચે ઉતરી ડોશીને કહે છે, "માજી! તમે અત્યારે કેમ નીકળ્યા છો? હું આ ગામનો રાજા છું. આપને જે ઇચ્છા હોય તે માગી લ્યો, જેથી આ ઉમરે હેરાન ન થવું પડે." ડોશીમા રાજા સામે દષ્ટિ કરે, અને કહે છે, જો આપ ખરેખર રાજા હો તો આ ગામના બધા બળાંઓને રોકી દો, કે મારી છાણની બે ટોપલી ભરાય નહીં ત્યાં સુધી કોઇએ આ વગડામાંથી છાણ લેવું નહિ." આ સાંભળી રાજાને હસવું આવે છે. તે કહે છે "માજી! હું કોણ છું તેનો તો તમે વિચાર કરો. કોઇ ગામ માગો. ગરાસ માગો. સોનું રૂપું માગો, પણ માજી તો એક જ વાત કરે છે– તમારે મને આપવું હોય તો મેં કહ્યું તેમ કરી આપો. મારે બીજું કાંઈ જોઇતું નથી.

તમને કોઇ માગવાનું કહે તો શું માગો? ખૂબ વિચારશો તો ખબર પડશે કે આ ડોશીમાથી તમે પણ ઉતરો તેમ નથી. ભગવાનનું સ્મરણ કરો; જાપ કરો, અને કહો કે, "હે દીનાનાથ! મારો ધંધો ધીખતો ચાલે, દીકરાને સારી નોકરી મળી જાય. સૌની તબિયત સારી રહે અને લીલીવાડી જોઇને હું જાઉં તેમ કરજે." આ ગોબરની માંગણી નથી તો બીજું શું છે?

> "દોડયા દિનરાત શું એ મૃગજળમાં મોહ ધરી,
> આવ્યો વિચાર ના કે આખર શી થાશે ગતિ,
> સેવ્યા પગ પામરનાં વિષયમાં શું અંધ બની,
> સેવ્યા નહીં ચરણ તારા ગોબરનાં ગુલામ બની,
> જીવડો શું આજે મુંઝાઇ રહ્યો રે....
> ભૂલ્યા તારૂં નામ વખત વહી ગયો રે....

મૃગજળ સમા સાંસારિક વૈભવો હોવા છતાં જીવ તેની પાછળ દોટ મૂકે છે, વિષયમાં અંધ બની ગોબરનો ગુલામ બને છે. મોહમાં અંધ બનેલો માનવી લક્ષ્મી અને અધિકારમાં વધારો કરે છે. પણ જ્ઞાની પુરૂષો શું કહે છે "લક્ષ્મી અને અધિકાર વધતાં શું વધ્યું તે તો કહો?" આ પ્રશ્ન કાંઈ ઓછો તાત્ત્વિક છે? દીકરાનો જન્મ થયો પણ આનો સંસાર વધ્યો કે બીજું કાંઈ? પૈસામાં વધારો થયો, તમે ચુંટાઈ ને અમલદારની પદવી પર આવ્યા, પણ આ બધામાંથી સંસારની જ વૃદ્ધિ થઈ ને! આ બધામાંથી તારા આત્માને શો ફાયદો? તેનો કદી વિચાર આવે છે? જે તમારી સાથે આવવાનું છે તેને માટે તમે શું કરો છો? કાંઈ જ નહિ. અને જે સાથે નથી આવવાનું તેની પાછળ કેટલી દોટ મૂકો છો? પમંનું

કર્મ ઘુમાવ્યા કરે છે. આ ફજેતફાળકાનું ઉપરનું ખાનું દેવલોકનું છે. નીચેનું ખાનું નારકીનું છે અને બાજુના બે મનુષ્ય અને તિર્યંચ ગતિના છે. કર્મ જીવને નીચેથી ઉપર અને ઉપરથી નીચે એમ પછાડયા કરે છે. હવે એનો અંત લાવવો હોય તો પુરૂષાર્થ કરો.

ચાર ગતિની ચોપાટમાં જીવ ખેલ્યા કરે છે. ચોપાટની સોગઠી વચ્ચે આવી જાય એટલે કે ઘરમાં આવી જાય તો તેને ભમવું પડતું નથી. આ જીવ પણ જો પોતાના ઘરમાં આવી જાય તો તેને પરિભ્રમણ કરવાનું રહેતું નથી.

કુમતિમાં રાચી રહેલા જીવને સુમતિ બોલાવે છે. હવે અહીં આવો. તમારા કચરા કાઢી તમને સ્વચ્છ બનાવું, સંયમની લગની લગાડું, સંસારનાં રંગરાગથી દૂર કરી અહિંસા, સત્ય, આદિ વ્રતોમાં વૃત્તિને સ્થાપું.

જીવ વ્રતમાં આવે તો તેનાં પગલાં ઉપાશ્રયમાં થાય, સીનેમાગૃહમાં નહિ. વીતરાગના માર્ગને અપનાવનાર સીનેમા જોવા જાય તો તેની આબરુ શી ? દારૂપીઠા પાસે થઈને સજ્જન પુરૂષો પસાર પણ ન થાય, કારણ કે તેને એમ થાય કે કોઈ મને અહીં જોશે તો મારા માટે શંકા કરશે. ફીલ્મમાં જતાં શરમ આવે છે ? પૈસા આપી વિષયને શા માટે પોષો છો ? ભારત દેશ સંસ્કૃતિપ્રધાન દેશ છે, પણ આજે સંસ્કૃતિનો હ્રાસ થતો જાય છે.

આઠમા વ્રતનાં પાંચ અતિચાર છે. તેમાં બીજો અતિચાર છે કુકુઇએ. વિકાર વધે તેવી ચેષ્ટા કરવી તે કુકુઈએ છે. ત્રીજો અતિચાર મોખર્ય છે. સંબંધ વિનાનું અને જરૂર વિનાનું બહુ બોલ્યા કરવું તે મુહરીએ છે. અસભ્ય અને અવિવેકી વચનો બોલનાર દરેક જગ્યાએ તિરસ્કારને પાત્ર બને છે. જેનાં જીવનમાં વચન પર સંયમ નથી, તેના જીવનમાં કલેશો અને ઝઘડાઓ થાય છે. બહુ બોલનાર માનસિક શાંતિ ગુમાવે છે. વિચાર કર્યા વગર બોલ-બોલ કરવાથી અનર્થાદંડ લાગે છે માટે સુજ્ઞપુરૂષે આ અતિચારથી બચવું જોઈએ.

પ્રયોજન વિના હિંસક સાધનો અન્યને આપવા તેનાથી આઠમા વ્રતનો ચોથો અતિ-ચાર સંજુત્તાહિગરણે લાગે છે. ઘણાંને એવી ટેવ હોય છે કે પોતાને ત્યાં છરી, કાતર વિ. સાધનો હોય તો બીજાને કહે, તમારે કેરી આદિ કાપવી હોય તો મારી છરી લઈ જજો. બહુ સરસ છે. આમ બોલવાથી અનર્થાદંડ લાગે છે.

ઉપભોગ-પરિભોગ અઈરત્તે-પોતાની જરૂરિયાત કરતાં વિશેષ પ્રમાણમાં ઉપભોગ-પરિભોગનાં સાધનો રાખવાં અને તેમાં અતિરક્ત બનીને રહેવું, જરૂરી વસ્તુમાં પણ ઘટાડો કરવો તે આર્યતા છે. અને બિનજરૂરી ચીજોને એકઠી કરવી તે અનાર્યતા છે.

અનર્થાદંડથી નિવર્તે તે સામાયિક વ્રતમાં આવી શકે. જેના વડે આત્માનો લાભ થાય તે સામાયિક છે. ઊંચ-નીચના, શત્રુ-મિત્રના ભેદ વિના સમભાવ કેળવવો તે સામાયિક

સાચું સ્વરૂપ સમજાણું નથી અને જો સમજાણું છે તો ધર્મનું આચરણ કરતાં તમને અટકાવે છે. અનંત ગુણોનો સ્વામી આત્મા છે તેને ભૂલી જડમાં જ કેમ રાચી રહ્યા છો?

દેવલોકમાં અઢળક સાહ્યબી હોવા છતાં જ્ઞાની પુરૂષો માનવનાં અવતારને વખાણે છે. કારણ કે ઔદારિક શરીર મુક્તિ મેળવવામાં સહાયક છે. નારકી ને દેવો અપચ્ચખાણી અને અવિરતી છે. દેવો ૪૦ કરોડ ગાઉનાં જંબુદ્વીપને કુંવર કુંવરીના જોડલાથી ભરી દે એવી શક્તિ ધરાવે છે. આવા શક્તિસંપન્ન દેવો પોતાની શક્તિને પરમાં ફેરવી શકે છે પણ સ્વમાં ફેરવી શકતા નથી.

માનવને શક્તિને સ્વમાં ફેરવવાની તાકાત છે. જડનો મોહ ઓછો કરી સ્વતત્વને નિહાળો. દ્રવ્ય-ગુણ પર્યાયની વિચારણા કરો. તેનાથી કર્મની લેખડો ઊડી જશે તમારા હૃદયમાં કોનું સ્ટાન્ડર્ડ ઉંચું છે? આત્માનું કે કર્મનું?

ઘણા બ્હેનો અહીં આવે તો પણ આ સાડલો ક્યાં ભરાવ્યો, આ ઘરેણું કોની પાસે ઘડાવ્યા વગેરે વાતો કરે. કોઈને ત્યાં બેસવા જાય તો પણ બધી વસ્તુ ધ્યાનમાં રાખી લે અને પોતાને ત્યાં કઈ વસ્તુ નથી તે ઘેર આવી કહે. આ બધામાં રચ્યાપચ્યા રહો છો તેનાં કરતાં મહાપુરૂષોના સમાગમમાં આવો અને તેમનામાં રહેલા સદ્ગુણોને તમારા જીવનમાં વિકસાવો.

જેને વિષયનો રસ વિષ સરખો લાગે તેને સંસારના કોઈ પદાર્થમાં મન લાગે નહિ. કોઈને ત્યાં તમે જમવા ગયા અને તેનાં ભોજનમાં ઝેર હોય, તમે તે ખાધું અને ગાંડ બચી ગયા, તો ફરી તે ઘરે જમવા જાવ ખરાં? ના. તેના ઘર સામું પણ ન જુઓ.

આ સંસાર ઝેર રૂપ છે. તે તમને ક્યારે સમજાશે? ઝેર લાગે તો મન ઉઠી જાય. સત્યને સમજી મોહના ચાળા મૂકી આત્મા તરફ દૃષ્ટિ કરો. આ જ કરવા જેવું છે.

"રત્નને મૂકીને પથ્થરની પાછળ ભમી ભમીને કાંઈ શિર પટકાવી,
સમજ પડયા પહેલા સઘળુંએ ખોવે....કરી ના કમાણી ગુમાવી શું રોવે!
ગઈ હાથ બાજી પછી શું તું રોવે!"

જીવ ધર્મરૂપી રત્નને મૂકી પુદ્ગલરૂપ પથ્થરાની પાછળ દોટ મુકે છે. બે ઘડી સામાયિક કરવી હોય તો ન કરે અને ગલાતલામાં કલાકો વીતાવી દે. ગામ ગપાટા મારી થાકી જાય તો શાંત મગજ કરવા થીએટરમાં જાય, પણ ઉપાશ્રયમાં ન આવે. તમને પ્રેયસની ભૂખ છે કે શ્રેયસની? અનાદિથી જડમાં તો પડયા છો, હવે ચૈતન્યને નિહાળો. તેના ગુણો તરફ દૃષ્ટિ કરો. તેના ઉપયોગમાં રમતાં ધર્મ થશે અને સંસાર ભાવમાં રમતાં કર્મ બંધાશે. કર્મ અને ધર્મ એ બંનેના રા (અઢી) અક્ષર છે. ક ની જગ્યાએ ધ મૂકી દયો. કર્મને લીધે સંસારનું પરિભ્રમણ છે. ચાર ગતિના ચકાવા રૂપ ફ્જેત ફાળકામાં

કર્મ ઘુમાવ્યા કરે છે. આ ફજેતફાળકાનું ઉપરનું ખાનું દેવલોકનું છે. નીચેનું ખાનું નારકીનું છે અને બાજુના બે મનુષ્ય અને તિર્યંચ ગતિના છે. કર્મ જીવને નીચેથી ઉપર અને ઉપરથી નીચે એમ પછાડયા કરે છે. હવે એનો અંત લાવવો હોય તો પુરૂષાર્થ કરો.

ચાર ગતિની ચોપાટમાં જીવ ખેલ્યા કરે છે. ચોપાટની સોગઠી વચ્ચે આવી જાય એટલે કે ઘરમાં આવી જાય તો તેને ભમવું પડતું નથી. આ જીવ પણ જો પોતાના ઘરમાં આવી જાય તો તેને પરિભ્રમણ કરવાનું રહેતું નથી.

કુમતિમાં રાચી રહેલા જીવને સુમતિ બોલાવે છે. હવે અહીં આવો. તમારા કચરા કાઢી તમને સ્વચ્છ બનાવું, સંયમની લગની લગાડું, સંસારનાં રંગરાગથી દૂર કરી અહિંસા, સત્ય, આદિ વ્રતોમાં વૃત્તિને સ્થાપું.

જીવ વ્રતમાં આવે તો તેનાં પગલાં ઉપાશ્રયમાં થાય, સીનેમાગૃહમાં નહિ વીતરાગના માર્ગને અપનાવનાર સીનેમા જોવા જાય તો તેની આબરુ શી ? દારૂપીઠા પાસે થઈને સજ્જન પુરૂષો પસાર પણ ન થાય, કારણ કે તેને એમ થાય કે કોઈ મને અહીં જોશે તો મારા માટે શંકા કરશે. ફીલ્મમાં જતાં શરમ આવે છે ? પૈસા આપી વિષયને શા માટે પોષો છો ? ભારત દેશ સંસ્કૃતિપ્રધાન દેશ છે, પણ આજે સંસ્કૃતિનો હ્રાસ થતો જાય છે.

આઠમા વ્રતનાં પાંચ અતિચાર છે. તેમાં બીજો અતિચાર છે કુકુઈએ. વિકાર વધે તેવી ચેષ્ટા કરવી તે કુકુઈએ છે. ત્રીજો અતિચાર મોખર્ય છે. સંબંધ વિનાનું અને જરૂર વિનાનું બહુ બોલ્યા કરવું તે મુહરીએ છે. અસભ્ય અને અવિવેકી વચનો બોલનાર દરેક જગ્યાએ તિરસ્કારને પાત્ર બને છે. જેનાં જીવનમાં વચન પર સંયમ નથી, તેના જીવનમાં ક્લેશો અને ઝઘડાઓ થાય છે. બહુ બોલનાર માનસિક શાંતિ ગુમાવે છે. વિચાર કર્યા વગર બોલ-બોલ કરવાથી અનર્થાદંડ લાગે છે માટે સુજ્ઞપુરૂષે આ અતિચારથી બચવું જોઈએ.

પ્રયોજન વિના હિંસક સાધનો અન્યને આપવા તેનાથી આઠમા વ્રતનો ચોથો અતિચાર સંજુત્તાહિગરણે લાગે છે ઘણાંને એવી ટેવ હોય છે કે પોતાને ત્યાં છરી, કાતર વિ. સાધનો હોય તો બીજાને કહે, તમારે કેરી આદિ કાપવી હોય તો મારી છરી લઈ જજો. બહુ સરસ છે. આમ બોલવાથી અનર્થાદંડ લાગે છે.

ઉપભોગ-પરિભોગ અઈરિત્તે-પોતાની જરૂરિયાત કરતાં વિશેષ પ્રમાણમાં ઉપભોગ-પરિભોગનાં સાધનો રાખવાં અને તેમાં અતિરક્ત બનીને રહેવું, જરૂરી વસ્તુમાં પણ ઘટાડો કરવો તે આર્યતા છે. અને બિનજરૂરી ચીજોને એકઠી કરવી તે અનાર્યતા છે.

અનર્થાદંડથી નિવર્તે તે સામાયિક વ્રતમાં આવી શકે. જેના વડે આત્માનો લાભ થાય તે સામાયિક છે. ઊંચ-નીચના, શત્રુ-મિત્રના ભેદ વિના સમભાવ કેળવવો તે સામાયિક

સાચું સ્વરૂપ સમજાણું નથી અને જો સમજાણું છે તો ધર્મનું આચરણ કરતાં તમને અટકાવે છે. અનંત ગુણોનો સ્વામી આત્મા છે તેને ભૂલી જડમાં જ કેમ રાચી રહ્યા છો?

દેવલોકમાં અઢળક સાહ્યબી હોવા છતાં જ્ઞાની પુરૂષો માનવનાં અવતારને વખાણે છે. કારણ કે ઔદારિક શરીર મુક્તિ મેળવવામાં સહાયક છે. નારકી ને દેવો અપચ્ચખાણી અને અવિરતી છે. દેવો ૪૦ કરોડ ગાઉનાં જંબુદ્વીપને કુંવર કુંવરીના જોડલાથી ભરી દે એવી શક્તિ ધરાવે છે. આવા શક્તિસંપન્ન દેવો પોતાની શક્તિને પરમાં ફેરવી શકે છે પણ સ્વમાં ફેરવી શકતા નથી.

માનવને શક્તિને સ્વમાં ફેરવવાની તાકાત છે. જડનો મોહ ઓછો કરી સ્વતત્વને નિહાળો. દ્રવ્ય-ગુણ પર્યાયની વિચારણા કરો. તેનાથી કર્મની ભેખડો ઊડી જશે તમારા હૃદયમાં કોનું સ્ટાન્ડર્ડ ઉચું છે? આત્માનું કે કર્મનું?

ઘણા બ્હેનો અહીં આવે તો પણ આ સાડલો કયાં ભરાવ્યો, આ ઘરેણાં કોની પાસે ઘડાવ્યા વગેરે વાતો કરે. કોઈને ત્યાં બેસવા જાય તો પણ બધી વસ્તુ ધ્યાનમાં રાખી લે અને પોતાને ત્યાં કઈ વસ્તુ નથી તે ઘેર આવી કહે. આ બધામાં રચ્યાપચ્યા રહો છો તેનાં કરતાં મહાપુરૂષોના સમાગમમાં આવો અને તેમનામાં રહેલા સદ્ગુણોને તમારા જીવનમાં વિકસાવો.

જેને વિષયનો રસ વિષ સરખો લાગે તેને સંસારના કોઈ પદાર્થમાં મન લાગે નહિ. કોઇને ત્યાં તમે જમવા ગયા અને તેનાં ભોજનમાં ઝેર હોય, તમે તે ખાધું અને માંડ બચી ગયા, તો ફરી તે ઘરે જમવા જાવ ખરાં? ના. તેના ઘર સામું પણ ન જુઓ.

આ સંસાર ઝેર રૂપ છે. તે તમને કયારે સમજાશે? ઝેર લાગે તો મન ઉઠી જાય. સત્યને સમજી મોહના ચાળા મૂકી આત્મા તરફ દૃષ્ટિ કરો. આ જ કરવા જેવું છે.

"રત્નને મૂકીને પથ્થરાની પાછળ ભમી ભમીને કાંઇ શિર પટકાવી,
સમજ પડયા પહેલા સઘળુંએ ખોવે....કરી ના કમાણી ગુમાવી શું રોવે!
ગઈ હાથ બાજી પછી શું તું રોવે!"

જીવ ધર્મરૂપી રત્નને મૂકી પુદ્ગલરૂપ પથ્થરાની પાછળ દોટ મુકે છે. બે ઘડી સામાયિક કરવી હોય તો ન કરે અને ગલાતલામાં કલાકો વીતાવી દે. ગામ ગપાટા મારી થાકી જાય તો શાંત મગજ કરવા થીએટરમાં જાય, પણ ઉપાશ્રયમાં ન આવે. તમને પ્રેયસની ભૂખ છે કે શ્રેયસની? અનાદિથી જડમાં તો પડયા છો, હવે ચૈતન્યને નિહાળો. તેના ગુણો તરફ દૃષ્ટિ કરો. તેના ઉપયોગમાં રમતાં ધર્મ થશે અને સંસાર ભાવમાં રમતાં કર્મ બંધાશે. કર્મ અને ધર્મ એ બંનેના રા (અઢી) અક્ષર છે. ક ની જગ્યાએ ધ મૂકી દયો. કર્મને લીધે સંસારનું પરિભ્રમણ છે. ચાર ગતિના ચકરાવા રૂપ ફજેત ફાળકામાં

કર્મ ઘુમાવ્યા કરે છે. આ ફ્જેતફાળકાનું ઉપરનું ખાનું દેવલોકનું છે. નીચેનું ખાનું નારકીનું છે અને બાજુના બે મનુષ્ય અને તિર્યંચ ગતિના છે. કર્મ જીવને નીચેથી ઉપર અને ઉપરથી નીચે એમ પછાડયા કરે છે. હવે એનો અંત લાવવો હોય તો પુરુષાર્થ કરો.

ચાર ગતિની ચોપાટમાં જીવ ખેલ્યા કરે છે. ચોપાટની સોગઠી વચ્ચે આવી જાય એટલે કે ઘરમાં આવી જાય તો તેને ભમવું પડતું નથી. આ જીવ પણ જો પોતાના ઘરમાં આવી જાય તો તેને પરિભ્રમણ કરવાનું રહેતું નથી.

કુમતિમાં રાચી રહેલા જીવને સુમતિ બોલાવે છે. હવે અહીં આવો. તમારા કચરા કાઢી તમને સ્વચ્છ બનાવું, સંયમની લગની લગાડું, સંસારનાં રંગરાગથી દૂર કરી અહિંસા, સત્ય, આદિ વ્રતોમાં વૃત્તિને સ્થાપું.

જીવ વ્રતમાં આવે તો તેનાં પગલાં ઉપાશ્રયમાં થાય, સીનેમાગૃહમાં નહિ. વીતરાગના માર્ગને અપનાવનાર સીનેમા જોવા જાય તો તેની આબરુ શી? દારૂપીઠા પાસે થઈને સજ્જન પુરૂષો પસાર પણ ન થાય, કારણ કે તેને એમ થાય કે કોઈ મને અહીં જોશે તો મારા માટે શંકા કરશે. ફીલમમાં જતાં શરમ આવે છે? પૈસા આપી વિષયને શા માટે પોષો છો? ભારત દેશ સંસ્કૃતિપ્રધાન દેશ છે, પણ આજે સંસ્કૃતિનો હ્રાસ થતો જાય છે.

આઠમા વ્રતનાં પાંચ અતિચાર છે. તેમાં બીજો અતિચાર છે કુકુઈએ. વિકાર વધે તેવી ચેષ્ટા કરવી તે કુકુઈએ છે. ત્રીજો અતિચાર મૌખર્ય છે. સંબંધ વિનાનું અને જરૂર વિનાનું બહુ બોલ્યા કરવું તે મુહરીએ છે. અસભ્ય અને અવિવેકી વચનો બોલનાર દરેક જગ્યાએ તિરસ્કારને પાત્ર બને છે. જેનાં જીવનમાં વચન પર સંયમ નથી, તેના જીવનમાં ક્લેશો અને ઝઘડાઓ થાય છે. બહુ બોલનાર માનસિક શાંતિ ગુમાવે છે. વિચાર કર્યા વગર બોલ-બોલ કરવાથી અનર્થાદંડ લાગે છે માટે સુજ્ઞપુરૂષે આ અતિચારથી બચવું જોઈએ.

પ્રયોજન વિના હિંસક સાધનો અન્યને આપવા તેનાથી આઠમા વ્રતનો ચોથો અતિચાર સંજુત્તાહિગરણે લાગે છે. ઘણાંને એવી ટેવ હોય છે કે પોતાને ત્યાં છરી, કાતર વિ. સાધનો હોય તો બીજાને કહે, તમારે કેરી આદિ કાપવી હોય તો મારી છરી લઈ જજો. બહુ સરસ છે. આમ બોલવાથી અનર્થાદંડ લાગે છે.

ઉપભોગ-પરિભોગ અઈરિત્તે-પોતાની જરૂરિયાત કરતાં વિશેષ પ્રમાણમાં ઉપભોગ-પરિભોગનાં સાધનો રાખવાં અને તેમાં અતિરક્ત બનીને રહેવું, જરૂરી વસ્તુમાં પણ ઘટાડો કરવો તે આર્યતા છે. અને બિનજરૂરી ચીજોને એકઠી કરવી તે અનાર્યતા છે.

અનર્થાદંડથી નિવર્તે તે સામાયિક વ્રતમાં આવી શકે. જેના વડે આત્માનો લાભ થાય તે સામાયિક છે. ઊંચ-નીચના, શત્રુ-મિત્રના ભેદ વિના સમભાવ કેળવવો તે સામાયિક

છે. જેને બેઘડીની સામાયિક પર પ્રીતિ હોય તેને યાવત્ જીવન સામાયિક પર પણ પ્રીતિ હોય. તેવા જીવને સામાયિક પાળતાં આંખમાં આંસુ આવી જાય. યાવત્ જીવન ચારિત્ર નથી લેવાતું, એટલે સામાયિક વ્રતને પાળવું પડે છે. આશ્રવનાં દરવાજા ખુલ્લા થતાં ચોરો આત્મધન લૂંટી જશે.

ઘણાને સામાયિકમાં ટાઈમ પસાર થતો નથી. કારણ કે સામાયિકમાં શું કરવાનું છે તેની સુઝ પડતી નથી. નવી વહુ પરણીને આવે તેને શું કામ કરવું તે ખબર ન પડે, પણ પરિચિત થયા પછી એક પછી એક કામ કરવા લાગે છે. તેમ સામાયિકનો અભ્યાસ થઈ ગયા પછી ઘણાં કામ નીકળી પડે છે. સમભાવની ક્રિયામાં બે ઘડી ક્યાં ચાલી જાય તે ખબર પડતી નથી.

सामाइएणं भन्ते । जीवे किं जणयइ ? सामाइएणं सावज्जजोगविरइं जणयइ ॥

સામાયિક કરવાથી શો લાભ થાય ? સામાયિક કરવાથી સાવદ્યયોગની વિરતી થાય છે. કાલાવસેસીય અણગારે સ્થવીર ભગવતોને છ પ્રશ્ન પૂછયા હતા. સામાયિક અને સામાયિકનો અર્થ શું ? પચ્ચખાણ અને તેનો અર્થ, સંયમ અને તેનો અર્થ, વિવેક અને તેનો અર્થ તથા કાઉસગ્ગ અને તેનો અર્થ શું ?

आया सामाइए, आया सामाइयस्स अट्ठे जाव विउस्सग्ग अट्ठे ।

આત્મા તે જ સામાયિક છે અને સામાયિકનો અર્થ પણ આત્મા છે. એમ પ્રતિક્રમણ, પ્રતિક્રમણનો અર્થ, સંયમ, સંયમનો અર્થ, સંવર, સંવરનો અર્થ, વિવેક વિવેકનો અર્થ, કાઉસગ્ગ અને કાઉસગ્ગનો અર્થ આત્મા છે. આત્મા અરૂપી છે, સામાયિક પણ અરૂપી છે. ઘણાં સામાયિકને જડની ક્રિયા કહે છે. પણ તે વાત ખોટી છે. જડભાવથી નિવૃત્ત થનાર સાવદ્યયોગનો ત્યાગ કરી શકે છે. સામાયિકને જડની ક્રિયા કહેનાર ઉત્સૂત્રની પરૂપણા કરે છે. ક્રિયામાં જે અશુદ્ધિ આવી ગઈ છે તેને અવશ્ય ટાળવા જેવી છે, પણ કરવા જેવી નથી એવો ઉપદેશ કદી ન આપવો. સામાયિકમાં દ્રવ્યથકી સાવદ્યયોગનાં પચ્ચખાણ, ક્ષેત્ર થકી ૧૪ રાજલોક પ્રમાણે, કાળ થકી બે ઘડી અને ભાવ થકી છ કોટીએ પ્રત્યાખ્યાન કરવાનાં છે.

શુદ્ધભાવે એક સામાયિક કરવામાં આવે તો ૯૨૫૯૨૫૯૨૫ પલ્યોપમ ઝાઝેરા નારકીનાં નદાવા (દાવો નહિ) થાય. એક સામાયિકનું આટલું ફળ છે. તમને સામાયિક પર પ્રીતિ છે ? કેટલાકને તો સામાયિક કરવી ગમતી નથી. આત્માની શુદ્ધિકરણની ક્રિયા તે સામાયિક છે. સામાયિક ચારિત્ર એ આત્મશુદ્ધિની શરૂઆત છે અને યથાખ્યાત ચારિત્ર તે પૂર્ણાહૂતિ છે.

સામાયિકના વિશેષ ભાવો અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન...૯૦

### આસો વદ ૧૩ ને શનિવાર તા. ૧૬-૧૦-૭૬

નાથે સિદ્ધાંત દ્વારા સમજાવ્યા. સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થએલ વસ્તુ, તેનું નામ સિદ્ધાંત.

અહિં નિષધકુમારનો અધિકાર ચાલે છે. નિષધકુમાર, ભગવાન પાસે બાર વ્રતનું સ્વરૂપ સમજી વ્રતને અંગીકાર કરે છે. નવમા વ્રતનું સ્વરૂપ ચાલી રહ્યું છે. જેમ શરીરને ખોરાકની જરૂર છે તેમ આત્માને પણ ખોરાકની જરૂર છે. ખોરાક વિના શરીર તેજહિન બને છે. તેમ આત્માને યોગ્ય ખોરાક દેવામાં ન આવે તો તે પણ તેજહિન બને છે. સામાયિક એ આત્માનો ખોરાક છે. સામાયિકથી સમભાવનો લાભ થાય છે. શત્રુ-મિત્રનો ભેદ ભુલાઈ જાય છે. જેણે સમભાવને જીવનમાં વણી દીધો છે, તે લાભ કે અલાભમાં, યશ કે અપયશમાં, જીવન કે મૃત્યુમાં, નિંદા કે સ્તુતિમાં અકળાતો નથી. કોઈ કહે પધારો પધારો, અમે તમારી જ પ્રતિક્ષા કરતાં હતાં. તમ આવ્યે અમે ઉજળાં છીએ, આવા શબ્દો સાંભળતાં ગલગલીયા ન થાય. અને અહીં શા માટે આવ્યા? કોણે તમને બોલાવ્યા છે? આવા શબ્દો સાંભળવા મળે તો દુઃખી ન થાય. સામાયિક સમભાવ કેળવવાની બાળપોથી છે. સામાયિક કરો તેમાં મન, વચન અને કાયાના બત્રીસ દોષમાંથી કોઈ દોષ લાગતો નથી, તે જોઈ જાવ.

સામાયિક કરતાં પહેલાં સામાયિકના દોષો કયા છે તે જાણો. જ્ઞાન હશે તો જ દોષોથી બચી શકાશે. હીરાને શરાણે ચડાવી તેમાં પાસા પાડે તો તેજ પ્રગટે છે. તેની કિંમત અનેક ગણી વધી જાય છે. તેમ સામાયિક કરવાથી આત્માનું તેજ વધી જાય છે. અનાદિથી મીંચાયેલા નયન ખુલી જાય છે. આત્મામાં જેમજેમ સમભાવ વધે તેમ તેમ સ્થિરતા વધતી જાય છે. પહેલી ચોપડીમાં ભણતો હોય તે કાગળ લખે અને મેટ્રીક ભણેલો કાગળ લખે, તો બન્નેના લખાણમાં, બન્નેની સ્પીડમાં ઘણો ફેર હોય છે. એમ કોઈ ૫૦ વર્ષથી સામાયિક કરતો હોય અને કોઈ આજે જ કરવા બેસે તો બન્નેની સ્થિરતામાં ફેર પડે ને? તમે કેટલા વર્ષોથી સામાયિક કરો છો? તમારામાં સ્થિરતા કેટલી આવી? સમભાવ કેટલો પ્રગટયો? સામાયિકમાં બેઠા હોય અને તમારા શર્ટમાંથી કોઈ હીરા જડીત બટન લઈ જાય તો તેને પડકાર કરાય નહિ. તેમજ બોલાય પણ નહિ. આંખ લાલ કરાય નહિ. સામાયિક પાળ્યા પછી તપાસ કરી શકાય. એક સામાયિકમાં વૃત્તિ બહાર ડોકીયા કેટલી વાર કરી જાય છે? તે તપાસો. કેટલાક તો

સામાયિક કરતાં જ નથી. તેઓ કહે છે કે સામાયિકમાં મન આડું અવળું ચાલ્યું જાય છે, એવી સામાયિક કરવાથી શો ફાયદો ? આજ સુધી મન સ્થિર નથી. તેની ખબર પડતી નહોતી. સામાયિક કરવાથી, એ ખ્યાલ આવ્યો, એ ફાયદો થયોને ? એકવાર ભૂલને ભૂલ છે એમ સમજાશે તો બીજીવાર સુધારવાનો પ્રયત્ન થશે.

સામાયિક એ બીજો વિસામો છે. બે ઘડી અઢાર પાપનો બોજો એક બાજુ મુકી દેવાનો છે. ઉપવાસ કરે તે પોતાને માટે પાપ બંધ કરે છે પણ બીજાને માટે આરંભની ક્રિયા કરે છે. સામાયિકથી ભવકટી થાય છે. કર્મની ભેખડો ઉડી જાય છે. તમને સામાયિક કરવામાં રસ પડે છે કે કંટાળો આવે છે ? સાઈઠ ઘડી પાપની પ્રવૃત્તિ ચાલે છે તેમાંથી બે ઘડી ધર્મ કાર્યમાં જોડી દો.

ઝવેરચંદ નામના એક શેઠ ખૂબ ઉદાર દિલના અને દુઃખીઓ પ્રત્યે કરૂણા બુદ્ધિ-વાળા હતા. રામલો અને રતનીયો નામના નિરાધાર બે છોકરાને નાનપણથી શેઠે પ્રેમથી મોટા કર્યા. સારા સંસ્કાર પાડવા પ્રયત્ન કર્યા, પણ મોટા થતાં બન્ને શેઠને ત્યાંથી વિદાય લઈ ચોરપલ્લીમાં દાખલ થયા. બન્નેના બળવાન શરીર અને મજબુત મન હતાં. ચોર-પલ્લીમાં ચોરો સાથે ભળી ગયા. અને ચોરના ધંધામાં પાવરધા થઈ ગયા. ચોરપલ્લીનાં ચોર ૬૦ હતાં. ચોર લુંટારા ગમે તેટલા હોય પણ તે લોકોમાં સંપ ખૂબ જ હોય છે. એક ચોર પકડાય તો તે મરવાનું કબુલ કરે પણ પોતાના ગુપ્તસ્થાનો કે પોતાના સાથીની વાત કરે નહિ. આજે તમારામાં સંપ કેટલો છે ? ઘરની વાત હોય તે પણ બહાર કહેતા અચકાય નહિ. હિન્દુસ્તાનમાં અંગ્રેજો ફાવ્યા હોય તો તેનું કારણ એ છે કે, અહીંના રાજાઓમાં પરસ્પર સંપ નહોતો "ઘર ફૂટે ઘર જાય."

એક જાપાનની સ્ટીમરમાં ઇન્ડીયન (હિન્દી) બેઠો હતો. તેણે એક જાપાનીઝને મોઢે કહ્યું કે આ સ્ટીમરમાં જોઇએ તેટલી સગવડતા નથી. આ સાંભળી જાપાનીઝે કહ્યું "આપને શી ઉણપ લાગી ?" આપને શું જોઈએ છે ? તે જાપાનીઝે ઇન્ડીયનને જોઈતી બધીજ સગવડતા પ્રેમપૂર્વક પૂરી પાડી. જ્યારે બન્ને છૂટા પડયા ત્યારે ઇન્ડીયને કહ્યું "આપે મને ઘણી સગવડતાઓ કરી આપી છે તેનું બીલ શું છે ? જાપાનીઝે કહ્યું, ભાઈ મેં તો મારી ફરજ બજાવી છે. આપને કાંઇ આપવાની જરૂર નથી. પણ આપની પાસે હું એટલી અપેક્ષા રાખું છું કે આપ "જાપાનની સ્ટીમરમાં સગવડતા નહોતી" એમ કયાંય બોલશો નહિ. પરદેશના લોકોને પોતાના દેશ પ્રત્યે કેટલી દાઝ હોય છે ? આટલી દાઝ તમને તમારા રાષ્ટ્ર માટે, સમાજ માટે, સંઘ માટે છે ખરી ? ચોરનો ધધો નિંદનીય છે પણ તેમનામાં રહેલો સંપ પ્રશંસનીય છે. "એકતા અપનાવવા જેવી છે." રામલો અને રતનીયો પોતાના સાથીઓ સાથે ખૂબ જ લુંટફાટ કરતા. એક વખત ઝવેરચંદ

શેઠ ઝવેરાતનો વેપાર ખેડી–અઢળક સંપત્તિ સહિત આવી રહ્યા છે. સાથે એક રખેવાળ છે. ૬૦ લુંટારાઓને ભારે પડી જાય તેવો તે જબરો છે. તેનાથી બધાં લુંટેરાઓ ભય પામે, શેઠનો રથ ગામ નજીક આવી રહ્યો છે. ગામ બે ચાર માઈલ જ દૂર છે. તેથી શેઠે રખેવાળને કહ્યું. "હવે તું જઈ શકે છે. ગામ હમણા આવશે." રખેવાળે કહ્યું શેઠ, આ રસ્તામાં એક ચોકળો આવે છે, તે જરા ભયપ્રદ છે, તે વટાવી પછી હું જાઉં. આ સાંભળી શેઠે કહ્યું "અહીં સુધી તો ઘણીવાર આવીએ છીએ, રસ્તો જાણીતો છે, વળી દિવસ ઉગી ગયો છે, તેથી ભય જેવું નથી. રખેવાળને ભયની શંકા હતી પણ શેઠને તે વધુ કહી શકયો નહિ. અને પોતાનો પગાર લઈ રવાના થયો. શેઠનો રથ રવાના થયો. ગામ એકાદ માઈલ દૂર હશે ત્યાંતો બુકાની બાધેલા બહારવટીઆ આવી પહોંચ્યા અને રથ ઉભો રાખવા પડકાર કર્યો. રથમાં બેઠેલા શેઠ ગભરાઇ ગયા. રથ ઉભો રાખવો પડયો. અને લુંટેરાઓએ બધું ધન, માલ, મિલકત, ઝવેરાત લુંટી લીધું. અને શેઠને ખૂબ માર્યા, અને ઝાડ સાથે બાંધી દીધાં. દુઃખમાં ભગવાન યાદ આવે એમ શેઠ "મહાવીર મહાવીર રટવા લાગ્યા". આ લુટેરાઓમાં રામલો અને રતનીયો પણ હતા. શેઠના શબ્દો તેમના કર્ણપટ પર અથડાયા અને પોતાને પાળનાર શેઠની સ્મૃતિ થઇ આવી. શેઠ પાસે જઈ નામ પૂછયું. શેઠે નામ કહ્યું. તેથી ખાત્રી થઇ કે, આ આપણા પિતા તુલ્ય ઝવેરચંદ શેઠ જ છે. તે બન્નેએ અરસ–પરસ વિચાર કર્યો કે આપણે જેનું લુણ ખાધું હોય તેને બેવફા ન થવાય. તેમણે પોતાના સાથીઓને રોકયા અને કહ્યું. "આમાથી એક પાઈ પણ લઇ શકાશે નહિ. આ અમને નિરાધાર અવસ્થામાં પાળી પોષી મોટા કરનાર અમારા શેઠ છે અમારે નિમક હરામ ન થવાય. માટે બધું મૂકી દયો. જો નહિ મુકો તો આજથી અમે બંન્ને તમારાથી છુટા થઈ જઈશું. બધાં લુટેરાઓએ રામલા અને રતનીયાને ખૂબ સમજાવ્યા, આટલો લાભ કદી પ્રાપ્ત થયો નથી, તેમ પણ કહ્યું, છતાં તેઓ એકના બે ન થયા અને તેમના સાથીઓ એ બંનેને ગુમાવવા તૈયાર ન હતાં. તેથી લુટેલો બધો માલ ધન, ઝવેરાત, વિ. મૂકી દીધાં. પેલા બન્ને ભાઈઓએ શેઠને છૂટા કર્યા, અને બધું ધન સોંપી ઘર સુધી મુકી આવ્યા. શેઠે ૬૦ માંથી બે લુંટારાઓને પાળ્યા હતા તો તેઓ બચી ગયાં. જ્ઞાની પુરૂષો કહે છે કે ૬૦ ઘડીમાંથી બે ઘડી દયા પાળો, સામાયિક કરો, તો શેઠની જેમ બચી જશો. ૬૦ ઘડી સુધી આત્મિક ધન લુંટનાર લુંટારા છે. રાત દિવસ આત્મિક ધન લુંટાઈ રહ્યું છે અને જીવાત્મા કર્મના મારથી અધમુઓ થઇ રહ્યો છે. હવે ધર્મને જીવનમાં અપનાવો તો સુખી થવાય. નવમા વ્રતના પાંચ અતિચાર છે. તે જાણવા પણ આદરવા નહિ.

મણ દુપ્પડિહાણે=સામાયિકમાં મન દુષ્ટ માર્ગે ચાલ્યું ગયું હોય.

વયદુપ્પડિહાણે=સામાયકમાં વચનની પ્રવૃત્તિ દુષ્ટ કરી હોય.

[illegible] દુપ્પડિ[illegible]ણે [illegible]કમાં કાયાની પ્રવત્તિ [illegible] આચરી હોય.

સામાઇયસ્સ સઈ અકરણયાએ=સામાયિક ક્યારે કરી તેની ખબર ન રહી હોય.
સામાઇયસ્સ અણુવટ્ઠિયસ્સ કરણયાએ=સામાયિકનો ટાઈમ પૂરો થયા પહેલાં પાળેલ હોય.

સામાયિક વ્રતમાં અતિચાર ન લાગી જાય તેનો ખાસ ખ્યાલ રાખવો જોઈએ.

૧૦ મું દિશાવગાસિક વ્રત એટલે છઠ્ઠા વ્રતમાં જે દિશાઓની મર્યાદા બાંધી છે. અને સાતમા વ્રતમાં જે ભોગોપભોગરૂપ દ્રવ્યાદિની મર્યાદા કીધી છે, તેને ટુંકાવવાની વાત છે. જેમ હિંદુસ્તાન ઉપર પાકિસ્તાનનું આક્રમણ થતું હોય ત્યારે હિંદના સૈનિકો સરહદ ઉપર જઈને આવતાં આક્રમણને અટકાવે છે. તેમ આશ્રવના આક્રમણો આવતાં હોય ત્યારે વ્રત–પચ્ચખાણના સંવરરૂપ સૈનિકો આત્માનું સંરક્ષણ કરે છે. ઉર્ધ્વ, અધો અને ત્રિચ્છી દિશાઓમાંથી આશ્રવના પ્રવાહો ચાલ્યા જ આવે છે. અવિરતીના આક્રમણો પંચ ઇન્દ્રિયો દ્વારા ૨૧ વિષયોને ખ્હેલાવે છે. વિષયોના ઉન્માદો વિષયોને તૃપ્ત કરવા મર્યાદાની સીમાને ઉલંઘી આગળ ને આગળ કૂચ કરે છે. વિષયોની લંપટતા અને તૃષ્ણાના તારો કોશેટાના તારની જેમ લંબાવે છે. એ તારના છેડાને પકડવા દેશ છોડી પરદેશ વેડે છે. શ્રવણેન્દ્રિય શબ્દોથી ઇષ્ટિતા મિષ્ટતા મેળવવા રેડીયા, ગાયિકાના ગીતો, શૃંગારિક સાધનો શોધે છે. ચક્ષુઇન્દ્રિય–રૂપને નિહાળવા થનગની હોય છે. પછી આર્યતા કે અનાર્યતા, નૈતિકતા કે અનૈતિકતાના ભેદને ભૂલે છે. રૂપ–પિપાસાના ખપ્પરને ભરવા, ઓપન ફ્લિમ જોવા દોડી જાય છે. ઘ્રાણેન્દ્રિયના બોલથી મઘમઘાયમાન પુષ્પોના પમરાટ માટે વનસ્પતિના જીવોનો કચ્ચરઘાણ વાળે છે. અન્યનું ગમે તે થાય તેની સામે જોવા ઉભો રહેતો નથી. પોતાની મજામાં અન્યને મૃત્યુ સુધીની સજા કરવા તૈયાર થાય છે. રસેન્દ્રિયની લોલુપતા ભક્ષ્યાભક્ષ્યનો વિવેક ચૂકાવે છે. મંગુ આચાર્ય રસ ગૌરવમાં લલચાયા તેથી દુર્ગતિમાં ભટકાયા, મોહથી મરાયા, સાધુતાથી ભ્રષ્ટ થયા ને વ્યંતર જાતિમાં ઉત્પન્ન થઈ ગયા. અષાઢાભૂતિ જેવા પવિત્ર લબ્ધિસંપન્ન મુનિરાજ મોદકની સોડમથી. જય મોહિનીના અને ભુવનમોહિનીના પ્રેમરૂપી નાગપાશમાં જકડાઈ ગયા. દિક્ષાને દેશવટો દઈને પુનઃ સંસાર માંડયો હાથીની અંબાડી ત્યાગીને ગર્દભરાજની સવારી કરી. આ કોના પ્રતાપે ? કહોને કે રસેન્દ્રિયની લોલુપતાઓને લીધે !

સ્પર્શેન્દ્રિયની લોલુપતા આવે છે ત્યારે માનવી બેફામ બને છે. ઠાણાંગસૂત્રના આઠમે ઠાણે આઠ પ્રકારના અંધ કહ્યા છે તેમાં "કામાંધ" કામીને અંધ કહી બોલાવ્યો છે. વિષયોની લોલુપતા આત્મામાં અવિવેકના ધુમસ ઉભરાવે છે. ધુમસના કારણે ૧૦ ફૂટ છેટેથી ગાડી આવતી હોય તો દેખાય નહિ. છેવટે એકસીડન્ટની હોનારતમાં હોમાઈ જાય છે તેમ સંસારી આત્માઓ અવિવેકના ધુમસથી અતિ નિકટમાં વિટંબણાઓ હોય, છતાં જોઈ શકતો નથી. રાવણની કઈ દશા થઈ તે જાણતો હોવા છતાં તે પોતાના હૃદયને સમજાવી

શકતો નથી વિષયોના રાગ (કામરાગ) ભયંકર છે. "લવ ઇઝ બ્લાઇન્ડ" ઇશ્ક આંધળો છે. અહિં ઇશ્ક શબ્દ એટલે મોહ સમજવાનો છે. એ રાગને રમાડવા માટે આંતર જાતીય લગ્નો વધતાં જાય છે, હિન્દનો પરણેલો યુવક ફોરેન જઇને ત્યાંની યુવતી સાથે સંસાર માંડે છે. વિષયની વાસના એને અસત્યના આંચળા ઓઢાડે છે. પરણેલો હોવા છતાં પોતાની જાતને કુંવારો મનાવે છે. અસત્ય બાંધવ આવ્યો એટલે ચોરી–તેની બ્હેન ભાઈની આંગળીએ જ ઉભી છે. આવી રીતે અસત્ય, ચોરી, અશુદ્ધ ભાવોથી પોતાના સહજાનંદ, સચ્ચિદાનંદ સ્વરૂપી આત્માના ગુણોનું ખૂન કરે છે. તેથી હિંસાદેવી આંગણે આવેલી જ છે અને તે મૂરખ હિંસાદેવીનું પૂજન કરે છે. પરિગ્રહ વિના એકેય ઇન્દ્રિયોના વિષયો પૂરા પડતાં નથી માટે તેને પૂર્ણ કરવા (પરિગ્રહની) લક્ષ્મીની તલાસ કરવી પડે છે. પુણ્ય પાતળા છે, ભાગ્ય નબળાં છે. ત્રણ તસુનું કપાળ ને ૧૩ ભમરા જેવા નશીબ હોય તો પછી તે બિચારો અજ્ઞાનથી ઘેરાયેલો, કુતરાની જેમ લાંબી જીભ કાઢી, હાંફતો હાંફતો ચારે બાજુ દોડધામ કરે છે અહિંથી મેળવું, તહિંથી મેળવું એમ હૈયે તાપ ભર્યા હોય છે, પછી પાપના સંતાપ એને શેકી નાખે છે. હવે જો પાપના સંતાપથી ન શેકાવું હોય તો "દેવ ગુરૂ ધર્મના" શરણે જા. જ્ઞાન દિપક અને શ્રદ્ધાનું બળ લઈ ને અવિરતી રૂપી સંસારના માર્ગને ચારિત્રથી કાપી નાખો. પર પદાર્થની ઇચ્છા તથા વિષયોની વાંછા એ બધા અવિરતીના પ્રકારો છે. માનવી જો તૃષ્ણાના તારને તોડી સંતોષના ઘરથી પણ આગળ વધી ત્યાગના માર્ગે આગળ વધે તો આશ્રવના આવતાં આક્રમણો ખાળી શકે. સ્વદેશમાં રહીને ગૃહસ્થી તેનાં આજીવિકાના સાધનો પુરાં પાડે તો પરદેશ સુધી જવારૂપ તૃષ્ણાના તારને તોડી શકે. આગળના માનવીના હૈયે ધર્મદાઝ સાથે દેશદાઝ પણ હતી. તેથી આયાત અને નિકાસ સ્વદેશમાં કરે જેથી પોતાના દેશને સમૃદ્ધ બનાવવામાં મદદગાર બની રહે. "સ્વર્ગાદપિ ગરીયસી જન્મભૂમિ" સ્વર્ગ કરતાં જન્મભૂમિ મહાન છે. એ સૂત્ર આલ્યવયથી મગજમાં માવિત્રો દસાવતાં. માટે દેશસેવાનો પાઠ પણ તેની નસેનસમાં હતો. ધર્મનું સ્વરૂપ વિશાળ છે. ધર્મ પામેલો પોતે સેવા, શાંતિ ને સુખરૂપી ત્રિપુટીને અનુભવતો અને અન્યને પણ અપાવતો. સંતોષના કારણે તે જ્યાં ત્યાં ઝાવા નાખતો નહોતો. ૪ માસ મોસમમાં કમાય ને ૮ માસ નિરાંતે ધર્મધ્યાન કરતો. આવા સાધકે છઠ્ઠા ને ૭મા વ્રતમાં જે જાવજીવની દિશા કે ભોગોપભોગની મર્યાદા કીધી છે તે મર્યાદાને દિવસે દિવસે સંક્ષિપ્ત કરી, પાપની લાળને ટુંકાવતો જાય છે. છતાં કોઇવાર અણ-ઉપયોગે અતિચાર લાગી જાય તો, સાંજ પડે આત્મનિરીક્ષણરૂપ પ્રતિક્રમણ કરી, આલોચના કરી શુદ્ધ બને છે. તે અતિચારનું સ્વરૂપ :–

આણવણપઓગે = પોતે જે દિશા કે દ્રવ્યોની મર્યાદા કરી છે તેનું પ્રમાદથી ઉલ્લંઘન થઈ ગયું હોય,

પેસવણ પઓગે = નોકરને મોકલી મર્યાદા બહારની ભૂમિમાંથી વસ્તુ મંગાવી હોય. સદ્દાણુવાયે = શબ્દ કહીને એટલે પોતાને અમેરિકા સુધી જવાની બંધી કરી હોય અને

પછી ત્યાંની ચીજનો મોહ લાગ્યો કે કમાણીના ઉદ્દેશે ટેલીફોન દ્વારા માલની લેવડદેવડ કરે વગેરે.

રૂવાણુવાયે=રૂપ-સ્વરૂપ બતાવીને કોઇને બોલાવ્યો હોય. જેમ કે કોઇએ પચ્ચખાણ કર્યા કે આજે મારે મારા કપાઉન્ડ બહાર જવું નહિ. પાંચે આશ્રવનો છ કોટિએ ત્યાગ, એવો અભિગ્રહ કર્યા બાદ ગવાક્ષમાં રહીને પંથ નિહાળતાં કોઇ ચીજ જોઈને લેવાની ભાવના થઈ, અંતરાત્મા ઉંઘી ગયો ને બહિરાત્માનું જોર વધ્યું ત્યારે તે આત્મા તેમાં લેપાઈ જતાં અન્યને પોતાનું રૂપ દેખાડીને એટલે કે સંકેત કરીને બોલાવે. બહિયા પોગ્ગળપખ્ખેવે=બહાર દોઈને કાંકરો નાંખીને, કોઈ પદાર્થ નાંખીને બોલાવે વગેરે ૧૦મા વ્રતના પાંચ અતિચારનું સ્વરૂપ સમજવાનું છે, પણ અતિચાર લગાડવાના નથી. કદાચ અજાણપણે અતિચાર લાગી જાય તો શ્રાવક સવાર સાંજ પ્રતિક્રમણ કરી તે પાપથી શુદ્ધ બને છે. આવો વીતરાગ પ્રભુનો પૂજક, અને સાધુઓનો ઉપાસક, ત્રિરત્નોનો યથાશક્તિ આરાધક બની સંસારમાં રહે છે, છતાં સંસારનો થઈને રહેતો નથી. જેમ કોઇ માણસ દિલ દઈને, તન તોડીને ઘરનાં કામ છોડીને સંસ્થાનું કામ કરતો હોય પરન્તુ જ્યારે તેમાંથી તેના હૃદયને આઘાત પહોંચે એવી તેને માટે વાત ઉભી થાય ત્યારે તે રાજીનામું દેવા તૈયાર થાય છે. કોઈ કારણસર રાજીનામું દેતાં વાર લાગે પણ હૈયું તો ઉઠી ગયું છે. તેમ સાચા શ્રાવકને આખા સંસાર ઉપરથી ભાવ ઉઠી જાય છે. સંસારનું રાજીનામું દઈ દેવું છે, પણ ચારિત્ર ગુણની નબળાઇને કારણે સંસાર છોડી સાધુપણું નથી લઈ શકતો, છતાં શક્તિ પ્રમાણે જ્યારે જ્યારે ટાઇમ મળે ત્યારે ત્યારે સાધનાની સીડી પર ચઢે છે. નવમા વ્રતમાં બે ઘડી સુધી સમભાવની સાધના કરે છે. અને તે સાધનાના ફળરૂપે, ત્યાર બાદ સંસારના કાર્યો કરતાં છતાં સંસાર ભાવથી વૃત્તિઓનો સંક્ષેપ કરી, અલ્પ જરૂરીયાતથી, ૧૦મા વ્રતમાં સંતોષની શીતળ ચાંદનીમાં વિચરતા ૧૧મા પૌષધવ્રતમાં અહોરાત્રી (દિવસ-રાત) સુધી વિચરી સાધુપણાની વાનગીનો સ્વાદ અનુભવે છે.

પૌષધવ્રત એટલે સૂર્યોદય થતાં જ કોઇપણ આશ્રવનાં કામ કર્યા સિવાય જ પૌષધ-વ્રત ધારણ કરવાનું હોય છે. તેમાં ચારે આહારનાં પચ્ચખાણ કરાય છે. તેમજ અબ્રહ્મ-સેવવાના-સોના રૂપા હીરા માણેકના, પુષ્પોની માળ.-વિલેપન કરવાના-શસ્ત્ર જેવાં કે ચપ્પુ છરી વગેરે જીવ હિંસા થાય તેવાં શસ્ત્રો રાખવાનાં પચ્ચખાણ કરાય છે. દિવસ ને રાત્રિના આઠે પહોર ધર્મ ધ્યાનમાં ગાળવાના હોય છે. તેમાં કોઇપણ જાતનાં સાવદ્ય કાર્યો (પાપ ક.યો) મન, વચન, કાયાથી કરાય નહિ, કરાવાય નહિ પ્રભાવના લેવાય નહિ છોકરાઓ આવે ત્યારે ઘરની વાત તેની સાથે કરાય નહિ ચાવીનો ઝુડો લેવાય દેવાય નહિ. સુવા-ઓઢવા-પાથરવાનાં ઉપકરણો તથા શરીરની હાજતો નિવારવાના સ્થાનોનું સવાર સાંજ બે વાર પ્રતિલેખન કરવું જોઈએ,

૧૧મા વ્રતના પાંચ અતિચાર બતાવ્યા છે :-

અપ્પડિલેહિય-દુપ્પડિલેહિય સેજ્જા સંથારએ = સુવાની શય્યા = જગ્યા અને સંથારો = ઉપકરણોને સરખા જોયાં ન હોય, જેમ તેમ જોઈ લીધાં હોય, અપ્પમજ્જિય દુપ્પમજ્જિય સેજ્જા સંથારએ = સેજ્જા સંથારાને પ્રમાર્જ્યા (પૂંજ્યા) ન હોય કે જેમ તેમ પૂંજ્યા હોય.

અપ્પડિલેહિય દુપ્પડિલેહિય ઉચ્ચાર પાસવણભૂમિ = દેહની હાજતો નિવારવાના સ્થાનોનું પ્રતિલેખન કર્યું ન હોય, અથવા સરખી રીતે કર્યું ન હોય. અપ્પમજ્જિય દુપ્પમજ્જિય ઉચ્ચાર પાસવણભૂમિ = દેહની હાજતો નિવારવાના સ્થાનોને પૂંજ્યા ન હોય અથવા જેમતેમ પૂંજ્યા હોય.

પોસહસ્સ સમ્મં અણુપાલણયા = પૌષધવ્રત લીધા પછી સરખી રીતે તેનું પાલન ન કર્યું હોય. આ પાંચ અતિચાર જાણવા યોગ્ય છે, પણ આચરવા યોગ નથી-એમ જાણી નિરતિચારપણે વ્રતોનું પાલન કરવું જોઈએ. આજે ધન્યતેરસ છે, ધન્યતેરસને દિવસે ભરત ચક્રવર્તી છ ખંડ સાધી વનિતા નગરીમાં આવેલા અને શ્રીરામચંદ્ર, સીતાને રાવણ પાસેથી મુક્ત કરી અયોધ્યા નગરીમાં આવેલા, તેથી ઉત્સવ મનાએલો.

ધન્ય તે રસ એટલે આત્માની અનુભૂતિનો રસ. આ રસનું આસ્વાદન જે કરે છે તેણે સાચી ધન્યતેરસ ઉજવી મનાય છે.

નિષધકુમાર ભાવપૂર્વક વ્રતોને અંગીકાર કરે છે. હવે બારમા વ્રતનું સ્વરૂપ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં. ૯૧

### આસો વદ ૧૪ ને રવિવાર તા. ૧૭-૧૦-૭૧

અનંતજ્ઞાની પરમાત્માએ ભવ્ય જીવોને સિદ્ધાંત દ્વારા સમજાવ્યા છે. સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલ વસ્તુ તેનું નામ સિદ્ધાંત. અહીં નિષધકુમારનો અધિકાર ચાલે છે. આજે બારમા વ્રતનું સ્વરૂપ સમજાવાશે. દાદરના એક પછી એક પગથિયા ચઢી શકાય છે, તેમ શ્રાવકપણાને પ્રાપ્ત કરવા માટે પણ બાર પગથિયારૂપ બાર વ્રત છે. બારમું અતિથી સંવિભાગ વ્રત છે. અતિથી કોણ? બારમા વ્રતમાં અતિથીની વાત કરી છે તે

કેવા અતિથીની વાત કરી છે તે પ્રથમ જાણવું જોઇએ. અતિથી એટલે જેની તિથી મુકરર નથી તે. જો આટલી જ વ્યાખ્યા કરીએ તો તમારે ત્યાં મહેમાન આવે છે તેમાં કેટલાકની તિથી નક્કી નથી હોતી. વળી માગણ–ભિખારી આવે છે તે પણ કયારે આવે તે નક્કી નથી હોતું. ઉદ્દઘાટન વગેરે હોય ત્યારે પણ અતિથી વિશેષને આમંત્રણ આપો છો. અહીં આ અતિથીની વાત નથી. પણ જે પંચ મહાવ્રતધારી છે, પાંચ સમિતિ તથા ત્રણ ગુપ્તિયુક્ત છે તથા છકાયનાં પિયર અને છકાયનાં નાથ છે. સત્યાવીશ સાધુજીનાં ગુણે કરી સહિત છે તેવા મહાપુરૂષની વાત છે. તેને સાવદ્યયોગ સેવવાના સર્વથા પ્રત્યાખ્યાન છે. ઘર રહિત છે. તેને કયાંય સીમાડા બાંધ્યા નથી. અપ્રતિબદ્ધ વિહારી છે.

કલ્યાણ જીવોનું કરવા કાજે વિચરે દેશ વિદેશે,<br>
ના રાયરંક ના ઉંચનીચ સરખા સૌને ઉપદેશે,<br>
અપમાન કરો યા સન્માનો, સમતાભાવે રહેનારા,<br>
આ છે અણગાર અમારા........જેના

સાધુને ઉંચનીચનો ભેદભાવ નથી. તેની દૃષ્ટિમાં સૌ સમાન છે. તેનું કોઇ અપમાન કરી જાય તો તેના પર ક્રોધ કરતા નથી. અને કોઇ સત્કાર કરે તો ફુલાતા નથી. આવો પવિત્ર સાધુ, લોકમાં ચાર ઉત્તમ વસ્તુ છે તેમાંના એક છે. પંચ પરમેષ્ઠીમાં તેનું પાંચમું પદ છે. સાધુ પરમશાંતિ અને સિદ્ધિની શોધમાં જીવનની તેજસ્વી મશાલ લઈ આત્મા અને પરમાત્માનો યોગ સાધવા નીકળે છે. જગતની બધી જ તુચ્છ જંજાળો છોડી આત્મસાધ્ય સાધવું એ જ એનું પ્રિય સૂત્ર છે. આવા સાધુનો દુનિયામાં જોટો મળે નહી. રાજપાટ અને સુંવાળા વૈભવો તુચ્છ લાગ્યા એટલે બળખાની માફક ફેંકી દીધા. મોક્ષના શાશ્વત સુખની મોજ સમજાણી ત્યારે છ ખંડના સુખને છોડી ચક્રવર્તીઓએ હાથમાં પાત્ર પકડયું અને ઘેર ઘેર ભિક્ષાચરી કરવામાં આનંદ માન્યો અને ઉચ્ચ પ્રકારનું નિરારંભી જીવન જીવ્યા.

આ માર્ગે માયકાંગલા જેને કમાવવાની ત્રેવડ ન હતી, સંસારમાં દુઃખી હતા તેવા નથી આવ્યા, પણ ભૌતિક વૈભવના ઢગ પર જન્મેલા, ખમ્મા ખમ્મામાં મોટા થયેલા અને એક નોકરને બોલાવે ત્યાં પાંચ હાજર થાય અને કહે હે દેવાનુપ્રિય! આપ શું ઇચ્છો છો? અમે આપને માટે શું પ્રિય કરીએ! આવા પુરુષની જેના પર દૃષ્ટિ પડે તે પણ પોતાની જાતને ધન્ય માને. આવા પુણ્યાત્માઓએ દીક્ષા અંગિકાર કરી છે. અને ઉઘાડા પગે અને ખુલ્લે માથે ધોમ ધખતા તાપમાં પણ ચાલવાનું કબૂલ કર્યું છે. તમને જરાક ગરમી લાગે એટલે એરકન્ડીશન રૂમમાં બેસી જાવ અથવા તો પંખો ચાલુ કરી દો, ગમે તેટલી ગરમી હોવા છતાં પણ સાધુ પંખો ચલાવે નહિં અને ગમે તેટલી ઠંડી હોય તો પણ અગ્નિથી શરીરને તાપે નહીં.

આચારંગ સૂત્રમાં આવે છે કે શીતના સ્પર્શથી કાંપતા મુનિને જોઈ કોઈ ગૃહસ્થ પૂછે છે કેઃ-

"आउसंतो ! श्रमणा ! नो खलु ते गामधम्मा उव्वहंति ? आउसंतो गाहावइ ! नो खलु मम गामधम्मा उव्वाहंति स्तयफासं य नो खलु अहं संचाएम् अहिया सितए, नो खलु मे कप्पई अगणिकायं उज्जालितए वा पज्जालितए वा कायं आयावित्तए वा पयावित्तए वा अनेसि वा वेयणाओ...."

હે આયુષ્યમાન શ્રમણ ! તમને કામ પીડિત તો નથી કરતો ને ? આ સાંભળી સાધુ કહે છે મને કામ પીડિત નથી કરતો, પરંતુ હું ઠંડીને સહન કરવા સમર્થ નથી. અગ્નિકાય જલાવવો, વારંવાર જલાવવો, શરીરને એકવાર તાપવું અથવા વારંવાર તાપવું મને કલ્પતું નથી. અને બીજા પાસે આમ કરાવવું પણ કલ્પતું નથી અને કોઈ કરે તો અનુમોદન કરવું પણ કલ્પતું નથી.

શરીર, શરીરનું કામ કરે પણ સાધુ તેની સમાધિમાં લીન રહે. ઠંડીમાં કોઇ તાપતા હોય અને સાધુ ત્યાંથી પસાર થાય તો સગડી પાસે ઉભા રહે નહીં, માખણના પીંડા જેવી કાયા હોય પણ તેણે કપરો માર્ગ લીધો છે. મુનિ ગૃહસ્થને ઘરે વહોરવા જાય અને કોઈ પાણીનો લોટો આઘો કરે અથવા દાણા ઉપર પગ મૂકે તો પાછા ફરી જાય. પૂરી ઉતારવાની જ હોય અને મુનિ પહોંચ્યા પછી ઉતારીને આપે તો મુનિ તે લે નહીં. દશા શ્રુત સ્કંધમાં પ્રતિમાધારી શ્રાવકની વાત આવે છે. તેમાં પણ કહ્યું છે કે પડિમા-ધારી શ્રાવક વ્હોરવા જાય ત્યાં ભાત ઉતરી ગયા હોય અને દાળ ન ઉતરી હોય, ચુલે હોય તો ભાતને ગ્રહણ કરે પણ દાળ ન લે. એમ જે નિચે હોય તે લે, સગડીપર અગ્નિ-કાયના સ્પર્શવાળું હોય તે ન લે. અસુઝતો આહાર પડિમાધારી શ્રાવકને પણ ન કલ્પે.

સાધુ વ્હોરવા આવે ત્યારે ચોરની માફક ધીમે પગલે આવે, પણ ધર્મલાભ દૂરથી બોલતા ન આવે, જો બોલે તો ગૃહસ્થ ચેતી જાય અને કોઈ અસૂઝતી વસ્તુ સુઝતી કરી નાખે. વળી સાધુને કોઇ માણસ ઢોળાતું-વેરાતું આપે તો પણ લેવું ન કલ્પે. ગૃહસ્થ વસ્તુ વહોરાવવા લાગે તો તેને પૂછે કે આ વસ્તુ કોને માટે બનાવી છે ? જો ઘરડા માટે, બાળક માટે કે પ્રસૂતા માટે બનાવેલો આહાર હોય તો તેઓએ વાપરી લીધા પહેલાં ન લેવાય.

સાધુ, જીવનના દરેક પ્રસંગમાં વિવેક રાખે. નિર્દોષ અને એષણિક આહાર મળે તો સંયમવૃદ્ધિ માને. અને ન મળે તો તપવૃદ્ધિ સમજી આનંદમાં રહે.

ના દેહતણી દરકાર કરે, અઘરા તપને આચરતાં,
અભ્યાસ ક્રિયા ને ભક્તિથી, આતમને ઉન્નત કરતા.

આરાધનામાં આયુષ્ય વીતાવી ઉચ્ચગતિ વરનારા,
આ છે અણગાર અમારા....જેના....

સાધુ પોતાના જીવનમાં આરાધનાને જ મુખ્ય ગણે. સાધના સાધતાં સાધતાં દેહ પડી જાય તો પણ દરકાર ન કરે. આત્માને ઉન્નત બનાવવાનાં જ પ્રયત્ન કરે. સાધુ એક જૈન કુળમાં જ ગોચરી જાય તેમ ન હોય, પણ પરિચિત કુળમાં પણ જાય. અજ્ઞાત કુળમાં વિશેષ શુદ્ધ ગોચરી ઉપલબ્ધ થાય.

अन्नांय उन्छं चरई विशुद्धं, जवणट्ठया समुयाणं य निच्चं
अलध्धुअं नो .परिदेवईज्जा, लध्धुं न विक्कत्थई स पुज्जो
દશ. અ. ૯ ઉ. ૩. ગા. ૪

સાધુ અજ્ઞાત ઘરોમાં ગોચરી જાય અને સંયમનાં નિર્વાહને માટે ઉચ્ચનીચ કુળમાં સામુદાણીય ગોચરી કરે. આહારની અપ્રાપ્તિ થતાં ખેદ ન કરે. અને પ્રાપ્તિ થતાં દાતાની પ્રશંસા ન કરે, તે પૂજ્ય થાય. શ્રાવક રાગને કારણે કોઈક વાર આઘુંપાછું કરી નાખે પણ અન્ય ધર્મીને ત્યાં અજાણ્યા જઈએ તો પાપ લાગવાની શંકા ન રહે. સાધુની ગોચરી ભ્રમર જેવી હોય છે.

સાધુ તે મધુકરની પેરે, નહીં તૃષ્ણા નહીં લોભ,
લાધ્યું ભાડું દીએ કાયાને, અણુ મળ્યે સંતોષ,
ધમ્મો મંગલ મહિમા નીલો, ધર્મે નવ નિધિ થાય.

ભ્રમર જેમ પુષ્પને કષ્ટ પહોંચાડતો નથી અને પોતાનું પેટ ભરે છે, તેમ સાધુ કોઈને ત્રાસ પહોંચાડતા નથી. કોઈનો આશ્રય સ્વીકારતા નથી, કોઈની શેહમાં તણાતા નથી. કરોડપતિ કે રોડપતિ (ગરીબ) બધાને સમાન ગણે છે.

"आत्मवत् सर्व भूतेषु" સાધુ પોતાના આત્મા સમાન બધા આત્માને સમજે છે. પ્રાણિમાત્રને સુખ પ્રિય અને દુઃખ અપ્રિય છે, તેથી કોઈને હેરાન કરવાનો, દુ:ખી કરવાનો વિચાર માત્ર પણ ન કરે.

છકાયનાં પ્રતિપાલ સાધુ તમારે ત્યાં વ્હોરવા આવે ત્યારે તમે હિંસાનાં કામ કરતા હો, તો તે કામ થંભાવી દેવું જોઈએ. તેમનાં દેખતાં હિંસા કરો, શાક વગેરે સુધારો અથવા પાણી વગેરેનો આરંભ કરો, તો તે જોઇને સાધુનું હ્રદય ખિન્નતા અનુભવે. પણ તમારે તો મોડું થતું હોય એટલે તેમ બને નહીં, ખરૂંને ?

સાધુને કંઠે પ્રાણ આવી જાય, લાલપીળા દેખાતા હોય, પ્રાણ છુટી જાય તેમ લાગે તો પણ સચેત પાણીનું સેવન કરે નહિ. આત્મ કલ્યાણ એ જ એની તમન્ના છે. તૃષ્ણા છોડી લાધ્યું ભાડું દેહને આપે. સાધુ છ કારણે આહાર કરે.

" वेयण वेयावच्चे इरियट्ठाए य संजमट्ठाए
तह पाणवत्तियाए, छट्ठं पुण धम्मचिन्ताए " ઉ. અ. ૨૬ ગા. ૩૩

(૧) ક્ષુધાવેદનીય સમાવવાને માટે (૨) વૈયાવચ્ચ કરવાને માટે (૩) ઈર્યાસમિતિ શોધવા માટે (૪) સંયમના નિર્વાહને માટે (૫) પ્રાણ ટકાવવા માટે અને (૬) ધર્મજાગ્રિકા જાગવાને માટે, સાધુ આહાર કરે પણ તેને આહારમાં આસક્તિ ન હોય. કારણ કે આહાર એ તો એકેન્દ્રિયના મૃતદેહ છે. મૃતદેહ પર ઉજાણી તો ગીધડા અને કાગડા કરે. સાધુ તો ખાતાં ખાતાં ગ્લાનિ અનુભવે કે મારો મૂળ સ્વભાવ અણાહારક છે. તે નથી પ્રગટ થયો તેથી આહાર કરવો પડે છે. પણ તેમાં રસેન્દ્રિયને પોષવાની તો ન જ હોય રસેન્દ્રિય પર વિજય મેળવવા માટે ભગવાને જ્ઞાતા ધર્મકથામાં સુષુમા દારિકાનું દૃષ્ટાંત ઘણું જ સુંદર આપ્યું છે. આ ઉપદેશ જીવનમાં ઉતરે તો ખાવાપીવાની ચપચપ મટી જાય.

રાજગૃહી નામની નગરીમાં ધન્ય સાર્થવાહ રહેતો હતો. તેની પત્નીનું નામ ભદ્રા હતું. તેને પાંચ પુત્ર અને એક પુત્રી હતી. પુત્રીનું નામ સુષુમા હતું. તે દેખાવમાં ખૂબ જ સુંદર હતી. તેના હાથપગ બહુ જ કોમળ હતા. ભાઈ બહેનમાં તે સૌથી નાની હતી. તે ધન્ય સાર્થવાહને ત્યાં ચિલાતી નામનો એક દાસીપુત્ર હતો. તે સુષુમાને રમાડવાનું કામ કરતો, પણ તેની વર્તણુંક સારી ન હતી. રમવા આવતાં બીજા બાળકોની સારી સારી ચીજો ચોરી લેતો. ધન્ય સાર્થવાહે ચિલાતીને સુધારવા માટે ઘણું કર્યું પણ અંતે તે ન સુધર્યો એટલે તેને રજા આપી દીધી.

સ્વચ્છંદી ચિલાતીને પોતાના સ્વભાવને અનુકુળ સોબતી મળી રહ્યા. અને અંતે રાજગૃહની અતિ નજીક પણ નહીં અને અતિ દૂર પણ નહીં એવી સિંહગુફા નામની એક ચોરપલ્લી હતી ત્યાં આવ્યો.

તેનો સેનાપતિ વિજય હતો. તે ૫૦૦ ચોરનો સરદાર હતો, ચિલાતી તે સરદારના હાથ નીચે રહેવા લાગ્યો અને વિજયને તે અનેક રીતે મદદરૂપ થયો. સેનાપતિ વિજયે ચિલાતીને ઘણી ચોરવિદ્યાઓ, ચોરમંત્રો આદિ શીખવ્યા. ત્યાર પછી એક વખતે સેનાપતિ વિજય મૃત્યુ પામ્યો અને બધાએ તેની જગ્યાએ ચિલાતીને સ્થાપ્યો.

ચિલાતીએ એક વખત પોતાનાં સાથીઓને કહ્યું : રાજગૃહીમાં ધન્ય સાર્થવાહ રહે છે. તે ધનધાન્યથી પૂર્ણ છે. વળી તેને સુષુમા નામની પુત્રી છે. તે પાંચે ઇન્દ્રિયથી પૂર્ણ છે. ખૂબ જ સુકુમાર અને સુંદર છે. આપણે ત્યાં લૂંટ ચલાવીએ. લૂંટાયેલું ધન, હીરા, માણેક મોતી, પન્ના આદિ વસ્તુ તમને આપી દઈશ અને સુષુમાને મારી પત્ની બનાવીશ." ચિલાતીની આ વાત તેનાં પાંચસો સાથીઓએ સ્વીકારી લીધી. અને નિયત સમયે શેઠને ત્યાં જઈ પોતાની ઇચ્છા મુજબ ખૂબજ ધન લૂટ્યું. અને સુષુમાને લઈ રવાનાં થયા.

શેઠને ખબર પડી ત્યારે તેઓ ખુબ દુઃખી થયા. અને કોટવાળ તથા નગર રક્ષકો પાસે ગયા અને યોગ્ય ભેટ આપી કહ્યું." ચોર લોકો મારૂં ઘણું ધન તથા મારી પુત્રીને ઉપાડી ગયા છે. આપ મારી પુત્રીને બચાવવાનો પ્રયત્ન કરો. જે ધન પાછું આવે તે તમને આપી દઈશ અને મારી પુત્રી મને સોંપી દેજો. નગરરક્ષકોએ એ વાત સ્વીકારી અને શોધ કરવા નીકળી પડયા. નગર રક્ષકો ચોરને આંબી ગયા અને બધાને હરાવી દીધા. જ્યારે ચોરો પરાજીત થઈ ગયા, ત્યારે પુષ્કળ ધન-કનક, મોતી, મણી વગેરે ત્યાં જ મૂકીને આમતેમ પલાયન થઈ ગયા. નગર રક્ષકો ધન મળતાં તેને ગ્રહણ કરી પાછા ફર્યા પણ ચિલાતી પાસેથી સુપુમા દીકરીને મુક્ત કરવા ન ગયા. ચિલાતી આ યુવતીને લઈ એક મોટી અટવીમાં પેસી ગયો. સાર્થવાહ અને તેમનાં પાંચ પુત્રો ચિલાતીની પાછળ પડયા. અને જોર જોરથી બૂમો પાડવા લાગ્યા. "અરે દુષ્ટ! ઉભો રહે, ઉભો રહે. મારી પુત્રીને સોંપી દે, નહીં તો તને મારી નાખીશું." ચિલાતીએ જાણ્યું કે હવે સુપુમા દારિકાને લઈ દૂર જઈ શકાય તેમ નથી ત્યારે તલવાર વડે તેનું માથું કાપી નાખ્યું. તે કપાયેલ મસ્તકને લઈને ભયંકર અટવીમાં પેસી ગયો. સાર્થવાહ આદિ છ જણાં ખૂબ દુઃખી થઈ ગયા. તેઓ તરસ અને ભૂખથી પીડાવા લાગ્યા. અને સુપુમા દારિકાનો મૃતદેહ જોઈ ધ્રુસકે ધ્રુસકે રડી પડયા. વિલાપ કરવા લાગ્યા. ખૂબ થાકીને પાછા ફરવાની તૈયારી કરવા લાગ્યા. પણ ભૂખ તરસ એટલી લાગી હતી કે એ ભયંકર અટવીમાંથી ઘેર પહોંચવું મુશ્કેલ હતું. સુપુમા દારિકાને મેળવવા માટે ચિલાતી ચોરની પાછળ ભટકતાં ભટકતાં શ્રમ ઘણોજ લાગ્યો હતો. ચારે બાજુ પાણીની તપાસ કરી પણ પાણી મળ્યું નહીં. આથી સાર્થવાહે તેના પુત્રોને કહ્યું. "ઘરડો થયો છું અને પ્રિય પુત્રીનાં વિયોગે મારૂં જીવન નિરસ બની ગયું છે. તો તમે મને મારી, મારા રક્તમાંસને ખાવ. એ વિના આ અટવી ઉલંઘી શકશો નહીં." આ સાંભળી મોટા પુત્રે કહ્યું. "તમે અમારા પૂજનીય છો, વંદનીય છો, ઉપકારી છો. તમને અમારાથી મરાય નહીં, માટે મને મારી આપ બધા આપના જીવનનું રક્ષણ કરો. એમ દરેક ભાઈઓએ મોટાભાઈની જેમ કહ્યું. અંતે ધન્ય સાર્થવાહે કહ્યું. તમારામાંથી એકને પણ હું મારવા માગતો નથી. સુપુમા દારિકાનું શરીર જે નિષ્પ્રાણ અને નિર્જીવ બની ગયું છે તેનો આહાર કરીએ અને રાજગૃહમાં પહોંચીએ. આ વાત દુઃખિત હૃદયે બધાએ સ્વીકારી અને આજુબાજુમાંથી કાષ્ટ લાવી સળગાવી માંસ પકવ્યું અને સૌએ ખાધું તથા લોહી પીધું અને નગરમાં પહોંચ્યા.

વિચાર કરો કે આ છએ જણાએ કેવા કકળતા હૃદયે ભોજન કર્યું હશે! શરીરની કાંતિ વૃદ્ધિ પામે તે માટે? બળની વૃદ્ધિ માટે? અથવા વિષયસેવનની શક્તિનાં વર્ધન માટે, સુપુમાદારિકાના માંસ-શોણિત નથી. ખાધાં પણ રાજગૃહ પહોંચવા માટે ખાધા છે. એમ છએ કાયના જીવો સાધુનાં સંતાનો છે. સિદ્ધગતિરૂપ સ્થાને પહોંચવા માટે એકેન્દ્રિયના મડાંનો આહાર કરવો પડે છે, પણ તેમનું હૈયું કકળતું હોય છે. શરીરમાં

કાંતિ અને બળ વધે તે માટે સાધુ આહાર કરે નહીં. રસપૂર્વક ઇન્દ્રિયોને પોષણ આપવા માટે આહાર કરે નહીં. સંયમની યાત્રાનો નિર્વાહ કરવા માટે ખાવું પડે છે. સાધુ આહારમાં ગૃદ્ધ, મૂર્છિત કે આસક્ત ન હોય.

અનાસક્ત યોગને કેળવવા માટે ભગવાને આ સુંદરમાં સુંદર દૃષ્ટાંત આપેલું છે. ગાડામાં કિચુડ કિચુડ અવાજ થતો હોય તો તેલ ભરવું પડે છે. તેમ શરીર છે એટલે પેટ ભરવું પડે છે. પણ સારી વાનગી જોતાં મોઢામાં પાણી ન છૂટે. આ સાંભળી તમારા જીવનને પણ જોઈ લેજો. જીભ ઉપર કેટલો કાબૂ મેળવ્યો છે તે વિચારી જોજો. જેને વસ્તુનું સાચું સ્વરૂપ સમજાય છે તે બે વસ્તુથી ચાલે તો ત્રીજી વસ્તુ ખાવાની ઇચ્છા ન કરે. તમે એમ ન માનશો કે ઘી, દૂધ આદિ વસ્તુ ખાવાથી વિશેષ શક્તિ પ્રાપ્ત થાય છે, કારણ કે શક્તિ વીર્યગુણના ઉઘાડથી પ્રાપ્ત થાય છે. માટે બહુ માદક પદાર્થો ખાવા નહીં. એકવાર મન પર કંટ્રોલ આવી જાય તો કોઈ વસ્તુ અઘરી પડતી નથી.

૪૮ કરોડ સોનૈયાનાં સ્વામી–૩૨ રમણીયોના ભરથાર જુદ્ધલ શ્રાવક એક વાર ભગવાન નેમનાથના સમાગમમાં આવ્યા અને જીવનનો પલટો થઈ ગયો. રંગરાગ છૂટી ગયા અને હૈયું વૈરાગવાસિત બની ગયું. બાર વ્રત અંગીકાર કર્યા, અને ખાવામાં ચોખા, ચણાની દાળ અને પાણી ત્રણ દ્રવ્યની છૂટ રાખી. તેમની સ્ત્રીઓએ કહ્યું "તમને શું થયું છે? કંઈ દર્દ હોય તો દવા કરાવીએ. પણ આવું જીવન કેમ ચલાવી લેવાય?" આ સાંભળી શ્રાવકે કહ્યું, "મને કંઈ દર્દ નથી થયું, પણ ભગવાન નેમનાથનાં બોધે મારો આત્મા જાગ્રત થયો છે."

આમ જે આત્મામાં આત્મજાગૃતિ આવે છે તે જગતનાં વિલાસો ભૂલી વૈરાગ્ય–વાસિત બને છે. સંયમ છે તે જીવનવહાણનો શઢ છે. શઢ વગરનું વહાણ જ્યાં ત્યાં અથડાઈ પડે છે. સાધુજીવન સર્વશ્રેષ્ઠ જીવન છે. સાધુ મહાત્માને કેવી રીતે વહોરાવવું તે શ્રાવકોએ જાણવું જોઈએ.

સાધુને સુઝતો અને નિર્દોષ આહાર વહોરાવવો, ચિત્ત, વિત્ત ને પાત્ર ત્રણે શુદ્ધ હોવાં જોઈએ. લેનાર શુદ્ધ અને વસ્તુ શુદ્ધ જોઇએ. શ્રાવકોએ કોઇ ભૌતિક આશાએ સાધુને વ્હોરાવવું નહીં. સાધુ પધારે તો શ્રાવકના હૈયામાં અનેરો ઉત્સાહ પ્રગટે. "મારે આંગણે સુરતરૂ ફળ્યો, મોતિડે મેહ વરસ્યો અને સોનાનો સૂર્ય ઉગ્યો કે આવા પુનિત આત્માના પગલાં મારે આંગણે થયા" એમ માને. તથારૂપનાં સાધુ મહાત્માને નિર્દોષ આહાર વ્હોરાવતાં એકાંત નિર્જરા થાય છે. જરા પણ પાપ લાગતું નથી.

શ્રાવકોના દ્વાર હમેશાં ખુલ્લાં હોય. તેને આંગણે આવેલો કોઈ પણ હોય તે પાછો ન જાય, પણ તે સાધુને તરણ તારણ માની વ્હોરાવે અને અન્ય તિર્થીને અનુકંપાથી આપે. સાધુ એ ઉત્કૃષ્ટ સુપાત્ર છે.

સાધુને ચૌદ પ્રકારનું દાન દેવાય "અશણું-પાણુમ્-ખાઇમં-સાઇમં-વત્થ-પડિગ્ગહ-કંબલ-પાય પૂચ્છણેણુ" આ આઠ આવગા છે. એટલે સાધુ તે લઇને ગૃહસ્થને પાછા ન આપી શકે અને છ પાઢિયારા છે જે લઈને પાછા આપી શકાય છે.=પીઢ=બાજોઠ. ફલગ =પાટીયું સેજ્જા=ઉપાશ્રય, સંથારએણું=તૃણાદિની પથારી, ઉસહ=એક ચીજની બનાવેલી દવા જેમકે હરડેનું ચૂરણ, ભેસજ્જેણું=ઘણી વસ્તુમાંથી બનેલી દવા, જેમ કે ત્રિફળાદિ.

આ ૧૦ પ્રકારનું શુદ્ધ અને નિર્દોષ દાન શ્રાવક આપે. નિસ્પૃહ દાન અને નિસ્પૃહ જીવન જીવનાર બંન્ને સંસારને ક્ષય કરે છે, અને મોક્ષગતિને પ્રાપ્ત કરે છે. સાધુ સમભાવી હોવો જોઇએ.

लाभोत्ति न मज्जेजा अणाभोत्ति न सोएज्जा।
बहुं पि लध्धुं न निहे न निक्खिवे ॥ આચારાંગ સૂત્ર

લાભ મળે તો અભિમાન ન કરે, "હું જાઉં ત્યાંથી પાત્રા ભરીને આવું છું." અને ન મળે તો શોક ન કરે. ઘણું પ્રાપ્ત થઈ જાય તો સંગ્રહ ન કરે. અને થોડું મળે તો ગૃહસ્થની નિંદા ન કરે. જે પ્રતિરોધ કરે કે શું ચાલ્યા આવો છો ? કમાઇ ખાવને ? તો તેની પાસે દીનતા લાવી વારંવાર યાચના ન કરે. ગૃહસ્થની વચ્ચે રહે, છતાં તે કોઇનોય આશ્રિત બની ન રહે. ટાઢો ટુકડો ખાય અને આકાશે ઉડયો જાય.

આવા સાધુને વહોરાવનાર સંસારને પરિત્ત કરી નાખે, એવો પાઠ સિદ્ધાંતમાં ઘણી જગ્યાએ છે. ભગવાન મહાવીર સ્વામીએ બીજું ચાતુર્માસ રાજગૃહી નગરીમાં કર્યું. ત્યાં માસખમણને પારણે માસખમણ કર્યા. તેમના ચાર પારણા વિજયગાથાપતિ, આનંદ ગાથાપતિ, સુદર્શન ગાથાપતિ અને બહુલ નામના બ્રાહ્મણને ત્યાં થયા. અને ભગવાનને ત્રણ કરણ અને ત્રણ જોગે કરી શુદ્ધ આહારપાણી વહોરાવતાં સંસાર પરીત કર્યો. તે ભાવ-લાભ થયો અને સાથે દ્રવ્ય લાભ પણ થયો.

संसार परित्तीकए इम इं पंच दिव्वाइं पाणभूयाइं तंजहा वसुहाराचुट्ठी दसद्धवन्ने कुसुमे निवाहए चेलुक्खेवेकए आहाउ देवदुंदुभीओ अंतराविचणं आगासं अहो दाणं घुट्ठे।

તેમના ઘરમાં પંચદિવ્ય પ્રગટ થયા. આકાશમાં દેવોએ સોના મહોરોની વૃષ્ટિ કરી. પંચવર્ણી ફુલોની વૃષ્ટિ કરી. વસ્ત્રોની વૃષ્ટિ કરી. આકાશમાં દેવદુંદુભી વાગી. અને 'અહોદાન', મહાદાનં એવો ધ્વનિ કર્યો.

સુપાત્ર દાનનો મહિમા વધાર્યો. સાધુપુરૂષ અતિ પવિત્ર જીવન જીવનારા છે. તેમને ઉત્કૃષ્ટભાવે દાન આપવું જોઈએ. અને ભાવના ભાવવી કે મારું જીવન સંયમી ક્યારે બને ?

સંયમી જીવનમાં આવવાની દરેકને જરૂર છે. ભગવાન મહાવીર સ્વામી તદ્ભવે

મોક્ષ જનાર હતા. છતાં તેમણે દીક્ષા અંગીકાર કરી. દીક્ષા દ્રવ્ય અને ભાવે બંને રીતે આવવી જોઈએ. દ્રવ્ય વેશ તે વાડ છે. માલ(નીપજ)ના રક્ષણ માટે વાડની જરૂર છે, પણ વાડને માલ કહેવાય નહીં. દીક્ષા અંગીકાર કર્યા પછી સ્વાધ્યાય, ધ્યાન અને તપ સંયમની ઉત્કૃષ્ટ ભાવે આરાધના કરવાની છે. કષાયને ટાળી સમભાવની સાધના કરવાની છે. આમ જે પોતાના જીવનમાં ગુણોનો વિકાસ કરે છે તેનું અવિનાશી કલ્યાણ થાય છે. વિશેષ અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં...૯૨

### આસો વદ અમાસ ને સોમવાર તા. ૧૮-૧૦-૭૧

અનંતજ્ઞાની, વિશ્વની વિરલ વિભૂતિ, જગતવાસી જીવોને અમૃતપાન કરાવનાર ભગવાન મહાવીર દેવની આજે નિર્વાણતિથિ છે. એ મહાપુરૂષ પરમપંથનો પ્રકાશ જગત પર પાથરતાં ગયા. ત્રિવિધ તાપથી તપ્ત જીવોને શીતળતા પ્રદાન કરતા ગયા. ભૂલેલા જીવોને ધ્રુવતારક બન્યા. એ ક્ષમામૂર્તિ, કલ્યાણમૂર્તિએ કૃપાના ધોધ વહેવડાવ્યા. અનેક હિતશિક્ષાઓથી ભવ્ય જીવોનાં હૃદયને રંગ્યા. અહિંસાના ઘૂંટડા પ્રેમપૂર્વક પીધાં અને જગતને પીવડાવ્યા. તેમનું ત્યાગ-બલિદાન અને તિતિક્ષામય જીવન પ્રેરણા આપતું ગયું.

ભગવાન મહાવીર સ્વામી વિશ્વપ્રેમની જ્યોત જગાડનાર હતાં. તેમણે જીવન જીવવાનો ઉચ્ચતમ આદર્શ જગત સામે ધર્યો. ભગવાન મહાવીર દેવ આ ચોવીસીનાં ચરમ તિર્થંકર દેવ હતા. ચોથા આરાના ૭૫ વર્ષ અને સાડા આઠ મહિના બાકી રહ્યાં ત્યારે ભગવાનનો જન્મ થયો. ત્રીસ વર્ષની ભરયૌવન અવસ્થામાં રાજ્ય વૈભવો-સ્ત્રી આદિનાં સુખોને ઠોકરે મારી સંયમના કઠોર માર્ગે કઠોર સાધનાની શરૂઆત કરી. હૈયે હાર, બાંહે બાજુબંધ, માથે મુગટ, કેડે કંદોરા, વેઢ, વીંટી આદિ તમામ શણગારો ઉતાર્યા. ડાબી બાજુનો ડાબા હાથથી, અને જમણા હાથથી જમણી બાજુનો, બે બાજુનો (સાઈડનો) અને એક વચ્ચેનો, એમ પંચમુષ્ઠી લોચ સ્વયં કર્યો. તિર્થંકરો હજામ પાસે પોતાનું માથું નમાવે નહિં. પાંચ મુષ્ઠીમાં આખો લોચ ઉપાડયો, તે કેવા બળવાન અને પરાક્રમી હશે ! ભગવાનનાં લોચના વાળ ઢીંચણભર થઈ વજ્રહીરાનાં થાળમાં ઈન્દ્ર મહારાજે ઝીલ્યા.

અનંત સિદ્ધોને નમસ્કાર કરી ભગવાન 'કરેમિ ભંતે'નો પાઠ ભણ્યા. અને અભિગ્રહ કર્યો કે, આજથી હું મારી કાયાને વોસિરાવી દઉં છું. યાવત્ જીવન દેવ-મનુષ્ય તથા

તિર્યંચનાં કોઈપણ પ્રકારનાં ઉપસર્ગો આવશે તથા કોઈપણ પરિષહ પડશે, તો પણ હું મારા માર્ગથી ચલિત નહીં બનું. ભગવાને સાડા બાર વર્ષ અને એક પખવાડિયા સુધી કઠોર સાધના કરી. માર મળ્યા. પ્રહારો મળ્યા. કટુશબ્દોનાં વરસાદ વરસ્યા. અનેકે આવી તેમને પ્રલોભનો આપ્યાં, પણ સાધનાના એ અડગ યોગી કોઈથી ડર્યા નહિ, કોઈમાં લોભાયા નહિં. આત્મયોગની એવી પ્રખર ધૂણી ધખાવી કે સર્વ વાસનાઓ-ઈચ્છાઓ તેમાં ભસ્મીભૂત થઈ ગઈ.

આપણાં શાસનપતિ દેવ આપણને ઘણું શીખવી ગયા છે. તેમની સાધના આપણને પ્રમાદ ટાળવાની પ્રેરણા આપે છે. ભગવાને ઘોર સાધનાને અંતે કેવળજ્ઞાન-કેવળદર્શન પ્રાપ્ત કર્યું. કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યા પછી ૧૨ પ્રકારની પરિષદમાં ધર્મ ઉપદેશ આપ્યો. બંધન અને મુક્તિનાં કારણો સમજાવ્યાં. બંધના કારણને છેદી નાખવામાં આવે તો મુક્તિ અવશ્ય પ્રાપ્ત થાય. કર્મના બીજ જેણે બાળી નાખ્યાં તેના જન્મ-મરણ મટી ગયાં. ભગવાને ઉપદેશેલ બોધને જીવનમાં ઉતારી તેમની આજ્ઞામાં ઉદ્યમી બનવું તે દરેક સુજ્ઞ પુરૂષનું કર્તવ્ય છે. હવે જન્મ ન લેવો પડે તેની તૈયારી કરવાની છે. હવે જાગૃત થાઓ. કિંમતી સોનેરી અવસર હાથમાંથી ચાલ્યો ન જાય તેની તકેદારી રાખો. ભગવાને ભવ્ય જીવોને સાચી સાધનાનો માર્ગ બતાવ્યો છે. સમ્યક્ જ્ઞાન, સમ્યક્ દર્શન અને સમ્યક્ ચારિત્રમાં રમણતા કરવી તે નિજ સ્વરૂપમાં રમણતા કરવા બરાબર છે. વિષયોમાં અને કષાયોમાં રમણતા કરવી તે વિભાવ દશા છે. મુમુક્ષુ આત્માઓએ વિભાવ ટાળી સ્વભાવ તરફ દોટ મુકવી જોઈએ. સદ્ગુણોને વિકસાવવા જોઈએ. દુર્ગુણ ટળે તો ગુણોમાં આગળ વધી શકાય.

ભગવાન પણ એક દિવસ આ અનાદિ સંસારમાં રઝળતાં હતા. ચોરાશીનાં ચક્કરમાં પરિભ્રમણ કરતાં હતાં. પણ તેઓએ અપૂર્વ સાધના કરી સિદ્ધ ગતિને પ્રાપ્ત કરી. આપણે ભગવાન સાથે અનંતવાર સંબંધ જોડયા હશે, પણ તેમનાં જેવો પુરૂષાર્થ આપણામાં પ્રગટયો નહિં. તે અફસોસની વાત છે.

> મેં ને તમે આ સંસાર સાગરમાં કર્યા સગપણ અપારો,
> તમે તો થયા પ્રભુ સિદ્ધ નિરંજન, મારો ના આવ્યો આરો રે.
> પ્રભુ મને એક આધાર તમારો.

હે પ્રભુ! મિત્રપણે, શત્રુપણે, દાસીપણે, મા-પણે, બાપપણે, ભાઈપણે, બ્હેનપણે, અનેકવાર તારા સંબંધમાં હું આવ્યો. હે પ્રભુ! તમે સિદ્ધ, બુદ્ધ, નિરંજન, નિરાકાર બની ગયા. અને મારે રખડપટ્ટી ચાલુ જ રહી. હે નાથ! પૂર્વ સંબંધનો કંઈક તો નાતો રાખ, મારો ઉદ્ધાર તો કર. હું કયારે સિદ્ધ થઈશ? તારી પાસે મારો નંબર કયારે લાગશે? અત્યારે તો દ્રવ્ય અને ભાવે મારા-તારા વચ્ચે કેટલું અંતર છે? એ

અંતર ક્યારે તૂટશે? ત્યાગ, વૈરાગ્યમય જીવન બનાવી, વિષય કષાયનું દમન કરી મોક્ષ તરફ મારા પગલાં જોરદાર ક્યારે ઉપડશે? હે પ્રભુ! હવે હું થાકી ગયો છું. આ ત્રાસથી કંટાળી ગયો છું, મને શીઘ્ર તારા જેવો બનાવ. હે પ્રભુ! મારૂં જીવન સળગી રહ્યું છે. તેને શાંત કરવાની જડીબુટ્ટી તો બતાવ.

હૈયે તમારે સત્ય-અહિંસા પ્રેમ કરૂણા પ્રગટે,
અસત્ય હિંસા, વેરઝેરમાં જીવન મારૂં સળગે,
શાંત સમાધિ લાધી તમને મારે ભડકા ભીતર,
મારી તમારી વચ્ચે લાખો જોજન કેરૂં અંતર...

હે ભગવાન! તમે ક્ષણે-ક્ષણે જાગૃત રહીને અનુપમ સાધના કરી તમારા પર ઉપસર્ગ અને પરિષહની અનેક ઝડીઓ વરસી, છતાં હૈયામાં ઉકળાટ નહિં. એક સીસકારો પણ કર્યો નહિ. ગમે તેવી પરિસ્થિતિમાં પણ તમારા હૈયેથી અહિંસા અને કરૂણા વરસી રહી, અને હું પામર, વિષય-કષાયમાં અને વેરઝેરમાં સબડતો રહ્યો છું. તમે શાંત-સમાધિ પ્રાપ્ત કરી અને મારે હૈયે ભડકાં બળી રહ્યા છે.

"ઊંચે ઊંચે તમે ચડયા, હું નીચે નીચે પડતો,
મુક્તિપદને પામ્યા તમે, હું લખચોરાશી ફરતો,
કેમ કરી આ અંતર તૂટે, એ જ વિચારૂં નિરંતર....મારી તમારી...

હે પ્રભુ! તમારી પ્રખર સાધનાનાં અલૌકિક બળે તમે ઊંચે ઊંચે પહોંચી ગયા, અને હું હતભાગી રખડતો-રઝળતો રહી ગયો. હવે આ તારૂં ને મારૂં અંતર ક્યારે તૂટે એ જ નિરંતર વિચારી રહ્યો છું. ખરેખર! સાધનાનો માર્ગ સુંવાળો નથી, પણ કાંટાળો છે. એકેક ઇન્દ્રિય પણ વિજય મેળવવા માટે સાધકે આત્મ-સંગ્રામમાં તુમુલ યુદ્ધ ચલાવવું પડે છે. અદમ્ય ઉત્સાહ અને અપૂર્વ શ્રદ્ધાથી મુશ્કેલીઓનો સામનો સહર્ષ કરવો પડે છે. વિષયો તરફ દોટ મૂકવાનાં અનાદિકાળના સંસ્કારોને દૂર કરવા ભગીરથ પ્રયત્ન કરવાનો છે.

એક વખત સાધુઓની મીટીંગ ભરાણી. તેમાં પ્રશ્ન ઉપસ્થિત થયો કે પાંચ ઇન્દ્રિયમાં કઇ ઇન્દ્રિય જીતવી વધુ મુશ્કેલ છે. સૌએ પોતપોતાનાં અનુભવની સરવાણી વહેવડાવી. એક મહાત્માએ કહ્યું. "શ્રોતેન્દ્રિય પર વિજય મેળવવો ખૂબ મુશ્કેલ છે. માન-અપમાનનાં શબ્દો સાંભળવા મળે, છતાં મનમાં હર્ષ કે શોકની એક રેખા પણ ઊભી ન થાય, આ દશા પ્રાપ્ત કરવી સહેલી નથી. ધ્યાન ધરીને બેઠા હોઈએ ત્યારે બીજી ઇન્દ્રિયોને જીતવી સહજ બને છે, પણ બહારનાં શબ્દો તો સંભળાય છે. આ ટાઈમે સમભાવ રાખવો મુશ્કેલ છે.

આ સાંભળી બીજા મહાત્માએ કહ્યું, "મુનિઓ! મારો અનુભવ તો એવો છે કે

ચક્ષુઇન્દ્રિય પર વિજય મેળવવો મુશ્કેલ છે. જ્યાં જઇએ ત્યાં રૂપ નજરે પડે છે રહનેમિ જેવા મહારથી પણ રાજુલનાં રૂપને જોઈને ખરાબ માંગણી કરી બેઠા. સીતાના રૂપમાં અંધ બનેલા રાવણ રણમાં રોળાયો. રૂપની પાછળ અનેક પતંગીયાઓ બલિદાન આપી દે છે. મેનકાનું રૂપ જોઈ વિશ્વામિત્રનું ૪૦ હજાર વર્ષનું તપ ધૂળમાં મળી ગયું. માટે ચક્ષુ પર સંયમ મેળવવો અતિ કઠણ છે. ત્રીજા મુનિએ કહ્યુ. "મારી દૃષ્ટિએ ઘ્રાણેન્દ્રિય જીતવી સૌથી કઠિન છે. સુગંધી પુદ્‌ગલો મનને બહેલાવી જાય છે. અને દુર્ગંધ આવે તો સહન થતી નથી. તરત કપડું નાક પર મૂકી દઈએ છીએ."

વળી ચોથા મહાત્માએ કહ્યું, "ભાઈએ ! તમારી ભૂલ થઈ રહી છે. સૌ કરતાં વધારે કામ જીભ કરે છે. જીભ બે ધારૂં ખડ્‌ગ છે. બોલવામાં અને ખાવામાં બે રીતે આપણને નુકસાન પહોંચાડે છે. જો મુનિ રસેન્દ્રિય પર કાબૂ ન મેળવે, અનેક મધુરી વાનગીમાં આસક્ત થાય તો સાધનાને શિખરે ચડેલો ઊંડી ખીણમાં ગબડી પડે છે. અને વાણી પર નિયંત્રણ ન મૂકે તો કંઈકના જીવનમાં ઝેર વ્યાપી જાય છે. પ્રિયજનોમાં વેરનાં બી વવાય છે.

એક વખત એક પ્રધાને તેના રાજાને કહ્યું, રાજન્ ! જીભમાં અમૃત છે અને જીભમાં ઝેર છે. કડવાશ અને મીઠાશ બંને જીભમાં રહે છે. આ સાંભળી બાદશાહે પોતાની જીભ આખા મોઢામાં ફેરવી પણ તેને કડવો-મીઠો સ્વાદ ન આવ્યો. આથી પ્રધાનને કહ્યું, "પ્રધાનજી ! તમે કહો છો, જીભમાં કડવાશ અને જીભમાં મીઠાશ છે પણ તે કેમ માની શકાય ? મને તો એવો અનુભવ થતો નથી. તમારી કહેલી વાતને તમે સાબિત કરી દયો તો હું માનું." પ્રધાને કહ્યું. રાજન્ ! "તાંબાને પત્રે લેખ કરી આપો કે તેને માટે હું કોઇ પણ ઉપાય અજમાવું તો આપ શિક્ષા નહિ કરો" રાજાએ એ પ્રમાણે લખી આપ્યું. એ પછી થોડાં દિવસે પ્રધાને રાજાને કહ્યું. "રાજન્ ! આજે વીરપસલીનો દિવસ છે. મહારાણીને મેં બ્હેન માન્યા છે. આજે હું તેમને જમવા માટે આમંત્રણ આપું છું. આપ મહેરબાની કરી મારૂં આમંત્રણ સ્વીકારો" પ્રધાનની ઇચ્છાનો રાજાએ સ્વીકાર કર્યો અને મહારાણીને માનભેર જમવા માટે મોકલ્યા. પ્રધાને રાણીનું ખૂબ જ સુંદર સ્વાગત કર્યું. બહેન માટે ગાલીચા પાથર્યા. ખૂબ સુંદર શબ્દોથી નવાજ્યા. ભાઇનો પ્રેમ, બ્હેન પ્રત્યેની લાગણી જોઇને રાણી સાહેબાએ વિચાર કર્યો કે મારા ભાઈને પાંચ ગામ ભેટ અપાવું અને બ્હેન જવા તૈયાર થઈ ત્યારે ભાઇએ કહ્યું. "આ ગરીબની ઝુંપડીએ કોઈવાર તમારા પુનિત પગલાં કરજો" બ્હેનને એટલો આનંદ છે કે તેમણે વિચાર્યું કે રાજમાં જઇ તરત મારા ભાઈ માટે ૨૫ ગામ લખાવી લઉં. રથ રવાના થતો હતો ત્યારે પ્રધાને મોટેથી તેમની પત્નીને કહ્યું. 'આ તરકડી જમીને ઉઠી ત્યાં ચોકો કર્યો કે નહિ ? આ વચન કર્ણપટ પર પડતાં જ રાણીનો પીતો ગયો. અરર....આ ભાઈ મોઢે મીઠડા અને મને તરકડી કહે છે ? આનું

માથું કપાવું તો જહું ખરી! આખા રસ્તામાં પ્રધાનનું અનેક પ્રકારે અનર્થ ચિંતવતી ચિંતવતી રાણી રાજ્યમાં પહોંચી અને સીધી કારાગૃહમાં ચાલી ગઈ.

રાજા સાહેબ પધાર્યા એટલે તેમણે રાણી આવ્યા છે કે નહિ તેની ખબર કઢાવી. દાસી તરફથી તેમને જાણવા મળ્યું કે તેઓ આવીને સીધા કારાગૃહમાં પધાર્યા છે. આથી રાજા ત્યાં ગયા. અને ક્રોધિત થવાનું કારણ પૂછ્યું. રાણીએ કહ્યું "તમારા પ્રધાન મોટે ઉપાડે મને જમવા લઇ ગયા, મારી ખૂબ સરભરા કરી અને હું રથમાં રવાના થઈ એટલે મને તરકડી કહી. તેનું માથું તલવારથી ઉડાડી મારી સામે લાવો. આ સાંભળી રાજાનાં ગુસ્સાનો પાર ન રહ્યો અને તરત એક સિપાહીને પ્રધાનને બોલાવવા મોકલ્યો. પ્રધાનજી તો જાણતાં જ હતા કે હમણાં તેડું આવવાનું છે. સમાચાર મળતાં જ તેઓ રાજા પાસે હાજર થયા અને મસ્તક નમાવી પૂછ્યું. "શી આજ્ઞા છે મહારાજાધિરાજની ? રાજાએ કરડી આંખ કરી પ્રધાન સામે જોયું. અને કહ્યું. 'મારી રાણીનું અપમાન તે મારૂં જ અપમાન છે. માટે ફાંસીએ ચડવા તૈયાર થઈ જા.'

પ્રધાને ત્રાંબાનો લેખ બતાવ્યો અને કહ્યું : મહારાજા, મહારાણીનું અપમાન કરનાર હું કોણ ? ખરેખર મેં અપમાન નથી કર્યું. આ તો આપની આજ્ઞાનું પાલન કરવા કરવું પડયું છે. રાણીજીને પૂછી જુઓ કે જમ્યા ત્યાં સુધી કેવા ભાવ હતા ને નીકળ્યા ત્યારે કેવા ભાવ બદલાણાં ? રાજા પણ સમજી ગયા કે જીભમાં કડવાશ છે ને જીભમાં મિઠાશ છે. કડવાં વચન બોલવાથી સામા માણસ સાથે વેર થાય છે. માટે બોલવામાં ખૂબ જ ઉપયોગ રાખવો જોઈએ. કાલે નૂતન વર્ષની શરૂઆત થાય છે. તમે આજે નિર્ણય કરો કે મારે કોઈને કડવાં વચન કહેવા નહિં. જીભને ગળ્યું ભાવે છે તો જીભમાંથી કારેલાની કડવાશ કેમ નીકળે છે ? તમારા સ્નેહીઓ-મિત્રો-ભાઈઓ-વડીલો તરફથી તમને અનેક જાતના અભિનંદન આવશે અનેક શુભેચ્છાઓ મળશે, પણ એ બધાં ફળે ક્યારે ? જો પ્રકૃતિ પલટો ખાય તો અનેક લાભો પ્રાપ્ત થાય. તમારૂં હિત તમે ઇચ્છતા હો તો જીવન સુધારો. જીભ પર કાબુ રાખો. પાંચમા મહાત્માએ કહ્યું "મુનિઓ ! સ્પર્શેન્દ્રિય પર વિજય મેળવવો ખૂબ મુશ્કેલ છે. મુલાયમ સ્પર્શ આવતાં તરત મનમાં ગલગલીયા થાય છે, અને કર્કશ કોઈને ગમતો નથી." આમ સાધુઓ નિર્ણય કરી શકયા નહિં કે કઇ ઇન્દ્રિય જીતવી વધુ મુશ્કેલ છે. અંતે નિર્ણય કર્યો કે દરેકે એક અઠવાડિયા સુધી એક એક ઇન્દ્રિયને જીતવા પ્રયત્ન કરવો અને શો અનુભવ થાય છે તે કહેવું.

આઠ દિવસ પછી વળી મીટિંગ ભરાણી. પણ અનેક વાતની ચર્ચાને અંતે ચોક્કસ નિર્ણય કરી શકયા નહિં. અંતે બધા સંતો એક બહુસૂત્રી અને વિશિષ્ટ જ્ઞાની મહાત્મા પાસે પહોચ્યા. અને વિનયપૂર્વક પ્રશ્ન પૂછયો. એ મહાપુરૂષે કહ્યું, "જુઓ મુનિઓ ! એક મહેલને પાંચ દરવાજા હોય તેમાંથી એક બંધ કરી ચાર ખુલ્લા રાખે તો મહેલની અંદર

ચોર-લૂંટારાનો ભય ખરો કે નહિં ? 'હા' એક પણ દરવાજો ખુલ્લો હોય ત્યાં સુધી ભય તો ખરો જ." એમ પાંચ ઇન્દ્રિયના પાંચ દરવાજા છે. દરેકમાંથી આસવનો પ્રવાહ ચાલ્યો આવે છે. પાંચે ઇન્દ્રિયો ભયંકર વાઘણ સમાન છે. પાંચે ઇન્દ્રિયનાં વિષયસેવનથી અકલ્પ્ય શક્તિનો દુર્વ્યય થાય છે. આત્મધન લૂંટાઇ જાય છે. એકેય ઇન્દ્રિય સામાન્ય નથી. બધીને જીતવી મુશ્કેલ છે. માટે આત્મસાધકે પાંચે દરવાજા બંધ કરવાની જરૂર છે." મહાજ્ઞાની મુનિ પાસેથી ખુલાસો સાંભળી સૌ ખુશ થયા.

ભગવાન મહાવીર સ્વામીએ આપણને એ જ સંદેશો પાઠવ્યો છે કે વિષય અને કષાયથી મુક્તિ મેળવો. એટલે તમે અવશ્ય મુક્ત બની શકશો. દિગંબર હો, દેરાવાસી હો, સ્થાનકવાસી હો કે સોનગઢી હો કે તેરાપંથી હો, પણ કષાયનો ઉકળાટ શમાવ્યા વિના કોઇનો મોક્ષ થવાનો નથી. કષાયમાં આત્મા ચાલ્યો ન જાય તે માટે પળે-પળે જાગૃત રહો. ન ધાર્યું હોય તેવું થયા કરે છે. તું ગમે તેટલો ઊંચો-નીચો થઈશ પણ તારૂં કંઈ ચાલવાનું નથી. માટે સમતાની સાધના શરૂ કરો. તમારા હૃદયને શુદ્ધ અને નિખાલસ બનાવો. અધમ ભાવનાથી અધોગતિ થશે અને ઉચ્ચ ભાવનાથી ઉચ્ચ ગતિ થશે. વિભાવ-ભાવને ટાળી સ્વભાવમાં સ્થિર થઈશું તો આપણે પણ એક દિવસ ભગવાન જેવા બનીશું. ભગવાન મહાવીર દેવે પોતાની અંતિમ દેશનામાં ઉત્તરાધ્યયન સૂત્રની પ્રરૂપણા કરી. તે વખતે ૧૮ દેશના રાજાઓ રાજપાટની જવાબદારી છોડી પ્રભુ પાસે છઠ પૌષધ કરી બેઠા હતાં.

> દેશ અઢારનાં રાજાઓ આવી છઠ્ઠ છઠ્ઠ પોષા કર્યા હતાં એ,
> વીર પ્રભુનું મુખ નિહાળી વાણીના રસમાં જામ્યા હતાં એ,
> વીરનો નિર્વાણ દિન દિવાળી, ગૌતમ જ્ઞાની કેવા હતાં એ,
> સંપૂર્ણ જ્ઞાનની જ્યોતિ પ્રગટાવી, સ્વભાવ રમણતામાં ઝીલ્યા હતા એ.

પ્રભુ ભવ્ય જીવોને અમૃતરસમાં તરબોળ બનાવી ૧૬ પ્રહર સુધી દેશના આપી શુક્લધ્યાનને ચોથે પાયે સમુચ્છિન્નક્રિય અનંતર, અપ્રતિપાતિ, અનિવૃતિધ્યાતા, મન, વચન અને કાયાના યોગનું રૂંધન કરી વેદનીય, આયુષ્ય, નામ અને ગોત્ર આ ચાર કર્મનો ક્ષય કરી, ઔદારિક તૈજસ અને કાર્મણ શરીરને સર્વથા છોડી સમશ્રેણી ઋજુગતિ અન્ય આકાશ પ્રદેશને નહિ અવગાહતાં, અણુસ્પર્શતા એક સમય માત્રમાં ઉર્ધ્વગતિ, અવિગ્રહ ગતિએ સિદ્ધદશા પામ્યા. કેવળજ્ઞાનનો સૂર્ય અસ્ત થતાં સર્વત્ર અંધકાર છવાઈ ગયો. ત્રિલોકીનાથ, શાસનપતિ પ્રભુ જતાં દરેકનાં હૈયામાં કેવો કારમો આઘાત થયો હશે?

> મુજને મેલ્યો રે ટળવળતો તિહાં રે, નહિં કોઇ આંસુ લુછણહાર,
> ગૌતમ કહીને કોણ બોલાવશે રે, કોણ કરશે મોરી સાર,
> આધાર હતો રે એક વીર તાહરો રે....

ગૌતમ સ્વામી વિલાપ કરવા લાગ્યા. અંતે ભગવાનનાં વાકય યાદ આવ્યા "મોહ છે ત્યાં સુધી મોક્ષ નહિ મળે." રાત્રીનું કવચ ભેદાણું અને ઉર્ધ્વ શ્રેણી પર આરૂઢ થયા અને કેવળજ્ઞાન તથા કેવળદર્શન પામ્યા. મોક્ષપ્રાપ્તિમાં સ્વપુરૂષાર્થ કામ કરે છે.

૬૪ ઇન્દ્રો અને અસંખ્ય દેવ-દેવીઓ પ્રભુનાં વિરહની વેદનાથી લમણે હાથ દઈ બેઠાં. ભગવાનનાં દેહને અંતિમસંસ્કાર ઇન્દ્રો કરે. આનંદરહિત અશ્રુપૂર્ણ આંખોથી તિર્થંકરના શરીરને 'તિખ્ખુત્તો આયાહિણું પયાહિણું કરેઈ કરેઈત્તા.' પર્યુપાસના કરે. ત્યાર-પછી નંદનવનમાંથી ગોશીર્ષ ચંદનના કાષ્ટ લાવી ચિતા બનાવે. શકેન્દ્રનાં આભિયોગિક દેવો ક્ષીરોદક લાવી તિર્થંકરના શરીરને સ્નાન કરે. ચંદનનું વિલેપન કરે. હંસલક્ષણ શ્વેત વસ્ત્ર પહેરાવે. સર્વ અલંકારથી વિભૂષિત કરે, શકેન્દ્ર મહારાજ અગ્નિકુમાર દેવને બોલાવી અગ્નિની વિકુર્વણા કરવાની આજ્ઞા આપે. વાયુકુમાર દેવને વાયુ વિકુર્વવાનું કહે. તેઓ તે પ્રમાણે કરે. તે ચિતામાં અગરતુરક સેલ્હારસ-ઘી, મધુ વગેરે અનેક ભારપ્રમાણ પ્રક્ષેપ કરે. પછી મેઘકુમારદેવ ક્ષીરોદકની વર્ષા કરે. શકેન્દ્ર ભગવાનની ઉપરની જમણી દાઢા ગ્રહણ કરે. ઈશાનેન્દ્ર ડાબી દાઢા, ચમરેન્દ્ર નીચેની જમણી દાઢા અને બલેન્દ્ર નીચેની ડાબી દાઢાને ગ્રહણ કરે. શેષ ભવનપતિથી વૈમાનિક દેવો યથાયોગ્ય શરીરના શેષ ભાગને ગ્રહણ કરે. કેટલાક ભક્તિવશથી, કેટલાક પોતાનો જિત આચાર સમજી, કેટલાક ધર્મ જાણી ગ્રહણ કરે છે. જ્યાં અગ્નિદાહ દીધો હોય ત્યાં રત્નમય ચૈત્યસ્તુપ બનાવે છે.

ભગવાન આપણાં માટે ઘણું મૂકી ગયા છે. તેમની વાણીને જીવનમાં ઉતારીશું તો કલ્યાણ થશે. ભગવાનનું શાસન ૨૧ હજાર વર્ષ સુધી ચાલવાનું છે. હજુ અઢી હજાર વર્ષ ગયા છે. તેજી-મંદી આવ્યા કરશે, પણ પાંચમા આરાના છેડા સુધી ધર્મનો સર્વથા વિચ્છેદ થવાનો નથી. આસો માસની અમાસની રાત્રે વર્તમાન શાસન-નાયક ભગવાન મહાવીર સ્વામી નિર્વાણ પામ્યા. આજે લગભગ અઢી હજાર વર્ષ પછી પણ મહાવીર પરમાત્માની વાત તાજી ને તાજી લાગ્યા કરે છે. હવે તો એ મહાપુરૂષની આજ્ઞા શી છે તે વિચારી, સંસારભાવથી મુક્ત બનવાનો પુરૂષાર્થ કરીએ, આવી ભાવના સૌએ ભાવવી જોઈએ. આમ બને તો જ આપણા સૌનું જીવન મંગલમય બની શકે. વિશેષ અવસરે.

---

## વ્યાખ્યાન નં....૯૩

### કારતક સુદ ૩ ગુરુવાર. તા. ૨૧-૧૦-૭૧

અનંતજ્ઞાની ત્રિલોકય પ્રકાશક શ્રમણ ભગવંત મહાવીર સ્વામીએ સિદ્ધાંત દ્વારા ભવ્ય જીવોને સમજાવ્યા છે. સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ હોય તેનું

સાધુ દોષને પાત્ર છે. લોભ કરીને પણ કોઈ ચીજ ન વ્હોરે. જરૂરિયાત કરતાં વધારે વ્હોરવું એ પણ દોષ છે. કોઈ કુંવારી અથવા વિધવા બાઈને ગર્ભ રહી ગયો હોય તો સાધુથી એમ ન કહેવાય કે લ્યો, આ ચૂર્ણ આપું છું, તેનાથી ગર્ભ પડી જશે, આમ કોઈનાં ગર્ભ પડાવી આહાર લેવો પણ ન કલ્પે. સાધુએ જેમ બને તેમ ઓછાં સાધનથી ચલાવવું જોઈએ. પેટી પટારા ભરી રાખવા એ સાધુનું કર્તવ્ય નથી. કોઈ પણ વસ્તુ ગૃહસ્થને ત્યાં એવી હોય કે પોતાની જીભ તેને ઇચ્છતી હોય તો માંગી માંગીને લે. હજી વ્હોરાવો એમ કહે અથવા દરેક તપેલાદિ પડયા હોય તો પૂછે કે આમાં શું છે? આમાં શું છે? આમ રસેન્દ્રિય પર કાબૂ ન હોય તો આમ પૂછી પૂછી આહાર લે તો દોષને પાત્ર બને છે. સાધુ છ પ્રકારે આહાર લે છે. છ કારણ ઉપસ્થિત ન થાય છતાં ખાધા કરે તો પણ દોષ લાગે. સાધુ નિર્દોષ અને શુદ્ધ આહાર વ્હોરીને આવે પણ ખાતાં ખાતાં એક એક વસ્તુ વખાણી વખાણીને ખાય, જેમકે શું દહિંવડા કર્યા છે! આવા માલપુવા કદી ચાખ્યા પણ નથી. આમ બોલે તો પણ દોષ લાગે અથવા આ બાઈ ખીચડીમાં મીઠું નાખવાનું ભૂલી ગઈ છે દૂધપાકમાં સાકર ઘણી ઓછી નાખી છે ધાનનું ધૂળ કરી નાખ્યું છે, આમ વખોડીને ખાય તો પણ દોષ લાગે છે. આવા દોષોથી સંયમનો ધૂમાડો થાય છે. ખૂબ સરસ આહાર મળ્યો હોય તે ઠાંસી ઠાંસીને ખાય તો આળસ થાય છે. અને ધર્મધ્યાન કરી શકે નહીં. આથી પ્રમાણાતિક્રાંત ખાનારને પણ દોષ લાગે છે, માટે સાધુઓએ જમતી વખતે પેટને ઉણું રાખવું જોઈએ. સાધુ પહેલા પહોરનો આહાર ચોથે પહોરે કરે તો પણ દોષ લાગે છે. આ વસ્તુમાં જરા મીઠું અથવા સાકર ઓછી છે તો સ્વાદ માટે મીઠું આદિ વસ્તુ મેળવે તો દોષ લાગે નિર્દોષ આહાર લાવ્યા પછી રાગ મેળવીને ખાય તો દોષ લાગે છે. તેથી ખાતાં ખાતાં રાગની લહર ન આવવી જોઈએ. જો રાગ લાગ્યો તો સંયમ ધુળધાણી અને વા પાણી થઈ જાય છે. સૂઝતું પણ અસૂઝતું કરીને ખાય છે. આજે ઘણા સાધુ, શ્રાવકોને કહે છે કે મારે ઇન્ડીપેન જોઈએ છે, મારે ઘડિયાળ જોઈએ છે, મારે મુલાયમ મલમલ જોઈએ છે. અને રાગી શ્રાવકો સાધુને શિથિલ બનાવે છે. કારણ કે વાડ વિના વેલ કેવી રીતે ચડે!

सन्निहि च न कुवेज्जा लेवमायाए संजए ।
पक्खीपत्तं समादाय निरवेक्खो परिव्वए ॥ ઉ. અ. ૬. ગા ૧૬

સાધુ કોઈ વસ્તુનો સંગ્રહ ન કરે. આહાર પાણીનો લેપ માત્ર–જરાતરા પણ સંગ્રહ ન કરે તે સાધુ છે. તેને કોઈમાં આસક્તિ ન હોય. તેને પોતાના આત્મામાં પૂર્ણ વિશ્વાસ હોય, અનાસક્ત સાધુ કોઇને તકલીફમાં ન મૂકે. અને એ જ જગત–વલ્લભ બને છે. પંખીની પાંખમાં કાંઈ ભરાયું હોય તો તે ઉડી શકતું નથી. પાંખને ખંખેરી નાખે તો જ ઉડી શકે છે. સાધુને પણ ઉડ્ડયન કરવાનું છે. પરિગ્રહની મૂર્છામાં પડી જાય તો તે

આગળ વધી શકે નહીં. સાધુ પૈસાવાળાની શેહમાં દબાતા નથી. એનો આનંદ–આંતર-વૈભવ જબરજસ્ત હોય-છે. આત્માના વિરાટ સ્વરૂપમાં રમણ કરનાર હોય છે સંકૂચિત જગત સામે તેને જોવું પણ ગમે નહીં. આવા સાચા સાધુના સંગમાં આવનાર પણ તરી જાય છે.

બાહ્ય ત્યાગ પણ જ્ઞાન નહિ તે માને ગુરૂ સત્ય,
અથવા નિજ કુળ ધર્મના તે ગુરૂમાં જ મમત્વ.

બહારથી સાધુનો વેષ પહેરી લીધો પણ અંદરમાં ત્યાગ પરિણમ્યો નહીં તો તે સાચો સાધુ નથી. "મેં પરિગ્રહને ફેંકી દીધો છે. દિક્ષા વખતે મુઠી ભરી ભરીને ધન ઉડાડી દીધું અને હું જ બીજાને પકડાવું ? પરિગ્રહ પાપ સ્થાનક છે તે જાણીને જ છોડયું તો પછી બીજાને શા માટે પરિગ્રહી બનાવવા પ્રેરણા આપું ?" બીજાને છક્કા પંચાનાં તથા ઓપન કલોઝનાં ભાવ કાઢી દેનાર સાધુએ વિચારવું જોઈએ કે આ પાપ–દોષને પાત્ર છે. શ્રાવક વધુ ને વધુ પરિગ્રહધારી બને તેમ સાધુ ન ઈચ્છે. સમ્યક જ્ઞાન, દર્શન અને ચારિત્ર્યનું ઉત્કૃષ્ટ ભાવે પાલન કરી આત્મવૃદ્ધિને પ્રાપ્ત કરે તેમ જરૂર ઈચ્છા રાખે કારણ સંયોગો ક્ષણિક છે. ધન વૈભવ સાથે આવનાર નથી.

'અક્ષય ધન પરિપૂર્ણ ખજાને શરણ જીવ કો હોતે
તો અનાદિ કે ધની સભી ઇસ ભૂતલ પર હી હોતે
પર ન કારગર ધન હોતા હે બંધુ! મૃત્યુ કી વેલા,
રાજપાટ સબ છોડ ચલા જાતા હે જીવ અકેલા.

ધન–વૈભવ જીવને શરણભૂત હોય તો અનાદિકાળનાં ધનવાનો આ પૃથ્વી ઉપર જ જીવતા હોત, પણ અફસોસ છે કે જીવને મૃત્યુ અવસ્ય આવે છે. અને રાજપાટ, ધનવૈભવ બધું છોડીને જીવ એકલો જ ચાલ્યો જાય છે. વળી ધન પણ જીવન સુધી ટકી રહે તેવું બનતું નથી.

"આજનો શેઠીયો, કાલનો વેઠિયો, નોકર તે શેઠ બની જાય છે."
ઉલટ સુલટ એમ આ અવનીમાં, કાળે કરી સૌ થાય છે.
...ઓ માનવી, જીવનના રંગો પલટાય છે.

આજનો શેઠીયો બહુ પૈસાવાળો હોય, ૫૦ મુનિમો જેને ત્યાં કામ કરતા હોય અને પેઢી પર બબ્બે ગાદલા ઉપર બેસતો હોય, તેનાં નામની અનેક મીલો ચાલતી હોય. એ દિવાળુ ફુંકે છે અને તેને ખાવાનાં પણ સાંસાં પડે છે. એ શેઠને ત્યાં નોકરી કરનાર નોકર શેઠ બની જાય છે. અને શેઠને એને ત્યાં નોકરી કરવી પડે છે. કર્મ ઉદયમાં આવે ત્યારે તે ભીખારી બની જાય છે. કર્મના જેવા થર નાખ્યા હોય એવા ઉદયમાં આવે છે. તમને એમ થાય કે વેપારમાં આવો

એકસ્પર્ટ, આખી બજારને પોતાના હાથમાં રાખનાર એ આવી ભૂલ કેમ કરે? પણ ભાઈ, આ બધા કર્મનાં નાટક છે. ધન કોઈની પાસે કાયમ માટે રહ્યું નથી. માટે ત્રાણ-શરણ ધન નથી પણ ધર્મ છે. ત્રાણભૂત અને શરણભૂત છે. જે ધર્મનું રક્ષણ કરે છે એનું ધર્મ રક્ષણ કરે છે. જેથી વ્રત નિયમમાં આવો. સાધુપણું ન લઈ શકો તો બારવ્રત આદરો. બારમા વ્રતના પાંચ અતિચાર છે. "સચિત નિખ્ખેવણીયા.-સચેત વસ્તુ પર અચેત વસ્તુ રાખી હોય, સચેત પેહણીયા =અચેત વસ્તુ પર સચેત વસ્તુ પડી હોય. આ બંને પ્રકારનો આહાર સાધુ માટે અકલ્પનિય છે. તે સાધુને વહોરાવો તો દોષ લાગે. કાલાઇકમ્મે=કાળ વહી ગયો હોય કે વસ્તુ ખોરી થઇ ગઇ હોય-આવી વસ્તુ સાધુને વ્હોરાવે તો દોષ લાગે. પરોવએસે=પોતે સુઝતો હોય, છતાં વ્હોરાવવા ઉભો ન થાય અને બીજાને કહે કે તમે વ્હોરાવો, લક્ષ્મી ચાંદલો કરવા આવે અને મોઢું ધોવા જનારની જેમ આ વ્યક્તિ પણ પોતાને મળતો લાભ ગુમાવે છે. મચ્છરીયાએ=દાન દઈ ને અહંકાર કર્યો હોય કે અમારે ત્યાં રોજ સાધુ આવે. એક દિવસ પણ ખાલી ન જાય, કોઈ પણ વસ્તુ જોઈતી હોય તો અમારે ત્યાંથી મળે. આ પાંચ અતિચાર જાણવા, પણ આદરવા નહીં. જે બારવ્રત આદરે તેને સંથારાની ભાવના થાય. શ્રાવક હંમેશા ત્રણ મનોરથ ચિંતવે. તેમાં પહેલો મનોરથ એ ચિંતવે કે હે પ્રભુ! હું આરંભ પરિગ્રહથી ક્યારે મુક્ત બનું! બીજો મનોરથ એ ચિંતવે કે હે પ્રભુ! હું પંચ મહાવ્રત ધારી ક્યારે થઈશ! ત્રીજો મનોરથ એ ચિંતવે કે અઢાર પાપનો ત્યાગ કરીને અને ચાર આહાર ત્યજીને સંથારો ક્યારે કરીશ? શરીરને ઘરેણાંનાં ડાબલા સમાન સાચવ્યું છે. રખે મને ટાઢ લાગી જશે, તાપ લાગી જશે. એનાં વિચાર નિરંતર કર્યા છે. ટાઢ વાય એટલે સ્વેટર પહેરી લે, મફલર લગાવી લે. તડકો લાગે ત્યારે છત્રી ધારણ કરે. પગમાં જોડા પહેરે. શરીરને જીવે ખૂબ સાચવ્યું છે. શરીર નજરે દેખાય છે. તેથી તેની સંભાળ કરે છે, પણ આત્માની તો પડી નથી. દેહના રક્ષણમાં રહી આત્માને સુવાડી દીધો છે. "મારી દુર્ગતિ નહીં થાય ને? હું મરીને ક્યાં જઈશ?" આવો વિચાર પણ કરતા નથી. છોકરા માટે રાતદિવસ મૂડી એકઠી કરી અને મરે ત્યારે છોકરાને મૂડી સોંપતા જાય છે. પણ કરેલાં કાળા કર્મ જીવને ભોગવવા પડે છે. પહેલાંના સંસ્કારી પુત્રો પિતાને કહેતા, અમારે માટે કાંઇ રાખતા નહીં. તમે સંસ્કાર આપ્યા અને અમને લાઈને ચડાવ્યા છે. હવે અમે અમારા બાવડાનાં જોરથી કમાઈશું. તમે તમારે ધર્મધ્યાન કરો. અને મેળવેલું ધન ધર્માદામાં આપો. આજે આવું કહેનારા કેટલા છે? અરે, બાપની મિલકત માટે છોકરા કોર્ટે ચડે છે. જેની પાસે સંસ્કારરૂપી ધન છે એ ધન માટે કદી ઝગડા કરતા નથી. કારણ કે તે સમજે છે કે મારા ભાગ્યમાં હશે તેટલું જ મળશે પુણ્ય અને પાપ બંને તત્વ સમજાયા હોય તેને કદી ઝઘડાની ભાવના થાય નહીં. તે સમજે કે ભાગ્યમાં ન હોય તો આવેલું ધન પણ ચાલ્યું જાય. અને ભાગ્યમાં હોય તો અણધાર્યું મળી રહે. પુણ્ય પાપની થીયેરી સમજનારને કોઈની પાસેથી પડાવી લેવાની ભાવના ન થાય. અમે

કોઈ લઈ જાય તો પણ પારકાનાં દોષ ન જોવે. પણ મારા પુણ્યમાંથી ખૂટયું એમ માને. મારે એનાં ઉપર વેર કરવું નથી, મારા આગલા ભવનો લેણીયાત હશે તે લઈને ચાલ્યો ગયો. મારે વેર લેવું નથી. જૈનનો બચ્ચો "મિત્તિમે સવ્વ ભૂએસુ" બોલનાર મૂર્છિત ન હોય. પુણ્યનાં ખાનામાં જેટલું પુણ્ય ઉપાર્જન કર્યું હશે તેટલું મળશે. માટે મારે વધારે મેળવવાની ઈચ્છા શા માટે કરવી જોઈએ એમ માને. દરેકની પુન્યાઈ સરખી હોતી નથી. એક માતાને બે દિકરા હોય તો પણ તેમાં એક બેરિસ્ટર હોય અને બીજો ઘેલો હોય. એક માણસ ભાષણ કરવા ઉભો થયો હોય તો તેને ચારપાંચ જણા ઉભા થઈને બેસાડી દે છે અને બીજાને બોલવા માટે વિનંતી કરે છે. અને માન આપે છે. આ બધું પુન્યાઈથી મળે છે. ઘણાં માણસો એકને સ્ટેશન લેવા જાય છે. અને ધજા પતાકાથી તેનું સ્વાગત કરે છે. આવા પુણ્યાત્માનું પુણ્ય ખલાસ થાય ત્યારે તેને બેસવા ઓટલો પણ મળતો નથી. તમને જે કાંઈ મળે છે તે તમારા પુણ્યથી મળે છે અને ભાગ્ય જોરદાર ન હોય અને બીજાનાં હજાર આશીર્વાદ મળે તો પણ કાંઈ મળે નહીં. જેની પાસે પરિગ્રહનો લોચો છે તેના ઉપર બધા ત્રાટકે છે. પરિગ્રહ એ કલેશનું કારણ છે. એક રાજ્ય બીજા રાજ્ય ઉપર દષ્ટિ કરે છે અને એનાં વિનાશ માટે બોંબ, એટમબોમ્બ બનાવે છે. જેણે પરિગ્રહ છોડયો છે એ બીજાથી પકડાતા નથી. મોક્ષનું જેને ધ્યેય છે એને માટે ધર્મ એ સર્વશ્રેષ્ઠ સાધન છે. જે ધર્મને, આત્માને, પરમાત્માને માનતો નથી તે કામભોગ બહુ છૂટથી સેવે છે. કોઈ જાતની મર્યાદા રાખતો નથી. પરદેશમાં બાર વરસ સુધી પતિ-પત્ની ભેગા રહે તો તેની ઉજવણી કરે છે પણ આપણી આર્ય સંસ્કૃતિ કેવી છે? પતિ પથારીમાં પડયો હોય, બિમાર હોય તો પણ આદર્શ નારી જીંદગી પર્યંત તેની સેવાચાકરી કરે છે. જેની પાસે ધર્મ નથી તેવા લોકો પૈસો ઘણો હોવા છતાં સંસ્કાર વિહિન છે. વૈભવ માટે અનેક પ્રયત્નો કરે છે. ચંદ્રલોકનાં સુખ માણવાં છે તેથી એપોલોને મોકલે છે. ચંદ્રલોકમાં જઈને શું ધુળ અને ઢેફા મેળવવાનાં છે? આટલા પ્રયત્ન આત્માની ખોજ પાછળ કર્યા હોય તો ન્યાલ થઈ જાય ધનાઢય શેઠ હોય તો પણ કાંઈ સોનું ખાતા નથી. બધા દાળભાત અને રોટલી ખાય છે.

એકવાર એક બાપ અને દિકરો ધન માટે ખૂબ લડયા. બાપ કહે, હું ધન દઉં નહીં અને છોકરો કહે હું લીધા વગર તને છોડું નહીં. પછી બન્નેએ છરા લીધા અને બંન્ને મરી ગયા. મરીને સર્પ થાય છે. અને ધન દાટયું છે ત્યાં બાઝયા કરે છે. એ પછી ત્રીજા ભવમાં બંન્ને ઉદર થાય છે. અને એકબીજાને શાંતિથી બેસવા દેતા નથી. ત્યાંથી મરી મૃગ થાય છે. તે મૃગો પણ લડયા જ કરે છે. ત્યાંથી બ્રાહ્મણીને ત્યાં પુત્ર પણે બન્ને જન્મે છે. બે જણા આનંદથી રહે છે. પણ એક વખત ગામ બહાર ફરવા જતાં ચરૂવાળી જગ્યા જુવે છે. અને વેરની જવાળા ભભુકે છે ઝગડતાં ઝગડતાં ઘરે આવે છે. અને તે પછી રોજ રોજ નજીવા કારણસર ઝગડા કરે છે. ભેગા રહી શકતા નથી, અને એકબીજાને બોલ્યા વ્યવહાર પણ રહેતો નથી. એક દિવસ તે બ્રાહ્મણને ત્યાં એક સાધુ મહારાજ

ગોચરી માટે પધારે છે. તે વખતે બંન્ને એકબીજાને લાતો મારે છે. અને વાળ ખેંચે છે. સાધુને જોઈ બ્રાહ્મણ, મહાત્માને કહે છે કે આ છોકરાને સમજાવો. કોઈ રીતે માનતો નથી. આખો દિવસ લડયા કરે છે. કોઇને શાંતિ લેવા દેતો નથી. મહારાજે ઉપયોગ મૂકયો અને જોયું તો પૂર્વનાં ભવો તેમનાં જ્ઞાનમાં દેખાયા. તે પછી બંને ભાઈઓને શાંત પાડી તેમના ભવો તેમને કહી સંભળાવ્યા અને પરિગ્રહ પરની મૂર્છાથી કેટલો અનર્થ થાય છે તે ભાવો ખૂબ સુંદર ભાષામાં સંભળાવ્યા. આ પૈસો પાપનું કારણ છે. પૈસાનો મોહ જીવને મારી નાખે છે. તમારે શું કરવું છે? પરિગ્રહનો મોહ છોડો. શ્રાવકને પરિગ્રહ ગમે નહી. એ પરિગ્રહને શરીરનો મેલ સમજે. વાળ વધ્યા હોય તો કાઢી નાખો છો તેમ પરિગ્રહ વધી જાય તો તેનો સદ્વ્યય કરી નાખો. પરિગ્રહની મર્યાદા બાંધો. જરૂરિયાતથી વધારે ન રાખો. સમજીને પગલું ભરો. "મારે કેટલી જરૂર છે, તે વિચારી સંગ્રહ રાખનાર અતિ પરિગ્રહ એકઠો કરતો નથી." સંગ્રહખોરીથી મોંઘવારી વધે છે. દરેક માણસ જો સમજી મર્યાદામાં આવે તો જીવનધોરણ ઊંચુ બને. છ કાયનો રક્ષક સાધુ પરિગ્રહમાં લોભાય નહિં. સાધુની વાણી સાંભળતાં પેલા બ્રાહ્મણપુત્રોને જાતિસ્મરણ જ્ઞાન થયું. પૂર્વનાં ભવ પ્રત્યક્ષ જોયાં. પોતાની ભૂલ સમજાણી. કેટલા ભવથી કર્મ બાંધતાં આવ્યા છીએ. તેનું કારણ આ પૈસો છે; એમ બરાબર સમજાયું. એક વખત જીવને સાચી સમજણ આવ્યા પછી ત્યાગ સહજ બને છે. બંને ભાઈઓ પોતાના જીવનમાં પરિવર્તન આણે છે. મહાત્મા પાસે સંયમ અંગિકાર કરે છે, અને ખૂબ સુંદર રીતે ચારિત્રનું પાલન કરતાં કરતાં મૃત્યુ નજીક આવતાં સંથારો કરી આત્મ કલ્યાણ સાધે છે! પાંચ અતિચારો છે તે જાણવા પણ આચરવા નહી. इहलोगासंसपउगे એટલે આ લોકનાં સુખની ઇચ્છા કરવી કે મરી ગયા પછી મોટો રાજા થાઉં. પરલોગા સંસપઉગે એટલે પરલોકને વિષે સુખની ઇચ્છા કરવી કે અહીંથી મરી મોટો મહર્ધિક દેવ થાઉં. જીવિયા સંસપઉગે એટલે લોકોમાં વાહ વાહ થાય તે માટે ઝાઝું જીવું તો ઠીક આવી ઇચ્છા કરવી મરણાસંસપઉગે એટલે દુઃખ સહન નથી થતું માટે જલદી મરી જાઉં તો સારૂં. આમ વિચાર કરવાથી પણ દોષ લાગે છે. કામ ભોગા સંસપઉગે એટલે સંથારામાં કામ-ભોગની તીવ્ર ઇચ્છા કરવી. સમજણ પૂર્વક જીવનમાં શાંતિ અને સમાધિ જોઈતી હોય તેણે વ્રતો તો જીવનમાં આદરવા જોઈએ, સમજણપૂર્વક વ્રતોને આદરનાર પોતાનાં જીવનનો ઉત્કર્ષ અવશ્ય સાધી શકે છે.

નિષધકુમારના ગયા પછી ભગવાન નેમનાથના પ્રથમ ગણધર વરદત્ત મુનિ પ્રભુને વંદન નમસ્કાર કરી પ્રશ્ન કરે છે કે હે પૂજ્ય! "નિસઢેકુમારે ઇટ્ઠે ઇટ્ઠ રૂવે, કંતે કંતરૂવે, એવં પિએ૦ મણુન્નએ, મણામે, મણામરૂવે, સોમે સોમરૂવે, પિયદંસણે, સુરૂવે બહુજણસ્સ વિયણું ભંતે! નિસઢકુમારે ઈ ઠે જાવ સુહુવે, સાહુજણસ્સ વિયણું ભંતે નિસઢેકુમારે જાવ સુરુવે.

નિષધકુમાર ઇષ્ટ એટલે બધા મનુષ્યોના મનોરથ પૂર્ણ કરનાર છે. ઈટ્ઠે રૂવે એટલે આકૃતિમાં પણ સુંદર છે. સર્વને સહાયક છે. તેમજ રૂપમાં પણ કાન્ત છે. તે સૌ માણસોને ઉપકાર કરવામાં પરાયણ હોવાથી પ્રિય છે. સર્વાંગ સુંદર હોવાથી પ્રિયરૂપ છે. દરેક તેમને અંતઃકરણથી સુંદર માને છે. તેથી મનોજ્ઞરૂપ છે. એકવાર તેમને જોનાર હંમેશા તેમનું સ્મરણ કર્યા કરે તેથી મનોરમ છે. તેમની આકૃતિ તમામ માણસોનાં મનને અનુકુળ છે. તેથી મનોજ્ઞરુપ છે. સૌમ્ય પ્રકૃતિવાળા હોવાથી દરેક તેમનાથી પ્રસન્ન થાય છે. હિતકારી માર્ગમાં જ પ્રવૃતિ કરે છે તેથી સુભગ છે. તેમનું દર્શન દરેકને પ્રિય લાગે છે. અપૂર્વરૂપ અને લાવણ્યથી તે અલંકૃત છે. તેથી સુરૂપવાળા છે. આવા ગુણથી યુક્ત નિષઢકુમાર ઘણાં માણસોની દૃષ્ટિમા આ પ્રમાણે છે. સાધુઓ પણ તેમને એ દૃષ્ટિએ જુએ છે. નિષધકુમારે આવી ઉદાર, પ્રધાન, શ્રેષ્ઠ ઋદ્ધિઓ, રૂપ–લાવણ્ય આદિ સંપત્તિઓ કયા કારણથી મેળવી ? આવી સંપત્તિના ભોક્તા કેવી રીતે બન્યા ? પૂર્વભવમાં તે કોણ હતા ? તેમનું નામ શું હતું ? કયું ગોત્ર હતું ? પૂર્વ ભવમાં કેવાં પ્રકારનું અભયદાન સુપાત્રદાન કર્યું હતું ! કેવા અરસનીરસ પદાર્થોનો આહાર કર્યો હતો ! કેવા પ્રકારના શીલાદિક વ્રતનાં આચરણ કર્યા હતા ! તથારૂપના શ્રમણ નિર્ગ્રંથોનાં શા વચનો સાંભળ્યા હતા કે આવી શ્રેષ્ઠ વિભૂતિઓ પામ્યા ? નિષધકુમારનું વિશેષ વર્ણન અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં...૯૪

### કારતક સુદ ૪ શુક્રવાર તા. ૨૨–૧૦–૭૧

અનંતજ્ઞાની પરમાત્માએ ભવ્ય જીવોને સિદ્ધાંત દ્વારા સમજાવ્યા છે. સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ હોય એવું નામ સિદ્ધાંત. અહીં નિષધકુમારનો અધિકાર ચાલે છે. ભગવાન અરિષ્ઠનેમિના પ્રથમ ગણધર વરદત્ત મુનિ જેઓ ગણધરના બાવન ગુણે કરી ઉપેત હતા. ઉદાર ગુણવાળા અને જિન નહિ પણ જિન સરખા હતા. ચાર જ્ઞાન અને ચૌદ પૂર્વના અભ્યાસી વજ્રઋષભનારાચ સંઘયણના ધણી, સમ ચતુરંસ સંસ્થાની, બલિષ્ઠ શરીરવાળા, ઓજસ્વી, તેજસ્વી, વર્ચસ્વી હતા. ધ્યાન રૂપી કોઠામાં આત્માના આનંદમાં ઝીલનારા હતા. જ્યારે અનાજ સાફ થતું હોય ત્યારે એક બાજુ ચળાતુ હોય ત્યારે એક બાજુ સોવાતું હોય, પણ સાફ કર્યા પછી કોઠીમાં નાખી દે, પછી વ્યવસ્થિત થઈ જાય છે. તેમ ધ્યાનરૂપી કોઠામાં સ્થિર થનારના સંકલ્પવિકલ્પ ઘણા ઓછા થઇ જાય છે.

ગણુધર ભગવંતને નિષધકુમાર માટે પ્રશ્ન ઉપસ્થિત થયો ને ભગવંતને પૂછયો. નિષધકુમાર બધાને માટે પ્રીતિપાત્ર છે, સૌ એમને ઇચ્છે છે. મનોહર રૂપ છે, સાથે સૌમ્યતા, ઉદારતા આદિ ગુણુ તેમનામાં છે એમ ગણુધર મહારાજ કહે છે.

જે ગુણુવાન હોય તે જગવલ્લભ બની શકે છે. કાળી રાત્રે મદદ કરનાર, મુશ્કેલીમાં માથું આપનાર હોય તે ચાલ્યા જાય, તોપણુ તેની યાદી હૃદયપટ પર અંકિત થઈ રહે. જગતમાં આપણે સૌ આવ્યા છીએ અને સૌને ચાલ્યા જવાનું છે. તો જીવનમાં સદ્‌ગુણોની સુવાસ શા માટે ન ભરવી? જગતમાં ઘણા માણુસો એવા સ્વભાવના હોય છે કે કોઈ તેના ઉપર ગમે તેટલી આપત્તિ વરસાવે છતાં પોતે સૌનું ભલું જ ઇચ્છે. અને ઘણા માણુસો એવા હોય છે કે જે બીજાનું કેમ બગાડવું, બીજાને કેમ હેરાન કરવા એ જ ચિંતવ્યા કરતાં હોય છે.

જીવનની સાર્થકતા વર્ષોથી નથી પણ ગુણોથી છે. ગુણો પ્રગટાવો તો લોકપ્રિય બની શકશો. વિચાર કરો કે આંબાના ફળ જેટલી લોકપ્રિયતા આપણી ખરી? કેરીને બધા કેટલા પ્રેમથી ખાય છે. આંબાનું ફળ જંગલમાં વૃદ્ધિ પામ્યું, આપણે શહેરમાં રહ્યા, આપણે વિજળીના પ્રકાશમાં રહ્યાં, અને તે અંધકારમાં રહ્યું, આપણુને સ્વાદિષ્ટ વાનગીઓ અને મિષ્ટ ખાણાં પીણાં મળ્યાં અને એને ખાતર મળ્યું. છતાં આંબા જેવી મધુરતા આપણામાં કેમ ન આવી? તેનો કોઇ દિવસ વિચાર આવે છે? આપણે આપણા જીવનને ઘડવાનું છે. તે માટે આપણી વૃત્તિઓને અને આપણા વિચારોને આપણે ફેરવવા પડશે. પ્રવૃત્તિ પલટાયા વિના ગુણોનો વિકાસ અશકય છે.

એક રાજા લોભી પ્રકૃતિનો હતો. રાજ્યનો ભંડાર કેમ ભરવો તેની જ ચિંતામાં હંમેશા તે રહેતો. પણ પ્રજાના સુખ–દુઃખ જોવાની વૃત્તિ તેનામાં ન હતી. તે રાજ્યમાં ઉપરા ઉપરી ત્રણ વર્ષ સુધી દુકાળ પડે છે. ખેડુતોનું જીવન વરસાદ ઉપર જ હોય છે. દુષ્કાળને કારણે ખેતી થઈ શકતી નથી. અને રાજયનું મહેસૂલ ભરી શકાતું નથી. ત્રણ વર્ષનું મહેસૂલ ભેગું થવાથી રાજાનો પિત્તો ઉછળે છે. અને ખેડૂતોને કહે છે કે ગમે તેમ કરીને ત્રણુવર્ષનું મહેસુલ ભરી દયો, નહીંતર તમારા ખેતર અને ઘરબાર લિલામ થશે. ખેડૂતોએ ગભરાતાં ગભરાતાં કહ્યું, અન્નદાતા! અમ જેવા ગરીબો ઉપર રહેમ દષ્ટિ રાખો જ્યાં વરસાદ જ નથી. ખાવાના પણુ સાંસાં છે ત્યાં મહેસૂલ કેવી રીતે ભરી શકીએ? આપ મહેરબાની કરી એક વર્ષની રાહ જુઓ. આ વર્ષે વરસાદ સારો થશે તો આપની એક પાઈ પણ અમે રાખીશું નહીં. ગરીબોનો અવાજ રાજાનાં દિલ સુધી પહોંચે તેવું ન હતું. તેણે તો બધા ખેડૂતોને જેલમાં પૂર્યા. અને કહ્યું, તમને વિચાર કરવા ૮ દિવસ આપું છું.-તેટલા વખતમાં વિચાર કરી રાખો. નહીંતર મને યોગ્ય લાગે તેમ કરીશ. જેની પાસે કાંઈ છે જ નહીં તે શો વિચાર કરે! સૌની આંખમાંથી આંસુ પડે છે. ઘેર તેમનાં

ઘરના માણુસો પણ રૂદન કરે છે. સૌનું ખાવાનું સુકાઈ ગયું છે. હવે શું થશે તેની ચિંતામાં કોઈ ને ઉંઘ પણ આવતી નથી.

તુલસી હાય ગરીબકી કબહુ ન ખાલી જાય,
મુવા ઢોર કે ચામસે લોહ ભસ્મ હો જાય."

જીવનમાં કોઈની પણ કહુવા–હાય ન લેવી. કોઈની આંતરડી ન કકળાવવી. ગરીબોની હાય જીવનમાં સત્યાનાશ નોતરે છે. પણ માણુસનાં હાથમાં સત્તા આવે ત્યારે સાનભાન ભૂલી જાય છે. આ રાજા પણ સાનભાન અને પોતાનાં કર્તવ્યને વીસરી ગયો છે. તે અરસામાં રાજાનો એકનો એક લાડકવાયો પુત્ર ઘોડાની હરીફાઈમાં પ્રથમ નંબરે આવ્યો. આથી રાજાને ખૂબ આનંદ થયો. પોતાના સંતાનો ઉપર રાગ ધરાવનાર રાજા શું ભૂલી જતા હશે કે આ પ્રજાજનો પણ મારા સંતાનો જ છે. તેમના સુખે સુખી અને તેમના દુઃખે હું દુઃખી છું. રાજાએ પોતાના પુત્રને ખૂબ શાબાશી આપીને કહ્યું, તારી ચતુરાઈ–હોંશિયારી જોઈ હું ખૂબ ખુશ થયો છું. તારે જે માંગવું હોય તે માંગ. આજે તું માંગીશ તે હું આપી દઈશ. રાજકુમારે પિતાના આશીર્વાદ ઝીલ્યા અને વિચાર કર્યો કે પેલા ખેડૂતો બિચારા જેલમાં કેવા કરગરે છે. ગરીબોનાં દુઃખ સામે દષ્ટિપાત ન કરે તે રાજા થવાને યોગ્ય નથી. આ રાજ્યનો હું ભાવી રાજા છું. માટે મારે તેમનાં હિતની ચિંતા કરવી ઘટે. આમ વિચારી તેણે પિતાને નમન કરી કહ્યું, "પિતાજી! આપ મારા ઉપર ખરેખર ખુશ થયા હો તો ખેડૂતોનાં મહેસૂલ માફ કરો અને તેમને જેલમાંથી છૂટા કરો." રાજાનાં વિચારો કેવા અને રાજકુમારનાં વિચારો કેવા? રાજા પોતાનાં પુત્રનાં વિચારો સાંભળી ઘડીભર તો દિંગ થઈ ગયા. પછી બોલ્યા "બેટા! જો આપણે મહેસૂલ ન ઉઘરાવીએ તો ભંડાર તળિયાઝાટક થઈ જાય. તારી એમ ઈચ્છા હોય તો એમ કરી દઉં પણ મને યોગ્ય લાગતું નથી."

પુત્રે જવાબ આપ્યો "પિતાશ્રી! ગરીબોનાં આશીર્વાદ એ જ આપણો ખજાનો છે. બીજાને દુઃખી કરી આપણે શું સુખી થવાનાં છીએ? અને આ ધનભંડાર મારે માટે જ ભરો છો ને? એવા ભંડારની મને ઇચ્છા નથી. વળી ખેડૂતો અત્યાર સુધી દર વર્ષે મહેસૂલ ભરતા જ આવ્યા છે. આપણે જાણીએ છીએ કે ત્રણ વર્ષથી વરસાદ નથી થયો. તે લોકો શું શ્રીમંત છે કે આપણને ધન આપી શકે? રાજા તરફથી પ્રજાને સંતોષ હોય તો તે રાજાને વફાદાર શા માટે ન રહે?" રાજકુમારની વાત સાંભળી રાજામાં પણ પરિવર્તન આવ્યું. અને પોતાનો પુત્ર આવો ઉદાર વૃત્તિનો અને સંતોષી છે એ જાણીને આનંદ થયો. રાજાએ બધા ખેડૂતોને જેલમાંથી મુક્ત કર્યા અને મહેસૂલ માફ કરી દીધું. આજે તમારી સરકાર કેવી છે અને તમે કેવી વૃત્તિનાં છો? સરકાર પ્રજાને ચુસવા માંગે છે અને પ્રજા સરકારને છેતરાય એટલી છેતરે છે. આમાં આદર્શ રાજ્ય ક્યાંથી બને? અને પ્રજા

રાજાના હિતની ચિંતા કયાંથી કરે ? આગળ વીર ભામાશાએ પોતાની સઘળી સંપત્તિ રાણા પ્રતાપને ચરણે ધરી દીધી હતી. આજે પરોપકારની વૃત્તિ દેખાતી નથી. રસ્તામાં કોઇને એકસીડંટ થયો હોય તો તેની પાસે જઇ ને તેને ઉભો કરવાની પણ કોઇને પડી હોતી નથી. માણુસ જીવે કે મૃત્યુ પામે તેની કોઈ ને પડી હોતી નથી. માણુસ જીવે કે મૃત્યું પામે તેની કોઈ ને ચિંતા હોતી નથી. પડનારમાં થોડી શુદ્ધિ હોય તો તેને ધર્મ સંભળાવવો, જેથીતેનાં અધ્યવસાયની શુદ્ધિ થાય. પણુ આજે માણુસાઇ મરી પરવારી છે, પોતે સામી વ્યક્તિને ઓળખતો હોય છતાં કહી દે કે હું ઓળખતો નથી. જો ઓળખું છું એમ કહે તો કોર્ટમાં જવાબ દેવા જવું પડે. જો માણુસાઇ હોય તો પ્રાણુના ભોગે પણુ બચાવવાનો પ્રયત્ન કરવો જોઇએ. પરોપકારી જીવ બધાને વલ્લભ લાગે છે. નિષધકુમારમાં પરોપકાર વૃત્તિ તેમજ સરલતા હતી. સરળતા વિના સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. જેનામાં સરળતા છે, ત્યાંજ ધર્મ સ્થિર થાય છે. ભગવાને સુયગડાંગ સૂત્રમાં ૧૪મા અ.માં તો ત્યાં સુધી કહ્યું છે કે–

> विउट्ठि तेणं समयाणुसिठे डहरेण वुड्ढेण उ चोइएय ।।
> अच्चुट्ठियाए घड्दासिएवा अगारिणं वा समयाणुसिट्ठे ॥८॥ સૂ. અ. ૧૪

કોઇ સાધુ કાંઇ ભૂલ કરી રહયા હોય અને તેમને ઘરદાસી એટલે પાણી ભરવાવાળી બાઈ આવીને કહે કે મહાત્મન્ ! આપને આ શોભે નહિં. આવું નહિ કરવા યોગ્ય કર્તવ્ય આપ શા માટે કરો છો ? તો સાધુ તે બાઈ ને કઠોર વચન ન કહે, પણ કાનની બુટ્ટ પકડે અને કહે, મારી ભૂલ થઇ ગઈ, હવે એ પ્રમાણે નહીં કરૂં. આમ કયારે બને ? જો જીવનમાં સરળતા હોય તો બને. કોઈ પિતાને એનો સુજ્ઞ પુત્ર કહે, "બાપુજી ! પારકી સ્ત્રી સામે તમે તાકી તાકીને શા માટે જૂવો છો ? આપના જેવા સજ્જન પુરૂષનું એ કર્તવ્ય નથી" આ સાંભળી પિતા શું એમ કહી શકે ખરો કે, "દિકરા ! તારી વાત સાચી છે. મારી ભૂલ થઇ ગઇ, પારકી સ્ત્રી સામે વિકારી દૃષ્ટિથી મારે ન જોવું જોઇએ." સરળતા હોય તો આમ કહી શકાય.

ભગવાન નેમનાથનાં પ્રથમ ગણધર વરદત્ત મુનિએ નિષધકુમાર માટે જે પ્રશ્ન કર્યો છે તેનાં જવાબમાં પ્રભુ ફરમાવે છે :–

तेणं कालेणं २ इहेव जंबुदीवे दीवे भारहे वासे रोहीडए नाम नयरे होत्था रिद्धत्थिमिय समिद्धे मेहवन्ने उज्जाणे मणिदत्तस्स जक्खस्स जक्खायतणे होत्था ।

આ જંબુદ્વીપનાં ભરતક્ષેત્રની વાત છે. જંબુદ્વીપ અસંખ્યાતા છે. તેથી "इहेव" આ જ જંબુદ્વીપ એમ કહ્યું. જંબુદ્વીપમાં નવક્ષેત્ર છે. ત્રણ કર્મ ભૂમિના તે ભરત ઈરવત અને મહાવિદેહ અને છ અકર્મભૂમિનાં ક્ષેત્ર છે. તે હેમવય, હિરણ્યવય, હરિવાસ, રમ્યકવાસ, દેવકુરૂ અને ઉત્તરકુરૂ. આ નવ ક્ષેત્રમાંથી કર્મભૂમિનાં ત્રણ ક્ષેત્રમાંથી મોક્ષે જઈ શકાય છે. ભરતક્ષેત્ર

૫૨૬ જોજન અને છ કળાનું છે. આ જોજન શાશ્વતા છે. એટલે ૪ હજાર ગાઉનો એક જોજન થાય. ભરત તથા ઈરવત ક્ષેત્રમાં છ આરા છે, તેમાં ચડતો ઉતરતો કાળ છે. અને મહાવિદેહ ક્ષેત્રમાં તથા જુગલિયાના ક્ષેત્રમાં ચડતો ઉતરતો કાળ નથી. તેને નો-અવસર્પિણી-નોઉત્સર્પિણી કાળ કહેવાય છે. દેવકુરૂ, ઉત્તરકુરૂમાં હંમેશા પહેલા આરા જેવા ભાવો પ્રવર્તે છે, હરિવાસ-રમકવાસમાં હંમેશા બીજા આરા જેવા ભાવો પ્રવર્તે છે. હેમવય અને હિરણ્યવયમાં હંમેશાં ત્રીજા આરા જેવા ભાવો પ્રવર્તે છે અને મહાવિદેહ ક્ષેત્રમાં ચોથા આરા જેવા ભાવો પ્રવર્તે છે.

ભરતક્ષેત્રમાં અવસર્પિણી કાળમાં રોહીતક નામનું નગર હતું. તે નગર રિદ્ધિસિદ્ધિથી સમૃદ્ધ હતું. નગરની શોભા, બાગ, બગીચા, વાવડી, કિલ્લો આકારવર્ણો, વિનયવતી વનિતા, વક્તા, પંડિતો, વૈશ્યો, બ્રાહ્મણો, વેપારી, વાહનો, વિદ્યા-શૂરવીરો, વિવેકી ધનવાનો, સાધુઓ, વેલડીઓ, વસ્ત્રો, હાથી, ઘોડા વગેરેથી છે.

નગરનો રાજા પણ તેજસ્વી, નીડર, શૂરવીર અને પ્રજા માટે પ્રાણ અર્પનાર હોવો જોઈએ. રાજા પોતાને માથે કાંટાળો મુગટ મૂકે છે ત્યારે પ્રતિજ્ઞા કરે છે કે, હું ગમે તે ભોગે પ્રજાને પાળીશ અને સુખી કરીશ. પણ ઘણા રાજા રાજ્ય સિંહાસને આવ્યા પછી ભોગવિલાસમાં પડી જાય છે, પણ પ્રજાના રક્ષણની ચિંતા કરતા નથી.

જોધપુરમાં જશવંતસિંહજી નામના એક નરેશ થઈ ગયા. તેમના જીવનમાં મોજશોખ ખૂબ જ હતો. ખાવાપીવાનો પણ ખૂબ જ શોખ પણ સૌથી વધારે શોખ તેમને કપડાનો હતો. કપડાની ચમકચમક જરા પણ ઓછી હોય તો તેમને ન પોષાય. નિત્ય નવાં કપડાં તેને જોઈએ. કપડાથી દેહ વિભૂષિત કરી અરીસામાં જુએ કે હું કેવો લાગું છું! પણ જ્ઞાની પુરૂષો કહે છે કપડાં કે ઘરેણાંથી તારી શોભા નથી. તારી શોભા તો તારા ગુણથી છે.

રાજાને એક દિવસ વિચાર આવ્યો કે અત્યારે તો હું મારા દેહને ઝરીયન પોષાકથી શણગારૂં છું. પણ મારા મરણ વખતે મારા દેહને કેવા કપડાં પહેરાવશે? હું જ મારા હાથે ખૂબ કિંમતી અને સુંદર પોષાક બનાવરાવું અને પ્રધાન તથા રાજકુમારને ખાસ ભલામણ કરું કે મારા મૃત્યુ વખતે શબને આ પોષાકથી સજ્જ કરે. રાજાએ લાખો રૂપિયાનાં મૂલ્યવાળો હીરા મોતી જડેલો પોષાક તૈયાર કરાવરાવ્યો. અને પ્રધાન તથા રાજકુમારને કહી પણ દીધું. એ બંનેએ રાજાની આજ્ઞા માથે ચડાવી. એક દિવસ માણસને મરી જવાનું છે. આ કાયા બળીને ખાખ થઈ જવાની છે. પણ કાયાની જાળવણી ખાતર જીવ કેટલાં કર્મ બાંધે છે? આ રાજાને કાયાનો કેટલો મોહ છે! મૃતદેહને સજાવવા બનાવેલો પોષાક એક પેટીમાં મૂકે છે, પણ દરરોજ પેટી ખોલી એક વાર એ પોષાકને જોઈ લે. એ પોષાક જુએ અને પહેરી લેવાનું મન થાય. આથી

તેને વિચાર આવ્યો, કે મને અત્યારે આ પોષાક પહેરવાનું મન થાય છે. તો પછી મારા મૃત્યુ બાદ આ પોષાક કોઈને રાખી લેવાનું મન નહીં થઈ જાય, એની શી ખાત્રી ! આની મારે ખાત્રી કરવી જોઈએ. રાજાને પ્રાણાયામ બહુ સારી રીતે આવડે છે. ત્રણ ત્રણ કલાક સુધી સમાધિ ચડાવી શકે છે. બધાની કસોટી કરવા માટે તેણે એક દિવસ સમાધિ ચડાવી અને શ્વાસ રોકી નિશ્ચેતન જેવો બની ગયો. પ્રધાન, રાજકુમાર, રાણીઓ, કર્મચારીઓ બધા હાજર થઈ ગયા. અને સૌએ માની લીધું કે રાજા પંચત્વ પામી ગયા. આથી સૌ કલ્પાંત કરવા લાગ્યા. મૃતદેહની સંસ્કાર વિધિ શરૂ કરી. પ્રધાનજીએ રાજકુમાર પાસે પેલો પોષાક મંગાવ્યો. રાજકુમાર પોષાકની પેટી લઈ આવ્યા, અને પેટી ખોલતાં તેમને વિચાર આવ્યો કે આવો સુંદર અને લાખો રૂા.થી તૈયાર થયેલો પોશાક સળગાવી દેવાનો ! કાઢતાં અટકયા એટલે પ્રધાનજી રાજકુમારનો વિચાર જાણી ગયા. તેમણે કહ્યું. "આ પોષાક રાજાને પહેરાવશું તો પણ એની તો રાખ જ થવાની છે. એનાં કરતાં બીજો પહેરાવી દઈએ. અને આ પોષાક રાજકુમાર માટે રાખીએ." રાજકુમારના વિચારને પ્રધાનનાં બોલવાથી પ્રોત્સાહન મળ્યું, અને બીજો પોષાક પહેરાવી દીધો. રાજા માટે પાલખી તૈયાર થઇ ગઈ. રાજાને પાલખીમાં બેસાડવાની તૈયારી કરે છે ત્યાં સમાધિ ઉતરી અને રાજાએ હાથપગ જરા ટટ્ટાર કર્યા. અને તેઓ બેઠા થઈ ગયા રાજા સ્વર્ગલોક સિધાવ્યા નથી એ જાણી બધાને આનંદ થયો. અને સૌ બોલી ઉઠયા, "ઘણું જીવો અન્નદાતા ! અમારા ભાગ્ય હજી તેજ છે, તેથી આપને કાંઈ થયું નહીં." રાજાએ તો પહેલી નજર પોષાક ઉપર કરી અને પ્રધાનજીને કહ્યું. "કેમ પ્રધાનજી ! આપે મારી આજ્ઞાનો અનાદર કર્યો ?" પ્રધાને કહ્યું, "મહારાજ ! એ કિંમતી પોષાક જલાવી દેવો પડે તેથી અમે એમ કર્યું". આપ ઉદાર દિલનાં છો, અમારો ગુનો માફ કરો.

મારૂં કરી માનેલ જે મારૂં જરી યે ના થયું,<br>
એથી જ મારૂં આ હૃદય સંસારથી ઉઠી ગયું.

આ પ્રસંગથી રાજાને દિવ્ય ચક્ષુ મળ્યાં. તેમને સમજાઈ ગયું કે સૌ સ્વાર્થનાં સગા છે. આપણે જેને પોતાના માન્યા હોય તે આપણા ગયા પછી આપણા કહેલા વચનો પાળતા નથી. હવે તો મારે હાથે જેટલા સત્કર્તવ્ય થાય તેટલા કરતો જાઉં. આ પછી રાજાનાં જીવનનું પરિવર્તન થઇ ગયું. તેઓ લોભ-કષાય પર વિજય મેળવી ઉદારતા રાખવવા લાગ્યા.

"ઉદારસ્ય તૃણં વિત્તં શુરસ્ય મરણં તૃણમ્<br>
વિરક્તસ્ય તૃણં ભાર્યા નિસ્પૃહસ્ય તૃણં જગત્"

જે ઉદાર પુરૂષ છે તેને પૈસો તૃણવત્ છે. શુરવીરને મૃત્યુ, વિરક્ત-વૈરાગીને સ્ત્રી

અને નિસ્પૃહીને આખું જગત તણખલા તુલ્ય છે, માટે જેમ બને તેમ ઉદાર, વિરક્ત અને નિસ્પૃહી બનવા પ્રયત્ન કરો.

નિષધકુમારનાં પૂર્વભવની વાત ભગવાન કેવી રીતે કરશે તે અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં ૯૧

### કારતક સુદ ૮ શનિવાર તા. ૨૩-૧૦-૭૧

અનંત જ્ઞાની, પરમધ્યાની, પરમાત્મા ભવ્ય જીવોને સિદ્ધાંત દ્વારા સમજાવે છે. સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ હોય એનું નામ સિદ્ધાંત. અહીં નિષધકુમારના પૂર્વ ભવની વાત ભગવાન નેમનાથ તેમના પટ્ટ શિષ્ય વરદત્તને કહે છે.

તે નગરીમાં મહાબલ નામના રાજા રાજ્ય કરતા હતા. તેમને પદ્માવતી નામની રાણી હતી. બંને એકબીજાને અનુકુળ હતાં. સંસારના કામભોગ ભોગવતાં સુખ-પૂર્વક દીવસો પસાર કરતા હતા. સુખના દીવસો ઘડીકમાં પસાર થઈ જાય છે. સુખનું એક વર્ષ એક દીવસ જેવું લાગે છે. અને દુઃખનો એક દીવસ વર્ષ જેવો લાંબો લાગે છે. કારણ કે જીવને પ્રતિકુળતા ગમતી નથી. અને અનુકુળતા પ્રિય લાગે છે, પણ શું કરવાથી પ્રતિકુળતા મળે છે અને શું કરવાથી અનુકુળતા પ્રાપ્ત થાય છે તે જાણી લેવું જોઇએ. ધર્મની આરાધના કરી નથી. હિંસામય પ્રવૃત્તિ જ ચાલુ રાખી છે. તેથી પ્રતિકુળતા આવે છે. ધર્મમાં જ રક્ત રહેનાર અને ધર્મનું ઉત્કૃષ્ટ ભાવે આરાધન કરનારને જીવનમાં બહુ પ્રતિકુળતા આવતી નથી, કારણ ધર્મ સર્વેને માટે ત્રાણ-શરણ રૂપ છે.

ધર્મ આધાર છે સર્વ પ્રાણી તણો લટકતું વિશ્વ આ ધર્મ દોરે,<br>
ધર્મ ત્યાં વિજય છે ત્યાં જ ધરણી ધરે પ્રેયને શ્રેયમાં ધર્મ દોરે,<br>
ધર્મ ચિંતામણી ધર્મ સંજીવની ધર્મ છે કામધેનુ અનેરી,<br>
ધર્મમાં સર્વ છે ધર્મ સર્વસ્વ છે ધર્મ ધીરે પ્રભા જ્ઞાન કેરી.

દરેક જીવનો આધાર ધર્મ છે. આખું વિશ્વ ધર્મને આધારે ટકી રહ્યું છે. ધર્મ છે ત્યાં સદાય વિજય છે. ધર્મ જીવને કલ્યાણને માર્ગે ચડાવનાર છે. ખરેખર ધર્મ ચિંતામણી સમાન છે. સંજીવની છે. અને ધર્મ કામધેનુ છે. જેના જીવનમાં ધર્મ છે ત્યાં બધું છે. જ્યાં ધર્મ નથી ત્યાં કાંઈ નથી. ધર્મથી જીવને સદ્ જ્ઞાનનો પ્રકાશ લાધે છે.

આજે જ્ઞાન પંચમીનો દિવસ છે. અપૂર્વ ભાવે જ્ઞાનની આરાધના કરવાની છે. આજે દેરાવાસીઓ ધાર્મિક પુસ્તકો કબાટમાંથી બહાર કાઢશે અને પુસ્તકોનાં દર્શન કરશે. પણ માત્ર પુસ્તકોનાં દર્શન કરવાથી જીવનમાં જ્ઞાન આવતું નથી. જો કે પડિલેહણ થઈ જાય. તમે તો વર્ષમાં એકવાર ધાર્મિક પુસ્તકોનું પડિલેહણ પણ કરતાં નથી. પાંચમને દીવસે જ જ્ઞાન પંચમી કહી, આઠમને દિવસે કેમ ન કહી? એનું કારણ એ છે કે જ્ઞાન પાંચ પ્રકારના છે. મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવળજ્ઞાન. તેમાં મતિજ્ઞાનના અઠયાવીસ ભેદ છે. શ્રુતજ્ઞાનના ચૌદ ભેદ છે. અવધિજ્ઞાનના ૬ ભેદ છે. મનઃ પર્યવજ્ઞાનના બે ભેદ છે અને કેવળજ્ઞાનનો એક ભેદ છે. કુલ ૫૧ ભેદ થયાં. આ જ્ઞાનની ઉત્કૃષ્ટ ભાવે આરાધના કરનાર શાશ્વત સુખને અવશ્ય પામી જાય છે.

આજે કેટલાયની એવી શીકાયત છે કે અમને જ્ઞાન ચડતું નથી, કાંઇ યાદ રહેતું નથી, પણ જ્ઞાન મેળવવા અપૂર્વ આરાધના કરો છો ખરા? જ્ઞાનની જીવનમાં ખૂબ જરૂર છે. જ્ઞાન વિનાની જીંદગી કેવળ પશુ સમાન છે.

જગતમાં પણ જેની પાસે જ્ઞાન હોય છે તેને સૌ માન આપે છે. એક બુટપોલીસ કરનાર હોય અને એક બેરીસ્ટર હોય, એક રૂમનો કચરો કાઢનાર હોય અને એક ડોકટર હોય. આ બંનેમાં ફેર હોય છે ને?

"સાત વેંતના સર્વ જન કિંમત અક્કલ તુલ્ય,
સરખા કાગળ હુંડીના પણ આંક પ્રમાણે મુલ્ય."

બધા માણસો પોતપોતાની સાત વેંત પ્રમાણે હોય છે. પણ બધાની કિંમત બુદ્ધિ ઉપરથી થાય છે. આખો દિવસ મજુરી કરનાર નોકરને મહીને ૨૦ રૂ. મળે છે. અને બેરીસ્ટરને એક કેસના બે હજાર મળે છે. હુંડીના કાગળ તો બધા સરખા હોય છે પણ કોઇમાં આંક હજારનો, કોઈમાં ૧૦ હજારનો, કોઇમાં ૨૫ હજારનો તો કોઈમાં લાખનો હોય છે. એ આંકડા પ્રમાણે હુંડીનું મુલ્ય અંકાય છે. તમારા મૂલ્ય કેટલાં છે? નવતત્વના અને છ કાયના નામ આવડે છે ખરા?

ચારે ચુકયો બારે ભૂલ્યો, છનું ન આવડે નામ,
જગતમાં ઢંઢેરો પીટાવે, શ્રાવક અમારું નામ.

અમારૂં નામ શ્રાવક એમ કહો છો, પણ શ્રાવકનો અર્થ આવડે છે? શ્ર એટલે શ્રદ્ધા. વ એટલે વિવેક અને ક એટલે કરણી. તમારામાં યથાર્થ શ્રદ્ધા ખરી? એક સિંદૂર ચોપડેલો પાણો પડયો હોય ત્યાં જઈ માથા નમાવો, અને કહો કે ભલું કરજે માબાપ, ચાલતાં ચાલતાં દેરી આવો તો પણ માથું નમાવી દો. તીર્થસ્નાન કરવા જાઓ. સમેત શિખર,
[illegible]

ડોકમાં તાવીજ પહેરો. વળી તેને ધૂપ ધૂમાડો ઘો. ઝામરનો દોરો રાખો, જો દોરો રાખવાથી ઝામર મટી જતું હોય તો ડોકટર પાસે શા માટે જાવ છો? તમારી શ્રદ્ધાનાં શા વખાણ કરવા? બાંધી મૂઠી જ રાખવી સારી. ખરૂં ને? બેહાશ હોય તે કાઢી શ્રદ્ધામાં સાચા બનો. વીતરાગ જેવા અલૌકિક દેવ મળ્યા છે, બીજાને દેવ તરીકે સ્વીકારવાનું મૂકી દયો. વિવેક દૃષ્ટિને કેળવો અને કરણીમાં આવો. જાણેલું જીવનમાં ઉતારો. શિક્ષા બે પ્રકારની છે (૧) ગ્રહણ શિક્ષા અને આસેવન શિક્ષા. વસ્તુનાં સ્વરૂપને યથાર્થ રીતે જાણવું. ગ્રહણ કરવું તે શિક્ષા છે. પાંચ સમિતિ ત્રણ ગુપ્તિ, પંચ મહાવ્રત આદિ ધર્મનાં સ્વરૂપને સાંભળવાથી જ્ઞાન થાય.

सवणे नाणे विन्नाणे पच्चखाणेय संजमे।
अणहनए तवे चेव वोदाणे अकिरियासिद्धि ॥

ભગવતી સૂત્રમાં કહ્યું છે सवणे किं फले? શ્રવણ કરવાથી શો લાભ થાય? શ્રવણ કરવાથી જ્ઞાન થાય नाणे किम् फले! જ્ઞાનનું ફળ શું? જ્ઞાનનું ફળ વિજ્ઞાન. વિજ્ઞાનનું ફળ પચખાણ, પચખાણનું ફળ અનાશ્રવીપણું, અનાશ્રવીપણાનું ફળ તપ અને તપનું ફળ વોદાણે એટલે કર્મ બોદા થવાં તે. વોદાણેનું ફળ અક્રિયા અને અક્રિયાનું ફળ સિદ્ધિ છે. શ્રવણ એ શરૂઆત છે. અને સિદ્ધિ એ પરાકાષ્ટા છે. સિદ્ધ દશા પ્રાપ્ત કરવા માટે હૃદયપૂર્વક શ્રવણ કરવું જોઇએ. તમને સાંભળવું ગમે છે કે કંટાળો આવે છે? સાંભળવાથી પુણ્ય પાપ ધર્મ વગેરેની ખબર પડે છે. પુણ્યથી અનુકૂળતા મળે છે. પાપથી પ્રતિકૂળતા મળે છે અને ધર્મથી શુદ્ધ ભાવ પ્રગટ થાય છે. કર્મની નિર્જરા થાય છે. આંશિક કર્મક્ષય થવો તે નિર્જરા છે. અને સંપૂર્ણ કર્મનો ક્ષય થવો તે મોક્ષ છે. મોક્ષ જોઇતો હોય તો ગ્રહણ-શિક્ષા પછી આસેવન શિક્ષાને ગ્રહણ કરો. આસેવન શિક્ષા એટલે જે સમજ્યા હોય તેને પ્રત્યક્ષ જીવનમાં ઉતારવું. જ્ઞાનની અંદર ઓતપ્રોત થઈ જવું જોઈએ. જ્ઞાન પ્રાપ્ત કરવા માટે કયાં સુધી પ્રયત્ન કરવાનો છે? કેવળજ્ઞાન પ્રાપ્ત થાય ત્યાં સુધી. તમે બધા શું કાંઈ અભ્યાસ કરો છો? તમને એમ થાય કે હવે ઉંમર થયા પછી અમને કાંઇ ન ચડે. પણ પુરૂષાર્થ કરો તો બધું પામી શકો. તમે વૃદ્ધ થયા, દિકરાને ત્યાં દિકરા થયા, છતાં બજારમાં કેમ જવું જોઈએ! આ જમાનો કેવો છે? મોંઘવારી કેવી છે? હાથમાં થોડું હોય તો વાપરવા થાય ને? એમ માનીને પણ પુરૂષાર્થ કરો છો ને! તો ધર્મમાં કેમ પુરુષાર્થ કરતા નથી? જ્ઞાની પુરૂષો તો કહે છે કેવળજ્ઞાન થાય ત્યાં સુધી અતૂટ પુરૂષાર્થ ઉપાડો, જબર સાધના કરો. જ્ઞાન મેળવવા પાછળ પડો. "उपन्ने नांण दंसणधरे अरहा जिण केवली." જ્યારે કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે ત્યારે રહસ્યની સર્વવાત જણાઇ જાય છે. કેવળજ્ઞાન કયારે થાય? જ્યારે જીવનમાં કષાયનો એક અંશ પણ ન રહે ત્યારે કેવળજ્ઞાન થાય.

દર્શનની આરાધના કયાં સુધી કરવાની? જ્યાં સુધી ક્ષાયક સમકિત ન થાય ત્યાં

સુધી અને ચારિત્રની આરાધના-યથાખ્યાત ચારિત્ર ન પ્રગટે ત્યાં સુધી કરવાની છે. કોઈ કહે તમે બહુ સારૂં ચારિત્ર પાળો છો. એમાં ગર્વિષ્ટ બની જવાની જરૂર નથી. હજુ ઘણું પ્રાપ્ત કરવાનું બાકી છે.

જ્યાં સુધી કષાયનો સંપૂર્ણ ક્ષય ન થાય ત્યાં સુધી વીતરાગતા ન આવી શકે. કેવળજ્ઞાન તથા કેવળદર્શન ન પ્રગટી શકે.

આપણામાં ક્રોધ કેટલો છે ? કોઈ જરાક પ્રતિકુળ વચન કહે ત્યાં ઉકળી પડશું. જરા-જરામાં અભિમાની બની જઈશું. અર્થવિનાની વાત હોય છતાં માયાના ભાવ આવી જશે. અને લોભના ભાવોથી પણ મુક્ત નથી બની શકતા. એમાં યથાખ્યાત ચારિત્ર ક્યાંથી આવે ? પંડિતવીર્ય, શુકલ ધ્યાન, અયોગી દશા આપણે પ્રાપ્ત કરવાની છે. આપણી શક્તિને આપણામાં ફેરવવાની છે. ઘીનાં ડબ્બાને ગરમ કરી ઘીને બરણીમાં નાખવું હોય અને બરણીનું મોઢું સાંકડું હોય તો કેટલી સાવધાનીથી કામ કરવું પડે છે ? ઉપયોગને ક્યાંય બીજે જવાદે તો બરાબર ધાર થાય નહીં. અહિં પણ ઉપયોગને સ્વમાં જોડવાનો છે સમયે સમયે જાગૃત રહો કે ઉપયોગ, ધર્મધ્યાનમાં રમે છે કે આર્તધ્યાનમાં ? એક માળા ફેરવતાં અનેક વાર મન સંસારનાં વિકલ્પો કરી લે છે. સામાયિક કરીને બેઠા ને શાક લેવા જવાનાં વિચારો આવશે. આ બધા કચરાઓ છે, કિંમતી નોટો નથી. કચરાઓ અને પસ્તીથી કબાટનાં કબાટ ભરી દો પણ તેનાથી કમાણી શું કરી શકશો ?

લાખ રૂપિયાની નોટ હોય તે પણ કાગળ છે, પસ્તીનો પણ કાગળ છે અને મકાનનો પ્લાન બનાવ્યો હોય તે પણ કાગળ છે, પણ કાગળ કાગળમાં ફેર હોય છે, એમ દરેકનાં જીવન જીવનમાં પણ ફેર હોય છે. જ્ઞાનીનું પણ જીવન છે. અજ્ઞાનીનું પણ જીવન છે. શ્રાવકોનું પણ જીવન છે અને ઉપભોગ-પરિભોગમાં અતિરક્ત હોય તેનું પણ જીવન છે. એકનું જીવન લાખો કરોડો રૂા. કરતાં પણ અતિ કિંમતી અને પવિત્ર છે, જ્યારે બીજાનું પસ્તી કરતાં, કચરા કરતાં પણ તુચ્છ છે, માટે ધર્મમાં પ્રગતિ કરો. અકષાયભાવને કેળવો, તો નહીં જોયેલુ જોવાઇ જશે, નહીં સાંભળેલું સંભળાઇ જશે, નહીં અનુભવેલું અનુભવમાં આવશે અને અપ્રાપ્યની પ્રાપ્તિ થશે.

એક શિષ્ય જ્ઞાન મેળવવાની ઉત્કૃષ્ટ ભાવનાવાળો હતો. તે રોજ ગુરૂ પાસે આવે અને જ્ઞાન મને આપો, એમ માગણી કરે. ગુરૂ તેમને "धम्मो मंगल"ની ગાથા આપે પહેલાનાં જમાનામાં લેખિત પ્રતો નહોતી, મુખપાઠ લેવાની પ્રથા હતી, આ શિષ્ય એક પદ ગોખે તો બીજું ભૂલી જાય અને બીજુ યાદ રાખે ત્યાં ત્રીજું ચાલ્યુ જાય. ખૂબ ખૂબ તેની પાછળ મથ્યા રહે છતાં કંઠસ્થ એક ગાથા પણ થાય નહીં. અંતરાય કર્મનો એવો જોરદાર ઉદય કે જ્ઞાન ચડે જ નહીં. વર્ષો સુધી એક ગાથા પાછળ પ્રયત્ન કર્યો, છતાં ધીરજ હારી જતાં

નથી. તમને પ્રતિક્રમણનો પહેલો પાઠ મંઢાવીએ અને યાદ ન રહે તો શું કરો ? પુરૂષાર્થ ચાલુ રાખો ખરા ? અરે ઘણા તો ન આવડે તો ચોપડી પછાડે, ગુસ્સો કરે, પણ ભાઈ, અકષાય ભાવથી જ્ઞાન પ્રાપ્તિ થાય છે, નહીં કે કષાય કરવાથી. તમારી યાદશક્તિ તો ઘણી છે. કોઈએ ગાળ દીધી હોય તો તે બરાબર યાદ રહે છે. કોઈનું પીરસણું ૧૧ લાડવાનું આવે તો તરત કહી દયો કે અમારે ત્યાં લગ્ન હતા ત્યારે ૨૫ લાડવા આપ્યા હતા. અને અમને ૧૧ કેમ મોકલ્યા ? ઘરમાં એક ઘોબાવાળી વાટકી ન જડતી હોય તો બહેનો કહીદે, હમણાં ઓલી વાટકી કેમ દેખાતી નથી ? યાદશક્તિ ન હોય તો આવું બધું કેમ યાદ રહે ? ધર્મપ્રવૃત્તિમાં રસ અને રુચી જોઇએ તે નથી. અહિં આવો એટલે ચિત્ત ભમ્યા કરે છે. આજ સુધીમાં મને કોઇએ એવી ફરીયાદ નથી કરી કે રૂપિયા ગણતાં અમારૂં ચિત્ત અવસ્થ રહ્યા કરે છે. આમ કેમ થાય છે ? કારણ એક જ છે કે રૂપિયામાં આસક્તિ છે. ધર્મમાં નિઃરસતા છે.

પેલા શિષ્ય બાર વર્ષ સુધી પ્રયત્ન જાળવી રાખે છે, પણ કંટાળતો નથી. કોઇને જ્ઞાન લેતાં અંતરાય પાડી હોય, જ્ઞાનીના અવર્ણવાદ બોલ્યા હોય, જ્ઞાનીનો ઉપકાર ઓળવી નાખ્યો હોય, જ્ઞાનીની નિંદા કરી હોય, જ્ઞાનીની અશાતના કરી હોય અને જ્ઞાની સાથે ખોટા વિખવાદ ઝગડા કર્યા હોય તો જ્ઞાનાવરણી કર્મ બંધાય છે. કોઈ સાધુ જ્ઞાનાભ્યાસમાં લીન હોય તો તેનો વાંધો ન પાડવો જોઈએ. અમે ઘણે દૂરથી આવીએ છીએ. છતાં સામું પણ જોતાં નથી. અમારી સાથે વાત પણ કરતા નથી. માંગલિક પણ કહેતા નથી. સાધુનાં દર્શન જ મંગલ સ્વરૂપ છે. સાધુનું જીવન જ બોધ આપી જાય છે. તેમની દિનચર્યા અને રાત્રિચર્યાનું નિરીક્ષણ કરો તો પણ ઘણું જાણવાનું મળશે. સાધુનાં જીવનમાંથી બોધ મેળવો કે તેઓ સચિત પદાર્થોનો સ્પર્શ પણ કરતા નથી અને હું તો લીલોતરી, પાણી, અગ્નિ વગેરેનો કચ્ચરઘાણ વાળી નાખું છું. મારે ડગલે પગલે જુઠું બોલવું પડે છે. જ્યારે સાધુ યાવત્ જીવન જુઠું બોલતાં નથી, ચોરી કરતાં નથી. અબ્રહ્મ સેવતા નથી. સાધુનાં મૌનમાંથી તમારા જીવનને ઘડો. ગુણગ્રાહી દૃષ્ટિ કેળવશો તો બધે સુંદરતાના દર્શન થશે. સાધુ ન બોલે તો વિચાર કરો કે તેમની પાસે આવનારા હજારો હોય છે. દરેકને જવાબ આપતા રહે તો આત્મસાધના કયારે કરે ? તેમનું આત્મધ્યાનનું લક્ષ ચૂકાવી પરભાવમાં લઇ જવામાં તમારે નિમિત્ત શા માટે બનવું જોઇએ ?

પેલા સાધુ જ્ઞાન માટે સતત પુરૂષાર્થ કરી રહ્યા છે. તેમને ઘણીવાર અફસોસ પણ થાય છે કે મારી પાછળ આવનારા કોઇ ચૌદ પૂર્વી બની ગયા. અગ્યાર અંગ ભણી ગયા. અને મને હજુ એક ગાથા પણ આવડતી નથી. મેં ગાઢ કર્મ બાંધ્યા છે. પાપ કરીને પોરસ (ગર્વ) કર્યા છે. હવે કર્મ ખપાવવા જ્ઞાનીની વૈયાવચ્ચ સેવા કરવી જોઇએ. તેઓ નાનામોટા સાધુની અગ્લાનપણે સેવા કરે છે. કોઇનું પ્રતિલેખન કરી દે, કોઇને જોઇતી વસ્તુ લાવી

છે. કોઇ બીમાર હોય તો તેની પૂરી સંભાળ રાખે, સેવા કરતાં જરાય ખેદ ન અનુભવે, પણ પૂરી પ્રસન્નતાથી સેવા કરે. આમ પશ્ચાતાપ કરતાં અને સેવા કરતાં કર્મનાં પડળો ઉઘડી ગયાં. આત્મ વિચારણા કરતાં ભાવ શ્રેણીએ ચડયા, ક્ષપકશ્રેણી, ક્ષાયક ભાવ, કેવળજ્ઞાન અને કેવળદર્શનને પામ્યા પણ પોતાને કેવળજ્ઞાન થયું છે, તેની વાત કોઈને કરી નહીં. ગુરૂ પણ કેટલા સરળ અને ભણાવવાની જિજ્ઞાસાવાળા કે બાર બાર વરસ સુધી એકની એક ગાથા આપે છે, છતાં કંટાળતા નથી. ગુરૂજી શિષ્ય પાસેથી નીકળે છે અને પૂછે છે કેમ ગાથા આપું? પણ આવડે તો ? શિષ્ય કહે છે. મને આવડી ગઈ છે. આ સાંભળી ગુરૂજીને પણ ખૂબ આનંદ થયો, અને ગાથા બોલવાનું કહ્યું. શિષ્ય એ ગાથા બોલવાને બદલે 'આખું' અધ્યયન બોલી ગયા. આ ચમત્કારથી ગુરૂને આશ્ચર્ય થયું અને પૂછયું: તમને કંઇ જ્ઞાન ઉત્પન્ન થયું છે ? શિષ્યે કહ્યું, "હા!" ગુરૂજીએ ફરી પ્રશ્ન કર્યો, "પડિવાઈ કે અપડિવાઈ ?" શિષ્યે કહ્યું, "અપડિવાઈ. આ સાંભળી ગુરૂજી સમજી ગયા કે આ શિષ્યને કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રાપ્ત થયા છે. ગુરૂજી શિષ્યનાં પગમાં પડયા અને કેવળી ભગવંતની અશાતના કરી તે બદલ ક્ષમા માંગી. પછી પશ્ચાતાપ કરવા લાગ્યા. શુદ્ધ, પવિત્ર, નિર્મળ અને કષાય રહિત બનતાં ગુરૂને પણ કેવળ-જ્ઞાન અને કેવળ દર્શન પ્રાપ્ત થયું. ચાર ઘનઘાતી કર્મ જાય ત્યારે કેવળજ્ઞાન થાય છે. પાંચજ્ઞાનમાં પ્રથમના ચારજ્ઞાન ક્ષયોપશમ ભાવે છે અને કેવળજ્ઞાન ક્ષાયકભાવે છે. મતિ, શ્રુત એ બે જ્ઞાન પરોક્ષ છે અને અવધિ તથા મનઃપર્યવજ્ઞાન દેશપ્રત્યક્ષ તથા કેવળજ્ઞાન સર્વ પ્રત્યક્ષ છે. નંદીસૂત્રમાં પાંચ જ્ઞાનનું વિવેચન સુંદર રીતે આવેલું છે. સૂત્રસિદ્ધાંત વાંચો તો તમને ખ્યાલ આવે કે જ્ઞાન કેવી અપૂર્વ વસ્તુ છે!

ક્ષાયકજ્ઞાનને પ્રાપ્ત કરવા માટે ક્ષયોપશમજ્ઞાન તે નીસરણી છે. તે દ્વારા પગથિયા ચડવા માંડો. એક વખત અવશ્ય ક્ષાયકજ્ઞાનને પ્રાપ્ત કરી શકશો.

અહીં નિષધકુમારના પૂર્વભવની વાત ચાલે છે. એકદા પદ્માવતી રાણીને સિંહનું સ્વપ્ન આવે છે તેઓ રાજા પાસે જાય છે અને પોતાના શુભ સ્વપ્નની વાત કરે છે. તે સાંભળી રાજા કહે છે કે આપને અતિ ઉત્તમ સ્વપ્ન પ્રાપ્ત થયું છે. કુળને ઉજ્જ્વળ કરનાર પુત્ર રત્નની આપ માતા બનશો. રાણી, રાજાની વાત સાંભળી આનંદિત હૈયે પોતાના શયનગૃહમાં જાય છે અને ધર્મ જાગરણ કરતાં રાત્રી પસાર કરે છે. વિશેષ અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન...૯૧

## કારતક સુદ ૬ ને રવિવાર તા. ૨૦-૧૦-૭૧

નાથે સિદ્ધાંત દ્વારા સમજાવ્યા. સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ. અત્યારે ૩૨ સૂત્રો મોજુદ છે. તેમાં બારમા ઉપાંગમાં વન્હિદશાનો અધિકાર ચાલે છે. ભગવાન નેમનાથ નિષધકુમારનાં પૂર્વભવની વાત કરે છે. મહાબલ રાજાની રાણી પદ્માવતીને પૂંછડું ઉછાળતો, ફાળ નાખતો, અને બધાને ગભરાવતો એક સિંહ સ્વપ્નામાં આવે છે. અને બગાસું ખાતા પેટમાં ઉતરી જાય છે. આનું સ્વપ્નફળ જાણવા માટે રાજા સ્વપ્ન પાઠકોને બોલાવે છે. તેઓ કહે છે કે કુળમાં કેતુસમાન, ધ્વજાસમાન, દિપકસમાન, કુળનું રક્ષણ કરનાર, કુળની વૃદ્ધિ કરનાર, અને અંતે અણગાર થનાર એવા પ્રતાપી પુત્રને રાણી જન્મ આપશે. આ સાંભળી સૌ આનંદિત થયાં. અને સ્વપ્ન પાઠકો-ને જીવે ત્યાં સુધી ચાલે તેટલું ધન આપ્યું.

તે પછી રાણી ગર્ભનું યથાવિધિ પાલન કરે છે, અને ૯ માસ તથા સાડા સાત રાત્રી પસાર થતાં પુત્રનો જન્મ થયો. ત્રીજે દિવસે ચંદ્ર સૂર્યનાં દર્શન કરાવ્યા. છઠ્ઠીને દિવસે જાગરણ કર્યું. દશમે દિવસે અશુચિ ટાળી અને પુત્રનું નામ વીરંગત રાખ્યું. સાતમે વર્ષે ગુરૂકુળમાં મોકલ્યો. પહેલાનાં જમાનામાં ગુરૂકુળો જંગલમાં હતાં. ગામથી ઘણે દૂર હોવાથી ત્યાં માણસોની અવરજવર ખૂબ ઓછી રહેતી. તેથી વિદ્યાર્થીઓ એકાગ્રચિત્તે ખૂબ શાંતિથી ભણી શકે. આજે તો એજ્યુકેશનથી અનેક અનર્થો થાય છે. દરેક બાબતમાં ભારતવાસીઓએ પરદેશનું અનુકરણ કરવા માંડયું છે. જેથી ભારતની મૂળભૂત સંસ્કૃતિનો હ્રાસ થતો જાય છે. વિદેશમાં ૧૫ વર્ષની પુત્રી રાતનાં બાર વાગે આવે તો માતાપિતા તેને કાંઈ ન કહી શકે. પુત્ર અને પુત્રી પરણે એટલે માતાપિતા સાથેનો સંબંધ કપાઈ જાય. શીલધર્મનાં સંસ્કાર કોઈનામાં નહીં. એકની સાથે બરાબર ન ફાવે તો છૂટાછેડા કરી બીજે લગ્ન કરી લે, માંસાહાર કરે, દારૂ પીવે, ભૌતિક સાધનોનો ખૂબ ઠઠારો હોવા છતાં તેઓ ખૂબ ઉદ્વેગ અનુભવે છે. ખૂબ ખાવાથી જેમ અજિર્ણ થાય છે તેમ ભૌતિક સાધનોનો ખૂબ ઉપભોગ કરવાથી અજિર્ણ થાય છે. અને તેને દૂર કરવા એલ. એસ. ડી. ગોળીઓ લે છે. એક, બે અને ત્રણ ગોળીઓ લે એટલે તેને એવો અનુભવ થાય કે મારાથી કોઇ શ્રેષ્ઠ જ નથી. બીજા બધાને સામાન્ય લેખે. અઢારમેં માળે તે ઉભો હોય અને માને કે હું પંખી જેવો થઇ ગયો છું. બે હાથ પહોળા કરી ઉપરથી ઉડવા પ્રયત્ન કરે અને નીચે પડતાં મૃત્યુને શરણ થઇ જાય. આવા અનેક મૃત્યુ

ત્યાં થાય છે. એક ગોળીનો નશો ન ઉતરે ત્યાં બીજી ગોળી લે અને એના કેફમાં ને કેફમાં કાં તો જીવન ખલાસ કરી નાંખે અને કાં તો વ્યભિચારનો વાડો ઉભો કરે. ભારતની સંસ્કૃતિ એવી હતી કે સતી–સન્નારીઓએ પોતાનાં શીલને માટે પ્રાણ પણ ન્યોછાવર કરી દીધા હતા.

"ધારણી માતા શિયળ માટે પ્રાણનું બલિદાન દીધે,
પણ આ જમાનામાં જ્યાં જુઓ ત્યાં છૂટાછેડા થઈ ગયા,
ભૂલી ધર્મ પોતાનાં પેટની ખાતર માનવી ક્રુડા થઇ ગયા."

એક એવો જમાનો હતો કે જ્યારે કાકમૂખ ધારણીને લઇને રવાના થયો અને ધારણી પાસે ખોટી માગણી કરી ત્યારે ધારણીએ ચોખ્ખા શબ્દોમાં કહી દીધું " મૂરખ ! જરા શરમ રાખ. દધિવાહન રાજાની હું ધર્મપત્ની છું. મારા પ્રાણનો નાશ કરીશ, પણ તારે આધીન નહીં થાઉં " ત્યારે કાકમૂખે કહ્યું, 'રાણી ! તમારે માટે મેં ચઢાઈ કરી વિજય પ્રાપ્ત કર્યો. રાજ્યમાંથી હીરા, મોતી, માણેક કાંઈ લીધું નહીં અને સર્વશ્રેષ્ઠ રત્ન તું છે એમ સમજી તને લઈ આવ્યો છું. હવે તારે મારે આધીન બનવું જ પડશે." ધારણીએ પરસ્ત્રીને ઈચ્છનારનાં નારકીમાં કેવા હાલ થાય છે તે કાકમૂખને કહ્યું.

"પરદારાની પ્રીત અસતનાં ઘરમાં પેઠી,
પરદારાની પ્રીત દશા રાહુની બેઠી,
પરદારાની પ્રીત પનોતી લોઢાને પાયે કહીયે,
પરદારાની પ્રીત ચંદ્રમા બારમો કહીએ."

પરસ્ત્રી પ્રસંગથી અનેક દોષ આવે છે. આ પાપ નોટોનાં બંડલ પાછળ છૂપાઇ શકે તેમ નથી. મોટા ઘરવાળા રખાતો રાખે છે, ઓખરિયા ઢોરની માફક ચારે બાજુ રખડયા કરે છે. પણ પરસ્ત્રીનાં સંગથી ભુક્કા નીકળી જાય છે. આ ભવ અને પરભવ બંને બગડે છે.

પરસ્ત્રી પ્રસંગાયનેકો ડસ્તિ દોષો
વ્રતસ્ય પ્રણાશો, ગુણસ્ય પ્રણાશઃ
નરેન્દ્રસ્ય દંડો જિનાનાં ચ દંડઃ
કદાચિન્ન કાર્યઃ પરસ્ત્રી પ્રસંગઃ ॥૩૨॥ પ્રજ્ઞા પ્રકાશ.

પરસ્ત્રી સેવનથી વ્રતોનો અને ગુણોનો નાશ થાય છે. રાજા તરફથી દંડ મળે છે. જિનેશ્વરો પણ શાસ્ત્રોમાં કહે છે કે પરસ્ત્રી સેવનારને ઘણા કઠીન કર્મો ભોગવવાં પડે છે. તે પુરુષ કુળને કલંક લગાડનાર થાય છે. સ્પર્શ સુખ લેવા જતાં નારકીમાં પીલાઈ જાય છે.

અન્ય દર્શનીઓમાં પણ કહ્યું છે કે પરસ્ત્રી સેવનારને ડગલે ડગલે બ્રહ્મહત્યાનું પાપ લાગે છે. માટે પરસ્ત્રી સામે ખરાબ દૃષ્ટિથી જોશો નહીં.

યથા યાતિ સૂર્યાવલોકે ડક્ષિતેજો
તથા યાતિ રામાવલોકે જનાનામ્ ।
મહાબ્રહ્મચર્યા ક્ષિતેજો હિ કિંચિ
ન્ન સૂર્યે ચ નારીષુ દૃષ્ટિ સ્તુ દેયા ॥૩૩॥

સૂર્ય સામે દૃષ્ટિ માંડો તો તરત પાછી ખેંચી લ્યો છો તેમ સ્ત્રી સામે દૃષ્ટિ પડતાં પાછી ખેંચી લ્યો. સૂર્ય સામે જોઈ રહેવાથી આંખમાં પાણી આવે છે. તેમ સ્ત્રી સામે કટાક્ષ કરવાથી તથા તેની સામે જોયા કરવાથી વીર્યની સ્ખલના થાય છે. સ્ત્રી–અવલોકનથી હૃદયમાં બુરી ભાવના જાગે છે. તેના બ્રહ્મચર્યમાં બીજાને શંકા જાય છે. ભગવાને તો ત્યાં સુધી કહ્યું છે.

हत्थ पाय पडिछिन्नं, कन्ननास विगप्पियं ।
अवि वाससयं नारिं बंभयारी विवज्जए ॥ દશ. અ. ૮ ગા. ૫૬

હાથ–પગ–કાન–નાક છેદાયેલી સો વર્ષની જર્જરીત થઇ ગયેલી એવી વૃદ્ધ સ્ત્રી સાથે પણ સાધુએ એકાંતમાં ઉભું ન રહેવું. એકાંત બુરી ચીજ છે. તેથી બ્રહ્મચારીને માટે તે વર્જવા યોગ્ય છે. જે આત્મગવેષી સાધક છે તેને સ્વરૂપમાં રમણતા કરવી અને પોતાની ઇન્દ્રિયોને કાચબાની જેમ ગોપવીને રહેવું.

વનવગડામાં ગુરૂકુળો હોય તેથી સ્ત્રીનો પ્રસંગ ન પડે. સ્ત્રીઓ જોવા ન મળે. અને તેના વિષે કાંઈ સાંભળવા પણ ન મળે. જેણે જોયું ન હોય, સાંભળ્યું ન હોય તો તે વિષે તેને વિચાર પણ ન આવે. સાતવર્ષની ઉંમર હોય અને ગુરૂકુળમાં મુકે અને વીસવર્ષના થાય ત્યાં સુધી ત્યાં ભણે, પણ બ્રહ્મચર્યમાં દોષ ન લાગે. આજે તો નાના બાળકોમાં પણ કલિયુગ આવી ગયો છે. સીનેમાએ કચ્ચરઘાણ વાળી નાખ્યો છે.

એક માતા તેની નાનકડી પુત્રીને લઇને એક મહારાજ પાસે આવી અને મહારાજને કહ્યું. "આ મારી બેબીને કેટલા નામ કંઠસ્થ છે તે સાંભળો." માતાના કહેવાથી બેબી એકટરો અને એકટ્રેસોનાં નામ ગણાવા લાગી. મહારાજે કહ્યું, "બહેન! અમારે આ નામ સાંભળીને શું કરવું છે! તમારા બાળકોને સંસ્કારી બનાવવા હોય તો તિર્થંકરોનાં, સતીસ્ત્રીઓનાં નામ શીખડાવો." આજે જીવનમાં કેટલી વિકૃતિ આવી ગઇ છે. પાશ્ચાત્ય સંસ્કૃતિ ભારતની સંસ્કૃતિ સાથે ભેળસેળ થઈ ગઈ છે. એરોપ્લેને અમેરિકા યુરોપ આદિ દેશોને નજીક બનાવી દીધા છે, એટલે પરદેશ જવું તે સહેલું થઈ પડયું છે. માતાપિતા હોંશે હોંશે પોતાનાં સંતાનોને હારતોરા પહેરાવી પરદેશ મોકલે છે, પણ ત્યાં જનારા

કેટલાક પોતાના જીવનને અભડાવી મૂકે છે. ત્યાંના કુસંસ્કારોની તેમના પર ઊંડી છાપ પડે છે. તે મા બાપો જોતા નથી. આધ્યાત્મિક શક્તિ લોપ થતી જાય છે. ભૌતિકવાદનું વાતાવરણ ઘણું ઘેરૂં બનતું જાય છે. અને અંતે આલોક, પરલોક, આત્મા, પરમાત્મા વગેરે વાતો હમ્બગ લાગે છે, માત્ર કલ્પના જેવી લાગે છે.

આ ભૌતિકની ભૂતાવળમાંથી બચવું હોય તો પરમાંથી સુખબુદ્ધિ ઉઠાવી લ્યો. નિજ આત્મામાં અનંત વૈભવ છે, તેનાં દર્શન કરો. જડ ચૈતન્યનું ભેદ-વિજ્ઞાન કરો. જ્ઞાન, દર્શન, ચારિત્ર્યમાં રક્ત રહી આત્મધ્યાનમાં મસ્ત બનો. ધ્યાન પછી જ સમાધિ આવે છે. સંકલ્પ વિકલ્પથી મુક્ત બને તે નિર્વિકલ્પ દશાને પ્રાપ્ત કરે. અશુભનો ત્યાગ કરી શુભમાં આવી આગળ વધો.

ભૌતિક સાધનોએ માણુસને લુલો બનાવી દીધો છે. કોમ્પ્યુટર આવ્યા અને બુદ્ધિની કસરત ઘટી ગઈ. પહેલાનાં ભણતરવાળો ગમે તેવો હિસાબ કરવો હોય તો કરી દેતો. આજે કોમ્પ્યુટર થોડીજ મિનિટોમાં મોટા મોટા આંકડાનાં હિસાબો કરી આપે છે. એટલે માણુસ તેને આધીન બનતો જાય છે. આજે અભ્યાસ-ક્ષેત્રમાં પણ વિસ્તાર વધ્યો છે! ઉંડાણ ઘટયું છે! પુસ્તકો ઘણાં વધ્યાં પણ મગજનું ખાતું નાનું બનતું જાય છે. ડબ્બલ ગ્રેજ્યુએટ થયેલાની પણ સમાજમાં કોઈ કિંમત નથી. તેને સામાન્યમાં સામાન્ય નોકરી શોધવી પડે છે. પહેલા ગુરુકુળમાં વિદ્યાર્થીઓ બહોંતેર કળામાં પારંગત થતાં. કોઈપણ જાતનાં ભેદભાવ વિના ગુરુજી વિદ્યાર્થીઓને ભણાવતા, રાજપુત્ર હોય કે સામાન્ય કક્ષાનો વિદ્યાર્થી હોય, દરેકની પાસે કચરા કાઢવાનું, પાણી ભરવાનું, લાકડાની ભારી લાવવાનું વિગેરે કામ કરાવતા.

વીરંગતકુમાર ૭૨ કળામાં પારંગત થઈ ગયો. એટલે ગુરૂજીએ તેને રાજાને સોંપ્યો. અને કહ્યું, આ બધા વિદ્યાર્થીઓની બીજા કોઈ વિદ્વાન આચાર્ય પાસે પરીક્ષા લેવરાવો. રાજાએ તેમ કર્યું અને વીરંગતકુમાર દરેક પરીક્ષામાં પ્રથમ નંબરે આવ્યો. શિષ્ય સારો નિવડે તે જોઇ ગુરૂનું હૈયુ કેટલું પ્રફુલ્લિત થાય? તેમને કેટલો સંતોષ થાય! કુંભાર ખાણુમાંથી માટી લાવી, માટીને પલાળી એકરસ બનાવી ખૂંદે, ખૂંદીને પીંડા બનાવે, તે પીંડાને ચાકડે ચડાવે. ચાકડે માટીનો આકાર આપે અને પછી દોરીથી છેદ કરે. તે વાસણને તડકે મૂકે, તડકે તપાવ્યા પછી ટપલું મારી ટીપે, ટીપ્યા પછી પણ નીંભાડામાં પકવે. આમ અગ્નિપરીક્ષા કર્યા પછી વાસણ પરિપકવ થયું ગણાય. તે પછી તે વાસણ બજારમાં વેચવા મૂકે. પણ પરિપકવ થયા પહેલાં બહાર મૂકે નહીં. તેમ ગુરૂ પણ પોતાનાં વિદ્યાર્થીને બરાબર ભણાવ્યા પછી પરીક્ષા દેવડાવે. જો માટલું બોદું નીકળે તો કુંભારને સાંભળવું પડે તેમ શિષ્ય બોદો નીકળે તો ગુરૂને સાંભળવું પડે.

આ કુમાર ખૂબ હોંશિયાર અને પરાક્રમી થયો છે તે જાણી રાજારાણીને ખૂબ આનંદ થયો, અને ગુરૂજીને જીવનપર્યન્ત ખાય તો પણ ન ખુટે તેટલું દાન દક્ષિણામાં આપ્યું.

કુમાર બાલ્યકાળ વટાવી યૌવનમાં પ્રવેશ્યો છે, તેમ જાણી રાજાએ બત્રીસ મહેલો બનાવરાવ્યા અને વચ્ચે એક મોટું ભવન તૈયાર કરાવરાવ્યું. તેમાં અનેક સ્તંભો હતા. અને અત્યંત શોભાયમાન હતું. તે પછી બત્રીસ સુયોગ્ય શ્રેષ્ઠ રાજવર કન્યાઓ સાથે કુમારના લગ્ન કરવામાં આવ્યા. કુમાર પાંચ ઈન્દ્રિયનાં મનોજ્ઞ સુખો ભોગવતાં વિચરવા લાગ્યા

तेणं कालेणं तेणं समएणं सिद्धत्था नाम आयरिया जाईसंपन्ना जहा केसी नवरं बहुस्सुया बहु परिवारा जेणेव रोहीडए नयरे जाव जेणेव उवागया अहापडिरुत्रं जाव विहरंति परिसा निग्गया ॥

તે કાળ અને તે સમયે કેશીશ્રમણનાં જેવા જાતિવાન તથા બહુશ્રુત અને બહુ શિષ્ય-પરિવારવાળા સિદ્ધાર્થ નામનાં આચાર્ય રોહિતક નગરમાં પધાર્યા. આચાર્યદેવ અનેક ગુણ-સંપન્ન હતા. સાધુજીવનનો ઉત્કૃષ્ટ આચાર પાળનાર હતા. ધર્મની વાતો કરનારા ઘણાં હોય છે. પણ તાણાવાણાની માફક તેને જીવનમાં વણી દેનાર ઓછા હોય છે. બહારનો ચળકાટ ઘણામાં દેખાય પણ ગુણધારી ઓછા હોય છે. દરેક વનમાં ચંદન હોતું નથી. તેમ ઘેર ઘેર સીતા હોતી નથી, અને દરેક જગ્યાએ તથારૂપના સાધુઓ હોતા નથી.

એક વખત અકબર અને બીરબલ બેઠા છે. ત્યાંથી માણસો નવાં નવાં વસ્રો-અલંકારો પહેરી પસાર થાય છે. સૌના મુખ પર આનંદની સુરખી છે. અકબર બીરબલને પૂછે છે, આજે શું છે? લોકો આજે હર્ષોત્સવ શેનો ઉજવી રહ્યા છે? બીરબલ જવાબ આપે છે કે આજે વિક્રમ સંવત બદલાય છે. નવા વર્ષની શરૂઆત આજથી થશે. આજે બધા સાલમુબારક કરે છે અને નવા વર્ષના આનંદમાં છે. આ સાંભળી અકબરે કહ્યું, "બિરબલ! વિક્રમ રાજાનાં નામનો સંવત ચાલે છે તો મારી કાઢ ને! બિરબલે કહ્યું, "મહારાજ! કોઈપણ વસ્તુ ખરીદવી હોય તો તેની યોગ્ય કિંમત ચુકવવી જોઈએ. સંવત ચલાવનારનું મૂલ્યાંકન જેવું તેવું નથી. રાજા વિક્રમ પરદુઃખભંજન અને પરાક્રમી હતા. પરદારા સહોદર હતા. પારકાના દુઃખે દુઃખી થનાર હતા. તેમના જીવનમાં અનેક પ્રશંસનીયપ્રસંગો છે. તેમાંથી હું આપને એક પ્રસંગ કહી સંભળાવું છું. એક વખત રાજા વિક્રમ ઘોડા પર બેસી વિદેશયાત્રા માટે જઇ રહ્યા હતા. જંગલમાં પસાર થતાં એક માણસનો રડવાનો અવાજ સંભળાયો. તેઓ અવાજની દિશામાં ગયા. ત્યાં એક ગરીબ માણસ ખૂબ આક્રંદ કરી રડી રહ્યો હતો. રાજાએ તે વૃદ્ધ ગરીબને આશ્વાસન આપતાં વાંસો પસવાળતાં પૂછ્યું "ભાઈ! તારે શું દુઃખ છે? શા માટે રડે છે? વૃધ્ધે જવાબ આપ્યો, "મારા દુઃખની કહાની સાંભળી આપને શો ફાયદો? મારૂં દુઃખ કોઈ દૂર કરી શકે તેમ નથી.

વૃદ્ધની વાત સાંભળી રાજાએ કહ્યું, " હું પ્રતિજ્ઞા લઉં છું કે આપનું દુઃખ દૂર કર્યા વિના હું અન્નપાણી નહીં લઉં. હવે તમે મને વાત કરો.

ઘરડા માણસે કહ્યું, " હું ખૂબ જ આર્થિક મુંઝવણ અનુભવી રહ્યો છું. મારા કુટુમ્બીઓનું ભરણપોષણ કરવા અસમર્થ છું. આથી મારો પરિવાર મારી સાથે કલેશ કરે છે. હવે તો મારે મરવા સિવાય બીજો કોઈ ઉપાય નથી. રાજાએ કહ્યું, " ભાઈ! મારી પાસે ચાર અપૂર્વ વસ્તુ છે. જો આ હાંડલી તેનાથી જે જોઇએ તે ભોજન મેળવી શકાય છે. બીજી આ પેટી છે. તેમાંથી જેટલા જોઈએ તેટલાં વસ્ત્રો મળી શકે. ત્રીજી આ થેલી છે. તેમાંથી જેટલા જોઇએ તેટલા રૂ. મળી શકે. અને ચોથો આ ઘોડો છે. તેનાથી જ્યાં મુસાફરી કરવી હોય ત્યાં કરી શકાય. કોઇને રસ્તો પૂછવાની પણ જરૂર ન પડે. આ ઘોડાને કહી દો એટલે તે લક્ષ સ્થળે પહોંચાડી દે. આ ચાર વસ્તુમાંથી કોઈપણ એક વસ્તુ તમે માગી લ્યો."

આ સાંભળી વૃધ્ધે કહ્યું. " આપ જરા ઉભા રહો.

હું હમણા મારા સ્વજનોને પૂછીને આવું છું. મારૂં ઘર આ ટેકરી પાછળ છે. આપ મારી રાહ જોજો.

વૃદ્ધ ગયો અને રાજા ત્યાં ઉભા રહ્યા. આઠ દસ કલાક સુધી રાહ જોવડાવી. પછી વૃદ્ધ આવ્યો અને કહ્યું." મારે આપની કોઈ ચીજ જોઈતી નથી. કારણ કે મારા ઘરમાં અમે ચાર જણા છીએ. મેં બધાનો અભિપ્રાય લીધો. મારી પત્નીએ કહ્યું." મારે વર્ષોથી ચૂલો ફૂંકવો પડે છે. હાંડલી માંગો એટલે રાંધવાની ખટપટ મટી જાય." મારી પુત્રવધૂએ કહ્યુ" મારી ઇચ્છા પેટી મેળવવાની છે. દરરોજ નવાં નવાં વસ્ત્રો તો પહેરવા મળે." પુત્રે કહ્યું કે આ જંગલમાં પડયા છીએ, ઘોડો માગો એટલે નવા નવા દેશો જોવા મળે. અને મારો અભિપ્રાય થેલી મેળવવાનો હતો. ચારમાંથી કોઇ પોતાની વસ્તુ મૂકવા તૈયાર ન હતું. આટલા કલાકની ચર્ચા પછી પણ કોઈ સમાધાન ન થઈ શકયું. આ ચારમાંથી એક વસ્તુ લઈ જઇશ એટલે ઝગડા થવાના તેથી મેં એવો વિચાર કર્યો કે મારે કોઈ વસ્તુ જોઇતી નથી.

વિક્રમરાજાએ તે ગરીબ વૃદ્ધને ચારેય વસ્તુ આપી દીધી. અને કહ્યું : જેને જે ગમે તે લઈ લેજો. અને આનંદથી રહેજો. પોતાની પાસે રહેલ સર્વસ્વનું અર્પણ કરી વિક્રમરાજા પગે ચાલી આગળ વધ્યા.

જો આપ પણ વિક્રમરાજાની જેમ સર્વસ્વ અર્પણ કરી શકો તો આપના નામનો સંવત ચાલે." બીરબલની વાત સાંભળી અકબરે કહ્યું. મારે મારા નામનો સંવત ચલાવવો નથી. તેને માટે તો બહુ મુલ્ય ચુકવવું પડે તેમ છે.

દરેક રાજા સરખી કક્ષાનાં હોતા નથી. તેમ દરેક સન્નારી પણ સરખી હોતી

નથી. સ્ત્રીની શોભા શીલમાં છે. શીલનાં રક્ષણ ખાતર ધારિણી દેવી કાકમૂખને શરણે ન થતાં છૂપાવી રાખેલી કટાર પેટમાં મારીને પ્રાણ કાઢી નાખ્યો. તે વખતે પુત્રી ચંદનબાળા પણ સાથે જ હતી. તેની ઉંમર નાની હતી. તેણે માતાને કહ્યું." મા ! તું મારી જરા પણ ચિંતા કરીશ નહીં. વીરમાતાની પુત્રી છું. તારા સંસ્કાર લઈને ઉછરી છું. તું તારા જીવનને ઉત્તમ બનાવ મારા મોહની ખાતર તારા ચારિત્ર પર કલંક લાગે તેના કરતાં તું મૃત્યુને સ્વિકાર તેમાં મને આનંદ છે.

ચંદનબાળા પણ સતી સ્ત્રી તરીકે પંકાઈ. આભૂષણો, અલંકારો અને સુંદર વસ્ત્રો કે ચંદનનાં લેપથી દેહ શોભતો નથી, પણ સદાચારથી શોભે છે. કંકણોથી હાથ શોભતા નથી પણ દાનથી શોભે છે. પરોપકારથી, ધર્મના સુંદર સંસ્કારથી, આ જીવન શોભે છે. જીવનને સંસ્કારી બનાવવા માટે સત્સંગની ખૂબ આવશ્યકતા છે વીરંગતકુમાર વિષયના સુખો ભોગવતાં વિચરે છે. પણ જેનું ઉપાદાન તૈયાર છે તેને જગાડવાનું નિમિત્ત મળી રહે છે. રોહિતક નગરીમાં આચાર્ય દેવ પધાર્યા છે. રાજકુમાર ધર્મના રંગે કેવી રીતે રંગાશે તે અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં.....૯૭

### કારતક સુદ ૭ ને સોમવાર તા. ૨૫-૧૦-૭૧

અનંતજ્ઞાની ત્રૈલોક્ય પ્રકાશક ભગવાન મહાવીરે સિદ્ધાંત દ્વારા સમજાવ્યાં. સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ. અહીં નિષધકુમારનો અધિકાર ચાલે છે. નિષધ કુમારનો પૂર્વભવ ભગવાન નેમનાથ પ્રભુ પોતાના પ્રથમ ગણધર વરદત્ત મુનિને કહે છે. રોહિતક નગરીમાં આચાર્ય સિદ્ધાર્થ મુનિ પધાર્યા છે. આચાર્ય ભગવંત કેશી સ્વામી જેવા કેશરીસિંહ સમા છે. બહુસૂત્રી છે જાતિ સંપન્ન અને કુલ સપન્ન છે. ઓજસ્વી, તેજસ્વી, યશસ્વી છે. આત્મા માટે ઉજાગરા કરનારા છે. નિદ્રા પર વિજય પ્રાપ્ત કર્યો છે. આપણે બે પાંચ રાતના ઉજાગરા કરીએ તો શરીર કથળી પડે, પણ મહાત્માઓ રાત-રાતનાં ઉજાગરા કરીને આત્મ સાધના કરે છે.

જે રોગી હોય તેને દર્દને કારણે ઉંઘ ન આવે. ભોગીને ભોગના સુખ મેળવવાની તીવ્ર ઈચ્છા હોય તેથી ઉંઘ ન આવે. ધુણી ધખાવતો અને ભસ્મ લગાવીને અલખ જગાવતો જોગી ભૌતિક આશાએ રાતભર જાગે છે, પણ સાધના કરવા માટે જાગૃત રહેનારા કોઈ

વીરલ પુરૂષ હોય છે. ત્યાગી પુરૂષો રાતદિવસ પ્રમાદ ટાળી આત્મ સાધનામાં લીન બને છે. અને ભવ્ય માનવોને જાગવાનો ઉપદેશ આપે છે. પ્રમાદ પરિહરી હવે જાગૃત થાઓ. કુંભકરણની ઉંઘ છ મહિને ઉડતી. પણ આ આત્મા તો અનાદિકાળથી અજ્ઞાન નિદ્રામાં પોઢયો છે. માનવનો કિંમતીમાં કિંમતી અવતાર મળ્યો. પણ રત્ન કાગડાની કોટે બાંધવા જેવું થયું છે. વીતરાગ વાણીના યોગ સુધી આવી પહોંચ્યા પણ શ્રદ્ધા નથી. જ્યાં વિશ્વાસ નથી, શ્રદ્ધા નથી ત્યાં મિથ્યા દર્શન શલ્ય છે. દુનિયામાં દુશ્મનો ઘણાંને માનતા હશો. એટમબોમ્બ, અણુબોમ્બ નાખી ગામોના ગામો સાફ કરી નાખનારને દુશ્મનની નજરે જોતાં હશો. પણ મિથ્યાત્વ જેવો મોટામાં મોટો બીજો કોઈ દુશ્મન નથી. મિથ્યા દર્શને આત્માની નિજ સત્તાને દાબી દીધી છે. જેમ દારૂડિયો ગટરમાં આળોટે, તેના પર કૂતરા મૂતરી જાય, કોઈ ધૂળ નાખે છતાં તેને કાંઈ સાનભાન નથી. તેમ મિથ્યાત્વનો દારૂ જેણે પીધો છે તેને નિજ સ્વરૂપનું ભાન નથી. સ્વરૂપની ઓળખાણ નથી, નિજ વૈભવનો વિચાર નથી. મારે શું કરવાનું છે તેનું ચિત્ર તેની સામે નથી.

દુનિયામાં ઝેર ઘણાં છે. પોઈઝનનાં ઈંજેકશન આવે છે અફીણમાં તથા માંકડ, ઉંદર વિ. ને મારવાની દવામાં પણ ઝેર આવે છે. પણ મિથ્યાદર્શન જેવું તીવ્ર અને ખતરનાક ઝેર એકેય નથી. જગતમાં રોગ અપરંપાર છે. દવાખાનામાં મુલાકાત લ્યો તો ખબર પડે. જલંદર–ભગંદર, કેન્સર, ક્ષય, શ્વાસ આદિ અનેક રોગથી જગતવાસી જીવો પીડાય છે. પણ મિથ્યાદર્શન જેવો રોગ એકેય નથી. એટલે જ શ્રીમદે કહ્યું છે કે "આત્મ ભ્રાન્તિ સમ રોગ નહી." જીવને ન માનવો, અતત્ત્વમાં તત્વની શ્રદ્ધા લાવવી. જ્યાં સુધી આનંદ નથી, ત્યાં સુખની, આનંદની કલ્પના કરવી અને તેમાંજ લપેટાએલા રહેવું, આ છે મિથ્યાદર્શન શલ્ય. સ્ત્રીમાં, પુત્રમાં પરિવારમાં, મોટર આદિ સાધનોમાં માનવ સુખ માને છે. પણ મોટર વિ.માં બેસી સહેલ કરવા નીકળેલાં કેટલાય કુટુમ્બો એકસીડન્ટનો ભોગ બને છે. અને જીવનને જોખમમાં મૂકી દે છે. પૈસામાં સુખ માન્યું પણ તે પૈસા ચોર લુંટી જાય, કોઇ છીનવી લે ત્યારે દુઃખ થાય છે. સાધનો કે પરિવાર તમારૂં શું રક્ષણ કરનાર છે? કાંઇ જ નહિ, છતાં મોહાંધ જીવ, પર પ્રત્યેની આસક્તિ છોડી શકતો નથી, પૈસાની પ્રાપ્તિમાં અને તેના સંરક્ષણમાં જીંદગી ખતમ કરી નાંખે છે. અહીં બેસી સદ્‌ગુરૂઓ ગમે તેટલું સમજાવે, તેમ છતાં તમે તો છો ત્યાંના ત્યાં જ છો. એક ઈંચ પણ આગળ વધવાની વાત નથી. તમારા ઘરમાં કબુતર બેઠું હોય અને જરા અવાજ થતાં ત્યાંથી ઉડી જશે પણ જે કંસારાના ઘરમાં બેસવાને ટેવાયેલું હશે તે કબુતર તેના અવાજથી એટલું ટેવાઇ ગયું હશે કે તે અવાજ થતાં ઉઠશે નહિ અમારા શ્રોતાઓ કંસારાના કબુતર જેવા તો નથી ને? વૈરાગ્યની વાતો સાંભળી સંસાર છોડવાની રૂચી ઉપડે છે? ધર્મને જીવનમાં અપનાવવાનું મન થાય છે, કે છો ત્યાં ને ત્યાં જ રહેવું છે? જ્યાં સુધી મિથ્યાત્વનો રોગ ટળે નહિં, ત્યાં સુધી આ વાત રૂચશે પણ નહીં

જગતમાં સૌથી ગાઢ અંધકાર હોય તો તે મિથ્યાત્વનો છે. દીપકનો પ્રકાશ થતાં અંધકાર નાશ પામે તેમ સમ્યગ્ દર્શનનો દીપક પ્રગટતાં મિથ્યાત્વના અંધકાર દૂર થઈ જાય છે. ધર્મરૂપી વૃક્ષનું વિશુદ્ધ સમ્યક્ રૂપ બીજ છે. ધૈર્ય રૂપ કંદ છે. વિનયરૂપ વેદિકા છે. ચાર તીર્થના ગુણ કીર્તનરૂપ સ્કંધ છે. પંચ મહાવ્રતરૂપ મોટી શાખા છે. પચ્ચીસ ભાવનારૂપ ત્વચા છે. શુભ ધ્યાન અને શુભયોગ રૂપ પ્રધાન પલ્લવ–પત્ર છે. ગુણ રૂપ ફૂલ છે. શિયળરૂપ સુગંધ છે અને મોક્ષરૂપ ફળ છે. જેનું બીજ સમ્યગ્ દર્શન તેનું ફળ મોક્ષ અને જેનું બીજ મિથ્યાદર્શન તેનું ફળ સંસાર છે.

જીવન મંદિરમાં પથરાએલા અંધકારને નાશ કરવો હોય તો સમ્યકત્વની લાઈટ કરો. એકવાર દૃષ્ટિ સાચી આવી જાય પછી એટલે કે સત્ય સમજાયા પછી અસત્યને છોડતાં વાર નહિ લાગે.

(૧) જેને ખરા ખોટાની ખબર નથી તેનો કોઈ નિર્ણય નથી. પણ ખોટાને પકડી રાખ્યું તેને મૂકતાં નથી, તેને અભિગ્રહિક મિથ્યાત્વ કહેવાય છે. (૨) જેને કોઈ એક પકડ નથી, બધાને સાચા માને અને કહે, આ બધા ધર્મના જુદા જુદા કેડા પાડી મૂકયા છે. અંતે ધ્યેય તો બધાનું એક જ છે. સર્વધર્મ સમાન છે. બુદ્ધ–મહાવીર–ઈસુ–જરથોસ્ટ વિ. દરેકના ધર્મ સરખાં છે. કાંકરો અને રત્ન, પીતળ અને સોનું, આ બધાને સમાન માને તે અનાભિગ્રહિક મિથ્યાત્વ છે.

(૩) તિર્થંકરનો માર્ગ જાણવા છતાં ઉપદેશ અન્ય માર્ગનો આપે તે અભિનિવેશિક મિથ્યાત્વ છે. નિન્હવ જેટલા થયા તે બધાએ સત્ય માર્ગને સંતાડી ખોટાની પ્રરૂપણા કરી. જેમકે જમાલી. ભગવાને કહ્યું "કડેમાણે કડે" તો જમાલીએ કહ્યું "કડેમાણે અકડે" હું તિર્થંકર છું એવું તેણે મનાવ્યું અને પોતાના અભિમાનને પોષવા તિર્થંકર–ગણધર–સાધુ –આદિની નિંદા કરી.

(૪) જે સાચાં ખોટાનો નિર્ણય ન કરી શકે, ઝુલા જેવી સ્થિતિમાં રહે. તે સાંશયિક મિથ્યાત્વ છે. (૫) અને જેમાં બિલકુલ જાણપણું ન હોય તે અણાભોગ મિથ્યાત્વ કહેવાય છે. તે એકેન્દ્રિયથી માંડી અસંજ્ઞી પંચેન્દ્રિય સુધીના જીવોમાં હોય છે. આ મિથ્યાત્વ એ કર્મ–બંધનો હેતુ છે. મિથ્યાત્વના ઝેરને ઉતારનાર સદ્ગુરૂઓ છે. ભગવાનનાં અનુયાયીઓ ગામો ગામ ફરી ધર્મ ઉપદેશ આપે છે. સિદ્ધાર્થ મુનિ ઘણા પરિવાર સહિત રોહિતક નગરીમાં પધારે છે. પહેલા પાંચસો પાંચસો સાધુઓ વિચરતાં. આજે સાધુની સંખ્યા બહુ અલ્પ છે. તે વખતે તેમનાં હૃદય કેટલા કુણાં હશે ? ઘણા મોટા પરિવાર સહિત આચાર્યો વિચરતા પણ તેમાં ઘણાં સાધુઓ તપશ્ચર્યા કરતા, રસેન્દ્રિય ઉપર કાબુ મેળવનાર હતાં. જીભ માગે તે ન આપે પણ જેમ બને તેમ ઓછી વસ્તુથી ચલાવતા. વ્હોરાવનારા થાળના થાળ ભરી વ્હોરાવે, પણ રસના ત્યાગી તેને ગ્રહણ ન કરે. એક એક મુનિવર જ્ઞાનનાં

ભંડાર હતા. જ્ઞાન સાથે અનુભવ અને ઉંડાણુ જોઈએ જો જ્ઞાનને જીવનમાં વણ્યું હોય તો તેની અસર બીજાને પડે છે. લેકચર કરનારા તો ઘણા હોય છે. બોલવા ઉભા થાય તો તેના જ્ઞાનની પ્રતિભા એટલી હોય કે સભા ડોલી ઉઠે છે. પણ જીવનમાં જુઓ તો ગોળ ચક્કર હોય છે બોધ કોણુ આપી શકે તેને માટે ભગવાને કહ્યું છે કે,

आयगुत्ते सया दंते, छिन्नसोए अणासवे
जे धम्मं सुद्धमक्खाति, पडिपुन्नमणेलिसं ॥ સુયગડાંગ સૂ. અ. ૧૧–૨૪

આત્મગુપ્ત અર્થાત્ પાપોથી આત્માની રક્ષા કરવાવાળા, હમેશાં ઇન્દ્રિય દમન કરવાવાળા, સંસારના પ્રવાહને બંધ કરવાવાળા અને આસ્રવથી રહિત પુરૂષ જ શુદ્ધ, પ્રતિપૂર્ણ અને અનુપમ ધર્મનો ઉપદેશ આપી શકે છે. મુનિઓ હંસના ટોળાં છે. આવા હંસ જેવા મુનિઓ ઉપદેશ આપવાની યોગ્યતા ધરાવે છે.

"હંસલા મૂકીને કોણુ બગલાને સેવશેરે હેજી, બગલા ઉપરથી ધોળા ને મનમાં મેલારે,
મારા ગુરૂજીને પૂછો રૂડા જ્ઞાન બતાવેરે, લોભી આતમને સમજાવો........મારા.
હીરલા મૂકીને કોણુ પથરાને સેવશે રે હેજી, પથરા ઉપરથી ભીના ને ભીતર કોરા રે....

જેણે આત્માને ઓળખ્યો છે, આત્મા માટે રસ પરિત્યાગ આદિ અનેક જાતના તપને સ્વીકાર્યા છે, સંસારના અનેક સંબંધોને છોડી દીધા છે ને રાતભર જાગીજાગીને આત્માને સાધે છે, તે હંસના ટોળા છે અને ધોળે દિવસે ધોળી ગાદી, તકિયા ઉપર બેસી કાળા કામ કરે છે તે બગલા જેવા છે. તેમના હૃદય પથ્થર જેવા છે, તેના પર ગમે તેટલો પાણીનો પ્રવાહ પડે છતાં ભીતરમાં કોરા ને કોરા જ રહે છે. જીવનને ઉજાળી શકતા નથી. જીવનની સાધના કરવી હોય તો,

"ઉજ્જવળતાને આદરો, શરીર ન કરશો શ્યામ, કર્મ તજી દઈ કાકના, કરો હંસના કામ."

તમારા આત્માને ઉજ્જવળ બનાવો. શા માટે મેલી રમત રમવી જોઈએ? માયા-કપટ કરનારા ઉપરથી સારા દેખાવાનો ડોળ કરે છે, પણ હૃદય તપાસો તો તેમના સ્વાર્થ ને માયાની ખબર પડે.

"સ્વાર્થ અહંકારમાં ખદબદે જગત આ, વિરલ દેખાય છે પ્રેમ–સેવા,
અવરનું અહિત ઇચ્છા કરી આદરી સર્વ કો માગતું મિષ્ટ મેવા,
ઉપરનું શોભતું રૂપરંગે ભર્યું, અંતરે કુડ કચરા ભરેલા,
દંભ આડંબરે જીવન ભરપૂર છે, વિરલ વિશુદ્ધ પ્રભુથી ભરેલા"

જ્ઞાની પુરૂષો કહે છે. આખું જગત મિથ્યાદર્શનને કારણે અતત્વ શ્રદ્ધાને લીધે સ્વાર્થ અને અહંકારમાં ખદબદે છે. પોતાના સ્વાર્થને પોષવા જુઠું બોલે છે, ચોરી કરે છે, કંઈકને

છેતરે છે. પ્રસંગ પડે તો હિંસા કરતાં પણ અચકાતો નથી. પાપ બાંધતાં પાછું વાળીને જોતો નથી. પણ જીવ સમજતો નથી કે જેને માટે હું આ પ્રપંચ કરું છું તે મને સ્વર્ગની વાટ દેખાડનાર નથી, અને નરકનાં ત્રાસથી મૂકાવનાર પણ નથી. પ્રભુ ભક્તિમાં, પ્રાર્થનામાં અને સાધુના દર્શનમાં પણ આશા પડી હોય છે. સંસાર વૃદ્ધિની–બીજાનું ગમે તેટલું ખરાબ થાય તેનો વાંધો નહિં, પણ પોતાને મિષ્ટમેવા આરોગવા છે. પોતાના સ્વાર્થ ખાતર બીજાની રોટલી ઝૂંટવી લેતાં પણ અચકાય નહિ, એને એક પેટ નથી ભરવું પણ પેટી, તિજોરી અને બેંકમાં પણ મૂકવું છે. કાગડો કનિષ્ઠ પંખી છે. છતાં તે એકલો નહિ ખાય. કા...કા કરી તેની જમાતને ભેગી કરી ખાશે. અને તમે શું કરો છો? તમારે તો એકલા માણવું છે. તારી પાસે હોવા છતાં બીજાને મદદરૂપ ન થા તો એ પૈસા નથી પણ કાંકરા છે. સાથે રહેનાર, સંબંધમાં આવનાર, સાથે મીઠી મીઠી વાતો કરે, પણ હૃદયમાં કાતીલ ઝેર હોય. તમારે ઉદ્ધાર કરવો હોય તો દંભ અને આડંબર છોડી દો. જેવા છો તેવા દેખાવા પ્રયત્ન કરો.

" जहा अंतो तहा बाहिं जहा बाहिं तहा अंतो "

હૃદય સ્ફટીક જેવું નિર્મળ બનાવો. વિશ્વમાં નિર્મળ, શુદ્ધ અને અહંકાર–માયા રહિત વિભૂતિઓ વિરલ હોય છે.

એક બ્રાહ્મણ એક શહેરમાં ટેલ નાંખતો નીકળે છે. પણ તેના સામું જોવાની કોઈને ફુરસદ નથી. કોઈને બસ પકડવી છે, કોઈને રીક્ષા, તો કોઈને ટ્રેઈન પકડવી છે. સૌને જવાનું મોડું થાય છે. તેમાં બ્રાહ્મણની વાત કોણ સાંભળે! ત્રણ દિવસ સુધી શહેરમાં ફરે છે. છતાં ખાવા માટે કંઈ મળતું નથી. ભૂખ ખુબ લાગે છે. પણ ગરીબનું કોણ? બિચારો નિરાશ બની ગામ બહાર જાય છે. ત્યાં એક સંન્યાસી મળે છે. તે બ્રાહ્મણને પૂછે છે "કેમ બચ્ચા! કેમ નિરાશ બની ગયો છો!" બ્રાહ્મણે કહ્યું. "આ શહેરના લોકો કેવા છે! ત્રણ ત્રણ દિવસથી ભૂખ્યો ભૂખ્યો બધે ટેલ નાખું છું, છતાં કોઈના હૃદયમાં રામ નથી. કોઈ કાંઈ આપતું નથી. કોઈ સામું પણ જોતું નથી," આ સાંભળી જરા સ્મિત કરી સંન્યાસી કહે છે " ભાઈ! તું માણસ પાસે માગ તો મળે ને? જેટલા દેખાય છે તે બધા માણસ નથી હોતા. માણસ ઓળખવા આ ચશ્મા લઈજા. તે ચડાવતાં જે માણસ દેખાય તેની પાસે જજે. ત્યાં તારે માગવું નહિં પડે. સામેથી તારો સત્કાર થશે."

બ્રાહ્મણ તો ચશ્મા લઈ રાજી થતો થતો શરાફ બજારમાં જાય છે. ચશ્મા ચડાવી જુએ છે તો દુનિયામાં મોટા ગણાતા, ધર્મના ધોરી ગણાતા અને લાખોના પાટીયા-દાન કરનારા મોટા મોટા અજગર દેખાય છે. કેટલાય માણસોને આખા ને આખા ગળી ખાય છે. ત્યાંથી આગળ વધે છે. કોઈ સિંહ, કોઈ ચિત્તા, કોઈ દીપડા, કોઈ વરૂ, કોઈ બકરા

દેખાય છે. બ્રાહ્મણ કોર્ટમાં પહોંચે છે. ત્યાં મોટા જજ–બેરીસ્ટરો મોટા મોટા ડાઘીયા કુતરા જેવા દેખાય છે. તેમની ફાંટમાં નાંખો તો કેસ આગળ આવી જાય છે અને કેસ જીતી જાય છે. મોટા અમલદારોમાં પણ કુતરાના દર્શન થાય છે. ઈન્કમટેક્ષવાળા આવે અને વેપારી ધ્રુજી ઉઠે....પણ એક લીલી નોટ આપી દે એટલે છ મહિના સુધી કોઇ નામ ન લે. છ મહિના થાય એટલે વળી આવે અને બીજી નોટ આપવી પડે.

બ્રાહ્મણ આગળ વધ્યો. રાજ દરબારમાં પહોંચ્યો. મહારાજા સામે જોયું. ત્યાં મોટો વાઘ અને પ્રધાનમાં સિંહ દેખાણો. ઘણું ફર્યો પણ કોઈ માણુસ ન દેખાય. અંતે એક નાની ગલી વટાવે છે, ત્યાં એક નાનું છાપરું બાંધી મોચી જોડા સીવી રહ્યો છે. તેના સામું જોતાં તે માણુસ દેખાય છે. તેની નજીક જાય છે. મોચી એક ટાંકો મારે છે. અને 'રામ' બોલે છે. કોઈની નિંદા કુથલી કરતો નથી. અસત્ય બોલતો નથી. અપ્રમાણિકતા આદરતો નથી. જેટલું મળે તેમાં સંતોષ માને છે. આ મોચીની દષ્ટિ બ્રાહ્મણ પર પડી. એટલે તરત ઉભો થઈ ગયો અને બોલ્યો "પધારો ભૂદેવ ! કયાંથી આવો છો ? તમે જમ્યા છો કે જમવાનું છે" ? બ્રાહ્મણે કહ્યું. "ત્રણ દિવસનો ભૂખ્યો છું." આ સાંભળી મોચી તેને બ્રાહ્મણની લોજમાં લઇ ગયો અને પેટ ભરીને ખવડાવ્યું. પછી કહ્યું. બ્રાહ્મણને ખવડાવી દક્ષિણા આપવી જોઈએ. હું તમને મારી આજની કમાણી દક્ષિણામાં આપું છું. સાંજે તમે દક્ષિણા લઇ પછી સીધાવજો. એમ કહી તે મોચી પોતાને કામે લાગ્યો.

તે ગામના રાજાને નવાં નવાં પગરખાનો શોખ હતો. રાજાએ પ્રધાનને કહ્યું. "તમે જાવ ! અને મારા માટે પગની સુંદર મોજડી ખરીદી લાવો" પ્રધાન બે ચાર જોડી મોજડી લાવ્યો પણ રાજાને ગમી નહી, આથી રાજા ખીજાયા. અને કહ્યું. આજે મને ગમે એવી મોજડી નહિં આવે તો તમને શિક્ષા કરીશ. પ્રધાનજી ફરતાં ફરતાં આ મોચી પાસે આવ્યા. અને તેણે બનાવેલી મોજડી સાથે મોચીને લઈ રાજ્યમાં આવ્યા. રાજાને તે મોજડી ખૂબ ગમી ગઈ અને પગમાં પણ બરાબર આવી ગઈ. આથી રાજા ખુશ થઈ બોલ્યા. પ્રધાનજી, આ મોચીને ૫૦૦ રૂ. આપી દયો. મોચીએ કહ્યું. "મહારાજા ! મારી આજની કમાણી એક બ્રાહ્મણને આપવાની છે. તેને બોલાવી આવું છું. આપ તેને જ ૫૦૦ રૂપિયા આપો." આ સાંભળી રાજાને આશ્ચર્ય થયું અને પૂછયું." "એલા ! આ તારી મોજડી પાંચ રૂા. અથવા સાત રૂા.ની હશે, તેના ૫૦૦ રૂા. મળે છે. તને તે રાખવાનું મન કેમ થતું નથી ?" મોચીએ કહ્યું." સાહેબ ! માણુસનું વચન એક હોય. મેં બ્રાહ્મણને વચન આપ્યું છે, કે આજની કમાણી તમને દક્ષિણામાં આપીશ, તેથી મારે અસત્ય આચરણ ન કરાય."

રાજાએ તે બ્રાહ્મણને ત્યાં બોલાવ્યો. બ્રાહ્મણે પોતાની બધી વાત કહી અને કહ્યું. "સાહેબ ! આવડા મોટા શહેરમાં માણુસ આ એક જ છે. જુઓ, આપ આ ચશ્મા

ચડાવી ખાત્રી કરો." રાજાએ ચશ્મા ચડાવ્યા અને પ્રધાન સામે જોયું તો વિકરાળ સિંહ દેખાણો. પછી ચશ્મા પ્રધાનજીને આપ્યા અને કહ્યું : હું કેવો દેખાઉં છું ! પ્રધાનજી એ જોયું તો રાજા વાઘ સ્વરૂપ દેખાયા. આથી કહ્યું. મહારાજ : હું કાંઈ નહિ બોલું પણ આપ જ અરીસો મંગાવી ખાત્રી કરો, રાજાએ તેમ કર્યું. તે પછી રાજાએ અંતઃપુરમાં દૃષ્ટિ કરી. અમલદારોને પણ જોયા પણ કોઈ વાઘ-સિંહ-રીંછ-કૂતરા-બિલાડા-સર્પ-સસલા આદિ વિધ વિધ પશુઓ દેખાયા. રાજાએ બ્રાહ્મણને ૫૦૦ રૂ. આપી વિદાય કર્યો અને મોચીના પગમાં પડી કહ્યું, આ સિંહાસન તમે સંભાળો અને અમને યોગ્ય દોરવણી આપી માણસ બનાવો." મોચીએ કહ્યું. "બાપુ ! એ પરિગ્રહ મારે ન જોઈએ. તમે માગશો તે સલાહ હું આપીશ. પણ મારો ધંધો મને કરવા દયો. મને અણહકનું કાંઈ ખપતું નથી.

કહેવાનું તાત્પર્ય એ છે કે માનવી આકૃતિનો માનવી હોય પણ પ્રકૃતિ વિધવિધ પ્રકારની હોય છે. તમે પણ તમારી પ્રકૃતિ તરફ દૃષ્ટિપાત કરજો કે તમે કોના જેવા છો ! પ્રકૃતિના માણસ ન હો તો માણસ બનવા પ્રયત્ન કરજો. ક્રોધ કરો ત્યારે અરીસામાં મોઢું જોઇ લેવું કે હું કેવો લાગું છું ! ઇન્દ્રિયોનું દમન અને કષાયોનું શમન કરતાં શીખો.

અનેક ગુણોથી અલંકૃત આચાર્ય દેવ રોહિતક નગરીમાં પધાર્યા છે. અને ભાવિકો તેમની વાણીનું પાન કરવા જાય છે. તેમની વાણીમાં અપૂર્વ જાદુ છે. એકવાર સાંભળે તે પણ કંઇક પામીને જાય. વાણીની જાદુઇ અસર બધા પર કેવી થશે તે અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન....૯૮

### કારતક સુદ ૮ મંગળવાર તા. ૨૬-૧૦-૭૧

નાથે સિદ્ધાંત પ્રરૂપ્યા. સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલ વસ્તુ તેનું નામ સિદ્ધાંત. બળભદ્રના પુત્ર નિષધકુમારનો અધિકાર ચાલી રહ્યો છે. અનંતજ્ઞાની નેમનાથ ભગવંત વરદત્ત નામના પ્રથમ ગણધર ભગવંતને નિષધકુમારના પૂર્વભવની વાત કરી રહ્યા છે. તેમણે પૂર્વભવમાં આત્માની કેવી આરાધના કરી, ઉત્તમ સાધના કરી, તેમને કયા એવા મહાજ્ઞાની-ધ્યાની ગુરૂદેવનો ભેટો થયો, તે કહી રહ્યા છે.

રોહિતક નગરીમાં તે કાળે તે સમયે આચાર્ય ભગવંત સિદ્ધાર્થ મુનિ પધાર્યા છે. આચાર્ય કેવા હોય? જે ૩૬ ગુણથી યુક્ત હોય તે આચાર્ય કહેવાય છે.

पंचिंदिय संवरणो तह नवविह बंभचेर गुत्तिधरो,
चउविह कषाय मुक्को इइ अट्ठारस गुणेहिं संजुत्तो ॥

પાંચ ઇન્દ્રિયનો સંવર કરનાર, પાંચ સમિતિના ધારક, પંચમહાવ્રતના પાલક, પાંચ આચાર ધર્મના ધારક, નવવાડ વિશુદ્ધ બ્રહ્મચર્યના પાલણહાર, ચાર કષાયના વિઘાતક, ત્રણ ગુપ્તિએ ગુપ્ત. એ ૩૬ ગુણના ધારક હોય તે આચાર્ય બની શકે છે. પુસ્તકોના પુસ્તકો વાંચવાથી કે શ્લોકોના શ્લોકો કંઠસ્થ કરી લેવાથી આચાર્ય થવાતું નથી. પણ ગુણો કેળવવાથી, ગુણસંપન્ન બનવાથી આચાર્ય બનાય છે. ડોકટરની પૂરી પરીક્ષા પસાર કરવાથી ડોકટર બની શકાય છે. વકીલ, બેરીસ્ટર વગેરેની પરીક્ષા પસાર કર્યાથી વકીલ અને બેરીસ્ટર બનાય છે. રાજકુંવરને રાજગાદી સોંપવી હોય તો પણ રાજા તેની લાયકાત જુએ છે. તેમ આચાર્ય બનવામાં લાયકાત પ્રાપ્ત કરવી જોઈએ. કોઈ અભ્યાસથી, ડીગ્રી મેળવે છે, તો કોઇ ગુણથી પદવી મેળવે છે. આચાર્ય ભગવંત ઇન્દ્રિયોના વિષયોમાં આસક્ત ન હોય. એ ઇન્દ્રિયોના ગુલામ ન બને અજ્ઞાની જીવો ઇન્દ્રિયોના ગુલામ બને છે. ઉનાળાની ખૂબ ગરમી છે. તેમાં અજ્ઞાની જીવને આઈસ્ક્રીમ ખાવાનું મન થયું તો ખાઈ લે. કોઇ વાર સીનેમા જોવાનું મન થાય તો સીનેમા થિયેટરમાં બેસી જાય, સંગીતના સૂરો સાંભળવા રેડિયો લઈ બેસી જાય. એમ એકેક વૃત્તિઓને પોષણ આપનારા ઇંદ્રિયોની ગુલામી કરી રહ્યા છે.

આત્મા કેવળજ્ઞાનનો ધણી, સિદ્ધનો સાથીદાર છે. તે મતિ–શ્રુત જ્ઞાન મેળવવા જીંદગીની જીંદગી ગુમાવે. અને ચારે બાજુ ભટકે. આ જીવની કેવી દયાજનક દશા છે! ગુલામી છે? ગાંડો હોય તો તે બે પૈસાના મૂળા ખાય ને ખુશ થાય, પણ જેનું મગજ ઠેકાણે હોય તેના બળાપાનો પાર ન હોય.

તેમ આપણે કેવળજ્ઞાનનાં ધણી અને મતિશ્રુતિ માટે ગુલામી કરવાની! આત્મા સમજે છે કે હું માલીક છું પણ ખરેખર તે માલીક ગુલામ જેવો જ છે. જે પેઢી પર રીસીવર નીમાયા હોય તે પેઢીનો માલીક પણ ગુલામ બની જાય છે. રીસીવરની સહી વગર તેને પોતાની મુડી મળે નહીં. પોતાની સહી ત્યાં કામ આવે નહીં. આપણા ઉપર કર્મ રાજાએ પાંચ રિસીવર નીમ્યા છે. તેને તાબે આપણે રહેવાનું. શબ્દ સાંભળવો હોય તો કાનની મહેરબાની થાય તો સાંભળી શકાય. જોવામાં, સુગંધ લેવામાં, સ્વાદનો અનુભવ કરવામાં અને સ્પર્શમાં ઇન્દ્રિયોની મહેરબાની જોઈએ. ઇન્દ્રિયોનો માલિક આત્મા. ચૈતન્યનો વ્યવહાર આત્માના નામે ચાલે. જ્ઞાન–આત્માની પણ ગુલામી તો જુઓ. આત્મા માલીક

છતાં "સય તુમ્હેરા, હુકમ હમેરા" આ દશા જીવની છે. જ્ઞાન કરનાર, જ્ઞાન વધારનાર આત્મા પોતે, પણ તેનો હુકમ ચાલે નહીં. રિસીવરો વડીલોપાર્જીત મિલ્કત ઉપર નિમાય. સ્વોપાર્જીત મિલ્કત હોય તો ન નિમાય. પણ અહીં તો બધું રિસીવરોએ કબજે કરી લીધું છે. કર્મ જીવને જેમ ભમાડે તેમ ભમ્યા કરવાનું. જે ગતિમાં ફેંકે ત્યાં જવાનું! કર્મ બીજી ગતિમાં ચાલ્યા જવાનો હુકમ કરે તો એમ કહી શકાય ખરૂં કે અત્યારે પત્ની–પુત્ર–પરિવાર–સ્વજન કોઇ પાસે નથી. બધાનો મેળાપ થઈ જાય પછી વાત. અમુક ઉઘરાણી બાકી છે, તે કરી લઉં, પછી જઈશ. એમ કહી શકાય ખરું? અરે! કર્મનો હુકમ થયા પછી એક ડગલું પણ ભરી શકાય નહીં. આ શું ઓછી પરાધીનતા છે?

વળી કર્મ રાજાનું રાજ્ય કેટલું જબ્બર છે! જગતનાં બધા રાજ્યો તપાસો. એવું જુલ્મી રાજ્ય એકેય નહિ મળે કે જ્યાં રૈયત કરતાં લશ્કર વધારે હોય. અહીં આત્માના એક એક પ્રદેશે અનંતાનંત કર્મવર્ગણાના પુદ્ગલો છે. એક પ્રજા પાછળ એક સીપાઇ રાખવામાં આવે તોપણ પ્રજા ઉંચુ માથું ન કરી શકે. પણ અહીં તો એક જીવની પાછળ અનંતા સીપાઈઓ બેઠા છે.

આટલી જીવની પરાધીનતા હોવા છતાં જીવ જો જાગૃત થાય, ધર્મરૂપી શમશેર લઈ યુદ્ધ મચાવે તો કર્મો ઉભી પુંછડીએ ભાગે. તલવાર મળ્યા પછી ખેલાડી બનવું જોઈએ તો કાર્ય થાય.

એક વણિક અને ગરાસિયા વચ્ચે મિત્રતા હતી. અવારનવાર બંને મળે, એકવખત ગરાસિયો બહાર ગામ જઈ રહ્યો છે. તે વખતે પેલો વાણિયો તેને મળ્યો. ગરાસીયાએ કેડે તલવાર બાંધી છે. એ જોઈ વણિકે કહ્યું, અલ્યા! આ શું છે? ગરાસિયાએ જવાબ આપ્યો. "અરે! આ તો તલવાર છે. આનાથી ચોર લુંટારા પાસે ન આવી શકે. ધાડપાડુઓ ભાગી જાય. અને શત્રુ શરમાઇ જાય". આ સાંભળી શેઠને આશ્ચર્ય થયું. તેમણે કહ્યું." "મને એ આપને?" ગરાસીયાએ જવાબ આપ્યો "શેઠ! હું બહારગામ જઈ આવું પછી આપને આપીશ" તે પછી થોડા દિવસે ગરાસીયાએ તલવાર વણિકને આપી. આ વણિકને ઉઘરાણી કરવા ઘણીવાર જવું પડે. તેથી તલવાર લઈ લીધી અને એક દિવસ ઉપડયા બહાર ગામ. પણ પેલા ગરાસીયાને વિચાર આવ્યો. મારા નામવાળી તલવાર વાણીયાને આપી છે. જો તે કોઈને મારશે તો વાંક મારો નીકળશે, માટે મારે કાંઇક કરવું જોઈએ, આમ વિચારી પોતે બહારવટીયાનો વેશ પહેરી બુકાનો બાંધી શેઠ ગયા છે તે તરફ ગયો અને જંગલમાં શેઠને મળ્યો. બહારવટીયાને જોતાં શેઠને થયું "આને ખબર લાગતી નથી કે મારી પાસે તલવાર છે." બહારવટીયાએ તો શેઠને પડકાર કર્યો, ત્યારે શેઠે તલવાર મ્યાનમાંથી બહાર કાઢી અને ભોંય પર મૂકીને, તલવારને કહ્યું: હે! તલવાર! "તારા માલિકને ત્યાં કરતી હોય તેમ કર." આ સાંભળી ગરાસીયાને

હસવું આવ્યું, તેને શેઠને લુંટવા ન હતાં. પણ પોતાથી શમશેર જોઈતી હતી તે લઈ ચાલતો થયો.

શમશેરથી વિજય પ્રાપ્ત થાય પણ ક્યારે! તેનાથી ખેલવામાં આવે ત્યારે? શેઠની જેમ કરે તો શમશેર બિચારી શું કરે?

ત્રણ લોકના નાથ અનંતજ્ઞાની પરમાત્માએ આગમો આપણા હાથમાં મૂક્યા, મોક્ષની નિસરણીરૂપ મનુષ્ય દેહ મળ્યો, સુંદર ધર્મ મળ્યો, પણ માત્ર પ્રાર્થના કર્યા કરીએ કે હે પ્રભુ! "તમારી જેમ મને મુક્તિ આપો મને અનંત સુખ આપો." તો કાર્ય કર્યા વિના મોક્ષ મળે? એમ કહેવા માત્રથી મોક્ષ નહીં મળે. પણ આ સાધનો દ્વારા કર્મશત્રુ સામે જંગ માંડવાનો છે. કર્મ કટકની સામે કેડ બાંધી યુદ્ધ વગર સાધ્યની સિદ્ધિ થવાની નથી. માટે સ્વાત્માના ધર્મને જાણો. આત્માનું શ્રેય કરવું છે કે રખડપટ્ટી ચાલુ રાખવી છે? રખડપટ્ટી બંધ કરવી હોય તો જે ભગવંતની આજ્ઞા તે જ ગુરૂની આજ્ઞા હોય. જે તે આજ્ઞાએ ચાલે તે જ તેના અનુયાયી બની શકે છે અનુયાયી બનવા માટે ભગવાનનું જ્ઞાન પ્રાપ્ત કરવું પડશે. પણ અનંત–જ્ઞાનનો ધણી એવો આ જીવ કર્મના પનારે પડી પોતાનું મૂળસ્વરૂપ ભૂલી ગયો છે. તેથી કિંમતી આત્મધનને પીછાણી શકતો નથી.

"હીરો પડયો રે મેદાનમાં, પેલો મૂરખ એનું મુલ્ય શું કરે....જી.
સંત ઝવેરી આવી મળે તો સદ્ગુરૂ સાન કરે,
હીરો ખો મા હાથથીરે, આવો અવસર પાછો નહિ મળે".

જ્ઞાની ભગવંત કહે છે કે મેદાનની વચમાં તેજસ્વી હીરો પડયો છે. પણ તેની કિંમત નહીં હોવાથી કંકર માની, પગ નીચે કચરીને જાય છે, પણ વાંકો વળીને લેતો નથી. કેમ લેતો નથી? હિરાની ઓળખાણ નથી. કિંમતની ખબર નથી. તેમ તમને ધર્મની કિંમત છે? ધર્મ પાર્શ્વમણી–ચિંતામણી, કલ્પવૃક્ષ અને કામધેનું છે. ધર્મથી બધું જ પ્રાપ્ત થાય છે. આવા મહામૂલા ધર્મની કિંમત સમજાય તો ધર્મ કરવામાં પ્રમાદ ન સેવાય. તમને આયુષ્યનો ભરોસો છે કે જેથી કહો છો કે હમણાં નહિ પછી ધર્મ કરીશું? હજુ તો ધર્મ કરવાને વાર છે. મૃત્યુ ક્યારે આવશે તે નક્કી નથી, તો પ્રમાદમાં ક્યાં સુધી પડયા રહેશો?

જાય બચપણ ને આવે જુવાની ઘડપણ પાછળ આવે,
સમય ને રાહ જોયાની પડી નથી જીવનપુરું થાયે,
માનવ ભવને જાણ્યો નહી મેં ખાલી હાથે જનાર,
જીવનમાં જોયો નહિ કાંઇ સાર.

આળસમાં દિવસો વીતી રહ્યા છે. ક્યારે કાળરાજા આવી ચડશે તેની ખબર નથી.

અચાનક મોઢું ફાટયું રહેશે ને હંસલો ઉડી જશે. અરે! અમુક ભાઈ ને હાર્ટફેઈલ થઈ ગયું તો એમ થાય કે હમણાં જ સાથે હતાં, સાથે ખાધું-પીધું-અને ઘડીમાં શું થયું ! ચાવી પુરી થાય એટલે ઘડીયાળ બંધ થઈ જશે. ટિકીટ પુરી થાય પછી આગળનાં સ્ટેશને ન જવાય, તેમ આયુષ્ય પુરું થાય પછી કાંઈ ચાલશે નહિ મૃત્યુદેવને કહેશો કે આ એકની એક દિકરીના લગ્ન છે, પતાવી દેવા દે, પછી આવજે. ના રે ના; તમારા સાંસારિક કામો ખુટે તેમ નથી. દિન પ્રતિ દિન દોઢા ને દોઢા કામ હોય છે. તેમાં ધાર્મિક અનુષ્ઠાનો કયારે કરશો ? ચોક્કસ દિશામાં પ્રગતિ કરો. નાના બાળકની જેમ પાટીમાં લીંટા કર્યે નહીં ચાલે. એકડો કરતાં શીખવું પડશે. સમ્યકત્વનો એકડો લાવવો છે ? હા, તો જીવનની દિશા બદલાવો. આવો અમૂલ્ય ભવ કયારે સાંપડશે ? માંડ હાથમાં આવ્યો છે. કયારે પુરો થશે તે જાણો છો ?

તમારી નજર સમક્ષ કેટલાને હાર્ટફેઈલ થાય છે ? કેટલા અકસ્માતમાં અને એકસીડન્ટમાં મરે છે ? હોસ્પીટલમાં કેટલા જીવોને અસહ્ય વેદનામાં પીડાતા જુઓ છો ? એ દશ્યને નિહાળતાં એમ થાય છે કે મારે આવા દિવસો જોવા ન પડે તે માટે મારા આત્માનું કાંઈક કરી લઉં. આત્મા અને દેહ ભિન્ન છે. દેહમાં દર્દ કયા કારણે ઉત્પન્ન થાય ? એનું મૂળ કારણ કર્મ છે. કારણ વિના કાર્ય ન હોય. અગ્નિ વિના ધુમ્ર હોતો નથી, પણ ધુમ્રથી જ અગ્નિનું અનુમાન થાય છે. તેમ રોગી, અપંગને જોતાં કર્મની વિચારણા કરો. કારણ કે બીજ વાવ્યા વગર ફળની પ્રાપ્તિ થતી નથી. મૂળિયાં આબાદ હશે તો ફળ પ્રાપ્ત થશે. તેમ સમકિતનું બીજ વાવ્યું હશે, ધર્મનું મૂળ આબાદ હશે તો મોક્ષ રૂપી ફળ પ્રાપ્ત થશે. સમકિતના બીજ વાવ્યાં હશે તો ઊર્ધ્વગતિ મળશે, અને પાપના બીજ વાવ્યા હશે તો અધોગતિ લલાટમાં લખાશે.

શ્રેણિક મહારાજા અને અભયકુમાર એ બન્ને એક વખત બેઠા છે. સુંદર સંવાદ ચાલી રહ્યો છે. તેમાં અભયકુમારને કહે છે, "આપણા નગરમાં ધર્મીજનો ઘણા વસે છે, અને અધર્મી તો ગણ્યાગાંઠયા (માંડ) હશે. એ સાંભળી અભયકુમારને મનમાં હસવું આવે છે અને વિચારે છે. અત્યારે સત્ય વાત રાજાને કહીશ તો માનશે નહિ, પણ અવસરે વાત.

એક વખત અભયકુમાર નગરની બહાર બે તંબુ બંધાવે છે. એક ધોળો અને બીજો કાળો. મોટા જબરજસ્ત તંબુ છે કે જેની અંદર લાખો માણસો બેસી શકે. પછી ગામમાં ઢંઢેરો પીટાવે છે કે, જે ધર્મી હોય તેમણે ધોળા તંબુ નીચે અને અધર્મી હોય તેમણે કાળા તંબુ નીચે આવીને બેસવું. અને જે ધર્મી હશે તેનું દાણ પણ માફ કરી દેવામાં આવશે. માણસો તો નગર બહાર જવા માંડયા. કોણ પોતાની જાતને અધર્મી માને ? કોણ કાળા તંબુ નીચે જાય ? ધોળા તંબુમાં ઘણા માણસો ભરાણા કે ઊભા રહેવા જેટલી પણ જગ્યા ન રહી. કાળા તંબુમાં ફક્ત ચાર માણસો જઈને બેઠા. અભયકુમારે તો શ્રેણિક રાજાને બતાવવા

માટે આમ કર્યું છે. એટલે બંને ત્યાં આવે છે. જોતાં જ શ્રેણિક મહારાજા બોલી ઊઠયા જો હું કહેતો હતો તે વાત સાચી છે ને કે આપણા નગરમાં ધર્મી ઘણા છે. અભયકુમાર કહે છે ચાલો, આપણે બધાને પૂછીએ કે તમે ધર્મ શું કરો છો?

બન્ને ધોળા તંબુમાં જાય છે. મહારાજા આવતાં સહુ ઉભા થઈ સન્માન કરે છે. મહારાજાને જય જય શબ્દ વડે વધાવે છે. મહારાજા એક કસાઇને પૂછે છે તેં શો ધર્મ કર્યો છે કે આ ધોળા તંબુમાં આવ્યો છે? કસાઈ કહે છે, હું તો કેટલો બધો ધર્મ કરૂં છું! ગાય, ભેંસ, ઘેટાં, બકરાં વગેરેને પાળીપોષી પછી તેની કતલ કરી જે જીવો માંસાહારી હોય છે, જેનું જીવન જ એના પર નભતું હોય છે એવા જીવોને માંસ પહોંચાડી એ લોકોની ક્ષુધાને શાંત કરૂં છું. જો એ લોકોને માંસ ખાવા ન મળે તો ભૂખે મરી જાય, માટે હું ખરેખર ધર્મી છું. રાજા કસાઈની વાત સાંભળી આગળ વધે છે. ત્યાં એક કલાલ તેમના જોવામાં આવ્યો. કલાલ એટલે દારૂ વેચનાર. તેને પૂછે છે. તે જવાબ આપે છે, હું દારૂના પીઠા કરી–દારૂ કાઢું છે. તેને પીનારા જીવોમાં તાજગી–સ્ફુર્તિ આવે છે. એટલે હું પણ મારો ધર્મ બજાવું છું. થોડા આગળ ચાલતાં એક વેશ્યા જોવામાં આવી. રાજાને થયું આ શો ધર્મ કરતી હશે? એટલે તેને પૂછે છે. "હું કેટલાય માણસોની વિષયની તલપને બુઝાવું છું. વળી મને કોઈ જ્ઞાતિ–જાતિ કે ઉંચનીચનો ભેદ નથી, જે કોઈ મારા દરવાજે આવે તેને સંતોષ પમાડું છું." એમ અનેકને પૂછે છે અને દરેકના જવાબો રાજા સાંભળે છે. કરિયાણાવાળા કહે છે અમે કરિયાણાની દરેક વસ્તુ ગામને પહોંચાડીએ છીએ.; ખેડૂત કહે છે અમે આખો દિવસ કાળી મજૂરી કરીએ છીએ. ખેતર ખેડીએ, બીજ વાવીએ. મોલ તૈયાર થતાં ખળામાં નાખી તૈયાર કરીએ અને દરેકને પહોંચાડીએ, કારણ કે આજે અન્ન પ્રાણ સમું છે, અમે દાણા ન આપીએ તો બધા કેમ જીવે? એમ સર્વેએ પોતાના ધંધામાં, પોતાની કાર્યવાહીમાં ધર્મ માન્યો. ત્યાંથી પછી કાળા તંબુમાં આવે છે. તેમાં ચાર જણામાંથી બે માણસોને તો અભયકુમાર ઓળખે છે. કે જેઓ ધર્મી છે એટલે પૂછે છે, "અરે તમે અહીં કેમ? ધોળામાં જગ્યા ન મળી?" અમે એ તંબુમાં ગયા જ નથી, અમે અમારી જાતને ધર્મી માનતા નથી, કારણ કે ભગવંતોએ જે રીતે ધર્મ બતાવ્યો છે તે રીતે તો અમે પૂરો કરી શકતા નથી. જે ભગવાને માર્ગ બતાવ્યો છે, રાહ ચીધ્યો છે એ માર્ગ પર બરાબર પૂર્ણ રીતે ચાલી શકતા નથી તો અમે ધર્મી કેવી રીતે? તમે તમારી જાતને કયાં મૂકો છો? તમે પૂરો ધર્મ કરી શકો છો? કે હિંસાકારી કામો કરી અસત્ય બોલી, અઢાર પાપ માંહેલું કોઈ પણ પાપ કરી ધર્મી મનાવો છો? "જન્મથી હું જૈન છું, ધર્મથી નથી, કર્મથી હું કોણ છું." એની ખબર નથી.

જૈન કુળમાં અવતાર પામ્યા તેથી શું તમે ધર્મી છો? ઘણા બહેનો સવા મહિનાના બાળકને લઈને આવે અને કહે, મહારાજ! આપનો શ્રાવક આવ્યો છે. પણ શ્રાવક કહેવાય કોને?

જેનામાં શ્રાવકના ૨૧ ગુણો હોય, જેણે શ્રાવકના બાર વ્રતો આદરેલા હોય, જે કરણી અને ક્રિયામાં બરાબર હોય તેને શ્રાવક કહેવાય. શ્રાવક શ્રદ્ધામાં કેવા દૃઢ હોય !

" દેવ અમારા શ્રી અરિહન્ત, ગુરૂ અમારા ગુણિયલ સંત "

સાચો શ્રાવક દેવ અરિહંતને માને. બીજાને માને નહિ. આજે તો ઘરમાં કુળ-દેવીના ફોટા રાખી તેની પૂજા કરે છે. ગોખલામાં લાકડાના ફળા મૂકી, શ્રીફળ મૂકી ધર્મ માને અને તેની પૂજા કરે. તેની જ આસ્થા રાખનારા હોય અને બહાર કહેવાય કે આ ધર્મના થાંભલા છે. સેક્રેટરી–પ્રમુખ–ઉપપ્રમુખ છે. પણ મિથ્યાત્વ હૃદયથી છોડયું નથી. જે ધર્મી છે તે શું માને ? અમારા દેવ અરિહંત છે. ગુરૂ નિર્ગ્રંથ અને ધર્મ કેવળી ભગવંતનો પ્રરૂપિત છે. બીજે કયાંય અમારૂં મસ્તક ન નમે. આજે મોટા ભાગના લોકો જન્મથી જૈન છે, પણ કર્મથી કોણ છે એની તેમને પણ ખબર નથી. તમને કોઈ પૂછે, તમે કયા ધર્મના છો ? તો ગર્વથી કહોને કે અમે જૈન છીએ. પણ જૈન કોણ ? જે રાગદ્વેષને જીતે તે જૈન. તમને આવો રૂડો ધર્મ મળ્યો પણ પ્રેકટીકલ જીવનમાં ન ઉતાર્યો. પેલા ચાર જણા કહે છે હજુ અમારા પ્રેકટીકલ જીવનમાં ધર્મ બરાબર ઉતર્યો નથી, જેથી અમે ધોળા તંબુમાં કેમ જઈ શકીએ ? તમે તો કરો થોડું અને બતાવો ઝાઝું. જેના જીવનમાં ધર્મ પરિણમ્યો, જેના હાડેહાડમાં ધર્મનો રંગ લાગ્યો એનું જીવન કેવું હોય ?

"સુખની સહેલી અકેલી ઉદાસીનતા, આધ્યાત્મ કી જનની હૈ અકેલી ઉદાસીનતા"

જેનામાં ધર્મ આવ્યો તે દરેક પદાર્થમાં ઉદાસીનતા બતાવે છે. પોતાની અપૂર્ણતા કબૂલે છે તેને વીતરાગ થવાની ભાવના છે, છતાં સંપૂર્ણપણે માર્ગ પાળી શકાતો નથી, તેમ અમે પ્રભુના માર્ગમાં પુરા વફાદાર નથી, તેમ પોતાની ભૂલ કબુલે છે.

અભયકુમાર શ્રેણિક મહારાજાને કહે છે સાહેબ ! આ લોકોનું ધ્યેય પૂર્ણ પદે પહોંચવાનું છે. પહોંચ્યા નથી તેનું દુઃખ છે. તેથી તેમનું દાણ માફ કરો. અને ધોળા તંબુમાં રહેલા બધા કેવા વેપારી છે ? કેવો ધંધો કરે છે ? છતાં કેટલો દંભ સેવે છે ! ઉપરથી વસ્ત્ર ધોળા પહેર્યા પણ અંદર મેશ જેવા કાળા છે. સૌએ પોતાના ધંધાને ધર્મ માની લીધો છે. પણ તેનાથી કેટલાં કાળાં કર્મ કરે છે તે જોતા નથી, માટે તેમનું દાણ માફ નહીં કરવાનું. ઘણા સેવાધારીનું બિરૂદ ધરાવે છે, સેવાના નામે સન્માન મળે તો લઈ લે છે. પણ ઘરમાં માબાપ ઘરડા હોય તો તેની સેવા કરતા તેમને શરમ આવે છે. છતાં ઉપરથી બોલે કે, હું સ્વયંસેવક છું. સેવાની મોટી મોટી વાતો કરે પણ કરવામાં મીંડું હોય તો શા કામનું ?

" ઔષધ તણાં નામો ઉચ્ચાર્યાથી જ દરદ દબાય ના,<br>
સેવા તણી વાતો કર્યાથી, સેવાના દુઃખ જાય ના....

કાગળ તણી હોડી વડે, સાગર કદી ઉતરાય ના,
ચીતરેલ મોટી આગથી, ભોજન કદી રંધાય ના.

સેવાની વાતો માત્ર કરવાથી દુઃખીઓના દુઃખ દૂર થતાં નથી. ચિતરેલી આગથી ભોજન ન બની શકે. કાગળની હોડીથી સાગર ન તરી શકાય. ઔષધના નામો ઉચ્ચારવાથી રોગ નાશ પામતો નથી. પાણી પાણી કરવાથી તૃષા છીપતી નથી. અને ભોજનની વાનગીઓ ગણવાથી ક્ષુધા શમતી નથી. એમ ધર્મી કહેવડાવવાથી ધર્મી બનાતું નથી. ધર્મમય આચરણ કરવું જોઈએ. તમારે ધર્મી કહેવડાવવું છે કે બનવું છે? પુણ્યયોગે જૈનદર્શન, મહાવીરનો ધર્મ, માનવનો જન્મ સહેજમાં હાથ આવ્યો છે. તેની કદર થાય છે કે ઘરનો દુધપાક દાળ બરાબર લાગે છે? ધર્મના સ્વરૂપને પામો તો આત્માનંદનો ઓર સ્વાદ આવશે. રોજ વ્યાખ્યાન સાંભળો, ઉપાશ્રયમાં આવો, એની કાંઈ અસર થાય છે? દુધપાકમાં પહેલેથી છેલ્લે સુધી તાવિથો ફરે પણ સ્વાદ ન માણે. તમે તેવા તો નથી ને? ધર્મને જીવનમાં ઉતારો. વીરવાણી સાંભળતા ઓતપ્રોત બની જાવ. આચાર્ય ભગવંતો કેવા ધર્મમાં લીન હોય? કેવા ગુણથી યુક્ત હોય? જે ગુણયુક્ત હોય છે તે જ ઉર્ધ્વગતિને પ્રાપ્ત કરી શકે છે, એકલા વેષની કે નામધારીની કોઈ કિંમત નથી. એક ગ્રંથમાં ગ્રંથકાર લખે છે કે પાંચમા આરામાં પાંચ પાંચડા આચાર્યના નામ ધરાવનારા, છ છગડા સાધુનાં નામ ધરાવનારા, સાત સાતડા સાધ્વીના નામ ધરાવનારા, આઠ આઠડા શ્રાવકના નામ ધરાવનારા, નવ નવડા શ્રાવિકા નામ ધરાવનાર નરકમાં જનારા છે.

તમે જાણતા હોય કે ફલાણાભાઈ દારૂ પીએ છે, છતાં ખરડામાં સારા પૈસા નોંધાવતા હોય તો શું કહો? આપણા શ્રાવક છે. આટલા હજાર રૂા. દાનમાં આપ્યા. એને શ્રાવક કહેવાય? જૈન દર્શનમાં નામધારીનું મહત્વ નથી, મહત્વ ગુણધારીનું છે કે જેની પાસે જતાં જીવ શાંતિ પામે.

"એ ચરણે પ્રાણી શાતા રે પામે, પાવે તે લીલ વિલાસ રે,
જન્મ જરા ને મરણ મીટાવે, નાવે ફરી ગર્ભાવાસ રે પ્રાણી....
સાધુજીને વંદણા નિતનિત કીજે, પ્રહ ઉગમતે સૂર રે પ્રાણી....

જેનું શરણુ સ્વીકારાય એના જેવા બનાય. મુનિ ભગવંતો પરમ ઉપકારી છે. તે કાંઈ પણ દામ ન માગે અને મોક્ષમાં પહોંચાડે છે. સંત પાસે જવાથી સંત પોતાના જેવા બનાવે છે.

"લોહા પારસ સ્પર્શસે, કંચન ભયો તલવાર,
તુલસી ઉસકા ના મીટા ધાર માર આકાર.

જ્ઞાન હથોડો હાથ લઈ, સદ્દગુરુ બને સુનાર,
તુલસી ઉસકે મીટ ગયા, ધાર માર આકાર."

તુલસીદાસજી કહે છે કે પારસમણીનાં સ્પર્શથી લોઢું સોનું થઇ જાય છે. પણ તમને કેમ અસર થતી નથી! કાં અમે પારસમણિ નહી અને કાં તમે કાટવાળા લોઢા જેવા! બીજું શું કહેવું? પારસના સ્પર્શથી લોઢાની તલવાર સોનાની બને છે. પણ ધાર-માર-આકાર બદલતી નથી. ધાતુ ફરી પણ સોનાની તલવાર મારવામાં આવે તો વાગેને? એટલે પારસ લોઢાનું સોનું જ કરે છે. ત્યારે સદ્દગુરૂ પોતાના જેવા બનાવે છે. જ્ઞાન હથોડો હાથ લઈ સદ્દગુરુ શું કરે? જ્ઞાન હથોડો હાથમાં લઈ ટીપી નાંખે, જેથી ધાર-માર-આકાર બધું ટીપીને શુદ્ધ લગડી સ્વરૂપ બનાવે છે.

(સદ્દાર્થ આચાર્ય મેઘનામના ઉદ્યાનમાં મણીદત્ત યક્ષાયતનમાં ઉતર્યા છે. માનવ મહેરામણ ઉમરાયો છે. વીરંગત કુમાર પણ આવ્યા છે. મેઘની ધારાએ દેશના શરૂ થાય છે. અહિંયા વીરવાણી સાંભળવા આવનારા કેટલા? અને સાંભળે કે ઇન્દિરા ગાંધી આવવાના છે ને પાંચ મીનીટ લેકચર આપશે તો કેટલા ભેગા થાય? તે પ્રેમની વાતો કરશે, આ દેશની વાતો કરશે, અત્યારે હિંદને શેની જરૂર છે ને શું કરવું જોઇએ વગેરે મંત્રણાઓ કરશે. ત્યારે વીરના પ્રતિનીધીઓ તમને શ્રેયસની વાત સંભળાવશે. આલોક અને પરલોક બન્નેની વાત કરશે તે સાંભળશો ને આચરણમાં મુકશો તો ભવભ્રમણ ટળી જશે. બાકી હિંસા કરે, જુઠું બોલે, ચોરી કરે, અબ્રહ્મ સેવે, દારૂ પીવે, ઈંડાં ખાય અને ધર્મ મનાવે તો એવા જીવો કયાં પટકાય? અધોગતિમાંને? જે જીવોએ વ્રત પ્રત્યાખ્યાન, તપ ત્યાગથી ધર્મ અપનાવ્યો છે તેનો બેડો પાર થઈ જાય છે. ધર્મ બીજ છે અને મોક્ષ ફળ છે. ધર્મ કરે ને મોક્ષ ન મળે એવું કેમ બને? કારણ આપે તો કાર્ય પાકે જ. આંબો, રાયણ આજે જ પાકે ને આજે જ ફળ આપે? ના. તેમાં ધીરજ જોઇએ. આંબો ૫ વર્ષે અને કેટલાક કહે છે કે રાયણ ૧૦૦ વર્ષે ફળે છે. તેમ ધર્મ ફળે છે અવશ્ય, પણ ધીરજ હોવી જોઇએ. કોઇ વાર ધર્મ તાત્કાલિક ફળ પણ આપે છે, જેમકે સોમીલે ગજસુકુમારના માથા પર સગડી મુકી, છતાં ક્રોધ ન કર્યો અને ક્ષમાધર્મને અપનાવ્યો તો શીતળીભુત થઈ ગયા, મોક્ષને પ્રાપ્ત કરી લીધો. તમારા જીવનને તપાસો. વીરવાણી સાંભળી બહાર નીકળોને પગપર કોઇનો જોડાવાળો પગ આવે તો શાંતિ રાખી શકશો? ધર્મ પામ્યા ત્યારે જ કહેવાય કે જે ગમે તેવા પ્રસંગમાં સમાધિ રાખી શકે. જીવનમાં ઉકળાટ ન થાય. ૫૦ હજાર કે લાખ રૂા. જાય તો પણ ભેદ વિજ્ઞાન કરે કે આમાં પણ મારું કર્મ કાર્ય કરી રહ્યું છે. એમાં સામા માણસનો શો વાંક? રૂપિયા ગયા ને લાભ ન થયો તે અંતરાય કર્મનું ફળ છે. રોગ આવ્યો તો વેદનીય કર્મનું ફળ. ગમે તે કર્મ ઉદયમાન થાય પણ તેમાં દ્વેષ ન કરે, તે ધર્મ પામ્યાનું ફળ છે. જીવનમાં સમતા, સંતોષ

સહિષ્ણુતા, તિતિક્ષા આવે, ત્યારે જ ધર્મ પરિણમ્યો કહેવાય. ધર્મનું ફળ મોક્ષ છે, ધર્મ અપનાવશો તો શાંતિથી રહી શકશો, નહિ તો એકના ઉકળાટે આખુ ઘર અશાંત બની જશે.

"દયા શાંતિ સમતા ક્ષમા સત્ય ત્યાગ વૈરાગ,
હોય મુમુક્ષુ ઘર વિષે એહ સદાય સુજાગ."

આ ૭ ગુણ જેનામાં હોય તે મુમુક્ષુ કહેવાય. અત્યારે ઘણા મુમુક્ષુ-મંડળો સ્થપાય છે પણ જેવા છે તેવા બહાર પડો પણ નામધારી નહિ. આ આચાર્ય દેવ યથાર્થ ગુણના ધારક છે, તેમની વાણીથી અનેક ભવ્યો આત્મ હિત સાધી શકે તેમ છે. વિશેષ અધિકાર અવસરે.

## વ્યાખ્યાન...૯૯

## કારતક સુદ ૯ ને બુધવાર તા. ૨૭-૧૦-૭૧

વિશ્વવંદ્ય ભગવાન મહાવીર દેવે જગતનાં જીવોને સિદ્ધાંતથી સમજાવ્યા. સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ, તેનું નામ સિદ્ધાંત. અહીં નિષધકુમારનો અધિકાર ચાલી રહ્યો છે. ભગવાન નેમનાથ સ્વામી તેમનો પૂર્વભવ કહી રહ્યા છે. સિદ્ધાર્થ આચાર્ય નગરીમાં પધાર્યા છે. માનવ મેદની ધર્મદેશના સાંભળવા જઈ રહી છે. અનેક શ્રીમંતો, શ્રેષ્ઠીઓ, સાર્થવાહો, ધર્મદેશના સાંભળવા આવે છે. તે દેશનામાં કર્મબંધ થાય એવી કોઈ વાત કરતા નથી. કર્મથી મુક્ત કરાવનાર એવા ધર્મની વાત કરી રહ્યા છે. માનવ જન્મ મળ્યો તેમાં ધર્મ કરો તો તમારું જીવન સફળ છે. જેમ વિશાળકાય હાથી દંતૂશળ વિના શોભતો નથી, ઘોડો સુંદર હોય પણ વેગવતી ચાલ વિના શોભતો નથી. ચંદ્ર વિના રજની શોભતી નથી, કમળ વિના સરોવર શોભતું નથી, વિનયગુણ વિના પુત્ર શોભતો નથી તેમ ધર્મ વિનાનું માનવજીવન પણ શોભતું નથી. જેમ મોટા રાજપંથને છોડીને ઘોર વનમાં પ્રવેશ કરનાર મનુષ્ય યા પ્રાણી દુઃખી થાય છે તેમ સંસારવનમાં પ્રવેશ કરતો જીવ ધર્મરૂપ રાજમાર્ગને છોડીને અધર્મરૂપી વિષમ માર્ગે પ્રયાણ કરે તો ત્યાં કેવળ દુઃખનાં તમરા બોલતાં સંભળાય છે. અશાંતિના ઓળા ઉભા થાય છે, ભયની ભૂતાવળ ખડી થાય છે. એ આત્માનું ભાન ભૂલી જાય છે અને રાગમાં બંધાઈ જાય છે. રાગની ખીણમાંથી બચાવનાર ધર્મ જ શ્રેષ્ઠ છે. ધર્મ આત્માને ઉંચે લઈ જનાર છે. અત્યારે કેટલાય નાસ્તિક અને અનાર્ય લોકો કહે છે કે, પુણ્ય, પાપ, સ્વર્ગ, નરક, ધર્મ-અધર્મ બધું હંબક છે. ચર્

એમને સાધુપુરૂષો કહે છે, ધર્મ એ હુંબક નથી પણ તમે જ હુંબક છો. કારણ કે તમે ધર્મને ખરેખર સમજતા નથી. અહીંથી જશો ત્યારે ધર્મ જ સાથે આવશે. ધર્મ સંસારના બંધન તોડનાર છે. શાશ્વત સુખ આપનાર છે. જેઓ ધર્મના વાસ્તવિક સ્વરૂપને સમજ્યા છે, ધર્મના રંગે રંગાયા છે, તેમને ધર્મ કરવાની જિજ્ઞાસા જાગે છે. ધર્મ કરવાની તમન્ના, ઝંખના અને કામના જાગે છે. અને તેઓ ધર્મ કરવા તત્પર બને છે. સમુદ્રમાં માછલાં, કાચબા, મોટા મગરમચ્છો વગેરે જળચર જીવો રહે છે, તેઓને જ્યારે હવા નથી મળતી ત્યારે એકદમ અકળાય છે, મુંઝાય છે, ગુંગળામણ થાય છે ત્યારે એકદમ સપાટી પર હવા લેવા આવે છે, એમ જેને સંસારની વિટંબણાઓ સમજાણી છે, સંસારના સુખો બિહામણાં લાગ્યા છે તેવા જીવોને ધર્મ કરવાની જિજ્ઞાસા જાગે છે. ધર્મ અંધકારમાંથી પ્રકાશમાં, અશાંતિમાંથી શાંતિમાં, અસત્યમાંથી સત્યમાં, મૃત્યુમાંથી અમરત્વમાં લઈ જાય છે. સિદ્ધાર્થ આચાર્યે ધર્મનો વ્યવસાય ખોલ્યો છે. ત્યાગીની દુકાને ત્યાગની જ વાતો હોય. જૈનધર્મ ત્યાગપ્રધાન છે, જે બીજી વાતો કરે, ભૌતિક પદાર્થો મેળવવાના રસ્તા બતાવે, તેને ભગવાને "पावसमणेत्ति वुच्चइ" પાપ શ્રમણ કહ્યા છે. સિદ્ધાર્થ આચાર્યના મુખારવિંદમાંથી જ્ઞાન ગંગા વહી રહી છે. જેવડું પાત્ર લાવશો તેટલું ભરાશે. ખોબો, પ્યાલો, ઘડો જેવડું પાત્ર હશે તેટલું પાણી મળશે. પણ પાત્ર ખાલી હશે તો ભરાશે, તેમ તમારૂં પાત્ર ખાલી લઈને આવશો તો ભરીને જશો. વીરવાણીનો ધોધ વહી રહયો છે. કેટલાક જીવો મિથ્યા-ત્વનું વમન કરી સમકિતી બને છે. કેટલાંક માર્ગાનુસારી બને છે. કેટલાક શ્રાવકના વ્રતો અંગિકાર કરે છે. અને કેટલાક સર્વે ભોગોપભોગના સાધનો, શ્રેષ્ઠ સામગ્રીઓ છોડીને પ્રભુના પંથે પ્રયાણ કરે છે. ગુરૂ ઉપકારી છે. ઈશ્વરનાં દેવાંશી દૂત છે. ગુરૂ હોકાયંત્ર સમાન છે. સત્ય માર્ગનું દર્શન કરાવનાર છે. ગુરૂ રસ્તો બતાવે છે. ચાલવાનું કામ પોતાનું છે, જેવો પુરૂષાર્થ થાય તેવું ફળ ઉપલબ્ધ થાય છે. માતા સુંદર મજાની વાનગીઓ બનાવી રસોઈ તૈયાર કરે છે, થાળીમાં પીરસી દે, મોઢામાં કોળીયો પણ મૂકી દે, પણ ચાવીને ગળા નીચે ઉતારવાનો પુરૂષાર્થ પોતાને જ કરવો પડે છે, એમ ગુરૂ માર્ગ બતાવે પણ ચાલવું કે ન ચાલવું તે પોતાના હાથમાં છે. આચાર્ય ભગવંત અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ વગેરે વ્રતોનાં ભાવો સમજાવે છે, પોતે જીવો અને જીવવા દો. દરેક જીવોનું થઈ શકે તો પોષણ કરો પણ શોષણ નહીં. જુઠું બોલે, તમને ઠગે તે નથી ગમતું તો તમે અસત્ય બોલો તે તો કોને ગમે? કોઈને નહિ, માટે સત્ય બોલો. બીજાને ઠગો નહીં. તમારો પુત્ર તમારા ખિસ્સામાંથી ૧૦ રૂા. લઈ ભાગી જાય તે તમને ગમતું નથી, તેને બોલાવી ખૂબ વઢો છો. "આવી ચોરી કરવાની આદત કયાંથી પડી?" એમ ગુસ્સે થઈને મારો પણ છો. પરંતુ તમે સરકારની ચોરી કેટલી કરો છો? કેટલું બે નંબરનું નાણું ભેગું કરો છો? નાણાં ભેગા કરવામાં કેટલા જીવોનાં લોહી પીવો છો? કેટલાંનાં મન આમણ દુમણા (વ્યગ્ર) બનાવો છો? કેટલા સાથે વેરઝેર વધારો છો? આ વિષે કદી વિચાર્યું છે?

તીજોરી તર કરી કેટલાં સાધનો વસાવો છો? એ સાધનો તમારી સાથે આવશે ખરા?

"બેડસ્ટેન્ડ, ખુરશી બેંકનાં વૈભવ બધા વિખુસી જશે,
કાં કાષ્ટમાં કે કબર પર બિસ્તર અધર તારા થશે;
વોરંટ વગડે આવશે અણુચિંતવ્યું યમરાજનું,
છે કાયદો કર્મરાજનો નથી રાજ પોપાબાઈનું."

જ્યારે મૃત્યુની સવારી આવી ચઢશે ત્યારે ફુલ જેવી મુલાયમ શૈયા, ફલાલનું આસન, આરામ દાયક ચેર, વિલાસવૈભવનાં અદ્યતન સાધનો, બેંકમાં પડેલા નાણાં બધુંય અહિં રહી જશે. આ દેહ કબરમાં દટાઈ જશે અથવા અગ્નિમાં બળી જશે. કદાચ આ સરકાર પાસે નિકાસ બંધી હોવા છતાં લાંચરૂશ્વત ચાલશે, પણ કર્મરાજાનો કાયદો અલગ છે. ત્યાં પોપાબાઈનું રાજ્ય ચાલે તેમ નથી. એટલે જેટલાં સાધનો વધાર્યા તેટલા જાળાં ઉભાં કર્યા. કરોળિયો જાળું બાંધી માને કે બસ હવે હું અમર બની ગયો. મારે કોઈનાં પગતળે કચરાવુ નહીં પડે. અને આ જાળામાં હું શાંતિથી રહી શકીશ, પણ દિવાળીનાં દિવસો આવે છે, ઘાટી ઝાડુ લઈ ફરી વળે છે. કરોળિયાનાં જાળા તૂટી જાય છે. તમે આવાં કેટલાં જાળાં બાંધ્યા છે? ક્યારે કાળરાજાનું ઝાડુ ફરી વળશે તેની ખબર છે? યાત્રામાં ગયા હતા ને મરી ગયા. ઉદ્‌ઘાટનમાં કાલે જ હતા અને આજે શું થયું? ફરવામાં થોડીવાર પહેલાં જ અમારી સાથે હતા અને હાર્ટફેલ થઈ ગયું, આવું બધું જુવો છો, સાંભળો છો, છતાંય ઘર, માલ, મિલ્કતનાં કેટલા જાળાં બાંધ્યા છે? ભોગ-ઉપભોગમાં કેટલા તલ્લીન બન્યા છો? પણ જાગ્રત થાઓ. કાળનું ઝાડું ફરશે તે ભેગા ખલાસ થઈ જશો. કેટલાને શ્મશાન ભેગા કરી આવ્યા? કેટલાને અગ્નિદાહ કર્યો? પાછા આવી માથે પાણી નાખ્યું કે બધું ભુલાઈ ગયું. શરીરને કેવા લાડ લડાવ્યા? ઇન્દ્રિયોને કેવી નચાવી? વૃત્તિઓને કેવી બહેલાવી? જેટલા દોડશો તેટલું વધુ હાંફવાનું છે. સાચું સુખ આત્મઘરમાં છે. પરઘરમાં કાંઈ નથી. છતાં જડભાવમાં કેટલો આનંદ આવે છે? પૈસો મળે તો સુખી, નહીં તો દુઃખી. ભૌતિક ધન મેળવવા જેટલો પ્રયત્ન કરો છો તેટલો પ્રયત્ન ધર્મધન મેળવવા કરો. કારણ કે અહીંથી જશો ત્યારે ધર્મરૂપી ધન તમારો સંગાથ કરશે.

"ધર્મ છે જીવનો એક સાચો સખા, અંતમાં સંગતે આવનારો,
ધર્મ કલાંતિ કરે, આત્મશાંતિ ભરે, મોક્ષને પંથ તે લઈ જનારો.
વસ્તુને સ્વરૂપમાં જે ધરી રાખતો, ધર્મ તેને કહે તત્વદર્શી,
આત્માનો ધર્મ તે પરમ આનંદ છે, જાણતા માણતા તે મહર્ષિ."

ધન મેળવવાની જે મમતા છે તે છોડો. સમતાનાં ઘરમાં આવો. જ્યાં સુધી

ક્ષણિક સુખોમાં શાંતિ, સમાધિ અને આનંદ માન્યો છે ત્યાં સુધી પરમાનંદની પ્રાપ્તિ નહીં થાય. કેટલાક જીવો શબ્દાનંદમાં મસ્ત બની રહ્યા છે. સુમધુર શબ્દો શ્રવણ ઇન્દ્રિયમાં પડે તો તે સાંભળવામાં આનંદ આવે. પોતાનું નામ સાંભળે તો આનંદ આવે. રોજ નામનું રટણ કરીએ છીએ. એની આસક્તિ એટલી વધી કે નામ સ્વરૂપ બની ગયા. અને આત્મ સ્વરૂપને ભૂલી ગયા. વિશ્વ આખુ નામ વધારવામાં પડયું છે. પેઢી પર, ચોપડા પર, વિઝીટીંગ કાર્ડ પર, દરેક વસ્તુપર પોતાનું નામ લખે. જેથી પોતાનાં નામનો મહિમા ગવાય છે. ૧૫૦૦૦ રૂા.નું દાન કર્યું તો ઉપાશ્રયમાં તકતી મુકાવે. ધર્મશાળા, પરબો બંધાવે તો પણ નામ. આ બધા પાટીયા-દાન કહેવાય. દાન આપીને નામના મેળવવાની કમાણી કરે. આટલી મિલ્કત આપી તેની જાહેરાત થાય તો ઠીક. પણ તારી મિલ્કત જ કયાં છે?

"આવ્યા નગન, જાવું નગન, કોનો છગન કોનો મગન."

એટલે જશો ત્યારે સાથે કાંઈ આવવાનું નથી. એટલે નામ ભૂંસતા શીખવાનું છે. આપણે આપણા નામને ભૂલી પ્રભુના નામ–સ્મરણનાં શબ્દાનંદનો આસ્વાદ લેતાં પરમાનંદની પ્રાપ્તિ કરવાની છે. શબ્દાનંદમાંથી શ્રદ્ધાનંદમાં જવાય છે. પ્રભુ–નામ–સ્મરણનો સતત જાપ કરવાથી આપણા હૈયામાં શ્રદ્ધાનો સુંદર દીપ પ્રગટે છે, તેનાથી અજ્ઞાનનાં અંધારા ઉલેચાય છે જીવ મિથ્યાત્વમાંથી સમ્યક્ત્વનો દીપ પ્રગટાવે છે. અનેક પ્રકારનાં ભયમાંથી મુક્ત બને છે એ આનંદ અનુભવાનંદ તરફ લઈ જાય છે. શ્રદ્ધાનાં મજબુત પાયા પર અનુભવની ઈમારત ચણાય છે. શ્રદ્ધાની જેટલી મજબુતી તેટલી અનુભવની પ્રતીતિ. અનુભવાનંદ શબ્દોથી વ્યક્ત કરી શકાતો નથી. મુખ પરની પ્રસન્નતાથી વ્યક્ત થાય છે. આ ત્રણ પછી જીવ પરમાનંદને પ્રાપ્ત કરે છે. પરમાનંદએજ પૂર્ણાનંદ છે. હીરા પરનું આવરણ ખસી જતાં તેજ પ્રસરે તેમ આત્મા પરથી અજ્ઞાનનું આવરણ ખસતાં આત્મા જ્ઞાનાનંદમાં મસ્ત બને છે, જે જ્ઞાનાનંદમાં મસ્ત બને તે પૂર્ણાનંદને પ્રાપ્ત કરી શકે છે. પૂર્ણાનંદ મેળવવા માટે જે ધર્મને શરણે જાય છે તે શાશ્વત સુખને વરે છે.

રોહિતક નગરીમાં આચાર્ય ભગવંત પધાર્યા છે. નગરજનો દેશના સાંભળવા જઈ રહ્યા છે. આ સાંભળીને લિરંગત કુમારને પણ જવાનું મન થાય છે. તરત જ ચાર ઘંટાવાળો અશ્વરથ મંગાવે છે. માતાનો લાડીલો, હૈયાનો હાર, પિતાને વલ્લભ ભાવિનો યુવરાજ રથમાં બેસીને મેઘ નામના ઉદ્યાનમાં આવે છે. અને સ્થવિર ભગવાનનો બોધ એકાગ્રચિત્તે સાંભળે છે. સાંભળતાં હૈયામાં આનંદની ઊર્મિ ઉછળી રહી છે. હર્ષોલ્લાસ–પૂર્વક સાંભળે છે. આચાર્ય ભગવંત કહે છે.

"एगोऽहं नत्थि मे कोइ" હું એકલો છું, મારૂં કોઈ નથી. શરીર પણ મારૂં નથી,

શરીર તો પુદ્ગલનો પિંડ છે. હું તો આત્મા છું. સિદ્ધની સમીપે બેસવાવાળો છું: પણ અત્યારે કયાં અટવાઇ પડયો છું? હિરાને વીટીમાં જડાય પણ કચરામાં રખડતો ન મૂકાય. આત્મા માટે સ્થિરતા પકડો. સ્થિર સ્થાન કયું છે? તે નક્કી કરો. ૮૪ લાખ જીવાયોનીમાં તમારા માટે એક પણ સ્થાન સ્થિર છે? સ્થિર સ્થાનને પ્રાપ્ત કરવા અને મૃત્યુંજય બનવા ધર્મ એક જડીબુટ્ટી છે. આવી તક મનુષ્યને જ સાંપડે છે. આ તકને ઝડપી લ્યો. નહિંતર પશ્ચાતાપ કરવાનો વખત આવશે. એક શેઠ લમણે હાથ દઈને બેઠા છે. શેઠાણી કહે છે, આમ બેસી શું રહ્યા છો? અત્યારે ઘરમાં તાવડી તડાકા કરે છે. હાંડલી રણકા કરે છે, ચારે ખૂણે ગોકળ આઠમ ફરી વળી છે, માટે ઉભા થાવ અને પરદેશ કમાવા જાવ. શેઠાણીએ ઢેબરાનું ભાતું બાંધી દીધું. શેઠ ભાતું લઈને ચાલ્યા. ચાલતાં ચાલતાં એક ઝુંપડી આવે છે. એમાં એક સંત બેઠા છે. શેઠ સંતના દર્શન કરે છે. સંતની મીઠી મધુરી વાણી સાંભળી શેઠને સંતની સેવા કરવાની ભાવના જાગી. એટલે સંતની સેવામાં રહી ગયા. એક મહિના સુધી સંતની ખૂબ સેવા કરે છે. આંગણું વાળીને સાફ કરે, ફળફૂલ લાવે, પાણી ભરે, સંતના ચરણ દાબે. આમ ખૂબ જ સેવા કરે છે. એક વખત સંતની તબિયત બગડે છે, તોપણ સુગ વગર સેવા કરે છે. આવી નિસ્વાર્થ સેવા જોઈ સંત પ્રસન્ન થાય છે. તેથી પૂછે છે તમે કયાં જવા નીકળ્યા છો? શું પ્રયોજને જઈ રહ્યા છો? શેઠ કહે છે પાપનાં ઉદયે ઘરની પરિસ્થિતિ બગડી છે, તેથી ધન કમાવવા જતો હતો. પણ આપને જોવાથી ખૂબ જ આનંદ થયો. તેથી અહીં આપની સેવામાં રોકાઇ ગયો. સંત કહે છે હું તારી સેવાથી ખુશ થયો છું. મારી પાસે આ એક કામકુંભ છે. ને બીજો કામકુંભ બનાવવાની વિદ્યા છે. આ કામકુંભ તારી બધી ઇચ્છા પૂરી કરશે. જે માગીશ તે તને મળશે. એટલે કામકુંભ જોઈએ તો તને આપું ને બનાવવાની વિદ્યા જોઇએ તો તે શીખવું. આ વિદ્યા પ્રાપ્ત કરવા ૧ મહિનો સુધી એકાંતર ઉપવાસ, પારણામાં ફળાહાર, અમુક કલાક ધ્યાન, અમુક હજાર જાપ વગેરે કરવું પડશે. શેઠ કહે છે, આવી બધી માથાકૂટમાં કયાં પડવું? એના કરતાં તો કામકુંભ આપો. સંત કહે છે તારે જે જોઇએ તે આપીશ, પણ વિદ્યા શીખીશ તો ૧૦૦૦ ઘડા બનાવી શકીશ. માટે વિચાર કર. પણ શેઠ કહે છે મારે તો કામકુંભ જ જોઇએ છે. તેમ તમારે પણ તૈયાર માલ જ જોઇએ ને? ધર્મ નથી કરવો પણ એનું ફળ જોઇએ છે ને? સંતે કામકુંભ આપી દીધો. તે લઈને ઘેર આવે છે. શેઠાણી તો રાહ જોઈને બેઠા છે. એટલે આવતાંની સાથે જ પૂછે છે શું લાવ્યા? શેઠ કહે છે ધીરી થા. ઘણું લાવ્યો છું, બોલો, તમારે શું જોઇએ? શેઠાણી સુંદર દાગીના અને સેલા માગે છે. કામકુંભ પર વસ્ત્ર ઢાંકી શેઠ માંગણી કરે તે હાજર થાય છે. શેઠાણી તો આ જોઈને રાજી રાજી થઈ ગયા. જમવા માટે જાત જાતની વાનગીઓ મળી. શેઠાણી મનમાં મલકાય છે, હવે તો રાંધવાની પંચાત મટી ગઈ. આ ઘરની રોનક બદલાઇ ગઇ. બધા આનંદથી

રહેવા લાગ્યા. દારિદ્ર દૂર થયું. દીકરો મોટો થયો છે. લગ્ન માટે સારૂં ઘર જોઇ સારી કન્યા ગોતી આવ્યા. વેવિશાળ થયું, લગ્નનો દિવસ આવ્યો પણ કાંઇ તૈયારી દેખાતી નથી. ઘણા સગાં–સ્નેહીજનોને જમવા માટે નોતર્યા છે. બધા આવે છે, પણ કયાંય ધુમાડાનું નામ નથી, કયાંય તૈયારી નથી દેખાતી. એમ બધાને થાય છે કે શેઠ શું જમાડશે? ત્યાં ટાઈમ થતાં સુંદર આસનો, થાળી, વાટકા ગોઠવાઈ ગયા. બધા જમવા બેઠા. જાત–જાતની વાનગીઓ આવવા લાગી. બધા ખાઈને ખુશ થઇ ગયા. માણસો પૂછે છે, ત્યારે શેઠ કહે છે, સંતની કૃપાથી આ કામકુંભ મળ્યો છે. શેઠે બધાનાં શોભા પ્રમાણે પહેરામણી કરી એટલે બધા કહે છે: આ બધું તો ઠયું પણ અમને દારૂ પીવાની ઈચ્છા થઈ છે તો ઉંચામાં ઉંચો ચંદ્રહાસ દારૂ પીવડાવો. શેઠ કહે છે ભલે! માગ્યો દારૂ અને દારૂની શીશીએ શીશીઓ મળવા લાગી. બધાએ ખૂબ દારૂ પીધો. સાથે શેઠે પણ ખૂબ પીધો અને મર્યાદા ઓળંગી ગયા. દારૂનાં નશામાં ગાંડા થઈ નાચવા લાગ્યા. શેઠ તો ખૂબ નાચે છે. વચ્ચે કામકુંભ પડયો છે. લીધો હાથમાં અને ખૂબ નાચે છે, એમાં હાથમાંથી કામકુંભ છટકયો અને ફુટી ગયો. કામકુંભના ચૂરેચૂરા થઈ ગયા. એ ભેગી બધી જ લીલા સમાપ્ત થઇ ગઇ. નશો ઉતર્યો. જોયું તો ઘડાની આ પરિસ્થિતિ અને હતા તેવા ને તેવા થઈ ગયા. સુખ સાહ્યબી કેવી હસ્તગત થઈ પણ દારૂનાં ગાંડપણમાં ગુમાવી દીધી. શેઠ કહે છે ઝટ ગુરૂ પાસે જાઉં ને બીજો કામકુંભ લઇ આવું. શેઠ ગુરૂ પાસે જાય છે. પણ ગુરૂદેવ કાળધર્મ પામી ગયા છે. આ જોતાં શેઠને પસ્તાવાનો પાર રહે? તમને પણ મનુષ્યભવ અને કામકુંભ સમાન ધર્મ મળ્યો છે. એની કિંમત સમજાય છે? ધર્મ પાસે શેઠની જેમ માંગવાનું અને ન માંગવાનું બધું માંગ્યું તો શી દશા થશે? ખરેખર તો અત્યારે કોઈને ધર્મ ગમતો જ નથી. એશઆરામ અને મોજ-શોખ પ્રિય લાગે છે. અત્યારે દારૂ પીનારા કેટલા? જુગાર રમનારા કેટલા? શિકાર ખેલનારા કેટલા? શિકાર જોઈને આનંદ માનનારા કેટલા? 'ઘણા' ૨૫૦ રૂા. ટીકિટનાં ખર્ચી સિંહનાં શિકાર જોવા જાય છે. ત્યાં એક જગ્યા પર બકરાને બાંધેલો હોય છે. પ્રેક્ષકો રાહ જુવે છે, હજી સિંહ ન આવ્યો! આ રૌદ્ર ધ્યાનના પરિણામ છે. સિંહ છલાંગ મારતો આવે છે. બકરાની સામે જુએ છે. ત્યારે એનો તરફડાટ કેવો હોય? કેવી રાડો પાડે? પણ બકરાને કોણ બચાવે? રૂપિયા આપીને પાપ કરે છે, પાપ બાંધીને હરખાય છે. પાપ કરવું, કરાવવું, અને અનુમોદવું તેમાં પણ કર્મ બંધાય છે. દેડકાનો જીવ જાય ને કાગડાને રમત થાય. તેમ બકરાનો જીવ જાય અને કાગડારૂપી જોનારા આનંદ પામે છે. જે મળ્યું છે તે પુણ્યોદયે મળ્યું છે. તે કયારે ચાલ્યું જશે તેની ખબર નથી. પેલા શેઠ, હતા તેવા દરિદ્ર બની ગયા. તમારી પણ આ માયા સંકેલાઈ જશે, પછી શું કરશો? માટે પ્રભુના નામનું સ્મરણ કરો.

गीर्वाण द्रुमधेनु कुम्भमणयस्तस्यांगणे रंगिणो,
देवादानव मानवाः सविनयं तस्मै हित ध्यायिनः
लक्ष्मीतस्य वशाऽवशेव गुणिनां ब्रह्माण्डसंस्थायिनी
श्रीचिन्तामणि पार्श्वनाथमनिशं संस्तौति यो ध्यायति ॥ कल्याणमंदिर ॥

જેના હૈયામાં શ્રી પાર્શ્વનાથ ભગવાન બિરાજે છે. જિનેશ્વરદેવની ભક્તિ માટે જેનાં ભાવો ઉછળી રહ્યા છે. પ્રભુ જેનાં અંતરમંદિરમાં વસ્યા છે જે પ્રભુનામ, જપ, ધ્યાનમાં મસ્ત છે તેનાં આંગણામાં કલ્પવૃક્ષ, કામધેનુ, કામકુંભ, ચિંતામણી રત્ન ઈત્યાદિ મહા મૂલ્યવાન પદાર્થો પ્રાપ્ત થાય છે.

દેવો, દાનવો, મનુષ્યો વિનયથી તેનાં હિતનું, કલ્યાણનું, સુખનું ચિંતવન કરે છે, ગુણવાન પુરૂષોને આ બ્રહ્માંડમાં પ્રાપ્ત થતી સમસ્ત લક્ષ્મી તેને વશ વર્તે છે. શ્રી ચિંતામણી પાર્શ્વનાથ ભગવાનનું અહર્નિશ રટણ કરવાથી મૂલ્યવાન વસ્તુઓ ઉપલબ્ધ થાય છે. ભગવાનનાં નામ સ્મરણ, સ્તુતિ–પ્રાર્થનામાં ભૌતિક વસ્તુની ખોટ નથી પણ જેને આધ્યાત્મિકતાની ઓળખાણ થઈ તેને આ બધા પદાર્થો તુચ્છ લાગે છે. કોડી ને કોહીનૂર, શંખલા ને હીરલા, પથ્થર અને પારસ સમાન કહી શકાય? ન કહી શકાય, છતાં એ પંચરંગી મેળવવા માટે આખી જીંદગી ન્યોછાવર કરી દો છો. પણ એ સાથે આવનાર નથી. જેણે હૃદયમંદિરમાં પ્રભુને પધરાવ્યા, જેનાં હૈયામાં ભગવાન બિરાજ્યા, તેનાં હાથે પાપ કેમ થાય? રાજા જાગ્રત બેઠા હોય ત્યાં ચોર કેમ પ્રવેશી શકે!

દર્શન અહો જીનેન્દ્ર માત્ર મનુષ્યને જો થાય છે,
તો સેંકડો દુઃખ ભય ભરેલાં સ્હેજમાં ટળી જાય છે,
ગોવાળ કિંવા સૂર્ય તેજસ્વી તણા દિઠા થકી,
પશુઓ મુકાયે સદ્ય જેવા નાસતા ચોરો થકી.

કોઈ ચોર ગાયોનું ધણ વાળીને જતો હોય, તેવામાં જો સૂર્યનો પ્રકાશ થાય અથવા તો ગોવાળને જુવે કે તરત જ ગાયોને મુકીને તે નાસી જાય છે. તેમ હે પ્રભુ! આપનું દર્શન માત્ર મનુષ્યને થાય તો સેંકડો દુઃખો સહજ વારમાં દૂર થઈ જાય છે. ભગવાનનું નામ સ્મરણ કરો તો કર્મરૂપી ચોર ભાગી જાય અને આત્મિક ધન પાછું મળે.

કારણ ભગવાનનું નામ જ લીધા જેવું છે. સૂર્યકાંત, ચંદ્રકાંત મણી, જલકાંત મણી પણ તેનું કાર્ય બતાવે છે તો મંત્ર શ્રદ્ધાપૂર્વક જપવાથી ફળે છે.

"લીધા જેવું તો મહાવીરનું નામ છે લઈ શકાય તો લે,
દીધા જેવું તો અભયદાન છે દઈ શકાય તો દે....જ્યાં."

દેવા જેવું અભયદાન અને લેવા જેવું મહાવીરનું નામ છે. આત્માને જાગ્રત કરો. લક્ષ્મી તો ચંચળ છે. પુણ્ય હશે ત્યાં સુધી રહેશે. પુણ્ય કયારે ખલાસ થશે તે ખબર છે?

એક ભાઈ એમની પત્નીને કહે છે, મારી એક વાત માન્ય રાખીશ? ત્યારે પત્ની કહે છે, એક શું ૫૦ વાત માન્ય રાખીશ. પણ ૫૧મી કહેશો તો તડાકો કરીશ. ભાઈ કહે સારૂં. પછી વાત કરે છે. આપણે ત્યાં મહેમાન જમવા આવવાનાં છે. તેણે સામે ચડી કહ્યું છે કે હું જમવા આવીશ. તો તેને તારી સંમતિ લઈને હા કહેવાય ને? પેલી કહે છે સારૂં. દિવસ નક્કી કર્યો. ભોજનની તૈયારી કરવા માંડી. પેલા ભાઈ સવારથી ઉઠીને કામ ચીંધવા લાગ્યા. એમ કરતાં ૫૦ વાત થઇ ગઈ. ને જ્યાં વાત કરી કે ખમણમાં વઘાર બરાબર કરજે. રાઇ તેલ મુકીને સુંદર બનાવજે. ત્યાં તો પત્નીએ કર્યો તડકો ને વિફરી બેઠી. "મેં કહ્યું હતું ને કે ૫૧ મી વાત કરશો નહીં", મહેમાન તો હજુ જમવા પણ આવ્યા નથી ને બાઈ વિફરી ગઇ. એમ તમારૂં આયુષ્ય ૭૫ વર્ષનું એમાં ૫૦ વર્ષ સુધી દૂધ-સાકર ને ચોખા જમ્યા ને ૫૧ મે વર્ષે પુણ્યે એવી લાત મારી કે દેવાળું કાઢવું પડ્યું. આબરૂ ગઈ. નાક કપાઈ ગયું. પછી શું થાય? પુણ્ય પરવારી ગયું. હવે નાહી નાખ. પેલી સ્રીની જેમ પુણ્ય કયારે તડાકો કરશે અને અધ વચ્ચે રઝળતા મુકી દેશે તે ખબર નથી. માટે ધર્મ કરો. ધ્યેય એક નિર્જરાનું રાખો. પુણ્ય તો તેની પાછળ આવવાનું જ છે. ધર્મનું આરાધન કરો. વિરંગતકુમારે ધર્મદેશના સાંભળી. તેમનો આત્મા જાગી ઉઠયો. આચાર્ય ભગવંતને વંદન નમસ્કાર કરીને કહે છે:-

सद्दामि निग्गंथं पावयाणं पत्तयामि णं भन्ते निग्गंथं पावयाणं, रोएमि णं भन्ते निग्गंथं पावयाणं एवमेयं भन्ते तहमेयं भन्ते से जहेयं तुब्भे वयह ।

હે ભગવાન! મને આપના પ્રવચનની શ્રદ્ધા થઇ છે. પ્રતીતિ થઇ છે. મારી રૂચિ જાગ્રત થઇ છે. પાળવાની રૂચિ થઈ જાય છે. એ માર્ગ અંગિકાર કરવા હું ઉભો થયો છું. મારા માતા પિતાની આજ્ઞા લઇને આવું છું. ભગવાન કહે છે "અહાસુહં દેવાણુ-પિયા" કુમાર જાય છે, રથમાં બેસીને ઘેર માતા પદ્માવતી ને પિતા મહાબલ બન્ને બેઠા છે. તેમને પગે લાગીને વિનયપૂર્વક કહે છે. ભગવાનનો માર્ગ મને રૂચ્યો છે. હું દિક્ષા લેવાને ઉદ્યમવંત થયો છું. પુત્રની વાત સાંભળી માતાને મૂર્છા આવી જાય છે. દાસીઓ પાણીનો છંટકાવ કરે છે. ચામર ઢાળે છે. વીંઝણાથી પવન નાખે છે, ત્યારે મૂર્છા વળે છે. આંખ-

માંથી પુત્ર-મોહનાં કારણે શ્રાવણ ભાદરવો વહે છે. માતાપિતા ઘણું સમજાવે છે, પણ પુત્રનાં પ્રશ્નવાક્યો છે. બોલ્યો ફરે એમ નથી. પુત્ર પણ મક્કમ છે. જેને સંસારની અસારતા સમજાઈ ગઈ, ગળફો આવ્યો પછી બહાર ફેંકવાનો જ રહ્યો. એમ સંસારી સુખો ગળફા જેવા જ છે. માટે તે ન જોઈએ, એમ કુમારને લાગ્યું. તેમનું મન ફરે તેમ નથી. મનથી સ્થિર છે.

વિચારો દૃઢ કર્યા પછી જ બોલે છે.

" मनस्वी कार्याणि न गणयत्ति दुःखं न च सुखम् "

. . મનનું ધાર્યું કરવાવાળા છે. દૃઢભાવ જાગ્યો છે. સંયમનાં રંગે રંગાયો છે. જેને મજીઠીયો રંગ લાગે તે ઉડે નહિ. કુમાર પ્રભુ પાસે આવ્યા ત્યારે ઠેવા હતા અને ઘેર ગયા ત્યારે શું લઈને ગયા ? તમે આવો ત્યારે ખાલી અને જાવ ત્યારે ભરીને જાવ છો કે ખાલી ને ખાલી ? તમારા ઘરવાળા પણ કહે કે આ તો ગમે તેટલું સાંભળે પણ પલળે એમ નથી: કાંઈ ચોટ લાગે છે ? ભગવાનનો માર્ગ અપનાવવા જેવો લાગે છે ? જેને વિષયો વિષ જેવા લાગે તે સંસારથી ભાગે પુન્ય છે ત્યાં સુધી સાહ્યબી લાગશે. પણ પુન્ય જશે ત્યારે બટકું રોટલો પણ નહીં મળે. તમને સંસાર અળખામણો લાગ્યો છે?

" અકળાવે આ સંસાર મને, પણ એની માયા ના છૂટે હાય !

કડવો લાગે કંસાર, છતાં ખાવાની લાલચ ના છૂટે ! !

જેને સંસારમાં અકળામણ લાગે, સંસારનાં સુખો કડવાં લાગે, તે વીતરાગનાં શરણે જાય. વીરંગતકુમારને સંસાર અસાર લાગ્યો છે માતાપિતાની આજ્ઞા માગે છે. હજુ પણ માતાપિતા શું કહેશે તે અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન નં. ૧૦૦

### કારતક સુદ ૧૦ ને ગુરૂવાર તા. ૨૮-૧૦-૭૧

અનંતજ્ઞાની ત્રૈલોકય પ્રકાશક, વિશ્વની વિરલ વિભૂતિ શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ સિદ્ધાંત દ્વારા સમજાવ્યું છે. સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનું નામ સિદ્ધાન્ત બારમા ઉપાંગ વન્હિદશામાં નિષધકુમારનો અધિકાર ચાલે છે.

સિદ્ધાર્થ આચાર્યની મંજુલવાણીથી વીરંગતકુમારનું હૈયું ધન્ય બન્યું. એમના જીવનમાં નવિન દૃષ્ટિ સાંપડી. આત્મોદ્ધારની ભાવના જાગી. સંસારની અસારતા જણાઈ અને

આત્માનંદની મસ્તી ઓળખાઇ. સંસાર દાવાનળથી પ્રજ્વલતો દેખાયો. સંસાર-સાગર પ્રબળ મોજાંઓથી ઘુઘવતો ભાસ્યો. ભવભ્રમણ કરાવનાર, જન્મ, જરા અને મૃત્યુના દુઃખ દેનાર સંસાર છે. એ સત્ય સમજણ ગુરૂએ આપી. ઉન્માર્ગેથી સન્માર્ગે લાવનાર ગુરૂ છે. પ્રેરણાના પિયુષ પાનાર, પરમપંથનો રાહ બતાવનાર, અઘુઘડના ઘડવૈયા અને અનેક જીવોના રખવૈયા ગુરૂદેવો છે.

"ગુરૂ વિના કો' નહિ મુક્તિ દાતા, ગુરૂ વિના કો નહિ માર્ગગંતા,
ગુરૂ વિના કો નહિ જાડય હર્તા, ગુરૂ વિના કો નહિ સૌખ્યકર્તા.

ગુરૂ મુક્તિમાર્ગને દેખાડનાર છે, અનેક જીવોની હતાશા અને નિરાશા ખંખેરી આશાનો દીપ પ્રગટાવનાર છે. અજ્ઞાનમાં અટવાતા જીવોમાં જ્ઞાનરૂપી પ્રેરણાનું બળ પૂરનાર છે. આત્માને અસત્યમાંથી સત્યમાં લઈ જનાર છે. ભૂલા પડેલા જીવોના ભોમિયા બની માર્ગ બતાવનાર ગુરૂ છે. એવા ગુરૂ દેવોનો ઉપકાર અસીમ છે.

વીરંગત કુમાર માતાને કહે છે. એવા સદ્ગુરૂ ભગવાનનો મને ભેટો થયો છે. હે માતા ! ગુરૂદેવની મેં દેશના સાંભળી, એ દિવ્ય વાણી મારા હાડોહાડમાં લાગી ગઈ છે. મારો આત્મા ધર્મના રંગથી રંગાઇ ગયો છે. સાંભળવા પૂરતું સાંભળ્યું નથી, પણ હૃદયથી સાંભળ્યું છે. એક કાનથી સાંભળી બીજા કાને કાઢી નાંખે તો વાણી સાંભળી નકામી છે.

ચીનના રાજા પાસે એક શીલ્પી આવે છે. તે ત્રણ કઠપુતળીઓ રાજાની સામે મૂકે છે. ત્રણેય પુતળી રંગ-રૂપ-ઘાટ ઉંચાઇ-નીચાઇ અને દેખાવમાં એક સરખી છે. પણ ત્રણેયની કિંમતમાં ફેર છે. એકની કિંમત લાખ રૂા. બીજીની સો રૂા, છે. ત્રીજીની કિંમત કોડીની છે. ચીનના રાજાને આ સાંભળી આશ્ચર્ય થયું. આમ કેમ ? હાથમાં લઈ તપાસ કરી પણ કાંઇ ફેરફાર જણાતો નથી. રાજાને એમ થાય છે. કે પુતળીની પરીક્ષા થતાં મારી પરીક્ષા થઇ જશે. ખૂબ વિચાર કરે છે. પણ કાંઈ ઉકેલ મળતો નથી. એટલે પ્રધાનની સામે દૃષ્ટિ કરી કહે

પેટમાં ઉતરી ગઈ. એને ઘણી હલાવી, છતાં કયાંયથી બહાર ન નીકળી, તેથી નિર્ણય કર્યો કે આ લાખ રૂા.ની છે. પ્રભાતે પ્રધાનજી દરબારમાં આવ્યા. રાજા કહે છે, કેમ પ્રધાનજી! શું કર્યું ? સાહેબ! ચાલો બતાવી દઉં. ત્રણે પુતળીને મૂકી સળી નાખીને બતાવે છે, અને ત્રણેયની કિંમત કરે છે. શિલ્પી અને રાજા બન્ને ખુશ થાય છે.

એમ કેટલાક જીવો વીતરાગની વાણી સાંભળવા આવે છે, પણ એક કાનેથી સાંભળી બીજા કાનેથી કાઢી નાખે છે. તેમની કિંમત કોડીની છે.

કેટલાક લોકો વાણી સાંભળે છે, પણ મોઢા સુધી રહે, પોતે સાંભળીને બીજાને કહી દે. બીજાને બરાબર સમજાવે, પણ પોતે જીવનમાં ઉતારી ન શકે. તે સો રૂા.ની કિંમતના છે. ત્રીજી પુતળીમાં સળી પેટમાં ગઈ પણ ગાયબ થઈ ગઈ, કયાંયથી નીકળી નહીં, એમ કેટલાક જીવો વાણી સાંભળી પ્રેક્ટીકલ જીવનમાં ઉતારે છે. એ લાખની કિંમતના છે.

વીરંગત કુમાર માતાનો લાડીલો નંદ છે. પિતાના કુળને શોભાવનાર, બત્રીશ રાજ-રમણીનો કંથ, માબાપનો, રાણીનો, શરીરનો મોહ છોડી સંયમ પંથ સ્વીકારવા તૈયાર થયો છે. માતા કહે છે, સંયમ લેવાની વાત કરવી સહેલ છે, પણ સંયમ પાળવો મુશ્કેલ છે. જીવન પર્યંત ન્હાવાનું નહિ, શણગાર સજવાના નહિં.

"નગ્નભાવ મુંડભાવ સહ અસ્નાનતા, અદંત ધોવન આદિ પરમ પ્રસિદ્ધ જો,
કેશ રોમ નખ કે અંગે શૃંગાર નહિ, દ્રવ્યભાવ સંયમમય નિર્ગ્રંથ સિદ્ધ જો....અપૂર્વ."

સાધુઓએ આ બધા આચાર પાળવાના હોય છે જેને દેહાધ્યાસ છુટી જાય છે તેને કપડાનો મોહ હોતો નથી. આમ પહેરૂં તો સારો લાગું, આવી જ જાતના વસ્ત્રો હોવા જોઈએ. એવો મોહ નથી એને તો જેવાં મળે તેવાં જીર્ણ-શીર્ણ, જુનાં-નવાં મુલાયમ કે ખરબચડા વસ્ત્ર ધારણ કરે છે. કપડાં પહેરે છતાં કપડાં પર પ્રેમ ન હોય, એને તો આત્મા ઉપર જ પ્રેમ છે. જે આત્મદેવને જ નમસ્કાર કરે છે.

સાધુએ કેશનો લોચ કરવાનો, હજામત કરવાની નહીં. અસ્ત્રો ફેરવવાનો નહીં. હાથથી વાળ ખેંચવાના, એ કામ કાંઈ સહેલું નથી. જેનો દેહભાવ છુટી ગયો છે, એવા પવિત્ર આત્માઓ કર્મ સામે ઝઝુમે છે.

"દેહભાવ ક્ષય હોય જ્યાં, અથવા હોય પ્રશાંત,
તે કહીએ જ્ઞાની દશા, બાકી કહીએ ભ્રાંત"

જેણે દેહ પરના મમત્વને મારી નાખ્યું છે અથવા દેહભાવને ઉપશમાવી દીધો છે, તે જ્ઞાની છે. બાકી જડ ચૈતન્યની ભિન્નતાની વાતો કરનારા વાચા-જ્ઞાનવાળા છે

સાચા સાધુ પુરૂષો અસ્નાન વ્રત લે છે. તમે એક દિવસ ન્હાયા ન હોય તો કેવું

આત્માનંદની મસ્તી ઓળખાઇ. સંસાર દાવાનળથી પ્રજ્વલતો દેખાયો. સંસાર-સાગર પ્રબળ મોજાંઓથી ઘુઘવતો ભાસ્યો. ભવભ્રમણ કરાવનાર, જન્મ, જરા અને મૃત્યુના દુઃખ દેનાર સંસાર છે. એ સત્ય સમજણ ગુરૂએ આપી. ઉન્માર્ગેથી સન્માર્ગે લાવનાર ગુરૂ છે. પ્રેરણાના પિયુષ પાનાર, પરમપંથનો રાહ બતાવનાર, અણુઘડના ઘડવૈયા અને અનેક જીવોના રખવૈયા ગુરૂદેવો છે.

" ગુરૂ વિના કો' નહિ મુક્તિ દાતા, ગુરૂ વિના કો નહિ માર્ગગંતા,
ગુરૂ વિના કો નહિ જાડય હર્તા, ગુરૂ વિના કો નહિ સૌખ્યકર્તા.

ગુરૂ મુક્તિમાર્ગને દેખાડનાર છે, અનેક જીવોની હતાશા અને નિરાશા ખંખેરી આશાનો દીપ પ્રગટાવનાર છે. અજ્ઞાનમાં અટવાતા જીવોમાં જ્ઞાનરૂપી પ્રેરણાનું બળ પૂરનાર છે. આત્માને અસત્યમાંથી સત્યમાં લઈ જનાર છે. ભૂલા પડેલા જીવોના ભોમિયા બની માર્ગ બતાવનાર ગુરૂ છે. એવા ગુરૂ દેવોનો ઉપકાર અસીમ છે.

વીરંગત કુમાર માતાને કહે છે. એવા સદ્ગુરૂ ભગવાનનો મને ભેટો થયો છે. હે માતા ! ગુરૂદેવની મેં દેશના સાંભળી, એ દિવ્ય વાણી મારા હાડોહાડમાં લાગી ગઈ છે. મારો આત્મા ધર્મના રંગથી રંગાઇ ગયો છે. સાંભળવા પૂરતું સાંભળ્યું નથી, પણ હૃદયથી સાંભળ્યું છે. એક કાનથી સાંભળી બીજા કાને કાઢી નાંખે તો વાણી સાંભળી નકામી છે.

ચીનના રાજા પાસે એક શીલ્પી આવે છે. તે ત્રણ કઠપુતળીઓ રાજાની સામે મૂકે છે. ત્રણેય પુતળી રંગ-રૂપ-ઘાટ ઉંચાઇ-નીચાઇ અને દેખાવમાં એક સરખી છે. પણ ત્રણેયની કિંમતમાં ફેર છે. એકની કિંમત લાખ રૂા. બીજીની સો રૂા, છે. ત્રીજીની કિંમત કોડીની છે. ચીનના રાજાને આ સાંભળી આશ્ચર્ય થયું. આમ કેમ ? હાથમાં લઈ તપાસ કરી પણ કાંઇ ફેરફાર જણાતો નથી. રાજાને એમ થાય છે. કે પુતળીની પરીક્ષા થતાં મારી પરીક્ષા થઇ જશે. ખૂબ વિચાર કરે છે. પણ કાંઈ ઉકેલ મળતો નથી. એટલે પ્રધાનની સામે દૃષ્ટિ કરી કહે છેઃ- પ્રધાનજી, આની કિંમત તમે આંકો. પ્રધાન વિચારે છે કે આ તો મારા માથે આવી પડયું ! કહે છે. ભલે, કાલે સવારે આનો ખુલાસો કરીશ. ઘેર જઈને પુતળીનું ચારે તરફ ફેરવીને નિરીક્ષણ કરે છે. તેમને એમ થાય છે કે પરીક્ષામાં સફળ નહીં થવાય તો રાજાની અને મારી બન્નેની આબરૂ જશે. પછી ખૂબ વિચારને અંતે એક સળી લઈ એક પુતળીના કાનમાં નાખે છે તો બીજા કાનેથી તે સળી સોંસરી નીકળી જાય છે. એટલે આ પુતળીની કિંમત કોડીની છે ! એમ નક્કી કરે છે. આ સાંભળી તમારી કિંમત તમારે કરવાની છે.

પછી સળી બીજી પુતળીના કાનમાં નાખી તો તે મોઢામાથી નીકળી ગઈ. આ ૧૦૦ રૂા.ની કીંમતની છે. એમ નક્કી કર્યું. પછી ત્રીજી પૂતળીના કાનમાં સળી નાખી તો કાનમાંથી સીધી

પેટમાં ઉતરી ગઈ. એને ઘણી હલાવી, છતાં કયાંયથી બહાર ન નીકળી, તેથી નિર્ણય કર્યો કે આ લાખ રૂા.ની છે. પ્રભાતે પ્રધાનજી દરબારમાં આવ્યા. રાજા કહે છે, કેમ પ્રધાનજી! શું કર્યું ? સાહેબ! ચાલો બતાવી દઉં. ત્રણે પુતળીને મૂકી સળી નાખીને બતાવે છે, અને ત્રણેયની કિંમત કરે છે. શિલ્પી અને રાજા બન્ને ખુશ થાય છે.

એમ કેટલાક જીવો વીતરાગની વાણી સાંભળવા આવે છે, પણ એક કાનેથી સાંભળી બીજા કાનેથી કાઢી નાખે છે. તેમની કિંમત કોડીની છે.

કેટલાક લોકો વાણી સાંભળે છે, પણ મોઢા સુધી રહે, પોતે સાંભળીને બીજાને કહી દે. બીજાને બરાબર સમજાવે, પણ પોતે જીવનમાં ઉતારી ન શકે. તે સો રૂા.ની કિંમતના છે. ત્રીજી પુતળીમાં સળી પેટમાં ગઈ પણ ગાયબ થઈ ગઈ, કયાંયથી નીકળી નહીં, એમ કેટલાક જીવો વાણી સાંભળી પ્રેકટીકલ જીવનમાં ઉતારે છે. એ લાખની કિંમતના છે.

વીરંગત કુમાર માતાનો લાડીલો નંદ છે. પિતાના કુળને શોભાવનાર, બત્રીશ રાજ-રમણીનો કંથ, માબાપનો, રાણીનો, શરીરનો મોહ છોડી સંયમ પંથ સ્વીકારવા તૈયાર થયો છે. માતા કહે છે, સંયમ લેવાની વાત કરવી સહેલ છે, પણ સંયમ પાળવો મુશ્કેલ છે. જીવન પર્યંત ન્હાવાનું નહિ, શણગાર સજવાના નહિં.

"નગ્નભાવ મુંડભાવ સહ અસ્નાનતા, અદંત ધોવન આદિ પરમ પ્રસિદ્ધ જો,
કેશ રોમ નખ કે અંગે શૃંગાર નહિ, દ્રવ્યભાવ સંયમમય નિર્ગ્રંથ સિદ્ધ જો....અપૂર્વ."

સાધુઓએ આ બધા આચાર પાળવાના હોય છે. જેને દેહાધ્યાસ છુટી જાય છે તેને કપડાનો મોહ હોતો નથી. આમ પહેરૂં તો સારો લાગું, આવી જ જાતના વસ્ત્રો હોવા જોઈએ. એનો મોહ નથી. એને તો જેવાં મળે તેવાં જીર્ણ-શીર્ણ, જુનાં-નવાં મુલાયમ કે ખરબચડા વસ્ત્ર ધારણ કરે છે. કપડાં પહેરે છતાં કપડાં પર પ્રેમ ન હોય, એને તો આત્મા ઉપર જ પ્રેમ છે. જે આત્મદેવને જ નમસ્કાર કરે છે.

સાધુએ કેશનો લોચ કરવાનો, હજામત કરવાની નહીં. અસ્ત્રો ફેરવવાનો નહીં. હાથથી વાળ ખેંચવાના, એ કામ કાંઈ સહેલું નથી. જેનો દેહભાવ છુટી ગયો છે, એવા પવિત્ર આત્માઓ કર્મ સામે ઝઝુમે છે.

"દેહભાવ ક્ષય હોય જ્યાં, અથવા હોય પ્રશાંત,
તે કહીએ જ્ઞાની દશા, બાકી કહીએ ભ્રાંત"

જેણે દેહ પરના મમત્વને મારી નાખ્યું છે. અથવા દેહભાવને ઉપશમાવી દીધો છે, તે જ્ઞાની છે. બાકી જડ ચૈતન્યની ભિન્નતાની વાતો કરનારા વાચા-જ્ઞાનવાળા છે

સાચા સાધુ પુરૂષો અસ્નાન વ્રત લે છે. તમે એક દિવસ ન્હાયા ન હોય તો કેવું

લાગે છે! સુગ ચડે ને? કંટાળો આવી જાય. મુખ પર સ્ફુર્તિ ન લાગે. જ્યારે સાધુને જીંદગી સુધી નહાવાનો વિકલ્પ પણ ન આવે. તમે બ્રશ કે દાતણ ન કર્યું હોય તો કેવું લાગે! જ્યારે ઘણાસાધુ, ૮–૧૦–૧૫ ઉપવાસકે માસખમણ કરે, છતાં કોગળો પણકરવાનો નહીં. જેને કોઈપણ જાતના શણગાર ધારણ કરવાના નથી. જે આખો દિવસ આત્મસાધના અને ક્રિયામાં તત્પર હોય. સવાર સાંજ બધા ઉપકરણોનું બરાબર પ્રતિલેખન કરે.

એક શિષ્ય પોતાના ગુરૂદેવને પૂછે છે. સવાર–સાંજ રજોહરણ અને પાતરાનું પડિલેહણ શા માટે કરવાનું? શું એમાં થોડા ઉંદર ભરાઈ જાય છે? ગુરૂ સમજ્યા કે ચેલાના ભાવ બદલાયા છે. સાધુને તો કેટલી યત્ના રાખવાની હોય. સાધુ દયા પાળવાના હિમાયતી હોય. અને આ શિષ્ય ના પાડે છે. ગુરૂ શિષ્ય વચ્ચે ચર્ચા થઇ રહી છે. ત્યાં ઉપરથી એક દેવ પસાર થઈ રહ્યા છે. તે આ શિષ્યની વાત સાંભળે છે. તે દેવ જૈન ધર્મ પર પ્રીતિવાળા છે. જૈનશાસનને વફાદાર છે. તેથી નાની નાની ઉંદરડી વિકુર્વી પાતરામાં મૂકી દે છે. શિષ્ય પાતરા લેવા જાય છે, ત્યાં ઉંદરડીઓ કુદી કુદીને બહાર પડે છે. તેથી શિષ્યને સમજાઈ જાય છે કે પડિલેહણ તો કરવું જ જોઈએ.

માળી જો છોડને બે ટાઈમ પાણી ન પાય તો છોડ કરમાઈ જાય છે. અને બગીચો વાળીને સાફ ન કરે તો પાંદડા વગેરે બધું ખરતું હોવાથી ઉદ્યાનને બદલે ઉકરડો બની જાય છે. એમ સાધુ સંયમ માર્ગમાં હોય તો તેણે ભગવંતોએ ફરમાવેલી બધી આજ્ઞાનું પાલન કરવું પડે છે. કોઈપણ જીવની હિંસા થાય તેવું એક પણ કાર્ય ન કરે. પોતાના આત્માની જેમ દરેક જીવોની રક્ષા કરે છે. સંસારી જીવ હિંસા વગર રહી શકતો નથી. ત્યારે સંયમી કોઈ પણ જીવની હિંસા કરી શકતો નથી, છકાયની રક્ષા કરવા વીરંગત કુમારનું હૈયું થનગની રહ્યું છે. ત્યારે માતા તેમને સંયમ જીવનની મુશ્કેલી બતાવે છે.

"બાવીસ પરિસહ જીતવા જી, કરવો ઉગ્ર વિહાર,
દોષ બેતાલીસ ટાળીને જી, લેવો સુઝતો આહાર,
ઘેર ઘેર ફરવું ગોચરી જી, સહેવો દુઃખ અપાર રે,
થે સુણ બાલુડા સંયમ મત લેજોજી, અમને છોડી નિરાધાર.

હે પુત્ર! સંયમ જીવનમાં બાવીસ પરિસહો જીતવાના છે. ખુલ્લા પગે વિહાર કરવાનો છે. લાંબો વિહાર કરીને ગયા પછી પણ ગૌચરી–પાણી માટે જવું પડશે. આહાર મળશે તો પાણી નહિ મળે, પાણી મળશે તો આહાર નહિ મળે. ઘણા ઘર ફરવા પડશે. ખુલ્લા પગે ચાલતાં કંકર–કંટક વાગે, તાપ ખૂબ લાગે, એ બધું સહન કરવાનું છે. કોઇ તિરસ્કાર કરે કે કોઈ સત્કાર કરે, તો પણ સમભાવ રાખવાનો છે. જેવો આહાર મળે તેવો ગ્રહણ કરવાનો, તે પણ બેંતાલીસ, સુડતાલીસ, છન્નું દોષ રહિત, એષણા ગવેષણા પૂર્વક લેવાનો. રાજા જેવા રાજા ચક્રવર્તી પદ છોડીને દીક્ષા લે, છતાં તેને ગૃહસ્થને ત્યાં પાત્ર ધરતાં

શરમ ન લાગે. રાજાના નોકરે પ્રથમ દીક્ષા લીધી હોય અને પછી રાજા લે, ત્યારે પ્રથમ દીક્ષા લેનારને નૂતન મુનિએ વંદન કરવાનું હોય છે.

"जयं चरे जयं चिट्ठे" કેમ ચાલવું. કેમ બેસવું વગેરે કહે ત્યારે એ મુનિ એમ ન કહે કે તું તો મારો નોકર ! મને કહેવાવાળો તું કોણ ? સૂયગડાંગસૂત્રમાં પણ કહ્યુ છે કે,

"जे यावि अणायगे सिया जे विय पेसग पेसए सिया ।
जे मोणपयं उवट्ठिए नो लज्जे समयं सया चरे ॥३॥ સૂ. અ. ૨. ઉ. ૨

ચાહે કોઈ ચક્રવર્તી રાજા હોય અને એના નોકરના પણ નોકરે પ્રથમ ચારિત્ર અંગીકાર કર્યું છે. તે દાસનો દાસ હોય તો પણ તેને વંદના કરતાં નાના સાધુ લજ્જા ન પામે. દીક્ષા લીધા પછી જાતિ-જ્ઞાતિ, ગામ-ઠામ ભૂલાઈ જાય છે. ત્યાં વર્ણભેદ હોતા નથી. ઉંચ નીચ કુલનો પણ ભેદ નથી. હે પુત્ર !સાધુ જીવનમાં સંસારી-સગપણો છોડવાના છે. અનેક કષ્ટોનો સામનો કરવાનો છે. તારૂં શરીર પુષ્પ જેવું કોમલ છે. તું સંયમ કઈ રીતે પાળી શકીશ ! સંયમના સમરાંગણમાં તો રણધીર અને રણવીર બનીને પડવાનું છે. પાછી પાની કરવાની નહિ. અને પીઠ બતાવવાની નહિં. તારા જેવા સુકુમાર માટે એ પંથ નથી, શૂરવીરો માટે છે. ત્યારે પુત્ર કહે છે. હે માતા ! તું જે કહે છે એના કરતાં પણ અનેક ગણા દુઃખો મેં અનેક જન્મોમાં સહન કર્યા છે. ત્યાં સંયમના સંકટો શા વિસાતમાં ?

"નરક નિગોદમાં ભમીયો, પરમાધામીના મારને ખમીયો,
તિર્યંચના દુઃખમાં વસીયો, ભવોની વાટમાં ભમીયો,
જન્મ-મરણ ભૂલું, ચારિત્ર ચોકે ઝુલું, જાગ્યો છે આતમરામ,
જાવું છે શાશ્વત ધામ, થોભાવું ના જરી"

હે માતા ! આ શરીરને તું સુકોમળ કહે છે. સુખમાં ઉછરેલું કહે છે, કદી કોઈનો તુંકારો ખાધો નથી. બોજો ઉપાડ્યો નથી એમ કહે છે, પણ હે માતા ! નરક ગતિમાં મેં કેવાં દુઃખો સહ્યાં છે. એ તો એક મારો આત્મા અને બીજા ત્રિકાળજ્ઞાની પરમાત્મા જ જાણે છે. નરકમાં કેવી વેદના ? ત્યાંની અગ્નિ પણ કેવી તીવ્ર ? કે જેની વાત કરતાં મારૂં હૈયું કમકમી ઉઠે છે.

જેમ જીવિત માછલીને કોઈ અનાર્ય પુરૂષ આગની પાસે રાખે. અથવા આગમાં જ નાખી દે તો તે ખૂબ સંતપ્ત બની જાય છે, આકુળવ્યાકુળ થઈ જાય છે, છતાં ત્યાંથી અન્યત્ર જઈ શકતી નથી. તેમ પરમાધામી દેવ ચારેય દિશામાં ચાર પ્રકારની અગ્નિ જલાવી વચ્ચે નારકીને રાખે છે. તેમાં અસહ્ય દુઃખ સહેતાં પણ નારકીનાં જીવને ત્યાં જ રહેવું પડે છે. પરમાધામી દેવો નારકીના જીવોને ધગધગતું ધોંસરૂં નાંખી રથે

જોડે છે. અંદર પોતે બેસે છે, ગોખરૂના કાંટા પર ચલાવે છે. અંદર પોતાનું વજન વધારતાં જાય છે. ભાલાની અણીથી મારે છે, મર્મસ્થાનને ભેદે છે. નારકીઓ ભારથી નમી પડતાં હોવાથી ચાલી શકતા નથી. તો રોઝડાની માફક મારી મારી નીચે પછાડે છે. આવા અનેક પ્રકારનાં દુઃખો એક-બે દિવસ નહિ પણ ઓછામાં ઓછા ૧૦ હજાર વર્ષ સુધી તો ખમવા જ પડે છે.

આટલું સહન કરીને તિર્યંચના ભવમાં આવે તો ત્યાં પણ અનેક પ્રકારનાં દુઃખો આ જીવ સહન કરે છે. તરસ લાગે તો પાણી પીવા નથી મળતું. આ જીવે અનેક ભવોમાં જુદા જુદા રૂપો લઈ અનંતા દુઃખો સહન કર્યા છે. તો હે માતા! હવે મારે દુઃખોમાંથી મુક્તિ મેળવવા સંયમ માર્ગે જ જવું છે. વળી આપ કહો છો કે આટલી ઋદ્ધિ-સમૃદ્ધિ ત્યાગીને તું શા માટે ઉપાધિ વહોરવા જાય છે. તો હે માતા! સંસાર એ લુંટારાનું કેન્દ્રસ્થાન છે. જ્યાં રાગ-દ્વેષ-મોહના લુંટારા આત્મધન લૂંટી રહ્યા છે. કષાયાદિ ધૂર્તો મારી જીવન સંપત્તિ હરી રહ્યા છે. વિષય-લાલસાની વિષ-વેલડીઓ જીવન બાગને વેરાન બનાવી રહી છે. શરીર તો ફુલની જેમ કરમાઈ જનારૂં છે. લક્ષ્મી વિદ્યુત જેવી છે. વૈભવો સંધ્યાની લાલી જેવા છે. આયુષ્ય અલ્પ છે. તો શેમાં રાચવું? માતા, પુત્રનો દઢ વૈરાગ્ય જોઈ ઠાઠ માઠથી અને ધામધૂમથી દીક્ષા-ઉત્સવ કરે છે. સંયમ માર્ગ લીધો એટલે ફક્ત વેશપરિવર્તન નહિ પણ ક્રોધમુંડે માન મુંડે માયામુંડે, લોભ મુંડે. ક્રોધ-માન -માયા-લોભ બધા વિભાવ ભાવને મુંડવાના છે. એક મસ્તકનું મુંડન જ નહિ ચાલે. વેશ તો રક્ષણ કરનાર છે. પણ સંયમ અંદરની ચીજ છે. મન સંયમી વચણ સંયમી કાયસંયમી અષ્ટ પ્રવચન માતાનું પાલન કરનાર સાધુ યત્નાપૂર્વક દરેક કાર્યો કરે, જેથી પાપ કર્મ બંધાતા નથી.

"अजयं चरमाणो य पाणभूयाइ हिंसई ।
बंधइ पावयं कम्मं, तं से होइ कडुय फलं ॥ દશ. અ. ૪ ગા.૧

અયત્નાથી ચાલતાં, ખાતાં, ઉઠતાં, બેસતાં અનેક ત્રસ-સ્થાવર જીવોની હિંસા થાય છે. તેથી પાપ કર્મ બંધાય છે. તે પાપકર્મના કટુફળ જીવને ભોગવવા પડે છે, તેથી સાધુની દરેક ચર્યા યત્ના પૂર્વક હોય છે.

અર્હન્નક મુનિ એક ગામથી બીજે ગામ વિહાર કરી રહ્યા છે. વચ્ચે ગંગા નદી આવે છે. બીજો કોઈ માર્ગ નથી. પગે ઉતરી જવાય તેમ નથી. નાવમાં બે વાની જરૂર પડે છે. નાવમાં પણ પૈસા આપીને ન બેસાય મૂલ્ય વિના બેસાડે તોજ બેસાય. નાવિકની રજા થઈ બેઠા નાવ મધ્યમાં પહોંચ્યું ત્યાં દેવનો ઉપસર્ગ આવ્યો. નાવ હાલક-ડોલક થવા લાગ્યું. આમથી તેમ ફંગોળાય છે. અંદર બેઠેલાના જીવ ઉંચા થઇ જાય છે. શું

કરવું તે સમજાતું નથી. ત્યાં તો એકદમ અવાજ આવે છે હે મુનિ ! તારો ધર્મ છોડી દે. નહિતર તને મારી નાખીશ મુનિ જરા પણ ડગતા નથી. એટલે ઉપાડીને ઉંચે ઉછાળે છે. અને ત્રિશુળની તિક્ષ્ણ ધાર પર ઝીલે છે. ભાલે ઝીલાતી વખતે પણ મહાનુભાવતા ઝળકી ઉઠે છે. ત્રિશુળ વાંસામાંથી પેટમાં સોંસરૂં નીકળે છે. લોહીની ધાર થાય છે. તેના ટીપાં પાણીમાં પડતાં મુનિ જુએ છે. એના હૈયામાં કરૂણાનો સ્રોત વહે છે. અરેરે! આ મારા લોહીના ટીપાંથી પાણીના કેટલા જીવોની હિંસા થાય છે! જેમ જેમ ટીપાં પડે છે તેમ તેમ મિચ્છામિ દુક્કડં લે છે. પાપભીરૂ બોલવામાં જ કામ લાગે તેમ નથી. મુનિને કેટલી દયા છે! માત્ર પાપથી ડરૂં છું એમ બોલનારની બોર જેટલીયે કિંમત નથી. ટાઈમ આવ્યે વિરાધનાથી બચવાનો પ્રયત્ન કરવાનો છે. વધનો પરિસહ છતાં ડગતાં નથી. દેવે જોયું કે તેઓ બરાબર સ્થિર છે, એના હૈયામાં કેવી કરૂણા રમી રહી છે. પાપના ડરથી આત્મા ઓતપ્રોત છે. દેવે તરત પોતાની માયા સંકેલી લીધી ને વહાણમાં મૂકી દીધાં. પછી શિઘ્રતાથી કાને કુંડળ, માથે મુગટ ધારણ કરી મુનિના પગમાં પડી દેવ ક્ષમા માગે છે, હે મુનિ! આપને ધન્ય છે, જેનો દેહાધ્યાસ છૂટયો હોય તે આવી ક્ષમા ધારણ કરી શકે છે. જે આત્માના સ્વરૂપને જ જોવાવાળા હોય છે. "जे एगं जाणई से सव्वं जाणइ" જે એક આત્માને જાણે છે તે લોકાલોકને હસ્તની રેખા જેમ જોઈ શકે છે. વીરંગતકુમાર દીક્ષા લઈને અગિયાર અંગનો અભ્યાસ કરે છે. કારણ કે જ્ઞાન વિના જીવ-અજીવાદિ નવ પદાર્થનું જાણપણું થતું નથી. જાણપણું ન હોય તો દયા કયાથી પળાય? જ્ઞાનની પ્રથમ જરૂર છે,

नाणं च दंसणं चेव चरितं च तवो तहा।
एस मग्गुति पन्नत्तो जिणेहिं वरदंसिहिं ॥

જ્ઞાન-દર્શન-ચારિત્ર તપ અનુક્રમે છે. તપથી આત્માનો મેલ ધોવાય છે. તપ એકાંત નિર્જરા માટે જ કરવાનો છે. શરીર પાસેથી કામ લો. સુતાર કે દરજી તમારે ત્યાં કામે આવે ને બેઠા બેઠા બીડી ફુંકે, ચા પીએ ને કામ ન કરે તો તમે એને ૧૦-૧૨ રૂા. રોજના આપશો? તમને કામ ગમે છે કે ધામ? "ધામ" તો આ શરીર પાસેથી પણ કામ લેવાનું છે. તપ દ્વારા શરીર પાસેથી કામ લો.

આ શરીર દુર્બલ થઈ જશે, માટે તપ, જપ, વ્રત આદિ નહિ કરો તો શું કરશો? આ દેહ તો સડણ-પડણ અને વિધ્વંસણ સ્વભાવ વાળો છે. માટે કાયાને આત્માના લક્ષ્યે કષ્ટ આપો. ઘણા માણસો કસરત કરવા જાય છે ત્યાં હોંશે હોંશે દંડ કરે અને અહિં વંદણા કરતાં પણ પગ દુઃખવા આવે.

वन्दणएणं भन्ते ! जीवे किं जणयइ ? वन्दणएण नीयागोयं कम्मं खवेइ। उच्चा गोयं कम्म निबन्धइ । सोहग्गं च णं अपडिहयं आणाफलं निवत्तेइ । दाहिण भावं च णं जणयइ ॥

વંદણા કરવાથી નીચ ગોત્ર કર્મ ખપે છે. ઉચ્ચ ગોત્ર કર્મ બંધાય છે. સૌભાગ્ય નામકર્મ અને અપ્રતિહત આજ્ઞા ફલ પ્રાપ્ત કરે છે. અને દાક્ષિણ્ય ભાવ પ્રાપ્ત કરે છે.

શરીરને હૃષ્ટ-પુષ્ટ બનાવવા રાત-દિવસ પણ ન જુએ. ભક્ષ્ય-અ ભક્ષ્ય પણ ન જુએ જ્યારે ત્યારે ને જે તે ખાધા કરે. પણ શરીરને તો છોડવાનું જ છે. સ્વાધીનતા એ તપ કરો. વીરંગત મુનિ અગિયારી અંગનો અભ્યાસ કરી તપ કાર્યમાં જોડાય છે. કર્મની ભેખડો તપ વિના ઉડતી નથી.

" तयणं से वीरंगए अणगारे चउत्थ जाव अप्पाणं भावेमाणे वहुपडि पुन्नाइं पणयालीस वासाइ सामन्न परियागं पाउणित्ता दोमासिय ए संलेहणाए संलेहणाए अत्ताणं झूसिता सवीसं भत्तसयं अणसणाए छेदित्ता आलोइयं पडिकंते समाहिपत्ते कालमासे कालं किच्चा बंभलोए कप्पे मणोरमे विमाणे देवताए उववन्ने "

તેમણે તપ કરી, કાયાને કચરી નાખી, શરીરને સૂકવી નાંખ્યું અને આખરે બે મહિનાનો સંથારો કરે છે. સંથારો દેહાધ્યાસ છૂટે તો કરી શકાય.

" છુટે દેહાધ્યાસ તો નહિ કર્તા તું કર્મ,

નહિ ભોક્તા તું તેહનો એજ ધર્મનો મર્મ."

કર્મનો કર્તા અને ભોક્તા તુંજ છે. માટે કર્મની શૃંખલામાંથી મુક્ત થવા તપ-ધર્મનું આરાધન કરો. ૪૫ વર્ષની પ્રવજ્યા પાળી વીરંગત મુનિ પાંચમાં બ્રહ્મ દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયાં. ત્યાં ૧૦ સાગરોપમની સ્થિતિ પૂરી કરીને.

" आउखएणं भवखएणं ठिइखएण "

આયુનો ક્ષય કરી, ભવનો ક્ષય કરી, સ્થિતિનો ક્ષય કરીને દ્વારિકા નગરીમાં રાજા બલદેવની પત્ની રેવતીની કુક્ષીમાં પુત્રપણે ઉત્પન્ન થયા. રેવતીદેવીને સિંહનું સ્વપ્ન લાધ્યું. પછી લાડકોડથી મોટા થાય છે. અને ૫૦ કન્યાના સ્વામી બને છે તે નિષધકુમારની વાત આપણે પહેલા કહી ગયા. તેઓ બાર વ્રત નેમનાથ ભગવાન પાસે અંગીકાર કરે છે. પૂર્વભવમાં સારી આરાધના કરી છે. તેથી અત્યારે સર્વજનોને પ્રિય લાગે છે. સાધુજનોને પણ પ્રિય છે. વરદત્ત નામના ગણધર આ પ્રમાણે વાત સાંભળે છે. ત્યારે પૂછે છે. તે નિષધકુમાર દિક્ષા લેશે ? ભગવંત કહે છે હન્તા ! હા, તે દીક્ષા લેશે. તિર્થંકર દેવ તેના જ્ઞાનમાં બધું જુએ છે પણ જીવની લાયકાત પ્રમાણે જ વ્રત પ્રત્યાખ્યાન કરાવે છે ત્યાર પછી ભગવાન નેમનાથ વિહાર કરી, ગ્રામાનુગ્રામ વિચરે છે. અને નિષધકુમાર બારવ્રતનું પાલન કરતાં જીવાદિક નવ પદાર્થને જાણતાં પોતાનો સંસાર-વ્યવહાર ચલાવે છે. વિશેષ અધિકાર અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં...૧૦૧

### કારતક સુદ ૧૧ શુક્રવાર તા. ૨૯-૧૦-૭૧

પડતી વૃત્તિને સ્થિર કરનાર, વાત્સલ્યના ઝરણાં વહેવડાવનાર ભગવાને સિદ્ધાંતથી સમજાવ્યા. સિદ્ધાંત એટલે ત્રણેય કાળે સિદ્ધ થયેલી વસ્તુ હોય તેનું નામ સિદ્ધાંત. નિષધકુમાર જેમણે ભગવાન નેમનાથ પ્રભુની વાણી હૈયાની ગાગરમાં ઝીલી છે, જેના અંતરનાં તાર ઝણઝણી રહ્યા છે. જેનો આત્મા મોક્ષના સુખો મેળવવા થનગની રહ્યો છે. જેણે શ્રાવકના બાર વ્રતો અંગીકાર કર્યા છે. તે ભગવાન નેમનાથ પ્રભુના શ્રમણોપાસક બન્યા છે. ત્યારપછી ભગવાન વિહાર કરી ગયા.

" મેરૂ અચળ જેમ અંતર્યામી પણ ન રહે સ્વામી એકણ ઠામી "

જેમ મેરૂ પર્વત અચલ, અડોલ અને સ્થિર છે તેમ ભગવાન પોતાના આત્મ સ્વરૂપમાં સ્થિર હતા. હિમાલય જેવા શીતળ હતા. યથાખ્યાત ચારિત્રવાન અને અકષાયી હતા. જે જીવો એમની સમીપે આવતાં તે શીતળ બની જતાં. એવા અંતર્યામી તિર્થંકર દેવ પણ એકગામથી બીજે ગામ, એકનગરથી બીજે નગર પોતાના આત્માને સંયમ, તપ વડે ભાવિત કરતાં સુખે સુખે વિહાર કરે છે. કલ્પાતિત પુરૂષ છે, કેવળજ્ઞાની અને કેવળદર્શની છે. છતાં વ્યવહાર માર્ગ છોડતા નથી. જેમ હિમાલયમાંથી વહેતી ગંગા જ્યાં જ્યાંથી પસાર થાય છે, ત્યાંના કિનારાની ધરતી લીલીછમ બનાવે છે. અનેક ગામના તૃષાતુરોની તૃષા છીપાવે છે. દરેકને શાંતિ અને શીતલતાનું પ્રદાન કરે છે. એમ ભગવાન વીરની વાણી અનેક જીવોને માટે ઉપકારક બની છે.

" वीर हिमाचलसे निकली,
गुरु गौतम के मुख-कुंड ढली है "

મહાવીર રૂપી હિમાલયમાંથી વાણી રૂપી વારીનો પ્રવાહ નીકળ્યો. અને ગૌતમ આદિ ગણધર ભગવાનોએ તેને ઝીલ્યો. ભવ્ય જીવોને અમૃતમય વાણીના પીરસણાં કર્યાં. જે નિકટ ભાવિ હતા તેમણે તે વાણી પોતાના જીવનમાં ઉત્સાહથી ઝીલી લીધી અને જીવનમાં ઉતારી તે કૃતકૃત્ય બની ગયા. ધન્ય ધન્ય બની ગયા. તેઓના ભવભ્રમણ ન રહ્યાં. જેને ગુરૂગમની ચાવી મળી, જેના અંતરના ખજાના ખુલી ગયા, તેઓ જડભાવને છોડી આત્મ-સ્વભાવમાં રમણ કરવા લાગ્યાં. આધ્યાત્મિક વિકાસમાં આગળ ને આગળ વધ્યા અને અનેક જીવો એ આધારે તરી ગયા. એ વીરની વાણીનું પાન કરનાર અમારા

પરમોપકારી પવિત્રતાની મૂર્તિ, પિયુષ પાનારા, પૂ. દિવાળીબાઈ મહાસતીજીએ વીરવાણીનું પાન કર્યું અને અનેક જીવોને એ માર્ગે વાળ્યાં. વિવેકવીણા હાથગ્રહી વીરવીણાના અજબ-સૂર રેલાવનાર, ગજબગવૈયા એવા પૂ. ગુરૂમૈયાની પુણ્ય તિથી છે. સરાની પુણ્યભૂમિમાં સુસંસ્કારી સંતોકબાઈ માતા, ધર્મપ્રિય નાગરભાઈ પિતાને ત્યાં ઉજ્જવલ છુટાણી કુટુંબમાં એ પુન્યશાળી આત્માનો જન્મ થયો હતો. વિશાળ વસુંધરાના પટ પર અનેક જીવો જન્મને ધારણ કરે છે. પણ જે જીવો માનવભવમાં આવીને આત્માનું શ્રેય કરે છે, કલ્યાણના માર્ગે વળે છે, સાધનાના પંથે જોડાય છે તેવા મહાન પુરૂષોના ગુણગાન ગવાય છે. તેઓ ૧૫ વર્ષની નાની ઉંમરમાં ધર્મને માર્ગે ચડયાં. તેમાં એક નિમિત્ત કારણ બન્યું. પરિણિત જીવનના બે મહિને જ તેઓને વૈધવ્ય આવ્યું. સેંથાનું સિંદૂર ભુંસાઈ ગયું. સૌભાગ્ય લુંટાઈ ગયું. એનો કારી ઘા એમના કુમળા હૈયામાં વાગ્યો.

"जगतकाय स्वभावौ च संवेग वैराग्यार्थम्"-

જગત અને કાયાના સ્વભાવને જુઓ તો સંવેગ અને વૈરાગ્ય આવ્યા વગર રહે નહીં. જગતનો પ્રવાહ કઈ તરફ વહી રહ્યો છે! એક વ્યકિત એક સમયે તમારા માટે પ્રશંસાના પુષ્પો વેરશે તો એજ વ્યકિત ઘડી પછી પથ્થર જેવા વચનો બોલશે. કોઈ વાર મિત્ર બની પડખે ઉભો રહે છે તો કોઈકવાર મારમાર કરતો શત્રુ બનશે. સંધ્યા કેવું સૌન્દર્ય વેરે છે! અને ઘડીમાં વિલિન થઈ જાય છે મેઘ ધનુષ તણાય ત્યારે તેમાં કેવા સુંદર રંગો પુરાય છે અને ક્ષણમાં વિલિન થાય છે એમ સંસારમાં પણ અનેક દૃશ્યો આવે છે અને વિલય પામે છે. સંસારની રંગભૂમિ પર પણ કેટલા નાટકો દેખાય છે. એક વખતનો લક્ષાધિપતિ દીન બની જાય છે. જયાં ૧ હતા ત્યાં ૨૧ થઈ ગયા અને જયાં એક રસોડે ૩૫ જમતા ત્યાં કાગડા ઉડવા લાગ્યાં જગતના પલટાતાં દ્રશ્યો જોઇને ઘણાને વૈરાગ્ય આવે છે. લગ્ન વખતે કહેવામાં આવે છે કે શુભં ભવતુ, કલ્યાણં ભવતુ, સૌભાગ્ય અમર રહો. ઉમા પાર્વતીનું સૌભાગ્ય હોય છતાં પણ વૈધવ્ય આવે છે ને? વૈધવ્ય જ દિવાળી બ્હેનના વૈરાગ્યનું કારણ બન્યું. એમાં સદ્‌ગુરૂનો યોગ મળ્યો. તેમણે આર્તધ્યાનમાંથી ધર્મધ્યાનમાં વાળ્યાં. સંસારનું સ્વરૂપ સમજાવ્યું અને કહ્યું કે સંયોગ છે ત્યાં વિયોગ છે. ઢોળાયેલી વસ્તુ પાછી સાંપડતી નથી તેમ મરી ગયા પછી કારમું રૂદન કરો. આક્રંદ કરો, છતાં પણ જનારા પાછાં આવતાં નથી. તમારાં જીવન-વહેણને સંયમને માર્ગે વાળો. સંસારના સુખો ક્ષણિક છે. માટે તેનો મોહ છોડો. ધર્મ માર્ગે મન જોડો. આ સત્ય સ્વરૂપ બાલ બ્રહ્મ-ચારિણી પૂજનીય સૂરજબાઇ મહાસતીજી પાસેથી સમજી કૃત કૃત્ય બન્યા.

સૂર્ય જેવા પ્રતિભાસંપન્ન, ગુરૂણી પાસેથી જ્ઞાન દાનનો સુયોગ સાંપડવાથી પોતાની જાતને ધન્ય માનવા લાગ્યા અને ધર્મની લાઇને ચડયાં. અદમ્ય ઉત્સાહ, પ્રબલ પુરૂષાર્થ દ્વારા ભણવામાં તલ્લીન બની ગયા. તેમની વિદ્યાભ્યાસની તાલાવેલી એવી હતી કે તેમની બાજુમાંથી

કોઈ આવીને ચાલ્યું જાય તો પણ ખબર ન પડે સાડી પર જેવું બીબું મૂકો એવી છાપ ઉઠે. જેવી ડાય બનાવો એવો ઘાટ થાય. અભ્યાસનું પણ એમ જ છે. હૃદયમાં જેવી છાપ પાડો તેવી ઉઠે. બાળ બ્રહ્મચારી પૂજ્ય સુરજબાઈ મહાસતીજીને જ્ઞાન દેવામાં પ્રમાદ ન હતો. અને ઝીલનાર પણ એવા અપ્રમાદી હતા કે જેટલો પાઠ આપે એટલો અસ્ખલિત કરે. જ્ઞાન ભણી રહ્યાં પછી તેમાં સ્થિરતા આવવી જોઈએ. ભીંતમાં ખીલી માર્યાં પછી હલાવી જુઓને કે બરાબર બેસી ગઈ છે ને? હલતી નથી ને? વસ્તુ મુકવા માટે ખીલી સ્થિર જોઈએ, એમ જ્ઞાનને પણ સ્થિર કરવું જોઈએ. જ્ઞાન ગોખી લીધાં પછી તેને સાચવવા માટે પ્રયત્ન કરવો જોઈએ આંધળું દળે ને વાછરડુ ચરે એમ ન થવું જોઈએ. દિવાળીબેને ધ્યેય નક્કી કર્યું છે. ભવભ્રમણ મીટાવવું છે, આત્માને ઉજ્જવલ કરવો છે. એવી અંતર આત્મામાં તાલાવેલી છે. અતિ અભ્યાસમાં મગ્ન બને છે. નવમા અધ્યયનમાં ચાર પ્રકારની સમાધિ કહી છે. વિનય સમાધિ, સૂત્ર સમાધિ, તપ સમાધિ, આચાર સમાધિ, તેમાં સૂત્ર સમાધિનું વર્ણન આવે છે.

सुयं मे भविस्सइत्ति अज्झाइअव्वं भवइ, एगग्ग चित्तो भविस्सामित्ति अज्झाइयव्वयं भवई ।

સૂત્રજ્ઞાન પ્રાપ્ત કરવા માટે ભણવું શ્રેષ્ઠ છે. એકાગ્ર ચિત્તવાળા થવા ભણવું શ્રેષ્ઠ છે. મારા આત્માને મોક્ષમાર્ગમાં સ્થાપિત કરવા ભણવું, તે શ્રેષ્ઠ છે. હું સંયમ માર્ગમાં સ્થિર થઈ બીજાને સ્થિર કરૂં તે માટે શાસ્ત્ર અધ્યયન કરવું શ્રેષ્ઠ છે.

ભણવામાં એકાગ્રતા હોવી જોઈએ. પુસ્તક ખુલ્લું અને ધ્યાન બીજે હોય તે કાંઈ જ્ઞાન કરી શકતાં નથી. કેટલાય પાંચ કલાકમાં એક ગાથા ન કરે અને કેટલાય એક કલાકમાં પચ્ચાસ ગાથા કરે. એકાગ્રતાપૂર્વક ગોખો તો હૃદયમાં છાપ ઉઠે, નેગેટીવ ચોખ્ખી હોય તો ફોટો સારો ઉઠે. તેમ મન ડહોળાયેલું ન હોય ને ગોખો તો સુંદર છાપ ઉઠે છે. પછી તે ક્યારેય ભુલાતું નથી. પાણીમાં કોઈ વસ્તુ પડી ગઈ તો પાણી ડહોળાયેલું હોય ત્યાં સુધી તે દેખાતી નથી, પણ પાણી નિર્મળ થાય તો વસ્તુ તરત મળી જાય છે. તેમ મન નિર્મળ અને સ્થિર રાખી મેળવેલા જ્ઞાનની વિચારણા થાય તો હેય, જ્ઞેય અને ઉપાદેય શું છે તે સમજી શકાય. માટે ખોટા વિચારો મુકી જ્ઞાન ભણો. ઘણા તો લેવા દેવા વિનાના વિચારો કરે છે. જેને પૈસા મોકલવા પડતા નથી. જેની સાથે કોઈ પણ સંબંધ નથી, તેના વિશે પણ જીવ નવાનવા સંકલ્પ વિકલ્પ કરે છે. સીનેમાના નેપથ્ય પર બતાવવાનું દૃશ્ય એક સેકન્ડ પણ સ્થિર રહેશે પણ મન એક સેકન્ડમાં કેટલા સંકલ્પ કરે છે. મન જરા વાર પણ સ્થિર બને છે? નિષધકુમારે નવ તત્વનું જાણપણું કર્યું. પચ્ચાસ સ્ત્રીઓના સ્વામી હોવા છતાં જ્ઞાનની કેવી જીજ્ઞાસા છે! તમને જ્ઞાનાભ્યાસ માટે ટાઈમ છે? કરવા જેવું આ જ છે. પણ તમને ધર્મ કરતાં ધન મેળવવાની તાલાવેલી વધાર છે. ધનની આસક્તિ પણ કેટલી છે? અઢળક રિદ્ધિના સ્વામી હતા, છતાં તેમાં લેપાણા, મોહાણા કે મુંઝાણા

નહિ. છોડવાનો સમય આવ્યો ત્યારે સર્વ છોડીને ત્યાગના પંથને અપનાવી લીધો. જ્ઞાન ને મેળવી ઇન્દ્રિઓની ગુલામીમાંથી મુક્ત બનવાનું છે. મનને કેન્દ્રિત કરો. મન એકાગ્ર કરવાથી શો લાભ થાય છે.

एगग्गमणसंनिवेसणयाए णं भन्ते! जीवे किं जणयइ? ए. चित्त निरोहं करेइ। उ. २९ अ.

એકાગ્ર મનથી ચિત્તનો નિરોધ થાય છે. ચારેકોર ફરતું મન એકમાં રોકાઈ જાય છે. મને તમારા પર સવારી કરી છે કે તમે મન પર સવારી કરી છે? સાધક આત્મા ભગવાનને કહે છે: આ મન સ્થિર કેમ થતું નથી?

"જેમ જેમ જતન કરીને રાખું, તેમ તેમ અળગું ભાંજે,
હો કુંથું જિન! મનડું કીમહી ન બાંજે."

હે ભગવાન! જેમ જેમ મનને વશ કરવા મથું છું તેમ તેમ તે દૂર ભાગે છે. મન કેવો નહીં, કેવી નહીં, પણ કેવું છે. નાન્યેતર જાતિ છે. મન નપુંસક છે. પણ અનેક મર્દોને હરાવે છે. એક માણસને જેલમાં પુરવામાં આવે તો પણ તેનુ મન પુરાતું નથી. એ તો ક્યાંનું ક્યાંય દોડયું જાય છે. એવા મનને વશ કરે તેની બલિહારી છે.

મન વાહન પર બેસે વીરલા, વો નર કી બલિહારી રે,
બ્રહ્મા વાહન હંસ કીયો હે વિષ્ણુ ગરૂડ અસવારી રે,
શીવકો વાહન બેલ બન્યો હૈ મૂસક ગણેશ ગુણધારી રે. મન૦

મનરૂપી વાહન પર બેસવાની જરૂર છે. બ્રહ્માનું વાહન હંસ, વિષ્ણુનું ગરૂડ, શંકરનો પોઠીયો, ગણેશનું ઉંદર, અંબાજીનો સિંહ, બહુચરાજીનો કુકડો, શક્તિનું વાઘ, આમ જુદા જુદા દેવદેવીઓના વાહન ગણાવ્યા છે. પણ દેવ, દાનવ અને માનવ ઉપર મન વાહન થઈને બેસી ગયું છે. મનને વશ કરનાર વીરલ પુરૂષો છે. પાણીમાં ગમે તેટલું તેલ નાખો તે પાણી સાથે નહીં ભળતાં પાણી ઉપર જ રહે છે. તેમ જે સાધકે મનને સાધ્યું છે તે સંસારમાં રહેવા છતાં સંસાર ભાવોથી લેપાતો નથી. મન સ્થિર હશે તે તપ, ત્યાગ, ધ્યાન, જાપમાં વિજયી નીવડશે. દિવાળીબેને ઘણા થોકડાનો અભ્યાસ કરી, ઘણા સૂત્ર સિદ્ધાંતનો અભ્યાસ કરી તેના પર ઉંડું ચિંતન, મનન કરી ૨૦ વર્ષની વયે દીક્ષા લીધી. અને તે જ દિવસથી વ્યાખ્યાન આપવાનું શરૂ કર્યું. ખૂબ જોશીલી તેમની વાણી હતી. તેમને સાંભળનાર બધા બોલી ઉઠતા કે ભગવાન મલ્લિનાથે જરા કપટ કર્યું તો સ્ત્રી વેદે આવ્યાં. તેમ પૂજ્ય સતીજીએ પણ જરા કપટ કર્યું હશે તેથી સ્ત્રી પણે આવ્યાં છે. બાકી તેમની વાણીમાં પુરૂષને શરમાવે તેવું તેજ છે. તેમને સંયમ પાળવાની ખૂબથી જ કાળજી હતી. કોઈના આચાર વિચાર નહીં જોતાં તેઓ સિદ્ધાંત પ્રમાણે ચાલનાર હતા. સાધુને સૂત્ર સિદ્ધાંતનો આધાર છે, તેમ શ્રાવકને સાધુનો આધાર છે. પ્રવચન માતા

પાલન કરવામાં સહાયક સિદ્ધાંત છે. સિદ્ધાંત માર્ગ ચીંધે છે. પૂજ્ય સ્વામીબા જ્ઞાને, ધ્યાનમાં મસ્ત રહેતા હતાં. મહાન સાધુ સાધ્વીજીનો સંબંધ સાધી જ્ઞાન લેતા. ઘણા અનુભવી પાસેથી તેઓએ અનુભવનું માખણ પ્રાપ્ત કરેલું, રાત, દિવસ આત્માનો ચોકી પહેરો કરતાં. બીજો ભાવ ન આવી જાય તેનું લક્ષ રાખતા. ભાવ બદલાયા વિના ભવ ન ટળે. સંસારી ભાવોને તિલાંજલી આપી સંયમભાવમાં સ્થિર રહેતા. સંસાર ટળે. જીવને અઢાર પાપ સ્થાનક સેવવાનો સ્વભાવ પડી ગયો છે, તે સ્વભાવ છુટે તો સંસાર છુટે. તેઓ કહેતા કે સમજીને સમાઈ જાવ. 'હડીયું કાઢે હરિ નહીં મળે' તેઓશ્રીને ૩૦ વર્ષ સુધી ડાયાબીટીઝ રહ્યું. છેલ્લા બે વર્ષમાં અસહ્ય દર્દોને સહન કર્યાં. ઘુંટીએ ગુમડું થયું હતું, તેનું પેની સુધી કાણું પડયું હતું. લોહી અને પરૂ ચાલ્યું જતું હતું, છતાં ઉંકારો કરતાં નહીં. કર્મના ફળ જોઈ જ્ઞાની આત્મા સમભાવમાં રહી નવાં કર્મ ન બાંધે. અને અજ્ઞાની જીવો હાયવોય કરી કર્મોના થોકે થોક બાંધે છે. તેઓ કહેતાં કે કર્મ ઉદયમાન થયા છે. અત્યારે તો દેહ ભાન ભૂલીને જડ ચૈતન્યની વહેંચણી કરવી જોઇએ. મોટા મોટા પ્રધાન, અધિકારી, તેમને સાંભળવા નહીં પણ જોવા આવતા કે જ્ઞાની પુરૂષો દર્દને કેમ વેદે છે! તેઓ કહેતા, અમે આ સતીજીના અનુભવનું નવનીત લેવા આવ્યા છીએ. અનુભવીઓની શાળામાંથી જીવન જીવવાનું તત્વ મળે છે. પૂજ્ય શ્રી જગદંબા સ્વરૂપ હતાં. તેમનામાં ઘણું સામર્થ્ય હતું. તે કહેતા કે, શરીરમાં જે ભર્યું છે તે બહાર નીકળે છે. તેમાં શેવા જેવું શું છે? જોવા જેવું છે. કાયા કયારે ફરી બેસશે તે ખબર નથી.

"દુઃખ વ્યાધિ જરા સર્વને આવતા, જ્ઞાની કે મૂર્ખ હો પ્રાણી કોઈ,<br>
જ્ઞાની વેદે બહુ ધૈર્ય ને, શાંતિથી મૂર્ખ વેદે સદાકાળ રોઈ."

જ્ઞાની અને અજ્ઞાની સર્વને દુઃખ, વ્યાધિ અને જરા આવે છે. પણ જ્ઞાની તેમાં ધૈર્ય ધારણ કરે છે અને સમભાવે કર્મ ખપાવે છે. ત્યારે અજ્ઞાની જીવ કર્મના ઉદયકાળ વખતે રડવા બેસે છે. અને આમ શાંતિને ગુમાવી બેસે છે. આ કાયા તો ઉપરથી શોભતી, રૂપે-રંગે ઓપતી છે, પણ અંદર તો મ્યુનીસીપાલીટીની ગાડીની જેમ કચરો ને દુર્ગંધી પદાર્થો ભર્યા છે. છતાં તેને સાચવવા અજ્ઞાની જીવ મથામણ કરી રહ્યો છે. શરીર જરા નબળું પડે તો ઇડાનો રસ પીશે. એવા પાવડરની વસ્તુઓ વાપરશે કે જેથી હ્રષ્ટ પુષ્ટ બનાય. કેટલાક કહે છે કે શરીર માટે લસણની ચટણી ખાવી પડે છે. પેયાપેયનું તેને ભાન નથી. દારૂ પણ પીવે છે, પણ આ શરીર તો છેહ દઇને ચાલ્યું જનાર છે.

કેરી, રાયણ, ચીકુ, દ્રાક્ષ વગેરે પાકે તેમ મીઠાં થાય છે, પણ કર્મનાં ફળ એવાં છે કે પાકે પછી કડવા રસ આપે છે. કર્મ એવાં આવે કે માથું ફોડીને રૂવે, છતાં દુઃખનો આરો ન આવે. જ્ઞાની છે કે અજ્ઞાની તેની દર્દ આવે ત્યારે પરીક્ષા લેવાય છે. કસોટી એજ સંગમ, તપ અને સાધનાનું ફળ બતાવે છે. પૂ. દિવાળીબાઇ મહાસતીજી એવી વેદનામાં

પણ કહે છે કે મારે તો કર્મના ફુરચા ઉડાડવા છે. મૃત્યુના છેલ્લા દિવસ સુધી પણ સ્વાધ્યાય-ધ્યાનમાં મગ્ન રહેતા. છેલ્લા દિવસે પણ આચારંગ, સુખ વિપાક વગેરે સાંભળ્યું. માગશર સુદ ૧૧ ની સવારે ૪ વાગ્યે નવકાર મંત્રનું સ્મરણ કરતાં "નમો આયરિયાણં" એ શબ્દ બોલતાં આયુષ્ય પૂર્ણ કર્યું. તેમનો અમારા પર અસીમ ઉપકાર છે. એ પરોપકારીના ઉપકાર કેમ ભૂલાય ? એક પદ શીખડાવનારને પણ ન ભૂલાય તો જેણે સંસારના કૂપમાંથી બહાર કાઢ્યા તેને કેમ ભુલાય? એક માણસ અટવીની અંદર ચાલ્યો જાય છે. ઘોર અટવી છે. ચારે બાજુ અંધકાર વ્યાપેલો છે. ચાલતાં ચાલતાં પાણી વિનાનો કુવો આવે છે ને અંદર પડી જાય છે. કુવો ઊંડો છે, પણ તેમાં પાણી નથી, કચરો ભરેલો છે, એટલે તે પડયો પણ બચી ગયો. તે અંદરથી અવાજ કરે છે.

બચાવો! બચાવો! જેને બહાર નીકળવાની ઇચ્છા છે, તે અવાજ કરી શકે છે. તમારે બહાર નીકળવું છે? "સંસારરૂપી ઉંડો કૂવો જે પડયો તે મુવો."

સંસાર ઊંડો કુવો છે, તેમાં જે પડે એ મુવા સમજો. પેલો ભાઈ બૂમો પાડી રહ્યો છે. ત્યાંથી એક મહાત્મા નીકળે છે, તે અવાજ સાંભળે છે કે તરત બચાવવા દોડે છે, દોરડું લઇ કુવામાં નાખી સીંચી લે છે. તેમણે પેલા માણસને બચાવી કિનારા પર મૂકી દીધો. મહાત્માએ ઓળખાણ પણ ન આપી. બે ચાર મીનીટ મુલાકાત પણ ન કરી. કાંઈ વાતચિત પણ ન કરી, મારે તો મોડું થાય છે, હું તો જાઉં છું, એમ કહી ચાલ્યા ગયા. હવે જેની કાંઇ પણ ઓળખાણ નથી, કુવામાંથી કાઢીને જ જે ચાલ્યા ગયા છે, છતાં જે ઉપકારી છે, જે બચાવનાર છે તેને પેલો માણસ જીવે ત્યાં સુધી કયારેય પણ ભૂલે ખરો ? એમ મને પૂ૦ સ્વામીખાનો અઢી વર્ષનો જ સંયોગ રહયો. માર્ગ ચીંધીને તેઓ ચાલતાં થઇ ગયાં। તો એવા ઉપકારીને કેમ ભૂલી શકાય ?

કદી ના ભૂલાય સ્વામી કદી ના ભૂલાય રે,
વિસામાની ડાળ સ્વામી કદી ના ભૂલાય.

જે વિસામાની ડાળ, વિસામાના વડલા, આશ્રયદાતા એવા ગુરૂને કેમ ભૂલાય ? જેમણે આરંભ-સમારંભમાંથી મુક્ત કરી હાથ ઝાલી બહાર કાઢયાં. આવા ગુરૂમૈયા તેજ-લીસોટો કરી ચાલ્યા ગયાં. એવા ઉપકારી ધર્મજનની ૩૮ વર્ષ સંયમ પાળી અઠ્ઠાવન વર્ષની ઉંમરે બાજી સંકેલી સ્વર્ગવાસ પામ્યા. ૧૯૯૫માં આ બનાવ બન્યો. સદ્ગુરુના સજૈયા, મમ જીવનનૈયાના ખવૈયા, સંયમ જીવનના રખવૈયા એવી વિભુતિ મહા પુન્યોદયે જન્મે છે. ગુરૂ શિષ્યનો તરવા તારવાનો જ સંબંધ છે. હું માર્ગ ચિંધુ છું. ચાલવાનું તમારે પગે છે, એવું કહેનારા ગુરૂમાતાને કેમ ભુલાય! મને અઢી વર્ષ સંસાર-પર્યાયમાં અને અઢી વર્ષ સયમ-પર્યાયમાં જ્ઞાન ખૂબ આપ્યું. પાંચ વરસમાં ૩૦ સૂત્રનું વાંચન કરાવ્યું. એ સિવાય સમયસાર, ગોમટસાર વગેરે દિગમ્બર ગ્રંથોનું પણ વાંચન કરાવ્યું. તેઓની વાણીમાં

માધુર્ય ઝરતું હતું. તેઓના નયનોમાં નિર્મળતા હતી મુખ પર બ્રહ્મચર્યનું ઓજસ તરવરતું. એમના સંગમાં જે જીવ આવે તેને ત્યાગમાર્ગનો રંગ લાગતો. તેઓ વારંવાર એક જ વાત કરતાં કે ત્યાગમાર્ગ દીપાવજો. વેશને વફાદાર રહેજો. વીતરાગમાર્ગના ધ્વજને ચારેય દિશામાં ફરકાવજો. આવા મહા સંત સતીઓના ચીંધેલા માર્ગે ચાલશું તો આપણા આત્માનું અવિનાશી એવું કલ્યાણ થશે. વિશેષ અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં ૧૦૨

### કારતક સુદ ૧૨ શનિવાર તા. ૩૦-૧૦-૭૧

નાથે સિદ્ધાંત દ્વારા સમજાવ્યા. સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થએલ વસ્તુ તેનું નામ સિદ્ધાંત. અહીં નિષધકુમારનો અધિકાર ચાલે છે. નિષધકુમાર બારવ્રતધારી શ્રાવક થએલા છે. ત્રણ મનોરથ ચિંતવનાર છે. જેમ શ્રાવકને ત્રણ મનોરથ હોય છે, તેમ સાધુ પણ ત્રણ મનોરથ ચિંતવે છે. તેમાં પહેલો મનોરથ એ છે કે હે પ્રભુ! હું બહુસૂત્રી ક્યારે થઈશ!" ભગવાને કહેલાં સૂત્રોનું અવગાહન કરી તેમાં નિમગ્ન બની સૂત્ર સિદ્ધાંતમાં જ રક્ત બનું. બીજો મનોરથ એવો ચિંતવે છે કે હે પ્રભુ! હું પ્રતિમાધારી સાધુ ક્યારે થઈશ! ભિક્ષુને માટે બાર પ્રતિમા હોય છે. પડિમાધારી સાધુને ખૂબ કડક આચાર પાળવાના હોય છે. આ ભિક્ષુને પ્રથમ શરત એ હોય છે કે—

निच्चं वोसठ्ठकाए चियत्तदेहे, जे केइ उवसग्ग उववज्जंति तं जहा-दिव्वा वा, मणुस्सा वा तिरिक्खजोणीया वा ते उपण्णे सम्म सहइ, खमइ तितिक्खइ अहियासेइ

દેવ, મનુષ્ય કે તિર્યંચ સંબંધી કોઈ પણ ઉપદ્રવ ઉત્પન્ન થાય તો તેને સહન કરે. મુખ પર ગ્લાનિ ન લાવે, ક્રોધ ન કરે. સમભાવ રાખે, તે સાધુને પહેલી પ્રતિમામાં એકદાતી આહાર અને એકદાતી પાણીની લેવી કલ્પે છે. એક માણસ માટે જ રાંધેલું હોય તે પણ શુદ્ધ અને નિર્દોષ હોય તો થોડું લે. ગર્ભવતી માટે કરેલું ન લે. બાળકને દૂધ પાતી હોય તેવી બાઈ આપે તો ન લે. એક પગ ઉંબરામાં અને એક પગ બહાર એમ રાખી આપે તો લે. પ્રતિમાધારી સાધુ જે સ્થળે રહ્યા હોય ત્યાં કોઈ અગ્નિના ભયથી બહાર ન નીકળે, કોઈ હાથ ઝાલી કાઢે તો ઈર્યાસમિતિ શોધતા નીકળે, તેમનાં પગમાં કાંટો-કાચ કાંઈ વાગે તો કાઢવો કલ્પે નહીં. આંખમાં કાંઈ કણું પડે તો તે કાઢવું કલ્પે નહીં. એ સાધુની સામે સિંહ, વાઘ, વરુ આદિ જંગલી જાનવર આવે તો તેના ન

પોંછા ફરે નહીં. તે એમ માને કે હું પણ જૈન શાસનનો સિંહ છું. મને કોનો ડર! પ્રતિમાધારી સાધુ છાંયામાં ચાલતા હોય અને તડકો આવે તો છાંયે ન જાય. અને ઠંડી ઋતુ હોય તો છાંયેથી તડકે ન જાય. આમ અનેક પ્રકારના ઉપસર્ગ તથા પરિસહો સહન કરે.

સાધુનો તથા શ્રાવકનો ત્રીજો મનોરથ સમાન છે. 'હે પ્રભુ! હું આલોચના કરી સંથારો કયારે કરીશ! સિદ્ધાંતમાં ઘણા મહાપુરૂષોની સંથારાની વાત આવે છે. કોઈએ વિપુલ પર્વત પર, કોઈએ વૈભારગીરી પર્વત પર, તો કોઈએ પુંડરગીરી પર્વત પર સંથારા કરેલા છે. જે શૂરવીર હોય તે જ સંથારાની હામ ભીડી શકે.

નિષધકુમાર શ્રાવક છે, પણ કયારે સાધુ બનું એવી ભાવના ભાવનાર છે, સંસારમાં રહેવા છતાં સંસારથી અલિપ્ત રહેનાર છે. શ્રાવક એ ભગવાનના લઘુનંદન છે. ચાર તિર્થમાં તેનો એકડો છે. શ્રાવક અલ્પારંભી, અલ્પ પરિગ્રહી, અલ્પ ઈચ્છાવાળા, સુશીલ, સુવ્રતી, ધર્મિષ્ઠ આદિ અનેક ગુણોથી અલંકૃત હોય, શ્રાવકો મૂળગુણધારી કરતાં ઉત્તરગુણધારી વધારે હોય છે. સામાયિક-પૌષધાદિ કરે, સાધુ-સાધ્વીને સુપાત્રે દાન આપે, ઉપભોગ પરિભોગનું પરિમાણ કરે. આ બધાં ઉત્તરગુણ છે. અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ આદિમાં મર્યાદા કરે તે મુળગુણ છે. શ્રાવકોની સંખ્યા અસંખ્યાત છે. મનુષ્ય સંખ્યાતા છે, પણ અસંખ્યાત તિર્યંચો શ્રાવકના વ્રતો આદરે છે, તેથી તેઓ અસંખ્યાતા છે.

સમકિત પામીને પડવાઈ થયેલા જીવો અનંતા છે. કેટલા અનંતા? અનંતના નવ ભાંગા છે તેમાં ચોથે ભાંગે અનંતા અભવ્ય જીવો છે. તેના કરતાં પડવાઈ સમ્યગ્દર્શની અનંતગુણા અને તેના કરતાં સિદ્ધના જીવો અનંતગુણા છે. વનસ્પતિ વર્જીને ૨૩ દંડકના જીવોને એક બાજુ મુકો અને એક બાજુ સિદ્ધના જીવો અનંતગુણા વધારે થાય. અનંતાનંત જીવો સિદ્ધ ગતિને પામી ગયા અને તેમાં આપણો જ નંબર ન લાગ્યો! આપણે રખડતા રહી ગયા, તે કેટલા અફસોસની વાત છે! હવે શું કરવું છે? પુરૂષાર્થ ઉપાડવાની જરૂર છે. પુરૂષાર્થ વિના પરમપદની પ્રાપ્તિ થતી નથી. નિષધકુમાર "અભિગયજીવાજીવે" નવતત્વના યથાર્થ સ્વરૂપને જાણવાવાળા હતા. મહિનામાં છ પૌષધ કરનારા હતાં. તમે એક વર્ષમાં પણ છ પૌષધ કરો છો ખરા?

નિષધકુમાર ફૂલની શૈયામાં સૂનારા અને રાજરમણીની વચ્ચે વિલાસ માણનારા, પણ ભગવાનની એક દેશનાએ એમના જીવનમાં કેવો પલટો આણ્યો! હવે પૌષધને દિવસે દાભની શૈયામાં શયન કરવા લાગ્યા.

પૌષધ કરવો હોય તે દિવસે પૌષધશાળાને પોતાના હાથથી પૂંજે, નોકરચાકર દ્વારા

પુંજાવે નહિ. જે કામમાં હાથથી યત્ના રહે તે નોકરોથી ન રહે. આજે તમારે પૌષધ કરવો હોય તો રયહરણ ખરો? રજોહરણ વિના રાત્રે પુજીને ચાલવાનું કેવી રીતે થાય? આજે ઘણાં સામાયિક કરવા આવે પણ મુહપત્તિ ન લાવે. રૂમાલથી ચલાવે. મુહપત્તિ એ જૈનસ્થાનકવાસીનું ચિન્હ છે. માટે બાંધવી જ જોઇએ. હાથમાં રાખો તે ન ચાલે વળી હાથમાં રાખવાથી કોઈવાર યત્ના રહે અને કોઈવાર ખુલ્લે મોઢે બોલવાનો પ્રસંગ પણ આવી જાય.

"તએણં સે નિસઢેકુમારે અણ્ણયા કયાઈ, જેણેવ પોસહસાલા તેણેવ ઉવાગચ્છઈ, ઉવાગચ્છિત્તા, જાવ દબ્ભ સ થારોવગએ, વિહરઈ। તએણં નિસઢ કુમારસ્સ પુવ્વરત્તાવરત્ત૦ ધમ્મ જાગરિયં, જાગરમાણસ્સ, ઈમેયારૂપે અજ્ઝિત્થિએ જત્થણં અરહા અરિહનેમી વંદતિ, નમંસંતિ, જાવ પજ્જુવાસંતિ ॥

એક વખત નિષધકુમાર પૌષધશાળા હતી ત્યાં ગયા પૌષધ કરી દાભનો સંસ્તારક બિછાવી તેના પર બેસી ધર્મધ્યાન કરતાં વિચરવા લાગ્યા. ત્યારપછી પાછલી રાત્રીએ ધર્મ જાગરણ કરતાં તેમને એવો વિચાર ઉત્પન્ન થયો કે ગ્રામ, સંનિવેશ આદિને ધન્ય છે કે જ્યાં અર્હત્ અરિષ્ટ નેમિ ભગવાન વિચરે છે તે રાજા, ઈશ્વર, તલવર, માડમ્બિ કૌટુંબી, સાર્થવાહ આદિને ધન્ય છે કે જે ભગવાનને વંદન નમસ્કાર કરે છે.

જો ભગવાન નેમનાથ પૂર્વાનુપૂર્વી વિચરતાં નંદનવનમાં પધારે તો હું ભગવાન પાસે દીક્ષા અંગીકાર કરું. ભાવના ભવનાશિની છે ઉચ્ચ ભાવનાથી ઉત્તમફળ પ્રાપ્ત થાય છે.

"ભાવે ભાવના ભાવીએ, ભાવે દિજે દાન,<br>ભાવે ધર્મ આરાધીએ, ભાવે કેવળજ્ઞાન."

દરેક ક્રિયા ભાવસહિત કરવામાં આવે તો ફલવતી બને છે. ભાવશૂન્ય ક્રિયા યથાર્થ ફળ પ્રાપ્તિ કરાવતી નથી. લગ્નમાં બહેનો જ્યારે ચાક વધાવવા જાય છે ત્યારે શું બોલે છે!

મારો થાળ ભર્યો રે છગ મોતીએ રે,<br>હું તો હરખે વધાવવાને જઈશ,<br>મારે, સોના સરીખો સૂરજ ઉગીઓ.

થાળ મોતીથી છલકતો ન હોય પણ તેવી ભાવના ભાવે છે કે,

"સંઘવીના હાથી ઝુલે બાગમાં"

હાથીના બદલે ગધેડું પણ ન ઝુલતું હોય, પણ ગાવાની પાછળ

છે. તમને કોઈ વાર નિષધકુમાર જેવી ભાવના થાય છે? લાખોપતિ–કરોડપતિ થવાની અને સત્તાધારી બનવાની ભાવના ભાવો, પણ દિક્ષાની ભાવના થાય નહિ સંયમ વાસનાને વશ કરવાનો વશીકરણ મંત્ર છે. આધિ, વ્યાધિ, ઉપાધિમાં તપી રહેલા સંસારીઓને શાંતિનો સમીર આપનાર વટવૃક્ષ છે, સંયમ માર્ગે આવવાથી પ્રયોજન વિનાનો પુરૂષાર્થ છુટી જાય છે અને આત્મોન્નતિનો પુરૂષાર્થ જાગે છે સંયમ અજ્ઞાન અંધકારને દૂર કરનાર દિપક છે. સંયમથી અજ્ઞાન–અંધકાર નાશ પામે છે. માટે સંયમ લેવાને માટે અશક્ત હો છતાં પણ સંયમની ભાવના ભાવો. આ ભવે નહીં તો આવતા ભવે બચપણથી ધર્મ કરવાની સાનુકુળતા પ્રાપ્ત થાય અને વીરના માર્ગે પ્રયાણ કરી શાશ્વત એવી મોક્ષ લક્ષ્મીને પ્રાપ્ત કરું.

"ઉચ્ચ આદર્શ ને ભવ્ય નહિ ભાવના તુચ્છ તે જીવન છે સ્થુલ ઘેલા,<br>
જીવનનાં તત્વથી સાવ અજ્ઞાત તે, આત્મ દારિદ્રમાં તે મરેલા."

જેના જીવનમાં ઉચ્ચ આદર્શ અને ભવ્ય ભાવના નથી તેનું જીવન તુચ્છ છે. તે જીવનનાં પરમ તત્ત્વથી સાવ અજ્ઞાત છે. ઉચ્ચ ભાવનાથી જીવન ઉત્તમ, સંસ્કારી અને ઉચ્ચ બનાવી શકાય છે,

"કલમ વાવેલ છે વારિ છાંટેલ છે, તો પછી પુષ્પની વેલ ફાલે,<br>
આજ વિચાર કરતાં હશે અંતરે, તે જ આચાર રૂપ થાય કાલે,<br>
આજ જીવન તમે ભોગવી જે રહ્યા, પૂર્વ સંસ્કારનો કર્મગોટો,<br>
ભાવના ભાવશો તેવું ભાવિ બને, આકૃતિના પ્રમાણે જ ફોટો."

વર્તમાનકાળ એ ભૂતકાળની ભાવનાનો પરિપાક છે. અને વર્તમાનકાળે જે ભાવના ભાવશો તે પ્રમાણે ભાવીનું સર્જન થવાનું છે. ફોટોગ્રાફર ફોટો પાડે તે આકૃતિ પ્રમાણે જ પડે છે સુંદર વિચારો સુંદર જીવનનું ઘડતર કરવામાં સમર્થ છે બીજમાંથી વૃક્ષ બને છે તેમ વિચારમાંથી આચારમાં આવે છે. ભાવનામાં અને વિચારોમાં દઢતા જોઇએ દઢ સંકલ્પ જીવનને વધુ પ્રભાવિત બનાવે છે. માટે વિચારોને, ભાવનાઓને શુદ્ધ અને નિર્મળ બનાવો.

તાર જડ છે, છતાં તારથી મોકલાવેલો સંદેશો હજારો માઇલ દૂર બેઠેલા સ્વજનને મળી જાય છે. તો હૃદયની ભાવનાનો સંદેશો બીજા હૃદય સુધી શા માટે ન પહોંચે! શુદ્ધ હૃદયથી થતી ભાવના બીજાને અવશ્ય ઝણઝણાવી શકે છે. માટે તમે બીજા માટે અરે, તમારા દુશ્મન માટે પણ શુભ ભાવનાઓ ભાવો. તમારી શુદ્ધ ભાવના સામી વ્યક્તિના હૃદયનું પણ પરિવર્તન કરશે. ભગવાન સામે મારમાર કરતાં દુશ્મનો આવ્યા તે પણ ભગવાનની શુદ્ધ ભાવનાથી શાંત બની ગયા. માટે ઉચ્ચ ભાવના ભાવજો. મૈત્રિનો અણમોલ સંદેશો આખા જગતમાં પ્રસરાવજો

અનાથી નિર્ગ્રન્થે અતુલ વેદનામાં પણ કેવી ભવ્ય ભાવના ભાવી !

सयं च जई मुच्चेज्जा वेयणा विउला इओ,
खन्तो दन्तो निरारम्भो, पव्वए अणगारियं ॥३२॥ ઉત્ત. અ. ૨૦

યૌવનાવસ્થામાં જ અત્યંત આંખનો દુઃખાવો થવા લાગ્યો. અને આખા શરીરે દાહ જ્વર ઉત્પન્ન થયો. કોઇ શત્રુ અત્યંત ક્રોધમાં આવી આંખ-કાન-નાક તથા મર્મ-સ્થાનોમાં અત્યંત તીક્ષ્ણ શસ્ત્ર પરોવે અને જેવી વેદના થાય તેવી વેદના થતી. કોઇ ઈન્દ્રનું વજ્ર મારે અને તિવ્ર-અત્યંત દુઃખદાયી વેદના થાય તેવી તેમનાં કમરના મધ્ય-ભાગમાં અને મસ્તકમાં વેદના થતી હતી. અનેક રીતે ઉપચારો કરવા છતાં વેદનાનો અંત આવતો નથી ત્યારે એકદા તેઓ વિચારે ચડયા કે આ અનંત સંસારમાં વારંવાર આવી-સહન ન થઈ શકે એવી વેદના સહન કરવી પડે છે. જો હું આ અસહ્ય વેદનાથી મુક્ત બનું તો ક્ષમાવાન, ઇન્દ્રિયોનું દમન કરનાર અને આરંભ રહિત બની સાધુ ધર્મને અંગીકાર કરૂં. આ ભાવનાનો એટમબોમ્બ શું કાર્ય કરે છે તે જોજો.

एवं च चिन्तइत्ताणं पसुत्तो मि नराहिवा
परीयत्तन्तीए राईए, वेयणा मे खयं गया ॥३३॥ ઉ. અ. ૨૦

ઉપરોક્ત વિચાર કરી સુતા અને જેમ જેમ રાત્રી વ્યતિત થતી ગઈ તેમ તેમ વેદના ક્ષીણ થતી ગઈ સવાર પડતાં એકદમ નિરોગી બની ગયા. બીજે દિવસે પ્રાતઃકાળે માતાપિતા, ભાઇઓ વગેરેની રજા મેળવી ક્ષમાવાન અણગાર બની ગયા.

નિષધકુમાર પૌષધમાં સંયમ અંગીકાર કરવાની ઉત્તમ ભાવના ભાવે છે. તેમની ભાવનાનો કરંટ ભગવાન નેમનાથને પહોંચી જશે અને કેવી રીતે પધારશે તે અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં...૧૦૩

### કારતક સુદ ૧૩ રવિવાર. તા. ૩૧-૧૦-૭૧

નાથે સિદ્ધાંતદ્વારા સમજાવ્યા. સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થએલ વસ્તુ તેનું નામ સિદ્ધાંત. અહીં નિષધકુમારનો અધિકાર ચાલે છે.

નિષધકુમાર પૌષધ વ્રતમાં સ્વ સ્વરૂપની રમણતા કરી રહ્યા છે. આ જીવનમાં

સ્વપરનું ભેદ વિજ્ઞાન ખૂબ આવશ્યક છે. જગતના બંધનથી મુક્ત બને તે નિજ સ્વરૂપની મસ્તીમાં મસ્ત બની રહે. આ જગત નાટક સમું છે. નાટકમાં એકટર જુદા જુદા વેશ બદલી પડદાપર જુદા જુદા વેશ બતાવી જગતને ખુશ કરે છે. પ્રેક્ષકોને આનંદમાં પણ લાવી દે છે અને રડાવી પણ શકે છે.

૬૦ વર્ષના વૃદ્ધને ત્યાં એકના એક પુત્રનો જન્મ થાય તો ચોઘડીયા વાગે, સાકર વહેંચાય અને આનંદનું મોજું ફરી વળે. એજ પુત્ર વીસ વર્ષનો થતાં મોટર નીચે કચડાઈ જાય ત્યારે બધાં એટલો કરૂણ વિલાપ કરે કે પ્રેક્ષકોની આંખપણ અશ્રુભીની બની જાય. બે રાજ્યો વચ્ચે લડાઈ થતી હોય, ત્યારે વીરરસનું મોજું ફળી વળે. કેટલીયે ધાંધલ થાય, કેટલાય મરી જાય અને કેટલાયનો કચ્ચરઘાણ નીકળી જાય. આ દશ્ય જોનારના હૈયામાં ફાળ પડે. નાટક પૂરૂં થાય એટલે તેનો માલીક પ્રેક્ષકોને સંબોધીને કહે કે આ નાટક જોતાં આપ દરેકના ચિત્તમાં પ્રસન્નતા ઉત્પન્ન થઈ હશે. આપે ઘણાને મરતાં, ઘાયલ થતાં જોયાં પણ અમારો એક માણસ પણ મર્યો નથી, ઘાયલ થયો નથી. કોઇનો વાળપણ વાંકો થયો નથી. આ તો બધો દેખાવ માત્ર હતો. આ સાંભળી બધાં તાળીઓના ગડગડાટ કરે છે. આ જ રીતે, સંસાર રંગભૂમિનો અખાડો છે. જીવરૂપી નાટકીઓ–નૃત્યકાર નટવાની પેરે નવાનવારૂપ ધારણ કરે છે. કોઇ સ્ત્રી, કોઈ પુરૂષ, કોઈ રાજા, કોઈ ભિખારી, કોઈ મિત્ર, કોઇ શત્રુ આમ જુદા જુદા રૂપ લે છે. કોઈ મરી જાય તો બધાં ભેગા મળી રડે છે. લગ્ન થાય તો આનંદ મનાવે છે. અને મીઠાં કોળીયા જમે છે. કંઇક બાજી પથરાય છે અને કંઇક બાજી સંકેલી લેવાય છે, છતાં આત્મા તો અજર અમર નિરંજન અને નિરાકાર છે આત્માનું અસલી સ્વરૂપ નિહાળો. કર્મ પ્રમાણે નાટક ભજવે છે. પણ પોતે નિશ્ચય નયે જન્મતો નથી, મરતો નથી. આત્મા અનાદિ અનંત છે. તેનો છેડો નથી. આત્મ દષ્ટિ કરો તો દેહ માટીના માળખા જેવો દેખાશે અને એકેન્દ્રિયથી પચેન્દ્રિય સુધી દરેક જીવોમાં સહજાનંદ, ચિદાનંદ સ્વરૂપ આત્માના દર્શન થશે. ઇષ્ટ, અનિષ્ટ અને સંયોગ–વિયોગમાં હર્ષ શોક નહી થાય.

અજ્ઞાનને કારણે જીવે પુદ્ગલને પોતાના માન્યાં છે, તેથી તે ચાલ્યા જતાં તેનો વિયોગ રડાવે છે. સુક્ષ્મ દષ્ટિ થાય તો જીવને સમજણ આવી જાય કે હું એકલો આવ્યો છું, એકલો જવાનો છું. વિભાવ ભાવથી જે કર્મ બાંધીશ તે એકલો ભોગવવાનો છું. સર્પને પકડવો હોય તો સાણુસો ચાલે પણ હીરાકણીથી તે ન પકડાય. તેને માટે તો સાણુસો જોઇએ. તેમ આત્માનું સુક્ષ્મ નિરીક્ષણ કરવા માટે બાદર ઉપયોગ ન ચાલે, સુક્ષ્મ ઉપયોગ જોઈએ. આત્મા ચૈતન્ય ઘન આનંદનો પીંડ અને જ્ઞાનનો દરિઓ છે. જ્ઞાનીઓએ આત્મ સ્વરૂપનો અનુભવ કરીને કથન કર્યું છે. વીતરાગ પરમાત્મા પર તેમને શ્રદ્ધા ખરી? એક વૈજ્ઞાનિક કોઈ નવી દૃષ્ટિ બહાર આપે તો તેનું તમને મહાત્મ્ય આવે, તે

એક શોધ પાછળ કરોડો રૂપીઆનો ધુમાડો કરે છે, છતાં "જેમ્સ. જીન્સ." વિગેરે ધુરંધર ગણાતાં વૈજ્ઞાનિકો ચોકખા શબ્દોમાં કહે છે કે, અમારા જ્ઞાનની નદીનો પ્રવાહ સતત ફરતો રહે છે. અમારા કેટલાય નિર્ણયો બરફની જેમ "મેલ્ટીંગ પોઈન્ટ" ઉપર આવીને ઉભા રહે છે. સો વર્ષ પૂર્વે જાહેર કરેલા અમારા કેટલાય આવિષ્કારો સો વર્ષ બાદ સાવ ખોટા સાબીત થઇ ગયા છે. માટે અમે તમને કહીએ છીએ કે અમે સત્યના શોધક હોવા છતાં સદા સત્યને પામનારા નથી. માટે અમારી ઉપર પૂર્ણ વિશ્વાસ મુકશો નહિ. આવા કેટલાય વિદ્વાનો-વૈજ્ઞાનિકો બહાર પડે છે. છતાં લોકોને જેટલી શ્રદ્ધા તેઓમાં છે તેટલી વીતરાગ પરમાત્મા ઉપર નથી. પરમાત્મા ત્રિકાળદર્શી છે. તેમના વચનની સત્યતા તો આત્માનંદના અનુભવ પછીની છે. પરમાત્માની વાત કદી પણ મિથ્યા હોય જ નહિ. જ્ઞાની પુરૂષોએ નિસ્વાર્થ ભાવે કોઈ પણ જાતની અપેક્ષા રાખ્યા વિના ઘણું બતાવ્યું છે. તેનું મહાત્મ્ય લાવો.

અનંત શક્તિ તારી અંદર ભરેલી છે. બાહ્યદૃષ્ટિ બંધ કરી આંતર મંથન કર, તો આત્માનો અવશ્ય સાક્ષાત્કાર થશે. ભવ ભ્રમણથી કંટાળો આવ્યો હોય, આત્માની શાશ્વત લક્ષ્મીને મેળવવી હોય તો પરભાવથી પાછા વળો. અને જ્ઞાનનો દીપક પ્રગટાવો. જ્ઞાનથી તત્વ, અતત્વ, ધર્મ, અધર્મ, જીવ, અજીવ, પુણ્ય; પાપ, આશ્રવ, સંવર, બંધ અને મોક્ષ જેમ છે તેમ દેખાશે. દીપક કાંકરા પણ દેખાડે અને હીરો પણ દેખાડે. ગ્રહણ શું કરવું અને તજી શું દેવું તે જોનારના હાથની વાત છે. આત્મા રૂપી હીરો ખોવાઈ ગયો છે, તેની શોધ કરવાની જરૂર છે.

> મેરા હીરા હેરાઇ ગયો કચરે મેં, કોઈ પાણી કોઈ પથ્થરમેં. મેરા૦
> કોઈ આબુજી કોઈ શિખરજી, કોઈ પાલીતાણા વસનેમેં–મેરા.
> ગયો હતો જે કરમાંથી, મને હીરો મળી ગયો ઘરમાંથી,
> સાફ કરી ગુરૂજીએ બતાવ્યો, બોધ કરી બહુ બળમાંથી,
> મને હીરો મળી ગયો ઘરમાંથી."

૮૪ લાખના કચરામાં આત્મા ખોવાઈ ગયો છે. આત્માને શોધવા માટે કોઇ કાશીએ જઈ કરવત મૂકાવે છે. કોઇ ગંગામાં ડૂબકી મારે છે. કોઈ પાલીતાણા જઈ નવાણુંની યાત્રા કરે છે. કોઇ સમેત શિખર, આબુ, અંબાજી વગેરે સ્થળોએ યાત્રા કરવા જાય છે.

કોઈ આખા શરીરે ભભૂત લગાડી જાપ કરે છે, કોઇ જટા ધારણ કરે છે. આમ અનેક જિજ્ઞાસુઓ જાતજાતના અને ભાતભાતના પ્રયોગો કરે છે, છતાં હીરો હાથ આવતો નથી. કારણ હીરો છે અંદરમાં અને શોધ ચલાવી રહયો છે બહાર! બહાર લાખોના પાણી કરી નાખ્યા પણ અર્થ સર્યો નહી. હીરાની શોધમાં જીવાત્મા ખૂબ ભટકયો પણ જ્યાં છે ત્યાં શોધ કરવી જ રહી ગઇ છે. સ્વ સામે જોવાતું પણ નથી. જે છે તે અંતરમાં છે. અંધ

અનુકરણ મૂકી ઠાણેણું મોણેણું ઝાણેણું અપ્પાણું વોસિરામિ કરી બેસી જાઓ. ઠરી જાઓ અને વિચાર કરો કે આનંદનો પિંડ આત્મા અને આનંદ દેખાય કાં નહિ? નાટકના પડદાના દૃશ્યો જોઇ વાસ્તવિક સ્વરૂપને ભુલી રડવા માટે બેસું? બહાર દેખાય છે તે સ્વરૂપ મારૂં સ્વરૂપ નથી. હું તો તે બધાથી નિરાળો છું.

જીવનમાં એકવાર પણ આત્મ–તત્વરસ અનુભવ્યો હોય પછી તેની ખુમારી ઉતરે નહિ. લીંડી પીપરને ૬૪ પહોર સુધી ઘુંટવાથી તેમાં તાકાત આવે છે, શક્તિ પ્રગટ થાય છે, જરાક તેને ખાવાથી પણ શરીરમાં ગરમાવો આવે છે. પીંપરમાં શક્તિ હતી તે વ્યક્ત થઇ છે ઉંદર કે કાનકડીયાની લીંડી ખાવાથી ગરમી કે તાકાત ઉત્પન્ન ન થાય. તેમ અનંતજ્ઞાન, અનંતદર્શન અનંત વીર્યનો સ્વામી આત્મા છે. તેમાં ઘૂંટણ કરો તો શક્તિ પ્રગટે. પણ જડ પદાર્થો પાછળ ગમે તેટલું ઘુંટણ કરશો છતાં તેમાંથી આત્મ તાકાત પ્રગટવાની નથી. પરના વિચારો અને તેનાં સંકલ્પ વિકલ્પો ચાલ્યા જ આવે છે. તેને લાવવા પડતાં નથી. કારણ અનાદિકાળથી તેનો અભ્યાસ થઇ પડયો છે. હવે તેને દૂર હટાવી આત્મ સ્વરૂપમાં સ્થિર થવાની સાધના કરવાની જરૂર છે. અનંત રિદ્ધિ–સમૃદ્ધિનો સ્વામી એવો હું, સિદ્ધની સાથે બેસવાની મારી યોગ્યતા અને આજે અહીં રખડતો શા માટે!

સાધનો સુંદર મળ્યાં છતાં રીઢા શા માટે બની ગયો છું કે ઘર સામે જોવાનું જ સુઝતું નથી! બુદ્ધિના અનેક ખેલ ખેલનાર વકીલ, ડોકટર આદિના હાથમાં સાવરણો શોભે ખરો? અનંત શક્તિસંપન્ન આત્મા, નહીં કરવા યોગ્ય કામ કરી રહ્યો છે તે શું તેને માટે શોભાસ્પદ છે?

જડભાવને મૂકી આત્મતત્વની જ વિચારણા કરવી તે તારૂં કર્તવ્ય છે. તે માટે પ્રથમ સમ્યક્ દર્શનની જરૂર છે. એકડા વિનાના હજાર મીંડા પણ નકામાં છે. તેમ સમ્યગ્દષ્ટિ વિનાની ક્રિયા ભવકટ્ટીના કારણરૂપ બનતી નથી. હું આત્મા છું એવા ભાવો જાગૃત કરો. પરથી હું સુખી, પરથી હું દુઃખી એમ માની આત્મા ખુવાર થઇ ગયો છે. બૈરી રાજી તો હું રાજી, મારૂં ધાર્યું થાય તો હું રાજી, ન થાય તો મિજાજ જાય! આવું એક ભવથી નહીં પણ અનંત ભવથી આત્મા કરતો આવ્યો છે. આમાં કોઈ વિશેષતા નથી. કાંકરા પ્રાપ્ત કરવામાં ગાળી નાખવા જેવી આ જીંદગી નથી. કારણ એકઠાં કરેલા ધૂળના ઢેફા તો મૂકીને ચાલ્યા જવાનું છે, સાથે કાંઈ આવવાનું નથી. ધન પ્રાપ્તિ માટે ધમાધમ ઓછી કરો. તમે તો એમ માનો છોને કે પૈસા જ જીવનનું સર્વસ્વ છે. પૈસા પાસે હોય તો બધે ભાવ પૂછાય, માન કીર્તિ મળે અને સમાજમાં આગળ આવી શકાય. પૈસાવાળો કાળો હોય, ખૂંધ નીકળી ગઈ હોય છતાં તેને સૌ 'સાહેબ સાહેબ' કરે છે. પૈસાવાળા ભાઈને બહેની પ્રેમથી સત્કારે છે. માતા દીકરી–દીકરો કરે છે. આજે સમાજમાં પૈસાનું

સ્ટાન્ડર્ડ ઉંચું છે, અને આત્માનું નીચું છે. પણ મહાનુભાવો! હવે દૃષ્ટિ ફેરવવાની જરૂર છે. સ્વ તરફ દૃષ્ટિ સ્થાપો, સ્વનો અનુભવ લાવો, તેનું ગૌરવ વધારો તો જડભાવનું મહાત્મ્ય એની મેળે ઘટી જશે.

નિષધકુમારની પાસે અઢળક સંપત્તિ છે. રાજાના પુત્ર છે, છતાં પૌષધમાં ધર્મ જાગ્રિકા જાગતાં જાગતાં તેમને વિચાર ઉત્પન્ન થાય છે કે "ભગવાન નેમનાથ અહીં પધારે તો હું દીક્ષા અંગીકાર કરૂં" કેવી ઉમદા ભાવના ભાવી રહ્યા છે! પૂર્વે સંયમની ઉત્કૃષ્ટ આરાધના કરી છે. આ ભવમાં પણ જ્ઞાનદાતા, ચક્ષુદાતા, તરણતારણ, સર્ચલાઈટ ફેંકનાર પ્રભુ મળી ગયા છે. જીવની પાત્રતા હોય ત્યારે ત્રિલોકીનાથ પરમાત્મા જીવન રથના સારથી બને છે અને આત્મ-ઘરનાં અંધારા ઉલેચાઇ જાય છે.

કરોડો દીપકની હારમાળા કરવામાં આવે તો પણ અંતરના અંધારા જાય નહિ. તેને માટે તો જ્ઞાનચક્ષુની જ જરૂર પડે અને તે પ્રાપ્ત થયા પછી દૃષ્ટિ નિરાળી બની જાય.

આજ સુધી પૈસામાં, સ્ત્રીમાં, પુત્રોમાં, પરિવારમાં સુખ માન્યું હતું. હવે એક મોક્ષનું સુખજ સત્ય લાગે છે. નિષધકુમાર વિચાર કરે છે કે, આધ્યાત્મિક દૃષ્ટિ ખીલવનાર પરમાત્માનું શરણ ગ્રહણ કર્યું છે. હવે સંસાર વધે તેવા કાર્યો મારાથી થાય જ નહિ. ભાન નહોતું ત્યાં સુધી ભોગ્ય પદાર્થમાં રસ લીધો. હવે મારો આત્મા ત્યાં ન રાચે. આવી સમજણ તમને ક્યારે આવશે? જડનો મોહ ઉતારવા જેવો છે. તે વાત ગળે ઉતરે છે ખરી? દૃષ્ટિ પરિવર્તનની જરૂર છે. એક રૂષ્ટપુષ્ટ ગાય પાસે ચમાર આવે તો તેની દૃષ્ટિ ચામડા પર પડે છે. કસાઈ આવે તો તેની દૃષ્ટિ માંસ પર પડે છે. (ગોપન) ગોવાળ આવે તો તે વિચારે કે કેવી સરસ ગાય છે. એક ટંકનું આટલા મણ દુધ આપે! અને એજ ગાયને યોગી જોવે તો તે વિચારે કે આ ગાયના ખુરખા નીચે મારા જેવો જ આત્મા છે. આ ગાય તેનું આયુષ્ય પૂર્ણ કરી મનુષ્ય થાય. અને ભગીરથ પ્રયત્ન કરે તો તેનો આત્મા મોક્ષમાં પણ ચાલ્યો જાય. તિર્યંચના નીકળેલા મનુષ્ય થઈ એક સમયે દસ સિદ્ધ થાય ને મનુષ્યાણીના નીકળેલા એક સમયે વીસ સિદ્ધ થાય.

ગાયને જોનારા ચાર જણાં છે. પણ ચારેયની દૃષ્ટિમાં કેટલો ફેર છે? તેમ જગતનું સ્વરૂપ તો જે છે તે છે જ. તું તારી દ્રષ્ટિનું પરિવર્તન કર. સમ્યક દ્રષ્ટિ આત્માને કોઈ દુશ્મન નથી લાગતો. તેને સચોટ શ્રદ્ધા હોય છે કે મને કોઇ દુઃખ આપી શકે નહિ. મારાં કર્મો બધાને બોલાવે છે. તેઓ તો બાહ્ય નિમિત્ત છે, મારા પોતાના કર્મ વડે જ હું પીડા-દુઃખ અનુભવું છું. સાધક આત્માના જીવનમાં અનુકુળ-પ્રતિકુળ પ્રસંગો આવે! તેની સાધનામાં બાધકરૂપ બનનાર નિમિત્તો પણ આવે. પણ જે હમેશા જાગૃત છે, પર પ્રત્યેનું જેનું લક્ષ્ય ટળી ગયું છે, તે પોતાના જ દોષ અને બીજાના ગુણ તરફ દૃષ્ટિ કરે

છે. તે સમજે છે કે કર્મનો કબાલો પાકે ત્યારે એક યા બીજા કોઈક તો નિમિત્ત રૂપ બને જ. તમારે પણ પ્રગતિ કરવી હોય, આત્મ સાર્થક કરવું હોય તો દૃષ્ટિ પલટાવો.

જગતના વ્યવહારો કરવા પડે પણ ઉમળકાથી અને ઉત્સાહપૂર્વક ન કરો. ફરજ બજાવી અળગા બની જાઓ. પણ તેમાં લેપાશો નહિ. પિતા જાણતો હોય કે મારી પુત્રીના લગ્ન થશે તો છ મહિનામાં તેને વૈધવ્ય આવશે. તો તે, પહેલા તો દીકરીને સંસારની અસારતા સમજાવે. લગ્ન નહી કરવા આગ્રહ કરે. પણ દીકરી ન સમજે અને તેના રોમરોમમાં લગ્નની તાલાવેલી હોય તો લગ્ન કરવા પડે પણ પિતાનું હૈયું પ્રમોદિત ન થાય. તેના હૃદયમાં આનંદ ન હોય. કારણ કે તેનું ભાવિ તેના લક્ષમાં છે. તે જાન સાચવે, દીકરીને કરિયાવર પણ કરે, છતાં તેમાં તે ઓતપ્રોત ન બને. અને છ મહિના પછી જમાઈનું અવસાન થાય તો અત્યંત શોક પણ ન થાય. કારણ કે તે જાણતો જ હતો કે આ પ્રમાણે થવાનું છે. તેથી તટસ્થ બુદ્ધિ રાખી શકે. કેવળજ્ઞાની, પરમાત્મા પાસે અનંત જ્ઞાન છે. તેઓ અનેક પ્રસંગોને જુએ છે, છતાં તેમાં રાગદ્વેષ કરતાં નથી. જ્ઞાન હર્ષ શોક ન કરાવે પણ મોહદશા-અજ્ઞાન દશાને લીધે પલટાતી પરિસ્થિતિમાં હર્ષ અને શોક થાય છે. કેવળી ભગવંતને મોહનીય કર્મનો ઉદય નથી તેથી નિર્લેપ રહી શકે છે. જ્ઞાન દીપક વડે જીવન મહેલના કચરા દેખાય છે. પણ તેને દૂર કરવા સત્સંગ રૂપી સાવરણી લેવી જોઈએ. આત્માને ઓળખો તો બેડો પાર થઈ જશે એમ જૈન દર્શન નથી કહેતું. ચારિત્ર વિનાના બોલકણા જ્ઞાનની બે કાવડીઆની પણ કીંમત નથી.

નિષધકુમાર મહિનામાં છ પૌષધ કરતાં હતાં. તમને તો રવિવાર સિવાય ઉપાશ્રયે આવી ધર્મક્રિયા કરવાનો ટાઈમ પણ નથી મળતો. અને રવિવારે પણ અનેક પ્રોગ્રામોમાં જવાનું હોય ને બધું પતાવ્યા પછી ટાઈમ રહે અને કંટાળો ન આવે તો. ધર્મમાં જોડાવો, ખરૂંને ? નિષધકુમાર પૌષધમાં સંયમની ભાવના ભાવે છે. તેમનો અધ્યવસાય પ્રભુના જ્ઞાનમાં દેખાયો અને તેમનો કાળ પણ પાકી ગયો છે તે પણ દેખાયું.

ભગવાન નેમનાથ એક ગામથી બીજે ગામ વિહાર કરતાં કરતાં દ્વારકા નગરીમાં પધાર્યા.

જ્યાં ઘણી ઝાડી હોય, પર્વતની હારમાળા હોય, ત્યાં વરસાદને આકર્ષાઈને પણ આવવું જ પડે. તેમ ઘણા ભાવિકો જ્યાં વસતા હોય ત્યાં સંતોને આકર્ષાઈને આવવું પડે છે. તમારૂં પણ આ વીરક્ષેત્ર છે. અહીં કેટલા સંત મહાત્માઓ આવી ગયા ? ઘણાં સંતો તમને પાણી પાયા કરે છે, પણ એ વાણીરૂપી પાણીનું યથાર્થ પાલન કરી જીવનમાં ઉતારનારા કેટલા છે ?

ધર્મ સાંભળવો જોઈએ. તેના પર રૂચી લાવી જીવનમાં પરિણમાવવો જોઈએ, ધર્મ જીવનનું એક અંગ ન બની જાય તો આગળ વધી શકાય નહિ.

"નહિ એકેય સદ્‌ગુણ" પણ મુખ બતાવું શું ય!

જે વિદ્યાર્થી અભ્યાસમાં કાચો હોય તેને પરીક્ષા નથી દેવી. ફી ભરી છે, ચોપડીઓનો ખર્ચ કર્યો છે, પણ અંતરઆત્મા સાક્ષી પૂરે છે કે હું પરીક્ષામાં બેસીશ તોય કોરા પેપર મૂકવા પડશે.

કારણ અભ્યાસના ટાઈમે રમતગમત જ કરી છે. અને પછી પેપર કોરૂં મૂકતાં શરમાવું પડશે. તેમ તમારો આત્મા સાક્ષી પૂરે છે કે અમે કાચા છીએ?

હોંશીયાર વિદ્યાર્થી પરીક્ષા આવતાં આનંદિત અને વધુ સજાગ બને છે. નંબર જવા દેવો નથી. એવા નિર્ણય સાથે તે પરીક્ષા આપે છે. અને ઉત્તીર્ણ થાય છે. તમે પણ હોંશીયાર હશો તો કસોટી આવતાં આનંદિત થશો. અને ધર્મમાં વધુ ઉજ્જવળ બનશો.

ભગવાન નેમનાથ અઢાર હજાર સાધુ સહિત દ્વારિકા નગરીમાં નંદન-વનમાં સમોસર્યા છે. જેને તરવાના ભાવ થાય તેને માટે પ્રભુ તરણતારણ છે.

ભગવાનની અમૃતમય વાગ્ધારા છૂટે છે. ભવ્ય આત્માઓ તેનું પાન કરી પોતાની જાતને કૃતકૃત્ય માને છે. ઘન ગાજે અને મોર નાચે તેમ ભવ્યોના હૈયાં અષાઢી મેઘની ધારા જેવી જ્ઞાનધારા ઝીલતાં આનંદ અનુભવે છે. અંતરઆત્મા ઝણઝણી ઉઠે છે. હૃદય, ધર્મ ભાવનાઓથી ભરપૂર બને છે.

નિષધકુમારના હૈયામાં પણ આનંદનાં મોજાં ઉછળી રહ્યા છે. તેઓ તો પ્રભુ પધારે તેવી ભાવના ભાવી રહ્યા હતાં અને પ્રભુ પધાર્યા. તેમને શ્રદ્ધા છે કે પ્રભુ મને અંધકાર-માંથી પ્રકાશમાં અને દેશવિરતિમાંથી સર્વવિરતિમાં લઈ જશે. એટલે ઉમંગ માતો નથી.

"જેની જોતાં વાટડી એવા નર આવી મળે,
ઉઘડે હૈયાના દ્વાર કુંચી નહીં ત્યાં કામની."

નિષધકુમારને તો માગ્યા મેહ વરસ્યા છે. હૈયાનો મોરલો નાચી ઉઠયો છે.
યશોવિજયજી મહારાજ કહે છે,
મીઠી હો પ્રભુ મીઠી તારી વાણ લાગે હો પ્રભુ લાગે જેસી રસ શેરડીજી,
ભૂખ્યા હો પ્રભુ ભૂખ્યા મળ્યા રસથાળ
તરસ્યા હો પ્રભુ તરસ્યા દિવ્ય ઉદક મળ્યાજી,
થાકયા હો પ્રભુ થાકયા મળ્યા સુખપાળ
ચાહતાં હો પ્રભુ ચાહતાં સજ્જન હેજે મળ્યાજી.

ભૂખ્યાને ભોજન, તરસ્યાને પાણી, થાકયાને સુખપાળ મળે તો કેટલો આનંદ થાય? સંસારથી થાકેલાઓને સંયમરૂપ સુખપાલ દેવા પરમાત્મા પધાર્યા છે, સંયમનો માર્ગ

સર્વશ્રેષ્ઠ છે. કર્મ કાપવાનું એક નંબરનું અમોઘ સાધન છે. એક યુવાન ચારે બાજુથી ઘેરાઈ ગયો છે. દેવું ખૂબ વધી ગયું છે, કુટુંબનું પોષણ કેવી રીતે કરવું એ મુંઝવતો પ્રશ્ન તેને અકળાવી રહ્યો છે. જીવનમાં હતાશા અને નિરાશા આવી ગઈ છે. ચારે બાજુ નોકરી શોધે છે પણ મળતી નથી. અંતમાં માંકડ મારવાની દવા ખરીદે છે અને જીવનનો અંત આણવાનો વિચાર કરે છે. તેને એક મિત્ર છે તેને પણ મળવા આવવાનો સંદેશો કહેવરાવે છે. મિત્ર આવે છે, તેની સાથે સ્નેહભરી વાતો કરે છે. પણ ઘરની પરિસ્થિતિ જણાવતો નથી. બજારમાંથી મીઠાઇ ખરીદે છે અને બાળકોને તથા સ્ત્રીને ખૂબ પ્રેમથી ખવડાવે છે. પછી પોતે અમુક કામ અંગે બહાર જાય છે, અને મિત્ર ઘેર છે. એકાએક મિત્રની દૃષ્ટિ માંકડ મારવાની દવા પર પડે છે. તેને વિચાર આવે છે કે આ દવા જૈનના ઘરમાં ન હોય, મારો મિત્ર શા માટે લાવ્યો હશે! શું તેની ભાવનામાં અશુભ તો કાંઈ નહીં હોય ને? તે મિત્ર દવાની બાટલી કબાટ પરથી નીચે ઉતારે છે અને દવા બહાર ગટરમાં નાખી દઈ શીશીને બરાબર સાફ કરી તેમાં નિર્દોષ દવા ભરી દે છે. રાત્રે પેલો યુવાન ઘેર આવે છે, બધાં સાથે ખૂબ વાતો કરે છે અને મોડી રાત્રે બધાં સૂઈ જાય છે, પણ પેલા યુવાનને ઉંઘ આવતી નથી. બધા સુઇ ગયા છે તેની ખાત્રી કરી તે ઉભો થાય છે અને પેલી બાટલી ઉતારી તેમાં રહેલી દવા પી જાય છે. પછી પથારીમાં પડી મૃત્યુની રાહ જોઈ રહ્યો છે. દવાની કાંઇ અસર થતી નથી, નાડો તુટતી નથી, ચક્કર આવતા નથી, મૃત્યુના કોઇ ચિન્હ દેખાતા નથી. કલાક....બે કલાક પસાર થયા, એમ કરતાં રાત્રી પસાર થઈ ગઇ. તેનો મિત્ર સુઈ જવાનો ડોળ કરી પડયો છે અને આ બધી પ્રક્રિયા જોઈ રહ્યો છે. સવાર પડે છે. સૌ જાગૃત થાય છે. નિત્યકર્મથી નિવૃત્ત થઇ પેલા યુવાનને તેનો મિત્ર પૂછે છે મિત્ર! "હું તારો સુખદુઃખનો સાથી છું, તારૂં દુઃખ તે મારૂં દુઃખ છે. આખી રાત તને ઉંઘ નથી આવી તે હું જાણું છું. અને તું મૃત્યુની રાહ જોઇ રહ્યો હતો તે મારા ખ્યાલ બહાર નથી. સદભાગ્યે મને બુદ્ધિ સુઝી અને મેં માંકડ મારવાની દવા ફેંકી દીધી અને તેમાં બીજું પ્રવાહી ભરી દીધું. પણ હવે તું પણ દિલ ખોલીને વાત કર કે તારે શી મુંઝવણ છે! આજ સુધી તારી પરિસ્થિતિ મને શા માટે જણાવી નહિ? આવો સુંદર માનવભવ ફરી ફરી મળવો મુશ્કેલ છે. તારી પાસે શું નથી એના કરતાં શું છે તેનો વિચાર કર. કેવો સુંદર નિરોગી દેહ છે! આજ્ઞાંકિત પત્ની અને પ્રેમાળ બાળકો તને પ્રાપ્ત થયાં છે, આશાવાદી અને ઉત્સાહી બન, તો જીવનના આ ચંદરવાને ચાર ચાંદ લગાડી શકાશે. તારા જીવનમાં જામેલાં નિરાશાના જાળાને આશાવાદી વિચારની તલવારના એકજ ઝાટકે સાફ કરી નાખ, અને પરમ આશાવાદી વિચારસરણીને જીવનમાં સ્થાન આપ અને આજથી સંકલ્પ કર કે આજથી હું નવા જીવનનો આરંભ કરૂં છું. આશાવાદના આયુધ સાથે હું જીવનનો સંગ્રામ ક્ષેત્રમાં પ્રવેશી રહ્યો છું. નિરાશાવાદી વિચારોને ભૂતકાળની ખાઇમાં ફંગોળીને

સળગાવી દીધો છે. આજથી તમામ નિરાશાવાદને રામ....રામ. સંયોગો મને કાંઈ કરી શકશે નહીં. સંયોગોનો યથોચિત ઉપયોગ કરી હું જ મારા જીવનનો ઘડવૈયો બનીશ. આપણે નિરાશ અને હતાશ થવા સર્જાયા નથી. આશાવાદ તો આપણો અમર વારસો છે. નિરાશાવાદના ફટકીયા મોતીને આપણે સ્પર્શવાનું પણ ન હોય. અણમોલ આશાવાદના મોતીના જ ચારા ચરવાના હોય ઉઠ! જાગૃત થા! નિરાશાવાદની બેડીઓમાં જકડાએલી પાંખને મુક્ત કર. અને આશાવાદના ઉચ્ચ આકાશમાં ઉડયન આદર. ફૂલને શુળ હોય છે, એનો વિચાર ન કરવો જોઈએ. પણ શુલ વચ્ચે પણ ફૂલ ખીલી શકે છે. એમ વિચારી આનંદ પ્રાપ્ત કરવો જોઈએ. જીવન છે તો તેમાં મુશ્કેલીઓ આવે, પણ તેમાંથી માર્ગ કાઢવો તે આપણું પરમ કર્તવ્ય છે."

મિત્રના આશાવાદી અને સહાનુભૂતિભર્યા શબ્દો સાંભળી પેલા યુવાનમાં નવો ઉત્સાહ પ્રગટ થયો અને તેણે પોતાની ભૂલને કબૂલ કરી નવા જીવનનો પ્રારંભ કર્યો. મિત્રે બધું દેવું ભરી દીધું અને પોતાને ત્યાં લઈ જઈ પોતાની પાસે ધંધામાં લગાડી દીધો. મુંઝવણમાં માર્ગ દર્શન આપનાર અને દેવામાંથી મુક્ત કરનાર સજ્જન પુરૂષ મળે તો કેટલો આનંદ થાય?

નિષધકુમારને પણ કર્મના દેવા ચુકવવાનો માર્ગ બતાવનાર જન્મ-મરણથી ઉગારી લેનાર ભગવાન નેમનાથ પ્રભુ મલ્યા છે. હૈયું વધારે ને વધારે સંયમ માર્ગને અપનાવવા અધીરૂં બની રહ્યું છે. પ્રભુને હાથ જોડી મસ્તક નમાવી વંદન કરી કહે છે. હે તરણ-તારણ આરાધ્ય દેવ! આપની વાણી મને રૂચી છે. તેના પર શ્રદ્ધા થઈ છે. આપ કહો છો તે સત્ય છે. આચરવા યોગ્ય છે. હું દીક્ષા લેવા માટે તૈયાર થયો છું. મારા માતા-પિતાની આજ્ઞા લઈને આવું છું.

ભગવાન નેમનાથ પ્રભુએ નિષધકુમારને પ્રત્યુતર આપતાં કહ્યું: અહા સુહં દેવાનુપિયા, મા પડિબદ્ધ કરેહ" આપને સુખ ઉપજે તેમ કરો. ધર્મકાર્યમાં વિલંબ કરશો નહિ. નિષધકુમાર માતાપિતા પાસે આજ્ઞા કેવી રીતે માગશે તે અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન...૧૦૪

### કારતક સુદ ૧૪ ને સોમવાર તા. ૧-૧૧-૭૧

અહીં નિષધકુમારનો અધિકાર ચાલે છે. નિષધકુમાર પ્રભુ નેમનાથ પાસેથી વૈરાગ્ય-વાસિત હૈયે રાજ્યમાં આવે છે. આજે એમના હૈયાની ઊર્મિઓ હૈયામાં સમાતી નથી. કરોડો રૂપિયા એકાએક પ્રાપ્ત થાય અને જે હર્ષનાદ થાય તેના કરતાં પણ અધિક હર્ષ તેઓ અનુભવી રહેલા છે. તેઓ ભાવી અણગાર થવાના સ્વપ્નમાં નાચી રહ્યા છે. રાજ્યમાં આવી તરત માતપિતા પાસે આવે છે. માતાપિતાને નમન કરી વિનયપૂર્વક દીક્ષાની આજ્ઞા માગે છે.

નિષધકુમારની વાત સાંભળી માતપિતાને આશ્ચર્ય થાય છે. પચાસ પચાસ રમણીઓનો ભરથાર, અઢળક લક્ષ્મીનો સ્વામી અને ભાવિનો રાજા તેને આ ભોગને અવસરે યોગ લેવાની ઈચ્છા શા માટે થાય ?

માતાપિતા સંયમની અંદર આવતી મુશ્કેલીઓ તથા અનુકુળ પ્રતિકુલ ઉપસર્ગોની અનેક વાતો સમજાવે છે. અને કહે છે " બેટા ! ફુલની શૈયામાં સુનાર, સુખના સાધનાથી જીવન ચલાવનાર, મુશ્કેલીનું દર્શન પણ કર્યું નથી. એથી તું સંયમ ન પાળી શકે. અહીં ખમ્મા ખમ્મા થાય છે. એક માગ ત્યાં અનેક વસ્તુ તારી સામે આવે છે. આ તારી પચાસ પત્નીઓ પણ તને કેટલી અનુકુળ છે. વળી પ્રજા પણ તને કેટલી ઈચ્છી રહી છે, માટે આ બધું છોડી તારે સંયમને પંથે જવું તે યોગ્ય નથી. રાજ્ય ચલાવતાં ચલાવતાં યથાશકિત ધર્મધ્યાન કર. માતપિતાના કોમળ અને લોભામણાં વચનો સાંભળી નિષધકુમાર કહે છે. "હે માતા પિતા ! આ સંસારનાં સુખો ગમે તેટલાં સોહામણાં દેખાતાં હોય પણ તે જીવને ભવચક્રમાં ભમાડનાર છે દુર્ગતિમાં લઈ જનાર છે. વળી આ જીવે અનંત જન્મમાં અનંતીવાર દેવતાના સુખો પણ ભોગવ્યા છે. અને નારકીની અત્યંત વેદના પણ સહન કરી છે નારકીના દુઃખ પાસે સંયમનું કષ્ટ તે કાંઇ હિસાબમાં નથી વળી જે કાયર છે તેને સંયમ પાળવો દુષ્કર લાગે છે શૂરવીરને માટે કઇ અઘરૂં નથી મારે હવે મારા આત્માનું શ્રેય કરવું છે અને પ્રભુ નેમનાથના જેવા નાથ મળ્યા. અને હું અનાથ રહી જાઉં ? અમૃત ભોજનનો થાળ મારી સામે આવ્યો હોય અને હું ભૂખ્યો રહી જાઉં ? ક્ષીર સમુદ્રના અમૃત સમા વારીનું પાન કરવાનો અવસર આવ્યો અને લવણ સમુદ્રના ખારા જળની ઈચ્છા કરૂં ? વળી હું જે ત્યાગ કરવાનો છું તેના કરતાં અનંતગણું પ્રાપ્ત કરવાનો છું. માટે આપ મને શીઘ્રમેવ દીક્ષાની આજ્ઞા આપો. હવે મારે આ ચાર ગતિના દુઃખ જોવા નથી. પાંચમી ગતિ કે જયાં ગયા પછી કદી પાછું આવવાનું નથી, તે પ્રાપ્ત કરવી છે.

" કેવા કેવા વર્ણન સ્વામી, મેં સુણ્યા એ મલકના,<br>
અધીરો બન્યો છે મારો આત્મા એ....જી....રે,<br>
જન્મ જરા મૃત્યુ કેરા દુઃખડાને બદલે સ્વામી,

રહેવાનું ત્યાં તો સુખના શાશ્વતા સહવાસમાં,
એ.... ચાર રે ગતિના ફેરા હવે નથી કરવા મારે,
કરવો છે કાયમનો વસવાટ, પંચમલોકમાં....દુઃખડાં નિવારો. મારા...."

પરમકૃપાળુ પરમાત્મા પાસે હું માત્ર એક જ પ્રાર્થના કરું છું, ભક્તિભાવે વિનંતી કરૂં છું કે હે નાથ! મોક્ષના શાશ્વતા સુખનું વર્ણન સાંભળી મારો આત્મા અધીરો બન્યો છે. હવે મને એ પાંચમી ગતિમાં જવાનો માર્ગ દેખાડો. મારે ત્યાં કાયમ માટે વસવાટ કરવો છે. મને આ દેખાતા સુખમાં દુઃખના ભણકારા સંભળાય છે.

"ઝરણુ ચાલ્યું જતું તેમ આ જીવન છે, ક્ષણિક વિદ્યુત સમા આ વિલાસો,
મેઘ છાયા સમી લક્ષ્મી ફરતી રહે, બે ઘડીનો બધો આ તમાસો,
વાયુના શોર જોર શા જોબનતણા, ક્ષણજીવી ચમકમાં રાચવું શું?
કાચ બીલોરી આ દેહ ફુટી જશે, ક્ષણિક વૈભવ મદે નાચવું શું?

આ વૈભવો અને વિલાસો બધું ક્ષણિક છે. મેઘધનુષ જેવી આ લક્ષ્મી પણ થોડા સમય પૂરતી જ છે. આ યુવાની ક્ષણિક છે અને આ જીવન પણ બીલોરી કાચ જેવું છે. તે ક્યારે નષ્ટ થઈ જશે તેની ખબર ન પડે. આવા ક્ષણિક સુખના મોહ શા કરવા? ક્ષણિક વૈભવના મદમાં નાચવું શું? માટે મારે દીક્ષા લેવી છે, આપ મને આજ્ઞા આપો.

જીવ અજ્ઞાનને વશ થઈને જગતને, જગતના પદાર્થોને, વૈભવોને, પરિવારાદિને પોતાના માને છે, પણ જ્ઞાની પુરૂષો કહે છે, તું જેને તારૂં માને છે, તે તારૂં નથી. તારા સાથે આવવાવાળું પણ નથી. જીવ એકલો આવ્યો છે અને પરભવમાં પણ એકલો જ જવાનો છે.

"આવ્યો જીવ એકલો, જાય જીવ એકલો, શુભાશુભ કર્મોનો સથવારો લઈ,
જેવાં કર્મો કરશો તેવું પામશો રે, આવ્યો જીવ એકલો...."

સારાં નરસાં કર્મો જીવ એકલો ભોગવે છે. કરેલાં કર્મો ભોગવ્યા વિના છૂટકો નથી. એક માણસ દર્દથી ખૂબ પીડાય છે. અસહ્ય દર્દ સહન ન થવાથી "બચાવો બચાવો" ના પોકાર પાડે છે. સ્નેહી સ્વજનો તેની ચારે બાજુ બેઠા છે. છતાં કોઈ તેના દર્દને લઈ શકે ખરાં? જેની પાસે લાખો રૂપિયા હોય તેને દર્દ નહિ આવે એવું ખરૂં? મોટા મોટા સર્જન ડોકટરો જેની પાસે કાયમ રહેતાં હોય અને નાડ ઝાલી બેઠા હોય તો પણ મૃત્યુ નહિ આવે તેવું ખરૂં?

મૃત્યુથી બચાવવાને કોઈ સમર્થ નથી. એંસી વર્ષના દાદા જીવતા હોય, અને વીસ વર્ષનો જુવાનજોધ પુત્ર અવસાન પામે છે. દાદા મૃત્યુને ઝંખી રહ્યા હોય તેને ન

અને લાંબુ જીવવાની અભિલાષા રાખી રહ્યા હોય તેને હાર્ટફેઈલ થઇ જાય. દાદાને એમ થાય કે મારૂં થોડું આયુષ્ય મારા પુત્રને આપી દઉં, શું આપી શકાય ખરૂં? "ના." આયુષ્ય દીધું દેવાય નહિ. અને લીધું લેવાય નહિ. જ્યારે જીવને સાચી રીતે સમજાય કે સ્વજનોમાં મારૂં કોઈ નથી. ત્યારે તે વ્યક્તિ, સત્તા માટે કે વૈભવ માટે કોર્ટે ન ચડે. કોઈના પર કેસ ન કરે.

એ પંડિતો ખૂબ, ડાહ્યા, સુજ્ઞ, વિચારશીલ અને સાત્ત્વિકવૃત્તિવાળા હતા. બંને સગા ભાઈ હતાં. બંનેને એકબીજા પ્રત્યે ખૂબ જ લાગણી અને પ્રેમ હતાં. મોટાભાઇને ત્રણ પુત્રો અને નાનાભાઇને એક પુત્ર હતો. બંને ભાઈઓ એકસાથે રહેતાં. બંને ભાઈઓ એકબીજાની અનુકૂળતા જાળવતા. પણ તેમના સંતાનો વચ્ચે કલેશ થવા લાગ્યો. બંને પંડિતોએ વિચાર કર્યો કે આપણી ઉંમર તો હવે વધતી જાય છે. આ જીવનનો પણ કાંઈ ભરોસો નથી. અને આ સંતાનો એકબીજા વચ્ચે સહાનુભુતિ–પ્રેમ રાખી શકતાં નથી. તો આપણી સંપત્તિની વહેંચણી કરી લેવી શ્રેષ્ઠ છે. ઘરમાં લક્ષ્મી સારા પ્રમાણમાં હતી. નાનાભાઇએ કહ્યું,- "આપ આપણી સ્થાવર જંગમ મિલકતનો જે રીતે ભાગ પાડો તે રીતે મને માન્ય છે. મને આપના પર પૂરતો વિશ્વાસ છે કે આપ મારૂં કદિ અશુભ કરશો જ નહિ." મોટાભાઈએ ખૂબ ચતુરાઈપૂર્વક મિલકતને બે ભાગમાં વહેંચી દીધી. અને નાનાભાઈને કહ્યું "આમાં તને ગમે તે એક ભાગ તું લઇ લે." નાનાભાઈએ બધું તપાસ્યું અને બોલ્યો, "ભાઈ, આપે અન્યાય કર્યો છે. મારે કે તમારે આ ધન ક્યાં જોઇએ છે? આ ભાગ તો આપણે આપણા સંતાનો માટે પાડેલા છે. આપને ત્રણ પુત્રો છે. મારે એક છે. તો આ સંપત્તિ ચાર ભાગમાં વિભાજિત થવી જોઇએ. મારા પુત્રને આ લક્ષ્મીનો ચોથો ભાગ મળવો જોઇએ.

એમ કહી નાના ભાઈએ મિલકતને ચાર ભાગમાં વહેંચી. ચારેય પુત્રોને બોલાવી એક એક ભાગ સોંપી દીધો. નાનાભાઈની ઉદારતા અને નિરપેક્ષ વૃત્તિ જોઇ મોટાભાઇને ઘણોજ સંતોષ થયો. આજના જમાનામાં આવી ઉદાર વૃત્તિ ક્યાંય દેખાય છે? સાચી સમજણ એજ સાચી પંડિતાઈ છે. "ખામેમિ સવ્વે જીવા" એમ બોલનારા ઘણા હોય છે પણ અંતરમાં અભેદ દૃષ્ટિ અને મૈત્રીભાવના કેળવનાર કોઈ વિરલ જ હોય છે. આજે તો જ્યાં જુઓ ત્યાં અંદરો અંદર ઝગડા અને ખેંચતાણ જોવા મળે છે. દરેક મુર્છાભાવ ઓછા કરી. "ન જોઈએ ન જોઈએ" આવી ભાવના રાખે તો ઝગડા ન થાય. "મારે જોઈએ, મારે જોઈએ" આ ભાવનાથી ઝગડા થાય છે. એક બીજાના દિલમાં કડવાશના બીજ વવાય છે. આજે માણસને સંગ્રહ કરવાની વૃત્તિ એટલી બધી વધી ગઈ છે કે માણસ માણસને છેતરે છે. હેરાન કરે છે. આખો ને આખો ખાઈ જાય છે. જંગલી પશુઓ પણ સ્વજાતિનું ભક્ષણ નથી કરતા. સિંહ સિંહને ખાતો નથી. વાઘ વાઘને ખાતો નથી, આમાં શહેરી કોણ અને જંગલી કોણ, તે તમેજ વિચારી લેજો.

લોકો પરિગ્રહ માટે અનેક પાપો કરે છે, પણ સાથે શું આવવાનું છે? ઉપાર્જિત ધન-વૈભવ અહીં પડયા રહેશે. અને કરેલાં કાળાં કર્મો દુર્ગતિના દુઃખો દેખાડશે. આ પહેલી પંગતમાં બેસનારા કેટલા ઉપડી ગયા? અનેક. એમ તમારે પણ એક દિવસ જવાનું છે. તે તો નક્કી છે ને? 'હા', તો પછી પરિગ્રહની મૂર્છામાંથી. સ્વાધીનતાએ મુક્ત બનો. જો સ્વાધીનતાએ મુક્ત નહિ થાવ અને પરાણે એ લોચો મૂકવાનો વખત આવશે ત્યારે આંખમાંથી બોર બોર જેવડાં આંસુ પડશે. હૃદય કકળી ઉઠશે. અને અંતરાત્મા અત્યંત દુઃખ અનુભવશે.

નિષધકુમાર સ્વાધીનતાએ સંસારને રાજીનામું આપી છૂટા થવા તૈયાર થયા છે. તેમને સાચી દૃષ્ટિ પ્રાપ્ત થઈ ગઈ છે. એટલે તેને છોડવામાં પણ ખૂબ આનંદ છે. સમજણ પૂર્વક ત્યાગેલ વૈભવ, સ્વજનો, માતપિતા કે સ્ત્રીઓનું સ્મરણ સાચા યોગીને કદી સતાવતું નથી. તે કદી સંસારીના રાગમાં તણાઈ પોતાનાં ચારિત્રનાં ચુરા ન કરે. સર્પ કાંચળી છોડી સડસડાટ ચાલ્યો જાય છે. પાછું વાળીને જોતો પણ નથી. તેમ સાચો વૈરાગી સર્વ બંધનથી મુક્ત બની મોક્ષ મંઝીલને પ્રાપ્ત કરવા તીવ્ર ગતિએ પ્રયાણ આરંભી દે છે...

"नागो व्व बंधाणं छिता अप्पणो वसहिं वह"

સાંકળ આદિ બંધનથી બંધાએલો હાથી બંધનને તોડીને પોતાની વસ્તીમાં ચાલ્યો જાય છે. એમ કર્મના બંધનથી બંધાએલો સાધક-આત્મા, બંધનને તોડી મુક્તિમાં ચાલ્યો જાય છે.

સર્વથા મુક્ત અવસ્થાને પ્રાપ્ત કરવા માટે નિષધકુમાર માતપિતાને સંયમની મહાનતા અને સંસારની અસારતા સમજાવે છે. જાગ્યો કોઈનો દાબ્યો રહી શકે નહિ. અંતે નિષધકુમારને દીક્ષા લેવાની રજા મળે છે. સાચા મોતીનો હાર તૂટે અને મોતી પડવા લાગે તેમ માતાની આંખમાંથી આંસુની ધારા વહે છે. પણ નિષધકુમાર નિર્મોહી બની ગયા છે. પરાધીનતાને ટાળી સ્વાધીનતા પ્રાપ્ત કરવાની તાલાવેલી લાગી છે. ખાવાની તીવ્ર ઈચ્છા હોય અને ખાવા ન મળે તો દુઃખ થાય. પણ ઉપવાસના પચ્ચખાણ કર્યા હોય અને ખાવા ન મળે તો શું દુઃખ થાય? સ્વાધીનતાએ કરેલા તપથી કર્મની નિર્જરા થાય છે. ભગવાન પણ કહે છે કે,

जे य कंते पिए भोए लद्धे विपिट्ठि कुव्वई ॥
साहीणे चयइ भोए सेहु चाइत्ति वुच्चइ ॥ દશ. અ ૨. ગા. ૩

પ્રિય, મનોજ્ઞ અને આનંદ આપનારા ભોગો પ્રાપ્ત થયા હોય અને તેનો સ્વેચ્છાએ ત્યાગ કરી દે, તો તે ખરો ત્યાગી છે, ભોગો નથી મળ્યા અને નથી ભોગવતા તે ત્યાગી

નથી. આ સુંદર અવસર ભોગ વિલાસની મસ્તી માણુવા માટે નથી; પણુ સાધનોનો સદ્વ્યય કરી આત્માની સાથે યુદ્ધ કરવાની જરૂર છે.

"इमेण चेव जुज्झाहि, किं ते जुज्झेण बज्झओ ? जुद्धारिहं खलु दुल्लहं ॥ (આચારાંગ)

તારા અંતરાત્મા સાથે યુદ્ધ કર. બહારના યુદ્ધનું તારે શું પ્રયોજન છે? આંતરિક યુદ્ધ કરવાનો અવસર બધાને સાંપડતો નથી. અને યુદ્ધને યોગ્ય સાધનો પણુ દરેકને મળતાં નથી.

તને મનુષ્યનો દેહ પ્રાપ્ત થયો છે. તો નમાલો થઈ બેસી ન રહે. શૂરવીર બની રણુસંગ્રામમાં ઝંપલાવ. એક એક ઇન્દ્રિયને તાલીમ આપ કે તે બાહ્યભાવમાં ન જાય. આંખોને સીનેમા જોવાનું મન થાય તો કહી દે કે તારો પોતાનો સીનેમા જો. સુંદર પદાર્થો જોઇ મોઢામાં પાણી છૂટે તો તેની ભાવિ પર્યાય વિષ્ટાનો વિચાર કર. કોઈપણુ પદાર્થની એક સાઇડ જોઈ તેના પર મોહી પડશો નહિ. જગતની કોઈપણુ વસ્તુનું દર્શન અધુરૂં કરશો મા. અધુરા દર્શનમાં ભારે જોખમ છે. સ્રીના રૂપ માત્રને જોઇ અટકી ન પડો. ધનની ઉપયોગિતા જોઈ નાચી ન ઉઠો. નવા નવા મોડલો જોઈ આકર્ષાઈ ન જાઓ. વસ્તુના બીજા સ્વરૂપોને પણુ જોવા જ પડશે વસ્તુનું આ સ્વરૂપ ભલે જોયું. પદાર્થનું દર્શન બંધનકર્તા છે જ નહિ, પણુ આટલા માત્રથી તેના તરફ ધસી ન પડો. એક દૃષ્ટિકોણુથી વસ્તુનું દર્શન કર્યું તેમ બીજા દૃષ્ટિકોણુથી પણુ વસ્તુને તપાસો. બીજી દૃષ્ટિથી વસ્તુની વિનાશીતા, અશરણુતા, અનિત્યતાના દર્શન થશે. પછી વસ્તુ પ્રત્યે આકર્ષણુ નહિ રહે, મોહ ઉત્પન્ન નહિ થાય પણુ સુંદર દેખાતો પદાર્થ તમને બિભત્સ દેખાશે. વસ્તુ ક્ષણિક છે તેમ આપણું આયુષ્ય પણુ ક્ષણિક છે. એક કાઠો જન્મનો છે, બીજો કાઠો મૃત્યુનો છે. જીવનરૂપી જલ અવિરતપણે ચાલ્યા જ કરે છે.

"ચેત ચેત ભરતેસર નરરાયા, કાલ ઝપેટા દેત હૈ."

જીવન દીપક એક દિવસ બુઝાઇ જવાનો છે. પણુ સંસારમાં આસક્ત એવા જીવો, નીતિ, ન્યાય અને ધાર્મિકતાને છોડી અનીતિ, અન્યાય અને અધર્મિકતા જીવનમાં આચરી રહ્યા છે. નહિ કરવા યોગ્ય કરી રહ્યા છે, નહિ આચરવા યોગ્ય આચરી રહ્યા છે. પરમાત્માએ બતાવેલ પરમ તત્વ પર પ્રીતિ નથી અને તુચ્છ પદાર્થો માટે રાતદિવસ શ્રમ ઉઠાવે છે અને પદાર્થોની પ્રાપ્તિ થતાં તથા મોટી મોટી પદવીઓ મળી જતાં અભિમાની બની જાય છે. પણુ જ્ઞાનીપુરૂષો કહે છે કે નમ્રતા વિના મોક્ષની પ્રાપ્તિ થતી નથી.

લઘુતાસે પ્રભુતા મિલે પ્રભુતાસે પ્રભુ દૂર,
કીડી મુખ સક્કર લહે, હાથી ફાકત ધૂડ.

કીડી નાની હોવા છતાં ધૂળમાંથી સાકર મેળવી શકે છે. હાથી મોટો હોવા છતાં

તેને ધૂળમાંથી સાકર મળતી નથી. માટે પ્રભુતા જોઈતી હોય તો આત્માને નમ્ર બનાવો– "સમાજમાં, સંઘમાં કે કુટુંબમાં હું જ મોટો, મારા વિના બધું કામ અટકી પડે. મારા જેવી બુદ્ધિ કોઈનામાં નહિ." આવા અભિમાનના શબ્દો બોલશો નહિ. કોઈ તમને સર્વગુણસંપન્ન સુશ્રાવક આદિ કહે તો ફુલાશો નહિ. પણ તમારા જીવનને તપાસજો કે મારામાં આવા ગુણો છે? ગુણ વિનાની પદવી ભારે પડશે. શરીરની રક્ષા માટે મધ, માંસ અને દારૂ પણ વાપરતો હોય. શ્રદ્ધાના પણ ઠેકાણાં ન હોય, અને પોતાની જાતને સુશ્રાવક કહેવડાવતો હોય તો તે શું દંભ નથી?

નિષધકુમાર નિર્દંભ જીવન જીવવા તૈયાર થયા છે. માતપિતાની આજ્ઞા મળી ગઈ છે. હવે મોટા મંડાણે દિક્ષા મહોત્સવ ઉજવાય છે. માતાપિતા પોતાના એકના એક પ્રાણથી પણ પ્યારા પુત્રને પ્રભુ નેમનાથના ચરણોમાં સોંપે છે, અને માતા આશીર્વાદ આપે છે કે "બેટા! અણજીત્યાને જીતજે. જીતેલાનું રક્ષણ કરજે. ઇન્દ્રિયો તથા મનને આધીન બનીશ નહિ. સંયમની અપૂર્વ આરાધના કરતાં દેહની પણ દરકાર કરીશ નહિ, અને આત્માની એવી સાધના કરજે કે ફરી માતાને પેટ જન્મ ન લેવો પડે." નિષધકુમાર અણગાર સંયમ અંગીકાર કરી અગ્યાર અંગનો અભ્યાસ કરે છે. આજે સાધુ સાધ્વીજીઓ આગમનું જ્ઞાન પ્રાપ્ત કરવાની મનોવૃત્તિ ઓછી ધરાવે છે. પણ આગમ અરીસો છે. તેમાં જીવનનું સ્પષ્ટ દર્શન થઇ શકે છે અને યથાર્થ રીતે સ્વ સમયને જાણનાર, પર સમયથી પરાસ્ત થતો નથી. નિષધકુમાર અણગારે ખૂબ સારી રીતે નવ વર્ષ સુધી સંયમનું પાલન કર્યું. તે દરમિયાન વિચિત્ર પ્રકારના તપનું આરાધન કર્યું, અને ૨૧ દિવસનો સંથારો કરી પાપસ્થાનની આલોચના, પ્રતિક્રમણ કરી સમાધિપૂર્વક કાળધર્મ પામી સર્વાર્થ સિદ્ધ વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયા. વરદત્ત મુનિ પૂછે છે કે હે પ્રભુ! તે દેવ કેટલી સ્થિતિએ ઉત્પન્ન થયા? અનંતજ્ઞાની નેમપ્રભુ ફરમાવે છે કે ૩૩ સાગરોપમનું આયુષ્ય ત્યાં ભોગવશે મુનિ કહે છે હે પ્રભુ! કેટલા કર્મ બાકી રહ્યા? પ્રભુ કહે છે હે મુનિ! એક છઠના પચ્ચખાણ કરવાથી જેટલા કર્મ તુટે તેટલાં જ બાકી રહયા અને જીવનું જો વધારે આયુષ્ય હોત તો એટલે કે ૪।। મિનિટ અને ૧૧ સેકંડ એટલા સમયનું વધારે આયુષ્ય હોત તો તેઓ સીધા મોક્ષમાં જાત. સમયની કેટલી કિંમત છે? નિષધકુમારની વિશેષ વાત અવસરે કહેવાશે.

---

બીજા વાટ સંકોરે પણ દિવામાં દીવેલ ન હોય તો પ્રકાશ મળે ક્યાંથી? ભણ- નારમાં બુદ્ધિ ન હોય તો મોટો પ્રોફેસર રાખો તો પણ શું ભણાવી શકે? હાથની કમાણી ન હોય તો પારકાનું આપેલું ક્યાં સુધી ટકી રહે? એમ અમે તમને ચાર માસ દરમ્યાન ખૂબ સંભળાવ્યું પણ તમારામાં જ સત્વ ન હોય તો આગળ કેમ વધી શકો? ઘણાં સાધુસંતોના સમાગમમાં હોય છે ત્યાં સુધી સ્થિર રહે છે, પણ સાધુસંતો વિદાય લે ત્યાર પછી આડા ફંટાઈ જાય.

વીતરાગ પરમાત્માનો માર્ગ અનુપમ છે, એને માટે કોઈ ઉપમા ન આપી શકાય, અને આ પંથે આવ્યા વિના કોઈ ભવ્યાત્મા આત્મ-કલ્યાણ સાધી શકતા નથી. જિનેશ્વર દેવોમાં રાગદ્વેષ નથી, તેથી તેઓ યથાર્થ ભાવોનું યથાર્થ રીતે નિરૂપણ કરે છે સંપૂર્ણ કષાયના ત્યાગ વિના વીતરાગતા ન આવે અને વીતરાગતા વિના સર્વજ્ઞતા ન આવે. જે જીવો પ્રબળ પુરૂષાર્થ કરી રાગદ્વેષનો ક્ષય કરે છે તે કેવળજ્ઞાનને પ્રાપ્ત કરે છે. તિર્થંકર દેવો કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી ઉપદેશ આપે છે ભગવાનની વાણી સાંભળી પ્રતિવાદી નિરુત્તર બની જાય છે. તિર્થંકરના એક હજાર આઠ લક્ષણો હોય છે. સામાન્ય કેવળીમાં ૩૪ અતિશય, ૩૫ વચનાતિશય તથા એક હજાર અષ્ટ વિશિષ્ટ લક્ષણો હોતાં નથી.

નિષધકુમારને ભગવાનનો ભેટો થયો. અને જીવનને અંધકારમાંથી પ્રકાશમાં, અસત્‌માંથી સત્‌માં લઈ ગયાં. સત્સંગથી સત્ય પ્રકાશ લાધે છે. દૃષ્ટિ સમ્યક્ બને છે. જ્ઞાન વિનાના જીવનમાં અંધકાર હોય છે. એક સુંદર બગીચો છે એમાં જાતજાતનાં ફુવારા છે, અત્યંત શોભાવાળી આરસની બેઠકો છે, સુગંધી વેલીઓ, લત્તામંડપ, જળાશયો, મિષ્ટ સ્વાદભર્યા ફળથી લચી પડતાં વૃક્ષો, મનોહર પુષ્પો, કયારાઓ વિ. તમામ સૌંદર્યભરી સામગ્રી બગીચામાં છે. બીજો એક દબદબા ભર્યો મહેલ છે. તે મહેલમાં સોના-ચાંદીની ખુરશીઓ, સુંદરચિત્રો, દેશદેશની કારીગરી બતાવતી સોનાની, રત્નોની હાથીદાંતની, સુખડની, કાચની સેંકડો મહામૂલ્યવાળી વસ્તુઓ મનોહર રીતે ગોઠવી છે ત્રીજું એક શહેર છે. તે શહેરની એક એક વસ્તુ કલામય અને અપ્રતિમ છે ચોથી વસ્તુ તાજમહાલ છે. સૌંદર્યના નમૂનારૂપ છે આ ચારે પર અંધકાર છવાયેલો છે. અંધકારમાં તે જોવા મળે તો કાંઈ પણ દેખી શકાતું નથી. પ્રકાશ હોય તો યથાર્થ રૂપમાં દેખાય.

આ બધાં કરતાં પણ અત્યંત કિંમતી વસ્તુ માનવજીવનમાં છે. અનેક શક્તિઓ છે, તેમાં આશ્ચર્યકારક બુદ્ધિ રહેલ છે. આત્મ ખજાનામાં અનંત નિધાન ભર્યું પડ્યું છે, પણ વૈભવ દેખ્યા વિના તેનું મહાત્મ્ય આવે કેવી રીતે? જ્ઞાનની સર્ચલાઈટ પ્રાપ્ત થાય તો નિજ વૈભવ જોઈ શકાય. આત્મામાં અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંત ક્ષાયક શક્તિ, અનંત પરમક્ષમા, પરમઆર્જવ, પરમસંતોષ, પરમસમતા, પરમશાંતિ, નિસ્પૃહી, સ્વતંત્ર, અરાગી, અદ્વેષી, અમોહિ, અવિકારી, સહજાનંદી, તત્વાનંદી, તતવિશ્રામી-આદિ અનેક

## વ્યાખ્યાન નં.....૧૦૫

## કારતક સુદ ૧૫ ને મંગળવાર તા. ૨-૧૧-૭૧

અનંતજ્ઞાની વિશ્વની વિરલ વિભૂતિ પરમાત્માએ ભવ્યજીવોને સિદ્ધાંત દ્વારા સમજાવ્યા છે. સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલ વસ્તુ તેનું નામ સિદ્ધાંત.

અહીં બારમા ઉપાંગ વહ્નિદશામાં નિષધકુમારનો અધિકાર ચાલે છે. નિષધકુમાર સંયમની ઉત્કૃષ્ટ આરાધના કરી સર્વાર્થસિદ્ધ વિમાનમાં ઉત્પન્ન થયાં. સર્વાર્થસિદ્ધ મહાવિમાનના દેવોનું આયુષ્ય જ. ઉ. ૩૩ સાગરનું છે. પાંચે અનુત્તર વિમાનનાં દેવો એકાંત સમકિતી હોય છે અને સર્વાર્થસિદ્ધના દેવો નિશ્ચય એકાવતારી હોય છે, અત્યારે નિષધકુમાર સર્વાર્થ સિદ્ધ વિમાનમાં છે. જીવનમાં ચારિત્ર એ ખૂબ કિંમતી કોહીનૂર હીરો છે.

મુરબ્બાની શીશીમાં મુરબ્બો ન હોય, અત્તરની શીશીમાં અત્તર ન હોય અને રંગની પેટીમાં રંગ ન હોય તો તેની કંઈ કિંમત નથી. વેપાર ખેડયો, પણ લાભ ન મળ્યો, તો તો તેવા વેપારનું પ્રયોજન શું ? હુંડી હોય પણ તેના પર આંક ન હોય તો હુંડી શા કામની ? તેમ માનવ અવતાર પ્રાપ્ત થયો પણ ચારિત્ર ન હોય તો તે જીવનની કોઈ કિંમત નથી ચારિત્રથી એકઠા થયેલાં કર્મો ખાલી થાય છે.

नाणेण जाणई भावे दंसणेण य सद्दहे
चरित्तेण निगिण्हाइ तवेण परिसुज्झई ॥३५॥

જે જાણ્યું તેને જીવનમાં ઉતારવું જોઈએ. કોઈ કહે રાગ દ્વેષ ન કરવા જોઈએ, તે હું જાણું છું પણ તે જ વ્યક્તિ પ્રસંગ આવે ત્યારે રાગ-દ્વેષના ભાવોથી મુક્ત ન બની શકતી હોય તો તેવા જાણપણાથી શું જીવનનો ઉદ્ધાર થાય ખરો ?

તનડું ભલેને તારૂં આસન વાળે મનડું ચડયું ચકડોળે,
ભજન તારા ગાયા ભગત સાવ એળે, કામ ન આવે ખરી વેળે....ભજન તારા૦

પદ્માસન વાળીને બેસી જાય પણ સમાધિ પ્રાપ્ત ન થાય પરિણામની ધારા સ્થિર ન થાય અને સંકલ્પ વિકલ્પ સતાવ્યા કરતા હોય તો શું ખરેખર ધ્યાન થયું કહેવાશે ? ચાલીસ લોગસ્સનો કાઉસગ્ગ કોઈએ કરાવ્યો પણ સાંભળનાર એક લોગસ્સનો પણ સરખી રીતે ન સાંભળે તો કહેવું પડે કે તનડું સ્થિર બેઠું પણ મનડું સ્થિર થઈ શકયું નથી.

"પરનો સંકોર્યો દીવડો કેટલુંક બળશે, જગે ન જ્યોતિ આપ મેળે,
ભજન તારા ગાયા ભગત સાવ એળે...."

બીજા વાટ સંકોરે પણ દિવામાં દીવેલ ન હોય તો પ્રકાશ મળે ક્યાંથી? ભણ-નારમાં બુદ્ધિ ન હોય તો મોટો પ્રોફેસર રાખો તો પણ શું ભણાવી શકે? હાથની કમાણી ન હોય તો પારકાનું આપેલું ક્યાં સુધી ટકી રહે? એમ અમે તમને ચાર માસ દરમ્યાન ખૂબ સંભળાવ્યું પણ તમારામાં જ સત્વ ન હોય તો આગળ કેમ વધી શકો? ઘણાં સાધુસંતોના સમાગમમાં હોય છે ત્યાં સુધી સ્થિર રહે છે, પણ સાધુસંતો વિદાય લે ત્યાર પછી આડા ફંટાઈ જાય.

વીતરાગ પરમાત્માનો માર્ગ અનુપમ છે, એને માટે કોઈ ઉપમા ન આપી શકાય, અને આ પંથે આવ્યા વિના કોઈ ભવ્યાત્મા આત્મ-કલ્યાણ સાધી શકતા નથી. જિનેશ્વર દેવોમાં રાગદ્વેષ નથી, તેથી તેઓ યથાર્થ ભાવોનું યથાર્થ રીતે નિરૂપણ કરે છે સંપૂર્ણ કષાયના ત્યાગ વિના વીતરાગતા ન આવે અને વીતરાગતા વિના સર્વજ્ઞતા ન આવે. જે જીવો પ્રબળ પુરૂષાર્થ કરી રાગદ્વેષનો ક્ષય કરે છે તે કેવળજ્ઞાનને પ્રાપ્ત કરે છે. તિર્થંકર દેવો કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી ઉપદેશ આપે છે. ભગવાનની વાણી સાંભળી પ્રતિવાદી નિરુત્તર બની જાય છે. તિર્થંકરના એક હજાર આઠ લક્ષણો હોય છે. સામાન્ય કેવળીમાં ૩૪ અતિશય, ૩૫ વચનાતિશય તથા એક હજાર અષ્ટ વિશિષ્ટ લક્ષણો હોતાં નથી.

નિષધકુમારને ભગવાનનો ભેટો થયો. અને જીવનને અંધકારમાંથી પ્રકાશમાં, અસતમાંથી સતમાં લઈ ગયાં. સત્સંગથી સત્ય પ્રકાશ લાધે છે. દૃષ્ટિ સમ્યક્ બને છે. જ્ઞાન વિનાના જીવનમાં અંધકાર હોય છે. એક સુંદર બગીચો છે. એમાં જાતજાતનાં ફુવારા છે, અત્યંત શોભાવાળી આરસની બેઠકો છે, સુગંધી વેલીઓ, લત્તામંડપ, જળાશયો, મિષ્ટ સ્વાદભર્યાં ફળથી લચી પડતાં વૃક્ષો, મનોહર પુષ્પો, ક્યારાઓ વિ. તમામ સૌંદર્યભરી સામગ્રી બગીચામાં છે. બીજો એક દબદબા ભર્યો મહેલ છે. તે મહેલમાં સોના-ચાંદીની ખુરશીઓ, સુંદરચિત્રો, દેશદેશની કારીગરી બતાવતી સોનાની, રત્નોની હાથીદાંતની, સુખડની, કાચની સેંકડો મહામૂલ્યવાળી વસ્તુઓ મનોહર રીતે ગોઠવી છે ત્રીજું એક શહેર છે. તે શહેરની એક એક વસ્તુ કલામય અને અપ્રતિમ છે ચોથી વસ્તુ તાજમહાલ છે. સૌંદર્યના નમૂનારૂપ છે. આ ચારે પર અંધકાર છવાયેલો છે. અંધકારમાં તે જોવા મળે તો કાંઈ પણ દેખી શકાતું નથી. પ્રકાશ હોય તો યથાર્થ રૂપમાં દેખાય.

આ બધાં કરતાં પણ અત્યંત કિંમતી વસ્તુ માનવજીવનમાં છે. અનેક શક્તિઓ છે, તેમાં આશ્ચર્યકારક બુદ્ધિ રહેલ છે. આત્મ ખજનામાં અનંત નિધાન ભર્યું પડયું છે, પણ વૈભવ દેખ્યા વિના તેનું મહાત્મ્ય આવે કેવી રીતે? જ્ઞાનની સર્ચલાઈટ પ્રાપ્ત થાય તો નિજ વૈભવ જોઈ શકાય. આત્મામાં અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંત ક્ષાયક શક્તિ, અનંત પરમક્ષમા, પરમઆર્જવ, પરમસંતોષ, પરમસમતા, પરમશાંતિ, નિસ્પૃહી, સ્વતંત્ર, અરાગી, અદ્વેષી, અમોહિ, અવિકારી, સહજાનંદી, તત્વાનંદી, તત્વવિશ્રામી-આદિ અનેક

ગુણો છે. જો આ નિજવૈભવનું મહાત્મ્ય આવે તો જગતનાં પદાર્થો ખારા લાગે–તણખલા જેવા તુચ્છ લાગે. પોતાના ઘરનું મહત્વ સમજાઈ ગયા પછી પરઘરમાં દોટ મૂકવાનું મન ન થાય. નવી પરણીને વહુ આવે. તે સ્વચ્છંદી મગજની અને ઓછી બુદ્ધિની હોય તો થોડું કામ કરે અને પાડોશીને ત્યાં દોડી જાય અને પાડોશીને પોતાને ઘેર બનેલી બધી વાત કરે. સાસુ, નણંદ, જેઠાણી, સસરા....આદિ સારી રીતે રાખતાં હોય, છતાં તેમનાં અવગુણ ગાયા કરે. ખરેખર તો પોતાની દષ્ટિમાં જ વિષમતા છે. પાડોશી તેને શું સુખ આપી દેવાના હતા ? વિપત્તિ કે દુઃખના પ્રસંગમાં પોતાના ઘરના તેને સહાયક બને પણ પાડોશી શું કરી આપે ? પરિચય વધતાં અને ઘરની એક એક વ્યક્તિના સ્વભાવનો પરિચય થતાં તેને સમજાઈ જાય કે મારી દષ્ટિમાં ભૂલ છે. મારા ઘરના માણસો ખૂબ મમતાળુ છે, પણ આજ સુધી મને તેનો ખ્યાલ ન હતો. આમ ઘરના માણસોનું મહાત્મ્ય આવ્યા પછી પાડોશીને ત્યાં જઈ ઘરનાના અવર્ણવાદ નહી બોલે. નિંદા નહી કરે, પાડોશીની સાથે, રાખવા યોગ્ય સંબંધ રાખશે, પણ વિશેષ નહીં રાખે. એમ આ શરીર પણ પાડોશી છે. આત્મા અને તેનાં અનંત ગુણો પોતાની ચીજો છે. તમને કોના પર વધારે પ્રેમ છે ? શરીર પર કે આત્મા પર ? કોની વધુ જાળવણી કરો છો ? કોની ફરિયાદ વધુ થાય છે ? શરીરની કે આત્માની ? શરીરને કંઈ થાય અને આકુળ વ્યાકૂળ થઈ જવાય.... કાઉસગ્ગ કરવો હોય તો સ્થિરતા ન રહે, સામાયિક કરવાની ઇચ્છા ન થાય. કંદમૂળ વિના તો ચાલે નહિ એટલે તેના પ્રત્યાખ્યાન ન લઈ શકાય. આમ જીવને નિજ ઘરની વાત પર પ્રીતિ નથી. જીવન સુધારણાની અને ધર્મક્રિયાની વાતો નિરસ લાગે છે. અને વેપારની, ખાવાપીવાની વાતો રસપૂર્વક કરાય છે. બે વ્યક્તિ વાત કરતી હોય તો તે સાંભળવા કાનને ત્યાં લઈ જાય છે. પણ નિજ આત્મ–સ્વરૂપની વાત ગમતી નથી. પર–પદાર્થમાંથી પ્રાપ્ત થતું સુખ પ્રત્યક્ષ દેખાય છે તેથી અજ્ઞાની જીવ તે તરફ દોડી જાય છે.

નમિરાજને ઇન્દ્રમહારાજે બ્રાહ્મણનાં રૂપમાં આવીને કહ્યું :–

अच्छेरग मब्भुदए भोए चयसि पत्थिवा
असन्ते कामे पत्थेसि संकप्पेण विहम्मसि. ઉ. અ. ૯ ગા. ૫૧

જે વસ્તુ દેખાતી નથી તેને પ્રાપ્ત કરવા તું પ્રયત્ન કરી રહ્યો છે અને રાજપાટ, ધનવૈભવ આદિનું સુખ તને પ્રત્યક્ષ પ્રાપ્ત થયું છે તેને છોડી દે છે અને દીક્ષા લે છે પણ જેની ઇચ્છા કરે છે તે પ્રાપ્ત થશે નહિ અને જે મળેલું છે તે ચાલ્યું જશે. એના જવાબમાં નમિરાજ કહે છે કે,

सल्लं कामा विसं कामा कामा आसी विसोवमा।
कामे भोए पत्थेमाणा अकामा जन्ति दोग्गइं॥ ઉ. અ. ૯ ગા. ૫૩

આ કામભોગો શલ્યરૂપ છે વિષરૂપ છે કામભોગો આસીવિષ સર્પ જેવા છે કામભોગની અભિલાષા કરવાવાળો પુરૂષ કામભોગનું સેવન ન કરે તો પણ સંકલ્પ માત્રથી તે દુર્ગતિને પ્રાપ્ત કરે છે, વિષયનું ઝેર તો જોવા માત્રથી પણ ચડે છે. આસીવિષ કરતાં પણ ભયંકર છે, તેનું ચિંતન કરનારા પણ કર્મના થોક બાંધે છે.

પર ભાવનું ચિંતન કરવું તે પરઘરમાં જવા બરાબર છે. અંતે કરવાનું તો નિજ ઘરમાં જ છે. પાડોશીને ત્યાં જાવ તો કેટલો વખત ત્યાં રહી શકો? બે કે ચાર દિવસ, પછી તો ઘેર આવવું જ પડે છે. જ્ઞાની પુરૂષો કહે છે કે જેને તું તારૂં ઘર માની રહ્યો છે તે પણ તારૂં ઘર નથી સિદ્ધાલય તે તારૂં શાશ્વત ઘર છે.

"જેવો સિદ્ધ ક્ષેત્રે વસે તેવો આ તન માંહી,
મોહ મેલ કીચડ ભર્યો તેથી સુઝે ન કાંઈ,
મોહ મેલ રાગાદિનો જે ક્ષણ કીજે નાશ,
તે ક્ષણ તે પરમાત્મા પોતે લહે પ્રકાશ"

સિદ્ધદશાને જીવનનું ધ્યેય બનાવો અને સ્વાધ્યાય, વાંચન, સામાયિક, પૌષધ આદિ દરેક ક્રિયા કર્મના કચરા કાઢી આત્માની જ્યોત જગાવવા માટે કરો, ઉત્કૃષ્ટ ચારિત્રની આરાધના કરો. જેની ચારિત્રની ઉત્કૃષ્ટ આરાધના હોય તે સર્વાર્થસિદ્ધમાં જાય. તે વિમાન એક લાખ જોજનનું છે, તેમાં સંખ્યાતા દેવો છે ત્રિછાલોકમાં જંબુદ્રીપ એકલાખ જોજનનો છે અને અધોલોકમાં અપઈઠાણ નરક વાસો એકલાખ જોજનનો છે. ત્રણેય એક બીજાની ઉપર છે. દોરાવા પણ ફેર નથી.

ઉત્કૃષ્ટ આરાધના કરવાવાળો શ્રાવક બારમા દેવલોકમાં જાય. અને જે અભવિ જીવ હોય તે નવગ્રૈવેયક સુધી જઈ શકે. આનું શું કારણ? અભવિ જૈનશાસનમાં દીક્ષા અંગીકાર કરે, ઉગ્રતપની આરાધના કરે, તેમની ચામડી ઉતારી કોઇ મીઠું છાંટે તો પણ ક્રોધ ન કરે એવી ક્ષમા જીવનમાં કેળવે. ચારિત્ર એટલું શુદ્ધ પાળે કે તેની ભૂલ કેવળી પણ ન કાઢી શકે. આવા જીવો નવગ્રૈવેયકમાં જાય છે. દેવલોકના સુખો મળી જાય પણ લક્ષ શુદ્ધ નથી આત્મા તરફની દૃષ્ટિ નથી, તેથી ભવકટ્ટી થતી નથી માટે ધર્મનાં દરેક અનુષ્ઠાનો, આચારો અરિહંત થવાના હેતુથી કરો ધ્યેયને શુદ્ધ બનાવો. જેની દૃષ્ટિ મિથ્યા છે તે દેવલોકના સુખ ભોગવતો હોય છતાં પરમાર્થે દુઃખી છે અને જેની દૃષ્ટિ સમ્યક્ છે તે નરકનાં દુઃખો ભોગવતો હોય તો પણ પરમાર્થે સુખી છે. શ્રેણિક મહારાજનો તથા કૃષ્ણવાસુદેવનો આત્મા અત્યારે નરકનાં દુઃખો ભોગવી રહ્યો છે. ધગધગતા પીંસરા તેના પર પડે છે પણ ત્યાંથી નીકળી તેઓ બંને તીર્થંકર દેવો થવાના છે. પામરમાંથી પરમાત્મા બનવાના છે. કાદવમાંથી કમળ ઉગવાનું છે. આજે કોઈ નિર્માલ્ય અને શક્તિહીણ દેખાતા હોય તે પણ આપણા પહેલા મોક્ષમાં ચાલ્યા જાય તેવું પણ બને. આત્મદૃષ્ટિએ બધાને જુઓ તો કોઈ ઉચ્ચ પણ નથી અને કોઇ નીચ પણ નથી. આ ભવમાં કુતરાની પર્યાયમાં હોય તે મનુષ્ય થઈ મોક્ષમાં પણ ચાલ્યો જાય. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી અમર્યાદિત જ્ઞાન પ્રાપ્ત કરી લે.

જીવનું ભાજન અજીવ છે. અજીવનું ભાજન લોક છે. લોકનું ભાજન અલોક છે. અલોકનું ભાજન કેવળજ્ઞાન અને કેવળ દર્શન છે. કેવળજ્ઞાન અને કેવળદર્શનમાં લોકાલોકના ભાવો દેખાય છે. સર્વજ્ઞ બન્યા વિના સર્વદુઃખમાંથી મુક્ત બની શકાય નહી. સર્વજ્ઞતા જેવી મોંઘી ચીજ પ્રાપ્ત કરવા માટે ભાવપણ મોંઘા જોઈએ, જેઓ પરમાત્મા બન્યા છે તેઓએ કેટલા ઉપસર્ગ પરિસહ સહન કર્યા છે. અત્યારે આપણી કેવી દશા છે? એક વચનમાં વાંકુ પડી જાય છે, ડગલે ને પગલે રાગ–દ્વેષના ભાવો થાય છે. મોક્ષ સુખને પ્રાપ્ત કરવા માટે મરજીવા બની ડુબકી મારવાની છે. જેવા તેવાનું આ ગજુ નથી. દુનિયા વખાણે, વંદન કરે, પૂજા કરે, સત્કાર અને સન્માન આપે તેથી સારા છીએ એમ ભૂલેચૂકેય માનશો નહિ. તારૂં જીવન કેવું છે તે જો. "જેવી કરણી તેવી પાર ઉતરણી" એ અફર વાત છે. તમારૂં જીવન જોવાનો તમને અવકાશ છે ખરો? જીવની પ્રગતિ રૂંધાણી હોય તો તેનું એક જ કારણ છે, તે જગત આખાને જુએ છે પણ પોતાને જ જોતો નથી. કોઈ તમને તમારી ખામી દેખાડે તો તેનો ઉપકાર માનો કે આંખો તાણો? કોઈ તમને એક શબ્દ કહે તે ગમે છે ખરૂં? પગમાં એક કાંટો વાગે તો હજામ આગળ પગ ધરો છો, તમને કાંટો જડતો ન્હોતો અને હજામ દેખાડે, કાઢી દે તો તેનો ઉપકાર માનો છો. પેટમાં અલ્સર થયું હોય અને ડોકટર પાસે જાવ તો તે એકસ રે લે છે અને ચાંદુ દેખાડે છે, પણ સારી ચીજો દેખાડતાં નથી. આ ડોકટરનો પણ તમે આભાર માનો છો પણ કોઈ અવગુણરૂપી ચાંદુ દેખાડે તો દુઃખ થઈ જાય છે. પણ ભાઈ વિચાર કર કે જીવનમાં જ્યાં સુધી અવગુણ છે ત્યાં સુધી વિકાસ નહીં થાય. અવગુણને દૂર કરી નાખો તો જીવન સુંદર બની જશે. કોઈ અવગુણ દેખાડે તો કોપ ન કરવો પણ એમ માનવું કે જે મને ન્હોતું દેખાતું તે દેખાડયું. ડોકટર ચરી પાળવાનું કહે તે બરાબર પાળો ને? ડોકટર કહે–ગળપણ ન ખાવું, ભાત વગેરે ન ખાવું, તો એમ કહો કે અમારે ઘેર ઘણુંય છે! શા માટે ન ખાઈએ? ના.... એમ ન કહો તો આંતરિક દર્દ મટાડવા માટે ગુરૂદેવ જે પરહેજી પાળવાની કહે તે કેમ નથી પાળતાં? ગુરૂજીને કહી દો કે મહારાજ! બટેટા વિના તો મારે ચાલે જ નહિ, મારાથી ઉપવાસ તો થાય જ નહિ. ખરી વાત એ છે કે જીવને પડોશી પ્યારા લાગે છે. શરીર પરનો મોહ છે, શરીરને તંદુરસ્ત રાખવા અનેક કર્મ બાંધે છે. ઇન્દ્રિય અને મનના ગુલામ એવા જીવને આત્માની તો પડી પણ નથી.

"સુખ અનંતું છે નિજ ઘરમાં, પરઘર દુઃખ અપારી,
અહંતા મમતા જડમાં કરે કેમ, ભ્રાન્તિથી દુઃખ ભારી,
આતમ તું નહિ જડનો ભિખારી....
શહેનશાહ તું જગનો સ્વામી....તુજ પદવી લે સંભાળી."

હે આત્મા! તું જડનો ભિખારી નથી. શહેનશાહનો શહેનશાહ અને બાદશાહનો

બાદશાહ છે. તારે આટલી બધી જડની શી પડી છે? અનંતીવાર જડની એંઠ ખાધી છતાં આબાદી ન થઈ; બરબાદ થઈ ગયો. પારકા ઘરમાં જઈને દુઃખને આમંત્રણ આપ્યું. હવે તારા ઘરને સંભાળ. આધ્યાત્મિક દૃષ્ટિ હોય તો જડના મોહ ન રહે. છ ખંડના સ્વામી એવા ચક્રવર્તીના સુખ પણ ફીકકાં લાગે. ગમે તેવાં ભૌતિક સુખો પ્રાપ્ત થાય, છતાં આત્મા તેમાં રાચે નહિ.

સર્વાર્થસિદ્ધના દેવોને ભૌતિક સુખ અત્યંત છે, છતાં તેમાં નહિ રાચતાં દ્રવ્યાનુયોગનો વિચાર કરતાં કરતાં ૩૩ સાગર કયાં ચાલ્યા જાય છે તેની પણ ખબર પડતી નથી.

સર્વાર્થસિદ્ધના દેવતા અવધિજ્ઞાનમાં સાતમી નરકના તળા સુધી દેખી શકે. તેમનાં મનમાં કોઈ સંશય ઉત્પન્ન થાય તો મનથી ઝીલી લે. આયુષ્ય પુરું કરી, ભવનો ક્ષય કરી....સ્થિતિનો ક્ષય કરીને....

"ઇહેવ જંબુદીવે દીવે મહાવિદેહેવાસે ઉન્નાએ નયરે વિશુદ્ધં પિઇવંસે રાયકુલે પુત્તતાએ પચ્ચાયાહિઈ તએણં સે ઉમ્મુકબાલભાવે વિણ્ણુયપરિણયમિત્તે જોવ્વણગમણુપ્પતે તહારૂવાણં થેરાણં અંતિએ કેવલબોહિં બુજ્ઝિહિઈ બુજ્ઝિતા અગારાઓ અણગારિયં પવ્વજ્જિહિઈ।

આ જંબુદ્વીપમાં મહાવિદેહ ક્ષેત્રના ઉન્નાતનગરમાં વિશુદ્ધ પિતૃવંશવાળા રાજકુળમાં નિષધકુમાર પુત્રરૂપે જન્મશે બાલ્યકાળ વીતી ગયા પછી યૌવનમાં આવતાં તથારૂપનાં સ્થવીર પાસે અણગાર બનશે. તે અણગાર ઈર્યાસમિતિ આદિથી યુક્ત થઈ, ગુપ્તબ્રહ્મચારી થશે અને વિચિત્ર પ્રકારના તપનું આરાધન કરશે અને ઘણાં વર્ષો સુધી દીક્ષાપર્યાયનું પાલન કરશે. અંતે એક મહિનાનો અણસણ કરી કેવળજ્ઞાન અને કેવળદર્શનને પ્રાપ્ત કરી સકળ કાર્ય સિદ્ધ કરી છેલ્લા ઉચ્છ્વાસ નિઃશ્વાસો પછી સિદ્ધ થશે અને સંપૂર્ણ દુઃખોનો અંત કરી અવ્યાબાધ સુખને પ્રાપ્ત કરશે. આ નિષધકુમારના જીવનનું વૃતાંત વરદત્ત અણગારને પ્રભુ નેમનાથે કહ્યું અને આપણને પ્રભુ મહાવીર સ્વામીના કહેવાથી જાણવા મળ્યું.

આ વાત સાંભળી ચારિત્રમાર્ગમાં ઉજ્જવળ બનજો. ગમે તે ભવમાં પણ સાધના કર્યા વિના સિદ્ધિ પ્રાપ્ત થવાની નથી. એક સુતારે વૃક્ષ પરની ડાળના લાકડાને ઘણું કાપી નાખ્યું અને થોડું બાકી હતું ત્યાં એ ભોજન માટે નીચે ઊતર્યો. એ વખતે એકદમ વાયરો વાયો અને અડી રહેલું લાકડું નીચે પડયું. તે જોઈ જેણે કાપવાની જ શરૂઆત કરી છે એવો બીજો કોઇ સુનાર રાહ જુએ કે વાયરો વાશે અને લાકડું પડી જશે. તો એમ રાહ જોવાથી લાકડું કપાઈ ન જાય, પણ પુરૂષાર્થ કરવો પડે. એમ કોઈ કહે કે ભરત ચક્રવર્તીને અરીસાભુવનમાં અને મારૂદેવી માતાને હાથીના હોદ્દા પર કેવળજ્ઞાન થયું. એમ અમને પણ કોઈકવાર કેવળજ્ઞાન થઈ જશે, સાધના કરવાની જરૂર નથી. આ માન્યતા મિથ્યા છે. મોક્ષ પ્રાપ્તિ માટે ભગીરથ પ્રયત્ન કરવાની જરૂર છે.

આત્મ સાધના માટે નિષધકુમારનું આદર્શ શ્રાવક જીવન અને આદર્શ સાધુ જીવન તમારી સામે રાખજો. અને એ ગુણોને અને આદર્શોને તમારા જીવનમાં ઉતારજો, તો અવિનાશી કલ્યાણપંથના સાચા પથિક બની શકશો.

---

# સંવત ૧૯૭૨ થી સંવત ૨૦૨૮ સુધીમાં ઘાટકોપર મુકામે થયેલ સંત-સતીજીઓનાં ચાતુર્માસની યાદી

૧૯૭૨ શતાવધાની પં. ર. શ્રી રત્નચંદ્રજી મ. સા. (લીંબડી સંપ્રદાય)
૧૯૭૪ પં. મુનિ શ્રી હર્ષચંદ્રજી મ. સા. (દરિયાપુરી સંપ્રદાય)
૧૯૭૯ પૂ મુનિ શ્રી જવાહરલાલજી મ૦ ( પૂ. શ્રી લાલજી મ.ના સુશિષ્ય)
૧૯૮૨ પૂ. કવિવર્યશ્રી નાનચંદ્રજી મ. સા. ( લીંબડી સંપ્રદાય)
૧૯૯૦ પૂ શ્રી તારાચંદજી મ. તથા શ્રી કીશનલાલજી મ. તથા શ્રી સૌભાગ્યમલજી મ. સાહેબ (માલવપ્રાંતીય)
૧૯૯૧ પૂ. કવિવર્યશ્રી નાનચંદ્રજી મ. સા. (લીંબડી સંપ્રદાય)
૧૯૯૨ બા. બ્ર. પૂ શ્રી વિનયઋષિજી મ તથા શ્રી મોહનઋષિજી મ. સા. ઠા. ૨ (ઋષિ સંપ્રદાય)
૧૯૯૩ પૂ. શ્રી શામજી સ્વામી (લીંબડી સંપ્રદાય)
૧૯૯૪ પૂ શ્રી આનંદઋષિજી મ સા (ઋષિ સંપ્રદાય)
૧૯૯૫ પૂ. મહાસતીજી રંભાકુંવરજી તથા સુમતિકુંવરજી ઠા. ૩ (ઋષિ સંપ્રદાય)
૧૯૯૬ શતાવધાની પં ર. શ્રી રત્નચંદ્રજી મ. ઠા. ૪ તથા પૂ. તારાચંદજી મ. સા. ઠા. ૫
૧૯૯૭ પૂ. પં. શ્રી પુનમચંદજી મ. ઠા. ૩ (લીંબડી સંપ્રદાય)
૧૯૯૯ પૂ મહાસતીજી વિનયકુંવરજી તથા પૂ મ. સ. શ્રી ઉજ્જવલકુંવરજી ઠા. ૭ (ઋષિ સંપ્રદાય)
૨૦૦૦ પૂ. વિનયઋષિજી મ. તથા આત્માર્થી શ્રી મોહનઋષિજી મ. ઠા. ૨ ,,
૨૦૦૨ પં. મુનિશ્રી ગણુલાલજી મ. તથા શ્રી ચાંદમલજી મ. તથા તપસ્વી શ્રી નંદલાલજી મ ઠ. (પૂ. જવાહરલાલજી મ. સા.ની સંપ્રદાયના)
૨૦૦૩ પં. ર. શ્રી પુનમચંદજી મ. તથા ત. શ્રી ડુંગરશી મ ઠા. ૪ (લીં. સં.)
૨૦૦૪ મરુધરમંત્રીશ્રી તારાચંદજી મ. તથા ન્યાય સાહિત્ય વિશારદ શ્રી પુષ્કરમુનિજી ઠા. ૫ (પૂ અમરસિંહજી મ.ની સં.)
૨૦૦૫ પૂ મહાસતી વિનયકુંવરજી, પૂ ઉજ્જવલકુંવરજી ઠા. ૬ (ઋષિ સં.)
૨૦૦૬ આત્માર્થી પૂ. મોહનઋષિજી પૂ. વિનયઋષિજી ઠા. ૨ ,,
૨૦૦૭ શ્રી વર્ધમાન શ્રમણ સંઘના પ્રચારમંત્રી મુનિશ્રી ફુલચંદજી મ. ઠા ૩ (પં.સં.)
૨૦૦૮ પૂ. મુનિશ્રી મોતીલાલજી મ. ઠા. ૩ (ધર્મદાસજી સંપ્રદાય)
૨૦૦૯ પૂ. મહાસતીજી સજ્જનકુંવરજી ઠા. ૪ (ઋષિ સં.)

૨૦૧૦ મરુધર તપસ્વી પં. શ્રી લાલચંદજી મ. તથા
માનમુનિજી, કાનમુનિજી, તથા પારસમુનિજી ઠા. ૪ (ધ. સં.)
૨૦૧૧ મુનિશ્રી મોતીલાલજી મ ઠા. ૩ (ધર્મદાસજી સં.)
૨૦૧૩ કવિવર્ય શ્રી નાનચંદ્રજી મ. સા ઠા. ૨ (લીં. સં.)
૨૦૧૪ મુનિશ્રી સૌભાગ્યમલજી મ. (સંતબાલ)
૨૦૧૫ પૂ. હેમકુંવરબાઈ મહાસતી ઠા. ૩ (લીં. સં.)
૨૦૧૭ પૂ. મહાસતી ગુલાબકુંવરબાઈ ઠા ૩ (ગોંડલ સંપ્રદાય)
૨૦૧૮ પૂ. આચાર્ય મ.શ્રી આનંદઋષિજી ઠા. ૬ તથા
પૂ. મહાસતીજી સુમતિકુંવરજી ઠા. ૭ (ઋષિ સં.)
૨૦૧૯ શતા. પં. ર. શ્રી રત્નચંદ્રજી મ.ના શિષ્ય શ્રી ડુંગરશી મ. ઠા. ૩ (લીં. સં.)
૨૦૨૦ પૂ. મહાસતીજી અમૃતકુંવરજી ઠા ૫ (ઋષિ સં.)
૨૦૨૧ સૌરાષ્ટ્ર કેશરી પૂ. શ્રી પ્રાણલાલજી મ. સા.ના સુશિષ્ય તપોધની પૂ. શ્રી
રતીલાલજી મ. સા. તથા મધુર વ્યાખ્યાતા પૂ. ગીરીશમુનિ ઠા. ૫ (ગોં. સં.)
૨૦૨૨ પૂ. બા. બ્ર. વિદુષી મહાસતીજી શારદાબાઈ ઠા. ૧૪ (ખંભાત સં.)
૨૦૨૩ બા. બ્ર. પં. મુનિ શ્રી વિનયચંદજી મ. ઠા. ૪
(પૂ. કીશનલાલજી મ. સા.ના સુશિષ્ય)
૨૦૨૪ શ્રમણસંઘીય પૂ. મહાસતી વિનયકુંવરજી, રમણિકકુંવરજી તથા
મધુર વ્યાખ્યાતા પ્રમોદસુધાજી ઠા. ૫
૨૦૨૫ માલવકેશરી પ્રવર્તક પં. મુનિશ્રી સૌભાગ્યમલજી મ. સા. તથા
શાસ્ત્રી શ્રી વિજયમુનિજી ઠા. ૬ (શ્રમણસંઘ)
૨૦૨૫ તપોધની પૂ. શ્રી રતીલાલજી મ, તથા શ્રી હસમુખમુનિજી ઠા. ૨ (ગોં. સં.)
૨૦૨૭ પૂ બા. બ્ર. વિદુષી શ્રી લીલાવતીબાઈ મહાસતીજી ઠા. ૧૬
(લીંબડી સંપ્રદાય નાનો)
૨૦૨૮ પૂ. તપસ્વી મહાસતી શ્રી મુકતાબાઈ તથા વિદુષી મહાસતી શ્રી ઉર્વાબાઈ
ઠા. ૧૦ (ગોંડલ સંપ્રદાય)

## શ્રી વ. સ્થા. જૈન શ્રાવક સંઘ–ઘાટકોપરની કારોબારી સમીતીના સભ્યો :

| | | |
|---|---|---|
| (૧) | શ્રી ગીરધરલાલ દામોદરદાસ દફતરી | ટ્રસ્ટી |
| (૨) | ,, દુર્લભજી કેશવજી ખેતાણી | ,, |
| (૩) | ,, રતીલાલ કપુરચંદ ગાંધી | ,, |
| (૪) | ,, રસીકલાલ શીવલાલ શાહ | ,, |
| (૫) | ,, હીરાલાલ બેચરલાલ મોદી | ,, |
| (૬) | ,, પ્રતાપરાય દુર્લભજી ગાંધી.... | પ્રમુખ |
| (૭) | ,, વનેચંદ દેવચંદ ઘેલાણી | ઉપપ્રમુખ |
| (૮) | ,, વ્રજલાલ કપુરચંદ ગાંધી | માનદમંત્રી |
| (૯) | ,, સેવંતીલાલ મણીલાલ શાહ | ,, |
| (૧૦) | ,, લક્ષ્મીચંદ મણીલાલ શાહ | ,, |
| (૧૧) | ,, ગુલાબચંદ ભગવાનજી ઝોંસા | ,, |
| (૧૨) | ,, મણીલાલ કેશવજી ખેતાણી | સભ્ય |
| (૧૩) | ,, નરેન્દ્ર ફીરચંદ ગોસલિયા | ,, |
| (૧૪) | ,, પ્રભુદાસ માણેકચંદ કોઠારી | ,, |
| (૧૫) | ,, હીરાલાલ મોહનલાલ તુરખીયા | ,, |
| (૧૬) | ,, પ્રવીણચંદ્ર શાંતિલાલ શાહ | ,, |
| (૧૭) | ,, મનુભાઈ આર. ખોખાણી | ,, |
| (૧૮) | ,, ભાઈચંદ ગુલાબચંદ ગોદા | ,, |
| (૧૯) | ,, ચમનલાલ દામોદર વોરા | ,, |
| (૨૦) | ,, ગુલાબચંદ વેલજી શેઠ | ,, |
| (૨૧) | ,, ગોવિંદજી વનમાળી તુરખીયા | ,, |
| (૨૨) | શ્રીમતી મધુરાવંતીબેન ત્રિભોવનદાસ શાહ | ,, |
| (૨૩) | ,, કાન્તાબેન રાયચંદ શેઠ | ,, |




---